

ॐ

ब्रह्मसूत्र

सहित

# शारीरक-शांकरभाष्य.



ભાષાંતર કર્તા

**છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.**

આત્મપુરાણ, ઉપનિષદ આદિના અનુવાદ

तावद्गर्जन्ति शास्त्राणि जम्बूका विपिने यथा ।
न गर्जति महाशक्तिर्यावद्वेदान्तकेसरी ॥

પ્રકાશક

**ચુનીલાલ છોટાલાલ શાસ્ત્રી.**

ઘર ના ૪૧ નાગરવાણીઆનો માળો,
ભુલેશ્વર-મુંબઈ.







સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કિંમત રૂ. ૬-૦-૦.

# પ્રસ્તાવના.

> जंतूनां नरजन्म दुर्लभमतः पुंस्त्वं ततो विप्रता ।
> तस्माद्वैदिकधर्ममार्गपरता विद्वत्त्वमस्मात्परम् ॥
> आत्मानात्मविवेचनं स्वनुभवो ब्रह्मात्मना संस्थिति-
> र्मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः पुण्यैर्विना लभ्यते ॥
>
> **विवेकचूडामणि.**

અર્થઃ-પ્રાણીઓમાં માણસનો જન્મ મળવો દુર્લભ છે, તેમા પુરૂષપણું દુર્લભ છે, તેમાં પણ બ્રાહ્મણપણું દુર્લભ છે, તેમાં પણ વેદોક્ત ધર્મના માર્ગમાં તત્પરપણું દુર્લભ છે, તેમાં પણ આત્મા તથા અનાત્માનો વિવેક મળવો દુર્લભ છે. આ થયા પછી સ્વસ્વરૂપનો અનુભવ થવો દુર્લભ છે. તે થવા પછી બ્રહ્મરૂપે ચિત્તની સ્થિતિ કરવી એ દુર્લભ છે; માટે મુક્તિ સેંકડો જન્મોમા કરેલાં કરોડો પુણ્યો વિના મળતી નથી." આ જ હેતુથી શ્રી શંકર ભગવાને બ્રહ્દાર-ણ્યક ઉપનિષદના ૧ લા અધ્યાયના ૪ થા બ્રાહ્મણના પ્રથમ ભાગમાં પુરુષ શબ્દની વ્યુત્પત્તિ કરતા કહ્યું છે કે, पूर्व औषद् इति पूरुषः પૂર્વનાં પાપને જે દહન કરે તે પુરૂષ. આ કહેવાનો ભાવ એ છે કે, પુરૂષ અર્થાત્ મનુષ્ય કર્મ તથા જ્ઞાનના ચિંતનરૂપ અગ્નિવડે અથવા તો કેવળ જ્ઞાનના બળવડે પાપોનું દહન કરે છે અર્થાત્ જે પાપોને ભસ્મીભૂત કરે છે, તેને પુરૂષ કહેવામા આવે છે. પોતાની શક્તિ પ્રમાણે જ્ઞાનવડે જે મનુષ્ય ચિંતન કરે છે, તેને અધિકારી કહેવામાં આવે છે. શ્રી વ્યાસ ભગવાન્ વિરચિત બ્રહ્મસૂત્રનાપર આદિ ભગવાન્ શ્રી શંકરાચાર્યે જે ભાષ્ય રચેલ છે, તેના ચાર અધ્યાયો છે. પ્રથમના અધ્યાયમાં શ્રવણ સંબંધી નિરૂપણ છે, બીજા અધ્યાયમાં જે કાંઇ શ્રવણ થયલું હોય, તે સંબધી મનન કરવાનું નિરૂપણ છે, ત્રીજા અધ્યાયમાં જે કાંઇ મનન કરવામાં આવ્યું-હોય તેનું નિદિધ્યાસન કરવા માટે કહ્યું છે. આમ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તથા જ્ઞાન પ્રાપ્ત થવા પછી મોક્ષની પ્રાપ્તિ છે. આ બાબત ૪ થા અધ્યાયમા જણાવી છે.

શ્રવણઃ-૭ લિંગવડે સર્વ વેદાંતવાક્યોનો અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્યરૂપે જે નિશ્ચય કરવો, તેનું નામ શ્રવણ છે. આ ૭ લિંગ નીચે પ્રમાણેનાં છેઃ-ઉપક્રમ ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફળ, અર્થવાદ તથા ઉપપત્તિ. આમાં ઉપક્રમણ તથા ઉપસંહારનો અર્થ નીચે પ્રમાણેઃછેઃ-પ્રકરણથી પ્રતિપાદિત બ્રહ્મરૂપ અદ્વિતીય વસ્તુના પ્રકરણના આદિમાં તથા અંતમા જે પ્રતિપાદન રૂપે છે, તેનું નામ ઉપક્રમ તથા ઉપસંહાર છે. આદિમા જે પ્રતિપાદન, તે ઉપક્રમ તથા અંતમાં જે પ્રતિપાદન તે ઉપસંહાર. જેમકે છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં પ્રથમ सदेव ઇત્યાદિ મંત્રવડે સત્ બ્રહ્મનું જે પ્રતિપાદન, તે ઉપક્રમ. વળી એ જ છઠ્ઠા અધ્યાયના છેવટમાં " एतदात्म्यमिदं सर्वम् અદ્વિતીય બ્રહ્મથી ભિન્ન કશું નથી." આ રીતનું જે પ્રતિપાદન, તે ઉપસંહાર. હવે ઉપક્રમ તથા ઉપસંહારની મધ્યમા જે વારંવાર પ્રતિપાદન, તેનું નામ અભ્યાસ. જેમકે तत्त्वमसि श्वेतकेतो એમ નવ વાર ઉપદેશ કર્યો છે. વળી પ્રકરણવડે પ્રતિપાદન જે વસ્તુ હોય, તે વસ્તુ પ્રત્યક્ષાદિ પ્રમાણનો અવિષય છે, એમ શ્રુતિના પ્રમાણથી જે સિદ્ધ કરવું, તેનું નામ અપૂર્વતા. જેમકે છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે, વડના બીજરૂપ સૂક્ષ્મ વસ્તુને તું જોઇ શકતો નથી. પ્રકરણવડે પ્રતિપાદિત જે વસ્તુ, તે વસ્તુના જ્ઞાનથી જે પ્રયોજન સિદ્ધ થાય, તે ફળ. જેમકે तत्त्वमसिના જ્ઞાનથી અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિરૂપ ફળ થાય છે. વળી

प्रकरणप्रतिपाद्यस्य प्रशंसनं अर्थवादः અર્થઃ—પ્રકરણવડે પ્રતિપાદિત જે વસ્તુ, તે વસ્તુનું સ્તુતિરૂપે જે નિરૂપણ, તેનું નામ અર્થવાદ. જેમકે येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातम् હે શ્વેતકેતુ ! જેમ એક વસ્તુના શ્રવણવડે અશ્રુત વસ્તુ પણ શ્રુત થાય છે, તથા જે એક વસ્તુના મનનવડે અમત વસ્તુ પણ મનનના વિષયરૂપ થાય છે, તેમજ જે એક વસ્તુના વિજ્ઞાનવડે અવિજ્ઞાત વસ્તુ પણ વિજ્ઞાત થાય છે, તે એક વસ્તુ તેં તારા ગુરૂને પૂછી છે કે નહિ ? આમ કહી અદ્વિતીય બ્રહ્મ વસ્તુનું સ્તુતિરૂપે નિરૂપણ કર્યું છે. આનું નામ અર્થવાદ છે. વળી પ્રકરણવડે પ્રતિપાદિત જે વસ્તુ, તે વસ્તુનું અનેક દૃષ્ટાંતવડે જે પ્રતિપાદન, તેનું નામ ઉપપત્તિ જેમકે મૃત્તિકા તથા સુવર્ણ આદિના દૃષ્ટાંતવડે અદ્વિતીય બ્રહ્મનું જે પ્રતિપાદન, તે ઉપપત્તિ.

હવે મનન એટલે શું, તે સંબધી નીચે પ્રમાણે કહ્યું છેઃ—श्रुतस्यार्थस्योपपत्तिभिश्चिंतनं मननम् અર્થઃ—શ્રવણ કરેલા અદ્વિતીય બ્રહ્મરૂપ અર્થનું શ્રુતિને અનુકૂલ અનુમાન આદિ યુક્તિઓ- વડે જે ચિંતન કરવું, તેનું નામ મનન છે. બીજું विजातीयप्रत्ययतिरस्कारेण सजातीयप्रत्यय- प्रवाहीकरणं निदिध्यासनम् વિજાતીય વૃત્તિઓના તિરસ્કારવડે સજાતીય વૃત્તિનો જે પ્રવાહ કરવો, તેનું નામ નિદિધ્યાસન. દેહાદિ અનાત્મમા આત્મબુદ્ધિ થવી તે વિજાતીય વૃત્તિ. વળી હું બ્રહ્મરૂપે છું, એવી જે વૃત્તિ, તે સજાતીય વૃત્તિ. હવે શ્રવણવડે પ્રમાણગત અસંભાવના નિવૃત્ત થાય છે, મનનવડે પ્રમેયગત અસંભાવના નિવૃત્ત થાય છે તથા નિદિધ્યાસનવડે વિપરીતભાવના નિવૃત્ત થાય છે. અહીં દેહાદિમા જે આત્મબુદ્ધિ થવી, તે વિપરીતભાવના—આ ત્રણ અંતરંગ સાધનવડે અસંભાવના તથા વિપરીત ભાવના નિવૃત્ત થવાથી તત્ત્વ પદાર્થના શોધવડે अहं ब्रह्मास्मि આ રીતનું જે અપરોક્ષ જ્ઞાન થાય તથા તેમ થવાથી જે પરમાનંદની પ્રાપ્તિ થાય તે મોક્ષ છે તથા તે મોક્ષના સંબંધમા ચોથા અધ્યાયમાં નિરૂપણ કર્યું છે.

મારાથી આ ગ્રંથમાં વેદાંતના જે ખાસ શબ્દો હોય છે તે સામાન્ય વાંચનારને ન સમ- જણ પડે, તે માટે તેના પર્યાય ગુજરાતી શબ્દો મૂક્યા છે. આ શબ્દો જો કે પૂરેપૂરા લાયક નથી; પણ સામાન્ય જનસમૂહને સમજણ પડે માટે તેમ કર્યું છે. બીજું શ્રીશંકરભગવાન- ભાષ્યમા પૂર્વપક્ષ તથા ઉત્તરપક્ષ છે, પણ તે બરોબર વાચકને બેસી ન શકે, માટે ગુરૂ શિષ્ય વાદરૂપે અનુવાદ કર્યો છે. આ બ્રહ્મસૂત્રપર રામાનુજનું ભાષ્ય છે, મધ્વનું ભાષ્ય છે તથા શ્રી વલ્લભાચાર્યનું પણ ભાષ્ય છે, જે અણુ ભાષ્યને નામે પ્રસિદ્ધ છે.

હવે, પ્રથમના બે ભાષ્યો સગુણવિદ્યાનું નિરૂપણ કરનારા છે, જેથી નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કરનારા આપણા શ્રીઆદિ શંકરાચાર્યના ભાષ્યથી તદ્દન વિરૂદ્ધ છે, જેથી તે સંબંધે વધારે ઉહાપોહ કરવાની જરૂર નથી. પણ શ્રીવલ્લભ ભગવાન્ તથા શ્રીશંકરભગવાન્ ઘણું કરી મળતા છે તથા જે કાંઇ એકબીજામા વિરોધ છે, તે કેવળ વાણીમાત્ર છે. આ સંબંધી મારા બેઉના સમેલન સંબંધી, કેટલોક ઉહાપોહ કરવાનો વિચાર હતો. પણ મારી જ તરફથી અણુ ભાષ્ય પણ આવા જ વાદવિવાદરૂપે બહાર પડવાનું હોવાથી તે ઉહાપોહ કર્યો નથી. બીજું લડા- ઇને લીધે કાગળની ઘણીજ મોંઘવારી હોવાથી મારાથી કાગળો હલકા વપરાયા છે તથા બહાર દેશાવર છપાવવું પડેલું હોવાથી જે કાંઈ દૃષ્ટિદોષ રહ્યા હોય, તે સુજ્ઞ વાચક હંસક્ષીર ન્યાયની માફક તપાસીને વાચશે, એવી મને આશા છે.

આષાઢ શુક્લ પૂર્ણિમા—<br>વ્યાસપૂર્ણિમા.<br>સંવત ૧૯૭૫.

શ્રીશંકર ભગવાન ગુણાનુવાદક<br>છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.<br>ગુજરાતી પ્રેસના માજી શાસ્ત્રી.

# અનુક્રમણિકા.

## પ્રથમ અધ્યાય–તૃતીયપાદ.

## બ્રહ્મનું જ્ઞેયરૂપે પ્રતિપાદન.

### ભૂમિકા ૧૧૯



## પ્રથમ અધ્યાય–ચતુર્થપાદ.

## સંદિગ્ધ પદોનું સમાધાન.

### ભૂમિકા. ૧૮૯

**દ્વિતીય અધ્યાય–પ્રથમપાદ.**

## દ્વિતીય અધ્યાય–દ્વિતીયપાદ.



## દ્વિતીય અધ્યાય–તૃતીય પાદ.

### જીવ ઈશ્વરના વિરોધનો પરિહાર.

## દ્વિતીય અધ્યાય-ચતુર્થ પાદ

## તૃતીય અધ્યાય–

## નિદિધ્યાસન નિરૂપણ.

### પ્રથમપાદ-સંહારના અવસ્થાભેદ.



## તૃતીય અધ્યાય-દ્વિતીય પાદ.

### જીવની અવસ્થા.

## તૃતીય અધ્યાય-તૃતીય પાદ.

## તૃતીય અધ્યાય-ચતુર્થ પાદ.

## ચતુર્થ અધ્યાય–પ્રથમ પાદ.

### મોક્ષનિરૂપણ–જીવનમુક્તિનિરૂપણ ૬૬૧



## ચતુર્થ અધ્યાય–દ્વિતીય પાદ.

### ઉત્ક્રાંતિ નિરૂપણ.

ભૂમિકા. ૬૯૦

## ચતુર્થ અધ્યાય–તૃતીય પાદ.

ઉત્તર માર્ગ નિરૂપણ ... ૭૦૯



## ચતુર્થ અધ્યાય–ચતુર્થ પાદ.

### બ્રહ્મલોક સ્થિતિ નિરૂપણ

### ભૂમિકા ૭૨

ॐ तत्सत्

ब्रह्मसूत्र सहित

# शारीरकभाष्य–उत्तर मीमांसा.

## ભૂમિકા.

શ્રી શંકર ભગવાન્ પોતાના શિષ્ય સહ વર્તમાન બેઠા હતા. તેવામા તેમના શિષ્યોમાના શ્રી સુરેશ્વર કહેવા લાગ્યા; હે ભગવન્! જડનો ચૈતન્યની સાથે ભેદ, ચૈતન્યનો જડની સાથે ભેદ, જડનો જડની સાથે ભેદ તથા ચૈતન્યનો ચૈતન્યની સાથે ભેદ, આ ભેદો કેવી રીતે છે તથા તે ભેદોને લીધે મારું મન મૂઢ બની ગયુ છે, માટે આપ મારી આ શકાનુ નિવારણ કરો

શ્રી શંકર ભગવાન્–હે શિષ્ય! 'તુ' એવા જ્ઞાનને યોગ્ય જડ તથા 'હુ' એવા જ્ઞાનને યોગ્ય ચૈતન્ય, આ બેઉ, તમ તથા પ્રકાશની માફક વિરુદ્ધ સ્વભાવવાળા છે આ રીતે હોવાથી બેઉનો અન્યોન્યાભાવ અર્થાત્ બેઉ એકરૂપે છે, એમ કહેવુ તદન અયોગ્ય છે, એમ સિદ્ધ થાય છે જ્યારે જડ તથા ચૈતન્યની એકતા નથી, તો પછી તે બેઉના ધર્મોની ઐકયતા પણ કયાથી જ હોઈ શકે? આ પ્રમાણે સિદ્ધ છે આ કારણને લીધે 'હુ' એ જ્ઞાનને યોગ્ય વિષયીરૂપ ચૈતન્યમાં 'તુ' એવા જ્ઞાનને યોગ્ય જડનો અધ્યાસ, તેમ જ ચૈતન્યના ધર્મમા જડના ધર્મનો અધ્યાસ તથા તે જ પ્રમાણે જડમા ચૈતન્યનો તથા તેમના ધર્મોનો અધ્યાસ મિથ્યા છે, એમ કહેવુ યોગ્ય છે. જો કે આમ છે, છતા ઇન્દ્રિયો અને તેના ધર્મો કે જે અત્યત ભિન્ન છે, તેમનો પરસ્પર ભેદ ન સમજી, એક બીજામા એક બીજાના સ્વરૂપનો તથા એકબીજાના

ધર્મનો અધ્યાસ કરી અર્થાત્ આત્મા અને અનાત્માને એક કરી, આ તો હું છું તથા આ મારું છે, એ રીતનો અજ્ઞાનને લીધે અનાદિ વ્યવહાર ચાલ્યા કરે છે.

શિષ્ય:-હે ભગવન્! અધ્યાસ એટલે શું, તે અને સમજાવશો.

ગુરુ:-પૂર્વે જોયેલા પદાર્થનો સ્મૃતિરૂપે અન્યમાં જે ભાસ થવો તે. આના સંબંધમાં કેટલાકનું કહેવું એમ છે કે, એકમાં બીજા ધર્મનો જે ભાસ થવો, તે અધ્યાસ. કેટલાક એમ કહે છે કે, ભેદ ન જાણવાથી એકમાં બીજી વસ્તુનો થતો ભ્રમ તે અધ્યાસ. વળી કેટલાકનું કહેવું એવું છે કે, જે વસ્તુ જે રીતની હોય, તેનાથી ઉલટી રીતે તેની કલ્પના કરવી, તે અધ્યાસ. આ બધાનો ટુંક સાર એટલો જ કે, એકનો અન્ય ધર્મરૂપે ભાસ થવો તથા તેમા જરા પણ ફેરફાર ન થવો, તે અધ્યાસ છે.

શિષ્ય:-આપે, અધ્યાસ કોને કહેવો, તે સંબધી તો કહ્યું. પણ હજી મને સમજણ પડતી નથી. માટે જેમ ગાય તો કહી, પણ શિંગડું પકડી એમ કહીએ કે આનું જ નામ ગાય, તેમ દૃષ્ટાંત આપી, આ બાબત મને સમજાવો તો સારૂં.

ગુરુ:-હે શિષ્ય! લૌકિક વ્યવહારમાં પણ આ રીતનો અનુભવ થાય છે. જેમકે છીપમા રૂપાનો ભાસ થાય છે. જો કે ચંદ્ર એક છે, છતાં આંખના દોષને લીધે ચંદ્ર બે હોય, એવો ભાસ થાય છે.

શિષ્ય:-આત્મા તો કોઈ પણ રીતના વિષયથી રહિત છે. તો પછી વિષયથી રહિત એવા પ્રત્યક્ આત્મામાં વિષયનો તેમ જ તેના ધર્મનો અધ્યાસ કેવી રીતે હોઇ શકે?

ગુરુ-હે શિષ્ય! સર્વ મનુષ્યને પોતાની ઇન્દ્રિયોની સમીપ રહેલ પદાર્થમાં અન્ય પદાર્થનો ભાસ થાય છે તથા તેનું જ નામ અધ્યાસ છે.

શિષ્ય:-પ્રત્યક્ આત્મા, તું અર્થાત્ જડરૂપ જ્ઞાનનો વિષય નથી, એમ આપે પ્રથમ કહ્યું, તો પછી તેવા આત્મામાં અધ્યાસ કેવી રીતે હોઇ શકે?

ગુરુ-આના સંબંધમાં કહેવામાં આવ્યું છે કે, આત્મા (નિયમે કરી,) અર્થાત્ જીવભાવવડે વિષયથી રહિત નથી. કારણ કે આત્મા અર્થાત્ જીવ હું એવા જ્ઞાનનો વિષય છે. વળી આત્મા પ્રત્યક્રૂપે હોય તેમ વ્યક્ત થાય છે. ઇન્દ્રિયની સમીપ રહેલ પદાર્થમાં જ અન્ય વસ્તુનો આભાસ થવો, એવો કાંઈ સર્વત્ર નિયમ હોતો નથી. દૃષ્ટાંત તરીકે આકાશ જે અવ્યક્ત છે, તેમાં અવિવેકીઓ મલીનતાનો આરોપ કરે છે. આ જ પ્રમાણે પ્રત્યક્ આત્મામાં અર્થાત્ જીવમા જડનો જે આરોપ થાય છે તે યોગ્ય છે. આવી રીતના અધ્યાસ અથવા આરોપને વિવેકીઓ અવિદ્યા કરી કહે છે. વિવેકરૂપી સાધનવડે વસ્તુના ખરા સ્વરૂપને જે જાણવું, તેને

વિદ્યા કરી કહેવામાં આવે છે. આ રીતે હોવાથી એક વસ્તુમાં અન્ય વસ્તુનો જે આરોપ થાય છે, તેથી થતા દોષ અથવા ગુણવડે આત્મા જરા પણ લિપ્ત થતો નથી. આ અવિદ્યારૂપી જડ ચૈતન્યનું એક બીજામાં જે આરોપણ થયું, તેને લીધે જ લૈકિક તેમજ વૈદિક પ્રમાણ તથા પ્રમેયરૂપ વ્યવહારો પ્રવૃત્ત થયા છે. તે જ પ્રમાણે વિધિમુખ તથા નિષેધમુખવાળાં તેમ જ મોક્ષ આપવા વાળાં શાસ્ત્રો પણ આ અવિદ્યાને લીધે જ રચવામાં આવ્યાં છે

શિષ્ય – શાસ્ત્રો પ્રત્યક્ષ રીતે અવિદ્યાનો આશ્રય કરનારાં છે ત્યારે તે શાસ્ત્રો પછી પ્રમાણરૂપે કેવી રીતે કહેવાઇ શકે?

ગુરુ:–હે શિષ્ય ! દેહ તથા ઇન્દ્રિયોમાં 'હું' તથા આ મારું' એ રીતનું અભિમાન હોય છે આત્મા આ રીતના અભિમાનથી રહિત છે, તેથી તેની પ્રમાતામાં જ્યારે પ્રવૃત્તિ નથી, તો પછી આત્મા પ્રમાણ પ્રવૃત્તિને પણ યોગ્ય નથી. ઇન્દ્રિયોના ગ્રહણવિના પ્રત્યક્ષ અથવા લૌકિક વ્યવહાર સંભવતો નથી. તે જ પ્રમાણે કોઇના પણ આશ્રય વિના ઇન્દ્રિયોનો વ્યવહાર પણ સંભવતો નથી આત્માના આશ્રયવિના દેહવડે કોઈ પણ પ્રકારનો વ્યાપાર થતો નથી. આ રીતે સર્વમા હોવાથી અસંગ આત્મામા પ્રમાતાપણાની પ્રાપ્તિ નથી. જ્યારે પ્રમાતા પણાની પ્રવૃત્તિ નથી, તો પછી પ્રમાણની પ્રવૃત્તિ ક્યાથી જ હોઈ શકે ? આથી જ અવિદ્યાનો આશ્રય કરનારાં પ્રત્યક્ષાદિ શાસ્ત્રો પ્રમાણરૂપે છે. કારણ કે જે રીતે મનુષ્યનો વ્યવહાર ઇન્દ્રિયાદિવડે થાય છે તે જ પ્રમાણે પશુ આદિનો પણ વ્યવહાર ઇન્દ્રિયોવડે થાય છે. જેવી રીતે પશુ આદિના શ્રોત્રાદિનો શબ્દાદિ સાથે સંબંધ થાય છે તે સમયે શબ્દાદિનું જો પ્રતિકૂલ જ્ઞાન થાય છે તો તે પશુ આદિ ત્યાંથી નાશી જાય છે. પણ જો તેને શબ્દાદિનું ઇન્દ્રિયોને અનુકૂલ જ્ઞાન થાય છે તો તેઓ પ્રવૃત્ત થાય છે. દષ્ટાંત તરીકે દંડ લઇને ઉભેલા પુરુષને જોઈ, આ મનુષ્ય તો મને મારવા ઇચ્છે છે, એમ જાણી તે ત્યાથી નાશી જવાનો પ્રયત્ન કરે છે પણ જો તે જ મનુષ્યના હાથમાં લીલું ઘાસ જૂવે છે, તો તે પશુ તેની સમીપ આવે છે તે જ પ્રમાણે મનુષ્યો પણ ક્રોધિત ચિત્તવાળા તથા ક્રૂર દષ્ટિવડે બૂમ પાડતા અન્ય મનુષ્યોને જોઇ ત્યાંથી ચાલ્યા જાય છે પણ આથી ઉલટું મીઠાં વચન બોલનારા પુરુષ પાસે બીજો પુરુષ જાય છે આ હેતુને લીધે મનુષ્યોનો પ્રમાણ તથા પ્રમેય વ્યવહાર પશુની સદૃશ છે, એમ કહેવાય છે વળી પશુઓનો પ્રત્યક્ષાદિ વ્યવહાર વિવેકથી રહિત હોય છે. પશુઓનો સામાન્ય વ્યવહાર આ રીતે જોવામાં આવવાથી વિવેકી પુરુષનો પ્રત્યક્ષાદિ વ્યવહાર, પણ પશુની સમાન અધ્યાસના વ્યવહાર સમયે જોવામા આવે છે. આ રીતે પ્રત્યક્ષાદિ વ્યવહારના સંબંધમા છે. હવે શાસ્ત્રીય વ્યવહાર વિષે કહેવામા આવે છે જો કે શાસ્ત્રીય વ્યવહારમા વિવેકી પુરુષની, આત્માના પરલોક સંબંધને જાણ્યા વિના, અધિકા-

રની પ્રાપ્તિ થતી નથી, તેમ છતાં વેદાંતવડે જાણવા યોગ્ય, ક્ષુધા પિપાસાદિથી રહિત, બ્રાહ્મણ ક્ષત્રિયાદિના ભેદ વિનાનાં તથા સંસાર વ્યવહારથી રહિત એવાં આત્મતત્ત્વને શાસ્ત્રમાં અધિકાર નથી. આનું કારણ એ કે, તેનું જ્ઞાન ઉપયોગ વિનાનું તથા અધિકારથી રહિત છે. તેથી ઉપર દર્શાવેલા આત્મજ્ઞાનની પહેલાં અનુસરવા યોગ્ય શાસ્ત્ર અવિદ્યાના આશ્રયવાળું કહેવાય છે.

શિષ્યઃ-હે ભગવન્! અવિદ્યાથી આશ્રિત શાસ્ત્ર જે આપે કહ્યું, તેનું દૃષ્ટાંત આપી આપ સમજાવશો.

ગુરુઃ-હે સોમ્ય! બ્રાહ્મણે યજ્ઞ કરવો જોઇએ, ઇત્યાદિ વિધિરૂપવાળાં શાસ્ત્રો આત્માને વિશે વર્ણ, આશ્રમ, વય તથા અવસ્થાદિવિશેષના આરોપનો આશ્રય કરીને રહેલાં છે. અહીં આરોપનો અર્થ એ છે કે, જેને વિષે જે વસ્તુનું અસ્તિત્વ ન હોય, તેને વિષે તે વસ્તુ માની લેવાવાળી બુદ્ધિ દૃષ્ટાંતતરીકે [illegible] હોય [illegible] આત્માને ન્યૂનતાવાળો માનવો અથવા પૂર્ણતાવાળો માનવો, આમ બાહ્ય ધર્મનો આત્મામાં અધ્યાસ થાય છે તે જ પ્રમાણે દેહના ધર્મનું આત્મામાં આરોપણ થાય છે. જેમકે હું સૂકાઇ ગયો છું, હું ગોરો છું, હું આ સ્થળે ઉભો છું, હું અહીંથી જઉં છું તથા હું આનું ઉલ્લંઘન કરું છું. તે જ પ્રમાણે ઇન્દ્રિયોના ધર્મનો પણ આત્મામાં આરોપ થાય છે. જેમકે, હું મૂગો છું, હું કાણો છું, હું નપુંસક છું, હું બહેરો છું તથા હું આંધળો છું. તે જ રીતે કામ, સંકલ્પ, સંશય, નિશ્ચય વગેરે અંતઃકરણના ધર્મનો પણ આત્મામાં આરોપ થાય છે. તે જ રીતે 'હું' એવા જ્ઞાનનો આરોપ મનોવૃત્તિના સાક્ષીરૂપ પ્રત્યક્ આત્મામાં આરોપ થાય છે. તે જ રીતે સર્વના સાક્ષીરૂપ તે પ્રત્યક્ આત્માનો અધિષ્ઠાનપણાવડે અંતઃકરણમાં આરોપ કરવામાં આવે છે. આ રીતે આ અધ્યાસ આદિ અંતથી રહિત તથા નૈસર્ગિક છે, તે મિથ્યા જ્ઞાન સ્વરૂપે છે, કર્તા તથા ભોક્તાની પ્રવૃત્તિ કરાવવાવાળો છે, તથા સર્વ લોકમાં તે પ્રત્યક્ષરૂપે છે. અનર્થના હેતુરૂપ આ અધ્યાસનો નિરાસ કરવા માટે આત્મા એકરૂપે છે, એવી વિદ્યાનું જ્ઞાન થવા માટે સર્વ વેદાન્તનો આરંભ કરવામાં આવે છે. સર્વ વેદાન્તમાં આ જ રહસ્ય છે તથા હું તમો સર્વે શિષ્યોને આ રહસ્ય શારીરક મીમાંસામાં અર્થાત્ ઉત્તર મીમાંસામાં દર્શાવીશ. આ વેદાન્ત મીમાંસાનું પ્રથમ સૂત્ર જે વ્યાસ ભગવાને કહેલ છે તે નીચે પ્રમાણે છેઃ—

# અધ્યાય ૧ લો.

## પ્રથમ પાદ—બ્રહ્માત્મક સ્પષ્ટ વેદવચનનિરૂપણ.

### અધિકરણ૧ લુ'-જિજ્ઞાસા નિરૂપણ.

अथातो ब्रह्मजिज्ञासा. ॥१॥

સૂત્રાર્થઃ-હવે પછી બ્રહ્મનેજાણવાની ઇચ્છા થાય છે.

ટીકા.-શિષ્ય· હેભગવન્। વ્યાસ ભગવાને સૂત્રમાં અથ શબ્દ શા માટે વાપર્યો હશે? જો બ્રહ્મની જિજ્ઞાસા સર્વ મનુષ્યને થાય છે તો પછી અથ કહેવાનું શું પ્રયોજન છે? આ પરથી એમ લાગે છે કે, અમુક સ્થિતિ પ્રાપ્ત થયા પછી જ બ્રહ્મજિજ્ઞાસાનો અધિકાર પ્રાપ્ત થાય છે. માટે આના સંબંધમાં સવિસ્તર ખુલાસો મને કરશો.

ગુરુ-હે શિષ્ય! આ સૂત્રમાં અથ શબ્દ અનંતરપણાનો અર્થ સૂચવે છે. અમુક વસ્તુના આરંભરૂપે આ શબ્દ અહીં વાપર્યો નથી. કારણ કે બ્રહ્મની જિજ્ઞાસાનો આરંભ હોતો નથી. તે જ પ્રમાણે મંગલસૂચક પણ અથ શબ્દ અહીં વાપર્યો નથી. અનંતરના અર્થમાં પ્રયુક્ત થયેલો અથ શબ્દ અહીં મંગલસૂચક છે. બ્રહ્મ જિજ્ઞાસારૂપી ફળની પૂર્વે બીજો કોઈ પણ પ્રવૃત્ત[1] વિષય નહિ હોવાથી, અહીં અનંતરના અર્થમાં અથ શબ્દ વાપર્યો છે. જેવી રીતે ધર્મની જિજ્ઞાસામાં અનંતરપણાના અર્થની પ્રાપ્તિ સમયે, પૂર્વે આચરિત વેદાધ્યયનની અવશ્ય કરી અપેક્ષા પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે બ્રહ્મની જિજ્ઞાસામાં પણ પૂર્વ આચરિત કોઈ અન્ય વિષયની અપેક્ષા હોય છે

શિષ્ય-બ્રહ્મની જિજ્ઞાસાના સંબંધમાં પૂર્વે આચરવા યોગ્ય વિષય કયો હોય છે, તે મને જણાવશો?

ગુરુ-જો કે સર્વદા વેદનું અધ્યયન કરવું જોઈએ, એ વિધિ તો બ્રહ્મજિજ્ઞાસા તથા ધર્મજિજ્ઞાસા એ બેઉમાં સમાન જ છે; પણ તે સિવાય અન્ય વિષય છે. કર્મજ્ઞાનનો વિષય, એ બ્રહ્મજિજ્ઞાસાની પૂર્વનો વિષય છે, એમ કહીએ તો તે અયોગ્ય છે કારણકે વેદાન્તનું અધ્યયન કીધેલાને ધર્મજિજ્ઞાસા થવા પહેલાં પણ બ્રહ્મજિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. જેવી રીતે હૃદયાદિના અવદાનના[2] સંબંધમાં ક્રમ હોય છે, જેમકે પ્રથમ હૃદયનું અવદાન, પછી જિહ્વાનું તથા પછી વક્ષ સ્થળનું, તે જ પ્રમાણે અહીં ક્રમના સંબંધમાં નિયમ નથી આ નિયમ ન

---

૧ વર્ણવવા યોગ્ય
૨ પવિત્ર કરવું.

હોવાનું કારણ એ કે, ધર્મજિજ્ઞાસા તથા બ્રહ્મજિજ્ઞાસા એ બેઉના મધ્યમાં શેષશેષીભાવ[1] અથવા તો અધિકૃત કે અધિકારીપણાનો ભાવ પ્રમાણરૂપે નથી. ધર્મજિજ્ઞાસા તેમ જ બ્રહ્મજિજ્ઞાસા, આ બેઉના ફળમાં પણ ભેદ છે. અભ્યુદય થવો, તે ધર્મજ્ઞાનનું ફળ છે તથા બ્રહ્મજ્ઞાનનું ફળ મોક્ષ છે, વળી મોક્ષદશા પ્રાપ્ત થયા પછી અન્ય કાંઇ પણ કરવાની તેને જરુર પડતી નથી જાણવા યોગ્ય ધર્મ સાધ્યરૂપે અર્થાત્ તે પુરુષના વ્યાપારને અધીન છે પણ જ્ઞાનને સમયે તેમ હોતું નથી. આ સ્થળે તો જિજ્ઞાસાનો વિષય જે બ્રહ્મ, તે સિદ્ધરૂપે છે, પણ સાધ્યરૂપે નથી.. કારણ કે બ્રહ્મ નિત્ય છે, તેથી તે પુરુષના વ્યાપારને અધીન નથી. પ્રેરણા અર્થાત્ વેદવાક્ય મનુષ્યને જૂદી જૂદી રીતનો બોધ કરે છે. જે વેદવાક્ય ધર્મના પ્રમાણરૂપે છે, તે મનુષ્યને પોતાના વિષયમા જોડી તેનો બોધ કરે છે બ્રહ્મપ્રેરણા મનુષ્યને કેવળ બોધ જ કરે છે જ્ઞાનની પ્રેરણાને ઉત્પત્તિભાવ હોતો નથી, માટે તે પ્રેરણાથી પુરુષ જ્ઞાનવિષે પ્રેરાતો નથી. જેમ ચક્ષુ ઇન્દ્રિયની સમીપ અન્ય વિષય આવે છે ત્યારે મનની સહાયતાથી મનુષ્યને અન્ય વિષયનું જ્ઞાન થાય છે તે પ્રમાણે, પુરુષ જ્ઞાનમા પ્રેરાતો નથી. માટે કોઇ અનંતર વિષય પ્રથમ કહેવો જોઇએ, કે જે વિષય પછી બ્રહ્મની જિજ્ઞાસાનો બોધ થાય.

[1] અધિકૃત અધિકારી ભાવ અથવા ગુણ-ગુણી ભાવ

શિષ્ય:-બ્રહ્મજિજ્ઞાસાની પ્રથમનો વિષય શું હશે, તે મને યથાર્થ કહેશો.

ગુરુ:-હે સોમ્ય ! આના સંબંધમાં હું કહું તે સાંભળ. કઇ વસ્તુ નિત્ય છે તથા કઈ વસ્તુ અનિત્ય છે, તે જાણવા સંબંધી જે વિવેક, તે બ્રહ્મજિજ્ઞાસાની પહેલાનો વિષય છે. તે જ પ્રમાણે આ લોકમા તેમ જ અન્ય લોકમાં રહેલ અર્થના સુખપ્રતિ વિરાગ થવો જોઇએ. વળી તેણે શમદમ આદિ સંપત્તિઓ મેળવવી જોઇએ; તથા ત્યાર બાદ મોક્ષની ઇચ્છા. જ્યારે ઉપર દર્શાવેલ વસ્તુની, બ્રહ્મજિજ્ઞાસાની પહેલા પ્રાપ્તિ થાય ત્યારે બ્રહ્મને જાણવાની ઇચ્છા તથા બ્રહ્મનું જ્ઞાન થઈ શકે છે. પણ ઉપર જણાવેલ વસ્તુના અસ્તિત્વ વિના બ્રહ્મની જિજ્ઞાસા થતી નથી. માટે અહીં અથ શબ્દવડે અનંતર વિષયરૂપે સાધન સંપત્તિ કહેવામાં આવી છે. अत: શબ્દ અહીં હેતુ દર્શાવવા માટે મૂકવામા આવ્યો છે. 'तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते अर्थ:—જેમ આ લોકમાં કર્મથી ઉત્પન્ન થયેલ સુખ ક્ષયને પામે છે, તે જ પ્રમાણે પરલોકમા પુણ્યથી પ્રાપ્ત થયેલ સુખ પણ ક્ષયને પામે છે." આ પ્રમાણેનું છાંદોગ્ય ઉપનિષદનું વાક્ય અગ્નિહોત્ર આદિ શ્રેય કરનારા કર્મોનું ફળ અનિત્ય છે, એમ દર્શાવે છે. તે જ પ્રમાણે ब्रह्मविदा-प्नोति पर ઈત્યાદિ તૈત્તિરીય ઉપનિષદનું વાક્ય પરબ્રહ્મના જ્ઞાન થવા પછી મોક્ષની પ્રાપ્તિ થાય છે, એમ દર્શાવે છે. માટે પૂર્વે કહેલ સાધન સંપત્તિ પછી બ્રહ્મની

જિજ્ઞાસા કરવા ચોગ્ય છે. બ્રહ્મને જાણુવાની જે ઇચ્છા, તે બ્રહ્મજિજ્ઞાસા કહેવાય છે. जन्माद्यस्य यत આ સૂત્રમાં જેનું લક્ષણુ કહેવામાં આવશે, તે બ્રહ્મ. આથી બ્રહ્મ શબ્દને જાતિ આદિ અર્થ છે, એવી કદી શંકા કરવી નહિ. ब्रह्मणः અહીં જે ષષ્ઠી વિભક્તિ વાપરી છે, તે કર્મવાચક છે, પણુ સંબંધાર્થના વિષયમાં ષષ્ઠી નથી. કારણુકે જાણુવાની ઇચ્છાનો વિષય જિજ્ઞાસ્ય અર્થાત્ બ્રહ્મ છે. જિજ્ઞાસ્યરૂપ બ્રહ્મ પછી અન્ય કોઇ પણુ વિષયની અપેક્ષા રહેતી નથી.

શિષ્યઃ-હે ભગવન્ ! જો સંબધાર્થ ષષ્ઠી અહી ગ્રહણુ કરીએ તો પણુ બ્રહ્મની જિજ્ઞાસારૂપ કર્મમાં. જરા પણુ વિરોધ આવતો નથી. કારણુ કે જે વસ્તુ સામાન્ય સંબંધને દર્શાવે, તે વિશેષ સંબંધને પણુ દર્શાવે છે.

આ રીતે બ્રહ્મમાં કર્મવાચક ષષ્ઠી વિભક્તિને પ્રત્યક્ષ ત્યાગ કરી, તેની સામાન્ય રીતે પરોક્ષરૂપે કર્મની કલ્પના કરવી, તે વ્યર્થ પ્રયાસ કહેવાય. આ રીતની કોઈ શંકા કરે તો તેના સમાધાનમાં કહેવું કે, તે પ્રયાસ વ્યર્થ નથી. બ્રહ્મનું જ્ઞાન થવા પછી બ્રહ્મને આશ્રયે રહેલ સર્વ પદાર્થનું જ્ઞાન થાય છે. એ આશયને લીધે આ પ્રયાસ વ્યર્થ નથી. જો પ્રધાન વસ્તુનું ગ્રહણુ થાય તો પછી તેને વિશે આશ્રિત સર્વ વિષયનો પણુ સમાવેશ થઈ શકે છે. જ્ઞાનવડે બ્રહ્મની પ્રાપ્તિ કરવી, એ સૌથી વધારે ઇચ્છિત વસ્તુ હોવાથી, તે પ્રધાનરૂપે કહેવાય છે માટે જિજ્ઞાસારૂપ કર્મમાં પ્રધાનવિષયને પ્રથમ ગ્રહણુ કર્યો હોય તો જે જિજ્ઞાસિત વિષયો વિના બ્રહ્મ જિજ્ઞાસિત નથી થતો, તે જિજ્ઞાસિત વિષયનો પ્રધાન વિષયમાં સમાવેશ થતો હોવાથી, તેને માટે પૃથક્ સૂત્રો કરવાની જરૂર રહેતી નથી. દૃષ્ટાંત તરીકે આ રાજા જાય છે; એમ કહેવાથી તે રાજા પોતાના પરિવાર સહિત જાય છે, એમ સર્વ પરિવારનો સમાવેશ થાય છે.

ગુરુ-હે શિષ્ય ! 'यतो वा इमानि भूतानि जायन्ते અર્થઃ-જેમાથી સર્વ ભૂત માત્રની ઉત્પત્તિ થઇ છે' ઇત્યાદિ તૈત્તિરીયની શ્રુતિ તેમ જ 'तद्विजिज्ञासस्व तद्ब्रह्म અર્થઃ-બ્રહ્મને જાણુવાની તું ઇચ્છા કર,' ઇત્યાદિ શ્રુતિ પ્રત્યક્ષ રીતે બ્રહ્મનું જિજ્ઞાસારૂપ કર્મ દર્શાવે છે. માટે કર્મવાચક ષષ્ઠી લેવી, તે સૂત્રની સાથે વધારે બંધબેસતી આવે છે. માટે ब्रह्मण પદમા કર્મવાચક ષષ્ઠી છે. જાણુવાની જે ઇચ્છા, તે જિજ્ઞાસા. વાચ્ય એવા સદ્બ્રહ્મની ઈચ્છાનું કર્મ એ છે કે, તેને ઓળખવા સુધીની જ્ઞાનપ્રાપ્તિ થવી. કારણુ કે જે કોઈ પણુ કામના થવી, તેના ફળરૂપે કોઈ વિષય હોવો જ જોઇએ. અહી જ્ઞાનરૂપી પ્રમાણુવડે જાણુવા માટે ઇચ્છિત જે વિષય છે, તે બ્રહ્મ છે. આ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થવો, તેનું નામ મોક્ષ છે. કારણુ કે સંસારના બીજરૂપ અશેષ અવિદ્યારૂપી અનર્થનો બ્રહ્મસાક્ષાત્કારવડે નાશ થાય છે. માટે બ્રહ્મને જાણુવાની ઇચ્છા કરવી જોઇએ.

શિષ્ય-હે ભગવન્! આ બ્રહ્મ પ્રસિદ્ધ છે કે અપ્રસિદ્ધ છે? જો બ્રહ્મ પ્રસિદ્ધ હોય તો પછી તેને જાણવાની ઇચ્છા રહેતી નથી. જો આપ તેને અપ્રસિદ્ધ કહો તો પછી તેને જાણી શકવો અશક્ય છે. માટે બ્રહ્મ કેવા પ્રકારનો છે?

ગુરુ-બ્રહ્મનું સ્વરૂપ કેવું છે, તે તું સાંભળ તે નિત્યરૂપે, શુદ્ધરૂપે, બુદ્ધરૂપે તથા મુક્તરૂપે છે. વળી તે સર્વજ્ઞ તથા સર્વ શક્તિથી યુક્ત છે. બ્રહ્મ શબ્દની વ્યુત્પત્તિવડે તેમા નિત્ય શુદ્ધત્વનો અર્થ પ્રતીત થાય છે બ્રહ્મ શબ્દ બૃહ્ ધાતુ પરથી થયો છે. તે સર્વના આત્મારૂપ હોવાથી, બ્રહ્મનું અસ્તિત્વ પ્રસિદ્ધ છે. કારણકે આત્મા છે, એ રીતની પ્રતીતિ સર્વને થાય છે. હું નથી, એમ કોઇને પણ પ્રતીતિ થતી નથી. જો આત્માના અસ્તિત્વની પ્રસિદ્ધિ ન હોય તો, હું નથી, એ રીતની જ બધાને પ્રતીતિ થવી જોઇએ. આ બ્રહ્મ જ આત્મારૂપે છે.

શિષ્ય-જો લોકમાં બ્રહ્મ, આત્મા એ નામથી પ્રસિદ્ધ છે તો તે ઓળખાયલો જ છે. પછી તેને ઓળખવાની અભિલાષા કયા રહી?

ગુરુ-હે શિષ્ય! એમાં તારી ભૂલ છે. એમ નથી જો કે સામાન્ય સ્વરૂપ તો ઉપર પ્રમાણે છે. પણ તેના વિશેષ સ્વરૂપો વિશે ભિન્ન ભિન્ન મતો છે. આ મત નીચે પ્રમાણે છે:-કેટલાક ચૈતન્ય-વિશિષ્ટ દેહમાત્રને આત્મા માને છે આ પ્રમાણેનું માનવું પ્રાકૃત મનુષ્યોનું તથા લોકાયતિકોનું છે કેટલાકનું માનવું એમ છે કે, જેટલી ઇન્દ્રિયો છે તેટલાં ચેતનો છે તથા તે જ આત્મા છે. કેટલાક મનને આત્મારૂપે માને છે. કેટલાક બૌદ્ધ મતાનુયાયીઓ ક્ષણિક જે, વિજ્ઞાન માત્ર, તે જ આત્મા છે, એમ માને છે. કેટલાક આત્મા શૂન્યરૂપે છે એમ માને છે. કેટલાક એમ કહે છે કે, દેહાદિથી ભિન્ન, સંસારીરૂપે, કર્તારૂપે તથા ભોક્તારૂપે આત્મા છે. કેટલાક એમ કહે છે કે, આત્મા ભોક્તારૂપે છે, પણ કર્તારૂપે નથી. કેટલાક એમ કહે છે કે, ભોક્તાપણાથી રહિત, સર્વજ્ઞરૂપે તથા સર્વ શક્તિરૂપે આત્મા છે. કેટલાક એમ માને છે કે, ભોક્તાનો અર્થાત્ જીવનો ઇશ્વર, તે આત્મા છે. આ રીતે યુક્તિ, વાક્ય તથા તેના આભાસને આશ્રયવાળો અનેક મતો છે. આ સર્વનો વિચાર કર્યા વિના ગમે તે આ માંહેલા એક મતને માનનારાનો મોક્ષ-વિષય નાશ પામે તથા અનર્થની પ્રાપ્તિ થાય, એ જ કારણથી બ્રહ્મજિજ્ઞાસા-પૂર્વક આ વેદાંતવાક્ય મીમાંસા છે. આ આ મીમાંસામા વિરોધતાથી રહિત તર્કો આપેલા છે તથા તે મોક્ષ પદાર્થના સૂચક છે.

આ રીતે બ્રહ્મને જાણવાની ઇચ્છા કરવા યોગ્ય છે, એના સંબંધી જેટલો જોઇએ તેટલો, હે શિષ્ય! મેં તને બોધ આપ્યો. હવે તે બ્રહ્મનું લક્ષણ કેવા પ્રકારનું છે, તે જાણવું જોઇએ. આના સબંધમા વ્યાસ ભગવાને નીચે પ્રમાણેનું બીજું સૂત્ર રચેલ છે.

## અધિકરણ ૨ જું-લક્ષણ નિરૂપણ.

जन्माद्यस्य यत ॥२॥

સૂત્રાર્થ-જેમાંથી આ જગતની ઉત્પત્તિ આદિ થાય છે તે બ્રહ્મ.

ટીકાઃ-જન્મ અર્થાત્ ઉત્પત્તિ આદિ જેને હોય, તે જન્માદિ કહે-વાય. આ સ્થળે ગુણવડે દર્શાવનાર બહુવ્રિહિ સમાસ છે. આ સમાસનો અર્થ એ છે કે, જન્મની પછી સ્થિતિ તથા લય હોય છે. અહી જન્મને આ-દિપણું કહેવાનું કારણ એ કે, શ્રુતિ વિશે તેના સંબંધી કહેવામાં આવ્યું છે, તેમ જ વસ્તુનો સ્વભાવ પણ તે જ રીતનો હોય છે. यतो वा इमानि भूतानि जायन्ते આ તૈત્તિરીય શ્રુતિવડે બ્રહ્મમાંથી સર્વ વસ્તુનો જન્મ થયો છે, તેમ જ સર્વની સ્થિતિ તથા લય બ્રહ્મને વિશે છે, એમ ક્રમ દર્શાવવામાં આવ્યો છે. જન્મવડે મેળવેલ અસ્તિત્વવાળા વિષયને સ્થિતિ તથા લયનો સંભવ હોવાથી અહી વસ્તુસ્વરૂપ પણ દર્શાવવામાં આવ્યું છે. પ્રત્યક્ષાદિ પ્રમાણરૂપ વિષયને इद- આ રૂપે અહી દર્શાવવામાં આવેલો હોવાથી अस्य શબ્દનો પ્રયોગ કર્યો છે. अस्य એ રીતે છઠ્ઠી વિભક્તિ જે મૂક-વામાં આવી છે, તે જન્માદિ સંબંધનો અર્થ દર્શાવવા મૂકવામા આવી છે. કારણ-ને દર્શાવવા માટે यत: શબ્દ મૂકયો છે. નામ તથા રૂપે કરી વ્યક્ત થયેલ, અનેક પ્રકારના કર્તા તથા ભોક્તાથી યુક્ત, નિયમ પ્રમાણે દેશ, કાળ તથા નિમિત્ત-રૂપી ક્રિયાના આશ્રયવાળાં, મનથી પણ ચિંતન ન થઇ શકે એવી રચનાવાળા આ જગતના ઉત્પત્તિ, સ્થિતિ તથા લય, સર્વજ્ઞરૂપ તેમજ સર્વ શક્તિરૂપ કારણમાં-થી થાય છે તથા તે બ્રહ્મ કહેવાય છે. વિકારયુક્ત અન્ય સર્વ પદાર્થનો પણ આ ત્રણને વિશે જ અંતર્ભાવ થાય છે. માટે અહી ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને ગ્રહણ કરવામાં આવ્યાં છે.

શિષ્યઃ-હે ભગવન્! જ્યારે યાસ્કા-ચાર્યે કહેલ ઉત્પત્તિ, સ્થિતિ આદિ ભાવોનું ગ્રહણ કરીએ છીએ ત્યારે જગ-તની સ્થિતિ સમયે પણ ઉત્પત્તિ હોવાથી મૂળ કારણ બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ ગ્રહણ કરેલાં ન હોવાં જોઇએ

ગુરુઃ-આ રીતની શંકા કરવી, તે યોગ્ય નથી. કારણ કે બ્રહ્મની જે ઉત્પત્તિ છે, તેમાં જ સ્થિતિ તથા લય, એમ ત્રણે ગ્રહણ કરેલાં છે. ઉપર દર્શાવેલ વિશિષ્ટ સ્વભાવવાળા જગતની ઉપરોક્ત વિશિષ્ટ ઇશ્વરને છોડી દઇ, અન્ય વસ્તુ-માંથી, જડ પ્રધાનમાંથી, અણુમાંથી, અભાવમાંથી અથવા તો સંસારી એવા જીવમાથી ઉત્પત્તિ આદિ માનવી, તે અયોગ્ય છે.

તેજ પ્રમાણે એની મેળે જ ઉત્પત્તિ આદિ થાય છે, એમ શંકા કરવી, તે પણ ખોટી છે. કારણકે વસ્તુની ઉત્પ-ત્તિમાં દેશ, કાલ તથા નિમિત્તનું ગ્રહણ કરવામાં આવે છે. ઇશ્વરને કારણરૂપે માનનારાઓ જીવથી ભિન્ન ઇશ્વરનું અસ્તિત્વ આદિ જે સાધન માને છે, તે

કેવળ તર્કરૂપ છે, પણ શ્રુતિ વચનના પ્રમાણરૂપે નથી.

શિષ્યઃ-ત્યારે જન્માદિ સૂત્રમાં પણ તે જ રીતના ભાવનો સમાવેશ હોવો જોઈએ.

ગુરુઃ-ના, તેમ નથી. સૂત્રનું પ્રયોજન તો એટલું જ છે કે, વેદાંતના વાક્યરૂપી પુષ્પોને ગોઠવવાં. સૂત્રોમાં વેદાંત વાક્યોનું ઉદાહરણ લઈ વિચાર કરવામાં આવે છે. વેદાંત વિચારવડે જે નિશ્ચય કરવામાં આવે, તેનું નામ બ્રહ્મજ્ઞાન છે. આ બ્રહ્મજ્ઞાનમાં અનુમાન આદિ પ્રમાણોની અપેક્ષા હોતી નથી.

શિષ્યઃ-જો કે જગતના જન્મ આદિ કારણ દર્શાવનારાં જે વેદાંત વાક્યો છે, તેનો અર્થ વધારે દઢીભૂત થવા માટે વેદાંત વાક્યને અનુસરનારાં પ્રમાણોની આવશ્યકતા હોય છે. આ રીતે શ્રુતિ પણ સહાયાર્થે તર્કનો ઉપયોગ કરે છે. જેમકે બૃહદારણ્યક ઉપનિષદમાં કહ્યું છે કે, 'श्रोतव्यो मन्तव्य. અર્થઃ-બ્રહ્મનું શ્રવણ તથા મનન કરવું જોઈએ.' તે જ રીતે છાંદોગ્ય ઉપનિષદમાં કહ્યું છે કે, "पण्डितो मेधावी गंधारानेवोपसंपद्येतैवमेवेहाचार्यवान् पुरुषो वेद अर्थः- પંડિત તથા બુદ્ધિમાન્ કહેલા માર્ગે જવાથી ગંધાર દેશને પ્રાપ્ત કરે છે. તે જ રીતે આચાર્યની સહાયતાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે." આ રીતે શ્રુતિ, બુદ્ધિની સહાયતાની જરૂર છે, એમ દર્શાવે છે.

ગુરુઃ-જેમ ધર્મજિજ્ઞાસામાં શ્રુતિ આદિ જ પ્રમાણ હોય છે, તેમ બ્રહ્મજિજ્ઞાસામાં કેવળ શ્રુતિ આદિ જ પ્રમાણ નથી. પણ શ્રુતિ તેમ જ યથાશક્તિ અનુભવ પણ પ્રમાણરૂપે છે. કારણ કે બ્રહ્મસાક્ષાત્કારનું અંત અનુભવ હોય છે તથા તે સિદ્ધ વસ્તુના અર્થાત્ બ્રહ્મના વિષયરૂપ હોય છે. કર્તવ્ય વિષયમાં અર્થાત્ સાધ્ય વિષયમાં અનુભવની જરૂર પડતી નથી. પણ તેમાં તો કેવળ શ્રુતિ જ પ્રમાણરૂપે હોય છે. વળી સાધ્ય વિષય પુરુષના વ્યાપારને અધીન હોય છે, માટે તે વસ્તુ કરવી, નહિ કરવી અથવા તો ઉલટી રીતે કરવી, તે પુરુષને અધીન છે. જેમકે અશ્વવડે તે મનુષ્ય જાય છે. અહીં એમ થાય કે, તે પગે કરી, બીજી રીતે અથવા તો ન પણ જાય. તે જ રીતે અતિરાત્ર નામના યાગમાં શોડષિ નામનું બળિદાન મનુષ્ય ગ્રહણ કરે છે અથવા નથી પણ ગ્રહણ કરતો. તેમ જ સૂર્યનો ઉદય થાય ત્યારે મનુષ્ય હોમ કરે છે અથવા સૂર્યનો ઉદય થવા પહેલાં તે હોમ કરે છે. આ પ્રમાણે વિધિ મુખવચન, નિષેધ મુખવચન તેમ જ વિકલ્પ, સામાન્ય નિયમ તથા અપવાદ કોઈ પણ પ્રકારે થઈ શકે, પણ સિદ્ધ વસ્તુના સંબંધમાં 'આ પ્રમાણે આ વસ્તુ છે, આ પ્રમાણે નથી અથવા તો તેનું અસ્તિત્વ જ નથી' એ રીતની કોઈ પણ પ્રકારની કલ્પના કરવી અશક્ય છે. મનુષ્યની બુદ્ધિની સહાયતાની આવશ્યકતા કલ્પનામાં હોય છે.

પણ યથાર્થ જ્ઞાનયુક્ત સિદ્ધ વસ્તુના સંબંધમાં પુરુષની બુદ્ધિની આવશ્યકતા હોતી નથી.

શિષ્યઃ–જ્યારે તમે એમ કહો છો ત્યારે હું આપને પૂછું છું કે, સિદ્ધ વસ્તુને કોની સહાયતા હોવી જોઇએ ?

ગુરુઃ– જે સિદ્ધ વસ્તુ છે, તે તો પોતાને જ અધીન છે અર્થાત્ તે સ્વ-તંત્ર છે. દષ્ટાંત તરીકે એક થાંભલો હોય, તેના સંબંધમાં એક તેને થાંભલો દેખે તથા બીજો તેને પુરુષરૂપે કે અન્ય-રૂપે દેખે, એમ હોતું નથી. અહીં થાંભ-લાને તેના મૂળરૂપે જોવો, તે તત્વજ્ઞાન છે. તેને પુરુષરૂપે કે કોઈ અન્ય પદા-ર્થરૂપે જોવો, તે મિથ્યા જ્ઞાન છે. આ સિદ્ધ વસ્તુનું જ્ઞાન સ્વતંત્ર હોય છે. તે જ રીતે સિદ્ધ વસ્તુનું પ્રમાણ પણ પોતાને અધીન હોય છે. આ રીતે હોવાથી બ્રહ્મજ્ઞાન પણ પોતાને જ અધીન છે. કારણ કે તે સિદ્ધ વસ્તુના વિષયરૂપ છે.

શિષ્યઃ–જ્યારે બ્રહ્મ સિદ્ધ વસ્તુના વિષયરૂપ છે ત્યારે તેનું અન્ય પ્રમાણ-વિષય હોવું જોઇએ તથા તેમ ન હોય તો વેદાંતવાક્યનું જે મનન કરવું, તે ફોકટ છે

ગુરુઃ–ના, તેમ નથી. આ સિદ્ધ વસ્તુ ઇન્દ્રિયના અવિષયરૂપ છે, જેથી કોઇ પણ પ્રકારનો સંબંધ તેને વિશે હોઇ શકતો નથી. સ્વભાવથી જ ઇન્દ્રિયો બાહ્ય હોવાથી તે બાહ્ય વિષયનું ગ્રહણ કરે છે. પણ તે ઇન્દ્રિયો બ્રહ્મના વિષયરૂપે થતી નથી. કારણ કે ઇન્દ્રિયો બાહ્ય છે. જો આપણે બ્રહ્મને ઇન્દ્રિયના વિષયરૂપે માનીએ તો બ્રહ્મ સહિત આ જગત્ કાર્યરૂપે છે, એમ ગ્રહણ થાય. બ્રહ્મ સહિત કાર્યરૂપ જગત્ ગ્રહણ કરવું કે કોઈ અન્ય વસ્તુથી યુક્ત કાર્યરૂપે જગત્ ગ્રહણ કરવું, આ રીતનો નિશ્ચય કરવો અશક્ય હોવાને લીધે जन्मादि સૂત્રની યોજના કરવામાં આવી છે. કોઈ પણ રીતના તર્કનો સમાવેશ કરવા માટે जन्मादि સૂત્રની યોજના નથી કરવામાં આવી. કેવળ વેદાંતવાક્યનું સૂચન કરવા માટે જ આ સૂત્રની યોજના કરી છે.

શિષ્ય –હે ભગવન્ ! આ વેદાન્ત વાક્ય કયું છે, કે જેને અર્થે આ સૂત્રની યોજના કરવામાં આવી છે ? આપ મને તે વાક્ય દર્શાવશો કે, જેથી મને પૂર્ણ રીતે આ સૂત્રમાં સમજણ પડે.

ગુરુઃ–" भृगुर्वै वारुणिः पितरमुपससार अधीहि भगवो ब्रह्मेति અર્થઃ–વરુણપુત્ર ભૃગિઋષિ પોતાના પિતા પાસે આવી કહેવા લાગ્યા કે, હે ભગવન્ ! મને બ્રહ્મનો ઉપદેશ કરો." ત્યારે તેમના પિતાએ કહ્યું કે "यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म અર્થઃ–જેમાંથી સર્વ ભૂત માત્રની ઉત્પત્તિ થાય છે, જેની સહાયતાથી ઉત્પન્ન થયેલ ભૂતો સ્થિતિ કરે છે તથા જેના ગમનથી ભૂત માત્રનો લય થાય છે, તે જ બ્રહ્મ છે. વળી બ્રહ્મ સંબંધીનો નિર્ણય કરવા

બીજું વેદાંત વાક્ય નીચે પ્રમાણે છે–
"आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते आनंदे जातानि जीवन्ति आनंद प्रयन्त्यभिसंविशन्ति
અર્થ:–જે આનંદરૂપમાંથી સર્વ પ્રાણી માત્રની ઉત્પત્તિ થાય છે તથા જે આનંદના અસ્તિત્વથી ઉત્પન્ન થયેલ ભૂતો સ્થિતિ ભોગવે છે તથા જે આનંદના નિર્ગમનથી ભૂત માત્રનો લય થાય છે તેજ બ્રહ્મ છે." આ પ્રમાણેના ઉત્પત્તિ દર્શાવનારાં અનેક વેદાંતવાક્યો છે. આ સર્વ વાક્યો એમ દર્શાવે છે કે, બ્રહ્મ નિત્યરૂપે, શુદ્ધરૂપે, બુદ્ધરૂપે, મુક્ત સ્વભાવરૂપે, સર્વજ્ઞ સ્વરૂપે તથા કારણરૂપે છે. બ્રહ્મને જગતના કારણરૂપે સૂચવવાથી તે સર્વજ્ઞરૂપે છે, એમ થઈ શકે છે. (૨)

આનો પૂર્ણ રીતે સર્વજ્ઞરૂપે નિશ્ચય કરવા શ્રી વ્યાસ ભગવાને બ્રહ્મના લક્ષણ સંબંધી ત્રીજું સૂત્ર નીચે પ્રમાણે રચ્યું છે:–

## અધિકરણ ૩ જું–બ્રહ્મના લક્ષણમાં શાસ્ત્રનું પ્રમાણ.

शास्त्रयोनित्वात् ॥३॥

સૂત્રાર્થ:–શાસ્ત્રનું પ્રમાણ છે કે, બ્રહ્મ સર્વજ્ઞરૂપે છે.

ટીકા:–અનેક વિદ્યાના સમૂહોથી અર્થાત્ પુરાણ, ન્યાય, મીમાંસા આદિ શાસ્ત્રોના આધારભૂત, દીવાની માફક સર્વ રીતના અર્થને પ્રકાશ કરવાવાળા તથા સર્વજ્ઞ સદૃશ ઋગ્વેદાદિ મહાન્ શાસ્ત્રનું પ્રમાણ બ્રહ્મ છે. શાસ્ત્રમાં બ્રહ્મ સંબંધી સૂચન કરવામાં આવ્યું છે. ઋગ્વેદાદિ લક્ષણવાળા, સર્વ ગુણથી યુક્ત એવા શાસ્ત્રની સર્વજ્ઞસ્વરૂપ બ્રહ્મ સિવાય અન્યમાંથી ઉત્પત્તિ થવી સંભવતી નથી. જે પુરુષવિશેષથી વિસ્તારવાળા શાસ્ત્રની ઉત્પત્તિ થઈ છે, તે પુરુષ પુષ્કળ જ્ઞાનવાન્ હોવા જોઈએ. જે પાણિની આદિ મહાત્માથી જ્ઞેયના એક દેશને સૂચવનારાં વ્યાકરણ આદિની ઉત્પત્તિ થઈ છે, તે મહાત્માથી પણ અધિક જ્ઞાનવાન્ બ્રહ્મ સૂચવનારાં શાસ્ત્રને રચનારા હોવા જોઈએ આ રીતે લોકવિશે પ્રસિદ્ધ છે. ભિન્ન ભિન્ન શાખાઓથી રહિત, દેવ, પક્ષી, મનુષ્ય, વર્ણ તથા આશ્રમ આદિ વિભાગના કારણરૂપ, સર્વ જ્ઞાનના સમૂહરૂપ ઋગ્વેદ આદિ સંજ્ઞક શાસ્ત્રની પ્રયત્ન વિના પુરુષના નિઃશ્વાસની માફક લીલા માત્રવડે જે મહાન્ કારણરૂપ ભૂતમાંથી ઉત્પત્તિ થઈ છે, તે મહાન્ ભૂતના નિરતિશયપણાવિશે, સર્વજ્ઞપણાવિશે તથા સર્વ શક્તિપણાવિશે તો પૂછવું જ શું? બૃહદારણ્યક ઉપનિષદમાં પણ કહ્યું છે કે, "अस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदः અર્થ:–આ ઋગ્વેદ મહાન્ ભૂતના નિઃશ્વાસરૂપે છે." આ બ્રહ્મના વાસ્તવિક સ્વરૂપની પ્રાપ્તિમાં ઉપર કહેલ ઋગ્વેદાદિ શાસ્ત્ર, યોનિરૂપે–કારણરૂપે અર્થાત્ પ્રમાણરૂપે છે. પ્રમાણરૂપ શાસ્ત્રવડે જ ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે છે, આ પ્રમાણેનો અભિપ્રાય છે.

શિષ્યઃ-હે ભગવન્! પૂર્વના સૂત્રમાં આપે બ્રહ્મનું લક્ષણ અર્થાત્ સ્વરૂપ કહ્યું છે, તેના સંબંધી નીચે પ્રમાણેની શ્રુતિનું પ્રમાણ આપ્યું છે કે, 'यतो वा इमानि भूतानि जायन्ते અર્થઃ-જેમાંથી ભૂત માત્રની ઉત્પત્તિ થાય છે તે બ્રહ્મ.' તો પછી બ્રહ્મનું સ્વરૂપ દર્શાવવા આ ત્રીજા સૂત્રની શી જરૂર છે? કારણ કે જ્યારે પૂર્વ સૂત્રમાં જ ઉત્પત્તિભાવને સૂચવનારાં શાસ્ત્રના કર્તા સૂત્રકારે બ્રહ્મ, શાસ્ત્રના પ્રમાણરૂપે છે, એમ સૂચવ્યું છે, તો પછી આ ત્રીજું સૂત્ર કરી પુનરૂક્તિ શા વાસ્તે કરી હશે?

ગુરુઃ-પૂર્વ સૂત્રમાં રહેલા અક્ષરોવડે બ્રહ્મ જો કે શાસ્ત્રના પ્રમાણરૂપે છે, એમ સ્પષ્ટ રીતે ગ્રહણ નહિ કરવામાં આવવાથી જન્મ આદિ શબ્દોનો કેવળ તર્કરૂપે કોઈ સમાવેશ કરે, તે શંકાનું નિવારણ કરવા शास्त्रयोनित्वात् એ પ્રમાણેનું ત્રીજું સૂત્ર રચવામાં આવ્યું છે.

શિષ્યઃ-જેમિની સૂત્રમાં કહ્યું છે કે, "आम्ना यस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम् અર્થઃ-સર્વ વેદ ક્રિયાને સૂચવે છે અને તેથી અક્રિયાત્મક જે વચન છે, તે અનર્થરૂપે છે." આ સૂત્રથી શાસ્ત્ર ક્રિયાના આશ્રયવાળું છે, એમ સૂચવ્યું છે, તો પછી બ્રહ્મનું શાસ્ત્રમાં પ્રમાણપણું છે, એમ કેવી રીતે કહી શકાય? આ રીતે વેદાંત ક્રિયાત્મક નહિ હોવાથી અનર્થરૂપે છે, અથવા તો આ તો કર્તારૂપ છે, આ તો દેવરૂપે છે, ઈત્યાદિ સૂચવવા ક્રિયા વિધિના કાર્યરૂપે વેદાંત છે અથવા તો ઉપાસના આદિ અન્ય ક્રિયાના વિધાન અર્થે વેદાંત છે. માટે નિશ્ચિત વસ્તુનું પ્રતિપાદન કરવા વેદાંત નથી. કારણ કે જે વસ્તુ પ્રત્યક્ષાદિ પ્રમાણરૂપે હોય છે, તે જ નિશ્ચિતરૂપે હોય છે અને ત્યાગ કરવા યોગ્ય અથવા ગ્રહણ કરવા યોગ્ય નિશ્ચિત વસ્તુની પ્રાપ્તિમાં પુરુષાર્થનો અભાવ હોય છે. આ જ કારણને અનુસરી "सोऽरोदीत् અર્થઃ-તે રડ્યો" ઈત્યાદિ વાક્યોમાં ક્રિયાની અનર્થતા ન થવાના કારણને લીધે જૈમિનિ મુનિએ "विधिना त्वेकवाक्यत्वात् स्तुत्यर्थेन विधीनां स्युः અર્થઃ-વિધિમુખ વાક્યની સાથે વેદાંત વાક્યોની એક વાક્યતા થવા માટે વિધિમુખ વાક્યો સ્તુતિવાચક છે, એમ કહી વેદાંત વાક્ય સાથે એકવાક્યતા કરી છે." એમ દર્શાવ્યું છે. આમ સ્તુતિરૂપી પ્રયોજનને લીધે 'તે રડ્યો' ઈત્યાદિ વાક્ય યોગ્ય છે. વળી "इषेत्वा બળ માટે હું તને કાપું છું" ઈત્યાદિ મંત્રોમાં ક્રિયા તથા તેના સાધનને સૂચવવાથી કર્મનું સમવાયીપણું દર્શાવ્યું છે. કોઈ પણ વેદવાક્યો વિધિના સંબંધ વિના જોવામાં આવતાં નથી. વળી નિશ્ચિત વસ્તુમાં કદી પણ વિધિ સંભવી શકતો નથી. કારણ કે વિધિનો વિષય ક્રિયા હોય છે. માટે કર્મયુક્ત કર્તાનું સ્વરૂપ તથા દેવતાદિનું દ્યોતન કરવાવડે વેદાંતવાક્યોનું ક્રિયાવિધિ શેષપણું છે. જો કે વિષયનું ભિન્નપણું થવાથી આ રીતિ સ્વીકારી શકાય એમ નથી, છતાં એટલું તો ખરું કે, વેદાંત પોતાના વચનમાં રહેલ ઉપાસનાદિ કર્મને અધીન છે.

માટે શાસ્ત્રના પ્રમાણવડે બ્રહ્મના સર્વજ્ઞતાદિ ધર્મ સિદ્ધ થતા નથી. (૩)

ગુરુઃ—હે શિષ્ય! આવી રીતની શંકાનું નિવારણ કરવા માટે વ્યાસે ચોથા સૂત્રમાં કહ્યું છે કે,

## અધિકરણ ૪ થું-બ્રહ્મના સર્વજ્ઞતાદિમાં વેદાંત પ્રમાણ.

तत्तु समन्वयात् ॥४॥

સૂત્રાર્થઃ—વેદાંતથી ઉત્પન્ન થતા સારી રીતના તાત્પર્યથી બ્રહ્મના સર્વજ્ઞતાદિ ધર્મો સિદ્ધ થાય છે.

ટીકાઃ—અહીં મૂળમાં જે 'તુ' શબ્દ વાપર્યો છે, તે પૂર્વ પક્ષના અનુસંધાનને માટે છે. સર્વજ્ઞરૂપ, સર્વશક્તિરૂપ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ બ્રહ્મ વેદાંત શાસ્ત્રની સહાયતાથી જાણી શકાય છે.

શિષ્યઃ—વેદાંતશાસ્ત્રની સહાયતાવડે કેવી રીતે જાણી શકાય છે? તેનું પ્રમાણ આપી આપ મને સમજાવશો.

ગુરુઃ—હે શિષ્ય! વેદાંતમાં કહેલ સારી રીતના સિદ્ધાંતથી તે જાણી શકાય છે. "सदेव सोम्येदमग्र आसीत् અર્થઃ—હે સોમ્ય! પ્રથમ સર્વ સતરૂપે હતું." "एकमेवाद्वितीयम् અર્થઃ—પૂર્વે સર્વ એક તથા અદ્વયરૂપે હતું." આ રીતના છાંદોગ્ય ઉપનિષદના વચનથી, તેમજ "आत्मा वा इदमेक एवाग्र आसीत् ઉત્પત્તિના પૂર્વે આ આત્મા કેવળ એકરૂપે હતો." ઈત્યાદિ ઐતરેય ઉપનિષદના વચનથી તથા 'तदेतद् ब्रह्म पूर्वमनपरमनंतरमबाह्यम् । अयमात्मा ब्रह्म सर्वानुभूः અર્થઃ—તેજ આ બ્રહ્મ છે કે જે અપૂર્વરૂપે, કાર્યભાવથી રહિત, એકરસરૂપ. તથા અદ્વિતીયરૂપ છે, સર્વના અનુભવરૂપ આ આત્મા જ બ્રહ્મરૂપ છે." ઈત્યાદિ બૃહદારણ્યક ઉપનિષદના વચનથી તથા "ब्रह्मैवेदममृतं पुरस्तात् અર્થઃ—આ સર્વ જે કાંઈ વ્યક્ત છે તે બ્રહ્મરૂપ તથા અમૃતરૂપ છે." ઇત્યાદિ મુંડક ઉપનિષદના વચનવડે જણાય છે કે, વેદાંતમાં તાત્પર્યવડે જે કાંઈ વાક્યો છે, તે સર્વ આ જ અર્થનું સૂચન કરનારાં છે. વેદાંતમાં આવેલ પદોનો બ્રહ્મસ્વરૂપના વિષયવાળા નિશ્ચિત રહસ્યની પ્રાપ્તિ થયા પછી અન્ય પ્રકારે કલ્પના કરવી, તે અયુક્ત છે. કારણકે તેમ કરવાથી શ્રવણ કરેલ વિષય જતો રહે છે તથા નહિ શ્રવણ કરેલ કલ્પના પ્રાપ્ત થાય છે. આ વેદાંતવાક્યોનું તાત્પર્ય કર્તાના સ્વરૂપની પ્રાપ્તિથી રહિત છે. આ જ પ્રમાણે ક્રિયા, કારક તથા ફળનું નિરાકરણ કરનારી અનેક શ્રુતિઓ છે. જેમકે બૃહદારણ્યકમાં કહ્યું છે કે "तत्केन कं पश्येत् અર્થઃ—જેને બ્રહ્મભાવ પ્રાપ્ત થયો છે, તે કઈ વસ્તુવડે કોને જુવે?" બ્રહ્મનું વસ્તુસ્વરૂપ નિશ્ચિત હોવા છતાં બ્રહ્મનો પ્રત્યક્ષાદિ વિષય હોતો નથી. છાંદોગ્યમાં શ્વેતકેતુને નવવાર तत्त्वमसि નો ઉપદેશ કરવામાં આવ્યો હતો તથા આ રીતના બ્રહ્માત્મભાવની પ્રાપ્તિ શાસ્ત્ર વિના એમને એમ થવી અશક્ય છે.

શિષ્ય—હે ભગવન્! આપે પ્રથમ ઉપદેશ કર્યો છે કે, બ્રહ્મ હેય (ત્યાગ કરવા

યોગ્ય) તથા ગ્રહણ કરવા યોગ્યના ભાવથી રહિત છે. વળી જો તેમ હોય તો તેના સંબંધી જે કાંઇ ઉપદેશ ગુરુ આદિ-દ્વારા કરવામાં આવે, તે વ્યર્થ થશે.

ગુરુઃ–તું કહે છે, તે રીતનો દોષ થઈ શકશે નહિ. હેય તથા ઉપાદેય ભાવથી રહિત બ્રહ્માત્મભાવનો સાક્ષાત્કાર થવાથી સર્વ ક્લેશનો નાશ થાય છે તથા તેમ થવાથી મોક્ષની સિદ્ધિ થાય છે દેવતા આદિની પ્રાપ્તિના સંબંધમાં જે કહ્યું છે, તે ઉપાસનાના એક અંગરૂપે છે, જેથી બ્રહ્મસ્વરૂપ સંબંધી જરા પણ વિરોધ આવતો નથી. ઉપાસના વિધિના અંગરૂપે બ્રહ્મનો સંભવ નથી કારણ કે બ્રહ્મ એકરૂપે, હેય તથા ઉપાદેયભાવથી રહિત, તેમજ ક્રિયા કારક આદિ દ્વૈતભાવની પ્રાપ્તિથી પણ રહિત છે. એક વેળા એકપણાના જ્ઞાનવડે જો દ્વૈતભાવનો નાશ થયો તો પછી દ્વૈત જ્ઞાનનો સંભવ રહેતો નથી, કે જેથી દ્વૈત જ્ઞાનના સંભવથી બ્રહ્મને ઉપાસનાની વિધિનો અંશ પ્રાપ્ત થાય. જો કે કર્મકાંડના સંબંધમા વેદવચનોનું વિધિ અંશવિના અન્ય કાંઇ પણ પ્રમાણ જોવામાં નથી આવતું, તોપણ આત્મવિજ્ઞાનનું ફળ મોક્ષ હોવાથી, બ્રહ્મવિષય સંબંધી શાસ્ત્રના પ્રમાણનો નિર્ણય કરવો અશકય છે. શાસ્ત્રનું પ્રમાણ તર્ક વડે જાણી શકાય એમ નથી. આ કારણને લીધે કર્મકાંડાદિમા જોવામા આવેલા અર્થવાદને શાસ્ત્રના પ્રમાણની આવશ્યકતા છે. આથી સિદ્ધ થાય છે કે, બ્રહ્મ શાસ્ત્રના પ્રમાણરૂપે છે.

શિષ્યઃ–હે ભગવન્! જો કે બ્રહ્મ શાસ્ત્રના પ્રમાણવાળું છે, છતાં ક્રિયાવાચક શાસ્ત્રવડે બ્રહ્મપ્રાપ્તિ થાય છે. જેવી રીતે અલૌકિક એવા યૂપ તથા આહવ*નીય આદિનો* બોધ, વિધિમુખ વચનવડે શાસ્ત્ર કરે છે તથા આમ કરવાનું કારણ એ કે, શાસ્ત્રમાં બેઉ પ્રકારનાં રહસ્યો, જેવાં કે પ્રવૃત્તિ તેમજ નિવૃત્તિ રહેલાં છે. જૈમિની સૂત્રમાં નીચે પ્રમાણેનાં વચનો આવેલાં છે—"दृष्टो हि तस्यार्थः कर्मावबोधन અર્થઃ–શાસ્ત્રનું ફળ વ્યક્ત તથા કર્મને જાણવું એ છે" "चोदनेति क्रियाया प्रवर्तकं वचनम् અર્થઃ–પ્રેરણાનો અર્થ એ છે કે અમુક ક્રિયાને વિષે પ્રવૃત્તિ કરવી." 'तस्य ज्ञानमुपदेश શાસ્ત્રનો ઉપદેશ એ કે, કર્મને જાણવું.' 'तद्भूतानां क्रियार्थेन समाम्नायः અર્થઃ–તેમાં આવેલ વચનોનો સમાવેશ ક્રિયાને વિશે થાય છે' 'आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम् અર્થઃ–વેદ ક્રિયાવાચક છે માટે અક્રિયાવાચક વચનો નિરર્થક છે." આ પ્રમાણેના વચનોને લીધે શાસ્ત્રને જાણનારાઓ કહે છે કે, અમુક મનુષ્યને અમુક વિષયમાં પ્રવૃત્તિ કરાવવી તથા અમુકમા નિવૃત્તિ કરાવવી, એ જ શાસ્ત્રનું પ્રયોજન છે, તથા અન્ય વચનો તેના અંગભૂત જાણવાં. આ રીતે વેદાંતવચનો પણ અંગભૂત જાણવાં જેમ વિધિમુખ વચનમાં અગ્નિહોત્રાદિ સાધન સ્વર્ગાદિની કામનાવાળાને માટે કહેલ છે, તેજ પ્રમાણે મોક્ષની કામનાવાળાને બ્રહ્મજ્ઞાનનું પ્રયો-

જન છે. આ બેઉમાં જાણવાનો વિષય જૂદા જૂદા પ્રકારનો છે. કર્મકાંડના વિષયમાં સાધ્ય એવો ધર્મ જાણવાનો હોય છે તથા વેદાંતમાં સિદ્ધ તથા નિત્યનિવૃત્ત એવા બ્રહ્મને ઓળખવાનો વિષય હોય છે. આમ વિષયો ભિન્ન ભિન્ન હોવાથી ધર્મજ્ઞાનના ફળ કરતાં બ્રહ્મજ્ઞાનનું ફળ વિલક્ષણ છે.

ગુરુઃ—હે શિષ્ય ! તું કહે છે, તે બરાબર નથી. કારણકે કાર્યવિધિમાં પ્રયુક્ત એવો બ્રહ્મ જ જાણવાના વિષયરૂપ છે. બૃહદારણ્યકમાં કહ્યું છે કે 'आत्मा वा अरे द्रष्टव्य. અર્થઃ—આત્માને ઓળખવો જોઇએ.' વળી છાંદોગ્યમાં કહ્યું છે કે 'य आत्माऽपहत पाप्मा । सोऽन्वेष्टव्य स विजिज्ञासितव्यः અર્થઃ—આ આત્મા પાપના આ સંગથી રહિત છે. આ આત્માનું શોધન તથા વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ.' બૃહદારણ્યકમાં કહ્યું છે કે, 'आत्मेत्येवोपासीत आत्मानमेव लोकमुपासीत અર્થઃ—આત્માને ઓળખી તેની ઉપાસના કરવી. આત્માને જ સ્વર્ગલોક માની ઉપાસના કરવી જોઇએ.' મુંડકમાં કહ્યું છે કે, 'ब्रह्मवेद ब्रह्मैव भवति અર્થઃ—જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મસ્વરૂપે થાય છે.' આ રીતનાં વિધિ વચનો છે. વળી 'कोऽयमात्मा किंतद्ब्रह्म અર્થઃ—આ આત્મા કોણ છે, આ બ્રહ્મ શું છે,' એ રીતની આકાંક્ષા થાય તો પછી બ્રહ્મનું સ્વરૂપ કેવી રીતનું છે, તેના સંબંધમાં વેદાંતનેવિશે અનેક વચનો છે. જેવાકે 'नित्यः सर्वज्ञः सर्वगतः नित्यतृप्तो शुद्धो मुक्तस्वभावो विज्ञानमानंद ब्रह्म અર્થઃ—આત્મા નિત્યરૂપે, સર્વજ્ઞરૂપે, સર્વવ્યાપકરૂપે, નિત્યતૃપ્તરૂપે, નિત્યશુદ્ધ સ્વરૂપે, સર્વ આસક્તિથી રહિતરૂપે, વિજ્ઞાનરૂપે, આનંદરૂપે તથા બ્રહ્મરૂપે છે.' આ રીતના આત્માની ઉપાસના કરવાથી શાસ્ત્રના પ્રમાણરૂપે, પણ પ્રત્યક્ષ પ્રમાણથી રહિત મોક્ષરૂપી ફળ સિદ્ધ થશે. જો વેદાંત વાક્યોને કર્તવ્ય વિધિમુખે ન માનીએ, પણ વસ્તુ માત્રના કથનરૂપે ગણીએ તો બ્રહ્મના સંબંધમાં ત્યાગ તથા ગ્રહણનો અસંભવ હોવાથી વેદાંત વાક્યો અનર્થરૂપે થાય. દષ્ટાંત તરીકે જેમ "સાત દ્વીપવાળી પૃથ્વી" એમ કહેવાથી સાત દ્વીપમાં રહેલ સમુદ્રનો ત્યાગ કરવામાં આવે છે તથા "આ રાજા જાય છે" એ વાક્યમાં રાજાના ગમનની સાથે તેના પરિવારનું પણ ગમનસંબંધી ગ્રહણ થઈ શકે છે.

શિષ્યઃ—હે ભગવન્ ! જેવી રીતે આ રજ્જુ છે, પણ સર્પ નથી, એમ વસ્તુ માત્રના કહેવાવડે સર્પની ભ્રાંતિથી ઉત્પન્ન થયેલો ભય નાશ પામે છે, તે જ પ્રમાણે વેદાંતના સંબંધમાં પણ આત્માનું સ્વરૂપ અસંસારી છે, એમ કેવળ કહેવાથી આત્મામાં જે સંસારીપણાનો ભય રહેલ હોય છે, તેની નિવૃત્તિ થઇ શકે છે. આ રીતે વસ્તુમાત્રનું કહેવું પણ આવશ્યકીય છે.

ગુરુઃ—ભાઇ, તું જે વાત કહે છે, તે ખરી છે. પણ જેમ રજ્જુસ્વરૂપના શ્રવણ માત્રથી જેમ સર્પની ભ્રાંતિ નિવૃત્ત

થાય છે, તેમ જો બ્રહ્મના સ્વરૂપના શ્રવણ માત્રથી સંસારીત્વ ભ્રાંતિની નિવૃત્તિ થતી હોય તો વસ્તુમાત્રનું કથન અર્થ-યુક્ત થઇ શકે. પણ બ્રહ્મસ્વરૂપના સંબંધમાં તેમ છે નહિ કારણ કે એકવાર આપણે બ્રહ્મસ્વરૂપ શ્રવણ કરી ગયા હોઇએ છીએ, છતા આપણને પૂર્વની માફક જ દુઃખાદિરૂપ સંસારી ધર્મ, બ્રહ્મસ્વરૂપમા જોવામાં આવે છે શ્રુતિમાં પણ કહ્યું છે કે, આત્માનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવું જોઇએ. આ પ્રમાણે શ્રવણ કર્યા પછીના સમયમાં મનન તથા નિદિધ્યાસનની આવશ્યકતા રહે છે, એમ શ્રુતિમાં વિ-ધિમુખ વચન છે. માટે બ્રહ્મની સમીપ જવું જોઇએ, એમ વિધિમુખ વિષયવડે શાસ્ત્ર પ્રમાણરૂપે છે, એમ જો કોઈ કહે તો તે ખોટું છે. કારણ કે કર્મ તથા બ્રહ્મવિદ્યા, આ બેઉનું ફળ વિલક્ષણ છે. કર્મ શરીર, મન તથા વચનવડે થઈ શકે છે, એમ શ્રુતિ તથા સ્મૃતિવિશે પ્રસિદ્ધ છે, તેમજ કર્મ ધર્મસંજ્ઞક છે. આ કર્મનો વિષય જિજ્ઞાસા છે अथातो धर्मजिज्ञासा આ રીતના જૈમિનીય સૂત્રમા જિજ્ઞાસા પ્રતિપાદન કરી છે તે જ રીતે હિંસાદિ અધર્મરૂપે છે એ રીતે નિષેધમુખ વચનવડે ત્યાગને અર્થે જિજ્ઞાસા કહી છે. આ પ્રમાણે પ્રેરણાના વિષયવાળાં, અર્થ તથા અનર્થરૂપ, ધર્મ તેમ જ અધર્મરૂપ વિધિમુખ તથા નિષેધમુખ કર્મના ફળ, સુખ તથા દુઃખ પ્રત્યક્ષરૂપે છે આ ફળો શરીર તથા વાણીથી ભોગવાય છે તથા તે વિષયેન્દ્રિયના સંયોગથી થાય છે, એમ બ્રહ્માથી માડી સ્થાવર સૂધી સર્વત્ર પ્રસિદ્ધ છે. વળી મનુષ્યથી લઈ બ્રહ્મા સૂધી સઘળાં દેહવાન્ જીવજંતુઓમાં આ રીતની અભિલાષા રહેલ હોય છે, કે, મને સુખની પ્રાપ્તિ થાઓ તથા દુઃખની નિવૃત્તિ થાઓ. હવે સુખની પ્રાપ્તિ માટે સર્વેએ ધર્મ કરવો જોઇએ. ધર્મની પ્રાપ્તિ થવા પછી અધિકારીપણું પ્રાપ્ત થાય છે. કામનાના બળથી અધિકારીપણાની પ્રાપ્તિ થાય છે તેમાં જેઓ યજ્ઞયાત્રાદિનુ અનુષ્ઠાન કરે છે, તેઓનું વિદ્યા તથા સમાધના યોગથી ઉત્તર માર્ગપ્રતિ ગમન થઇ શકે છે. જેઓને કેવળ ઇષ્ટા-પૂર્તાદિ સાધન હોય છે, તેઓ ધૂમાદિવડે દક્ષિણ માર્ગપ્રતિ જાય છે. આ ધૂમાદિમાં રહેલ સુખ તથા તેના સાધનનો સમાવેશ એટલો જ કે, છાંદોગ્યમાં કહ્યા પ્રમાણે જ્યાં સૂધી કર્મ ભોક્તવ્ય છે ત્યાં સૂધી ચંદ્રલોકમાં રહી પછી તેનું નીચે પતન થાય છે મનુષ્ય આદિથી લઈ નરકમાં રહેલ સ્થાવર પર્યંત સર્વમાં જે કાઇ સુખનો અંશ હોય છે, તે સર્વ પ્રેરણાથી ઉત્પન્ન થયેલ ધર્મવડે સાધ્ય છે. આ રીત અનુમાન પ્રમાણવડે સિદ્ધ છે. તેજ પ્રમાણે ઉપર રહેલ તેમ જ અધોભાગમાં રહેલ દેહવાન્ સર્વ પ્રાણીમા જ્યારે દુઃખની પ્રાપ્તિ જોવામા આવે છે, ત્યારે એમ છે કે, નિષેધવાળી પ્રેરણાયુક્ત અધ-ર્મનું આચરણ કરવામા આવ્યું છે. આ રીતે અવિદ્યાદિ દોષવાળા પ્રાણી માત્રોને ધર્મ તથા અધર્મરૂપી સાધનોને લીધે શરીર ગ્રહણ કરવુ પડે છે, તથા તે શરીરમાં અનિત્ય તથા સંસારરૂપ સુખ

દુઃખાદિની પ્રાપ્તિ થાય છે. આ રીતિ શ્રુતિ, સ્મૃતિ તથા ન્યાયમાં પ્રસિદ્ધ છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, 'न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्ति અર્થઃ-સતરૂપ આત્માને જ્યાં સુધી શરીરભાવ હોય છે ત્યાં સુધી પ્રિય તથા અપ્રિયની નિવૃત્તિ હોતી નથી'. આ શ્રુતિ સંસારનું સ્વરૂપ દર્શાવે છે. 'अशरीर वाव सन्त न प्रियाप्रिये ऽस्पृशतः અર્થઃ-સત્ રૂપ આત્માને જ્યારે શરીરનો અભાવ હોય છે ત્યારે તેને પ્રિય તથા અપ્રિયનું લેપન હોતું નથી.'

શિષ્યઃ-હે ભગવન્ ! પ્રિય તથા અપ્રિયના આસંગનો જો નિષેધ કરવામાં આવે તો શરીરથી રહિત મોક્ષસંજ્ઞક જીવને પ્રેરણાયુક્ત ધર્મનો પણ નિષેધ કરવામાં આવે. કારણ કે ધર્મકાર્યમાં પ્રિય તથા અપ્રિયના આસંગનો નિષેધ કહેવો, તે યોગ્ય નથી. અર્થાત્ શરીરનો અભાવ, એ જ ધર્મનું કાર્ય જાણવું.

ગુરુ.-હે શિષ્ય ! એમાં તારી ભૂલ છે. કારણ કે નીચે પ્રમાણેની શ્રુતિનાં પ્રમાણથી આત્માની શરીરભાવથી રહિત સ્થિતિ સ્વાભાવિક છે. જેમકે-'अशरीरं शरीरेष्वनवस्थेष्ववस्थितम् । महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति અર્થઃ-આત્મા શરીરોમાં અશરીરરૂપે, અનિત્ય વસ્તુમાં નિત્યરૂપે, મહાનરૂપે, તથા વ્યાપકરૂપે જાણવાથી, અધિકારીને સુખ દુઃખાદિક કે જન્મ મરણાદિમાં શોક થતો નથી.' 'अप्राणो ह्यमनाः शुभ्र. (મુંડ) આત્મા પ્રાણ રહિત, મનરહિત તથા શુભ્રરૂપે છે. 'असङ्गो ह्ययं पुरुषः (બૃહ) આ પુરુષરૂપ આત્મા સર્વ પ્રકારની આસક્તિથી રહિત છે.' આ હેતુને લીધે આચરવા યોગ્ય કર્મનાં જે ફળ છે, તેથી વિલક્ષણરૂપે વેદાંતજિજ્ઞાસાનું મોક્ષ નામનું ફળ છે. આ ફળ શરીરભાવથી રહિત તથા નિત્ય છે.

શિષ્યઃ-જેમાં વિકાર થાય, છતાં પણ આ તો આમ જ છે, આ રીતની બુદ્ધિનો નાશ થતો નથી, તે પરિણામી નિત્ય કહેવાય. જેવી રીતે જગત્ નિત્ય છે, એમ માનનારાના મત પ્રમાણે પૃથિવી, આદિ તથા સાંખ્યવાદીઓના મત પ્રમાણે ગુણો પરિણામી નિત્ય કહેવાય છે, તેમ આત્મા પણ પરિણામી નિત્ય કહેવાઇ શકે.

ગુરુઃ-આત્માનું સ્વરૂપ જૂદા જ પ્રકારનું છે. તે પારમાર્થિક, ફૂટસ્થરૂપે, નિત્યરૂપે, આકાશની માફક સર્વવ્યાપકરૂપે, સર્વ ક્રિયાના અભાવરૂપે, નિત્ય તૃપ્તરૂપે, પરિચ્છેદથી રહિતરૂપે તથા સ્વયંજ્યોતિ સ્વરૂપરૂપે છે. આ આત્મામાં ત્રણે કાળ કાર્ય સહિત ધર્મ તથા અધર્મનું લેપન થતું નથી. આ બ્રહ્મ શરીર ભાવથી રહિત તથા મોક્ષરૂપે છે. કઠોપનિષદની શ્રુતિમાં કહ્યું છે કે, "अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् । अन्यत्र भूताच्च भव्याच्च અર્થઃ-ધર્મથી, અધર્મથી, કૃતાકૃતથી, ભૂતથી તથા ભવ્યથી અન્યત્ર ભાવ અર્થાત્ દ્વૈતભાવ થાય છે." જેની આ મોક્ષસંજ્ઞક જિજ્ઞાસા થાય છે, તે બ્રહ્મ છે. જો બ્રહ્મનો ઉપદેશ કર્તવ્યના અંશરૂપે કરવામાં આવે તો તે કર્તવ્યના

અસ્તિત્વથી બ્રહ્મ ધર્મની માફક સાધ્યરૂપે થશે તથા સાધ્યરૂપે થવાથી જેમ ધર્મ અનિત્ય છે, તેમ મોક્ષ પણ અનિત્ય ઠરશે. આ પ્રમાણે મોક્ષ અનિત્ય થવાથી પૂર્વ મીમાંસામાં કહેલ કર્મનાં ફળમાં અનિત્યતા છે, તેમ કર્મનું અતિશયપણું, તે મોક્ષ થશે તથા તે મોક્ષ પણ અનિત્ય થશે. પણ 'સર્વ મોક્ષવાદીઓ કહે છે કે, મોક્ષ તો નિત્ય છે. માટે કર્તવ્યના અંશરૂપે બ્રહ્મનો ઉપદેશ કહેવાઈ શકે નહિ. વળી શ્રુતિમાં કહ્યું છે કે, 'ब्रह्म वेद ब्रह्मैव भवति ( મુણ્ડ ), क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे (મુણ્ડ) आनंदं ब्रह्मणो विद्वान्। न बिभेति कुतश्चन(તૈત્તિરીય),अभयं वै जनक प्राप्तोऽसि (બૃહ), तदात्मानमेवावेदहं ब्रह्मास्मीति तस्मात्तत्सर्वमभवत् ( વાજસનેયિ બ્રાહ્મ), तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः (ઈશા) અર્થ:-બ્રહ્મને જે ઓળખે છે તે બ્રહ્મરૂપે જ થાય છે (મું), જ્યારે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તેનાં સર્વ કર્મોનો અંત આવે છે (મું), જેને બ્રહ્મના આનંદનું જ્ઞાન થાય છે, તેને પછી કોઈ તરફથી ભય રહેતો નથી ( તૈત્તિ ), હે જનક ! બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી તને હવે ભયનો અભાવ છે (બૃહ), હું બ્રહ્મરૂપે છું, એ પ્રમાણે જેણે પોતાના આત્માને ઓળખ્યો છે તે સર્વરૂપે થાય છે (વાજ), જેને દ્વૈતનો અભાવ છે, તેને વિશે મોહ કે શોક કશું નથી ( ઈશ )." આ સર્વ શ્રુતિમાં બ્રહ્મના સાક્ષાત્કાર પછી મોક્ષદશા પ્રાપ્ત થાય છે, એમ દર્શાવે છે તથા તેની વચમાં અન્ય કાર્યનો પ્રતિષેધ કરે છે. તે જ પ્રમાણે "तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवं सूर्यश्च (બૃહ) અર્થ:-બ્રહ્મનો જેને સાક્ષાત્કાર થયો એવા વામદેવ નામના ઋષિ હું મનુરૂપ થયો તથા હું સૂર્યરૂપે થયો એમ પોતે માનવા લાગ્યા." આ શ્રુતિ બ્રહ્મના સાક્ષાત્કાર તથા પોતાની સર્વાત્મભાવનાની વચમાં કોઈ પણ રીતનું અન્ય કર્તવ્ય રહેતું નથી, એમ દર્શાવે છે જે રીતે "એક મનુષ્ય ઉભો રહેતે છતો ગાન કરે છે," આ વાક્યમાં ઉભું રહેવું તથા ગાન કરવું, એ બેની વચમાં કર્તાનું અન્ય કાર્ય રહેલું હોતું નથી 'त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयति (પ્રશ્ન), श्रुतं ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्छोकस्य परं पारं तारयतु ॥ ( છાંદો ), तस्मै मृदितकषायाय तमसः परं पारं दर्शयति भगवान् सनत्कुमारः અર્થ:-આપ અમારા પિતારૂપ છો. તમે અમને અવિદ્યારૂપ સાગરની પેલે પાર પહોંચાડી અમને તારો છો (પ્રશ્ન), આત્મજ્ઞાની શોકને તરી જાય છે એમ આપ સરખા બ્રહ્મજ્ઞાની પાસેથી સાંભળ્યું છે. હે ભગવન્ ! હું અજ્ઞાની શોક કરું છું, માટે આપ ભગવાન્ મને શોકરૂપી સમુદ્રના પારને પહોંચાડો (છાંદો), પાપ જેનું નાશ પામેલ છે એવા તે જ્ઞાનીને ભગવાન્ સનત્કુમારે અજ્ઞાનના પારરૂપ બ્રહ્મને દર્શાવ્યું." ઈત્યાદિ અનેક શ્રુતિઓ મોક્ષના પ્રતિબંધની નિવૃત્તિ, એ જ આત્મજ્ઞાનનું ફળ છે, એમ દર્શાવે છે. તે જ પ્રમાણે આચાર્યવડે પ્રણીત તથા ન્યાયયુક્ત નીચે પ્રમાણેનું સૂત્ર છે:-" दुःखजन्मप्रवृत्तिदोषमिथ्या

शानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः (ન્યાયસૂત્ર) અર્થઃ-દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ તથા મિથ્યાજ્ઞાન, આ બધાનો અનુક્રમે નાશ થયા પછી મોક્ષની પ્રાપ્તિ થાય છે." બ્રહ્મ તથા આત્મા એકરૂપે છે, એવા જ્ઞાનવડે મિથ્યાજ્ઞાનનો નાશ થાય છે. બ્રહ્મ તથા આત્માનું એકપણાનું જ્ઞાન સંપત્રૂપે નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે "अनन्तं वै मनोऽनन्ता विश्वेदेवा अनन्तमेव सतेन लोकं जयति (બૃહ) મન અનંતરૂપે છે તથા વિશ્વેદેવો અનંતરૂપે છે. અનંતવડે મનુષ્ય અનંતલોકને જિતે છે. વળી એકત્વ વિજ્ઞાન અધ્યાસરૂપે નથી. જેમકે 'मनो ब्रह्मेत्युपासीत(છાંદો) મનની બ્રહ્મરૂપે ઉપાસના કરવી.' 'आदित्यो ब्रह्मेत्यादेशः' અર્થઃ-આદિત્ય બ્રહ્મરૂપે છે, એ રીતનો ઉપદેશ છે'. આ રીતે મન તથા આદિત્યમાં જે બ્રહ્મદૃષ્ટિ, તે અધ્યાસરૂપે છે. પણ વિશિષ્ટ ક્રિયાયોગના સાધનરૂપ આત્મૈકત્વ અધ્યાસરૂપે નથી. "वायुर्वाव संवर्गः प्राणो वाव संवर्गः (છાંદો) અર્થઃ-વાયુ સંવર્ગરૂપે[1] છે. પ્રાણ સંવર્ગરૂપે છે. 'ચાતુર્માસ્યાદિ યજ્ઞમાં પત્નીએ નિરીક્ષણ કરવું જોઇએ, ઇત્યાદિ કર્મની માફક કર્મના અંગરૂપ આત્માના સંસ્કારરૂપ પણ આત્મજ્ઞાન નથી. જો આપણે બ્રહ્મ તથા આત્મા એકરૂપે છે, આ રીતની વિજ્ઞાન સંપતને કર્માંગ સંપત્રૂપે માનીએ તો પછી 'तत्त्वमसि તે તું છે, अहं ब्रह्मास्मि (બૃ) હું બ્રહ્મરૂપે છું', अयमात्मा ब्रह्म (બૃ) આ આત્મા બ્રહ્મરૂપ છે, આ સર્વ વાક્યોમાં બ્રહ્મ તથા આત્મા એકરૂપે છે, એમ જે પ્રતિપાદન કર્યું છે, તેમાં વિરોધ આવશે. વળી "भिद्यते हृदयग्रंथि छिद्यते सर्वसंशयाः (મું) આત્મજ્ઞાનવડે હૃદયની રાગાદિ ગાંઠ તૂટી જાય છે તથા સર્વ સંશયોનું છેદન થાય છે," ઇત્યાદિ વાક્યમાં અવિદ્યાની નિવૃત્તિરૂપ જે ફળ આત્મજ્ઞાનવડે કહ્યું છે, તેને પણ બાધ આવે. તે જ પ્રમાણે "ब्रह्म वेद ब्रह्मैव भवति (મું) જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મરૂપે થાય છે," આ વાક્યો, તેમજ આ ભાવવાળાં અન્ય વચનો પણ કર્માંગ સંપતને વિજ્ઞાન સંપત્રૂપે માનવાથી અયુક્ત ઠરશે. આ કારણથી વિજ્ઞાનસંપત્ કર્માંગસંપત્રૂપે નથી. કારણ કે બ્રહ્મવિદ્યા પુરુષવ્યાપારને અધીન નથી.

શિષ્યઃ-જો બ્રહ્મવિદ્યા પુરુષવ્યાપારને અધીન નથી, તો શું પ્રત્યક્ષ પ્રમાણરૂપે જેમ વસ્તુનું જ્ઞાન હોય છે, તેમ શું બ્રહ્મવિદ્યા વસ્તુને અધીન છે ?

ગુરુઃ-બ્રહ્મ તથા તેના જ્ઞાનનો યુક્તિવડે કાર્યની સાથે સંબંધ છે, એમ માનવું, એ તદ્દન અયુક્ત છે. વિદ્ જાણવું, આ પ્રમાણેની ક્રિયાના કર્મરૂપે બ્રહ્મનો કર્મની સાથે સંબંધ નથી. કારણ કે આત્માના સંબંધમાં કેનોપનિષદ વિશે કહ્યું છે કે "अन्यदेव तद्विदितादथो अविदितादधि અર્થ-આત્મા વિદિત વસ્તુથી તેમજ અવિદિત વસ્તુથી ભિન્ન છે," આ પ્રમાણે આત્મામાં વિદ્ ક્રિયાના કર્મનો પણ પ્રતિષેધ કરવામાં આવ્યો

[1] પ્રલયકાળે વાયુ તથા પ્રાણ સર્વનો સંહાર કરે છે તેથી તેને સંવર્ગરૂપે કહે છે.

છે. વળી બૃહદારણ્યકમાં કહ્યું છે કે, "येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् अर्थः- જેની સહાયતાથી આ સર્વ દૃશ્ય જાણવામાં આવે છે, તે આત્માને કેવી રીતે ઓળખવો ?" આ વાક્યથી પણ જ્ઞાનની ક્રિયાના કર્મનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. તે જ પ્રમાણે ઉપાસનાની ક્રિયારૂપ કર્મનો પણ બ્રહ્મને વિષે પ્રતિષેધ કરવામાં આવ્યો છે. કારણ કે કેન ઉપનિષદમાં કહ્યું છે કે, "यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते અર્થઃ-આત્મા વાણીવડે નિરૂપણ કરી શકાય એમ નથી, પણ તેની સહાયતાથી વાણી બોલી શકાય છે. આને જ તું બ્રહ્મરૂપે જાણ, પણ જેની તું દૃશ્યરૂપે કરી ઉપાસના કરે છે, તે બ્રહ્મ નથી." આ રીતે બ્રહ્મ વાણી આદિ ઇન્દ્રિયોના અવિષયરૂપ છે, એમ સૂચવ્યું છે.

શિષ્યઃ-જો બ્રહ્મ ઇન્દ્રિયોના અવિષયરૂપે છે, તો પછી તે શાસ્ત્રના પ્રમાણરૂપે છે, એમ કેવી રીતે કહેવાઈ શકે ?

ગુરુઃ-હે શિષ્ય ! તારી આ રીતની શંકાનું નિરસન હું કરું, તે તું ધ્યાનપૂર્વક સાંભળ. શાસ્ત્ર અવિદ્યાથી થયેલા ભેદનો નાશ કરે છે, પણ શાસ્ત્ર કોઈ દિવસ બ્રહ્મ, ઇદં અર્થાત્ આ રૂપે છે, એમ કદી પ્રતિપાદન કરતું નથી.

શિષ્યઃ-જ્યારે શાસ્ત્ર બ્રહ્મને દૃશ્યરૂપે પ્રતિપાદન કરતું નથી, ત્યારે શાસ્ત્રના પ્રમાણરૂપ બ્રહ્મને કહેવો, એ તદ્દન અયોગ્ય છે.

ગુરુઃ-હે શિષ્ય ! આત્મા જીવના અવિષયરૂપ છે, એમ પ્રતિપાદન કરતું શાસ્ત્ર અવિદ્યાથી કલ્પાયેલ જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેયાદિરૂપ ભેદને ટાળે છે. વળી કેનોપનિષદમાં પણ કહ્યું છે કે, " यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः । अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् અર્થઃ-જે બ્રહ્મવેત્તા એમ માને છે કે, બ્રહ્મ અમત અર્થાત્ કર્તૃકર્માદિથી અપ્રાપ્ત છે, તેનાથી બ્રહ્મ મત છે અર્થાત્ તે બ્રહ્મને જાણે છે. જે બ્રહ્મનો અવેત્તા એમ જાણે છે કે, બ્રહ્મ મત અર્થાત્ કર્તૃકર્માદિથી પ્રાપ્ત છે, તે બ્રહ્મને જાણતો નથી." વળી બૃહદારણ્યકમાં કહ્યું છે કે "न दृष्टेः द्रष्टारं पश्येः न विज्ञातुः विज्ञातारं विजानीयाः અર્થઃ-દૃષ્ટિના દ્રષ્ટાને તું જોઇ શકીશ નહિ. તું જ્ઞાનના જ્ઞાતાને કદી જાણી શકીશ નહિ." નિત્યમુક્ત આત્માનું સ્વરૂપ અવિદ્યાથી કલ્પાયેલ સંસારીપણાને ટાળવાવાળું છે. આ કારણથી મોક્ષના સંબંધમાં અનિત્યપણાનો દોષ રહેતો નથી. જેના મત પ્રમાણે મોક્ષ ઉત્પાદ્ય-કાર્યરૂપે છે, તેના મત પ્રમાણે માનસીક, વાચિક અથવા તો કાયિક કાર્યની અપેક્ષા રહે છે. તે જ પ્રમાણે જે એમ માને છે કે, મોક્ષ વિકારયુક્ત છે, તેના મત પ્રમાણે તથા કાર્યરૂપે માનનારાના મત પ્રમાણે મોક્ષ અનિત્ય ઠરશે. દૃષ્ટાંત તરીકે દહી આદિ જે વિકારવાળા પદાર્થ છે તે, તેમ જ ઘટ આદિ જે ઉત્પન્ન થનારા પદાર્થ છે, તે જગતમાં નિત્યરૂપે કદી હોઈ શકતા નથી. વળી બ્રહ્મ પ્રાપ્ત થવા યોગ્ય છે, એમ કહેવાવડે પણ બ્રહ્મ

કાર્યરૂપે કદી હોઈ શકે નહિ. બ્રહ્મ સ્વાત્મરૂપે હોવાથી અપ્રાપ્ય છે. જો બ્રહ્મ-સ્વાત્મસ્વરૂપે ન હોય તો પણ બ્રહ્મ પ્રાપ્ય નથી. કારણ કે બ્રહ્મનું સ્વરૂપ સર્વત્ર વ્યાપકરૂપે તેમ જ નિત્યપ્રાપ્ત રૂપે છે. દષ્ટાંત તરીકે જેમ આકાશ સર્વત્ર વ્યાપકરૂપે તથા નિત્યપ્રાપ્તરૂપે છે.

વળી મોક્ષનું સ્વરૂપ સંસ્કાર થવા યોગ્ય પણ નથી. જો તે સંસ્કાર થવા યોગ્ય હોય તો પછી સંસ્કાર કરવાના વ્યાપારની તેને અપેક્ષા રહે. સંસ્કાર કરવા યોગ્ય પદાર્થનો સંસ્કાર, તે પદાર્થમાં અમુક ગુણ મૂકવાથી અથવા તો અમુક દોષ દૂર કરવાવડે થઇ શકે છે. વળી મોક્ષનું સ્વરૂપ આધેયરૂપે પણ હોતું નથી. તે તો કેવળ બ્રહ્મસ્વરૂપે છે તથા આ રીતે હોવાથી જ ગુણના અધિષ્ઠાનનો તેમાં સંભવ હોતો નથી. વળી મોક્ષનું સ્વરૂપ નિત્યશુદ્ધ બ્રહ્મરૂપે હોવાથી તેમાંથી દોષને દૂર કરવાનો પણ સંભવ નથી. જેમ દર્પણમાં ડાઘા પડેલા હોય તો તે ડાઘારૂપી દોષ ઘસીને દૂર કરવાથી, તેમાં રહેલ પ્રકાશપણાનો ધર્મ વ્યક્ત થાય છે, તેમ ક્રિયાવડે આત્માને સંસ્કાર કરવાથી આત્માના ધર્મરૂપ મોક્ષ, જે ગૂઢ હોય છે, તે વ્યક્ત થાય છે, એમ માનવું તદ્દન અનુચિત છે કારણ કે આત્માને વિષે ક્રિયાશ્રયપણું કદી હોઈ શકે જ નહિ. ક્રિયા જેને આશ્રયે રહી હોય, તેને તે વિકાર કર્યા વિના પોતે રહી શકતી નથી. જો આત્મામાં ક્રિયાવડે વિકાર થતો હોય તો પછી આત્મામાં અનિત્યતાની પ્રાપ્તિ થશે તથા તેમ થવાથી "अविकार्योऽयमुच्यते અર્થઃ-આત્મા વિકારથી રહિત કહેવાય છે." ઇત્યાદિ શ્રુતિનાં વાક્યો ખોટાં ઠરશે. આમ હોવાથી આત્મામાં પોતાને આશ્રયે રહેલી ક્રિયાનો કદી સંભવ નથી ક્રિયા અન્યને આશ્રયે રહેલ હોય છે તથા તેમ હોવાથી આત્મા ક્રિયાનો અવિષય છે. આત્મા ક્રિયાનો અવિષય હોવાથી તેને વિષે સંસ્કારનો પણ અભાવ છે.

શિષ્યઃ-જો કે આત્મામાં સંસ્કારનો અભાવ છે, પણ દેહવાન્ આત્મા દેહના આશ્રયયુક્ત સ્નાન, આચમન તથા યજ્ઞોપવીત આદિ ક્રિયાવડે સંસ્કાર-વાળો થયેલ જોવામાં આવે છે.

ગુરુઃ-તારું આ રીતનું માનવું ખોટું છે. કારણ કે, અવિદ્યાથી ગ્રહણ કરાયેલ તથા દેહાદિથી યુક્ત એવા આત્માનો સંસ્કાર સંભવે છે. ખરું જોતા તો જ્યાં સૂધી દેહ તથા આત્માનો સંબંધ હોય છે ત્યાં સૂધી જ સ્નાન તથા આચમન આદિનો સંભવ છે. જેવી રીતે દેહને આશ્રયે રહેલ ચિકિત્સારૂપ માંસ મજ્જાદિની સમાનતાને લીધે હું રોગથી રહિત છું, એ પ્રમાણેનું દેહથી જોડાયેલ અભિમાની એવા આત્માને આરોગ્ય સંબંધી ફળ હોય છે. આ જ પ્રમાણે અવિદ્યાયુક્ત જે જીવની આ પ્રમાણેની બુદ્ધિ થાય છે કે હું સ્નાન, આચમન તથા યજ્ઞોપવીત આદિથી શુદ્ધ તથા સંસ્કાર યુક્ત થયો છું, તે જ જીવ સંસ્કારને પામે છે. દેહથી યુક્ત થયેલ જીવ

હોવાથી તે આ પ્રમાણે માને છે. હું કર્તા છું, એ પ્રમાણે હુંપણાની બુદ્ધિવાળા જીવાત્માવડે સર્વ ક્રિયાએ થાય છે તથા તે જ જીવાત્મા તે ક્રિયાના ફળનો ભોકતા થાય છે. વળી મુંડક ઉપનિષદમાં કહ્યુ છે કે "तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति અર્થઃ– દેહમાંના બે પક્ષીમાથી એક પક્ષી ફળને ભોગવે છે તથા એક ખાધા વગર જોયા જ કરે છે " आत्मेन्द्रियमनोयुक्त भोक्तेत्याहुर्मनीषिणः ( કઠ ) અર્થ–ઇન્દ્રિય તથા મનવાળા આત્માને વિદ્વાનો ભોક્તારૂપે કહે છે" एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा। कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ( શ્વેતા ) અર્થઃ–સર્વ પ્રાણીનો અંતરાત્મા એકરૂપે, પ્રકાશરૂપે, સર્વ પ્રાણીમાં ગૂઢરૂપે, કર્મના કર્તારૂપે, સર્વમાં નિવાસ કર્તારૂપે, સાક્ષીરૂપે, ચેતનરૂપે, કેવળરૂપે તથા નિર્ગુણરૂપે છે." " सपर्यगात् शुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् ( ઇશા૦ ) પ્રકાશરૂપે, શરીર રહિત, ક્ષતથી રહિત, શિરારહિત, શુદ્ધ તથા પાપથી રહિત આ આત્મા સર્વને વ્યાપી રહેલ છે." ઇત્યાદિ મંત્રો બ્રહ્મનું આધેય ભાવથી રહિતપણું તેમ જ તેનું શુદ્ધપણું દર્શાવે છે. બ્રહ્મસ્વરૂપે થવુ, તેનું જ નામ મોક્ષ છે. માટે મોક્ષ સંસ્કાર્યરૂપે ( કોઇ ક્રિયાથી શુદ્ધ થવારૂપે ) નથી આથી કોઇ પણ મનુષ્ય ક્રિયાવડે પ્રવેશ થવાના દ્વારરૂપે મોક્ષ છે, એમ કહી શકતુ નથી જ્ઞાનને છોડી ક્રિયાવડે મોક્ષમાં પ્રવેશ, જરા પણ થઇ શકે એમ નથી.

શિષ્ય –હે ભગવન્ ! જ્ઞાન એ પણ મનવડે થનારી ક્રિયા, એમ કહેવાઈ શકે કે નહિ ?

ગુરુ –માનસીક ક્રિયા, એ જ્ઞાન કહેવાઇ શકે નહિ. કારણ કે માનસીક ક્રિયા તથા જ્ઞાન, એ બેઉ ભિન્ન ભિન્ન છે. ક્રિયા એટલે કોઈ પણ વસ્તુના સ્વરૂપ વિશે અપેક્ષા વિના જે પ્રેરણા થવી તે. વળી તે પુરુષના ચિત્તના વ્યાપારને અધીન છે. જેમકે "यस्यै देवतायै हविर्गृहीतं स्यात्तां मनसा ध्यायेत् वषट् करिष्यन् અર્થ–જે દેવતાને બળિદાન આપવું હોય, તે દેવતાનું વષટ્કાર કરતી વખતે મનવડે ધ્યાન કરવું જોઇએ." "संध्यां मनसा ध्यायेत् (ઐ. બ્રા ) અર્થઃ–મનવડે સંધ્યાનું ધ્યાન કરવું જોઇએ." આ સર્વમાં ધ્યાન તથા ચિંતન જો કે માનસરૂપે છે, છતાં પુરુષ તે કરવા, નહિ કરવા અથવા તેથી ઉલટું કરવા સમર્થ છે. કારણ કે તે પુરુષના પ્રયાસને અધીન છે માટે જ્ઞાન જો કે માનસરૂપે છે, છતાં તેમાં મહાન્ વિલક્ષણતા રહેલ છે. જેમકે "पुरुषो वाव गौतमाग्निः। योषा वाव गौतमाग्नि (છાંદોગ્ય) અર્થઃ–હે ગૌતમ ! અગ્નિ પુરુષરૂપે છે. તેમ જ અગ્નિ સ્ત્રીરૂપે છે" અહીં પુરુષ તેમ જ સ્ત્રી બેઉની અગ્નિબુદ્ધિ માનસીરૂપે છે. ક્રિયા કહેવાનું તાત્પર્ય એ કે, ક્રિયા પ્રેરણાથી ઉત્પન્ન થયેલ છે, તથા તે પુરુષને અધીન છે

શિષ્ય–વારુ, એ તો ઠીક, પણ પ્રસિદ્ધ અગ્નિમાં જે અગ્નિબુદ્ધિ થવી, તે કંઈ પ્રેરણાને અધીન નથી, તેમ જ તે પુરુષને અધીન નથી. ત્યારે તે કોને અધીન છે ?

ગુરુ–પ્રત્યક્ષ જ્ઞાનમાં વિષયરૂપ વસ્તુને અધીન જ્ઞાન હોય છે, પણ ક્રિયા તેમ હોતી નથી. આ જ પ્રમાણે સર્વ પ્રમાણવાળી વસ્તુને વિશે પણ જાણી લેવું.

શિષ્ય–જ્યારે આમ છે, ત્યારે બ્રહ્મ સ્વરૂપનું જે જ્ઞાન થાય છે, તે પણ પ્રેરણાને અધીન નથી. આથી સાંભળવામાં આવતો વિધિમુખ વચનોનું કાંઈ પ્રયોજન નહિ હોવાથી તે નકામા પડે છે. જેવી રીતે પથ્થરપર કે અસ્ત્રાની ધારને ઘસવામાં આવે તો તે બુઠ્ઠી થઈ જાય છે. કારણ કે આત્મા, ત્યાગ કરવો તેમજ ગ્રહણ કરવું, આ બે રીતના વસ્તુવિષયથી રહિત છે. અહીં કોઈ શંકા કરે કે 'आत्मा वा अरे द्रष्टव्य श्रोतव्य' અર્થ–આત્મા જોવો તથા સાંભળવો જોઈએ.' આ રીતનાં વિધિવચનનું શું કામ છે? હું તો એમ ધારૂં છું કે, સામાન્ય પ્રવૃત્તિના વિષયને ટાળવા માટે આ વિધિવચનો છે.

ગુરુ–જે પુરુષ બહિર્મુખ હોય છે તે એમ ધારે છે કે, મને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાઓ તથા મારું અનિષ્ટ જતું રહો. આમ તેની પ્રવૃત્તિ થવાથી તેને આત્યંતિક પુરુષાર્થની જરા પણ પ્રાપ્તિ થતી નથી. જેને આત્યંતિક પુરુષાર્થ પ્રાપ્ત કરવો હોય, તેણે आत्मा वा अरे द्रष्टव्यः ઇત્યાદિ વચનો, સ્વાભાવિક કાર્યો તથા ઇન્દ્રિયસંઘાતની પ્રવૃત્તિના વિષયમાંથી વિમુખ કરી, તેને પ્રત્યક્ આત્માના સ્રોતમાં પ્રવર્તાવવાં જોઈએ. આત્માના શોધનને વિશે પ્રવૃત્ત થયેલા પુરુષને અહેયરૂપે તથા અનુપાદેયરૂપે આત્માનો ઉપદેશ કરવામાં આવે છે. 'इदं सर्वं यदयमात्मा (બૃહ) આ સર્વ પ્રત્યક્ષરૂપે દેખાતી વસ્તુ આત્મારૂપ છે,' यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् केन कं विजानीयात् विज्ञातारमरे केन विजानीयात् (બૃહ) જેને સર્વ આત્મારૂપે છે તે કઈ વસ્તુવડે કઈ વસ્તુને જુવે, કઈ વસ્તુથી કોને જાણે ? કારણ કે જ્ઞાતા છે તે કેવી રીતે જણાઈ શકે ?" "अयमात्मा ब्रह्म (બૃહ) આ આત્મા બ્રહ્મરૂપે છે" ઇત્યાદિ વાક્યોવડે આ આત્માનો ઉપદેશ કરવામાં આવે છે.

શિષ્ય–કર્તવ્યથી રહિત એવું આત્મજ્ઞાન, હેય તેમજ ઉપાદેયથી રહિત છે, એમ તો અમે પણ અંગીકાર કરીએ છીએ. બ્રહ્મનું જ્ઞાન થવાથી સર્વ કર્તવ્યતાનો નાશ થાય છે તથા કૃતાર્થતા થાય છે, એમ તો અમારે પણ સંમત છે કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "आत्मानं चेद्विजानीयादयमस्मीति पुरुषः। किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ (બૃહ) હું પરમાત્મા સ્વયંપ્રકાશરૂપે છું, એમ જે આત્માને જાણે છે તે શાની ઇચ્છા કરે તથા કઈ કામનાને માટે તેનું શરીર સંતાપને પામે ?" एतद् बुद्ध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यश्च भारत અર્થ:–આ રીતે આત્મજ્ઞાન મેળવી, હે

ભારત ! તું બુદ્ધિમાન્ તથા કૃતાર્થ થા.' આથી એમ ઠરે છે કે, વિધિવિષયની ઉપાસનાથી બ્રહ્મનો બોધ થતો નથી. વળી કેટલાક એમ કહે છે કે, "प्रवृत्ति निवृत्तिविधितच्छेपव्यतिरेकेण केवल वस्तुवादी वेदभागो नास्ति અર્થઃ-પ્રવૃત્તિ, નિવૃત્તિ તથા વિધિમુખવચન સિવાય કેવળ વસ્તુવાદવાળો વેદભાગ નથી." એ શું ખરું છે ?

ગુરુઃ-આ તેમનું કહેવું બરાબર નથી. કારણ કે ઉપનિષદવિશે કહેવાયેલ પુરુષ અદ્વૈતરૂપે છે. ઉપનિષદમાં જે પુરુષ કહેવાયેલ છે, તે સંસારથી રહિત તથા બ્રહ્મરૂપે છે. ઉત્પત્તિ, આદિ ચાર પ્રકારના દ્રવ્યથી તે રહિત છે. તે પોતાના વિષયને વિશે જ સ્થિતિ કરે છે. તેને કોઈ પણ રીતનો દ્વૈતભાવ નથી. તે આ નહિ, તે આ નથી, તે મેળવાય એમ નથી, એ રીતે કહેવામાં આવે છે. 'स एप नेति नेत्यात्मा (બૃહ) અર્થ-આ નહિ, એમ આત્માના સંબંધમાં જે ઉપદેશ કરાયેલ છે તે આ પુરુષ છે.' આ આત્માનુ અસ્તિત્વ નથી, એમ કોઈ કહી શકશે નહિ. તે જ નિષેધનો કર્તા છે, તથા તે જ આત્મારૂપે છે. હુંરૂપ આત્મા પ્રમાણનો વિષય હોવાથી ઉપનિષદવડે જ સમજી શકાય છે, એમ કહેવું અયુક્ત છે. કારણ કે તે સર્વમાં સાક્ષીરૂપે રહેલ છે, એમ કહેવામાં આવ્યું છે. સર્વના આત્મારૂપ પુરુષ, જે સાક્ષીરૂપે, સર્વ પ્રાણીમાત્રમાં સ્થિતિ કર્તારૂપે, સમરૂપે, એકરૂપે, કૂટસ્થરૂપે, નિત્યરૂપે છે, તે હું એવા પ્રમાણના વિષયથી રહિતરૂપે વિધિવચનવાળાં વાક્યવડે તથા તર્કવાળાં વચનવડે કદી વર્ણવી શકાતો નથી. આથી આ પુરુષનું અસ્તિત્વ નથી, એમ કહેવા સમર્થ નથી, અથવા વિધિમુખ વચનવાળો તે છે, એમ કહેવા પણ સમર્થ નથી. તે આત્મસ્વરૂપે હોવાથી ત્યાગ તેમજ ગ્રહણના વિષયથી રહિત છે. પુરુષથી રહિત વિનાશવાળો સર્વ વિકારસમૂહ નાશને પામે છે. પણ પુરુષ વિનાશથી રહિત હોવાને લીધે તેને અવિનાશીરૂપે કહેવામાં આવે છે. તેમાં કોઇપણ પ્રકારનો વિકાર ન હોવાને લીધે તે કૂટસ્થ (વિકાર રહિત) અર્થાત્ નિત્યરૂપે કહેવામાં આવે છે. આથી આત્માનું સ્વરૂપ નિત્ય, શુદ્ધ, બુદ્ધ તથા મુક્તરૂપે કહેલ છે. આથી જ કઠોપનિષદમાં કહ્યું છે કે "पुरुपान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः અર્થ.-પુરુષથી રહિત કંઇપણ નથી, તે સર્વની સીમારૂપ તથા પરમ ગતિરૂપ છે." "तं त्वौपनिपदं पुरुपं पृच्छामि (બૃહ) હું ઉપનિષદને વિશે કહેલ પુરુષ વિશે પૂછું છું." આ શ્રુતિમાં પુરુષને ઔપનિષદ એવું જે વિશેષણ આપ્યું છે, તે ઉપનિષદમાં જે પુરુષનું પ્રધાનપણું છે તે પુરુષરૂપે છે, એમ દર્શાવવા આપ્યું છે. આથી ભૂતવસ્તુને દર્શાવનાર વેદભાગ નથી, એમ કહેવું તદ્દન અયુક્ત છે. આથી શાસ્ત્રના રહસ્યને સમજનારાઓ, "दृष्टो हि तस्यार्थः कर्मावबोधनम् અર્થઃ-કર્મનું જ્ઞાન થવું, એજ વેદાર્થ કહેવાય છે." આ તેમજ, અન્ય વાક્યોવડે જે શાસ્ત્ર કર્મપ્રાધાન્યનું

અનુમાન કરે છે તે શાસ્ત્ર, ધર્મની જિજ્ઞાસાનો વિષય હોવાથી વિધિમુખ તથા નિષેધ મુખ વાક્યથી ભરપૂર છે, તથા તે કર્મને દર્શાવવા માટે છે.

શિષ્ય:-"आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम् અર્થ:-વેદ ક્રિયાના અર્થને દર્શાવનાર છે, માટે ક્રિયાના અર્થથી રહિત વાક્ય અનર્થરૂપે છે," ઈત્યાદિ જૈમિનીના સૂત્રવડે નિત્યત્વને માનનારાઓનો ભૂત વસ્તુનો ઉપદેશ ખોટો છે. જો પ્રવૃત્તિ તથા નિવૃત્તિથી રહિત ભૂત વસ્તુનો વેદમાં ઉપદેશ છે, તો પછી તેમાં કૂટસ્થ તથા નિત્યરૂપ ભૂતનો ઉપદેશ કેમ દર્શાવ્યો નથી ? આ રીતે વેદમાં દોષ આવે છે. જો તમે એમ માનો કે, આ દોષ ખોટો છે. કારણ કે ભૂત વસ્તુને દર્શાવનારી ક્રિયા કહી હોતી નથી. પણ તમારે એટલું તો માનવું જ પડશે કે, ભૂત વસ્તુ જો કે ક્રિયારૂપે નથી, પણ ક્રિયાના અર્થના સાધનરૂપ હોવાથી ક્રિયાને સૂચવનાર જ ભૂતોપદેશ છે.

ગુરુ:- આ રીતનો દોષ વેદમાં આવતો નથી. કારણકે જો કે ક્રિયાના અર્થને સૂચવનાર આ ઉપદેશ છે, છતાં તે વસ્તુના ઉપદેશનું તાત્પર્ય ક્રિયાને ટાળવાવાળું છે. ક્રિયાર્થપણું તો કેવળ પ્રયોજનરૂપે છે. આથી કોઈ એમ સિદ્ધ થતું નથી, કે વસ્તુનો ઉપદેશ નથી કરવામાં આવ્યો. વળી જો વસ્તુનો ઉપદેશ કરવામાં આવ્યો હોય તો તેથી શ્રોતા તથા વકતાનો શો હેતુ સિદ્ધ થાય એમ છે, એમ જો કોઈ પૂછે તો તેના સંબંધમાં કહ્યું છે કે, નહી જાણવામાં આવેલ આત્મારૂપ વસ્તુનો ઉપદેશ, તે જ પ્રમાણે થવા યોગ્ય છે. આત્માના જ્ઞાનવડે મિથ્યા અજ્ઞાનરૂપ સંસારની નિવૃત્તિરૂપ પ્રયોજન હોય છે. એ રીતે ક્રિયાસાધનરૂપ બ્રહ્મોપદેશથી પ્રયોજન સિદ્ધ થાય છે. જેમકે 'ब्राह्मणो न हन्तव्यः અર્થ:-બ્રાહ્મણને મારવો જોઈએ નહિ.' આ તેમ જ બીજે સ્થળે અમુક વસ્તુના નિષેધ સંબંધી ઉપદેશ કરવામાં આવ્યો છે. આ સ્થળે કોઈ ક્રિયા નથી અથવા ક્રિયાનું સાધન નથી. જો ક્રિયા રહિત વાક્યનો ઉપદેશ ખોટો હોય તો ब्राह्मणो न हन्तव्यः ઈત્યાદિમાં જે નિષેધરૂપ ઉપદેશ કરવામાં આવ્યો છે, તે ખોટો ઠરશે તથા તે અયુક્ત થશે. સામાન્ય રીતે हन्ति એ શબ્દ સાથે नञ् નો સંબંધ થવાવડે હનનરૂપ ક્રિયાના નિષેધરૂપ વૈરાગ્યનું અહીં સૂચન કર્યું છે, પણ તેથી જુદી રીતે અપ્રાપ્ત વસ્તુની ક્રિયા માટે કલ્પના કરવામાં આવી નથી. नञ् અત્યયનો એ સ્વભાવ છે કે, જે વસ્તુની સાથે તેનો સંબંધ હોય છે, તે વસ્તુનો નિષેધ દર્શાવે છે. અહી વૈરાગ્યના હેતુરૂપે કોઈ વસ્તુવિશે નિષેધબુદ્ધિ દર્શાવી છે. આ નિષેધ કરવાવાળી બુદ્ધિ, જેમ બળેલ લાકડાનો અગ્નિ પોતાની મેળે જ શાંતિને પામે છે તેમ, પોતાની મેળે શાંત થાય છે. આથી અમે એમ માનીએ છીએ કે, ब्राह्मणो न हतव्य ઈત્યાદિ મંત્રોમાં આસક્ત ક્રિયાવાળી બુદ્ધિને તેમાંથી નિવૃત્ત કરવારૂપી વૈરાગ્યનું નિષેધવચનવડે સૂચન

કર્યું છે આ જ પ્રમાણે प्रजापतिनतादिष्य ઇત્યાદિ મંત્રવડે પણ જાણી લેવું. માટે કોઈ અમુક વસ્તુ નહિ કરવા માટે કહે વારૂપ ભૂત પદાર્થના અર્થવાદના સંબંધમાં નિષેધનું અહીં સૂચન છે. सप्तद्वीपा वसुमती ઇત્યાદિ માફક કર્તવ્ય વિધિનું સૂચન કરવા વિના કેવળ વસ્તુ માત્રનું કથન અનર્થ હોવું જોઇએ, એમ જે કહ્યું છે, તે કેવળ શંકાના સમાધાનરૂપે છે. કારણ કે આ રજ્જુ છે પણ સર્પ નથી, એમ કેવળ વસ્તુમાત્રનો નિર્દેશ કરવામા હેતુ સમાયલો છે

શિષ્ય:–રજ્જુના સ્વરૂપને કહેવાની માફક શ્રુતિ પ્રતિપાદિત બ્રહ્મનું સ્વરૂપ અર્થયુક્ત નથી, કારણ કે સંસારિપણું તો સર્વ કોઇના જોવામાં આવે છે.

ગુરુ:–જેને બ્રહ્મનો પૂર્ણ રીતે સાક્ષાત્કાર થયો છે, તેને આ સંસારીપણું દર્શાવી શકાય એમ નથી. કારણ કે વેદના પ્રમાણવડે બ્રહ્મનું જે સ્વરૂપ પ્રતિપાદન કર્યુંછે,તેથી ઉલટું સંસારીપણું હોવાથી તેને તે માન્ય હોતું નથી કારણ કે આ શરીર છે તે જ આત્મા છે, એમ શરીરનું અભિમાન રાખનારાને દુઃખ ભય વગેરે જોવામાં આવે છે. પણ જેને વેદના પ્રમાણથી બ્રહ્મભાવનુ જ્ઞાન થયું હોય છે, તેનું દેહાભિમાન ગળી ગયેલું હોય છે, જેથી મિથ્યા જ્ઞાનવડે અનુમાન કરાતો સુખ દુખાદિ તેનામાં છે, એવી કલ્પના કરવી તે ભૂલ છે. ધનના અભિમાનવાળા ધનવાન્ ગૃહસ્થને ધન ચોરાઈ જવા માટે દુઃખ ઉત્પન્ન થાય છે, પણ ધનના અભિમાનથી રહિત સંન્યાસીને ધન ચોરાઈ જવા સંબંધીનું દુઃખ હોતુ નથી. જેણે કુંડળ પહેરેલ હોય છે, તેને હું કુંડળયુક્ત છુ, એવા અભિમાનવાળું સુખ જોવામાં આવે છે. પણ કુંડળ વિનાના તથા મેં કુંડળ પહેર્યા છે, એવા અભિમાનથી રહિત પુરુષને હું કુંડળવાળો છું, એવા અભિમાનવાળું સુખ હોતું નથી. વળી છાંદોગ્ય ઉપનિષદમાં કહ્યું છે કે, "अशरीर वाव सन्त न प्रियाप्रिये स्पृशत અર્થઃ– શરીરભાવથી રહિત સતરૂપ આત્માને પ્રિય તેમ જ અપ્રિય સ્પર્શ કરી શકતાં નથી."

શિષ્ય –શરીરનું પતન થવાથી અશરીરપણું થાય છે, પણ જ્યાં સૂધી જીવન છે ત્યાં સૂધી તેમ થતું નથી.

ગુરુ.–ના, આ કહેવું ખોટું છે. હું વળી શરીર યુક્ત છું, એવું અભિમાન મિથ્યા જ્ઞાનને લીધે છે. શરીર તથા આત્માના અભિમાનવાળુ મિથ્યાજ્ઞાન વિના અન્ય કોઈ કારણથી આ જીવ શરીરયુક્ત છે, એમ કલ્પના કરવી બની શકતી નથી આત્મામા કર્મનો અભાવ હોવાથી તેમા અશરીરપણું તથા નિત્યતા છે, એમ આપણે કહીએ છીએ.

શિષ્ય –આત્માવડે જે પ્રકારનાં કર્મ કરવામા આવે છે, તે રીતે ધર્મ તથા અધર્મ થાય છે તથા તેથી શરીર બંધાય છે, એ વાત શું ખોટી છે ?

ગુરુ –આ કહેવું યુક્ત નથી. કારણ કે ધર્મ તથા અધર્મ આત્માવડે

કરવામાં નથી આવતા. આ જ કારણથી આત્માનો શરીર સાથેનો સંબંધ માનવો અયોગ્ય છે. આત્માને શરીરની સાથે સંબંધ થવાથી ધર્મ તથા અધર્મ થાય છે, એમ માનવાવડે શરીર તથા આત્માને એક બીજાનો આશ્રય છે, એમ માનવું પડશે તથા તેમ માનવાથી આત્મામાં અનાદિપણું માનવામાં આવે છે, તે કેવળ અંધ પરંપરારૂપે ઠરશે. ક્રિયાનો સમવાયી સંબંધ આત્મા સાથે નહિ હોવાથી આત્માનું કર્તાપણું માનવું અયુક્ત છે.

શિષ્યઃ–રાજા આદિનું કર્તાપણું પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે, તો પછી તે અયુક્ત કેમ કહેવાય ?

ગુરુઃ–ના, ધનના આપવાવડે ચાકર સંબંધ પ્રાપ્ત થયેલ છે તથા તેથી રાજા આદિમાં કર્તાપણું જોવામાં આવે છે. શરીરાદિવડે ધન આપવું વગેરે ક્રિયા થાય છે, તેની માફક આત્માનો સ્વામીસંબંધ માનવો જરા પણ યોગ્ય નથી. પ્રત્યક્ષ રીતે જે સંબંધ જોવામાં આવે છે, તે મિથ્યાભિમાનરૂપે છે.

શિષ્યઃ–આથી એમ અનુમાન થાય છે કે, આત્મા યજમાનરૂપે (યજ્ઞ કર્તારૂપે) છે.વળી દેહાદિથી ભિન્ન આત્માનું પોતાના દેહ વિશે જે અભિમાન હોય છે, તે ગૌણરૂપે છે, પણ મિથ્યારૂપે નથી.

ગુરુઃ–તારે આવી શંકા કરવી નહિ. કારણ કે જેને વસ્તુનો ભેદ પ્રસિદ્ધ છે, તેને મુખ્યત્વ તથા ગૌણત્વ હોય છે. વસ્તુભેદ જેણે માન્ય કર્યો છે, તે એમ માને છે કે અમુક વસ્તુમાં ગૌણ તથા મુખ્ય અર્થ છે. જેમકે યાળવાળા તથા અમુક આકૃતિવાળા પ્રાણીવિશેષને અન્વય વ્યતિરેકને લીધે સિંહ શબ્દનું પ્રમાણ લાગુ પાડવામાં આવે છે. તેમ જ કોઈ અન્ય પુરુષ સિંહના ગુણની માફક ક્રૂરતા તથા શૌર્યતાથી યુક્ત હોય, તેમાં સિંહ શબ્દ તથા પ્રમાણ બેઉ ગૌણ હોય છે. પણ વસ્તુભેદ જેણે માન્યો નથી, તેને ગૌણ કે મુખ્ય કાંઇ પણ હોતું નથી. તેવા પુરુષને તો અન્ય શબ્દ તથા પ્રમાણ બેઉ ભ્રાંતિરૂપે હોય છે, પણ ગૌણરૂપે હોતા નથી. જેવી રીતે થોડાં અંધારામાં કોઈ વસ્તુ પડી હોય તથા તેનું ભાન ન હોય તો તે વસ્તુ પુરુષરૂપે છે, એમ શબ્દ તથા વિચાર બેઉ તે સ્થાણુ, અર્થાત્ વસ્તુને લાગુ પડે છે અથવા તો છીપ પડેલી હોય તથા તેને ભ્રાંતિથી રૂપું માનવામાં આવે તો જ્યાં સૂધી તેનું ખરું જ્ઞાન થયું નથી, ત્યાં સૂધી રૂપું એ શબ્દ તથા વિચાર બેઉ તે છીપને લાગુ પડે છે. આજ પ્રમાણે દેહાદિથી યુક્ત જીવમાં હું એવા અભિમાનને લીધે શબ્દ તેમજ વિચાર, આત્મા તથા અનાત્માનું જ્ઞાન નહિ હોવાને લીધે થાય છે, માટે તેમાં ગૌણ ગુણ કેવી રીતે કહી શકાય ? આત્મા તથા અનાત્માનો જેને વિવેક છે, એવા બ્રહ્મનિષ્ઠોને તો, જેમ આ બકરાનો પાળનાર છે તથા આ ઘેટાનો પાળનાર છે તે જેમ એક જ છે, તેમ શબ્દ તથા વિચાર કેવળ એકજરૂપે છે.

આથી આત્મા દેહાદિથી ભિન્ન છે, એમ માનનારાઓનો હું એવો વિચાર મિથ્યા કહી શકાય, પણ ગૌણરૂપે કહી શકાય નહિ. આ મિથ્યા વિચારને લીધે શરીરયુક્ત બ્રહ્મનિષ્ઠ જીવતો છતાં અશરીરી કહેવાય છે. કારણ કે બ્રહ્મવેત્તાના સંબંધમાં નીચે પ્રમાણે શ્રુતિ છે–" अहिनिर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीतैवमेवेदं शरीरं शेते । अथायमशरीरोऽमृत प्राणो ब्रह्मैव तेज एव (બૃહ ૪–૪–૭) સર્પની ત્વચા રાફડા વગેરે સ્થળે છૂટી થઈ પડી રહે છે, તેમ વિદ્વાનનું શરીર ગમે તે સ્થળે સુવે છે. કારણ કે તે જાણે છે કે, આ આત્મા શરીરથી રહિત, મરણથી રહિત, પ્રાણરૂપે, બ્રહ્મરૂપે તેમજ તેજરૂપે છે." "सचक्षुरचक्षुरिव सकर्णोऽकर्ण इव सवागवागिव । समनो अमना इव सप्राणो अप्राण इव અર્થ:–આ આત્મા ચક્ષુવાળો દેખાવા છતાં ચક્ષુથી રહિત, કર્ણયુક્ત છતાં કર્ણથી રહિત, વાણીયુક્ત છતાં વાણીથી રહિત, મનવાળો છતા મનથી રહિત, તથા પ્રાણયુક્ત છતા જાણે પ્રાણથી રહિત હોય તેવો છે" "स्थितप्रज्ञस्य का भाषा (भ गी २–५४) અર્થ:–સ્થિર પ્રજ્ઞાવાળાને કઈ ભાષા છે" ઇત્યાદિ સ્મૃતિ પણ સ્થિત પ્રજ્ઞાવાળાનાં લક્ષણો કહી બ્રહ્મનિષ્ઠને કોઇ પણ પ્રવૃત્તિ સાથે સંબંધ નથી, એમ દર્શાવે છે. માટે જેણે બ્રહ્માત્મભાવ જાણ્યો છે, તેને અજ્ઞાનીની માફક સંસારીપણું હોતું નથી. પ્રથમની માફક જેને સંસારીપણું છે, તે બ્રહ્મ આત્મારૂપે છે, એમ સમજ્યો નથી, એ ખરૂં છે

શિષ્ય–શ્રવણ થવા પછી મનન અને નિદિધ્યાસન હોવાથી બ્રહ્મ કાર્યરૂપે છે, પણ પોતાના સ્વરૂપમાં પરિણામ પામતું નથી, અર્થાત્ કારણરૂપે નથી.

ગુરુ–આ શંકા ખોટી છે કારણ કે મનન તથા નિદિધ્યાસન બ્રહ્મને જાણવા માટે છે. જે બ્રહ્મનું જ્ઞાન થયું છે, તે જો બીજે સ્થળે જતું હોય તો બ્રહ્મમાં કાર્યભાવ આવે. પણ તેમ નથી શ્રવણની માફક મનન તથા નિદિધ્યાસન પણ બ્રહ્મને જાણવા માટે છે. માટે વિધિ તથા ઉપાસનાને અધીન બ્રહ્મ છે, એમ શાસ્ત્રનુ પ્રમાણ નથી, પણ સ્વતંત્ર બ્રહ્મ છે એમ શાસ્ત્રનું પ્રમાણ છે. વેદાંત વાક્યની અનુમતિથી પણ એમ જ સિદ્ધ થાય છે આથી अथातो धर्मजिज्ञासा એમ પૃથક્ શાસ્ત્રારંભ, જો વિધિવિષય તથા ઉપાસનાને અધીન બ્રહ્મ હોય તો ન થવો જોઇએ. તેમજ આરંભ થાય તો "अथात. क्रत्वर्थपुरुषार्थयो जिज्ञासा ( पू मी ) હવે યજ્ઞ તથા પુરુષાર્થની જિજ્ઞાસા" એમ ब्रह्मजिज्ञासा ને બદલે 'अथात. परिशिष्टजिज्ञासा હવે બાકીના ધર્મની જિજ્ઞાસા', એમ આરંભ થવો જોઇએ. પણ બ્રહ્મ તથા આત્માનું એકપણાનું જ્ઞાન જાણવામાં આવેલ નથી હોતુ, તેથી अथातो ब्रह्मजिज्ञासा એ પ્રમાણેનો શાસ્ત્રારભ યુક્ત છે. સર્વ વિધિઓ તથા સર્વ પ્રમાણો अहं ब्रह्मास्मि એ જ્ઞાનપર્યંત જ છે હેય તથા ઉપાદેયપણાથી રહિત અદ્વૈત આત્માનું જ્ઞાન થવા પછી સર્વ પ્રમાણો, વિષય તથા પ્રમાતાથી રહિત થવા જોઇએ. વળી કહ્યું છે કે,

"गौणमिथ्यात्मनोऽसत्वे पुत्रदेहादिबाधनात् ।
सद् ब्रह्मात्माहमित्येव बोधे कार्यं कथं भवेत् ॥
अन्वेष्टव्यात्मविज्ञानात् प्राक्प्रमातृत्वमात्मनः ।
अन्विष्टः स्यात् प्रमातैव पाप्मदोषादिवर्जितः ॥
देहात्मप्रत्ययो यद्वत् प्रमाणत्वेन कल्पितः ।
लौकिकं तद्वदेवेदं प्रमाणं त्वात्मनिश्चयात् ॥

અર્થઃ–સદ્ બ્રહ્મ આત્મારૂપે હું પોતે છું, એ પ્રમાણેનું જ્ઞાન થવા પછી પુત્ર તથા દેહાદિનો બાધ થાય છે, તેમજ ગૌણુ આત્માભિમાન તથા મિથ્યા આત્માભિમાન જતું રહે છે. શોધવા યોગ્ય આત્માનું જ્ઞાન થવા પહેલાં આત્મા પ્રમાતારૂપે છે, પણ એકવાર જ્ઞાન થવા પછી તે પ્રમાતા પાપ તેમજ દોષાદિથી રહિત થાય છે દેહ એ આત્મા છે એ જ્ઞાન પ્રમાણવડે કલ્પાયલું છે. તેજ રીતે આ લૌકિક પ્રમાણ પણ આત્માનો નિશ્ચય થવા સૂધી છે."

चतुःसूत्री समाप्ता ॥

શિષ્યઃ–આ રીતે બ્રહ્મ તથા આત્માના જ્ઞાનના પ્રયોજનવાળા તાત્પર્યવડે બ્રહ્માત્મામાં પ્રયોજેયલાં વેદાંત વાકયોનું બ્રહ્મને વિશે પર્યવસાન કાર્યાનુપ્રવેશાદિથી કહેવાયેલ છે. આ બ્રહ્મ સર્વજ્ઞરૂપે, સર્વ શક્તિરૂપે, જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશના કારણરૂપે કહેવાયેલ છે પરિનિષ્ઠિત વસ્તુ અન્ય પ્રમાણુથી ગમ્ય છે એમ માનનારા, તેમજ પ્રધાનાદિ અન્ય કારણોનું અનુમાન કરનારા સાંખ્ય આદિઓ આ બ્રહ્મના સંબંધમાં વેદાંતવાકયોની યોજના કરે છે. સૃષ્ટિ વિષયવાળાં સર્વ વેદાંત વાકયોમા અનુમાન પ્રમાણુવડે કાર્યથી કારણનું લક્ષણ ઈચ્છયું છે. વળી પ્રધાન તથા પુરુષનો સંયોગ નિત્ય અનુમેય છે, એમ સાંખ્યો માને છે. કણાદને માનનારાઓ, આ વેદાંત વાકયોવડે ઇશ્વરને નિમિત્ત કારણરૂપે માને છે તથા પરમાણુઓ સમવાયી કારણરૂપે છે, એમ માને છે. આ જ રીતે અન્ય તર્ક કરનારાઓ અર્થાત્ બૌદ્ધો જેઓ વાક્યાભાસનું તથા યુકત્યાભાસનું અવલંબન કરનારા છે, તે પૂર્વ પક્ષવાદીઓ અહી ઉભા થાય છે. તેમાં પદ, વાક્ય તથા પ્રમાણને જાણનારા આચાર્યે, વેદાંતવાકયોનું પ્રયોજન, બ્રહ્મજ્ઞાન દર્શાવવા માટે છે તેથી, વાકયાભાસ તથા યુક્ત્યાભાસ પ્રમાણનું પૂર્વ પક્ષવડે નિરાકરણ કર્યું છે. તેમાં સાંખ્ય શાસ્ત્રને માનનારા જેઓ એમકહે છે કે, જગતનું કારણ પ્રધાનરૂપે, ત્રણ ગુણરૂપે તથા અચેતનરૂપે છે, તેઓ કહે છે કે, જે વેદાતવાકયો સર્વજ્ઞરૂપતથા સર્વ શક્તિરૂપ બ્રહ્મ જગતના કારણરૂપે છે, એમ દર્શાવે છે, તે વાકયોવડે પ્રધાન કારણરૂપે છે, એમ પણ યોજી શકાય છે. પ્રધાનનું સર્વ શક્તિપણું પણ પોતાના વિકારવિષયને યોગ્ય છે. તે જ પ્રમાણે સર્વજ્ઞપણું પણ યોગ્ય છે. કોઇ પૂછે કે કેવી રીતે ? તો તમે જેને જ્ઞાન માનો છો તે સત્વ ધર્મરૂપે છે. સ્મૃતિમાં કહ્યું છે કે, "सत्वात्संजायते ज्ञानम् અર્થઃ– સત્વથી જ્ઞાન ઉત્પન્ન થાય છે" આથી સત્વ ધર્મવાળા જ્ઞાનવડે કાર્ય કારણવાળા પુરુષો સર્વજ્ઞરૂપે તથા યોગીરૂપે છે. સત્વના અતિશયપણાથી સર્વજ્ઞપણું પ્રસિદ્ધ છે. કેવળ સ્વરૂપ તથા કાર્ય કારણથી

રહિત પુરુષની પ્રાપ્તિ થવા પછી સર્વજ્ઞપણાની કે જરા જાણવાપણાની કલ્પના કરવી તે ખોટી છે. પ્રધાનને ત્રિગુણપણું હોવાથી પ્રધાન અવસ્થામાં પણ સર્વ જ્ઞાનના કારણરૂપ સત્વ હોય છે. એ પ્રમાણે પ્રધાન અચેતનરૂપ છતાં તેમાં સર્વજ્ઞપણાનો ગુણ હોય છે. વેદાન્ત વાક્યોમાં પણ સર્વજ્ઞરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરનારા તમોએ, સર્વજ્ઞાનરૂપ શક્તિ વાળાપણાવડે સર્વજ્ઞપણું અંગીકાર કરવું પડશે. કારણ કે સર્વ વિષયનો જ્ઞાન કરનારું બ્રહ્મ હોતું નથી. તેમ જ જ્ઞાનનું નિત્યપણું છે, તેથી જ્ઞાનક્રિયાના સંબંધમાં બ્રહ્મના સ્વાતંત્ર્યને ન્યૂનતા આવશે. જો અનિત્ય ઠરે તો જ્ઞાન ક્રિયાથી પણ બ્રહ્મ વિરામ પામે. માટે સર્વ જ્ઞાનરૂપ શક્તિપણાથી સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે. ઉત્પત્તિ પહેલાં બ્રહ્મ સર્વકારકપણાના ગુણથી રહિત છે, એમ તમે શું માનો છો ? જ્ઞાનના સાધનરૂપ શરીરેન્દ્રિયનો જો અભાવ હોય તો કોઇને પણ જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી. શું ત્યારે અનેકાત્મ પ્રધાનને પરિણામ હોવાથી કારણપણાની ઉત્પત્તિ મૃત્તિકાના જેવી છે ?

ગુરુ—ના, પરિચ્છેદ રહિત એકાત્મક બ્રહ્મની ઉત્પત્તિ મૃત્તિકાના જેવી નથી; તથા આ સંશયને ટાળવા માટે જ પાંચમા સૂત્રની યોજના કરવામાં આવીછે

## અધિકરણ ૫ મું. પ્રધાનમાં કારણપણાનો અભાવ

ईक्षतेर्नाशब्दम् ॥५॥

સૂત્રાર્થ-પ્રધાન એ જગતના કારણ રૂપે નથી, કારણ કે શ્રુતિએ એ પ્રમાણે પ્રતિપાદન કર્યું નથી. (૫)

ટીકાઃ ગુરુઃ સાખ્ય દર્શનવડે કલ્પાયેલ અચેતનરૂપ પ્રધાન જગતના કારણરૂપે વેદાંતમા કહ્યું નથી. કારણ કે તે અશબ્દરૂપે છે.

શિષ્ય—કેવી રીતે અશબ્દપણું છે ?

ગુરુ—વેદ શબ્દને લીધે અર્થાત્ વેદાંતના વચનવડે કારણનું અશબ્દપણું કહેલ છે.

શિષ્યઃ—કેવી રીતે ?

ગુરુઃ—શ્રુતિમાં કહ્યું છે કે, “सदेव सौम्येदमग्रआसीदेकमेवाद्वितीयम् ( છાંદોગ્ય ) હે સૌમ્ય ! પ્રથમ સત્ એક તથા અદ્વિતીયરૂપે હતું.” આ શ્રુતિથી શરુઆત કરી “तदैक्षत बहुस्यां प्रजायेयेति तत्तेजोऽसृजत અર્થઃ—સત્સ્વરૂપે હું અનેકરૂપે થાઉં એમ વિચાર કરી તેણે તેજની ઉત્પત્તિ કરી” અહીં ઇદં (આ) શબ્દ નામ તથા રૂપથી વિકાર પામેલ જગત્, ઉત્પત્તિની પૂર્વે સતરૂપે હતું, એમ દર્શાવે છે તથા સત્ શબ્દના લક્ષણવાળી પ્રકૃતિનું તેજ આદિવડે સૃષ્ટાપણું દર્શાવે છે તેજ રીતે અન્ય સ્થળે પણ કહ્યું છે. “आत्मा वा इदमेक एवाग्र आसीत् । नान्यत्किंचन मिषत् । स ऐक्षत लोकान्नु सृजा इति स इमान् लोकानसृजत (ઐત) અર્થઃ—ખરેખર અગ્રે આ

એક જ આત્મા હતો. બીજું કાંઈ પણ ન હતું. તેણે જોયું કે, હું લોકને ઉત્પન્ન કરું. ત્યાર પછી તેણે આ લોકને ઉત્પન્ન કર્યા." આ રીતે સૃષ્ટિની ઉત્પત્તિ કેવળ દૃષ્ટિરૂપ જ દર્શાવી છે. સોળકળાવાળા પુરુષની સ્તુતિ કેટલેક સ્થળે કરી છે. જેમકે, "स ईक्षाचक्रे । स प्राणमसृजत (પ્રશ્ન) તેણે દૃષ્ટિ કરી પ્રાણને સર્જ્યાંયું યજતિની માફક ઇક્ષતિથી ધાતુનો અર્થ કહેવાયેલ છે, પણ ધાતુનો નિર્દેશ નથી. "यः सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमयं तपः । तस्मादेतद्ब्रह्म नामरूपमन्नं च जायते (મુંડક) જે સર્વજ્ઞરૂપે, સર્વના વેત્તારૂપે તથા જેનું જ્ઞાનમય તપ છે, તે જ બ્રહ્મ છે કે જેમાંથી નામ, રૂપ તથા અન્ન ઉત્પન્ન થાય છે." આ તેમ જ અન્ય વાક્યો સર્વજ્ઞ ઈશ્વરને જગતનું પ્રતિપાદન કરનારાં ઉદાહરણ તરીકે છે.

શિષ્યઃ–સત્વના ધર્મરૂપ જ્ઞાનવડે પ્રધાન સર્વજ્ઞરૂપે થશે, એમ કહીએ તો તે શું ખોટું છે?

ગુરુઃ–ના, તેમ પણ યોગ્ય નથી. કારણ કે પ્રધાન અવસ્થામાં ગુણોની સમાન સ્થિતિ હોવાથી સત્વનો ધર્મ જ્ઞાનરૂપે હોઇ શકે નહિ

શિષ્યઃ–પ્રધાનમાં સર્વ જ્ઞાનની શક્તિ હોવાથી તે સર્વજ્ઞરૂપે થશે.

ગુરુઃ–તેમ પણ બની શકે નહિ. કારણ કે જ્યારે ગુણની સમાનાવસ્થા છે ત્યારે સત્વને આશ્રયે રહેલ જ્ઞાન શક્તિનો આશ્રય લઇ પ્રધાન ભલે સર્વજ્ઞરૂપે કહેવાઈ શકે. તેમ જ રજોગુણ તથા તમો ગુણવાળી જે શક્તિ જ્ઞાનને અટકાવનારી છે તેનો આશ્રય લઈ પ્રધાન જો કે કંઈ એક જ્ઞાનરૂપે કહેવાય, પણ સાક્ષીથી રહિત સત્વ વૃત્તિમાં જ્ઞાન હોતું નથી,તેમ જ તે શક્તિ કહેવાથી શકાતી નથી. આથી જડ પ્રધાનનું સાક્ષીપણું નથી; તથા તેમ હોવાથી અચેતન પ્રધાનનું સર્વજ્ઞપણું યોગ્ય નથી. જો કે ચેતનપણાથી સત્વનો ઉત્કર્ષ હોવાથી યોગીઓનું સર્વજ્ઞપણું યુક્ત છે, એમાં શંકા જેવું નથી. જેવી રીતે લોખંડના ગોળામાં દહનશક્તિ અગ્નિને લીધે છે, તેમ પ્રધાનની ઇક્ષણ શક્તિ, સાક્ષીને લીધે છે, એમ જો માનીએ તો પ્રધાનની ઈક્ષણ શક્તિના કારણરૂપ જે બ્રહ્મ છે, તે જ બ્રહ્મ જગતના કારણરૂપે છે, એમ કહેવું યોગ્ય છે. પણ બ્રહ્મનું મુખ્ય સર્વજ્ઞપણું કહેવું યોગ્ય નથી. કારણ કે બ્રહ્મમાં નિત્ય જ્ઞાનપણું છે તથા ઉપર પ્રમાણે માનવાથી બ્રહ્મમાં સર્વજ્ઞપણું સ્વતંત્ર ઠરશે નહિ, પણ પરાધીન ઠરશે.

શિષ્યઃ–આપને હું પૂછવાની રજા લઉં છું કે, નિત્યજ્ઞાન ક્રિયામાં સર્વજ્ઞપણાની હાનિ કેવી રીતે થાય છે?

ગુરુઃ–સર્વ વિષયને ખુલ્લું કરવાવાળું જ્ઞાન જેને નિત્ય હોય, તે અસર્વજ્ઞરૂપે કહેવાય, એમ કદી હોતું નથી. જો બ્રહ્મમાં જ્ઞાન અનિત્ય છે, એમ માનીએ તો બ્રહ્મમાં એક વખત જ્ઞાન હોય તથા કોઇક સમયે ન હોય, એમ અસર્વજ્ઞપણું થાય. પણ જ્ઞાનમાં નિત્ય

પણું હોવાથી એક વખત જ્ઞાન થાય તથા અને એક વખત ન થાય, એમ હોતું નથી

શિષ્યઃ–જ્ઞાનનું નિત્યપણું છે તથા તે જ કારણને લીધે જ્ઞાનમાં જે સ્વતંત્રપણું કહો છો, તે યોગ્ય નથી.

ગુરુઃ–તેમાં તારી ભૂલ છે. દૃષ્ટાંત તરીકે સૂર્યની ઉષ્ણતા તથા પ્રકાશ નિત્યરૂપે છે, છતાં તેમાં દહન કરે છે, પ્રકાશે છે, આ રીતની સ્વતંત્રતાની સંજ્ઞા જોવામાં આવે છે. જો સ્વતંત્રપણું ન હોય તો દાહ કરવા યોગ્ય તથા પ્રકાશ કરવા યોગ્ય પદાર્થનો સંબંધ થવાથી સૂર્ય દહન કરે છે તથા પ્રકાશે છે, એ રીતનું જ્ઞાન ન થઈ શકે.

શિષ્યઃ–જગતની ઉત્પત્તિ પૂર્વે બ્રહ્મનો સંયોગ, જ્ઞાન તથા કર્મ સાથે ન હોવો જોઈએ.

ગુરુઃ–ના તેમ નથી. જો કે દહન કરવાનું કર્મ નથી હોતું, તો પણ સૂર્ય પ્રકાશે છે, એવું જ્ઞાન કર્તા તરીકે જોવામાં આવે છે. તે જ રીતે જ્ઞાનનું કર્મ ન હોય, છતાં બ્રહ્મે ચિંતન કર્યું, એમ બ્રહ્મનું કર્તા તરીકે જ્ઞાન યોગ્ય છે. આમ હોવાથી સૂર્યના દૃષ્ટાંતની સાથે વિષમતા આવતી નથી. કર્મની અપેક્ષામાં બ્રહ્મમાં દ્રષ્ટાવાળી શ્રુતિઓ પૂર્ણપણે યોગ્ય છે.

શિષ્ય–ઉત્પત્તિ પૂર્વે ઈશ્વરના જ્ઞાનનો વિષય થનારું કર્મ કયું છે?

ગુરુઃ–ભિન્ન તેમ જ અભિન્ન સ્વરૂપે કરી નામ તથા રૂપ, જે અવ્યાકૃત રૂપે હોય છે, તે વ્યાકૃતરૂપે થાય છે જેની કૃપાથી યોગીઓના ભૂત તથા ભવિષ્ય સંબંધી પ્રત્યક્ષ જ્ઞાનની યોગ શાસ્ત્રને જાણનારાઓ ઈચ્છા કરે છે, તે નિત્યસિદ્ધ ઈશ્વરનું ઉત્પત્તિ, સ્થિતિ તથા લયવાળું નિત્ય જ્ઞાન હોય છે.

શિષ્યઃ–ઉત્પત્તિ પહેલાં બ્રહ્મનું શરીરાદિ સંબંધ વિના જે દ્રષ્ટાપણું કહેવાય છે, તે અયોગ્ય છે.

ગુરુઃ–આ શંકા યોગ્ય નથી. કારણ કે સૂર્યના પ્રકાશની માફક બ્રહ્મના જ્ઞાનસ્વરૂપના નિત્યત્વમાં જ્ઞાનના સાધનની અપેક્ષા અયોગ્ય છે. અવિદ્યાવાળા સંસારીની જ્ઞાનોત્પત્તિ માટે શરીરાદિની અપેક્ષા હોય, પણ જ્ઞાનના પ્રતિબંધના કારણથી રહિત એવા ઈશ્વરને શરીરાદિની અપેક્ષા હોતી નથી. વળી નીચલા બે મંત્રોમાં કહ્યું છે કે, ઈશ્વરને શરીરાદિની અનપેક્ષા તથા આવરણ રહિત જ્ઞાન હોયછે. જેમકેઃ–' न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते। परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च (શ્વેતા) તેને શરીર તેમ જ ઇન્દ્રિયો હોતાં નથી, તેના સમાન તથા તે કરતાં અધિક કોઈ નથી, તેની શ્રેષ્ઠ શક્તિ સ્વાભાવિક તથા જ્ઞાન બળ ક્રિયાવાળી અનેક પ્રકારની કહેવાય છે.' "अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः । स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥ (શ્વેતા.) તેને હાથ તથા પગ નથી છતાં તે ગતિમાન્ તથા ગ્રહણકર્તા છે, તેને ચક્ષુ ન હોવા છતાં તે જૂવે છે, કર્ણ ન હોવા છતાં તે સાંભળે છે, તે જાણવા યોગ્ય જાણે છે, તેનો કોઈ જાણ-

નાર નથી. તે પ્રથમ તથા મહાન્ પુરુષ કહેવાય છે.”

શિષ્ય:–જ્ઞાનના પ્રતિબંધના કારણુરૂપ ઈશ્વરથી બીજો કોઇ સંસારી નથી. કારણુ કે “नान्योतोस्ति द्रष्टा नान्योतोस्ति विज्ञाता (બૃહ) એના વિના બીજો કોઇ દ્રષ્ટારૂપ નથી, તેમ જ એના વિના અન્ય કોઇ વિજ્ઞાતારૂપે નથી.” આ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે. તો પછી એમ કેમ કહેવામાં આવ્યું છે કે, સંસારી જીવની જ્ઞાનોત્પત્તિ શરીરાદિની અપેક્ષાવાળી છે, પણુ ઈશ્વરની નહિ ?

ગુરુઃ–ભાઈ, તું જે કહે છે તે સત્ય છે. ઈશ્વરથી અન્ય કોઇ સંસારીરૂપે નથી. પણુ જેમ આકાશને ઘટ, કમંડળ, પર્વત, ગુહાદિ ઉપાધિનો સંબંધ હોય છે, તેમ સંસારીને દેહાદિસમૂહની ઉપાધિનો સંબંધ ઇષ્ટ છે. જો કે આકાશનો સંબંધ હોવા છતાં આ ઘટ છિદ્રવાળો છે તથા આ કમંડળ આદિ છિદ્રવાળું છે, એ રીતે લોકનો શબ્દવ્યવહાર તથા પ્રત્યયવ્યવહાર જોવામાં આવે છે. તેમ જ આકાશ જો કે સર્વમા એક છે, છતાં ઘટાકાશાદિ ભેદવડે મિથ્યા બુદ્ધિ જોવામાં આવે છે તે જ પ્રમાણે આ સ્થળે પણુ દેહાદિના સમૂહરૂપ ઉપાધિના સંબંધના અવિવેકને લીધે, આ તો ઇશ્વર છે તથા આ સંસારી છે, એ રીતની ભેદવાળી મિથ્યા બુદ્ધિ થાય છે. જો કે આત્મા સર્વમાં જોવામાં આવે છે, છતાં અનાત્મારૂપ દેહાદિસમૂહમાં આત્માપણાનો જે અભિનિવેશ થાય છે, તે મિથ્યાબુદ્ધિ માત્રવડે થાય છે. એ પ્રમાણે સંસારીપણું હોવાને લીધે સંસારી જીવને દેહાદિની અપેક્ષાવાળું દ્રષ્ટાપણું લાગે છે. જો કે કહ્યું છે કે, પ્રધાનમાં અનેકપણું હોવાથી મૃત્તિકાદિની માફક કારણુપણાની પ્રાપ્તિ હોય છે, પણુ અપરિચ્છિન્ન બ્રહ્મને કારણુપણું હોતું નથી. આથી પ્રધાનનું કારણુપણું શ્રુતિમાં કહ્યું નથી. જે રીતે તર્કવડે બ્રહ્મના કારણુપણાનો નિર્વાહ કરવો શકય છે, તે રીતે પ્રધાન આદિનો નથી. આ બાબત न विलक्षणत्वादस्य (૨–૧–૧૪) ઇત્યાદિ બ્રહ્મસૂત્રવડે કહેવામાં આવશે. (૫)

શિષ્ય:–જો કે જડરૂપ પ્રધાન જગતના કારણુરૂપે નથી, કારણુ કે કારણુને શ્રુતિમાં ઈક્ષણુપણાની શક્તિવાળું કહ્યું છે. છતાં કેટલીકવાર જડ વસ્તુ ચેતનરૂપે કહેવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે કોઇ નદીના કીનારાની ભેખડ પડી જવાની તૈયારીમાં હોય, તે જોઈ આ કીનારો પડશે, એમ જડ કીનારાને માટે ચેતનની માફક કહેવામાં આવે છે. તે જ પ્રમાણે અચેતનરૂપ પ્રધાનમાં ઉત્પત્તિના સમયે ચેતનરૂપ સંજ્ઞા જોવામાં આવે છે. જેમ કોઈ મનુષ્ય નાહી ભોજન કરી પાછલે પહોરે રથમાં ગામ જઇશ, એમ વિચારી પછી તે પ્રમાણે નિયમે કરી વર્તે છે, તેમ જ પ્રધાન પણુ મહદાદિ આકારરૂપ નિયમવડે પ્રવર્તે છે. તેથી ચેતનની માફક તેમાં સંજ્ઞા કરવામાં આવે છે. “तत्तेज ऐक्षत ता आप ऐक्षन्त તે તેજે જોયું, તે જળે જોયું” એ રીતે જડ એવા તેજ તથા

પાણીમા ચેતનની માફક સત્તા જોવામા આવે છે, માટે મુખ્ય ઇક્ષણુ શક્તિનો ત્યાગ કરી લાક્ષણિક ઇક્ષણિક શક્તિની કલ્પના શા માટે કરો છો ? આ કારણુથી સત્ કર્તાવાળુ ઇક્ષણુ લાક્ષણિક છે, એમ અનુમનાય છે કારણુ કે ઘણા ગૌણુ અર્થોવાળા પ્રકરણુમા આ રીતનુ વચન છે

ગુરુ–ના, તેમ નથી, તથા તે જ કારણુથી વ્યાસ ભગવાને છઠ્ઠા સૂત્રની રચના કરી છે જેમકે –

## અધિકરણુ ૫ મુ'–સૂત્ર ૬ ઠ્ઠું

## આત્માનું સચ્ચિદ્રૂપે નિરૂપણ.

गौणश्चेन्नात्मशब्दात् ॥६॥

સૂત્રાર્થ જો તમે ઇક્ષતિ ગૌણુ છે, એમ કહેશો તો અમે કહીએ છીએ કે, તેમ નથી કારણુ કે આત્મશબ્દવડે સત્ ચેતનરૂપે છે, એમ જણાય છે (૬)

ટીકા –ગુરુ –સત્ એ શબ્દનો અર્થ જડ પ્રધાન છે, કારણુ કે અપ્ તથા તેજસ્‌ની માફક તેમા ઇક્ષણુ શબ્દ લાક્ષણિક છે આ કહેવુ' ભૂલ ભરેલુ છે કારણુ કે આત્મ શબ્દ કહ્યો છે, તેથી જડ નથી सदेव सोम्येद ઇત્યાદિથી આરભ કરી तदैक्षत, तत्तेजो सृजत ઇત્યાદિમા તેજ, જળ તથા અન્નની સૃષ્ટિને કહી, તેજ સૃષ્ટ પદાર્થ પ્રકૃતરૂપે, સત્ રૂપે તથા ઇક્ષિતૃરૂપે છે વળી આ તેજ, જળ તથા અન્નની દેવતા શબ્દવડે યોજના કરવામા આવી છે જેમકે "सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवे नात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि (છાદો०) આ દેવતાએ ચિંતન કર્યું કે, આ ત્રણ જળાદિ દેવતાઓમા પ્રવેશ કરી, જીવાત્મા વડે અનુપ્રવેશ કરી, હુ નામ તથા રૂપે કરી વિકાર પામુ " અહી જડ પ્રધાનને લક્ષણુવડે ઇક્ષણુ કરનાર કલ્પીએ તો પ્રધાન પ્રકૃતરૂપે હોવાથી સેય દેવતા વાળી શ્રુતિમા તેનો સમાવેશ થાય તથા તેમ થવાથી દેવતા જીવરૂપે છે, એમ આત્મ શબ્દવડે કહેવામા આવે નહિ. જીવ એ ચેતનરૂપે, શરીરના અધ્યક્ષરૂપે તથા પ્રાણોના ધારણ કરનારરૂપે છે જીવ એ શબ્દનો, ધાતુ પ્રમાણે પણ, એ જ અર્થ થાય છે. આ જીવ ત્યારે જડ પ્રધાનના આત્મારૂપે કેવી રીતે હોઈ શકે ? આત્માનો અર્થ મૂળ સ્વરૂપ છે જડ પ્રધાનમાથી ચેતનરૂપ જીવ, સ્વરૂપરૂપે થવા યોગ્ય નથી વળી ચેતનબ્રહ્મ મુખ્ય તથા ઇક્ષિતારૂપે ગ્રહણુ કરીએ, તોજ તેનો જીવવિષય આત્મા શબ્દવડે કહી શકાય "स य एषोऽणिमैतदात्म्यामदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो અર્થ –જે આ સત્ છે, તે અણુની માફક સૂક્ષ્મ છે, તે સર્વ જગતના આત્મારૂપ પરબ્રહ્મ છે જેમ સર્પમા રજ્જુ કલ્પાયેલ છે, તેમ તે જગતના આત્મારૂપ છે હે શ્વેતકેતુ ! તુ પણુ તે જ છે " અહી 'स आत्मा તે આત્મા' એમ આત્માનો પ્રકૃતરૂપે, સત્સ્વરૂપે, સૂક્ષ્મરૂપે તથા આત્મ શબ્દવડે ઉપદેશ કરી, પછી પાછળથી કહ્યુ છે કે, "तत्त्वमसि श्वेतकेतो ! હે શ્વેતકેતુ ! તે તુ છે," એમ ચેતનરૂપ શ્વેતકેતુનો આત્માપણાથી ઉપદેશ કરે છે, પણુ જળ તથા તેજનુ સ્વરૂપ જડરૂપે છે તથા નામ અને રૂપવડે તેઓ વિકા

રને પામ્યા, એમ કહેવામાં આવેલ છે. માટે આત્મશબ્દની માફક ઇક્ષિતૃ કારણુ રૂપે નથી, પણુ કિનારાના દૃષ્ટાંતની માફક તેનો ગૌણરૂપે સમાવેશ થાય છે. વળી આ ઇક્ષણુ (તેજ તથા જળ) સતને અધિષ્ઠિત થઈ રહેલ છે તથા સત્ નું ઇક્ષણુ આત્મશબ્દના પ્રયોગને લીધે ગૌણુ નથી, એમ કહ્યું છે. (૬)

શિષ્ય:-અચેતનરૂપ પ્રધાનવિશે પણુ આત્મશબ્દ પ્રયોજાય છે. કારણુ કે આત્માનો અર્થ સર્વાર્થના કરનારરૂપે છે જેમકે રાજાના સર્વાર્થકારી ચાકરમાં ' ममात्मा भद्रसेनः ભદ્રસેન મારા આત્મારૂપ છે,' એમ આત્મશબ્દ પ્રયોજાય છે. જેવી રીતે ચાકર કોઇ સાથે સંધિ અથવા તો વિગ્રહ કરવામાં રાજાનો ચાકર ઉપકારક થાય છે, તેમ પ્રધાન પણુ આત્માના ભોગ તથા મોક્ષને લઇ ઉપકારકરૂપે છે. જેમકે જ્યોતિ શબ્દ કહેવાથી તે યજ્ઞ તેમ જ અગ્નિને લાગુ પડે છે, તેમજ આત્મશબ્દ જડ તથા ચેતન બેઉને લાગુ પડશે. કારણુ કે ભૂતાત્મા, ઇન્દ્રિયાત્મા, એમ આત્મા શબ્દ સર્વત્ર પ્રયોજવામાં આવે છે. તો પછી આત્મશબ્દના પ્રયોગવડે ઇક્ષણુ ગૌણુ કેમ ન હોય ?

ગુરુ:-તારો આ સાંખ્યદર્શન સંબંધી વાદ ખરો છે તથા તેનું નિરાકરણુ કરવા માટે વ્યાસ ભગવાને સાતમા સૂત્રની યોજના કરી છે.

---

## અધિકરણ ૫મું-સૂત્ર ૭મું.
## મોક્ષનો ઉપદેશ કોને ?

**तन्निष्ठस्य मोक्षोपदेशात् ॥ ७ ॥**

સૂત્રાર્થ:-જેને સત્ પદાર્થવિશે નિષ્ઠા છે, તેને જ મોક્ષનો ઉપદેશ કરેલ છે. (૭)

ટીકા:-ગુરુ -જડપ્રધાન આત્મશબ્દના અધિષ્ઠાનરૂપે થવા યોગ્ય નથી. કારણુ કે स आत्मा (તે આત્મા) એમ પ્રકૃત સૂક્ષ્મ સતને લઇ 'तत्त्वमसि श्वेतकेतो હે શ્વેતકેતુ ! તે તું છે.' એમ મોક્ષ પમાડવા ઇચ્છતા અરુણિ ઋષિએ શ્વેતકેતુને ચેતનરૂપ સન્નિષ્ઠાનો ઉપદેશ કર્યો છે. વળી 'आचार्यवान् पुरुषो वेद ગુરુ જેને હોય છે તે પુરુષ જ્ઞાન મેળવે છે.' "तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येथ संपत्स्ये (છાંદોગ્ય) જ્યાં સુધી પ્રારબ્ધનો ક્ષય થતો નથી ત્યાં સૂધી આત્મનિષ્ઠ પુરુષને વિલંબ થાય છે. પણુ પ્રારબ્ધના ક્ષય પછી દેહપાત થવે વિદ્વાન્ બ્રહ્મરૂપે થાય છે અર્થાત્ કૈવલ્ય મોક્ષને પામે છે." એમ મોક્ષનો ઉપદેશ કર્યો છે જો સત્ શબ્દનો અર્થ જડ પ્રધાન હોય તો મુમુક્ષુ ચેતનને तदसि (તે તું છે), એ રીતે ઉપદેશ કરવામાં આવે છે, તેને બદલે તું અચેતનરૂપે છે એમ અવળું કહેનાર શાસ્ત્ર, મનુષ્યને અનર્થ કરનારું અર્થાત્ અપ્રમાણુરૂપે થાય. પણુ શાસ્ત્ર નિર્દોષ હોવાથી તેને અપ્રમાણુરૂપે કલ્પવું યોગ્ય નથી. જો પ્રમાણુભૂત શાસ્ત્ર અજ્ઞ મુમુક્ષુને જડ અનાત્મ પદાર્થ આત્મારૂપે છે, એવો ઉપદેશ કરે તો અંધ

ગોપુછ ન્યાયમાં* શ્રદ્ધા રાખી અજ્ઞ પુરુષ જડ પદાર્થમા આત્મદષ્ટિનો ત્યાગ કરે નહિ, અને જડથી ભિન્ન આત્મા છે, એમ ગ્રહણ કરે નહિ આમ થવાથી તેને પુરુષાર્થની હાનિ થાય છે તથા તે અનર્થને પામે છે માટે સ્વર્ગાદિની કામનાવાળા પુરુષને જેમ ખરેખરી રીતે અગ્નિહોત્ર વગેરે સાધનનો શાસ્ત્ર ઉપદેશ કરે છે, તેમ "स आत्मा तत्त्वमसि श्वेतकेतो તે આત્મારૂપે, હે શ્વેતકેતુ! તુ છે." એમ મુમુક્ષુને ખરેખરો જ શ્રુતિ આત્માનો ઉપદેશ કરે છે અને તે યોગ્ય છે. તપેલ કુહાડી ચોર જો ન માનતો હોય તો તે ગ્રહણ કરવાથી તેના હાથ બળી જાય છે, પણ તે જો ખરો હોય તો તેના હાથવડે પકડવામા આવ્યા છતાં તે બળી જતા નથી, તથા તેથી તે ગુનામાંથી છૂટી જાય છે તે જ પ્રમાણે સત્ય વસ્તુને વિશે વિચાર કરનાર મોક્ષને પામે છે જો આત્મતત્ત્વોપદેશ ગૌણ હોય તો "अहमुक्थमस्मि ( એ આ.) હું પ્રાણરૂપે છુ" એમ અલ્પ વસ્તુને મોટી માની, તેનો આશ્રય કરવારૂપ અનિત્ય ફળોત્પત્તિ થાય, તથા તેથી મોક્ષનો ઉપદેશ યોગ્ય થાય નહિ આથી સૂક્ષ્મસ્વરૂપ સતમા આત્મ શબ્દ ગૌણ નથી. વળી "ममात्मा भद्रसेन મારો આત્મા ભદ્રસેન છે" એમા ચાકરમા આત્મ શબ્દનું ગૌણત્વ યુક્ત છે, કેમકે સ્વામી તથા ચાકરનો ભેદ પ્રત્યક્ષ છે વળી કોઇક વખત એક શબ્દ ગૌણ જોવામા આવે, તેથી સર્વ સ્થળે શ્રુતિ પ્રતિપાદિત અર્થમા ગૌણ અર્થની કલ્પના કરવી યોગ્ય નથી આમ કરવાથી શ્રુતિમા અવિશ્વાસ બેસશે બીજુ જ્યોતિ શબ્દ ક્રતુ તેમ જ જ્વલનના અર્થમાં સામાન્ય છે, તેમ આત્મશબ્દ જડ તથા ચેતનના અર્થમા સામાન્ય છે, એમ કહેવુ યોગ્ય નથી. કારણ કે એક અર્થનું અનેક અર્થપણું યોગ્ય નથી. આથી આત્મ શબ્દ ચેતનને લાગુ પડે છે તથા તે મુખ્ય છે તથા ચેતનત્વની જ સજ્ઞાથી ભૂતાત્મા, ઇન્દ્રિયાત્મા, એમ ભૂત તથા ઇન્દ્રિયોમા આત્મા શબ્દ પ્રયોજાયો છે આત્મ શબ્દને જડ ચેતનના અર્થમા સામાન્ય લઇએ તો મુખ્ય કે ગૌણ અર્થમા એ શબ્દ પ્રયોજાયેલ છે, તેનો નિર્ણય થઇ શકશે નહિ આ સ્થળે અચેતન અર્થને નિશ્ચય કરનારું કાઇ કારણ નથી પણ ચિંતન કરનાર સત્ પ્રકૃતરૂપે છે તથા ચેતનરૂપે શ્વેતકેતુ સમીપ છે વળી અમે કહ્યું છે કે, અચેતન પદાર્થ ચેતનરૂપ શ્વેતકેતુનો આત્મા સભવી શકે નહિ માટે આત્મ શબ્દ અહી ચેતનના વિષયરૂપે છે, એમ નિશ્ચય થાય છે. વળી જ્યોતિ શબ્દ સામાન્ય રીતે અગ્નિવિશે લાગુ પડે છે, પણ યજ્ઞમા અગ્નિની સાદૃશ્યતા હોવાથી સ્તુતિવાદ કલ્પાયલો છે માટે આ દૃષ્ટાંત યોગ્ય નથી. આ રીતે પૂર્વસૂત્રમા આત્મ શબ્દનું ગૌણ અર્થરૂપે તથા સાધારણ અર્થરૂપે નિરાકરણ કર્યા પછી, આ तन्निष्ठस्य मोक्षोपदेशात् એ સૂત્રથી પ્રધાનરૂપ કારણનુ નિરાકરણ કરવાનુ તાત્પર્ય છે માટે જડ

* આંધળો ગાયનુ પુછ્છ ઝાલી ચાલે તો તે પડાય

પ્રધાન સત્ શબ્દના વાચ્યરૂપે નથી. (૭)

શિષ્ય-જડ પ્રધાન સત્ શબ્દના વાચ્યરૂપે કેમ નથી?

ગુરુ-તે જ કારણને માટે વ્યાસ ભગવાને આ આઠમા સૂત્રની યોજના કરી છે. તેમાં કહ્યું છે કે,-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૮ મું.

## પ્રધાનમાં સતનો અભાવ

हेयत्वावचनाच्च ॥८॥

સૂત્રાર્થ: અનાત્મ પદાર્થ હેય અર્થાત્ ત્યાગ કરવા યોગ્ય છે, એમ વચન નહિ હોવાથી જડ પ્રધાન સત્ શબ્દ વાચ્ય નથી. (૮)

ટીકા· શિષ્ય· स आत्मा तत्त्वमसि (તે આત્મા છે, તે તું છે) એમા જો જડ પ્રધાન સત્ શબ્દના વાચ્યરૂપે છે, એમ ઉપદેશ કરવામા આવ્યો હોત તો તે ઉપદેશ સાંભળી જડ જ્ઞાનથી જડ ચૈતન્યનું એકત્રપણું ન થાય, માટે મુખ્ય આત્માનો ઉપદેશ કરવા ઇચ્છનારા ગુરુએ જડ ત્યાગ કરવા યોગ્ય છે, એમ કહેવું જોઇએ જેમ અરુંધતીનો તારો દર્શાવવા ઇચ્છનારે પ્રથમ પાસે રહેલ સ્થૂલ તથા ગૌણ તારો અરુંધતીનો છે, એમ પ્રથમ ગ્રહણ કરાવી, પછી તેનો નિષેધ કરી, અરુંધતીનુંજ ગ્રહણ કરાવે છે, તેમ અનાત્મ પદાર્થ આત્મારૂપે નથી, એમ આચાર્યે કહેવું જોઇએ પણ તેમ કહેવામાં આવ્યું નથી, માટે કેવી રીતે જાણવુ?

ગુરુ-સન્માત્ર આત્મારૂપે છે, એમ જ્ઞાન આપવામા છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકની પરિસમાપ્તિ જોશો તો જણાશે. મૂળ સૂત્રમાં જે च શબ્દ લેવામા આવ્યો છે, તે વિધિ તથા નિષેધનો સમુચ્ચય દર્શાવે છે જો કે 'ત્યાગ કરવા યોગ્ય' વાણુ વચન હોય, તોપણુ વિધિ નિષેધનો પ્રસગ આવે છે. વળી કારણના વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાત થાય છે, એમ પ્રતિજ્ઞા કરી છે. કારણ કે શ્રુતિમા કહ્યું છે કે, " उत तमादेशमप्राक्ष्यो येनाश्रुत श्रुत भवत्यमत मतम विज्ञात विज्ञात હે શ્વેતકેતુ! કેવળ શાસ્ત્ર કે આચાર્યના ઉપદેશથી તે સમજી શકાય એવી વસ્તુ આચાર્યને શુ પૂછી છે કે, જેથી અશ્રુત વસ્તુ શ્રુત થાય, અતિકત વસ્તુનો તર્ક કરી શકાય તથા અનિશ્ચિત વસ્તુનો નિશ્ચય થાય.""कथ नु भगव स आदेशो भवति હે ભગવન્! તે આદેશ કયે પ્રકારે થાય છે?" "यथा सौम्यैकेन मृत्पिडेन सर्व मृन्मय विज्ञात स्याद्वाचारम्भण विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम ॥ જેવી રીતે, હે પ્રિયદર્શન! એક માટીના ગોળાના જ્ઞાનવડે તેના સર્વ વિકારોનું જ્ઞાન થાય છે, અર્થાત્ નામ તથા રૂપનો વિકાર, વાણીને આ[illegible]વાળા છે, પણ મૃત્તિકા એ જ સત્ય છે." "एव सोम्य स आदेशो भवति એવી રીતે હે સોમ્ય! આ ઉપદેશ છે.' વળી જો પ્રધાન સત્ શબ્દ વાચ્ય હોય તો કાર્યના કારણરૂપ પ્રધાનનું હેય કે અહેય તરીકે જ્ઞાન થવા પછી આત્માનું જ્ઞાન થતું નથી. કારણ કે આત્મા પ્રધાનના વિકારરૂપે નથી માટે પ્રધાન સત્ શબ્દ વાચ્યરૂપે કહેવાઈ શકે નહિ (૮)

વળી પ્રધાન સત્ શબ્દ વાચ્ય નથી, એના જ સંબંધમાં આ બીજું પણ સૂત્ર છે જેમકે,-

## અધિકરણ ૫ મું–સૂત્ર ૯ મું.
## જીવમાં સતનો લય.

स्वाप्ययात् ॥ ९ ॥

સૂત્રાર્થ- સ્વ અર્થાત સદ્રૂપ આત્મામા જીવનો લય થતો હોવાથી પ્રધાન સત્ શબ્દ વાચ્ય નથી. (૯)

ટીકા-ગુરુ- આ સત્ શબ્દ વાચ્ય કારણુના સંબંધમાં નીચે પ્રમાણેની શ્રુતિ છે "यत्रैतत्पुरुष स्वपिति नामसता सोम्य तदा सपन्नो भवति स्वमपीतो भवति तस्मादेन स्वपितीत्याचक्षते स्व ह्यपीतो भवति (છાંદોગ્ય) જ્યારે સુષુપ્તિમાં પુરુષ ઉંઘે છે ત્યારે તે સત્ સાથે જોડાયલો થાય છે. તે પોતાને વિશે લય પામે છે. માટે એને સ્વપિતિ એવા નામથી જોડે છે અર્થાત તે આત્મા સાથે લય પામે છે." આ શ્રુતિ પુરુષનો આત્મામા લય થયો છે, એમ અર્થ દર્શાવે છે. અહી સ્વશબ્દવડે આત્માને ગ્રહણ કરવો અર્થાત્ સત્ શબ્દ વાચ્ય પ્રકૃત આત્મામા લય થયો છે અર્થાત્ તેમાં ગમન કર્યું છે अपि ઉપસર્ગ સાથે इ ધાતુનો અર્થ લય થાય છે. જેમકે 'પ્રભવાપ્યયૌ' એમાં પ્રભવનો અર્થ ઉત્પત્તિ તથા અપ્યયનો અર્થ લય છે. મનવડે વિસ્તાર પામેલ ઉપાધિઓના સબંધને લીધે ઇન્દ્રિયોના વિષયને ગ્રહણ કરતો તથા વિષયોથી યુક્ત થયેલો જીવ જાગે છે, એવી સંજ્ઞાને પામે છે. વળી તે જ જીવ જાગ્રતાવસ્થાની વાસનાને યુક્ત થયેલ છતો સ્વપ્નોને જુવે છે ત્યારે તે મન- શબ્દ વાચ્ય અર્થાત્ મનને વિશે લય થયેલ કહેવાય છે. આ બેઉ પ્રકારની ઉપાધિનો નાશ થયે સુષુપ્તાવસ્થામાં જીવ જ્યારે જોડાય છે ત્યારે ઉપાધિથી થયેલા ભાવોનો અભાવ હોવાથી, તે આત્મામાં લીન થયો છે, એમ કહેવાય છે. અર્થાત્ તેણે સ્વ કહેતાં આત્માને વિશે ગમન કરેલું છે, એમ કહેવાય છે. વળી હૃદય શબ્દનો અર્થ શ્રુતિ નીચે પ્રમાણે દર્શાવે છે–"स वा एष आत्मा हृदि तस्यैतदेव निरुक्त हृदयमिति तस्माद्धृदयम (છાંદોગ્ય) આ આત્મા હૃદયમાં છે, હૃદયનો એ જ અર્થ થાય છે, કારણુ કે હૃદયમા આ તે હૃદય" અથવા अशनाय અને उदन्या શબ્દનું મૂળ, શ્રુતિની નીચેપ્રમાણે દર્શાવેછેઃ- "आप एव तदशित नयन्ते तेज एव तत्पीत नयते અર્થ –પુરુષે ખાધેલ અન્નને પાણી દ્રવીભૂત કરી રસાદિ ભાવમાં લાવે છે તથા પીધેલા પાણીનું શોષણ કરી તે જ તેને લોહી તથા પ્રાણભાવમા લાવે છે". એમ स्वात्मान सच्छब्दवाच्यमपीतो भवति અર્થાત્ સ્વ કહેતાં આત્માને વિશે લય પામે છે, એ અર્થ स्वपिति શબ્દની વ્યુત્પત્તિથી શ્રુતિ દર્શાવે છે વળી ચેતન આત્મા જડ પ્રધાનને કદી પામે નહિ. જો કે પ્રધાન આત્મીયરૂપ હોવાથી સ્વ શબ્દ વાચ્ય થાય, છતા ચેતન અચેતનમા લીન થાય, એમ કહેવું, તે તદ્દન વિરુદ્ધ છે "प्राज्ञेनात्मना स परिष्वक्तो न बाह्य किंचन वेद नान्तरम् (છાંદોગ્ય) પ્રાજ્ઞ, આત્મા સાથે એક ભાવને પામવાથી બાહ્ય વસ્તુને તેમજ આંતર વસ્તુને જાણતો નથી" આ શ્રુતિ સુષુપ્તિમાં જીવનો ચેતનમાં લય દર્શાવે છે. માટે જેને વિશે સર્વ ચેતનનો લય છે, એવું સત્ શબ્દ વાચ્ય ચેતન જગતના કારણ-

રૂપે છે, પણ પ્રધાન જગતના કારણરૂપે નથી. (૯)

ગુરુ-વળી પ્રધાન એ જગતનું કારણ નથી, એ નીચલા સૂત્રથી પ્રતિપાદન કરવામાં આવે છે –

## અધિકરણ ૫ મું–સુત્ર ૧૦ મું. ચેતનનું કારણરૂપે નિરૂપણ.

गतिसामान्यात् ॥ १० ॥

સૂત્રાર્થ–વેદાંતોમાં ચેતન કારણરૂપે છે, એવું જ્ઞાન સામાન્યરૂપે છે, માટે પ્રધાન એ જગતનું કારણ નથી. (૧૦)

ટીકાઃ–ગુરુ–જો તાર્કિકોના સિદ્ધાંતોની માફક વેદાંતમાં પણ, કેટલીકવાર ચેતન બ્રહ્મ, કેટલીકવાર અચેતન પ્રધાન તથા કેટલીકવાર અન્ય કોઇ વસ્તુ જગતના કારણરૂપે, એમ ભિન્ન ભિન્ન કારણનું જ્ઞાન હોત તો વળી પ્રધાન કારણનું ગ્રહણ કરવાથી, ઈક્ષતિ આદિ શ્રુતિની કલ્પના કરવામાં આવત. પણ તેમ છે નહિ. સર્વ વેદાંતમાં ચેતન કારણનું જ્ઞાન સમાનરૂપે છે. જેમકે "यथाग्नेर्ज्वलत सर्वादिशो विस्फुलिंगा विप्रतिष्ठेरन्नेवमेवैतस्मादात्मन सर्वे प्राणा यथायतन विप्रतिष्ठन्ते प्राणेभ्यो देवा देवेभ्यो लोका ॥ (કૌષી.) અર્થ–જેમ બળતા અગ્નિમાંથી સર્વ દિશામાં અગ્નિના તણખાઓ પથરાઈ જાય છે, તેજ રીતે આત્માના સર્વ પ્રાણો પોતપોતાના સ્થાન પ્રતિ ચાલ્યા જાય છે. આ પ્રાણોમાંથી દેવો તથા દેવોમાંથી લોકની ઉત્પત્તિ થઇછે." "तस्माद्वा एतस्मादात्मन. आकाश: संभूत (તૈત્તિ) તે આ આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઈ છે." "आत्मत एवेद सर्वं (છાંદો) આત્મામાંથી આ સર્વની ઉત્પત્તિ થઈ છે." "आत्मन एष प्राणो जायते (પ્રશ્ન.) આત્મામાંથી આ પ્રાણની ઉત્પત્તિ થઈ છે." આ રીતે સર્વ વેદાંતો આત્માનું કારણપણું દર્શાવે છે. વળી અમે આગળ કહ્યું છે કે, આત્મ શબ્દ ચેતન વાચક છે વળી મોટું પ્રમાણ કારણ એ છે કે, જેમ ચક્ષુ આદિનું રૂપાદિમાં સમાન જ્ઞાન છે, તેમ સર્વ વેદાંત વાક્યોનું ચેતન કારણપણું સમાન જ્ઞાનરૂપે છે. આ રીતે સામાન્ય જ્ઞાન હોવાથી સર્વજ્ઞ બ્રહ્મ જગતના કારણરૂપે છે. (૧૦)

શિષ્ય–સર્વજ્ઞ બ્રહ્મ જગતના કારણરૂપ કેવી રીતે હોઈ શકે ?

ગુરુ–આનાજ સંબંધમાં વ્યાસ ભગવાનથી અગીઆરમું સૂત્ર રચવામાં આવ્યું છે. જેમકે–

## અધિકરણ ૫મું–સૂત્ર ૧૧મું. ચેતનના કારણપણામાં શ્રુતિનું પ્રમાણ.

श्रुतत्वाच्च ॥ ११ ॥

સૂત્રાર્થઃ–ચેતન જગતના કારણરૂપે છે, એમ શ્રુતિએ પ્રતિપાદન કરેલ છે. (૧૧)

ટીકા-ગુરુ સ્વશબ્દવડે શ્રુતિએ પ્રતિપાદન કરેલ છે કે, સર્વજ્ઞ ઇશ્વર જગતના કારણરૂપે છે. શ્વેતાશ્વતર વગેરે ઉપનિષદોમાં સર્વજ્ઞ ઇશ્વર જગતના કારણરૂપે કહ્યા છે. જેમકે "स कारण करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिप. (શ્વેતા) તે સર્વજ્ઞ

પરમેશ્વર કારણરૂપે તથા ઇન્દ્રિયોના અધિપતિ જે જીવ, તેના અધિપતિરૂપે છે. તેનો કોઇ ઉત્પન્ન કરનાર તેમજ અધિપતિરૂપ નથી.” માટે સર્વજ્ઞ બ્રહ્મ જગતના કારણરૂપે છે. અચેતન પ્રધાન અથવા અન્ય કોઇ જગતના કારણરૂપે નથી, એમ સિદ્ધ થાય છે. (૧૧.)

શિષ્યઃ-जन्माद्यस्य यत આ સૂત્રથી આરંભ કરી श्रुतत्वाच्च આ છેવટના સૂત્ર સૂધી જે કાંઈ વેદાંત વાક્યો કહેવામાં આવેલ છે, તે સર્વમાં સર્વજ્ઞ તથા સર્વ શક્તિરૂપ ઇશ્વર જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના હેતુરૂપ છે, એમ પ્રતિપાદન કર્યું છે અને તે ન્યાયપુરઃસર પ્રતિપાદન કર્યું છે. સામાન્ય જ્ઞાનના સૂચનવડે સર્વ વેદાંતોમા ચેતન કારણરૂપે છે, એમ દર્શાવ્યું છે. તો પછી હવે પછીનાં નકામાં સૂત્રો કરી ગ્રંથને મોટો કરવાનું શું પ્રયોજન છે? કારણ કે આ અગીઆર સૂત્રથી જ જે કાર્ય કરવાનું હતું તે થઇ ચૂક્યું છે. તો પછી પિષ્ટ પેષણ કરવાની શી જરૂર છે?

ગુરુઃ-બ્રહ્મનું જ્ઞાન બે પ્રકારનું હોય છેઃ-જેમકે નામરૂપ તથા વિકારની ઉપાધિવાળુ તથા તેથી વિપરીત સર્વ ઉપાધિથી રહિતરૂપે છે. यत्र हि द्वैतमिव भवति तदितर इतर पश्यति यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् (બૃહ.) જે સમયે દ્વૈતના સરખો ભાસ થાય છે ત્યારે અન્ય અન્યને જૂવે છે, પણ જ્યારે સર્વ એક આત્મારૂપે થાય છે ત્યારે કોણ કોને જોઇ શકવાનો હતો?” “यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पं यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यम् (છાંદો) જેમાં બ્રહ્મનિષ્ઠ અન્ય જોતો નથી, બીજું સાંભળતો નથી, તથા બીજું જાણતો નથી, તે ભૂમારૂપ છે. જેમાં અન્ય જુવે છે, જેમાં અન્યરૂપે સાંભળે છે, તથા અન્યરૂપે જાણે છે તે અલ્પરૂપે છે. ભૂમા અમૃતરૂપે છે તથા અલ્પ મર્ત્યરૂપે છે.” ‘सर्वाणि रूपाणि विचिन्त्य धीरो नामानि कृत्वाऽभिवदन् यदास्ते (તૈત્તિ०) વિવેકી સર્વ રૂપોનું ચિંતન કરી તથા નામો પાડી તે પ્રમાણે બોલતો છતો રહે છે” “निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्। अमृतस्य परं सेतुं दग्धेन्धनमिवानलम् (શ્વેતા०) નિરવયવ, નિષ્ક્રિય, શાન્ત, સંપૂર્ણ, પાપ રહિત, મોક્ષના ઉત્કૃષ્ટ સેતુરૂપ, તથા બળી ગયેલ લાકડાંના અગ્નિ સરખું બ્રહ્મ છે.” ‘नेति नेति (બૃહ) તે આમ નથી, તે આમ નથી.” “अस्थूलमनण्वह्रस्वमदीर्घम् (બૃહ૦) તે સ્થૂલ નથી, અણુ નથી, હ્રસ્વ નથી, તેમ જ દીર્ઘ નથી.” “न्यूनमन्यत् स्थानं संपूर्णमन्यत् એક સ્થાન ન્યૂન છે તથા બીજું સ્થાન સંપૂર્ણ છે” આ રીતના હજારો વાક્યો જ્ઞાન તેમ જ અજ્ઞાનના વિષય ભેદવડે બ્રહ્મના બે રૂપોને દર્શાવે છે. તેમા અજ્ઞાનાવસ્થામાં બ્રહ્મનો સર્વ વ્યવહાર ઉપાસ્ય તથા ઉપાસક આદિ લક્ષણવાળો છે. તેમાં બ્રહ્મ સંબંધી કેટલીક ઉપાસનાઓ અભ્યુદયને અર્થે છે, કેટલીક ક્રમની મુક્તિને માટે તેમ કેટલીક કર્મની સમૃદ્ધિને માટે છે. એ

સર્વ ઉપાસનાનો ભેદ ગુણ યુક્ત જેવી ઉપાધિનો ભેદ હોય, તે પ્રમાણે છે. જો કે એક જ પરમાત્મારૂપ ઇશ્વિર તે તે ગુણ વિશેષને લઇ ઉપાસ્યરૂપે થાય છે, છતાં જેવી ગુણવાળી ઉપાસના હોય છે, તે પ્રમાણે ફળમાં ભેદ છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, પરમાત્માની જે રીતે ઉપાસના કરે છે, તે પ્રમાણે થાય છે. "यथाक्रतुरस्मिँल्लोके पुरुषो भवति तथेत प्रेत्य भवति (છાન્દો) જે જે સંકલ્પ યુક્ત પુરુષ થાય છે, તે તેને અન્ય જન્મમાં પ્રાપ્ત થાય છે." વળી ગીતામાં કહ્યું છે કે, "यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम्। तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः હે કુન્તીપુત્ર ! જે જે રીતના ભાવનું સ્મરણ કરી, મનુષ્ય પોતાના શરીરનો ત્યાગ કરે છે, તે તે ભાવવાળો થઈ તેને તે મળે છે." જો કે સ્થાવર તેમ જ જંગમ સર્વમાં એક જ આત્મા ગૂઢ છે, છતાં ચિત્તરૂપી ઉપાધિવિશેષના ભેદને લીધે કૂટસ્થ, નિત્ય તથા એકરૂપ આત્માનો ઉત્તરોત્તર વિસ્તાર થાય છે તથા તે ઇશ્વર સંબંધી શક્તિઓ ભેદવાળી કહેવાય છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, 'तस्य य आत्मानमाविस्तरां वेद ( ઐ૦ આ૦ ) તે ઉક્થરૂપ પુરુષના આત્માને જે જાણે છે." તેમ જ સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा। तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसम्भवम्"- જે જે સાહેબીવાળું, લક્ષ્મી અથવા તેજવાળું અથવા બળવાળું છે, તે તે સર્વ મારા તેજમાંથી નીકળેલું છે, એમ જાણ" એ રીતે જ્યાં જ્યાં વિભૂતિ આદિનો વિસ્તાર કરવામાં આવ્યો છે, ત્યાં ત્યાં ઉપાસ્યપણાથી ઇશ્વર જ છે, એમ કહેવામાં આવ્યું છે. તે જ રીતે અહીં પણ આદિત્ય મંડળમાં જે હિરણ્મય પુરુષ છે, તે સર્વ પાપવિશેષથી પર છે, એ પ્રમાણે આ સૂત્રમાં કથન કર્યું છે. આ જ પ્રમાણેનું રહસ્ય आकाशस्तल्लिङ्गात् (બ્રૂ૦) ઈત્યાદિ શ્રુતિમાં જોવામાં આવે છે. આ રીતે જલદી મુક્તિને આપવાવાળું આત્મજ્ઞાન અનેક ઉપાધિદ્વારા ઉપદેશ કરવામાં આવે છે. વળી ઉપાધિવિશેષથી રહિત આત્મજ્ઞાન કહેવાય છે તથા આ પ્રમાણેના પરંપરાના સંબંધને લીધે તે આત્મજ્ઞાન સંદેહયુક્ત છે. આવા આત્મજ્ઞાનનો નિર્ણય શ્રુતિવાક્યના મનનથી જ થાય છે. જેમકે आनन्दमयोऽभ्यासात् ઈત્યાદિ સૂત્રમાં કહ્યું છે. આ પ્રમાણે બ્રહ્મ જો કે એકરૂપે છે, છતાં ઉપાધિ સંબંધની જ્યારે ઇચ્છા હોય છે ત્યારે ઉપાસ્યપણાવડે તથા ઉપાધિની અનિચ્છા હોય ત્યારે જ્ઞેયપણાથી બ્રહ્મનો વેદાંતમાં ઉપદેશ કરવામાં આવે છે. આનું સ્પષ્ટીકરણ કરવા આ ગ્રંથનો આરંભ થાય છે. જો કે गतिसामान्यात् એ સૂત્રવડે જડ કારણનું નિરાકરણ કરવામાં આવ્યું, છતાં બ્રહ્મ સંબંધીનાં અન્ય વાક્યોનો સૂત્રકારવડે, બ્રહ્મથી વિપરીત કારણનો નિષેધ કરી, વિસ્તાર કરવામાં આવ્યો છે.



## અધિકરણ ૬ ઠું. સૂત્ર ૧૨ મું.

## બ્રહ્મનું આનંદમયરૂપે નિરૂપણ.

आनन्दमयोऽभ्यासात् ॥ १२ ॥

સૂત્રાર્થ-વારંવાર કહેવામાં આવ્યું છે કે, બ્રહ્મ આનંદમયરૂપે છે. (૧૨).

ટીકાઃ-શિષ્યઃ-તૈત્તિરીય ઉપનિષદમાં અન્નમય, પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમયરૂપ આત્માનો અનુક્રમ કરી તે સંબંધી વર્ણન કર્યું છે. જેમકે "तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योऽन्तर आत्मानंदमय (તૈત્તિ.) આ વિજ્ઞાનમયથી ભિન્ન અંતરાત્મા છે." હવે શંકા એ ઉઠે છે કે, આનંદમય શબ્દવડે सत्यं ज्ञानमनंतं ब्रह्म (બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપે છે) આમ પ્રકૃતરૂપ પરબ્રહ્મ સંબંધી કહેવામા આવ્યું છે અથવા શું અન્નમયાદિની માફક બ્રહ્મથી અન્ય અર્થ પ્રતિપાદન થાય છે? આથી એમ થઈ શકે છે કે, બ્રહ્મથી અન્ય અર્થરૂપ ગૌણ આત્મા આનંદરૂપે થાય. કારણ કે અન્નમયાદિ ગૌણ આત્મપરંપરામાં તેનો સમાવેશ થાય છે.

ગુરુઃ-આમ છે, છતાં પણ આત્મા સર્વાંતરરૂપે હોવાથી આનંદમય આત્મા જ મુખ્યરૂપે થાય છે.

શિષ્યઃ-તેમ થઈ શકે નહિ. કારણ કે આત્મા પ્રિયાદિ અવયવના યોગવાળો છે તથા શ્રુતિએ આત્મા શરીરી છે, એમ પ્રતિપાદન કર્યું છે. માટે આનંદમય આત્મા મુખ્ય હોય તો પ્રિયાદિનો સ્પર્શ થવો ન જોઇએ. પણ तस्य प्रियमेव शिरः (તેનું પ્રિય માથું છે) એમ કહેવામા આવ્યું છે. તેમ જ આત્મા શરીરી છે, એમ કહ્યું છે. જેમકે "तस्यैष एव शारीर आत्मा। यः पूर्वस्य (તૈત્તિ) જે વિજ્ઞાનમય તથા આનંદમય આત્મા છે, તે જ શારીર આત્મા છે." હવે આત્મા શરીરી થવાથી તેને પ્રિય તથા અપ્રિય આદિ દોષ લાગ્યા વિના રહેતો નથી. માટે આનંદમય આત્મા સંસારી છે.

ગુરુ.-આ શંકાના નિવારણ માટે જ આ સૂત્રની યોજના કરી છે. જેમકે आनदमयोऽभ्यासात् (આનંદમય પરબ્રહ્મ છે, અભ્યાસથી.) પર એવો આત્મા જ આનંદમયરૂપે થવા યોગ્ય છે. કારણ કે વારંવાર અભ્યાસ અર્થાત્ તે પ્રમાણેનું કથન કરવામાં આવે છે. પર આત્માને વિશે જ આનંદ શબ્દ અનેકવાર યોજાયલો છે. આનંદમયને આગળ કરી रसो वै सः (તે રસરૂપ છે) એ રીતે આત્માને સારરૂપે કહ્યો છે. વળી કહ્યું છે કે, "रसं ह्येवायं लब्ध्वाऽनंदी भवति। को ह्येवान्यात् कः प्राण्यात्। यदेष आकाश आनंदो न स्यात्। एष ह्येवानंदयाति (તૈત્તિ) सैषानंदस्य मीमांसा भवति। एतमानंदमयमात्मानमुपसंक्रामति। आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन। आनंद ब्रह्मेति व्याजानात् (તૈત્તિ.) विज्ञानमानंदं ब्रह्म (બૃહ.)

દમયને પામે છે. આનંદસ્વરૂપ આત્માને જાણનારો કોઈથી ભયને પામતો નથી. આનંદ બ્રહ્મરૂપે છે, એમ તેણે જાણ્યું. વળી અન્ય શ્રુતિમાં કહ્યું છે કે, વિજ્ઞાનરૂપ આનંદ બ્રહ્મરૂપે છે." આ પ્રમાણે બ્રહ્મને વિશે આનંદ શબ્દ જોવામાં આવે છે. આ રીતે આનંદ શબ્દ અનેકવાર બ્રહ્મને વિશે લાગુ પડે છે, એમ કહેવાથી આનંદમય આત્મા એ જ બ્રહ્મ છે, એમ સિદ્ધ થાય છે.

શિષ્યઃ—અન્નમયાદિ ગૌણ આત્માની પરંપરામાં આનંદમય આત્માની ગણના હોવાથી આનંદમય આત્મા પણ ગૌણ છે, આ રીતનો દોષ પ્રાપ્ત થાય છે, તેનું કેમ ?

ગુરુઃ—આ દોષ લાગુ પડતો નથી. કારણ કે આનંદમય આત્મા સર્વના અંતરરૂપે છે. મુખ્ય આત્માનો ઉપદેશ કરવાવાળું શાસ્ત્ર લૌકિક બુદ્ધિને અનુસરી તથા અન્નમય જડ શરીર આત્મારૂપે છે, એમ અત્યંત મૂઢ લોકોને ઉપદેશ કરવામાં આવ્યો છે. જેવી રીતે કુલ્લીમાં રેડેલા તાંબા વગેરે રસની પ્રતિમા, જેવું બીબું હોય છે, તેના સરખી પડે છે, તેમ આત્મા અંતરરૂપે છે, તેથી પણ અંતરરૂપે છે, આ રીતે પૂર્વે ઉત્તરોત્તર સમાનજડને આત્મારૂપે ગ્રહણ કરવામાં આવ્યું છે. પણ આત્મપ્રાપ્તિ સહેલાઈથી થઈ શકે, માટે અંતરરૂપ આનંદમય આત્માનો શાસ્ત્રે ઉપદેશ કર્યો છે, એમ સિદ્ધ થાય છે. જેવી રીતે અરુંધતીનો તારો દેખાડવો હોય તો પ્રથમ બીજા અનેક ગૌણ તારાઓને અરુંધતીરૂપે દેખાડ્યા પછી જે છેવટનો મુખ્ય તારો દેખાડવામાં આવે છે, તે જ અરુંધતીના તારારૂપે છે, તેમ આ સ્થળે આનંદમય સર્વાંતરરૂપે હોવાથી મુખ્ય આત્મારૂપે છે વળી હે શિષ્ય ! તું કહે છે કે, પ્રિયાદિની શિરરૂપે કલ્પના મુખ્ય આત્માને લાગુ પડતી નથી, એ તારું કહેવું યોગ્ય નથી. કારણ કે આ કલ્પનાનો ઉદ્ભવ પૂર્વની અનેક ઉપાધિઓને લીધે હોય છે, પણ સ્વાભાવિક આ કલ્પના નથી, તેથી તું કહે છે, તે દોષ લાગુ પડતો નથી. અન્નમયાદિ શરીરની પરંપરાને લઈ આનંદમયનું શારીરપણું છે. પણ તે શારીરપણું સંસારીની માફક સાક્ષાતરૂપે નથી. માટે પર આત્મા, એ જ આનંદમયરૂપે છે. (૧૨)

શિષ્ય—આનંદમય એટલે શું?

ગુરુ—આનંદમયનો અર્થ આનંદપૂર્ણ છે; તથા તેજ અર્થ વ્યાસ ભગવાનને ૧૩મા સૂત્રમાં દર્શાવ્યો છે. જેમકેઃ—

## અધિકરણ ૬ ઠ્ઠું—સૂત્ર ૧૩ મું.

## આનંદમય એટલે આનંદપૂર્ણ.

विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात् ॥१३॥

સૂત્રાર્થઃ—આનંદમય શબ્દ વિકાર વાચક હોવાથી પરબ્રહ્મના વાચકરૂપે નથી, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે આનંદમય શબ્દ પૂર્ણતાને દર્શાવે છે. (૧૩)

ટીકા-શિષ્ય પર આત્મા આનંદમયરૂપે થવા યોગ્ય નથી. કારણકે આનંદમય

શબ્દ વિકારવાચક છે તથા આત્મા તો અવિકારી છે. આત્મા પ્રકૃતિવાચક છે, માટે તેના સંબંધમાં સત્ય શબ્દ જો યોજવામાં આવે તો આત્મા વિકારવાચક રૂપે થાય. વ્યાકરણના નિયમ પ્રમાણે આનંદમય, એ શબ્દમા જે મય પ્રત્યય છે, તે વિકારને દર્શાવવાવાળો છે, માટે અન્નમય આદિ શબ્દો જેમ વિકારવાચક છે તેમ આનંદમય શબ્દ પણ વિકારના વિષયવાળો થવો જોઈએ.

ગુરુ –આ તારું ધારવું ભૂલ ભરેલુ છે. કારણકે વ્યાકરણ શાસ્ત્ર પ્રમાણે મય શબ્દ પૂર્ણપણું દર્શાવવા યોજવામા આવે છે. જેમકે પાણિનીના ૫–૪–૨૧ મા સૂત્રમા કહ્યું છે કે, प्रकृतवचने मयट् અર્થ:–મય પ્રત્યય પ્રકૃતિવાચક શબ્દનો પૂર્ણ અર્થ દર્શાવવા જોડવામા આવે છે, માટે અહી પણ પૂર્ણ અર્થ દર્શાવવા મય શબ્દ આનંદ શબ્દની સાથે જોડવામા આવ્યો છે. જેવી રીતે अन्नमयो यज्ञ અહી અન્નથી પૂર્ણ યજ્ઞ, એમ પૂર્ણ અર્થ દર્શાવવા મય પ્રત્યય જોડવામા આવ્યો છે, તેમ આનંદપૂર્ણ જે હોય, તે બ્રહ્માનંદમયરૂપે કહેવાય છે મનુષ્યથી માંડી ઉત્તરોત્તર સ્થાને સો સો ગણો આનંદ વધારે કહી, બ્રહ્મનો આનંદ પૂર્ણ છે, એમ બ્રહ્માનંદ નિરતિશય છે, એમ નિશ્ચય કરવામાં આવ્યો છે માટે પૂર્ણ અર્થ દર્શાવવા મય પ્રત્યય યોજવામાં આવ્યો છે. (૧૩)

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૧૪મું.

### બ્રહ્મ આનંદના કારણરૂપે

तद्धेतुव्यपदेशाच्च ॥ १४ ॥

સૂત્રાર્થ–વળી આનંદના હેતુનું કથન છે, માટે મય શબ્દ વિકારવાચક નથી (૧૪)

ટીકા–ગુરુ પૂર્ણતાના અર્થમા મય શબ્દ છે, જેથી બ્રહ્મના આનંદનું કારણપણાનો શ્રુતિ ઉપદેશ કરેછે જેમકે 'एष ह्येवानन्दयाति અર્થ:–એ જ આનંદ પમાડે છે'. ખરેખર જે બીજાને આનંદ પમાડે છે, તે પોતે પૂર્ણ આનંદરૂપે છે જેવી રીતે લોકમા જે બીજાના ધનને મેળવે છે, તે પ્રચુર ધનરૂપે છે, એમ કહેવાય છે માટે પૂર્ણતાના અર્થમાં મય શબ્દ હોવાથી આનંદમયરૂપ પર આત્મા છે (૧૪)

## અધિકરણ ૬ ઠું–સુત્ર ૧૫મું.

### આનંદમયનું આત્મારૂપે નિરૂપણ.

मान्त्रवर्णिकमेव च गीयते. ॥१५॥

સૂત્રાર્થ–વળી મંત્રમા દર્શાવેલ બ્રહ્મનું જ કથન છે, માટે આનંદમય આત્મા જ પર છે. (૧૫)

ટીકા ગુરુ વળી આનંદમય જ પર આત્મા છે ब्रह्मविदाप्नोति परम् ( તૈત્તિ૦ ) બ્રહ્મવેત્તા પરમાત્માને મેળવે છે" ત્યાંથી શરૂઆત કરી "सत्यज्ञानमनंत ब्रह्म સત્ય, જ્ઞાન તથા અનંતરૂપે બ્રહ્મ છે." આ મંત્રમાં જે પ્રકૃત બ્રહ્મ છે, તેનો નિશ્ચય સત્ય, જ્ઞાન તથા અનત એવાં વિશેષણોથી કરેલ છે આ જ બ્રહ્મમાથી આકાશાદિના ક્રે

કરી સ્થાવર તથા જંગમ સર્વ ભૂતોની ઉત્પત્તિ છે. આ બ્રહ્મે સર્વ ભૂત માત્રની ઉત્પત્તિ કરી તેમાં પ્રવેશ કર્યો છે. તેની સ્થિતિ ગુહાકાશવિશે છે તથા તે સર્વના અંતરરૂપે છે. આ બ્રહ્મનું જ્ઞાન થવા માટે આથી અન્ય અંતરાત્મા છે, આથી અન્ય અંતરાત્મા છે, એ પ્રમાણે વર્ણન કરવામા આવ્યું છે. મંત્રમાં જે બ્રહ્મવિશે કહ્યું છે, તે જ બ્રહ્મનું અહી કથન કરવામાં આવ્યું છે કે અન્ય તથા અંતર આત્મારૂપ જે છે, તે જ આનંદમય છે વળી મંત્ર તથા બ્રાહ્મણમાં વિરોધ ન હોવાથી બેઉ એક જ અર્થને પ્રતિપાદન કરે છે. જો તેમ ન થાય તો મૂળ પ્રકૃત બ્રહ્મની હાનિ તથા વિકારવાન્ વસ્તુનું વર્ણન થઇ જાય. વળી અન્નમયાદિની માફક આનંદમય આત્માથી બીજા અંતર આત્માનું કથન કરવામાં આવ્યું નથી. વળી ભૃગુ ઋષિએ વરુણને તૈત્તિરીય ઉપનિષદમાં જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો છે, તે એ જ છે કે, આનંદમય આત્મા જ પર છે. માટે આનંદમય આત્મા જ પર જાણવો. (૧૫)

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૬મું.

## આનંદમયનો આત્માથી ભિન્નરૂપે અભાવ

नेतरोऽनुपपत्तेः ॥ १६ ॥

સૂત્રાર્થ:-આનંદમય આત્માથી અન્યરૂપે કાંઈ નથી, કારણ કે તેથી ભિન્નની પ્રાપ્તિ થતી નથી (૧૬)

ટીકા: ગુરુ:-આથી આનંદમય આત્માજ પરરૂપે છે. ઇશ્વરથી અન્ય સંસારી જીવ ઇતરરૂપેછે. આનંદમય શબ્દવડે જીવ કહેવાતો નથી. કારણકે તે પ્રમાણેનું કથન નથી. આનંદમયને ઉદ્દેશી નીચે પ્રમાણે શ્રુતિછે:-"सोऽकामयत । बहुस्यां प्रजायेयेति ।स तपो तप्यत। स तपस्तप्त्वा । इद ँ सर्वमसृजत यदिदं किं च (તૈત્તિ૦) તેણે કામના કરી કે, હું અનેક રૂપે થાઉં. તેણે તપ કર્યું. તપ કરી તેણે આ સર્વની ઉત્પત્તિ કરી. જે કંઈ આ છે, તે સર્વની ઉત્પત્તિ કરી." તેમાં શરીરની પહેલાં ઉત્પત્તિ સંબંધી કથન, સૃજ્યમાન વસ્તુઓનો તેમજ વિકારનો સ્રષ્ટાથી અભેદ, તેમજ સર્વ વિકારરૂપ સૃષ્ટિ પર આત્માથી ભિન્નરૂપે નથી હોતી તે સંબંધી કહ્યું છે. (૧૬).

## અધિકરણ ૬ ઠું-સુત્ર ૧૭મું.

## આનંદમયનો જીવરૂપે અભાવ.

भेदव्यपदेशाच्च ॥ १७ ॥

સૂત્રાર્થ.-વળી જીવનું ભેદરૂપે કથન હોવાથી આનંદમય જીવરૂપે નથી. (૧૭)

ટીકા:-ગુરુ-આથી પણ આનંદમય સંસારી નથી. કારણ કે આનંદમયના અધિકાર વિશે નીચેની શ્રુતિ જીવ તથા આનંદમય બેઉ ભિન્નરૂપે છે, એમ કહે છે.-रसो वै स। रस ँ ह्येवाय लब्ध्वा नन्दी भवति (તૈત્તિ૦) તે રસરૂપે છે. રસને પ્રાપ્ત કરી આત્મા આનંદ યુક્ત થાય છે ખરેખર કદી પ્રાપ્ત કરનાર વસ્તુ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુરૂપે કદી થતી નથી.

શિષ્યઃ—"आत्मान्वेष्टव्य । आत्मलाभान्न परं विद्यते આત્માને શોધવો જોઇએ, આત્માના સાક્ષાત્કાર શિવાય બીજી કોઇ વસ્તુ નથી." એ શ્રુતિ તથા સ્મૃતિ કેવી રીતે છે? કારણ કે તમે તો કહો છો કે, પ્રાપ્ત કરનાર પ્રાપ્ત કરવા યોગ્યરૂપે કદી થતો નથી.

ગુરુઃ—તમારુ કહેવું ખરું છે. જો કે આત્માનો આત્મભાવ જતો રહેલો નથી હોતો, છતાં આત્માના અજ્ઞાનને લીધે જડરૂપે દેહાદિમાં આત્માનો નિશ્ચય લૌકિકરૂપે જોવામાં આવે છે આથી આત્મા અન્વિષ્ટ નથી, પણ અન્વેષ્ટવ્ય છે, અલબ્ધ નથી પણ લબ્ધવ્ય છે, શ્રુત નથી પણ શ્રોતવ્ય છે, મત નથી પણ મંતવ્ય છે, વિજ્ઞાત નથી પણ અવિજ્ઞાત છે ઇત્યાદિ ભેદકથન દેહાદિરૂપ આત્મામાં જોવામાં આવે છે પરમાર્થ રીતે જોતાં તો સર્વજ્ઞ પરમેશ્વરથી અન્ય દ્રષ્ટા અથવા શ્રોતાનો પ્રતિબંધ કરવામા આવ્યો છે. જેમકે બૃહદારણ્યકમાં કહ્યું છે કે, 'नान्योऽतोस्ति द्रष्टा આત્માથી અન્ય કોઇ દ્રષ્ટારૂપે નથી.' પરમેશ્વર અવિદ્યાથી કલ્પાયેલ શરીરથી, કર્તાથી, ભોક્તાથી તથા વિજ્ઞાનાત્માથી ભિન્નરૂપે છે. જેવી રીતે એક જાદુગર ચર્મ તથા ખડ્ગને ધારણ કરી દોરાને ઝાલી આકાશ તરફ ગમન કરે છે તથા તે જ માયાવી પરમાર્થ રીતે જોતાં ભૂમિપર ઉભેલો અન્ય જોવામાં આવે છે. અથવા તો જેમ ઘટાકાશમાં રહેલ આકાશ અન્ય આકાશથી ભિન્નરૂપે જોવામાં આવે છે આ પ્રમાણે વિજ્ઞાનાત્મા તથા પરમાત્માના ભેદને અંગીકાર કરી नेतरोऽनुपपत्ते । તથા भेदव्यपदेशाच्च ઇત્યાદિ સૂત્રનું કથન કરવામાં આવ્યું છે (૧૭)

## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૧૮ મું.

## આત્મામાં અનુમાન પ્રમાણનો અભાવ.

कामाच्च नानुमानापेक्षा ॥ १८ ॥

સૂત્રાર્થઃ—આનંદમય આત્મામાં કામનાનું કથન કરવામાં આવ્યું છે, માટે આત્મા અનુમાનગમ્ય નથી. (૧૮)

ટીકાઃ-ગુરુ-"सोकामयत बहुस्या प्रजायेयेति(બૃહ.) અર્થઃ-તેણે કામના કરી કે હું અનેકરૂપે થાઉં તથા ઉત્પન્ન થાઉં" આ શ્રુતિમાં આનંદમય અધિકારમાં કામનાનો નિર્દેશ છે, માટે અનુમાનયુક્ત, સાંખ્યકલ્પિત, જડરૂપે અથવા પ્રધાનરૂપે આનંદમયની કે કારણરૂપની અપેક્ષા કરવી યોગ્ય નથી. ईक्षतेर्नाशब्दम् એમાં નિરાકરણ કરવામાં આવ્યું છે, છતાં પૂર્વ સૂત્રમાં કામનાસંબંધી જે શ્રુતિ છે, તેનો આશ્રય કરી પ્રધાનનું ફરી નિરાકરણ કરવામાં આવ્યું છે તથા શ્રુતિવચનોની એકવાક્યતા છે, તે દર્શાવ્યું છે. (૧૮)

## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૧૯ મું.

## એકાકારતા ભયની નિવૃત્તિ.

अस्मिन्नस्य च तद्योग शास्ति ॥१९॥

સૂત્રાર્થ—આનંદમય આત્મામાં જીવનો મોક્ષ છે, એમ શાસ્ત્ર કહે છે. ॥૧૯॥

ટીકા -ગુરુઃ-પ્રધાન અથવા જીવ વિશે આનંદમય શબ્દ લાગુ પડતો નથી. માટે આનંદમયરૂપ પ્રકૃત આત્મામાં જ્ઞાત થયેલ આ જીવનો મોક્ષ છે, એમ શાસ્ત્ર કહે છે. અહી તદ્યોગનો અર્થ નીચે પ્રમાણે છેઃ–તત્ કહેતાં આત્મા સાથે યોગ કહેતાં જોડાવું તે અર્થાત્ આત્મપ્રાપ્તિ. આથી તદ્ભાવનો અર્થ મોક્ષ થાય છે. આ મોક્ષનું કથન શાસ્ત્ર કહે છે. "यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विंदते । अथ सोऽभयं गतो भवति ॥ यदा ह्येवैष एतस्मिन्नुदरमतरं कुरुते । अथ तस्य भयं भवति ॥(तैत्ति०) જ્યારે મુમુક્ષુ અદૃશ્યરૂપ, અશરીરરૂપ, અનિર્વચનીયરૂપ, અનાધારરૂપ, તથા અભયરૂપ બ્રહ્મનો આશ્રય કરે છે ત્યારે તે ભયથી રહિત થાય છે. જ્યારે જરા પણ બ્રહ્મમાં ભેદભાવ રાખે છે ત્યારે તેને ભય થાય છે" આ રીતનું શ્રુતિમાં કહેલ છે. જ્યારે આ આનંદમયમાં અતાદાત્મ્યરૂપ અર્થાત એકાકાર નહિ એવા ભેદને જૂવે છે ત્યારે તેની સંસારના ભયમાંથી નિવૃત્તિ થતી નથી. પણ જ્યારે આનંદમયમાં એકાકારપણાવડે સ્થિતિ કરે છે ત્યારે સંસારના ભયમાથી મુમુક્ષુની નિવૃત્તિ થાય છે. આ તાત્પર્ય આનંદમયરૂપ પરમાત્માનું ગ્રહણ કરવાથી ઘટી શકે છે, પણ પ્રધાનનું ગ્રહણ કરવાથી તેમ જ જીવનું ગ્રહણ કરવાથી તે પ્રમાણે ઘટી શકતું નથી. માટે આનંદમયરૂપ જ પરમાત્મા કહેવાય છે.

શિષ્યઃ–અહી મારે આપને એક શંકા પૂછવી છે. શ્રુતિમા કહ્યું છે કે, 'स वा एष पुरुषोऽन्नरसमयः (तैत्ति) तस्माद्वा एतस्मादन्नरसमयादन्योऽन्तर आत्मा प्राणमयः (तैत्ति) तस्मादन्योऽन्तर आत्मा मनोमयः (तैत्ति) तस्मादन्योऽन्तर आत्मा विज्ञानमयः (तैत्ति) આ પુરુષ અન્નરસમયરૂપ છે, આ અન્નરસમયમાંથી અન્ય અંતરાત્મા પ્રાણમયરૂપે છે, તે પ્રાણમયથી અન્ય અંતરાત્મા મનોમયરૂપ છે. એ મનોમયથી અન્ય અંતરાત્મા વિજ્ઞાનમયરૂપે છે." આ સર્વ વચનોમાં જે મય શબ્દ છે, તે વિકારવાચક છે તથા આનંદમયમાં જ જે મય શબ્દ છે તે પૂર્ણતાને દર્શાવનારો છે. એમ એક જ શ્રુતિમાં તથા એક જ મંત્રમાં અર્ધજરતી ન્યાય અર્થાત્ પૂર્વાપર ઉલટ સુલટવાળું વચન કેમ છે; તથા આનંદમયમાં મય શબ્દ પૂર્ણરૂપ બ્રહ્મનો વિષય કેવી રીતે થાય છે? જો તમે એમ કહેશો કે, મંત્રમાં વર્ણવેલ બ્રહ્મના અધિકારથી આ પ્રમાણે છે તો તે યુક્ત નથી. કારણ કે તેમ થવાથી અન્નમયાદિને પણ બ્રહ્મનો પ્રસંગ આવશે.

ગુરુઃ–આનું નિરાકરણ નીચે પ્રમાણે છેઃ–અન્નમયાદિનું અબ્રહ્મત્વ યોગ્ય છે. તેથી પણ અંતરાત્મા તેનાથી પણ અંતરાત્મા કહેવાયેલ છે. પણ આનંદમય કહ્યા પછી તેનાથી કોઇ અંતરાત્મા કહેવાયેલ નથી. માટે આનંદમય જ બ્રહ્મરૂપે છે. જો તેમ ન હોત તો પ્રકૃતની હાનિ તથા અપ્રકૃતની પ્રક્રિયાનો પ્રસંગ આવત.

શિષ્યઃ–જો કે અન્નમયાદિની માફક આનંદમયથી અન્ય અંતરાત્મા છે, એમ કહેવાયું નથી, છતાં આનંદમયનું બ્રહ્મત્વ

નથી. કારણુ કે આનંદમયના સંબંધમાં નીચે પ્રમાણે કહેવાયેલ છે. "तस्य प्रियमेव शिरः। मोदो दक्षिणः पक्षः प्रमोद उत्तरः पक्षः आनंद आत्मा ब्रह्म पुच्छं प्रतिष्ठा (તૈત્તિ.) બ્રહ્મનું પ્રિય શિરરૂપે છે, મોદ દક્ષિણ પક્ષરૂપે છે, પ્રમોદ ઉત્તર પક્ષરૂપે છે, આનંદ આત્મારૂપે છે તથા બ્રહ્મ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે છે. "सत्यं ज्ञानमनंतं ब्रह्म (બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપે છે). આ મંત્રમાં જે બ્રહ્મ વિશે કહ્યું છે, તે જ બ્રહ્મનું વર્ણન પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે કર્યું છે. આને જણાવવાની ઇચ્છાથી અન્નમયથી લઇ આનંદમય પર્યંત પાંચ કોશોની કલ્પના કરી છે. તો પછી આપના કહેવા પ્રમાણે પ્રકૃતની હાનિ તથા અપ્રકૃતની પ્રક્રિયાનો પ્રસંગ કેવી રીતે આવે ? જેમ અન્નમયાદિના અમુક અવયવ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ છે, તેમ આનંદમયના અવયવરૂપે બ્રહ્મ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ છે. તો પછી બ્રહ્મ પ્રધાનરૂપે છે, એમ કેવી રીતે કહી શકાય ? આપણે એમ કહીએ કે બ્રહ્મ પ્રકૃતરૂપે છે, માટે તે પ્રધાનરૂપે છે. જો કે આનંદમયના અવયવ તરીકે બ્રહ્મ જણાતો હોય, છતાં બ્રહ્મનું પ્રકૃતપણું જતું રહેતું નથી. કારણુ કે આનંદમય જ બ્રહ્મરૂપે છે. જે બ્રહ્મ પ્રકૃતરૂપે છે, તેજ બ્રહ્મ આનંદમયરૂપે, આત્મારૂપે તથા અવયવીરૂપે છે. વળી તે જ બ્રહ્મ પાછો પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે થાય, એ અયોગ્ય કહેવાય. બીજા પક્ષમાં બ્રહ્મ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ છે, એ રીતનું બ્રહ્મ સંબંધીનું વર્ણન યુક્ત છે. કારણુ કે પુચ્છ તથા પ્રતિષ્ઠા શબ્દની સાથે બ્રહ્મ શબ્દ જોડાયલો છે. પણ આનંદમય વાક્યમાં બ્રહ્મનો નિર્દેશ કરેલ નથી. કારણુ કે તેમાં બ્રહ્મ શબ્દનો સંયોગ નથી. વળી બ્રહ્મ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ છે, એમ કહ્યા પછી નીચલા મંત્રમાં કહ્યું છે કે, "तदप्येष श्लोको भवति । असन्नेव स भवति। असद्ब्रह्मेति वेद चेत् । अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः (તૈત્તિ૦) અર્થઃ-(આ રીતનો શ્લોક છે કે બ્રહ્મ અસતરૂપે છે એમ જે જાણે છે તેઓ અસતરૂપે થાય છે તથા બ્રહ્મ સતરૂપે છે, એમ જે જાણે છે, તે બ્રહ્મનો જ્ઞાતા થાય છે." આ મંત્રમાં આનંદમયનું કથન કર્યા વિના જ બ્રહ્મના ભાવ તથા અભાવને લીધે જે કાંઇ ગુણુ તથા દોષ થાય છે, તેનું વર્ણન કર્યું છે. માટે બ્રહ્મ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ છે, એમાં બ્રહ્મ પોતે જ પ્રધાનરૂપે છે, એમ અનુમાન થાય છે. વળી આનંદમય આત્માના ભાવ તથા અભાવની શંકા કરવી યુક્ત નથી. કારણુ કે પ્રિય તથા પ્રમોદ યુક્ત આનંદમય આત્મા સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. વળી બ્રહ્મ જ્યારે પ્રધાનરૂપે છે તો પછી તે પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે છે, એમ આનંદમયના પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે કેવી રીતે થઈ શકે ?

ગુરુ-અહી પુચ્છનો અર્થ તો પુચ્છ છે, પણુ પ્રતિષ્ઠાનો અર્થ એ છે કે, લૌકિક આનંદના શ્રેષ્ઠ સ્થાનરૂપે તથા એક આશ્રયરૂપે બ્રહ્માનંદ છે. આ રીતનું તાત્પર્ય છે, પણ અવયવરૂપે આનું તાત્પર્ય નથી. "एतस्यैवानंदस्यान्यानि

भूतानि मात्रामुपजीवन्ति (બૃહ.) આ આનંદપર અન્ય ભૂત માત્રનો આધાર છે.” એમ બીજી શ્રુતિમાં પણ કહ્યું છે. વળી આનંદમય બ્રહ્મ કહેવામાં આવે ત્યારે પ્રિયાદિ અવયવયુક્ત સગુણ બ્રહ્મને ગ્રહણ કરવો, પણ છેવટના વચનમાં નિર્ગુણ બ્રહ્મ સંબંધી શ્રુતિ છે. બ્રહ્મ મન તથા વાણીનો અવિષય છે. જેમકે “यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। आनंद ब्रह्मणो विद्वान्। न बिभेति कुतश्चन (તૈત્તિ૦) મનસહિત વાણી બ્રહ્મને પહોંચ્યા વિના નિવૃત્ત થાય છે. બ્રહ્મના આનંદને જાણનાર કશાથી ભય પામતો નથી.”

શિષ્યઃ-અહીં શંકા એ થાય છે કે, આનંદની પૂર્ણતા કહેવાવડે દુઃખનું અસ્તિત્વ હોવું જોઇએ. કારણ કે લૌકિક રીતિએ જે વસ્તુ પૂર્ણ હોય, તેની વિરુદ્ધવાળી અલ્પ વસ્તુ પણ હોવી જોઇએ. વળી “यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा (છાંદો.) તેને વિશે અન્ય કાંઈ જોતો નથી, અન્ય કાંઈ સાંભળતો નથી, તથા અન્ય કાંઈ જાણતો નથી તથા તે જ ભૂમા આત્મારૂપ છે.” એમ બ્રહ્મને વિષે ભિન્ન વસ્તુ હોતી નથી, એ રીતની જે શ્રુતિ છે તેને બાધ આવે. વળી દરેક શરીરમા પ્રિયાદિ ભિન્ન હોવાથી આનંદમય ભિન્ન થાય. પણ નીચેની શ્રુતિવડે કહેવામાં આવ્યું છે કે, બ્રહ્મ પ્રતિશરીરમાં ભિન્ન નથી. જેમકે “सत्य ज्ञानमनंत ब्रह्म બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપે છે” “एको देव सर्व भूतेषु गूढ सर्वव्यापी सर्वभूतान्तरात्मा એક દેવ સર્વ પ્રાણી માત્રમાં ગૂઢરૂપે રહેલ છે. તે સર્વમાં વ્યાપીને રહેલ છે તથા સર્વ પ્રાણી માત્રના અંતરાત્મારૂપે છે.” વળી આનંદમયનો અભ્યાસ શ્રુતિમાં નથી, પણ સર્વત્ર મૂળ વસ્તુનો જ અર્થાત્ આનંદનો અભ્યાસ હોય છે. “रसो वै रसः, रस-ह्येवायं लब्ध्वानन्दी भवति, को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनंदो न स्यात्। सैषानंदस्य मीमांसा भवति। आनंद ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन। आनंदो ब्रह्मेति व्यजानात् (તૈત્તિ૦) અર્થઃ-આત્મા સારરૂપે છે. આ સારને મેળવી આનંદયુક્ત થાય છે. જો આકાશમાં રહેલ આ આનંદ ન થાય તો કોણ ચેષ્ટા કરે? કોણ જીવે? એ જ પરમાત્મા આનંદ પ્રાપ્ત કરાવે છે આનંદની વિચારણારૂપે આ આત્મા છે. બ્રહ્માનંદના સ્વરૂપને જાણનારો કોઈથી ભય પામતો નથી. આનંદ બ્રહ્મરૂપે છે, એમ જાણ્યું.” જો આનંદમય શબ્દ બ્રહ્મનો વિષય છે, એમ નક્કી હોય તો પછી પાછળથી થનારા આનંદ માત્રના પ્રયોગમાં પણ આનંદમયના અભ્યાસની કલ્પના થઇ શકે. પણ આનંદમય બ્રહ્મરૂપે નથી. કારણ કે આપણે આગળ કહી ગયા છીએ કે, આનંદમયને પ્રિય મસ્તકરૂપે છે. “ विज्ञान मानंद ब्रह्म (બૃહ.) બ્રહ્મ વિજ્ઞાન તથા આનંદરૂપે છે.” અહીં આનંદરૂપે મૂળ શબ્દનો જ બ્રહ્મને વિષે પ્રયોગ જોવામાં આવે છે. માટે “यदेष आकाश आनंदो न स्यात् આકાશમાં રહેલ આ આનંદ ન હોય” ઇત્યાદિ શ્રુતિમાં આનંદ બ્રહ્મના વિષય-

રૂપે છે, પણ આનંદમયનો અભ્યાસ નથી. વળી "एतमानन्दमयमात्मानमुपसंक्रामति (તૈત્તિ.) આ આનંદમય આત્માને તે પહોંચે છે." એમાં મય પ્રત્યયવાળો આનંદમય શબ્દનો અભ્યાસ હોવાથી તે બ્રહ્મના વિષયરૂપે નથી. કારણ કે વિકારવાળી અન્નમયાદિ જે જડ વસ્તુઓ પ્રાપ્ત કરવા યોગ્ય છે, તેના સંબંધમાં તે કહેવામાં આવ્યો છે. બીજું જો અન્નમયાદિની માફક પ્રાપ્ત કરવા યોગ્ય આનંદમય અબ્રહ્મરૂપે થાય તો પછી વિદ્વાનને બ્રહ્મની પ્રાપ્તિનું ફળ નકામું ગણાય.

ગુરુઃ–આ દોષ લાગુ પડતો નથી. કારણ કે આનંદમયની પ્રાપ્તિના સૂચનથી પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ બ્રહ્મની પ્રાપ્તિના ફળનું સૂચન કર્યું છે. વળી "तदप्येष श्लोको भवति । यतो वाचो निवर्तन्ते આ મંત્ર તેના સંબંધમાં છે. જે બ્રહ્મથી વાણી નિવૃત્ત પામે છે." ઇત્યાદિવડે તેનો વિસ્તાર કરવામાં આવ્યો છે. આનંદમયના સમીપમાં જ "सो कामयत बहुस्या प्रजायेयेति તેણે કામના કરી કે હું અનેકરૂપે થાઉં તથા ઉત્પત્તિ ભાવને પામું" આ શ્રુતિ "ब्रह्म पुच्छं प्रतिष्ठा બ્રહ્મ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ છે" આ શ્રુતિ સાથે વધારે સમીપ બ્રહ્મની સાથે સંબંધ રાખે છે. માટે આનંદમય બ્રહ્મ છે, એમ શ્રુતિ બોધ કરતી નથી વળી "रसो वै सः તે રસરૂપે છે" આ શ્રુતિ सो कामयत ઇત્યાદિ પાછળની શ્રુતિની અપેક્ષા રાખે છે, માટે તે આનંદમયને લાગુ પડતી નથી.

શિષ્યઃ–'सो कामयत તેણે કામના કરી,' એમ બ્રહ્મના સંબંધમાં પુલ્લિંગનું સૂચન કર્યું છે, તે યોગ્ય નથી.

ગુરુઃ–આ દોષ નથી. કારણ કે 'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूत (તૈત્તિ૦) આ આત્મામાથી આકાશ ઉત્પન્ન થયું". એમાં પુલ્લિંગ એવા આત્મ શબ્દવડે મૂળ બ્રહ્મને ગ્રહણ કરવાનો છે. भार्गवी वारुणी विद्या (ભૃગુને વરુણે કહેલ વિદ્યા), 'आनन्दो ब्रह्मेति व्यजानात् આનંદ બ્રહ્મરૂપે છે એમ જાણ્યું." આ સર્વ શ્રુતિમાં મય પ્રત્યયને ગ્રહણ કર્યો નથી. તેમ જ પ્રિય શિરરૂપે છે, આમ પણ કહ્યું નથી. માટે આનંદ બ્રહ્મરૂપે છે, એ જ યોગ્ય છે. માટે જરા પણ વિશેષનો આશ્રય કર્યા વિના પ્રિય તથા શિરત્વ ધર્મ, બ્રહ્મને યોગ્ય નથી. અહી સવિશેષ બ્રહ્મને યોગ્ય નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મ વાણી તથા મનનો અવિષય છે. માટે અન્નમયાદિની માફક આનંદમયમાં મય વિકારરૂપે જાણવાનો છે, પણ પૂર્ણરૂપે નહિ, આમ તારું માનવું છે.

શિષ્યઃ–હા, સૂત્રોમાં કહ્યું છે કે, બ્રહ્મ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે છે, એમાં બ્રહ્મનું આનંદમયના અવયવ તરીકે સૂચન છે, અથવા તો શું પ્રધાનપણાવડે સૂચન છે? પુચ્છ શબ્દનું સૂચન કરવાથી અવયવનું ગ્રહણ થાય છે તથા તેમ થવાથી आनन्दमयोऽभ्यासात् આ ૧૨ મા સૂત્રમાં જે આનંદમય શબ્દ છે, તે વડે બ્રહ્મનો અભ્યાસવડે ઉપદેશ કરાયેલ છે. કારણ

કે "आनन्दमय आत्मा આત્મા આનંદમયરૂપ છે" તેમ જ "ब्रह्म पुच्छं प्रतिष्ठा બ્રહ્મ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ છે" असन्नेव स भवति આ સ્મૃતિ શાસ્ત્રના શ્લોકવડે કેવળ બ્રહ્મનો જ અભ્યાસ કરવો, એમ કહ્યું છે. વળી विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात् આ ૧૩ મા સૂત્રથી વિકાર શબ્દવડે અવયવ શબ્દનુ સૂચન છે વળી બ્રહ્મ પુચ્છરૂપે છે, એમ બ્રહ્મને અવયવ હોવાથી બ્રહ્મનુ પ્રધાન પણુ મટી જાય છે માટે હે ભગવન્! આનું નિરાકરણુ આપ સરખાએ કરવુ જોઈએ

ગુરુ·—આ દોષ નથી મય શબ્દનો અર્થ પૂર્ણ લેવાથી અવયવ શબ્દને કશી હાનિ પહોચતી નથી પ્રાચુર્ય શબ્દને અર્થ વિશેષે કરી પ્રાપ્તિ એવો થાય છે અવયવના ક્રમપણાને વિશે આ વચન છે અન્નમય આદિનું જ શિરથી લઈ પુચ્છરૂપે વર્ણન કર્યા પછી આનંદમયને શિર આદિરૂપે અવયવના ક્રમે કરી કહ્યો છે આથી બ્રહ્મ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ છે એમ કહ્યું છે ખાસ અવયવની ગણુનાવડે સૂચન કર્યુ નથી આ જ કારણુને લઇ અભ્યાસવડે, એમ બ્રહ્મનુ પ્રધાનપણુ દર્શાવ્યુ છે तद्धेतुव्यपदेशाच्च અહીં સર્વ વિકારના સમૂહરૂપ આનંદમયના કારણરૂપે બ્રહ્મનો ઉપદેશ કરવામા આવ્યો છે તે જ પ્રમાણે 'इदं सर्वमसृजत यदिदं किं च, (તૈત્તિ૰) જે કાંઇ આ છે, તે સર્વ તેણે સર્જ્યુ" અહી પણ જે કાંઇ વિકાર છે, તે બ્રહ્મમાથી થાય છે, એમ સૂચન છે માટે બ્રહ્મ જે કારણરૂપ છે, તેના વિકારરૂપી આનંદમયના અવયવો મુખ્ય અર્થરૂપે ગ્રહણ કરવા નહિ આજ પ્રમાણે બીજાં સૂત્રમા બ્રહ્મને પુચ્છ છે, એમ સૂચન કર્યું છે, તે કેવળ ગૌણ અર્થરૂપે ગ્રહણ કરવું, પણ મુખ્ય અર્થમા નહી

## અધિકરણ ૭ મું–સૂત્ર ૨૦ મું.

## પરમાત્મા સંસારી કેમ ?

अंतस्तद्धर्मोपदेशात् ॥ २० ॥

સૂત્રાર્થઃ—આદિત્ય તથા ચક્ષુની અંદર જે પુરુષ છે તે પરમાત્મા છે. કારણ કે આરીતે શ્રુતિએ ઉપદેશ કર્યો છે. (૨૦)

ટીકા·—શિષ્યઃ—શ્રુતિમા આ રીતનું વાકય છે કે, "अथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात् सर्व एव सुवर्णः । तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी तस्योदिति नाम स एष सर्वेभ्यः पाप्मभ्य उदित उदेति ह वै सर्वेभ्यः पाप्मभ्यो य एवं वेद અર્થ હવે આદિત્યને વિશે જે આ પુરુષ દેખાય છે, તેની મૂછ તથા વાળ જ્યોતિર્મયરૂપ છે. તે નખાગ્ર પર્યંત સર્વત્ર જ્યોતિર્મય છે. વાનરની હેઠળના ભાગ જેવી સુંવાળી કમળરૂપે તેની આખ છે. તેનું उत એવુ નામ છે કારણ કે તેણે સર્વ પાપનુ અતિક્રમણ કરેલ છે જે આ રીતે उत् નામના દેવને યથોક્ત પ્રકારે જાણે છે, તે મુક્ત થાય છે." આ રીતે અધિદૈવત સંબંધી કહ્યુ છે. હવે અધ્યાત્મ સંબંધી નીચે પ્રમાણે કહ્યુ છે· "अथ य एषोऽन्तरक्षिणि पुरुषो दृश्यते અર્થ·—જે આ અંતરિક્ષમાં

પુરુષ જોવામાં આવે છે તે." હવે અહી શંકા એ થાય છે કે, વિદ્યા તથા કર્મના અતિશયપણાથી ઉત્કર્ષને પામેલ કોઇ સંસારી જીવ વિશે સૂર્ય મંડળમાં તથા ચક્ષુમાં ઉપાસ્યપણાથી કહ્યું છે કે નિત્યસિદ્ધ પરમેશ્વરવિશે કહ્યું છે? આ બેમાંથી કોના વિશે આમ કહ્યું હશે? હું ધારૂં છું કે, સંસારી જીવ વિશે કહેવામાં આવેલું હોવું જોઇએ.

ગુરુઃ–આમ કેમ બને?

શિષ્યઃ–શ્રુતિમાં એમ કહ્યું છે કે, તે રૂપવાળો છે. હવે સંસારીનેજ રૂપ હોય, માટે સંસારી જાણવો, આદિત્યમાં જે પુરુષ છે તેને જ્યોતિર્મય મૂછ છે. વળી આંખમાં જે પુરુષ છે તે વિશે કહ્યું છે કે "तस्यैतस्य तदेवरूप यदमुष्य रूपम (છાંદો૦) જે આદિત્ય પુરુષનું રૂપ છે તેજ રૂપ અક્ષિ પુરુષનું છે." એમ બેઉના સંબંધની એકયતા કહી છે. પરમેશ્વરને રૂપ હોય તે યોગ્ય કહેવાય નહિ. કારણ કે કૌષીતકી ઉપનિષદમાં પરમાત્માના સંબંધમાં કહ્યું છે કે, "अशब्दमस्पर्शमरूपमव्ययम् પરમાત્મા શબ્દ, સ્પર્શ, રૂપ તથા ક્ષયથી રહિત છે." વળી પરમેશ્વરના સંબંધમાં કહ્યું છે કે, તે અધિષ્ઠાનરૂપે છે. જેમકે "य एषोन्तरादित्ये य एषोन्तरक्षिणि અર્થઃ—જે આદિત્ય મંડળમાં છે તથા જે ચક્ષુમાં છે." અધિષ્ઠાનથી રહિત, પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત તથા સર્વવ્યાપી પરમેશ્વરને અધિષ્ઠાન હોય, તે યોગ્ય કહેવાય નહિ. કારણ કે શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'स भगव कस्मिन्प्रतिष्ठित इति स्वे महिम्नि અર્થઃ– આ ભૂમા આત્મા શાને વિશે પ્રતિષ્ઠિત છે? તે પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત છે." વળી બીજી શ્રુતિમાં કહ્યું છે કે, "आकाशवत् सर्वगतश्च नित्यः અર્થઃ–પરમાત્મા આકાશની માફક, સર્વને વિશે રહેલ તથા નિત્યરૂપે છે." વળી આદિત્ય પુરુષ તથા અક્ષિ પુરુષની માર્યાદા બાંધેલ છે, માટે સંસારી જીવ માટે જ કહેવામાં આવેલું હોવું જોઇએ. વળી કહ્યું છે કે, "स एषैचामुष्मात् पराञ्चो लोकास्तेषां चेष्टे देवकामाना च ઉત્સંજ્ઞક દેવ આદિત્યથી ઉર્ધ્વ રહેલ છે તથા આદિત્ય પર તથા દેવોની કામનાપર તેનું ઐશ્વર્ય છે." આ રીતે અક્ષિ પુરુષના ઐશ્વર્ય સંબંધી મર્યાદા છે. પણ પરમેશ્વરને મર્યાદાવાળું ઐશ્વર્ય હોય, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "एष सर्वेश्वर एष भूताधिपतिरेष भूतपाल एष सेतुर्विधारण एषा लोकानामसमेदाय (બૃહ.) તે સર્વના ઇશ્વરરૂપે, ભૂતોના અધિપતિરૂપે, ભૂતોના પાલકરૂપે, તથા લોકોનો વિભાગ પડે, માટે વ્યવસ્થા કરનાર સેતુરૂપે છે." આ શ્રુતિથી સિદ્ધ થાય છે કે, પરમેશ્વરથી કોઈ વિશેષ નથી. માટે આદિત્યમાં તથા અક્ષિમાં જે પુરુષ કહેલ છે, તે પરમેશ્વર નથી, એમ હે ભગવન્! મારૂં માનવું છે.

ગુરુઃ–આ શંકાના નિરમનને અર્થે જ આ ૨૦ મા સૂત્રની વ્યાસે યોજના કરી છે. આદિત્યમાં તથા ચક્ષુમાં જે પુરુષ કહેવાયેલ છે, તે જ પરમેશ્વર છે, પણ તે સંસારી નથી. કારણ ' "

રીતનો પરમેશ્વરના ધર્મનો ઉપદેશ છે. અહીં પરમેશ્વરના ધર્મ સંબંધી ઉપદેશ કરવામાં આવ્યો છે. જેમકે "तस्योदिति नाम આ પરમાત્માનું ઉત્ એવું નામ છે." આ રીતે કહી એમ દર્શાવ્યું છે કે તે, સર્વ પાપથી રહિત છે. આ રીતે કહ્યા પછી એમ કહ્યું છે કે, આદિત્ય પુરુષનું જે નામ છે, તે જ અક્ષિ પુરુષનું નામ છે. એમ બેઉને વિશે ઐક્યતા દર્શાવી છે. હવે છાંદોગ્યમા કહ્યું છે કે, 'य आत्माऽपहत पाप्मा જે આત્મા પાપથી રહિત છે'ઇત્યાદિ શ્રુતિમાં પરમાત્માનું સર્વ પાપથી રહિતપણું દર્શાવ્યું છે. તેજ રીતે "सैव ऋक तत् साम, तदुक्थ तद्यजुस्तद्ब्रह्म અર્થ:-તે અક્ષિ પુરુષ ઋક્‌રૂપે, સામરૂપે, ઉકથરૂપે, યજુરૂપે તથા તે જ બ્રહ્મરૂપે છે." આ રીતે શ્રુતિ, અક્ષિ પુરુષ ઋક્, સામ વગેરેના આત્મારૂપે છે, એ રીતે કહે છે. માટે અક્ષિ પુરુષ સંસારી નથી, પણ પરમેશ્વર જ છે. પરમેશ્વર સર્વના કારણરૂપ હોવાથી સર્વના આત્મારૂપે છે તે, યોગ્ય છે. તેમ જ ઋક્ પૃથ્વીરૂપે છે, સામ અગ્નિરૂપે છે, એમ દેવના સંબંધમાં ઉદ્દેશ કર્યો છે. વળી ઋક્ વાક્‌રૂપે છે તથા પ્રાણ સામરૂપે છે, એમ આત્માના સંબંધમાં ઉપદેશ કર્યો છે. વળી અધિદૈવતરૂપે પરમાત્મા છે. જેમકે "तस्य ऋक् च साम च गेष्णौ(છાંદો.)અર્થ: ઋક્ તથા સામ પરમાત્માના પગના સાધારૂપે છે." આ સઘળું સર્વના આત્મારૂપ પરમાત્માને વિશે જ યોગ્ય છે. "तय इमे वीणाया गायन्त्येत न्येव ते गायन्ति तस्मात्ते धनमनय અર્થ:-જે ગાયકો વીણામાં ગાય છે તેમાં ઈશ્વરને ગાય છે તથા તેથી તે ધનથી યુક્ત થાય છે." આ રીતે લૌકિક ગાનમાં પણ પરમાત્માનુંજ ગાન થાય છે, એમ દર્શાવ્યું છે. આ કારણને લીધે સંસારી અર્થ ન લેતાં પરમાત્માનો અર્થ લઇએ, તોજ આ પ્રમાણે ઘટે. ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે, "यद्यद्विभूतिमत् सत्व श्रीमदूर्जितमेव वा। तत्तदेवावगच्छ त्व मम तेजोंशसभवम् અર્થ:-જે જે વિભૂતિવાળું, શ્રીવાળું, તથા બળવાળું સત્ય છે, તે સર્વ મારા તેજમાંથી ઉત્પન્ન થયેલ છે, એમ તું જાણ." આ રીતે પરમાત્માની પ્રભુતા લૌકિક કામનાથીપર છતાં શ્રુતિ પરમાત્માની નિરંકુશતા દર્શાવે છે. વળી હે શિષ્ય! તું કહે છે કે, પરમાત્મામાં જ્યોતિર્મય મૂછ આદિ વર્ણન યોગ્ય નથી, પણ પરમાત્માનું કામનાને લીધે ભક્તનાપર અનુગ્રહ કરવા માયામયરૂપ હોય છે. "माया ह्येषा मया सृष्टा यन्मा पश्यसि नारद। सर्वभूतगुणर्युक्त मैव मा ज्ञातुमर्हसि" અર્થ:-હે નારદ! મને કે જેને તું જૂવે છે, તેવડે આ માયા સરજાયલી છે. સર્વ ભૂતના ગુણથી યુક્ત મને જાણવા તું સમર્થ નથી." આ રીતનું સ્મૃતિનું વચન છે. વળી સર્વ પ્રકારના વિશેષથી રહિત પરમેશ્વરના રૂપનો પણ શાસ્ત્ર નીચે પ્રમાણે ઉપદેશ કરે છે. જેમકે "अशब्दमस्पर्शमरूपमव्ययम् અર્થ:-પરમાત્મા શબ્દ, સ્પર્શ, રૂપ તથા ક્ષયથી રહિત છે." પરમાત્મા સર્વના કારણરૂપ હોવાથી કેટલાક વિકારયુક્ત ધર્મવિશિષ્ટ પરમેશ્વરનો ઉપાસ્યના હેતુથી ઉપદેશ કરવામાં આવે છે. જેમકે

"सर्वकर्मा सर्वकामः सर्वगंध सर्वरस અર્થ—પરમાત્મા સર્વ કર્મવાળો, સર્વ કામનાવાળો, સર્વ ગંધવાળો તથા સર્વ રસરૂપે છે." આ જ પ્રમાણે પરમાત્માને જ્યોતિર્મય મૂર્છ આદિ છે, એમ ઉપદેશ કરાયલો છે. આ બાબતમાં કોઈ એમ શંકા ઉઠાવે કે, અધિષ્ઠાનનો નિર્દેશ કરેલ હોવાથી આ બાબત પરમાત્માના સંબંધમાં કહી નથી, તો તેના સંબંધમાં કહ્યું છે કે, ઉપાસનાને લઈ પોતાના મહિમાને વિશે રહેલ પરમાત્માનો આધારવાળો ઉપદેશ યોગ્ય છે. બ્રહ્મ સર્વ વ્યાપક હોવાથી આકાશની માફક તેની વ્યાપ્તિ સર્વ વસ્તુને વિશે છે. અધ્યાત્મ તથા અધિદેવતાના વિભાગવાળું ઐશ્વર્ય મર્યાદા સંબંધી જે કહ્યું છે, તે કેવળ ઉપાસનાને લઈને જ કહ્યું છે. માટે ચક્ષુ તથા આદિત્યને વિશે જે પુરુષ સંબંધી ઉપદેશ કરવામાં આવ્યો છે, તે પરમેશ્વરના સંબંધમાં જ છે. (૨૦)

## અધિકરણ ૭ મું—સૂત્ર ૨૧ મું.

## જીવ તથા ઇશ્વર શું ભિન્ન ?

भेदव्यपदेशाच्चान्यः ॥ २१ ॥

સૂત્રાર્થઃ—આદિત્યાભિમાની જીવથી ઇશ્વરનો ભેદ છે, એમ કહેવાથી જીવથી ઇશ્વર અન્ય છે, એમ સિદ્ધ થાય છે. (૨૧)

ટીકા—શિષ્ય—આદિત્યના શરીરના અભિમાની જીવોથી અન્ય ઇશ્વર અંતર્યામીરૂપે છે. બૃહદારણ્યકમાં કહ્યું છે કે, 'य आदित्ये तिष्ठन्नादित्यादन्तरो यमादित्यो न वेद यस्यादित्य. शरीर य आदित्यमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः (બૃહ. ૩-૭-૯) અર્થઃ—જેની આદિત્યમાં સ્થિતિ છે, જે આદિત્યથી પણ અભ્યંતર છે, જેને આદિત્ય પણ જાણતો નથી, જેનું શરીર આદિત્યરૂપે છે, જે અભ્યંતરમાં રહી આદિત્યને નિયમમાં રાખે છે, એ જ તારો આત્મા અંતર્યામી તથા અમૃતરૂપે છે." આ રીતે શ્રુતિમાં જીવ ઇશ્વરના ભેદનો ઉપદેશ કરેલ છે. આ સ્થળે "आदित्यादन्तरो यमादित्यो न वेद અર્થઃ—આદિત્યથી અભ્યંતર જેને આદિત્ય જાણતો નથી." આ શ્રુતિ જ્ઞાતારૂપ આદિત્યથી અંતર્યામી વિજ્ઞાનાત્મા ભિન્ન છે, એમ સ્પષ્ટ નિર્દેશ કરેલ છે.

ગુરુઃ—હે શિષ્ય ! શ્રુતિનો ઉપદેશ સર્વ સ્થળે એકજ રીતનો હોવાથી આદિત્યને વિશે જે પુરુષ છે, તે પરમાત્મારૂપે છે. માટે પરમેશ્વર સંબંધી જ અહીં ઉપદેશ કરાયેલ છે, એમ સિદ્ધ થાય છે. (૨૧)

## અધિકરણ ૮ મું—સૂત્ર ૨૨ મું.

## આકાશનું બ્રહ્મરૂપે નિરૂપણ.

आकाशस्तल्लिङ्गात् ॥ २२ ॥

સૂત્રાર્થ—આકાશ બ્રહ્મરૂપે છે, કારણ કે આકાશ બ્રહ્મના ચિહ્નરૂપે છે. (૨૨)

ટીકાઃ શિષ્ય -શ્રુતિમાં કહ્યું છે કે, अस्य लोकस्य का गतिरित्याकाश इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्त आकाशं प्रत्यस्त

पन्त्याकाशो ह्येवेभ्यो ज्यायानाकाश परायणम् (છાંદો.)શલાવતના પુત્ર શિલક બ્રાહ્મણે પ્રવાહણ રાજાને પૂછ્યું કે, આ લોકનો આધાર શું છે? પ્રવાહણે કહ્યુ; આકાશ આ લોકના આધારરૂપે છે. ખરેખર સર્વ ભૂતો આકાશમાથી ઉત્પન્ન થાય છે તથા તેનો અસ્ત આકાશમા છે કારણ કે આકાશ આ સર્વ લોકથી મોટું છે આકાશ જ સર્વ લોકના પરમ આશ્રયરૂપે છે." હે ભગવન્! મને સંશય એ થાય છે કે, આકાશ શબ્દવડે પરબ્રહ્મને લેવા કે પંચમહાભૂતમા જે આકાશ કહેવામા આવ્યુ છે, તે આકાશ લેવું? આ સંશય થવાનું કારણ એ કે, આકાશ શબ્દનો પ્રયોગ બેઉ સ્થળે જોવામાં આવે છે. વળી લૌકિક તથા વૈદિક પ્રયોગમા આકાશ શબ્દ પંચમહાભૂતના અર્થમાં પ્રસિદ્ધ છે આકાશ શબ્દનો અર્થ બ્રહ્મ કેટલેક સ્થળે જોવામા આવે છે જેમકે કેટલેક સ્થળે શ્રુતિ વચનના કારણને લીધે અથવા તો પરમાત્માના અસાધારણ ગુણો છે, તે દર્શાવવા, બ્રહ્મ શબ્દનો પ્રયોગ આકાશ વિશે થાય છે. જેમકે यदेश आकाश आनन्दो न स्यात् (તૈત્તિ.) જો આ આનંદ આકાશમાં ન હોય." "आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म(છાદો.) આકાશ નામ તથા રૂપને વ્યક્ત કરનાર છે. આ નામ તથા રૂપનો જેને વિશે સમાવેશ થાય છે, તે બ્રહ્મ છે." ત્યારે અહી સંશય એ થાય છે કે, આકાશ શબ્દવડે અહી શું ગ્રહણ કરવુ? મારૂં ધારવું તો અહી એવું છે કે, અહી આકાશ શબ્દવડે પંચમહાભૂતનું આકાશ વધારે બંધ બેસતું છે. તેનું કારણ એ છે કે, અતિશય પ્રસિદ્ધ પ્રયોગે કરી જલદી તે બુદ્ધિમાં પ્રવેશ કરે છે. વળી બેઉ અર્થમાં આકાશ શબ્દ સામાન્ય છે, એમ જાણવુ યોગ્ય નથી. કારણ કે તેમ થવાથી આકાશને અનેક અર્થપણાનો પ્રસંગ આવશે માટે આકાશ શબ્દનો ગૌણ અર્થ બ્રહ્મને વિશે લાગુ પડે છે.

ગુરુ–બ્રહ્મ વિભુત્વ વગેરે ઘણા ધર્મવડે આકાશતુલ્ય છે. જ્યારે મુખ્ય અર્થવડે કાર્ય સરતું હોય, તો પછી ગૌણ અર્થ શા માટે લેવો જોઇએ? આ સ્થળે મુખ્ય આકાશનો અર્થ જ સંભવે છે. જો પંચ મહાભૂતના આકાશનો પરિગ્રહ કરીએ તો "सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्ते અર્થ:–આ સર્વ ભૂતમાત્રની ઉત્પત્તિ આકાશમાથી થાય છે." શ્રુતિવચનનું આ એક અંગ બંધબેસતું આવતું નથી. આ દોષ નથી. કારણ કે ભૂતાકાશ પણ વાયુ આદિના ક્રમવડે કારણરૂપે છે. જેમકે "तस्माद्वा एतस्मादात्मन आकाश सम्भूत आकाशाद्वायुर्वायोरग्नि (તૈત્તિ.) આત્માથી આકાશની, આકાશથી વાયુની તથા વાયુથી અગ્નિની ઉત્પત્તિ થઈ છે." આરીતનું શ્રુતિથી જ્ઞાન થાય છે

શિષ્ય–બીજાં ભૂતો કરતાં ભૂતાકાશનું મોટાપણું તથા પરમ સ્થાનપણું યોગ્ય છે. માટે આકાશ શબ્દવડે ભૂતાકાશનું ગ્રહણ યોગ્ય છે.

ગુરુ–આ રીતની શંકાના માટે જ "आकाशस्तल्लिङ्गात् આકાશ' બ્રહ્મ

છે, તેના લિંગથી." આકાશ શબ્દવડે બ્રહ્મનું ગ્રહણ લીધું છે. કારણકે આકાશ બ્રહ્મના ચિહ્નરૂપે છે. આ ચિહ્ન પરબ્રહ્મનું છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે "सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्ते અર્થ:–આ સર્વ ભૂતમાત્રની આકાશમાંથી ઉત્પત્તિ થઈ છે." આ રીતે વેદાંતમાં મર્યાદા છે કે, પરબ્રહ્મમાંથી સર્વ ભૂતમાત્રની ઉત્પત્તિ થઇ છે.

શિષ્ય:–વાયુ આદિના ક્રમવડે ભૂતાકાશ કારણરૂપે છે, એમ શા માટે દર્શાવ્યું હશે?

ગુરુ.–હા એમ દર્શાવ્યું છે ખરું, પણ જો મૂળ કારણરૂપ બ્રહ્મને ગ્રહણ કરીએ નહિ તથા આકાશમાંથી ઉત્પત્તિ થઈ છે, એમ ગણીએ તો ભૂત શબ્દને સર્વ વિશેષણ યોગ્ય કહેવાઇ શકશે નહિ. તે જ રીતે आकाशं प्रत्यस्तं यन्ति (આકાશમાં સર્વ અસ્ત પામે છે) આ રીતનું બ્રહ્મનું ચિહ્ન તથા आकाशो ह्येवैभ्यो ज्यायानाकाशः परायणम् (આકાશ આ સર્વ કરતાં મોટું તથા પરમ સ્થાનરૂપે છે) આ રીતે વિશેષપણું તથા પરમસ્થાનપણું પણ યોગ્ય કહેવાઇ શકે નહિ અપેક્ષા રહિત મોટાપણું કેવળ પરમાત્મામાં જ રહેલું છે. કારણ શ્રુતિમાં કહ્યું છે કે, "ज्यायान्पृथिव्या ज्यायानन्तरिक्षाज्ज्यायान्दिवो ज्यायानेभ्यो लोकेभ्यः અર્થ:–પૃથ્વીથી વિશેષ મોટો, અંતરિક્ષથી વિશેષ મોટો, સ્વર્ગથી વિશેષ મોટો તથા આ લોકથી પણ વિશેષ મોટો આ હૃદયમાં આત્મા રહેલ છે." તેમજ પરમાત્મા પરમ કારણરૂપે હોવાથી પરમ સ્થાનપણું પણ પરમાત્મામાંજ યોગ્ય છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે "विज्ञानमानन्दं ब्रह्म रातिर्दातुः परायणम् અર્થ:–બ્રહ્મ વિજ્ઞાનરૂપ તથા આનંદરૂપ છે. તેમજ ધન આપનાર યજમાનના પરમસ્થાનરૂપે પણ છે" વળી છાંદોગ્યમાં શાલાવત્યનો પક્ષ જે અંતવાન હતો તેની નિંદા કરી, અનંતરૂપ બ્રહ્મનું કથન કરવા ઇચ્છનારા જૈવલિએ આકાશને ગ્રહણ કર્યું તથા તે આકાશનો ઉપસંહાર ઉદ્ગીથ નામના સામ વિશે કર્યો. જેમકે "स एषो परो वरीयानुद्गीथः स एषोऽनन्तः અર્થ:–આ આકાશ શ્રેષ્ઠ ઉદ્ગીથરૂપે છે તથા તે જ અનંતરૂપે છે." આ જે અનંતપણું કહ્યું છે, તે બ્રહ્મના ચિહ્નરૂપે છે. વળી તું જે કહે છે કે, પ્રસિદ્ધ રીતે ભૂતાકાશ સર્વ કરતાં પ્રથમ પ્રતીત થાય છે, તેના સંબંધમાં હું કહું છું કે, જો કે આકાશ સર્વ કરતાં પ્રથમ પ્રતીત થાય છે, છતાં શ્રુતિવચનના અંગમાં જે બ્રહ્મના ગુણો દર્શાવ્યા છે, તે જોતાં આકાશવડે ભૂતાકાશનું ગ્રહણ થઈ શકતું નથી. વળી બ્રહ્મમાં જ આકાશ શબ્દ દર્શાવ્યો છે જેમકે 'आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता અર્થ.–આકાશ જ નામ તથા રૂપને વ્યક્ત કરનાર છે." તેજ રીતે આકાશ પર્યાયવાચક અન્ય શબ્દોમાં પણ બ્રહ્મનો જ અર્થ લાગુ પડે છે. જેમકે "ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधि विश्वे निषेदुः (ઋ. સં.) सैषा भार्गवी वारुणी विद्या परमे व्योमन् प्रतिष्ठिता (તૈ.) ॐ खं ब्रह्म खं ब्रह्म (છાં.) खं पुराणम् (બૃ.) અર્થ–અક્ષર તથા પરમ આકાશરૂપ બ્રહ્મવિશે સર્વ વેદો રહેલા છે તથા

તેને વિશે સર્વ દેવોનો વાસ છે. ભૃગુએ વરુણને ઉપદેશેલી આ વિદ્યા બ્રહ્મ વિશે રહેલ છે. સુખ બ્રહ્મરૂપે છે, આકાશ બ્રહ્મરૂપે છે. આકાશ ચિરસ્થાયી છે." આ રીતે અનેક શ્રુતિવાક્યોમાં આકાશવડે બ્રહ્મને ગ્રહણ કર્યો છે. શ્રુતિવચનના આરંભમાં આવેલ આકાશ શબ્દ બ્રહ્મને જ લાગુ પડે છે, એમ શ્રુતિના બીજાં વચનોથી જાણી લેવું યોગ્ય છે. જેમકે अग्निरधीतेऽनुवाकम् (અગ્નિ અનુવાકનું અધ્યયન કરે છે) એમાં અગ્નિ શબ્દવડે જેમ માણવકનું ગ્રહણ થાય છે, તેમ અહીં આકાશ શબ્દવડે બ્રહ્મનું ગ્રહણ કરવું. (૨૨)

શિષ્યઃ-જ્યારે આકાશને બ્રહ્મરૂપે લો છો ત્યારે પ્રાણની બાબતમાં શું જાણવું ?

ગુરુઃ-પ્રાણ પણ બ્રહ્મરૂપે છે તથા તે બાબત ૨૩મા સૂત્રમાં વ્યાસ ભગવાને દર્શાવી છે. જેમકેઃ-

## અધિકરણ ૯ મું-સૂત્ર ૨૩ મું.

## પ્રાણનું બ્રહ્મરૂપે નિરૂપણ.

अत एव प्राण ॥ २३ ॥

સૂત્રાર્થઃ-આકાશ જ્યારે બ્રહ્મરૂપે છે ત્યારે પ્રાણ પણ બ્રહ્મરૂપે છે.

ટીકાઃ-શિષ્ય.—ઉદ્ગીથ પ્રકરણમાં प्रस्तोतर्या देवता प्रस्तावमन्वायत्ता ( છાંદો० ) ( હે પ્રસ્તોત ! જે દેવ પ્રસ્તાવ સાથે જોડાયેલ છે ) આ રીતે આરંભ કરવા પછી કહ્યું છે કે, " प्राण इति होवाच सर्वाणि ह्वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते सैषा देवता प्रस्तावमन्वायत्ता (છાંદો०) પ્રાણ એ પ્રસ્તાવ દેવરૂપે છે. કારણ કે, સર્વ ભૂતો પ્રાણમાં લય પામે છે. પ્રાણમાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. આ પ્રાણ દેવતા પ્રસ્તાવની સાથે જોડાયેલ છે " આ રીતની શ્રુતિ છે. પૂર્વના સૂત્રની માફક અહીં પણ સંશય તથા નિર્ણય જાણી લેવા. प्राणबन्धनं हि सोम्य मनः (છાંદો.) હે પ્રિય ! મન પ્રાણ અર્થાત્ બ્રહ્મથી બંધાયલું છે." વળી प्राणस्य प्राणम् (બૃહ०) (પ્રાણનો પ્રાણ) આ સર્વમાં પ્રાણ શબ્દ બ્રહ્મને લાગુ પડે છે. વળી વાયુ વિકારના અર્થમાં પ્રાણ શબ્દ લૌકિક રીતિએ તથા વેદવિશે પ્રસિદ્ધ છે. માટે અહીં પ્રાણ શબ્દવડે બ્રહ્મ લેવો કે વાયુવિકાર લેવો ? આ રીતે, હે ભગવન્ ! મને સંશય થાય છે. વળી વાયુના વિકારરૂપ પાંચ પ્રકારના પ્રાણનું ગ્રહણ કહેવામાં આવ્યું છે, તેમાં પ્રાણ શબ્દ વધારે પ્રસિદ્ધ છે, એમ અમે કહ્યું છે. પૂર્વની માફક આ સ્થળે પણ तल्लिङ्गात् એ શબ્દવડે બ્રહ્મનું ગ્રહણ યોગ્ય છે. અહીં પણ શ્રુતિવચનમાં ભૂતની ઉત્પત્તિ તથા લયરૂપ પરમેશ્વરના કર્મની પ્રતીતિ થાય છે.

ગુરુઃ-ના, તેમ નથી. મુખ્ય પ્રાણમાં પણ ભૂતની ઉત્પત્તિ તથા લય જોવામાં આવે છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, यदा वै पुरुषः स्वपिति प्राणं तर्हि वागप्येति प्राणं चक्षुः श्रोत्रं प्राणं मनः स यदा प्रबुध्यते प्राणादेवाधि पुनर्जायन्ते (શ. બ્રા.) જ્યારે પુરુષ ઉંઘે છે, ત્યારે વાણીનો લય પ્રાણમાં,

થાય છે, ચક્ષુનો, શ્રોત્રનો તથા મનનો લય પ્રાણમાં થાય છે. તેમજ જ્યારે જાગૃત થાય છે ત્યારે પ્રાણમાંથી આ સર્વે ઉત્પન્ન થાય છે, તેમજ આ તો પ્રત્યક્ષ છે કે સ્વપ્નાવસ્થામા જ્યારે પ્રાણની વૃત્તિઓ લોપ પામતી નથી, ત્યારે ઇન્દ્રિયોની વૃત્તિઓ લોપ પામે છે તથા જાગ્રતાવસ્થામાં તેનો પ્રાદુર્ભાવ થાય છે” આ રીતે ઇન્દ્રિયના સારરૂપે હોવાથી ભૂતની ઉત્પત્તિ તથા ભૂતોનાં લયને સૂચવનારું શ્રુતિવચન, મુખ્ય પ્રાણમા પણ લાગુ પડે છે.

શિષ્ય-પ્રસ્તાવ દેવતારૂપ પ્રાણની પછી આદિત્ય તથા અન્નનો ઉદ્ગીથ તથા પ્રતિહારરૂપે નિર્દેશ કરવામા આવ્યો છે. આ આદિત્ય તથા અન્નમાં બ્રહ્મપણું નથી. પ્રાણ તેના સરખો હોવાથી પ્રાણનું પણ બ્રહ્મપણું નથી. આ રીતની મોટી શંકા છે.

“ગુરુ-આ તારી જે શંકા છે તે, યુક્ત છે. આ શંકાને ટાળવા માટે જ સૂત્રકારે આ ૨૩ મા સૂત્રની યોજના કરી છે જેમકે अत एव प्राण અહીં तल्लिङ्गात् આ શબ્દ જે પૂર્વ સૂત્રમાં કહ્યો છે તે અધ્યાહારરૂપે લેવો બ્રહ્મના ચિહ્નરૂપ પ્રાણ શબ્દ હોવાથી પ્રાણ શબ્દ પણ પરબ્રહ્મને લાગુ પડે છે પ્રાણનો પરબ્રહ્મ સાથે સંબંધ છે, આ રીતની નીચે પ્રમાણે શ્રુતિ છે:-सर्वाणि ह्वा इमानि भूतानि प्राणमेवाभि संविशन्ति प्राणमभ्युज्जिहते ( છાંદો૦) આ સર્વ ભૂતો પ્રાણમાં લય પામે છે તથા પ્રાણમાંથી તેઓનો ઉદ્ભવ થાય છે, આ રીતે સર્વ ભૂતોનો ઉત્પત્તિ તથા લય પ્રાણના હેતુરૂપ છે, માટે પ્રાણને બ્રહ્મપણું પ્રાપ્ત થાય છે કહ્યું છે કે, અહીં મુખ્ય પ્રાણમાં લય પામે છે, એમ અર્થ લઇએ, તોપણ ઉત્પત્તિ તથા લય જે જોવામાં આવે છે તેમા વિરોધ આવશે નહિ આ સ્થળે કહ્યું છે કે, સ્વપ્નાવસ્થામાં તથા જાગ્રતાવસ્થામાં કેવળ ઇન્દ્રિયોનો જ લય તથા ઉત્પત્તિ પ્રાણના આશ્રયવિશે જોવામાં આવે છે. પણ સર્વ પ્રાણી માત્રનો નહિ. અહીં सर्वाणि ह्वा इमानि भूतानि जायन्ते આ શ્રુતિવડે ઇન્દ્રિયો તથા શરીરવાળા જીવવિશિષ્ટ ભૂતોનો ઉત્પત્તિ તથા લય કહ્યો છે. જો કે ભૂત શ્રુતિ પંચ મહાભૂતોના વિષયરૂપે ગ્રહણ કરવામાં આવે છે, છતાં બ્રહ્મ લિંગત્વ, જે વિશેષણ આપ્યું છે, તેમા વિરોધ આવતો નથી. વિષય સહિત ઇન્દ્રિયોનો સ્વપ્ન તથા જાગ્રતાવસ્થામા પ્રાણને વિશે લય તથા પ્રાણમાંથી ઉદ્ભવ શ્રુતિમાં કહ્યા છે જેમકે “यदा सुप्त. स्वप्नं न कचन पश्यत्यथास्मिन्प्राण एवैकधा भवति तदैनं वाक् सर्वैर्नामभिः सहाप्येति (કૌષી૦) જ્યારે મનુષ્ય સુષુપ્તિ અવસ્થાને પામે છે ત્યારે કાંઇપણ સ્વપ્નને જોતો નથી તે પ્રાણને વિશે એકરૂપે થાય છે. પ્રાણમાં નામ સાથે વાણીનો લય થાય છે.” આ સ્થળે પણ બ્રહ્મના સૂચતથી પ્રાણ શબ્દવડે બ્રહ્મને જ ગ્રહણ કરવો. આદિત્યના સમીપપણાવડે પ્રાણ બ્રહ્મવાચક નથી, એમ નથી. કારણકે શ્રુતિના વચનવડે પ્રાણ શબ્દ બ્રહ્મને લાગુ પડે છે, એમ પ્રતીત થતું હોવાથી સંનિધિ

શબ્દ પ્રયોજન વિનાનો છે. પ્રાણ શબ્દવડે પાંચ પ્રકારના વાયુઓ છે, તે અર્થ વધારે પ્રસિદ્ધ છે. પણ તેનું નિરાકરણ આગળના સૂત્રમાં જેમ આકાશનું કર્યું છે, તેમ અહીં પણ જાણી લેવું. માટે પ્રસ્તાવ દેવરૂપ પ્રાણનું બ્રહ્મપણું યોગ્ય છે. આ સ્થળે કેટલાક ઉદાહરણ આપે છે કે, "प्राणस्य प्राण, प्राणबधन हि सोम्य मन. પ્રાણના પ્રાણરૂપે છે, હે સોમ્ય! મન પ્રાણના બંધનરૂપે છે." પણ તે અયોગ્ય છે. કારણકે શબ્દનો ભેદ છે, તથા પ્રકરણને લીધે સંશયની પ્રાપ્તિ થાય છે. જેવી રીતે પિતાનો પિતા આ પ્રયોગમાં પછી વિભક્તિમાં દર્શાવેલ પિતા તેમજ પ્રથમ વિભક્તિમાં દર્શાવેલ પિતા બેઉ ભિન્ન છે. તે જ પ્રમાણે પ્રાણના પ્રાણરૂપે કહેવામાં શબ્દભેદથી એમ નિશ્ચય થાય છે કે, પ્રાણનો પ્રાણ ભિન્ન છે. છઠ્ઠીથી દર્શાવેલ પદાર્થનો પ્રથમાવાળો પદાર્થ ભેદયુક્ત થતો નથી. જેના પ્રકરણમાં જેનો નિર્દેશ થાય છે, તે પ્રકરણમાં તે અન્ય નામવડે દર્શાવવામાં આવે છે. જેવી રીતે वसन्ते वसन्ते ज्योतिषा यजेत ( દરેક વસંતમાં જ્યોતિષ્ટોમવડે યજ્ઞ કરવો). અહીં જ્યોતિષ શબ્દથી જ્યોતિષ્ટોમ યજ્ઞ લેવો પડે છે. તેમ પરબ્રહ્મની વાત ચાલતી હોય તે પ્રકરણમાં प्राणबंधन मनः એમાં પ્રાણવડે બ્રહ્મ શબ્દને જ લેવો જોઇએ. પણ પ્રાણવડે વાયુવિકારને ગ્રહણ કરવો નહિ. આ રીતે સંશયનો વિષય નહિ હોવાથી આ ઉદાહરણ યોગ્ય નથી. પ્રસ્તાવ દેવતામાં પ્રાણમાં સંશય, પૂર્વપક્ષ તથા નિર્ણયનો વિસ્તાર દર્શાવ્યો છે. (૨૩)

## અધિકરણ ૧૦ મું-સૂત્ર ૨૪ મું.

### જ્યોતિનું બ્રહ્મરૂપે નિરૂપણ.

ज्योतिश्चरणाभिधानात् ॥ २४ ॥

સૂત્રાર્થઃ-જ્યોતિ બ્રહ્મરૂપે છે. કારણ કે ચતુર્થ પાદ જ્યોતિને બ્રહ્મરૂપે કહેવામાં આવ્યું છે. (૨૪)

ટીકાઃ-શિષ્યઃ-શ્રુતિમાં કહ્યું છે કે, "अथ यदतः परो दिवो ज्योतिर्दीप्यते विश्वत पृष्ठेपुसर्वत : पृष्ठेष्वनुत्तमेषूत्तमेषु लोकेष्विद याव तद्यादिदमस्मिनन्त : पुरुषे ज्योति અર્થઃ- સ્વર્ગથી પણ પર જે જ્યોતિ પ્રકાશે છે, જે વિશ્વથી ઉપરના ભાગમાં, સર્વથી ઉપરના ભાગમાં, જે અનૂત્તમોમાં અર્થાત્ સત્ય લોકાદિ ઉત્તમ લોકમા પ્રકાશે છે, જે પરમ જ્યોતિરૂપ છે, જે પુરુષની અંતર્જ્યોતિરૂપે છે." આ શ્રુતિના સંબંધમાં મને સંશય એ થાય છે કે, શું અહીં જ્યોતિ શબ્દવડે આદિત્યાદિ જ્યોતિ લેવું કે પરમાત્મારૂપ જ્યોતિ લેવું ? જો કે બીજા અર્થમાં શબ્દ વપરાયેલ હોય, છતાં તે શબ્દો બ્રહ્મના સૂચક હોવાથી બ્રહ્મને લાગુ પડે છે. હવે આ સ્થળે તે શબ્દો બ્રહ્મસૂચક છે કે નહિ, તે જોવાનું છે. પ્રથમ જ્યોતિ શબ્દવડે આદિત્યાદિ જ્યોતિ લઇએ. કારણ કે આ બાબત પ્રસિદ્ધ છે કે, તમ તથા જ્યોતિ, આ બેઉ શબ્દો એક બીજાથી વિરુદ્ધ વિષયના સૂચવનારા છે. ચક્ષુ ઇન્દ્રિયને અટકાવનાર રાત્રિ આદિનું અંધકાર તમરૂપે કહેવાય છે તથા ચક્ષુ વિષયને મદદ

કરનાર જે જ્યોતિ, તે આદિત્યાદિરૂપે કહેવાય છે. તેમ જ દીપ્યતે એ શ્રુતિ પણ આદિત્યાદિના વિષયરૂપે છે. પણ રૂપાદિના વિષયથી રહિત બ્રહ્મને દીપ્યતે શ્રુતિ લાગુ પડતી નથી. વળી આ જ્યોતિની સ્વર્ગ મર્યાદારૂપ છે, માટે તે આદિત્યને જ લાગુ પડે છે. કારણ કે સ્થાવર તથા જંગમરૂપ તેમ જ સર્વાત્મરૂપ બ્રહ્મને સ્વર્ગ મર્યાદારૂપે હોય નહિ. કાર્યરૂપ અર્થાત્ જે પરિચ્છિન્ન હોય, તેવા જ્યોતિને સ્વર્ગ મર્યાદારૂપે હોય. બ્રાહ્મણ ભાગમાં કહ્યું છે કે, સ્વર્ગનું જ્યોતિ શ્રેષ્ઠ છે. ખરેખર કાર્યરૂપ જ્યોતિ પણ સર્વ સ્થળે હોવાથી તેની સ્વર્ગ મર્યાદા છે, એમ કહેવું યોગ્ય નથી. વળી એમ ધારો કે, પ્રથમ ઉત્પન્ન થયેલ તથા ત્રણ વિભાગને નહિ પામેલ જે તેજ, તે બ્રહ્મરૂપે છે.

ગુરુઃ—આ જ્યોતિ પણ બ્રહ્મરૂપે નથી. કારણ કે ત્રણ વિભાગને નહિ પામેલ તેજના સંબંધમાં કોઈ પણ પ્રયોજન સમાયલું હોતું નથી.

શિષ્યઃ—આ તેજ ઉપાસ્યરૂપે છે, એ હેતુ સમાયલો છે.

ગુરુઃ—ના, તેમ નથી. અન્ય હેતુવડે યોજાયેલ આદિત્યાદિ જ ઉપાસ્યરૂપે છે, એમ કહ્યું છે. વળી છાંદોગ્યમાં કહ્યું છે કે "तासां त्रिवृतं त्रिवृतमेकैकां करवाणि અર્થઃ—આ માંહેલા એકેકને ત્રણ ત્રણરૂપે હું કરીશ." એટલું જ શ્રુતિ દર્શાવે છે, પણ તેથી વિશેષ કાંઈ સૂચન કરતી નથી. તેજ પ્રમાણે અવિભક્ત તેજ દ્યુલોકની મર્યાદારૂપ છે, એમ કશે સૂચવ્યું નથી. માટે ત્રણ વિભાગવાળું તેજ જ્યોતિ શબ્દવડે લેવું. પણ પૂર્વે એમ કહ્યું છે કે, દ્યુ લોકથી નીચેના ભાગમાં પણ અગ્નિ આદિ જ્યોતિ છે.

ગુરુઃ—આ દોષ અહીં લાગુ પડશે નહિ. કારણ કે જ્યોતિની ગતિ સર્વત્ર છે. માટે દ્યુ લોકથી પર એમ ઉપાયનાને માટે સ્થળનું સૂચન કર્યું હોય તો તે ખોટું નથી.

શિષ્યઃ—બ્રહ્મ તો સ્થળપરિચ્છેદથી રહિત છે, માટે તેના સંબંધમાં પ્રદેશની કલ્પના કરવી, એ યોગ્ય નથી. વળી सर्वतः पृष्ठेष्वनुत्तमेषूत्तमेषु लोकेषु ( સર્વ ભૂઃ રાદિ લોકથી અનૂત્તમ એવા લોકમાં જ્યોતિ છે). એમ પુષ્કળ અધિષ્ઠાનને દર્શાવનારી શ્રુતિ કાર્યરૂપ જ્યોતિના સંબંધમાં વધારે બંધ બેસતી છે. 'इदं वाव तद्यदिदमस्मिन्नन्तः पुरुषे ज्योतिः અર્થઃ—અંતઃ પુરુષને વિષે જે જ્યોતિ છે, તે આ છે" એમ કુક્ષિમાં રહેલ જ્યોતિ શ્રેષ્ઠ જ્યોતિ છે, એ રીતનો આરોપ કરવામાં આવ્યો છે. વળી આરોપ હમેશાં સાદૃશ્યવાળી વસ્તુના સંબંધમાં જ હોય છે. જેમકે "तस्य भूरिति शिर एकं शिर एकमेतदक्षरम् અર્થઃ—આ પુરુષનું મસ્તક પૃથ્વીરૂપ છે. કારણ કે મસ્તક એક છે તથા અક્ષર પણ એક છે." વળી કુક્ષિમાં રહેલ જ્યોતિ બ્રહ્મરૂપ નથી. કારણ કે " तस्यैषा दृष्टिः तस्यैषा श्रुतिः અર્થઃ—આ તેના ચક્ષુરૂપ તથા શ્ર:

તેના શ્રવણરૂપ છે.” આ રીતે ઉષ્ણ અર્થાત્ સ્પર્શ તથા ઘોષ અર્થાત્ શબ્દનો વિષય થવાથી તે જ્યોતિ બ્રહ્મરૂપે નથી. વળી છાંદોગ્યમાં કહ્યું છે કે, “तदेतद्दृष्ट च श्रुत चेत्युपासीत् આ ચક્ષુ તથા શ્રોત્રની ઉપાસના કરવી જોઇએ ” તથા તેના ફળમાં કહ્યું છે કે “चक्षुष्यः श्रुतो भवति य एव वेद અર્થઃ–જે આ રીતે જાણે છે તે દર્શનીય તથા ઘણું શ્રવણ કરનારો થાય છે.” એમ અલ્પ ફળ દર્શાવ્યું છે. માટે જ્યોતિ બ્રહ્મરૂપે નથી. વળી બ્રહ્મની ઉપાસનાનું ફળ મહાન્ હોય છે. બીજું જેમ આકાશ તથા પ્રાણના સંબંધમાં બ્રહ્મનું સૂચન કર્યું છે, તેમ જ્યોતિના સંબંધમાં બ્રહ્મસૂચન કર્યું નથી. તેમ જ તેની પૂર્વના વાક્યમાં પણ બ્રહ્મનો નિર્દેશ કરાયલો નથી. પણ “गायत्री इद सर्व भूत અર્થઃ–ગાયત્રી આ સર્વ પ્રાણી માત્રરૂપે છે.” એ રીતે છંદનું સૂચન કર્યું છે. વળી સહેજ સાજ પણ બ્રહ્મનુ સૂચન પૂર્વના વાક્યમાં અન્ય સ્થળે હોય છે, તેમ અહીં નથી. પણ ‘ त्रिपाद स्यामृत दिवि અર્થઃ–સ્વર્ગમાં એના ત્રણ પાદો અમૃતરૂપે છે.’ એમ અધિષ્ઠાનનું સૂચન કરવામાં આવ્યું છે. તેમ જ મર્યાદાનુ સૂચન કર્યું છે. જેમકે “परो दिवो ज्योति અથઃ–જ્યોતિ સ્વર્ગથી પર છે.” માટે અહીં જે જ્યોતિનું સૂચન કર્યું છે, તે સામાન્ય જ્યોતિનું, પણ વિશેષ જ્યોતિનું નહિ.

ગુરુ–તેમ નથી. અહીં જ્યોતિ શબ્દવડે બ્રહ્મને ગ્રહણ કરવું. કારણ કે ચોથા ચરણમાં અર્થાત્ પાદમાં બ્રહ્મનું સૂચન કર્યું છે. પૂર્વના વાક્યમાં બ્રહ્મ ચોથા પાદરૂપ છે, એમ કહ્યું છે. જેમકે “तावानस्य महिमा ततो ज्यायाश्च पूरुष. । पादोऽस्य सर्वाभूतानि त्रिपादस्यामृतं दिवि અર્થઃ–તેઓ (ભૂત માત્રો) ગાયત્રીના મહિમારૂપે છે. વિકારવાન્ પુરુષ કરતાં અવિકારવાન્ પુરુષ શ્રેષ્ઠ છે. તેમનો પ્રથમ પાદ સર્વ ભૂત માત્ર છે. ત્રણ પાદવાળું અમૃત સ્વાત્મ પ્રકાશમાં સ્થિતિ કરી રહેલ છે.” આ મંત્રથી ચોથો પાદ બ્રહ્મરૂપે છે, એમ સૂચવ્યું છે. તેમાં બ્રહ્મને કે જે ચાર પાદવાળા છે, તેના ત્રણ પાદો અમૃતરૂપે છે તથા તેનો નિર્દેશ સ્વર્ગના સંબંધમાં કરવામાં આવ્યો છે. તે જ રીતે અહીં પણ સ્વર્ગના સંબંધનો નિર્દેશ છે. આ રીતે જો કે કહેવામાં આવ્યું છે, છતાં તેનો ત્યાગ કરી સામાન્ય જ્યોતિની કલ્પના કરવાથી સામાન્યનો ત્યાગ કરવો તથા વિશેષને ગ્રહણ કરવાવાળો દોષ લાગુ પડશે. કેવળ અહીં જ્યોતિ સંબંધી વચનમાં જ બ્રહ્મનું સૂચન નથી, પણ શ્રેષ્ઠ એવી શાંડિલ્ય વિદ્યામાં પણ જ્યોતિવડે બ્રહ્મનો નિર્દેશ કરવામાં આવ્યો છે. માટે અહીં જ્યોતિ શબ્દવડે બ્રહ્મને જ લેવો.

શિષ્યઃ–હે ભગવન્ ! એમ કહ્યું છે કે, “ज्योतिर्दीप्यते અર્થઃ–જ્યોતિ પ્રકાશે છે.” જ્યોતિ તથા પ્રકાશ, આ બે શબ્દોથી કાર્યરૂપ જ્યોતિનું જ ગ્રહણ થઇ શકે છે તેનું કેમ ?

ગુરુઃ–આ દોષ લાગુ પડતો નથી. કારણ કે ક્રમે કરી બ્રહ્મનું જ્ઞાન થવા પછી આ બે જ્યોતિ તથા પ્રકાશ શબ્દનું વિશેષ પ્રયોજન નથી. પ્રકાશમાન કાર્યરૂપ જ્યોતિવડે બ્રહ્મ ઉપલક્ષિત થયા પછી પણ પ્રયોગનો સંભવ છે "येन सूर्यस्तपति तेजसेद्धः અર્થઃ–જે તેજવડે પ્રકાશને પામેલ સૂર્ય તપે છે." આ રીતે મંત્ર વર્ણમા કહ્યું છે. કેવળ આ જ્યોતિ શબ્દ નેત્રવ્યાપારને મદદ કરનાર તેજના અર્થમાં નથી, પણ અન્ય સ્થળે પણ આ રીતનો પ્રયોગ જોવામાં આવે છે. જેમકે "वाचैवाय ज्योतिषास्ते, मनोज्योतिर्जुषताम् અર્થઃ–તે વાણીરૂપ જ્યોતિવડે બેસે છે. મનરૂપી જ્યોતિનું સેવન કરો." આથી જે જે વસ્તુનું પ્રકાશકપણું હોય છે, તેનું તેનું જ્યોતિ શબ્દવડે અભિધાન થાય છે. આ રીતે હોવાથી ચૈતન્યરૂપ બ્રહ્મ સર્વ જગતને પ્રકાશ કરવાના હેતુરૂપ હોવાથી, જ્યોતિ શબ્દ લાગુ પડે છે. "तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति (કઠ૦) तद्देवा ज्योतिषां ज्योतिरायुर्होपासतेऽमृतम् (બૃહ.) તે પ્રકાશે છે, એટલે સર્વ પ્રકાશે છે. તેના પ્રકાશથી સર્વનો પ્રકાશ થાય છે. તેની દેવો જ્યોતિના જ્યોતિરૂપે, આયુરૂપે તથા અમૃતરૂપે ઉપાસના કરે છે" આ શ્રુતિઓથી બ્રહ્મને જ્યોતિરૂપે કહ્યો છે. વળી હે શિષ્ય! તું કહે છે કે, સર્વત્રગત બ્રહ્મને દ્યુમર્યાદા યોગ્ય નથી, તો તેના સંબંધી સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છેઃ–જો કે બ્રહ્મ સર્વત્ર ગતિમાન્ છે, છતાં ઉપાસનાને લઈ પ્રદેશવિશેષનું ગ્રહણ કરવું અયુક્ત નથી. પ્રદેશપરિચ્છેદથી રહિત બ્રહ્મના સંબંધમાં પ્રદેશ વિશેષની કલ્પના યોગ્ય નથી, એમ જે કહ્યું છે, તેના સંબંધમાં જોઇએ તો કોઈ પણ પ્રકારનો દોષ નથી. પ્રદેશવિશેષની કલ્પના ઉપાધિના સંબંધને લીધે છે. તે જ રીતે આદિત્ય, ચક્ષુ તથા હૃદય આદિ પ્રદેશ સંબંધવાળી બ્રહ્મની ઉપાસનાઓના સંબંધમાં કહેલું છે. विश्वतः पृष्ठेषु (વિશ્વથી ઉપર) આ શ્રુતિથી આધારની અધિકતા દર્શાવી છે. વળી તેજ તથા શબ્દથી મર્યાદિત ઉદરમાં રહેલ કાર્ય જ્યોતિમાં આરોપ હોવાથી સ્વર્ગથી પર જે જ્યોતિ છે, તે પણ કાર્ય જ્યોતિરૂપ છે, એમ જે કહેલ છે, તે અયુક્ત છે. પરબ્રહ્મના નામાદિ વિકારની માફક ઉદરસ્થ જ્યોતિનો વિકાર છે. "दृष्ट च श्रुत च इत्युपासीत આત્મા દૃષ્ટ તથા શ્રુતરૂપે છે, એમ તેની ઉપાસના કરવી." આ રીતે વિકારરૂપે બ્રહ્મમાં દૃષ્ટપણું તથા શ્રુતપણું થશે. આ રીતે વિકારવાન્ બ્રહ્મમાં ફળનું અલ્પપણું હોવાથી બ્રહ્મરૂપતા નથી, એમ કહેવું યોગ્ય નથી. આટલા રૂપને લીધે બ્રહ્મ અધિષ્ઠાનરૂપે છે, તથા આટલા અલ્પ રૂપને લીધે બ્રહ્મ અધિષ્ઠાનરૂપે નથી, એમ નિયમ હોતો નથી. સર્વ પ્રકારના સંબંધથી રહિત પરબ્રહ્મનો આત્મારૂપે ઉપદેશ કરવામાં આવે છે તથા તેમાં એકસ્વરૂપ કરનારું જે રૂપ, તે મોક્ષ કહેવાય છે. જ્યાં ગુણવાળા અથવા વિકાર યુક્ત બ્રહ્મનો ઉપદેશ કર-

તેના શ્રવણરૂપ છે." આ રીતે ઉષ્ણ અર્થાત્ સ્પર્શ તથા ઘોષ અર્થાત્ શબ્દનો વિષય થવાથી તે જ્યોતિ બ્રહ્મરૂપે નથી. વળી છાંદોગ્યમાં કહ્યું છે કે, "तदेतद्दृष्टं च श्रुत चेत्युपासीत् આ ચક્ષુ તથા શ્રોત્રની ઉપાસના કરવી જોઇએ " તથા તેના ફળમાં કહ્યું છે કે "चक्षुष्य श्रुतो भवति य एवं वेद અર્થ.-જે આ રીતે જાણે છે તે દર્શનીય તથા ઘણું શ્રવણ કરનારો થાય છે." એમ અલ્પ ફળ દર્શાવ્યું છે. માટે જ્યોતિ બ્રહ્મરૂપે નથી. વળી બ્રહ્મની ઉપાસનાનું ફળ મહાન્ હોય છે. બીજું જેમ આકાશ તથા પ્રાણના સંબંધમાં બ્રહ્મનું સૂચન કર્યું છે, તેમ જ્યોતિના સંબંધમાં બ્રહ્મસૂચન કર્યું નથી. તેમ જ તેની પૂર્વના વાક્યમાં પણ બ્રહ્મનો નિર્દેશ કરાયલો નથી. પણ "गायत्री इदं सर्वं भूतं અર્થ:-ગાયત્રી આ સર્વ પ્રાણી માત્રરૂપે છે." એ રીતે છંદનું સૂચન કર્યું છે. વળી સહેજ સાજ પણ બ્રહ્મનુ સૂચન પૂર્વના વાક્યમાં અન્ય સ્થળે હોય છે, તેમ અહી નથી. પણ ' त्रिपाद स्यामृतं दिवि અર્થ:-સ્વર્ગમાં એના ત્રણ પાદો અમૃતરૂપે છે.' એમ અધિષ્ઠાનનું સૂચન કરવામાં આવ્યું છે. તેમ જ મર્યાદાનુ સૂચન કર્યું છે. જેમકે "परो दिवो ज्योति અથ:-જ્યોતિ સ્વર્ગથી પર છે." માટે અહી જે જ્યોતિનું સૂચન કર્યું છે, તે સામાન્ય જ્યોતિનું, પણ વિશેષ જ્યોતિનું નહિ

ગુરુ-તેમ નથી અહી જ્યોતિ શબ્દવડે બ્રહ્મને ગ્રહણ કરવું. કારણ કે ચોથા ચરણમાં અર્થાત્ પાદમાં બ્રહ્મનું સૂચન કર્યું છે. પૂર્વના વાક્યમાં બ્રહ્મ ચોથા પાદરૂપ છે, એમ કહ્યું છે. જેમકે "तावानस्य महिमा ततो ज्यायांश्च पूरुष.। पादोऽस्य सर्वाभूतानि त्रिपादस्यामृतं दिवि અર્થ:-તેઓ (ભૂત માત્રો) ગાયત્રીના મહિમારૂપે છે. વિકારવાન્ પુરુષ કરતાં અવિકારવાન્ પુરુષ શ્રેષ્ઠ છે. તેમનો પ્રથમ પાદ સર્વ ભૂત માત્ર છે. ત્રણ પાદવાળું અમૃત સ્વાત્મ પ્રકાશમાં સ્થિતિ કરી રહેલ છે" આ મંત્રથી ચોથો પાદ બ્રહ્મરૂપે છે, એમ સૂચવ્યું છે. તેમા બ્રહ્મને કે જે ચાર પાદવાળા છે, તેના ત્રણ પાદો અમૃતરૂપે છે તથા તેનો નિર્દેશ સ્વર્ગના સંબંધમાં કરવામાં આવ્યો છે. તે જ રીતે અહી પણ સ્વર્ગના સંબંધનો નિર્દેશ છે. આ રીતે જો કે કહેવામાં આવ્યું છે, છતાં તેનો ત્યાગ કરી સામાન્ય જ્યોતિની કલ્પના કરવાથી સામાન્યનો ત્યાગ કરવો તથા વિશેષને ગ્રહણ કરવાવાળો દોષ લાગુ પડશે. કેવળ અહી જ્યોતિ સંબંધી વચનમાં જ બ્રહ્મનું સૂચન નથી, પણ શ્રેષ્ઠ એવી શાંડિલ્ય વિદ્યામાં પણ જ્યોતિવડે બ્રહ્મનો નિર્દેશ કરવામાં આવ્યો છે. માટે અહી જ્યોતિ શબ્દવડે બ્રહ્મને જ લેવો..

શિષ્ય-હે ભગવન્ ! એમ કહ્યું છે કે, "ज्योतिर्दीप्यते અર્થ:-જ્યોતિ પ્રકાશે છે." જ્યોતિ તથા પ્રકાશ, આ બે શબ્દોથી કાર્યરૂપ જ્યોતિનુંજ ગ્રહણ થઇ શકે છે તેનું કેમ ?

ગુરુઃ—આ દોષ લાગુ પડતો નથી. કારણ કે ક્રમે કરી બ્રહ્મનું જ્ઞાન થવા પછી આ બે જ્યોતિ તથા પ્રકાશ શબ્દનું વિશેષ પ્રયોજન નથી. પ્રકાશમાન કાર્યરૂપ જ્યોતિવડે બ્રહ્મ ઉપલક્ષિત થયા પછી પણ પ્રયોગનો સંભવ છે "येन सूर्य स्तपति तेजसेद्धः અર્થઃ—જે તેજવડે પ્રકાશને પામેલ સૂર્ય તપે છે." આ રીતે મંત્ર વર્ણમાં કહ્યું છે. કેવળ આ જ્યોતિ શબ્દ નેત્રવ્યાપારને મદદ કરનાર તેજના અર્થમાં નથી, પણ અન્ય સ્થળે પણ આ રીતનો પ્રયોગ જોવામાં આવે છે. જેમકે "वाचैवाय ज्योतिषास्ते, मनोज्योतिर्जुषताम् અર્થઃ—તે વાણીરૂપ જ્યોતિવડે બેસે છે. મનરૂપી જ્યોતિનું સેવન કરો." આથી જે જે વસ્તુનું પ્રકાશકપણું હોય છે, તેનું તેનું જ્યોતિ શબ્દવડે અભિધાન થાય છે. આ રીતે હોવાથી ચૈતન્યરૂપ બ્રહ્મ સર્વ જગતને પ્રકાશ કરવાના હેતુરૂપ હોવાથી, જ્યોતિ શબ્દ લાગુ પડે છે. "तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति (કઠ૦) तद्देवा ज्योतिषा ज्योतिरायुर्होपासतेऽमृतम् (બૃહ.) તે પ્રકાશે છે, એટલે સર્વ પ્રકાશે છે. તેના પ્રકાશથી સર્વનો પ્રકાશ થાય છે. તેની દેવો જ્યોતિના જ્યોતિરૂપે, આયુરૂપે તથા અમૃતરૂપે ઉપાસના કરે છે" આ શ્રુતિઓથી બ્રહ્મને જ્યોતિરૂપે કહ્યો છે. વળી હે શિષ્ય! તું કહે છે કે, સર્વત્રગત બ્રહ્મને વિષે દ્યુમર્યાદા યોગ્ય નથી, તો તેના સંબંધી સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છેઃ—જોકે આત્મા સર્વત્ર ગતિમાન્ છે, છતાં ઉપાસનાને લઈ પ્રદેશવિશેષનું ગ્રહણ કરવું અયુક્ત નથી. પ્રદેશપરિચ્છેદથી રહિત બ્રહ્મના સંબંધમાં પ્રદેશ વિશેષની કલ્પના યોગ્ય નથી, એમ જે કહ્યું છે, તેના સંબંધમાં જોઈએ તો કોઈ પણ પ્રકારનો દોષ નથી. પ્રદેશવિશેષની કલ્પના ઉપાધિના સંબંધને લીધે છે. તે જ રીતે આદિત્ય, ચક્ષુ તથા હૃદય આદિ પ્રદેશ સંબંધવાળી બ્રહ્મની ઉપાસનાઓના સંબંધમાં કહેલું છે. विश्वतः पृष्ठेषु (વિશ્વથી ઉપર) આ શ્રુતિથી આધારની અધિકતા દર્શાવી છે. વળી તેજ તથા શબ્દથી મર્યાદિત ઉદરમાં રહેલ કાર્ય જ્યોતિમાં આરોપ હોવાથી સ્વર્ગથી પર જે જ્યોતિ છે, તે પણ કાર્ય જ્યોતિરૂપ છે, એમ જે કહેલ છે, તે અયુક્ત છે. પરબ્રહ્મના નામાદિ વિકારની માફક ઉદરસ્થ જ્યોતિનો વિકાર છે. "दृष्ट च श्रुत च इत्युपासीत આત્મા દૃષ્ટ તથા શ્રુતરૂપે છે, એમ તેની ઉપાસના કરવી." આ રીતે વિકારરૂપે બ્રહ્મમાં દૃષ્ટપણું તથા શ્રુતપણું થશે. આ રીતે વિકારવાન્ બ્રહ્મમાં ફળનું અલ્પપણું હોવાથી બ્રહ્મરૂપતા નથી, એમ કહેવું યોગ્ય નથી. આટલા રૂપને લીધે બ્રહ્મ અધિષ્ઠાનરૂપે છે, તથા આટલા અલ્પ રૂપને લીધે બ્રહ્મ અધિષ્ઠાનરૂપે નથી, એમ નિયમ હોતો નથી. સર્વ પ્રકારના સંબંધથી રહિત પરબ્રહ્મનો આત્મારૂપે ઉપદેશ કરવામાં આવે છે તથા તેમાં એકસ્વરૂપ કરનારૂં જે રૂપ, તે મોક્ષ કહેવાય છે. જ્યાં ગુણવાળા અથવા વિકાર યુક્ત બ્રહ્મનો ઉપદેશ કર-

વામાં આવે છે ત્યાં સંસાર સંબંધી ઉચ્ચતમ રૂપોનો ઉપદેશ કરવામાં આવે છે. જેમકે "अन्नादो वसुदानो विन्दते वसु य एवं वेद अर्थ:-આત્મા અન્નનું ભક્ષણ કરનાર રૂપે છે, એમ જે જાણે છે તે દ્રવ્યને દાન આપનારો થાય છે તથા દ્રવ્યને મેળવે છે." જો કે જ્યોતિવડે બ્રહ્મનું સૂચન મૂળ વાક્યમાં નથી, છતાં પૂર્વના વાક્યમાં દર્શાવેલ તે વાક્યમાં લેવું. આ જ કારણથી વ્યાસ ભગવાને કહ્યું છે કે જ્યોતિ બ્રહ્મ રૂપે છે. કારણ પાછલા ચરણમાં એ પ્રમાણેનું સૂચન છે તેથી.

શિષ્યઃ-બીજા વાક્યમાં બ્રહ્મનું સૂચન કરેલ છે, છતાં જ્યોતિ શબ્દનો મૂળ અર્થ નહિ લેતાં બ્રહ્મ કેવી રીતે લઈ શકાય?

ગુરુઃ-આ દોષ લાગુ પડતો નથી, કારણ કે "यदत परोदीवो ज्योतिः જે જ્યોતિ દ્યુ લોકથી પર છે"! અહીં પ્રથમ જે यत સર્વનામ આપેલ છે, તેવડે દ્યુ સંબંધવડે પૂર્વના વાક્યથી દર્શાવાયેલ બ્રહ્મનું જ્ઞાન થવા પછી પોતાના સામર્થ્યથી તે જ જ્ઞાન કાયમ રહે છે. અર્થાત્ જ્યોતિ શબ્દવડે સમવિષયની જ પ્રાપ્તિ જાણવી. માટે અહીં જ્યોતિવડે બ્રહ્મને જ લેવો. (૨૪)

## અધિકરણ ૧૦મું-સૂત્ર -૨૫મું.
## જ્યોતિ ગાયત્રીરૂપે કે બ્રહ્મરૂપે?

छंदोभिधान्नेति चेतन तथा चेतोर्पण-निगदाच्चथाहि दर्शनम् ॥ २५ ॥

સૂત્રાર્થઃ-છંદનું પ્રથમ સૂચન કરવામાં આવેલું હોવાથી જ્યોતિ બ્રહ્મરૂપે નથી, એમ કદી છે નહિ. કારણ કે છંદવડે ચિત્તસમાધાન કહ્યું છે. આ જ રીતનાં બીજાં વાક્યો પણ જોવામાં આવે છે. (૨૫)

ટીકાઃ-શિષ્યઃ-પૂર્વના વાક્યમાં આપ કહો છો કે, બ્રહ્મનું સૂચન છે, પણ હું કહું છું કે બ્રહ્મનું સૂચન નથી. કારણ કે "गायत्री वा इद सर्वभूतं यदिदं किंच અર્થઃ-આ સર્વ પ્રાણી માત્ર તેમ જ જે કાંઇ છે તે સર્વ ગાયત્રીરૂપે છે." આ રીતે ગાયત્રી નામના છંદનું સૂચન કર્યું છે. પણ બ્રહ્મનું તેમાં સૂચન કર્યું નથી. માટે બ્રહ્મ કેવી રીતે લઈ શકાય?

ગુરુઃ-છંદનું સૂચન કરવાવડે બ્રહ્મનું સૂચન નથી, એમ કેમ કહી શકાય? કારણ કે "तावानस्य महिमा આટલો તેનો મહિમા છે." આ ઋચામાં બ્રહ્મનું ચતુષ્પાદરૂપે વર્ણન કર્યું છે

શિષ્યઃ-આ પ્રમાણે નથી. કારણ કે કહ્યું છે કે "गायत्री वा इदं सर्वं અર્થઃ-ગાયત્રી આ સર્વરૂપે છે." આ રીતે ગાયત્રીની શરૂઆત કરવામાં આવી છે. તે ગાયત્રીનું જ ભૂત, પૃથિવી, શરીર, હૃદય, વાણી તથા પ્રાણના ભેદવડે વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. છેવટમાં કહ્યું છે કે, "सैषा चतुष्पदा षड्विधा गायत्री तदेतदृचाभ्यनूक्तं तावानस्य महिमा અર્થઃ-આ ગાયત્રીને ચાર પાદ છે. તે ૬ પ્રકારની છે, આ રીતનું ઋચાવડે કહ્યું છે. આ રીતનો ગાયત્રીનો મહિમા છે." આમાં ગાયત્રીના સ્વરૂપનું વ્યાખ્યાન કર્યું છે. તો પછી, ગાયત્રીમાં

કહેલ મંત્ર એકદમ કેવી રીતે ચતુષ્પાદ બ્રહ્મનું સૂચન કરી શકે ? તેમાં यद्वै तद्ब्रह्म જે ત્રિપાદ અમૃત ગાયત્રીમુખે બ્રહ્મરૂપે કહ્યું છે, તે એ જ છે." આમાં જે બ્રહ્મ શબ્દ છે, તે પણ છંદનો વિષય હોવાથી છંદના રૂપે જ છે. વળી "य एतामेव ब्रह्मोपनिषद वेद જે આ બ્રહ્મોપનિષદને આ પ્રમાણે જાણે છે." અહીં બ્રહ્મોપનિષદવડે વેદોપનિષદ કહેલું છે. માટે છંદના અભિધાનથી બ્રહ્મનો વિષય નથી

ગુરુઃ—તારૂં કહેલું ખોટું છે. આ રીતનો દોષ નથી. કારણ કે "चेतोर्पणनिगदात् ચિત્તનું અર્પણ કહ્યું છે તેથી" અર્થાત્ ગાયત્રી નામના છંદદ્વારવડે, તેમાં રહેલ બ્રહ્મમાં ચિત્તનું આરોપણ અર્થાત્ ચિત્તનું સમાધાન છે. આથી જ બ્રાહ્મણમંત્રના વાકયમાં કહ્યું છે કે, "गायत्री इद सर्वं ગાયત્રીજ આ સર્વરૂપે છે." અહીં જે इद શબ્દ મૂકયો છે, તે અક્ષર મૂકવાથી છંદ પૂર્ણ થાય છે તેટલા માટે નથી. પણ ગાયત્રીનું સર્વાત્મકત્વ દર્શાવવા માટે છે. માટે ગાયત્રી નામના વિકારવિશે રહેલ જગતના કારણરૂપ બ્રહ્મ છે. તેથીજ આ સ્થળે સર્વ શબ્દ યોજાયલો છે. જેમકે "सर्वं खल्विद ब्रह्म આ સર્વ ખરેખર બ્રહ્મરૂપે છે" વળી કાર્ય કારણથી ભિન્ન નથી, તેના સંબંધમાં બ્રહ્મસૂત્રમા કહ્યું છે કે, (तदनन्यत्वमारंभणं शब्दादिभ्य કાર્ય તથા કારણની સમાનતા છે. શબ્દરૂપી વાણીવડે કેવળ ભિન્નતા છે.) તેજ પ્રમાણે અન્ય સ્થળે પણ વિકારના નિમિત્તથી બ્રહ્મની ઉપાસના દર્શાવવામાં આવી છે. જેમકે एत ह्येव बहूवृचा महत्युक्थे मीमासन्त एतमग्नावध्व र्यव एत महाव्रते छन्दोगा (એ આ૦) અર્થ.— આ પરમાત્માને ઋગ્વેદીઓ મોટા શસ્ત્રવિશે ઉપાસે છે, યજુર્વેદીઓ અગ્નિને વિશે ઉપાસે છે, તથા સામવેદીઓ મહાવ્રતરૂપે ઉપાસે છે." માટે છંદના સૂચનમાં પૂર્વ વાકયમા ચાર પાદવાળા બ્રહ્મનું સૂચન છે. તેજ રીતે અન્ય પ્રકારની ઉપાસનાના વિધાન માટે જ્યોતિ વાકયથી બ્રહ્મનો જ સમાવેશ થાય છે વળી કેટલાકો એમ કહે છે કે, ગાયત્રી શબ્દવડે બ્રહ્મનું જ પ્રતિપાદન થાય છે. કારણ કે બ્રહ્મ તેમજ ગાયત્રી એઉની સંખ્યા સમાન છે જેમકે છ અક્ષર વાળા પાદવડે ગાયત્રી ચતુષ્પાદ છે તેમ બ્રહ્મ પણ ચતુષ્પાદરૂપે છે. તેમ બીજે સ્થળે પણ છંદનું સૂચન કરનારા શબ્દનો સંખ્યાની સમાનતાવડે પ્રયોગ દેખાય છે. જેમકે 'ते वा एते पचान्ये पचान्ये दश सन्त तत्कृतम् અર્થ —આ પાંચ તથા અન્ય પાંચ મળી દશનો મેળ થાય છે." આ રીતનો ઉપક્રમ કરી "सैषा विराडन्नादी તે અન્નભક્ષક વિરાટ્રૂપે છે." આ રીતે બ્રહ્મનું જ સૂચન કરેલ છે, પણ છંદનું નથી. માટે સર્વથા આ વાકયમાં પણ પ્રકૃત વિષયરૂપે બ્રહ્મને જ લેવો (૨૫)

## અધિકરણ ૧૦ મું-સૂત્ર ૨૬ મું.

## છંદનું ભૂતાદિપાદરૂપે નિરૂપણ.

भूतादिपादव्यपदेशोपपत्तेश्चैवम् ॥२६॥

સૂત્રાર્થઃ-ભૂતાદિ પાદોરૂપે છે, આ રીતનું કથન કરેલ હોવાથી પણ એમ સિદ્ધ થાય છે કે, અહીં બ્રહ્મનું જ કથન છે. (૨૬)

ટીકાઃ-ગુરુઃ-ભૂતાદિનો પાદાદિરૂપે શ્રુતિ વ્યપદેશ કરતી હોવાથી પૂર્વવાક્યમાં બ્રહ્મ પ્રકૃતરૂપે છે, એમ સ્વીકારવું જોઇએ. ભૂત, પૃથિવી, શરીર તથા હૃદયનું સૂચન કરી શ્રુતિ કહે છે કે, "सैषा चतुष्पदा षड्विधा गायत्री આ ગાયત્રી ચાર પાદવાળી તથા છ પ્રકારની છે." ખરેખર બ્રહ્મનો આશ્રય ન કરવામાં આવે તો છંદ ભૂતાદિ પાદવાળા થઇ શકે નહિ તેમજ જો બ્રહ્મનો આશ્રય ન કરવામાં આવે તો 'તેનો આટલો મહિમા' આ રીતની ઋચાનો સંબધ ઘટે નહિ ખરેખર આ ઋચાથી તાત્પર્યવડે બ્રહ્મનું જ સૂચન કર્યું છે. "पादोस्य सर्वाभूतानि त्रिपादस्यामृतं दिवि અર્થ -ગાયત્રીના સર્વ ભૂતો પાદરૂપે છે તથા અમૃતરૂપ ત્રણ પાદો સ્વર્ગમાં છે" આ રીતે સર્વાત્મ ભાવની પ્રાપ્તિ છે. પુરુષ સૂક્તમા પણ આ ઋચા બ્રહ્મના સબધ વાળી કહેલી છે. સ્મૃતિ પણ બ્રહ્મનું આ જ રીતનું આ જ રૂપ દર્શાવે છે જેમકે ' विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् (શ્રી.ભ ) અર્થ:-એક અંશવડે આ આખા જગતને વ્યાપી હું રહેલ છુ" "यद्वै तद्ब्रह्म જે કંઇ છે તે બ્રહ્મ છે " આ રીતનું સૂચન પણ જ્યારે ઉપર પ્રમાણે હોય તો જ મુખ્ય અર્થની પ્રાપ્તિ થાય. एव ब्रह्म पुरुषा અર્થ:-' પાચ બ્રહ્મ પુરુષો" આ રીતે હૃદયના છિદ્રમાં બ્રહ્મ પુરુષના સંબંધવાળી શ્રુતિનો બ્રહ્મના સંબંધમાં જ અર્થ સંભવે છે. માટે પૂર્વના વાક્યમાં બ્રહ્મજ વિષયરૂપે છે. તે જ બ્રહ્મનો જ્યોતિર્વાક્યમાં દ્યુ સંબંધથી ઓળખાવાવડે વ્યપદેશ થાય છે. (૨૬)

શિષ્યઃ-વ્યપદેશમાં ભેદ હોવાથી બ્રહ્મનો જ વ્યપદેશ છે, એમ કેવી રીતે કહેવાઈ શકે ?

ગુરુઃ-ઉપદેશમાં ભિન્નતા નથી તથા તેટલા જ માટે વ્યાસ ભગવાને ૨૭ મા સૂત્રની યોજના કરી છે. જેમકે;-

## અધિકરણ ૧૦ મું-સૂત્ર ૨૭ મું

## જ્ઞાનમાં અવિરોધતા.

उपदेशभेदान्नेतिचेन्न नोभयस्मिन्नप्यविरोधात् ॥२७॥

સૂત્રાર્થ:—ઉપદેશના ભેદને લીધે બ્રહ્મનું જ સૂચન નથી, એમ કહેવું ખોટું છે. કારણ કે બન્ને ઉપદેશમાં જ્ઞાનની સાદૃશ્યતા છે. (૨૮)

ટીકા-શિષ્ય -પૂર્વે આ પ્રમાણે કહ્યુ છે કે, "त्रिपादस्यामृतं दिवि અર્થ:-અમૃતરૂપ ત્રણ પાદો સ્વર્ગમાં છે." આ રીતે સાતમી વિભક્તિ વાપરી સ્વર્ગને આધારરૂપે બનાવ્યું છે. વળી 'अथ यदतः परो दिव' અર્થ -તે દ્યુલોકથી પર છે.' એમ પંચમી

વિભક્તિ-વાપરી મર્યાદા દર્શાવી છે. આ પ્રમાણે, ઉપદેશનો ભેદ હોવાથી બ્રહ્મનું જ્ઞાન છે, એમ કહી શકાય નહિ '

ગુરુઃ-આ રીતનો દોષ નથી. કારણ કે ઉભયમાં સરખાપણું રહેલ છે. ઉભયમાં સપ્તમી અથવા તો પંચમી વિભક્તિ લેવા છતાં જ્ઞાનના સંબંધમાં વિરોધ નથી. દૃષ્ટાંત તરીકે વૃક્ષના અગ્રભાગપર સીંચાણો પક્ષી બેઠેલ હોય તથા તેને બતલાવવા માટે કોઈ એમ કહે કે, વૃક્ષના અગ્ર ભાગપર સીંચાણો છે અથવા તો વૃક્ષના અગ્ર ભાગથી પર સીંચાણો છે, એમ બેઉ રીતે સૂચન કરી શકાય છે. તે જ પ્રમાણે સ્વર્ગમાં સદ્બ્રહ્મ છે અથવા સ્વર્ગમાં રહેલ બ્રહ્મનો સ્વર્ગથી પર એમ ઉપદેશ કર્યો છે. જેવી રીતે લોકમાં વૃક્ષના અગ્ર ભાગ સાથે સંબંધવાળાં સીંચાણા પક્ષીનો બેઉ રીતે ઉપદેશ થાય છે. જેમકે વૃક્ષના અગ્રભાગપર શ્યેન છે અથવા તો વૃક્ષના અગ્રભાગ પછી શ્યેન છે. તે જ પ્રમાણે સ્વર્ગથી પર સદ્બ્રહ્મનો સ્વર્ગને વિષે, એમ ઉપદેશ કર્યો છે. માટે પૂર્વનિર્દિષ્ટ બ્રહ્મનુંજ પ્રતિપાદન છે. માટે બ્રહ્મ જ્યોતિ શબ્દરૂપ છે, એમ સિદ્ધ થાય છે. (૨૭).

શિષ્યઃ-જો કે બ્રહ્મ દર્શાવવાવાળાં આ વાક્યો બ્રહ્મનુંજ સૂચન કરે છે, પણ કૌષીતકિ ઉપનિષદમાં અનેક પદાર્થોવડે અનેક વિષયોનું સૂચન કરવામાં આવ્યું છે, તો પછી ત્યાં બ્રહ્મનુંજ સૂચન છે, એમ કેમ કહી શકાય ?

ગુરુ:-આ કારણથી વ્યાસ ભગવાને ૨૮ મા સૂત્રની યોજના કરી છે. જેમકેઃ-

## અધિકરણ ૧૧ મું-સૂત્ર ૨૮ મું.

## પ્રાણ બ્રહ્મરૂપે.

प्राणस्तथानुगमात् ॥ २८ ॥

સૂત્રાર્થ-પ્રાણ બ્રહ્મરૂપે છે, કારણ કે તે રીતનું પ્રમાણ છે.

ટીકાઃ-શિષ્ય-કૌષીતકિ બ્રાહ્મણ ઉપનિષદમાં ઇન્દ્ર તથા પ્રતર્દનની નીચે પ્રમાણે આખ્યાયિકા છેઃ "प्रतर्दनो ह वै दैवोदासिरिन्द्रस्य प्रियं धामोपजगाम युद्धेन च पौरुषेण च अर्थ-દિવોદાસનો પુત્ર પ્રતર્દન યુદ્ધ તથા પરાક્રમ માટે ઇન્દ્રના પ્રિય ધામ પ્રતિ ગયો." આ રીતનો આરંભ કરી શ્રુતિમાં આગળ જતા કહ્યું છે કે, "स होवाच प्राणोऽस्मि प्रज्ञात्मा तं मामायुरमृतमित्युपास्व તેણે કહ્યું; હું પ્રાણરૂપે તથા પ્રજ્ઞાત્મારૂપે છું. તું મારી આયુ તથા અમૃતરૂપે ઉપાસના કર." આ રીતની શ્રુતિ છે. તેમ આગળ પણ નીચે પ્રમાણે શ્રુતિ છે.- अथ खलु प्राण एव प्रज्ञात्मेदं शरीरं परिगृह्योत्थापयति અર્થઃ-પ્રાણરૂપ પ્રજ્ઞાત્મા આ શરીરનું ગ્રહણ કરી ઉત્થાપન કરે છે." તે જ રીતે "न वाचं विजिज्ञासीत वक्तारं विद्यात् અર્થ-વાણીને જાણવાની ઇચ્છા કરવી નહિ પણ વાણીના બોલનારને જાણવાની ઈચ્છા કરવી." તેમજ છેવટમાં કહ્યું છે કે स एष प्राण एव प्रज्ञात्मानन्दोऽजरोऽमृतः અર્થ-આ પ્રાણજ પ્રજ્ઞાત્મારૂપે, આનંદરૂપે, અજરરૂપે તથા અમૃતરૂપે છે." અહીં શંકા જો થાય

છે કે, અહીં પ્રાણ શબ્દવડે વાયુને લેવો, દેવતાત્મા લેવો, જીવ લેવો કે પરબ્રહ્મને લેવો ?

ગુરુઃ–"अत एव प्राणः આથી પ્રાણ" અહીં પ્રાણ શબ્દવડે બ્રહ્મનું ગ્રહણ થાય છે. તેમ જ आनन्दोऽजरोऽमृत આત્મા આનંદરૂપે, અજરરૂપે તથા અમૃતરૂપે છે" આ સ્થળે પણ બ્રહ્મનું સૂચન છે તો પછી સંશયનો અવકાશ કેવી રીતે રહ્યો?

શિષ્યઃ–સંશયનો અવકાશ એટલા માટે કે, અનેક શબ્દોનું સૂચન કરવામાં આવ્યું છે. માટે બ્રહ્મનું જ સૂચન છે, એમ કેવી રીતે કહી શકાય ? અહીં કેવળ બ્રહ્મનું જ સૂચન છે, એમ નથી. કારણ કે અન્ય અનેક વિષયો લીધા છે. જેમકે "मामेव विजानीहि અર્થઃ–તું મને આત્મારૂપે ઓળખ" આ રીતે ઇન્દ્રનું વચન દેવાતાત્માનો વિષય કરે છે. 'इदं शरीरं परिगृह्य उत्थापयति અર્થઃ–આ શરીરનું પ્રાણ ગ્રહણ કરી તેને ઉઠાડે છે." અહીં પ્રાણનો વિષય કરે છે न वाचं विजिज्ञासीत वक्तारं विद्यात् અર્થઃ–તું વાણીને ઓળખવાની ઇચ્છા ન કર, પણ વાણીનાબોલનાર જીવાત્માને ઓળખ" અહીં જીવનો વિષય દર્શાવે છે. માટે આ સંશય ઉભો થાય છે.

ગુરુઃ–જો કે પ્રસિદ્ધ રીતે પ્રાણનો અર્થ વાયુ થાય છે. પ્રાણ શબ્દ બ્રહ્મરૂપે જાણવો જોઇએ કારણકે તેવી રીતનું પ્રમાણ છે કારણ કે પૂર્વાપરના સંબંધનો વિચાર કરી જોતાં વાક્યમાં પદાર્થોનો અન્વય બ્રહ્મ પ્રતિપાદન યુક્ત જોવામાં આવે છે. શરુઆતમાં તું વરદાન માંગ એમ જ્યારે ઇન્દ્રે કહ્યું ત્યારે પ્રતર્દને પરમ પુરુષાર્થ અર્થાત્ મોક્ષરૂપી વરની માંગણી કરી. આ સમયે કહ્યું છે કે, "त्वमेव मे वृणीष्व य त्वं मनुष्याय हिततमं मन्यसे અર્થઃ–તું જ મારા માટે વરદાન માંગ, કે જે વરદાન મનુષ્યને માટે તું હિતતમ માને છે." હવે જ્યારે હિતતમની માંગણી કરવામાં આવી ત્યારે પ્રાણ જ પરમાત્મારૂપે કેમ નહિ કહી શકાય ? પરમાત્માના જ્ઞાન વિના બીજું કશું જ્ઞાન પૂર્ણ હિતવાળું કહેવાય નહિ. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "तमेव विदित्वाति नान्य पन्था विद्यतेऽयनाय અર્થઃ–પરમાત્માનું જેને જ્ઞાન થયું હોય છે તે મૃત્યુનું અતિક્રમણ કરી શકે છે. મોક્ષને માટે આ વિના અન્ય કોઈ માર્ગ નથી." તે જ રીતે કૌષીતકીમાં કહ્યું છે કે, "स यो मा वेद नहवै तस्य केनचन कर्मणा लोको मीयते न स्तेयेन न भ्रूणहत्यया અર્થઃ–જે કોઇ મને ઓળખે છે તેનો લોક કોઇ કર્મવડે, ચોરીવડે અથવા તો ગર્ભહત્યાવડે પણ નાશ પામતો નથી." આ સર્વ રહસ્ય બ્રહ્મના સંબંધમાં ઘટી શકે છે. બ્રહ્મના જ્ઞાનવડે સર્વ કર્મનો ક્ષય થાય છે. કહ્યું છે કે, "क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे અર્થ –પરાવર અર્થાત્ બ્રહ્મનો સાક્ષાત્કાર થવે સર્વ કર્મનો નાશ થાય છે" પ્રજ્ઞાત્મવડે પણ બ્રહ્મનું ગ્રહણ થઈ શકે છે જડ વાયુનું પ્રજ્ઞાત્મપણું સંભવતું નથી. છેવટના ઉપસંહારમા કહ્યું છે કે, आनन्दोऽजरोऽमृतः

## અધિકરણ ૧૧ મું-સૂત્ર ૨૯ મું.

## પ્રાણનું બ્રહ્મરૂપે નિરૂપણ.

**नवक्तुरात्मोपदेशादिति चेदध्यात्मसंबधभूमाह्यस्मिन् ॥ २९ ॥**

સૂત્રાર્થઃ-વક્તાના આત્મોપદેશથી કોઇને એમ થાય કે, પ્રાણ બ્રહ્મરૂપે નથી તો તેના સંબંધમાં કહ્યું છે કે, ઇન્દ્ર પ્રતર્દનવાળા સંવાદના પ્રકરણમાં અધ્યાત્મ સંબંધી આત્માનો જ ઉપદેશ કર્યો છે. (૨૯)

ટીકાઃ-શિષ્યઃ-પૂર્વે આપે કહ્યું કે, પ્રાણ બ્રહ્મરૂપે છે, પણ તે યોગ્ય નથી. પ્રાણ શબ્દ પરબ્રહ્મરૂપે હોય જ નહિ. તેનું કારણ કે ઇન્દ્ર એ નામનો કોઇ દેહધારી દેવતાવિશેષ ઇન્દ્ર નામનો પુરુષ ઉપદેશ આપતી વખતે પોતાના આત્મા સંબંધી પ્રતર્દનને કહે છે, કે "તું મને સર્વરૂપે જાણ" આ રીતની પ્રથમ શરૂઆત કરી હું જ પ્રાણરૂપે છું, હું જ પ્રજ્ઞારૂપે છે, એમ પોતાનો અહંકાર સૂચવે છે. આ રીતે વક્તા જે પોતાના આત્માનો ઉપદેશ કરે છે, તેના કહેવા પ્રમાણે પ્રાણ બ્રહ્મરૂપે કેવી રીતે હોઇ શકે ? કારણ કે બ્રહ્મનું વક્તાપણું હોતું નથી કારણ કે બૃહદારણ્યકાદિ શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મ વાણીથી રહિતરૂપે તથા મનથી રહિતરૂપે છે. વળી પોતાના શરીરવડે તેણે પોતાનાં એવાં કર્મની સ્તુતિ કરી છે કે, જેનો બ્રહ્મમાં સંભવ જ હોઇ શકે નહિ. જેમકે તેણે કહ્યું આ રીતનું બ્રહ્મ વિના અન્ય કશે પણ આનંદપણું સંભવતું નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "स न साधुना कर्मणा भूयान्भवति नो एवासाधुना कर्मणा कनीयानेष ह्येव साधु कर्म कारयति तयमेभ्यो लोकेभ्य उन्निनीषते । एष उ एवासाधु कर्म कारयति तंयमेभ्यो लोकेभ्योऽधोनिनीषतो एष लोकाधिपतिरेष लोकेशः અર્થઃ-તે સાધુ કર્મવડે મોટો થતો નથી. તેમ જ અસાધુ કર્મવડે નાનો થતો નથી. તે જ સાધુ કર્મનો કરાવનાર છે કે જેને તે ઉર્ધ્વ લોકપ્રતિ લઇ જવા ઇચ્છે છે તથા જેને અધો લોકપ્રતિ લઇ જવા ઇચ્છે છે તેની પાસે અસાધુ કર્મ કરાવે છે. એ લોકાધિપતિ તથા લોકેશ છે." આ રીતની શ્રુતિ છે. આ સર્વનું જ્ઞાન પરબ્રહ્મનો આશ્રય કરવાથી થાય છે. મુખ્ય પ્રાણનો આશ્રય કરવાથી નહિ. માટે પ્રાણ જ બ્રહ્મરૂપે છે.

શિષ્ય-વક્તા પોતે આત્મોપદેશ કરતી વખતે કહે છે કે, હું પ્રજ્ઞારૂપ છું. આથી ઇન્દ્રે પોતાનો અહંકાર દર્શાવ્યો. તો પછી વક્તા જે પ્રાણને બ્રહ્મરૂપે ઉપદેશ કરે છે, તે કેવી રીતે હોય ?

ગુરુઃ-આ શંકાને ટાળવા ૨૯ મા સૂત્રની વ્યાસ ભગવાને યોજના કરી છે. તેમાં કહ્યું છે કે;-



છે કે, " त्रिशीर्षाणं त्वाष्ट्रमहनमरुन्मुखान्यतीन्शालावृकेभ्य प्रायच्छम अर्थः-ત્રણ માથાવાળા ત્વષ્ટાના પુત્રને મેં હણ્યો. વેદાંતથી બહિર્મુખ યતિઓને 'મેં' વનના કુતરાઓને આપ્યા." આવાં વચનવડે ઇન્દ્રે પોતાની સ્તુતિ કરી છે. ઈન્દ્રના પ્રાણ બળવાન્ છે, એ રીતની પ્રાપ્તિ થાય છે. શ્રુતિમાં કહ્યુ છે કે "प्राणो वैबलम् પ્રાણ બળ રૂપે છે." બળને લીધે ઇન્દ્રદેવ પ્રસિદ્ધ છે. જે કંઈ કર્મ બળવાળું હોય છે, તેના સંબંધમાં તે કર્મ ઇન્દ્રનું છે એમ કહેવાય છે. દેવો અપ્રતિહત જ્ઞાનવાળા હોવાથી તેઓમાં પ્રજ્ઞાપણું છે, એમ કહેવાય છે. સર્વ કોઈ કહે છે કે, દેવોનું જ્ઞાન અટકે નહિ એવું છે. આ રીતનો દેવતાઓના ઉપદેશનો નિશ્ચય થવાથી હિતતમવાળાં જે કાંઈ વચનો હોય, તે તે સંબધવાળાં જાણવાં. આ પ્રમાણે વક્તા ઇન્દ્રનો ઉપદેશ પોતાના આત્મા સંબંધી છે, માટે પ્રાણ બ્રહ્મરૂપે નથી, આ રીતનો નિશ્ચય થાય છે.

ગુરુ-આ પ્રકરણમાં અધ્યાત્મ સંબંધી વિષય વધારે દર્શાવેલ છે. અહી અધ્યાત્મ સંબધનો અર્થ પ્રત્યક્ આત્માનો સંબંધ, એમ થાય છે તથા પ્રત્યક આત્માનો સંબંધ આ અધ્યાયમાં વધારે જેવામાં આવે છે. "यावद्द्यस्मिञ्छरीरे प्राणो वसति तावदायु અર્થઃ-ત્યાં સૂધી આ શરીરમાં પ્રાણ રહે છે ત્યાં સૂધી આયુષ્ય છે" દરેક પ્રાણીના પ્રજ્ઞાત્મારૂપ પ્રાણનું આયુષ્યને ટકાવવું કે ન ટકાવવાના સંબંધમાં સ્વતંત્રપણું છે. પણ બાહ્ય દેવનું તે ટકાવવામાં સ્વતંત્રતા નથી આ પ્રમાણે ઇન્દ્રિયોનું અસ્તિત્વ હોય તો કલ્યાણ છે, એમ ઇન્દ્રિયોના આશ્રયરૂપ પ્રત્યક આત્મા પ્રાણને દર્શાવે છે. તેમજ "प्राणएव प्रज्ञात्मेदं शरीरं परिगृह्योत्थापयति ॥ न वाचं विजिज्ञासीत वक्तारं विद्यात् અર્થ.-પ્રાણ એજ પ્રજ્ઞાત્મારૂપે છે. તે આ શરીરને ગ્રહણ કરીને ઉઠાડે છે. વાણીને જાણવાની ઇચ્છા કરવી નહિ, પણ વાણીના બોલનારને જાણવાની ઇચ્છા કરવી." આ પ્રમાણેની શરૂઆત કરી છેવટના ભાગમાં કહ્યું છે કે, "तद्यथा रथस्यारेषु नेमिरर्पिता नाभा वरा अर्पिता एवमेवेता भूतमात्रा प्रज्ञामात्रास्वर्पिता प्रज्ञामात्राः प्राणेर्पिता. स एव प्राण एव प्रज्ञात्मानन्दोऽजरोऽमृतः અર્થઃ-જેવી રીતે રથના આરાઓમાં નેમિ મૂકેલી હોય છે, તથા નાભિને વિશે આરાઓ મૂકેલા હોય છે, તેજ રીતે ભૂતમાત્રા પ્રજ્ઞામાત્રમાં અર્પણ કરાયલી છે તથા પ્રજ્ઞામાત્ર પ્રાણમાં અર્પણ કરાયલી છે. આ પ્રાણજ પ્રજ્ઞાત્મારૂપે, આનંદરૂપે, અજરરૂપે તથા અમૃતરૂપે છે." આ રીતે વિષય તથા ઇન્દ્રિયના વ્યવહારરૂપ પ્રત્યક્ આત્માનો અંશના નાભિરૂપે ઉપસંહાર કરવામાં આવ્યો છે. "सम आत्मेति विद्यात् અર્થઃ-તે મારા આત્મા છે, એમ જાણવું જોઇએ." આ રીતનો ઉપસંહાર જો પ્રત્યક્ આત્માનું ગ્રહણ કરવામાં આવે તોજ યોગ્ય છે, પણ બાહ્ય દેવતાનું ગ્રહણ કરવામાં આવે તો યોગ્ય નથી વળી બીજી શ્રુતિમાં કહ્યું છે કે, "अयमात्मा ब्रह्म सर्वानुभू અર્થઃ- આ આત્મા બ્રહ્મરૂપે છે, તથા સર્વને

પ્રત્યક્ષ છે." માટે અધ્યાત્મનો સંબંધ આ સ્થળે વધારે હોવાથી બ્રહ્મ સંબંધેનોજ ઉપદેશ છે, પણ દેવતાત્મા સંબંધી ઉપદેશ નથી. ૨૯.

શિષ્યઃ—આપનું કહેવું જો ખરૂં હોય તો પછી જે વક્તા છે, તેના પોતાતાના આત્માનો ઉપદેશ કેવી રીતે હોઇ શકે ?

ગુરુઃ—આનુંજ નિરાકરણ કરવા માટે શ્રીવ્યાસ ભગવાને ૩૦ મા સૂત્રની યોજના કરી છે. તેમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૧૧ મું—સૂત્ર ૩૦ મું.

## બ્રહ્મજ્ઞાનની શ્રેષ્ઠતા.

शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत् ॥३०॥

સૂત્રાર્થઃ—વામદેવની માફક શાસ્ત્રદૃષ્ટિવડે આ ઉપદેશ યોગ્ય છે. (૩૦)

ટીકાઃ—ગુરુઃ—"अहंएव परंब्रह्म હુંજ પરબ્રહ્મ રૂપે છું," એમ ઇન્દ્ર નામના દેવે પોતાના આત્માનું પરમાત્મારૂપે ઉપદેશ કરતાં કહ્યું છે કે, તું મને જ પરબ્રહ્મરૂપે જાણ. આ રીતે ઋષિ પ્રણીત વેદાંત શાસ્ત્રવડે જ્ઞાન મેળવી પોતે ઉપદેશ કર્યો છે. તેજ પ્રમાણે વામદેવ નામના ઋષિએ પોતાના આત્મારૂપે જોતા થકા કહ્યું છે કે, હું મનુ હતો, હું સૂર્યરૂપે હતો; એ રીતનું જ્ઞાન તેને મેળવ્યું હતું.

શિષ્યઃ—"तद्यो देवानां प्रत्यबुध्यत स एव तद्भवत् અર્થઃ—દેવોમાં જેને જ્ઞાન થયું તે બ્રહ્મરૂપે થયો." આ રીતની શ્રુતિ છે. વળી "मामेव विजानीहि તું મનેજ જાણ" એમ કહી ઇન્દ્રે ત્વષ્ટાના પુત્રના વધ આદિ દેહના ધર્મવડે પોતાની સ્તુતિ કરી, તે યોગ્ય કહેવાય નહિ. માટે આનું નિરાકરણ થવું જોઇએ.

ગુરુઃ—અહીં જે કહેવામાં આવ્યું છે, તે ત્વષ્ટા પુત્રના વધ આદિનું સૂચન કરી એમ જણાવ્યું છે કે, હું આવા જ્ઞાનવાળો છું, માટે તું મારું જ્ઞાન મેળવ. આ રીતે વિજ્ઞેયરૂપ ઇન્દ્રની સ્તુતિને માટે કહ્યું નથી.

શિષ્યઃ—જ્યારે ઇન્દ્રની સ્તુતિ અર્થે નથી કહ્યું તો કોની સ્તુતિ અર્થે આ કહ્યું છે ?

ગુરુઃ—વિજ્ઞાનની સ્તુતિ અર્થે કહેલ છે, કારણ કે ત્વષ્ટાના વધ આદિ સાહસનું પ્રથમ સૂચન કર્યું છે તથા છેવટે ઉપસંહારમાં જણાવ્યું છે કે, "तस्य मे तत्र लोम चनमीयते स यो मां वेद न ह वै तस्य केन च कर्मणा लोको मीयते અર્થઃ— આમ હિંસા કરવા છતાં મારો વાળ પણ વાંકો થતો નથી. જે જ્ઞાતા રૂપ મને જાણે છે તેના મોક્ષનો નાશ ગમે તેવું કર્મ કરવા છતાં, થતો નથી." આ રીતે જ્ઞાનની શ્રેષ્ઠતાના સંબંધમાં સ્તુતિ દર્શાવી છે. તાત્પર્ય એ કે, જો કે આવું ક્રૂર કર્મ કર્યું, છતાં હું બ્રહ્મીભૂત હતો, જેથી મારા વાળને પણ ઈજા થઈ નહિ. આ રીતે બીજો પણ જે કોઇ મનુષ્ય બ્રહ્મરૂપ મને જાણે છે, તેના મોક્ષનો કોઈ પણ કર્મ કરવા છતાં,

નાશ થતો નથી. હું પ્રાણરૂપે છું, હું પ્રજ્ઞાત્મારૂપે છું, આ રીતે કહેવામા આવતો બ્રહ્મ જ વિજ્ઞેયરૂપે છે. માટે તે વાક્ય બ્રહ્મને જ સૂચવનારાં છે. (૩૦)

શિષ્યઃ-કેટલેક ઠેકાણે જીવની ઉપાસના કહી છે, કેટલેક ઠેકાણે પ્રાણની ઉપાસના કહી છે તથા કેટલેક સ્થળે બ્રહ્મની ઉપાસના કહી છે, માટે ત્રણમાંથી કોની ઉપાસના યોગ્ય જાણવી ?

ગુરૂઃ-આ શંકાનું નિરસન કરવા માટે વ્યાસ ભગવાને ૩૧ મા સૂત્રની યોજના કરી છે. આ સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૧ મું-સૂત્ર ૩૧ મું.

## બ્રહ્મની ઉપાસનાનિરૂપણ.

जीवमुख्यप्राणलिंगान्नेति चेन्नोपासा त्रैविध्या दाश्रितत्वा दिह तद्योगात् ॥३१॥

સૂત્રાર્થઃ- જીવના સૂચનવડે તેમજ મુખ્ય પ્રાણના સૂચનવડે પ્રાણ બ્રહ્મ નથી, એમ શંકા થાય તો તે ખોટી છે. કારણ કે બ્રહ્મની જ ઉપાસના ત્રણ પ્રકારે કહેલ છે તથા તે સર્વ ઉપાસનાઓ બ્રહ્મને જ આશ્રિત છે તથા તે સર્વ ઉપાસનાઓ બ્રહ્મના વિષયક જ છે. (૩૧)

ટીકાઃ-શિષ્યઃ-જો કે અધ્યાત્માનો સંબંધ વધુ જોવામાં આવે છે, તેથી બાહ્ય દેવતાનો ઉપદેશ સૂચવ્યો નથી, છતાં પ્રાણના સંબંધમાં કહેવાયેલ વચન બ્રહ્મનું સૂચન કરતું નથી. કારણ કે તે વચનમાં જીવનું સૂચન કર્યું છે. તેજ પ્રમાણે મુખ્ય પ્રાણનું પણ સૂચન કર્યું છે. "न वाच विजिज्ञासीत वक्तार विद्यात् અર્થઃ-વાણીને જાણવાની જરૂર નથી, વાણીના બોલનારને જાણવો જોઈએ," આ શ્રુતિવડે જીવનું સૂચન સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. કારણ કે આ શ્રુતિમાં એમ સૂચન કર્યું છે કે, વાણી આદિ ઇન્દ્રિયથી વ્યાપાર કરતો કાર્ય કારણના અધ્યક્ષરૂપ જીવ વિજ્ઞેયરૂપે છે. તેજ રીતે अथ खलु प्राणएव प्रज्ञात्मेद शरीर परिगृह्योत्थापति અર્થઃ-ખરેખર પ્રજ્ઞાત્મારૂપ પ્રાણજ આ શરીરને ગ્રહણ કરી ઉઠાડે છે." આ શ્રુતિમાં મુખ્ય પ્રાણનો ધર્મ છે. કારણ કે પ્રાણ સંવાદમાં વાક આદિ ઇન્દ્રિયોની સ્તુતિ કરી નીચે પ્રમાણેનું સ્તુતિ વચન છેઃ-"तान् वरिष्ठः प्राण उवाच मा मोहमापद्यथाहमेवैतत् पचधात्मान प्रविभज्यै तद्बाणमवष्टभ्य विधारयामि અર્થઃ-ઇન્દ્રિયોને શ્રેષ્ઠ પ્રાણે કહ્યું કે, તમે મોહ પામો નહિ. હું પોતેજ આત્માના વિભાગ પાંચ પ્રકારે કરીશ તથા આ અસ્થિર શરીરને ટકાવી ધારણ કરીશ." જેઓ इम शरीर परिगृह्य એ રીતનો પાઠ સ્વીકારે છે, તેઓએ એમ વ્યાખ્યા કરવી કે, इम અર્થાત્ આ જીવને અથવા તો ઇન્દ્રિય સમૂહને ગ્રહણ કરી, પ્રાણ શરીરને ઉઠાડે છે. જીવ ચેતન સ્વરૂપ હોવાથી તેની પ્રજ્ઞાત્મારૂપ સ્થિતિ યોગ્ય છે. તેજ રીતે મુખ્ય પ્રાણની પ્રજ્ઞાત્મારૂપ સ્થિતિ યોગ્ય છે. કારણ કે પ્રજ્ઞાનના સાધનરૂપ અન્ય ઇન્દ્રિયો મુખ્ય પ્રાણનાં આશ્રયરૂપ છે.

પ્રાણનો અર્થ જીવ તેમ જ મુખ્ય પ્રાણ લઇએ તો પ્રાણ તથા પ્રજ્ઞાત્મા, સાથે રહેલાં હોવાથી તેઓ અભેદરૂપે છે, પણ સ્વરૂપે કરી તેઓ ભિન્નરૂપે છે, એમ બેઉ પ્રકારનું લક્ષણ યોગ્ય છે. "यो वै प्राणः सा प्रज्ञा या वै प्रज्ञा स प्राणः सह ह्येतावस्मिञ्शरीरे वसतः सहोत्क्रामतः અર્થઃ—જે પ્રાણરૂપે છે તે પ્રજ્ઞારૂપે છે તથા જે પ્રજ્ઞારૂપે છે તે પ્રાણરૂપે છે. આ બેઉ એક જ શરીરમાં રહે છે તથા તેઓ બેઉ સાથેજ શરીરમાંથી નિકળી જાય છે." હવે જો પ્રાણનો અર્થ બ્રહ્મ લઇએ તો કઈ વસ્તુ કોનાથી વિભક્ત થાય? માટે આ સ્થળે મુખ્ય પ્રાણ કે જીવ બેમાંથી એક અથવા તો બેઉ જાણવાં જોઇએ, પણ બ્રહ્મ લેવું યોગ્ય નથી.

ગુરુઃ—હું કહું છું કે તેમ નથી. આમ કહેવું યોગ્ય નથી. એ રીતે થાય તો મુખ્ય પ્રાણની ઉપાસના, જીવની ઉપાસના તથા બ્રહ્મની ઉપાસના, એમ ત્રણ પ્રકારની ઉપાસનાનો પ્રસંગ આવે. એક જ વાક્યમાં આ રીતનું સ્વીકારવું યોગ્ય નથી. એક વાક્યના ઉપક્રમ તથા ઉપસંહારવડે સમજાય છે. જેમકે 'मामेव विजानीहि તું મને જ જાણ.' એમ શરુઆત કરી "प्राणोऽस्मि प्रज्ञात्मा तं मामायुरमृतमित्युपास्व હું પ્રાણરૂપે છું, હું પ્રજ્ઞાત્મારૂપે છું, તું મારી અમૃતરૂપે તથા આયુષ્યરૂપે ઉપાસના કર." આ પ્રમાણે કહી છેવટમાં કહ્યું છે કે, "स एष प्राण एव प्रज्ञात्मानंदोऽजरोऽमृतः અર્થઃ—આ પ્રાણ જ પ્રજ્ઞાત્મારૂપે, આનંદરૂપે, અજરરૂપે તથા અમૃતરૂપે છે." આ રીતે શરુઆત તથા છેવટનું પરિણામ એકાર્થતામાં જોવામાં આવે છે. આમાં એકાર્થતાનો આશ્રય કરવો યોગ્ય છે. બ્રહ્મનું સૂચન હોવા છતાં તેમાં અન્યનું પરિણામ પમાડવું શક્ય નથી. કેમકે પંચ મહાભૂતો તથા શબ્દાદિ પાંચ વિષયો તેમજ શબ્દાદિ વિષયજ્ઞાન તથા જ્ઞાનેન્દ્રિયોને બ્રહ્મવિના અન્ય વસ્તુમાં અર્પણ કરવી યોગ્ય નથી. કારણ કે બ્રહ્મને વિશે પ્રાણ શબ્દ આશ્રય કરાયલો છે. તેમજ બીજે સ્થળે પણ બ્રહ્મનું સૂચન હોવાથી પ્રાણ શબ્દની બ્રહ્મમાં પ્રવૃત્તિ છે. આ સ્થળે પણ "સર્વથી વિશેષ હિતકારક ઉપદેશ હું આપું છું" આ રીતની શરૂઆત કરી બ્રહ્મનું સૂચન કરવાથી બ્રહ્મનો જ ઉપદેશ દર્શાવ્યો છે. "इदं शरीरं परिगृह्योत्थापयति પ્રાણ આ શરીરનું ગ્રહણ કરી તેને ઉઠાડે છે" એમ જે મુખ્ય પ્રાણનું સૂચન જણાવ્યું છે, તે યોગ્ય નથી. કારણકે પ્રાણનો વ્યાપાર પણ પરમાત્માને આધીન હોવાથી પરમાત્મામાં જ લક્ષ્યાર્થ લેવો યોગ્ય છે. કારણ કે કઠોપનિષદની શ્રુતિમાં કહ્યું છે કે, "न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन । इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ અર્થઃ—કોઇ પણ મર્ત્ય પ્રાણવડે અથવા અપાનવડે જીવતો નથી. પણ આ બે જે બીજામાં આશ્રિત છે, તે બીજાવડે જીવે છે." વળી "न वाचं विजिज्ञासीत वक्तारं विद्यात् વાણીને જાણવાની ઇચ્છા કરવી નહિ. પણ વક્તાને જાણવો જોઇએ." ઇત્યાદિ શ્રુતિમાં જે જીવનું સૂચન કર્યું છે, તેથી બ્રહ્મ પક્ષનું જરા પણ નિવારણ

થતુ નથી કારણકે જીવ બ્રહ્મથી અત્યંત ભિન્ન છે કારણકે જીવને તથા બ્રહ્મને ઐક્યતા દર્શાવનારી નીચે પ્રમાણે શ્રુતિઓ છે -तत्त्वमसि તે તું છે, अहं ब्रह्मास्मि હું બ્રહ્મરૂપે છું. બુદ્ધિ આદિ ઉપાધિએ કરેલ વિશેષનો આશ્રય કરી જે બ્રહ્મ છે, તે જ જીવરૂપે થઇ કર્તા તથા ભોક્તારૂપે થાય છે. આ ઉપાધિવિશેષનો ત્યાગ કરી બ્રહ્મના મૂળ સ્વરૂપને જાણવા માટે જ આ શ્રુતિ છે કે, "न वाच विजिज्ञासीत वक्तारं विद्यात् અર્થ'-વાણુની જાણવાની ઇચ્છા કરવી નહિ, પણ વક્તાને જાણવો " ઇત્યાદિ શ્રુતિવડે જીવને મુખ્ય ગણવાનો જે ઉપદેશ કર્યો છે, તેથી બ્રહ્મના સંબંધમાં વિરોધ આવતો નથી. કારણ કે "यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते અર્થ.-જે વાણીવડે બોલાતો નથી, પણ જેનાવડે વાણી બોલાય છે, તેને જ તુ બ્રહ્મરૂપે જાણ પણ પ્રત્યક્ષરૂપે જેની તુ ઉપાસના કરે છે, તે બ્રહ્મ નથી" આ શ્રુતિ તેમજ અન્ય શ્રુતિવડે દર્શાવવામા આવ્યુ છે કે, વચન આદિ ક્રિયાના વ્યાપારવાળો આત્મા જ બ્રહ્મરૂપે છે

શિષ્ય -વળી શ્રુતિમા કહ્યું છે કે, 'सह ह्येतावस्मिञ्शरीरे वसतः सहोत्क्रामतः અર્થ - પ્રાણ તથા જીવ આ શરીરમા સાથે રહે છે તથા સાથે જ નિર્ગમન કરે છે" આ રીતે પ્રાણ તથા જીવનું ભેદદર્શન બ્રહ્મ વાદના સબંધમા યોગ્ય નથી

ગુરુ -આ જે શ્રુતિમા કહ્યુ છે, તેમા દોષ નથી જીવની ઉપાધિરૂપ તેમજ જ્ઞાન અને ક્રિયા શક્તિના આશ્રયરૂપ બુદ્ધિ તથા પ્રાણનો ભિન્ન તરીકે ઉપદેશ યોગ્ય છે બુદ્ધિ તથા પ્રાણથી વિશિષ્ટ જીવ, સ્વરૂપે કરી પ્રાણથી અભિન્ન છે, પ્રાણ જ જીવરૂપે છે, આ પ્રમાણેનું એકીકરણ યોગ્ય છે.

વળી नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात् આટલા સૂત્રનો બીજી રીતે અર્થ નીચે પ્રમાણે છે -બ્રહ્મવચનમાં જીવ તથા પ્રાણના સૂચનનો વિરોધ હોતો નથી.

શિષ્ય -કેમ વિરોધ ન આવે, તે આપ સમજાવશો ?

ગુરુ-તેનું કારણ એ છે કે, ઉપાસના ત્રણ પ્રકારની છે. અહીં પ્રાણ ધર્મ વડે, પ્રજ્ઞાધર્મવડે તથા સ્વધર્મવડે બ્રહ્મોપાસના ત્રણ પ્રકારની કહેલ છે તેમા 'आयुरमृतमुपास्स्वायुः प्राणः । इदं शरीरं परिगृह्योत्थापयति । तस्मादेतदुक्थमुपासीत । અર્થ'-આયુરૂપે તથા અમૃતરૂપે મારી ઉપાસના કર. આયુ પ્રાણરૂપે છે. પ્રાણ આ શરીરને ગ્રહણ કરી ઉઠાડે છે. આ પ્રાણની ઉક્થ તરીકે ઉપાસના કરવી જોઇએ " આ સર્વ શ્રુતિવડે પ્રાણની ધર્મોપાસના દર્શાવી છે. "अथ यथास्यै प्रज्ञायै सर्वाणि भूतान्येकीभवन्ति तद् व्याख्यास्यामः । वागेवास्या एकमङ्गमदूदुहत् तस्यै नाम परस्तात् प्रतिविहिता भूतमात्रा प्रज्ञया वाचं समारुह्य वाचा सर्वाणि नामान्याप्नोति ॥ હવે જે રીતે આ પ્રજ્ઞા માટે સર્વ ભૂતો એક થાય છે, તેનું વ્યાખ્યાન કરીશુ આ રીતની શરૂઆત કરી છેવટમા કહ્યું છે કે, વાણીએ પ્રજ્ઞાના દેહાંગને

પૂર્વે. ચક્ષુ આદિથી જાણવામાં આવેલ ભૂતમાત્રા દેહના બીજા અર્ધ ભાગમાં કારણરૂપે છે. આ રીતે ચિદાત્મા પ્રજ્ઞાવડે વાણીનું સમારોહણ કરી સર્વ નામોને મેળવે છે." આ શ્રુતિવડે પ્રાણની ધર્મોપાસના કહી છે. હવે નીચલી શ્રુતિવડે બ્રહ્મ ધર્મોપાસના કહેલ છે:–"ता वा एतादशैव भूतमात्रा अधिप्रज्ञं दश प्रज्ञामात्रा अधिभूतम्। यद्धि भूतमात्रा न स्युर्न प्रज्ञामात्रा स्युः। यद्धि प्रज्ञामात्रा न स्युर्न भूतमात्रा स्युः। न ह्यन्यतरतो रूपं किंचन सिध्येत्। नो एतन्नाना। तद्यथा रथस्यारेषु नेमिरर्पिता नाभावरा अर्पिता एवमेवैता भूतमात्राः प्रज्ञामात्रास्वर्पिताः प्रज्ञामात्राः प्राणेऽर्पिताः स एष प्राण एव प्रज्ञात्मा अर्थः–આ દશ ભૂતમાત્રા* પ્રજ્ઞાને ઉદ્દેશી છે તથા દશ પ્રજ્ઞામાત્રા+ ભૂતને ઉદ્દેશી છે. જો ભૂતમાત્રા ન હોય તો પ્રજ્ઞામાત્રા ન થાય તથા પ્રજ્ઞામાત્રા ન હોય તો ભૂતમાત્રા ન થાય. કારણ કે એમાંથી એકવડે કંઈ પણ રૂપ સિદ્ધ થતું નથી. તે અનેકરૂપે નથી. જેમ રથના આરાઓમાં નેમિ રહેલ છે તથા નેમિમાં આરા રહેલ છે, તેમ જ ભૂતમાત્રા પ્રજ્ઞામાત્રામાં રહેલ છે તથા પ્રજ્ઞામાત્રા પ્રાણમા રહેલ છે. આ પ્રાણ જ પ્રજ્ઞાત્મારૂપ છે" માટે એક બ્રહ્મની જ ઉપાસના પ્રાણ પ્રજ્ઞોપાસનાના ધર્મવડે ત્રણ પ્રકારની કરેલ છે. વળી નીચલી શ્રુતિમાં ઉપાધિ ધર્મવડે બ્રહ્મોપાસનાનો આશ્રય કર્યો છે:—"मनोमय प्राणशरीर પ્રાણરૂપી શરીરવાળું મનોમય." અહીં પણ ત્રણેનો સમાવેશ એકમાં થાય છે. કારણકે ઉપક્રમ તથા ઉપસંહારવડે પ્રાણ, પ્રજ્ઞા તથા બ્રહ્મની એકાર્થતાનું સૂચન થાય છે; માટે પ્રાણ પ્રજ્ઞા સંબંધી જે સૂચન છે, તે બ્રહ્મ સંબંધી જ વચન છે, એમ સિદ્ધ થાય છે. (૩૧)

* પાંચ મહાભૂત તથા પાંચ શબ્દાદિ વિષયો.
\+ પાંચ શબ્દાદિ વિષયજ્ઞાન તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો.

इति श्रीमच्छारीरकमीमांसाभाष्ये शंकरभगवत्पादकृतौ प्रथमाध्यायस्य प्रथमपादस्य चंद्रशंकरात्मजछोटालालशर्मणा कृत गुर्जरगिरानुवाद ॥ १ ॥



# પ્રથમ અધ્યાય—દ્વિતીયપાદ.

## અસ્પષ્ટ શ્રુતિવચન નિરૂપણ.

## भूमिका.

પ્રથમ પાદમાં કહ્યું છે કે, જન્માદ્યસ્ય યતઃ ઇત્યાદિ સૂત્રવડે આકાશાદિ સમસ્ત જગતના જન્માદિ કારણરૂપે બ્રહ્મ છે. સમસ્ત જગતના કારણરૂપ બ્રહ્મનું વ્યાપકપણું, નિત્યપણું, સર્વજ્ઞપણું, સર્વશક્તિપણું તથા સર્વાત્મપણું છે. આ રીતના બ્રહ્મના ધર્મો કેવળ કહેવા માત્રના છે. અન્ય અર્થસૂચક કેટલાક શબ્દો બ્રહ્મ વિષયના હેતુને પ્રતિપાદન કરવાવાળાં છે. વળી કેટલાંક વાક્યો સ્પષ્ટ બ્રહ્મનાં સૂચક છે તથા કેટલાંક સંદેહવાળાં છે, પણ તે સર્વ બ્રહ્મનાં જ સૂચક છે, એમ પૂર્વે નિર્ણય કરેલ છે. વળી બીજાં કેટલાંક વાક્યો બ્રહ્મસૂચક સ્પષ્ટ નથી તથા તે સંદેહવાળાં છે. આવાં વાક્યો બ્રહ્મનું જ પ્રતિપાદન કરે છે કે બીજા કોઇ અર્થનું પ્રતિપાદન કરે છે? આનો નિર્ણય કરવા માટે બીજા તથા ત્રીજા પાદનો આરંભ કરવામાં આવે છે.

શિષ્યઃ–મનોમય આદિ ધર્મો જીવના છે તથા મનોમય આદિ ધર્મો જે ઉપાસ્યરૂપે કહ્યા છે, તેથી જીવ જ ઉપાસ્ય ઠરે છે, પણ બ્રહ્મ ઉપાસ્ય ઠરતો નથી.

ગુરુઃ–મનોમયાદિધર્મની ઉપાસનાથી બ્રહ્મની જ ઉપાસના ઠરે છે, પણ જીવની નહિ. આ સંદેહને ટાળવા માટે વ્યાસ ભગવાને નીચલા સૂત્રની યોજના કરી છેઃ–

### અધિકરણ ૧ લું–સૂત્ર ૧ લું.

### મનોમયથી બ્રહ્મોપાસના.

**सर्वत्र प्रसिद्धोपदेशात्॥ १ ॥**

સૂત્રાર્થઃ–મનોમય આદિ ધર્મની જે ઉપાસના કહી છે, તેથી બ્રહ્મ જ ઉપાસ્ય ઠરે છે. કારણકે આ રીતનો સર્વ સ્થળે પ્રસિદ્ધ ઉપદેશ છે. (૧)

ટીકાઃ–શિષ્યઃ–છાંદોગ્ય ઉપનિષદની શ્રુતિમાં કહ્યું છે કે, 'सर्वं खल्विदं ब्रह्मतज्जलानिति शांत उपासीत। अथ खलु क्रतुमयः पुरुषो यथा क्रतुरस्मिंल्लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति स क्रतुं कुर्वीत मनोमयः प्राणशरीरो भारूप' અર્થઃ–આ સર્વ બ્રહ્મરૂપે છે. આ સર્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય બ્રહ્મમાંથી જ થાય છે. આ બ્રહ્મની શાંત તથા એકાગ્ર ચિત્તથી ઉપાસના કરવી જોઇએ. ખરેખર પુરુષ સંકલ્પવાન્ છે. આ જીંદગીમાં તે જે જે સંકલ્પો કરે છે, તે તેને બીજા જન્મમાં પ્રાપ્ત થાય છે. આ કારણથી

પુરુષે બ્રહ્મમાં જ ચિંતન કરવું જોઇએ. આ બ્રહ્મ મનોમયરૂપ, પ્રાણશરીરરૂપ તથા ભારૂપ છે." હવે અહીં શંકા એ થાય છે કે, મનોમય આદિ ધર્મોવડે શારીર આત્માની ઉપાસનાનો ઉપદેશ કર્યો છે અથવા તો શું પરબ્રહ્મનો જ ઉપદેશ કરવામાં આવ્યો છે? મારું ધારવું એમ છે કે, શારીર આત્માની ઉપાસનાનો ઉપદેશ કર્યો છે. કારણ કે કાર્ય કારણના અધિપતિરૂપ જીવનો મન આદિ ઇન્દ્રિયો સાથે સંબંધ છે, પણ પરબ્રહ્મનો મન સાથે સંબંધ નથી. કારણ કે મુંડક આદિ શ્રુતિમાં કહ્યું છે કે, "अप्राणो ह्यमनाः शुभ्र અર્થ:-બ્રહ્મ પ્રાણ તથા મનથી રહિત શુભ્ર અર્થાત્ સ્વચ્છરૂપે છે."

ગુરુઃ-"सर्वं खल्विदं ब्रह्म આ સર્વ ખરેખર બ્રહ્મ છે" અહીં બ્રહ્મ શબ્દવડે બ્રહ્મનુંજ પ્રતિપાદન છે, તો પછી શારીર આત્મા ઉપાસના કરવા યોગ્ય છે, એવી શંકા શા માટે કરવી જોઇએ?

શિષ્યઃ-ના, આ દોષ નથી. આ વાક્ય બ્રહ્મની ઉપાસનાના વિધિને લગતું નથી.

ગુરુઃ-ત્યારે શાને લગતું છે?

શિષ્યઃ-આ વાક્ય શમવિધિને લગતું છે. કારણ કે "सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत ખરેખર સર્વ બ્રહ્મરૂપે છે. સર્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય બ્રહ્મમાંથી થાય છે. માટે શાંત થઈ બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ" આ પ્રમાણે કહેવામાં આવ્યું છે. અર્થાત આ સર્વ જે કાંઇ વિચારનો સમૂહ છે, તે બ્રહ્મરૂપે છે. કારણ આ સર્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય બ્રહ્મમાંથી થાય છે. બ્રહ્મમાં સર્વની એકાત્મતા હોવાથી તેમાં સમાદિનો સંભવ નથી માટે બ્રહ્મની શાંતિ થઇ ઉપાસના કરવી જોઇએ. જો કે શમ વિધિવાળું વચન છે, પણ તેમ કહેવાવડે બ્રહ્મોપાસનાનો નિયમ થઇ શકતો નથી. ઉપાસના વિધિ તો "स क्रतुं कुर्वीत તેણે અધ્યવસાય કરવો" આ વચનવડે છે. ક્રતુનો અર્થ ધ્યાન અથવા સંકલ્પ થાય છે. આ ધ્યાન સંબંધી નીચે પ્રમાણે શ્રુતિ છે- "मनोमय प्राणशरीरः અર્થ:-પ્રાણયુક્ત શરીર મનોમયરૂપે છે" આ રીતે જીવનું સૂચન કર્યું છે આ જ હેતુથી મારું કહેવું એમ છે કે, આ જે કાંઇ ઉપાસના કહેવામાં આવી છે, તે જીવ સંબંધી છે. "सर्वकर्मा, सर्वकाम સર્વ કર્મવાળું, સર્વ પ્રકારની કામનાવાળું" આ રીતનાં જે શ્રુતિવચન છે, તેથી જીવ સંબંધી સૂચન થાય છે "एष मे आत्मान्तर्हृदयेऽणीयान्व्रीहेर्वा यवाद्वा આ મારો આત્મા હૃદયની અંદર રહેલ છે. તે વ્રીહિથી અથવા તો યવથી પણ નાનો છે." આ રીતે કલ્પના કરવામાં આવી છે કે જીવનું આશ્રયપણું હૃદયને વિષે છે. સર્વ પ્રકારના પરિચ્છેદથી રહિત બ્રહ્મની આ રીતની કલ્પના હોઇ શકે નહિ તેમજ 'ज्यायान् पृथिव्या પૃથ્વીથી મોટો' આ સ્થિતિ પણ પરિચ્છિન્ન વસ્તુને વિષે હોતી નથી.

વળી મારું કહેવું એમ છે કે, એક જ વસ્તુને વિશે નાનાપણાનો તેમજ મોટા પણાનો આશ્રય કરવો યોગ્ય નથી કારણ કે તેમા વિરોધ આવશે પ્રથમ શ્રુતિમા કહ્યુ છે કે, બીજી વસ્તુનો આશ્રય કરવાથી જીવને નાનાપણાનો આશ્રય કરવો યોગ્ય છે તથા બ્રહ્મભાવની અપેક્ષાવડે તે જ જીવનુ મોટાપણુ થશે આ રીતે જીવ વિષયનો નિશ્ચય થવાથી જે છેવટમા છે, તે બ્રહ્મનુ જ કથન છે અર્થાત् एतद् ब्रह्म આ જીવ જ બ્રહ્મરૂપે છે મૂળ વસ્તુનો વિચાર કરીએ તો જીવ સબધી જ વિષય છે માટે મનોમય આદિ ધર્મવડે જીવ ઉપાસના કરવા યોગ્ય છે

ગુરુ –જીવ મનોમય આદિ ધર્મ વડે ઉપાસના કરવા યોગ્ય નથી, પણ પરબ્રહ્મ જ મનોમય આદિ ધર્મવડે ઉપાસના કરવા યોગ્ય છે કારણ કે સર્વત્ર આ રીતનો પ્રસિદ્ધ ઉપદેશ છે કારણ કે સર્વ વેદાતમા પ્રસિદ્ધ છે કે, બ્રહ્મ શબ્દનુ આલબન જગતના કારણ રૂપે છે આ સ્થળે શ્રુતિમા આરભમા કહ્યુ છે કે, જે કોઇ આ પ્રત્યક્ષરૂપે છે તે સર્વ બ્રહ્મરૂપે છે એમ શ્રુતિવડે પ્રતિ પાદન કરાયેલ જે બ્રહ્મ છે, તેનો જ ઉપદેશ છે તથા તે બ્રહ્મ મનોમય ધર્મથી વિશિષ્ટ છે આમ થવાથી પ્રકૃતની હાનિ અર્થાત્ મૂળ વસ્તુને છોડી દેવી તથા અપ્રકૃતની પ્રક્રિયા અર્થાત્ અન્ય વસ્તુનુ કથન થવાનો સભવ આવશે નહિ

શિષ્ય –શ્રુતિના વાક્યની શરૂઆતમા શમવિધિની વિવક્ષાવડે બ્રહ્મનો નિર્દેશ થાય છે, પણ જીવની વિવક્ષા નથી

ગુરુ –શમવિધિની વિવક્ષાવડે બ્રહ્મનો નિર્દેશ છે, પણ મનોમય આદિ ધર્મનો ઉપદેશ કરવામા આવેલ હોવાથી તે જ બ્રહ્મ સમીપવર્તી થાય છે, પણ જીવ સમીપવર્તી થતો નથી તથા સ્વશબ્દવડે જીવનુ ગ્રહણ કરવામા આવ્યુ નથી આ પ્રમાણે જીવ તથા બ્રહ્મને વિશે વિષમતા રહેલ છે (૧)

શિષ્ય –બ્રહ્મમા કોઇ પણ પ્રકારનો ધર્મ હોતો નથી, તો પછી વિવક્ષિત ધર્મવડે બ્રહ્મ ઉપાસ્ય કેવી રીતે થઇ શકે ?

ગુરુ –આ શકાના નિરસન અર્થે વ્યાસ ભગવાને ૨ જા સૂત્રની યોજના કરી છે જેમકે–

## અધિકરણ ૧ લુ–સૂત્ર ૨ જુ

### સગુણ બ્રહ્મોપાસના.

**विवक्षितगुणोपपत्तेश्च ॥२॥**

વિવક્ષિત ગુણની પ્રાપ્તિ બ્રહ્મને વિશે હોવાથી પરબ્રહ્મ જ ઉપાસના કરવા યોગ્ય છે (૨)

ટીકા –ગુરુ –પરમાત્માના જે ગુણો કહેવા માટે ઇચ્છા કરવામા આવી હોય, તે વિવક્ષા કહેવાય હવે વેદ અપૌરુષેય છે, માટે તેમા વક્તાનો અભાવ છે તો પછી વેદમા કહેવાની ઇચ્છાનો સભવ

હોતો નથી. છતાં સ્વીકારરૂપ ફળવડે કથન કરવામાં આવ્યું છે. જે વસ્તુ સંબંધી શબ્દવડે કહેવામાં આવ્યું હોય તથા તેનો જો સ્વીકાર કરવામાં આવ્યો હોય, તે વસ્તુ વિવક્ષિત કહેવાય છે તથા જેનો ત્યાગ કરવામાં આવ્યો હોય, તે વસ્તુ અવિવક્ષિત કહેવાય છે. તેજ પ્રમાણે વેદમાં ગ્રાહ્યરૂપે જે વસ્તુ કહેવામાં આવેલ હોય, તે વિવક્ષિત કહેવાય છે તથા તેથી ઉલટી તે અવિવક્ષિત કહેવાય છે. વેદવચનના સ્વીકારથી ઉપાદાન તથા તેના અસ્વીકારવડે અનુપાદાનનું જ્ઞાન થાય છે આ સ્થળે જે વિવક્ષિત ગુણોનો ઉપાસનામાં ઉપાદેય તરીકે ઉપદેશ કરવામાં આવ્યો હોય, તે સર્વ સત્ય સંકલ્પાદિ ગુણો પરબ્રહ્મને વિશે ઉત્પન્ન છે. પરમાત્માની જ ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને વિશે શક્તિ રહેલ છે, માટે સત્ય સંકલ્પપણું પણ પરમાત્મામાં જ સંભવે છે પરમાત્માના ગુણ તરીકે સત્ય કામ તથા સત્ય સંકલ્પ નીચલી શ્રુતિ દર્શાવે છે.—"आत्मापहतपाप्मा આત્મા પાપરહિત છે" आकाशात्मा ઈત્યાદિથી આકાશવત્ આત્મા છે જેનો, એવો અર્થ થાય છે. સર્વગતત્વાદિ ધર્મવડે બ્રહ્મનું આકાશ સાથે સામ્યપણું સંભવે છે. આ રીતનું રહસ્ય "ज्यायान् पृथिव्या આત્મા પૃથિવીથી મોટો છે" આ શ્રુતિ દર્શાવે છે. જો કે આકાશ આત્મા જેનો છે એમ વ્યાખ્યાન કરવામાં આવે, છતાં સર્વ જગતના કારણરૂપ તથા સર્વાત્મારૂપ બ્રહ્મનું આકાશાત્મપણું સંભવે છે. આ કારણથી જ બ્રહ્મને વિશે सर्वकर्मा એવું વિશેષણ આપ્યું છે. આ રીતે નહી પણ ઉપાસ્યપણુ વડે વિવક્ષિત થયેલ ગુણો બ્રહ્મને જ લાગુ પડે છે. પૂર્વે તારૂં કહેવું થયું છે કે "मनोमयः प्राणशरीरः પ્રાણ યુક્ત શરીર મનોમય છે." આ રીતે જીવનું સૂચન કર્યું છે, પણ તે બ્રહ્મને લાગુ પડતું નથી, તે તદન ખોટું છે. હું કહું છું કે, તે બ્રહ્મને જ લાગુ પડે છે. બ્રહ્મ સર્વાત્મારૂપ હોવાથી મનોમય આદિ જે જીવ સંબંધી ગુણો છે, તે સર્વ બ્રહ્મ સંબંધી જ છે. આનું જ સ્પષ્ટીકરણ કરવા શ્રુતિ તથા સ્મૃતિ વિશે કહેવામાં આવ્યું છે. જેમકે:—

"त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ॥ त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः (શ્વેતા૦) તું સ્ત્રીરૂપે છે, તું પુરુષરૂપે છે, તું કુમારરૂપે છે, તું કુમારીરૂપે છે, વૃદ્ધ પુરુષ જે હાથમાં દંડ લઇને જાય છે તે રૂપે તું છે, તું ઉત્પન્ન થયલારૂપે છે તથા તું સર્વ સ્થળે સત્તા ચલાવે છે." "सर्वतः पाणिपादं तत् सर्वतोऽक्षि शिरोमुखम्। सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति (ગીતા) પરમાત્મા સર્વ દિશામાં હાથ તથા પગવાળા છે. સર્વ સ્થળે તે ચક્ષુવાળા, ગ્રાણ તથા મુખવાળા છે. તેના કાન સર્વ દિશામાં છે. તે સર્વને આવરણ કરી રહેલ છે." વળી अप्राणो ह्यमनाः शुभ્ર આ શ્રુતિ શુદ્ધ બ્રહ્મના સંબંધમાં લાગુ પડે છે તથા मनोमयः प्राणशरीरः આ શ્રુતિ સગુણ બ્રહ્મના સંબંધમાં લાગુ પડે છે આથી વિવક્ષિત ગુણની પ્રાપ્તિવડે પરબ્રહ્મ જ ઉપાસના કરવા યોગ્ય છે, એમ ઉપદેશ કરવામાં આવ્યો છે. (૨)

શિષ્ય–આ ગુણો જ્યારે બ્રહ્મને લાગુ પડે છે ત્યારે તે શરીર સબંધી કહેવાઈ શકે નહિ

ગુરુ–આ ગુણો બ્રહ્મને લાગુ પડે છે, એ સિદ્ધ કરવા જ ૩ જા સૂત્રની યોજના કરી છે જેમકે કહ્યુ છે કે–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૩ જું.

### ગુણોમાં બ્રહ્મરૂપતા.

अनुपपत्तेस्तु न शारीर ॥ ३ ॥

સૂત્રાર્થ–આ ગુણોની ઉપપત્તિ જીવને વિશે નહિ હોવાથી તે ગુણો શરીર સબંધી કહેવાઇ શકે નહિ (૩)

ટીકા–ગુરુ–પૂર્વ સૂત્રથી સિદ્ધ કર્યું છે કે, વિવક્ષિત ગુણોની ઉપપત્તિ બ્રહ્મને વિશે જ છે તથા આ સૂત્રવડે સિદ્ધ કર્યું છે કે, તે ગુણોની ઉપપત્તિ શરીરને વિશે નથી અહીં જે તુ શબ્દ વાપરવામા આવ્યો છે, તે નિશ્ચય અર્થનુ સૂચન કરે છે ન્યાય પુરસર પણ મનોમયત્વાદિ ગુણ બ્રહ્મરૂપ જ છે, પણ મનોમયત્વાદિ ગુણ શારીર જીવરૂપે નથી કારણ કે સત્ય સંકલ્પ, આકાશાત્મા, વાણીથી રહિત, આદરથી રહિત તથા પૃથિવીથી મહાન્ ઇત્યાદિ ગુણો ખરેખરી રીતે શારીર જીવને વિશે યુક્ત થતા નથી શારીરનો અર્થ શરીરને વિશે ઉત્પત્તિ છે જેની, એવો અર્થ થાય છે.

શિષ્ય–ઇશ્વર પણ શરીરમાં રહેલ છે, માટે આ ગુણો કેમ શારીર ન કહેવાઈ શકે ?

ગુરુ–ખરી વાત છે. ઇશ્વર પણ શરીરમા રહે છે પણ તે કેવળ શરીરમા જ રહે છે, એમ નથી તેનું શ્રુતિમાં સર્વ વિશે વ્યાપકપણું દર્શાવ્યું છે જેમકે, "ज्यायान् पृथिव्या ज्यायानन्तरिक्षात् આત્મા પૃથિવીથી મોટો તથા અંતરિક્ષથી મોટો છે." વળી સ્મૃતિમા કહ્યું છે કે "आकाशवत् सर्वगतश्च नित्य આત્મા આકાશની પેઠે સર્વવ્યાપક તથા નિત્યરૂપે છે" જીવ તો કેવળ શરીરમાં જ રહે છે, જીવના ભોગના અધિષ્ઠાનરૂપે શરીર છે માટે શરીરથી અન્ય સ્થળે તેનુ અસ્તિત્વ નથી. (૩)

શિષ્ય–મનોમયત્વાદિ વિશિષ્ટ જીવાત્મા શારીર નથી, તેના સંબંધમા બીજુ કાઇ કારણ હોય તો તે કહેશો.

ગુરુ–હા, તે માટે જ ચોથા સૂત્રની યોજના કરી છે. જેમકે–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૪ થું.

### કર્મકર્તાદિવડે ગુણો બ્રહ્મરૂપે.

कर्मकर्तृव्यपदेशाच्च ॥ ४ ॥

સૂત્રાર્થ–શ્રુતિમા એવો ઉદ્દેશ છે કે, જીવનુ કર્મ તથા કર્તાપણું છે આ હેતુથી જ મનોમયત્વાદિ વિશિષ્ટ જીવ શરીર સબધી નથી. (૪)

ટીકા:-ગુરુ'-મનોમયત્વાદિ ગુણ શારીર નથી, કારણ કે કર્મ તથા કર્તા તરીકેનું સૂચન જોવામાં આવે છે. જેમકે "एतमित प्रेत्यामिसमवितास्मि હું' આ શરીરનો ત્યાગ કરી ફરી જન્મને પામીશ" અહી एत શબ્દની મનોમયત્વાદિ ગુણરૂપ તથા ઉપાસના કરવા યોગ્ય આત્માની કર્મપણાવડે પ્રાપ્તિ થાય છે, આ રીતનું સૂચન છે. अभिसमवितास्मि આ વાકયથી ઉપાસકરૂપ જીવની કર્તારૂપે પ્રાપ્તિ થાય છે, અહી अभिसमवित નો અર્થ પ્રાપ્ત કરીશ, એવો થાય છે. જીવને ગતિ જેવું હોય તો એકનું જ કર્મ તરીકે તેમજ પાછું કર્તા તરીકે સૂચન કરવું યોગ્ય નથી તેજ રીતે ઉપાસ્ય તથા ઉપાસક ભાવ એક ભિન્ન આશ્રયવાળા છે. માટે મનોમયત્વાદિ વિશિષ્ટ ગુણ શારીર નથી.-(૪)

## અધિકરણ ૧ લું-સૂત્ર ૫ મું.

## ગુણની બ્રહ્મરૂપતામાં વેદ પ્રમાણ.

शब्दविशेषात् ॥ ५ ॥

સૂત્રાર્થ:-તે જ પ્રમાણે શબ્દના ભેદને લીધે પણ મનોમયત્વાદિ ગુણ શારીરરૂપે નથી (૫)

ટીકા-ગુરુ-મનોમયત્વાદિ ગુણ જીવથી અન્ય છે. કારણ કે સમાન પ્રકરણવાળી બીજી શ્રુતિમાં શબ્દનું ભિન્નત્વ છે. જેમકે "यथाव्रीहिर्वा यवो वा श्यामाको वा श्यामाक तंडुलो वैवमयमतरात्मन् पुरुषो हिरण्मय. (શતપથ બ્રા૦) અર્થ:-જેવી રીતે વ્રીહિ, યવ, સામો અથવા સામાના ચોખા, આ રીતનો હિરણ્મય પુરુષ અંતરાત્મામાં છે." अन्तरात्मन् આ સપ્તમી વિભક્તિવાળો શબ્દ શારીર આત્માનું સૂચન કરે છે. માટે મનોમયત્વાદિ વિશિષ્ટ આત્માનું સૂચન કરવાવાળો પ્રથમા વિભક્તિવાળો પુરુષ ભિન્ન છે. આથી પણ પુરુષ તથા જીવનો ભેદ જાણવામા આવે છે. (૫)

## અધિકરણ ૧ લું-સૂત્ર ૬ ઠું.

## જીવનો શારીરરૂપે અભાવ,

स्मृतेश्च ॥ ६ ॥

સૂત્રાર્થ:-સ્મૃતિમાં પણ આ રીતનું પ્રમાણ છે કે, મનોમયત્વાદિ વિશિષ્ટ જીવ શારીર નથી.

ટીકા-શિષ્ય'-ભગવદ્ગીતામાં કહ્યું છે કે, 'इश्वर सर्व भूताना हृद्देशेऽर्जुन तिष्ठति। भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया અર્થ:-હે અર્જુન ! યંત્રવડે જેમ મદારી પૂતળાને નચાવે છે, તેમ સર્વ પ્રાણી માત્રના હૃદયને વિશે રહેલ પરમાત્મા પોતાની માયાવડે સર્વ પ્રાણીને નચાવે છે." આ સ્મૃતિ જીવનો તથા પરમાત્માનો ભેદ દર્શાવે છે. પરમાત્માથી ભિન્ન જીવરૂપે કોને માનવામાં આવ્યો છે ? કારણ કે अनुपपत्तेस्तु न शारीरः ઈત્યાદિ સૂત્રવડે જીવનો પરમાત્માની સાથેની એકતાનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. બૃહદારણ્યક શ્રુતિમા કહ્યુ છે કે, "नान्योऽतोऽस्ति द्रष्टा नान्योऽतोऽस्ति श्रोता અર્થ.—પરમા

ત્માથી ભિન્ન કોઈ દ્રષ્ટા તેમજ શ્રોતારૂપે નથી.” આ રીતની અનેક શ્રુતિઓ પરમાત્માથી ભિન્ન અન્ય આત્માનો નિષેધ કરે છે. આ જ પ્રમાણે સ્મૃતિમાં કહ્યું છે કે, “क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत અર્થઃ-સર્વ શરીરમાં જીવરૂપ તું મને જ જાણ.”

ગુરુઃ-ભાઈ! તારૂં કહેવું બરાબર છે. દેહ, ઈન્દ્રિય, મન તથા બુદ્ધિરૂપ ઉપાધિથી પરિચ્છેદ પામેલ આત્માને અજ્ઞાની પુરુષ જીવરૂપે કહે છે. આના સંબંધમાં હું તને ઘડાનું દષ્ટાંત કહું, તે તું સાંભળ. જો કે ઘડો તથા કમંડળ આદિ ઉપાધિને લીધે તેમાં રહેલ આકાશ જો કે એકરૂપે છે, છતાં ભિન્ન ભિન્નરૂપે ભાસે છે, તેમ આત્મા જો કે એક છે, છતાં મન, બુદ્ધિ આદિ ઉપાધિના ભેદને લીધે ભિન્ન ભિન્ન ભાસે છે. આ જ કારણથી આ તો કર્મ છે તથા આ કર્તા છે, ઈત્યાદિ જે ભેદવ્યવહાર જોવામા આવે છે, તેમાં વિરોધ આવતો નથી. આ જ કારણથી પૂર્વે કહ્યુ છે કે, “तत्त्वमसि તે તું છે.” અર્થાત્ આત્માનો એકરૂપે ઉપદેશ કરવામા આવ્યો છે. આત્માનું, એકપણું જ્યારે જાણવામાં આવે છે, એટલે આત્માને બંધ તથા મોક્ષ આદિ જે સર્વ વ્યવહાર જોવામાં આવે છે, તેનો અભાવ થાય છે. (૬)

શિષ્યઃ-આત્મા જ્યારે એકરૂપે છે ત્યારે તેનો સગુણ તેમ જ નિર્ગુણ, એમ બે પ્રકારે ઉપદેશ શા માટે કરવામાં આવ્યો છે?

ગુરુ-આ બે પ્રકારનો ઉપદેશ એટલા માટે કરવામાં આવ્યો છે કે, અજ્ઞાની મનુષ્યને નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ સમજવું અઘરૂં પડે, માટે પ્રથમ સગુણ બ્રહ્મનો પણ ઉપદેશ કર્યો છે. આ જ હેતુથી વ્યાસ ભગવાને સાતમા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૭ મું.

## ધ્યાન માટે બ્રહ્મની સ્થાનયોજના.

अर्भकौकस्त्वात्तद्व्यपदेशाच्च नेति चेन्न निचाय्यत्वादेवं व्योमवच्च ॥ ७ ॥

સૂત્રાર્થઃ- મનોમયત્વાદિ વિશિષ્ટ પરમાત્મા અલ્પ સ્થાનમાં રહેલ હોવાથી તથા આ રીતનુ સૂચન હોવાથી તે પરમાત્મારૂપ નથી, એમ જો કોઈ કહે તો તે ખોટું છે. કારણ કે એક વસ્તુમા ધ્યાન કરાવવા પરમાત્માને મનોમયત્વાદિ વિશિષ્ટ તથા આકાશસદૃશ કહેલ છે. (૭)

ટીકા -શિષ્ય -શ્રુતિમાં કહ્યું છે કે, “एष म आत्मान्तर्हृदयेઅર્થ: આ મારો આત્મા હૃદયના મધ્ય ભાગમાં છે.” આ પ્રમાણે આત્માનું અલ્પ સ્થાન જણાવ્યું-છે, જેથી તેમાં પરિચ્છેદપણાનો ભાવ ઉત્પન્ન થાય છે. તેમ જ વેદમાં આત્માના અણુપણાના સંબંધમાં કહ્યું છે કે “अणीयान् व्रीहेर्वा यवाद्वा અર્થ-આત્મા વ્રીહિ તથા યવથી પણ સૂક્ષ્મ છે” એમ જીવનુ સૂક્ષ્મપણાનું સૂચન કર્યુ છે માટે આ સ્થળે જે ઉપદેશ કરવામાં આવ્યો છે,

તે કેવળ શારીરરૂપ તથા સૂક્ષ્મ સ્વરૂપ જીવનો જ છે પણ સર્વ વ્યાપક પર માત્માનો આ ઉપદેશ નથી. માટે હે ગુરુ ! મારી આ રીતની શંકાનું નિવારણ કરો

ગુરુ–આમ કહેવામા દોષ નથી પરિછિન્ન સ્થાનવાળા જીવની સર્વવ્યાપકરૂપ પરમાત્મારૂપે પ્રાપ્તિ કેમ ન હોઇ શકે ? જે સર્વવ્યાપક છે અર્થાત જેનું અસ્તિત્વ સર્વ સ્થળનેવિશે છે, તેનો ઉપદેશ કોઇ કારણને લીધે પરિચ્છિન્ન સ્થળરૂપે છે, એમ સંભવી શકે છે: જેમકે જે સમસ્ત પૃથ્વીનો રાજા હોય, તેના સંબધમાં એમ કહીએ કે, તે અયોધ્યાનો પણ રાજા છે.

શિષ્ય–કયા કારણને લઈ જે ઇશ્વર સર્વ વ્યાપક છે, તેનો અલ્પસ્થાનવાળારૂપે તથા સૂક્ષ્મરૂપે ઉપદેશ કરવામા આવ્યો છે ?

ગુરુ–આ જ હેતુને લઇ મૂળ સૂત્રમાં કહ્યુ છે કે "निचाय्यत्वात् આત્માનો સાક્ષાત્ કાર કરવા માટે" આમ ઉપદેશ કર્યો છે. આ રીતે સૂક્ષ્મ આદિ ગુણગણોથી યુક્ત ઇશ્વરનો હૃદયકમળવિશે સાક્ષાત્કાર કરવો જોઇએ, આ રીતનો ઉપદેશ છે. જેમકે શાલિગ્રામને વિશે હરિ છે, એ રીતની ભાવના કરવામા આવે છે, તેમ હૃદય કમળમાં પરમાત્મા છે, એ રીતની ભાવના કરવામાં આવે છે આ રીતના ઇશ્વરના સાક્ષાત્કાર કરનારને બુદ્ધિનું વિજ્ઞાન હોય છે. જો કે ઇશ્વર સર્વવ્યાપક છે, છતા હૃદયકમળમાં તેની ઉપાસના કરવાથી તે પ્રસન્ન થાય છે. પરમાત્માને આકાશ સદૃશ કહ્યો છે, તે પણ તે જ રીતે જાણી લેવુ. જેમ આકાશ સર્વવ્યાપક છે તથા જેમ તેનો, સોયના નાકાદિરૂપ અલ્પ સ્થાનમા પણ તેનું અસ્તિત્વ છે, એમ ઉપદેશ કરવામાં આવે છે, તેમ બ્રહ્મના સંબધમા ઉપદેશ છે. આ પ્રમાણે સાક્ષાત્કારના હેતુને લઇ બ્રહ્મનું અલ્પ સ્થળે અસ્તિત્વ છે, એમ ઉપદેશ છે, પણ તે ઉપદેશ પારમાર્થિક નથી. આમ હોવાથી તારી જે શંકા છે કે, બ્રહ્મનું સ્થાન હૃદય છે તથા હૃદય સ્થાન દરેક શરીરમાં ભિન્ન ભિન્ન છે, અને તેથી શુક આદિ પ્રાણીઓ જેમ અનેક છે, પરિચ્છિન્નરૂપે છે, તથા અનિત્યરૂપે છે ઈત્યાદિ દોષોની પ્રાપ્તિ બ્રહ્મના સંબધમાં લાગુ પડે છે, આ તારી શંકાનું છેદન ઉપર કહેવા પ્રમાણે થાય છે. (૭)

શિષ્ય–તમે કહોછો કે, મનોમયત્વાદિ વિશિષ્ટ પરમાત્મા તથા સર્વ ગત પરમાત્મા એક છે, તોપછી મનોમયત્વાદિ વિશિષ્ટ પરમાત્માને તો સભોગની પ્રાપ્તિ થાય છે તે જ પ્રમાણેની સભોગપ્રાપ્તિ સર્વગત પરમાત્માને પણ લાગુ પડશે.

ગુરુ–તારૂં કહેવુ બરાબર છે. આ તારી શંકાનું છેદન વ્યાસે રચેલ આઠમા સૂત્રવડે થઇ શકે છે. તેમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧ લું-સુત્ર ૮ મું.

## પરમાત્મામાં સંભોગનો અભાવ.

सम्भोगप्राप्तिरिति चेन्न वैशेष्यात् ॥८॥

સૂત્રાર્થ:-બ્રહ્મને સંભોગની પ્રાપ્તિ છે, એમ કહેવું તે તદન ખોટું છે. કારણકે સંભોગની પ્રાપ્તિના સંબંધમાં ભેદ રહેલ છે. (૮)

ટીકા:-શિષ્ય:-સર્વવ્યાપક બ્રહ્મનો આકાશની માફક સર્વ પ્રાણીના હૃદયને વિશે સંબંધ રહેલો છે. ચિદ્રૂપતાવડે બ્રહ્મનો તથા જીવનો અભેદ છે; તેથી જીવાત્મા તથા પરમાત્માની એકતા હોવાને લીધે સુખદુ:ખાદિનો સંભોગ પણ બેઉમાં એકસરખો જ થવો જોઇએ. વળી "नान्योऽतोऽस्ति द्रष्टा આત્માથી અન્ય કોઇ દ્રષ્ટારૂપ નથી." ઇત્યાદિ શ્રુતિવડે પરમાત્માથી ભિન્ન કોઈ આત્મા સંસારી નથી. માટે પર આત્માને જ સંસાર સંભોગની પ્રાપ્તિનો સંભવ છે.

ગુરુ.-ના, કારણકે બેઉમાં ભિન્નતા છે. જીવની માફક બ્રહ્મનો જો કે સર્વ પ્રાણીના હૃદયની સાથે સંબંધ છે, છતાં સુખદુ:ખાદિ ભોગની પ્રાપ્તિ થતી નથી. કારણકે જીવાત્મા તથા પરમાત્મામાં ભિન્નતા છે. જીવ તથા ઇશ્વર વિશે નીચે પ્રમાણેનો ભેદ રહેલ છે:-એક અર્થાત્ જીવાત્મા કર્તારૂપે, ભોક્તારૂપે, ધર્માધર્મના સાધનવાળો તથા સુખદુ:ખાદિવાળો છે તથા બીજો અર્થાત્ પરમાત્મા જીવથી વિપરીત તથા પાપાદિ ગુણુથી રહિત છે. આ બેઉમાં આ રીતની ભિન્નતા હોવાને લીધે એકને સુખ દુ:ખાદિનો ભોગ છે, પણ બીજાને નથી. વસ્તુની શક્તિનો અનાદર કરી કેવળ સમીપતાને લીધે પરમાત્મામાં કાર્ય સંબંધ ભાવ ઉત્પન્ન થાય, તો પછી આકાશાદિ, કે જે બળનારી વસ્તુની સમીપ છે, તેનો પણ દાહ થવો જોઇએ. પણ તેમ થતું નથી. જે લોકો સર્વ વ્યાપક આત્માનું અનેકપણું માને છે, તેને પણ આ શંકા તથા સમાધાન સરખાં છે. બ્રહ્મની એકતા છે. તેમજ અન્ય આત્માનો અભાવ છે તથા તે કારણુથી જીવને સુખ દુ:ખાદિનો ભોગ થવાથી બ્રહ્મને પણ સુખ દુ:ખાદિના ભોગનો પ્રસંગ આવે છે, એમ જે તારું માનવું છે, તેના સંબંધમાં હું કહું છું, તે તું સાંભળ. જે મૂર્ખ આ રીતની શંકા કરે, તેને પૂછવું કે, તેં અન્ય આત્માના અભાવનો નિશ્ચય કેવી રીતે કર્યો ? જો તે મૂર્ખ એમ કહે કે "तत्त्वमसि, अहं ब्रह्मास्मि, नान्योऽतोऽस्ति विज्ञाता અર્થ:-તે તું છે. હું બ્રહ્મરૂપે છું. આથી ભિન્ન કોઇ વિજ્ઞાતારૂપ નથી" ઇત્યાદિ શાસ્ત્રનાં પ્રમાણવડે મેં નિશ્ચય કર્યો છે. તારે તો જે રીતનું શાસ્ત્ર છે,તેજ પ્રમાણે તેનો અર્થ સમજવો જોઇએ. પણ અર્ધ જરતી ન્યાય* ગ્રહણ કરવો નહિ. શાસ્ત્ર તો तत्त्वमसि ઇત્યાદિ શ્રુતિવડે જીવના ઉપભોક્તાપણાનો નિષેધ કરે છે. કારણ કે શાસ્ત્રે બ્રહ્મનો પાપાદિ વિશેષણથી રહિતરૂપે તથા જીવનો

* વૃદ્ધ સ્ત્રીનું મુખ માત્ર જ કામની ઉત્પત્તિ કરે છે, પણ તેનાં અંગો નહિ

આત્મારૂપે ઉપદેશ કર્યો છે. જીવના ઉપભોગને લીધે બ્રહ્મને ઉપભોગનો પ્રસંગ કેવી રીતે કહેવાઇ શકે? જ્યાં સૂધી જીવનું બ્રહ્મ સાથે એકત્વ ગ્રહણ નથી કર્યું ત્યાં સૂધી જ મિથ્યા જ્ઞાનના સાધનરૂપ શરીરનો ઉપભોગ છે પરમાર્થરૂપ બ્રહ્મનો લેશ પણ સ્પર્શ ઉપભોગની સાથે નથી. જેમ બાળક આકાશમાં તળીઉં મલીનતાવાળું છે, એમ સંકલ્પ કરે છે, પણ ખરી રીતે આકાશનું તળીઉં મલીનતાદિ વિશિષ્ટ ગુણથી રહિત છે. આથી જ સૂત્રના છેવટમાં કહ્યું છે. કે, "न वैशेष्यात् જો કે જીવાત્મા તથા પરમાત્મા એક છે, છતાં જીવના ઉપભોગને લીધે બ્રહ્મના ઉપભોગનો પ્રસંગ અયોગ્ય છે. કારણ કે બેઉમાં વિશેષતા છે" મિથ્યા જ્ઞાન તથા સમ્યક્ જ્ઞાનને લીધે આ વિશેષતા છે. ઉપભોગની જે કલ્પના છે, તે મિથ્યા જ્ઞાનને લઇને છે સાક્ષાત્કાર થવાવડે સર્વનું એકત્વ છે, એમ જણાય છે મિથ્યા જ્ઞાનવડે કલ્પાયેલ ઉપભોગવડે સમ્યક્ જ્ઞાનવડે જોવાયેલ વસ્તુને જરા પણ સ્પર્શ થતો નથી. માટે ઇશ્વરને ઉપભોગ છે, એ રીતની કલ્પના ખોટી છે. (૮)

શિષ્ય–આપણે જે અન્ન ભક્ષણ કરીએ છીએ, તેનો ભક્ષણકર્તા ત્યારે કોણ છે?

ગુરુ–ભક્ષકરૂપે પરમાત્મા જ છે. કારણકે તે જ ચર તેમ જ અચરરૂપે છે આ જ હેતુથી ૯ મા સૂત્રમાં વ્યાસ ભગવાને કહ્યું છે કે –

## અધિકરણ ૨ જું–સૂત્ર ૯ મું.

## પરમાત્મા ભક્ષકરૂપે.

अत्ता चराचरग्रहणात् ॥९॥

સૂત્રાર્થ–પરમાત્મા જ ભક્ષકરૂપે છે. કારણ ચરરૂપે તેમજ અચરરૂપે પરમાત્માનું જ ગ્રહણ થાય છે. (૯)

ટીકા–શિષ્ય–કઠોપનિષદના ૧ લા અધ્યાયની ૨ જી વલ્લીના ૫ મા સૂત્રમાં કહ્યું છે કે, "यस्य ब्रह्म च क्षत्र च उभे भवत ओदन । मृत्युर्यस्योपसेचन क इत्था वेद यत्र स ॥ અર્થ:–જે તમપ્રધાન ઇશ્વિરને બ્રાહ્મણ તથા ક્ષત્રિયના લક્ષણવાળું આખું જગત ઓદનરૂપે અર્થાત્ ભક્ષણરૂપે છે, તથા જે ઇશ્વિરને મૃત્યુ વ્યંજન અર્થાત્ સહાયકરૂપે છે, તે ઇશ્વર જે શુદ્ધ સ્વરૂપમાં રહેલ છે, તે શુદ્ધ આત્માને જે રીતે હું જાણું છું, તે પ્રમાણે મારાથી અન્ય બીજો કોણ જાણે છે? અર્થાત્ કોઇ નહિ" આ શ્રુતિ પ્રમાણે ઓદન તથા વ્યંજનથી સૂચવાયેલ કોઇ ભક્ષકની પ્રતીતિ થાય છે હવે આ સ્થળે શંકા એ થાય છે કે, અગ્નિ ભક્ષકરૂપે છે, જીવ ભક્ષકરૂપે છે અથવા તો પરમાત્મા ભક્ષકરૂપે છે? કારણ કે વિશેષરૂપે કોઇનું સૂચન કર્યું નથી. અગ્નિ, જીવ તથા પરમાત્મા આ ત્રણ પ્રશ્નનું સૂચન આ સ્થળે કરેલ છે મારું ધારવું એવું છે કે, અગ્નિ ભક્ષકરૂપે છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "अग्निरन्नाद અગ્નિ ભક્ષકરૂપે છે" અથવા તો જીવ ભક્ષકરૂપે કહીએ તો ચાલે કારણ કે કહ્યું છે કે, "तयोरन्य पिप्पल स्वाद्वत्ति

આ બેમાંથી એક સ્વાદવાળું ફળ ખાય છે.” પણ પરમાત્મા તો ભક્ષક કહેવાઇ શકેજ નહિ. કારણ કે મુંડક ઉપનિષદમાં કહ્યું છે કે,“अनश्नन्यो अभिचाकशीति અર્થઃ-બીજો અર્થાત્ પરમાત્મા ફળને ખાધા વગર માત્ર જોયા કરે છે.”

ગુરુ.-ભાઈ! તારા કહેવામાં ભૂલ છે. પરમાત્મા જ ભક્ષકરૂપે થવા યોગ્ય છે. કારણ કે ચર તથા અચરનું ગ્રહણ કરેલ છે. ચર તથા અચર એટલે જંગમ તથા સ્થાવર થાય છે. અહીં સ્થાવર તથા જંગમની મૃત્યુ તથા વ્યંજનરૂપે ભોગ્યવડે પ્રતીતિ થાય છે. પરમાત્માથી અન્ય કોઇ સંપૂર્ણતાથી આવા ભોગ્યનો ભોક્તા હોઇ શકે નહિ. પરમાત્મા જ સર્વ વિકાર સમૂહનો સંહાર કરે છે તથા તેનું ભક્ષણ કરે છે, આમ યોગ્ય છે.

શિષ્ય -હે ભગવન્! આપનું કહેવુ ખરું છે. પણ અહીં ચર તથા અચરના ગ્રહણની ઉપલબ્ધિ નથી. તો પછી જાણે સિદ્ધ જ વસ્તુ હોય, તેમ હેતુ તરીકે ચરાચરનું ગ્રહણ કેવી રીતે લઈ શકાય?

ગુરુઃ-આ દોષ નથી. મૃત્યુ ઉપસેચનરૂપે છે, એમ કહેવાથી સર્વ પ્રાણીસમૂહની પ્રતીતિ થાય છે. તેમાં બ્રાહ્મણ તથા ક્ષત્રિય પ્રધાનરૂપે છે, માટે પ્રાણી સમૂહને બદલે એકલું તેનું જ સૂચન કર્યું છે.

શિષ્ય-પણ પરમાત્મા ભક્ષકરૂપે છે, એ સંભવતું [illegible] કે મુંડક ઉપનિષદમાં કહ્યું [illegible] अभिचाकशीति બીજો ખાધા વગર જોયા કરે છે.” આ પ્રમાણે શ્રુતિનું પ્રમાણ છે.

ગુરુઃ-આ શ્રુતિ કર્મના ફળના ભોગનો પ્રતિષેધ કરે છે. કારણ કે પરમાત્માનું સર્વ વ્યાપકપણું હોવાથી તે સર્વની સમીપમાં છે. માટે કોઇ પરમાત્માને ભોક્તારૂપે જાણે, જેથી તેનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. પણ કોઇ વિકારનો તે સંહારક છે, તેનો પ્રતિષેધ કરતું નથી. સર્વ વેદાંતમાં સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારના કારણરૂપે કરી બ્રહ્મની જ પ્રસિદ્ધિ છે. માટે પરમાત્મા જ ભક્ષકરૂપે થવા યોગ્ય છે. (૯)

શિષ્ય-પણ આના સંબંધમાં બીજુ કોઇ પ્રમાણ છે?

ગુરુ.-હા, શ્રુતિમાં અનેક પ્રમાણ છે. તેમજ દશમા સૂત્રમાં વ્યાસ ભગવાને પણ તેનું જ સૂચન કર્યું છે. જેમકે,

## અધિકરણ ૨ જું-સૂત્ર ૧૦ મું.

## પરમાત્માનું ભક્ષકરૂપે નિરૂપણ.

મૂળ વિષયનું જ ગ્રહણ યોગ્ય છે. "क इत्था वेद यत्र स. અર્થઃ-તે જ્યાં જ્યાં છે તે કોણ જાણે છે?" આ રીતે પરમાત્માના દુર્વિજ્ઞેયપણાનું સૂચન કર્યું છે.(૧૦)

શિષ્યઃ-આત્મા અંતઃકરણમાં છે, એમ કોઇ સ્થળે શું સૂચન કર્યું છે?

ગુરુઃ-હા, આત્મા તેમજ જીવ બેઉ અંતઃકરણરૂપી ગુહામાં રહેલ છે, 'એમ શ્રુતિમાં પ્રતિપાદન કર્યું છે' તથા તે જ વાત ૧૧ મા સૂત્રમાં પણ કહી છે. જેમકે;-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૧ મું.

## પરમાત્મા જીવાત્મા બેઉની હૃદયમાં સ્થિતિ.

गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात् ॥११॥

સૂત્રાર્થઃ-જીવાત્મા તથા પરમાત્મારૂપે બેઉ આત્માઓ ગુહારૂપી અંતઃકરણને વિશે પ્રવેશને પામેલ છે. કારણ કે શ્રુતિમાં આ રીતે કહેલ છે. (૧૧)

ટીકાઃ-શિષ્યઃ-કઠોપનિષદની શ્રુતિમાં કહ્યું છે કે,"ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्द्धे । छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः' અર્થ.-આ દેહમાં રહેલા તેમજ પરમ અર્થાત્ ઉત્કૃષ્ટ તથા બ્રહ્મના સ્થાનમાં અર્થાત્ હૃદયાકાશમાં રહેલી બુદ્ધિમાં પ્રવેશ કરેલા જીવ તથા ઇશ્વર સારા કૃત્યના ફળને ભોગવે છે. બ્રહ્મજ્ઞાનીઓ તે બેઉને છાયા તથા તડકાની માફક ભિન્નભિન્ન લક્ષણવાળા કહે છે. તેમજ ગૃહસ્થાશ્રમીઓ તથા ત્રિણાચિકેતો પણ તેને અર્થાત્ આત્માને તે પ્રમાણે કહે છે," અહીં શંકા એ થાય છે કે, આ સ્થળે બુદ્ધિ તથા જીવનો નિર્દેશ છે કે જીવ તથા પરમાત્માનો નિર્દેશ છે? જો એમ કહીએ કે બુદ્ધિ તથા જીવનો નિર્દેશ છે તો પછી બુદ્ધિ પ્રધાનવાળા કાર્ય કારણના સંઘાતથી વિલક્ષણ જીવની પ્રતિપત્તિ થશે. આ રીતની પ્રતિપત્તિ કઠોપનિષદની નીચે પ્રમાણેની શ્રુતિથી થશે. જેમકે,"ये य प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके ॥ एतद्विद्या मनुशिष्टस्त्वयाहं वराणामेष वरस्तृतीयः ॥ અર્થઃ-નચિકેતાએ કહ્યું; કેટલાક એમ કહે છે કે, મનુષ્યના મરણ પછી આત્માનું અસ્તિત્વ છે, કેટલાક કહે છે કે અસ્તિત્વ નથી, આપથી ઉપદિષ્ટ થયેલ હું તે જાણું એમ કરો. વરોમાં આ મારો તૃતીય વર છે." આ રીતનો નચિકેતાએ યમને પ્રશ્ન પૂછ્યો હતો. જો જીવ તથા પરમાત્મા ગુહાને વિશે પ્રવિષ્ટ છે, એમ લઇએ તો જીવથી વિલક્ષણ પરમાત્મા પ્રતિપાદિત થશે. કઠોપનિષદની ૧ લા. અધ્યાયની ૨ જી વલ્લીના ૧૪ મા મંત્રમાં તે પણ નીચે પ્રમાણે પ્રતિપાદન કર્યું છે. જેમકે, "अन्यत्र धर्मादन्यत्रा धर्मादन्यत्रास्मात्कृताकृतात् । अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद" અર્થ-નચિકેતા કહે છે-ધર્મથી ભિન્ન, અધર્મથી ભિન્ન, આ કાર્યો તથા કારણોથી ભિન્નરૂપે તેમ જ ભૂત તથા ભવિષ્યથી ભિન્નરૂપે જેને આપ જુવો છો, તે આત્મતત્વ મને કહો." આ રીતે નચિકેતાએ યમને પ્રશ્ન પૂછ્યો છે.

ગુરુ-હું એમ કહું છું કે, આ બેઉ પક્ષો સંભવતા નથી.

શિષ્ય –એમ કેમ ?

ગુરુ–ઉપરની શ્રુતિમાં ऋतपान નો અર્થ કર્મફળનો ઉપભોગ થાય છે. सुकृतस्य लोके અર્થાત્ સુકૃતના ફળને આ દેહમાં ભોગવે છે, આ રીતનું સૂચન છે. ચેતનરૂપ જીવને આ સંભવે છે, પણ અચેતનરૂપ બુદ્ધિને આ સંભવે નહિ વળી મૂળમા पिबन्तौ એમ દ્વિવચન વાપરવાથી બે જણાના પાનાનું સૂચન શ્રુતિ કરે છે. આથી બુદ્ધિ તથા જીવનો પક્ષ સંભવી શકે નહિ. તે જ પ્રમાણે ક્ષેત્રજ્ઞ તથા પરમાત્માનો પક્ષ પણ સંભવતો નથી. કારણકે પરમાત્મા જો કે ચેતનરૂપ છે. પણ ફળને ભોગવવાનો અસંભવ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "अनश्नन्नन्योऽभिचाकशीति અર્થ–બીજો અર્થાત્ પરમાત્મા ફળને ભોગવ્યા વગર જોયા કરે છે." માટે ફળનો ભોક્તા કોને જાણવો, તે મને કહો.

ગુરુ–આ સંબંધમાં દોષ નથી. કેમકે "छत्रिणो गच्छन्ति અર્થાત્ છત્રીવાળાઓ જાય છે," એમ એક છત્રીવાળો મનુષ્ય જાય છે, એવા જ્ઞાનવડે અનેક છત્રીવાળા મનુષ્યો જાય છે, એવું જ્ઞાન થાય છે. આ જ પ્રમાણે ભોગવનાર જો કે એક છે, છતાં બે ભોગવે છે, એમ કહેવામાં આવે છે. અથવા જીવ ફળને ભોગવે છે તથા ઇશ્વર ફળને ભોગવાવે છે. જો કે ઇશ્વર ફળનો ભોગવાવનાર છે, છતાં તે ભોગવે છે, એમ કહેવાય છે જેમકે રંધાવનારને વિષે રાંધનારના ધર્મની પ્રસિદ્ધિ જોવામાં આવે છે

શિષ્ય –જે સાધનરૂપે હોય, તે કર્તારૂપે થઈ શકે છે, તેથી બુદ્ધિ તથા જીવ લઇએ તો પણ ચાલે. જેમકે લાકડાં રાંધવામાં સાધનરૂપ હોવાથી રાંધનાર તરીકે લાકડાં કહેવાય છે. આત્માના સંબંધના વિષયમાં બુદ્ધિ જીવ કે જીવાત્મા પરમાત્મા વિના અન્ય કોઇ ફળના ભોક્તા નથી. માટે બુદ્ધિ જીવ કે જીવાત્મા પરમાત્મા હોવા જોઇએ. આ રીતનો સંશય ઉભો થાય છે. આપણે એમ માનીએ કે બુદ્ધિ તથા જીવ ભોક્તારૂપે છે. કારણકે બેઉ ગુહામાં રહે છે. અહી ગુહા એટલે શરીર કહો કે હૃદય કહો. બેઉ રીતે બુદ્ધિ તથા જીવ ગુહાને વિશે રહેલ છે. જો કે બ્રહ્મનો પણ સંભવ છે, છતાં બ્રહ્મ તો સર્વવ્યાપક હોવાથી તેના સંબંધમાં એક અમુક સ્થાન જ કલ્પવું, એ ચોગ્ય નથી. "सुकृतस्य लोके સુકૃતના કાર્યરૂપ દેહમાં" આ સ્થળે કર્મના વિષયનું અતિક્રમણ થતું નથી, એમ જણાય છે. બીજું પરમાત્મા તો સુકૃત કે દુષ્કૃત બેઉ પ્રકારના કર્મના વિષયથી રહિત છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "न कर्मणा वर्धते नो कनीयान् અર્થ–પરમાત્મા કર્મવડે વૃદ્ધિ પામતો નથી કે અલ્પ થતો નથી." છાયા તથા તડકાની માફક આ વિશેષણ હોવાથી ચેતન તથા અચેતનનું સૂચન ચોગ્ય છે. કારણ કે જેમ છાયા તથા તડકો પરસ્પર વિલક્ષણ છે, તેમ ચેતન તથા અચેતન પરસ્પર વિલક્ષણ છે. માટે બુદ્ધિ તથા જીવને આ સ્થળે ગણવા જોઇએ.

ગુરુ –વિજ્ઞાનાત્મા તથા પરમાત્મા જ આ સ્થળે ગણવા જોઇએ

શિષ્ય –જીવાત્મા પરમાત્મા કેવી રીતે લઈ શકાય ?

ગુરુ-બેઉ આત્માઓ ચેતન સ્વરૂપે હોવાથી સમાન સ્વભાવવાળા છે ગણત્રી કરતી વખતે પણ જેઓ સમાન સ્વભાવવાળા હોય છે, તેની ગણત્રી થાય છે. જેમકે બીજી ગાયને શોધો, એમ કહેવાથી ગાયના શોધન સંબંધી જ ઉદ્દેશ છે, પણ અશ્વ કે પુરુષ નહિ. તેમ અહીં ઋતપાનના સૂચનવડે વિજ્ઞાનાત્માનો નિશ્ચય થવાથી બીજાના શોધનમાં સમાન સ્વભાવવાળા ચેતનરૂપ પરમાત્માની જ પ્રતીતિ થાય છે.

શિષ્ય:–ગુહાને વિશે આવૃત છે, એમ કહ્યું છે, માટે પરમાત્માની પ્રતીતિ થવી જોઈએ.

ગુરુ –મારૂં કહેવું એમ છે કે, ગુહાને વિશે પ્રવિષ્ટ કહેવાવડે પરમાત્માની જ પ્રતીતિ થાય છે. પરમાત્માનો ગુહામાં પ્રવેશ છે, એમ શ્રુતિ તથા સ્મૃતિ બેઉમાં જોવામાં આવે છે. જેમકે કઠોપનિષદના ૧ લા અધ્યાયની ૨ જી વલ્લીના ૧૨ મા મંત્રમાં કહ્યુ છે કે, "गुहाहित गह्वरेष्ठ पुराणम् અર્થ–જે બુદ્ધિરૂપી ગુહામાં રહેલ છે, કાર્ય કારણરૂપ અનર્થમાં રહેલ છે તથા જે અનંતરૂપે છે." તેમ જ તૈત્તિરીય ઉપનિષદમાં બ્રહ્માનંદ વલ્લીના પ્રથમ અનુવાકમાં કહ્યુ છે કે,"यो वेद निहित गुहाया परमे व्योमन अर्थ–જે ઉત્કૃષ્ટ આકાશને વિશે બુદ્ધિરૂપી ગુહામાં રહેલ છે, તેને જે ઓળખે છે." 'आत्मानमन्विच्छ गुहा प्रविष्टम अर्थः–ગુહામાં રહેલ આત્માની તું શોધ કર." એમ શ્રુતિ તથા સ્મૃતિમાં સર્વવ્યાપક બ્રહ્મનો સાક્ષાત્કાર થવા માટે અમુક સ્થળ વિશેષનો ઉપદેશ કરવો, એ ખોટું નથી. સુકૃતના દેહમાં રહેલ છે એમ કહેવામાં, જેમ છત્રીવાળો જાય છે એમ કહેવાથી બીજાની પણ ગણત્રી થાય છે, તેમ વિરોધ આવતો નથી. છાયા તથા તડકાની માફક એમ કહેવામાં પણ વિરોધ આવતો નથી. જીવાત્મા સંસારી છે તથા પરમાત્મા અસંસારી છે, માટે તે બેઉ છાયા તથા આતપની માફક પરસ્પર વિલક્ષણ છે. જીવ અવિદ્યાજન્ય હોવાથી સંસારી છે તથા પરમાત્મા પારમાર્થિકરૂપ હોવાથી અસંસારી છે. માટે વિજ્ઞાનાત્મા તથા પરમાત્માનું ગુહામાં રહેલરૂપે નિરૂપણ યુક્ત છે. (૧૧)

શિષ્ય –કેવી રીતે વિજ્ઞાનાત્મા તથા પરમાત્માનુંજ ગ્રહણ યોગ્ય છે તથા બીજાનું કેમ નહિ ?

ગુરુ –જે વિશેષણો શ્રુતિએ દર્શાવ્યાં છે, તેવડે વિજ્ઞાનાત્મા તથા પરમાત્માનુંજ ગ્રહણ થઈ શકે છે. જેમકે;–



## અધિકરણ ૩ જું—સૂત્ર ૧૨ મું.

### વિશેષણો પરમાત્મારૂપે.

विशेषणाच्च ॥ १२ ॥

સૂત્રાર્થઃ-જે વિશેષણ આપેલ છે, તે વડે પરમાત્મા તથા જીવ જ યુક્ત છે. (૧૨)

ટીકા-ગુરુ-જે વિશેષણ છે, તે પણ વિજ્ઞાનાત્મા તથા પરમાત્માનું જ છે કારણ કે કઠોપનિષદના ૧ લા અધ્યાયની ૩ જી વલ્લીના ૩ જા મંત્રમા કહ્યું છે કે, "आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु આત્માને તું રથમાં બેસનારારૂપે તથા શરીરને રથરૂપે તું જાણ." આ શ્રુતિ પછી તેની પછીના વચનવડે રથી તથા રથાદિરૂપ કલ્પનાવડે વિજ્ઞાનાત્માની રથીરૂપે અર્થાત્ સંસાર અને મોક્ષને વિશે ગમન કર્તારૂપે કલ્પના કરી છે. વળી કઠોપનિષદના ૧ લા અધ્યાયની ૩ જી વલ્લીના ૯ મા મંત્રમાં કહ્યું છે કે, "सोऽध्वन पारमाप्नोति तद्विष्णो परमं पदम् અર્થ:-તે વ્યાપનશીલ બ્રહ્મના પરમ પદરૂપ માર્ગના પારને પહોચે છે" આ રીતે પરમાત્માને વિશે ગમન કરવું કહેલ છે વળી કઠોપનિષદના ૧ લા અધ્યાયની ૨ જી વલ્લીના ૧૨ મા સૂત્રમાં કહ્યું છે કે, 'तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम्। अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति અર્થ:-જે આત્મા જોઈ શકવો દુર્લભ છે, જે ગૂઢ તથા સર્વ કાર્યમાં રહેલ છે, જે બુદ્ધિરૂપી ગુહામાં રહેલ છે, શ્રમ ઉત્પન્ન કરનાર કાર્ય કારણરૂપ અનર્થમાં રહેલ છે, જે અનંતરૂપે છે, તેનો આત્મામાં સાક્ષાત્કાર કરી ધીર પુરુષ હર્ષ તથા શોકનો ત્યાગ કરે છે." આ પૂર્વના વચનમાં મનન કરનાર તથા મનન કરવાના વિષયરૂપ બે વિશેષણો આપ્યા છે આ સ્થળે પરમાત્માનો વિષય છે. "ब्रह्म विदो वदन्ति બ્રહ્મજ્ઞાનીઓ કહે છે." આ રીતે વક્તાનું ગ્રહણ પરમાત્માના ગ્રહણ વિશે જ ઘટે છે માટે આ સ્થળે જીવનું તથા પરમાત્માનું જ ગ્રહણ કરવું યુક્ત છે મુંડકના ૩ જા ના પ્રથમ ખંડના ૧ લા મંત્રમાં કહ્યું છે કે "द्वा सुपर्णा सयुजा सखाया સર્વદા જોડાયલાં, ચિત્ સ્વરૂપ હોવાથી સમાન રૂપવાળા બે પક્ષીઓ" ઈત્યાદિ શ્રુતિવડે પણ આ જ પ્રમાણેનું ગ્રહણ કરવું યોગ્ય છે. આ સ્થળે અધ્યાત્મનો વિષય છે, માટે અહી પક્ષી એવો મૂળ અર્થ લેવો યોગ્ય નથી. પણ "तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति આ બેમાથી એક સ્વાદિષ્ટ ફળનું ભક્ષણ કરે છે" આ રીતે ભક્ષણના સૂચનથી વિજ્ઞાનાત્માને ગ્રહણ કરવો તથા "अनश्नन्नन्योऽभिचाकशीति બીજો ભક્ષણ નહિ કરતો છતો જોયા કરે છે." એમ અભક્ષણરૂપ ચેતનવડે પરમાત્માનું ગ્રહણ થાય છે ત્યાર પછીના શ્રુતિવચનમાં દ્રષ્ટા તથા દ્રષ્ટવ્ય ભાવરૂપે વિશેષણો આપ્યાં છે જેમકે समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः। जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः અર્થ:- એક જ વૃક્ષ અર્થાત્ તુલ્ય શરીરમાં

પુરુષ અર્થાત્ કર્મ તથા તેનાં ફળને ભોગવનારો જીવ દેહની સાથના તાદાત્મ્યપણાના અભિમાનને પામેલો છતો (હું સુખ તથા દુઃખને ત્યાગ કરવા અસમર્થ છું) આ રીતના દીનભાવને પામવાથી શોક કરે છે તથા અવિવેકથી અનેક પ્રકારની ચિંતાને પામે છે. જ્યારે યોગીથી ઉપાસના કરાયલો દેહોપાધિથી રહિત જીવથી વિલક્ષણ ઈશ્વરને તે જૂવે છે અર્થાત્ ઈશ્વરની સાથે અભેદ ભાવને પ્રાપ્ત થાય છે તથા હુંરૂપ ઈશ્વર સ્વરૂપનો જ આ મહિમા છે, એમ જાણે છે ત્યારે તે શોક રહિત અર્થાત્ કૃતકૃત્ય થાય છે." કેટલાકનું કહેવું એમ છે કે, द्वा सुपर्णा આ ઋચા આ રીતના સિદ્ધાંતને પ્રતિપાદન કરતી નથી. કારણ કે પૈંગિ રહસ્ય બ્રાહ્મણમાં આનું વ્યાખ્યાન જૂદી રીતે કર્યું છે. "तयोरन्य पिप्पल स्वाद्वत्तीति सत्वमनश्नन्नन्योऽभिचाकशीतीत्यनश्नन्नन्योऽभिपश्यति ज्ञस्तावेतौ सत्वक्षेत्रज्ञौ અર્થ—આ બેમાંથી એક સ્વાદયુક્ત ફળનું ભક્ષણ કરે છે જે સત્વરૂપે છે તથા બીજો ખાધા વગર જોયા કરે છે અર્થાત્ ક્ષેત્રજ્ઞ ઉપભોગ કર્યા વગર જોયા કરે છે. આ રીતે સત્વ તથા ક્ષેત્રજ્ઞ બેઉ છે." અહી સત્વ શબ્દવડે જીવ તથા ક્ષેત્રજ્ઞ શબ્દવડે પરમાત્મા લેવો યોગ્ય નથી. પણ સત્વ શબ્દવડે અંતઃકરણ તથા ક્ષેત્રજ્ઞવડે શારીર આત્મા લેવો યુક્ત છે. વળી તે જ પૈંગલ બ્રાહ્મણમાં કહ્યું છે કે, " तदेतत्सत्वं येन स्वप्नं पश्यति, अथ योऽयं शारीर उपद्रष्टा स क्षेत्रज्ञस्तावेतौ सत्वक्षेत्रज्ञौ અર્થઃ—જેવડે સ્વપ્નને જૂવે છે તે સત્વરૂપે છે તથા શરીરમાં રહેલ ઉપદ્રષ્ટારૂપે છે તે ક્ષેત્રજ્ઞરૂપે છે, એમ સત્વ તથા ક્ષેત્રજ્ઞરૂપે બે વસ્તુઓ છે." આ સ્થળે આ ઋચા મૂળ કહેલ પૂર્વના પક્ષનું પ્રતિપાદન કરતી નથી. આ સ્થળે શારીરરૂપ તથા કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ સંસાર ધર્મવાળા ક્ષેત્રજ્ઞનું વિવેચન નથી.

શિષ્યઃ—ત્યારે પૈંગલમાં આ શેના સંબંધી વિવેચન છે?

ગુરુઃ—સર્વ સંસારધર્મથી અતિક્રાન્ત તથા ચૈતન્ય માત્ર સ્વરૂપવાળા બ્રહ્મ સ્વભાવનું નિરૂપણ છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે " अनश्नन्नन्योऽभिचाकशीतीत्यनश्नन्नन्योऽभिपश्यति ज्ञ અર્થઃ—બીજો ફળને ભોગવ્યા વગર જોયા કરે છે અર્થાત્ ખાધા વગર બીજો ક્ષેત્રજ્ઞ જોયા કરે છે." " तत्त्वमसि, क्षेत्रज्ञं चापि मां विद्धि અર્થ—તે તું છે. તું મને જ ક્ષેત્રજ્ઞરૂપે જાણ." ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિવડે પણ જીવાત્મા તથા પરમાત્માની ઐક્યતા થાય છે. જ્ઞાનની પરિસમાપ્તિ સૂધી જ આ જીવ તથા ઈશ્વરની કલ્પના છે. 'કારણકે કહ્યુ છે કે, "तावेतौ सत्वक्षेत्रज्ञौ न ह वा एवं विदि किंचन रज आध्वसते અર્થાત્ આ પ્રમાણે અર્થાત્ જીવાત્મા તથા પરમાત્મા એકરૂપે છે એવું જ્ઞાન જ્યારે થાય છે ત્યારે તેવા મનુષ્યનો સત્વ તથા ક્ષેત્રજ્ઞ જરા પણ સ્પર્શ કરી શકતા નથી."

શિષ્ય—ત્યારે શ્રુતિમાં એમ કેમ કહ્યું છે કે, "तयोरन्य पिप्पलं स्वाद्वत्तीति सत्वम् અર્થઃ—આ બેમાંથી એક સ્વાદિષ્ટ ફળને

ભોગવે છે." આ રીતે જડ વસ્તુમાં જ ભોક્તાપણું છે, એ રીતનું તાત્પર્ય હોવું જોઇએ.

ગુરુઃ-જડ વસ્તુમાં ભોક્તાપણું છે, એ રીતનું તાત્પર્ય આ શ્રુતિનું નથી.

શિષ્યઃ-ત્યારે આ શ્રુતિનું શું તાત્પર્ય છે ?

ગુરુઃ-હું એમ કહીશ કે, ચેતનરૂપ ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ ભોક્તાથી રહિત તથા બ્રહ્મસ્વભાવવાળું છે. ક્ષેત્રજ્ઞ માટે સુખાદિ વિકારવાળા સત્વમાં ભોક્તાપણાનો અધ્યારોપ થાય છે. સત્વ તથા ક્ષેત્રજ્ઞમાં કર્તા તથા ભોક્તાની કલ્પના ભિન્ન સ્વભાવવાળા અવિવેકને લીધે છે. પરમાર્થ રીતે જોતાં કોઇના પણ ભોક્તાપણાનો સંભવ નથી. કારણકે સત્વ અચેતનરૂપે છે તથા ક્ષેત્રજ્ઞ વિકાર રહિત છે. વળી સત્વ અવિદ્યાયુક્ત સ્વભાવવાળું હોવાથી તેના કર્તા ભોક્તાનો જરા પણ સંભવ નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "यत्र वा अन्यदिव स्यात्तत्रान्योऽन्यत् पश्येत् અર્થઃ-જ્યાં દ્વૈતભાવ હોય છે ત્યાં એક પુરુષ અન્યને જુવે છે" આ રીતની શ્રુતિવડે જેમ સ્વપ્નમાં જોવામાં આવેલ હાથી મિથ્યા છે, તેમ અવિદ્યાકૃત કર્તૃત્વાદિ વ્યવહાર પણ મિથ્યા છે." વળી શ્રુતિમાં કહ્યું છે કે, "यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् અર્થઃ-જેને સર્વ આત્મારૂપે થયું છે, તે શા વડે શી વસ્તુને જોઇ શકે ?" ઇત્યાદિ વચનવડે વિવેકીને કર્તૃત્વાદિ વ્યવહારનો અભાવ દર્શાવવામાં આવ્યો છે." (૧૨)

શિષ્યઃ-આત્માનું સ્થાન હૃદય વિના અન્ય સ્થળે શું કહ્યું છે ?

ગુરુ-હા, આંખને વિશે જે પુરુષ છે તે પરમાત્મારૂપે છે. તે જ વાત ૧૩ મા સૂત્રવડે સિદ્ધ કરી છે. જેમકે,

## અધિકરણ ૪ થું-સૂત્ર ૧૩ મું.

## આત્માનું સ્થાન ચક્ષુ.

अन्तर उपपत्तेः (१३)

સૂત્રાર્થ-આંખને વિશે જે પુરુષ છે તે પરમાત્મારૂપે છે. કારણ કે આ રીતનું શ્રુતિનું પ્રમાણ છે. (૧૩)

શિષ્ય-"*य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति । तद्यद्यप्यस्मिन्सर्पिर्वोदकं वा सिंचति वर्त्मनी एव गच्छति* (છાં. ૪-૧૫-૧) આચાર્યે કહ્યું-આંખો વિશે જે પુરુષ દેખાય છે, તે ખરેખર આત્મારૂપ છે. તે અમૃતરૂપ, અભયરૂપ તથા બ્રહ્મરૂપ છે. જે કંઇ ઘી અથવા જળ તેની પર સિંચન કરવામાં આવે છે, તે આંખની પાંપણ વિશે ચાલ્યું જાય છે. પણ તેનો આંખ સાથે સંબંધ રહેતો નથી." આ સ્થળે શંકા એ થાય છે કે, અક્ષિને વિશે રહેલ આ પ્રતિબિંબાત્મારૂપે છે, વિજ્ઞાનાત્મારૂપે છે, ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવાત્મારૂપ છે કે ઇશ્વરરૂપે છે? આમાંથી શા રૂપે છે ? આપણે એમ લઇએ કે, છાયાત્મા પુરુષ પ્રતિરૂપે છે. કારણ કે પ્રસિદ્ધ રીતે પ્રતિબિંબાત્માજ જોવામાં આવે છે. તેમજ પ્રસિદ્ધ રીતે ઉપદેશ પણ એ રીતનો છે

કે, "य एषोऽक्षिणि पुरुषो दृश्यते જે આ આંખમાં પુરુષરૂપે જોવામાં આવે છે." અથવા તો અહીં વિજ્ઞાનાત્માનું સૂચન છે, એ પણ યોગ્ય છે. કારણ કે તે પુરુષ આંખવડે રૂપને જોતો છતાં આંખની સમીપ છે. આ બાબતમાં આત્મશબ્દ લઇએ તો વધારે યોગ્ય છે અથવા તો આંખને વિશે રહેલ આદિત્ય પુરુષની પ્રતીતિ થાય છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, "रश्मिभिरेषोऽस्मिन्प्रतिष्ठितः અર્થઃ–કિરણોવડે આ પુરુષ આંખને વિશે રહેલ છે." અમૂર્તપણાનો સંભવ હોવાથી આ પુરુષ દેવાત્મારૂપે છે, પણ તે પુરુષ ઇશ્વરરૂપે નથી. કારણ કે અમુક સ્થાન વિશે રહેલ છે, એવું સૂચન કરવામાં આવ્યું છે.

ગુરુ–આંખને વિશે રહેલ જે પુરુષ વિશે ઉપદેશ કરવામાં આવ્યો છે, તે પરમેશ્વરરૂપે છે.

શિષ્ય–આ ઉપદેશ પરમેશ્વર સંબંધી છે, એમ કેવી રીતે કહી શકાય?

ગુરુ–પ્રમાણવડે તે જાણી શકાય છે. આ સ્થળે જે ગુણસમૂહનો ઉપદેશ કરવામાં આવ્યો છે, તે પરમેશ્વર વિશે જ ઘટે છે મુખ્ય વૃત્તિવડે આત્મત્વ પરમેશ્વરને વિશે જ ઘટે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "स आत्मा तत्त्वमसि આ આત્મા પરમાત્મારૂપે છે." આ જ શ્રુતિમાં કહ્યું છે કે, આત્મામાં અમૃતપણું તથા અભયપણું છે. તે જ રીતે આ અક્ષિસ્થ પરમેશ્વરના યોગ્ય જ છે. કારણકે પરમેશ્વરને કોઇ પણ પ્રકારના દોષનું લેપન નથી. તે સર્વ પાપાદિ દોષથી રહિત છે. આ જ પ્રમાણે પુરુષના સંબંધમાં ઉપદેશ કરાયેલ છે કે, તેનું સ્થાન અક્ષિમાં છે તથા સર્વ પ્રકારના લેપથી રહિત છે. શ્રુતિમાં કહ્યું છે કે, "तद्यद्यप्यस्मिन्सर्पिर्वोदकं वा सिंचति वर्त्मना एव गच्छति અર્થઃ–આને વિશે ઘી અથવા જળ નાંખવામાં આવે છે તો તે પાંપણમાં ચાલ્યું જાય છે" સંયદ્વામત્વ આદિ (જેને વિશે સર્વ ઉપાસવા યોગ્ય કર્મના ફળનો લય થાય છે) ગુણોનો ઉપદેશ આ પરમાત્મામાં જ ઘટે છે. છાંદોગ્યના ૪ થા પ્રપાઠકના ૧૫ મા ખંડના ૨, ૩ તથા ૪ થા મંત્રમાં કહ્યું છે કે, "एतं संयद्वाम इत्याचक्षते एतं हि सर्वाणि वामान्यभिसंयन्ति। एष उ एव वामनीरेष हि सर्वाणि वामानि नयति। एषउ एव भामनीरेष हि सर्वेषु लोकेषु भाति અર્થ–આ પુરુષને બ્રહ્મજ્ઞાનીઓ સંયદ્વામ કરી કહે છે. સર્વ શુભ કર્મના ફળોનો તેને વિશે લય થાય છે. અરે, ખરેખર તે એક મહાન્ વામનીરૂપ છે. કારણ સર્વ પૂજનીય કર્મ ફળોનો તેને વિશે લય થાય છે. તે એક ખરેખર ભામનીરૂપ છે, કારણકે તે સર્વ લોક વિશે પ્રકાશ કરે છે." આથી જ શ્રુતિના પ્રમાણવડે ચક્ષુના મધ્યમાં જે રહેલ છે, તે પરમેશ્વરરૂપે છે. (૧૩)

શિષ્ય–કેવળ સ્થાનના ઉપદેશવડે જ ચક્ષુમાં પરમાત્માની સ્થિતિ છે કે તે સિવાય બીજું કાંઇ કારણ છે?

ગુરુ–સ્થાન સિવાય નામ તથા રૂપવડે પણ બ્રહ્મનો નિર્દેશ કરવામાં આવ્યો છે. જેમકે,

## અધિકરણ ૪ થુ-સૂત્ર ૧૪ મુ.

## પરમાત્માની ચક્ષુમાં સ્થિતિ.

સ્થાનાદિવ્યપદેશાચ્ચ ॥૧૪॥

સૂત્રાર્થઃ-સ્થાન તેમ જ નામ તથા રૂપના નિર્દેશથી ચક્ષુમાં પરમાત્માની ઉક્તિ અયોગ્ય નથી. (૧૪)

ટીકાઃ-શિષ્યઃ-કેવી રીતે આકાશની માફક સર્વવ્યાપક બ્રહ્મનું ચક્ષુમાં અલ્પ સ્થાન કેવી રીતે યોગ્ય કહેવાઈ શકે ?

ગુરુઃ-જો પરમાત્માનું આ એક જ સ્થાનનું સૂચન હોય તો અયોગ્યતાનો સંભવ આવી શકે, પણ પૃથ્વી આદિ સ્થાનોનું પણ સૂચન કરવામાં આવ્યું છે. જેમકે બૃહદારણ્યકના ૩ જા અધ્યાયના ૭ મા ખંડના ૩ જા મંત્રમાં કહ્યું છે કે, "યઃ પૃથિવ્યાતિષ્ઠન્ જે પૃથ્વીને વિશે રહે છે." તેમાં ચક્ષુનો પણ નિર્દેશ કર્યો છે. જેમકે "યશ્ચક્ષુષિ તિષ્ઠન્ જે ચક્ષુમાં રહેતો છતો " સ્થાનાદિવ્યપદેશાચ્ચ આ સૂત્રમાં આદિના ગ્રહણવડે એમ સૂચન થાય છે કે, બ્રહ્મના સંબંધમાં કેવળ એક સ્થાનનું જ સૂચન થતું નથી.

શિષ્યઃ-આદિ શબ્દવડે સ્થાન સિવાય બીજા શાનું સૂચન થાય છે ?

ગુરુઃ-નામ તથા રૂપનું આદિવડે સૂચન કરવામાં આવ્યું છે. જો કે બ્રહ્મ નામ તથા રૂપથી રહિત છે, છતાં બ્રહ્મના સંબંધમાં અનુચિત સૂચન જોવામાં આવે છે. છાંદોગ્યના ૧ લા પ્રપાઠકના ૬ ઠ્ઠા ખંડના ૭ મા તથા છઠ્ઠા મંત્રમાં કહ્યું છે કે, "તસ્યોદિતિ નામ આ બ્રહ્મનું ઉત્ એવું નામ છે." "હિરણ્યશ્મશ્રુ સુવર્ણની દાઢીવાળો બ્રહ્મ છે." આ પ્રમાણે સદ્ બ્રહ્મ જો કે નિર્ગુણ છે, છતાં તે નામ તથા રૂપ યુક્ત ગુણવાળો છે, એમ ઉપદેશ કરવામાં આવે છે. આ કેવળ ઉપાસનાને માટે છે, એમ કહ્યું છે. સર્વ વ્યાપક બ્રહ્મની પ્રાપ્તિ માટે સ્થાનવિશેષનું સૂચન કરવામાં આવે, તે અયોગ્ય નથી. જે રીતે શાલિગ્રામ પથ્થર વિશે વિષ્ણુનું સૂચન કરવામાં આવે છે તેમ આ સ્થળે પણ કહ્યું છે.(૧૪)

શિષ્યઃ-આંખમાં જે પુરુષ જોવામાં આવે છે, તે બ્રહ્મ જ છે, એમ કેમ કહી શકાય ?

ગુરુઃ-બ્રહ્મ સુખવિશિષ્ટ છે તથા આંખમાં જે પુરુષ છે, તે સુખવિશિષ્ટ છે, માટે તે બ્રહ્મરૂપે છે. આજ ઉદ્દેશવાળું ૧૫ મું સૂત્ર છે. જેમકે,

## અધિકરણ ૪થું-સૂત્ર ૧૫ મું.

## આંખમાંના પુરુષ બ્રહ્મરૂપે.

સુખવિશિષ્ટાભિધાનાદેવ ચ ॥ ૧૫ ॥

સૂત્રાર્થઃ-સુખવિશિષ્ટના કથનવડે આંખમાં જે પુરુષ જોવામાં આવે છે, તે બ્રહ્મરૂપે છે (૧૫)

ટીકાઃ-શિષ્યઃ-આ વચનમાં બ્રહ્મનું જ સૂચન છે, પણ બીજા કશાનું નથી, એના સંબંધમાં વાદવિવાદ કરવો યુક્ત નથી. કારણ કે સુખવિશિષ્ટ પુરુષ છે,

એમ સૂચનથી બ્રહ્મત્વની સિદ્ધિ થાય છે. શ્રુતિ વચનમાં કહેવામાં આવ્યું છે કે, બ્રહ્મ સુખવિશિષ્ટ છે. જેમકે "प्राणो ब्रह्म क ब्रह्म ख ब्रह्म પ્રાણ બ્રહ્મરૂપે છે, ક બ્રહ્મરૂપે છે, ખ બ્રહ્મરૂપે છે." વળી મૂળ પ્રકૃત વિષયનું ગ્રહણ કરવું જોઈએ, એ રીતનો ન્યાય હોવાથી આ સ્થળે પણ બ્રહ્મનું સૂચન છે. તેમજ છાંદોગ્યના ૪ થા પ્રપાઠકના ૧૪ મા ખંડના ૧ લા મંત્રમા કહ્યું છે કે, "आचार्यस्तु ते गतिं वक्ता અર્થ:-તારા આચાર્ય તને બ્રહ્મવિદ્યામાં ગતિના સબંધી ઉપદેશ આપશે." આ રીતે ગતિનું કથન કર્યું છે. તો પછી શ્રુતિવચનના ઉપક્રમ પ્રમાણે સુખવિશિષ્ટ બ્રહ્મનુંજ સૂચન છે, એમ કેમ કહી શકાય ?

ગુરુઃ–અગ્નિઓએ ઉપકોસલને કહ્યું કે, પ્રાણ બ્રહ્મરૂપે છે, ક બ્રહ્મરૂપે છે તથા ખ બ્રહ્મરૂપે છે. ત્યારે ઉપકોસલે કહ્યું કે, પ્રાણને તો બ્રહ્મરૂપે જાણું છું, પણ ક તથા ખ બ્રહ્મરૂપે છે, એ હું જાણતો નથી. ત્યારે અગ્નિઓએ કહ્યું કે, "यद्वाव कं तदेव ख यदेव ख तदेव क (છા૦ ૪–૧૦–૫) ખરેખર જે ક છે તે ખ છે તથા જે ખ છે તે ક છે." અહી ખ શબ્દવડે પંચ મહાભૂત માહેલું આકાશ પ્રસિદ્ધ રીતે છે. જો ખ અક્ષરના વિશેષણ તરીકે સુખને સૂચવવાવાળા ક અક્ષરનું સૂચન ન કરીએ તો નામ આદિની માફક કેવળ ભૂતાકાશ વિશે બ્રહ્મ શબ્દ ખોટી રીતે જોડાયલો છે, આ પ્રમાણેની પ્રતીતિ થાય. ક શબ્દ જો એકલો હોય તથા તેના વિશેષણ તરીકે ખ અક્ષરની યોજના ન કરવામાં આવે તો વિષય તથા ઇન્દ્રિયજન્ય દોષ યુક્ત સુખમાં પ્રાપ્તિ થાય. આમ થવાથી લૌકિક સુખ બ્રહ્મરૂપે છે, એ રીતની પ્રતીતિ થાય. ક તથા ખ શબ્દો એક બીજાના વિશેષણો હોવાથીજ સુખાત્મક બ્રહ્મનું સૂચન કરે છે. બીજું બ્રહ્મ શબ્દનો બીજીવાર ઉપયોગ ન કરીએ તથા ક ખ બ્રહ્મરૂપે છે, એટલુંજ કહીએ તો ક શબ્દની વિશેષણરૂપે જ કેવળ યોજના થવાથી સુખરૂપ ગુણવાળો બ્રહ્મ ધ્યાનનો વિષય થઈ શકે નહિ. આ રીતનો દોષ ન આવવા માટે ક તથા ખ બેઉમાં ક બ્રહ્મરૂપે છે, ખ બ્રહ્મરૂપે છે, એમ બ્રહ્મ શબ્દનો પ્રયોગ બેઉ શબ્દની સાથે કર્યો છે. જો કે સુખ ગુણ છે, છતાં તે વિશેષણરૂપે છે, એમ દર્શાવવાથી બ્રહ્મ ધ્યાનનો વિષય થઇ શકે છે. આ રીતે શ્રુતિના વચનની શરૂઆતમાં બ્રહ્મ સુખવિશિષ્ટ છે, એમ ઉપદેશ કર્યો છે. દરેક ગાર્હપત્ય આદિ અગ્નિએ પોતપોતાના મહિમાનો ઉપદેશ કર્યો છે તથા કહ્યુ છે કે, "एषा सोम्य तेऽस्मद्विद्यात्मविद्या च હે સોમ્ય ! આ તને અમારી વિદ્યા તથા આત્મવિદ્યા કહી." આ પ્રમાણેનો જે ઉપસંહાર કર્યો છે, તેથી પૂર્વોક્ત બ્રહ્મનુ જ સૂચન છે, એમ તે અગ્નિઓ દર્શાવે છે. "आचार्यस्तु ते गतिं वक्ता આચાર્ય તને આત્મવિદ્યાની ગતિનો ઉપદેશ કરશે" એમ ગતિનું સૂચન એટલા માટે કર્યું છે કે, અન્ય પ્રકારના કથનનું નિવારણ કરે છે. જેમકે, "पुष्करपलाश आपो न श्लिष्यन्त

एवमेव विदि पाप कर्म न श्लिष्यत (છા. ૪-૧૪-૩) જે વિદ્વાન્ આ સમજે છે તેને, કમળના પત્રપર જળનો સ્પર્શ જેમ જરા પણ થતો નથી, તેમ પાપ સ્પર્શ કરી શકતું નથી." આ રીતે ચક્ષુમાં રહેલ પુરુષનું જેને જ્ઞાન હોય છે, તેના પાપનો નાશ થાય છે. આ પ્રમાણેના વચનથી શ્રુતિ અક્ષિમાં રહેલ પુરુષનું બ્રહ્મપણું દર્શાવે છે આ રીતે પ્રકૃત બ્રહ્મનું સ્થાન અક્ષિ છે, તથા સંયદ્વામત્વ (જેમાં સર્વ ઉપાસવા યોગ્ય કર્મનાં ફળનો લય થાય છે) આદિ ગુણોનું કથન કર્યું છે આ જાણનારને અર્ચિરાદિ માર્ગની પ્રાપ્તિ થાય છે, એમ સૂચન કર્યું છે. આ જ હેતુથી આચાર્યે કહ્યુ કે, આંખમાં જે પુરુષ દેખાય છે, તે ખરેખર આત્મારૂપ છે. (૧૫)

શિષ્ય—આના સંબંધમાં બીજું કાઇ પ્રમાણ હોય તે કહો

ગુરુ—ઉપનિષદના રહસ્યને જેઓ સારી રીતે જાણે છે, તેઓ કહે છે કે, અક્ષિસ્થ પુરુષ બ્રહ્મરૂપે છે જેમકે;—

## અધિકરણ ૪ થું—સૂત્ર ૧૬ મું.

## શ્રુતિવડે અક્ષિસ્થ પુરુષ બ્રહ્મરૂપે.

श्रुतोपनिषत्कगत्यभिधानाच्च ॥ १६ ॥

સૂત્રાર્થ—જેણે ઉપનિષદના રહસ્યને જાણ્યું છે એવા બ્રહ્મજ્ઞાની પુરુષને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, એ રીતનું સૂચન હોવાથી અક્ષિસ્થ પુરુષ બ્રહ્મરૂપે છે. (૧૬)

ટીકા-ગુરુ—અક્ષિસ્થ પુરુષ બ્રહ્મરૂપે છે, કારણ કે જેણે ઉપનિષદ સાંભળ્યું છે અર્થાત્ જેને ઉપનિષદના રહસ્યનુ જ્ઞાન છે, એવા બ્રહ્મજ્ઞાનીને દેવયાન નામની ગતિ પ્રાપ્ત થાય છે, એ પ્રમાણે શ્રુતિમાં કહ્યુ છે. જેમકે પ્રશ્નોપનિષદના ૧ લા પ્રશ્નના દશમા મંત્રમાં કહ્યું છે કે, "अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययात्मानमन्विष्यादित्यमभिजयन्त एतद्वै प्राणानामायतनमेतदमृतमभयमेतत्परायणमेतस्मान्न पुनरावर्तन्ते અર્થ—વળી જેઓ તપવડે, બ્રહ્મચર્યવડે, શ્રદ્ધાવડે તથા વિદ્યાવડે આત્માને સમજે છે, તે ઉત્તર માર્ગવડે આદિત્ય લોકને પ્રાપ્ત થાય છે. આ અર્થાત્ આદિત્યનું સ્વરૂપ ખરેખર પ્રાણીઓના આશ્રયરૂપે છે. તે અમૃતરૂપે તથા અભયરૂપે છે. આ શ્રેષ્ઠ માર્ગ છે. અહીંથી કોઈપણ પાછું ફરતું નથી." તેમજ ભગવદ્ગીતાના ૮ મા અધ્યાયના ૨૪મા શ્લોકમાં કહ્યું છે કે, "अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् । तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः અર્થ—અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ, ષણ્માસ તથા ઉત્તરાયણ આટલાને વિશે જેઓ પ્રયાણ કરે છે, તે બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્મને પામે છે." અક્ષિસ્થ પુરુષને જાણનાર બ્રહ્મજ્ઞાનની પણ આ જ ગતિ છે, એમ સૂચન કર્યું છે જેમકે, "अथ यदु चैवास्मिञ्छव्यं कुर्वन्ति यदि च नार्चिषमेवाभिसंभवन्ति અર્થ—આ પ્રકાશસ્વરૂપને જાણનારાની મરણક્રિયા થઈ હોય અથવા ન થઈ હોય, તેમ છતાં તે મરણની પછી અર્ચિના સ્થાનને પ્રાપ્ત થાય છે." આ રીતની શરુઆત કરી છેવટમાં કહ્યું છે કે, "आदित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान् ब्रह्म गमयत्येष देवपथो ब्रह्मपथ एतेन

प्रतिपद्यमाना इव मानवमावर्तं नावर्तन्ते અર્થ'—આદિત્ય ભગવાનના સ્થાનમાંથી તે ચન્દ્ર લોકને વિશે જાય છે, ત્યાંથી વિદ્યુલ્લોકને પ્રાપ્ત થાય છે. ત્યાર પછી ત્યાં રહી તે અમાનવ પુરુષ બ્રહ્મલોકમાં આવી બ્રહ્મને પ્રાપ્ત થાય છે. આને દેવપથ કહેવામાં આવે છે. આ માર્ગનું નામ બ્રહ્મપથ છે, જે આ માર્ગને વિશે જાય છે, તેઓ આ માનવ ભૂમિપર ફરી આવતા નથી." આ રીતે બ્રહ્મજ્ઞાનીનો વિષય હોવાથી અક્ષિસ્થાનસ્થ પુરુષ બ્રહ્મરૂપે છે, એમ નિશ્ચય થાય છે. (૧૬)

શિષ્યઃ—અક્ષિસ્થ પુરુષ બ્રહ્મરૂપે છે, તેના સંબંધી બીજું કાંઈ પ્રમાણ છે?

ગુરુઃ—હા, છાયાત્માની સ્થિતિ આંખમાં નથી તથા છાયાત્મા આદિનું ગ્રહણ અયુક્ત હોવાથી આક્ષસ્થ પુરુષ બ્રહ્મરૂપે છે. જેમકે;—

## અધિકરણ ૪ થું—સુત્ર ૧૭ મું. છાયાત્માનો આંખમાં ભાવ.

अनवस्थितेरसंभवाच्च नेतरः ॥१७॥

સૂત્રાર્થઃ—છાયાત્માની આંખમાં સ્થિતિ નહિ હોવાથી તેમજ તેનો અસંભવ હોવાથી અક્ષિસ્થ પુરુષ બ્રહ્મરૂપે છે. (૧૭)

ટીકાઃ-શિષ્યઃ અક્ષિસ્થ પુરુષ આત્માના પ્રતિબિંબરૂપે, જીવાત્મારૂપે, અથવા દેવતાત્મારૂપે કેમ ન હોઇ શકે?

ગુરુઃ—છાયાત્માદિનું ગ્રહણ અહીં યોગ્ય નથી.

શિષ્યઃ-તેનું શું કારણ?

ગુરુઃ- સ્થિતિ નહિ હોવાથી અર્થાત્ છાયાત્માની સ્થિતિ આંખમાં નિત્ય સંભવતી નથી. જ્યારે કોઇ પુરુષ ચક્ષુની સમીપ આવે છે ત્યારે ચક્ષુમાં પુરૂષની છાયા જોવામાં આવે છે. પણ તે સમીપથી દૂર જાય છે, એટલે જોવામાં આવતી નથી. શ્રુતિ કહે છે કે, જે પુરૂષ અક્ષિમાં છે તે બ્રહ્મરૂપે છે. આ પુરૂષ સમીપ હોવાથી પોતાના ચક્ષુમાં જોવામાં આવતા પુરૂષનો ઉપાસ્યપણાથી શ્રુતિ ઉપદેશ કરે છે. ઉપાસના વખતે પ્રતિબિંબ પાડનારા કોઈ પુરૂષને ચક્ષુની સમીપ રાખી ઉપાસના કરવી, આમ કલ્પના કરવી, તે યોગ્ય નથી. "अस्यैव शरीरस्य नाशमन्वेष नश्यति શરીરના નાશ પછી છાયાત્માનો નાશ થાય છે." આ શ્રુતિ છાયાત્માની સ્થિતિ નથી, એમ દર્શાવે છે. છાયાત્માનો ચક્ષુમાં અસંભવ હોવાથી પણ તે ગ્રહણ થઇ શકે નહિ, અર્થાત્ અમૃતત્વાદિ ગુણોની પ્રતીતિ આ છાયાત્મામાં નથી. વળી જીવાત્માનો સંભવ સામાન્ય રીતે આખા શરીર તથા ઇન્દ્રિયની સાથે છે, માટે તેની સ્થિતિ ચક્ષુમાં છે, એમ કહી શકાય નહિ. બ્રહ્મ જો કે સર્વવ્યાપી છે, છતાં તેનો હૃદયાદિ સ્થાન વિશે સંબંધ સાક્ષાત્કાર થવા માટે કહેલ છે. જીવાત્માનો પણ સંબંધ અમૃતત્વાદિ ગુણો સાથે નથી. જો કે જીવાત્મા પરમાત્માથી ભિન્ન નથી, છતાં જીવાત્મા અવિદ્યા, કામ તથા કર્મજન્ય છે, જેથી જીવાત્મામાં મર્ત્યત્વ તથા ભયનો આ-

રોપ કર્યો છે, પણ તેમાં અમૃતત્વ તથા અભયત્વ યોગ્ય નથી. અનૈશ્વર્યતાને લીધે તેમાં સંયદ્વામત્વ આદિ ગુણો અયોગ્ય છે. "रश्मिभिरेषोऽस्मिन्प्रतिष्ठितः પોતાના રશ્મિવડે આ પુરુષ ચક્ષુમાં રહેલ છે" આ શ્રુતિથી દેવતાની સ્થિતિ ચક્ષુ વિષે જો કે થાય, પણ આત્મત્વનો સંભવ દેવતાઓમાં નથી. કારણ કે દેવતા બાહ્યરૂપે છે. ઉત્પત્તિ તથા પ્રલય દેવોને હોવાથી અમૃતત્વાદિ ગુણોનો સંભવ નથી. દેવો જો કે અમર છે, છતાં લાંબા સમય સૂધી સ્થિતિ નથી. દેવતામાં ઐશ્વર્ય છે, તે પણ પરમેશ્વરના આશ્રયવાળું છે, પણ સ્વાભાવિક રીતે નથી. તૈત્તિરીય ઉપનિષદના બ્રહ્માનંદ વલ્લીના આઠમા અનુવાકમાં કહ્યું છે કે, "भीषास्माद्वातः पवते भीषोदेति सूर्यः। भीषा स्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः॥ અર્થ:-વાયુ બ્રહ્મના ભયને લીધે વાય છે, બ્રહ્મના ભયથી સૂર્ય ઉદય પામે છે, તેના ભયથી અગ્નિ બળે છે, ઇન્દ્ર વૃષ્ટિ કરે છે તથા પાંચમો કાળ પણ ક્ષીણ આયુષ્યવાળા તરફ ત્વરાથી ગમન કરે છે." માટે અક્ષિસ્થ પુરૂષની પરમેશ્વરરૂપે જ પ્રતીતિ છે. આ સ્થળે મૂળ શ્રુતિમાં (दृश्यते દેખાય છે) એવો જે પ્રયોગ કર્યો છે, તે વિદ્વાનના વિષયરૂપ શાસ્ત્રને અનુસરવા અને અજ્ઞ પુરૂષોની અભિરુચિ માટે છે, એમ જાણવું. (૧૭)

શિષ્યઃ-પરમાત્માની સ્થિતિ બીજે ક્યાં શ્રુતિમાં કહી છે?

ગુરુઃ-શ્રુતિનો ઉપદેશ છે કે, અધિદેવાદિમાં પણ પરમાત્માની સ્થિતિ છે. જેમકે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૮ મું.

## અધિદેવાદિમાં પરમાત્મા.

अन्तर्याम्यधिदैवादिषु तद्धर्म व्यपदेशाच्च (१८)

સૂત્રાર્થ:-પરમાત્માના જે ગુણો છે, તે ગુણોનો ઉપદેશ હોવાથી અધિદેવ આદિમાં અંતર્યામીરૂપે પરમાત્મા છે. (૧૮)

ટીકાઃ-શિષ્યઃ-બૃહદારણ્યકમાં ૩ જા અધ્યાયના ૭ મા બ્રાહ્મણના ૧ લા મંત્રમાં કહ્યું છે કે, "य इमं च लोकं परं च लोकं सर्वाणि च भूतानि योऽन्तरो यमयति અર્થ:-જે અંતર્યામી આત્મા આ લોકને, અન્ય લોકને, તથા સર્વ ભુતને નિયમમાં રાખે છે." આ રીતની શરૂઆત કરી એ જ બ્રાહ્મણના ૩ જા મંત્રમાં કહ્યું છે કે, "यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृत અર્થ:-જે પૃથ્વીને વિષે રહે છે, જે પૃથ્વીના કરતાં અંદરના ભાગ વિષે છે, જેને પૃથ્વી જાણી શકતી નથી, જેનું શરીર પૃથ્વીરૂપ છે તથા જે અંદરના ભાગને વિષે રહેતો છતો પૃથ્વીને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપે, અંતર્યામીરૂપે તથા અમૃતરૂપે છે." આ શ્રુતિવડે એમ કહ્યું છે કે, દેવતા, લોક, વેદ, યજ્ઞ, ભૂત તથા

આત્માને વિશે નિયમમાં રાખનાર કોઈ અંતર્યામી છે. આ શું અધિદૈવાદિના અભિમાનવાળો દેવતાત્મા છે, જેણે અણિમાદિ ઐશ્વર્ય પ્રાપ્ત કરેલ છે એવો શું કોઈ યોગી છે, પરમાત્મા છે, અથવા શુ કંઇ અન્ય પદાર્થ છે? એમ પૂર્વે નહિ સાંભળેલ સંજ્ઞાને લીધે સંશય થાય છે. આ બધામાંથી શું લેવું? મને એમ લાગે છે કે, સંજ્ઞા અપ્રસિદ્ધ હોવાથી સંજ્ઞાવાળો તે પદાર્થ કોઇ અપ્રસિદ્ધ હોવો જોઇએ. અથવા જેના રૂપનું નિરૂપણ થઇ શકે એવો કોઇ બીજો પદાર્થ સ્વીકારવો યોગ્ય નથી. અંતર્યામી શબ્દનો એ અર્થ થાય છે કે, જે પદાર્થ અંદરથી નિયમમાં રાખે છે, તે આ પદાર્થ અત્યંત અપ્રસિદ્ધ હોઈ શકે નહિ માટે પૃથ્વી આદિનો અભિમાની કોઈ એક દેવ અંતર્યામીરૂપે હોવો જોઇએ. વળી શ્રુતિમાં કહ્યુ છે કે, 'पृथिव्येव यस्यायतनमग्निर्लोको मनोज्योति. અર્થઃ—જે પુરુષનું અધિષ્ઠાન પૃથ્વી છે, જેનુ લોક (દર્શન) અગ્નિ છે, જેનું જ્યોતિ મન છે." આને વિશે કાર્યેન્દ્રિયપણું હોવાથી પૃથ્વી આદિને અંદર રહી નિયમમાં રાખે છે, માટે દેવતાત્માનું દમન કરતાર છે, એમ કહેવું યુક્ત છે. અથવા સિદ્ધ એવા કોઇ યોગીનું સર્વ વસ્તુમાં પ્રવેશ હોવાવડે નિયંતારૂપે યોગ્યતા હોવી જોઈએ. પણ પરમાત્માની પ્રતીતિ થતી નથી. કારણ કે પરમાત્માને કાર્યેન્દ્રયોનો અભાવ છે.

ગુરુઃ—અધિદૈવાદિમાં જે અંતર્યામી જોવામા આવે છે, તે પરમાત્મા જ છે, પણ કોઈ અન્ય નથી.

શિષ્યઃ—એમ શાથી જાણવું?

ગુરુ—જે ગુણોનો ઉપદેશ કરેલ છે, તે પરમાત્માને જ લાગુ પડે છે. આ સ્થળે પરમાત્માના ગુણોનું સૂચન કરવામા આવ્યું હોય એમ જણાય છે. અધિદૈવાદિ ભેદવડે ભિન્ન સર્વ વિકારના સમૂહરૂપ પૃથ્વી આદિના મધ્યમાં રહી જે ગુણ નિયમમાં રાખે છે, તે પરમાત્માનો જ નિયમમાં રાખવાપણાનો ગુણ યોગ્ય છે. પરમાત્મા સર્વ વિકારના કારણરૂપે હોવાથી તેનામાં સર્વ શક્તિ છે, એ યોગ્ય છે. "एष त आत्मान्तर्याम्यमृत' આ તારો આત્મા અંતર્યામી તથા અમૃતરૂપે છે." આ રીતનો આત્મતત્વપણાનો તથા અમૃતત્વપણાનો ધર્મ પરમાત્મામાં જ રહેલ છે. "य पृथिवी न वेद જે પરમાત્માને પૃથ્વી જાણતી નથી." આ પ્રમાણે પૃથ્વી દેવતાનો અંતર્યામી અવિજ્ઞેયરૂપે છે, એમ કહી દેવતાત્માનો પણ અન્ય અંતર્યામી શ્રુતિ દર્શાવે છે. જેમકે 'पृथिवी देवताह्यहमस्मि पृथिवीत्यात्मान विजानीयात । तथा अदृष्टोऽश्रुत અર્થઃ—હું જ પૃથ્વી દેવતારૂપે છું, પૃથ્વીરૂપે હું છું, એમ આત્માને જાણવો જોઇએ. આ આત્મા નહિ જોવામાં આવેલ તથા નહિ સંભળાયેલ છે." આ ઉપદેશ રૂપાદિથી રહિત પરમાત્મામાં ઘટે છે. કાર્યેન્દ્રયથી રહિત પરમાત્મામાં નિયામકપણું નથી, એમ જે કહ્યુ છે તે દોષ નથી. જેને તે નિય-

મમાં રાખે છે, તેઓના જ કાર્યેન્દ્રિયો વડે પરમાત્મામાં કાર્યેન્દ્રિયોની પ્રાપ્તિ થટે છે. તેનો નિયંતા કોઈ અન્ય છે, એ રીતનો અનવસ્થા દોષનો સંભવ પરમાત્મામાં નથી. કારણ પરમાત્મામાં ભેદનો અભાવ છે. કારણ જ્યાં ભેદ હોય છે ત્યાં અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય છે. માટે પરમાત્મા જ અંતર્યામીરૂપે છે. (૧૮)

શિષ્યઃ—આ અદષ્ટત્વાદિ ધર્મો સાંખ્ય મત પ્રમાણે પ્રધાનને વિશે છે, માટે તે શું અંતર્યામી કહેવાઈ શકે?

ગુરુઃ-પ્રધાન અંતર્યામીરૂપે નથી. આનું સ્ફોટન ૧૯ મા સૂત્રવડે કર્યું છે. જેમકે;—

## અધિકરણ ૫મું—સૂત્ર ૧૯ મું.

## પ્રધાનમાં અંતર્યામીના ધર્મનો અભાવ

**न च स्मार्तमतद्धर्माभिलापात् ॥ १९ ॥**

સૂત્રાર્થઃ-સ્મૃતિમાં કહેલ પ્રધાન અંતર્યામીરૂપે નથી. કારણ કે જે પ્રધાનનો ધર્મ છે, તે ધર્મ અંતર્યામીને લાગુ પડતા નથી. (૧૯)

શિષ્યઃ-ભલે, અક્ષિસ્થ પુરુષ અંતર્યામીરૂપે હોય, અદષ્ટત્વાદિ ધર્મો સાંખ્ય સ્મૃતિથી કલ્પાયેલ પ્રધાનના પણ હોય છે. કારણ સાંખ્યવાળાઓ પ્રધાનને રૂપાદિથી રહિતરૂપે માને છે. મનુસ્મૃતિમાં ૧ લા અધ્યાયના ૧૫ મા શ્લોકમાં કહ્યું છે કે, "अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः પ્રધાન તર્ક કરી શકાય નહિ એવું, જાણી ન શકાય એવું, તથા સર્વ બાજુએથી પ્રસુપ્ત હોય તેવું છે." પ્રધાનમાં પણ નિયામકપણું છે, કારણ કે તે સર્વ વિકારના કારણરૂપે છે. માટે અંતર્યામી શબ્દ પ્રધાનરૂપે થાય. બ્રહ્મ સૂત્રના ૧ લા અધ્યાયના ૧ લા પાદના ૫ મા સૂત્રમાં કહ્યું છે કે "ईक्षतेर्नाशब्दम् પ્રધાન જગતના કારણરૂપ નથી. કારણ કે શ્રુતિમાં એ રીતે પ્રતિપાદન કરેલ છે." આ સૂત્રવડે સત્પ્રધાનનું જો કે નિરાકરણ કરવામાં આવ્યું છે, છતાં આ સ્થળે અદષ્ટત્વાદિ ધર્મના ઉપદેશને લીધે ફરી શંકા થાય છે.

ગુરુઃ—હે શિષ્ય! હું કહું તે સાંભળ. સ્મૃતિમાં કહેલ પ્રધાન અંતર્યામી શબ્દરૂપે થવા યોગ્ય નથી. તેનું કારણ એ છે કે, અંતર્યામીના ગુણ પ્રધાનમાં નથી. જો કે અદષ્ટત્વાદિ વ્યપદેશ પ્રધાનનો હોય, પણ દ્રષ્ટાપણાનો વ્યપદેશ પ્રધાનનો નથી. કારણ કે પ્રધાન અચેતનરૂપે છે. "अदृष्टो द्रष्टाऽश्रुतः श्रोताऽमतो मन्ताऽविज्ञातो विज्ञाता (બૃ૦ ૩-૭-૨૩) નહિ જોવાયેલ દ્રષ્ટારૂપે, નહિ સાંભળેલ શ્રોતારૂપે, નહિ મનન કરાયેલ મનન કર્તારૂપે તથા નહિ જણાયેલ વિજ્ઞાતારૂપે છે." અંતર્યામીના સંબંધમાં આ રીતે વાક્યશેષ છે. પ્રધાનનું આત્મત્વ પણ યોગ્ય નથી. (૧૯)

શિષ્યઃ-જો કે પ્રધાનમાં આત્મત્વ તથા દ્રષ્ટા આદિનો અભાવ છે, જેથી તે અંતર્યામીરૂપે નથી. પણ શારીર અંતર્યામીરૂપે થશે. કારણકે શારીર (જીવ) ચેતનરૂપે હોવાથી શ્રોતારૂપે, મંતારૂપે

તથા વિજ્ઞાતારૂપે છે. તેમ જ આભ્યંતર હોવાથી આત્મારૂપે તથા ધર્મ અને અધર્મરૂપ ફળના ઉપભોગની પ્રાપ્તિને લીધે અમૃતરૂપે છે. અદષ્ટત્વાદિ ધર્મો જીવ વિશે પ્રસિદ્ધ છે. વળી કર્તામાં દર્શનાદિ ક્રિયાની ગતિનો વિરોધ છે. કારણ શ્રુતિમાં કહ્યું છે કે, "न दृष्टेः द्रष्टार पश्येः અર્થ:-તું દૃષ્ટિના દ્રષ્ટાને જોતો નથી." જીવનું કાર્યેન્દ્રિયયોના સમૂહનું આંતરરૂપે નિયામકપણું છે. કારણકે જીવનું ભોક્તાપણું છે. માટે જીવ અંતર્યામીરૂપે છે.

ગુરુ-શારીર જો કે અંતર્યામીરૂપે નથી. પણ જીવાત્મા તથા પરમાત્માનો ભેદવ્યવહાર જ્યાં સૂધી હોય ત્યાં સૂધી જ જીવાત્મા અંતર્યામીરૂપે નથી. જેમકે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૨૦ મું.

## જીવાત્મા અંતર્યામીરૂપે.

शारीरश्चोभयेऽपि हि भेदेनैनमधीयते॥२०॥

સૂત્રાર્થ:-શારીર અંતર્યામીરૂપે નથી. ખરેખર બેઉ શાખાવાળાઓ ભેદ દર્શાવે છે, છતાં સૂચન તો આખરે એકનું જ થાય છે. (૨૦)

ટીકા:-ગુરુ:-જીવ અંતર્યામીરૂપે નથી.

શિષ્ય:-કેમ જીવાત્મા તેવો નથી?

ગુરુ:-જો કે આત્મામાં દ્રષ્ટા આદિ ધર્મો છે, છતાં ઘટાકાશની માફક ઉપાધિને લીધે ભેદ થાય છે. આથી પૂર્ણ રીતે પૃથિવી આદિમાં અંતર્યામીરૂપે કહેલું તથા નિયામકપણું તેનામાં સંભવતું નથી. કાણ્વ શાખાવાળાઓ તેમજ માધ્યંદિનો અંતર્યામીનો ભેદ માનનાથી પૃથ્વી આદિની માફક આશ્રયપણાને લીધે જીવનું નિયમ્યપણાથી સૂચન કરે છે. જેમકે કાણ્વ શાખા પ્રમાણે બૃહદારણ્યકમાં કહ્યું છે કે, (यो विज्ञाने तिष्ठन् જે વિજ્ઞાનમાં રહે છે) તથા માધ્યંદિન મત પ્રમાણે કહ્યું છેકે "य आत्मनि तिष्ठन् (બૃ૦)જે આત્મામાં રહે છે." 'જે આત્મામાં રહે છે' આ રીતના પાઠમાં આત્મ શબ્દ શારીરવાચક છે.' 'જે વિજ્ઞાનમાં રહે છે,' આ રીતના પાઠમાં વિજ્ઞાન શબ્દ શારીરવાચક છે. કારણ કે જીવ વિજ્ઞાનમય છે. માટે શરીરથી અન્ય ઈશ્વર અંતર્યામીરૂપે છે, એમ સિદ્ધ થાય છે. હવે એક દેહમાં બે દ્રષ્ટાઓ કેવી રીતે હોઇ શકે? જે ઇશ્વર શરીરમાં છે તે અંતર્યામીરૂપે છે તથા બીજો જીવરૂપે છે. આ સ્થળે શી રીતની અયોગ્યતા છે? શ્રુતિવચનમાં કહ્યું છે કે, "नान्योऽतोऽस्ति द्रष्टा આત્માથી અન્ય કોઈ દ્રષ્ટારૂપે નથી," આ રીતે વિરોધ આવે છે. આ સ્થળે અંતર્યામીરૂપ પરમાત્માથી અન્ય દ્રષ્ટા, શ્રોતા, મંતા તથા વિજ્ઞાતારૂપ આત્માનો પ્રતિષેધ કરે છે. અન્ય નિયંતા નથી, આ પ્રમાણેના રહસ્યને લીધે આ વચન છે, એમ કહેશો તો તે ખોટું છે. કારણ કે આ સ્થળે અન્ય નિયંતાની બાબત દર્શાવી નથી; તેમજ અહીં કોઇ વિશેષનો અભાવ જોવામાં આવે છે.

ગુરુ:-અવિદ્યાથી સ્થપાયેલ કાર્યેન્દ્રિયોની ઉપાધિને લીધે જીવના તથા

અંતર્યામીના ભેદનો ઉપદેશ છે. પણ આ ઉપદેશ પારમાર્થિકરૂપે નથી. કારણ કે પ્રત્યક્ આત્મા એક છે. બે પ્રત્યક્ આત્માનો સંભવ નથી. આ એક જ પ્રત્યક્ આત્માનો જે ભેદવ્યવહાર જોવામાં આવે છે તે ઉપાધિને લીધે છે. જેમકે આકાશ, ઘટ તથા મહાનની ઉપાધિને લીધે ઘટાકાશ કે મહાકાશ કહેવાય છે. આ જ કારણને લઈ જ્ઞાતૃજ્ઞેયાદિ ભેદવાળી શ્રુતિઓ, પ્રત્યક્ષાદિ પ્રમાણો, સંસારનો અનુભવ, તથા વિધિ નિષેધવાળું શાસ્ત્ર, આ સર્વ રહેલ છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, "यत्र हि द्वैतमिव भवति तदितर इतर पश्यति અર્થઃ-જેને દ્વૈત ભાસે છે તે પોતાથી અન્યને અન્યરૂપે જુવે છે." આ સર્વ વ્યવહાર અવિદ્યાને લીધે છે. "यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् અર્થઃ-જેને સર્વ આત્મારૂપે છે તે શાનાથી શી વસ્તુને જુવે?" આ શ્રુતિ વિદ્યાનું સૂચન કરે છે તથા અવિદ્યાકૃત સર્વ વ્યવહારનો નિષેધ કરે છે. (૨૦)

શિષ્યઃ-પરમાત્માના બીજા શા ગુણો છે તે કહો. ગુરુઃ-પરમાત્મામાં અદૃશ્યત્વાદિ ધર્મો રહેલા છે. કારણ શ્રુતિમાં આ પ્રમાણે કહેલું છે. જેમકે;-

---

## અધિકરણ ૬ઠ્ઠું-સૂત્ર ૨૧ મું.

## પરમાત્મામાં અદૃશ્યત્વાદિ ધર્મો.

अदृश्यत्वादिगुणको धर्मोक्तेः ॥२१॥

સૂત્રાર્થઃ-પરમાત્મા અદૃશ્યત્વાદિ ગુણવાળો છે. કારણ કે પરમાત્માના આ ધર્મો શ્રુતિમાં કહેલા છે. (૨૧)

ટીકાઃ-શિષ્યઃ-'*अथ परा यया तदक्षरमधिगम्यते । यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णम चक्षुः श्रोत्रं तदपाणिपादं नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं तद्भूतयोनिं परिपश्यन्ति धीराः* (મું. ૧-૧-૫-૬) અર્થઃ-જે પરાવિદ્યાથી અક્ષર બ્રહ્મનું જ્ઞાન થાય છે, તે વિશે હવે કહેવામાં આવે છેઃ-આ અક્ષર બ્રહ્મ અદૃશ્યરૂપે, અગ્રાહ્યરૂપે, અકારણરૂપે, અચક્ષુરૂપે, અશ્રોતારૂપે, પાદ તથા હસ્તથી રહિતરૂપે, નિત્યરૂપે, વિભુરૂપે, સર્વને વિશે વ્યાપકરૂપે, અત્યંત સૂક્ષ્મરૂપે, તત્ અર્થાત્ પ્રાકૃત બ્રહ્મરૂપે, તથા અવ્યય અર્થાત્ ક્ષયથી રહિતરૂપે છે. આ રીતે સ્થાવર જંગમના કારણરૂપને જે વિચારવડે વિવેકીઓ જૂવે છે, તે પરાવિદ્યા છે." આ સ્થળે શંકા એ થાય છે કે, અદૃશ્યત્વાદિ ગુણવાળો સ્થાવર જગતના કારણરૂપ શું પ્રધાન છે, શું જીવ છે અથવા શું પરમેશ્વર છે? તેમાં સ્થાવર જંગમના કારણરૂપ પ્રધાન અચેતનરૂપે છે, એ યોગ્ય છે. કારણકે અચેતનોને જ સ્થાવર જંગમના કારણરૂપે શ્રુતિમાં કહ્યું છે. જેમકે, '*यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवन्ति । यथा सतः पुरुषात् केशलोमानि तथाक्षरात् संभवतीह विश्वम्* (મુ. ૧-૧-૭) જેમ

કરોળિયો પોતાની જાળ પાથરે છે, તથા પાછી તેને સંકેલી લે છે, જેવી રીતે પૃથ્વીપર ઔષધિની ઉત્પત્તિ થાય છે, જે રીતે જીવતા મનુષ્યના મસ્તકે તથા શરીરપર કેશ તથા રુવાંટી ઉત્પન્ન થાય છે, તે જ રીતે અક્ષર બ્રહ્મમાંથી સૃષ્ટિસમયે જગતની ઉત્પત્તિ થાય છે." આ સ્થળે કરોળિયો તથા પુરુષ બેઉ ચેતનરૂપે દૃષ્ટાંતમાં આપ્યા છે, તે શું યોગ્ય છે ?

ગુરુ–આ બેઉ ચેતનરૂપે નથી. કેવળ ચેતન સૂત્રના કારણરૂપે તથા કેશલોમના કારણરૂપે નથી પણ ચેતનને આશ્રયે રહેલ અચેતનરૂપ કરોળિયાનું શરીર સૂત્રના કારણરૂપે છે. તે જ પ્રમાણે કેશ તથા લોમના કારણરૂપે, પુરુષનું શરીર છે. જો કે પૂર્વે કહ્યા પ્રમાણે પ્રધાનમા દૃષ્ટત્વાદિના કથનનો તેમ જ દ્રષ્ટા આદિના કથનનો અસંભવ છે, પણ દૃશ્યત્વ આદિ ધર્મનો પ્રધાનમાં સંભવ છે. આ સ્થળે કોઈ પણ પ્રતિષિદ્ધ ધર્મનું કથન કરેલ નથી. પણ મુંડક ઉપનિષદની શ્રુતિમા કહ્યું છે કે, ( य सर्वज्ञ सर्ववित् પરમાત્મા સર્વજ્ઞ તથા સર્વવિત્ રૂપે છે). આ રીતના શ્રુતિ રહસ્યનો સંભવ અચેતનરૂપ પ્રધાનમાં નથી. તો પછી સર્વ સ્થાવર જંગમના કારણરૂપે પ્રધાન કેવી રીતે કહેવાઈ શકે ?

ગુરુઃ–यया तदक्षरमधिगम्यते જે પરાવિદ્યાથી અક્ષર બ્રહ્મનું જ્ઞાન થાય છે," "यत्तदद्रेश्यम् જે અક્ષર બ્રહ્મ અદૃશ્યરૂપે છે" આ રીતે અક્ષર શબ્દવડે અદૃશ્યત્વાદિ ગુણવાળા સ્થાવર જંગમનાં કારણને કહી છેવટે સૂચવ્યું છે કે, "अक्षरात्परत परः આ મહાન્ અક્ષરથી પણ શ્રેષ્ઠ છે." આમ જે અક્ષરથી પર કહેવાયેલ છે, તેનો સર્વજ્ઞરૂપે તથા સર્વવિત્‌રૂપે સંભવ થશે. અક્ષર શબ્દવડે સૂચિત પ્રધાન, સ્થાવર જંગમના કારણરૂપે છે.

શિષ્ય–જો યોનિ શબ્દ નિમિત્તવાચક હોય તો જીવ પણ ભૂતોના નિમિત્તરૂપ થઇ શકે કારણ કે ધર્મ તેમ જ અધર્મવડે ભૂતસમૂહની ઉત્પત્તિ છે.

ગુરુ–આનું સ્ફોટન કરવા માટે જ કહ્યું છે કે, જે અદૃશ્યત્વાદિ ગુણવાળું ભૂતોનું કારણ છે, તે જ પરમેશ્વરરૂપે છે, પણ અન્ય નહિ

શિષ્ય–એ કેવી રીતે જણાય ?

ગુરુ–ધર્મનું અર્થાત્ પરમેશ્વરના ગુણનું નિરૂપણ કરવામાં આવ્યું છે, તેથી. કારણ આ સ્થળે પરમેશ્વરના ધર્મનુંજ નિરૂપણ જોવામાં આવે છે જેમકે "यः सर्वज्ञः सर्ववित જે પરમાત્મા સર્વજ્ઞરૂપે તથા સર્વવિત્‌રૂપે છે" અચેતનરૂપ પ્રધાનનો અથવા ઉપાધિને લીધે પરિચ્છિન્ન દૃષ્ટિવાળા જીવનો સર્વજ્ઞરૂપે તેમજ સર્વવિત્‌રૂપે સંભવ નથી. રૂપ અક્ષર શબ્દના સૂચવાયેલ ભૂતયોનિથી પર એવા પરમાત્માનું સર્વજ્ઞપણું તથા સર્વવિતપણું છે, પણ ભૂતયોનિમાં તેનો સંભવ નથી.

ગુરુ–આ રીતનો સંભવ નથી કારણ કે અક્ષરમાંથી વિશ્વની ઉત્પત્તિ

છે, એમ ભૂતોના કારણરૂપ પ્રકૃત બ્રહ્મ માંથી સર્વ પ્રકૃતિની ઉત્પત્તિ છે, એમ સૂચન કરી, ત્યાર પછી સર્વજ્ઞનું સર્વ પ્રકૃતિના ઉત્પન્નકર્તારૂપે શ્રુતિ સૂચન કરે છે. જેમકે, "यः सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमय तप। तस्मादेतद्ब्रह्म नामरूपमन्न च जायते અર્થ:–બ્રહ્મ જે સામાન્યરૂપે સર્વવેત્તા, તથા જે સર્વના વિશેષરૂપે કરી જ્ઞાતા છે તથા જેનું તપ જ્ઞાનમય છે, તે સર્વજ્ઞમાંથી બ્રહ્મ, નામ, રૂપ તથા અન્નની ઉત્પત્તિ થઇ છે." માટે બેઉની સૂચનમાં સરખાપણું છે, એમ જ્ઞાન થવાથી ભૂતોના કારણરૂપ પ્રકૃત અક્ષરનો જ સર્વજ્ઞત્વ તથા સર્વવિત્ત્વ ગુણ કહ્યો છે, એમ જણાય છે. વળી "अक्षरात्परत पर મહાન્ અક્ષરથી પર" આ શ્રુતિમાં પણ ભૂતયોનિરૂપ પ્રકૃત અક્ષરથી પર કોઇનું સૂચન કર્યું નથી.

શિષ્ય—આમ શાથી જણાય છે?

ગુરુ—"येनाक्षर पुरुष वेद सत्य प्रोवाच ता तत्त्वतो ब्रह्मविद्याम (મુ ૧-૨-૧૩) ગુરુએ તત્ત્વવડે તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો, કે જે ઉપદેશ કરવાથી અક્ષર તથા સત્ય પુરુષને તે જાણી શકે છે." આ રીતે છેવટ સાવી ભૂતયોનિરૂપ તથા અદૃશ્યત્વાદિ ગુણવાળા અક્ષર બ્રહ્મનું જ નિરૂપણ કર્યું છે.

શિષ્ય—જ્યારે એમ છે ત્યારે "अक्षरात्परत पर મહાન્ અક્ષરથી તે શ્રેષ્ઠ છે," એમ કેમ ઉપદેશ કર્યો છે?

ગુરુ:—આ શંકાના નિરાકરણ માટે હવે પછીના સૂત્રમાં કહીશું. બીજું જાણવા યોગ્ય બે પ્રકારની વિદ્યાઓ કહેવાયેલ છે:–પરા વિદ્યા તથા અપરા વિદ્યા–તેમાં અપરા વિદ્યા ઋગ્વેદાદિ લક્ષણવાળી છે, એમ સૂચન કરી કહ્યુ છે કે, "अथ परा यया तदक्षरमधिगम्यते અર્થ:–પરા વિદ્યાથી અક્ષર બ્રહ્મનું જ્ઞાન થાય છે." તેમાં પરા વિદ્યાના વિષયવડે અક્ષર બ્રહ્મનું નિરૂપણ થાય છે. વળી જો પરમેશ્વરથી અન્યની અદૃશ્યત્વાદિ ગુણયુક્ત અક્ષરરૂપે કલ્પના કરીએ તો પછી તે વિદ્યા પરારૂપે કહેવાય નહિ વિદ્યાનો પર તથા અપરરૂપે વિભાગકલ્પના અભ્યુદય તથા મોક્ષરૂપી ફળને લીધે છે. પ્રધાન અર્થાત્ અપરા વિદ્યાને કોઈ મોક્ષરૂપી ફળ આપવાવાળી કહેતું નથી. તારા કહેવા પ્રમાણે ભૂતયોનિરૂપ અક્ષરથી પરરૂપે પરમાત્માનું નિરૂપણ કરવાથી ત્રણ પ્રકારની વિદ્યાઓ છે, એમ થશે. બે રીતની વિદ્યાઓ જાણવા યોગ્ય છે, એમ શ્રુતિમાં કહ્યું છે. તેમાં મુંડકના ૧ લા મુંડકના પ્રથમ ખંડના ૩ જા મંત્રમાં કહ્યુ છે કે, "कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिद विज्ञात भवति અર્થ:–હે ભગવન્! એવી તે કઈ વસ્તુ છે, કે જે વસ્તુનું જ્ઞાન થવાથી અન્ય સર્વ વસ્તુ જ્ઞાત થઇ શકે છે?" એમ એકનું જ્ઞાન થવાથી સર્વ વિજ્ઞાનનો સંભવ છે, એમ કહેવામાં આવતા સર્વાત્મક બ્રહ્મમાં કલ્પના કરી છે. અચેતનરૂપ તથા એકાશ્રયરૂપ પ્રધાનમાં અથવા ભોગ્યથી રહિત ભોક્તામાં સર્વ વિજ્ઞાનરૂપતા નથી. વળી "स ब्रह्मविद्या सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राह (મું. ૧-૧-૧) તેણે પોતાના જ્યેષ્ઠ

પુત્ર અથર્વણને સર્વ વિદ્યાના આધારરૂપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો.” આ રીતે મુખ્યત્વે બ્રહ્મવિદ્યાની શરૂઆત કરી, વિદ્યાના બે વિભાગ પરા તથા અપરા જણાવ્યા છે. પરાવિદ્યા અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારી છે, એમ સૂચવ્યું છે. અર્થાત્ પરા વિદ્યા બ્રહ્મવિદ્યા સૂચવે છે. બ્રહ્મવિદ્યા જે અક્ષર બ્રહ્મના જ્ઞાનને સૂચવે છે, તે અબ્રહ્મરૂપે થાય તો તેમાં નિષેધ આવે છે. ઋગ્વેદાદિ લક્ષણવાળી અપરા વિદ્યા કર્મવિદ્યારૂપ છે; તથા બ્રહ્મવિદ્યાની પ્રથમ શરુઆતરૂપે તેનું નિરૂપણ કર્યું છે. બ્રહ્મવિદ્યાની પ્રશંસા માટે મુંડકના ૧-૨-૭ મા મંત્રમાં કહ્યુ છે કે, “प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म। एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापि यान्ति अर्थ-—આ યજ્ઞના નિર્વાહ કરનારા અઢાર જણાઓ કે જેઓ શાસ્ત્રમાં કહેલ આ નિકૃષ્ટ કર્મ કરે છે, તેઓ હોડકા સરખા નાશવાન્ તથા અદૃઢ છે. જે મૂર્ખ મનુષ્યો આ કર્મને મનુષ્યના પરમ શ્રેયરૂપે માને છે, તેઓ વારંવાર જરા તથા મૃત્યુને પ્રાપ્ત થાય છે.” આ રીતે અપરા વિદ્યાની નિંદાનું સૂચન છે. અપરા વિદ્યાની નિંદા કરી વિરક્તને પર વિદ્યાનો અધિકાર પ્રાપ્ત થાય છે. જેમકે, “परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन । तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठ अर्थ-—કર્મવડે પ્રાપ્ત થયેલા લોકનું નિરીક્ષણ કર્યા પછી બ્રાહ્મણે લોગ્ય પદાર્થમાથી વૈરાગ્ય ગ્રહણ કરવો જોઇએ, કર્મવડે નિત્ય બ્રહ્મસ્વરૂપ મોક્ષ નથી. આથી બ્રહ્મને ઓળખવાની જિજ્ઞાસાથી શિષ્યે, જે ગુરુ કેવળ બ્રહ્મમાં આસક્ત હોય તથા જે વેદોને જાણતો હોય, તેની પાસે હાથમાં સમિધ લઇને જવું જોઇએ.” અચેતનરૂપ પૃથ્વી આદિના દૃષ્ટાંતવડે તેમાથી થયેલ દાર્ષ્ટાંત ભૂતયોનિ અચેતનરૂપે જ હોય, એમ સંભવતું નથી એવો કાંઇ નિયમ હોતો નથી કે, દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંતિકનું અત્યંત સામ્યપણું હોય. દૃષ્ટાંતપણાવડે પૃથ્વી આદિ પદાર્થો સ્થૂલરૂપે સ્વીકારાયેલ છે, માટે દાર્ષ્ટાંતિક ભૂતયોનિ સ્થૂલરૂપે હોય, એમ સંભવતું નથી. માટે અદશ્યત્વાદિ ગુણવાળી ભૂતયોનિ પરમેશ્વરરૂપે છે. (૨૧)

શિષ્ય -ભૂતયોનિ જ પરમેશ્વરરૂપે છે, પણ પ્રધાન કે જીવ નથી, તેના સંબંધમાં બીજાં કાંઇ દૃષ્ટાંતો હોય, તે કહો.

ગુરુ-—જે કાંઇ વિશેષણો તથા ભેદ નિરૂપણ કરેલ છે, તેપરથી પરમાત્મા જ ભૂતયોનિરૂપ અર્થાત્ સર્વભૂત માત્રના કારણરૂપે સિદ્ધ થાય છે. જેમકે,–



## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૨૨ મું.

## પરમાત્મા સર્વ ભૂતના કારણરૂપ.

विशेषणभेदव्यपदेशाभ्यां च
नेतरौ ॥ २२ ॥

સૂત્રાર્થઃ-વિશેષણ તથા ભેદનું જે નિરૂપણ છે, તેવડે પરમાત્મા જ સર્વ ભૂત માત્રના કારણરૂપે છે. પણ જીવ કે પ્રધાન એમાંથી કોઇ કારણરૂપે નથી. (૨૨)

ટીકાઃ-ગુરુ-પરમેશ્વર જ ભૂતના કારણરૂપે છે, પણ જીવ કે પ્રધાન કારણરૂપે નથી.

શિષ્યઃ-તેનું શું કારણ ?

ગુરુઃ-વિશેષણ તથા ભેદના નિરૂપણવડે પરમેશ્વર કારણરૂપે છે. શ્રુતિ સર્વ ભૂતના કારણરૂપ પ્રકૃત બ્રહ્મને જીવથી વિલક્ષણરૂપે દર્શાવે છે. જેમકે "दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः । अप्राणो ह्यमनाः शुभ्रः અર્થ'-આ અક્ષર બ્રહ્મ ખરેખર પ્રકાશમાન, અમૂર્તરૂપે તથા પુરુષ અર્થાત્ સર્વત્ર પૂર્ણરૂપે છે. તે બાહ્ય તથા અંદર સર્વ વિશે વ્યાપી રહેલ છે. તે જન્મથી રહિત, પ્રાણથી રહિત તથા મનથી રહિત છે, તે શુભ્ર અર્થાત્ સ્વચ્છરૂપે છે." અવિદ્યાથી સ્થપાયેલ નામ તથા રૂપના ભેદવાળા ધર્મોને પોતાના શરીરવિશે માનતા જીવાત્માના આ દિવ્યત્વાદિ વિશેષણો હોય નહિ માટે સાક્ષાત્ ઉપનિષદમાં નિરૂપણ કરાયેલ સર્વત્ર પૂર્ણરૂપ પરમાત્માનું જ નિરૂપણ કર્યું છે. તેમજ શ્રુતિ ઉપદેશ કરે છે કે, પ્રધાનથી ભૂતના કારણરૂપ પ્રકૃત બ્રહ્મ ભિન્નરૂપે છે. "अक्षरात्परतः परः પર એવા અક્ષરથી પર" અહીં અક્ષર બ્રહ્મ અવ્યાકૃતરૂપે, નામ તથા રૂપના કારણરૂપ શક્તિરૂપે, સૂક્ષ્મ ભૂતરૂપે, નિયંતાના આશ્રયરૂપે, પરમાત્માની ઉપાધિરૂપે, તથા સર્વ વિકારથી પરરૂપે છે અર્થાત્ તે અવિકારરૂપે છે. અવિકારથી પણ પરરૂપે પરમાત્મા છે. આ રીતે શ્રુતિનો ભેદવાળો ઉપદેશ છે. તેથી અહીં શ્રુતિ પરમાત્માનું જ નિરૂપણ સૂચવે છે. પ્રધાન એટલે કોઇક સ્વતંત્ર તત્વ છે, આ પ્રમાણેનો સ્વીકાર કરી તે પ્રધાનથી ભેદનું સૂચન કર્યું નથી

શિષ્ય -ત્યારે કેવી રીતની કલ્પના છે?

ગુરૂઃ-જો પ્રધાનની શ્રુતિને અનુસાર અવ્યાકૃતાદિ શબ્દવાચક કલ્પના કરવી હોય તેમજ ભૂત સૂક્ષ્મરૂપે કલ્પવું હોય તો ભલે કલ્પો. પણ પ્રધાનથી ભિન્નરૂપે સૂચન કરવાથી ભૂતયોનિરૂપે પરમેશ્વર છે, એમ પ્રતિપાદન થાય છે. (૨૨)

શિષ્ય -ભૂતોના કારણરૂપે પરમેશ્વર કેવી રીતે થાય ?

ગુરૂ-રૂપના નિરૂપણથી પણ પરમાત્મા ભૂતયોનિરૂપે છે. જેમકે,-

## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૨૩ મું.
## પરમાત્મા સર્વ ભૂતોના અધ્યાત્મરૂપે.

रूपोपन्यासाच्च ॥ २३॥

સૂત્રાર્થ—વળી રૂપના અભિધાનથી પણ પરમાત્મા ભૂતયોનિરૂપે છે, એમ સિદ્ધ થાય છે. (૨૩)

ટીકા—ગુરૂઃ—"अक्षरात् परतः परः અક્ષરરૂપ પરથી પણ પર' આ પ્રમાણેની જે શ્રુતિ છે, તેના પછીની જ શ્રુતિમા કહ્યું છે કે, "एतस्माज्जायते प्राणः તેમાથી પ્રાણની ઉત્પત્તિ થાય છે." આ પ્રમાણે પ્રાણથી લઇ પૃથિવી સુધીનાં સર્વ તત્વોની ઉત્પત્તિ કહી છે. વળી આ ભૂતયોનિરૂપ પરમાત્માના જ વિકારવાચક આ સર્વ રૂપ છે, આ રીતનુ નિરૂપણ શ્રુતિ કરે છે. મુંડકમાં કહ્યું છે કે, "अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग् विवृताश्च वेदाः। वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा અર્થ—જે પરબ્રહ્મનું મસ્તક અગ્નિ-સ્વર્ગ છે, જેના ચક્ષુઓરૂપે ચંદ્રમા તથા આદિત્ય છે, જેના શ્રોત્રરૂપે દિશાઓ છે, વાણીરૂપે પ્રકટ થયેલા વેદો છે, જેના પ્રાણ વાયુરૂપે છે, જેનુ હૃદય વિશ્વરૂપે છે, તથા જેના પાદમાથી આ પૃથ્વીની ઉત્પત્તિ થઇ છે, તે પરબ્રહ્મ પરમાત્મા સર્વ ભૂતોના અંતરાત્મારૂપે છે," સર્વ વિકારના કારણરૂપ હોવાથી પરમાત્માના જ આ ધર્મો છે અલ્પ મહિમાવાળા જીવના આ ધર્મો હોઈ શકે નહિ સર્વ પ્રાણીમાત્રના અંતરાત્મારૂપ પ્રધાન નહિ હોવાથી પ્રધાનના પણ આ ધર્મ સંભવે નહિ. માટે ભૂતના કારણરૂપ પરમેશ્વર જ છે. પણ જીવાત્મા કે પ્રધાન નથી, એમ સિદ્ધ થાય છે.

શિષ્ય—પણ ભૂતોના કારણને રૂપ-નિરૂપણ કેવી રીતે હોઇ શકે?

ગુરુ—આ રીતનું શ્રુતિ વચન છે તેથી. एषः આ રીતનું પ્રકૃત બ્રહ્મનું સૂચન કર્યું છે તેથી ભૂતયોનિનું પ્રથમ નિરૂપણ કરી "एतस्माज्जायते प्राणः। एष सर्वभूतान्तरात्मा અર્થ—આમાથી પ્રાણની ઉત્પત્તિ થાય છે, આ સર્વ ભૂતોના અંતરાત્મારૂપે છે" આ રીતનું વચન ભૂતયોનિના સંબધમાં છે. જેવી રીતે એક શિક્ષકને આગળ કરી પછી એમ કહેવામા આવે કે તું એની પાસે ભણ, એ વેદ તથા વેદાંગના પારને પહોંચેલ છે, આ રીતનું વચન શિક્ષકના સબંધમા હોય છે, તે જ પ્રમાણે પરમાત્માના સંબધમાં છે.

શિષ્ય—અદૃશ્યત્વાદિ ગુણવાળા ભૂતોના કારણને શરીરની માફક રૂપનો સભવ કેવી રીતે હોઈ શકે?

ગુરુ—સર્વને વિશે આત્મભાવ પરમાત્માનો છે, માટે તેના સબંધમા રૂપનું નિરૂપણ કર્યું છે. પરમાત્માને શરીર છે, એવા આશયથી આ કહ્યું નથી માટે પરમાત્મામાં રૂપનો

દોષ નથી. જેમકે તૈત્તિરીય ઉપનિષદમાં કહ્યું છે કે, "अहमन्नमहमन्नादः અર્થઃ—હું અન્નરૂપે અર્થાત્ ભોગ્યરૂપે તેમજ ભક્ષકરૂપે અર્થાત્ ભોક્તારૂપે પણ હું છું."

શિષ્ય:—કેટલાકનું માનવું એમ છે કે, આ સ્થળે ભૂતયોનિરૂપ પરમાત્માના રૂપનું સૂચન નથી, પણ ઉત્પત્તિભાવનું આ સ્થળે સૂચન કરેલ છે. જેમકે, "एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी અર્થઃ— બ્રહ્મમાંથી પ્રાણની, મનની તથા સર્વ ઇન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે. વાયુની, જ્યોતિની, જળની તથા વિશ્વને ધારણ કરવાવાળી પૃથ્વીની પણ તેનામાંથી ઉત્પત્તિ થાય થાય છે." આ પ્રમાણે પ્રાણથી માંડી પૃથ્વી સુધી સર્વ તત્વની ઉત્પત્તિભાવે કરી સૂચના કરી છે. વળી છેવટના ભાગમાં કહ્યું છે કે, "तस्मादग्निः समिधो यस्य सूर्यः અર્થઃ—જેના સમિધરૂપે સૂર્ય છે, એવા અગ્નિની ઉત્પત્તિ પણ તેમાંથી થઈ છે." આ પ્રમાણે કહ્યું છે. તેમ જ કહ્યું છે કે, "अतश्च सर्वा ओषधयो रसाश्च તેમાંથી સર્વ ઓષધિઓની તથા રસોની ઉત્પત્તિ છે." આ પ્રમાણે છેવટના ભાગમાં પણ ઉત્પત્તિ ભાવવડે સ્મૃતિ નિરૂપણ કરે છે. આ સ્થળે એકદમ વચ્ચોવચ્ચ જ ભૂતયોનિના રૂપનું કેમ નિરૂપણ કર્યું ?

ગુરુ.—શ્રુતિ સર્વાત્મરૂપ સૃષ્ટિની નિરૂપણ કરી છેવટે ઉપદેશ કરે છે કે, "पुरुष एवेदं विश्वं कर्म પુરૂષ જ આ વિશ્વરૂપ તથા કર્મરૂપ છે." શ્રુતિ તથા સ્મૃતિમાં ત્રૈલોક્યના શરીરરૂપે પ્રજાપતિના જન્માદિનું નિરૂપણ કરેલું જોવામાં આવે છે. જેમકે ઋગ્વેદસંહિતામાં કહ્યું છે કે, "हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम અર્થઃ—પ્રથમ હિરણ્યગર્ભની ઉત્પત્તિ થઈ, સર્વ ભૂતોના એકરૂપે તથા પતિરૂપે તે થયો, તેણે પૃથ્વીને તથા સ્વર્ગને ધારણ કર્યું, અમે કયા દેવની હવિષવડે પૂજા કરીએ ?" અહીં समवर्तत નો અર્થ ઉત્પન્ન થયા, એમ છે. સ્મૃતિમાં કહ્યું છે કે, "स वै शरीरी प्रथमः स वै पुरुष उच्यते। आदिकर्ता स भूतानां ब्रह्माग्रे समवर्तत અર્થઃ— તેજ પ્રથમ શરીરરૂપે છે. તેજ પુરૂષરૂપે કહેવાય છે. ભૂતોના આદિ કર્તારૂપ તેની ઉત્પત્તિ બ્રહ્માથી પ્રથમ છે." વિકારયુક્ત પુરૂષનો પણ સર્વ ભૂતાન્તરાત્મારૂપે સંભવ છે. કારણ કે પ્રાણાત્માવડે સર્વ ભૂતોના અધ્યાત્મરૂપે તેની સ્થિતિ છે. આ સ્થળે पुरुष एवेदं विश्वकर्म પુરૂપ જ વિશ્વરૂપે તથા કર્મરૂપે છે." એમ સર્વ રૂપનું નિરૂપણ પરમેશ્વરની પ્રાપ્તિના હેતુરૂપ છે, એમ જાણવું. (૨૩)

શિષ્ય:—પરમાત્મારૂપે બીજા શેની ગણત્રી કરી છે ?

ગુરુ:—વૈશ્વાનર પણ પરમાત્મારૂપે છે. આ જ બાબત દૃઢ કરવા નીચેનું સૂત્ર છે. જેમકે;—

## અધિકરણ ૭ મું–મન્ત્ર ૨૪ મું

## વૈશ્વાનર પરમાત્મારૂપે.

वैश्वानरः साधारणशब्दविशेषात् ॥ २४ ॥

સૂત્રાર્થ –વૈશ્વાનર પણ પરમાત્મારૂપે છે; કારણ કે આત્મા તથા વૈશ્વાનર આ આ બે સામાન્ય શબ્દમા પણ વૈશ્વાનરની વિશેષતા છે. માટે તે પરમાત્મારૂપે છે. (૨૪)

ટીકા.–શિષ્ય –" को न आत्मा किं ब्रह्म । आत्मानमेवेम वैश्वानरं सम्प्रत्यध्येषि तमेव नो ब्रूहि (છા૦ ૫–૧૧–૬) આત્મા એ શુ છે ? બ્રહ્મ એ શુ છે ? તમે વૈશ્વાનર આત્મા વિશે જે જાણો છો, તેનો અમને ઉપદેશ કરશો " આ રીતની શરૂઆત કરી સ્વર્ગ, સૂર્ય, વાયુ, આકાશ, જળ, તથા પૃથ્વીમા સમ્યક્ પ્રકારનું તેજ છે, એમ ગુણનું નિરૂપણ છે. તેમ જ દરેકની ઉપાસનાની નિન્દા કરી વૈશ્વાનર સર્વ કરતા શ્રેષ્ઠ છે, એ રીતનો ઉપદેશ કર્યો છે વળી શ્રુતિમા પણ કહ્યુ છે કે, "यस्त्वेतमेव प्रादेशमात्रमभिविमानमात्मानं वैश्वानरमुपास्ते स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मस्वन्नमत्ति तस्य ह वा एतस्यात्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाश्चक्षुर्विश्वरूपः प्राणः पृथग्वर्त्मात्मा संदेहो बहुलो बस्तिरेव रयिः पृथिव्येव पादावुर एव वेदिर्लोमानि बर्हिर्हृदयं गार्हपत्यो मनोऽन्वाहार्यपचन आस्यमाहवनीयः (૫–૧૮–૨) વિશ્વાત્મા જે પ્રાદેશ માત્રરૂપ, અર્થાત્ જે પૃથ્વી તથા સ્વર્ગને વિશે વ્યાપ્તરૂપે તથા જે અહં શબ્દથી નિર્દિષ્ટ મુખ્ય વસ્તુરૂપ છે તે વૈશ્વાનર આત્માને પ્રત્યક્ બ્રહ્મરૂપે જે ઉપાસે છે, તે ઉપાસક સર્વ લોક વિશે, ચરાચર વિશે તથા સર્વે દેહેન્દ્રિયાદિ વિશે સ્થિતિ કરી, સર્વત્ર અન્નનુ સારી રીતે ભક્ષણ કરી શકે છે ખરેખર આ સર્વત્ર વ્યાપક પરમાત્માનુ સ્વર્ગ મસ્તકરૂપે છે, આદિત્ય ચક્ષુરૂપે છે, વાયુ પ્રાણરૂપે છે, આકાશ ઉદરરૂપે છે, જળ બસ્તિરૂપે છે, તથા પૃથ્વી પાદરૂપે છે વેદી વક્ષસ્રૂપે છે, બર્હિ કેશરૂપ છે, ગાર્હપત્યાગ્નિ તેના અંતઃકરણરૂપ છે, અન્વાહાર્યપચનઅગ્નિ તેના મનરૂપ છે, તથા અહવનીયાગ્નિ તેના મુખરૂપ છે (આ રીતે તમે તેની ઉપાસના કરો)." હવે શકા એ ઉઠે છે કે, શુ વૈશ્વાનર શબ્દવડે જઠરાગ્નિનો ઉપદેશ છે, ભૂતાગ્નિનો ઉપદેશ છે, તેના અભિમાની દેવતાનો, જીવનો કે પરમેશ્વરનો ઉપદેશ છે ? આપ કહેશો કે, અહીં સંશય કરવાનુ કારણ નથી વૈશ્વાનર એટલે જઠરાગ્નિ, ભૂતાગ્નિ તથા દેવતારૂપે સામાન્ય શબ્દનુ નિરૂપણ થાય છે તથા આત્મા, એ શબ્દ જીવ તથા પરમેશ્વરનો સામાન્ય વાચક છે અહીં કઈ વસ્તુ લેવી યોગ્ય છે તથા કોનો ત્યાગ યોગ્ય છે, એ રીતનો સશય થાય છે અહીં શુ સમજવુ ? હવે ધારો કે, વૈશ્વાનર વડે જઠરાગ્નિ લઈએ. કારણ કે કેટલેક સ્થળે વિશેષણરૂપે પ્રયોગ જોવામા આવે છે જેમકે "अयमग्निर्वैश्वानरो यो यमन्तः पुरुषे येनेदमन्नं पच्यते यदिदमद्यते (બૃ૦૫–૯) શરીરના મધ્યભાગમા જે અગ્નિ રહેલો છે, તેને વૈશ્વાનર કરી કહેવામા આવે છે આ અગ્નિ, જે અન્નનું પચન કર

વામા આવે છે, તેનુ પચન કરે છે." અથવા વૈશ્વ નર કહેના કેવળ અગ્નિ લેવો. સામાન્ય રીતે એમ કહ્યું છે કે, "विश्वस्मा अग्निं भुवनाय देवा वैश्वानरं केतुमह्नामकृण्वन् (ઋ. સં. ૧૦, ૮૮, ૧૨) સર્વ ભુવનોને માટે દેવોએ વૈશ્વાનર અગ્નિને દિવસના ચિહ્ન તરીકે કર્યો." અથવા અગ્નિના શરીરવાળા દેવના હોવા જોઇએ કારણ આ રીતનું પણ નિરૂપણ કર્યુ છે જેમકે, "वैश्वानरस्य सुमतौ स्याम राजा हि कं भुवनानामभिश्रीः (ઋ સં. ૧,૯૮,૧) વૈશ્વાનરની સુમતિમાં અમે થઇએ. કારણ કે સુખ આપનારા ભુવનોનો તે રાજા છે તથા અભિમુખવાળો શ્રીયુક્ત તે છે." આ શ્રુતિ ઐશ્વર્ય વગેરેથી યુક્ત દેવોમાં સંભવે છે. વળી આત્મા શબ્દને વૈશ્વાનર સાથે સમાનાધિકરણ છે. આ કારણથી શરુઆતમાં को न आत्मा किं ब्रह्म અમારો આત્મા શુ છે, બ્રહ્મ શું છે, આમ આત્મ શબ્દનો પ્રયોગ હોવાથી આત્મ શબ્દ સાથે વૈશ્વાનર શબ્દ જોડવા યોગ્ય છે એમ કહીએ, છતાં જીવ તો આત્મારૂપે હોવો જોઇએ. કારણકે આત્મા ભોક્તારૂપે છે તથા વૈશ્વાનરની સમીપમાં છે. આત્માનું પ્રાદેશ માત્ર વિશેષણ ઉપાધિથી પરિચ્છિન્નપણામા ઘટે છે. માટે વૈશ્વાનર ઇશ્વરરૂપે નથી.

ગુરૂ-વૈશ્વાનર પરમાત્મારૂપે થવા યોગ્ય છે. કારણ કે સાધારણ શબ્દના વિશેષરૂપે છે. વૈશ્વાનર તથા આત્મા સામાન્ય શબ્દ છે, તેમા વૈશ્વાનર વિશેષરૂપે છે. જો કે આત્મા તથા વૈશ્વાનર બેઉ શબ્દો સાધારણરૂપે છે. તેમાં વૈશ્વાનર શબ્દ પણ ત્રણ ધર્મરૂપે અર્થાત્ જીવ, પરમાત્મા તથા અગ્નિરૂપે છે તથા આત્મા શબ્દ બે સામાન્યરૂપે અર્થાત્ જીવાત્મા અને પરમાત્મારૂપે છે તો પણ તેના વિશેષતા હોવાથી બેઉમા પરમેશ્વરપણું કહેવાય છે. જેમકે "तस्य ह वा एतस्यात्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाः આ આત્મરૂપ વૈશ્વાનરનું મસ્તક પુષ્કળ તેજવાળું છે." આ સ્થળે પરમેશ્વરનો જ દ્યુમૂર્ધત્વાદિ વિશિષ્ટરૂપે તથા અન્ય અવસ્થાને પામેલરૂપે પ્રત્યગાત્માપણાથી ધ્યાનને માટે સ્વીકાર કર્યો છે. કારણ કે તે કારણરૂપે છે

કારણરૂપ પરમાત્માની જ સર્વ કાર્યવાળી અવસ્થામાં સ્થિતિ હોવાથી દ્યુલોકઆદિ અવયવરૂપે સૂચના થાય છે. "स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मस्वन्नमत्ति તે સર્વ લોકમાં, સર્વ ભૂતોમાં તથા સર્વ આત્મામાં અન્નનું ભક્ષણ કરે છે." આ રીતે સર્વ લોકાદિના આશ્રયરૂપ ફળ જે કહ્યું છે, તે પરમ કારણરૂપ શરીરવિશે જ સંભવે છે. "एवं हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते (છા. ૫-૨૪-૩) આ રીતે અધિકારીના સર્વ પાપો બળી જાય છે." આ રીતે આત્મસાક્ષાત્કારવાળાના સર્વ પાપનો નાશ કહ્યો છે." को न आत्मा किं ब्रह्म અમારો આત્મા કયો છે તથા બ્રહ્મ શું છે" આ રીતે આત્મા તથા બ્રહ્મ શબ્દવડે આરંભ કરી, જે કાંઇ વિશેષણો આપ્યા છે, તે પરમેશ્વરને જ ઓળખવે છે. માટે પરમેશ્વર જ વૈશ્વાનરરૂપે છે

શિષ્યઃ—પરમેશ્વર જ વૈશ્વાનરરૂપે છે, આના સંબંધમાં શ્રુતિ સિવાય બીજું કાંઇ પ્રમાણ છે ?

ગુરુઃ—હા, સ્મૃતિનું પણ આ સંબંધી પ્રમાણ છે. જેમકે;—

## અધિકરણ ૭—સૂત્ર ૨૫ મું.

## પરમાત્માના વૈશ્વાનરમાં સ્મૃતિ પ્રમાણ.

**स्मर्यमाणमनुमानं स्यादिति ।।२५।।**

સૂત્રાર્થઃ-સ્મૃતિવડે પ્રતિપાદન થતું પરમાત્મરૂપ વૈશ્વાનરરૂપે છે એમ શ્રુતિ તથા સ્મૃતિ બેઉનું અનુમાન એક સરખું છે. (૨૫)

ગુરુઃ—વળી સ્મૃતિથી પણ પરમેશ્વર ત્માનું વૈશ્વાનરરૂપે છે. કારણ કે પરમેશ્વરનું મુખ અગ્નિરૂપે તથા મસ્તક સ્વર્ગરૂપે છે. આ રીતે પરમાત્માનું ત્રૈલોક્યાત્મક સ્વરૂપ કહેવાય છે. જેમકે "यस्य ऽग्निरास्यं द्यौर्मूर्धा खं नाभिश्चरणौ क्षितिः सूर्यश्चक्षुर्दिशः श्रोत्रं तस्मै लोकात्मने नमः" જેનું મુખ અગ્નિરૂપે, સ્વર્ગ મસ્તકરૂપે, આકાશ નાભિરૂપે, પગ પૃથ્વીરૂપે, સૂર્ય ચક્ષુરૂપે, તથા દિશાઓ શ્રોત્રરૂપે છે. આ લોકાત્મારૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું" આ રીતે સ્મૃતિમાં કહેવાયેલ પરમાત્માનું સ્વરૂપ મૂલભૂત શ્રુતિને સરખું જ છે. આથી વૈશ્વાનર શબ્દનું પરમેશ્વરરૂપ અનુમાન પ્રમાણે સ્વીકારવા યોગ્ય છે. અહીં મૂળ સૂત્રમાં इति શબ્દ વાપર્યો છે, તે હેતુને માટે છે. આ રીતનું સ્મૃતિમાં અનુમાન છે તેથી પણ વૈશ્વાનર પરમાત્મારૂપે છે, આ રીતનો અર્થ છે. જો કે तस्मै लोकात्मने नमः આ રીતે સ્તુતિ છે, પણ તે મૂળરૂપ વેદવચનમાં ન હોય તો આવા રૂપમાં યોગ્ય રીતે સંભવે નહિ. द्यां मूर्धानं यस्य विप्रा वदन्ति खं वै नाभिं चन्द्रसूर्यौ च नेत्रे। दिशः श्रोत्रे विद्धि पादौ क्षितिं च सोऽचिन्त्यात्मा सर्वभूतप्रणेता વિદ્વાનો સ્વર્ગલોકને જેનું માથું, આકાશને નાભિ, ચંદ્ર તથા સૂર્યને નેત્ર, દિશાઓને કાન, તથા પૃથ્વીને પાદ કહે છે, તે આત્મા અચિંત્યરૂપે તથા સર્વ ભૂતોના પ્રણેતારૂપે છે, એમ તું જાણ." આ રીતની સ્મૃતિ આ સ્થળે દષ્ટાંતરૂપે છે. (૨૫)

*શિષ્યઃ—વૈશ્વાનર પરમાત્મારૂપે કેમ* કહેવાય ? કારણ કે પરમાત્માનાં મૂર્દ્ધા, નાભિ આદિ શબ્દો કહેલા છે. વળી પરમાત્માની સ્થિતિ અંદર સર્વમાં વ્યાપક રૂપે છે, તો પછી પરમાત્મા સંબંધીના શબ્દો વૈશ્વાનરને કેવી રીતે લાગુ પડે ? તેમ જ અંતઃસ્થ સર્વવ્યાપકરૂપતા પણ વૈશ્વાનરને કેવી રીતે હોઇ શકે ?

ગુરુઃ—પરમાત્મા જઠરાગ્નિમાં છે. એ રીતનો ઉપદેશ છે. તેમ જ વાજસનેયી શાખાવાળા વૈશ્વાનરને પરમાત્મારૂપે સૂચવે છે. જેમકે;—

## અધિકરણ ૭મું-સૂત્ર ૨૬ મું.

## પરમાત્માના વૈશ્વાનરમાં વાજસનેયીનું મત.

शब्दादिभ्योऽन्तः प्रतिष्ठानाच्च नेति चेन्न तथा दृष्टयुपदेशादसंभवात्पुरुषमपि चैनमधीयते ॥ २६ ॥

સૂત્રાર્થઃ-શબ્દાદિવડે તેમજ અંદરને વિષે સ્થિતિ હોવાથી વૈશ્વાનર પરમાત્મારૂપે નથી, એમ કહેવું અયોગ્ય છે. કારણ કે જઠરઅગ્નિના સંબંધમાં પરમેશ્વરરૂપ દૃષ્ટિનો અર્થાત્ પરમેશ્વર તરીકેનો ઉપદેશ શ્રુતિમાં છે. જો કે પરમાત્માની માફક જઠરાગ્નિમાં સ્વર્ગ, મસ્તક આદિનો સંભવ નથી. તે જ પ્રમાણે વાજસનેયી શાખાવાળાઓ પણ વૈશ્વાનરનું પુરુષરૂપે નિરૂપણ કરે છે.(૨૬)

ટીકાઃ-શિષ્યઃ-પરમેશ્વર વૈશ્વાનરરૂપે થવા યોગ્ય નથી. કારણ કે શબ્દાદિવડે અર્થાત્ પરમાત્માથી ભિન્નરૂપે નિરૂપણ છે તેથી તેમ જ વૈશ્વાનરની સ્થિતિ અંદરને વિષે છે. કેમકે તે શબ્દ અર્થાત્ વૈશ્વાનર શબ્દનો સંભવ પરમેશ્વરમાં નથી. કેમકે તેનો અર્થ બીજી રીતે થાય છે. દૃષ્ટાંત તરીકે અગ્નિ શબ્દ વૈશ્વાનર માટે વપરાય છે. જેમકે "सएषोऽग्निर्वैश्वानरः આ અગ્નિ વૈશ્વાનરરૂપે છે." અહીં જે આદિ શબ્દ વાપર્યો છે તેવડે हृदयं गार्हपत्यः (છાં.) હૃદય, ગાર્હપત્ય તથા અગ્નિ એમ ત્રણની કલ્પનાને ગ્રહણ કરવી. વળી-" तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयम् તેમાં જે અન્ન પ્રથમ આવે તે હોમના સાધનરૂપે છે" આ શ્રુતિથી પ્રાણાહુતિનું અર્થાત્ વૈશ્વાનરનું સૂચન કર્યું છે, એ રીતની કલ્પના જાણવી. આ સર્વ કારણોને લીધે જઠરાગ્નિને વૈશ્વાનરરૂપે જાણવો યોગ્ય છે. આ જ રીતે શ્રુતિમાં કહ્યું છે કે, જઠરાગ્નિની સ્થિતિ અંદરને વિષે છે. જેમકે 'पुरुषेऽन्तः प्रतिष्ठितं वेद અર્થઃ-પુરૂષની અંદર સ્થિત થયેલા તેને જે જાણે છે" આ બાબત જઠરાગ્નિના સંબંધમાં છે. વળી "मुर्धैव सुतेजा તેનું માથું પુષ્કળ તેજવાળું છે." ઇત્યાદિ વિશેષ કારણને લીધે પરમાત્મા વૈશ્વાનરરૂપે છે. આના સંબંધમાં મારૂં માનવું એમ છે કે, આમ હોઇ શકે નહિ. જો કે બેઉ પ્રકારનું વિશેષરૂપે જ્ઞાન થયા છતાં પરમેશ્વર સંબંધી વિશેષ આશ્રય કરવા યોગ્ય છે. પણ જઠરાગ્નિ સંબંધી વિશેષ નહિ. વળી ભૂતાગ્નિનો નિર્દેશ અંદર તથા બહાર રહેવારૂપે થશે. મંત્ર વર્ણવડે ભૂતાગ્નિનો દ્યુ લોક આદિ સાથે સંબંધ નિરૂપણ કરાયેલ છે. જેમકે, यो भानुना पृथिवीं द्युमुतेमामाततान रोदसी अन्तरिक्षम् (ઋ. સં.) આ ભૂતાગ્નિએ પૃથ્વી તથા સ્વર્ગ અર્થાત્ રોદસી તથા અંતરિક્ષને પોતાના તેજવડે વ્યાપ્ત કર્યાં છે. આનું ધ્યાન કરવું જોઇએ." અથવા તો શરીરયુક્ત દેવતાનું ઐશ્વર્યના યોગવડે દ્યુ લોક આદિ અવયવપણું થશે. માટે પરમેશ્વર વૈશ્વાનરરૂપે નથી.

ગુરુઃ-તેમ નથી. કારણ કે વૈશ્વાનરને પરમેશ્વરરૂપે જોવાનો ઉપદેશ છે. શબ્દાદિ કારણોને લઈ પરમેશ્વર વૈશ્વાનરરૂપે નથી, એમ કહેવું યુક્ત નથી.

શિષ્યઃ-કેમ યુક્ત નથી ?

ગુરુઃ-કારણ કે વૈશ્વાનરને જઠરાગ્નિરૂપે ગણ્યો છે, છતાં પરમેશ્વરરૂપ ગણના તેમાં છે, આ રીતનો ઉપદેશ છે. પરમેશ્વર તરીકેની ગણનારૂપે જઠર તથા વૈશ્વાનરનો ઉપદેશ છે જેમકે "मनोब्रह्मेत्युपासीत અર્થ:-મન બ્રહ્મરૂપે છે, એમ ઉપાસના કરવી જોઈએ." અથવા તો જઠર અને વૈશ્વાનરરૂપ ઉપાધિવાળા પરમેશ્વરનો દ્રષ્ટવ્યપણાવડે ઉપદેશ કર્યો છે. જેમકે "मनोमयः प्राणशरीरो भारूपः અર્થ:-વૈશ્વાનર મનોમયરૂપે, પ્રાણશરીરરૂપે તથા પ્રકાશસ્વરૂપે છે." જો આ સ્થળે પરમાત્માનું નિરૂપણ ન હોય, પણ જઠરાગ્નિનું જ નિરૂપણ હોય તો "તેનું માથું પુષ્કળ પ્રકાશવાળું છે" ઇત્યાદિ વિશેષનો સંભવ થાય નહિ દેવતા તથા ભૂતાગ્નિનો આશ્રય લીધા વિના પરમેશ્વર સંબંધી આ વિશેષભાવ નિરૂપણ કરવો શક્ય નથી. આ સંબંધી ઉત્તર સૂત્રમાં કહીશું. જો કેવળ જઠરાગ્નિનું જ નિરૂપણ હોત તો પુરૂષના અંદર તે વિશે રહેવાપણું કેવળ જાઠરનું થાય, પણ પુરૂષત્વ પ્રાપ્ત થાય નહિ. વાજસનેયીઓ પણ પુરૂષરૂપે આ વૈશ્વાનરનું સ્મરણ કરે છે. "स एषोऽग्निर्वैश्वानरो यत्पुरुषः स यो हैतमेवमग्निं वैश्वानरं पुरुषविधं पुरुषेऽन्तः प्रतिष्ठितं वेद (શ૦ બ્રા૦) જે પુરૂષ છે, તે વૈશ્વાનર અગ્નિરૂપ છે. જે આ વૈશ્વાનર અગ્નિને આ પ્રમાણે પુરૂષસદૃશ તથા પુરૂષને અંદર રહેલા રૂપે જાણે છે તે સર્વ ભોગ ભોગવે છે." પરમેશ્વરનું સર્વાત્મકપણું હોવાથી પુરૂષપણું તથા પુરૂષની અંદર રહેવાપણું, એમ બેઉ સંભવે છે. જેઓ पुरुषविधमपि चैनमधीयते આ રીતનો પાઠ સ્વીકારે છે, તેઓ તેનો અર્થ નીચે પ્રમાણે કરે છે.-કેવળ જાઠર સ્વીકારવાથી પુરૂષને વિશે સ્થિત થાય, પણ પુરૂષ સદૃશપણું ઘટે નહિ. વાજસનેયીઓ એ પુરૂષસદૃશ છે, એમ પણ અધ્યયન કરે છે. "पुरुषविधं पुरुषेऽन्तः प्रतिष्ठितं वेद અર્થઃ-જે આને પુરૂષસદૃશ તથા પુરૂષને વિશે અંદર રહેવારૂપે જાણે છે." આમ સ્વર્ગ તથા મસ્તકથી આરંભી પૃથ્વી પ્રતિષ્ઠિત પર્યંત જે પુરૂષસદૃશ અધિદૈવત્વરૂપે છે તથા મસ્તકથી લઈ દાઢીપર્યંત અધ્યાત્મરૂપે છે, તે પુરૂષ વિધનું અહીં ગ્રહણ કર્યું છે. (૨૬)

શિષ્યઃ-આ રીતે ભૂતાગ્નિનો દ્યુલોકાદિ સાથે સંબંધ હોવાથી, તેમજ તેની અવયવરૂપે કલ્પના મંત્ર વર્ણમાં હોવાથી વૈશ્વાનર દેવતારૂપે તેમજ ભૂતાગ્નિરૂપે નથી.

ગુરુઃ-આજ તારા હેતુને સિદ્ધ કરવા પૂર્વપક્ષરૂપે વ્યાસ ભગવાને ૨૭ મા સૂત્રની યોજના કરી છે. જેમકે, ।



## અધિકરણ ૭ મું-સૂત્ર ૨૭ મું.

## વૈશ્વાનર દેવતારૂપે તથા ભૂતાગ્નિરૂપે.

अत एव न देवता भूत च ॥ २७॥

સૂત્રાર્થ -ઉપર દર્શાવેલ કારણોને લીધે વૈશ્વાનર દેવતારૂપે તેમ જ ભૂતાગ્નિરૂપે નથી. (૨૭)

ટીકા:-શિષ્ય-ભૂતાગ્નિનો મંત્ર વર્ણમાં દ્યુલોકાદિ સંબધ જોવામાં આવે છે, તેમ જ "માથુ પ્રકાશવાળું છે" એ રીતે અવયવની કલ્પના પરમાત્માની થશે અર્થાત્ શરીરયુક્ત દેવની ઐશ્વર્યના યોગવડે આ કલ્પના બની શકશે. આનો પરિહાર કરવો જોઇએ. મારૂં કહેવું એમ છે કે, પૂર્વે કહેલ કારણને લીધે જ વૈશ્વાનર દેવતારૂપે નથી, તેમ જ વૈશ્વાનર ભૂતાગ્નિરૂપે નથી. ભૂતાગ્નિનો ઉષ્ણુતા તથા પ્રકાશ માત્ર સ્વરૂપ હોવાથી તેમાં દ્યુમૂર્ધત્વાદિ કલ્પના યોગ્ય નથી. કારણકે જે વિકારરૂપે છે, તેને અન્ય વિકાર થવો અસંભવિત છે. તેમ જો કે દેવતામાં ઐશ્વર્ય યોગ છે, છતાં તેની દ્યુમૂર્ધત્વાદિ કલ્પના સંભવતી નથી. કારણ કે તેનામાં કારણનો અભાવ છે, તેમ જ ઐશ્વર્ય યોગ પરમેશ્વરાધીન છે. આ સર્વ પક્ષમાં આત્મશબ્દનો અસંભવ તો રહેલ જ છે. (૨૭)

ગુરુ-આ ૨૭ મા સૂત્રનું નિરાકરણ ૨૮ મા સૂત્રવડે થઇ શકે છે.

શિષ્ય:-તે કેવી રીતે ?

ગુરુ.-આના દૃષ્ટાંત તરીકે કહ્યું છે કે, જૈમિની મુનિ પણ વૈશ્વાનરની પરમાત્મારૂપે ઉપાસના માને છે. જેમકે,-

---

## અધિકરણ ૭ મું-સૂત્ર ૨૮ મું.

## વૈશ્વાનરરૂપ પરમાત્મામાં જૈમિનિનું મત.

साक्षादप्यविरोधं जैमिनिः ॥ २८॥

સૂત્રાર્થ:-સાક્ષાત્ વૈશ્વાનરની પરમાત્મા તરીકે ઉપાસના કરવી જોઇએ, એમ જૈમિનીનો પણ મત છે. (૨૮)

શિષ્ય-પૂર્વે એમ કહ્યું છે કે, જઠરાગ્નિસ્વરૂપ અથવા જઠરાગ્નિ ઉપાધિવાળા પરમેશ્વરની ઉપાસના કરવી જોઇએ. આમ કહ્યું છે તેનું કારણ એ કે, આ અગ્નિની સ્થિતિ અંદરને વિશે છે. હવે સ્વરૂપ અથવા ઉપાધિની કલ્પના વિના સાક્ષાત્ પરમેશ્વરની ઉપાસના ગ્રહણ કરવામાં કાંઈ વિરોધ નથી, એમ જૈમિનિ નામના આચાર્ય માને છે. પણ જો જઠરાગ્નિનું ગ્રહણ ન કરીએ તો અંતઃસ્થિતિવાળા વચનમાં તથા શબ્દાદિ કારણમાં વિરોધ આવશે, તેનું કેમ ?

ગુરુ:-અંતઃ સ્થિતિત્વવાળું વચન અસંગત થશે નહિ. " पुरुषविध पुरुषेऽन्तः प्रतिष्ठित वेद પુરૂષસ્વરૂપ તથા પુરૂષ વિષે અંત સ્થિતિવાળો જે જાણે છે " આમ

જે કહ્યું છે, તે જઠરાગ્નિના અભિપ્રાયથી કહ્યું નથી, કારણ કે પ્રકૃતરૂપે તે નથી, તેમજ શબ્દવાચ્ય પણ નથી.

શિષ્ય:–જ્યારે તે પ્રકૃતરૂપે કે શબ્દ વાચ્ય નથી, ત્યારે તે કેવું છે ?

ગુરુ:–મસ્તકથી લઇ દાઢી પર્યંત પુરૂષના અવયવ વિશે જે પ્રકૃતની કલ્પના કરી છે, તે નીચલા અભિપ્રાયને લઈ કહી છે. "पुरुषविध पुरुषेऽन्तः प्रतिष्ठित वेद અર્થઃ–પુરૂષ સ્વરૂપ તેમજ પુરૂષ વિશે અંતઃસ્થિતિવાળારૂપે જે જાણે છે." દૃષ્ટાંત તરીકે વૃક્ષપર રહેલ શાખાને જુવે છે, તે પ્રમાણે. અથવા તો જે પરમાત્મા પ્રકૃતરૂપે, અધ્યાત્મરૂપે તથા અધિદૈવત રૂપે છે, તેમજ પુરૂષસ્વરૂપ ઉપાધિરૂપે જે છે, તે કેવળ સાક્ષીરૂપને અનુસરી કહ્યું છે. જેમકે "पुरुषेऽतः प्रतिष्ठित वेद અર્થઃ–પુરૂષમાં અંદર રહેલાં રૂપે જે જાણે છે." પૂર્વાપરના અનુસંધાનથી પરમાત્મારૂપે સ્વીકાર નિશ્ચિત થયો, એટલે વૈશ્વાનર શબ્દ કોઇ પણ વ્યુત્પત્તિવડે તે જ અર્થનું સૂચન કરશે. વૈશ્વાનરની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે છે;–विश्वश्चाय नरश्चेति વિશ્વરૂપી નર, विश्वस्य अयं नर વિશ્વના આ નર, અથવા विश्वे नरा अस्येति વિશ્વમાં નરો જેમ છે તે વિશ્વાનર, અથવા પરમાત્મા. કારણ કે તે સર્વાત્મારૂપે છે. વિશ્વાનર તેજ વૈશ્વાનર કહેવાય છે. રાક્ષસ વાયસ આદિની માફક પ્રકૃત અર્થને સૂચવનાર તદ્ધિત પ્રત્યય છે અગ્નિ શબ્દની વ્યુત્પત્તિ એ છે કે, અગ્રે દોરવી લઈ જવું તથા આ રીતના અર્થના નિરૂપણથી પરમાત્માનું જ સૂચન થશે. ગાર્હપત્યાદિ કલ્પના તેમજ પ્રાણાહુતિનું અધિકરણપણું સર્વાત્મપણાથી પરમાત્માને જ યુક્ત છે. (૨૮)

શિષ્ય:–પરમેશ્વરનો પરિગ્રહ કરીએ તો પ્રાદેશ માત્ર પરમાત્માનું સ્વરૂપ, જે શ્રુતિ પ્રતિપાદન કરે છે, તે કેવી રીતે યુક્ત થાય ?

ગુરુ:–આ સંબંધનું જ નિરૂપણ ૨૯ મા સૂત્રમાં જણાવ્યું છે. આત્મા અપરિમાણરૂપે છે, એમ અશ્મરથિ મતવાળા માને છે. જેમકે;–

---

## અધિકરણ ૭ મું–સૂત્ર ૨૯ મું.

### અશ્મરથિનો મત.

अभिव्यक्तेरित्याश्मरथ्यः ॥२९॥

સૂત્રાર્થ:–શ્રુતિનું આ પ્રમાણેનું પરિસ્ફોટન છે, એમ અશ્મરથિ મતવાળા માને છે. (૨૯)

ગુરુ:–અપરિમાણરૂપ પરમાત્માનું પ્રાદેશ માત્રપણું કેવળ પરિસ્ફોટન માટે જ હોવું જોઇએ. ઉપાસકના હિત અર્થે પરમેશ્વરનું પ્રાદેશમાત્ર પરિમાણ વ્યક્ત થાય છે. અમુક સ્થાન અથવા હૃદયાદિ, આત્મસાક્ષાત્કારનાં સ્થાન હોવાથી વિશેષણરૂપે પ્રાદેશમાત્ર શબ્દ યોગ્ય થાય છે. માટે પરમેશ્વરના સંબંધમાં પ્રાદેશ

માત્રરૂપ જે શ્રુતિ કહી છે તે યોગ્ય છે. એમ આશ્મરથ્ય આચાર્ય માને છે. (૨૯)

શિષ્યઃ-બીજા કોઈ આચાર્યનું આના સંબંધમાં જે મત હોય, તે જણાવશો.

ગુરુઃ-બાદરિ આચાર્ય માને છે કે, પરમેશ્વરના સ્મરણને લીધે પ્રાદેશ માત્ર શ્રુતિ યોગ્ય છે. જેમકેઃ—

## અધિકરણ ૭ મું-સૂત્ર ૩૦ મું.
## બાદરિનો મત.

अनुस्मृतेर्बादरिः ॥ ३० ॥

સૂત્રાર્થઃ બાદરિ નામના આચાર્ય એમ માને છે કે, પરમેશ્વરને વિશે અનુસ્મરણ હોવાથી પ્રાદેશ માત્ર શ્રુતિ યોગ્ય છે.

ગુરૂઃ-પ્રાદેશ માત્ર હૃદયમાં સ્થિતિ કરેલા મનવડે પરમાત્માનું સ્મરણ થઇ શકે છે. આથી તે પ્રાદેશ માત્ર કહેવાય છે. જેવી રીતે પ્રસ્થ પરિમાણથી મપાચલા જવને પ્રસ્થ કહેવામાં આવે છે, તે પ્રમાણે આદેશ માત્ર છે. જો કે જવમાં પોતામાં રહેલ પરિમાણ પ્રસ્થ સંબંધવડે વ્યક્ત થાય છે, પણ પરમેશ્વરના સંબંધમાં કાંઇ પરિમાણ નથી, કે જે પરિમાણ હૃદયના સંબંધવડે વ્યક્ત થાય. છતાં પ્રાદેશ માત્ર શ્રુતિ કહેલ છે, તે કેવળ અનુસ્મરણને અવલંબી કહેલ છે. પરમાત્મા આ પ્રાદેશ માત્ર છે, છતાં પ્રાદેશ માત્ર શ્રુતિ બધબેસતી થાય, માટે પ્રાદેશ માત્રવડે પરમાત્મા સ્મરણ કરવા યોગ્ય થાય છે, એમ જાણવું. આ રીતે બાદરિ આચાર્ય માને છે કે, પરમેશ્વરમાં જે આદેશ માત્ર શ્રુતિ છે, તે અનુસ્મૃતિ નિમિત્ત જ છે. (૩૦)

શિષ્યઃ-બીજા કોઈ આચાર્યનું આના સંબંધી શું મત છે, તે કહો.

ગુરૂઃ-હા, જૈમિનિ મુનિ એમ માને છે કે, પ્રાદેશ માત્ર શ્રુતિ સંપત્તિના બળવડે યુક્ત છે. જેમકે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૩૧ મું.
## જૈમિનિનો મત.

सपत्तेरितिजैमिनिस्तथा हि दर्शयति ॥३१॥

સૂત્રાર્થઃ-જૈમિનિ આચાર્ય માને છે કે, સંપત્તિથી પ્રાદેશ માત્ર શ્રુતિ યોગ્ય છે. કેમકે શ્રુતિ પણ તેજ રીતિ દર્શાવે છે.

ગુરૂઃ-સંપત્તિ* નિમિત્તને લઇ પ્રાદેશ માત્ર શ્રુતિ યોગ્ય થાય.

શિષ્યઃ-તે કેવી રીતે ?

ગુરૂઃ-સમાન પ્રકરણવાળું વાજસનેયી બ્રાહ્મણ, સ્વર્ગથી માંડી પૃથ્વી પર્યંતનાં ત્રૈલોક્ય સ્વરૂપો વૈશ્વાનરના અવયવોરૂપે છે. આ અવયોવોની અધ્યાત્મ મસ્તકથી લઈ દાઢી પર્યંત દેહના અવયવમાં કલ્પના કરી છે. આ રીતે તે બ્રાહ્મણમાં પરમાત્માની પ્રાદેશ માત્ર

*સંપત્તિ-અલ્પ વસ્તુનું આલંબન કરી તેના મુખથી મહાન્ વસ્તુની પ્રાપ્તિ કરવી તે

સંપત્તિ દર્શાવી છે. જેમકે, “प्रादेशमात्रमिव ह वै देवाः सुविदिता अभिसंपन्नास्तथा तु व एतान्वक्ष्यामि यथा प्रादेशमात्रमेवाभिसंपादयिष्यामीति, स होवाच मूर्धानमुपदिशन्नुवाचैष वा अतिष्ठा वैश्वानर इति। चक्षुषी उपदिशन्नुवाचैष वै सुतेजा वैश्वानर इति। नासिके उपदिशन्नुवाचैष वै पृथग्वर्त्मात्मा वैश्वानर इति। मुख्यमाकाशमुपदिशन्नुवाचैष वै बहुलो वैश्वानर इति। मुख्या अप उपदिशन्नुवाचैष वै रयिर्वैश्वानर इति। चुबुकमुपदिशन्नुवाचैष वै प्रतिष्ठा वैश्वानर इति अर्थः–ખરેખર અપરિછિન્ન એવા ઈશ્વરને જાણે પ્રાદેશ માત્ર હોય એવી કલ્પના કરી, દેવોએ તેનું સમ્યક્ જ્ઞાન મેળવ્યું તથા સારી રીતે પ્રાપ્ત કર્યો. જે પ્રમાણે પ્રાદેશ માત્ર રૂપ પરમાત્માને હું પ્રાપ્ત કરીશ તે પ્રમાણે દેવોને પરમાત્માના અવયવો કહીશ, એમ તેણે કહ્યું. તેણે મસ્તક દર્શાવી કહ્યું; ખરેખર આ મારું માથું ભૂરાદિ લોકને અતિકાન્ત થયેલ દ્યુ લોક વૈશ્વાનરરૂપે છે. આંખ દર્શાવી કહ્યું,–ખરેખર આ પુષ્કળ તેજવાળો વૈશ્વાનર છે. નાસિકા દર્શાવી કહ્યું; ખરેખર આ ભિન્ન ગતિ સ્વરૂપ વૈશ્વાનર છે. મુખમાં રહેલ આકાશને બતાવી કહ્યું; ખરેખર આ વ્યાપક રૂપ વૈશ્વાનર છે. મુખમાં રહેલ જળને દર્શાવી કહ્યું; ખરેખર આ રયિ સ્વરૂપ વૈશ્વાનર છે. દાઢીને દર્શાવી કહ્યું; આ પ્રતિષ્ઠા સ્વરૂપ વૈશ્વાનર છે.” અહીં ચુબુકનો અર્થ મુખની હેઠળનો ભાગ થાય છે. જો કે વાજસનેયી બ્રાહ્મણમાં આકાશનું અતિક્રમણ કરી જવાનો ગુણ દર્શાવ્યો છે, આદિત્યને સુતેજ ગુણવાળો કહ્યો છે, તથા છાંદોગ્યમાં આકાશને સુતેજ ગુણવાળું કહ્યું છે, તથા આદિત્યને વિશ્વ રૂપત્વ ગુણવાળો કહ્યો છે, છતાં આ આ વિશેષણોને લીધે કશી હાનિ પહોંચતી નથી. કારણ પ્રાદેશ માત્ર શ્રુતિ વિશેષભાવથી રહિત છે તથા સર્વ શાખામાં તે રીતનું પ્રમાણ છે. માટે જૈમિનિ આચાર્યનું મત છે કે, પ્રાદેશમાં માત્ર શ્રુતિ સંપત્તિ નિમિત્ત છે તથા તે યોગ્ય છે. (૩૧)

શિષ્યઃ–બીજા કોઈ ઋષિનો આ સંબંધી શું મત છે, તે કહો.

ગુરુઃ–જાબાલ નામના ઋષિ આ પરમાત્માને મસ્તક તથા દાઢીના મધ્ય વિશે રહેલારૂપે વર્ણવે છે. જેમકે;–



## અધિકરણ ૭ મું–સૂત્ર ૩૨ મું.

### જાબાલ આદિનો મત.

आमनन्ति चैनमस्मिन् ॥ ३२ ॥

સૂત્રાર્થઃ–વળી જાબાલ મતાનુયાયીઓ આને–પરમાત્માને આમાં અર્થાત્ મસ્તક અને દાઢીના મધ્ય વિશે સ્થિતિ કરનારારૂપે વર્ણવે છે. (૩૨)

ગુરુઃ–આ પરમેશ્વરને મસ્તક તથા દાઢીના મધ્ય ભાગમાં જાબાલ મતવાળાઓ માને છે. જેમકે, य एषोऽनन्तोऽव्यक्त आत्मा सोऽविमुक्ते प्रतिष्ठित इति। वरणायां नास्यां च मध्ये प्रतिष्ठित इति का वै वरणा का

च नासीति ॥ અર્થ:–જે અનંત અવ્યક્ત આત્મા છે, તે અવિમુક્ત એવા જીવને વિશે સ્થિતિ કરી રહેલ છે. આ જીવાત્મા ~~ક્યાં રહેલ~~ છે? વરણામાં તથા નાસીમાં રહેલ છે. હવે વરણા એટલે શું તથા તથા નાસી એટલે શું?" આ રીતે વરણા તથા નાસીનું નિરૂપણ કરી છેવટમાં કહ્યું છે કે, જે સર્વ ઇન્દ્રિયોવડે કરાયેલ પાપોનું વારણ કરે તે વરણા તથા સર્વ ઇન્દ્રિયોથી કરાયેલ પાપનો નાશ કરે તે નાસા. વળી આ જ ઉપનિષદમાં કહ્યું છે કે, " कतमच्चास्य स्थान भवति इति । भ्रुवोर्घ्राणस्य च यः संधिः स एष द्युलोकस्य परस्य च संधिर्भवतीति (જાબા.) પરમાત્માનું કયું સ્થાન છે? ભ્રુકુટી તથા નાસિકાની જે સંધિ, તે દ્યુલોક તથા પરલોકની સંધિરૂપે છે." આથી પરમેશ્વરમાં પ્રાદેશ માત્ર શ્રુતિયુક્ત છે. અભિવિમાન શ્રુતિ પ્રત્યક્ આત્માનું નિરૂપણ કરે છે. પ્રત્યક્ આત્માવડે સર્વ પ્રાણીને જ્ઞાન થાય છે, માટે તે શ્રુતિને અભિવિમાન કહે છે. પરિમાણ ભૂત જે પરમાત્માનું જ્ઞાન પ્રત્યક્ આત્માથી થાય, તે અભિવિમાન. જગતના કારણરૂપ હોવાથી જે સર્વને નિર્માણ કરે, તે અભિવિમાન કહેવાય. માટે પરમેશ્વર વૈશ્વાનર રૂપે છે, એમ સિદ્ધ થાય છે.

इति श्री मच्छंकर भगवत्पादकृतौ शारीरक मीमांसाभाष्ये चंद्रशंकरात्मज छोटालाल शर्मणा कृते भाष्यानुवादे प्रथमाध्यायस्य द्वितीयः पादः ॥ २ ॥



# પ્રથમ અધ્યાય—તૃતીયપાદ.

## બ્રહ્મનું જ્ઞેયરૂપે પ્રતિપાદન.

## भूमिका.

શિષ્યઃ—દ્વિતીય પાદમાં છેવટના સૂત્રવડે આપે સિદ્ધ કરી બતાવ્યું કે, વૈશ્વાનર પરમાત્મારૂપે છે. પણ સ્વર્ગ તથા ભૂમિના આશ્રયરૂપે કઇ વસ્તુ છે?

ગુરૂઃ—પરબ્રહ્મ જ સ્વર્ગ તથા ભૂમિ આદિના આલંબન રૂપે છે. આજ વાત પ્રથમ અધ્યાયના ત્રીજા પાદના ૧ લા સૂત્રમાં નિરૂપણ કરી છે. જેમકે;—

### અધિકરણ ૧ લું—સૂત્ર ૧ લું.

### બ્રહ્મ સર્વના આશ્રયરૂપે.

द्युभ्वाद्यायतनं स्वशब्दात् ॥ १ ॥

સૂત્રાર્થઃ—સ્વર્ગ તથા પૃથ્વી આદિના આશ્રયરૂપે પરબ્રહ્મ પરમાત્મા છે. આ વાત આત્મ શબ્દથી સિદ્ધ થાય છે. (૧)

ટીકાઃ—શિષ્યઃ—મુંડકના ૨જા મુંડકના ૨ જા ખંડના ૫ મા મંત્રમાં કહ્યું છે કે, "यस्मिन् द्यौः पृथिवी चान्तरिक्षमोतं मनः सह प्राणैश्च सर्वैः । तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतुः ॥ સ્વર્ગ, પૃથ્વી, અંતરિક્ષ તથા પ્રાણો સહિત મન આ પરબ્રહ્મમાં સ્થિત થઇને રહેલાં છે. આ પરબ્રહ્મને એક આત્મારૂપે અર્થાત્ સર્વ પ્રાણીઓના પ્રત્યક્ સ્વરૂપ આત્મારૂપે તમારે જાણવા જોઇએ. અન્ય વાણીનો ત્યાગ કરો. અમૃતત્વ પ્રાપ્તિના આ સેતુરૂપે અર્થાત્ કારણરૂપે છે." આ સ્થળે સ્વર્ગઆદિ કોઇ વસ્તુમાં સ્થિતિ કરીને રહેલ છે, એમ વચન હોવાથી કોઇ પણ વસ્તુ તેના આલંબનરૂપે હોવી જોઇએ. આ વસ્તુ શું પરબ્રહ્મરૂપે છે, અથવા તો કોઇ બીજી વસ્તુ છે, આ રીતનો મને સંદેહ થાય છે. મારૂં માનવું એમ છે કે, કોઇ અન્ય વસ્તુ પ્રાપ્ત થાય છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે "अमृतस्यैष सेतुः અમૃતના એ સેતુરૂપે છે." જેનાવડે એક પારથી બીજી પારે જવાય, તેને સેતુ કહે છે. બીજું પરબ્રહ્મના પારને પહોંચવું અશક્ય છે. કારણ કે બૃહદારણ્યકમાં કહ્યું છે કે "अनन्तमपारम् અર્થઃ—પરબ્રહ્મ અનંતરૂપે તથા અપારરૂપે છે." જો કોઇ બીજી વસ્તુ છે, એમ ગ્રહણ કરીએ તો પછી સ્મૃતિ વિશે પ્રસિદ્ધ જે પ્રધાન છે, તે લઇ શકાય. કારણ પ્રધાન કારણરૂપે હોવાથી તે સર્વના આશ્રયરૂપે થવા યોગ્ય છે. અથવા તો શ્રુતિ પ્રસિદ્ધ વાયુ હોવો જોઇએ. કારણ બૃહદારણ્યકમાં

કહ્યુ છે કે, "वायुर्वै गौतम तत्सूत्र वायुना वै गौतम सूत्रेणाय च लोकः परश्चलोकः सर्वाणि च भूतानि संदृब्धानि भवन्ति ॥ અર્થ:-હે ગૌતમ ! વાયુ સૂત્રરૂપે છે હે ગૌતમ ! જેવી રીતે સૂત્રવડે હોય તેમજ વાયુવડે આ લોક, અન્ય લોક તથા સર્વ ભુત માત્રો બંધાયલા હોય છે" વાયુની વ્યુત્પત્તિ એ કે સર્વનુ સારી રીતે ધારણ કરી શકવુ અથવા તો જીવ આશ્રયરૂપે થઈ શકે. કારણકે જીવમા ભોકતાપણુ રહેલ છે. આથી ભોગ તથા પ્રપચના આશ્રયરૂપે તેની પ્રાપ્તિ થાય છે.

ગુરુ-આજ હેતુને લઇ કહ્યુ છે કે, પરબ્રહ્મ સ્વર્ગ, પૃથ્વી આદિના આશ્રયરૂપે છે દ્યુ તથા ભૂઆદિ જેના છે તે દ્યુઆદિ આ વાક્યમા સ્વર્ગલોક પૃથ્વી, અતરિક્ષ, મન તથા પ્રાણ આ આ સર્વ સ્વરૂપવાળુ જગત્ પરોવાયેલ છે, એમ નિર્દેશ કહેલ છે માટે તે જગતના આશ્રયરૂપે પરબ્રહ્મ થવા યોગ્ય છે

શિષ્ય-પરબ્રહ્મ કેવી રીતે થવા યોગ્ય છે તથા બીજી વસ્તુ થવા યોગ્ય કેમ નહિ?

ગુરુ-સ્વશબ્દવડે અર્થાત્ આત્મ શબ્દ વડે, "तमेवैक जानथ आत्मानम् તે એકને તું આત્મરૂપે જાણુ" આ સ્થળે આત્મ શબ્દ એકરૂપે કહ્યો છે. માટે આત્મ શબ્દ પરમાત્માવાચક છે, એમ યોગ્ય રીતે ઘટે છે. જો બીજો પદાર્થ સ્વીકારીએ તો આત્મા શબ્દ સભવી શકે નહિ. કેટલેક સ્થળે સ્વશબ્દવડે બ્રહ્મનુજ અવલબનપણુ કહેવાયેલ છે. જેમકે, "सन्मूलाः सौ म्यमा सर्वाः प्रजा सदायतनाः सत्प्रतिष्ठ અર્થ-હે સોમ્ય ! સર્વ પ્રજાઓ સત્ના મૂળવાળી, સત્ના આયતનવાળી, તથા સત્ની પ્રતિષ્ઠાવાળી છે આ સ્થળે સ્વશબ્દવડે, પૂર્વના વચન વડે તેમજ આ વચનવડે બ્રહ્મનુજ નિરૂપણ થાય છે पुरुष एवेदं विश्वं कर्म तपो ब्रह्म परामृतम् । ब्रह्मैवेदममृत पुरस्ताद्ब्रह्म दक्षिण श्चोत्तरेण (મુ ૨-૨-૧૧) આ વિશ્વ, કર્મ તપ, બ્રહ્મ, પર તથા અમૃતરૂપે પુરૂષ છે. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર તથા દક્ષિણમા જે કોઇ છે તે બ્રહ્મ રૂપે છે. આ બ્રહ્મ અમૃતરૂપે છે" તેમા શ્રુતિઓ બે ભાવ વાળી છે કેટલીક કહે છે કે બ્રહ્મ સર્વના આયતનરૂપે છે તથા કેટલીક કહે છે કે, બ્રહ્મ સર્વના આયતનવાળુ છે. सर्वं ब्रह्म એમ સમાનાધિકરણ ભાવ છે. જેમ શાખા, સ્કધ તથા મૂળને લીધે વૃક્ષ અનેક સ્વરૂપે કહેવાય છે તેજ પ્રમાણે અનેક પ્રકારના રસવાળો વિવિત્ર આત્મા છે, એ રીતની શકાનો સભવ છે આ શકાને ટાળવા નિશ્ચયપૂર્વક કહ્યુ છે કે, આ આત્માને તુ એકરૂપે જાણુ આત્માને કાર્ય પ્રપચ વિશિષ્ટ વિચિત્રરૂપે જાણવો નહીં

શિષ્ય-તારે આત્માને કેવો જાણવો?

ગુરૂ-અવિદ્યાવડે આ સર્વ કાર્ય પ્રપચનો ઉદ્ભવ છે. તેનો નાશ વિદ્યાવડે થાય છે. આમ નાશ થવાથી તમે આત્માને એકરૂપે, આયતન સ્વરૂપે તથા એક રસરૂપે જાણો જેવી રીતે જે આસનપર દેવદત્ત બેઠો છે તે લાવો,

એમ કહેવાથી આસન લાવવામાં આવે છે, પણ દેવદત્તને નહિ. તે જ રીતનો આયતન સ્વરૂપ તથા એક રસરૂપ આત્માનો ઉપદેશ જાણવો જોઇએ. વળી વિકારરૂપ અમૃતને ખરૂં માનનારાની શ્રુતિમાં નિંદા કરી છે, જેમકે "मृत्यो स मृत्यु माप्नोति य इह नानेव पश्यति અર્થ –જે આત્માને અનેક પ્રકારે જુવે છે, તે એક મૃત્યુથી બીજા મૃત્યુને વારંવાર પામ્યા કરે છે." "सर्वं ब्रह्म આ જે શ્રુતિવચન છે, તે સર્વ તેના આશ્રય રૂપે છે, તે જણાવવા માટે, તેમજ પ્રપંચનો નાશ કરવા માટે છે, પણ અનેક રસના પ્રતિપાદન માટે આ ઉપદેશ નથી. "स यथा सैन्धव घनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एवैवं वा अरेऽयमात्मानन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एव । ( બૃ૦ ૪, ૫, ૧૩ ) જેમ મીઠાના ગાંગડાની અંદર તથા બહાર કંઇ નથી, પણ સર્વ કેવળ એક રસરૂપે છે તેમ આ આત્મા પણ અંદર તથા બાહ્ય કૃત્સ્નરૂપે તથા જ્ઞાનના સમૂહરૂપે છે." આ રીતે શ્રુતિમાં એક રસતા નિરૂપણ કરી છે. માટે સ્વર્ગ, પૃથ્વી આદિના આયતનરૂપે પરબ્રહ્મ છે.

શિષ્યઃ–શ્રુતિમાં સેતુ શબ્દ વાપર્યો છે. વળી સેતુથી કોઇપણ વસ્તુના પારને પહોંચવું એમ થાય છે, માટે બ્રહ્મથી કોઇ અન્ય વસ્તુ હોવી જોઇએ, જે વસ્તુ સ્વર્ગ તથા પૃથ્વી આદિના આયતન રૂપે હોય.

ગુરુઃ–શ્રુતિમાં સેતુનું જે નિરૂપણ કર્યું છે, તે કેવળ આત્માનો નિશ્ચય કરવા માટે કહ્યું છે. પણ પાર પહોંચવાના હેતુથી કહ્યું નથી. જેમ સામાન્યરૂપે મટોડી કે લાકડાનો પુલ નદી ઓળંગવા હોય છે, તેમ આ સ્થળે મટોડી કે લાકડાનો પુલ જાણવાનો નથી. અહીં સેતુ શબ્દનો અર્થ નિશ્ચય માત્ર થાય છે. પણ પાર પહોંચવા આદિ નહિ. સેતુ શબ્દ ષિન્ ધાતુપરથી થયો છે તથા તેનો અર્થ એ થાય છે કે બંધનરૂપી કર્મનો પાર. કેટલાક આનો અર્થ જૂદો કરે છેઃ– "तमेवैकं जानथ आत्मानं એકરૂપ તે આત્માને જ તમે જાણો." આજે કહ્યું છે, તે આત્મજ્ઞાનની સ્તુતિ અર્થે કહ્યું છે. તેમજ "अन्यो वाचो विमुञ्चथ બીજી વાણીનો તમે ત્યાગ કરો." આ રીતે વાણીના ત્યાગનું નિરૂપણ કર્યું છે. "अमृतस्यैष सेतु' આ અમૃતના સેતુ રૂપે છે" આ અમૃત સાધન રૂપે હોવાથી કહ્યું છે. આ રીતે સેતુ સંબંધી શ્રુતિનું નિરૂપણ છે, પણ તે સ્વર્ગ, પૃથ્વી આદિના આયતનરૂપે નથી. સેતુ સંબંધી શ્રુતિથી બ્રહ્મથી અન્ય વસ્તુ સ્વર્ગ, પૃથ્વી આદિના આયતન રૂપે છે, એમ કહેવું તદ્દન અયુક્ત છે. (૧)

શિષ્યઃ–ભૂ આદિનું આયતન પરબ્રહ્મ છે, એના સંબંધી બીજું કાંઇ સાધન હોય તો તે કહેશો.

ગુરુઃ–મુક્ત પુરુષને પરબ્રહ્મ ગમ્યરૂપે છે. માટે પરબ્રહ્મ ભૂઆદિના સ્થાનરૂપે છે. જેમકે,

## અધિકરણ ૧ લું–સૂત્ર ૨ જું.

### બ્રહ્મ ગંતવ્યરૂપે.

मुक्तोपसृप्य व्यपदेशात् ॥२॥

સૂત્રાર્થઃ—મુક્ત પુરુષને સંસારબંધનથી મુક્ત થઇ પરબ્રહ્મ ગંતવ્યરૂપે છે, આ રીતનો ઉપદેશ છે, માટે પરબ્રહ્મ સ્વર્ગ પૃથ્વી આદિના આયતન રૂપે છે. (૨)

ટીકાઃ–ગુરૂઃ–પરબ્રહ્મ સ્વર્ગ પૃથ્વી આદિના આલંબનરૂપે છે. કારણ કે પરબ્રહ્મ મુક્ત પુરુષોને ગંતવ્યસ્થાન રૂપે છે, એમ ઉપદેશ કરેલો જોવામાં આવે છે. મુક્તવડે જે જવા યોગ્ય, તે મુક્તોપસૃપ્ય અવિદ્યા એટલે દેહાદિ જડ પદાર્થમા હુ છું, એ રીતની આત્મબુદ્ધિ. આ દેહાદિનું પૂજન થાય તેમાં પ્રીતિ, આ દેહાદિનો કોઈ પરાભવ કરે તેનાપર દ્વેષ, કોઈ આ દેહાદિનો નાશ કરે તેથી ભય તથા મોહ, આ રીતે અવિદ્યાના અનેક ભેદ છે, જે અનર્થના સમૂહરૂપે છે. તે પ્રત્યક્ષ રીતે આપણુ સર્વના અનુભવમાં આવે છે. આથી ઉલટી રીતે અવિદ્યા, રાગ, દ્વેષઆદિ દોષથી જે મુક્ત થયા હોય તેને જવા યોગ્ય જે સ્થાન, તે સ્વર્ગ તથા પૃથ્વી આદિના આશ્રયરૂપે છે. આ રીતે સૂચન કરી ઉપદેશ કર્યો છે.

શિષ્યઃ–આ ઉપદેશ કેવા પ્રકારનો છે તે કહેશો ?

ગુરૂઃ–મુંડકના ૨ જા મુંડકના ૨ જા ખંડના ૮ મા મંત્રમાં કહ્યું છે કે, "भिद्यते हृदयग्रंथि छिद्यन्ते सर्वसंशयाः । क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे अर्थः–જ્યારે પરરૂપ તથા અવરરૂપ પુરૂષનું દર્શન કરવામાં આવે છે, અર્થાત્ બ્રહ્મનો પૂર્ણપણે સાક્ષાત્કાર થાય છે, ત્યારે મનુષ્યના અંતઃકરણનાં સર્વ બંધનોનો નાશ થાય છે, અર્થાત્ દેહાદિમાં આત્મત્વ બુદ્ધિનો નાશ થાય છે, સર્વ સંશયો જતા રહે છે તથા તેનાં સર્વ કર્મોનો અર્થાત્ સંચિત તથા આગામી કર્મનો નાશ થઈ જાય છે." આમ કહી વળી કહ્યું છે કે, "तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्पर पुरुषमुपैति दिव्य તેજ પ્રમાણે અધિકારી મનુષ્ય શ્રેષ્ઠના કરતાં પણ શ્રેષ્ઠ એવા દિવ્ય પુરૂષને જ્યારે પામે છે ત્યારે તે પોતાના નામરૂપાદિથી રહિત થાય છે." શાસ્ત્રમાં પણ પ્રસિદ્ધ છે કે, મુક્તનું ગમ્યસ્થાન બ્રહ્મ છે. જેમકે यदा सर्वे प्रमुच्यन्ते कामायेऽस्य हृदि श्रिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते (બૃ. ૪,૪,૭) હૃદયમાં રહેતી સર્વ કામનાઓનો જ્યારે ત્યાગ થયેલો હોય છે ત્યારે મર્ત્ય અમૃતરૂપ થઇ શકે છે તથા બ્રહ્મને પામે છે." આ પ્રસિદ્ધ છે કે, પ્રધાનાદિ મુક્તોને જવા યોગ્ય સ્થાનરૂપે નથી. વળી "तमेवैकं जानथ आत्मानं मन्यावाचो विमुंचथामृतस्यैष सेतुः એકરૂપ આત્માને જ તું ઓળખ, અન્ય વાણીનો તું ત્યાગ કર, આ અમૃતના સેતુરૂપ છે." આ રીતે વાણીના ત્યાગપૂર્વક સ્વર્ગ પૃથ્વી આદિના આયતનરૂપ બ્રહ્મ જ જાણવા યોગ્ય છે, એમ કહ્યું છે. બ્રહ્મના સંબંધી બીજી શ્રુતિ પ[illegible]— "तमेव धीरो विज्ञाय

ध्याया ह्वह्न्शब्दान्वाचो विग्लापनं हि तत् (બૃ૦ ૪, ૪, ૨૧) વિવેકી બ્રાહ્મણે તે પરબ્રહ્મને જાણ્યા પછી કેવળ પોતાની પ્રજ્ઞા તેની તરફ દોડાવવી જોઇએ, ઘણા શબ્દોવડે તેનું ધ્યાન કરવું જોઇએ નહિ. કારણ અનેક શબ્દો શ્રમ આપનારા છે." માટે પરબ્રહ્મ જ સ્વર્ગ પૃથ્વી આદિના આયતનરૂપે છે. (૨)

શિષ્યઃ–ત્યારે પ્રધાન કેમ સ્વર્ગ ભૂ આદિના કારણરૂપે ન થઇ શકે ?

ગુરુઃ–પ્રધાન કારણરૂપે થઇ શકે નહિ. કારણ કે પ્રધાન અચેતનરૂપે છે. અનુમાનગમ્ય પ્રધાન અચેતન પદાર્થ કારણરૂપે થઇ શકે નહિ. તેથી જ કહ્યું છે કે;

## અધિકરણ ૧ લું–સૂત્ર ૩ જું.

## પ્રધાનનો આશ્રયરૂપે અભાવ.

नानुमानमतच्छब्दात् ॥३॥

સૂત્રાર્થઃ–સ્વર્ગ પૃથ્વી આદિનું આયતન અનુમાનગમ્ય પ્રધાન નથી. કારણકે કારણ બ્રહ્મ અપ્રધાનરૂપે અર્થાત્ ચેતનરૂપે છે. (૩)

ગુરુઃ–જેવી રીતે બ્રહ્મને પ્રતિપાદન કરનાર વિશેષ હેતુ કહેલ છે, તેજ રીતે અન્ય વસ્તુનું સંપાદન કરનાર વિશેષ હેતુ કહેલ નથી. બીજું અનુમાન ગમ્ય સાંખ્ય શાસ્ત્રવડે કલ્પાયેલું જે પ્રધાન છે, તે પણ સ્વર્ગ પૃથ્વી આદિના આશ્રયરૂપે પ્રાપ્ત થવા યોગ્ય નથી.

શિષ્યઃ–પ્રધાન કેમ કારણરૂપે ન થઇ શકે ?

ગુરુઃ–કારણ કે કારણરૂપ બ્રહ્મ અચેતન શબ્દથી રહિત છે. તત્ અર્થાત્ અચેતન પ્રધાનનો પ્રતિપાદક જે શબ્દ, તે તચ્છબ્દ. તચ્છબ્દનો જેમાં અભાવ હોય, તે અતચ્છબ્દ. અચેતનરૂપ પ્રધાનને કારણરૂપે પ્રતિપાદન કરનાર કોઇ શબ્દ નથી, કે જેથી અચેતન પ્રધાનનું કારણરૂપે અર્થાત્ આયરૂપે જ્ઞાન થાય. અચેતનથી વિપરીત ચેતનને પ્રતિપાન કરનાર શબ્દ શ્રુતિમાં નીચે પ્રમાણે છે. જેમકે, "यः सर्वज्ञः सर्ववित् અર્થઃ–જે સર્વજ્ઞરૂપ તથા સર્વ વેત્તારૂપે છે". આ જ પ્રમાણે વાયુ પણ સ્વર્ગ, પૃથ્વી આદિના અવલંબનરૂપે કહી શકાતો નથી. (૩)

શિષ્યઃ–પ્રધાન નથી તે તો ઠીક, પણ જીવાત્મા કેમ આયતનરૂપે થઇ શકે ?

ગુરુઃ–જીવાત્મા ન થઈ શકે, કારણકે ઉપાધિવિશિષ્ટ જીવાત્મા છે. આજ હેતુથી વ્યાસે કહ્યું છે કે,

## અધિકરણ ૧ લું–સૂત્ર ૪ થું.

## જીવાત્માનો આશ્રયરૂપે અભાવ.

प्राणभृच्च ॥४॥

સૂત્રાર્થઃ–જીવાત્મા પણ સ્વર્ગ, પૃથ્વી આદિના આયતનરૂપે નથી. (૪)

ગુરુઃ–વિજ્ઞાનાત્મા રૂપ જીવનું આત્માપણું તથા ચેતનપણું જો કે સંભવે છે, પણ જીવાત્મામાં ઉપાધિથી પરિચ્છેદ પામેલ જ્ઞાનરૂપ જીવનો સર્વજ્ઞપણાનો અસંભવ છે, માટે જીવાત્મા પણ અતચ્છબ્દ રૂપે છે, જેથી સ્વર્ગ, પૃથ્વી આદિના

## અધિકરણ ૧ લું–સૂત્ર ૨ જું.

### બ્રહ્મ ગંતવ્યરૂપે.

मुक्तोपसृप्य व्यपदेशात् ॥२॥

સૂત્રાર્થઃ—મુક્ત પુરુષને સંસાર-બંધનથી મુક્ત થઇ પરબ્રહ્મ ગંતવ્ય-રૂપે છે, આ રીતનો ઉપદેશ છે, માટે પરબ્રહ્મ સ્વર્ગ પૃથ્વી આદિના આયતન રૂપે છે. (૨)

ટીકાઃ–ગુરૂ–પરબ્રહ્મ સ્વર્ગ પૃથ્વી આદિના આલંબનરૂપે છે. કારણ કે પરબ્રહ્મ મુક્ત પુરુષોને ગંતવ્યસ્થાન રૂપે છે, એમ ઉપદેશ કરેલો જોવામાં આવે છે. મુક્તવડે જે જવા યોગ્ય, તે મુક્તોપસૃપ્ય અવિદ્યા એટલે દેહાદિ જડ પદાર્થમા હું છું, એ રીતની આત્મબુદ્ધિ. આ દેહાદિનું પૂજન થાય તેમાં પ્રીતિ, આ દેહાદિનો કોઈ પરાભવ કરે તેનાપર દ્વેષ, કોઈ આ દેહાદિનો નાશ કરે તેથી ભય તથા મોહ, આ રીતે અવિદ્યાના અનેક ભેદ છે, જે અનર્થના સમૂહરૂપે છે. તે પ્રત્યક્ષ રીતે આપણુ સર્વના અનુભવમાં આવે છે. આથી ઉલટી રીતે અવિદ્યા, રાગ, દ્વેષ-આદિ દોષથી જે મુક્ત થયા હોય તેને જવા યોગ્ય જે સ્થાન, તે સ્વર્ગ તથા પૃથ્વી આદિના આશ્રયરૂપે છે. આ રીતે સૂચન કરી ઉપદેશ કર્યો છે.

શિષ્યઃ–આ ઉપદેશ કેવા પ્રકારનો છે તે કહેશો ?

ગુરૂ:–મુંડકના ૨ જા મુંડકના ૨ જા ખંડના ૮ મા મંત્રમાં કહ્યું છે કે, "भिद्यते हृदयग्रन्थि श्छिद्यन्ते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे અર્થઃ–જ્યારે પરરૂપ તથા અવરરૂપ પુરૂષનું દર્શન કરવામાં આવે છે, અર્થાત્ બ્રહ્મનો પૂર્ણ-પણે સાક્ષાત્કાર થાય છે, ત્યારે મનુષ્યના અંતઃકરણનાં સર્વ બંધનોનો નાશ થાય છે, અર્થાત્ દેહાદિમાં આત્મત્વ બુદ્ધિનો નાશ થાય છે, સર્વ સંશયો જતા રહે છે તથા તેનાં સર્વ કર્મોનો અર્થાત્ સંચિત તથા આગામી કર્મનો નાશ થઈ જાય છે." આમ કહી વળી કહ્યું છે કે, "तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्य તેજ પ્રમાણે અધિકારી મનુષ્ય શ્રેષ્ઠના કરતાં પણ શ્રેષ્ઠ એવા દિવ્ય પુરૂષને જ્યારે પામે છે ત્યારે તે પોતાના નામરૂપાદિથી રહિત થાય છે." શાસ્ત્રમાં પણ પ્રસિદ્ધ છે કે, મુક્તનું ગમ્યસ્થાન બ્રહ્મ છે. જેમકે यदा सर्वे प्रमुच्यन्ते कामायेऽस्य हृदि श्रिता । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते (બૃ. ૪,૪,૭) હૃદયમાં રહેલી સર્વ કામનાઓનો જ્યારે ત્યાગ થયેલો હોય છે ત્યારે મર્ત્ય અમૃત-રૂપ થઇ શકે છે તથા બ્રહ્મને પામે છે." આ પ્રસિદ્ધ છે કે, પ્રધાનાદિ મુક્તોને જવા યોગ્ય સ્થાનરૂપે નથી. વળી "तमेवैकं जानथ आत्मानं मन्यावाचो विमुञ्चथामृतस्यैष सेतु એકરૂપ આત્માને જ તું ઓળખ, અન્ય વાણીનો તું ત્યાગ કર, આ અમૃતના સેતુ-રૂપ છે." આ રીતે વાણીના ત્યાગપૂર્વક સ્વર્ગ પૃથ્વી આદિના આયતનરૂપ બ્રહ્મ જ જાણવા યોગ્ય છે, એમ કહ્યું છે. બ્રહ્મના સંબંધી બીજી શ્રુતિ પણ નીચે પ્રમાણે છે,– "तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मण । नानु

ાથા દ્ધહ્મજ્ઞાન્દાન્વાચો વિગ્લાપન હિ તત્ (બૃ૦ ;, ૪, ૨૧) વિવેકી બ્રાહ્મણે તે પરબ્રહ્મને તણ્યા પછી કેવળ પોતાની પ્રજ્ઞા તેની ારફ દોડાવવી જોઇએ, ઘણા શબ્દોવડે તેનું ધ્યાન કરવું જોઇએ નહિ. કારણ અનેક શબ્દો શ્રમ આપનારા છે." માટે પરબ્રહ્મ જ સ્વર્ગ પૃથ્વી આદિના આ યતનરૂપે છે. (૨)

શિષ્યઃ–ત્યારે પ્રધાન કેમ સ્વર્ગ ભૂ આદિના કારણરૂપે ન થઇ શકે ?

ગુરુઃ–પ્રધાન કારણરૂપે થઇ શકે નહિ. કારણ કે પ્રધાન અચેતનરૂપે છે. અનુમાનગમ્ય પ્રધાન અચેતન પદાર્થ કારણરૂપે થઇ શકે નહિ. તેથીજ કહ્યું છે કે;

## અધિકરણ ૧ લું–સૂત્ર ૩ જું.

## પ્રધાનનો આશ્રયરૂપે અભાવ.

નાનુમાનમતચ્છબ્દાત્ ॥૩॥

સૂત્રાર્થઃ–સ્વર્ગ પૃથ્વી આદિનું આયતન અનુમાનગમ્ય પ્રધાન નથી. કારણકે કારણ બ્રહ્મ અપ્રધાનરૂપે અર્થાત્ ચેતનરૂપે છે. ( ૩ )

ગુરુઃ–જેવી રીતે બ્રહ્મને પ્રતિપાદન કરનાર વિશેષ હેતુ કહેલ છે, તેજ રીતે અન્ય વસ્તુનું સંપાદન કરનાર વિશેષ હેતુ કહેલ નથી. બીજું અનુમાન ગમ્ય સાંખ્ય શાસ્ત્રવડે કલ્પાયેલું જે પ્રધાન છે, તે પણ સ્વર્ગ પૃથ્વી આદિના આશ્રયરૂપે પ્રાપ્ત થવા યોગ્ય નથી.

શિષ્યઃ–પ્રધાન કેમ કારણરૂપે ન થઇ શકે ?

ગુરુઃ–કારણ કે કારણરૂપ બ્રહ્મ અચેત શબ્દથી રહિત છે. તત્ અર્થાત્ અચેતન પ્રધાનનો પ્રતિપાદક જે શબ્દ, તે તચ્છબ્દ. તચ્છબ્દનો જેમાં અભાવ હોય, તે અતચ્છબ્દ. અચેતનરૂપ પ્રધાનને કારણરૂપે પ્રતિપાદન કરનાર કોઇ શબ્દ નથી, કે જેથી અચેતન પ્રધાનનું કારણરૂપે અર્થાત્ આયરૂપે જ્ઞાન થાય. અચેતનથી વિપરીત ચેતનને પ્રતિપાન કરનાર શબ્દ શ્રુતિમાં નીચે પ્રમાણે છે. જેમકે, "યઃ સર્વજ્ઞઃ સર્વવિત્ અર્થઃ–જે સર્વજ્ઞરૂપ તથા સર્વ વેત્તારૂપે છે". આ જ પ્રમાણે વાયુ પણ સ્વર્ગ, પૃથ્વી આદિના અવલંબનરૂપે કહી શકાતો નથી. (૩)

શિષ્યઃ–પ્રધાન નથી તે તો ઠીક, પણ જીવાત્મા કેમ આયતનરૂપે થઇ શકે ?

ગુરુઃ–જીવાત્મા ન થઈ શકે, કારણકે ઉપાધિવિશિષ્ટ જીવાત્મા છે. આજ હેતુથી વ્યાસે કહ્યું છે કે,

## અધિકરણ ૧ લું–સૂત્ર ૪ થું.

## જીવાત્માનો આશ્રયરૂપે અભાવ.

પ્રાણભૃચ્ચ ॥૪॥

સૂત્રાર્થઃ–જીવાત્મા પણ સ્વર્ગ, પૃથ્વી આદિના આયતનરૂપે નથી. (૪)

ગુરુઃ–વિજ્ઞાનાત્મા રૂપ જીવનું આત્માપણું તથા ચેતનપણું જો કે સંભવે છે, પણ જીવાત્મામાં ઉપાધિથી પરિચ્છેદ પામેલ જ્ઞાનરૂપ જીવનો સર્વજ્ઞપણાનો અસંભવ છે, માટે જીવાત્મા પણ અતચ્છબ્દ રૂપે છે, જેથી સ્વર્ગ, પૃથ્વી આદિના

આયતનરૂપે જીવાત્મા નથી. ઉપાધિથી પરિચ્છેદ પામેલ અવિભુ જીવાત્માનો. સ્વર્ગ, પૃથ્વી આદિના આયતનરૂપે સારી રીતે સંભવ નથી. આના ઉત્તરને માટે જૂદા સૂત્રની યોજના કરી છે. (૪)

શિષ્ય:-જીવાત્મા સ્વર્ગ પૃથ્વી આદિના આયતનરૂપે કેવી રીતે ન ગણાઇ શકે?

ગુરુ:-કારણ કે જીવાત્માનો તથા પરમાત્માનો ભેદ દર્શાવ્યો છે.

## અધિકરણ ૧ લું-સૂત્ર ૫ મું.

## જીવાત્મામાં જ્ઞાતૃ તથા જ્ઞેયભાવ.

भेदव्यपदेशात् ॥५॥

સૂત્રાર્થ:-જ્ઞેય તથા જ્ઞાતૃભાવનો વ્યપદેશ હોવાથી જીવાત્મા આયતનરૂપે નથી. (૫)

ટીકા-ગુરુ:-"तमेवैकं जानथ आत्मानम् અર્થ-તેને એકને આત્મારૂપે તમે ઓળખો." આ રીતે જ્ઞેય તથા જ્ઞાતૃભાવવડે ભેદવ્યપદેશ આ સ્થળે છે. તેમાં જીવાત્માનું મુમુક્ષુપણું હોવાથી તે જ્ઞાતારૂપે છે. કારણરૂપ હોવાથી આત્મ શબ્દવાચક બ્રહ્મરૂપે છે. આ બ્રહ્મ સ્વર્ગ પૃથ્વી આદિના આયતનરૂપે છે, એમ સિદ્ધ થાય છે, પણ જીવ નહિ (૫)

શિષ્ય-જીવ આયતનરૂપે નથી, તેના સંબંધમાં બીજું કાંઇ કારણ હોય તો તે કહો.

ગુરુ-શ્રુતિમાં પરમાત્માને સર્વના વિજ્ઞાતારૂપે માનેલ છે, જેથી કહ્યું છે કે;-

---

## અધિકરણ ૧ લું-સૂત્ર ૬ ઠું.

## પરમાત્મા સર્વજ્ઞાનરૂપે.

प्रकरणात् ॥६॥

સૂત્રાર્થ-પરમાત્માનું જ પ્રકરણ હોવાથી જીવાત્મા આયતનરૂપે નથી.

ટીકા-ગુરુ-"कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति (મું. ૧, ૧, ૩) કોના જ્ઞાનવડે આ સર્વનું જ્ઞાન થાય છે. હે ભગવન્!" એમ એકના વિજ્ઞાનવડે સર્વનુ વિજ્ઞાન થવાનો સંભવ હોવાથી આ સૂચન પરમાત્મા સંબંધીનું જ છે. સર્વાત્મારૂપ પરમાત્માનું જ્ઞાન થવાથી આ સર્વનું જ્ઞાન થાય છે, પણ જીવના સંબંધમાં એમ નથી. (૬)

શિષ્ય-જીવાત્મા સ્વર્ગ, પૃથ્વી આદિના આયતનરૂપે ન હોવાનું બીજું શું કારણ છે?

ગુરુ-પરમાત્માને સ્થિતિરૂપે નિરૂપણ કરેલ છે તથા જીવાત્માને ભોક્તા રૂપે નિરૂપણ કરેલ છે. માટે જીવાત્મા આયતનરૂપે નથી. કહ્યું છે કે;-

## અધિકરણ ૧લું-સૂત્ર ૭ મું.

## જીવાત્મા ભોક્તારૂપે.

स्थित्यदनाभ्यां च ॥७॥

સૂત્રાર્થ:-સ્થિતિ તથા ભોગનો શ્રુતિમા વિભાગ પાડેલ હોવાથી જીવાત્મા આયતનરૂપે નથી. (૭)

ગુરુ:-સ્વર્ગ, પૃથ્વી આદિના આયતનનું નિરૂપણ કરી મુંડક ઉપનિષદમાં કહ્યું છે કે; "द्वा सुपर्णा सयुजा सखाया બે પક્ષીઓ સાથે રહેલાં તથા સખારૂપે છે."

એમ સ્થિતિ તથા ભોગ બેનું નિરૂપણ કરેલ છે.-તેમાં "तयोरन्य पिप्पलं स्वाद्वत्ति તેમાથી એક સ્વાદિષ્ઠ ફળનું ભક્ષણ કરે છે." આ પ્રમાણે કર્મના ફળનું ભક્ષણ કરે છે તેમજ " अनश्नन्नन्योऽभिचाकशीति બીજો ફળને ભોગવ્યા વિના સ્થિતિ કરીને રહેલ છે." આ રીતે બીજાની ઉદાસીનપણાથી સ્થિતિ છે. આમ એકને સ્થિતિરૂપે અર્થાત્ ઇશ્વરરૂપે તથા બીજાને ભોગરૂપે અર્થાત્ ક્ષેત્રજ્ઞરૂપે ગ્રહણ કર્યો છે જો ઇશ્વર સ્વર્ગ પૃથ્વી આદિના આયતનવડે નિરૂપિત હોત તો આ પ્રકૃત ઇશ્વરનું ક્ષેત્રજ્ઞથી ભિન્ન વચન યોગ્ય થાત, પણ જો તેમ ન હોય તો અપ્રકૃત વચન આકસ્મિક તથા સંબંધથી રહિત થાય. ખરેખર ઇશ્વર ક્ષેત્રજ્ઞથી પૃથક્ છે, એ રીતનું તારૂં વચન આકસ્મિક જ હોવું જોઇએ.

શિષ્યઃ-નહિ, આમ સૂચન કરેલ નથી.

ગુરુ-ક્ષેત્રજ્ઞ કર્તૃત્વ તથા ભોક્તાપણાવડે દરેક શરીરમાં બુદ્ધિ આદિના ઉપાધિ સંબંધવાળો છે, આમ લોકપ્રસિદ્ધ છે, પણ શ્રુતિવડે તેમ નિરૂપણ કરાયેલ નથી પણ ઇશ્વર લૌકિક રીતિએ અપ્રસિદ્ધ છે. તેથી શ્રુતિ તાત્પર્યવડે તેનું નિરૂપણ કરે છે. માટે આકસ્મિક વચન યુક્ત નથી કારણકે "गुहाप्रविष्टौ आत्मानौ બે આત્માનો ગુહામા પ્રવેશ છે." આ જ બાબત "द्वासुपर्णा બે પક્ષીઓ." આ ઋચામા ઇશ્વર તથા ક્ષેત્રજ્ઞ બેઉ કહેવાયેલ છે. જો કે પેંગ ઉપનિષદમાં કહેલ વ્યાખ્યાનવડે સત્વ તથા ક્ષેત્રજ્ઞ કહેવાયેલ છે, છતા તેમાં કશો વિરોધ નથી.

શિષ્ય-કેવી રીતે ?

ગુરુ-જીવ, જેમ ઘટ આદિને છિદ્ર હોય છે તેમ, સત્વાદિ ઉપાધિના અભિમાનીપણાવડે પ્રતિશરીરમાં ગ્રહણ કરાયલો છે, માટે તે સ્વર્ગ પૃથ્વી આદિના આયતનરૂપે થતો નથી, આ રીતનો નિષેધ કર્યો છે ઉપાધિથી રહિત જે સર્વ શરીરમા જોવામાં આવે છે, તે પરમાત્મા છે જે રીતે ઘટાદિમાં રહેલ આકાશ ઘટાદિ ઉપાધિથી રહિતરૂપે જોવામા આવે ત્યારે તે મહાકાશરૂપે થાય છે, તેજ પ્રમાણે શ્રેષ્ઠ જીવવિશે દ્વૈત ભાવની પ્રાપ્તિ નહિ હોવાથી તેને વિશે પ્રતિષેધ લાગુ પડતો નથી. માટે સત્વાદિ ઉપાધિના અભિમાનવાળા જીવાત્માનો સ્વર્ગ તથા પૃથ્વી આદિના કારણપણાથી પ્રતિષેધ કર્યો છે. માટે પરબ્રહ્મ સ્વર્ગ પૃથ્વી આદિના આયતનરૂપે છે આજ બાબત अदृश्यत्वादि गुणको धर्मोक्तेः (૧-૨-૨૧) આ સૂત્રથી સિદ્ધ થાય છે કારણ કે ભૂતના કારણરૂપે બ્રહ્મ છે, આ વચનના મધ્યમાં કહ્યું છે કે, તેમા સ્વર્ગ, પૃથ્વી તથા અંતરિક્ષ છે. વિસ્તારના ભયથી આ બાબતનો અહીં સંકોચ કર્યો છે. (૭)

શિષ્ય-પરબ્રહ્મરૂપે બીજી કઇ વસ્તુ છે?

ગુરૂ-ભૂમા પરબ્રહ્મરૂપે છે. કારણ કે તે પ્રાણથી અધિક છે. જેમકે,—

## અધિકરણ ૨ જું-સૂત્ર ૮ મું.

### ભૂમા પરબ્રહ્મરૂપે.

~~सूत्र~~ संप्रसादादध्युपदेशात् ॥८॥

સૂત્રાર્થઃ-ભૂમા આત્મા પરબ્રહ્મરૂપે .. કારણકે પ્રાણનું નિરૂપણ કર્યા પછી તેનો ઉપદેશ છે. (૮)

ટીકાઃ-શિષ્યઃ-"भूमात्वेव विजिज्ञासितव्य इति भूमानं भगवो विजिज्ञास इति। यत्र नान्यत्पश्यति नान्यच्छृणोत्यन्य द्विजानाति तदल्पम् (છાં. ૭, ૨૩, ૨૪) ભૂમા જ કેવળ સુખ રૂપ છે. માટે ભૂમા જાણવા યોગ્ય છે. નારદ મુનિએ કહ્યું; આ ભૂમા આત્માને હું જાણવા ઇચ્છું છું. ભૂમા એક એવી વસ્તુ છે કે, જેમાં બીજું કોઈ જોઈ શકતું નથી, જેને કોઈ શ્રવણ કરી શકતું નથી, તથા જેને કોઈ મનન કરી શકતું નથી. જે અવિદ્યામાં અન્ય અન્યવડે અન્યને જોઈ શકે છે, અન્યવડે અન્યને શ્રવણ કરી શકે છે, તથા અન્યવડે અન્યનું મનન કરી શકે છે, તે અલ્પરૂપે છે." આ સ્થળે સંશય એ થાય છે કે, પ્રાણ ભૂમારૂપ હશે કે પરમાત્મા ભૂમારૂપે હોવા જોઇએ ?

ગુરુઃ-શાથી તને આ સંશય થાય છે ? ભૂમાનો અર્થ બહુપણું છે. बहुलोपो भू च बहो (પા૦ ૬, ૪, ૧૫૮) આ રીતે ભૂમ શબ્દનો ભાવ પ્રત્યયાન્ત છે.

શિષ્યઃ-આ બહુત્વ કેવા સ્વરૂપવાળું છે ? પ્રાણમાં વિશેષતા છે તે સૂચન કરવા કહ્યું છે કે, "प्राणो वाशाया भूयान् પ્રાણ આશાથી મોટો છે." આ રીતે સમીપપણાને લીધે પ્રાણ ભૂમારૂપે છે, એમ લાગે છે. વળી श्रुत ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्शोकस्य पारं तारयतु (છાં૦ ૭, ૧, ૩) આત્મજ્ઞાનીના ઉપદેશથી સંસારના દુઃખની નિવૃત્તિ થાય છે, એમ આપ સરખાની પાસેથી મેં સાંભળ્યું છે. હું, હે ભગવન્ ! શોક કરું છું. આપ કૃપા કરી મને મારા શોકમાંથી મુક્ત કરશો." આ રીતે શ્રુતિમાં સૂચન કરેલ હોવાથી પરમાત્મા ભૂમારૂપે છે, એમ લાગે છે. આમ બેમાંથી અર્થાત્ પ્રાણ કે પરમાત્મામાંથી કોને ભૂમારૂપે ગ્રહણ કરવો તથા કોનો ત્યાગ કરવો, તે વિશે સંશય થાય છે. અહીં શું પ્રાપ્ત થાય છે ?

ગુરુઃ-મારું માનવું એમ છે કે, પ્રાણ ભૂમારૂપે છે, એમ પ્રાપ્ત થાય છે.

શિષ્યઃ-શાથી આપનું એમ માનવું છે?

ગુરુઃ-કારણકે પ્રાણની શ્રેષ્ઠતા કહ્યા પછી ફરીથી પ્રશ્ન તેમ જ પ્રતિઉત્તર જોવામાં આવતો નથી. જેમકે,

પ્રશ્નઃ-अस्ति भगवो नाम्नो भूय હે ભગવન્ ! નામથી અધિક શું છે ?"

ઉત્તરઃ-"वाग्वाव नाम्नो भूयसी ખરેખર વાણી નામથી અધિક છે." વળી

પ્રશ્નઃ-"अस्ति भगवो वाचो भूय હે ભગવન્ ! વાગિન્દ્રિયથી શું અધિક છે ?"

ઉત્તર.-"मनोवाव वाचो भूय. મન વાગિન્દ્રિયથી અધિક છે." આ પ્રમાણે પ્રાણ લગી અધિકતાની પ્રશ્ન તથા ઉત્તરરૂપે

પરંપરા ચાલુ છે. પણ પ્રાણનું નિરૂપણ થઈ ગયા પછી, તેનાથી અધિક શું છે, રીતનો પ્રશ્ન તેમ જ ઉત્તર જણાતાં નથી. દાખલા તરીકે,-

પ્રશ્નઃ-હે ભગવન્ ! પ્રાણથી અધિક શું છે ?

ઉત્તરઃ-પ્રાણથી અધિક અમુક વસ્તુ છે, એમ પ્રશ્નોત્તરની પરંપરા નથી. નામાદિથી માંડી આશાના છેવટમાં કહ્યું કે, પ્રાણ મોટો છે. જેમકે, "प्राणो वा आशाया भूयान् પ્રાણ આશા કરતાં અધિક છે." આ પ્રમાણે વિસ્તાર કરી જે પ્રાણદર્શી છે તે શ્રેષ્ઠરૂપે છે, એમ કહ્યું છે. જેમકે, " अतिवाद्यसीत्यतिवाद्यस्मीतिब्रूयान्नापह्नुवीत અર્થઃ-પ્રાણના જ્ઞાતાને કોઇ કહે કે, શું તું અતિવાદી છે ? તે એમ પ્રત્યુત્તર આપે છે કે, હા, હું અતિવાદી છું તથા તે બાબતની હું ના પાડી શકતો નથી." આ રીતની વ્યાખ્યા કરી છેવટે કહ્યું છે કે, "एष तु वा अतिवदति य सत्येनाति वदति સત્યના (બ્રહ્મના) જ્ઞાનવડે જે એમ કહે કે, હું અતિવાદ કરૂં છું, તે ખરેખરો અતિવાદી છે અર્થાત્ સાચુ બોલનારો છે." આ રીતે પ્રાણવ્રતવાળાનું અતિવાદીપણું અંગીકાર કર્યું છે. વળી પ્રાણનો ત્યાગ નથી, પણ સત્યાદિ પર્યંત ભૂમાનો વિસ્તાર કર્યો છે; માટે પ્રાણ ભૂમારૂપે છે, એમ જણાય છે.

શિષ્યઃ-પ્રાણ ભૂમારૂપે છે, એમ નિરૂપણ કર્યા પછી "यत्र नान्यत्पश्यति જે તત્ત્વમાં બીજું ભિન્ન કશું જોતો નથી" આ પ્રમાણેનું ભૂમાનું લક્ષણ કહ્યું છે, તો પછી તેનું નિરૂપણ કેવી રીતે થઇ શકે ?

ગુરૂઃ-સુષુપ્તિ અવસ્થામાં સર્વ ઇન્દ્રિયોનો પ્રાણમાં લય થઇ જતો હોવાથી દર્શનાદિ વ્યવહારનો અભાવ થાય છે, એમ જોવામાં આવે છે. તે જ પ્રમાણે પ્રાણનું આ લક્ષણ છે કે "यत्र नान्यत् पश्यति જે પ્રાણ તત્ત્વમાં અન્ય કશું જોવામાં નથી આવતું." વળી શ્રુતિમાં કહ્યું છે કે, "न शृणोति न पश्यति તે સાંભળતો નથી, તે જોતો નથી." આ રીતે સર્વ ઇન્દ્રિયોના વ્યાપારનો લય થાય છે, એ પ્રમાણે સુષુપ્તિ અવસ્થાનું વર્ણન કર્યું છે. વળી કહ્યું છે કે "प्राणाग्नय एवैतस्मिन्पुरे जाग्रति (પ્ર૦ ૪, ૨, ૩) જ્યારે ઇન્દ્રિયો સ્થિર હોય છે ત્યારે આ નગરમાં પ્રાણરૂપી અગ્નિઓ જાગૃત હોય છે." આ રીતે સુષુપ્તિ અવસ્થામાં પાંચ વૃત્તિવાળા પ્રાણનું જાગરણ શ્રુતિ દર્શાવે છે, જેથી પ્રાણપ્રધાનવાળી સુષુપ્તિ અવસ્થા છે. શ્રુતિમાં ભૂમાનું સુખપણું જણાવ્યું છે. જેમકે "यो वै भूमा तत्सुखम् અર્થઃ-જે ભૂમારૂપે છે તે સુખરૂપ છે." તે પણ યોગ્ય છે. વળી "अत्रैष देवः स्वप्नान्न पश्यत्यथ यदेतस्मिञ्शरीरे सुखं भवति (પ્ર૦ ૪-૬) જ્યારે મન સ્વપ્નને જોતું નથી ત્યારે આ શરીરમાં સુખ થાય છે." આ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામાં જ સુખ કહેલું છે. વળી કહ્યું છે કે, "यो वै भूमा तदमृतम् અર્થઃ-જે ભૂમારૂપ છે તે અમૃતરૂપે છે." આ શ્રુતિ પણ પ્રાણની સાથે બંધ બેસતી

છે. કારણ કૌષીતકિમાં કહ્યું છે કે, "प्राणो वा अमृतम् પ્રાણ અમૃતરૂપે છે."

શિષ્ય:-જે પ્રાણને ભૂમારૂપે માને છે, તેના સંબંધી કહ્યુ છે કે, "तरति शोकमात्मवित् આત્મજ્ઞાની શોકને તરે છે" આત્માના જ્ઞાનની ઇચ્છાના સબંધમા પ્રાણનું નિરૂપણ કેમ કર્યું હશે ?

ગુરૂ:-હું કહું છું કે, પ્રાણ એ જ આત્મારૂપે કહેવાયેલ છે. તેજ પ્રમાણે કહ્યું છે કે, "प्राणो ह पिता प्राणो माता प्राणो भ्राता प्राण स्वसा प्राण आचार्य प्राणो ब्राह्मण (છાં. ૭, ૧૫, ૧) પ્રાણ પિતારૂપે, માતારૂપે, ભ્રાતારૂપે, સ્વસારૂપે, આચાર્યરૂપે તથા બ્રાહ્મણરૂપે છો" આ પ્રમાણે પ્રાણને જ સર્વાત્મારૂપે શ્રુતિ ઠેરવે છે. "यथा वा अरौ नाभौ समर्पिता एवमस्मिन्प्राणे सर्वं समर्पितम् અર્થ· જેવી રીતે નાભિમાં આરાઓ રહેલ છે, તે જ પ્રમાણે પ્રાણમાં સર્વ રહેલ છે." આ રીતે સર્વાત્મપણું તથા અરા અને નાભિના નિરૂપણથી પ્રાણનું ભૂમારૂપપણું તથા વિપુલભાવપણું સંભવે છે. માટે પ્રાણ ભૂમારૂપે છે, આમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે ગુરુ પૂર્વ પક્ષનો સિદ્ધાંત સિદ્ધ કર્યા પછી હવે પરમાત્મા ભૂમારૂપે છે, પણ પ્રાણ નથી, તે દર્શાવે છે.

શિષ્ય·-પ્રાણ ભૂમારૂપે નથી કારણ કે પ્રાણથી પણ ઉર્ધ્વ અર્થાત્ વધારે શ્રેષ્ઠ ઉપદેશ ભૂમાનો દર્શાવ્યો છે. સુષુપ્ત સ્થાનને સંપ્રસાદ કહે છે. "सम्यक् प्रसीदति अस्मिन् જેમાં સમ્યક્ પ્રકારનો આનંદ રહેલ છે તે સંપ્રસાદ કહેવાય છે. બૃહદારણ્યકમાં સ્વપ્ન તથા જાગરિત સ્થાન સાથે સુષુપ્તનું સૂચન છે. ત્યાં કહ્યું છે કે, આ સુષુપ્તાવસ્થામાં પ્રાણ જાગે છે. આથી પ્રાણની સંપ્રસાદરૂપે ગણના થાય છે. પ્રાણનો ઉપદેશ આપ્યા પછી ભૂમા આત્માનો ઉપદેશ સૂચિત કર્યો છે. જો પ્રાણજ ભૂમા આત્મારૂપે હોય તો તેજ ભૂમારૂપે થવો જોઇએ તથા તેના પછીનો જે કાંઈ ઉપદેશ હોય તે અઘટિત થવો જોઇએ. નામથી અધિક જે ઉપદેશ છે તેમાં નામજ નામથી અધિક છે, એમ નથી.

શિષ્ય:-ત્યારે શું ઉપદેશ કહેલો છે ?

ગુરુ·-નામથી અધિક વાણીનો ઉપદેશ છે. જેમકે, वाग्वा व नाम्नो भूयसी નામથી અધિક વાણી છે. તેજ પ્રમાણે વાગાદિથી માંડી પ્રાણ પર્યંત અન્ય અન્ય અધિકરૂપે છે, એમ ઉપદેશ કર્યો છે. તેજ પ્રમાણે પ્રાણનો ઉપદેશ થઇ રહ્યા પછી ભૂમાનો ઉપદેશ છે. માટે ભૂમાનો ઉપદેશ પ્રાણથી અધિકરૂપે થવા યોગ્ય છે.

શિષ્ય·-આ સ્થળે એમ પ્રશ્ન નથી કે, પ્રાણથી અધિક શુ છે ? તેજ પ્રમાણે ઉત્તર પણ નથી કે પ્રાણથી અમુક વસ્તુ અધિક છે. તો પછી પ્રાણથી ભૂમા અધિકરૂપે છે, એવો ઉપદેશ કેવી રીતે કહેવાઇ શકે ? પ્રાણ સંબંધીનું જ શ્રેષ્ઠવાદીપણું આગળ જતા સૂચન કર્યું છે. જેમકે, एष तु वा अतिवदति य सत्येनाति वदति જે સત્યવડે અતિવાદ કરે છે, તેજ ખરો શ્રેષ્ઠ વાદી છે. માટે પ્રાણથી અધિકરૂપે ઉપદેશ નથી.

ગુરુઃ—પ્રાણ સંબંધી જ શ્રેષ્ઠવાદી છે તથા તેનું આ નિરૂપણ છે, એમ કહી શકાય નહિ. કારણ કે એથી વિશેષ એમાં કહેલું છે. જેમકે, य सत्येनाति वदति જે સત્યવડે શ્રેષ્ઠ બોલનારો છે"

શિષ્યઃ—અહીં જે વિશેષ વાદ છે, તે પણ પ્રાણ સંબંધી જ થશે.

ગુરુ.—તે કેવી રીતે?

શિષ્યઃ—જેવી રીતે આ અગ્નિહોત્રી છે, જે સત્ય બોલે છે. આમ કહેવાથી એમ નહિ કહેવાય કે, આ સત્ય બોલે છે તેથી એ અગ્નિહોત્રી છે.

ગુરુઃ—ત્યારે કેવી રીતે ?

શિષ્યઃ—અગ્નિહોત્રના કર્મથી જ તે અગ્નિહોત્રી કહેવાય છે. અગ્નિહોત્રીનું સત્ય બોલવું, એ વિશેષભાવ છે. તે જ પ્રમાણે "एष तु वा अतिवदति य सत्येनातिवदति અર્થઃ—આ શ્રેષ્ઠ વાદી છે, જે સત્યવડે શ્રેષ્ઠ બોલે છે" એમ કહેવાથી એ સાચું બોલે છે, તેથી જ તેનામાં અતિવાદીપણું નથી.

ગુરુઃ—ત્યારે કેવી રીતે શ્રેષ્ઠવાદીપણું કહ્યું છે ?

શિષ્યઃ—પ્રકૃતરૂપ પ્રાણના વિજ્ઞાનવડે જ શ્રેષ્ઠવાદીપણું છે. પ્રાણના જ્ઞાનવાળામાં સાચા બોલવાપણું,એ વિશેષ ધર્મરૂપે ગણાય છે.

ગુરુઃ—તેમ નથી. આમ કહેવાથી શ્રુતિના તાત્પર્યનો પરિત્યાગ કર્યો, એમ કહેવાશે. શ્રુતિવડે જ સાચું બોલવાથી જ શ્રેષ્ઠવાદીપણું પ્રતીત થાય છે. જેમકે "य सत्येनातिवदति सोऽतिवदति અર્થઃ—જે સત્યવડે શ્રેષ્ઠ બોલે છે તે જ બોલનારો છે." અહીં પ્રાણના વિજ્ઞાનનું નિરૂપણ નથી.

શિષ્યઃ—વિષયપરત્વે પ્રાણ વિજ્ઞાનનો સંબંધ છે.

ગુરુઃ—પ્રકરણને અનુસરવાથી મૂળ શ્રુતિનો ત્યાગ થશે. મૂળ અર્થનો ત્યાગ કરી ભિન્ન અર્થનું નિરૂપણ કરવાને શબ્દ યોજવામાં નથી આવતો. જેમકે "एष तु वा अतिवदति। આ પણ શ્રેષ્ઠવાદી છે." પણ "सत्यं त्वेव विजिज्ञासितव्यम् પણ સત્ય જાણવા યોગ્ય છે" અહીં तु શબ્દ અન્ય પ્રયત્ન કરવાના અર્થમાં છે. અર્થાત્ મૂળ વિષયથી અન્ય અર્થનું तु શબ્દ સૂચન કરે છે. જેમકે મૂળ એક વેદની પ્રશંસા કરવી હોય ત્યાં એમ કહેવામાં આવે કે, જે ચાર વેદનું અધ્યયન કરનાર હોય તે તો મહા બ્રાહ્મણ છે. આમ એક વેદથી ભિન્ન અર્થને સૂચવનાર ચારે વેદની પ્રશંસા થાય છે, તે પ્રમાણે આ જાણવું. વળી એવો નિયમ નથી હોતો કે, પ્રશ્ન તથા ઉત્તરના રૂપમાં જ અન્ય અર્થનું નિરૂપણ કરેલ હોય. કારણ કે બીજા અર્થનું નિરૂપણ જ્યારે ચાલતા વિષયની સાથે સંબંધ નહિ રાખવામાં આવે ત્યારે થાય છે. પ્રાણ પર્યંતનો ઉપદેશ નારદે સાંભળ્યો. ત્યાર પછી નારદ મુનિ કાંઇ પણ બોલ્યા નહિ. ત્યારે સનત્કુમાર જાતે જ વિશેષ ઉપદેશ આપે છે. જેમકે વિકાર તથા અનૃતના વિષયવાળા પ્રાણના વિજ્ઞાનવડે જે કાંઇ શ્રેષ્ઠવાદીપણું છે તે અશ્રેષ્ઠવાદીરૂપ જ છે. પણ શ્રેષ્ઠવાદી

તો તે છે કે, જે સત્યવડે શ્રેષ્ઠ વદે છે. અહીં સત્યનો અર્થ પરબ્રહ્મ લેવો. કારણકે બ્રહ્મ પરમાર્થરૂપે છે, તેમ જ અન્ય શ્રુતિમાં કહ્યું છે કે "सत्य ज्ञानमनत ब्रह्म બ્રહ્મ સત્યરૂપે, જ્ઞાનરૂપે તથા અનંતરૂપે છે." "सोऽहं भगव. सत्येनातिवदानि હે ભગવન્ ! હું સત્યવડે શ્રેષ્ઠવાદી થાઉં ?" એમ ઉપદેશને પામેલા નારદે કહ્યું ત્યારે સનત્કુમાર આ રીતે પ્રવૃત્ત થયેલા નારદને વિજ્ઞાનાદિ સાધનપરંપરાવડે ભૂમા આત્માનો ઉપદેશ કરે છે આમાં પ્રાણથી અધિક સત્ય કહેવું જોઇએ. આ સત્યનો જ અહીં ઉપદેશ આપેલો છે. આ સત્ય જ ભૂમા કહેવાય છે, એમ સિદ્ધ થાય છે. માટે પ્રાણથી અધિક ભૂમા આત્માનો ઉપદેશ છે, માટે પ્રાણથી અન્યરૂપ પરમાત્મા ભૂમારૂપે થવા યોગ્ય છે. આ પ્રમાણે આત્માને ઓળખવાની ઇચ્છાના સંબંધમાં આ પ્રકરણ નિરૂપિત થયેલ છે. માટે પ્રાણ જ આત્મરૂપે છે, એમ કહેવું યોગ્ય નથી. મુખ્ય વૃત્તિવડે પ્રાણનું આત્માપણું નથી. અન્ય સ્થળે પણ કહ્યું છે કે, પરમાત્માના જ્ઞાન વિના શોકની નિવૃત્તિ થતી નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે "नान्य पन्था विद्यतेऽयनाय ( શ્વે. ૬, ૧૫ ) મોક્ષને માટે અન્ય માર્ગ નથી." "त मा भगवाञ्शोकस्य पार तारयतु ( છાં૦ ૭, ૧, ૩ ) તેવી રીતના મને આપ શોકના પારને પમાડો." આ રીતની શરૂઆત કરી છેવટમાં કહ્યું છે કે, "तस्मै मृदितकषायाय तमसः पारं दर्शयति भगवान् सनत्कुमार. ( છાં૦ ૭, ૨૬, ૨ ) ઉપદેશવડે જેના રાગાદિ દોષનો નાશ થયો છે એવા *નારદને ભગવાન્ સનત્કુમાર અજ્ઞાનના પારને* પહોંચાડે છે." અહીં તમવડે શોકાદિના કારણરૂપ અવિદ્યા જાણવી જો પ્રાણ જ છેવટના ઉપદેશરૂપે હોય તો પ્રાણના આશ્રયરૂપ અન્ય વસ્તુ કહેવાઇ શકે નહિ. વળી છાંદોગ્યમાં કહ્યું છે કે, આત્મામાંથી પ્રાણ થાય છે વિષયના છેવટમાં પરમાત્માનું જ નિરૂપણ થશે, માટે ભૂમા પ્રાણરૂપે છે, એમ નથી. "स भगव कस्मिन्प्रतिष्ठित इति स्वे महिम्नि (છાં૦ ૭, ૨૪, ૧) હે ભગવન્ ! આ ભૂમા શેમાં રહેલ છે ? તે પોતાના મહિમામાં રહેલ છે." આ રીતે વિષયની સમાપ્તિમાં ભૂમાનું જ નિરૂપણ કરેલ છે. ભૂમાવડે વિપુલ વાચકતા જાણવી. આથી પરમાત્મા સર્વના કારણરૂપ હોવાથી ભૂમારૂપે સમ્યક્ પ્રકારે યુક્ત થાય છે. (૮)

શિષ્ય –ભૂમા પરમાત્મારૂપે છે, એના સંબંધી અન્ય કોઇ કારણ હોય તો તે કહો.

ગુરુ:–હા, ભૂમાના જે ધર્મ શ્રુતિએ પ્રતિપાદન કરેલ છે, તે જ ધર્મ પરમાત્માના જ થવા યોગ્ય છે. માટે ભૂમા પરમાત્મારૂપે છે. જેમકે;–



## અધિકરણ ૨ જું–સૂત્ર ૯ મું.

## ભૂમાના ધર્મો પરમાત્મામાં.

धर्मोपपत्तेश्च ॥ ९ ॥

સૂત્રાર્થઃ–શ્રુતિએ પ્રતિપાદન કરેલ ભૂમાના ધર્મો પરમાત્મામાં છે, એ રીતની અનિષ્પત્તિ હોવાથી ભૂમા પરમાત્મારૂપે છે. (૯)

ટીકાઃ–ગુરુઃ–વળી ભૂમામાં જે ધર્મો પ્રતિપાદન થયા છે, તે જ ધર્મો પરમાત્મામાં ઉપપન્ન છે. કહ્યું છે કે, "यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा જેમાં અન્યનું જોવું થતું નથી, અન્ય શ્રવણ થતું નથી, તથા જે બીજું કાંઈ જાણતો નથી, તે જ ભૂમારૂપે છે." આ શ્રુતિ ભૂમા આત્મામાં દર્શનાદિવ્યવહારનો અભાવ દર્શાવે છે. વળી દર્શનાદિ વ્યવહારનો અભાવ પરમાત્મામાં જ જણાયલો છે. જેમકે અન્ય શ્રુતિમાં કહ્યું છે કે, "यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् જેને સર્વ આત્મારૂપે છે તે કોને શાવડે જોવાનો હતો?" સુષુપ્તાવસ્થામાં દર્શનાદિ વ્યવહારનો જે અભાવ કહેલો છે, તે પણ આત્માના અસંગત્વપણાના નિરૂપણવડે દર્શાવાયલો છે, પણ પ્રાણના અભાવની વિવિક્ષાવડે નહિ. કારણકે ત્યાં પરમાત્મા સંબંધી વિષય છે. સુષુપ્તાવસ્થામાં જે સુખ કહેવાયલું છે, તે પણ આત્માનાજ સુખરૂપની વિવક્ષાથી કહેલ છે. આથી કહ્યું છે કે, "एषोऽस्य परम आनंद एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति પરબ્રહ્મ પરમ આનંદરૂપે છે આ પર બ્રહ્મના આનંદના એક અલ્પ આનંદનો વિષયેન્દ્રિયદ્વારા ભૂત માત્રો ઉપભોગ કરે છે." આ સ્થળે પણ "यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखम् જે ભૂમા છે તે સુખરૂપે છે. અલ્પમાં સુખ નથી ભૂમા જ સુખરૂપે છે." દુઃખ યુક્ત સુખના નિરાકરણવડે બ્રહ્મને સુખ તથા ભૂમારૂપે શ્રુતિ દર્શાવે છે. "यो वै भूमा तदमृतम् જે ભૂમા છે તે અમૃતરૂપે છે" આ રીતે અહીં શ્રુતિમાં અમૃતપણું પરમ કારણરૂપે જણાવે છે. કારણ કે અમૃતની સહાયતાને લીધે વિકારોનું અસ્તિત્વ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "अतोऽन्यदार्तम् પરમાત્માથી ભિન્ન જે વિકારરૂપ છે, તે નશ્વર છે" તેમજ સત્યપણું, સ્વમહિમામાં સ્થિતિપણું, સર્વગતપણું તથા સર્વાત્મપણું, આ જે ધર્મો શ્રુતિથી કહેવાયેલ છે, તે પરમાત્મામાં જ રહેલો છે, પણ અન્ય સ્થળે નહિ. માટે ભૂમા જ પરમાત્મારૂપે છે, એમ સિદ્ધ થાય છે. (૯)

શિષ્યઃ–જેમ ભૂમા બ્રહ્મરૂપે છે, તેમ બીજું શું બ્રહ્મરૂપે છે.

ગુરુ–અક્ષર પણ બ્રહ્મરૂપે છે.

શિષ્ય–તે કેવી રીતે?

ગુરુ–અક્ષર આકાશાદિ સર્વ વિકારના આશ્રયરૂપે છે. માટે તે બ્રહ્મરૂપે છે. જેમકે;—

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૦ મું.

### અક્ષર બ્રહ્મરૂપે.

" अक्षरमम्बरान्तधृतेः ॥१०॥

સૂત્રાર્થ:-અક્ષર બ્રહ્મરૂપે છે. કારણ કે આકાશાન્ત અર્થાત્ આકાશાદિ વિકાર સમૂહના આશ્રયરૂપ અક્ષર બ્રહ્મ છે. (૧૦)

ટીકા:-શિષ્ય:-" कस्मिन्नु खल्वाकाश ओतश्च प्रोतश्चेति। सहोवाचैतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनणु (બૃ૦ ૩, ૮, ૭, ૮) અર્થ:-ખરેખર આકાશ કોને વિશે ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયે કહ્યું;-હે ગાર્ગિ! આકાશ જેને વિશે ઓતપ્રોત છે તેને બ્રહ્મ વેત્તાઓ અક્ષર કરી કહે છે, જે સ્થૂલ તથા અનણુરૂપે છે." આ રીતની શ્રુતિ છે. હવે આ સ્થળે શંકા એ થાય છે કે, અક્ષર શબ્દવડે વર્ણ લેવો કે પરમેશ્વર લેવો? તેમાં અક્ષર સમામ્નાય ઇત્યાદિમાં અક્ષર શબ્દવડે વર્ણ પ્રસિદ્ધ છે. તેમ જ જે વસ્તુ જે વસ્તુમાં પ્રસિદ્ધ હોય, તેનો ત્યાગ કરી અન્ય વસ્તુવિશે તે વસ્તુ યોજવી, તે અયોગ્ય છે. " ॐकार एवेदं सर्वं ॐકાર જ આ સર્વરૂપે છે." ઇત્યાદિ શ્રુતિમાં વર્ણ સર્વાત્મકરૂપે હોવાથી તેની ઉપાસના કરવી, એમ કહ્યું છે. વળી વર્ણ એટલે કેવળ અક્ષર શબ્દ છે. માટે અહીં શું જાણવું?

ગુરૂ:-અક્ષર શબ્દવડે પરમાત્માને જાણવો જોઇએ.

શિષ્ય:-કેવી રીતે તેમ થઇ શકે?

ગુરુ:-આકાશપર્યંત સર્વ વસ્તુને તે ધારણ કરી શકે છે. અર્થાત્ પૃથિવી આદિથી લઇ આકાશ પર્યંત વિકારસમૂહને અક્ષર ધારણ કરે છે. કહ્યું છે કે, પૃથિવીઆદિ કાળત્રયથી પરિચ્છિન્ન સર્વ વિકારસમૂહની સ્થિતિ આકાશમાં છે, એમ " आकाश एव तदोतं च प्रोतं च આકાશમાં સર્વ ઓતપ્રોત છે." એ રીતનો ઉત્તર મળ્યો. ત્યારે ગાર્ગીએ પ્રશ્ન પૂછયો કે, આકાશ શામાં ઓતપ્રોત છે? અર્થાત્ ઉપસંહાર કર્યો છે કે, "एतस्मिन्नु खल्वक्षरे गार्ग्याकाश ओतश्च प्रोतश्च હે ગાર્ગિ! અક્ષર બ્રહ્મમાં આકાશ ઓત પ્રોત છે." વળી આકાશ પર્યંત સર્વ વિકારનું ધારણ કરવું, બ્રહ્મવિના બીજી વસ્તુમાં સંભવે નહિ. જો કે ॐકાર જ આ સર્વરૂપે છે, એમ કહ્યું છે, તે પણ બ્રહ્મની પ્રાપ્તિના સાધનરૂપ હોવાથી સ્તુતિ અર્થે કહેલ છે. માટે " न क्षरति अश्नुते જે નાશ પામતું નથી, પણ સર્વત્ર વ્યાપી રહે છે." આ રીતે અક્ષરમાં નિત્યત્વ તથા વ્યાપ્તિત્વ ધર્મ હોવાથી, તે પરબ્રહ્મરૂપે છે. (૧૦)

શિષ્ય:-કાર્યનું આધીનપણું કારણમાં રહેલ છે, જેથી આકાશ પર્યંત સર્વ વસ્તુનું ધારણ કરવાપણું સંભવે, પણ જે લોકો પ્રધાનને કારણરૂપે માને છે, તેઓના કહેવા પ્રમાણે પ્રધાનનું ધારણ કરવાપણું છે તો પછી અક્ષરને જ કેમ બ્રહ્મરૂપે જાણવો તથા પ્રધાનને કેમ નહિ?

ગુરુ:-અક્ષરમાં ધારણ કરવાપણું છે, એમ શ્રુતિ આજ્ઞા કરે છે. જેમકે;-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૧ મું.

## અક્ષર સર્વના આધારરૂપે.

सा च प्रशासनात् ॥ ११ ॥

સૂત્રાર્થઃ–આકાશપર્યંત સર્વ વસ્તુનું ધારણ કરવારૂપ કર્મ અક્ષરનું છે, એમ શ્રુતિની આજ્ઞા છે. (૧૧)

ટીકાઃ–ગુરૂઃ–આકાશપર્યંત સર્વ વિકારસમૂહને ધારણ કરવારૂપ કર્મ પરમેશ્વરનું જ છે.

શિષ્યઃ–આ કર્મ પરમેશ્વરનું કેવી રીતે?

ગુરુઃ–શ્રુતિ આ રીતની આજ્ઞા કરે છે. શ્રુતિમાં આ રીતની આજ્ઞા છે કે, "एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठत (બૃ૦ ૩, ૮, ૯) હે ગાર્ગિ! આ અક્ષર બ્રહ્મની આજ્ઞાવડે સૂર્ય તથા ચંદ્ર પોતપોતાના સ્થાન પ્રતિ રહેલા છે." આ રીતની જે આજ્ઞા છે, તે પરમેશ્વરના કર્મરૂપે છે. અચેતનરૂપ પ્રધાનની આ રીતની આજ્ઞા નથી; અર્થાત્ અચેતન પ્રધાનમાં ચેતન ધર્મ હોતો નથી. જેવી રીતે ઘટાદિનું કારણ મૃત્તિકા છે, તે પણ અચેતનરૂપે હોવાથી તેમાં ચેતનના ધર્મ હોતા નથી. (૧૧)

શિષ્યઃ–અક્ષર બ્રહ્મરૂપે છે, આના સંબંધમાં બીજું કોઈ કારણ હોય તો તે કહેશો.

ગુરુઃ–અક્ષરમાં બ્રહ્મથી ભિન્નપણનો ભાવ શ્રુતિ દર્શાવતી નથી. આથી સિદ્ધ થાય છે કે, અક્ષર બ્રહ્મરૂપે છે. જેમકે;–

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૨ મું.

## અક્ષરની બ્રહ્મરૂપતામાં શ્રુતિપ્રમાણ.

अन्यभावव्यावृत्तेश्च ॥१२॥

સૂત્રાર્થઃ–બ્રહ્મથી ભિન્નનો ભાવ અક્ષર વિષે શ્રુતિ દર્શાવતી નથી, માટે અક્ષર બ્રહ્મરૂપે છે. (૧૨)

ટીકાઃ–ગુરૂઃ બ્રહ્મથી ભિન્નના ભાવનો ભેદ અર્થાત્ અક્ષરનો બ્રહ્મ સાથે અભેદ હોવાથી બ્રહ્મ અક્ષર શબ્દાત્મક છે. આકાશપર્યંત સર્વનું ધારણ કરવાવાળું કર્મ પરમાત્માનું જ છે, પણ બીજાનું નથી.

શિષ્યઃ–અન્યભાવની વ્યાવૃત્તિ એટલે શું?

ગુરૂ–અન્યનો જે ભાવ અર્થાત્ ઈશ્વરથી ભિન્નતાનો જે ભાવ, તે અન્યભાવ. અન્યભાવની વ્યાવૃત્તિ અર્થાત્ અભાવ, તે અન્યભાવ વ્યાવૃત્તિ અર્થાત્ પરમાત્માથી ભિન્ન ભાવનો અક્ષર સાથે અભાવ છે. આનો ભાવ એ છે કે, બ્રહ્મથી અક્ષર શબ્દ ભિન્ન છે, એવી જે શંકા થાય છે, તે શંકારૂપી ભાવથી શ્રુતિ અક્ષરને ભિન્ન પાડે છે. કારણ કે આકાશ પર્યંત સર્વવસ્તુને ધારણ કરવાપણું અક્ષરમાં રહેલ છે. શ્રુતિ કહે છે કે, "तद्वा एतदक्षरं गार्ग्यदृष्टं द्रष्टृश्रुतं श्रोत्रमतं मन्त्रविज्ञातं विज्ञातृ (બૃ૦ ૩, ૮, ૧૧) હે

ગાર્ગી ! ખરેખર અક્ષર કોઇથી દષ્ટ નથી, પણ સ્વયંદ્રષ્ટા છે કોઇથી શ્રુત નથી, પણ સ્વયંશ્રોતા છે. કોઇથી મનન કરાયેલ નથી, પણ તે પોતે મનનકર્તા છે. કોઇથી વિજ્ઞાત નથી, પણ તે પોતે વિજ્ઞાતારૂપે છે." હવે અદષ્ટત્વાદિ ઉપદેશ પ્રધાનનો સંભવે છે, પણ દ્રષ્ટા આદિપણાનો ઉપદેશ, પ્રધાન અચેતનરૂપ હોવાથી,સંભવતો નથી. વળી કહ્યું છે કે, "नान्यदतोऽस्ति द्रष्टृ नान्यदतोऽस्ति श्रोतृ नान्यदतोऽस्ति मन्तृ नान्यदतोऽस्ति विज्ञातृ તેના સિવાય અન્ય કોઇ દ્રષ્ટા નથી, તેના સિવાય અન્ય કોઇ શ્રોતા નથી, તેના સિવાય અન્ય કોઈ મંતા નથી, તેમજ તેના સિવાય અન્ય કોઇ વિજ્ઞાતા નથી." આ શ્રુતિવડે આત્માથી ભિન્ન સર્વ વસ્તુનો પ્રતિષેધ કરેલ છે. ઉપાધિયુક્ત જીવનું પણ અક્ષર શબ્દાત્મપણું હોતું નથી કારણકે શ્રુતિમાં અક્ષર વિશે ઉપાધિનો પ્રતિષેધ કરેલ છે. જેમકે, "अचक्षुष्कमश्रोत्रमवागमन (બૃ૦ ૩, ૮, ૮) તે અચક્ષુરૂપે છે, તે અશ્રોત્રરૂપે છે, તે અવાક્રૂપે છે, તેમ જ તે અમનરૂપે છે." બીજું જીવ ઉપાધિથી રહિત હોતો નથી. માટે પરબ્રહ્મ અક્ષરરૂપે છે, એમ નિશ્ચય થાય છે. (૧૨)

શિષ્યઃ-બીજું પરબ્રહ્મરૂપે કોને ગણેલ છે ?

ગુરૂ -અપરબ્રહ્મને અર્થાત્ જે દર્શનકર્મરૂપે છે, તેને પણ બ્રહ્મરૂપે જાણવું, જેમકે;-

## અધિકરણ ૪ થું-સુત્ર ૧૩ મું.

## પરાપર બ્રહ્મ નિરૂપણ.

**ईक्षतिकर्मव्यपदेशात्सः ॥ १३ ॥**

સૂત્રાર્થ-દર્શનના કર્મનો વ્યપદેશ હોવાથી, અપર બ્રહ્મ પણ બ્રહ્મરૂપે છે.

ટીકા:-શિષ્ય-"एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म यदोंकारस्तस्माद्विद्वानेतेनैवायतनेनैकतरमन्वेति અર્થ-સગુણ તેમ જ નિર્ગુણ બ્રહ્મ બેઉ ૐકાર શબ્દરૂપે છે. આ કારણથી વિવેકી પુરૂષ બેમાંના એકનો જ આશ્રય લઇ અનુસરે છે." આ પ્રમાણે શરૂઆત કીધા પછી છેવટમાં કહ્યું છે કે, "य पुनरेत त्रिमात्रेणोमित्येतेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत । જે કોઈ ૐકારવાળા ત્રણ વર્ણોવડે પરબ્રહ્મ પરમાત્માનું ચિંતન કરે છે." આ સ્થળે પરબ્રહ્મ ધ્યાન કરવા યોગ્યનો ઉપદેશ છે કે, અપર બ્રહ્મનો ઉપદેશ છે ? આયતનરૂપે એક જ છે, માટે પર તથા અપરમાંથી એક આયતનરૂપે છે. આ રીતનો વિષય હોવાથી અહીં સંશય થાય છે.

ગુરૂ -આ સ્થળે અપર બ્રહ્મનું નિરૂપણ છે, એમ સિદ્ધ થાય છે.

શિષ્યઃ-એમ કેવી રીતે બને ?

ગુરૂ:-બ્રહ્મના જ્ઞાતાના સંબંધમાં દેશથી પરિચ્છેદવાળું ફળનું નિરૂપણ કરેલું છે. જેમકે, "स तेजसि सूर्ये सपन्न स सामभिरुन्नीयते ब्रह्मलोकम् અર્થઃ-તે તેજરૂપ સૂર્યમાં જોડાય છે. ત્યાંથી સામના મંત્રોવડે તે

બ્રહ્મલોક પ્રતિ લઈ જવાય છે." આ રીતે પરબ્રહ્મના જ્ઞાતાને દેશ પરિચ્છેદવાળું ફળ થાય છે, એમ કહેવું યુક્ત નથી. કારણ કે પરબ્રહ્મ સર્વવ્યાપકરૂપે છે.

શિષ્ય:–આપણે અપર બ્રહ્મનો સ્વીકાર કરીએ, પણ આગળ ચાલતાં કહ્યું છે કે, આવો જ્ઞાતા પર પુરૂષને પામે છે. આ રીતનું વિશેષણ અપર બ્રહ્મના સંબંધમાં યોગ્ય કહેવાય નહિ.

ગુરૂ–આમ કહેવામાં દોષ નથી. સ્થૂલ વિરાટની અપેક્ષાવડે પ્રાણની સૂત્રાત્મારૂપ પરને વિષે પ્રાપ્તિ કહેવાય છે. આ રીતે સિદ્ધ થવાથી એમ કહેવાય છે કે, ધ્યાન કરવા યોગ્ય પરબ્રહ્મનો જ આ ઉપદેશ છે.

શિષ્ય:—કેવી રીતે આ પરબ્રહ્મનો ઉપદેશ થઇ શકે?

ગુરુ:–ઇક્ષતિકર્મનો ઉપદેશ હોવાથી પરબ્રહ્મનો ઉપદેશ સિદ્ધ થાય છે. અહીં ઇક્ષતિનો અર્થ દર્શન થાય છે. ઇક્ષતિકર્મનો અર્થ એ કે, જોવાનો વ્યાપાર. આ રીતે દર્શનવ્યાપારવડે આ અભિધ્યાન કરવા યોગ્ય પુરુષનો શ્રુતિવચનના છેવટના ભાગમાં ઉપદેશ છે. જેમકે, "स एतस्मा जीवघनात्परात्पर पुरिशय पुरुषमीक्षते અર્થ:–ત્યાં તે, જીવોના મહાન્ સમૂહો કરતાં મહાન્ તથા સર્વ શરીરમાં વ્યાપકરૂપે રહેલા પુરુષને જુવે છે." આમાં અભિધ્યાનનું કર્મ નહિ બનેલ વસ્તુરૂપે છે. ધ્યાનનું કર્મ એ કે, મનોરથવડે કલ્પાયેલ જે વસ્તુ તે. દર્શનનું કર્મ એ કે, જે રીતે વસ્તુ હોય તે રીતે જોવામાં આવે. માટે ઇક્ષિતિના કર્મવડે સમ્યક્ દર્શનના વિષયરૂપ પરમાત્માનો જ ઉપદેશ છે, એમ સિદ્ધ થાય છે. તેજ પરમાત્મા આ સ્થળે પર તથા પુરુષ આ બે શબ્દવડે ધ્યાનના વિષયરૂપ જણાયેલ છે.

શિષ્ય:–અભિધ્યાનમાં પર પુરુષનું વર્ણન કરવામાં આવેલ છે તથા ઇક્ષણામાં પરથી પર એવા પુરુષનું વર્ણન કરેલ છે. આમ ઇક્ષણામાં અન્યનું નિરૂપણ કેમ કર્યું હશે?

ગુરુ:–પર તથા પુરુષ આ બે શબ્દો બેઉ સ્થળે સામાન્ય છે. આ સ્થળે જીવઘન શબ્દવડે મૂળ, ધ્યાન કરવા યોગ્ય તથા પર પુરુષનો સમાવેશ થતો નથી. આથી પરથી પર જોવા યોગ્ય પુરૂષ અન્ય હોવો જોઈએ.

શિષ્ય:–ત્યારે જીવઘનનો અર્થ શું?

ગુરુ:–ઘનનો અર્થ મૂર્તિ છે. જીવાત્મક જે મૂર્તિ, તે જીવઘન કહેવાય. લવણના ગાંગડાની માફક પરમાત્માનો જીવરૂપે જે અલ્પભાવ, જે ઉપાધિવડે બનેલ છે તથા વિષય અને ઇન્દ્રિયોથી જે પર છે તે જીવઘન કહેવાય છે. બીજાઓ જીવઘનના સંબંધમાં નીચે પ્રમાણે કહે છે:–"स सामभिरुन्नीयते ब्रह्मलोकम् જે સામવડે બ્રહ્મલોકને પમાડે છે." આમ પાછળનાં બીજાં વચનવડે અન્યલોકથી પર જે બ્રહ્મલોકનું સૂચન કરેલ છે, તે જીવઘન છે. કારણકે ઇન્દ્રિયોવડે આવૃત

સર્વ જીવસમૂહોની પ્રાપ્તિ બ્રહ્મલોક-નિવાસી તથા સર્વ ઇન્દ્રિયાત્મક હિરણ્યગર્ભમાં થાય છે. માટે જીવસમૂહ તે જ બ્રહ્મલોક છે. આથી સિદ્ધ થાય છે કે, જે પરમાત્મા પરરૂપે છે તથા જે દર્શનના વ્યાપારરૂપે છે, તે જ ધ્યાનમાં પણ કર્મ-રૂપે થાય છે. 'પરપુરુષ' આ રીતના વિશેષણની કલ્પના પણ પરમાત્માનો જ સ્વીકાર કરવાથી થાય છે. જેથી પર કાંઇ નથી, તે જ પરપુરુષ પરમાત્મારૂપે છે. શ્રુતિમાં કહ્યુ છે કે, "पुरुषान्न पर किंचित्सा काष्ठा सा परागति -અર્થ-પુરુષથી પર કાંઇ નથી. તે જ પરમાવધિરૂપે તથા પરમ ગતિરૂપે છે.""परचापर च ब्रह्मयदोंकारः જે ઓંકાર છે તે પર તથા અપર બ્રહ્મરૂપે છે." આ રીતનો વિભાગ પાડયો છે. ત્યાર બાદ ૐકાર-રૂપ સાધનવડે પરમપુરૂષ ધ્યાન કરવા યોગ્ય છે. આ ધ્યાનવડે પરબ્રહ્મ પર પુરૂષને પહોંચાડે છે. "જેવી રીતે સર્પ પોતાની કાંચળીથી મુકત થાય છે, તે જ પ્રમાણે તે મનુષ્ય પાપમાંથી મુકત થાય છે," આમ પરમાત્માના ધ્યાનનું ફળ એ છે કે, પાપમાંથી મુકત થવું, એમ શ્રુતિ દર્શાવે છે.

શિષ્યઃ—પણ આપે કહ્યું છે કે, પરમાત્માનું ધ્યાન કરનારાને દેશ પરિચ્છેદવાળું ફળ યોગ્ય નથી.

ગુરુઃ-ત્રિમાત્રાવાળા ૐકારના આશ્રયવડે જે પરમાત્માનું ધ્યાન કરે છે તેને બ્રહ્મલોક પ્રાપ્તિરૂપ ફળ થાય છે. આમ થયા પછી ક્રમે કરી તેને આત્મસાક્ષાત્કારની ઉત્પત્તિ થાય છે આ રીતનો ક્રમ મુક્તિરૂપ ફળની પ્રાપ્તિ માટે છે. આથી આમાં કોઈ રીતનો દોષ નથી.(૧૩)

શિષ્યઃ-બીજું પરબ્રહ્મરૂપે શું છે તે કહેશો.

ગુરુઃ-દહરાકાશ પરબ્રહ્મરૂપે છે.

શિષ્યઃ-તે કેવી રીતે ?

ગુરુઃ-આ પ્રમાણેના ઉત્તરોનો સમાવેશ કરવામાં આવેલો છે તેથી. જેમકે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૪ મું.
## દહરાકાશ પરમેશ્વરરૂપે

दहरउत्तरेभ्यः ॥ १४ ॥

સૂત્રાર્થઃ-દહરાકાશ પરમેશ્વરરૂપે છે. કારણ કે આ રીતના હેતુઓ છે. (૧૪)

શિષ્યઃ-"अथ यदिदमस्मि न्नब्रह्मपुरे दहरं पुण्डरीक वेस्म दहरोऽ स्मिन्नन्तराकाशस्तस्मि न्न दन्त स्तदन्वेष्टव्य तद्वाव विजिज्ञासितव्यम (છા૦ ૮, ૧, ૧) બ્રહ્મપુર વિશે (મનુષ્યના શરીર વિશે) કમળના સરખું આકાશ છે તથા તે દહર વિશે એક તીક્ષ્ણ અંતરાકાશ છે. આવા મધ્યભાગ વિશે તે શોધવા યોગ્ય છે. ખરેખર તે જ સાક્ષાત્કાર કરવા યોગ્ય છે." આ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે. અહીં અલ્પ હૃદયકમળમાં જે દહરાકાશ કહેવામાં આવેલ છે, તે શું ભૂતાકાશ છે, વિજ્ઞાનાત્મા છે અથવા પરમાત્મા છે? આ રીતનો સંશય થાય છે.

ટીકાઃ-ગુરુઃ-આ સંશય થવાનું શું કારણ ?

શિષ્યઃ—આકાશ તથા બ્રહ્મપુર, આ બે શબ્દવડે આ સંશય થાય છે. આ આકાશ શબ્દનો પ્રયોગ પર તેમ જ ભૂતાકાશને વિશે હોય, એમ જોવામાં આવે છે. અહીં સંશય એ છે કે, ભૂતાકાશ એ જ દહરરૂપે છે કે પર દહરરૂપે છે? હવે બ્રહ્મપુર એટલે શું જાણવું? જીવ જાણવો, બ્રહ્મનું પુર અર્થાત્ શરીર તે બ્રહ્મપુર, અથવા તો પરબ્રહ્મનું જે પુર તે બ્રહ્મપુર? વળી આ પણ સંશય છે કે, પર એવા જીવની અથવા તો શું બીજા કોઇ પુરસ્વામીની દહરાકાશમાં સ્થિતિ છે? તેમાં આકાશ શબ્દ ભૂતાકાશ વિશે પ્રસિદ્ધ છે. માટે ભૂતાકાશ જ દહર શબ્દરૂપે છે, એમ સિદ્ધ થાય છે. આ આકાશ અલ્પ સ્થાનમાં રહેલ છે, માટે તે દહર કહેવાય છે. "यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाशः જેટલું આ આકાશ છે, તેટલું આકાશ અંતર્હૃદયરૂપે છે." આ રીતે બાહ્ય તથા આભ્યંતર ભાવથી થયેલ ભેદનો આ ઉપમાન ઉપમેય ભાવ છે. સ્વર્ગ પૃથ્વી આદિ સર્વનો સમાવેશ તેને વિશે થાય છે. કારણકે અવકાશને લીધે સર્વ આકાશ એકરૂપે છે. અથવા તો જીવ દહરરૂપે છે એમ સિદ્ધ થાય છે. કારણકે બ્રહ્મપુર શબ્દની યોજના છે. જીવનું આ શરીરરૂપ પુર હોવાથી બ્રહ્મપુર કહેવાય છે. જીવના પોતાના કર્મવડે આ શરીરની તેને પ્રાપ્તિ થયલી હોય છે. ચૈતન્યપણાના ગુણને લીધે જીવ બ્રહ્મ શબ્દવાચ્ય કહેવાય છે. પરબ્રહ્મનો શરીરની સાથે સ્વામિભાવ સંબંધ હોતો નથી. જેમ રાજાની એક સ્થાન વિશે સ્થિતિ હોય છે, તેમ પુરસ્વામીરૂપ જીવની શરીરના એક સ્થાન વિશે સ્થિતિ છે. મનોપાધિ યુક્ત જીવ છે. વળી મનની સ્થિતિ હૃદયમાં છે. માટે જીવનું અતસ્થાન હૃદયમાં છે. જીવાત્માનું અલ્પપણું એટલા માટે નિરૂપણ કરેલ છે કે, તેની કલ્પના આરના અગ્રભાગરૂપે કહી છે. આકાશની જે ઉપમા છે, તે બ્રહ્મની સાથે અભેદતા હોવાથી થશે. અહીં અલ્પ આકાશનું શોધન કે સાક્ષાત્કાર હોઇ શકે નહિ. કારણ કે "तस्मिन् यदन्त तेमां जे अंदर" એમ પરના વિશેષણરૂપે સ્વીકાર કર્યો છે.

ગુરૂઃ—આનો ઉત્તર હું કહું, તે સાંભળ. અહીં પરમેશ્વર જ દહરાકાશરૂપે થવા યોગ્ય છે. પણ ભૂતાકાશ કે જીવ પરમેશ્વરરૂપે થવા યોગ્ય નથી.

શિષ્યઃ—એમ કેવી રીતે બને?

ગુરૂઃ—ઉત્તરોવડે અર્થાત્ શ્રુતિ વચનના રહસ્યમાં જે હેતુઓ રહેલ છે, તેવડે એમ સિદ્ધ થાય છે. શોધવા યોગ્યપણાના કથનથી દહરાકાશની શરૂઆત "त चेद्ब्रूयु તેને જો તેઓ કહે" આ રીતના વચનવડે થાય છે. છેવટમાં કહ્યું છે કે, "किं तदत्र विद्यते यदन्वेष्टव्यं यद्वाव विजिज्ञासितव्यम् અહીં એવું તે શું છે કે, જે શોધવા યોગ્ય છે અથવા જાણવા યોગ્ય છે?" આમ આક્ષેપપૂર્વક પ્રતિ સમાધાનનું વચન નીચે પ્રમાણે છે;—"स ब्रूयाद्यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाशउभे अस्मिन्द्यावा पृथिवी अन्तरेव समाहिते (છાં૦ ૮, ૧, ૩) પ્રતિ ઉત્તરમાં ગુરૂ કહેશે કે, ખરેખર

આકાશ જેવું વિશાળ છે, તેમ અંત-કરણમા રહેલું અંતરાકાશ વિશાળ છે. આ અંતરાકાશમાં પૃથ્વી તથા સ્વર્ગ બન્ને સ્થિતિ કરીને રહેલા છે.” કમળના સરખા અલ્પપણાથી જે આકાશને અલ્પ-પણું પ્રાપ્ત થયેલ છે, તેની ઉપમા આકાશ સાથે કરી છે ચ થી તેની અલ્પતા નિવૃત્ત થાય છે. તે જ રીતે દહરાકાશનુ પંચ મહાભૂતાકાશપણાનો અભાવ ગુરુ દર્શાવે છે, એમ સિદ્ધ થાય છે. જો કે આકાશ શબ્દવડે પંચ મહાભૂતાકાશનું જ ગ્રહણ થઇ શકે, છતા અલ્પાકાશની સાથે મહાકાશની ઉપમા યોગ્ય કહેવાઇ શકે નહિ. આ રીતે ભૂતાકાશની શંકા નિવૃત્ત થાય છે.

શિષ્ય–એક આકાશની બાહ્યાભ્યંતરપણાની કલ્પનારૂપ ભેદવડે ઉપમાન ઉપમેય ભાવ સંભવી શકે ખરો ?

ગુરુ–તે પણ સંભવી શકે નહિ કાલ્પનિક ભેદનો આશ્રય કરવો, તે અગતિ અર્થાત્ અયોગ્યને યોગ્ય કહેવા બરાબર છે. જો આપણે એ રીતના ભેદની કલ્પના કરીએ તથા ઉપમાન ઉપમેય ભાવનું વર્ણન કરીએ, છતા આભ્યંતર આકાશનો ભેદ હોવાથી તે બહ્યાકાશના પરિણામને પામશે નહિ.

શિષ્ય –શ્રુતિમાં કહ્યું છે કે, “ज्यायान् आकाशात् ( શ૦ બ્રા૦ ૧૦, ૬, ૩, ૨ ) આકાશ કરતાં પરમાત્મા મહાન્ છે.” આથી પરમાત્માનું પરિમાણ આકાશ સાથે અયુક્ત છે.

ગુરૂ–આમા દોષ નથી. આકાશની પુંડરીકને વિશે સ્થિતિ હોવાથી અલ્પ-પણું પ્રાપ્ત થયેલ છે આ અલ્પપણાની નિવૃત્તિ કરવા માટે જ આ વચન છે. પણ ભૂતાકાશનું પરિમાણ પ્રાપ્ત કરવા આ વચન નથી.

શિષ્ય:–જો બેઉનું પ્રતિપાદન કરીએ તો વાક્યમાં ભેદ થાય. કલ્પિત ભેદયુક્ત કમળમા રહેલ આકાશના એક દેશમા સ્વર્ગ પૃથ્વી આદિનો સમાસ થવો યોગ્ય નથી. “एष आत्मापहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपास सत्यकाम सत्यसङ्कल्प અર્થ–આ આત્મા પાપથી મુક્ત, જરા, મરણ તથા શોકથી રહિત, ક્ષુધા તથા પિપાસાથી રહિત, સત્ય કામ તથા સત્ય સંકલ્પરૂપે છે.” આ રીતે ભૂતાકાશમાં આત્મત્વ, પાપથી રહિતપણું વગેરે ગુણો સંભવતા નથી. જો કે આત્મા એ શબ્દ જીવને વિશે સંભવે છે, છતાં બીજાં કારણેને લીધે જીવની આશંકા નિવૃત્ત થાય છે. ખરેખર ઉપાધિથી વિભક્ત તથા આરના અગ્ર ભાગ સાથે ઉપમા પામેલ જીવની કમળમાં સ્થિતિ હોવાથી તેનું અલ્પપણુ નિવૃત્ત થઇ શકતું નથી. બ્રહ્મની સાથે જીવની અભેદતા થશે, તો પછી જીવના પણ સર્વગતત્વ આદિ ધર્મો ઘશે તથા જીવના ધર્મો બ્રહ્મના સર્વગતત્વ આદિ ધર્મની સાથે એકરૂપે થવા યોગ્ય છે.

વળી બ્રહ્મપુર શબ્દમાં જીવથી પુરનું ઉપલક્ષણ થવાથી રાજાની પેઠે પુરસ્વામી જીવનું પુરના એક ભાગમાં રહેવું થાય, તેનું કેમ ?

ગુરુઃ—પરબ્રહ્મનું પુર થઇ, શરીર બ્રહ્મ પુર કહેવાય છે. બ્રહ્મ શબ્દનો પરબ્રહ્મને વિશે મુખ્ય સંબંધ છે. પરબ્રહ્મનો આ પુરની સાથે પણ સંબંધ છે કારણ કે શરીર, એ બ્રહ્મપ્રાપ્તિના આશ્રયરૂપે છે. "स एतस्माज्जीवघनात्परात्परं पुरिशयं पुरुषमीक्षते (પ્ર. ૫, ૫) स वा अयं पुरुषः सर्वासु पूर्षु पुरिशयः (બૃ૦ ૨, ૫, ૧૮) ત્યાં તે જીવોના મહાન્ સમૂહો કરતાં મહાન્ તથા સર્વ શરીરમાં વ્યાપકરૂપે રહેલ પુરૂષને જૂવે છે. આ પુરૂષ સર્વ શરીરોમાં રહેવાથી પુરિશયરૂપે કહેવાય છે." જેમ શાલિગ્રામમા વિષ્ણુ સમીપ છે, તેમ આ જીવપુરમાં બ્રહ્મ સમીપ જોવામાં આવે છે. "तद्यथेह कर्मचितो लोकः क्षीयत एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते (છાં૦ ૮, ૧, ૬) જેમ કર્મવડે જિતાયલો આ લોક ક્ષયને પામે છે તથા પુણ્યકર્મવડે પરલોક પણ ક્ષયને પામે છે." આ પ્રમાણે કર્મનું ફળ અંતવાળું કહેલ છે. ત્યાર બાદ કહ્યું છે કે, "अथ य इहात्मानमनुविद्य व्रजन्त्येतांश्च सत्यान्कामांस्तेषां सर्वेषु लोकेषु कामचारो भवति અર્થઃ—આત્માને તથા તેના સત્ય સંકલ્પને જાણી જે દેહ છોડે છે, તે સર્વ લોકવિશે સ્વતંત્ર થાય છે." આ પ્રમાણે પ્રકૃત દહર કાશનું જેને જ્ઞાન થયું છે, તેને અનંત ફળની પ્રાપ્તિ થાય છે. આ દહરાકાશનું પરમાત્મપણું સૂચવે છે.

શિષ્યઃ—આ તો ઠીક, પણ કહ્યુ છે કે દહરાકાશનું શોધન, જાણવું તથા શ્રવણ કરવું હોઈ શકે નહિ. કારણ કે દહરાકાશ પરના વિશેષણરૂપે સ્વીકારવું પડશે.

ગુરૂઃ—જો આકાશ શોધવા યોગ્યપણાથી કહેવાયલું ન હોય, છતાં "यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश. અર્થઃ—જેટલું આકાશ છે તેટલું જ અંતર્હૃદયરૂપ આકાશ છે," ઈત્યાદિ આકાશસ્વરૂપનું નિરૂપણ યોગ્ય કહેવાઈ શકે નહિ.

શિષ્ય—હું ધારૂં છું કે, અંદર રહેનારી વસ્તુનો સદ્ભાવ દર્શાવવા આ નિરૂપણ કરેલ છે. કેમકે, "त चेद्ब्रूयुर्यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाश किं तदत्र विद्यते यदन्वेष्टव्यं यद्वाव विजिज्ञासितव्यम् અર્થઃ—બ્રહ્મપુરમાં કમળાકાર એક સ્થાન છે, અને તેને અત્યંત અલ્પ અંતરાકાશ છે. આ અંતરાકાશના મધ્યમાં જે વસ્તુ રહેલ છે, તે શું બોલવા યોગ્ય છે? તથા તે જ શું સાક્ષાત્કાર કરવા યોગ્ય છે?" એમ જો ગુરૂને તેના શિષ્યો પ્રશ્ન કરે તો, આ રીતે નિંદા કરી તેના સમાધાનમાં એમ નિરૂપણ કર્યું છે કે, આકાશની ઉપમા આપી, સ્વર્ગ પૃથ્વી આદિનો સમાસ તેને વિશે થાય છે.

ગુરૂઃ—તું કહે છે તેમ નથી. જો એમ હોય તો સ્વર્ગ, પૃથ્વી આદિ જે અંદરને વિશે રહેલ છે, તે જ શોધન કરવા યોગ્ય તથા જાણવા યોગ્ય થાય. પછી કંઇ પણ કહેવુ અધુરૂં છે, એમ થાત નહિ. "अस्मिन्कामाः समाहिता एष आत्माऽपहतपाप्मा અર્થઃ—આને વિશે સર્વ કામોનો સમાવેશ થાય છે. એ જ પાપથી રહિત આત્મા છે." આ પ્રમાણે પ્રકૃત આકાશનું પૃથ્વી સ્વર્ગ આદિરૂપે નિરૂપણ કર્યું છે. ત્યાર બાદ કહ્યું છે કે, "अथ य इहात्मानमनुविद्य

प्रजन्त्येतांश्च सत्यान् कामान् અર્થ:-આ પ્રમાણે આત્માને તથા તેના સત્ય સંકલ્પને જાણી જે દેહ છોડે છે, તે સર્વ લોકવિશે સ્વતંત્ર થાય છે." અહીં સમુચ્ચય વાચક જે च શબ્દ છે, તેવડે કામના આધારરૂપ, આત્મા તેમજ તેને આશ્રયે રહેલ સર્વ કામો જાણવા યોગ્ય છે, એમ છેવટના વાક્યવડે સૂચન થાય છે. આથી એમ સિદ્ધ થાય છે કે, શ્રુતિની શરૂઆતમાં હૃદયકમળના આશ્રયરૂપ જે દહરાકાશ છે તે, અંદરને વિશે રહેલ તથા આશ્રિતરૂપ, પૃથ્વી આદિ તેમજ સત્ય કામ સાથે જાણવા યોગ્ય છે આ દર્શાવેલ હેતુઓવડે પરમેશ્વર જ છે, એમ સિદ્ધ થાય છે. (૧૪)

શિષ્યઃ-દહરાકાશ પરમાત્મા છે, આના સંબંધી બીજું કાંઈ કારણ હોય તે કહેશો.

ગુરૂ.-હા, ગતિ તેમ જ શબ્દવડે પણ એમ જ સિદ્ધ થાય છે. તે જ પ્રમાણે ગતિ જોવામાં આવે છે તથા તેજ રીતે શબ્દવડે નિરૂપણ પણ છે. જેમકે,-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૫ મું. ગતિ તથા શબ્દવડે દહરાકાશ પરમાત્મારૂપે.

गतिशब्दाभ्यां तथाहि दृष्टं लिंगं च ॥१५॥

સૂત્રાર્થ.-તે જ પ્રમાણે દહરાકાશ પરમાત્મારૂપે છે, એમ ગતિ તથા શબ્દવડે જોવામા આવેલ તથા નિરૂપણ છે.

શિષ્યઃ-આપે પૂર્વે કહ્યું હતું કે, દહર પરમેશ્વરરૂપે પાછળના હેતુઓ વડે છે, તે હેતુઓ કયા છે તે જણાવશો?

ગુરૂઃ-તે હેતુઓ હું સૂચન કરૂં, તે તું સાંભળ. અહીં પરમેશ્વર, એ જ દહરરૂપે છે. માટે દહરનું જ્યાં નિરૂપણ કરેલ છે, ત્યાંના છેવટના ભાગમાં જે ગતિ તથા શબ્દની યોજના કરી છે, તે પરમેશ્વરનું જ પ્રતિપાદન કરે છે. કારણ કે છાંદોગ્યમાં દહર વચનના છેવટમા કહ્યું છે કે, "इमा सर्वा प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्ति (છાં૦ ૮, ૩, ૨) સુષુપ્તિ અવસ્થામા મનુષ્યો દરરોજ આ દહરાકાશને પ્રાપ્ત થાય છે, છતાં અનૃતવડે આડે રસ્તે દોરવાયાથી તેઓ આ બ્રહ્મલોકને પ્રાપ્ત કરી શકતા નથી." અહીં પ્રકૃત દહરનું બ્રહ્મલોક શબ્દવડે સૂચન કર્યું છે. વળી પ્રજાશબ્દવાચક જીવોની બ્રહ્મ સંબંધી ગતિ નિરૂપણ કરી છે. આ કારણને લીધે દહરને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. તેમ જ દરરોજ જીવોનું સુષુપ્તાવસ્થામાં બ્રહ્મ સંબંધી ગમન બીજી શ્રુતિમા દર્શાવ્યું છે. જેમકે "सता सोम्य तदा सपन्नो भवति(છાં૦ ૬, ૮, ૧) હે સોમ્ય ! સુષુપ્તાવસ્થામાં તે સત્‌ની સાથે જોડાયલો હોય છે." લૌકિક રીતિએ પણ જે ગાઢ નિદ્રાવસ્થાને પામ્યો હોય છે તેના સંબંધમાં કહે છે કે, તે બ્રહ્મીભૂત થયેલ છે અથવા બ્રહ્મને પ્રાપ્ત થયેલ છે. બીજું બ્રહ્મલોક શબ્દ જો કે પ્રકૃત દહરના સંબંધમાં યોજાયેલ છે, છતાં તે શબ્દ જીવનું જે આકાશ, તે ભૂતાકાશરૂપે નથી, એમ જણાવે છે તથા દહરની બ્રહ્મરૂપે સિદ્ધિ કરે છે

શિષ્યઃ—વારૂ, આપણે દહરને બ્રહ્મરૂપે માનીએ, પણ બ્રહ્મલોક શબ્દ કમલાસન અર્થાત્ બ્રહ્માના લોકરૂપે છે, એમ સિદ્ધ થાય તેનું કેમ ?

ગુરુઃ-બ્રહ્મલોક શબ્દની વ્યુત્પત્તિ જો બ્રહ્મનો લોક એમ ષષ્ઠી સમાસ વૃત્તિવડે કરીએ તો તેમ બને. પણ બ્રહ્મલોકની વ્યુત્પત્તિ સમાનાધિકરણવૃત્તિવડે કરવાની છે. જેમકે, ब्रह्म एव लोकः બ્રહ્મલોકઃ, આમ થવાથી પર બ્રહ્મનું જ સૂચન થશે. આજ સુષુપ્તા વસ્થારૂપ બ્રહ્મલોક પ્રતિ ગમન જોવામાં આવે છે. અહીં નિરૂપણ એ કે, બ્રહ્મલોક શબ્દની વ્યુત્પત્તિના સંબંધમાં સમાનાધિકરણ વૃત્તિ લેવી. દરરોજ આ પ્રજાઓ કાર્ય બ્રહ્મલોકરૂપ સત્યલોક પ્રતિ જતી નથી, આ રીતની કલ્પના યોગ્ય છે. (૧૫)

શિષ્યઃ—દહરાકાશ પરમેશ્વર છે, તે સંબંધી બીજો કોઇ હેતુ હોય તો તે કહેશો.

ગુરુ—હા, એને વિશે સર્વનો આશ્રય છે, એમ કહ્યું છે. તેમ જ આ ધારણ કરવાનો મહિમા પરમાત્માનો છે, માટે દહરાકાશ પરમાત્મારૂપે છે. જેમકે,—

## અધિકરણ ૫ મું—સૂત્ર ૧૬ મું.

### દહરાકાશ ધારણકર્તારૂપે.

धृतेश्च महिम्नाऽस्यास्मिन्नुपलब्धेः ॥१६॥

સૂત્રાર્થ—ધૃતિ અર્થાત્ ધારણ કરવારૂપ શક્તિ દહરાકાશની કહી છે. વળી આ ધારણ કરવાનો મહિમા પરમાત્મામાં જ જોવામાં આવે છે. (૧૬)

ટીકાઃ—ગુરુઃ—ધારણ કરવાના કારણને લીધે પરમેશ્વરજ દહરરૂપે કહેવાય છે.

શિષ્યઃ—કેવી રીતે ધારણ કરવાનો ગુણ દહરાકાશમાં છે ?

ગુરુ "दहरोऽस्मिन्नन्तराकाश બ્રહ્મપુરમાં અત્યંત અલ્પ અંતરાકાશ છે." આમ શરૂઆત કર્યા પછી તેને આકાશની ઉપમા આપી છે. ત્યાર બાદ તેને વિશે સર્વનો આધાર છે, એમ કહ્યું છે. પછી તે દહરાકાશ સંબંધી જ આત્મ શબ્દનો પ્રયોગ કર્યો છે તે કોઈપણ પ્રકારના પાપથી રહિત છે, આ રીતના ગુણનો ઉપદેશ કર્યો છે. દહરાકાશના ચાલુ પ્રકરણમાં જ આત્મા વિશે નીચે પ્રમાણે સૂચન કર્યું છે—"अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसंभेदाय અર્થ—વળી જે આત્મા છે તે સેતુરૂપે છે. તે આ સર્વ લોકોના લયમાંથી રક્ષણ કરવા અર્થે આશ્રયરૂપ છે" અહીં વિધૃતિરૂપે આત્મા કહ્યો છે તથા દહરાકાશનું આત્મા શબ્દ સાથે સમાનાધિકરણપણું હોવાથી તે ધારણકર્તારૂપ છે. કારણકે ક્તિચ પ્રત્યયનું વિધાન કર્તારૂપે છે. જેવી રીતે ઉદક પ્રવાહની ધારણકર્તા નહેર ખેતરની સાથે જોડાઈ ન જાય તે માટે હોય છે, તે જ પ્રમાણે આત્મા અધ્યાત્માદિ ભેદથી ભિન્ન લોકના તેમ જ વર્ણાશ્રમ આદિના ધારણ કરનાર સેતુની સાથે મિશ્ર ન થાય તે માટે અર્થાત્ સંકરપણું ન પ્રાપ્ત થાય, તે માટે છે. આજ પ્રમાણે અહીં મૂળ દહરમાં વિધારણના લક્ષણરૂપ મહિમાનું સૂચન કર્યું છે. આ મહિમારૂપે પરમેશ્વર જ છે, એમ બીજી શ્રુતિઓથી પ્રાપ્ત થાય છે જેમકે,

"एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः હે ગાર્ગિ ! એ જ અક્ષર બ્રહ્મની આજ્ઞામાં સૂર્ય તથા ચંદ્ર ધારણ કરાયલા રહે છે." તે જ પ્રમાણે અન્ય સ્થળે નિશ્ચિત પરમેશ્વર સંબંધી નીચે પ્રમાણેનું શ્રુતિવચન છે:-"एष सर्वेश्वर एष भूताधिपतिरेष भूतपाल एष सेतुर्विधरण एषां लोकानामसंभेदाय અર્થ:-એ જ સર્વેશ્વરરૂપે છે, તેજ ભૂતોના પાલકરૂપે છે, તેજ સેતુરૂપે છે. તેજ લોકનું મિશ્રણ ન થાય, માટે આશ્રયરૂપે છે." આ પ્રમાણે ધારણ કરવાના કારણને લીધે દહર એ જ પરમેશ્વરરૂપે છે. (૧૬)

શિષ્ય:-દહરાકાશ પરમેશ્વર છે, તેના સંબંધી બીજું કાંઇ કારણ ?

ગુરૂ:-શ્રુતિમાં આ બાબત પ્રસિદ્ધ છે. આજ હેતુથી નીચલા સૂત્રમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૭ મું. દહરાકાશનું શ્રુતિમાં નિરૂપણ.

प्रसिद्धेश्च ॥१७॥

સૂત્રાર્થ.-દહરાકાશ પરમેશ્વરરૂપે છે, એમ શ્રુતિમાં પ્રસિદ્ધિ છે. (૧૭)

ટીકા:-ગુરૂ:-વળી પરમેશ્વર જ દહરરૂપે છે, જે અંતરાકાશરૂપ છે, એમ કહ્યું છે. આ કારણથી આકાશ શબ્દ પરમેશ્વર વિશે પ્રસિદ્ધ છે. आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता (છા. ૮, ૧૪) सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्ते (છા. ૧, ૯, ૧) ખરેખર જેને આકાશ કહેવામાં આવે છે, તે નામ તથા રૂપવડે બનેલું છે. સર્વ પ્રાણી માત્રની આકાશમાંથી ઉત્પત્તિ છે." આ રીતનો પ્રયોગ જોવામાં આવે છે. જીવવિશે કોઈ સ્થળે આકાશ શબ્દ પ્રયોજાયેલ જોવામાં આવતો નથી. ભૂતાકાશની પ્રસિદ્ધિ આકાશ શબ્દમાં છે. છતાં ઉપમાન ઉપમેય ભાવનો અસંભવ હોવાથી આત્માવડે ભૂતાકાશને ગ્રહણ કરવું, એ યોગ્ય છે. (૧૭)

શિષ્ય-જીવાત્મા તથા પરમાત્મા એકરૂપે છે. હવે દહર પરમેશ્વરરૂપે છે તો પછી જીવાત્મા કેમ દહરરૂપે નહિ કહેવાય ?

ગુરૂ-દહરરૂપે પરમેશ્વર જ કહેવાશે, પણ જીવાત્મા નહિ. આજ હેતુથી વ્યાસે ૧૮ મા સૂત્રની યોજના કરી છે. જેમકે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૮ મું. જીવનો દહરરૂપે અભાવ.

इतरपरामर्शात्स इति चेन्नासंभवात् ॥१८॥

સૂત્રાર્થ:-અન્ય અર્થાત્ જીવનો સમાવેશ થવાથી જીવ દહરરૂપે છે, એમ કોઇ કહે તો તેમ નથી. કારણ કે તે રીતનો અસંભવ છે. (૧૮)

ટીકા:-શિષ્ય:-જો શ્રુતિના છેવટના વચનવડે દહર પરમેશ્વરરૂપે છે, એમ ગ્રહણ કરીએ, તો શ્રુતિમાં કહેવા પ્રમાણે જીવનો પણ સમાવેશ તેમાં થઇ શકે. કહ્યું છે કે, "अथ य एष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरूपं संपद्य स्वेन रूपेणाभिनिष्पद्यत एष आत्मेति

હોવાન્ (છાં૦ ૮, ૩, ૪) જેને આ વિશે શ્રદ્ધા હોય છે, તે આ શરીરમાંથી નિકળી જ્યોતિરૂપને પ્રાપ્ત થાય છે તથા પોતાના રૂપવિશે રહે છે. આ આત્માનું વર્ણન છે. આમ ગુરુએ શિષ્યને કહ્યું." અહીં જે સંપ્રસાદ શબ્દ છે તેનું બીજી શ્રુતિમાં સુષુપ્તાવસ્થારૂપે નિરૂપણ કર્યું છે; જેથી સંપ્રસાદ સુષુપ્તિવાળા જીવને ઉઠાડવા શક્તિમાન્ છે, પણ બીજાને નહિ આ જ રીતે શરીરના આશ્રયવાળા જીવનું શરીરમાથી ઉઠવું સંભવે છે. જેમકે આકાશાશ્રયવાળા વાયુ આદિનું આકાશમાંથી ઉઠવું સંભવે છે. જેવી રીતે પરમેશ્વર સંબંધી આકાશ શબ્દ લૌકિક રીતિએ અદષ્ટ છે તો પણ તેમાં પરમેશ્વરના ગુણનો સમાવેશ થાય છે. જેમકે "आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता આકાશ આત્મારૂપ છે, છતાં નામ તથા રૂપના પ્રકટકર્તારૂપ છે." આ પ્રમાણે હોવા છતા આકાશ પરમેશ્વરરૂપ છે, એમ કહેવાય છે. આ જ રીતે જીવ વિષય પણ થશે. માટે અન્ય એવા જીવનો પરામર્શ થવાથી અંતર રહેલ આકાશ જે દહરરૂપે છે, તે જ જીવરૂપે કહેવાઇ શકે.

ગુરુ–એમ બની શકે નહિ.

શિષ્ય–કેમ ન બની શકે?

ગુરુ–કારણકે અસંભવ છે. બુદ્ધિ આદિ ઉપાધિથી પરિચ્છિન્ન અભિમાની જીવની આકાશ સાથે ઉપમા આપી શકાતી નથી. ઉપાધિ ધર્મને માનનારા જીવના પાપથી રહિતપણાના ધર્મો સંભવતા નથી. પ્રથમ સૂત્રમાં વિસ્તારપૂર્વક આ સંબંધી કહ્યું છે. વધુ શંકાના પરિહાર અર્થે આ સ્થળે વિસ્તાર કર્યો છે. अन्यार्थश्च परामर्शः આ સૂત્રવડે વધુ પરિહાર કરવામા આવશે. (૧૮)

શિષ્ય–દહરાકાશ જીવરૂપે છે, કારણ ઉત્તરના વચનથી એમ સિદ્ધ થાય છે.

ગુરુ–જીવનું સ્વરૂપ આવિર્ભૂત અર્થાત્ પ્રકટરૂપે છે, માટે તે દહરાકાશ રૂપે નથી. જેમકે,–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૯ મું. જીવનું સ્વરૂપ.

उत्तराच्चेदाविर्भूतस्वरूपस्तु ॥ १९ ॥

સૂત્રાર્થ–પાછળના વચનવડે દહરાકાશ જીવરૂપે છે, એમ આશંકા થાય તો તેમ નથી. કારણકે જીવ આવિર્ભૂત અર્થાત્ પ્રગટ સ્વરૂપવાળો છે. (૧૯)

ટીકા–શિષ્ય–અન્યના સમાવેશથી જીવની આશંકા જે ઉત્પન્ન થઈ હતી, તેનું નિરાકરણ અસંભવ શબ્દવડે થયું. હવે મૃતનું અમૃતના સિંચનવડે જાણે ફરીથી ઉઠવુ થયું હોય તેમ બ્રહ્માના છેવટના વચનપરથી જીવ દહરાકાશરૂપ છે, આ રીતની આશંકાનો ફરી ઉદ્ભવ થાય છે. તેમા "य आत्मापहतपाप्मा अर्थ.– જે આત્મા પાપથી રહિત છે." આ રીતે પાપથી રહિત ગુણવાળા આત્મા શોધવા યોગ્ય, જાણવા યોગ્ય છે, એમ પ્રતિજ્ઞ

કરી છે. વળી છાંદોગ્યમાં કહ્યું છે કે, "य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मा ( છાં૦ ૮, ૭, ૪) આંખમાં જે પુરૂષ જોવામાં આવે છે, તે આત્મારૂપ છે." આમ કહી ચક્ષુમાં રહેલ દ્રષ્ટારૂપ જીવનું આત્મારૂપે સૂચન કરે છે."एतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि (છાં. ૮, ૯, ૩) આનું જ હું તને ફરી વ્યાખ્યાન કરીશ." આ રીતનો આત્માનો જ વારંવાર પરામર્શ કર્યો છે. વળી કહ્યું છે કે, "य एष स्वप्ने महीयमानश्चरत्येष आत्मा (છાં. ૮, ૧૦, ૧) સ્વપ્નમાં ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિવડે જે આનંદ અનુભવાય છે, તેનો ભોગવનાર આત્મા છે." તેમ જ तद्यत्रैतत्सुप्तः समस्तः संप्रसन्नः स्वप्नं न विजानात्येष आत्मा સુષુપ્તિ અવસ્થામાં જે પૂર્ણ રીતે નિશ્ચેષ્ટ રહે છે તથા સ્વપ્નમાં કાંઇ પણ જાણતો નથી, તે આત્મારૂપ છે." આ રીતે જીવનીજ અન્ય અવસ્થા પ્રાપ્ત થાય છે, એમ કહ્યું છે. આ આત્માનાજ પાપાદિથી રહિતપણાના ગુણ દર્શાવ્યા છે. જેમકે, "एतदमृतमभयमेतद्ब्रह्म, नाह खल्वयमेवं स प्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि (છાં. ૮, ૧૧, ૧, ૨) આ અવસ્થા અમૃતરૂપે, અભયરૂપે તથા બ્રહ્મરૂપે છે. આપથી નિર્દિષ્ટ થયેલો આત્મા હું આ પ્રકારનો છું; એમ તે પોતે પોતાને જાણતો નથી. આ પંચમહાભૂતો છે, એમ તેને ખબર હોતી નથી." આ રીતે સુષુપ્તાવસ્થામાં દોષનું સૂચન કર્યું છે તથા કહ્યું છે કે, "एतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि नो एवान्यत्रैतस्मात् અર્થ.—આ સંબંધી હું તને ફરી ઉપદેશ કરીશ. આથી અન્યનું નહિ કરૂં." આ રીતની શરૂઆત કરી શરીરની નિંદા કરી છે તથા કહ્યું છે કે, "एष संप्रसादोऽस्माच्छरीरात् समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते स उत्तमः पुरुषः અર્થઃ—પરમ જ્યોતિની પ્રાપ્તિવડે આ પુરૂષ પોતાના મૂળરૂપને ધારણ કરે છે. તે ઉત્તમ પુરૂષ છે." આ રીતે જીવનુંજ શરીરમાંથી નીકળેલ ઉત્તમ પુરૂષરૂપે શ્રુતિ નિરૂપણ કરે છે. માટે પરમેશ્વર સંબંધી ધર્મનો સંભવ જીવમાં છે. આથી "दहरोऽस्मिन्नन्तराकाशः. આમાં દહર અંતરાકાશરૂપે છે." આમ જીવનું જ દહરાકાશરૂપે નિરૂપણ કરેલ છે.

ગુરૂઃ—જો તું આમ કહેતો હોય તો તેના ઉત્તરમાં હું કહું છું કે, જીવ તો પ્રકટ થયેલા સ્વરૂપવાળો છે. અહીં જે તુ શબ્દ છે, તે પૂર્વપક્ષ અર્થાત્ પરમાત્માની સાથે ભેદતા દર્શાવે છે. તેમ જ પાછળના વચનથી પણ અહીં જીવની આશંકાનો સંભવ નથી.

શિષ્યઃ—કેમ સંભવ નથી ?

ગુરૂઃ—કારણ કે પ્રકટ થયેલ સ્વરૂપવાળો જીવ છે, એમ કહ્યું છે. આવિર્ભૂત સ્વરૂપનો અર્થ એ છે કે, જેનું સ્વરૂપ પ્રકટ થયેલ છે. આ આત્માની પૂર્વે થયેલ જે ગતિ છે, તેથી જીવ શબ્દવડે તે આત્માનું નિરૂપણ થાય છે. કહ્યું છે કે, "य एषोऽक्षिणि જે આ આંખમાં છે." આ રીતે શ્રુતિએ આંખમાં રહેલ દ્રષ્ટાનો

નિર્દેશ કર્યો છે. બીજું ઉદશરાવ* બ્રાહ્મણવડે આત્માનો શરીરથી બાધ કર્યો છે. વળી " एतं त्वेव ते આને જ તારા આત્મારૂપે જાણ" આમ વારંવાર આત્માનું જ વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. ત્યાર બાદ તે જ આત્માનું ક્રમે કરી સ્વપ્ન તથા સુષુપ્તરૂપે નિરૂપણ કર્યું છે. ત્યાર બાદ શ્રુતિમાં કહ્યું છે કે, પોતાના રૂપનો સાક્ષાત્કાર કરી આત્મા પોતાના સ્વરૂપને પામે છે. આ રીતે આત્માનું જે પારમાર્થિક સ્વરૂપ પરબ્રહ્મ છે, તે રૂપે કરી જીવનું નિરૂપણ કર્યું છે. પણ જીવરૂપે કરી આત્માનું નિરૂપણ કર્યું નથી. પરમ જ્યોતિને પામવા સંબંધી જે કહેવાયેલ છે, તેથી પરબ્રહ્મ જાણવા. આ જ્યોતિ પાપાદિથી રહિત ગુણવાળું છે. આ જ જીવનું પારમાર્થિક સ્વરૂપ છે. કારણ કે तत्त्वमसि આદિ શાસ્ત્રવડે તેમ કહ્યું છે. ઉપાધિવડે. કલ્પાયેલ પારમાર્થિક સ્વરૂપ છે; બાકી પારમાર્થિક સ્વરૂપ અન્ય કાંઈ નથી. જ્યાં સુધી, સ્થાણુમાં પુરૂષ બુદ્ધિની માફક દ્વૈત લક્ષણવાળી અવિદ્યાનો નાશ થયો નથી, તેમ જ કૂટસ્થરૂપ, નિત્યરૂપ તથા દૃક્ સ્વરૂપ આત્માની 'હું બ્રહ્મરૂપે છું" આ રીતની પ્રતિપત્તિ નથી થઇ, ત્યાં સૂધી જીવનું જીવપણું છે. જ્યારે દેહ, ઇન્દ્રિય, મન તથા બુદ્ધિના સમૂહમાંથી જાગૃત થઇ તને શ્રુતિવડે આત્મજ્ઞાન થાય છે, ત્યારે તું દેહ, ઇન્દ્રિય; મન તથા બુદ્ધિના સમૂહરૂપે નથી, તેમજ સંસારીરૂપે પણ તું નથી.

* ઉદશરાવ બ્રાહ્મણઃ—જળથી ભરેલા પાત્રમાં પ્રતિબિંબાત્મારૂપ દેહને જોઇ જે નહિ જાણવામાં આવેલું હોય તે જણાવવું.

શિષ્યઃ—દેહ, બુદ્ધિ આદિના સમૂહરૂપે હું ન હોઉં ત્યારે કેવા પ્રકારનો હોઉં?

ગુરૂઃ—તે સમયે જે સત્યરૂપ છે, તેજ તારા આત્મારૂપ છે. તું ચૈતન્યમાત્ર સ્વરૂપે છે. તું તે છે. આ રીતે કૂટસ્થ, નિત્ય, તથા દૃક્ સ્વરૂપ આત્માનો બોધ થાય છે. તે સમયે આ શરીરાદિ અભિમાનથી તું જાગ્રત થાય છે. તેજ જીવાત્મા કૂટસ્થ તથા નિત્ય દૃક્ સ્વરૂપ આત્મારૂપે થાય છે. જેમકે કહ્યું છે કે, "स यो ह वै तत्परम ब्रह्म वेद ब्रह्मैव भवति (મું ૩, ૨, ૯) જે કોઈ આ પરમ બ્રહ્મને ઓળખે છે, તે બ્રહ્મરૂપ થાય છે." આ જ જીવનું પારમાર્થિક સ્વરૂપ છે કે, જ્યારે શરીરમાંથી ઉઠી, તે પોતાના મૂળ સ્વરૂપને પામે છે.

શિષ્યઃ—પોતાનું રૂપ પોતાવડે પ્રાપ્ત થાય છે, આમ કૂટસ્થ તથા નિત્ય સ્વરૂપ આત્માનો સંભવ કેવી રીતે હોઇ શકે? સુવર્ણ આદિમાં બીજી કોઇ ધાતુનો મેળાપ થવાથી તેના સાધારણ સ્વરૂપનો નાશ થાય છે. પણ જ્યારે ક્ષાર નાખી તેનું શોધન કરવામાં આવે છે, ત્યારે સુવર્ણ પોતાના મૂળ સ્વરૂપને પામે છે વળી દિવસે અભિભવ પામેલ પ્રકાશવાળા નક્ષત્રોનો અભિભવ કરનાર સૂર્યનો વિયોગ થવાથી રાત્રિ વિશે પોતાના સ્વરૂપની પ્રાપ્તિ થાય છે પણ નિત્ય આત્મ ચૈતન્યરૂપ જ્યોતિનો કોઇ પણ

વસ્તુથી પરભવ પામવો સંભવિત નથી કારણ કે આત્મા આકાશની માફક નિર્લેપ છે તથા જે જોવામાં આવે છે, તેની સાથે વિરોધ આવે છે. તો પછી આત્માનું આ શરીરમાંથી ઉત્થાન થવું કેવી રીતે સંભવે ? તેમ જ આત્માની પોતામા સ્વરૂપવડે પ્રાપ્તિ કેવી રીતે હોઇ શકે ?

ગુરુ–વિવેકરૂપ જ્ઞાનની ઉત્પત્તિ પહેલાં શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વિષયના જ્ઞાનરૂપ ઉપાધિવડે જાણે વિવેકથી રહિત હોય, તેમ જીવ જ્યોતિ સ્વરૂપે છે, છતાં તે દષ્ટિ આદિરૂપે થાય છે. દાખલા તરીકે શુદ્ધ સ્ફટિકનું સ્વરૂપ સ્વચ્છ તથા શ્વેત હોય છે. પણ રક્ત તથા નીલ આદિ ઉપાધિને લીધે મૂળ સ્વરૂપ નહી જાણતા હોઇએ ત્યારે ભિન્ન સ્વરૂપે માલમ પડે છે. સ્ફટિક સ્વચ્છ તથા શુકલ વર્ણવાળો પ્રથમથી હોય છે, છતાં પ્રમાણ જન્ય જ્ઞાનની પ્રાપ્તિવડે અન્ય સ્વરૂપે જણાતા સ્ફટિક મણિની સ્વચ્છ તથા શુકલ સ્વરૂપે પ્રાપ્તિ થાય છે. તેજ પ્રમાણે જીવ જો કે દેહાદિ ઉપાધિને લીધે વિવેકથી રહિત હોય છે, છતાં શ્રુતિવડે વિવેકરૂપ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે જીવનું શરીરમાંથી નીકળવું અર્થાત્ શરીરોપાધિમા અનાસક્તિ થાય છે; પોતાના સ્વરૂપને પામવુ તથા કેવળ આત્મસ્વરૂપને જાણવુ, એનો અર્થ એ કે વિવેકરૂપી વિજ્ઞાનના ફળની પ્રાપ્તિ થવી. આ પ્રમાણે વિવેક તથા અવિવેકને લઇને જ આત્માનું અશરીરપણું તથા સશરીરપણું કહેવાયલું છે. શ્રુતિમાં કહ્યું છે કે "अशरीरं शरीरेषु (ક્ર૧, ૨, ૨૨) શરીરોમાં શરીરથી રહિતરૂપે" તેમજ ગીતામાં કહ્યું છે કે, "शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते આત્મા શરીરને વિશે સ્થિતિ કરનારો છે, છતા હે કૌન્તેય ! તે કાંઇ પણ કરતો નથી, તેમજ તેને કશાનું લેપન હોતું નથી " આ પ્રમાણે સશરીર તથા અશરીરપણાનો ભાવ સ્મૃતિમાં પણ નિરૂપિત કરેલ છે, માટે આત્માને વિવેક વિજ્ઞાનનો જ્યાં સૂધી અભાવ હોય છે, ત્યા સૂધી તે અપ્રકટ સ્વરૂપવાળો કહેવાય છે તથા વિવેકરૂપ વિજ્ઞાનની પ્રાપ્તિ થવાથી આત્મા પ્રકટ સ્વરૂપવાળો અર્થાત્ પોતાના મૂળ સ્વરૂપવાળો કહેવાય છે. આથી જરા પણ ભિન્ન જીવ સ્વરૂપને આવિર્ભાવનો તેમજ તિરોભાવનો સંભવ હોતો નથી. આ રીતે જીવ તથા પરમેશ્વરનો ભેદ મિથ્યા જ્ઞાનથી થયેલ છે, પણ વાસ્તવિક રીતિએ નથી. કારણ કે આકાશની માફક આત્મા અસંગરૂપે છે.

શિષ્ય –આત્મા અસંગ અર્થાત્ કોઇ પણ પ્રકારના સંગથી રહિત છે, તે કેવી રીતે જણાઇ શકે ? કારણ કે "य एषोऽक्षिणि पुरुषो दृश्यते આંખમા જે પુરૂષ જોવામાં આવે છે તે આત્મારૂપે છે." આ રીતનો શ્રુતિનો ઉપદેશ છે. ત્યારબાદ શ્રુતિનો ઉપદેશ છે કે, "एतदमृतमभयमेतद्ब्रह्म અર્થ – આ આત્મા અમૃતરૂપે, અભયરૂપે તેમજ બ્રહ્મરૂપે છે." આ રીતે આત્માનો ઉપદેશ છે.

ગુરુઃ—જે આંખમાં રહેલ પ્રસિદ્ધ દ્રષ્ટાને દ્રષ્ટારૂપે માનવામાં આવે છે, તે અમૃત તથા અભય લક્ષણરૂપ બ્રહ્મથી અન્ય હોય તો તેનો અમૃત તથા અભયરૂપ બ્રહ્મની સાથે સમાનાધિકરણ થઈ શકે નહિ. વળી આંખવડે નિરૂપિત છાયાત્માનો નિર્દેશ નથી. જો તેમ હોય તો પ્રજાપતિનું બોલવું મિથ્યા છે, એમ થશે. તેમજ બીજા પર્યાયમાં પણ "य एष स्वप्ने महीयमानश्चरति જે આત્મા સ્વપ્નમાં સ્ત્રી પુત્રાદિથી સેવા કરાયલો જાણે ફરે છે." પ્રથમ પર્યાયમાં સૂચવેલ દ્રષ્ટારૂપ અક્ષિસ્થ પુરૂષથી અન્યનું નિરૂપણ નથી. કારણ કે ત્યાં ઉપક્રમમાં કહ્યું છે કે, "एत त्त्वे ते भूयोऽनुव्याख्यास्यामि આનું હું તને ફરી વ્યાખ્યાન કરીશ." કેમકે મેં આજે સ્વપ્નમાં હાથી જોયો, પણ હમણાં તે હું જોઇ શકતો નથી. આ રીતે સ્વપ્નમાં જે વસ્તુ જોયલી હોય છે, તેનો જાગૃતાવસ્થામાં નિષેધ કરે છે હવે દ્રષ્ટા તો એકનો એક જ હોય છે, કે જે એમ જાણે છે કે, મેં સ્વપ્ન જોયું, તે જ જાગ્રત અવસ્થામાં જુવે છે. વળી તૃતીય પર્યાય એ છે કે, "नहि खल्वयमेव सम्प्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि અર્થઃ—હું કોણ છું, તે ખરેખર હું પોતે જ જાણતો નથી. આ સુષુપ્તાવસ્થામાં આ પંચ મહાભૂતો છે, તે દ્રષ્ટા આત્માને ખબર હોતી નથી." આ પ્રમાણે . સુષુપ્તાવસ્થામાં વિશેષવિજ્ઞાનનો અભાવ સૂચવે છે, પણ વિજ્ઞાતાનો પ્રતિષેધ નથી. ત્યાં જે એમ કહ્યું છે કે, "તેનો વિનાશ નથી, છતાં જાણે તે વિનાશને પામ્યો હોય, એમ લાગે છે." આ જે કહ્યું છે તે એટલા માટે કે, વિશેષ વિજ્ઞાનનો નાશ હોય છે, પણ વિજ્ઞાતાનો વિનાશ થાય છે, એ અભિપ્રાય નથી. કારણ કે બીજી શ્રુતિમાં કહ્યું છે કે, "नहि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात् જ્ઞાતારૂપ આત્માની જ્ઞાનશક્તિનો કદી પણ નાશ થતો નથી. કારણ કે આત્મા નાશથી રહિત છે." વળી ચોથા પર્યાયમા કહ્યું છે કે, "एत त्त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि नो एवान्यत्रैतस्मात् અર્થઃ—આનું જ હું તને ફરી વ્યાખ્યાન કરીશ, પણ બીજાનું નહિ." આમ કહ્યા પછી કહ્યું છે કે, "मघवन् मर्त्यं वा इदं शरीरम् હે । મઘવન્! આ શરીર મર્ત્યરૂપે છે." ઇત્યાદિ વિસ્તાર કરવાથી શરીરાદિ ઉપાધિસંબંધનું વ્યાખ્યાન કરેલ છે તથા તે જીવનું નિરૂપણ સંપ્રસાદ* શબ્દવડે કરેલ છે તથા કહ્યું છે કે, આત્મા પોતાના મૂળ સ્વરૂપને પામે છે. આ રીતે આત્માનું નિરૂપણ બ્રહ્મસ્વરૂપે કર્યું છે. પણ શ્રુતિ અમૃત તથા અભયરૂપ પરબ્રહ્મથી ભિન્નરૂપે જીવનું નિરૂપણ કરતી નથી. કેટલાક એમ કલ્પના કરે છે કે, પરમાત્માના નિરૂપણમાં "આ પરમાત્માનું જ હું તને વ્યાખ્યાન કરીશ," એમ જીવના નિરૂપણને ખોટું માને છે તથા एतं શબ્દવડે પાપાદિ ગુણથી રહિત આત્માનું જ નિરૂપણ કરેલ છે તથા તે આત્માનું હું તને ફરી

* "सम्यक् प्रकारेण प्रसीदतीति सम्प्रसादः જેનું સ્વરૂપ પૂર્ણપણે આનંદરૂપે છે, તે સંપ્રસાદ કહેવાય છે.

વ્યાખ્યાન કરીશ, આમ માનનારાના મત પ્રમાણે एतम् સર્વનામ, જે સમીપવર્તી વસ્તુનું સૂચન કરે છે, તે સર્વનામ દૂરની વસ્તુને લાગુ પડે છે, એમ થાય છે તથા શ્રુતિમા જે ભૂયઃ (વારંવાર) શબ્દ વાપર્યો છે, તેમાં બાધ આવે છે. કારણ કે એક પર્યાયનું અભિધાન કર્યા પછી બીજા પર્યાયનું અભિધાન થાય નહિ. બીજું एत त्वेव તે આ રીતની પ્રતિજ્ઞા કરી ચોથા પર્યાયની પૂર્વે ભિન્નભિન્નરૂપે નિરૂપણ કરતા પ્રજાપતિનું વંચકપણું સિદ્ધ થશે. માટે અવિદ્યાવડે સ્થાપિત થયેલ જીવનું સ્વરૂપ અપારમાર્થિક છે. આ સ્વરૂપ કર્તા, ભોક્તા રાગ દ્વેષાદિ દોષવડે કલુષિત છે તથા અનેક અનર્થને ઉત્પન્ન કરવાવાળું છે. પણ જ્યારે અવિદ્યાનો લય થાય છે ત્યારે વિદ્યાવડે તેથી વિપરીત પાપાદિ ગુણના નાશ રહિત પરમેશ્વરના સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. દૃષ્ટાંત તરીકે સર્પનો લય થયે રજ્જુ આદિનું જ્ઞાન થાય છે. કેટલાક તો જીવનું રૂપ પારમાર્થિક જ છે એમ માને છે તથા કેટલાક, અમે કહીએ છીએ, તે પ્રમાણે જીવાત્માનું સ્વરૂપ માને છે. આ શારીરક મહાભાષ્ય રચવાનું કારણ એ કે, આત્માનું સમ્યક્ પ્રકારે જ્ઞાન થાય તથા તેમાં જે વિરોધતા હોય, તેનો નાશ થાય. પરમેશ્વર એકરૂપે, કૂટસ્થરૂપે તથા નિત્યરૂપે છે. વિજ્ઞાનસ્વરૂપ પ્રજાપતિનું અવિદ્યારૂપ માયાને લીધે માયાવીની માફક અનેક પ્રકારનાં સ્વરૂપો થાય છે. પણ ખરૂં જોતાં પ્રજાપતિનું ભિન્નસ્વરૂપ નથી. "नासम्भवात् (બ્ર૦ સૂ૦ ૧, ૩, ૧૮) અસંભવ હોવાથી દહર જીવરૂપે નથી," આ રીતે સૂત્રકારે પરમેશ્વરના વિષયમાં જીવાત્માનો પ્રતિષેધ કર્યો છે. આમ કહેવાનું કારણ એ છે કે, પરમાત્માનું સ્વરૂપ નિત્ય, શુદ્ધ, મુક્ત સ્વભાવવાળું, કૂટસ્થરૂપે, નિત્યરૂપે, એકરૂપે તથા અસંગરૂપે છે. જીવનું સ્વરૂપ આથી વિપરીત રૂપે છે. જેમ આકાશવિશે તલમળાદિની કલ્પના થાય છે, તેમ જીવને વિશે છે.

આ કલ્પનાનો અંત આત્મા એકરૂપે છે, એ રીતને પ્રતિપાદન કરનારાં વચનવડે તેમ જ દ્વૈતનો પ્રતિષેધ કરનારાં વચનવડે થાય છે. આવા જ હેતુને લઇ પરમાત્માનું જીવથી ભિન્નપણું દઢ કરેલ છે. ખરું જોતાં પરબ્રહ્મથી જીવનું અન્યપણું પ્રતિપાદન કરવાની શ્રુતિ ઇચ્છા કરતી નથી. પણ શ્રુતિ એમ કહે છે કે, પરમાત્માથી જીવાત્માનો ભેદ અવિદ્યાના યોગે કલ્પાયલો છે. આ જ કારણને લીધે સ્વાભાવિક કર્તા ભોક્તાત્મક કર્મ વિધિઓની પ્રવૃત્તિ થયેલ છે, જેથી તેમાં કોઇ રીતનો વિરોધ આવતો નથી, એમ માનવામાં આવે છે. આખરે છેવટની પ્રાપ્તિ રૂપ શાસ્ત્રાર્થ તો આત્માનું એકપણું દર્શાવે છે. બ્રહ્મસૂત્રના ૧ લા અધ્યાયના પ્રથમ પાદના ૩૦મા સૂત્રમાં કહ્યું છે કે, શાસ્ત્ર દૃષ્ટિવડે ઉપદેશ વામદેવની માફક છે. "અહીં કર્મવિધિનો

વિરોધ તેમજ પરિહાર વિદ્વાનના ભેદ-વડે વર્ણવેલો છે.' (૧૯).

આ ૧૯મા સૂત્રમા ઇન્દ્ર વિરોચન તથા બ્રહ્માના વિવાદ સબધી નિરૂપણ છે. આ સબધી પૂર્ણજ્ઞાન થવા નીચે પ્રમાણે તે આખ્યાયિકા આપી છે –પ્રજાપતિએ કહ્યું કે, "આત્મા પાપથી રહિત છે. તે વિજરરૂપ, વિમૃત્યુરૂપ તથા શોકથી રહિતરૂપે છે તે અશન તથા પિપાસાથી રહિત છે. તે સત્ય કામરૂપ તથા સત્ય સકલ્પરૂપ છે આ આત્માને શોધવો જોઇએ તથા તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ. જે આત્માનુ આ રીતે જ્ઞાન મેળવી તેને ઓળખે છે, તે પોતાના સર્વ કામોને પૂરા પાડે છે તથા સર્વ લોકને મેળવે છે" દેવોએ તથા અસુરોએ જાણ્યું કે સર્વ લોક તથા સર્વ કામની પ્રાપ્તિ આત્માજ્ઞાનથી થાય છે. આમ વિચારી દેવોમાથી ઇન્દ્ર તથા અસુરોમાંથી વિરોચન તૈયાર થઈ ગયા તથા હાથમા સમિધ્ લઇ ગુરૂ પ્રજાપતિ પાસે ગયા. તેઓ ૩૨ વર્ષ પર્યંત બ્રહ્મચારી તરીકે રહ્યા. ત્યાર પછી પ્રજાપતિએ તેઓને કહ્યું, કઈ ઇચ્છાને લીધે તમો અહીં આવ્યા છો? તેઓએ જવાબ આપ્યો, આત્મજ્ઞાનવડે સર્વ લોક તથા સર્વ કામની પ્રાપ્તિ થાય છે. આ રીતના આપના વચનને જાણવાની ઇચ્છાથી અમે અહીં આવ્યા છીએ. પ્રજાપતિએ કહ્યુ; જે પુરૂષને યોગી પોતાના ચક્ષુ વિશે જૂવે છે, તે જ આત્મા છે. છાયા જે જળ વિશે જોવામા આવે છે તથા દર્પણમા જે પ્રતિબિબ જોવામાં આવે છે તે આત્મા છે. પછી તેઓએ જળમા પોતાના શરીરના પ્રતિબિબને જોયું. પછી અલંકાર પહેરી જળમા જોયું.પ્રજાપતિએ પૂછ્યુ; તમે જળમા શુ જોયું? તેઓએ કહ્યુ કે, એકવાર અલંકાર રહિત અમારા શરીરને જોયું તથા બીજીવાર અલંકારયુક્ત જોયું. પ્રજાપતિએ કહ્યુ કે એ જ આત્મા છે. આ ઉપદેશને સાભળી તે જ ઉપદેશ વિરોચને અસુરોને કહ્યો તથા કહ્યું કે શરીર એ જ આત્મા છે, માટે શરીરની સેવા કરવી જોઇએ. ઇન્દ્રે દેવો પાસે જતા પહેલા વિચાર કર્યો કે, શરીર નાશવાન્ હોવાથી છાયા નાશવાન્ છે. આથી આત્મા નાશવાન્ થશે. તે પાછો બ્રહ્મા પાસે ગયો તથા કહ્યુ કે, આપના ઉપદેશ પ્રમાણે આત્મા નાશવાન્ ઠરશે. બ્રહ્માએ તેને બીજાં ૩૨ વર્ષ બ્રહ્મચર્ય પાળવા કહ્યું. આ રીતે બ્રહ્મચર્ય પાળ્યા પછી ઉપદેશ કર્યો કે, સ્વપ્નમાં જે આનંદ અનુભવાય છે, તેનો ભોગવનાર આત્મા છે. દેવોની પાસે જતા પહેલા ઇન્દ્રે વિચાર કર્યો કે, શરીર વિકારવાળું છે. વળી સ્વપ્નમાં દ્રષ્ટા આત્મા નાસ પામતો હોય એમ લાગે છે. તો પછી તે આત્મા કેવી રીતે હોઇ શકે? ફરી તે બ્રહ્મા પાસે ગયો. બ્રહ્માએ તેને બીજા ૩૨ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાનુ કહ્યું. ત્યાર પછી ઉપદેશ આપ્યો કે, સુષુપ્તિમા જે પૂર્ણ રીતે નિશ્ચેષ્ટ રહે છે, તે આત્મા છે. ઇન્દ્રને દેવો પાસે જતા પહેલા પાછો વિચાર થયો કે, સુષુપ્તિમા દ્રષ્ટા આત્માને કોઇ રીતની ખબર હોતી નથી. તે જાણે વિનાશને પામ્યો હોય એમ લાગે છે. માટે તે આત્મા હોઇ શકે નહિ. આથી તે ફરી બ્રહ્મા પાસે ગયો. બ્રહ્માએ બીજાં પાચ વર્ષ બ્રહ્મચર્ય પળાવ્યા પછી ઉપદેશ કર્યો કે, ખરેખર શરીર મર્ત્ય છે. વળી અશરીરવાન્ આત્માને પ્રિયાપ્રિય વસ્તુઓ સ્પર્શ કરી શકતી નથી

શિષ્યઃ–જીવનો પરામર્શ કેવી રીતે કરવો?

ગુરુઃ–આ જીવ છે, આ રીતનો અભિપ્રાય અન્ય કારણને લીધે છે. આ જ હેતુથી ૨૦ મા સૂત્રમાં કહ્યું છે કે;–

વ્યાખ્યાન કરીશ, આમ માનનારાના મત પ્રમાણે एतम् સર્વનામ, જે સમીપવર્તી વસ્તુનું સૂચન કરે છે, તે સર્વનામ દૂરની વસ્તુને લાગુ પડે છે, એમ થાય છે તથા શ્રુતિમાં જે ભૂયઃ (વારંવાર) શબ્દ વાપર્યો છે, તેમાં બાધ આવે છે. કારણ કે એક પર્યાયનું અભિધાન કર્યા પછી બીજા પર્યાયનું અભિધાન થાય નહિ. બીજું एत त्वेव તે આ રીતની પ્રતિજ્ઞા કરી ચોથા પર્યાયની પૂર્વે ભિન્નભિન્નરૂપે નિરૂપણ કરતા પ્રજાપતિનું વંચકપણું સિદ્ધ થશે. માટે અવિદ્યાવડે સ્થાપિત થયેલ જીવનું સ્વરૂપ અપારમાર્થિક છે. આ સ્વરૂપ કર્તા, ભોક્તા રાગ દ્વેષાદિ દોષવડે કલુષિત છે તથા અનેક અનર્થને ઉત્પન્ન કરવાવાળું છે. પણ જ્યારે અવિદ્યાનો લય થાય છે ત્યારે વિદ્યાવડે તેથી વિપરીત પાપાદિ ગુણના નાશ રહિત પરમેશ્વરના સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. દૃષ્ટાંત તરીકે સર્પનો લય થયે રજ્જુ આદિનું જ્ઞાન થાય છે. કેટલાક તો જીવનું રૂપ પારમાર્થિક જ છે એમ માને છે તથા કેટલાક, અમે કહીએ છીએ, તે પ્રમાણે જીવાત્માનું સ્વરૂપ માને છે. આ શારીરક મહાભાષ્ય રચવાનું કારણ એ કે, આત્માનું સમ્યક્ પ્રકારે જ્ઞાન થાય તથા તેમાં જે વિરોધતા હોય, તેનો નાશ થાય. પરમેશ્વર એકરૂપે, કૂટસ્થરૂપે તથા નિત્યરૂપે છે. વિજ્ઞાનસ્વરૂપ પ્રજાપતિનું અવિદ્યારૂપ માયાને લીધે માયાવીની માફક અનેક પ્રકારનાં સ્વરૂપો થાય છે. પણ ખરૂં જોતાં પ્રજાપતિનું ભિન્નસ્વરૂપ નથી. "नासंभवात् (બ્ર૦ સૂ૦ ૧, ૩, ૧૮) અસંભવ હોવાથી દહર જીવરૂપે નથી," આ રીતે સૂત્રકારે પરમેશ્વરના વિષયમાં જીવાત્માનો પ્રતિષેધ કર્યો છે. આમ કહેવાનું કારણ એ છે કે, પરમાત્માનું સ્વરૂપ નિત્ય, શુદ્ધ, મુક્ત સ્વભાવવાળું, કૂટસ્થરૂપે, નિત્યરૂપે, એકરૂપે તથા અસંગરૂપે છે. જીવનું સ્વરૂપ આથી વિપરીત રૂપે છે. જેમ આકાશવિશે તલમળાદિની કલ્પના થાય છે, તેમ જીવને વિશે છે.

આ કલ્પનાનો અંત આત્મા એકરૂપે છે, એ રીતને પ્રતિપાદન કરનારાં વચનવડે તેમ જ દ્વૈતનો પ્રતિષેધ કરનારાં વચનવડે થાય છે. આવા જ હેતુને લઇ પરમાત્માનું જીવથી ભિન્નપણું દઢ કરેલ છે. ખરું જોતાં પરબ્રહ્મથી જીવનું અન્યપણું પ્રતિપાદન કરવાની શ્રુતિ ઇચ્છા કરતી નથી. પણ શ્રુતિ એમ કહે છે કે, પરમાત્માથી જીવાત્માનો ભેદ અવિદ્યાના યોગે કલ્પાયલો છે. આ જ કારણને લીધે સ્વાભાવિક કર્તા ભોક્તાત્મક કર્મવિધિઓની પ્રવૃત્તિ થયેલ છે, જેથી તેમાં કોઇ રીતનો વિરોધ આવતો નથી, એમ માનવામાં આવે છે. આખરે છેવટની પ્રાપ્તિ રૂપ શાસ્ત્રાર્થ તો આત્માનું એકપણું દર્શાવે છે. બ્રહ્મસૂત્રના ૧ લા અધ્યાયના પ્રથમ પાદના ૩૦મા સૂત્રમાં કહ્યું છે કે, શાસ્ત્ર દષ્ટિવડે ઉપદેશ વામદેવની માફક છે." અહીં કર્મવિધિનો

વિરોધ તેમજ પરિહાર વિદ્વાનના ભેદ-વડે વર્ણવેલો છે. (૧૯).

શિષ્યઃ–જીવનો પરામર્શ કેવી રીતે કરવો ?

ગુરુઃ–આ જીવ છે, આ રીતનો અભિપ્રાય અન્ય કારણને લીધે છે. આ જ હેતુથી ૨૦ મા સૂત્રમાં કહ્યું છે કે;–

આ ૧૯મા સૂત્રમા ઇન્દ્ર વિરોચન તથા બ્રહ્માના વિવાદ સબંધી નિરૂપણ છે. આ સબંધી પૂર્ણજ્ઞાન થવા નીચે પ્રમાણે તે આખ્યાયિકા આપી છે –પ્રજાપતિએ કહ્યુ કે, "આત્મા પાપથી રહિત છે. તે વિજરરૂપ, વિમૃત્યુરૂપ તથા શોકથી રહિતરૂપે છે તે અશન તથા પિપાસાથી રહિત છે. તે સત્ય કામરૂપ તથા સત્ય સકલ્પરૂપ છે આ આત્માને શોધવો જોઇએ તથા તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ. જે આત્માનુ આ રીતે જ્ઞાન મેળવી તેને ઓળખે છે, તે પોતાના સર્વ કામોને પૂર્ણ પાડે છે તથા સર્વ લોકને મેળવે છે" દેવોએ તથા અસુરોએ જાણ્યું કે સર્વ લોક તથા સર્વ કામની પ્રાપ્તિ આત્મજ્ઞાનથી થાય છે. આમ વિચારી દેવોમાથી ઇન્દ્ર તથા અસુરોમાથી વિરોચન તૈયાર થઈ ગયા તથા હાથમા સમિધ્ લઇ ગુરુ પ્રજાપતિ પાસે ગયા. તેઓ ૩૨ વર્ષ પર્યંત બ્રહ્મચારી તરીકે રહ્યા. ત્યાર પછી પ્રજાપતિએ તેઓને કહ્યું, કઈ ઇચ્છાને લીધે તમો અહીં આવ્યા છો ? તેઓએ જવાબ આપ્યો, આત્મજ્ઞાનવડે સર્વ લોક તથા સર્વ કામની પ્રાપ્તિ થાય છે. આ રીતના આપના વચનને જાણવાની ઇચ્છાથી અમે અહીં આવ્યા છીએ. પ્રજાપતિએ કહ્યુ; જે પુરૂષને યોગી પોતાના ચક્ષુ વિશે જૂવે છે, તે જ આત્મા છે. છાયા જે જળ વિશે જોવામા આવે છે તથા દર્પણમા જે પ્રતિબિબ જોવામા આવે છે તે આત્મા છે. પછી તેઓએ જળમા પોતાના શરીરના પ્રતિબિંબને જોયું. પછી અલંકાર પહેરી જળમા જોયુ. પ્રજાપતિએ પૂછ્યુ; તમે જળમાં શુ જોયુ ? તેઓએ કહ્યુ કે, એકવાર અલકાર રહિત અમારા શરીરને જોયું તથા બીજીવાર અલકારયુક્ત જોયુ. પ્રજાપતિએ કહ્યું કે એ જ આત્મા છે. આ ઉપદેશને સાંભળી તે જ ઉપદેશ વિરોચને અસુરોને કહ્યો તથા કહ્યુ કે શરીર એ જ આત્મા છે, માટે શરીરની સેવા કરવી જોઇએ. ઇન્દ્રે દેવો પાસે જતા પહેલા વિચાર કર્યો કે, શરીર નાશવાન્ હોવાથી છાયા નાશવાન્ છે. આથી આત્મા નાશવાન્ થશે. તે પાછો બ્રહ્મા પાસે ગયો તથા કહ્યુ કે, આપના ઉપદેશ પ્રમાણે આત્મા નાશવાન્ ઠરશે. બ્રહ્માએ તેને બીજાં ૩૨ વર્ષ બ્રહ્મચર્ય પાળવા કહ્યું. આ રીતે બ્રહ્મચર્ય પાળ્યા પછી ઉપદેશ કર્યો કે, સ્વપ્નમાં જે આનંદ અનુભવાય છે, તેનો ભોગવનાર આત્મા છે. દેવોની પાસે જતા પહેલા ઇન્દ્રે વિચાર કર્યો કે, શરીર વિકારવાળું છે. વળી સ્વપ્નમાં દ્રષ્ટા આત્મા નાશ પામતો હોય એમ લાગે છે. તો પછી તે આત્મા કેવી રીતે હોઇ શકે? ફરી તે બ્રહ્મા પાસે ગયો. બ્રહ્માએ તેને બીજાં ૩૨ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાનુ કહ્યુ. ત્યાર પછી ઉપદેશ આપ્યો કે, સુષુપ્તિમા જે પૂર્ણ રીતે નિશ્ચેષ્ટ રહે છે, તે આત્મા છે. ઇન્દ્રને દેવો પાસે જતા પહેલા પાછો વિચાર થયો કે, સુષુપ્તિમા દ્રષ્ટા આત્માને કોઇ રીતની ખબર હોતી નથી. તે જાણે વિનાશને પામ્યો હોય એમ લાગે છે માટે તે આત્મા હોઇ શકે નહિ. આથી તે ફરી બ્રહ્મા પાસે ગયો. બ્રહ્માએ બીજાં પાચ વર્ષ બ્રહ્મચર્ય પળાવ્યા પછી ઉપદેશ કર્યો કે, ખરેખર શરીર મર્ત્ય છે. વળી અશરીરવાન્ આત્માને પ્રિયાપ્રિય વસ્તુઓ સ્પર્શ કરી શકતી નથી.

## અધિકરણ ૫ મું-સૂત્ર ૨૦ મું.

### જીવભાવ ક્યારે ટળે?

अन्यार्थश्च परामर्शः ॥ २० ॥

સૂત્રાર્થ -જીવભાવનો પરામર્શ અન્ય અભિપ્રાયને લીધે છે (૨૦)

ટીકા-શિષ્ય -દહરોપાસનાના છેવટના વચનમા જીવનો જે પરામર્શ નિરૂપણ કરેલ છે, જેમકે, " अथ य एष सम्प्रसाद અર્થ -જે આ સમ્યક્ પ્રકારે આનંદ સ્વરૂપે છે " તે પરામર્શ, જો દહરને પરમેશ્વરસ્વરૂપે માનીએ તો પછી, જીવની ઉપાસનાનો ઉપદેશ કરતો નથી, તેમ જ મૂળ પ્રકૃત અર્થાત્ દહરાકાશનો ઉપદેશ કરતો નથી, આમ થવાથી તે ઉપદેશ નિરર્થક છે, એમ પ્રાપ્ત થાય છે.

નાડીને વિશે ફરી અનુભવ લે છે જ્યારે આ રીતે ફરવાથી થાકી જાય છે ત્યારે તે શરણને મેળવવાની ઇચ્છા કરે છે. પછી શરીરના અભિમાનવાળા બેઉ રૂપમાથી ઉત્થાનને પામે છે તથા સુષુપ્તાવસ્થારૂપ ત્રીજી અવસ્થાને પામે છે આ સમયે પરમ જ્યોતિસ્વરૂપ તથા આકાશસ્વરૂપ બ્રહ્મને તે પામે છે તે સમયે કોઇપણ પ્રકારના ચેતનત્વનો અભાવ થાય છે તથા પોતાના મૂળ સ્વરૂપની તેને પ્રાપ્તિ થાય છે આ આત્માનુ પ્રાપ્ત થવા યોગ્ય પરંજ્યોતિ છે, કે જેવડે તે પોતાના સ્વરૂપે કરી અભિવ્યક્ત થાય છે આ જ આત્મા પાપાદિ ગુણથી રહિત તથા ઉપાસ્યરૂપે છે. આ રીતનો અભિપ્રાય છે જીવને પરમેશ્વરરૂપે માનનારને પણ જીવનો આ પરામર્શ ઉચિત

## અધિકરણ ૫ મું-સૂત્ર ૨૧ મું.

### અંતરાકાશનું અલ્પપણું.

अल्पश्रुतेरिति चेत् तदुक्तम् ॥२१॥

સૂત્રાર્થઃ-અંતરાકાશ અલ્પ છે, આ રીતની શ્રુતિ હોવાથી દહરાકાશ પરમેશ્વર નથી, આમ જો તમે કહેશો તો તેનો પરિહાર કહેવામાં આવ્યો છે. (૨૧)

ટીકાઃ-શિષ્યઃ-"दहरोऽस्मिन्नन्तराकाश. આમાં અંતરાકાશ અલ્પરૂપે છે." આ પ્રમાણે શ્રુતિમાં આકાશનું અલ્પપણું સૂચવ્યું છે. માટે તે પરમેશ્વરરૂપે હોઇ શકે નહિ. વળી એમ કલ્પના કરી છે કે, જીવનું અલ્પપણું આરાના અગ્ર ભાગના સરખું છે. માટે આનું નિરાકરણ કરવું જોઇએ.

ગુરુઃ-આનું નિરાકરણ હું કહું, તે તું સાંભળ. પરમેશ્વરનું અલ્પપણું કોઈ અમુક પ્રકારની અપેક્ષાને લીધે કહ્યું છે. જેમકે બ્રહ્મસૂત્રના ૧ લા અધ્યાયના ૨ જા પાદના ૭ મા સૂત્રમાં કહ્યું છે કે 'अर्भकौकस्त्वात्तद्व्यपदेशाच्च नेतिचेन्न निचाय्यत्वादेवं व्योमवच्च અર્થઃ-મનોમયત્વાદિ વિશિષ્ટ પરમાત્મા અલ્પસ્થાનમાં રહેલ હોવાથી તથા આ રીતનું નિરૂપણ હોવાથી તે પરમાત્મારૂપે નથી, એમ જો કોઇ કહે તો તે ખોટું છે. કારણકે એક વસ્તુમાં ધ્યાન કરાવવા પરમાત્માને મનોમયત્વાદિ વિશિષ્ટ તથા આકાશ સદૃશ કહેલ છે.' આ સૂત્ર એમ દર્શાવે છે કે, આ જ એનો પરિહાર છે. શ્રુતિમાં પણ અલ્પ આકાશની મહાકાશ સાથે ઉપમા આપી છે. જેમકે, "यावान्वा अयमाकाश स्तावानेषोऽन्तर्हृदय आकाश. અર્થઃ-હૃદયનું અંતરાકાશ જેટલા વિસ્તારવાળું છે તેટલા વિસ્તારવાળું મહાકાશ છે. (૨૧)

શિષ્યઃ-બ્રહ્મરૂપે બીજા કોને જાણવો?

ગુરુઃ-જેની સહાયતાથી સૂર્યાદિ સર્વ પ્રકાશે છે, તે બ્રહ્મરૂપે છે. આ જ હેતુ ૨૨ મા સૂત્રમાં નિરૂપણ કરેલ છે. જેમકે;-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૨૨ મું.

### દહરાકાશ મહાકાશરૂપે.

अनुकृतेस्तस्य च ॥२२॥

સૂત્રાર્થઃ-જેને અનુસરી સૂર્યાદિ પ્રકાશે છે તે બ્રહ્મરૂપે છે; તથા તે જ્યોતિના પ્રકાશથી સર્વમાં પ્રકાશનું સામર્થ્ય છે. (૨૨)

ટીકાઃ-શિષ્યઃ-"न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः । तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति (મું૦ ૨, ૨, ૧૦) આ સ્વાત્મભૂત બ્રહ્મમાં સૂર્યનો પ્રકાશ વ્યક્ત થઇ શકતો નથી, તેમ જ ચંદ્રમા, તારાઓ, તથા વિદ્યુતનો પ્રકાશ તેને વિશે પડતો નથી, તો પછી અગ્નિનો પ્રકાશ તો તેમાં કેવી જ રીતે પડી શકે? તેના વ્યક્તપણાથી અન્ય સર્વ વસ્તુઓ વ્યક્તપણાને પામે છે. આ પરબ્રહ્મના પ્રકાશે કરી સૂર્યાદિ સર્વ જગત્ પ્રકાશે છે." આ રીતની શ્રુતિ છે. આ સ્થળે જેના વ્યક્તપણાથી અન્ય સર્વ વસ્તુઓ વ્યક્તપણાને પામે છે, તેમ જ જેના પ્રકાશે કરી આ સર્વ પ્રકાશે છે, તે

શું કાંઇ તેજસ્વી પદાર્થ છે અથવા શું પરમાત્મા છે? આ રીતની શંકા થાય છે. ધારો કે તે તેજસ્વી પદાર્થરૂપે છે. કારણકે સૂર્યાદિ તેજસ્વી પદાર્થના પ્રકાશનો પ્રતિષેધ કર્યો છે. વળી તેજ સ્વભાવવાળા ચંદ્ર તથા તારાઓ, તેજ સ્વભાવવાળા સૂર્યનો દિવસે જ્યારે પ્રકાશ થાય છે ત્યારે પ્રકાશતા નથી, આ વાત પ્રસિદ્ધ છે. આ જ પ્રમાણે સૂર્ય સહિત આ ચંદ્ર તથા તારા આદિ જેને વિશે પ્રકાશતા નથી, તે પણ કોઈ તેજ સ્વભાવવાળી વસ્તુ હોવી જોઇએ, એમ સિદ્ધ થાય છે. અનુમાનમાં પણ એ જ આવે છે કે, તે વસ્તુ તેજ સ્વભાવવાળી હોવી જોઇએ. કારણકે સમાન સ્વભાવવાળી વસ્તુમાં જ આદસ્યતા રહેલ છે. દાખલા તરીકે ગમન કરનાર હોય, તેની પાછળ જ અન્ય વસ્તુ ગમન કરે છે. માટે કોઇ તેજસ્વી પદાર્થ છે, એમ પ્રાપ્તિ થાય છે.

ગુરુઃ—આત્મા પ્રાજ્ઞરૂપે હોવો જોઇએ.

શિષ્ય.—કેવી રીતે તેમ બને?

ગુરુ.—અનુકૃતિને લીધે એમ બને છે. અનુકૃતિનો અર્થ અનુકરણ થાય છે. "तमेव भान्तमनुभाति सर्वम् તેના પ્રકાશ વડે સર્વ પ્રકાશે છે." આ પ્રમાણેનું જ્ઞાન પ્રાજ્ઞરૂપ આત્માનું ગ્રહણ કરવે બની શકે છે. "भारूपः सत्यसंकल्पः" (મુ૦૩, ૧૪, ૨) આ બ્રહ્મ પ્રકાશરૂપે તેમજ સત્ય સંકલ્પરૂપે છે." આ રીતે પ્રાજ્ઞ આત્માના સંબંધમાં કહ્યું છે. પણ સૂર્યાદિઓ કોઇ તેજયુક્ત ધાતુને અનુસરી પ્રકાશતા નથી, એ પ્રસિદ્ધ છે. તેજ સ્વરૂપ ધાતુઓનું સમાન સ્વરૂપ હોવાથી સૂર્યાદિને અન્ય તેજ ધાતુની અપેક્ષા નથી, કે જે પ્રકાશને અનુસરી સૂર્યાદિ પ્રકાશે. કારણ કે એક દીવો અન્ય દીવાની સહાયતાથી કાંઇ પ્રકાશતો નથી. જો કે કહ્યું છે કે, સમાન સ્વભાવવાળી વસ્તુઓમાં અનુકરણ જોવામાં આવે છે, પણ તે નિયમ સર્વ સ્થળે લાગુ પડતો નથી. કારણ કે કેટલીકવાર ભિન્ન સ્વભાવવાળી વસ્તુઓમાં પણ અનુકરણ જોવામાં આવે છે. જેવી રીતે અત્યંત તપેલ લોખંડનો ગોળો અગ્નિનું અનુકરણ કરે છે, બળતા અગ્નિની પાછળ બળે છે, અથવા તો પૃથ્વીની ધૂળ વહેતા વાયુની પાછળ વહે છે. 'અનુકરણ વડે' આ રીતના પ્રકાશનું સૂચન કરે છે. "વળી तस्य च અને તેનો" આ પદ એમ સૂચવે છે કે "तस्य भासा सर्वमिदं विभाति તેના પ્રકાશથી આ સર્વ પ્રકાશે છે" આ હેતુ સંબંધી જ્ઞાન સૂર્યાદિથી કહેવાતા પ્રાજ્ઞ આત્માનું સૂચન કરે છે. "तद्देवा ज्योतिषां ज्योतिरायुर्होपासतेऽमृतम् (બૃ૦ ૪, ૪, ૧૬) તે સર્વ તેજોના તેજરૂપે છે, તથા દિવસોના વ્યતીત થવાવડે જે સંવત્સર થાય છે, તેના કર્તારૂપ પણ બ્રહ્મ જ છે." આ રીતે પ્રાજ્ઞ આત્માનું નિરૂપણ થાય છે. બીજા તેજથી સૂર્યાદિ તેજ પ્રકાશે છે, એ અપ્રસિદ્ધ તથા વિરુદ્ધ છે. કેમકે એક તેજ બીજા તેજનો પ્રતિઘાત કરે છે; અથવા તો શ્લોકથી કહેવાયેલા કેવળ સૂર્યાદિનું જ પ્રકાશવું કહ્યું નથી.

શિષ્યઃ-કેવળ સૂર્યાદિનું પ્રકાશવું નહિ, ત્યારે બીજા શાનું?

ગુરુ'–કહ્યું છે કે સર્વમ્ ઇદં આ રીતની સામાન્ય શ્રુતિથી સર્વ નામ, રૂપ, ક્રિયા, કારક તથા ફળના સમૂહનુ જે પ્રકટ કરવુ, તેમા બ્રહ્મજ્યોતિની સત્તા કારણ છે જેવી રીતે સૂર્યાદિ જ્યોતિ સત્તા, સર્વરૂપના સમૂહને પ્રકટ કરવાના કારણરૂપે છે. "न तत्र सूर्यो भाति" અહી જે તત્ર શબ્દ છે, તે પ્રકૃત બ્રહ્મનુ નિરૂપણ કરે છે. વળી પ્રકૃત બ્રહ્મ એવુ' છે કે, 'यस्मिन्द्यौ पृथिवी चान्तरिक्षमोतम्" (મુ૦ ૨, ૨, ૫) જેને વિશે સ્વર્ગ, પૃથ્વી તથા અતરિક્ષ ઓતપ્રોત છે" વળી કહ્યુ છે કે, "हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् ॥ तच्छुभ्रं ज्योतिषां ज्योतिः तद्यदात्मविदो विदुः અર્થ:– જ્યોતિર્મય બુદ્ધિ આદિથી પર એવા કોશ મા અવિદ્યાદિ રજો ગુણથી રહિત બ્રહ્મ છે વળી તે નિરવયવ, શુદ્ધ તથા જ્યોતિ રૂપે છે. જે આત્મજ્ઞાની તેને જાણે છે, તે તેરૂપે થાય છે"

શિષ્ય–તે જ્યોતિના જ્યોતિરૂપે કેવી રીતે થઇ શકે?

ગુરુ'–આ જ હેતુથી કહ્યુ છે કે, "न तत्र सूर्यो भाति ત્યાં સૂર્ય પ્રકાશતો નથી" વળી સૂર્યાદિ તેજના પ્રકાશનો જે પ્રતિષેધ કર્યો છે, તે પ્રતિષેધ અન્ય તેજ સ્વરૂપ ધાતુમા જાણી લેવો અર્થાત્ સૂર્યની માફક અન્ય વસ્તુઓનો પણ પ્રતિષેધ કર્યો છે આથી જે કાઇ પ્રાપ્ત થાય છે, તે સર્વ બ્રહ્મ જ્યોતિથી પ્રાપ્ત થાય છે, પણ બ્રહ્મની પ્રાપ્તિ અન્ય જ્યોતિવડે નથી કારણ કે બ્રહ્મ સ્વયં જ્યોતિરૂપે છે જેવડે સૂર્યાદિ પ્રકાશે છે, તેમાં પ્રકાશકતા છે કારણ કે બ્રહ્મ અન્યને વ્યક્ત કરે છે, પણ અન્ય વસ્તુથી બ્રહ્મ વ્યક્ત થતું નથી શ્રુતિમા કહ્યુ છે કે "आत्मनैवाय ज्योतिषास्ते (બૃ૦ ૪, ૩, ૬,) આત્મારૂપી જ્યોતિવડે પુરુષ બેસી શકે છે" "अगृह्यो नहि गृह्यते આત્મા ગ્રહણ કરવો અશક્ય છે તે ગ્રહણ થઇ શકતો નથી." (૨૨)

શિષ્ય–આ તો તમે શ્રુતિના જ દાખલા આપ્યા, પણ સ્મૃતિમા કાઇ આનું પ્રમાણ છે?

ગુરુ–હા, સ્મૃતિમા પણ કહ્યુ છે કે, આત્મા પ્રાજ્ઞરૂપે છે જેમકે,–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૨૩ મું.

## આત્મા પ્રાજ્ઞરૂપે

**अपि च स्मर्यते ॥ २३ ॥**

સૂત્રાર્થ–વળી સ્મૃતિમાં પણ કહ્યુ છે કે, આત્મા પ્રાજ્ઞરૂપે છે (૨૩)

ટીકા–ગુરુ–ભગવદ્ગીતા સ્મૃતિમા પ્રાજ્ઞ આત્માનુ સ્વરૂપ નીચે પ્રમાણે કહ્યુ છે– 'न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः । यद्गत्वा न निवर्तन्ते यद्धाम परमं मम ॥ જ્યા સૂર્ય પ્રકાશતો નથી, ચંદ્ર તેમજ અગ્નિ જ્યા પ્રકાશતા નથી ત્યા જવા પછી પાછા આવવુ પડતુ નથી. આ બ્રહ્મરૂપી મારૂં પરમ ધામ છે" વળી કહ્યુ છે કે, यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् અર્થ– આદિત્યમા રહેલ જે તેજ આખા જગતને પ્રકાશે, છે તેમજ ચંદ્ર તથા અગ્નિમા

જે તેજ છે, તે સર્વ તેજ માત્રરૂપે જાણો. (૨૩)

શિષ્યઃ-વળી પરમાત્માનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે કહેશો ?

ગુરૂ-પરમાત્મા અંગુષ્ઠ માત્રરૂપે છે, આમ શ્રુતિ કહે છે. જેમકે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૨૪ મું.

### પરમાત્મા અંગુષ્ઠરૂપે

शब्दादेव प्रमितः ॥ २४ ॥

સૂત્રાર્થઃ-પરમાત્મા અંગુષ્ઠના પરિમાણ વાળો છે. કારણ આમ શ્રુતિ કહે છે. (૨૪)

ટીકાઃ-શિષ્યઃ-શ્રુતિમાં કહ્યું છે કે, "अङ्गुष्ठमात्र पुरुषो मध्य आत्मनि तिष्ठति અર્થાઃ-અંગુષ્ઠ માત્ર પુરુષ આત્માના મધ્યભાગમાં રહે છે." તેમ જ કહ્યું છે કે, "अङ्गुष्ठमात्र पुरुषो ज्योतिरिवाधूमकः । ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्वः एतद्वै तत् ( કા. ૨, ૪, ૧૩ ) આ અંગુષ્ઠ માત્ર પુરુષ આત્મા ધૂમ રહિત તેજના સદૃશ છે. તે ભૂત તથા ભવિષ્યના ઈશ્વરરૂપ છે. તે આજે છે તેમજ આવતી કાલે પણ રહેશે, આ તે છે." અહીં જે અંગુષ્ઠ માત્ર પુરુષનું નિરૂપણ કરેલ છે, તેથી વિજ્ઞાનાત્મા લેવો કે પરમાત્મા લેવો? આ રીતનો, હે ભગવન્! મને સંશય થાય છે. આપણે એમ ધારીએ કે, પરિમાણનું નિરૂપણ વિજ્ઞાનાત્મારૂપે કરેલ છે. પણ તે બની શકે નહિ. કારણ કે આયામ તથા વિસ્તારને વિશે અનંત પરમાત્માનું પરિમાણ અંગુષ્ઠ માત્ર કહેવું યોગ્ય નથી. કેવી રીતની કલ્પનાને લઇ ઉપાધિવાળા વિજ્ઞાનાત્માનું અંગુષ્ઠ માત્રપણું નિરૂપણ કરેલ છે? સ્મૃતિમાં કહ્યું છે કે, "अथ सत्यवतः कायात् पाशबद्धं वशं गतम् । अङ्गुष्ठमात्रं पुरुषं निश्चकर्ष यमो बलात् ( મ. ભા. ૩, ૧૯૭, ૧૭ ) પછી સત્યવતના શરીરમાંથી પાશ બદ્ધ અને વશ થયેલા અંગુષ્ઠ માત્ર પુરુષને યમે બળથી ખેંચી કાઢ્યો." અરેખર પરમેશ્વરને યમ બળવડે ખેંચી કાઢે, એ અશક્ય છે. માટે એમ નિશ્ચય થાય છે કે, અંગુષ્ઠ માત્ર સંસારી જીવ છે. આ સ્થળે પણ તેમ જ કહેવું જોઈએ.

ગુરુઃ-પરમાત્મા જ અંગુષ્ઠ પરિમાણ-વાળા પુરુષરૂપે થવા યોગ્ય છે.

શિષ્યઃ-તે કેમ બને ?

ગુરુઃ-શ્રુતિના પ્રમાણથી એમ થઈ શકે છે. કહ્યું છે કે, "ईशानो भूतभव्यस्य ભૂત તથા ભવ્યના ઈશ રૂપ" ભૂત તથા ભવ્યના નિરંકુશ શાસક સમર્થ પરમાત્માથી અન્ય કોઈ નથી. "एतद्वै तत् આ તે છે" એને પૂછવામાં આવેલ છે તે પ્રકૃતરૂપે છે, એમ અનુમાન થાય છે. "આ તે" અર્થાત્ જે પૂછવામાં આવેલ છે તે બ્રહ્મ છે. આ સ્થળે બ્રહ્મને પૂછવામાં આવેલ છે. "अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् । अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद ( કઠ ૧,૨,૧૪ ) ધર્મથી ભિન્ન, અધર્મથી ભિન્ન, આ કાર્ય તેમજ કારણોથી ભિન્ન રૂપે, તેમજ ભૂત તથા ભવિષ્યથી ભિન્ન રૂપે જેને આપ જુવો છો, તે આત્મતત્ત્વ મને કહો." શબ્દથી અર્થાત્ કહેવામાં આવેલ શ્રુતિથી

ઇશાનનો અર્થ પરમેશ્વર છે, એમ સિદ્ધ થાય છે. (૨૪)

શિષ્ય:—પરમાત્મા તો સર્વ વ્યાપક છે, તો પછી તેનું પરીમાણુ કેવી રીતે હોઇ શકે ?

ગુરુ:—હૃદયની અપેક્ષા લઇ કહ્યું છે કે, પરમાત્મા અંગુઠ પરિમાણુવાળો છે. કહ્યું છે કે;—

## અધિકરણ ૭ મું—સૂત્ર ૨૫ મું.

## મનુષ્યનો અધિકાર

हृद्यपेक्षया तु मनुष्याधिकारत्वात् ॥२५॥

સૂત્રાર્થઃ—પરમાત્મા હૃદયમાં છે, આ રીતની અપેક્ષાને લઇ કહ્યું છે કે, પરમાત્મા અંગુઠ માત્ર છે. કારણ કે શાસ્ત્રમાં અધિકાર કેવળ મનુષ્યને જ હોય છે. (૨૫)

ટીકાઃ—ગુરુ:—સર્વ વ્યાપક પરમાત્માની સ્થિતિ હૃદયમાં છે, આ રીતની અપેક્ષાને લઇ પરમાત્મા અંગુઠ માત્ર છે, એમ કહ્યું છે. જેમ વાંસના સાંધાને લઈ તે કોણીથી ટચલી આંગળી સૂધી લાબો છે, એમ કહેવાય છે, તે જ પ્રમાણે આકાશનું પણ પરિમાણુ છે. સર્વ પરિમાણુનું અતિક્રમણ કરનાર પરમાત્માનું અંગુષ્ઠ માત્રપણું યોગ્ય નથી. તેમજ ઇશાન શબ્દવડે પરમાત્મા વિના અન્યનું સૂચન છે, એમ કહેવું યોગ્ય નથી.

શિષ્ય.—દરેક પ્રાણી માત્રના હૃદયનું પરિમાણુ એક સરખુ હોતું નથી. માટે પરમાત્માનું પરિમાણુ અંગુઠ માત્ર છે, એમ કહેવું યોગ્ય નથી.

ગુરૂ:—આ જ કારણથી સૂત્રમાં કહ્યું છે કે, "मनुष्याधिकारत्वात् મનુષ્યને અધિકાર છે તેથી." જો કે સામાન્ય રીતે શાસ્ત્રની પ્રવૃત્તિ હોય છે, તો પણ મનુષ્યોને શાસ્ત્રનો અધિકાર છે. અધિકારના લક્ષણમાં જૈમિનીએ વર્ણન કર્યું છે કે, મનુષ્યને †શક્તિ, +કામના, —પર્યુદાસ નિષેધનો અભાવ તથા ‡ ઉપનયનાદિ લાગુ પડે છે. વળી મનુષ્યનો દેહ નિશ્ચિત પરિમાણુવાળો અંગુષ્ઠ માત્ર છે. બીજું શાસ્ત્રમાં મનુષ્યને જ અધિકાર છે, માટે મનુષ્યના હૃદયમાં પરમાત્માની સ્થિતિની અપેક્ષાએ કરી તે અંગુઠ માત્ર છે.

બીજું શાસ્ત્રમાં મનુષ્યને જ અધિકાર છે. માટે મનુષ્યના હૃદયમાં પરમાત્માની સ્થિતિની અપેક્ષા કરી તે અંગુઠ માત્ર છે.

શિષ્ય:—પરિમાણુને લીધે તેમજ સ્મૃતિને લઇ સંસારીને જ અંગુષ્ઠ માત્ર રૂપે જાણવો, એ જે શંકા છે તેનું કેમ?

ગુરુ:—શ્રુતિમાં કહ્યું છે કે, "स आत्मा तत्त्वमसि આ આત્મા પરમાત્મા રૂપે

† પશુને શાસ્ત્રનું જ્ઞાન હોતું નથી, આથી તેની કર્મમા અશક્તિ છે. યજ્ઞાદિ મનુષ્ય કરી શકે છે, માટે તેમા દેવોની અશક્તિ છે.

+ મુમુક્ષુઓ શુદ્ધિની કામના કરે છે, તેથી તેમનો અધિકાર કામ્ય વસ્તુ માટે નથી.

— શૂદ્રનો યજ્ઞ કરવામા નિષેધ હોવાથી તેમા તેનો અધિકાર નથી.

‡ ઉપનયન તથા અધ્યયન કરવાનો શૂદ્રને અધિકાર નથી આથી શૂદ્રનો વૈદિક કર્મમા અધિકાર નથી

છે." આ રીતે આત્મા સંસારી થતો છતાં અંગુષ્ઠ માત્રરૂપે છે, એ ઉપદેશ યોગ્ય છે. વેદાંત વાકયોની પ્રવૃત્તિ બે રૂપવાળી હોય છે. કેટલેક સ્થળે તે પ્રવૃત્તિ પરમાત્માના સ્વરૂપનું નિરૂપણ કરનારી હોય છે તથા કેટલેક સ્થળે વિજ્ઞાનાત્મા પરમાત્માથી અભિન્ન છે, એ રીતની પ્રવૃત્તિ હોય છે. અહીં વિજ્ઞાનાત્માનો પરમાત્માની સાથે એકપણાનો ઉપદેશ કર્યો છે, પણ કાંઇ અંગુષ્ઠ માત્ર છે, એમ ઉપદેશ નથી. વળી આજ અર્થનું સ્ફોટન નીચલી શ્રુતિથી થાય છે. જેમ કે अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः । तं स्वाच्छरीरात्प्रवृहेन्मुञ्जादिवेषिकां धैर्येण तं विद्याच्छुक्रममृतम् ( ક. ૨, ૬, ૧૭ ) અંતરાત્મારૂપ તથા અંગુષ્ઠ પરિમાણવાળો પુરુષ સર્વદા મનુષ્યના અંતઃકરણમાં રહે છે. આ આત્માને પોતાના શરીરમાંથી ધૈર્યવડે જેમ ત્વકરૂપ બાહ્ય છાલમાથી ઇષિકા અર્થાત્ તરણાના ગરને કાઢવામા આવે છે, તેમ પૃથક્ કરવો જોઇએ. જે પવિત્ર તથા અમૃત રૂપે છે તેને મનુષ્યે ઓળખવો જોઇએ."(૨૫)

શિષ્ય–શું મનુષ્યને જ શાસ્ત્રનો અધિકાર છે તથા બીજાને નથી ?

ગુરુઃ–વ્યાસ ભગવાનનું માનવું એમ છે કે, મનુષ્યથી ઉપરના દેવોને પણ શાસ્ત્રનો અધિકાર છે કારણ કે મોક્ષની કામનાનો સંભવ દેવોને પણ છે. આ જ બાબત ૨૬ મા સૂત્રથી નિરૂપણ કરી છે. જેમકે;—

---

## અધિકરણ ૮ મું–સૂત્ર ૨૬ મું.

## દેવોનો અધિકાર.

**तदुपर्यपि बादरायणः संभवात् ॥ २६ ॥**

સૂત્રાર્થ–મનુષ્યથી ઉપરનાને અર્થાત્ દેવોને પણ શાસ્ત્રનો અધિકાર છે, એમ વ્યાસ ભગવાનનું માનવું છે કારણ કે તેઓમાં પણ કામનાનો સંભવ છે. (૨૬)

ટીકાઃ–ગુરુ–મનુષ્યના હૃદયને લઇ શ્રુતિ પરમાત્માનું સ્વરૂપ અંગુષ્ઠ માત્ર કહે છે, તે શાસ્ત્રમાં મનુષ્યોનો જ અધિકાર છે, તેથી કહેલ છે. આ પ્રસંગને લઇ નીચે પ્રમાણે કહ્યું છે.–જો કે શાસ્ત્રનો અધિકાર મનુષ્યને છે, એ વાત ખરી, પણ મનુષ્યને જ અધિકાર છે, એવો બ્રહ્મજ્ઞાનમાં નિયમ હોતો નથી. આચાર્ય વ્યાસ ભગવાનનું મત એ છે કે, મનુષ્યોના ઉપરી જે દેવાદિ છે, તેનો પણ અધિકાર છે.

શિષ્ય–તેઓનો અધિકાર કેવી રીતે ?

ગુરુ–આ રીતનો સંભવ છે કારણ કે અધિકારના કારણરૂપ કામનાપણાનો સંભવ તેઓમાં પણ છે. મોક્ષના વિષયરૂપ કામનાપણું દેવાદિને પણ સંભવે છે તથા કારણરૂપે વિકાર, વિષય તથા વિભૂતિ અનિત્ય છે, આ રીતનું નિરૂપણ છે. તેઓને વિશે પણ સામર્થ્યનો સંભવ છે કેમકે મંત્ર, અર્થવાદ, ઇતિહાસ, પુરાણ તથા લોકાનુભવથી તેઓ શારીરી છે, એમ જ્ઞાન થાય છે. વળી તેઓને વિશે કઇ પ્રતિષેધ-

રૂપે નથી. ઉપનયન શાસ્ત્ર વડે દેવોનો અધિકાર નિવૃત્ત થતો નથી. કારણ વેદાધ્યયન કરવા માટે ઉપનયન છે. વળી તેમને વેદનો પ્રકાશ પોતાની મેળે થાય છે. શ્રુતિમાં વિદ્યા ગ્રહણ માટે દેવોનું બ્રહ્મચર્યાદિ નિરૂપણ કરેલ છે. જેમકે "एकशत ह वै वर्षाणि मघवान्प्रजापतौ ब्रह्मचर्यमुवास (છા૦ ૮-૧૧-૩) भृगुर्वै वारुणिः । वरुण पितरमुपससार । अधीहि भगवो ब्रह्म (તૈ૦ ૩-૧) ખરેખર એકસો ને એક વર્ષ ઇન્દ્ર પ્રજાપતિ પાસે બ્રહ્મચર્ય પાળી રહ્યા. વરુણને ભૃગુ એ નામે પુત્ર પ્રસિદ્ધ હતો. તે પોતાના પિતા વરુણ પાસે ગયો તથા કહ્યું કે હે ભગવન્ ! મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો." જો કે કર્મમાં દેવોનો અધિકાર નથી. કારણ કે કહ્યું છે કે, "न देवाना देवान्तराभावात् દેવોનો કર્મમાં અધિકાર નથી કારણ કે અન્ય દેવોનો અભાવ છે, કે જેને ઉદ્દેશી કર્મ કરવામાં આવે." તેમ જ કહ્યું છે કે, "न ऋषीणामार्षेयान्तराभावात् (જૈ૦૬,૧,૬,૭) ઋષિઓનો પણ કર્મમાં અધિકાર નથી. કેમકે ઋષિ શિવાય અન્ય ઋષિનમૂહ હોતો નથી."-પણ વિદ્યાના સંબંધમાં દેવોનો અનધિકાર નથી. વિદ્યામાં અધિકારવાળા ઇન્દ્રાદિઓનું પણ કોઈ કામ ઇન્દ્રાદિને ઉદ્દેશીને નથી. તેમજ ભૃગુ વગેરે ઋષિનું કોઈ પણ કૃત્ય ભૃગુ વગેરેના સગોત્રને જ ઉદ્દેશી, નથી. માટે દેવોનો વિદ્યામાં અધિકાર છે, તે કોનાથી અટકાવી શકાય ? દેવાદિના અધિકારમાં પણ અંગુષ્ઠ માત્ર શ્રુતિ પોતાના અંગુષ્ઠની અપેક્ષાએ કરી વિરુદ્ધ નથી. (૨૬)

શિષ્યઃ—દેવોનું પણ મનુષ્યની માફક શરીર છે. હવે શરીરવાનને કર્મનો અધિકાર છે, તો પછી દેવોને શા માટે કર્મનો અધિકાર નહિ ?

ગુરુઃ—યાગને વિશે દેવોનો અંગ ભાવ જોવામાં આવતો નથી. કારણ કે એક દેવની એકી વખતે અનેક સ્વરૂપની પ્રાપ્તિ સંભવે છે. જેમકે;—

## અધિકરણ ૮ મું-સૂત્ર ૨૭ મું.

## દેવનાં ભિન્ન સ્વરૂપો.

विरोधःकर्मणीति चेन्नानेकप्रतिपत्तेर्दर्शनात् ॥ २७ ॥

સૂત્રાર્થઃ—કર્મમાં વિરોધ થશે એમ નહિ. કારણ કે દેવોને એકી વખતે અનેક સ્વરૂપની પ્રાપ્તિ હોય છે. (૨૭)

ટીકાઃ–શિષ્યઃ–ભલે, અંગુષ્ઠમાત્ર શ્રુતિ દેવોના સંબંધમાં પણ લાગુ પડે. જો કે શરીરાદિ કારણને લીધે દેવાદિઓનો વિદ્યામાં અધિકાર છે, એમ નિરૂપણ થાય તો પછી શરીર હોવાથી ઋત્વિગાદિની માફક ઇન્દ્રાદિને પણ સ્વરૂપ હોવાથી તેને પણ કર્માંગ ભાવની પ્રાપ્તિ હોવી જોઇએ. કર્મના સંબંધમાં વિરોધ છે. ઇન્દ્રાદિઓના સ્વરૂપના સંનિધાનવડે યાગમાં અંગભાવ જોવામાં આવતો નથી. આ રીતનો સંભવ પણ નથી. કારણ કે અનેક ભાગોમાં એકી વખતે એક જ

ઇન્દ્રના સ્વરૂપની સાન્નિધ્યતાની પ્રાપ્તિ બનવી અયોગ્ય છે. માટે આ વિરોધનું શું કરવું ?

ગુરૂઃ–આ વિરોધ લાગુ પડી શકતો નથી.

શિષ્યઃ–કેમ લાગુ પડી શકે નહિ ?

ગુરૂઃ–આનું કારણ એ છે કે, ઇન્દ્રાદિઓને અનેક સ્વરૂપની પ્રાપ્તિ હોય છે. એક જ દેવની એકી જ વખતે અનેક સ્વરૂપની પ્રાપ્તિનો સંભવ હોય છે.

શિષ્યઃ–આ કેવી રીતે સિદ્ધ થાય ?

ગુરૂઃ–શાસ્ત્રવડે દેવોને અનેક સ્વરૂપની એકી વખતે પ્રાપ્તિ છે, એમ સિદ્ધ થાય છે. બૃહદારણ્યક શ્રુતિમાં કહ્યું છે કે, જ્યારે શાકલ્યે પૂછ્યું કે દેવો કેટલા છે ? ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું છે કે, દેવોની સંખ્યા ત્રણ અને ત્રણસે તથા ત્રણ અને ત્રણ હજાર અર્થાત્ કુલ્લે ત્રણ હજાર ત્રણસો ને છની છે. શાકલ્યે પૂછ્યું કે, આ ત્રણ હજાર ત્રણસો ને છ દેવો કયા છે ? ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું કે, આમ જે કહ્યું છે તે તેઓના મહિમાને ખાતર કહ્યું છે. બાકી ખરું જોતાં તો તેત્રીશ જ દેવો છે. આ પ્રમાણે કહેતી શ્રુતિ એક જ દેવનાં એકી વખતે અનેક રૂપો દર્શાવે છે. વળી આ તેત્રીશ દેવોનો છ આદિમાં અંતર્ભાવ કરી તેનો પછીથી એકમાં સમાવેશ કર્યો છે. છેવટમાં શાકલ્યે પૂછ્યું છે કે “ कतम एको देव इति આ એક દેવ કયો છે?” ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું છે કે, તે 'એક દેવ પ્રાણ છે. આમ શ્રુતિ દેવોના પ્રાણની એક રૂપતાને દર્શાવે છે. તે જ પ્રમાણે એક જ પ્રાણનું એકી વખતે અનેક રૂપે કરી નિરૂપણ કરે છે. આજ પ્રમાણે સ્મૃતિમાં પણ કહ્યું છે કે, “ आत्मनो वै शरीराणि बहूनि भरतर्षभ । योगी कुर्याद्बलं प्राप्य तैश्च सर्वैर्महीं चरेत् । प्राप्नुयाद्विषयान्कैश्चित्कैश्चिदुग्रं तपश्चरेत् । संक्षिपेच्च पुनस्तानि सूर्यो रश्मिगणानिव હે ભરતપુંગવ ! યોગી બળને પામી પોતાનાં અનેક શરીરો કરી શકે છે અને તે સર્વ શરીરવડે પૃથ્વીપર ફરી શકે છે. કેટલાંક શરીરવડે વિષયની પ્રાપ્તિ કરે છે તથા કેટલાકવડે ઉગ્ર તપ આચરે છે. આ શરીરોને જેમ સૂર્ય કીરણોના સમૂહને ખેંચે છે તેમ પાછાં ખેંચી લે છે.” ઈત્યાદિ સ્મૃતિઓ અણિમાદિ ઐશ્વર્ય જેણે પ્રાપ્ત કરેલ છે, એવા યોગીઓનાં એકી વખતે અનેક શરીરયોગનું નિરૂપણ કરે છે. તો પછી આ જાતસિદ્ધ એવા દેવોના સંબંધમાં તો શું જ કહેવું ? અનેક રૂપોની પ્રાપ્તિના સંભવથી એકેક દેવનો અનેક રૂપે કરી આત્મા વિભક્ત થાય છે. આજ હેતુથી અનેક યાગોમાં એકી વખતે અનેક અંગ ભાવને પામે છે. તેઓમાં અંતર્ધાનાદિ ક્રિયા હોવાથી અન્ય લોકોના તેઓ જોવામાં આવતા નથી, એમ સિદ્ધ થાય છે.” अनेकप्रतिपत्तेर्दर्शनात् આ પાછળના સૂત્રની નીચે પ્રમાણે વ્યાખ્યા કરવામાં આવી છેઃ–“શરીરીઓને પણ કર્માંગભાવની પ્રેરણાઓમાં અનેક સ્વરૂપની પ્રતિપત્તિ જોવામાં આવે છે.” કોઈ

પણ વખતે એક શરીરી અનેક સ્થળે એકી વખતે અંગભાવને પામતો નથી. દાખલા તરીકે એક બ્રાહ્મણ અનેક જણ જમાડનારાઓવડે એકી વખતે જમાડી શકાતો નથી.

એક શરીરી કેટલીકવાર અનેક સ્થળે એકી વખતે અંગ ભાવને પામે છે. જેવી રીતે એક બ્રાહ્મણ અનેકવડે એકી વખતે નમસ્કાર કરી શકાય છે. આ જ હેતુને લઇ અહીં યજ્ઞમાં અમુકને ઉદ્દેશી દ્રવ્યનો પરિત્યાગ કરવાથી શરીરવાન્ એક દેવતાને ઉદ્દેશી અનેક જણો પોતપોતાનો દ્રવ્યનો એકી વખતે ત્યાગ કરે છે. આ રીતે દેવોને શરીર હોવા છતાં કોઇ પણ કર્મમાં તેનું સામીપ્ય છે કે નહિ, તે સંબંધી વિરોધ આવતો નથી. (૨૭)

શિષ્યઃ—હે ભગવન્ ! દેવોને શરીર યુક્ત માનવાથી વેદના પ્રમાણમાં વિરોધ આવશે. કારણ કે દેહવાન્ થવાથી અનિત્ય ઠરશે.

ગુરૂઃ—આમાં વિરોધ આવી શકશે નહિ. કારણકે શ્રુતિ તથા સ્મૃતિવડે સિદ્ધ છે કે, વેદમાંથી જગતની ઉત્પત્તિ છે. આના જ સંબંધમાં નીચે પ્રમાણે સૂત્ર છેઃ—

## અધિકરણ ૮ મું—સૂત્ર ૨૮ મું.

## જગતની ઉત્પતિમાં શ્રુતિ પ્રમાણ.

शब्द इति चेन्नात. प्रभवात्प्रत्यक्षानुमानाभ्याम

સૂત્રાર્થઃ—દેવોને શરીરી માનવાથી વેદમાં શું વિરોધ આવશે ? ના વિરોધ નહિ: આવે. કારણ કે પ્રત્યક્ષ તથા અનુમાનવડે વેદમાંથી જગતની ઉત્પત્તિ છે. (૨૮)

ટીકાઃ—શિષ્યઃ—દેવાદિઓ શરીરવાન્ છે, એમ માનવાથી જો કે કર્મમાં વિરોધ ન આવે, પણ વેદમાં વિરોધ આવશે. કોઇ પૂછે કે કેવી રીતે વિરોધ આવે છે તો તેને કહેવું કે, વેદના અર્થની સાથે વાચ્ય વાચક સંબંધ ઔત્પત્તિક અર્થાત્ નિત્ય છે. अनपेक्षत्वात् અર્થાત્ સંકેતને માટે પુરુષબુદ્ધિની અપેક્ષા ન હોવાથી વેદનું પ્રમાણ સ્થાપન કરેલ છે. હવે દેવ શરીરવાન્ છે, એમ સિદ્ધ થાય છે તથા જો કે ઐશ્વર્યના યોગથી એકી વખતે અનેક કર્મવાળાં હવિષનો ઉપભોગ કરે છે, છતાં દેવને શરીર હોવાથી આપણી માફક તેમને પણ જન્મ મરણ હોવાં જોઇએ. વળી નિત્ય શબ્દની પ્રતીતિ નિત્ય અર્થવડે નિત્ય સંબંધમાં થાય છે, આ પ્રમાણેનું વેદમાં જે પ્રમાણ રહેલ છે, તેમાં વિરોધ આવે છે તેનું કેમ ?

ગુરુઃ—આમાં વિરોધ આવતો નથી.

શિષ્યઃ—કેવી રીતે વિરોધ ન આવે?

ગુરુઃ—વેદમાંથી પ્રભવ છે, અર્થાત્

વૈદિક શબ્દમાંથી દેવાદિરૂપ જગતની ઉત્પત્તિ થાય છે.

શિષ્યઃ—બ્રહ્મસૂત્રના ૧ લા અધ્યાયના ૧ લા પાદના ૨ જા સૂત્રમાં जन्माद्यस्य यतः એ સૂત્રવડે જગતની ઉત્પત્તિ બ્રહ્મમાંથી નિરૂપણ કરેલ છે. આપતો અહીં વેદમાંથી ઉત્પત્તિ કહો છો, તે કેવી રીતે બને? વળી ધારો કે, વૈદિક શબ્દથી જગતની ઉત્પત્તિ સિદ્ધ થાય છે, તો પછી વેદમાં ઉલટો ભાવ કેમ દર્શાવવામાં આવ્યો છે? જેટલા વસુઓ, રૂદ્રો, આદિત્યો, વિશ્વેદેવો, મરુતો ઇત્યાદિ વસ્તુઓ છે તે અનિત્ય છે. કારણ કે તેઓમાં ઉત્પત્તિ ભાવ છે. આ રીતે અનિત્યપણું સિદ્ધ થવાથી તદ્વાચક વૈદિક વસ્વાદિ શબ્દની અનિત્યતાનું કોણ નિવારણ કરી શકે? દાખલા તરીકે દેવદત્તનો જે પુત્ર ઉત્પન્ન થયેલ છે, તેનું નામ યજ્ઞદત્ત છે. માટે વેદમાં વિરોધ આવશે.

ગુરુઃ—આ વિરોધ યોગ્ય નથી. કારણ ગાય આદિ શબ્દનો તથા તેના અર્થનો સંબંધ નિત્યરૂપે જોવામાં આવે છે. કારણ કે ગવાદિ વ્યક્તિની ઉત્પત્તિ છે, તેથી તેની આકૃતિની પણ ઉત્પત્તિ છે, એમ શકતું નથી, કારણ કે દ્રવ્ય, ગુણ કર્મની વ્યક્તિઓની ઉત્પત્તિ છે, પણ આકૃતિની ઉત્પત્તિ હોતી નથી. વળી શબ્દનો સંબંધ આકૃતિને લઇ છે, પણ વ્યક્તિને લઇ હોતો નથી. વળી વ્યક્તિઓનું અનંતપણું છે, માટે સંબંધને ગ્રહણ કરવો યોગ્ય નથી. વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે, પણ આકૃતિઓ નિત્ય છે. આ કારણથી ગવાદિ શબ્દમાં કોઇ રીતનો વિરોધ જોવામાં આવતો નથી. જો કે દેવાદિ વ્યક્તિઓની ઉત્પત્તિ સ્વીકારવામાં આવે છે, છતાં આકૃતિ નિત્ય છે, જેથી વસ્તુ આદિ શબ્દમાં કાંઇ વિરોધ આવતો નથી, એમ જાણવું. દેવાદિઓની આકૃતિ વિશેષ મંત્ર તેમજ અર્થવાદ વડે જાણવી જોઇએ. કારણ કે જેને શરીર હોય છે, તેને જ જ્ઞાન થઇ શકે છે. વળી ઇન્દ્રાદિ શબ્દો સ્થાનવિશેષ સંબંધ નિમિત્તરૂપેછે. દાખલા તરીકે સેનાપતિ આદિ શબ્દો છે. વળી જે જે ઇન્દ્રાદિના સ્થાન પર આવે છે, તે તે ઇન્દ્રાદિ શબ્દવડે કહેવામાં આવે છે. આમાં કોઇ રીતનો દોષ આવતો નથી. બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ જે કહી છે, તે ઉપાદાન કારણને લઇ કહેલ છે તથા વેદમાંથી જગતની જે ઉત્પત્તિ કહી છે, તે ઉપાદાન કારણને લઇને નહિ.

શિષ્યઃ-જ્યારે ઉપાદાન કારણને લઇ કહી નથી, ત્યારે કેવા કારણથી કહી છે?

ગુરુઃ-નિત્ય અર્થના સંબંધવાળો નિત્ય શબ્દ વાચક સ્વરૂપે હોય છે. વળી અર્થનું જે સ્ફોટન તે શબ્દ વ્યવહારને યોગ્ય હોય છે. આથી પ્રભવ અર્થાત ઉત્પત્તિ એવો શબ્દ યોગ્ય છે.

શિષ્યઃ-વેદથી જગતની ઉત્પત્તિ છે, એમ કેવી રીતે જાણી શકાય છે?

ગુરુઃ-પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણવડે એમ જાણી શકાય છે. અહીં શ્રુતિ

એ પ્રત્યક્ષરૂપે છે. કારણ કે શ્રુતિને કોઇ પ્રણ પ્રમાણની જરૂર પડતી નથી. બીજું અનુમાનરૂપે સ્મૃતિ છે. કારણ કે તેને શ્રુતિરૂપ પ્રમાણની જરૂર પડે છે. આ શ્રુતિ તેમજ સ્મૃતિ, શબ્દથી પ્રથમ સૃષ્ટિ થઇ, એમ નિરૂપણ કરે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "एत इति वै प्रजापतिर्देवान-सृजतासृग्रमिति मनुष्यानिन्दव इति पितॄंस्तिरः पवित्रमिति ग्रहानाशव इति स्तोत्रं विश्वानीति शस्त्रम-भिसौभगेत्यन्याः प्रजाः અર્થઃ– एते શબ્દ કહી પ્રજાપતિએ દેવોને ઉત્પન્ન કર્યા, असृग्रम् એમ કહી મનુષ્યોને, इन्दवः કહી પિતૃઓને, तिरः पवित्रं કહી ગ્રહોને, आशवः 'કહી સ્તોત્રને, विश्वानि કહી શસ્ત્ર તથા अभिसौभग એમ કહી અન્ય પ્રજાઓને તેણે સર્જી." વળી અન્ય શ્રુતિમાં કહ્યું છે કે, "स मनसा वाचं मिथुनं समभवत् અર્થઃ–તેણે મનવડે વાણીરૂપી મિથુનને ઉત્પન્ન કર્યું." આ સર્વ એમ સૂચવે છે કે, શબ્દ પ્રથમ છે, જેને વિશે આવી સૃષ્ટિ છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "अनादिनिधनानित्यावागुत्सृष्टा स्वयंभुवा। आदौ वेदमयी दिव्या यतः सर्वाः प्रवृत्तयः અર્થ–સ્વયંભૂમાંથી અનાદિ, અનંત તથા નિત્યરૂપ વાણી પ્રથમ થઇ. પ્રથમ આ વાણી વેદમયી તથા દિવ્ય સ્વરૂપે હતી તથા તેમાંથી સર્વ પ્રવૃત્તિઓ થઇ છે." વાણીનો આ ઉત્સર્ગ સંપ્રદાયને પ્રવર્તાવવાળો જાણવો. અનાદિ તથા અનંત કહેવાથી બીજા પ્રકારની ઉત્પત્તિનો સંભવ નથી. તે જ પ્રમાણે મનુસ્મૃતિના ૧ લા અધ્યાયના ૨૧ મા શ્લોકમાં કહ્યું છે કે, "नामरूपं च भूतानां कर्मणां च प्रवर्तनम्। वेदशब्देभ्य एवादौ निर्ममे स महेश्वरः આ મહેશ્વરે ભૂતોનાં નામ તથા રૂપ તેમ જ કર્મની પ્રવૃત્તિ વેદ શબ્દમાંથી ઉત્પન્ન કરી." "सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक्। वेदशब्देभ्य एवादौ पृथक्संस्थाश्च निर्ममे॥ અર્થઃ–તેણે સર્વનાં નામ, જૂદાં જૂદાં કર્મ, તેમ જ પૃથક્ સ્થિતિ પ્રથમ વેદ શબ્દમાંથી ઉત્પન્ન કરી." આપણે જ્યારે કાંઇપણ વસ્તુ કરવાની ઇચ્છા રાખીએ છીએ ત્યારે તે વાચક શબ્દનું પ્રથમ સ્મરણ કરીએ છીએ. ત્યારબાદ તે વસ્તુને કરીએ છીએ. આ બાબત આપણુ સર્વને પ્રત્યક્ષ છે. આ જ પ્રમાણે સષ્ટારૂપ પ્રજાપતિના સૃષ્ટિ થવા પહેલાં વૈદિક શબ્દો મનમાં ઉત્પન્ન થયા. ત્યારબાદ તેને અનુસરતા અર્થની ઉત્પત્તિ થઇ, આમ સિદ્ધ થાય છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, "स भूरिति व्याहरत्स भूमिमसृजत (તે. બ્રા. ૨, ૨, ૪, ૨,) તેણે ભૂ એવો ઉચ્ચાર કર્યો તથા પ્રથમ ભૂમિને ઉત્પન્ન કરી." આ રીતે મનમાં ઉત્પન્ન થયેલ ભૂરાદિ શબ્દવડે ભૂરાદિ લોક વ્યક્ત થાય છે.

શિષ્યઃ—કેવા સ્વરૂપવાળા શબ્દને ઉદ્દેશી શબ્દમાંથી આ જગતની સૃષ્ટિ કહી છે? હું ધારૂં છે કે, સ્ફોટ અર્થાત્ વ્યક્ત થાઓ, એ ઉદ્દેશે કરી કહ્યું છે. કારણ કે વર્ણનો સંબંધ કહીએ તો તેઓ ઉત્પત્તિ તથા નાશવાળા છે. ત્યારે નિત્ય શબ્દમાંથી દેવાદિ વ્યકિતઓનો પ્રભવ યોગ્ય નથી. ઉત્પન્ન થનારા તથા નાશ

પામનાર વર્ણો છે. પ્રત્યુચ્ચારણ ભિન્ન છે. કારણ કે તેથી ભિન્નની પ્રતીતિ થાય છે. એક પુરૂષ જોવામાં ન આવેલ હોય, છતાં તે ભણતો હોય તેના ધ્વનિવડે જાણવામાં આવે છે કે, અમુક માણસ જ ભણે છે. જેવી રીતે આ દેવદત્ત ભણે છે કે યજ્ઞદત્ત ભણે છે. વળી વર્ણસંબંધી જૂદી જૂદી પ્રતીતિ મિથ્યા જ્ઞાનરૂપે નથી. કારણ કે એક પ્રતીતિને બાધ કરનારી અન્ય પ્રતીતિનો અભાવ છે. વર્ણોવડે અર્થની સિદ્ધિ થાય છે, એ યોગ્ય નથી. કારણ કે દરેક વર્ણ અર્થની પ્રતીતિ કરાવી શકતો નથી. જો કે તેમ થાય તો વ્યભિચારનો સંભવ આવે. તેમ જ વર્ણ સમુદાયની પણ પ્રતીતિ નથી. કારણ કે વર્ણોને ક્રમ હોય છે. પૂર્વ પૂર્વ વર્ણના અનુભવથી ઉત્પન્ન થયેલ સંસ્કાર સહિત અંત્ય વર્ણ અર્થની પ્રતીતિ કરાવે છે, એમ કહેલું યોગ્ય નથી. કારણ કે ધૂમાદિની માફક શબ્દ, સંબંધના ગ્રહણવડે યોજવામાં આવે છે. આથી પોતાની પ્રતીતિ થતાં તે અર્થની પ્રતીતિ કરાવે છે. પૂર્વ પૂર્વ વર્ણના અનુભવથી ઉત્પન્ન થયેલ સંસ્કાર સહિત અંત્ય વર્ણની પ્રતીતિ હોતી નથી. કારણ કે સંસ્કારોનું અપ્રત્યક્ષપણું હોય છે. કાર્યથી પ્રતીતિ કરાતા સંસ્કાર સહિત અંત્ય વર્ણ અર્થની પ્રતીતિ કરાવે છે, એમ જો તમે કહેશો તો તે પણ યોગ્ય નથી. કારણ કે સંસ્કારના કાર્યરૂપ સ્મૃતિમાં પણ ક્રમ જોવામાં આવે છે. આથી શબ્દ સ્ફોટ અર્થાત્ પ્રકટ થવારૂપ છે. આ સ્ફોટ દરેક વર્ણની પ્રતીતિવડે સંસ્કારરૂપ પ્રતીતિવડે આવૃત થયેલ હોય છે. પરિણામ અંત્ય વર્ણની પ્રતીતિ થયેલ હોય છે. આ પ્રતીતિરૂપ શબ્દ એક પ્રતીતિના વિષયવડે પ્રકાશે છે. આ એક પ્રતીતિ સંબંધવાળી સ્મૃતિરૂપે નથી કે વર્ણો અનેક છે, માટે એક વિષય હોઈ શકે નહિ. શબ્દન કરણને જે જાણવું, તે નિ- ખીજું ભેદપ્રતીતિ વર્ણ સંબં છે. આ નિત્યરૂપ તથા સ્ફોટ શબ્દના ઉચ્ચારથી ક્રિય , કારક ત ના લક્ષણવાળું કટેવ માં આવતુ ઉત્પન્ન થાય છે. ભગવાન્ ( મત છે કે, "वर्णा एव तु शब्दः શબ્દરૂપે છે." વળી વર્ણનો તથા નાશ કહ્યો છે, તે યોગ્ય કારણ કે વર્ણવડે જણાય છે તે જ વસ્તુ છે. કેશાદિમાં જેમ તાનું જ્ઞાન થાય છે, તેમ આ સાદૃશ્યનાને લઈ જ્ઞાન થાય છે કહેવું યોગ્ય નથી. કારણ કે જ્ઞાનનો અન્ય પ્રમાણવડે બાધ નથી. પ્રત્યભિજ્ઞાન આકૃતિના છે, એમ કહેશો તો તે ખોટું છે કે વ્યક્તિવડે પ્રત્યભિજ્ઞાન જ્યારે બોલતી વખતે ગત્વાદિ માફક ભિન્ન ભિન્ન વર્ણવ્યક્તિ તીતિ થાય છે ત્યારે આકૃતિના રૂપે પ્રત્યભિજ્ઞાન હોતું જોઈએ તેમ નથી, કારણ કે ઉચ્ચાર

તઓનું જ્ઞાન થાય છે. એ વાર ઉચ્ચારણ કર્યું, તેથી કાઇ બે ગાય પ્રાપ્તિ થતી નથી. બોલવાના વર્ણોની ભિન્ન પ્રતીતિ થાય છે. રીકે દેવદત્ત, યજ્ઞદત્ત આ બેઉના ના ધ્વનિને સાંભળવાથી ભિન્નતાતિ થાય છે.

:—હે શિષ્ય! આ સંબધી હું સાંભળ. જ્યારે વર્ણ સંબધી નિશ્ચય થાય છે, ત્યારે વર્ણો તથા વિભાગવડે વ્યક્ત થાય છે. રવાની વિચિત્રતાને લીધે વર્ણની પ્રતીતિ થાય છે. પણ સ્વરૂપને ચિત્ર પ્રતીતિ થતી નથી. વર્ણની ી ભેદવાદીના જ્ઞાનની સિદ્ધિ માટે ની કલ્પના કરવામાં આવી છે. ર્ણવ્યક્તિમા ભિન્નતાની જે પ્રતીતિ , તે પરોપાધિરૂપે છે, એમ જોઇએ. વર્ણવ્યકિતમા જ ભિન્નપ્રતીતિ અન્ય ઉપાધિરૂપે છે, ભ્રમરૂપે છે, તથા જ્ઞાનના સ્વરૂપય છે, એમ કલ્પના કરવી તે છે. જે પ્રત્યભિજ્ઞાન છે તે જ વર્ણ . 'ભેદપ્રતીતિને બાધ કરનારી છે. નહિ તો એક જ વખતે વર્ણના ઉચ્ચાર થવામાથી એક એકી વખતે અનેકરૂપે જેમકે ' અનુદાત્ત, સ્વરિત, સાનુનાસિક તથા નિરનુનાસિક, કેવી રીતે થાય? આ પ્રતીતિ ભેદના ધ્વનિવડે થાય છે, પણ વર્ણવડે થતી નથી, માટે દોષ નથી.

શિષ્ય:—ધ્વનિ એટલે શું?

ગુરુ—વર્ણ શું હશે, તે નહિ જાણવામાં આવે, પણ દૂરથી સાંભળનારા મનુષ્યના કર્ણના માર્ગને જે વસ્તુ પહોંચે છે, તે ધ્વનિ છે. સમીપવર્તી મનુષ્યને આ વર્ણ પટુ છે, મૃદુ છે, ઇત્યાદિ ભેદ જોવામાં આવે છે. કારણ કે તેને વર્ણનો ઉચ્ચાર જાણવામાં આવે છે. આ પ્રમાણે હોવાથી ઉદાત્તાદિ પ્રતીતિઓ આશ્રયયુકત થશે. બીજી રીતે જો જાણવામાં આવેલ વર્ણોનો ભેદ નથી, એમ માનીએ તો ઉદાત્તાદિ વિશેષની કલ્પના સંયોગ તથા વિભાગજન્ય છે, એમ માનવું પડશે. હવે સયોગ તથા વિભાગ પ્રત્યક્ષરૂપે નથી. આથી તેને આશ્રયે રહેલ ભેદો પણ વર્ણોમાં હોવા શકય નથી. આથી ઉદાત્તાદિ પ્રતીતિઓ આશ્રયથી રહિતરૂપે થશે અન્યના ભેદવડે ભેદ રહિત અન્યનો ભેદ માનવો યોગ્ય નથી. બીજું વ્યક્તિના ભેદવડે ભિન્ન જાતિ માનવામાં આવતી નથી. વર્ણવડે અર્થની પ્રતીતિનો સંભવ છે. માટે સ્ફોટ કલ્પના નિરર્થક છે. હું સ્ફોટ શબ્દને કલ્પનારૂપે જાણુતો નથી, પણ પ્રત્યક્ષરૂપે જાણું છું. કારણ કે દરેક વર્ણના ગ્રહણયુકત સંસ્કારવાળી બુદ્ધિમાં જલદી જ્ઞાનથાય છે. પ્રથમ દરેક વર્ણનું ગ્રહણ થાય છે. પછી સમસ્ત વર્ણયુક્ત,

---

ાણુ આદિ પ્રદેશ સાથે નાભિમા રહેલ વિચિત્ર રીતે સયોગ તથા વિયોગ થાય વર્ણ વ્યક્ત થાય છે.

આ તો ગાય છે, એવી એક બુદ્ધિ થાય છે. પણ ગાયને બદલે બીજી ભળતી વસ્તુને વિશે બુદ્ધિ જતી નથી.

શિષ્ય:—આ કેવી રીતે જાણી શકાય છે?

ગુરુ:—આ જાણી શકવાનું કારણ એ કે, બુદ્ધિમાં ગકારાદિ વર્ણનું ભાન થાય છે. પણ દકારાદિ વર્ણનું નહિ. જો બુદ્ધિનો વિષય ગકારાદિથી ભિન્નરૂપે વ્યક્ત થાય તો દકારાદિની માફક ગકારાદિ પણ બુદ્ધિને ભિન્ન જણાય, પણ તેમ થતું નથી. માટે વર્ણ સંબંધી એક બુદ્ધિ થવી, તેનું નામ સ્મૃતિ છે

શિષ્ય:—વર્ણો અનેક છે. માટે એક બુદ્ધિ થવાનો સંભવ ઓછો છે, એમ મારું માનવું છે.

ગુરુ:—આના સંબંધમાં હું કહું, તે સાંભળ. જો કે વર્ણ અનેક હોય, છતાં એક બુદ્ધિ થવાનો સંભવ છે. જેમકે પંકિત, વન, સેના, દસ, સો, હજાર ઇત્યાદિ અનેક વર્ણનો સંભવ હોય છે. 'ગૌ' આ એક શબ્દ છે. આ રીતની જે બુદ્ધિ, તે અનેક વર્ણોમાં એક અર્થના અવચ્છેદને આધારે ઉપચારવાળી છે. દાખલા તરીકે વન સેના વગેરેમાં બુદ્ધિ પ્રવૃત્ત થાય છે.

શિષ્ય:—જો વર્ણો સમસ્તપણે એક બુદ્ધિના વિષયરૂપ થાય તો જારા, રાજા, કપિ, પિક ઇત્યાદિ વર્ણોમાં ભિન્ન પદની પ્રતીતિ થવી ન જોઇએ. કેમકે એક જ વર્ણનો બેઉ સ્થળે ભાસ હોય છે.

ગુરુ:—આના સંબંધમાં હું કહું તે સાંભળ. જો કે સમસ્ત વર્ણનું ભાન થાય છે, પણ જેવી રીતે કીડીઓ ક્રમવડે ચાલી હારની હાર બાંધે છે, તેમ વર્ણો પણ ક્રમવાળા હોવાથી પદરૂપી બુદ્ધિને પામે છે. જો કે વર્ણોમાં ભિન્નતા નથી, છતાં વર્ણના ક્રમથી પદની ઉત્પત્તિ થાય છે, એમ કહેવામાં વિરોધ આવતો નથી. ક્રમ વડે આ વર્ણોનું ગ્રહણ વ્યુત્પત્તિ દશામાં કરવામાં આવે છે. ત્યાર પછી ગ્રહણ કરેલ અર્થનો વિશેષ સંબંધ થાય છે. પ્રવૃત્તિ અવસ્થામાં દરેક વર્ણનું ગ્રહણ કરવામાં આવે છે. ત્યાર બાદ સમસ્ત વર્ણનો અવમર્શ કરનારી બુદ્ધિમાં તેવા પ્રકારનો ભાસ પડે છે. પછી જુદા જુદા અર્થની વ્યભિચારથી રહિત પ્રતીતિ થશે. આ રીતે વર્ણવાદીની અત્યંત લઘુ કલ્પના છે. સ્ફોટ વાદીના મત પ્રમાણે જે વર્ણના અર્થ જાણવામાં આવેલ હોય છે તેનો નાશ થાય છે તથા જે વર્ણોનું જ્ઞાન નથી થયલું હોતું, તેની કલ્પના કરવામાં આવે છે. ક્રમે કરી ગ્રહણ કરવામાં આવતા આ વર્ણો જે સ્ફોટ હોય છે, તે અભિવ્યક્ત થાય છે. આ સ્ફોટ અર્થની વ્યક્તિ કરે છે. આમ મહાન્ કલ્પના કરવામાં આવે છે. જો કે ઉચ્ચાર કરતી વખતે વર્ણો ભિન્ન ભિન્ન હોય છે, છતાં જ્ઞાનના આધારવડે વર્ણની સામાન્યતા અવશ્ય સ્વીકારવી પડશે. પ્રથમ વર્ણોમાં અર્થના પ્રતિપાદનની ક્રિયા રચવામાં આવે છે. આ જ ક્રિયા સામાન્ય વર્ણોમાં પણ જાણી લેવી. આથી નિત્ય

શબ્દમાંથી દેવાદિ વ્યક્તિની ઉત્પત્તિ છે, આમ કહેવું અયોગ્ય નથી. (૨૮)

શિષ્યઃ–આથી તો શબ્દ નિત્ય છે, એમ ઠર્યું, પણ તેથી શું ?

ગુરુઃ–શબ્દ નિત્ય છે, તેથી વેદ પણ નિત્ય છે. આ જ બાબત ૨૯ મા સૂત્રમાં દર્શાવી છે.

## અધિકરણ ૮ મું–સૂત્ર ૨૯ મું.

## વેદની નિત્યતા.

अत एव च नित्यत्वम् ॥ २९ ॥

સૂત્રાર્થઃ–શબ્દ નિત્ય હોવાથી વેદનું પણ પણ નિત્યત્વ ઠરે છે. (૨૯)

ટીકાઃ–શિષ્યઃ–સ્વતંત્ર કર્તાનો અભાવ છે તથા આજ હેતુને લઇ વેદનું નિત્યત્વ સિદ્ધ થાય છે, વળી अतः प्रभावात् ઇત્યાદિ સૂત્રવડે દેવાદિ વ્યક્તિની ઉત્પત્તિ તથા નાશ હોતો નથી, આ રીતનો પરિહાર કર્યો છે. પણ વેદના નિત્યત્વમાં શું પ્રમાણ છે ?

ગુરુ–अत एव नित्यत्वम् આ સૂત્ર, વેદ નિત્યરૂપે રહેલ છે, એમ દૃઢ કરે છે. આથી જ નિયત આકૃતિવાળા દેવાદિરૂપ જગતની વેદ શબ્દમાંથી ઉત્પત્તિ છે. આથી વેદ શબ્દમાં નિત્યત્વની પ્રતીતિ થાય છે. વળી મંત્ર વર્ણમાં કહ્યું છે કે, "यज्ञेन वाचः पदवीयमायन्तामन्वविन्दन्नृषिषु प्रविष्टाम् (ઋ૦ સં. ૧૦,૭૧,૩) યજ્ઞવડે વાણીને ગ્રહણ કરવાની યોગ્યતાને પ્રાપ્ત કરી ઋષિઓએ તે વાણીને પોતામાં પ્રવેશ કરી." આ મંત્રથી વાણીને મેળવી, એમ દર્શાવ્યું છે. વળી વેદ વ્યાસે સ્મૃતિમાં કહ્યું છે કે, युगान्तेऽन्तर्हितान्वेदान्सेतिहासान्महर्षयः । लेभिरे तपसा पूर्वमनुज्ञाताः स्वयम्भुवा અર્થઃ–પૂર્વે બ્રહ્માની આજ્ઞા મેળવી મહર્ષિઓએ યુગને અંતે અંતર્ધાન થયેલ ઇતિહાસયુક્ત વેદોને તપવડે મેળવ્યા." (૨૯)

શિષ્યઃ—વેદ નિત્ય છે, આના સંબંધી બીજું કાંઇ પ્રમાણ હોય તે કહો.

ગુરુઃ–નામ તથા રૂપ બેઉ દરેક પ્રભાવમાં સમાન સ્વરૂપવાળા છે. વળી સંસાર નામ તથા રૂપરૂપે છે. તેથી વેદના નિત્યત્વમાં સ્મૃતિ તથા શ્રુતિના પ્રમાણવડે વિરોધ જોવામાં આવતો નથી. આથી જ કહ્યું છે કે;–

## અધિકરણ ૮ મું–સૂત્ર ૩૦ મું.

## વેદની નિત્યતામાં શ્રુતિપ્રમાણ.

समाननामरूपत्वाच्चावृत्तावप्यविरोधो दर्शनात् स्मृतेश्च ॥ ३० ॥

સૂત્રાર્થઃ–નામ તથા રૂપ સમાન છે, માટે સંસારનો પ્રભવ તથા પ્રલય થવાથી વેદના નિત્યત્વમાં વિરોધ આવતો નથી. આને માટે શ્રુતિ તથા સ્મૃતિ પ્રમાણરૂપે છે. (૩૦)

ટીકાઃ–શિષ્યઃ–જો પશુ આદિ વ્યક્તિની માફક દેવાદિ વ્યક્તિઓનો ઉત્પત્તિ તથા નાશરૂપ પ્રવાહ ચાલુ રહે તો પછી આ તો અધ્યાપક છે, આનું મારે અધ્યયન કરવાનું છે તથા આ મારે

અધ્યયન કરવા યોગ્ય છે, આ રીતના વ્યવહારનો નાશ થશે નહિ. આ પ્રમાણેનો વ્યવહારસંબંધ નિત્ય રહેવાથી શબ્દમાં વિરોધનો પરિહાર થાય છે. જ્યારે સર્વ ત્રૈલોક્ય નામ તથા રૂપનો ત્યાગ કરી નિર્લેપરૂપે થાય છે તથા પાછું તે નવારૂપે વ્યકત થાય છે, એમ શ્રુતિ તથા સ્મૃતિનું પ્રમાણ છે. તો પછી આ વિરોધ માનવો યોગ્ય નથી, એમ મારૂં માનવું છે.

ગુરુ—આ જ હેતુને લઇ આ સૂત્રમા કહ્યું છે કે, समाननामरूपत्वात् ઇત્યાદિ. આમ નામ તથા રૂપાદિનું અનિત્યપણું છે, તાં સંસારનું તો અનાદિપણું જ છે. યાસ ભગવાને સંસારનું અનાદિપણું વીકારવા નીચલા સૂત્રની યોજના કરી છે;—उपपद्यते चाप्युपलभ्यते च (બ્ર. સૂ. ૨, ૧, ૩૬) આ અનાદિ સંસારમાં જેવી રીતે તગ્રત તથા સ્વપ્નાવસ્થા છે, તેજ પ્રમાણે ઉત્પતિ તથા નાશ એક સરખા છે, એમ શ્રુતિ કહે છે. પૂર્વે જાગ્રતાવસ્થામાં જે રીતનું જ્ઞાન હોય છે, તે પ્રમાણેનું પછી પણ જાગ્રતાવસ્થામાં જ્ઞાન થાય છે. આ રીતના વ્યવહારમાં કોઇપણ રીતે વિરોધ આવતો નથી. આજ રીતના બીજા કલ્પની પણ ઉત્પત્તિ તથા લયને જાણી લેવાં. સ્વપ્નાવસ્થામાં તથા જાગ્રતાવસ્થામાં પ્રલય તથા પ્રભવ હોય છે, એમ શ્રુતિ કહે છે. કહ્યું છે કે, "यदा सुप्तः स्वप्नं न कंचन पश्यत्यथास्मिन्प्राण एवैकधा भवति तदैनं वाक् सर्वैर्नामभि सहाप्येति चक्षुः सर्वैः रूपैः सहाप्येति श्रोत्रं सर्वैः शब्दैः सहाप्येति मनः सर्वैर्ध्यानैः सहाप्येति स यदा प्रतिबुध्यते यथाग्नेर्ज्वलतः सर्वा दिशो विस्फुलिङ्गा विप्रतिष्ठेरन्नेवमेवैतस्मादात्मनः सर्वे प्राणा यथायतनं विप्रतिष्ठन्ते प्राणेभ्यो देवा देवेभ्यो लोकाः (કૌ० ૩-૩) જ્યારે પુરુષ સુષુપ્તાવસ્થામાં હોય છે, ત્યારે તે કાંઇ સ્વપ્નને જોતો નથી. તે સમયે પ્રાણ વિશે તે એક જ પ્રકારનો હોય છે. પછી સર્વ નામો સહિત વાણી તેમાં પ્રવેશ કરે છે, ચક્ષુ સર્વ રૂપો સહિત તેમાં પ્રવેશ કરે છે, સર્વ શ્રોત્ર શબ્દો સહિત તેમાં પ્રવેશ કરે છે, તથા મન સર્વ સંકલ્પો સહિત તેમાં પ્રવેશ કરે છે. જ્યારે મનુષ્ય જાગ્રતાવસ્થામાં આવે છે ત્યારે જેમ બળતા અગ્નિમાંથી તણખાઓ સર્વ દિશામાં પસરે છે, તેમ આ આનંદરૂપ આત્મામાંથી સર્વ પ્રાણો પોતપોતાના સ્થાન પ્રતિ જઇ બેસે છે. પ્રાણોથી દેવો તથા દેવોથી લોકો થાય છે."

શિષ્ય:—સુષુપ્તિમાં અન્ય પુરુષના વ્યવહારનો નાશ થતો નથી તથા પોતે જ્યારે સુષુપ્તિમાંથી જાગ્રતાવસ્થામાં આવે છે ત્યારે પૂર્વના જાગ્રતાવસ્થાના વ્યવહારના અનુસંધાનનો સંભવ હોય છે, એમાં કોઇપણ રીતે અયોગ્ય નથી. પણ જ્યારે મહાપ્રલય થાય છે ત્યારે સર્વ પ્રકારના વ્યવહારનો નાશ થાય છે, તેથી જન્માંતરના વ્યવહારની માફક કલ્પાન્તર વ્યવહારનું અનુસંધાન હોતું નથી, માટે આમાં વિષમતાનો દોષ આવે છે.

ગુરુ:—આમાં વિષમતાનો દોષ આવતો નથી. સર્વ વ્યવહારના નાશરૂપ

મહાપ્રલય જો કે થાય છે, છતાં પરમેશ્વરના અનુગ્રહને લીધે હિરણ્યગર્ભાદિ ઇશ્વરોનો અન્ય કલ્પના વ્યવહારનું અનુસંધાન કાયમ રહે છે. જો કે સામાન્ય પ્રાણીઓને જન્માંતરના વ્યવહારનું અનુસંધાન જોવામાં નથી આવતું, છતાં સામાન્યની માફક સમર્થ પુરૂષોને તેમ હોતું નથી. જો કે મનુષ્યાદિથી માંડી સ્તંભ પર્યંતમાં પ્રાણિપણું સમાન છે, છતાં જ્ઞાન તથા ઐશ્વર્યાદિનો પ્રભાવ ક્રમે કરી ઓછો થવો જોઇએ તથા તે પ્રમાણે સ્તંભમાં ઐશ્વર્યાદિનો પ્રભાવ હોતો નથી. છતાં મનુષ્યાદિ કરતાં હિરણ્યગર્ભમાં જ્ઞાન તથા ઐશ્વર્યનો પ્રકાશ ઉત્તરોત્તર વધતો હોય છે. આ પ્રમાણે શ્રુતિ તથા સ્મૃતિમાં વારંવાર કહ્યું છે, માટે તેનું આ સ્થળે નિરૂપણ કરવું અયોગ્ય છે. પૂર્વના કલ્પમાં જેઓએ ઉત્કૃષ્ટ જ્ઞાનવાળાં કર્મો કીધાં છે, એવા હિરણ્યગર્ભાદિ ઇશ્વરોની વર્તમાન કલ્પાદિમાં જ્યારે ઉત્પત્તિ થાય છે ત્યારે પરમેશ્વરના અનુગ્રહને લીધે જેમ સામાન્ય મનુષ્ય સુષુપ્તિમાંથી જાગ્રતાવસ્થામાં આવે છે, તેમ હિરણ્યગર્ભાદિઓને અન્ય કલ્પના વ્યવહારનું જ્ઞાન કાયમ રહે છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, "यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै । तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये (શ્વે. ૬, ૧૮) મોક્ષની ઇચ્છાવાળા મારે પરમાત્માને શરણે જવું જોઇએ. આ પરમાત્મા પોતાની વિદ્યાના પ્રકાશવાળા છે. એણે સૃષ્ટિના આરંભ વખતે બ્રહ્માને ઉત્પન્ન કરી તેઓને વેદો આપ્યા છે." વળી સ્મૃતિમાં કહ્યું છે કે, "शौनकादयः मधुच्छन्दःप्रभृतिभिः ऋषिभिर्दाशतय्यो दृष्टाः અર્થઃ—મધુચ્છંદ તથા શૌનક આદિઆદિ ઋષિઓએ દશ મંડળની ઋચાઓ જોઇ" કાણ્ડવ ઋષિ આદિઓનું કહેલું પણ દરેક વેદમાં એ જ પ્રમાણેનું છે શ્રુતિ પણ નીચલા મંત્રવડે ઋષિનાજ્ઞાન પછી અનુષ્ઠાનનું નિરૂપણ કરેછે. "यो ह वा अविदितार्षेयच्छन्दोदैवतब्राह्मणेन मंत्रेण याजयति वाध्यापयति वा स्थाणुं वर्च्छति गर्तं वा प्रतिपद्यते અર્થઃ—જે મનુષ્ય ઋષિયોગ, છંદ, દૈવત તથા બ્રાહ્મણને જાણ્યા વિના યજ્ઞ કરાવે છે અથવા અધ્યયન કરાવે છે, તે સ્થાવરપણાને પામે છે અથવા તો તેને નરકની પ્રાપ્તિ થાય છે." આ પ્રમાણેની શરૂઆત કર્યા પછી કહ્યું છે કે, "तस्मादेतानि मंत्रे मंत्रे विद्यात માટે દરેક મંત્રના છંદ આદિ જાણવા જોઇએ." પ્રાણીઓના સુખને અર્થે ધર્મનું વિધાન કર્યું છે. વળી દુઃખના નાશ માટે અધર્મનો પ્રતિષેધ કર્યો છે. જોવામાં તેમજ સાંભળવામાં આવેલ સુખ દુઃખના વિષયવાળા રાગદ્વેષ છે. પણ ઉલટા સંબંધવાળા રાગ તથા દ્વેષ હોતા નથી. ધર્મ તેમજ અધર્મ ફળવડે થયેલ જે ઉત્તર સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, તે પૂર્વની સૃષ્ટિના સરખી જ હોય છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "तेषां ये यानि कर्माणि प्राक्सृष्ट्यां प्रतिपेदिरे । तान्येव ते प्रपद्यन्ते सृज्यमानाः पुनः पुनः ॥ हिंस्राहिंस्रे मृदुक्रूरे धर्माधर्मावृतानृते । तद्भाविताः प्रपद्यन्ते तस्मात्तत्तस्य रोचते અર્થઃ—તેઓમાં જેઓ જે કર્મ પૂર્વ સૃષ્ટિમાં કરે છે, તે જ કર્મને પુનઃ ઉત્પન્ન થતાં તેઓ પ્રાપ્ત

કરે છે. પછી તે કર્મ કાં તો નાશકારક હોય કે નાશથી રહિત હોય, દયાયુક્ત હોય કે ઘાતકી હોય, ધર્મયુક્ત હોય કે અધર્મવાળું હોય, સત્યરૂપે હોય કે અસત્યરૂપે હોય, આ રીતનાં કર્મને ઉત્પન્ન થઇ તેઓ પામે છે. આથી તે કર્મપર તેને પ્રીતિ રહે છે." જગત્ કે જેનો પ્રલય થયલો કહેવાય છે, તેની સંસ્કારરૂપી પૂર્ણ શક્તિનો નાશ થયલો હોતો નથી. આ સંસ્કારરૂપી જે મૂળ શક્તિ રહેલ હોય છે, તેથી ફરી જગતની ઉત્પત્તિ થાય છે જો તેમ ન થાય તો આકસ્મિક રીતે જગતની ઉત્પત્તિ થવાનો પ્રસંગ આવે. વળી શક્તિઓને અનેક આકાર છે, એમ માનવું યોગ્ય નથી. આથી વિચ્છેદ પામી ઉત્પત્તિ ભાવને પામતા ભૂરાદિ પ્રવાહોનો દેવ, તિર્યક તથા મનુષ્ય લક્ષણોનો, પ્રાણીના સમૂહ પ્રવાહોનો, તેમજ વર્ણ, આશ્રમ ધર્મ તથા ફળની વ્યવસ્થાનો, આ અનાદિ સંસારમાં નિયમ રહેલો છે જે રીતે ઇન્દ્રિયોનો પોતાના વિષયની સાથે સંબધ નિયમિત રીતે હોય છે, તેમ અહીં પણ જાણી લેવું. જેવી રીતે છઠ્ઠી ઇન્દ્રિય તથા તેનો છઠ્ઠો વિષય કલ્પવો અયુક્ત છે, તેમ ઇન્દ્રિયો તથા તેના વિષયોના સંબધરૂપ વ્યવહાર દરેક સર્ગ વખતે ભિન્ન છે, એમ માનવું યોગ્ય નથી. આથી સર્વ કલ્પમા વ્યવહાર એક જ સરખો હોય છે. તેથી બીજા કલ્પનાં વ્યવહાર સાથે તેનં અનસંધાન રહેલ છે. આ હેતુથી દરેક સૃષ્ટિવડે ઇશ્વરોના સરખી નામ તથા રૂપવાળી વ્યક્તિઓની ઉત્પત્તિ થાય છે. નામ તથા રૂપની સમાનતા છે, જેથી જગતની મહાસર્ગ તથા મહા પ્રલયના લક્ષણવાળી આવૃત્તિ સ્વીકારવામાં આવે છે, છતાં વેદની પ્રમાણતામાં કોઇ રીતનો વિરોધ આવતો નથી. શ્રુતિ તેમજ સ્મૃતિ નામ અને રૂપની સમાનતા નીચે પ્રમાણે દર્શાવે છે.-

"सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ( ઋ૦ મં ૧૦, ૧૯૦, ૩ ) પૂર્વની માફક બ્રહ્માએ સૂર્યની, ચંદ્રની, દ્યુલોકની, પૃથ્વીની, અંતરિક્ષની તથા સ્વર્ગની કલ્પના કરી." જેવી રીતે પૂર્વના કલ્પમાં સૂર્ય, ચંદ્રાદિની કલ્પના કરી, તેજ પ્રમાણે આ કલ્પમાં પણ પરમેશ્વરે કલ્પના કરી. તેજ પ્રમાણે તૈત્તિરીય બ્રાહ્મણમાં કહ્યું છે કે, "अग्निर्वा अकामयत । अन्नादो देवानां स्यामिति। स एतमग्नये कृत्तिकाभ्य पुरोडाशमष्टाकपालं निरवपत् અગ્નિએ ઇચ્છા કરી કે, હું દેવોના ભક્ષકરૂપે થાઉં. તેણે કૃત્તિકાદિના અભિમાની દેવ અગ્નિને માટે આઠ કપાલમાં તૈયાર કરવામા આવેલ પુરોડાશ નિરૂપણ કર્યો." જે અગ્નિએ આ નિરૂપણ કર્યું, તેને માટે બીજા અગ્નિઓએ નિરૂપણ કર્યું, તે સર્વ અગ્નિઓ સરખા નામ તથા રૂપવાળા છે, એમ શ્રુતિ સૂચન કરે છે. આના ઉદાહરણરૂપે અનેક

"ऋषीणां नामधेयानि याश्च वेदेषु दृष्टय । शर्वर्यन्ते प्रसूतानानान्येवैभ्योददात्यज । यथर्तुष्वृतुलिंगानि नानारूपाणि पर्यये। दृश्यन्ते तानि तान्येव तथा भावायुगादिषु ॥ यथाभिमानिनो ऽतीता स्तुल्यास्ते सांप्रतैरिह । देवा देवैरतीतैर्हि रूपैर्नामभिरेव च अર્થ—ઋષિઓનાં જે નામો તથા વેદોમાં જે દૃષ્ટિઓ છે, તે પ્રલય પછી પાછાં ઉત્પન્ન થાય છે. બ્રહ્મા ફરીથી તે જ નામ તેઓને આપે છે. જેવી રીતે એક ઋતુમાં અનેક સ્વરૂપવાળાં ચિહ્નો હોય છે, તેનાં તે જ ચિહ્નો પાછાં તે જ ઋતુમાં ફરી જોવામાં આવે છે, તે જ રીતની યુગાદિની ઉત્પત્તિ એ. છે. જેના જેના અભિમાની દેવ થયા હોય, તે જ દેવો વર્તમાન દેવોની સાથે નામ તથા રૂપે કરી સરખા છે." આ રીતની સ્મૃતિને વેદના નિત્યત્વમાં જાણી લેવી

શિષ્ય—દેવોને બ્રહ્મવિદ્યાનો અધિકાર છે કે નહિ?

ગુરુ—જૈમિનિ મુનિ કહે છે કે, મધુવિદ્યામા દેવોને અધિકાર નથી, તેથી તેઓને બ્રહ્મવિદ્યામા પણ અધિકાર નથી. આથી કહ્યું છે કે;

## અધિકરણ ૮ મું-સૂત્ર ૩૧ મું.

## જૈમિનિનો મત.

मध्वादिष्वसंभवादनधिकारं जैमिनिः ॥३१॥

સૂત્રાર્થઃ—મધુ વિદ્યા આદિમાં દેવાદિના અધિકારનો અસંભવ છે, તેથી તેઓનો બ્રહ્મવિદ્યામાં પણ અધિકાર નથી. એમ જૈમિનિનું માનવું છે. (૩૧)

ટીકા—ગુરુઃ—આ સૂત્રમાં, પૂર્વે દેવાદિને પણ બ્રહ્મવિદ્યામા અધિકાર છે, એમ જે કહ્યું છે તેનો નિષેધ કર્યો છે. જૈમિનિ નામના આચાર્યનું માનવુ એમ છે કે, દેવોનો બ્રહ્મવિદ્યામા અધિકાર નથી.

શિષ્ય—તેઓને અધિકાર કેમ નથી?

ગુરુઃ—કારણ કે મધુઆદિ વિદ્યામાં દેવોને અધિકાર હોતો નથી. બ્રહ્મવિદ્યા તેમજ મધુવિદ્યા બેઉ એક સરખાં છે, તથા જ્યારે દેવાદિનો બ્રહ્મવિદ્યામાં અધિકાર માનીએ તો એમ માનવું પડશે કે, મધ્વાદિ વિદ્યામા પણ તેનો અધિકાર છે. પણ આ રીતનો સંભવ નથી.

શિષ્યઃ—આ રીતનો સંભવ કેમ નથી?

ગુરુ—કહ્યું છે કે "असौ वा आदित्यो देवमधु (છા૦ ૩-૧-૧) ખરેખર સૂર્ય દેવોના મધરૂપે છે." આ સ્થળે કહ્યું છે કે, મનુષ્યોએ આદિત્યની મધુ અધ્યાસવડે ઉપાસના કરવી જોઈએ. જો આપણે એમ માનીએ કે, દેવો ઉપાસકરૂપે છે તો પછી આદિત્ય દેવ કયા અન્ય દેવની ઉપાસના કરે? વળી આદિત્યના આશ્રયવાળા પાંચ રોહિતાદિ કિરણો અમૃતરૂપે છે. વળી વસુ, રુદ્ર, આદિત્ય, મરુત તથા સાધ્ય આ પાંચ દેવગણો ક્રમવડે અમૃતરૂપ કિરણને ઉપભોગ કરે છે. શ્રુતિમા ઉપદેશ છે કે, 'स य एतदेवममृतं वेद वसूनामेवैको भूत्वाग्निनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति અર્થ—જે આ પ્રમાણે અમૃતને પણ જાણે છે, તે વસુઓમાનો

એક થાય છે, તથા પોતાની સમક્ષ અગ્નિ પ્રમુખ અમૃતને જોઇ અર્થાત્ અનુભવ કરી તૃપ્ત થાય છે" આ શ્રુતિ વસુઆદિથી ઉપભોગ કરવા યોગ્ય જાણનારને વસુ આદિ મહિમાની પ્રાપ્તિનું સૂચન કરે છે. હવે વસુ આદિઓએ અમૃતનો ઉપભોગ કરવાવાળા કયા વસુઆદિને જાણવા જોઇએ અથવા તો કયા બીજા વસુ આદિના મહિમાને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે ?

अग्निः पादो वायु पाद आदित्य पादो दिश पाद (છાં૦ ૩,૧૮,૨) वायुर्वा व सवर्ग (છાં૦ ૪,૩,૧,) आदित्यो ब्रह्मेत्यादेश (છાં૦ ૩,૧૧,૧) અગ્નિ તેનો પ્રથમ પાદ છે, વાયુ તેનો દ્વિતીય પાદ છે, આદિત્ય તૃતીય પાદ છે, તથા દિશાઓ ચતુર્થ પાદ છે." ખરેખર વાયુ સર્વના નિદાનરૂપે છે " આદિત્ય બ્રહ્મરૂપે છે, એમ આદેશ છે." આ સર્વ શ્રુતિમાં દેવોની ઉપાસના છે દેવોની ઉપાસનામાં દેવોને જ પોતાને અધિકાર હોય, એમ સંભવતું નથી. વળી કહ્યું છે કે, " इमामेव गोतमभरद्वाजा वयमेव गोतमोऽय भरद्वाज (બૃ૦ ૨,૨,૪.) આ બે ગોત્રો ભરદ્વાજ તથા ગોતમરૂપે છે. તેમાં એક ગોત્ર ગોતમરૂપે છે તથા બીજું ભરદ્વાજરૂપે છે." આ સર્વમાં ઋષિ સંબંધી ઉપાસના છે. આમાં ઋષિઓને પોતાની ઉપાસનાનો સંભવ નથી. (૩૧).

શિષ્ય:-દેવાદિને ઉપાસનાનો અધિકાર નથી, એ કેવી રીતે સિદ્ધ થાય ?

ગુરુ:-જ્યોતિમાં જે વિષય દર્શાવ્યો છે તે વડે સિદ્ધ થાય છે કે, તેઓને અધિકાર નથી. આથી જ ૩૨ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૩૨ મું.

## ઉપાસનામાં દેવોનો અનધિકાર.

ज्योतिषि भावाच्च ॥ ३२ ॥

સૂત્રાર્થ-વળી જ્યોતિમાં જે વિષય દર્શાવ્યો છે, તેથી દેવાદિને ઉપાસનામાં અધિકાર નથી, એમ સિદ્ધ થાય છે.

ટીકા-શિષ્ય -સ્વર્ગ લોકરૂપ આ જ્યોતિમંડલના રાત્ર તથા દિવસના ભ્રમવાવડે જગતનો ભાસ થાય છે આ જ્યોતિમંડળને આદિત્યાદિ દેવરૂપે નિરૂપણ કરેલ છે. આ રીતની લોકપ્રસિદ્ધિ છે, તેમજ શ્રુતિના વચનમાં પણ તે જ પ્રમાણે પ્રસિદ્ધ છે. હૃદયાદિ શરીરવડે, ચેતનવડે અથવા કામનાવડે જ્યોતિમંડલનો સંબંધ જાણવો અશક્ય છે. કારણ કે મૃત્તિકાદિની માફક તેનામાં જડત્વ રહેલ છે. આથી એમ સૂચન થાય છે કે, અગ્નિ ભૂમિ આદિ જેમ જડરૂપે છે, તેમ આદિત્ય જડરૂપે છે. જો કે આમ સિદ્ધ થય છે, પણ મંત્ર, અર્થવાદ, ઇતિહાસ, પુરાણ તથા લોકવડે એમ જાણવામા આવે છે કે, દેવાદિને પણ શરીર છે આ દોષ છે.

ગુરુ -હું કહું છું કે, આ દોષ નથી લોક એવું કાંઇ સ્વતંત્ર પ્રમાણ નથી જેમાં કોઇ રીતની ભિન્નતા રહેવી નથી

એવા પ્રત્યક્ષાદિ પ્રમાણવડે પ્રસિદ્ધિને પામતો અર્થ લોકવડે પ્રસિદ્ધિ પામે છે, એમ કહેવામાં આવ્યું છે. પ્રત્યક્ષાદિમાં અન્ય કાંઈ પ્રમાણ નથી. વળી ઇતિહાસ તથા પુરાણ પૌરુષેય છે માટે તેને બીજા પ્રમાણની જરૂર પડે છે. અર્થવાદો પણ વિધિવચન સાથે મળતા આવે છે, આથી તેઓ સ્તુતિઅર્થે યોજાયલા છે. આથી અર્થવાદોનું તાત્પર્ય ભિન્ન હોવાથી તેઓનું દેવાદિના શરીરાદિ ભાવમા કારણપણું જોવામાં આવતું નથી. મંત્રો પણ શ્રુતિ આદિથી નિયોજાયલા છે. તેઓ પ્રયોગની સાથે સંબંધ રાખનારા છે. વળી તેઓનો વિષય વિધિયુક્ત છે. આથી મંત્રો કોઇ પણ અર્થના પ્રમાણરૂપે નથી, એમ મીમાંસકોનું કહેવું છે. માટે દેવાદિનો બ્રહ્મવિદ્યાના સંબંધમાં અધિકાર નથી. (૩૨)

શિષ્ય-હે ભગવન્ ! આ ઉપાસનાના સંબંધમા બીજા કોઇ ઋષિનો જે મત હોય, તે કહેશો.

ગુરુ-હે સોમ્ય ! બાદરાયણ મુનિ એમ માને છે કે, દેવાદિનો બ્રહ્મવિદ્યાના સંબંધમાં અધિકાર છે. કારણ કે તેને પુષ્ટિ આપનારાં વચનો શ્રુતિ તથા સ્મૃતિમાં છે જેમ કે;-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૩૩ મું.

## બાદરાયણિનો મત.

भाव तु बादरायणोऽस्ति हि ॥ ३३ ॥

સૂત્રાર્થ -બાદરાયણ દેવાદિના અધિકારનું અસ્તિત્વ માને છે. કારણ કે તેને પ્રતિપાદન કરનારાં વચનો અન્યસ્થળે છે.(૩૩)

ટીકાઃ-ગુરુઃ-અહીં મૂળમા જે તુ શબ્દ છે, તે પૂર્વના અર્થથી ભિન્ન છે, એમ સૂચન કરવા માટે છે. બાદરાયણ નામના આચાર્ય દેવાદિના અધિકારનું અસ્તિત્વ પણ માને છે. જો કે દેવાદિથી મિશ્રિત થયેલ મધ્વાદિ વિદ્યામાં દેવોના અધિકારનો અસંભવ છે, પણ શુદ્ધ બ્રહ્મવિદ્યામાં તો તેઓનો અધિકાર છે. અધિકારના સંબંધમાં અર્થીપણાની, સમર્થપણાની તથા વિધિ આદિની આવશ્યકતા હોય છે. અમુક એક બાબતમાં અધિકારનો અસંભવ હોય, તેથી કરી જ્યાં સંભવ હોય ત્યાં પણ અધિકારનો અસંભવ માનવો, એ યોગ્ય નથી. મનુષ્યોમા પણ સર્વ બ્રાહ્મણોને સર્વ યજ્ઞ કરવાનો અધિકાર છે, છતાં રાજસૂય યજ્ઞ કરવાનો તેઓને અધિકાર નથી. આ રીતનો જે રીતે ન્યાય છે, તેમ અહીં પણ જાણી લેવું. બ્રહ્મવિદ્યાનો દેવોને અધિકાર છે, એમ નિરૂપણ કરવાવાળા વચનો શ્રુતિ તથા સ્મૃતિમા છે. કહ્યું છે કે, "तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तदभवत्तथर्षीणां तथा मनु-

થોમાં થયું." વળી કહ્યું છે કે, "ते होचु र्हन्त तमात्मानमन्विच्छामो यमात्मान मन्विष्य सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामानिति। इन्द्रो ह वै देवानामभिप्रवव्राज विरोचनोऽसुराणाम (છા. ૮,.૭, ૨,) દેવો તથા અસુરોએ કહ્યું કે, જે આત્માને જાણવાથી સર્વ લોક તથા સર્વ કામ પ્રાપ્ત થાય છે, તેને આપણે શોધીશું. ત્યાર પછી દેવોમાંથી ઇન્દ્ર તથા અસુરોમાંથી વિરોચન પ્રજાપતિ પાસે ગયો." સ્મૃતિમાં પણ ગંધર્વ તથા યાજ્ઞવલ્કયના સંવાદમાં આ જ તાત્પર્ય દર્શાવ્યુ છે.

શિષ્યઃ—હે ભગવન્ ! બત્રીસમા સૂત્રમાં કહ્યું છે કે, ज्योतिषि भावाच्च આ આ સૂત્રવડે દેવોને બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી, એમ સૂચવ્યું છે, તેનું કેમ ?

ગુરુઃ—જ્યોતિ આદિના વિષયવાળા આદિત્યાદિરૂપ દેવતાવાચક શબ્દો ચેતનાવાળા, તથા એશ્વર્યાદિવાળા તે તે દેવતાત્માનું નિરૂપણ કરે છે. કારણ કે મંત્રો તથા અર્થવાદાદિમાં આ પ્રમાણેનું સૂચન કરેલ છે. દેવોમાં આ પ્રમાણેનું એશ્વર્ય રહેલ છે કે, જો કે તેઓ જ્યોતિરાદિ વિષયવાળા હોય છે, છતાં તેઓ પોતાની મરજીમાં આવે, તે તે સ્વરૂપને ધારણ કરવા તેઓ સમર્થ છે. વળી સુબ્રહ્મણ્ય અર્થવાદમાં ઇન્દ્રે મેષનું શરીર ધારણ કરી મેધાતિથિનું હરણ કર્યું, એમ કહ્યું છે. જેમકે, "मेधातिथिं ह काण्वायनमिन्द्रो मेषो भूत्वा जहार (ષડ્વિંશ બ્રા૦ ૧,૧ ) કણ્વના પુત્ર મેધાતિથિનું ઇન્દ્રે મેષરૂપે થઈ હરણ કર્યું." સ્મૃતિમાં કહ્યું છે કે, "आदित्य. पुरुषो भूत्वा कुन्तीमुपजगाम આદિત્ય પુરૂષરૂપે થઈ કુંતીની સમીપ ગયો." ઘણી વખતે મૃદાદિમાં અધિષ્ઠિત વસ્તુઓનું ચેતનરૂપે નિરૂપણ કરેલ છે. જેમકે, મૃત્તિકા બોલી, જળ બોલ્યું, આ પ્રમાણેનું નિરૂપણ ઘણે સ્થળે જોવામાં આવે છે. ભૂત ધાતુરૂપ જ્યોતિ આદિનું અચેતનપણું આદિત્યાદિમાં સિદ્ધ થાય છે. મંત્ર તથા અર્થવાદાદિ વ્યવહારને લઇ અધિષ્ઠાતારૂપ દેવતાત્માઓ ચેતનરૂપે છે.

શિષ્યઃ—મંત્ર તથા અર્થવાદનો વિષય ભિન્ન હોવાથી એમ કહ્યું છે કે, દેવતાઓને વિગ્રહાદિરૂપે પ્રગટ થવાનું સામર્થ્ય નથી, તેનું કેમ?

ગુરૂઃ—કોઈપણ વસ્તુની પ્રતીતિ થવી કે ન થવી, તે સત્ભાવ કે અસત્ ભાવના કારણરૂપ હોય છે. આમાં વિષય ભિન્ન છે કે અભિન્ન છે, તે હેતુ હોતો નથી. કોઇ મનુષ્ય કોઇ ભિન્ન હેતુને માટે નીકળ્યો હોય, પણ રસ્તામાં જતાં તૃણ કે પર્ણ આદિ જે કાંઇ પડેલ હોય, તે માલમ પડે છે.

શિષ્યઃ-હે ભગવન્ ! આપે જે દષ્ટાંત આપ્યું તે વિષમ છે, તેમાં તો તૃણ તથા પર્ણઆદિ વિષય પ્રત્યક્ષરૂપે હોય છે, જેથી તેઓના અસ્તિત્વનુ પ્રતિપાદન થાય છે. પણ અહીં તો અર્થવાદ વિધિમુખ વચન સાથે સંબંધ ધરાવે છે. આથી તેનો વિષય સ્તુતિ છે. તો પછી તેનું પ્રવૃત્તિ, ભિન્ન અર્થના વિષય-

વાળી છે, એમ કેવી રીતે જાણી શકાય ? મહાવાક્ય જે વિષયની પ્રતીતિ કરાવતું હોય, તેથી ભિન્ન અર્થની પ્રતીતિ અન્ય વાક્ય કરાવી શકતું નથી. દાખલા તરીકે "न सुरा पिबेत મદિરાતું પાન કરવું જોઇએ નહિ." આ નિષેધરૂપ વચન છે. તેમાં ત્રણ પદોનો સંબંધ છે તથા તે ત્રણ પદ વડે સુરાપાનનો નિષેધ, એવા એકજ વિષયનું સૂચન કરેલ છે. વળી सुरा पिबेत સુરાનું પાન કરવું જોઇએ," એમ બે પદના સંબંધવડે સુરાપાનનો વિધિ કહેલ છે, એમ કેમ ન કહી શકાય ?

ગુરૂઃ—આ તારું દષ્ટાંત વિષમ છે. સુરાપાનના પ્રતિષેધમાં પદ તથા અન્વયનું એકત્વ છે, આથી ભિન્ન વાક્યની જરૂર પડતી નથી. વિધિમુખ વાક્ય તથા અર્થવાદમાં રહેલ પદો વૃત્તાંતવાળા ભિન્ન અન્વયને મેળવી, કોઇ એક કામનાના હેતુને લઇ, વિધિમુખ વાક્યની સ્તુતિ કરવાના ભાવને મેળવે છે. જેમકે, "वायव्य श्वेतमालमेत भूतिकाम અર્થઃ—ભૂતિની કામનાવાળાએ શ્વેત જળનું વાયુને બલિદાન આપવું." આ સ્થળે વિધિમુખવર્તી વાયુઅ દિ પદોનો વિધિની સાથે સંબંધ છે. તેમજ 'वायुर्वैक्षेपिष्ठा देवता वायुमेव स्वेन भागधेयेनोपधावति स एवैनं भूतिं गमयति ખરેખર વાયુ સર્વથી ક્ષિપ્ર દેવ છે. તે વાયુદેવ પોતાનો ભાગ અન્ય વાયુને પહોંચાડે છે, તથા તે જ વાયુ બલિદાન આપનારાને આબાદાનીએ પહોંચાડે છે." આ અર્થવાદને વિશે રહેલ પદોનો વિધિસાથે સંબંધ નથી. અહીં વાયુએ બલિ આપવું જોઇએ કે ક્ષિપ્ર ગતિવાળા દેવે આપવું જોઇએ, એમ વાયુ કે ગતિવાળા દેવનો વિધિ સાથે સંબંધ નથી. વાયુના સ્વભાવનું નિરૂપણ કરી તથા ભિન્ન અન્વયને પામી, આ કર્મવિશિષ્ટ દેવત્યરૂપે છે, એમ આ અર્થવાદનાં પદો વિધિની સ્તુતિ કરે છે. અહીં બીજા વાક્યનો જે વિષય હોય છે, તે અન્ય પ્રમાણના વિષયરૂપે થાય છે. ત્યાં અનુવાદવડે અર્થવાદની પ્રવૃત્તિ થાય છે. પણ જ્યાં અર્થ-વાદ કે ગુણવાદ, આ બેમાંથી એકની પણ પ્રવૃત્તિ હોતી નથી, ત્યાં બીજા કોઇ પણ પ્રમાણના અભાવને લીધે કયો ગુણવાદ હોઇ શકે ? અથવા તો હું એમ માનું છું કે, અન્ય પ્રમાણ સાથે મળતાપણું આવતું હોવાથી વિદ્યમાન વાદ થાય છે. આ પ્રમાણે પ્રતીતિને માનનારા વિદ્યમાન વાદનો જ આશ્રય કરવો જોઇએ, પણ ગુણવાદનો આશ્રય કરવો જોઇએ નહિ. આ જ હેતુને લઇ આ મંત્રનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ઇન્દ્રાદિ દેવોને હવિ આપવાની પ્રેરણા કરનારા વિધિઓ ઇન્દ્રાદિના સ્વરૂપની જ અપેક્ષા રાખે છે. સ્વરૂપથી રહિત ઇન્દ્રાદિઓ ચેતનતું નિરૂપણ કરવા શક્તિમાન્ નથી. ચેતનને નહિ પ્રાપ્ત થયેલ તે તે દેવને હવિ આપવું શક્ય નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "यस्यै देवताय हवि र्गृहीत स्यात्ता ध्यायेद्वषट्करिष्यन् (એ૦ બ્રા૦ ૩,૮,૧.) જે દેવ માટે હવિ હાથમાં લીધું હોય, તે દેવનું વષટ્કાર કરતાં પહેલાં ધ્યાન ધરવું જોઇએ." વળી શબ્દ માત્રનો અર્થના સ્વરૂપે સંભવ નથી. કારણ કે

શબ્દ તથા અર્થમાં ભેદ હોય છે. તેમાં વળી મંત્ર તથા અર્થવાદને વિશે જે પ્રકારનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું હોય, તેવા સ્વરૂપનું નિરૂપણ શબ્દ પ્રમાણવડે કરવું યોગ્ય નથી. ઇતિહાસ તથા પુરાણ પણ મંત્ર તથા અર્થવાદના મૂળરૂપે છે. આથી નિર્દિષ્ટ કરેલ પ્રમાણવડે સંભવવાળા દેવાદિના શરીરાદિને સિદ્ધ કરવા ઇતિહાસ તથા પુરાણ સમર્થ છે. ઇતિહાસ તથા પુરાણનો સંભવ પ્રત્યક્ષાદિના મૂળરૂપે પણ છે. જે વસ્તુ આપણને અપ્રત્યક્ષરૂપે હોય, તે વસ્તુ દીર્ઘઆયુષ્યવાળાને પ્રત્યક્ષરૂપે છે. તે જ પ્રમાણે વ્યાસ આદિઓ દેવાદિ સાથે પ્રત્યક્ષ વ્યવહાર કરે છે, આ રીતની સ્મૃતિ છે જે કોઇ એમ કહે કે, હાલમાં ઉત્પન્ન થયલાઓના પેઠે પૂર્વનાઓને પણ દેવાદિ સાથે વ્યવહાર કરવાનું સામર્થ્ય નથી, તેણે જગતના વિચિત્રપણાનો પણ પ્રતિષેધ કરવો જોઇએ. વળી તેણે એમ કહેવું જોઇએ કે, હમણાનાની માફક હાલમાં જેવો અમુક મનુષ્ય સાર્વભૌમ ક્ષત્રિયરૂપે છે તેવો પૂર્વે ન હતો આમ કહેવાથી રાજસૂયાદિ પ્રેરણાના સંબંધમાં પણ બાધ આવે. હાલની માફક કાળાંતરે પણ, તેણે એમ માનવું કે, વ્યવસ્થાથી રહિત વર્ણાશ્રમ ધર્મો હતા આ પ્રમાણે માનવાથી વ્યવસ્થા દર્શાવનારું શાસ્ત્ર મિથ્યા થશે આ સર્વનો સાર એ છે કે, ધર્મનો ઉત્કર્ષ હોવાને લીધે દીર્ઘાયુષીઓ દેવોની સાથે પ્રત્યક્ષ વ્યવહાર કરતા હતા. વળી સ્મૃતિમાં કહ્યું છે કે, "स्वाध्यायादिष्टदेवतासम्प्रयोगः (યો૦ સૂ૦ ૨,૪૪) સ્વાધ્યાય કરવાવડે ઇષ્ટ દેવની સાથે બોલવા ચાલવાનો સંબંધ બંધાય છે." વળી યોગ કે જેના સંબંધમાં સ્મૃતિ વિશે કહ્યું છે કે, તે અણિમાદિ ઐશ્વર્ય ફળની પ્રાપ્તિ કરવાવાળો છે, તે પૂર્વે નહતો, આ રીતનો નિષેધ કરવો યોગ્ય નથી. શ્રુતિ વિશે પણ યોગનું માહાત્મ્ય નિરૂપણ કરેલ છે જેમ કે, "पृथ्व्यप्तेजोऽनिलखे समुत्थिते पञ्चात्मके योगगुणे प्रवृत्ते । न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ॥ (શ્વે૦ ૨,૧૨) પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ આ પાંચ મહા ભૂતોનાં બનેલાં તથા પાંચ પ્રકારના યોગાત્મક ગુણો જેને વિશે વ્યક્ત છે એવા જે યોગીનું શરીર યોગાગ્નિવડે બળ્યા કરે છે, તે યોગીને રોગ, ક્લેશ તથા મૃત્યુ હોતાં નથી." વળી મંત્ર તથા બ્રાહ્મણના દ્રષ્ટા ઋષિઓનું પણ સામર્થ્ય આપણા સામર્થ્યની સાથે તુલના કરવા યોગ્ય નથી. માટે એમ સિદ્ધ થાય છે કે, ઇતિહાસ તથા પુરાણ પ્રમાણરૂપે છે. આ બાબત લોકમાં પણ પ્રસિદ્ધ છે કે, જ્યાં કોઇ રીતનો સંભવ હોય ત્યાં કોઇ રીતના આધાર રૂપી પ્રમાણ હોવું જોઇએ. માટે મંત્રાદિવડે એ સિદ્ધ થાય છે કે, દેવાદિને પણ શરીરાદિનો સંભવ છે. વળી અર્થિત્વાદિના કારણને લીધે દેવાદિને પણ બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. ક્રમે કરી મુક્તિ નિરૂપણ કરનારાં દર્શનો પણ આ જ રીતનું સૂચન કરે છે. (૩૩)

શિષ્ય –આપ કહો છો કે, દેવાદિને અર્થિત્વ છે, જેથી તેઓને બ્રહ્મવિદ્યામાં

અધિકાર છે તો શૂદ્ર પણ કામનાવાળા છે, માટે તેને પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર હોવો જોઇએ.

ગુરુઃ-ના, શૂદ્રને બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી. વળી જાનશ્રુતિ નામનો રાજા જ્યારે રૈકવ પાસે ઉપદેશ લેવા ગયો, ત્યારે તેણે જાનશ્રુતિને શૂદ્ર કહી બોલાવ્યો છે. આનું કારણ એ જ કે, તે પૈસા આપી બ્રહ્મનો ઉપદેશ લેવા ગયો હતો. આ જ હેતુથી ૩૪ મા સૂત્રમાં કહ્યું છે કે;

## અધિકરણ ૯ મું-સૂત્ર ૩૪ મું.

## બ્રહ્મવિદ્યામાં શૂદ્રનો અનધિકાર.

शुगस्य तदनादरश्रवणात् तदाद्रवणात् सूच्यते हि ॥ ३४ ॥

સૂત્રાર્થઃ-જાનશ્રુતિ નામના રાજાને શોક થયો. આ શોક થવાનું કારણ એ હતું કે, તેણે હંસના મુખથી પોતાનો અનાદર સાંભળ્યો. આ પછી જાનશ્રુતિ રૈકવ પાસે જઇ બ્રહ્મવિદ્યા માટે શોક યુક્ત થઇને ગયો. આથી તે રાજાને શૂદ્ર એવું વચન રૈકવે કહ્યું હતું. (૩૪)

ટીકાઃ-ગુરૂઃ-જે રીતે મનુષ્યના અધિકારના નિયમનો નિષેધ કરી દેવાદિને પણ વિદ્યામાં અધિકાર છે, તે જ પ્રમાણે દ્વિજાતિના અધિકારના નિયમનો નિષેધ કરી શૂદ્રને પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર હોવો જોઇએ, આ રીતની શંકાનું છેદન કરવા માટે આ અધિકરણનું નિરૂપણ કર્યું છે.

શિષ્યઃ—શૂદ્રને પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર હોવો જોઇએ.

ગુરૂઃ—આમ તું કેવી રીતે માને છે?

શિષ્યઃ—શૂદ્રને વિશે અર્થિત્વ રહેલ છે, તેમજ મનુષ્ય હોવાથી બ્રહ્મવિદ્યાને ગ્રહણ કરવા તેઓ સમર્થ છે. માટે બ્રહ્મવિદ્યામાં શૂદ્રને અધિકાર છે. "तस्माच्छूद्रो यज्ञेऽनवक्लृप्तः(તૈ૦સં૦ ૭-૧-૧-૬) તેટલા માટે શૂદ્ર યજ્ઞ કરવા અસમર્થ છે." આ વચન પ્રમાણે એમ કહીએ કે, "शूद्रो विद्यायामनवक्लृप्त (શૂદ્ર વિદ્યામાં અસમર્થ છે" એવું પ્રતિષેધ વચન નથી. વળી કર્મોમાં અધિકાર નથી, તેનું કારણ એ કે, તેને અગ્નિહોત્રનો અધિકાર નથી. પણ વિદ્યામાં અધિકારનો પ્રતિષેધ છે, એમ કોઇ સ્થળે કહ્યું નથી. જે મનુષ્ય આહવનીયાદિથી રહિત છે, તે બ્રહ્મવિદ્યા જાણવા શક્તિમાન્ નથી, એમ નથી. વળી શૂદ્રના અધિકારને પુષ્ટિ આપનારું વચન છે. છાદોગ્યમાં સંવર્ગ વિદ્યાને વિશે જનશ્રુતિનો પ્રપૌત્ર જાન શ્રુતિ જે બ્રહ્મવિદ્યાને શ્રવણ કરવાની ઇચ્છા રાખતો હતો, તેની શૂદ્ર શબ્દવડે યોજના કરી છે. કહ્યું છે કે, "अह हारेत्वा शूद्र तवैव गोभिरस्तु (છા૦ ૪-૨-૩) હે શૂદ્ર! આ ગાય આદિ તારી પાસે રહેવા દે." વળી સ્મૃતિમાં કહ્યું છે કે, વિદુરથ આદિ શૂદ્રની યોનિમાંથી ઉત્પન્ન થયા હતા, છતાં તેઓ વિશિષ્ટ જ્ઞાનવડે યુક્ત હતા. આથી એમ સિદ્ધ થાય છે કે, શૂદ્રનો બ્રહ્મવિદ્યામાં અધિકાર છે.

ગુરુઃ—હે શિષ્ય ! હું કહું છું કે, શૂદ્રને બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી. કારણ કે શૂદ્રને વેદના અધ્યયનનો અધિકાર નથી. જેને ઉપનયન સંસ્કાર કરેલો હોય, તેને જ વેદના અધ્યયનનો અધિકાર છે. ઉપનયનનો અધિકાર કેવળ ત્રણ જ વર્ણને હોય છે. વળી અર્થિપણું જે નિરૂપણ કર્યું છે, તે સમર્થપણું ન હોય તેવી બાબતમાં અધિકારના કારણરૂપે થાય નહિ. જો કે સમર્થપણું હોય, છતાં અધિકારનું કારણ લૌકિકરૂપે નથી. કારણ કે શાસ્ત્રીય અર્થમાં શાસ્ત્રીયના સામર્થ્યની આવશ્યકતા છે. વળી સંવર્ગ વિદ્યામાં શૂદ્ર શબ્દનું નિરૂપણ કરેલ વચન જે તું કહે છે, તે શૂદ્રનું દ્યોતક નથી. કારણ કે ન્યાય પ્રમાણે શૂદ્રને વિદ્યાનો અધિકાર નથી. વળી ન્યાયમાં કહેવા પ્રમાણે શૂદ્ર અધિકારથી રહિત છે, આ રીતનું પ્રમાણ નિરૂપણ કરેલ છે. આ સ્થળે કોઈ રીતનો ન્યાય સંભવતો નથી. ભલે, એમ માનીએ કે, સંવર્ગ વિદ્યાના સંબંધમાં શૂદ્ર શબ્દ નિરૂપિત થયેલ છે. માટે કેવળ તેમાં જ શૂદ્રનો અધિકાર છે. પણ બીજી વિદ્યામાં નહિ. કારણ કે શૂદ્રના અધિકાર સંબંધી વચન અર્થવાદમાં આવેલ છે. તેથી બ્રહ્મવિદ્યામાં શૂદ્રનો અધિકાર નથી. આ શૂદ્ર શબ્દ જાતિવાચક ન હોવાથી જેને માટે તે યોજાયો છે, તે અધિકારી થઈ શકે છે. જો તું એમ કહે તો હોય કે તે કેવી રીતે, તો તેના સંબંધમાં કહ્યું છે કે, "कमर एनमे तत्सन्तं स पुग्वानमिव रैक्वमात्थ (છા. ૪, ૧, ૩.) તે કોણ છે કે, જેને તમે બળદ તથા ગાડી સહિત રૈકવના સરખી ઉપમા આપો છો ?" આ રીતેના હંસના કહેવાથી પોતાના આત્માનો અનાદર સાંભળી પૌત્રાયણ જાનશ્રુતિને શોક ઉત્પન્ન થયો. આ શોકને રૈકવ મુનિએ શૂદ્ર શબ્દવડે નિરૂપણ કર્યો. અથવા કેવળ પોતાનું પરોક્ષ જ્ઞાનનું સૂચન કરવા માટે શૂદ્ર શબ્દ યોજ્યો છે, એમ સિદ્ધ થાય છે. બાકી જાતિવડે જે શૂદ્ર છે, તેને તો અધિકાર નથી,

શિષ્યઃ—શૂદ્ર શબ્દવડે ઉત્પન્ન થયલો શોક કેવી રીતે દર્શાવ્યો છે ?

ગુરુઃ—જાનશ્રુતિ શોકને વિશે ડૂબ્યો, એ અર્થમાં શૂદ્ર શબ્દની યોજના છે. શોક તરફ નિમગ્ન થનારા અથવા શોકવડે મારી સમીપ આવનાર, આ પ્રમાણેનો અહીં શૂદ્ર શબ્દનો અર્થ થાય છે. કારણ કે આ સ્થળે યૌગિક અર્થનો સંભવ છે, પણ રૂઢિવડે શૂદ્ર શબ્દ જે કહેવાય છે, તેનો અસંભવ છે. આ આખ્યાયિકામાં આ રીતનો અર્થ જોવામાં આવે છે.* (૩૪)

---

* પૂર્વે એક જાનશ્રુતિ નામે રહેતો હતો. આ માણસ ઉદાર સ્વભાવવાળો હતો. તેણે ઘણાં ધર્મસ્થાનો બંધાવ્યા હતાં. તેના ઘરપરથી કેટલાક હંસો જતા હતા; તેમાંથી પાછળનાએ પ્રથમનાને કહ્યું કે, અરે જાનશ્રુતિની જ્યોતિ સ્વર્ગની માફક સર્વત્ર પ્રસરેલી છે. આપણે તેની સાથે સંબંધ રાખવો ન જોઈએ. ત્યારે બીજાએ કહ્યું કે, તે કોણ છે કે, જેને તમે રૈકવના સરખી ઉપમા આપો છો? બીજાએ કહ્યું કે,

શિષ્યઃ–આપણે કેવી રીતે જાણી શકીએ કે, જાનશ્રુતિ ક્ષત્રિય છે, પણ શૂદ્ર જાતિનો નથી ?

ગુરુઃ–જાનશ્રુતિનો ચૈત્રરથ સાથે સંબંધ છે તથા ચૈત્રરથ જાતે ક્ષત્રિય હતો, જેથી એમ સિદ્ધ થાય છે કે, જાનશ્રુતિ પણ ક્ષત્રિય છે. આના જ સંબંધમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૯ મું–સૂત્ર ૩૫ મું.

### જાનશ્રુતિ ક્ષત્રિય.

क्षत्रियत्वगतेश्चोत्तरत्र चैत्ररथेन लिङ्गात् ॥३५॥

સૂત્રાર્થઃ–પાછળના ભાગમાં એ રીતનું નિરૂપણ છે કે, જાનશ્રુતિનો ચૈત્રરથ સાથે સંબંધ હતો. આથી એમ જણાય છે કે, જાનશ્રુતિ ક્ષત્રિય છે. (૩૫)

–રૈક્વ કોણ છે. ત્યારે પ્રથમે કહ્યું કે, સર્વ વેદને રૈક્વ જાણે છે. જે કોઇ રૈક્વની વિદ્યા જાણે, તેને તેના સરખું ફળ પ્રાપ્ત થાય. જાનશ્રુતિએ સવારમાં પોતાના ભાટને કહ્યું કે, આ રૈક્વની તમે શોધ કરો. તેને શોધ કરતાં એક રથની પાસે બેઠેલ તથા ખુજલીને ખણ્યા કરતો મનુષ્ય મળી આવ્યો. જાટે પૂછ્યું કે, આપનું નામ શું છે ? તેણે કહ્યું કે મારું નામ રૈક્વ છે. રાજાએ તેની પાસે જઇ કહ્યું કે, આપ છસો ગાય તથા આ રથ ભેટ તરીકે ગ્રહણ કરો. આ સાંભળી રૈક્વે કહ્યું કે, હે શૂદ્ર ! આ રથ આદિ તું તારી પાસે રહેવા દે. અહીં જે શૂદ્ર શબ્દ યોજ્યો છે, તે કાંઈ જાનશ્રુતિ શૂદ્ર હતો, તેથી યોજ્યો નથી. પરંતુ શૂદ્ર શબ્દની વ્યુત્પત્તિ शुच अभिदुद्राव इति શાસ્ત્રઃ તે શોક તરફ નિમગ્ન થયો, જેથી શૂદ્ર શબ્દ યોજ્યો છે.

ટીકાઃ–ગુરુઃ–વળી જાતિ જોતાં જાનશ્રુતિ શૂદ્ર નથી. કારણ કે આ પ્રકરણનું જ્યાં નિરૂપણ છે, ત્યાં પાછળના ભાગમાં અભિપ્રતારી ચૈત્રરથ ક્ષત્રિયની સાથે તેનો સંબંધ છે. આથી એમ સિદ્ધ થાય છે કે, જાનશ્રુતિને ક્ષત્રિયપણું છે. કારણ કે પાછળના ભાગમાં સંવર્ગ વિદ્યાનું જ્યાં નિરૂપણ છે, ત્યાં છેવટે અભિપ્રતારી ક્ષત્રિય ચૈત્રરથિની સ્તુતિ કરી છે. કહ્યું છે કે, “ अथ ह शौनकं च कापेयमभिप्रतारिणं च काक्षसेनिं परिविष्यमाणौ ब्रह्मचारी बिभिक्षे (છાં૦ ૪,૩,૫,) એક વેળા કપિ વંશમાં થયેલ શૌનક તથા કક્ષસેનનો પુત્ર અભિપ્રતારી રસોઇઆવડે પીરસાયલું ભોજન લેવા બેઠા હતા, તેવામાં એક બ્રહ્મચારી તેમની પાસે ભિક્ષા માગવા આવ્યો.” અહીં અભિપ્રતારી ચૈત્રરથિ છે, એમ કાપેયના સંબંધવડે જણાય છે. કારણ કે ચૈત્રરથનો કાપેયની સાથે સંબંધ જણાવામાં આવેલ છે. કહ્યું છે કે, “एतेन वै चित्ररथं कापेया अयाजयन् (તાણ્ડ્ય બ્રા૦ ૨૦,૧૨,૧૫) ખરેખર ચિત્રરથને કાપેયોએ યજ્ઞ કરાવ્યો.” સમાન વંશવાળાઓને યાજકો પણ સમાન વંશનાં હોય છે. શ્રુતિમાં કહ્યું છે કે, “चैत्ररथिर्नामैकः क्षत्रपतिरजायत ચૈત્રરથિ નામનો એક ક્ષત્રપતિ જન્મ્યો હતો.” ક્ષત્રપતિનું સૂચન કરવાથી એમ સિદ્ધ થાય છે કે, તે ક્ષત્રિય હોવો જોઇએ. ક્ષત્રિય અભિપ્રતારી સાથે સમાન વિદ્યામાં જાનશ્રુતિનું સંકીર્તન છે, આથી જાનશ્રુતિ ક્ષત્રિય છે, એમ જણાય છે. ઘણું કરીને સમાનોનો

એકબીજા સાથે વ્યવહાર હોય છે ભાટના મોકલવાવડે તેમજ ઐશ્વર્યના ભોગવડે જાનશ્રુતિ ક્ષત્રિય છે, એમ સિદ્ધ થાય છે આથી શૂદ્રને બ્રહ્મવિદ્યામા અધિકાર નથી * (૩૫)

શિષ્ય -શૂદ્રનો અધિકાર બ્રહ્મવિદ્યામા નથી, તેના સબધી કાંઈ કારણ હોય તે કહો

ગુરુ -ત્રણુ વર્ણોને સસ્કાર કહેલ છે તથા શૂદ્રને સસ્કારનો અભાવ છે આથી તેનો બ્રહ્મવિદ્યામા અધિકાર નથી જેમકે,—

## અધિકરણ ૯ મું–સૂત્ર ૩૬ મું.

## શૂદ્રને સંસ્કારનો અભાવ

संस्कारपरामर्शात् तदभावाभिलापाच्च॥३६॥

સૂત્રાર્થ -બ્રહ્મવિદ્યાના સબધમા સસ્કારની આવશ્યકતા છે તથા એમ સૂચન કર્યું છે કે, સસ્કારનો શૂદ્રને અભાવ છે, માટે તેનો બ્રહ્મવિદ્યામા અધિકાર નથી

ટીકા -ગુરુ -શૂદ્રને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી કારણ કે બ્રહ્મવિદ્યાના સૂચનમા ઉપનયનાદિ સસ્કારની આવશ્યકતા છે કહ્યુ છે તે "त होपनिन्ये (શા બ્રા. ૧૧, ૫,૩,૧૩) તેને જનોઇ દીધુ" "अधीहि भगव इति होपससाद (છા ૭, ૧, ૧) હે ભગવન્! અમને અધ્યયન કરાવો, એમ તેમણે કહ્યુ" 'ब्रह्मपरा ब्रह्मनिष्ठा परं ब्रह्मान्वेषमाणा एष ह वै तत्सर्वं वक्ष्यतीति ते ह समित्पाणयो भगवन्त पिप्पलादमुपसन्ना (પ્ર० ૧-૧) વેદને પ્રમાણ માનનારા, વેદમા નિષ્ઠાવાળા તથા બ્રહ્મની જિજ્ઞાસાવાળા છ જણ હાથમા સમિત લઇ ભગવાન્ પિપ્પલાદ મુનિ પાસે આવ્યા" "तान्हानुपनीयैव (છા૦ ૫-૧૧-૭) તેઓને ઉપનયન વગર" અહિં અધિકારનો સબધમા ઉપનયનની પ્રાપ્તિનુ નિરૂપણ કરેલ છે વળી શૂદ્રને સસ્કારનો અભાવ છે કહ્યુ છે કે, 'शूद्रश्चतुर्थो वर्ण एकजाति (મનુ૦ ૧૦-૪) ચોથો વર્ણ શૂદ્ર ઉપનયનથી રહિત છે" એમ શૂદ્ર એક જ જાતિરૂપે સસ્કારથી રહિત કહેલી છે વળી કહ્યુ છે કે, न शूद्रे पातक किंचिन्न च संस्कारमर्हति (મનુ૦ ૧૦-૧૨-૬) શૂદ્રમા કાંઈ પાપ નથી અને તે સસ્કારને યોગ્ય નથી" ઇત્યાદિ સ્મૃતિવડે શૂદ્રનો અધિકાર બ્રહ્મવિદ્યામા નથી, એમ સૂચન કર્યું છે (૩૬)

શિષ્ય -બીજુ કાઇ આના સબધમા પ્રમાણ હોય, તે કહો

* આના સબધમા આખ્યાયિકા નીચે પ્રમાણે છે-એક વેળા કપિ વશમા થયેલ શૌનક તથા કક્ષસેનનો પુત્ર અભિપ્રતારી રસોઇઆવડે પીરસાયલુ ભોજન લેવા બેઠા હતા તેવામા એક બ્રહ્મચારી તેમની પાસે ભિક્ષા માગવા આવ્યો તેઓએ તેને કંઇપણુ આપ્યુ નહિ હે કપિવશભૂષણ! અગ્નિ, સૂર્ય, ચંદ્ર તથા જળ આ ચાર વસ્તુઓના ભક્ષકરૂપે પ્રજાપતિ છે વળી તે પૃથ્વીના પાલકરૂપે છે તે મર્ત્ય લોકથી દશ્યમાન નથી તે જૂદા જૂદા સ્વરૂપોમા રહે છે તેને માટે જ અન્ન તૈયાર કરવામા આવ્યુ છે તથા તેને જ તમે ભિક્ષા આપવાની ના પાડો છો

ગુરુઃ—છાંદોગ્યમાં એક દૃષ્ટાંત છે. એક વેળા સત્યકામ, કે જેનો પિતા મરણ પામ્યો હતો, તેણે જાબાલા માતાને પૂછ્યું કે મારૂં ગોત્ર શું ? તે મને કહે. તેની માએ કહ્યું, હે પુત્ર તું કયા ગોત્રનો છે, તે હું જાણુતી નથી. તું મને આવ્યો ત્યારે મારા પતિના ગૃહમાં જે અતિથિ આવતા હતા, તેની સેવામાં મારો સઘળો સમય રોકાતો હોવાથી મને ગોત્ર પૂછવા સંબંધી સમય મળ્યો નથી. તું કયા ગોત્રનો છે, તે હું જાણુતી નથી. મારું નામ જબાલા છે, તથા તારૂં નામ સત્યકામ છે. માટે તને કોઈ પૂછે તો કહેજે કે, મારૂં નામ જબાલાનો પુત્ર સત્યકામ છે. ત્યાર પછી તે જયારે પોતાના ગુરૂ પાસે ભણુવા ગયો ત્યારે તેણે પૂછ્યું કે, તારું ગોત્ર શું છે ? તેણે કહ્યું કે, મારા ગોત્રની મને ખબર નથી, તેમ મારી માને ખબર નથી. મારી માએ મને એટલું જ કહ્યું છે કે, તું જબલાનો પુત્ર સત્યકામ છે. તેના ગુરૂએ કહ્યું કે, તું સત્યને વળગી રહ્યો છે. માટે હુ તને ઉપવીતાદિ સંસ્કાર કરીશ. આ પ્રમાણે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણને જ ઉપવીતનો અધિકાર છે તથા તેથી બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. આના જ સંબંધમાં ૩૭ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૯ મું–સૂત્ર ૩૭ મું.

## ઉપવીતનો અધિકાર કોને ?

तदभावनिर्धारणे च प्रवृत्तेः ॥३७॥

સૂત્રાર્થઃ—શૂદ્રત્વનો અભાવ નકકી થવા પછી બ્રહ્મવિદ્યામાં પ્રવૃત્તિ કરાવવામાં આવે છે. (૩૭)

ટીકાઃ–ગુરુ–વળી શૂદ્રને અધિકાર નથી. જેમકે ગૌતમ સત્ય બોલ્યો, જેથી તેના શૂદ્રત્વના અભાવનો નિશ્ચય થવા પછી જાબાલને ગૌતમ ઉપનયનનો સંસ્કાર આપવા પ્રવૃત્ત થયો. જેમકે, "नैतदब्राह्मणो विवक्तुमर्हति समिधं सोम्याहरोप त्वा नेष्ये न सत्यादगाः ( છાં० ४,४,५ ) બ્રાહ્મણ સિવાય બીજું કોઈ આ પ્રમાણે કહી શકે નહિ. તે સત્યને વળગી રહ્યો છે. માટે હું તને ઉપવીતાદિ સંસ્કાર કરીશ. તું કેટલીક સમિધ લઈ આવ." આ પ્રમાણેનું શ્રુતિમાં વચન છે. (૩૭)

શિષ્યઃ–બીજું શૂદ્રના અનધિકારના સંબંધમાં પ્રમાણ હોય તો તે કહેશો.

ગુરુઃ–સ્મૃતિમાં પણ પ્રતિષેધ કર્યો છે કે, શૂદ્રને શ્રવણ, અધ્યયન તથા વેદાર્થનો અધિકાર નથી. જેમકે;–

## અધિકરણ ૯ મું–સૂત્ર ૩૮ મું.

## સ્મૃતિનું પ્રમાણ.

श्रवणाध्ययनार्थप्रतिषेधात् स्मृतेश्च ॥३८॥

સૂત્રાર્થઃ–વળી સ્મૃતિથી પણ સિદ્ધ થાય છે કે, શૂદ્રને શ્રવણ, અધ્યયન તથા વેદાર્થનો પ્રતિષેધ છે.

ગુરુ–વળી શૂદ્રને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી. કેમકે સ્મૃતિમાં કહ્યું છે કે, શૂદ્રને શ્રવણ, અધ્યયન તથા અર્થનો નિષેધ કર્યો છે. વળી સ્મૃતિમાં કહ્યું છે કે, વેદના શ્રવણનો પ્રતિષેધ છે, વેદના અધ્યયનનો પ્રતિષેધ છે, તેમ જ વેદાર્થના જ્ઞાન તથા અનુષ્ઠાનનો પણ પ્રતિષેધ છે. શ્રવણનો પ્રતિષેધ નીચેના વચનથી કર્યો છેઃ– "अथास्य वेदमुपशृण्वतस्त्रपुजतुभ्यां श्रोत्र प्रतिपूरणम् અર્થઃ–વેદનું શ્રવણ જો શૂદ્રને થતું હોય તો તેણે પોતાના કાન સીસા તથા લાખથી પૂરવા." તેમ જ કહ્યું છે કે, "पद्यु ह वा एतच्छ्मशानं यच्छूद्रस्तस्माच्छूद्रसामीपे नाध्येतव्यम् અર્થઃ–જે શૂદ્ર છે, તે પગે ચાલતા લાયક સ્મશાન છે, માટે શૂદ્રની પાસે અધ્યયન કરવું જોઇએ નહિ." આ રીતે અધ્યયનનો પ્રતિષેધ કર્યો છે. જેની સમીપ જ અધ્યયન કરવું ન જોઇએ, તો પછી શૂદ્ર નહિ સાંભળેલાનું અધ્યયન તો કેવી જ રીતે કરી શકે? જો શૂદ્ર વેદનો ઉચ્ચાર કરે તો તેની જિહ્વાનો ભેદ થાય છે તથા વેદને તે ધારણ કરે છે તો તેના શરીરનો ભેદ થાય છે; આ કારણથી જ શૂદ્રને વેદાર્થના જ્ઞાન તથા અનુષ્ઠાનનો પ્રતિષેધ કર્યો છે. કહ્યું છે કે, "न शूद्राय मतिं दद्यात् શૂદ્રને વેદાર્થજ્ઞાન આપવું જોઇએ નહિ." વળી કહ્યું છે કે, "द्विजातीनामध्ययनमिज्यादानम् અર્થઃ–યજ્ઞ કરવો તથા દાન આપવું, એ દ્વિજાતિને અધ્યયનરૂપે છે." પણ વિદુર, ધર્મવ્યાધ આદિ જેઓને પૂર્વકૃત સંસ્કારને લીધે જ્ઞાનોત્પત્તિ થાય છે, તેઓને ફળપ્રાપ્તિનો પ્રતિષેધ કરવો શક્ય નથી. કારણ કે જ્ઞાનનું ફળ મોક્ષ છે. સ્મૃતિમાં કહ્યું છે કે, ઇતિહાસ તથા પુરાણને વિશે ચારે વર્ણનો અધિકાર છે તથા તેથી જ કહ્યું છે કે, "श्रावयेच्चतुरो वर्णान् અર્થઃ–ચારે વર્ણને ઇતિહાસ પુરાણ આદિ સંભળાવવાં જોઇએ." પણ વેદપૂર્વક શ્રવણ કરવાનો અધિકાર શૂદ્રને નથી, એમ સિદ્ધ થાય છે.

શિષ્યઃ–બીજું શું બ્રહ્મરૂપે છે, તે કહેશો?

ગુરુઃ–પ્રાણ બ્રહ્મરૂપે છે.

શિષ્યઃ–શાથી તે બ્રહ્મરૂપે છે?

ગુરુઃ–પ્રાણ ગતિવાચક હોવાથી બ્રહ્મરૂપે છે. જેમકે;–

## અધિકરણ ૧૦ મું–સૂત્ર ૩૯ મું.

### પ્રાણ બ્રહ્મરૂપે.

कम्पनात् ॥ ३९ ॥

સૂત્રાર્થઃ–પ્રાણ ગતિમાન્ હોવાથી બ્રહ્મરૂપે છે. (૩૯)

ટીકાઃ–ગુરુ–પ્રસંગને અનુસરી અધિકારનો વિચાર અહીં સમાપ્ત થાય છે હવે વાક્યાર્થના સંબંધમાં અહીં વિચાર કરવામાં આવે છે.

શિષ્ય કહે છેઃ—હે ભગવન્! શ્રુતિમાં કહ્યું છે કે, यदिदं किं च जगत्सर्वं प्राण एजति निःसृतम् । महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति (કઠ ૨, ૬, ૨) આ

પ્રત્યક્ષ જગત્, જે બ્રહ્મમાંથી ઉત્પન્ન છે, તે પ્રાણસ્વરૂપ બ્રહ્મના અસ્તિત્વથી પોતાનો વ્યાપાર કરે છે, તે ઉગામેલા વજ્રના સરખું મહાન્ ભયરૂપે છે. જેઓ આને જાણે છે, તે અમૃતરૂપે થાય છે." આ વાકય "एज् कम्पने, एज् ધાતુનો અર્થ કંપવું છે." આ રીતના ધાતુના અર્થને જાણવાવડે નિરૂપિત થઇ શકે છે. આ વાકયમાં આ સર્વ જગત્ પ્રાણને આશ્રયે રહી વ્યાપાર કરે છે. પ્રાણ મહાન્ ભયના કારણરૂપ ઉગામેલ વજ્રના સરખે છે. આના જાણવાથી અમૃતત્વની પ્રાપ્તિ થાય છે, એમ કહેવાય છે. આમાં પ્રાણ કોણ છે તથા ભયાનક વજ્ર શું છે? આ રીતે કરવામાં આવેલ વિચારનું જ્ઞાન ન થવાથી આપણે એમ માનો કે, અહીં પાંચ વૃત્તિવાળા વાયુરૂપ પ્રાણનું ગ્રહણ કર્યું છે તથા પ્રસિદ્ધ રીતે અશનિ વજ્રરૂપે હોવું જોઇએ, તેમજ વાયુનું આ સર્વ માહાત્મ્ય કહેવાયલ છે. એમ કેમ બને, એમ કોઇ શંકા કરે તો તેને કહેવું કે, આ સર્વ જગત પ્રાણશબ્દિત પાંચ વૃત્તિરૂપ વાયુમા પ્રતિષ્ઠા પામી વ્યાપાર કરે છે. વાયુને માટે જ આ મહાન્ ભયાનકવજ્ર ઉગામવામા આવેલ છે. વાયુનો જ વૃષ્ટિરૂપે ફેરફાર થાય છે. તેમ જ તે વિદ્યુતરૂપે, ગર્જનારૂપે, વૃષ્ટિરૂપે તથા મેઘધનુષ્યરૂપે ફેરફાર પામે છે. વાયુના વિજ્ઞાનથી જ આ અમૃતપણું છે. વળી શ્રુતિમાં કહ્યું છે, કે "वायुरेव व्यष्टिर्वायु समष्टिरप पुनर्मृत्यु जयति य एववेद अर્થ- વાયુ જ વ્યષ્ટિરૂપે, સમષ્ટિરૂપે છે. જે આમ જાણે છે, તે મૃત્યુના પર જય મેળવે છે." માટે વાયુ જ અહીં પ્રાપ્ત થવા યોગ્ય છે. આમ હે ભગવન્! હું ધારૂં છું. જો આના કરતાં બીજો ફેરફાર હોય તો તે મને સમજાવશો.

ગુરુઃ–આમા તારી ભૂલ છે. અહીં બ્રહ્મ જ પ્રાપ્ત થવા યોગ્ય છે.

શિષ્યઃ–તે કેમ બને?

ગુરુઃ—પૂર્વાપરના સંબંધને લીધે એમ જ જણાય છે. પૂર્વ તથા ઉત્તર ગ્રંથ ભાગમાં બ્રહ્મનું જ નિરૂપણ છે, એમ આપણે જોઇએ છીએ. કેવી રીતે તથા કયાંથી આપણે એમ જાણવું કે, અહીં વાયુનું જ સૂચન કરેલ છે? પૂર્વના ભાગમાં કહ્યું છે કે, "तदेव शुभ्र तदेव ब्रह्म तदेवामृतमुच्यते । तस्मिंल्लोका श्रिताः सर्वे तदु नात्येति कश्चन (કા૦ ૨–૬–૧) તે પવિત્ર તથા સર્વવ્યાપકરૂપે કહેવાય છે. તેમજ તે શ્રુતિવડે અમૃતરૂપે કહેવાય છે. આના સર્વ લોકો આશ્રયી છે. કોઇ તેનું અતિક્રમણ કરી શકતું નથી." આ રીતે બ્રહ્મનો નિર્દેશ છે. તેમ જ આ સ્થળે પણ પ્રાણ સમીપ હોવાથી સર્વ જગત્ તેમાં જ લય પામે છે. વળી સર્વ લોકનો આશ્રય તેનામાં છે, એવું જ્ઞાન થાય છે. આથી એમ સમજાય છે કે, બ્રહ્મનો જ નિર્દેશ છે. આ પ્રાણ શબ્દ પરમાત્મામાં યોજાયલો છે. શ્રુતિમાં કહ્યું છે કે, "प्राणस्य प्राणम्(બૃ ૪–૪–૧૮) બ્રહ્મ પ્રાણના પ્રાણરૂપે છે." ગતિરૂપી વ્યાપાર પણ પર

માત્માનો થવો યોગ્ય છે, પણ વાયુ માત્રનો નહિ. તે જ પ્રમાણે કહ્યું છે કે, "न प्राणेन नापानेन मर्त्योजीवति कश्चन । इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ( કા૦ ૨-૫-૫ ) કોઇ પણ મર્ત્ય પ્રાણવડે જીવતો નથી, તેમ અપાનવડે જીવતો નથી, પણ જેને વિશે આ બન્ને આશ્રયી છે, તેવા અન્યવડે તે જીવી શકે છે." વળી પાછળથી કહ્યું છે કે, "भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः(કા૦૨,૬,૩, બ્રહ્મના ભયથી અગ્નિ બળે છે, તેના ભયથી સૂર્ય તપે છે, તેના ભયથી ઇન્દ્ર વૃષ્ટિ કરે છે, વાયુ વાય છે તથા પાંચમુ મૃત્યુ પણ તેના ભયથી પાપીઓને શિક્ષા કરવા દોડે છે." આ રીતે બ્રહ્મનું જ સૂચન છે, પણ વાયુનું નથી. કારણ કે બ્રહ્મ વાયુ સહિત જગતના ભયના કારણરૂપે છે, એમ કહ્યું છે. તેમ જ અહીં બ્રહ્મનું નિરૂપણ સામીપ્યપણાથી મહાન્ ભયરૂપે, ઉગામેલ વજ્રરૂપે અર્થાત્ ભયના કારણરૂપે છે, એવા જ્ઞાનવડે કરેલ છે. ભય હેતુત્વના સામાન્યપણાથી વજ્ર શબ્દનો પ્રયોગ કરેલ છે. જેમ કોઇએ વજ્ર ઉગામ્યું હોય ત્યારે તે બીજો માણસ એમ ધારે કે, જો હું આની આજ્ઞા નહિ માનીશ તો આ ઉગામેલ વજ્ર મારા મસ્તકપર પડશે. આવી રીતના ભયને લીધે મનુષ્ય નિયમવડે રાજાદિના શાસનમાં પ્રવૃત્ત થાય છે. તે જ પ્રમાણે અગ્નિ, વાયુ તથા સૂર્યાત્મરૂપ આ જગત્ બ્રહ્મથી ડરી પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત રહે છે. આથી બ્રહ્મને ભયાનક વજ્રની ઉપમા આપી છે. બ્રહ્મના સંબંધમાં બીજી શ્રુતિમાં પણ કહ્યું છે કે, "भीषास्माद्वातः पवते । भीषादेतिसूर्यः । भीषादग्निश्चेन्द्रश्च । मृत्युर्धावति पञ्चम. ॥ ( તૈ૦ ૮,૧ ) વાયુ આ બ્રહ્મના ભયને લીધે વાય છે, બ્રહ્મના ભયથી સૂર્ય ઉદયને પામે છે, આના ભયથી અગ્નિ બળે છે, તથા ઇન્દ્ર વૃષ્ટિ કરે છે તથા પાંચમો કાળ પણ ક્ષીણ આયુષ્યવાળા તરફ ત્વરાથી ગમન કરે છે." અમૃતત્વ ફળના શ્રવણવડે પણ એમ જણાય છે કે, આ સર્વ બ્રહ્મરૂપે છે. અમૃતત્વની પ્રાપ્તિ બ્રહ્મ જ્ઞાનવડે જ થાય છે. કહ્યું છે કે "तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ( શ્વે૦૬,૧૫, ) આ હંસરૂપી આત્માને ઓળખવાથી મનુષ્ય મૃત્યુનું અતિક્રમણ કરી શકે છે, મનુષ્યનો છેવટનો ઉદ્દેશ પ્રાપ્ત કરવા આનાથી અન્ય કોઇ પણ માર્ગ નથી." જો કોઇ સ્થળે એમ કહ્યું હોય કે, વાયુના જ્ઞાનથી અમૃતત્વની પ્રાપ્તિ થાય છે તો તે કેવળ કોઈ પ્રસંગને અનુસરી કહેલ હોવું જોઇએ. કારણ કે જ્યાં વાયુનું નિરૂપણ કર્યું છે, ત્યાં જ બૃહદારણ્યકમાં એ જ પ્રકારણના છેવટમાં કહ્યું છે કે, अतोऽन्यदार्तम् (બૃ૦ ૩,૧૪, ) આના કરતાં સર્વ બીજું વિનાશી છે." આમ કહેવાથી વાયુ આદિનું પણ વિનાશીપણું સિદ્ધ થાય છે. પ્રકરણવડે પણ આ સ્થળે પરમાત્માનો જ નિશ્ચય થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'अन्यत्र धर्मादन्यत्राधर्मा-

दन्यत्रास्मात् कृताकृतात् ।अन्यत्र भूताच्च भव्या-च्चं यत्तत्पश्यसि तद्वद (ક૦ ૧, ૨, ૧૪) વળી નચિકેતા કહે છે કે, ધર્મથી ભિન્ન, અધર્મથી ભિન્ન, કાર્યો તેમ જ કારણોથી ભિન્નરૂપે, તેમ જ ભૂત તથા ભવિષ્યથી ભિન્નરૂપે જેને આપ જુવો છો, તે આત્મતત્વ મને કહો." એમ પરમાત્માના સંબંધમાં પ્રશ્ન પૂછ્યો છે. (૩૯)

શિષ્યઃ–બ્રહ્મરૂપે બીજી કઇ વસ્તુ શ્રુતિમાં કહી છે?

ગુરુઃ–જ્યોતિ બ્રહ્મરૂપે છે. કારણ કે વેદાંતદર્શનમાં તે પ્રમાણે કહ્યું છે. કહ્યું છે કે;–

## અધિકરણ ૧૧ મું–સુત્ર ૪૦ મું.

### જ્યોતિ બ્રહ્મરૂપે.

ज्योतिर्दर्शनात् ॥ ४० ॥

સૂત્રાર્થઃ–જ્યોતિ બ્રહ્મરૂપે છે. કારણ કે શ્રુતિમાં તે પ્રમાણે કહ્યું છે. (૪૦)

ટીકાઃ–શિષ્યઃ–"एष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते (છા. ૮, ૧૨, ૩) પરમ જ્યોતિની પ્રાપ્તિવડે પોતાના શરીરમાંથી નિકળતો પુરૂષ વાયુ આદિની માફક પોતાના મૂળરૂપને ધારણ કરે છે." અહીં હવે શંકા એ થાય છે કે, અહીં જ્યોતિવડે અંધકારને હણનાર ચક્ષુ સંબંધી તેજ જાણવું, કે પરબ્રહ્મ જાણવા? આ બેમાંથી ધારો કે, જ્યોતિ શબ્દ વડે તેજનું ગ્રહણ કરીએ. કારણ કે જ્યોતિ શબ્દનો અર્થ તેજ થાય છે. "ज्योतिश्चरणाभिधानात् (બ્ર. સૂ. ૧, ૧, ૨૪) જ્યોતિ બ્રહ્મરૂપે છે, કારણ કે તે પ્રમાણેનું પ્રકરણને વિશે નિરૂપણ છે." અહીં પ્રકરણને અનુસરી જ્યોતિ શબ્દના મૂળ અર્થનો ત્યાગ કરી, તેનો બ્રહ્મરૂપે અર્થ કર્યો છે. પણ આ સ્થળે મૂળ અર્થને કોરે મૂકવાનું કાંઇ પણ કારણ જણાતું નથી. વળી નાડી ખંડમાં કહ્યું છે કે, अथ यत्रैतस्माच्छरीरादुत्क्रामत्यथैतैरेव रश्मिभिरूर्ध्वमाक्रमते (છા. ૮, ૬, ૫,) પ્રારબ્ધ કર્મનો ક્ષય થવા પછી જ્યારે આ શરીરમાંથી ઉત્ક્રમણ થાય છે, ત્યારે તે નાડીઓમાં રહેલ આદિત્યની રશ્મિઓની સહાયતાથી ઉર્ધ્વ ગમન કરે છે." આ પ્રમાણે મુમુક્ષુને સૂર્યની પ્રાપ્તિ કહેલી છે, માટે હું ધારૂં છું કે, અહીં જ્યોતિ શબ્દવડે પ્રસિદ્ધ તેજ લેવું, તે જ યુક્ત છે.

ગુરુઃ–હે શિષ્ય! તારૂં માનવું ખોટું છે. જ્યોતિ શબ્દવડે અહીં પરબ્રહ્મને જ ગ્રહણ કરવા જોઇએ.

શિષ્યઃ–એમ કેવી રીતે બને?

ગુરુઃ–આ પ્રમાણેનું વેદાંત દર્શનનું પ્રમાણ છે. આ પ્રકરણમાં તેનુંજ ફરી અભિધાન કરી અનુસરણ કરવામાં આવ્યું છે. શ્રુતિમાં કહ્યું છે કે, "य आत्माऽपहतपाप्मा ( છા૦ ૮,૭,૧ ) જે આત્મા છે, તે પાપથી રહિત છે." આ પ્રમાણે પાપથી રહિત ગુણવાળા આત્માનું તે પ્રકરણમાં

કહ્યા પ્રમાણે, શોધવા તથા જાણવાપણાથી જ્ઞાન થાય છે. વળી ત્યાં જ એ પ્રમાણે કહ્યું છે કે, "एत त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि ( છા૦ ૮,૧૨,૧ ) હું તમને આ બાબત વિષે ફરી.વિવેચન કરીશ." વળી કહ્યું છે કે, "अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः ( છા૦ ૮,૧૨,૧ ) ખરેખર અશરીરવાન્ આત્માને પ્રિયાપ્રિય વસ્તુઓ સ્પર્શ કરી શકતી નથી." આ રીતે જ્યોતિ શબ્દનું નિરૂપણ અશરીરીપણાવડે કરેલ છે. બ્રહ્મનો ભાવ હોવાથી અહીં અશરીરીપણું જે કહ્યું છે, તે યોગ્ય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "परं ज्योति,स उत्तम पुरुषः ( છા૦ ૮,૧૨,૩ ) તે પરંજ્યોતિરૂપે છે. આ બ્રહ્મ ઉત્તમ પુરુષરૂપે છે." આ રીતે બ્રહ્મનું વિશેષણ આપેલ છે. વળી મુમુક્ષુને જે આદિત્યની પ્રાપ્તિ કહેલ છે, તેથી આત્યંતિક મોક્ષ જાણવો નહિ. કારણ કે આદિત્યમાંથી પાછું તેનું ઉત્ક્રમણ થાય છે. જ્યાં આત્યંતિક મોક્ષ કહ્યો હોય, એટલે પછી ગતિ તેમ જ ઉત્ક્રાંતિ બેઉનો સંભવ નથી, એમ અમો કહીશું. (૪૦)

શિષ્યઃ-શ્રુતિમાં બીજી કઈ વસ્તુને બ્રહ્મરૂપે નિરૂપણ કરેલ છે ?

ગુરુઃ-આકાશને બ્રહ્મરૂપે નિરૂપણ કરેલ છે.

શિષ્યઃ-કેવી રીતે આકાશ બ્રહ્મરૂપે થઈ શકે ?

ગુરુ-નામ તથા રૂપવડે બ્રહ્મનું ભિન્ન અર્થવડે નિરૂપણ કરેલ છે. જેમકે;-

## અધિકરણ ૧૨ મું-સૂત્ર ૪૧ મું.

## બ્રહ્મ આકાશરૂપે.

*आकाशोऽर्थान्तरत्वादिव्यपदेशात् ॥४१॥*

સૂત્રાર્થઃ-આકાશ બ્રહ્મરૂપે છે. કારણ બ્રહ્મનું ભિન્ન અર્થાદિવડે આ રીતનું નિરૂપણ કરેલ છે.

ટીકાઃ-શિષ્યઃ-आकाशो वै नाम नामरूपयो निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म तदमृतं स आत्मा (છા. ૮,૧૪,૧.) ખરેખર જેને આકાશ કહેવામાં આવે છે, તે નામ તથા રૂપવડે બનેલું છે. તે નામ તથા રૂપથી રહિત રહેલ છે. તે અમૃતરૂપે તથા આત્મારૂપે છે." આ પ્રમાણેની શ્રુતિ છે. હવે આકાશ એટલે શું પરબ્રહ્મ લેવા અથવા પ્રસિદ્ધ ભૂતાકાશ લેવું ? આમ વિચાર કરવામાં મને તો એમ લાગે છે કે, પંચ મહાભૂત માંહિલું આકાશ યોગ્ય છે. કારણ આકાશ શબ્દનો તે જ અર્થ થાય છે. કારણ કે અવકાશરૂપે આકાશ હોવાથી નામ તથા રૂપનું સ્પષ્ટીકરણ કરનારરૂપે આકાશની યોજના કરવી યોગ્ય છે. કારણ કે કેવળ બ્રહ્મ સ્રષ્ટાઆદિપણાથી રહિત છે.

ગુરુઃ—આમાં તારી ભૂલ છે. પર બ્રહ્મ જ આકાશશબ્દરૂપે થવા યોગ્ય છે.

શિષ્યઃ-એમ કેવી રીતે બની શકે?

ગુરુઃ-કારણ કે નામ તથા રૂપથી ભિન્ન અર્થનો ઉપદેશ કરેલો છે. "ते यदन्तरा तद्ब्रह्म નામ તથા રૂપથી જે ભિન્ન, તે બ્રહ્મ રૂપે છે." આ રીતે નામ

તથા રૂપથી ભિન્ન અર્થરૂપે ભૂતાકાશનો ઉપદેશ છે. બ્રહ્મથી ભિન્ન કોઇ પણ વસ્તુનો નામ તથા રૂપથી રહિતરૂપે સંભવ નથી. કારણ કે સર્વ વિકાર-સમૂહનો નામ તથા રૂપવડે જ વિકાર થાય છે. નામ તથા રૂપને સ્પષ્ટ કરનાર તથા અંકુશથી રહિતરૂપ બ્રહ્મથી અન્ય કોઇ નથી. "अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि (છાં૦ ૬-૩-૨) જીવાત્મારૂપે ભૂતોમાં પ્રવેશ કરી, નામ તથા રૂપવડે હું અનેકરૂપે થાઉં." આ રીતે શ્રુતિમાં બ્રહ્મનું કર્તાપણું નિરૂપણ કરેલ છે.

શિષ્યઃ—શું પ્રત્યક્ષ રીતે નામ તથા રૂપનું સ્પષ્ટીકરણ કરવાપણું જીવમાં રહેલ છે?

ગુરુઃ—હા, રહેલ છે. આ સ્થળે તો અભેદતા દર્શાવી છે. નામ તથા રૂપના કર્તારૂપે તેનું સૂચન કરવાથી બ્રહ્મ, સ્રષ્ટા આદિરૂપે છે, એમ સિદ્ધ થાય છે. " तद्ब्रह्म तदमृत स आत्मा તે બ્રહ્મ અમૃતરૂપ તથા આત્મારૂપ છે," આ રીતનાં બ્રહ્મનાં વિશેષણો છે"आकाशस्तल्लिंगात् (બ્રં૦ ૧, ૧, ૨૨) આકાશ બ્રહ્મરૂપે છે, કારણ કે બ્રહ્મનાં વિશેષણ તેને લાગુ પડે છે." આ જ વિષયનો અહીં કેવળ વિસ્તાર કરેલ છે. (૪૧)

શિષ્યઃ—શું જીવાત્મા તથા પરમાત્મા એક છે?

ગુરુઃ—હા, ખરું જોતાં જીવ તથા પરમેશ્વર એક છે.

શિષ્યઃ—જીવને તો સુષુપ્તિ તથા ઉત્ક્રાંતિ અવસ્થા છે તથા પરમાત્મામાં તે નથી, તેનું કેમ?

ગુરુઃ—આ જે સુષુપ્તિ તથા ઉત્ક્રાંતિનો ભેદ જોવામાં આવે છે, તે સંસારને લઇને છે. બાકી અસંસારીને આમાંનું કશું હોતું નથી. આ જ હેતુથી ૪૨ મા સૂત્રની યોજના કરી છે. જેમકે;—

## અધિકરણ ૧૩ મું—સૂત્ર ૪૨ મું.

## સુષુપ્તિભેદ સંસારને લીધે.

सुषुप्त्युत्क्रान्त्योर्भेदेन ॥ ४२ ॥

સૂત્રાર્થઃ—સુષુપ્તિ તથા જાગૃતિ અવસ્થાના ભેદને લઇ જીવાત્મા તથા પરમાત્માનો ભેદ છે. (૪૨)

ટીકાઃ—શિષ્યઃ—શ્રુતિમાં આ રીતનું જીવાત્મા તથા પરમાત્માનું જૂદી જૂદી રીતે નિરૂપણ કરેલ છે. બૃહદારણ્યકના છઠ્ઠા પ્રપાઠકમાં કહ્યું છે કે, "कतम आत्मेति योऽय विज्ञानमय. प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः (બૃ૦ ૪,૩,૭) આત્મા કેવો છે? જે વિજ્ઞાનમયરૂપે, પ્રાણોમાં તથા હૃદયમાં અંતર્જ્યોતિરૂપે તથા પુરુષરૂપે છે." આ પ્રમાણે પ્રથમ શરૂઆત કર્યા પછી ફરી આત્માના સંબંધમાં વિસ્તાર કર્યો છે. હવે સંસારીસ્વરૂપે કરી૦ નિરૂપણ કરેલ આત્માનું સ્વરૂપ ખરું કે અસંસારીસ્વરૂપે કરી પ્રતિપાદન કરાયેલ વચન ખરું છે? આ રીતનો મને સંશય થાય છે. આ બેમાંથી શું લેવું? મારું માનવું તો એમ છે કે, આત્માનું જે

સંસારીસ્વરૂપે સૂચન કરેલ છે, તે જ ખરૂં છે.

ગુરુઃ–તું તેમ કેવી રીતે માને છે?

શિષ્યઃ–આત્માના જે ઉપક્રમ તથા ઉપસંહાર થાય છે, તેથી એમ માનવામાં આવે છે. ઉપક્રમના સંબંધમાં કહ્યું છે કે, "योऽय विज्ञानमयः प्राणेषु (બૃ૦ ૪,૪,૨૨) આત્મા સર્વ પ્રાણીઓને વિશે વિજ્ઞાન મયરૂપે થઇને રહેલ છે." આ રીતે શરીરસંબંધી નિરૂપણ છે. ઉપસંહારમાં કહ્યું છે કે, "स वा एष महानज आत्मा योऽय विज्ञानमयः प्राणेषुः (બૃ૦ ૪,૪,૨૨) આ મહાન્ અજરૂપ આત્મા સર્વ પ્રાણીઓને વિશે વિજ્ઞાનમયરૂપે થઇ રહેલ છે." આ પ્રમાણે આત્માનો ત્યાગ ઉપસંહારમાં પણ કર્યો નથી. માટે મધ્યમાં પણ જાગ્રત તથા સુષુપ્તાદિ અવસ્થાના નિરૂપણવડે આત્માનો જ વિસ્તાર કર્યો છે.

ગુરુઃ–આ વચન જે આપ્યું છે, તે પરમેશ્વરના ઉપદેશાત્મક છે, પણ શરીરનું નિરૂપણ કરવાના સંબંધમાં નથી.

શિષ્યઃ–એમ કેવી રીતે બને?

ગુરુઃ–આ સુષુપ્ત તથા જાગ્રત બેઉ અવસ્થા શરીર સંબંધી ભેદદ્વારા પરમેશ્વરનુંજ સૂચન કરે છે. સુષુપ્તિ અવસ્થામાં કહ્યું છે કે, "अय पुरुषः प्राज्ञेनात्मना सपरिष्वक्तो न वाह्य किंचन वेद नान्तरम् (બૃ૦ ૪, ૩,૨૧) પ્રાજ્ઞ સ્વરૂપ એવા આત્માવડે જે આશ્લિષ્ટ થાય છે, તે પુરુષ અંદર તથા બહાર કોઇપણ વસ્તુને જોતો નથી." આ રીતે શરીરથી ભેદદ્વારા પરમેશ્વરનો જ વ્યપદેશ છે. અહીં પુરુષ શરીરવાચક છે, કારણ કે તેનામાં જ્ઞાતાપણું રહેલ છે. જો કે બાહ્ય તથા આભ્યંતરના જ્ઞાનનો પ્રસંગ હોવા છતાં આત્માને જ્ઞાનના પ્રતિષેધનો સંભવ સુષુપ્તિમાં છે. પરમેશ્વર પ્રાજ્ઞરૂપે છે. સર્વ જાણવાપણારૂપ પ્રજ્ઞાથી તે કદી જૂદો પડતો જ નથી. તેમ જ ઉત્ક્રાંતિમાં કહ્યું છે કે, "अय शारीर आत्मा प्राज्ञेनात्मनान्वारूढ उत्सर्जन्याति (બૃ. ૪, ૩, ૩૫) પ્રાજ્ઞ આત્માથી દોરવાયલો શારીરિક આત્મા શરીરમાંથી નિકળતી વખતે ઉર્ધ્વ શ્વાસ લેતો પ્રયાણ કરે છે." આ રીતે જીવથી ભેદવડે પરમેશ્વરનો વ્યપદેશ કરે છે. વળી જીવ શરીરનો સ્વામી હોવાથી શારીરરૂપે કહેવાય છે. જે પ્રાજ્ઞસ્વરૂપે છે, તે જ પરમેશ્વર છે. માટે સુષુપ્તિ તથા ઉત્ક્રાન્તિના ભેદનો ઉપદેશ કરવાથી પરમેશ્વરનું આ સ્થળે સૂચન કરેલ છે, એમ સિદ્ધ થાય છે.

શિષ્યઃ–જો એમ છે તો આદિ, મધ્ય તથા અંતમાં શારીરરૂપ જીવથી પરમાત્માનું ભિન્નપણું કેમ કહ્યું છે?

ગુરુઃ–આ બાબતમાં હું કહું છું, તે સાંભળ. શરૂઆતમાં "योऽय विज्ञानमयः प्राणेषु પ્રાણોમાં જે વિજ્ઞાનરૂપે છે." આ રીતે સંસારીના સ્વરૂપની સૂચના કરી નથી.

શિષ્યઃ–ત્યારે શાની વિવક્ષા કરી છે?

ગુરુઃ—સંસારી સ્વરૂપેનું સૂચન કર્યા વિના પરબ્રહ્મ સાથે એકયતા છે, તેનું જ સૂચન.છે. કારણ કે, "ध्यायतीव लेलायतीव જાણે ધ્યાન કરતો હોય, જાણે ગમન કરતો હોય" ઇત્યાદિ જે છેવટના ભાગમાં કહ્યું છે, તે સંસારી ધર્મના નિરાકરણ માટે કહ્યું છે. જે રીતે શરૂઆતમાં નિરૂપણ કર્યું છે, તે જ રીતે છેવટમાં પણ તે જ પ્રકારે આત્માનું નિરૂપણ કરેલ છે. જેમકે ઉપસંહારમાં કહ્યું છે કે, "स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु આ જન્મથી રહિત આત્મા પ્રાણોમાં વિજ્ઞાનમયરૂપે છે." આપણાથી પણ એમ જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે, પ્રાણોમાં વિજ્ઞાનમયરૂપે જે સંસારી જોવામાં આવે છે, તે જ મહાન્ અજરૂપ આત્મા પરમેશ્વર છે. જે એમ માને છે કે, જાગ્રતાદિ અવસ્થાના નિરૂપણવડે મધ્યમાં સંસારસ્વરૂપની વિવક્ષા છે, તે પોતે એમ માનતો હોવો જોઇએ કે, પોતે પૂર્વમાં ઉભેલ છતાં જાણે હું પશ્ચિમ દિશામાં ઉભેલો છું. કારણ કે જાગ્રતાદિ અવસ્થાના નિરૂપણવડે અવસ્થાની કે સંસારીપણાની વિવક્ષ, કરવામાં નથી આવી.

શિષ્યઃ—ત્યારે શાની વિવક્ષા કરવામાં આવી છે ?

ગુરુ—સંસારથી રહિતપણાની, તેમ જ અવસ્થાથી રહિતપણાની વિવક્ષા કરી છે.

શિષ્યઃ—આ કેવી રીતે જાણી શકાય?

ગુરુઃ—"अत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहि આથી વધારે મોક્ષ સંબંધી જે હોય તે મને કહો," એમ ડગલે ડગલે પૂછે છે. વળી ડગલે ડગલે એ પ્રમાણેનો ઉત્તર આપવામાં આવે છે કે, "अनन्वागतस्तेन भवत्यसंगो ह्यय पुरुषः (બૃ૦ ૪, ૩, ૧૪) તે આ પુરૂષ કોઈપણ પ્રકારના સંગથી લેપાતો નથી. કારણ કે તે સંગથી રહિત છે." વળી કહ્યું છે કે, "अनन्वागत पुण्येनानन्वागत पापेन तीर्णो हि तदा सर्वाञ्शोकान्हृदयस्य भवति (બૃ. ૪,૩, ૨૨) જે કાંઇ પુણ્ય છે તેનાથી તે બંધાયલો હોતો નથી, તેમ જ પાપવડે બંધાયલો હોતો નથી. કારણ કે અજ્ઞાનાવસ્થામાં તેણે બુદ્ધિના સર્વ પ્રકારના શોકોનું અતિક્રમણ કરેલું હોય છે." માટે અસંસારીપણાનું પ્રતિપાદન કરવાવાળાં વચનો શ્રુતિમાં છે, એમ સિદ્ધ થાય છે. (૪૨)

શિષ્યઃ—આત્મા અસંસારી છે, આના સંબંધમાં બીજું જે કાંઈ પ્રમાણ હોય, તે કહો.

ગુરુ—આત્માનું પ[illegible] દિ વિશેષણ આપેલ [illegible] છે કે, અન[illegible] પ્રતિ- પાદન છે. જેમકે,—

## અધિકરણ ૧૩ મું-સૂત્ર ૪૩ મું.

### પતિ આદિ શબ્દથી આત્મા અસંસારી.

पत्यादिशब्देभ्यः ॥ ४३ ॥

સૂત્રાર્થઃ—પતિ આદિ જે શબ્દો આત્માના સંબંધમાં વાપરવામાં આવ્યા છે તેથી સિદ્ધ થાય છે કે, અસંસારી સ્વરૂપનું જ પ્રતિપાદન છે.

ટીકાઃ—ગુરૂઃ—અસંસારી સ્વરૂપને પ્રતિપાદન કરવાવાળુંજ આ વચન છે, આમ જાણવું જોઈએ. કારણ કે "सर्वस्य वशी सर्वस्येशानः सर्वस्याधिपति અર્થઃ— આત્મા સર્વને વશ કરનાર, સર્વનો પ્રભુ તથા સર્વના અધિપતિરૂપે છે." ઇત્યાદિ વાક્યો આત્માના અસંસારી સ્વરૂપને પ્રતિપાદન કરવાવાળાં છે તથા સંસારી સ્વભાવનાં નિષેધ કરવાવાળાં છે. ઉપરનું વચન જેમ આત્માનું અસંસારી સ્વભાવનું પ્રતિપાદન કરવાવાળું છે, તેમ નીચેનું વચન આત્માના સંસારી સ્વરૂપનું નિષેધ કરવાવાળું છે. જેમકે, "स न साधुना कर्मणा भूयानो एवा- साधुना कनीयान् આ આત્મા સાધુ કર્મ-વડે મહાન્ થતો નથી. તેમજ અસાધુ કર્મ-વડે નાનો થતો નથી." માટે અસંસારી પરમેશ્વર જ આ સ્થળે કહેવામાં આવેલ છે, એમ સિદ્ધ થાય છે.

इति श्रीमच्छङ्करभगवत्पादकृतौ शारीरकमीमांसाभाष्ये प्रथमाध्यायस्य तृतीयपादस्य चन्द्र- शङ्करात्मज छोटालालशर्मणा कृत गुर्जरगिरानुवादः ॥ ३ ॥

# પ્રથમ અધ્યાય—ચતુર્થ પાદ.

## સંદિગ્ધ પદોનું સમાધાન.

શિષ્યઃ—હે ભગવન્ ! પ્રધાન શ્રુતિ પ્રતિપાદિત છે કે નહિ ?

ગુરુઃ—ના, પ્રધાન શ્રુતિ પ્રતિપ્રાદિત નથી રૂપકવડે શરીરનુ જ ગ્રહણ કરવામાં આવ્યું છે. જેમકે;—

### અધિકરણ ૧ લું-સૂત્ર ૧ લું.

### પ્રધાનનું શ્રુતિમાં અપ્રમાણ.

आनुमानिकमप्येकेपामिति चेन्न शरीररूपकविन्यस्तगृहीतेर्दर्शयति च ॥ १ ॥

સૂત્રાર્થ:—અનુમાનથી નિરૂપણ કરાયેલ પ્રધાનને જો કોઇ એમ કહે કે, તે શ્રુતિ પ્રતિપાદિત છે તો અમારૂં કહેવું એમ છે કે, ના તેમ નથી રૂપકવડે સૂચિત થયેલું શરીરનુ જ ગ્રહણ છે, એમ શ્રુતિ દર્શાવે છે (૧)

"ટીકાઃ—ગુરુઃ—जन्माद्यस्य यत. (બ્ર સૂ ૧, ૨,૨) જેમાથી આ જગતની ઉત્પત્તિ આદિ થાય છે તે બ્રહ્મ" આ પમાણે બ્રહ્મની જિજ્ઞાસાની પ્રતિજ્ઞા કર્યા પછી બ્રહ્મનુ લક્ષણ કેવુ છે, તે નિરૂપણ કર્યું છે બ્રહ્મનું લક્ષણ પ્રધાનના લક્ષણની સમાન છે કે નહિ, આ રીતની શંકાનું શ્રુતિ મા પ્રમાણ નથી, એ રીતે નિરાકરણ કર્યું છે. જેમકે "ईक्षतेर्नाशब्दम् (બ્ર. સૂ. ૧,૫) પ્રધાન એ જગતના કારણરૂપ નથી, કારણ કે શ્રુતિએ એ પ્રમાણે પ્રતિપાદન કર્યું નથી" વળી વેદાંતવાકયોની સામાન્ય ગતિ બ્રહ્મરૂપી કારણવાદપ્રતિ છે, પણ પ્રધાનરૂપ કારણવાદપ્રતિ નથી, એમ પૂર્વના ગ્રંથવડે વિસ્તારપૂર્વક વિવેચન કરવામાં આવ્યું. હવે જે કાઇ બાકી રહેલ છે, તેના સંબંધી આ ચોથા પાદમાં સૂચન કરવામાં આવે છે.

શિષ્ય—હે ભગવન્ ! આપે પૂર્વે એમ કહ્યું કે, પ્રધાનનુ નિરૂપણ વેદ પ્રતિપાદિત નથી, તે ઠીક લાગતુ નથી. કારણ કે કેટલીક શાખાઓમાં પ્રધાન સંબંધી જ શબ્દો બોધ કરાતા જોવામા આવે છે આથી એમ સિદ્ધ થાય છે કે, પ્રધાનનું કારણપણુ વેદસિદ્ધ છે તેમજ મહાન્ ઋષિ, જેવા કે કપિલ આદિ એએ પણ તે જ ગ્રહણ કર્યું છે. માટે આ જે અવ્યક્ત આદિ શબ્દ યોજ્યા છે, તે ભિન્ન અર્થમાં યોજવામાં આવ્યા છે, એમ પ્રતિપાદન થયું નથી. ત્યા સૂધી સર્વદા બ્રહ્મ જગતનુ કારણ છે, એમ પ્રતિપાદન કરવુ અયોગ્ય ઠરશે માટે તે શબ્દોનો અર્થ ભિન્ન છે, એમ

દર્શાવવા કાંઇ સબળ કારણુ દર્શાવવું જોઇએ. પ્રધાન જો કે આનુમાનિક છે અર્થાત્ અનુમાનવડે નિરૂપણુ કરાયેલ છે, છતાં એક શાખામાં જાણે તે શ્રુતિથી પ્રતિપાદિત હોય, એમ જોવામાં આવે છે. જેમકે કઠોપનિષદમાં કહ્યું છે કે, " महतः परम यत्तमव्यक्तात्पुरुष. परः । મહતથી અવ્યકત શ્રેષ્ઠ છે તથા અવ્યકતથી પુરૂષ શ્રેષ્ઠ છે." આમાં જે નામો છે, તેમ જ જે ક્રમો છે, જેવા કે સ્મૃતિપ્રસિદ્ધ મહદ્, અવ્યકત તથા પુરૂષ, તે જ જાણુવામાં આવે છે.આ સ્થળે સ્મૃતિપ્રસિદ્ધ પ્રધાનું જ અવ્યકતરૂપે સૂચન છે. વળી શબ્દાદિનો અભાવ પ્રધાનમાં હોવાથી તે વ્યકત રૂપે નથી, તેથી અવ્યકત કહેવાય છે. આથી અહીં સ્મૃતિપ્રસિદ્ધ પ્રધાનનું જ અભિધાન કરવામાં આવ્યું છે. પ્રધાનનું આ પ્રમાણે શ્રુતિમાં પ્રતિપાદન કરેલ હોવા છતાં શ્રુતિમાં પ્રતિપાદન કરેલ નથી, એમ કહેવુ અયોગ્ય છે. વળી શ્રુતિ, સ્મૃતિ તથા ન્યાયવડે પ્રધાન જ જગતના કારણરૂપે છે.

શુરૂ—તારૂં આ માનવું અયોગ્ય છે. કઠોપનિષદમાં આવેલ આ વચન સ્મૃતિપ્રસિદ્ધ મહત્ તથા અવ્યકતના અસ્તિત્વ સંબંધી નથી. આ સ્થળે જેવી રીતનું સ્મૃતિપ્રસિદ્ધ પ્રધાન સ્વતંત્ર, કારણુ તથા ત્રિગુણરૂપે છે, તે રીતનું આ સ્થળે સમજી શકાતું નથી. આ સ્થળે અવ્યકત એવા કેવળ શબ્દનું જ જ્ઞાન થાય છે. આ શબ્દની વ્યુત્પત્તિ એટલી જ છે કે, વ્યકત નહિ તે અવ્યકત. આ શબ્દનો પ્રયોગ જે સૂક્ષ્મ તથા દુર્લક્ષ્ય હોય, તેના માટે મૂકવામાં આવે છે. આ શબ્દનો અમુક જ અર્થ થાય એમ નથી. પ્રધાન વાદીઓમાં જે રૂઢિ છે, તેઓની તે જ રૂઢિ ભિન્નરૂપે થઇ વેદાર્થનું નિરૂપણુ કરવામાં કારણરૂપે થતી નથી. સામાન્ય રીતના ક્રમે કરીને પણુ પ્રધાન એ જ જગતનું કારણુ છે, એવી રીતની સમાન અર્થની પ્રાપ્તિ ન થાય તો પ્રધાનના સ્વરૂપનું જ્ઞાન અયોગ્ય થશે. અશ્વની જગાએ ગાયને જોવાથી આ તો ઘોડો જ છે, એ પ્રમાણેનો મોહ વિદ્વાનને થતો નથી. બ્રહ્મ સંબંધીના પ્રકરણુના નિરૂપણુમાં પ્રતિવાદી એવા પ્રધાનવાદીથી કલ્પાયલા પ્રધાનની પ્રતીતિ હોય નહિ. કારણુ કે રૂપકવડે નિરૂપિત થયેલ શરીરનું જ અહીં ગ્રહણુ કરવામાં આવ્યું છે. આ સ્થળે અવ્યકત એવા શબ્દવડે રથોપગમના નિરૂપણુરૂપ શરીરનું જ ગ્રહણુ કરવામાં આવ્યું છે. કારણુ કે વિષય જોતાં બ્રહ્મનું જ સૂચન છે તથા તે જ વિષયના છેવટના ભાગમાં આત્મા તથા શરીર આદિનું રથી તથા રથ આદિરૂપે નિરૂપણુ કરેલ શ્રુતિમાં જોવામાં આવે છે. જેમકે "आत्मान रथिनं विद्धि शरीरं रथमेव तु । बुद्धिं तु सारथिं विद्धि मन प्रग्रहमेव च ॥ इन्द्रियाणि हयानाहु विषयांश्च तेषु गोचरान् । आत्मेन्द्रियमनोयुक्त भोक्तेत्याहुर्मनीषिणः ( કઠ ૧,૩,૩,૪ ) આત્માને તું રથી અર્થાત્ રથમાં બેસનાર

પે, શરીરને રથરૂપે, બુદ્ધિને સારથિરૂપે, તથા મનને પ્રગ્રહરૂપે જાણ. ઇન્દ્રિયોને અશ્વરૂપે કહેવામાં આવે છે તથા તેઓના વિષયોને માર્ગરૂપે કહેવામાં આવે છે. અધિકારી પુરૂષો કહે છે કે, શરીર, ઇન્દ્રિય તથા મનયુક્ત આત્મા ભોક્તારૂપે છે." સંયમનને પ્રાપ્ત થયેલ ઇન્દ્રિયોને લીધે આત્મા સંસારને પામે છે. જો ઇન્દ્રિયોનું સંયમન થાય છે તો જન્મ મરણરૂપી માર્ગના પારને અર્થાત્ વિષ્ણુના પરમપદને પામે છે. આ પ્રમાણેનું સૂચન કરેલ છે.

શિષ્ય:—માર્ગનો પાર કેવો છે તથા વિષ્ણુનું પરમ ધામ શું છે? આ રીતની મને શંકા થાય છે.

ગુરુઃ—શ્રુતિમાં કહ્યું છે કે, "इन्द्रियेभ्य: परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः। मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः । पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः" (ક૦ ૧,૩,૧૦,૧૧) ઇન્દ્રિયો કરતાં તેના વિષયો વધારે ઉત્કૃષ્ટ છે, વિષયો કરતાં મન ઉત્કૃષ્ટ છે, મન કરતાં બુદ્ધિ ઉત્કૃષ્ટ છે તથા બુદ્ધિ કરતાં મહદાત્મા ઉત્કૃષ્ટ છે. મહાન્ અર્થાત્ સમષ્ટિ બુદ્ધિ કરતાં વધારે ઉત્કૃષ્ટ અવ્યક્ત અર્થાત્ માયા છે. અવ્યક્ત કરતાં વધારે ઉત્કૃષ્ટ પુરૂષ—આત્મા છે. આ પુરૂષ કરતાં કોઇ પણ વસ્તુ વધારે ઉત્કૃષ્ટ નથી. આ સૌથી છેવટની હદ છે તથા સર્વોત્કૃષ્ટ ગતિ છે." તેમાં પણ જે ઇન્દ્રિયાદિઓ છે, તેઓનું નિરૂપણ પૂર્વે રથરૂપક કલ્પનામાં અશ્વાદિ ભાવે કરી કરાયલું છે. આજ ઇન્દ્રિયોનું સંયમન કરવું જોઇએ, કે જેથી બ્રહ્મના અભાવનો, નાશ થાય તથા માયાની ક્રિયાનો ત્યાગ થઈ શકે. તેમાં ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ પૂર્વે તેમજ આ સ્થળે સમાન શબ્દવાળાં છે. અર્થરૂપ શબ્દાદિ વિષયોનો અશ્વોની ઉપમાવડે નિર્દેશ કરવામાં આવ્યો છે. વળી આ વિષયો ઇન્દ્રિયોથી પર છે. "इन्द्रियाणां महत्वं विषयाणामतिमहत्वम् અર્થ:—ઇન્દ્રિયો બંધન કરનારી છે તથા વિષયો વધારે બંધન કરનારા છે." આ વાત શ્રુતિપ્રસિદ્ધ છે. વિષયના કરતાં મનનું ઉત્કૃષ્ટપણું છે. કારણ કે વિષય તથા ઇન્દ્રિયના વ્યવહારનું મૂળ મન છે. બુદ્ધિ મનના કરતાં વધારે ઉત્કૃષ્ટ છે. ભોગ્ય વસ્તુઓ બુદ્ધિમાં પ્રવેશ કરી ભોક્તાની સમીપ પહોંચે છે. બુદ્ધિના કરતાં પણ આત્મા વધારે ઉત્કૃષ્ટ છે. આ આત્માનું નિરૂપણ સારથિરૂપે "आत्मानं रथिनं विद्धि આદિ શ્રુતિવડે કરવામાં આવ્યું છે.

શિષ્ય:—આત્માનું સારથિરૂપે નિરૂપણ કરવાનું શું કારણ?

ગુરુ:—આત્માનું ભોક્તાપણું છે, તથા તે ભોગ્ય વસ્તુના કરતાં શ્રેષ્ઠ છે. આત્મા સ્વામીરૂપે હોવાથી તે મહત્ રૂપે કહેવાય છે. સ્મૃતિમાં કહ્યું છે કે, "मनो महान्मतिर्ब्रह्मा पूर्बुद्धि: ख्यातिरीश्वरः प्रज्ञा संविच्चितिश्चैव स्मृतिश्च परिपठ्यते અર્થ:—સમષ્ટિ બુદ્ધિ મનન શક્તિરૂપે, વ્યાપિનીરૂપે, ભાવીના નિશ્ચયરૂપ, આત્મારૂપ, ભોગ્ય વર્ગના આશ્રયરૂપ, તાત્કાલિક નિશ્ચયરૂપે

કીર્તિ શક્તિરૂપે, નિયમન શક્તિરૂપે, ત્રણ કાળના નિશ્ચયરૂપે, ચિત્તના પ્રધાનરૂપે તથા મિથ્યા અને થઈ ગયેલ સર્વ વિષયનું ગ્રહણ કરવાવાળી છે." વળી શ્રુતિમાં કહ્યું છે કે, "यो ब्रह्माण विदधाति पूर्वं यो वै वेदाश्च प्रहिणोति तस्मै (શ્વે. ૬, ૧૮) પરમાત્માએ સૃષ્ટિના આરંભ વખતે બ્રહ્માને ઉત્પન્ન કરી તેઓને વેદો આપ્યા છે." આ શ્રુતિવડે એમ સિદ્ધ થાય છે કે, પ્રથમ ઉત્પન્ન થયેલ હિરણ્ય ગર્ભની જે બુદ્ધિ, તે બુદ્ધિ સર્વ બુદ્ધિમાં ઉત્કૃષ્ટ કહેવામાં આવી છે. આ બુદ્ધિ મહાન્ આત્મારૂપે છે, એમ કહેવામાં આવ્યું છે. આ જ બુદ્ધિનું પ્રથમ બુદ્ધિ શબ્દવડે ગ્રહણ કરવામાં આવ્યું છે તથા તેનો પૃથક્ રૂપે ઉપદેશ કર્યો છે. આપણી બુદ્ધિ કરતાં આ બુદ્ધિમાં ઉત્કૃષ્ટપણું રહેલ છે. આ પક્ષમાં પરમાત્માના વિષયવડે પર પુરૂષનું ગ્રહણ કરવું, જેનું સારથિરૂપે તથા આત્મારૂપે ગ્રહણ કરવામાં આવ્યું છે. ખરી રીતે જોતાં પરમાત્મા તથા વિજ્ઞાનાત્માના ભેદનો અભાવ છે. આ રીતે જોતાં એક શરીર જ કાર્યરૂપે રહે છે. બીજી ઇન્દ્રિયાદિઓ જે પ્રકૃત રૂપે છે તેનું વર્ણન પરમ પદને દર્શાવવાની ઇચ્છાથી કરવામાં આવ્યું છે. વળી કાર્યરૂપ, તથા અંત્યરૂપ અવ્યક્ત શબ્દ વડે આ સ્થળે કાર્યરૂપ તથા પ્રકૃતરૂપ શરીરનું જ નિરૂપણ કર્યું છે, એમ સિદ્ધ થાય છે. શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ, વિષય તથા સુખાદિના જ્ઞાનવાળા તેમ જ અવિદ્યા યુક્ત ભોક્તાના શરીરાદિની રથાદિરૂપે કલ્પના કરી છે. વળી સંસાર મોક્ષ ગતિ નિરૂપણ વડે પ્રત્યક આત્માને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, એમ અહીં કહ્યું છે. શ્રુતિમાં કહ્યું છે કે, "एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते । दृश्यते त्व ग्रया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः (ક. ૧,૩, ૧૨) સર્વ પ્રાણી માત્રમાં તેનું સ્વરૂપ ગૂઢ હોવાથી તે આત્મા પ્રકટ દેખાતો નથી. પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારા પુરૂષોવડે એકાગ્ર અર્થાત્ ગુરૂનાં ઉપદેશેલાં મહા વાક્યોવડે ઉત્પન્ન થયેલી સૂક્ષ્મ બુદ્ધિ વડે તે જોવાય છે અર્થાત્ તેનો સાક્ષાત્કાર થાય છે." આ રીતે વિષ્ણુના પરમ પદને જાણવું ઘણું અઘરૂં છે, એમ કહી તેને જાણવા માટે યોગનું નિરૂપણ કરે છે. જેમકે यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञानमात्मनि । ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि (ક. ૧,૩,૧૩) વિવેકી પુરૂષે વાણીનો મનમાં લય કરવો, મનનો પોતાના જ્ઞાનાત્મામાં અર્થાત્ નિશ્ચય સ્વરૂપવાળી વ્યષ્ટિ બુદ્ધિમાં લય કરવો, જ્ઞાનનો મહદાત્મ વિશે (સમષ્ટિ બુદ્ધિમાં) લય કરવો તથા મહાદાત્માને શાંત આત્મામાં અર્થાત્ નિર્વિકારી આત્મામાં લય કરવો." વાણીનો મનમાં લય કરવો અર્થાત્ વાગાદિ બાહ્યેન્દ્રિયના વ્યાપારનો ત્યાગ કરી તેણે મનોમાત્રવડે સ્થિતિ કરવી જોઇએ. વિષયના વિકલ્પવાળા મન વિશે વિકલ્પ દોષને જોનો તથા તેથી મનનો લય જ્ઞાન શબ્દ વડે નિરૂપિત તથા અધ્યવસાયવાળી

બુદ્ધિમાં કરવો. આ બુદ્ધિનો ભોક્તારૂપ મહદાત્મામાં અથવા તો સૂક્ષ્મ બુદ્ધિમાં સૂક્ષ્મતાને પ્રાપ્ત કરી લય કરવો. વળી મહાન્ આત્માનો શાંત આત્મામાં અથવા તો નિરૂપિત થયેલા શ્રેષ્ઠ પુરૂષમાં લય કરવો. આ જ પરાકાષ્ઠારૂપે છે. આ રીતે આગળ તથા પાછળનો સંદર્ભ મેળવી જોતાં પ્રધાનવાદીએ કલ્પના કરાયલા પ્રધાનનો જરા પણ અવકાશ નથી. (૧)

શિષ્યઃ–અહીં અવ્યક્ત શબ્દવડે સ્થૂલ શરીરને ગ્રહણ કરવું કે સૂક્ષ્મ શરીરને ગ્રહણ કરવું ?

ગુરુ.–અહીં અવ્યકત શબ્દથી સૂક્ષ્મ શરીરનું ગ્રહણ થાય છે. આ જ પ્રમાણે ૨ જા સૂત્રમાં કહ્યું છે. જેમકે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૨ જું.

## અવ્યક્તથી સૂક્ષ્મ શરીર.

सूक्ष्म तु तदर्हत्वात् ॥२॥

સૂત્રાર્થઃ–શરીરનું નિરૂપણ સૂક્ષ્મરૂપે છે. કારણ કે સૂક્ષ્મ ભૂતથી બનેલ હોવાથી તે પ્રમાણે ગ્રહણ કરવું યોગ્ય છે. (૨)

ટીકાઃ–ગુરૂ–આપણે પૂર્વના સૂત્રવડે નિરૂપણ કરી ગયા કે, અવ્યકત શરીરવડે શરીરનું ગ્રહણ કરવું, પણ પ્રધાનનું નહિ.

શિષ્યઃ–મને આ સ્થળે શંકા થાય છે કે, અવ્યકત શબ્દવડે શરીરનું ગ્રહણ કેવી રીતે થઇ શકે ? કારણ કે શરીર તો સ્થૂલ સ્વરૂપે છે, જેથી તે પ્રત્યક્ષ સ્વરૂપે હોવાથી વ્યકતરૂપે છે તથા અવ્યક્ત શબ્દનો અર્થ એ છે કે, જે વસ્તુ સ્પષ્ટ નહિ તે.

ગુરૂઃ–આનો ઉત્તર હું કહું, તે તું સાંભળ. કારણ આત્માવડે અહીં સૂક્ષ્મ શરીરનું નિરૂપણ છે. અવ્યકત શબ્દવડે સૂક્ષ્મ શરીર લેવું, તે જ યોગ્ય છે. જો કે આ સ્થૂલ શરીરને અવ્યકતરૂપે કહેવું યોગ્ય નથી, છતાં આ શરીરનું બંધારણ સૂક્ષ્મ ભૂતવડે છે, જેથી અવ્યકત શબ્દવડે શરીર લેવું એ યોગ્ય છે. કેટલીકવાર એમ બને છે કે, પ્રકૃતિ વાચક શબ્દ અર્થાત્ મૂળ શબ્દવડે તેના વિકારનું ગ્રહણ કરવામાં આવે છે. જેમકે "गोभिः श्रीणीतमत्सरम् (ઋ. સં) ગાયોવડે અર્થાત્ ગાયના વિકારરૂપ દૂધને સોમરસ સાથે મિશ્ર કરી પાન કરવું જોઇએ." વળી શ્રુતિમાં કહ્યું છે કે, "तद्वेद तर्ह्यव्याकृतमासीत् (બૃ૦ ૧, ૪, ૭) પ્રથમ આ જગત્ સર્વ અવ્યાકૃતરૂપે હતું." અહીં એમ કહ્યું છે કે, આ જગત્ જો કે વિકારરૂપ નામ તથા રૂપવડે પરિચ્છેદવાળું છે, તે પૂર્વની અવસ્થામાં વિકારરૂપ નામ તથા રૂપથી રહિત હતું. તે બીજ શક્તિરૂપે હતું. આથી તેનું નિરૂપણ અવ્યક્ત શબ્દવડે થઇ શકે છે.(૨)

શિષ્યઃ–જગતની જે બીજાવસ્થા, તેને જ પ્રધાનરૂપે ગણીએ તો નહિ ચાલે ?

ગુરુઃ-બીજાવસ્થાને પ્રધાનરૂપે ગણવી યોગ્ય નથી. કારણકે નામ તથા રૂપવડે જગતનું વ્યક્ત થવું પરમાત્માને અધીન છે, પણ પ્રધાનને અધીન નથી. કારણકે પ્રધાનને જો કારણરૂપે માનીએ તો પરમાત્મામાં સ્રષ્ટાપણું રહેશે નહિ. આ જ હેતુથી કહ્યું છે કેઃ-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૩ જું.

## પ્રધાનની કારણતામાં અભાવ.

तदधीनत्वादर्थवत् ॥ ३ ॥

સૂત્રાર્થઃ-બીજ શક્તિરૂપ જગત્ પરમાત્માને અધીન છે અર્થાત્ પરમાત્મા તેના કારણરૂપે છે. આ અર્થ જ માનવો યોગ્ય છે, નહિ તો પરમાત્મામાં સ્રષ્ટાનો ભાવ રહેશે નહિ. (૩)

ટીકાઃ-શિષ્યઃ-જ્યારે બીજાત્મક જગત નામ તથા રૂપથી વ્યક્તસ્વરૂપે હોતું નથી અર્થાત્ પૂર્વની અવસ્થામાં હોય છે તથા અવ્યક્ત શબ્દને યોગ્ય કહેવાય છે ત્યારે આત્માવડે શરીરનું જે અવ્યક્ત શબ્દવડે ગ્રહણ થાય છે, તે જ અવ્યક્ત શબ્દ પ્રધાન કારણવાદરૂપે કેમ થઈ શકે ? પૂર્વાવસ્થારૂપ આ જગતની પ્રધાનપણાવડે સૂચના કરીએ તો શું અયુક્ત છે ?

ગુરુઃ-જો આપણે જગતની કોઈ એક પ્રાક્ અવસ્થાને સ્વતંત્ર કારણરૂપે માનીએ તથા તે પ્રકારનો પ્રસંગ લાવીએ તો પ્રધાન કારણવાદનો પ્રસંગ આવશે. અમારું માનવું એવું છે કે, જગતની પ્રાક્ અવસ્થા પરમેશ્વરને અધીન છે, પણ સ્વતંત્રરૂપે નથી. આમ અસ્વતંત્ર જગતની અવસ્થા માનવી યોગ્ય છે તથા તે જ અવસ્થા અર્થયુક્ત છે. જો તે અવસ્થા સ્વતંત્ર માનીએ તો પછી પરમાત્માનું સ્રષ્ટાપણું સિદ્ધ થશે નહિ. કારણકે શક્તિ રહિત પરમાત્માની કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ થવી યોગ્ય નથી વળી મુક્ત પુરૂષોની ફરી ઉત્પત્તિ થતી નથી.

શિષ્ય-તે કેવી રીતે બને ?

ગુરુઃ-મુક્તની ફરી ઉત્પત્તિ નહિ થવાનું કારણ એ કે, આત્મજ્ઞાનના પ્રાદુર્ભાવવડે તેની બીજ શક્તિનો નાશ થયેલ હોય છે. કારણ કે બીજશક્તિ અવિદ્યા વાચક છે. અવ્યક્ત શબ્દવડે તેનું નિરૂપણ કરવામાં આવે છે. તે શક્તિ પરમેશ્વરને અધીન, માયાયુક્ત તથા મહા સુષુપ્તિરૂપે છે. આત્મસ્વરૂપના જ્ઞાનથી રહિત સંસારી જીવો આ અવસ્થાનો આશ્રય કરે છે. આ માયારૂપ શક્તિનું જ અવ્યક્ત નામ છે તથા કેટલેક સ્થળે આ શક્તિનું આકાશ શબ્દવડે નિરૂપણ કરેલ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "एतस्मिन्नु खल्वक्षरे गार्ग्याकाश ओतश्च प्रोतश्च हे गार्गि ! આ આકાશ અક્ષર બ્રહ્મને વિષે ઓતપ્રોત છે." કેટલેક સ્થળે અક્ષર શબ્દવડે આ શક્તિનું નિરૂપણ કરેલ છે. જેમકે "अक्षरात्परतः परः મુ૦ ૨, ૧, ૨) તે મહાન્ અક્ષરથી પણ પર છે." આ શક્તિનું નિરૂપણ કેટલેક સ્થળે માયા શબ્દવડે કર્યું

છે. જેમકે "माया तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्। (શ્વે૦ ૪, ૧૦) માયાને પ્રકૃતિરૂપે જાણવી જોઈએ તથા માયીને (માયાની સાથે જે જોડાયેલ છે તેને) મહેશ્વરરૂપે જાણવા જોઈએ." આ માયાને અવ્યકત સ્વરૂપે કહેવામાં આવે છે. કારણ કે તે તત્વરૂપે છે કે ભિન્નરૂપે છે, એ રીતના તેના સ્વરૂપનું નિરૂપણ કરવુ અશક્ય છે. "महतः परमव्यक्तम् મહતથી અવ્યક્ત શ્રેષ્ઠ છે" આ એમ દર્શાવે છે કે, મહતની ઉત્પત્તિ અવ્યક્તમાંથી છે. હિરણ્યગર્ભ સંબંધી બુદ્ધિ મહાનરૂપે છે, તેમ જ જીવ પણ મહાનરૂપે છે, છતાં પણ અવ્યકતને જીવભાવ અધીન હોવાથી મહતના કરતાં અવ્યકત ઉત્કૃષ્ટ છે, એમ કહ્યું છે. કારણ કે અવિદ્યા અવ્યકતરૂપે છે અવિદ્યાપણાને લીધે જ જીવનો સર્વ વ્યવહાર હમેશ ચાલુ હોય છે. મહત્ કરતાં અવ્યકત જે ઉત્કૃષ્ટ છે, તેની શરીર સાથે સમાનરૂપતા છે. આ કારણથી અવ્યકતના વિકારરૂપ શરીરને વિશે અવ્યકતની કલ્પના કરવામાં આવી છે. શરીરની માફક ઇન્દ્રિયાદિની પણ તેના વિકાર સાથે એકરૂપતા છે માટે શરીર અવ્યકતની સાથે સમાન સ્વરૂપતાવાળું હોવાથી તેનું ગ્રહણ અવ્યકતરૂપે કરવામાં આવ્યું છે. આ જ પ્રમાણે શરીરની ઇન્દ્રિયોનું ગ્રહણ સ્વશબ્દવડે કરવામાં આવે છે તથા તેનો સ્વશબ્દમાં જ સમાવેશ થાય છે. કેટલાકો શરીરનું બે પ્રકારે વર્ણન કરે છેઃ-સ્થૂલ તથા સૂક્ષ્મ. જે દૃશ્યરૂપે શરીર છે તે સ્થૂલ તથા तदन्तरप्रतिपत्तौ रंहति सपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् (બ્ર.સૂ. ૩, ૧, ૧) આ સૂત્રવડે સૂક્ષ્મ શરીરનું હવે પછી વર્ણન કરવામાં આવશે. આ બેઉ પ્રકારનાં શરીરો એકરૂપે જ હોવાથી પૂર્વે તેની રથરૂપે કલ્પના કરી છે. આ સ્થળે અવ્યકત શબ્દવડે સૂક્ષ્મ શરીરનું ગ્રહણ કરવું. કારણ કે સૂક્ષ્મનું ગ્રહણ અવ્યકત શબ્દવડે યુકત છે. આ અવ્યકતને અધીન બંધ તથા મોક્ષનો વ્યવહાર હોવાથી, જીવના કરતાં અવ્યકતનું શ્રેષ્ઠપણું છે. જેમ કે ઇન્દ્રિયોનો વ્યાપાર અર્થને અધીન હોવાથી ઇન્દ્રિયોના કરતાં અર્થનું શ્રેષ્ઠપણું છે.

શિષ્ય:—ઇન્દ્રિયો કરતાં અર્થોની ઉત્કૃષ્ટતા છે, એ તો ઠીક, પણ સૂક્ષ્મ તથા સ્થૂલ આ બેઉને સમાન ગણી રથરૂપે કલ્પના કરી છે. આ રીતે બેઉ શરીરો સમાનરૂપે છે તથા તે બેઉનો પ્રકૃતને વિશે સમાવેશ થાય છે, તો પછી આ સ્થળે શા માટે સૂક્ષ્મ શરીરનું ગ્રહણ કર્યું છે તથા સ્થૂલ શરીરનું જ ગ્રહણ કેમ કર્યું નહિ?

ગુરુ.—અમે તો વેદના અર્થનું પ્રતિપાદન કરવા સમર્થ છીએ, પણ વેદ સંબંધી વાદવિવાદ કરવા સમર્થ નથી.

શિષ્ય:—વેદ અવ્યકત પદને સૂક્ષ્મ શરીરરૂપે પ્રતિપાદન કરવા સમર્થ છે, પણ સ્થૂલ શરીરને નહિ. કારણ કે તે વ્યકત સ્વરૂપે છે, આમ જો આપ કહેતા હો તો તેમાં ભૂલ છે. કારણ કે અર્થપ્રાપ્તિ એક વાકયને અધીન

છે. પૂર્વોત્તર બેઉ વેદવચનો એક વાકયતા કર્યા વિના કોઈ પણ અર્થનું પ્રતિપાદન કરતાં નથી. જો તેમ ન થાય તો પછી મૂળ અર્થાત્ પરમાર્થ વસ્તુનો નાશ તથા અપ્રકૃત અર્થાત્ મિથ્યા વસ્તુનું પ્રતિપાદન થાય. વળી એક વાકયતાનો બોધ ગ્રહણ કરવાની ઈચ્છા વિના એમને એમ થતો નથી. આ સ્થળે સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના ગ્રહણ સંબંધી ઇચ્છા છે. આ રીતની ઇચ્છા હોવા છતાં બેઉનો સંબંધ ન માનીએ તો પછી બેઉની એકવાકયતામાં બાધ આવશે. કારણ કે વેદના અર્થની પ્રાપ્તિ છે. તેમજ એમ માનવું નહિ જોઈએ કે, સૂક્ષ્મ શરીરનું શોધન દુઃખે કરીને કરી શકાય એમ હોવાથી તેનું અહીં ગ્રહણ છે તથા સ્થૂલ શરીરનું ગ્રહણ નથી કર્યું, કારણકે તેનામાં દુર્ગંધતા જોવામાં આવે છે તથા તે સહેલાઇથી શોધી શકાય છે. કારણ કે અહીં કોઇના શોધનસંબંધી વ્યાખ્યા નથી, તેમજ શોધનકર્તારૂપે કોઈનું નિરૂપણ નથી. વિષ્ણુનું પરમ પદ શું છે, તેનું જ વર્ણન સૂક્ષ્મ શરીરનું નિરૂપણ કર્યા પછી છે આનાથી અમુક ઉત્કૃષ્ટ છે, આ ઉત્કૃષ્ટના કરતાં અમુક વધારે ઉત્કૃષ્ટ છે, આ પ્રમાણે કહી પુરૂષથી ઉત્કૃષ્ટ કંઈ પણ નથી, એ રીતે કહ્યુ છે.

ગુરુઃ—આ સ્થૂલ તથા સૂક્ષ્મ સંબંધી ગમે તેમ હોય, પણ પ્રધાન અનુમાનવડે નિરૂપિત છે, એમ નિરાકરણ થવે છતે, અમારે બીજું કશુ સિદ્ધ કરવાનું નથી સ્થૂલ સૂક્ષ્મના સંબંધમાં તમે ગમે તેમ ગણો, પણ તેથી અમારા સિદ્ધાંતને હાનિ પહોંચતી નથી. (૩)

શિષ્યઃ—પ્રધાન અવ્યકતરૂપે નથી, તેના સંબંધમા બીજું કાંઇ કારણ હોય તે કહેશો ?

ગુરુઃ—હા, બીજું કારણ એ છે કે, અવ્યકત જ્ઞેયરૂપે નથી, તથા પ્રધાન જ્ઞેયરૂપે છે, એમ સાંખ્યો માને છે. માટે તેમના મત પ્રમાણે પણ અવ્યકત પ્રધાન રૂપે કહેવાઇ શકે નહિ. જેમકે;-

## અધિકરણ ૧ લું–સૂત્ર ૪ થું. અવ્યક્તનો પ્રધાનરૂપે અભાવ.

ज्ञेयत्वावचनाच्च ॥४॥

સૂત્રાર્થઃ–અવ્યકતનું નિરૂપણ જ્ઞેય સ્વરૂપે નથી. આથી અવ્યકત પ્રધાનરૂપે થઇ શકે નહિ. (૪)

ટીકાઃ–ગુરુઃ–ગુણ તથા પુરૂષના ભેદને જાણવાથી કૈવલ્યની પ્રાપ્તિ થાય છે, એમ જાણનારા સાંખ્ય દર્શનવાળાઓ જ્ઞેયરૂપે પ્રધાનનું નિરૂપણ કરે છે. ગુણના સ્વરૂપને જાણ્યાવિના ગુણ તથા પુરૂષનો શું ભેદ છે, તે જાણવો અશકય છે. કેટલેક સ્થળે વિશેષ વિભૂતિની પ્રાપ્તિ અર્થે પ્રધાનને સાંખ્યવાળાઓ જ્ઞેયરૂપે વર્ણવે છે. અવ્યકતનું જ્ઞેયપણાવડે નિરૂપણ કરવું યોગ્ય નથી. અવ્યકત એવું પદ માત્ર કહેવાયલું છે, પણ કોઇ સ્થળે એમ કહ્યું નથી કે, અવ્યકત જાણવા

યોગ્ય, તથા ઉપાસના કરવા યોગ્ય છે. વળી જે પદાર્થના જાણવા માટે ઉપદેશ ન કરેલ હોય, તે પદાર્થને જાણવા માટે પ્રયાસ કરવો યોગ્ય નહિ માટે અવ્યક્ત શબ્દવડે કદી પણ પ્રધાનનું અભિધાન થઇ શકે નહિ. અમને પણ એ જ યોગ્ય લાગે છે કે, રથની ઉપમાવાળા શરીરાદિના અનુસરવાવડે વિષ્ણુનું પરમપદ દર્શાવવા અવ્યક્તનું નિરૂપણ કરેલ છે. (૪)

શિષ્યઃ-શું શ્રુતિમા પ્રધાનને જ્ઞેય તરીકે કહ્યો છે ?

ગુરૂઃ-ના, સાંખ્યવાળાઓ જ એમ માને છે. શ્રુતિમાં પ્રધાનને જ્ઞેયરૂપે કહ્યો નથી, પણ પ્રાજ્ઞ આત્માનું જ્ઞેયરૂપે નિરૂપણ શ્રુતિમાં કર્યું છે. જેમકે,-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૫ મું.

## પ્રધાનનો જ્ઞેયરૂપે અભાવ.

वदतीति चेन्न प्राज्ञो हि प्रकरणात् ॥५॥

સૂત્રાર્થ.-શ્રુતિ પ્રધાનને જ્ઞેયસ્વરૂપે કહે છે, એમ નથી. કારણ કે જે સ્થળે જ્ઞેયનું નિરૂપણ છે ત્યા પ્રાજ્ઞ આત્માનું જ્ઞેયરૂપે વર્ણન છે (૫)

ટીકાઃ-શિષ્ય-સાખ્યના મતવાળા એમ કહે છે કે, શ્રુતિમા જ્ઞેયત્વનો સ્વીકાર નથી, એમ કહેવું ખોટું છે. આપ એમ કહેતા હશો કે તે કેવી રીતે ? અવ્યક્ત શબ્દવડે નિરૂપિત પ્રધાનનું જ્ઞેયરૂપે વર્ણન શ્રુતિમા પણ છે જેમકે, "अशब्दमस्पर्शमरूपमव्ययं तथा रसं नित्यमगन्धवच्च यत्। अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तं मृत्युमुखात्प्रमुच्यते (ક. ૨, ૩, ૧૫) બ્રહ્મનું સ્વરૂપ શબ્દ રહિત, સ્પર્શ રહિત, રૂપરહિત, ક્ષય રહિત, રસ રહિત અર્થાત્ નીરસ, નિત્ય, ગંધ રહિત, આદિ તથા અંત રહિત, મહાન્ કરતા અર્થાત્ બુદ્ધિ કરતા પણ શ્રેષ્ઠ, તથા ધ્રુવ અર્થાત્ અચલરૂપ છે. આ રીતે જે અધિકારી પુરૂષ જાણે છે, તે મૃત્યુના મુખમાંથી નિકળી જાય છે." જેવી રીતે શબ્દાદિથી રહિત તથા મહત્તથી પર પ્રધાનનું સ્મૃતિમા નિરૂપણ કરેલ છે, તેવું જ આ શ્રુતિમાં પણ જ્ઞેયપણાથી પ્રધાનનું જ નિરૂપણ કરેલ છે. માટે આ સ્થળે પ્રધાનને જ જ્ઞેયરૂપે જાણવો.

ગુરુ-આ સ્થળે પ્રધાનને જ્ઞેય અર્થાત્ પ્રાપ્યરૂપે ગણેલો નથી, પણ પ્રાજ્ઞ પરમાત્માનું જ નિરૂપણ પ્રાપ્ય શબ્દવડે કરવામાં આવેલ છે.

શિષ્ય.-એમ કેવી રીતે બને ?

ગુરુ-તેનું કારણ એ કે, ત્યાં પ્રાજ્ઞ પરમાત્માનો જ વિષય છે. તે સ્થળે પ્રાજ્ઞ આત્માની બાબત જ વિસ્તારપૂર્વક કહેલ છે તે જ સ્થળે આ પ્રમાણેનું સૂચન છે કે, "पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः" પુરૂષથી કોઇ પર નથી તે જ પરિસીમા તથા પરમગતિરૂપે છે." વળી "एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते આ પુરૂષ સર્વ પ્રાણી માત્રમાં ગૂઢરૂપે રહેલ છે. તેથી આત્માનો સાક્ષાત્કાર થતો નથી" આ રીતે આત્માને

ઓળખવો અઘરો છે. આ પ્રમાણે આત્માનું જ જ્ઞેયપણું સૂચન કર્યું છે. તેમ જ "यच्छेद्वाङ्मनसी प्राज्ञः અર્થ:-વાણી તથા મનનો પ્રાજ્ઞ આત્મામાં લય કરવો." આ રીતે આત્માના જ્ઞાન માટે જ વાગાદિના સંયમનનું વિધાન કરેલ છે. કારણ કે આત્મજ્ઞાનવડે મૃત્યુના મુખમાંથી છૂટવારૂપ ફળ થાય છે. કેવળ પ્રધાનને ઓળખી મૃત્યુના મુખમાંથી મુક્ત થવાય છે, એમ સાંખ્યવાદીઓ પણ કહી શકતા નથી. તેઓ પણ એમ કહે છે કે, ચેતનરૂપ આત્માના જ્ઞાનવડે જ મૃત્યુના મુખમાંથી છૂટા થવાય છે. સર્વ વેદાંતમાં પ્રાજ્ઞ આત્માનું જ અશબ્દાદિ ધર્મપણાથી નિરૂપણ કરાયેલ છે. માટે આ સ્થળે પ્રધાનને જ્ઞેયરૂપે ગ્રહણ કરવો નહિ અથવા તો પ્રધાનનું જ અવ્યક્તરૂપે નિરૂપણ કરાયેલ નથી. (૫)

શિષ્ય:—ત્યારે કઠોપનિષદમાં નચિકેતાએ યમને પ્રશ્ન પૂછયા છે, ત્યાં પ્રધાન સંબંધી શું કાંઇ પૂછયું જ નથી ?

ગુરુ:-વ્યક્ત કે પ્રધાન સંબંધી ત્યાં કોઇ રીતનો પ્રશ્ન થયો નથી. માત્ર ત્રણ જ પ્રશ્નો પૂછવામાં આવ્યા છે તથા તે અગ્નિ, જીવાત્મા તથા પરમાત્મા સંબંધીના છે તથા તે જ ત્રણ પ્રશ્નોનું સમાધાન યમે કરેલ છે. જેમકે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૬ ઠું.

## યમના સંવાદમાં અગ્નિ આદિનું નિરૂપણ.

त्रयाणामेव चैवमुपन्यासः प्रश्नश्च ॥ ६ ॥

સૂત્રાર્થ:—નચિકેતા તથા યમના વાદમાં ત્રણ બાબતોનો (અગ્નિ, જીવ તથા પરમાત્માનો) પ્રશ્ન છે તથા તે સંબંધી જ સમાધાન યમે કરેલ છે. (૬)

ટીકા:-શિષ્ય:-પૂર્વના સૂત્રવડે જો કે એ તો સિદ્ધ થયું કે પ્રધાનનું જ્ઞેયપણું તેમજ વાચ્યપણું નથી. કારણ કે અગ્નિ, જીવ તથા પરમાત્મા, આ ત્રણ પદાર્થનું જ આ સ્થળે નિરૂપણ કરવામાં આવ્યું છે, તથા કઠવલ્લીમાં પણ યમે વરદાન આપવા વડે આ ત્રણ જ વસ્તુનું વર્ણન કરેલ છે. હવે આ સ્થળે મને એ શંકા ઉત્પન્ન થાય છે કે, આ ત્રણ સિવાય બીજા કોઇ પદાર્થવિશે તે સ્થળે સૂચના કરેલ છે કે નહિ ? પ્રથમ "स त्वमग्निं स्वर्ग्यमध्येषि मृत्यो प्रब्रूहि श्रद्दधानाय मह्यम् (કઠ ૧, ૧, ૧૩) હે યમ ! સ્વર્ગપ્રાપ્તિના સાધનરૂપ અગ્નિ વિશે આપ જાણો છો. માટે શ્રદ્ધા રાખતા એવા મને તેનું વર્ણન કહો." આ રીતે અગ્નિ સંબંધી પ્રશ્ન પૂછયો છે. વળી જીવ સંબંધી નીચે પ્રમાણે પ્રશ્ન પૂછયો છે કે, "येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येकेनायमस्तीति चैके । एतद्विद्यामनुशिष्टस्त्वयाहं वराणामेष वरस्तृतीयः (કઠ ૧, ૧, ૨૭) નચિકેતાએ કહ્યું, એવી શંકા ઉભી થાય છે અને કેટલાક એમ કહે છે કે, મનુષ્યના મરણ

પછી આત્માનું અસ્તિત્વ છે, કેટલાક કહે છે કે અસ્તિત્વ નથી. આપથી ઉપદિષ્ટ થયેલ હું તે જાણું 'એમ કરો. વરોમાં આ મારો તૃતીય વર છે." વળી પરમાત્મા સંબંધી નીચે પ્રમાણે પ્રશ્ન પૂછયો છેઃ–"अन्यत्र धर्मा दन्यत्राधर्मा दन्यत्रास्मा त्कृताकृतात् । अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद (ક૦ ૧, ૨, ૧૪) વળી નચિકેતા કહે છેઃ–ધર્મથી ભિન્ન, અધર્મથી ભિન્ન, આ કાર્યો તેમજ કારણોથી ભિન્નરૂપે, તેમજ ભૂત તથા ભવિષ્યથી ભિન્નરૂપે જેને આપ જુવો છો, તે આત્મતત્વ મને કહો." અગ્નિ સંબંધી પૂછાયલા પ્રશ્નનું ઉત્તર નીચે પ્રમાણે છેઃ–"लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा (ક૦ ૧, ૧, ૧૫) પછી લોકના કારણરૂપ તે અગ્નિવિશે ઇષ્ટકા, તેઓની સંખ્યા તથા અગ્નિની ક્રિયા કેવી રીતે કરવામાં આવે છે, તે રીત વિગેરે સર્વ તેણે તેને સમજાવી." જીવ સંબંધી પ્રશ્નનો યમરાજ તરફથી ઉત્તર નીચે પ્રમાણે હતોઃ–"हन्त त इद प्रवक्ष्यामि गुह्य ब्रह्मसनातनम् । यथा च मरण प्राप्य आत्मा भवति गौतम ॥ योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिन. । स्थाणुमन्येऽनुसयन्ति यथाकर्म यथाश्रुतम् (ક૦ ૨, ૫, ૬, ૭) હવે ફરી હું તને સનાતન બ્રહ્મ જણાવીશ, જે ગોપ્ય–છૂપું રાખવા યોગ્ય છે અને હે ગૌતમ! કેવી રીતે તેને ઓળખવાથી સંસારના સંબંધો તૂટી જાય છે અને વળી કેવી રીતે તેને ન ઓળખવાથી અજ્ઞાની મૃત્યુને પ્રાપ્ત થઇ ફરી શરીરને ધારણ કરે છે, તે સર્વે તું સાંભળ. દેહ ધારણ કરવા અર્થે મૃત્યુ પછી કેટલાક અજ્ઞાનીઓ યોનીને પ્રવેશ કરે છે. બીજા કેટલાકો અર્થાત્ અત્યંત પાપીઓ વૃક્ષાદિ સ્થાવર ભાવને પામે છે. આ લોકમાં જેવાં કર્મ કરવામાં આવે છે તથા જેવી રીતનું સારૂં યા નરસું જ્ઞાન સંપાદન કરેલું હોય છે,તેને લાયક જીવને શરીરની પ્રાપ્તિ થાય છે.""न जायते म्रियते वा विपश्चित्" (૧, ૨, ૧૮) આ નિત્ય ચૈતન્ય સ્વરૂપ આત્મા કાંઈ જન્મતો નથી, તેમ નાશ પામતો નથી." ઇત્યાદિ બહુ વિસ્તારયુકત પરમાત્મા સંબંધી વર્ણન કર્યું છે. પ્રધાન સંબંધી આમાં જરાપણ પ્રશ્ન પૂછવામાં આવ્યો નથી તથા જ્યારે પ્રશ્ન પૂછયો નથી તો પછી તે સંબંધી ઉત્તર તો ક્યાંથી?

શિષ્ય –"ये यप्रेते विचिकित्सा मनुष्येऽस्तीति કેટલાક એમ કહે છે કે, મનુષ્યના મરણ પછી આત્માનું અસ્તિત્વ છે" આ રીતે આત્મા સંબંધી પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. હવે 'अन्यत्र धर्मादन्यत्राधर्मात् ધર્મથી અન્ય, અધર્મથી અન્ય" આનો શું આત્મા સંબંધીના પ્રશ્નને વિશે જ સમાવેશ થાય છે કે કાંઇ બીજો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે? આ સ્થળે શું સમજવું? જો આપણે એમ કહીએ કે, આ પ્રશ્નનું ફરી પુનરાવર્તન કર્યું છે, તો પછી આત્મા સંબંધી જે બે પ્રશ્નો છે તે એકજરૂપે થાય તથા તેમ થવાથી, અગ્નિ સંબંધી તથા આત્મા સંબંધી એમ બે પ્રશ્નોનું જ નિરૂપણ થશે તથા અહીં ત્રણ પ્રશ્નો

પૂછવામાં આવ્યા છે, એમ કહેવું જોઇએ નહિ. જો તમે એમ કહો કે, આ સ્થળે બીજો જ પ્રશ્ન પૂછવામાં આવ્યો છે તો પછી વર આપવામાં જે પ્રશ્નો કહ્યા હોય, તેથી ભિન્ન પ્રશ્ન પૂછવામાં દોષ નથી; તેમ પ્રશ્ન ન કર્યો હોય છતાં પ્રધાનની સૂચના કરવામાં કંઇપણ પ્રકારનો દોષ નથી.

ગુરુ—આ સ્થળે અમે વરપ્રદાન વિના કોઈ પણ પ્રશ્નની કલ્પના કરતા નથી. કારણ કે ત્યા વરદાનનો જેમ ક્રમ છે, તેને અનુસરીને જ ઉત્તર અપાયલો છે. વરપ્રદાનના ક્રમને અનુસરી મૃત્યુ તથા નચિકેતાના સંવાદરૂપે જ કઠવલ્લીની સમાપ્તિ સૂધી વચનપ્રવૃત્તિ જોવામાં આવે છે. પિતાથી મોકલાયલા નચિકતાને મૃત્યુએ ત્રણ વરદાન માગવા કહ્યું. તેમાંના પ્રથમ વરદાનવડે નચિકેતાએ એ માગ્યું કે, પિતા મારાપર પ્રસન્ન થાય. બીજા વરદાનવડે અગ્નિવિદ્યા માંગી તથા ત્રીજા વરદાનવડે આત્મવિદ્યા માંગી. "येयं प्रेते" આ રીતનો પ્રશ્ન વરદાનમાં ત્રીજું વરદાન છે, એ રીતનું શ્રુતિમાં સૂચન છે.જો "अन्यत्रधर्मात्" ઇત્યાદિ વચન આ ત્રણ પ્રશ્નથી ભિન્ન અન્ય પ્રશ્નરૂપે ગણીએ તો પછી વરપ્રદાનથી ભિન્ન પ્રશ્નની કલ્પના કરવાથી શ્રુતિના વચનમા બાધ આવશે.

શિષ્ય—જે પૂછવા યોગ્ય છે તેથી ભિન્ન આ પ્રશ્ન છે, માટે આ પ્રશ્ન ત્રણથી ભિન્ન હોવો જોઇએ. પ્રથમ પ્રશ્ન જીવસંબંધી છે. કારણકે તેમાં કહ્યું છે કે, મનુષ્ય મરી ગયા પછી આત્માનું અસ્તિત્વ છે એમ કેટલાક કહે છે તથા કેટલાક કહે છે કે નથી. વળી જીવ ધર્માદિનો વિષય હોવાથી अन्यत्र धर्मात आ રીતના પ્રશ્નને યોગ્ય નથી. બીજું પ્રાજ્ઞ આત્મા ધર્માદિથી ઉત્કૃષ્ટ હોવાથી ધર્માત્ આ રીતનો જે પ્રશ્ન કર્યો છે તે યોગ્ય છે. પ્રશ્નનું રહસ્ય જોતાં બેઉ એકરૂપે લાગતા નથી. પ્રથમ તો પ્રશ્ન અસ્તિત્વ નાસ્તિત્વ સંબંધી છે તથા પાછળનો પ્રશ્ન ધર્માદિથી જે વસ્તુ ઉત્કૃષ્ટ છે તેના સંબંધી છે. માટે પ્રથમના પ્રશ્નના પ્રત્યુત્તરવડે જે જ્ઞાન થાય, તેથી ભિન્ન પ્રકારનું જ્ઞાન થતું હોવાથી પ્રશ્નમાં ભેદ છે. માટે પૂર્વના ઉત્તરનો જ સંબંધ પાછળનું વચન રાખતું નથી.

ગુરુઃ—તારૂં આ માનવું ખોટું છે. કારણકે જીવ તથા પ્રાજ્ઞનું એકજ સ્વરૂપ છે. જો પ્રાજ્ઞથી જીવ ભિન્ન હોય તો પછી પૂછવા યોગ્ય વસ્તુના ભેદવડે પ્રશ્નનો પણ ભેદ થાય. પણ આ રીતનો ભેદ નથી. કારણકે तत्त्वमसि આદિ અનેક શ્રુતિવડે જીવાત્મા તથા પરમાત્માનું ઐક્યત્વ સિદ્ધ કરાયેલ છે. अन्यत्र धर्मादि આ પ્રશ્નના ઉત્તરરૂપે "न जायते म्रियते वा विपश्चित् ચૈતન્યસ્વરૂપ આત્માને જન્મમરણનો અભાવ છે." આ રીતે જ જન્મમરણના પ્રતિષેધવડે જીવ તથા પરમેશ્વરનો અભેદ છે, એમ દર્શાવવામાં આવ્યું છે. જીવ ઇશ્વરના અભેદરૂપ પ્રસંગ હોવાથી જ જન્મ મરણનો પ્રતિષેધ યોગ્ય થાય છે. જન્મ મરણનો પ્રસંગ શરીરના

સંસર્ગથી જીવાત્માને હોય છે, પણ પરમાત્માને હોતો નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "स्वप्नान्तं जागरितान्तं चोभौ येनानुपश्यति, महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति" (ક.૨,૪, ૪) જે આત્માવડે પુરૂષ સ્વપ્નમાં શું થાય છે તે તથા જાગૃતમાં શું થાય છે તે બન્ને જાણે છે, તે આત્માને મહાન્ તથા સર્વત્ર વ્યાપક માની, વિવેકી પુરૂષ શોકને પ્રાપ્ત થતો નથી." આ રીતે સ્વપ્ન તથા જાગૃત અવસ્થાને જોવાવાળા જીવને મહત્વ તથા વિભુત્વ-રૂપે માનવાથી શોકનો નાશ થાય છે. આ શ્રુતિ એમ સૂચવે છે કે, પ્રાજ્ઞથી ભિન્ન જીવ હોવો જોઇએ નહિ. વેદાન્તનો આ રીતનો સિદ્ધાંત છે કે, પ્રાજ્ઞના જ્ઞાનથી શોકનો નાશ થાય છે. કઠની શરૂઆતમાં કહ્યું છે કે, "यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह, मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति (ક. ૨,૪, ૧૦) જે ચૈતન્ય અહીં અર્થાત્ જીવોપાધિમાં છે, તે જ ચૈતન્ય ત્યાં અર્થાત્ ઇશોપાધિમાં છે. તેમજ જે ચૈતન્ય ઇશોપાધિમાં છે તે જ ચૈતન્ય જીવોપાધિમાં છે. જે આ બ્રહ્મ-માં ભિન્નતા જુવે છે તે એક મૃત્યુ થયા પછી બીજા મૃત્યુને પામે છે." આ રીતે જીવ તથા પ્રાજ્ઞની ભેદદૃષ્ટિનો શ્રુતિ નિષેધ કરે છે. પ્રથમ નચિકેતાએ જીવ સંબંધી અસ્તિત્વ તથા નાસ્તિત્વનો પ્રશ્ન પૂછ્યો. ત્યાર બાદ મૃત્યુએ કહ્યું કે, હે નચિકેત ! તું આના સિવાય અન્ય વર-દાન માંગ. આ રીતે અનેક કામનાઓથી યમે નચિકેતાને લલચાવ્યો, પણ જ્યારે તે ચલાયમાન થયો નહિ ત્યારે યમે તેને અભ્યુદય તથા મોક્ષ સંબંધી વિભાગ પાડી, વિદ્યા તથા અવિદ્યાના વિભાગ સંબંધી સમજણ પાડી તથા કહ્યું કે, "विद्याभीप्सिनं नचिकेतसं मन्ये न त्वा कामा बहवो ऽलोलुपन्त (ક૦ ૧, ૨, ૪) હે નચિકેતા ! હું ધારૂં છું કે, તું જ્ઞાનની અભિલાષા-વાળો છે. કારણ ઘણી કામનાઓથી પણ તું લલચાયો નહિ." આ રીતે યમે નચિકેતાની પ્રશંસા કરી. પછી એના પૂછેલા પ્રશ્નની પ્રશંસા કરી કહ્યું કે, "तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम्। अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति (ક. ૧, ૨, ૧૨) જે આત્મા જોઇ શકવો દુર્લભ છે, જે ગૂઢ તથા સર્વ કાર્યમાં રહેલ છે, જે બુદ્ધિરૂપી ગુહામાં રહેલ છે, શ્રમ ઉત્પન્ન કરનાર કાર્ય કારણરૂપ અનર્થમાં રહેલ છે, જે અનંતરૂપે છે, તેનો આત્મામાં ચિત્તના નિદિધ્યાસનવડે સાક્ષાત્કાર કરી, ધીર પુરૂષ હર્ષ તથા શોકનો ત્યાગ કરે છે." આ રીતે યમે પણ જીવ તથા પ્રાજ્ઞનો અભેદ સૂચવ્યો, એમ શ્રુતિથી સિદ્ધ થાય છે. જે પ્રશ્નને લીધે નચિકેતા મૃત્યુની મહાન્ પ્રશંસાને પામ્યો, તે જ પ્રશ્નનો ત્યાગ કરી પ્રશંસા પામ્યા પછી બીજો જ પ્રશ્ન પૂછે તો પછી નચિકેતાની યમે જે પ્રશંસા કરી, તે અયોગ્ય કહેવાય. માટે એ સિદ્ધ થાય છે કે, ये य प्रेते આ પ્રમાણેનો જે પ્રશ્ન છે, તેનું જ શેષ अन्यत्र धर्मात् છે. તારૂં કહેવું એમ છે કે, પ્રશ્નની છાયામાં ભિન્નતા છે, તે અયોગ્ય

છે. કારણ કે તે જ પ્રશ્ન સંબંધી વિશેષ બાબત આમાં પૂછવામાં આવી છે. પ્રથમ દેહાદિથી ભિન્ન આત્માનું અસ્તિત્વ પૂછવામાં આવ્યું. ત્યાર બાદ તે જ આત્માનુ અસંસારીપણું પૂછવામા આવ્યું છે. જ્યાં સૂધી અવિદ્યાનો નાશ થતો નથી ત્યા સૂધી ધર્માદિના વિપયરૂપ જીવના જીવત્વનો નાશ થતો નથી. જ્યારે જીવના જીવત્વની નિવૃત્તિ થાય છે ત્યારે "तत्त्वमसि" આદિ શ્રુતિવડે આત્માની પ્રતીતિ થાય છે. આત્મા અવિદ્યાયુકત હોય, અથવા વિદ્યાયુક્ત હોય, પણ મૂળ આત્મવસ્તુના સંબંધમાં જરા પણ ભિન્નતા નથી. જેવી રીતે કોઇ એક પુરૂપ અધારામાં પડેલી કોઇ એક રજ્જુને સર્પરૂપે માને, તથા તેથી બીએ તથા ધ્રુજતો ધ્રુજતો ત્યાંથી નાશી જાય તથા ત્યાં કોઇ બીજો પુરૂપ આવી એમ કહે કે, ભાઇ, તું બી મા. એ તો સર્પ નથી, પણ રજ્જુ છે. ત્યારે પેલો બીધેલો પુરૂપ તેના વાકયને સાંભળી સર્પથી થયલા ભયનો ત્યાગ કરે છે તેમ જ ધ્રુજવા તથા નાશવાનો ત્યાગ કરે છે. આ પ્રમાણે જ્યારે મનુષ્યની બુદ્ધિમા સર્પની ભ્રાંતિ હોય છે તેમ જ જે સમયે સર્પની ભ્રાંતિનો નાશ થયલો હોય છે, તે બેઉ સમયે વસ્તુત્વમાં જરા પણ ભિન્નતા હોતી નથી. આ જ પ્રમાણે આ સ્થળે પણ જાણી લેવુ. માટે न जायते म्रियते वा આ શ્રુતિવચન આત્માના અસ્તિત્વ તથા નાસ્તિત્વ સંબંધીના પ્રશ્નનો ઉત્તર છે. માટે જીવ તથા પ્રાજ્ઞનો ભેદ અવિદ્યાને લીધે છે, એમ જાણવું. અહીં આત્મા સંબંધીના પ્રશ્નનું એકપણું છે. કારણ કે જીવની પ્રથમ અવસ્થામાં દેહથી ભિન્ન આત્માના અસ્તિત્વ સંબંધી સૂચના કરી છે તથા જીવનો કર્તૃત્વાદિ સંસારી સ્વભાવથી પ્રતિષેધ કર્યો છે આ રીતે પ્રથમના વચનમાં જીવ સંબંધી ઉત્પેક્ષા કરી છે તથા છેવટના ભાગમાં ધર્માદિથી અતીત એવા પ્રાજ્ઞ આત્મા સંબંધી ઉત્પેક્ષા કરવામાં આવી છે. માટે અગ્નિ, જીવ તથા પરમાત્માની કલ્પના યોગ્ય છે. પ્રધાનની કલ્પના અહીં છે નહિ. તે પ્રમાણે વરદાન પણ નથી, તે રીતનો પ્રશ્ન પણ નથી, તેમ ઉત્તર પણ નથી, એમ વિષમતા છે. (૬)

શિષ્યઃ—અવ્યક્ત શું મહતની માફક પ્રધાનવાચક નથી?

ગુરૂ—ના, તથા તે જ સંબંધી ૭ મું સૂત્ર કહે છે કે;—

## અધિકરણ ૧ લું-સૂત્ર ૭ મું.

## અવ્યક્તનો મહદ્રૂપે અભાવ.

महद्वच्च ॥ ७ ॥

સૂત્રાર્થઃ—મહત્ શબ્દની માફક અવ્યકત શબ્દ પ્રધાનવાચક નથી. (૭)

ટીકાઃ—ગુરૂઃ—જેમ મહત્ શબ્દ સાંખ્યવાદીઓ પ્રથમ ઉત્પન્ન થયેલ સત્તા માત્રમાં યોજે છે, તે રીતે વેદમાં કોઇ સ્થળે પ્રતિપાદિત નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "बुद्धेरात्मा महान्पर. (ક. ૧, ૩, ૧૦) બુદ્ધિ કરતાં મહદ્ આત્મા ઉત્કૃષ્ટ છે." વળી

કહ્યું છે કે, "महान्तं विभुमात्मानम् (ક. ૧, ૨, ૨૨) આત્માને મહાન્ તથા સર્વત્ર વ્યાપકરૂપે ધારી ધીર પુરૂષ શોક કરતો નથી." તેમજ કહ્યું છે કે, "वेदाहमेतं पुरुषं महान्तम् (શ્વે૦ ૩, ૮,) જે મહાન્ પુરૂષ છે તે પરમાત્માને હું જાણું છું." ઇત્યાદિ શ્રુતિમાં હેતુરૂપે આત્મશબ્દનો પ્રયોગ કરેલો છે. તે જ પ્રમાણે અવ્યક્ત શબ્દ પણ વૈદિક પ્રયોગમાં કદી પ્રધાનરૂપે કહી શકાય એમ નથી. આથી સિદ્ધ થાય છે કે, અનુમાનસિદ્ધ પ્રધાન વેદપ્રતિપાદિત નથી. (૭)

શિષ્યઃ—આપ કહો છો કે, પ્રધાન વેદપ્રતિપાદિત નથી. પણ વેદમાં અજા શબ્દનું નિરૂપણ છે તથા તેનો અર્થ માયા થાય છે તથા તે માયા શક્તિ જ કેમ પ્રધાનરૂપે ન થઇ શકે?

ગુરુઃ—જ્યાં અજા શબ્દ વાપર્યો છે ત્યાં સાંખ્ય વાદની વિશેષતા છે, એમ કહી શકાય નહિ. જેમ ચમસ નામના પાત્રનું જ્યાં નિરૂપણ કરેલ છે ત્યાં સામાન્ય પાત્રનું નિરૂપણ જાણી લેવું. તેમ અહીં પણ અજા શબ્દ સામાન્યવાચક છે, પણ કોઇ વિશેષ અર્થનું સૂચન કરતી નથી. આ જ હેતુથી ૮મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૨ જું-સૂત્ર ૮ મું.

## પ્રધાન શું માયારૂપે?

चमसवदविशेषात् ॥८॥

સૂત્રાર્થઃ—ચમસ પાત્રની પેઠે અજા શબ્દ સામાન્યવાચક છે, તેથી તે પ્રધાનવાચક છે, એમ કહી શકાય નહિ. (૮)

ટીકાઃ—શિષ્યઃ—હું પ્રધાનવાદી કહું છે કે, પ્રધાન વેદપ્રતિપાદિત નથી, એ અયોગ્ય છે. આ અયોગ્ય છે એમ કહેવાનું કારણ એ કે, મંત્રમાં કહ્યું છે કે, "अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः। अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः (શ્વેતા૦ ૪,૫) જન્મથી રહિત એવો એક આત્મા પોતાના ભોગને માટે રક્ત, શુકલ તથા કૃષ્ણ વર્ણવાળી જન્મથી રહિત એવી એક માયાની સમીપ જાય છે, તથા અનેક પ્રકારની પ્રજાઓને ઉત્પન્ન કરે છે. જન્મથી રહિત એવો અન્ય જીવ ભોગવેલા ભોગવાળી આ માયાનો ત્યાગ કરે છે." આ મંત્રમાં લોહિત, શુકલ તથા કૃષ્ણ શબ્દવડે રજ, સત્વ તથા તમનું નિરૂપણ કર્યું છે. લોહિત રજરૂપે છે, કારણ કે તે પ્રીતિવાચક છે. શુકલ સત્વરૂપે છે; કારણ કે તે પ્રકાશવાચક છે. કૃષ્ણ તમરૂપે છે. કારણ કે તે આવરણવાચક છે. લોહિત, શુકલ તથા કૃષ્ણ, આ રીતે તેઓની સામ્ય અવસ્થા અવયવ ધર્મવડે નિરૂપણ કરાયલી છે. જન્મનો જેને અભાવ, તે અજા કહેવાય છે. અમારા સાંખ્ય મત પ્રમાણે મૂળ પ્રકૃતિ વિકારથી રહિત છે. જો કે અજા શબ્દનો લૌકિક અર્થ બકરી થાય છે; પણ રૂઢિપ્રતિપાદિત શબ્દનો આશ્રય

લેવો યોગ્ય નથી કારણકે વિષય વિદ્યા સંબંધી છે. આ અજારૂપ પ્રકૃતિ પણ ગુણવાળી અનેક પ્રજાને ઉત્પન્ન કરે છે. આ પ્રકૃતિ અજરૂપ એક પુરૂષ ભોગવે છે, તેનાપર પ્રીતિ રાખે છે તથા તેની સમીપ રહી તેનું સેવન કરે છે. અવિદ્યાયુક્ત આની પ્રાપ્તિને લીધે હું સુખી છું, દુઃખી છું, મૂઢ છું, આ રીતે અવિવેકને લીધે જીવ પોતાને માને છે. વળી ઉત્પન્ન થયેલ વિવેકરૂપી જ્ઞાનવાળો બીજો અજરૂપી પુરૂષ જે કે વિરક્ત હોય છે, તે આ પ્રકૃતિનો ત્યાગ કરે છે. અર્થાત્ જેને ભોગવવામાઆવેલ છે, તેમજ જેનો ભોગ ત્યાગ કરવામાં આવેલ છે, એવી પ્રકૃતિનો પુરૂષ ત્યાગ કરે છે. માટે સાંખ્ય વાદીઓની પ્રધાનાદિ કલ્પના શ્રુતિયુક્ત છે.

ગુરુ–તારૂં માનવું ખોટું છે. આ મંત્રથી શ્રુતિયુક્ત સાંખ્યવાદનો આશ્રય કરવો યોગ્ય નથી આ મંત્ર સ્વતંત્રપણાથી કોઇપણ વાદનું ગ્રહણ કરતો નથી. ગમે તેવી કલ્પના કરી પ્રકૃતિ આદિનું ગ્રહણ સાંખ્યવાદીઓ કરે છે. અહીં સાંખ્યવાદ જ ગ્રહણ કર્યો છે, એમ વિશેષ વસ્તુને આ સ્થળે ગ્રહણ કરવી યોગ્ય નથી. જેમ ચમસ પાત્રના ગ્રહણવડે કોઇ વિશેષ વસ્તુનું ગ્રહણ થતું નથી, તેમ આ સ્થળે સાંખ્યવાદ માનવો યોગ્ય નથી જેમકે, "अर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्न. (બૃ૦ ૨, ૨, ૩) જેનું મુખ નીચું છે તથા તળીઉં ઉંચું છે એવું પાત્ર." આ મંત્રમા ચમસ નામનું પાત્ર સ્વતંત્ર રીતે સ્વીકારેલું છે, એમ ગ્રહણ કરવું અયોગ્ય છે. કોઇ પણ સામાન્ય પાત્ર કે જેનું મુખ નીચું છે તથા તળીઉં ઉંચું છે, તેની કલ્પના કરવી યોગ્ય છે. આ રીતે અહીં अजामेका ઇત્યાદિ મંત્રમા અજ શબ્દ સામાન્ય રીતે નિરૂપણ કરાયલો છે. આ મંત્રમા અજારૂપે પ્રધાનનું નિરૂપણ છે, એમ ગ્રહણ કરવું યોગ્ય નથી. (૮)

શિષ્ય–"इद तच्छिर एव ह्यर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्न જેનું મુખ નીચું છે તથા તળીઉં ઉંચું છે એવું પાત્ર શિરરૂપે છે." આ રીતે મંત્ર હોવાથી અમુક પાત્રનું નિરૂપણ છે, પણ ઉપરના મંત્રમાં અજાવડે કોનું ગ્રહણ કરવું ?

ગુરુ.–જ્યોતિ આદિ લક્ષણવાળી અજાનું અહીં નિરૂપણ છે, એમ એક શાખાવાળાનું માનવું છે. જેમકે;–

## અધિકરણ ૨ જું–સૂત્ર ૯ મું.

## જ્યોતિનું અજારૂપે નિરૂપણ.

ज्योतिरुपक्रमात्तु तथा ह्यधीयत एके ॥ ९॥

સૂત્રાર્થઃ–જેમાં પ્રથમ જ્યોતિ છે એવી અજાનું અહીં નિરૂપણ છે. કેમકે એક શાખાવાળાનું માનવું આ પ્રમાણે છે. (૯)

ટીકાઃ ગુરુ. આ સ્થળે અજાનું નિરૂપણ નીચે પ્રમાણે છે.–પરમેશ્વરથી જેની ઉત્પત્તિ છે, જેમાં જ્યોતિ મુખ્ય છે, જે તેજ, જળ તથા અન્નના લક્ષણવાળી છે, તથા જે ચાર પ્રકારના ભૂતસમૂહની પ્રકૃ-

તિરૂપે છે તે અજાનું આ સ્થળે ગ્રહણ છે. અહીં જે तु શબ્દ વાપર્યો છે, તે નિશ્ચયવાચક છે. ત્રણ ભૂત લક્ષણવાળી અજાનું આ સ્થળે નિરૂપણ છે, પણ ત્રણ ગુણના લક્ષણવાળી અજાનું આ સ્થળે નિરૂપણ નથી.

શિષ્ય:—ત્રણ ભૂતલક્ષણવાળી અજા કેવી રીતે આ સ્થળે લઇ શકાય એમ છે?

ગુરુ:—એક શાખાવાળા તેજ, જળ તથા અન્નની ઉત્પત્તિ પરમેશ્વરથી છે, એમ માની તેઓનું જ રોહિતાદિ રૂપ છે, એમ માને છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, "यदग्ने रोहितं रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्य અગ્નિમાં રોહિતરૂપ તેજનું છે, જે શુક્લ રૂપ છે તે જળનું છે તથા જે કૃષ્ણ રૂપ છે તે અન્નનું છે." રોહિતાદિ શબ્દવડે આ તેજ, જળ અને અન્નનું ગ્રહણ થઇ શકે એમ છે. વળી રોહિતાદિ શબ્દોનું રૂપવિશેષને વિશે મુખ્યપણું છે તથા ગુણ વિષયનું સૂચન થાય છે. અસંદિગ્ધ વચનવડે સંદિગ્ધ વચનનો નિર્ણય કરવો, એ યોગ્ય છે. આ સ્થળે પણ "ब्रह्मवादिनो वदन्ति । किं कारणं ब्रह्म (શ્વે૦ ૧, ૧) બ્રહ્મવાદીઓ કહે છે. બ્રહ્મ એ કયું કારણ છે?" આ રીતે શરૂઆત કર્યા પછી છેવટમાં કહ્યું છે કે, "ते ध्यानयोगानुगता अपश्यन्देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ( શ્વે૦ ૧, ૩ ) ધ્યાન તથા યોગને અનુસરનારાઓએ દેવાત્માની શક્તિને પોતાના ગુણોવડે ઢંકાયલી જોઇ." આ પ્રમાણે પરમેશ્વરની શક્તિથી સમસ્ત જગત્ થયું છે, આમ શ્રુતિનું વચન છે, એમ સિદ્ધ થાય છે. શ્રુતિના છેવટમાં કહ્યું છે કે, "मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् માયાને પ્રકૃતિરૂપે જાણવી તથા માયાવાળાને મહેશ્વરરૂપે જાણવા." વળી કહ્યું છે કે "यो योनिं योनिमधितिष्ठत्येकः (શ્વે૦ ૪, ૧૦, ૧૧) જે એક છતાં પ્રથમ યોનિ તથા અન્ય યોનિના અધિષ્ઠાતારૂપ છે." આ શક્તિની પ્રતીતિથી સ્વતંત્ર કોઇપણ પ્રકૃતિ પ્રધાનના નામે અજાના મંત્રવડે કહેવાયલી છે, એમ કોઇ કહેવા શક્તિમાન્ નથી. અવ્યાકૃત નામ તથા રૂપવાળી આ જ દેવીશક્તિ છે. આ શક્તિ નામ તથા રૂપથી પણ પ્રથમ રહેલ છે, એમ વેદમાં કહ્યું છે. તેના પોતાના વિકારવિષયવડે તે ત્રણ રૂપવાળી થયેલી છે, જેથી તે ત્રણ રૂપવાળી કહેવાય છે. (૯)

શિષ્ય:—તેજ, જળ તથા અન્નવાચક ત્રણ રૂપવાળી અજા ત્રણ રૂપવડે કેવી રીતે પ્રાપ્ત થાય છે? કારણ કે તેજ, જળ તથા અન્નમાં અજાની આકૃતિ હોતી નથી. વળી તેજ, અન્ન તથા જળને વિશે ઉત્પત્તિભાવ રહેલો છે. માટે તેને વિશે ઉત્પત્તિભાવથી રહિત અજા શબ્દ લાગુ પડી શકે નહિ.

ગુરુ:—કલ્પનાના ઉદ્દેશે કરી લાગુ પડી શકે છે. જેમકે આદિત્યમાં મધ છે. આ જ હેતુથી દશમા સૂત્રની યોજના કરી છે. જેમકે;—



## અધિકરણ ૨ જું-સૂત્ર ૧૦ મું.

## ઉત્પત્તિ આદિ કલ્પનારૂપે.

कल्पनोपदेशाच्च मध्वादिवदविरोधः ॥१०॥

સૂત્રાર્થ:-કલ્પનાના ઉપદેશવડે આ આદિત્યમાં મધ નથી છતાં મધ છે એમ કહ્યું છે. તેમ આ સ્થળે વિરોધ આવતો નથી. (૧૦)

ગુરુઃ-આ અજા શબ્દ અજા આકૃતિને લાગુ પડતો નથી. તેમ કોઈ પ્રસંગાનુસાર એનું નિરૂપણ કર્યું છે, એમ નથી.

શિષ્યઃ-ત્યારે આ શબ્દ કયા કારણથી વપરાયો છે?

ગુરુઃ-અજાના સરખી કલ્પનાનો ઉપદેશ, તેજ, જળ તથા અન્નના લક્ષણથી ચરાચરને વિશે કર્યો છે. જેવી રીતે લોક વિશે યદચ્છાએ કોઈ બકરી રોહિત, શુકલ તથા કૃષ્ણવર્ણવાળી હોય, બહુ બચ્ચાંવાળી હોય તેમજ રૂપવાળાં બચ્ચાંવાળી હોય, તે બકરીને કોઈ એક અજ એમ ધારણ કરી, તેની પાસે શયન કરે તથા કોઈ બકરો ભોગ ભોગવ્યા પછી તેનો ત્યાગ કરે, તે જ પ્રમાણે તેજ, અન્ન તથા જળના લક્ષણવાળી તથા ત્રણ વર્ણવાળી મૂળ પ્રકૃતિ અનેક, રૂપયુક્ત તથા ચરાચર લક્ષણવાળા વિકારસમૂહને ઉત્પન્ન કરે છે. અવિદ્વાન્ ક્ષેત્રજ્ઞ તેનો ઉપભોગ કરે છે તથા વિદ્વાન્ તેનો ત્યાગ કરે છે. એક ક્ષેત્રજ્ઞ શયન કરે છે તથા એક તેનો ત્યાગ કરે છે આથી પારમાર્થિક ક્ષેત્રજ્ઞનો ભેદ સાંખ્યવાદી માને છે, તે શંકા યોગ્ય નથી. ક્ષેત્રજ્ઞના ભેદને પ્રતિપાદન કરવાની ઇચ્છાથી આ કહ્યું નથી, પણ બંધ તથા મોક્ષને પ્રતિપાદન કરવાની ઇચ્છાથી કહ્યું છે. પ્રસિદ્ધ ભેદનો અસ્વીકાર કરી અહીં બંધ તથા મોક્ષની વ્યવસ્થાનું પ્રતિપાદન થાય છે. ઉપાધિને લઈને ભેદ છે તથા મિથ્યાજ્ઞાન કલ્પિત છે, પણ પારમાર્થિક ભેદ નથી. અનેક શ્રુતિમાં કહ્યું છે કે, "एको देव सर्वभूतेषु गूढ सर्वव्यापी सर्वभूतान्तरात्मा" અર્થ.-એક દેવ સર્વ પ્રાણીમાં ગૂઢરૂપે રહેલ છે. તે સર્વમાં વ્યાપી રહેલ છે તથા સર્વ ભૂતોના અંતરાત્મારૂપે છે." જેમ મધુ આદિનું નિરૂપણ છે તેમ આ છે. જેમકે આદિત્યમાં મધુપણું નથી, છતાં મધુપણું કહેલ છે. વળી વાણીમાં ધેનુપણું નથી, છતાં ધેનુપણું કહેલ છે. તેમજ સ્વર્ગાદિ લોકમાં અગ્નિ નથી, છતાં તેમાં અગ્નિપણું કહેલ છે. આ જ પ્રમાણે અહીં પણ કલ્પના છે. આ જ રીતે ઉત્પત્તિવાળી વસ્તુને વિશે અજાની કલ્પના કરી છે. માટે તેજ, જળ તથા અન્નમાં અજા શબ્દનો જે પ્રયોગ કર્યો છે, તેમાં કોઈ રીતનો વિરોધ આવતો નથી. (૧૦)

શિષ્યઃ—પચીસ તત્વોનું સાંખ્યમાં ગ્રહણ છે તેમ વેદમાં પણ પંચ પંચ કહ્યું છે. પચીસ તત્વો પ્રધાનાદિરૂપે છે, માટે પ્રધાનાદિ શ્રુતિપ્રતિપાદિત છે.

ગુરુઃ-ના, વેદે આ પાંચ તથા બીજા પાંચ, એમ ભિન્નરૂપે સંખ્યા

ગ્રહણ કરી છે તથા તેની અંદર બીજા બેનો વધારો થાય છે, માટે પ્રધાનાદિ શ્રુતિપ્રતિપાદિત નથી. જેમકે;-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૧ મું.

## પ્રધાનાદિ શ્રુતિના અપ્રમાણ રૂપે.

**न संख्योपसंग्रहादपि नानाभावादतिरेकाच्च ॥ ११ ॥**

સૂત્રાર્થઃ-પાંચ પાંચ તત્વાદિ સંખ્યાના ગ્રહણવડે પ્રધાનાદિ શ્રુતિપ્રતિપાદિત છે, એમ જાણવું નહિ. કારણ કે તે સંખ્યાને પૃથક્ ગ્રહણ કરેલી છે, તેમજ તે સંખ્યામાં વધારો થાય છે. (૧૧)

ટીકાઃ-શિષ્યઃ-અત્ત મંત્રમાં જો કે પ્રધાનાદિનો સંભવ નથી, પણ નીચલા મંત્રથી સાંખ્ય દર્શનની પ્રવૃત્તિ થાય છે. કહ્યું છે કે, "यस्मिन्पच पञ्चजना आकाशश्च प्रतिष्ठितः तमेव मन्य आत्मानं विद्वान्ब्रह्मामृतोऽमृतम् (બૃ૦ ૪,૪,૧૭) અર્થઃ- વિદ્વાન્ તથા અમૃતરૂપ હું અમૃતરૂપ પરબ્રહ્મને મારા પોતાના આત્મારૂપે જાણું છું, કે જે આત્માને આધારે પાંચ પ્રકારના +જનો તથા આકાશ રહેલું છે." આ મંત્રમાં પાંચ પાંચ જન, આ રીતે પાંચ સંખ્યા પછી બીજી પાંચ સંખ્યા કહેવાયલી છે. આ પ્રમાણે પાંચ શબ્દનું નિરૂપણ બેવાર કરેલ છે. આ રીતે પાંચને પાંચે ગણી પચીસ તત્વની સંખ્યા થાય છે વળી પચીસની સંખ્યાવડે જેટલી સંખ્યાનું ગ્રહણ કરવું જોઇએ, તેટલીજ સંખ્યા સાંખ્ય દર્શનવાળાએ ગણાવી છે. જેમકે, " मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त। षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः ( સાંખ્ય. ૩ ) મૂળ પ્રકૃતિ વિકૃતિરૂપે નથી. મહદાદિ પ્રકૃતિ તથા વિકૃતિ બેઉરૂપે છે તથા સાત છે. વિકાર સોળ છે. પુરૂષ પ્રકૃતિરૂપે તેમ જ વિકૃતિરૂપે નથી. આ રીતે પચીસની સંખ્યા જેમ શ્રુતિપ્રતિપાદિત છે, તેમ સ્મૃતિ-પ્રતિપાદિત છે. માટે આ પચીસ તત્વના ગ્રહણવડે પ્રધાનાદિ શ્રુતિપ્રતિપાદિત છે, એમ કેમ કહી ન શકાય ?

ગુરુ'-સંખ્યાના ગ્રહણને લીધે પ્રધાનાદિ શ્રુતિપ્રતિપાદિત છે, એમ જાણવું નહિ

શિષ્યઃ-કેમ આ પ્રમાણે ન જાણી શકાય ?

ગુરુ.-કારણ કે આ સંખ્યા પૃથક્રૂપે છે. આ પચીસ તત્વો પૃથક્ છે. અહીં પાંચ પાંચનો સાધારણ ધર્મ+ નથી, કે

+ પાચ પ્રકારના જનો'-પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, અન્ન તથા મન. તેમા પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર તથા મન સત્તરૂપે છે તથા અન્ન વિગટરૂપે છે. આ સન તથા વિગટના કારણરૂપ અવ્યાકૃત આકાશ છે. આ આકાશ જેમા અધ્યસ્ત છે તે બ્રહ્મ.

+સાધારણ ધર્મ-ક્રિયા, ગુણ, જાતિ, રૂપ સત્વ, રજ, તમ, મહત્ તથા અહંકારથી ભિન્ન તેમજ પાચ તન્માત્રા યુક્ત તથા તત્વાદિમા રહેલ કોઈ એક ધર્મ નથી તેમજ પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા પ્રાણનો ધર્મ પણ સંભવતો નથી. કારણ કે આકાશને પૃથક્ ગ્રહણ કરવાથી તેમા તેનો સમાવેશ થતો નથી.

જેથી પચીસની મધ્યમાં બીજી પાંચ પાંચ સંખ્યા માઈ શકે. એક આધાર વિના પૃથક્ ભૂતોમાં બેવડી સંખ્યાનો સમાવેશ થાય નહિ.

શિષ્યઃ–અવયવદ્વારા પચ્ચીશની સંખ્યાનું અહીં નિરૂપણ છે. જેમકે " पंच सप्त च वर्षाणि न ववर्ष शतक्रतुः ઈન્દ્ર બાર વર્ષ સૂધી વરસ્યો નહિ" અહીં જેમ બાર વર્ષની અનાવૃષ્ટિનું નિરૂપણ છે, તે જ પ્રમાણે આ સ્થળે હોવું જોઇએ.

ગુરુઃ––આ પ્રમાણે માનીએ તો પણ આ સ્થળે તેમ બની શકે એમ નથી. એમાં દોષ એ આવશે કે, આ સંખ્યા લક્ષણવાચક થશે. આ સ્થળે પાછળનો પંચ શબ્દ, જન શબ્દ સાથે જોડાયલો છે, જેથી પંચજન એવો શબ્દ થયો છે. કારણ કે +પારભાષિક સ્વરવડે એક પદ છે, એવો નિશ્ચય થાય છે. જેમકે અન્યસ્થળે શ્રુતિમાં કહ્યું છે કે, "पंचानां त्वा पचजनानाम् ( તૈ૦ ૧,૬, ૨,૨ ) તને પાંચ, પાંચ જનોના" આ સ્થળે એકપદ, એક સ્વર તથા એક વિભક્તિ છે, એવો નિશ્ચય થાય છે. સમસ્ત પદ હોવાને લીધે પાંચ પાંચ એમ દ્વિરુક્તિનો દોષ લાગુ પડતો નથી. તેમ પંચ પંચ કહેવાવડે દશનું ગ્રહણ થતું નથી. પાંચ પાંચની સંખ્યામાં એક પાંચ સંખ્યાનું બીજી પાંચ સંખ્યા વિશેષણ છે, એમ નથી. ગૌણનો મુખ્ય સાથે સંયોગ બની શકે નહિ.

શિષ્યઃ–પાંચની સંખ્યાવાળા જનો બીજા પાંચનું વિશેષણ થાય તો પચીસની સંખ્યા બની શકે. જેમકે પાંચ પાંચ ઘાસની પૂળી તું આણ, એમ કહેવાથી પચ્ચીસનો સંભવ થાય છે. તે જ પ્રમાણે આ સ્થળે પણ જાણવું.

ગુરુ–:એમ બનશે નહિ. જો પંચ પૂળી આ શબ્દનો સમાહાર દ્વંદ્વ સમાસ લઇએ તો કેટલી, એમ ભેદનું ગ્રહણ કરવાથી પાંચ પૂળી પાંચવાર એમ વિશેષણ થાય તો પચ્ચીસ બની શકે. આ સ્થળે પંચજનાઃ એમ પ્રથમથીજ ભેદનું ગ્રહણ છે, તેથી કેટલી સંખ્યા તો કે પાંચની, આ રીતનું વિશેષણ ન થવાથી પ્રથમ પંચ બીજા પંચ જનનું વિશેષણ બની શકશે નહિ. એમ ધારો કે પાંચ સંખ્યા પંચ જનના વિશેષણરૂપે હોય તો પણ આ સ્થળે બીજા દોષનો પ્રસંગ આવે છે, જેથી પંચ પંચજન એમ પચીસ તત્વનો અભિપ્રાય લઈ શકાય નહિ. કારણ કે પચીસ કરતાં તત્વની સંખ્યા વધારે છે. માટે પચીસ તત્વનો અભિપ્રાય લેવાઇ શકે નહિ. પચીસની સંખ્યામાં આત્મા તથા આકાશ આ બે તત્વોની વૃદ્ધિ થાય છે. આત્માનું પ્ર-

+પારિભાષિક સ્વરઃ–પંચ શબ્દમા આદિ સ્વર ઉદાત્ત છે. બીજા પંચ શબ્દમા સર્વ સ્વરો અનુદાત્ત છે. માટે પંચ શબ્દ તથા જન શબ્દના સમાસ વિના અંત્ય અકાર ઉદાત્ત તથા પૂર્વ સ્વરો અનુદાત્ત થાય નહિ, માટે અનુદાત્ત સ્વરવડે પંચજનાઃ એ એક પદ છે, એવો નિશ્ચય થાય છે.

તિક્ષાના રૂપે હોવાથી, આધારપણાથી નિરૂપણ કરાયલું છે. મૂળ મંત્રમાં "यस्मिन्" એમ સપ્તમીના પદવડે આત્માનું નિરૂપણ કરાયલું છે તથા છેવટમાં કહ્યું છે કે, તેને જ હું આત્મારૂપ માનું છું. વળી આત્મા ચેતન પુરૂષરૂપે છે. આ આત્મા પચીસ તત્વની અંદર રહેલ છે. માટે તેનામાં આધાર તથા આધેય ભાવનાથી જો ભિન્ન અર્થ માનીએ તો પચીસ તત્વની સંખ્યામાં વધારો થાય, જે સાંખ્ય મતથી વિરૂદ્ધ છે. વળી મંત્રમાં કહ્યું છે કે "आकाशश्च प्रतिष्ठितः" એમ આકાશને પચીસની અંદર ગણીએ તો પછી તેને પૃથક્ ગણવું યોગ્ય નથી. વળી ભિન્ન અર્થ માનવાથી શું દોષ આવે છે તે કહ્યો. માત્ર સંખ્યાનું નિરૂપણ કરેલ છે ત્યાં નહિ નિરૂપણ કરાયેલ પચીસ તત્વના સંગ્રહની પ્રતીતિ કેવી રીતે થઈ શકે? કારણ કે જન શબ્દનો અર્થ તત્વ થતો નથી.

શિષ્યઃ—જો કે અર્થ ભિન્ન માનીએ છીએ, તેમ છતાં સંખ્યાની પ્રાપ્તિ તો છે જ. નહિ તો "पंच पंचजनाः" એમ કેમ કહેવાય?

ગુરુઃ—દિશા તથા સંખ્યાવાચક શબ્દો સંજ્ઞાવાચક શબ્દ સાથે જોડવામાં આવે છે. જેમકે "दिक्संख्ये संज्ञायाम्" (પા. સૂ૦ ૨,૧,૫૦) આ રીતે પંચ શબ્દનો જન શબ્દ સાથે સમાસ થયો છે.આથી રૂઢિવડે કોઇ પાંચ સંજ્ઞાનું નિરૂપણ કરાયેલ છે. પણ સાંખ્ય તત્વના અભિપ્રાયનું નિરૂપણ નથી. આ સંજ્ઞા કેટલી છે, તે જાણવા ફરી પાંચની સંખ્યાનું નિરૂપણ કરાયેલ છે. પાંચની સંજ્ઞાવાળા જે કોઈ છે તે પાંચ છે. જેમ કે સપ્તર્ષિઓ સાત છે, એમ કહેવાય છે. (૧૧)

શિષ્યઃ—આ પંચજનની સંજ્ઞાવાળા પાંચ કોણ છે, તે કહેશો?

ગુરુઃ—આ પંચજનવડે પ્રાણાદિ છે. કારણ કે શ્રુતિમાં આ રીતનું વચન છે. તેમજ ૧૨મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૩ જું—સૂત્ર ૧૨ મું.
## પંચજન પ્રાણાદિરૂપે.

प्राणादयो वाक्यशेषात् ॥१२॥

સૂત્રાર્થઃ—પંચજન પ્રાણાદિરૂપ છે કારણ કે તે પ્રમાણે શ્રુતિવચન કહેલું છે.

ટીકાઃ-ગુરુઃ-"यस्मिन्पंच पंचजनाः" આ પછીના મંત્રમાં બ્રહ્મસ્વરૂપના નિરૂપણ માટે પાંચ પ્રાણાદિનું સૂચન કરેલ છે. જેમ કે, प्राणस्य प्राणमुत चक्षुषश्च चक्षुरुत श्रोत्रस्य श्रोत्रमन्नस्यान्नं मनसो ये मनो विदुः અર્થઃ—જેઓ પ્રાણના પ્રાણને, શ્રોત્રના શ્રોત્રને, અન્નના અન્નને તથા મનના મનને જાણે છે, તે બ્રહ્મને જાણે છે." આ રીતે પંચજન સંબંધી જે શ્રુતિ છે, તેની પછી જ જે આ પાંચનું નિરૂપણ કરેલ છે, તે અહીં ગ્રહણ કરવું.

શિષ્યઃ—આ પ્રાણાદિમાં જ જન શબ્દનો પ્રયોગ કેવી રીતે થઇ શકે?

ગુરુઃ–ત્યારે જન શબ્દનો પ્રયોગ તત્વમાં કેવી રીતે થઇ શકે ? જ્યાં પ્રસિદ્ધનું અતિક્રમણ સરખું હોય તો પછી શ્રુતિવચનની સમીપજ જે પ્રાણાદિઓનું નિરૂપણ કરેલ છે, તેજ લેવા તે વધારે સારૂ છે. પ્રાણાદિનો જન સાથે સંબંધ હોવાથી પ્રાણાદિ જન શબ્દના ગ્રહણ કરનાર થાય છે. જન વાચક પુરૂષ શબ્દ વાચક છે તથા પ્રાણમા તેનું નિરૂપણ થાય છે. જેમકે 'ते वा एते पञ्च ब्रह्मपुरुषा (છા. ૩, ૧૩, ૬) આ પાંચ બ્રહ્મ પુરૂષો સ્વર્ગ લોકના દ્વારપાળ છે." તેમ જ "प्राणो ह पिता प्राणो ह माता (છા.૭, ૧૫, ૧) પ્રાણ પિતારૂપ છે, પ્રાણ માતા રૂપ છે." એમ બ્રાહ્મણ ભાગમાં કહેલ છે. સમાસ વાચક હોવાથી અહીં જન શબ્દ સમુદાયવાચક લેવો વધારે સારો છે.

શિષ્યઃ–જનશબ્દનો અર્થ મનુષ્ય નહિ લેતાં રૂઢિવાચક સમુદાય શબ્દ કેમ લો છો ?

ગુરૂઃ–ઉદ્ભિદાદિ શબ્દની માફક આ સ્થળે રૂઢિવાચક શબ્દ લેવો વધારે યોગ્ય છે. અપ્રસિદ્ધ અર્થ સમીપ હોય, છતાં અપ્રસિદ્ધ શબ્દ પ્રયોજાયલો હોય તો વ્યવહારાનુસાર વિષયને અનુસરી શબ્દ લેવો વધારે સારો છે. જેમકે "उद्भिदा यजेत, यूपं छिनत्ति, वेदिं करोति યાગવડે ભગવાનનું પૂજન કરવું, તે યૂપનું છેદન કરે છે તથા વેદિ કરે છે." આ સ્થળે ઉદ્ભિદનો અર્થ પાવડો થાય છે, તે ન ગ્રહણ કરતાં યાગ શબ્દ ગ્રહણ કર્યો છે. કારણકે પાછળના વાક્યવડે એમ જ સિદ્ધ થાય છે કે, યાગ શબ્દ વધારે યોગ્ય છે. આ સ્થળે પણ પંચજન શબ્દનો સમાસવડે સંજ્ઞાભાવ પ્રાપ્ત થયો છે. હવે સંજ્ઞાવાચક શું લેવું, તેને માટે પાછળના જ વચનમાં પ્રાણાદિ જે કહેલા છે, તેનું ગ્રહણ કરવું યોગ્ય છે. કેટલાકો દેવ, પિતર, ગંધર્વ, અસુર તથા રાક્ષસ પાંચની સંજ્ઞાવાળા આ પાંચનું ગ્રહણ કરે છે. કેટલાકો ચાર વર્ણો તથા પાંચમા નિષાદને ગ્રહણ કરે છે. કેટલાક "यत्पाञ्चजन्यया विशा (ઋ૦ મં. ૮, ૫૩, ૭) પ્રજાવડે પ્રવેશ કરનારી જે શક્તિ, તે પુરૂષરૂપવાળી શક્તિએ ઇન્દ્રને બોલાવવા જે નાદ કર્યો તે પંચજન અર્થાત્ સર્વ પ્રમથો." આ વેદવડે પંચ શબ્દનો અર્થ પ્રજા થાય છે. આ રીતે ગમે તે અર્થ લેશો, તેમાં વાંધો નથી. પણ વ્યાસ ભગવાને જે પ્રાણાદયો આદિ સૂત્ર યોજ્યું છે, તે એટલા માટે કે, આ સ્થળે પચીસ તત્વની પ્રતીતિ થતી નથી. (૧૨)

શિષ્યઃ–ધારો કે માધ્યંદિની શાખાવાળાઓ અન્નને પ્રાણાદિમાં ગણે છે, જેથી પંચજનવડે પ્રાણાદિનું નિરૂપણ થઇ શકે, પણ કણ્વ શાખાવાળાઓ પંચજનવડે પ્રાણાદિને કેવી રીતે ગ્રહણ કરી શકે? કારણ કે તેઓ અન્નને પ્રાણાદિમાં ગણતા નથી.

ગુરુ –જો કે તેઓ અન્ન તરીકે પાંચમી વસ્તુને લેતા નથી, પણ અન્નને બદલે તેઓ જ્યોતિને પાંચમું ગણે છે. જેમકે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૧૩ મું.
## પંચજનમાં જ્યોતિની ગણના.

ज्योतिषैकेषामसत्यन्ने ॥१३॥

સૂત્રાર્થઃ–અન્નને પાંચની અંદર જેઓ ગણતા નથી,તેઓ જ્યોતિને અન્નને બદલે લે છે. (૧૩)

ટીકાઃ-ગુરુઃ-કાણ્વ શાખાના મત પ્રમાણે અન્નની ગણત્રી પાંચમાં નથી, તોપણ તેની પાંચની સંખ્યા જ્યોતિ શબ્દવડે પૂર્ણ થાય છે. તેઓ यस्मिन्पच पचजना આ મંત્રમાં બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરવા માટે જ્યોતિનું અભિધાન કરે છે. જેમકે "तद्देवा ज्योतिषा ज्योति દેવો તેને જ્યોતિના જ્યોતિરૂપે ઉપાસે છે."

શિષ્યઃ–જો કે બેઉ શાખાવાળાઓ જ્યોતિને તો સમાન પ્રકારે માને છે તો પછી એકજ મંત્રમાં પાંચની સંખ્યામાં એક શાખવાળો એક વસ્તુનું નિરૂપણ કરે છે તથા બીજો બીજી વસ્તુનું, એમ કેવી રીતે બને? એક બીજાની અપેક્ષામાં ભેદ છે. માધ્યંદિન શાખાવાળાએ સમાન મંત્રમાં કહેલ પ્રાણાદિ પંચજનનું ગ્રહણ કરેલ છે, આથી બીજા મંત્રમા કહેવાયલા જ્યોતિને ગ્રહણ કરવાની જરૂર નથી. પણ કાણ્વ શાખાવાળા સમીપવર્તી મંત્રમાં રહેલ પ્રાણાદિ પંચજનનું ગ્રહણ કરતા નથી. આથી તેઓને જ્યોતિને ગ્રહણ કરવાની જરૂર પડે છે. અપેક્ષાના ભેદને લીધે એક જ મંત્રમાં જ્યોતિનો સ્વીકાર તેમ જ અસ્વીકાર જોવામાં આવે છે. જેમકે એકજ અતિરાત્રમાં* વચનના ભેદને લઈ શોડષીનો+ સ્વીકાર અથવા અસ્વીકાર કરવામા આવે છે, તેની માફક આ છે. માટે કોઈ પણ સ્થળે પ્રધાન સંબંધી વાત શ્રુતિમા નથી. સ્મૃતિ તથા ન્યાયમાં જે પ્રધાનનુ ગ્રહણ છે, તેનું ખંડન આગળ ઉપર કરવામા આવશે. (૧૩)

શિષ્ય–સૃષ્ટ કાર્યોમા ફેરફાર છે. કોઈમાં સૃષ્ટ કાર્યરૂપે આકાશને પ્રથમ ગણ્યું છે. એમ આદિપણામા અનેક સ્થળે વિરોધ છે, તેનું કેમ ?

ગુરુ–સૃષ્ટ કાર્યોમાં ગમે તેમ વિરોધ હોય તથા તેના ક્રમમાં ગમે તેમ ફેરફાર હોય, પણ સૃષ્ટાના સંબંધમાં કોઈ સ્થળે વિરોધ નથી. કારણ કે સર્વ સૃષ્ટિના કારણરૂપે તો એકને નિરૂપણ કરેલ છે. આના જ સંબંધમાં કહ્યું છે કે,–

## અધિકરણ ૪ થું–સૂત્ર ૧૪ મું.
## કાર્યોમાં ક્રમ શું ખરો ?

कारणत्वेन चाकाशादिषु यथाव्यपदिष्टोक्तेः ॥ १४ ॥

સૂત્રાર્થઃ–આકાશાદિમાં ભિન્નતા હોય, પણ કારણના વ્યપદેશમાં ભેદનથી. (૧૪)

ટીકાઃ-શિષ્ય–બ્રહ્મનું લક્ષણ પ્રતિપાદન કર્યું. વેદાંત વચનમા બ્રહ્મ સંબંધી જે વચનો છે તે સર્વ એક સરખાજ છે, એમ પણ પ્રતિપાદન કર્યું. વળી પ્રધાન વેદપ્રતિપાદિત નથી, એ પણ આપે સિદ્ધ કર્યું. પણ હજી

* અતિરાત્ર એ નામનો યજ્ઞ. + શોડષી–એક પ્રકારના પાત્રનુ નામ છે.

મને એક બીજી શંકા ઉભી થાય છે. બ્રહ્મ ઉત્પત્તિ આદિના કારણરૂપે છે અથવા તો વેદાંત વાક્યોની સામાન્ય ગતિ બ્રહ્મ સંબંધી છે, એમ સિદ્ધ થઇ શકતું નથી.

ગુરુઃ–તું એમ કેવી રીતે માને છે?

શિષ્યઃ–તેનું કારણ એ કે, કાર્યના સંબંધમાં ભિન્નતા જોવામા આવે છે. દરેક વેદાંત વચન ક્રમ આદિના ભેદને લઇ ભિન્નભિન્ન સૃષ્ટિ ગણે છે. જેમકે એક શ્રુતિમા કહ્યું છે કે, "आत्मन आकाश सभूत. (તે. ૨, ૧) આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થાય છે." આ પ્રમાણે એક શ્રુતિવચન આકાશને પ્રથમ સૃષ્ટિરૂપે માને છે. વળી બીજી શ્રુતિ તેજને પ્રથમ ગણે છે. જેમકે, "तत्तेजोऽसृजत તેણે પ્રથમ તેજને ઉત્પન્ન કર્યું." એક શ્રુતિમા એમ છે કે, "स प्राणमसृजत प्राणाच्छ्रद्धाम् (પ્ર. ૬,૪) તેણે પ્રાણને ઉત્પન્ન કર્યા તથા પ્રાણમાંથી શ્રદ્ધા થઇ." કેટલેક સ્થળે ક્રમમાં લોકની ઉત્પત્તિ પ્રથમ માની છે જેમકે, "स इमाँल्लोकानसृजत। अम्भो मरीचीर्मरमाप (અ. ઉ. ૪, ૧, ૨) તે પરમાત્માએ લોકને સર્જ્યા, અર્થાત્ અભલોક, રશ્મિલોક, મરલોક, તથા આપલોકને ઉત્પન્ન કર્યા" વળી કેટલેક સ્થળે એમ કહ્યુ છે કે, સૃષ્ટિ પ્રથમ અસતરૂપે હતી. જેમકે, 'असद्वा इदमग्र आसीत्ततो वै सदजायत (તે ૨, ૭) જગતની પૂર્વે આ સર્વ અસતરૂપ (અવ્યક્તરૂપ) હતું. આ અસતમાથી ખરેખર સત્ ઉત્પન્ન થયું છે.' 'असदेवेदमग्र आसीत्तत्सदासीत्तत्समभवत् (છા. ૩, ૧૯, ૧) ખરેખર પ્રથમ આ સર્વ જગત્ અસત્ હતું. આ અસતમાંથી સત્ ઉત્પન્ન થયું." વળી કેટલેક સ્થળે અસત્‌વાદનું નિરાકરણ કરવા પછી સત્ પ્રક્રિયા પ્રથમ હતી, એમ દર્શાવે છે. જેમકે, "तद्धैक आहुरसदेवेदमग्र आसीत् શૂન્યવાદીઓ એમ કહે છે કે, જગત્ ઉત્પત્તિ પૂર્વે અસતરૂપ અર્થાત્ શૂન્યરૂપ હતું" આ રીતે શરૂઆત કરી છેવટમાં કહ્યું છે કે, "कुतस्तु खलु सोम्यैव स्यादिति होवाच कथमसतः सज्जायेतेति सत्वेव सोम्येदमग्र आसीत् (છા. ૬, ૨, ૧, ૨) ઉદ્દાલકે કહ્યું કે, હે સૌમ્ય! અસત્‌માથી સત્ કેવી રીતે ઉત્પન્ન થઇ શકે? અના પ્રત્યુત્તરમાં એમ છે કે, હે પુત્ર! પ્રથમ આ સત્ એક જ રૂપે હતુ." વળી એક સ્થળે એમ કહ્યું છે કે, જગતનો પોતાની મેળે જ કર્તારૂપે વિકાર થયો છે. જેમકે, "तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियत (બૃ ૧, ૪, ૭) આ જગત્ પ્રથમ અવ્યાકૃતરૂપે હતું. તે પોતાની મેળે નામ તથા રૂપવડે કરી વિકારને પામ્યું." આ રીતે ઉત્પત્તિના સંબંધમા અનેક પ્રકારની પ્રાપ્તિ છે. વળી વસ્તુમા વિકલ્પ હોય તે અયોગ્ય. માટે જગતના કારણના નિશ્ચય સંબંધી વેદાંતનાં વચનોની અયોગ્યતા ઠરે છે. આથી સ્મૃતિ તથા ન્યાયવડે જે ભિન્ન કારણને ગ્રહણ કરેલ છે, તે યોગ્ય છે.

ગુરુ–તારા સમજવામાં ભૂલ છે. જો કે દરેક વેદાંત વચનમા સૃજ્યમાન આકાશાદિમાં ક્રમે કરી ભિન્નતા હોય, પણ તેને લીધે સૃષ્ટામાં જરા પણ ભિન્નતા નથી

શિષ્યઃ-સ્રષ્ટામા ભિન્નતા નથી, એમ કેવી રીતે બને ?

ગુરુ-સ્રષ્ટાના સંબધમાં એક શ્રુતિ જે ઉપદેશ કરે છે, તે જ સરખો ઉપદેશ અન્ય શ્રુતિ પણ કરે છે જેવી રીતે એક વેદાંત વચનમાં કારણરૂપ પરમાત્માનો ઉપદેશ સર્વજ્ઞરૂપે, સર્વેશ્વરરૂપે, સર્વાત્મારૂપે, એક રૂપે તથા અદ્વિતીયરૂપે કરેલ છે, તે જ પ્રમાણેનો ઉપદેશ અન્ય વેદાંતવચનોમાં પણ કરવામાં આવેલો છે જેમકે, "सत्य ज्ञानमनतं ब्रह्म (તૈ૦ ૨, ૧) બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપે છે." અહીં જ્ઞાન શબ્દવડે તેમ જ બ્રહ્મ સબંધી બીજા ઇચ્છા કરનારરૂપી વચનોવડે ચેતન બ્રહ્મનુ જ નિરૂપણ કીધુ છે. વળી અન્ય પ્રયોજનને અનુસરી ઇશ્વરને કારણરૂપે લીધો છે. પરમાત્મ શબ્દવડે બ્રહ્મનો જ શરીરાદિ કોશમા અનુક્રમે કરી પ્રવેશ છે આ પ્રમાણે પરમાત્માનો પ્રવેશ હોવાથી તેનો સર્વના અંતરાત્મારૂપે તથા પ્રત્યક્ આત્મારૂપે નિશ્ચય કર્યો છે જેમકે "बहु स्यां प्रजायेय (તૈ૦ ૨, ૬) હું અનેકરૂપે ઉત્પન્ન થાઉ" આ રીતે સ્રષ્ટાથી ઉત્પન્ન થયેલ વિકારોની અનેક પ્રકારે ઉત્પત્તિ શ્રુતિએ કહી છે, પણ આત્માના સબધમા તો અભેદ ભાવજ શ્રુતિએ નિરૂપણ કરેલ છે વળી કહ્યું છે કે "इदं सर्वमसृजत । यदिदं किं च (તૈ૦ ૨, ૬) જે કોઇ આ સર્વ વ્યક્તરૂપે છે, તેની ઉત્પત્તિ પરમાત્માએ કરી" આ રીતે શ્રુતિ સમસ્ત જગત્સૃષ્ટિના નિરૂપણવડે દર્શાવે છે કે, સૃષ્ટિના પહેલાં સ્રષ્ટા અદ્વિતીયરૂપે હતા. કારણપણાવડે બ્રહ્મનું જે લક્ષણ કહેવાયેલ છે, તે જ લક્ષણ અન્ય સ્થળે પણ જોવામાં આવે છે. જેમ: "सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । तदैक्षत बहु स्यां प्रजायेयेति । तत्तेजोऽसृजत (છાં૦ ૬, ૨, ૩) હે સોમ્ય ! સૃષ્ટિ પહેલા આ જગત્ સત્‌રૂપે અર્થાત્ ઇશ્વરરૂપે હતું આથી તે એક તથા દ્વૈતભાવથી રહિત હતું. તે સત્‌બ્રહ્મે સકલ્પ કર્યો કે, હુ બહુરૂપે ઉત્પન્ન થાઉં. આ રીતનો વિચાર કરી તેણે તેજ ઉત્પન્ન કર્યું." તેમ જ બીજી શ્રુતિમાં કહ્યુ છે કે, 'आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत्किंचित् । स ईक्षत लोकान्नु सृजै (એ ઉ. ૪,૧,૧,૨) જગતની ઉત્પત્તિ પૂર્વે કેવળ આ આત્મા જગત્‌રૂપે ખરેખર હતો. આ પ્રકૃત આત્માથી વિલક્ષણ કાંઇ પણ હતુ નહિ તેણે ઇચ્છા કરી કે, હું લોકને ઉત્પન્ન કરૂં." આ રીતે દરેક વેદાંતવચન કારણ સ્વરૂપ બ્રહ્મનુ નિરૂપણ કરવામાં એક સરખા જ છે પણ તેમાં જરા પણ અસમાનતા નથી. જો કે કાર્યના સબંધમા ભિન્નતા જોવામા આવે છે, તેથી કારણ બ્રહ્મ પણ સર્વ વેદાંતમા ભિન્નતા યુક્ત છે, એમ કહેવા કોઇ પણ શક્તિમાન્ નથી કારણ કે સર્વ સ્થળે એમ નિરૂપણ કર્યું છે કે, સૃષ્ટિના સબંધમા ગમે તેમ વિરોધ હોય, પણ સ્રષ્ટાના સબધમાં જરા પણ વિરોધ નથી વળી આચાર્ય વ્યાસ ભગવાન્ કાર્યની ભિન્નતાનું સમાધાન "न वियदश्रुतेः (બ્ર સૂ. ૨, ૩, ૧) ઇત્યાદિ સૂત્રવડે કરશે. કાર્યના સબધમા વિપ્રતિપત્તિ થાય પણ ખરી.

કારણ કે તેના સંબંધમાં પ્રતિપાદન કરવામાં આવ્યું નથી. આ સૃષ્ટિઆદિનો વિસ્તાર પ્રતિપાદન કરવાની ઇચ્છા હોતી નથી. કોઇ પણ પુરૂષાર્થ કાર્ય સાથે જોડાયલો જોવામાં આવતો કે સાભળવામાં આવતો નથી. તેની કલ્પના કરવા પણ કોઇ શક્તિમાન્ નથી. કારણ કે ઉત્પત્તિ તથા સંહારવડે સર્વ સ્થળે બ્રહ્મ સંબંધી વચનોની એક વ્યાક્યતા જ જોવામાં આવે છે. શ્રુતિ સૃષ્ટિ આદિ પ્રપંચનું નિરૂપણ બ્રહ્મપ્રતિપત્તિને અર્થે સૂચવે છે. જેમકે, "अन्नेन सोम्य शुङ्गेनापो मूलमन्विच्छद्भि सोम्य शुगेन तेजो मूलमन्विच्छ तेजसा सोम्य शुंगेन सन्मूलमन्विच्छ (છા. ૬, ૮, ૪) ઉદ્દાલકે કહ્યું; હે સોમ્ય ! અન્નવિના શરીરનું બીજું શું કારણ હોઇ શકે ? આ રીતે, હે સોમ્ય ! તારે જાણવું કે, અન્ન કાર્યનું કારણ જળ છે. તેમ જ તેજ, જળ કાર્યનું કારણ છે, અને તેજ કાર્યનું કારણ સદ્રૂપ છે." મૃત્તિકા આદિના દષ્ટાંતવડે કાર્યનો કારણથી અભેદ છે, એ દર્શાવવા સૃષ્ટ આદિ પ્રપંચનું નિરૂપણ કરેલ છે, એમ સિદ્ધ થાય છે. વળી સંપ્રદાયવાળાઓ કહે છે કે, "मृत्लोहविस्फुलिंगाद्यै. सृष्टिर्याचोदितान्यथा । उपाय. सोऽवताराय नास्तिभेद' कथचन (મા ૩, ૧૫) પૃથ્વી, લોહ તથા અગ્નિના તણખારૂપે સૃષ્ટિનું જે વર્ણન કરવામાં આવ્યું છે, તે અન્ય કારણને લીધે છે. આ સર્વ દૃષ્ટાંતો જે દર્શાવવામાં આવ્યાં છે, તે કેવળ નિર્ગુણ સ્વરૂપની પ્રાપ્તિના ઉપાયો છે. ખરી રીતે જીવાત્મામાં કોઇ પ્રકારનો ભેદ નથી." બ્રહ્મની પ્રાપ્તિને લીધે શું ફળ થાય છે, તે દર્શાવ્યું છે. જેમકે "ब्रह्मविदाप्नोति परम (તૈ० ૨, ૧) બ્રહ્મજ્ઞાનીને પરપુરુષની પ્રાપ્તિ થાય છે." વળી કહ્યું છે કે "तरति शोकमात्मवित (છાં० ૭, ૧, ૩) આત્મજ્ઞાની શોકને તરી જાય છે." વળી કહ્યું છે કે "तमेव विदित्वाति मृत्युमेति આત્માનું જ્ઞાન થવે મૃત્યુનું અતિક્રમણ થાય છે." આ રીતે પ્રત્યક્ષ સાક્ષાત્કાર થવો, તે ફળ છે. "तत्त्वमसि તે તું છે."એમ અસંસારી આત્માપણાની અર્થાત્ જીવ ભાવની નિવૃત્તિ થાય છે. (૧૪)

શિષ્યઃ–કારણના સંબંધમાં કહ્યું છે કે "असद्वा इदमग्र आसीत् પ્રથમ આ સર્વ અસત્રૂપે હતું." આમાં અસંભાવનાનો જે દોષ જોવામાં આવે છે, તેની નિવૃત્તિ થવી જોઇએ.

ગુરુઃ–આમાં સત્ની સંભાવના થાય છે. માટે અસત્ શબ્દવડે શૂન્યવાચક લેવું નહિ. જેમકે;–

## અધિકરણ ૪ થું–સૂત્ર ૧૫ મું. અસતનો અર્થ શૂન્ય નહિ.

समाकर्षात् ॥ १५ ॥

સૂત્રાર્થઃ–સતની સંભાવના હોવાથી અસત્ શૂન્યવાચક નથી. (૧૫)

ટીકાઃ–ગુરુ –"असद्वा इदमग्र आसीत् (તૈ. ૨, ૭) પૂર્વે પ્રથમ અસત્ હતું." આ સ્થળે અસત્ શબ્દ કારણપણાથી શૂન્યનું સૂચન કરતો નથી. કારણકે "असन्नेव स भवति

असद्ब्रह्मेति वेद चेत्। अस्ति ब्रह्मेति चेद्वेद। सन्तमेनं ततो विदुः અર્થઃ–જે બ્રહ્મને અસત્‌રૂપે જાણે છે તે અસત્‌રૂપે થાય છે. જે બ્રહ્મને સત્‌રૂપે જાણે છે તેને વિદ્વાનો સત્‌રૂપે જાણે છે." આ રીતે અસત્‌વાદની નિવૃત્તિ કરી બ્રહ્મનું લક્ષણ અસ્તિત્વરૂપે છે તથા પ્રત્યક્ આત્માનો નિશ્ચય અન્નમયાદિ કોશવડે થાય છે. "सो कामयत તેણે કામના કરી." એમ પ્રકૃતબ્રહ્મનું સૂચન કર્યું છે. વળી પ્રપંચયુક્ત સૃષ્ટિ બ્રહ્મમાંથી થઇ છે, એમ કહ્યું છે. "तत्सत्यमित्याचक्षते તે સત્યરૂપે છે, એમ કહે છે," આ રીતનો ઉપસંહાર કર્યો છે. વળી તે "तदप्येष श्लोको भवति આ બ્રહ્મના સંબંધમાં નીચે પ્રમાણે મંત્ર છે" એ રીતે પ્રકૃત બ્રહ્મના સંબંધમાં જ આ મંત્ર નીચે પ્રમાણે કહે છેઃ "असद्वा इदमग्र आसीत् પ્રથમ આ સર્વ અસત્ રૂપે હતું." જો આ મંત્રમાં અસત્ શબ્દનો અર્થ શૂન્ય રૂપે લઇએ તો પછી એક વસ્તુનું નિરૂપણ કરવામાં અન્ય વસ્તુનું ઉદાહરણ લેવું પડે તથા આ પ્રમાણે વાક્ય અસંબદ્ધ થાય. માટે નામ તથા રૂપવડે વિકાર પામેલ વસ્તુવિષય સત્ શબ્દવડે પ્રસિદ્ધ છે. આમ કહેવાનું કારણ એ કે, ઉત્પત્તિ પહેલાં બ્રહ્મમાં વિકારભાવ નહિ હોવાથી સત્ બ્રહ્મ અસત્‌રૂપે હોયની એમ હતું, એ પ્રમાણેનો અર્થ થાય છે. "असदेवेदमग्र आसीत् પૂર્વે સર્વ અસત્‌રૂપે હતું," એ સ્થળે પણ તે જ પ્રમાણેની યોજના છે. પણ અંદરથી ભાવ એ ગ્રહણ કરવાનો છે કે, તે સત્‌રૂપે હતું. જો અત્યંત અભાવ હોય તો પછી તે સત્‌રૂપે હતું, એવો સંભવ કેવી રીતે થઇ શકે ? "तद्धैक आहुरसदेवेदमग्र आसीत् (છા. ૬, ૨, ૧) કેટલાક એમ કહે છે કે, પ્રથમ આ અસતરૂપે હતું." આ પ્રમાણે અન્ય શ્રુતિનો અભિપ્રાય લઇ કોઇનો મત આ રીતે છે, એમ નિરૂપણ થતું નથી. કારણ કે જેમ ક્રિયામાં વિકલ્પ હોય, તે પ્રમાણે કારણમાં વિકલ્પનો અસંભવ છે. માટે શ્રુતિએ ગ્રહણ કરેલ સત્ પક્ષને દ્રઢ કરવા માટે જ આ નિરૂપણ છે. વળી મંદ બુદ્ધિવાળાથી કલ્પાયલા અસત્ પક્ષનું નિરૂપણ કરી પાછળથી તેનું નિરાકરણ કર્યું છે, એમ જાણવું જોઇએ. "तद्धेदं तर्ह्यव्याकृतमासीत् તે પ્રથમ અવ્યાકૃત હતું." આ સ્થળે પણ અધ્યક્ષ કારણવિના કાર્યરૂપ જગત્ વ્યક્ત થયું છે, એમ નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે "स एष इह प्रविष्ट आनखाग्रेभ्य નખના અગ્રભાગવડે પરમાત્માએ પ્રવેશ કર્યો છે." આ પ્રમાણે કારણનો વિકારરૂપ કાર્યમાં પ્રવેશ છે, એમ દર્શાવ્યું છે. એમ ધારો કે કાર્યરૂપ જગતના વ્યક્ત થવામાં કારણનો અભાવ માનીએ, તો પછી પ્રકૃત જગતના અવલંબન કરનારારૂપે स એવા સર્વનામવડે કોને ગ્રહણ કરવો, કે જેનો કાર્યમાં પ્રવેશ છે. વળી ચેતનરૂપ આત્માનો પ્રવેશ જ શરીરમાં કહ્યો છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, જે પ્રવેશ પામેલ છે તે જ ચેતનરૂપે છે. જેમકે, "पश्यंश्चक्षुः शृण्वञ्छ्रोत्रं मन्वानो मनः અર્થઃ–આ ચેતન

ચક્ષુને જોનારરૂપે, શ્રોત્રને શ્રવણ કરનાર-રૂપે તથા મનને મનન કર્તારૂપે છે." જેવી રીતે નામ તથા રૂપવડે વિકાર પામતું જગત્‌હમણાં કારણયુક્ત વિકારરૂપે પામે છે તે જ રીતે પ્રથમના સર્ગમાં પણ જાણી લેવું. જે વિપરીત કલ્પના જોવામા આવે છે, તે અયોગ્ય છે. બીજી શ્રુતિમાં પણ કહ્યું છે કે, "अनेन जीविनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि (છા. ૬, ૩, ૨) જીવા ત્મારૂપે ઉપર કહેલ ત્રણ પ્રકારના ભૂતોમાં પ્રવેશ કરી જૂદા જૂદા નામો તથા રૂપોવડે હું અનેક રૂપે થાઉં." આ રીતે કારણ યુક્ત જગતના વિકારને શ્રુતિ દર્શાવે છે. "व्याक्रियत આ સ્થળે સહા ભેદ લકાર લીધો છે, છતાં પરમેશ્વર જ વ્યાકર્તા રૂપે છે, એમ જાણવું. જેમકે કાપનાર હોય છતાં ચોખા કપાય છે, એમ કહેવાય છે. અથવા તો એમ જાણવું કે, કર્તાની અપેક્ષાએ કર્મના અર્થમાં અલંકારનું ગ્રહણ કર્યું છે. જેવી રીતે એમ કહેવાય છે કે, ગામ જવાય છે. (૧૫)

શિષ્યઃ-પુરૂષનો કર્તા કોણ છે અથવા જેનું આ કર્મ છે તે કોણ છે?

ગુરુઃ-પરમેશ્વર જ પુરુષોના કર્તા-રૂપે છે તથા આખું જગત જ કર્મ રૂપે છે આના સંબધમા કહ્યુ છે કે;-



## અધિકરણ ૫ મું—સૂત્ર ૧૬ મું.

## કર્તા તથા કર્મ બ્રહ્મરૂપે.

जगद्वाचित्वात् ॥१६॥

સૂત્રાર્થઃ-પુરૂષોનો કર્તા તથા તે કર્તાનું કર્મ જગત્સ્વરૂપે હોવાથી બ્રહ્મરૂપ જ છે. (૧૬)

શિષ્યઃ-કૌષીતકિ બ્રાહ્મણમાં બાલાકિ તથા અજાત શત્રુના સંવાદમાં કહ્યું છે કે, "यो वै बालक एतेषा पुरुषाणां कर्ता यस्य वै तत्कर्म सर्वै वेदितव्यः (કૌ૦ ૪,૧૯) હે બાલાકિ! જે આ પુરૂષોનો કર્તા છે તથા જેનુ આ કર્મ છે તે જાણવા યોગ્ય છે." આ સ્થળે જાણવાયોગ્યપણાથી જીવનો શું ઉપદેશ કરવામા આવ્યો છે, અથવા મુખ્ય પ્રાણનો કે પરમાત્માનો શું આ વિષય છે? આ ત્રણમાથી શું જાણવા યોગ્ય છે? કારણ કે કહ્યું છે કે, જેનું આ કર્મ છે તે જાણવા યોગ્ય છે. વળી ચંચળ લક્ષણયુક્ત કર્મનો આશ્રય પ્રાણને વિશે છે. માટે પ્રાણ વેદિતવ્ય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "अथास्मिन् प्राण एवैकधा भवति અર્થ.-આ પ્રાણમાં એક રીતે થાય છે." આ રીતે પ્રાણ સંબધી કહ્યું છે પ્રાણ શબ્દથી મુખ્ય પ્રાણ ગ્રહણ કરવો. બાલાકિએ આદિત્યમાં તથા ચંદ્રમાં જે પુરૂષોનું નિરૂપણ કર્યું, તેઓનો પ્રાણ કર્તારૂપે છે. કારણ કે આદિત્યાદિ દેવોને પણ પ્રાણાવસ્થા મુખ્ય કહી છે. શ્રુતિમાં કહ્યું છે કે, "कतम एक देव इति प्राण इति स ब्रह्मात्यदित्याचक्षते

(બૃ૦ ૩,૯,૯) એક દેવરૂપે કોણ છે? પ્રાણ એક દેવ છે. તે બ્રહ્મરૂપે છે. તે પરોક્ષરૂપે કહેવાય છે." અથવા તો આ સ્થળે જીવનો પણ ઉપદેશ થઇ શકે. કારણ કે જીવનો આશ્રય ધર્માધર્મના લક્ષણવાળું કર્મ છે. જેમકે "यस्य वै तत्कर्म જેનું આ કર્મ છે." આ જીવ પણ ભોકતારૂપે હોવાથી ભોગના સાધનભૂત પુરૂષોનો કર્તા કહેવાય છે. શ્રુતિના છેવટના ભાગમાં પણ જીવનું નિરૂપણ જોવામાં આવે છે. અહીં પુરૂષોના કર્તાનું નિરૂપણ જાણવા યોગ્ય પણાથી કરાયલું છે. આ જ્ઞાનમાટે આવેલા બાલાકિને અજાતશત્રુ બોધ કરવાની ઇચ્છા રાખે છે પ્રથમ સૂતેલા પુરૂષની પાસે લઇ જાય છે તથા તેને બોલાવવાનું કહે છે પણ તે ઉઘમા હોવાથી બોલતો નથી આથી પ્રાણાદિ ભોક્તારૂપે નથી, આ રીતનો બોધ કરે છે. ત્યાર પછી સૂતેલાને લાકડીવડે તાડન કરવાનું કહે છે આ રીતે પ્રાણાદિથી રહિત જીવ ભોકતારૂપે છે, એમ તેને બોધ કરવામા આવે છે પાછળના ભાગમા પણ જીવનું સૂચન જોવામા આવે છે. જેમકે, "तद्यथा श्रेष्ठी स्वैर्भुंक्ते यथा वा स्वाः श्रेष्ठिनं भुजन्त्येवमेवैष प्रज्ञात्मै तैरात्मभिर्भुंक्त: एवमेवैत आत्मान एतमात्मान भुञ्जन्ति (કૌ૦બ્રા૦ ૪, ૨૦) જેવી રીતે શેઠ ચાકરવડે વિષયોનો ઉપભોગ કરે છે તેમ જ ચાકરો શેઠના ઉપર આજીવિકા રાખે છે, એ જ પ્રમાણે પ્રજ્ઞાત્મા આત્માનો ઉપભોગ કરે છે તથા આત્માઓ ઉપભોગ માટે આત્માનાપર આધાર રાખે છે." પ્રાણ ધારણકર્તારૂપ હોવાથી જીવનું પ્રાણ શબ્દપણું યોગ્ય છે. માટે આ સ્થળે જીવ તથા મુખ્ય પ્રાણથી ભિન્ન વસ્તુ ગ્રહણ કરવા યોગ્ય છે, પણ પરમેશ્વર ગ્રહણ કરવા યોગ્ય નથી કારણ કે ત્યાં પરમાત્મા સંબંધી કોઇ સૂચન કરેલ નથી

ગુરુ–પરમેશ્વર જ આ પુરૂષોના કર્તારૂપે હોવો જોઇએ.

શિષ્ય–તે કેવી રીતે બને ?

ગુરુ–ઉપક્રમને લીધે તેમ માનવુ યોગ્ય છે. આ સ્થળે બાલાકિએ અજાતશત્રુ સાથે, હું તને બ્રહ્મ કહુ, આ રીતે વિવાદ કરવા માંડયો પછી તેણે કેટલાક આદિત્યાદિમા રહેતા પુરૂષો, કે જેઓ અપ્રધાન બ્રહ્મદૃષ્ટિવાળા છે, તેનું નિરૂપણ કરી તે મૂંગો રહ્યો પછી અજાતશત્રુએ કહ્યું કે, હુ તમને બ્રહ્મનો ઉપદેશ કરીશ, એમ વૃથા કહ્યુ આ રીતે અપ્રધાન બ્રહ્મ સબધી તારૂ કહેવુ છે, એ રીતનો નિષેધ કરી, જ્ઞાનના વિષયરૂપ અન્ય કર્તાનુ નિરૂપણ કર્યું જો આ કર્તા પણ અપ્રધાન બ્રહ્મજ્ઞાનરૂપે થાય તો પછી ક્રમમા બાધ આવશે માટે આ સ્થળે પરમેશ્વરનુ જ નિરૂપણ છે. આ પુરૂષોનુ કર્તાપણુ સ્વતત્રપણાવડે પરમાત્માથી ભિન્ન નથી "यस्य वा एतत्कर्म જેનું આ જગત્‌રૂપ કર્મ છે" આ સ્થળે ચચલ લક્ષણવાળા કર્મનું અથવા તો ધર્માધર્મ લક્ષણવાળા કર્મનુ નિરૂપણ

નથી. આ બેઉ પ્રકારના કર્મમાંથી કોઇનો પણ આ સ્થળે સંબંધ નથી તથા કંઇ કહેવામાં પણ આવ્યું નથી. આ સ્થળે પુરૂષોનું નિરૂપણ છે, એમ પણ નથી.

આ પુરૂષોનો કર્તા છે, એમ તે પુરૂષો સંબંધી કહ્યું છે. તેમ જ લિંગ તથા વચનમાં પણ ભેદ છે. જેમકે एतत् નપુંસક છે તથા પુરુષ પુલ્લિંગ છે. તેમ જ પુરૂષ સંબંધી કાંઈ ક્રિયા કરે છે એવા અર્થનો અથવા ક્રિયા ફળનો આ સ્થળે નિર્દેશ નથી. કર્તા શબ્દથી ક્રિયા તથા ફળ બેઉનું ગ્રહણ થાય છે. છેવટમાં પ્રત્યક્ષ તથા સમીપવર્તી જગતનું જ સર્વનામ ચેતનવડે નિરૂપણ થાય છે. જે કરવામાં આવ્યું છે તે જગતરૂપ કર્મ.

શિષ્યઃ-જગત પણ પ્રકૃત નથી તથા તેનું વર્ણન કરાયલું નથી.

ગુરુઃ-હા, તું કહે છે તે ખરું છે. જ્યાં વિશેષ ભાવનું ગ્રહણ ન હોય ત્યાં સાધારણ અર્થ લેવો. સમીપતાને લીધે જે વસ્તુ સમીપ હોય, તે જ લેવી યોગ્ય છે, પણ કોઇ વિશેષ વસ્તુને ગ્રહણ કરવી યોગ્ય નથી. કારણ કે તે વિશેષ વસ્તુ સમીપવર્તી હોતી નથી. જગતના એક દેશરૂપ પુરૂષોનું વિશેષે કરી ગ્રહણ કરવાથી ચેતનશબ્દવડે સામાન્ય જગતનું જ ગ્રહણ થાય છે, એમ નિશ્ચય થાય છે. સાર એ છે કે, જગતના એક દેશરૂપ આ પુરૂષોના કર્તારૂપ છે, એટલું જ નહિ, પણ તેનું કર્મ સામાન્ય રીતે આ અખિલ જગત્ છે. વા શબ્દ મૂળ શ્રુતિમાં એટલા માટે વાપર્યો છે કે, કર્તા એક દેશપતિ વ્યાપ્ત છે, એમ નથી; પણ સર્વમાં છે. બાલાકિએ બ્રહ્મપણાવડે જે પુરૂષોને નિરૂપણ કર્યા, તે પુરૂષો બ્રહ્મરૂપે નથી, એમ કહેવા વિશેષનું ગ્રહણ કરેલ છે. આ રીતે *બ્રાહ્મણ પરિવ્રાજકના ન્યાયવડે સામાન્ય તથા વિશેષવડે જગતના કર્તાનો ઉપદેશ જ્ઞાનના વિષયરૂપે કર્યો છે. પરમેશ્વર જ સર્વ જગતના કર્તારૂપે છે. તે મન સર્વ જગતના કર્તારૂપે છે, એમ સર્વ વેદાંતથી સિદ્ધ થાય છે. (૧૬)

શિષ્યઃ-જીવનું તથા મુખ્ય પ્રાણનું આ શ્રુતિમાં નિરૂપણ હોવા છતાં પરમેશ્વરનું ગ્રહણ કરવું, એનું શું કારણ?

ગુરૂઃ-આ શ્રુતિના આગલા ભાગમાં તથા પાછળમાં બ્રહ્મનું જ નિરૂપણ કરેલ છે, માટે તે જ લેવા. આ જ હેતુથી ૧૭ મા સૂત્રની રચના કરી છે. જેમકે;-

* બ્રાહ્મણ પરિવ્રાજક ન્યાયઃ-જેમકે બ્રાહ્મણોને તથા પરિવ્રાજકોને જમાડજો. આમાં બ્રાહ્મણો સામાન્ય કહેવાય તથા વિશેષરૂપે પરિવ્રાજક લેવા.

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૭ મું.
## કાર્યના બ્રહ્મરૂપમાં શ્રુતિ પ્રમાણ.

**जीवमुख्यप्राणे लिंगान्नेति चेत्तद्व्याख्यातम् ॥ १७ ॥**

સૂત્રાર્થ.—આ મંત્રમાં પરમેશ્વરનું નિરૂપણ નથી, પણ જીવ તથા મુખ્ય પ્રાણનું ગ્રહણ છે. માટે બેમાંથી એકને લેવા જોઇએ. કારણ કે આગળપાછળ જોતાં બ્રહ્મનું જ નિરૂપણ છે.

ટીકા:-શિષ્ય-ઉપરના શ્રુતિવચનમાં જીવ તથા મુખ્ય પ્રાણનું સૂચન છે. માટે એમાંથી એકનું ગ્રહણ યોગ્ય છે, પણ પરમાત્માનું ગ્રહણ કરવુ યોગ્ય નથી. માટે તેનું નિરાકરણ કરવું જોઇએ.

ગુરુ-આનું નિરાકરણ નીચે પ્રમાણે થાય છે:-"नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात्(બ્ર૦સૂ૦૧,૧,૩૧)એમ થવાથી ઉપાસના ત્રણ પ્રકારની થશે: જીવોપાસના, મુખ્ય પ્રાણની ઉપાસના તથા બ્રહ્મની ઉપાસના.પણ આ યોગ્ય નથી. શ્રુતિનો પૂર્વાપર સંબંધ જોતાં આ વચન બ્રહ્મ સંબંધી જ છે, એમ નિશ્ચય થાય છે. જેમ શ્રુતિના પૂર્વભાગમાં બ્રહ્મ સંબંધી વિષય છે, તેમ જ પાછળના ભાગમાં પણ નિરતિશય ફળનું નિરૂપણ છે, માટે બ્રહ્મનો જ વિષય છે, એમ જોવામાં આવે છે. કહ્યું છે કે, "सर्वान्पाप्मनोऽपहत्य सर्वेषां च भूतानां श्रैष्ठ्यं स्वाराज्यमाधिपत्यं पर्येति य एवं वेद જેને બ્રહ્મનું જ્ઞાન થયું છે તેના સર્વ પાપનો નાશ થાય છે, તે સર્વ પ્રાણમાત્રમાં શ્રેષ્ઠ થાય છે. તે સ્વરાજ્ય તથા અધિપતિપણું મેળવે છે."

શિષ્ય:-આમ હોય તો પતર્દનના વચનના નિર્ણયવડે બ્રહ્મસૂત્રના "नोपासात्रै ઇત્યાદિ સૂત્રનો પણ નિર્ણય થવો જોઇએ. પણ તે થતો નથી. વળી यस्य वै तत्कर्म આ સ્થળે બ્રહ્મનો જ વિષય છે, એમ નિશ્ચય થતો નથી. માટે આ સ્થળે જીવ તથા મુખ્ય પ્રાણની શંકા ફરી ઉત્પન્ન થાય છે, તેનું નિરાકરણ કરવું જોઇએ.

ગુરુ:-પ્રાણ શબ્દ બ્રહ્મવાચક છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, प्राणबन्धनं हि सोम्य मनः (છા. ૬, ૮, ૨) પ્રાણ અર્થાત્ પરમાત્માનો આશ્રયી મન અર્થાત્ જીવ છે. પૂર્વાપરમાં જો જીવનું સૂચન હોય, તો પણ જીવ તથા પરમેશ્વરનો અભેદ હોવાથી પરમાત્માની જ યોજના કરવી યોગ્ય છે. (૧૭)

શિષ્ય-ત્યાં પ્રશ્ન તથા વ્યાખ્યાનને અનુસરી જૈમિની આચાર્ય જીવ તથા પ્રાણનો ઉપદેશ કેવી રીતે માને છે?

ગુરુ:-જીવ તથા પ્રાણનો ઉપદેશ ભિન્ન અર્થવાચક અર્થાત્ બ્રહ્મની પ્રતીતિ માટે છે, એમ જૈમિની આચાર્ય માને છે. આના જ સંબંધમાં ૧૮ મા સૂત્રની યોજના કરી છે. જેમકે;-



## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૮ મું.
## જૈમિનિનો મત.

अन्यार्थं तु जैमिनिः प्रश्नव्याख्यानाभ्यामपि चैवमेके ॥ १८ ॥

સૂત્રાર્થ.-પ્રશ્ન તથા વ્યાખ્યાન જોતાં જૈમિનિ તો જીવ તથા પ્રાણનો ઉપદેશ ભિન્ન અર્થવાચક માને છે તે જ રીતે એક શાખાવાળાઓ પણ માને છે (૧૮)

ટીકા· ગુરુ· આ શ્રુતિવચન જીવ પ્રધાન વાળું છે અથવા બ્રહ્મ પ્રધાનવાળું છે, આ રીતનો વિવાદ કરવો અહીં યોગ્ય નથી કારણ કે જૈમિનિ નામના આચાર્ય જીવનું સૂચન બ્રહ્મની પ્રતિપત્તિ અર્થે છે, એમ માને છે.

શિષ્ય-તે કેવી રીતે ?

ગુરૂ.-પ્રશ્ન તથા વ્યાખ્યાન જોતાં આ પ્રમાણે માને છે. પ્રશ્ન પ્રથમ એ કે, સુતેલા પુરૂષને જગાડવાવડે જીવ પ્રાણાદિથી ભિન્ન છે, એ રીતનું જ્ઞાન થવા પછી જીવ સંબંધથી અન્ન વસ્તુનું નિરૂપણ જોવામા આવે છે. જેમકે, "क्वैष बालाके पुरुषो शयिष्ट क्व वा एतदभूत्कुत एतदागात् (કૌ૦ બ્રા૦ ૪, ૧૯) હે બાલાકિ ! આ પુરૂષ કયા સૂતો હતો ? એ કયાં હતુ તથા કયાથી ભાન આવ્યું ?" આના ઉત્તરમા કહ્યું છે કે "यदा सुप्तः स्वप्नं न कंचन पश्यत्यथास्मिन् प्राण एवैकधा भवति જ્યારે સૂવે છે ત્યારે કાંઈ પણ સ્વપ્ન જોતો નથી. કારણ કે તે સમયે પ્રાણમા સર્વ એકત્ર થાય છે." વળી કહ્યું છે કે "एतस्मादात्मनः प्राणा यथायतनं विप्रतिष्ठन्ते प्राणेभ्यो देवा देवेभ्यो लोकाः (કૌ. બ્રા ૪, ૨૦) આ આત્મામાંથી પ્રાણો પોતપોતાના સ્થળ પ્રતિ જાય છે. પ્રાણોમાંથી દેવો તથા દેવોમાંથી લોકો થાય છે." સુષુપ્તિ સમયે પરબ્રહ્મ સાથે આ રીતે જીવ એકતાને પામે છે. વેદાન્તની મર્યાદા એ છે કે, પરબ્રહ્મમાંથી પ્રાણાદિ જગતની ઉત્પત્તિ થાય છે માટે જીવની સુષુપ્તિ અવસ્થા સંજ્ઞા રહિત સ્વચ્છ સ્વરૂપે છે. આ સ્વરૂપમાં ઉપાધિથી થયેલ વિશેષ જ્ઞાન હોતુ નથી. આ અવસ્થાનો નાશ થવો, તે જાગ્રતાવસ્થા છે. માટે આ સ્થળે જ્ઞાનના વિષયરૂપે પરમાત્માનો જ ઉપદેશ કરેલ છે, એમ નિશ્ચય થાય છે. વાજસનેયી શાખાવાળાઓ બાલાકિ તથા અજાત શત્રુના સંવાદમાં વિજ્ઞાનમય શબ્દવડે જીવને માને છે તથા તેથી ભિન્ન તે પરમાત્મા, આ રીતે કહેલ છે. જેમકે "य एष विज्ञानमयः पुरुषः क्वैष तदाभूत् कुत एतदागात् (બૃ૦ ૨, ૧, ૧૬) અજાત શત્રુએ કહ્યું; આ વિજ્ઞાનમય પુરૂષનું વિજ્ઞાન જ્યારે તે પૂર્ણ સુષુપ્તિ અવસ્થામાં હતો ત્યારે કયાં હતું ? વિજ્ઞાન પાછું કયાથી આવ્યુ ? આ રીતનો પ્રશ્ન છે." આના ઉત્તરમાં કહ્યું છે કે, "य एषोन्तर्हृदय आकाशस्तस्मिञ्शेते આ' જીવાત્મા હૃદયમા જે આકાશ છે તેમા શયન કરે છે." વળી આકાશ શબ્દથી પરમાત્મા ગ્રહણ કરવો. કારણ કે શ્રુતિમા કહ્યું છે કે "दहरोऽस्मिन्नन्तराकाशः (છા. ૮, ૧, ૧) હૃદયમાં અલ્પ આકાશ છે" કહ્યુ છે કે "सर्वं एत

आत्मनो व्युच्चरन्ति આ સર્વ આત્મામાંથી નીકળે છે.” આ રીતે ઉપાધિવાળા આત્માઓનું નિકળવું અન્ય વસ્તુમાંથી થાય, છે. આ પ્રમાણે પરમાત્માને જ કારણ સ્વરૂપે માને છે, એમ સિદ્ધ થાય છે. પ્રાણના નિરાકરણ કરવાનો હેતુ એ છે કે, સૂતેલા પુરૂષને ઉઠાડવાવડે પ્રાણથી ભિન્ન જીવ છે, એ રીતનો ઉપદેશ છે. (૧૮)

શિષ્યઃ-બીજું કોઈ કારણ આના સંબંધમાં હોય તો તે કહો.

ગુરુ-શ્રુતિના અન્વયવડે એમ જણાય છે કે, પરમાત્માનો ઉપદેશ છે. આ જ માટે ૧૯ મું સૂત્ર નિરૂપણ કરેલ છે. જેમકે;-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૯ મું.

## શ્રુતિવચનથી પરમાત્મા જ કાર્યરૂપે.

वाक्यान्वयात् ॥१९॥

સૂત્રાર્થઃ-વાક્યના અન્વયને લીધે આ ઉપદેશ પરમાત્માનો છે, એમ સિદ્ધ થાય છે. (૧૯)

ટીકાઃ-શિષ્ય-બૃહદારણ્યકમાં મૈત્રેયી તથા યાજ્ઞવલ્કયના સંવાદમાં કહ્યું છે કે, “न वा अरे पत्युः कामाय પતિની કામનાને માટે પતિ પ્રિય લાગતો નથી.” આ રીતની શરૂઆત કરી છેવટે કહ્યું છે કે, “न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवत्यात्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेय्यात्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितम् (બૃ० ૪, ૫, ૬) અરે! સર્વના હિતને અર્થે સર્વ પ્રિય હોતું નથી, પણ પોતાના આત્માના હિતને અર્થે સર્વ પ્રિય હોય છે. અરે! આ આત્મા દ્રષ્ટવ્ય-જોવા યોગ્ય, શ્રોતવ્ય-શ્રવણ કરવા યોગ્ય, મંતવ્ય-મનન કરવા યોગ્ય તથા નિદિધ્યાસિતવ્ય-ધ્યાન કરવા યોગ્ય છે. અરે! હે મૈત્રેયી! આત્માના દર્શન, શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે આ સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે.” આના સંબંધમાં શંકા ઉઠે છે. શું અહીં વિજ્ઞાનાત્માનું જ દ્રષ્ટવ્ય શ્રોતવ્યાદિરૂપે ઉપદેશ કરાયો છે કે પરમાત્માનો તે પ્રમાણે ઉપદેશ કરવામાં આવ્યો છે?

ગુરૂઃ-તને આવી રીતની શંકા થવાનું શું કારણ? પ્રિય શબ્દથી દર્શાવેલ ભોક્તા આત્માનું નિરૂપણ હોવાથી વિજ્ઞાનાત્માનો જ ઉપદેશ છે, એમ ભાસ થાય છે. વળી આત્માના વિજ્ઞાનવડે સર્વ વિજ્ઞાનનો ઉપદેશ હોવાથી પરમાત્માનો ઉપદેશ છે. આથી તને શું જણાય છે?

શિષ્યઃ-આથી મને એમ જણાય છે કે, વિજ્ઞાત્માનો ઉપદેશ છે.

ગુરૂઃ-તે કેવી રીતે?

શિષ્યઃ-આ પ્રમાણેનો ક્રમ હોવાથી એમ જણાય છે કે, વિજ્ઞાત્માનો ઉપદેશ છે. કારણ કે પતિ, જાયા, પુત્ર તથા વિત્તાદિ ભોગ્યરૂપ સર્વ જગત્ આત્માને માટે પ્રિય હોય છે. આ રીતે પ્રિયથી

સૂચના કરાયલા ભોકતારૂપ આત્માનો ઉપક્રમ કર્યો છે. ત્યાર બાદ આત્માનો દર્શનાદિવડે જે ઉપદેશ કર્યો છે, તે આત્માવિના બીજા કોનો હોઇ શકે? વળી મધ્યમાં કહ્યું છે કે, "इद महद्भूतमनतमपार विज्ञानघन एवैतेभ्यो भूतेभ्य समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्य सज्ञास्ति આ જ રીતે આ મહાન્ ભૂત અનંતરૂપે, અપારરૂપે તથા વિજ્ઞાનના સમૂહરૂપે છે. તેનાવડે સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે તથા જ્યારે સર્વ ભૂતોનો લય થાય છે ત્યારે તેનો પણ લય થાય છે. મૃત્યુ પછી કોઇ પણ રીતની સંજ્ઞા રહેતી નથી." આ રીતે પ્રકૃતરૂપ, મહતરૂપ તથા દ્રષ્ટવ્યરૂપ ભૂતનું વિજ્ઞાનાત્મ ભાવવડે ભૂતોમાંથી પ્રકટ થવું કહેલું છે. શ્રુતિ એમ દર્શાવે છે કે, દ્રષ્ટવ્યપણું પણ વિજ્ઞાનાત્માનું જ છે. વળી શ્રુતિ કહે છે કે, "विज्ञातारमरे केन विजानीयात् વિજ્ઞાનાત્માને શાનાવડે ઓળખી શકાય?" આ રીતે કર્તા શબ્દવડે જે ઉપસંહાર કર્યો છે, તેથી વિજ્ઞાનાત્માનો જ ઉપદેશ છે, એમ સિદ્ધ થાય છે. માટે આત્મવિજ્ઞાનવડે સર્વ વિજ્ઞાનવચન ભોકતાને માટે છે. માટે ભોગ્યસમૂહને સહાયકરૂપે માનવો.

ગુરુઃ-તારૂં માનવું ખોટું છે. આ પરમાત્માનો જ ઉપદેશ છે.

શિષ્ય-તે કેવી રીતે બને?

ગુરૂ-શ્રુતિનાં વચનનું નિરીક્ષણ કરવાથી એમ સિદ્ધ થાય છે. પૂર્વ પરનાં વચનવડે આ વચનો પરમાત્માનું જ નિરૂપણ કરનારાં છે, એમ જોવામાં આવે છે.

શિષ્યઃ-એમ કેવી રીતે જાણી શકાય?

ગુરૂ-શ્રુતિમાં કહ્યું છે કે "ब्रह्म त परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद જે આત્માથી અન્યત્રરૂપે બ્રહ્મને જાણે છે, તેનાથી બ્રહ્મ દૂર છે." જે બ્રાહ્મણ ક્ષત્રિયાદિરૂપ આ જગત્ આત્માથી ભિન્ન સ્વતંત્રપણાથી સત્ સ્વરૂપે જૂવે છે, તે મિથ્યાદર્શી પોતાના શ્રેય માર્ગથી ભ્રષ્ટ થાય છે. કારણ કે તે મિથ્યાદર્શી બ્રાહ્મણ ક્ષત્રિયાદિરૂપ જગત્ જે મિથ્યા છે, તેને સત્ય સ્વરૂપે જૂવે છે. આ રીતે ભેદદષ્ટિનો ત્યાગ કરી છેવટમાં કહ્યું છે કે "इद सर्वं यदयमात्मा આત્મા જ આ સર્વ દશ્યરૂપે છે." આ રીતે સર્વ વસ્તુસમૂહ આત્માથી અભિન્નરૂપે છે, એમ દર્શાવ્યું છે. આના જ સંબંધમાં દુંદુભિ* આદિનું દષ્ટાંત આપ્યું છે. આ રીતે આત્માથી ભિન્ન કાંઇ નથી, એમ સિદ્ધ કર્યું છે. શ્રુતિમાં કહ્યું છે કે "अस्य महतो भूतस्य निश्वसितमेतद्यदृग्वेद (બૃ૦ ૪, ૫, ૧૧) ઋગ્વેદ આ મહાન્ ભૂતના નિઃશ્વાસરૂપે છે." આ રીતે પ્રકૃત આત્મા જ નામ, રૂપ તથા

* દુંદુભિ જોવામા ન આવી હોય, તથા કોઇ વગાડતું હોય, તે સમયે આ અવાજ દુદુભિનો છે, એમ આપણે કહી શકતા નથી. પણ જો દુદુભિનો સ્વર એકવાર ઓળખેલ હોય તો પછી આ સ્વર દુંદુભિનો જ છે, એમ જાણવામા આવે છે.

કર્મના વિસ્તારને પામેલ છે, એમ કહ્યું છે તથા તે પ્રકૃત આત્માનું જ પરમાત્મારૂપે નિરૂપણ છે. તેમ જ બૃહદારણ્યકમાં આત્મા જ સર્વના કારણરૂપે છે, એમ જ્યાં કહ્યું છે ત્યાં વિષયયુક્ત, ઇન્દ્રિયયુક્ત તથા અંતઃકરણયુક્ત વિસ્તારના એક કારણરૂપે, અંતરપણાથી રહિત, બાહ્યથી રહિત, કૃત્સ્નરૂપે, તથા પ્રજ્ઞાનઘનરૂપે આત્માનું નિરૂપણ કર્યું છે તથા તેથી પરમાત્માનું જ સૂચન થાય છે. માટે દર્શનાદિનો જે ઉપદેશ છે, તે પરમાત્મા સંબંધીનો જ છે, એમ સિદ્ધ થાય છે. (૧૯)

શિષ્યઃ—આત્માનું પ્રિયપણાવડે નિરૂપણ કરેલ હોવાથી વિજ્ઞાનાત્માનો જ દર્શનાદિ ઉપદેશ છે.

ગુરૂઃ—ના પરમાત્માનો જ છે તથા આશ્મરથ્ય મુનિ પણ તે જ પ્રમાણે માને છે. જેમકે;—

## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૨૦ મું.

## આશ્મરથ્ય મુનિનો મત.

प्रतिज्ञासिद्धेर्लिंगमाश्मरथ्यः ॥२०॥

સૂત્રાર્થઃ—આશ્મરથ્ય નામના આચાર્ય એમ માને છે કે, પ્રિયપણાથી સૂચિત થયેલા ભોક્તા આત્માનું નિરૂપણ પ્રતિજ્ઞા સિદ્ધિને અનુસરી છે. (૨૦)

ટીકાઃ—ગુરુઃ—મુખ્ય પ્રતિજ્ઞા એ છે કે, "आत्मनि विज्ञाते सर्वमिद विज्ञात भवतीद सर्वं यदयमात्मा અર્થઃ—આત્મજ્ઞાન થવાથી આ સર્વનું જ્ઞાન થાય છે. આ સર્વ આત્મારૂપ છે." પ્રિયપણાથી દર્શાવાયેલ આત્માનું દ્રષ્ટવ્યાદિરૂપે જે નિરૂપણ છે, તે કેવળ ઉપર દર્શાવેલી પ્રતિજ્ઞાનું કેવળ સૂચન કરે છે. જો વિજ્ઞાનાત્મા પરમાત્માથી ભિન્ન હોય તો પછી પરમાત્માનું જ્ઞાન થવા છતાં પણ વિજ્ઞાનાત્માનું જ્ઞાન થાય નહિ તથા એકના વિજ્ઞાનવડે સર્વ વિજ્ઞાન થાય છે, એ રીતની જે પ્રતિજ્ઞા છે તેમાં ન્યૂનતા આવશે. માટે પ્રતિજ્ઞાની સિદ્ધિ અર્થે વિજ્ઞાનાત્મા તથા પરમાત્માનો અભેદ છે, એ રીતનો ક્રમ છે, એમ આશ્મરથ્ય નામના આચાર્ય માને છે. (૨૦)

શિષ્ય—જીવ પરમાત્માથી અત્યંત ભિન્ન છે. કારણ કે જીવ તો દેહ, ઇન્દ્રિય, મન તથા બુદ્ધિરૂપી ઉપાધિને લીધે કલુષિત છે, તો પછી એક કેવી રીતે ?

ગુરૂઃ—તું કહે છે તે ખરૂં છે. પણ જ્ઞાન ધ્યાનાદિ સાધનને લીધે જ્યારે આત્મા આનંદ સ્વરૂપે થાય છે તથા દેહ, ઇન્દ્રિયાદિ સંઘાતમાંથી વિભક્ત થવાથી ઇચ્છા કરે છે ત્યારે જ જીવાત્મા તથા પરમાત્મા એકરૂપે છે. આ જ રીતે ઔડુલોમિ નામના આચાર્ય માને છે. જેમકે.—

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૨૧ મું. ઔડુલોમિનો મત.

उत्क्रमिष्यत एवं भावादित्यौडुलोमिः ॥२१॥

સૂત્રાર્થઃ-ઔડુલોમિ નામના આચાર્ય એમ માને છે કે, ઉપાધિ આદિથી મુક્ત થવાની ઇચ્છા જ્યારે થાય છે ત્યારે જીવાત્મા તથા પરમાત્માનો અભેદ છે.(૨૧)

ટીકાઃ-ગુરૂઃ-ઔડુલોમિ નામના આચાર્ય એમ માને છે કે, દેહ, ઇન્દ્રિય, મન તથા બુદ્ધિના સંઘાતરૂપ ઉપાધિને લીધે વિજ્ઞાનાત્મા દોષવાન્ થાય છે, પણ જ્યારે જ્ઞાન, ધ્યાનાદિ સાધનવડે પાપાદિ દોષથી રહિત થાય છે, ત્યારે તે દેહાદિ-સંઘાતમાંથી વિભક્ત થવાની ઇચ્છા કરે છે. આ સમયે વિજ્ઞાનાત્માની પરમાત્મા સાથે ઐક્યતા થાય છે. આ રીતે જીવાત્મા તથા પરમાત્માનો અભેદક્રમ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "एष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परंज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते (છા. ૮, ૧૨, ૩) પરમજ્યોતિની પ્રાપ્તિ-વડે પોતાના શરીરમાંથી નીકળતો પુરૂષ વાયુ આદિની માફક પોતાના મૂળરૂપને ધારણ કરે છે." જીવના આશ્રયરૂપ નામ તથા રૂપનું સૂચન નદીના દૃષ્ટાંતવડે શ્રુતિમાં આપ્યું છે. જેમકે यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तंगच्छन्ति नामरूपे विहाय। तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्। (મું. ૩,૨,૮) જેવી રીતે વહેતી એવી નદીઓનો સમુદ્રમાં જ્યારે લય થઇ જાય છે ત્યારે તેઓ પોતાનો નામ રૂપાદિનો ત્યાગ કરે છે, તેજ પ્રમાણે અધિકારી મનુષ્ય શ્રેષ્ઠ કરતાં પણ શ્રેષ્ઠ દિવ્ય પુરૂષને જ્યારે પામે છે ત્યારે તે પોતાના નામ રૂપાદિથી રહિત થાય છે." જેવી રીતે નદીઓ પોતાના આશ્રયવાળા નામ તથા રૂપનો ત્યાગ કરી સમુદ્રને પામે છે, તેજ પ્રમાણે જીવ પણ પોતાના આશ્રયરૂપ નામરૂપનો ત્યાગ કરી પરમ પુરુષને પામે છે. દૃષ્ટાંત તથા દાર્ષ્ટાન્તિકની તુલ્યતાને માટે આ અર્થ પ્રતીત થાય છે. (૨૧)

શિષ્યઃ-જીવાત્મા તથા પરમાત્માને ભેદ નથી, ત્યારે જીવાત્માનું ઉપક્રમણ દ્રષ્ટવ્યત્વાદિરૂપે શા માટે કર્યું ?

ગુરૂઃ-સ્થૂલ દૃષ્ટિવાળાને સહેલાઇથી સમજાય,માટે પ્રથમ ઉપાધિવાળા આત્માનું ઉપક્રમણ કર્યું છે. બાકી પરમાત્માની જ સ્થિતિ જીવાત્મારૂપે છે, એમ કાશકૃત્સ્ન નામના આચાર્ય માને છે.

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૨૨ મું. કાશકૃત્સ્નનો મત.

अवस्थितेरिति काशकृत्स्नः ॥२२॥

સૂત્રાર્થઃ-કાશકૃત્સ્ન નામના આચાર્ય એમ માને છે કે, પરમાત્માની જ વિજ્ઞાનાત્મારૂપે તરીકે સ્થિતિ છે. (૨૨)

ટીકાઃ-ગુરુઃ-કાશકૃત્સ્ન નામના આચાર્ય એમ માને છે કે પરમાત્માની જ વિજ્ઞાનાત્મારૂપે સ્થિતિ હોવાથી બેઉના અભેદમાં જ નિરૂપણ છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि (છા ૬,૩,૨) પરમાત્માએ ઇચ્છા કરી કે, આ જીવાત્મારૂપે ભૂતોમાં પ્રવેશ કરી હું અનેક રૂપે થાઉં." આ

શ્રુતિ પરમાત્માની જ સ્થિતિ જીવભાવરૂપે નિરૂપણ કરે છે. વળી મંત્રવર્ણમાં કહ્યું છે કે, सर्वाणि रूपाणि विचिन्त्य धीरो नामानि कृत्वाभिवदन् यदास्ते (તૈ૦ આ૦ ૩,૧૨,૭) સર્વજ્ઞરૂપ પરમાત્મા ચરાચર સર્વ શરીરોનું નિર્માણ કરી, તેઓનાં નામો પાડી પોતે તેમાં પ્રવેશ કરી રહે છે." તેજ આદિ સૃષ્ટિમાં જીવની પૃથક્ સૃષ્ટિ ગણાવેલી નથી, કે જેથી પરમાત્માથી ભિન્ન તેના વિકારરૂપે જીવ થાય. કાશકૃત્સ્ન આચાર્યનુ માનવું એવું છે કે, અવિકારી પરમેશ્વર તે જ જીવ છે, પણ અન્ય જીવ નથી. આશ્મરથ્યનો મત એ છે કે, જો કે પરથી જીવનું અભિન્નપણું છે, છતા પ્રતિજ્ઞાસિદ્ધિને લીધે એમ અપેક્ષાવાળું વચન છે, જેથી કોઇક કાર્ય કારણભાવ છે, એમ સિદ્ધ થાય છે. ઔડુલોમિના પક્ષ પ્રમાણે જૂદી જૂદી અવસ્થાને લઇ ભેદાભેદ સિદ્ધ થાય છે. આ સર્વ મતોમાં કાશકૃત્સ્નનો મત શ્રુતિને અનુસરી છે, એમ સિદ્ધ થાય છે. જીવ ઇશ્વરની એકયતાનું પ્રતિપાદન તત્ત્વમસિ આદિ શ્રુતિવડે કરેલું છે. ઐકયભાવ થવે તથા આત્મજ્ઞાન થવાથી અમૃતત્વ સંભવે છે. જીવને જો વિકારવાચક માનીએ તો વિકારનો પ્રકૃતિ સાથે સંબંધ થવાથી પ્રલય થાય, જેથી આત્મજ્ઞાનથી અમૃતત્વની કલ્પના ખોટી ઠરે. માટે નામ તથા રૂપને જીવના આશ્રયનો સંભવ નથી, જેથી ઉપાધિને લીધે નામ તથા રૂપનો જીવમાં ઉપચાર થાય છે. આથી જ જીવની ઉત્પત્તિ પણ જે કેટલેક સ્થળે અગ્નિના તણખાના ઉદાહરણવડે કહેવાયલી છે, તે ઉપાધિને લીધે છે, એમ જાણવું. પ્રકૃત, તથા દ્રષ્ટવ્ય સ્વરૂપ મહદ્બ્રહ્મનું ભૂતોમાથી જે ઉત્પન્ન થવું, તેને શ્રુતિ વિજ્ઞાનાત્મ ભાવરૂપે દર્શાવે છે. વળી દ્રષ્ટવ્યત્વ પણ વિજ્ઞાનાત્માનું જ છે, એમ શ્રુતિ કહે છે. આ ત્રણ સૂત્રોની તેમાં યોજના કરવી જોઇએ. જેમકે " प्रतिज्ञासिद्धेर्लिंगमाश्मरथ्य. આ સ્થળે પ્રતિજ્ઞા નીચે પ્રમાણે છે.—જેમકે "आत्मनि विदिते सर्वं विदितं भवति આત્માનું જ્ઞાન થવે સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે." (આ સ્થળે આત્મજ્ઞાનનું નિરૂપણ છે). તથા "इदं सर्वं यदयमात्मा આ સર્વ જગત્ આત્મારૂપે છે." આ સર્વ નામ, રૂપ તથા કર્મના વિસ્તારની ઉત્પત્તિ એકમાંથી છે, તથા તેનો લય પણ એકમાં જ થાય છે, એમ દુંદુભિ આદિનું દૃષ્ટાંત આપી પ્રતિપાદન કર્યું છે. તેમ જ કારણ તથા કાર્ય એક છે, એ પણ પ્રતિપાદન કર્યું. દ્રષ્ટવ્યરૂપ પરબ્રહ્મનું ભૂતોમાંથી વિજ્ઞાનાત્માવડે નીકળવું, એમ જે વચન છે, તે પ્રતિજ્ઞાની સિદ્ધિનું સૂચન કરે છે. આ રીતે આશ્મરથ્ય નામના આચાર્ય માને છે. અભેદ થવે છતે એકના વિજ્ઞાનવડે સર્વનું વિજ્ઞાન થાય છે, એમ સિદ્ધ કર્યું છે. "उत्क्रमिष्यत एवं भावादित्यौडुलोमि જ્ઞાન ધ્યાન આદિ સામર્થ્યની પાપરહિત તથા ઉત્ક્રમણની ઇચ્છાવાળા વિજ્ઞાનાત્મનો પરબ્રહ્મની સાથે એકતા થવાનો સંભવ છે. આ જ અભેદનું નિરૂપણ છે, એમ ઔડુલોમિ નામના આચાર્ય માને છે."

"अवस्थितेरिति काशकृत्स्न. પરમાત્માની જ વિજ્ઞાનાત્મ ભાવવડે સ્થિતિ છે, આ જ અભેદભાવનું નિરૂપણ છે, એમ કાશકૃત્સ્ન નામના આચાર્ય માને છે."

શિષ્યઃ--શ્રુતિમાં કહ્યું છે કે, "एतेभ्यः भूतेभ्यः समुत्थाय तान्येवानु विनश्यति न प्रेत्य संज्ञास्ति (બૃ૦ ૨, ૪, ૧૨) તેની સાથે ભૂતોની ઉત્પત્તિ થાય છે તથા જ્યારે સર્વ ભૂતોનો લય થાય છે, ત્યારે તેનો પણ લય થાય છે. મૃત્યુ પછી કોઇ રીતની સંજ્ઞા રહેતી નથી." ખરેખર આ સ્થળે આત્માના નાશનું નિરૂપણ છે. તો પછી જીવાત્મા તથા પરમાત્માના અભેદનું નિરૂપણ કેવી રીતે?

ગુરુઃ-આમાં દોષ નથી. આ સ્થળે વિશેષ વિજ્ઞાનનો નાશ થવો, એ અભિપ્રાય છે. આ રીતનું વિનાશનું નિરૂપણ અહીં છે. પણ આત્મનાશનો અભિપ્રાય આ સ્થળે નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "अत्रैव माभगवानमूमुहन्न प्रेत्य संज्ञास्तिમૈત્રેયીએ કહ્યું, હે ભગવન્! મૃત્યુ પછી કંઈ સંજ્ઞા રહેતી નથી, આવું કહીને બ્રહ્મના સંબંધમા આપે મને મોહમાં નાખી દીધી છે." આ રીતની યોજના કરી શ્રુતિમાં ભિન્ન અર્થનું નિરૂપણ કર્યું છે. જેમકે; "न वा अरेऽहं मोहं ब्रवीम्यविनाशी वा अरेऽयमात्मानुच्छित्तिधर्मा मात्रासंसर्गस्त्वस्य भवति અરે! હું મોહ થાય એવું કંઇ કહેતો નથી. આ આત્મા અવિનાશી છે. અનુચ્છેદ તેનો ધર્મ છે. તે માત્રાના સંસર્ગથી રહિત છે." આનો ભાવ નીચે પ્રમાણે છેઃ-આત્મા કૂટસ્થરૂપ તથા નિત્યરૂપ છે. તે વિજ્ઞાનઘનરૂપે છે. આ આત્માનો કદી નાશ થતો નથી. વિદ્યાની પ્રાપ્તિવડે અવિદ્યાથી થયેલ તથા ભૂતેન્દ્રિય લક્ષણવાળી માત્રાના સંસર્ગથી તે રહિત થાય છે. સંસર્ગના અભાવને લીધે મરણ પછી કાંઇ સંજ્ઞા રહેતી નથી, એમ જે કહ્યું છે તે વિશેષ વિજ્ઞાનના અભાવને લઇને છે. "विज्ञातारमरे केन विजानीयातવિજ્ઞાતારૂપ આત્માને શાવડે ઓળખવો જોઇએ?' એમ કર્તાવાચક જે ઉપસંહાર છે, તે વિજ્ઞાત્માનો જ છે, એમ જે કહ્યું છે, તેનો પણ પરિહાર કાશકૃત્સ્નના મતથી થઇ શકે છે. "यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति ( બૃ. ૨, ૪, ૧૩ ) કારણ કે જ્યાં સૂધી જેને વિશે દ્વૈતભાવ રહેલો છે, ત્યાં સૂધી અન્ય જીવ અન્ય વસ્તુનું દર્શન કરે છે." આ રીતે અવિદ્યાના સંબંધમાં જીવના દર્શનાદિ લક્ષણવાળા વિશેષ જ્ઞાનનો વિસ્તાર કર્યો છે તથા "यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् જેને સર્વ આત્મસ્વરૂપે છે' તે કઈ વસ્તુથી કોને જોવાનો હતો?" આ રીતે વિદ્યાના સંબંધમાં જીવના દર્શનાદિ લક્ષણવાળો વિશેષ વિજ્ઞાનનો અભાવ સૂચવ્યો છે. વળી વિષયના અભાવમા પણ આત્માને ઓળખવો જોઇએ, આ રીતની શંકા કરી છેવટમાં કહ્યું છે કે, વિજ્ઞાતારૂપ આત્માને શાનાથી ઓળખવો જોઇએ? જો કે આ વચનવડે વિશેષ વિજ્ઞાનના અભાવને પ્રતિપાદન કરેલો

છે, છતાં પૂર્વની અવસ્થાને અનુસરી વિજ્ઞાન ધાતુને કર્તાનું નિરૂપણ કરવા તેને અચ્ પ્રત્યય લગાડવામા આવ્યો છે. પૂર્વે જ કહ્યું છે કે, કાશકૃત્સ્નનો મત શ્રુતિયુક્ત છે. આથી વિજ્ઞાનાત્મા તથા પરમાત્માનો ભેદ, અવિદ્યાથી ઉત્પન્ન થયેલ નામરૂપવડે રચાયલા ઉપાધિને લઇને છે. પણ પારમાર્થિક રીતે કોઇ પણ રીતનો ભેદ નથી. આ જ રીતે સર્વ વેદાંત વાક્યોમાં છે. જેમકે " सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् (છા. ६, २, १), आत्मैवेदं सर्वम् (છા. ७, २५, २), ब्रह्मैवेदं सर्वं ( मु. २, २, ११ ), इदं सर्वं यदयमात्मा, (બૃ. ૨, ૪, ૬), नान्योऽतोऽस्ति द्रष्टा (બૃ. ૩, ૭, ૨૩), नान्यदतोऽस्ति द्रष्टृ (બૃ. ૩, ૮, ૧૧) હે સોમ્ય ! પ્રથમ આ સર્વ સત્ સ્વરૂપે હતું, એકરૂપે હતું તથા અદ્વિતીયરૂપે હતું. આ સર્વ આત્મ સ્વરૂપે છે. આ સર્વ બ્રહ્મ સ્વરૂપે છે. આ સર્વ જે છે તે આત્મ સ્વરૂપે છે. આનાથી ભિન્ન કોઇ દ્રષ્ટા-રૂપ નથી. આનાથી ભિન્ન બીજું કોઇ દ્રષ્ટૃરૂપે નથી." આ રીતના શ્રુતિના વચનોવડે જીવ ઇશ્વરની ઐક્યતાનું પ્રતિપાદન કરેલ છે. "वासुदेवः सर्वमिति (ગી. ૭, ૧૯), क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत (ગી. ૧૩, ૨), समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् (ગી. ૧૩, ૨૭) વાસુદેવરૂપે આ સર્વ છે. સર્વ ક્ષેત્રમાં તું મને ક્ષેત્રજ્ઞરૂપે જાણ. સર્વ પ્રાણી માત્રમાં પરમેશ્વર સ્વરૂપે મારી સ્થિતિ છે."

આ રીતે સ્મૃતિવચનોથી જીવ તથા ઇશ્વરની અભેદતાનો નિશ્ચય થાય છે. " अन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथापशुः (બૃ० ૧, ૪, ૧૦), मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति (૪, ૪, ૧૯) આ અન્ય છે, હું અન્ય છું, આ રીતની ભિન્નતા નથી. જે પશુરૂપે છે તે જ એમ જાણે છે. જે અહીં ભિન્નતા જૂવે છે, તે એક મૃત્યુ પછી બીજા મૃત્યુને પામે છે." આ રીતે શ્રુતિના વચનવડે ભેદદર્શનની નિંદા કરી છે. "स वा एष महानज आत्माजरोऽमरो मृत्योऽभयो ब्रह्म (બૃ० ૪, ૪, ૨૫) તે મહાન્‌રૂપે, જન્મથી રહિતરૂપે, આત્મસ્વરૂપે, જરાથી રહિતરૂપે, મરણથી રહિતરૂપે, અમૃતરૂપે, ભયથી રહિતરૂપે તથા બ્રહ્મરૂપે છે." આ રીતે આત્મામાં સર્વ વિકારનો નિષેધ કર્યો છે. જો આ પ્રમાણે ન હોય તો મુમુક્ષુઓને અપવાદથી રહિત એવા જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે નહિ. તેમ જ સુનિશ્ચિત અર્થની પ્રાપ્તિ પણ થઇ શકે નહિ. આત્મા સંબંધીનું વિજ્ઞાન કોઇ પણ રીતના અપવાદથી રહિત તથા સર્વ પ્રકારની આકાંક્ષાની નિવૃત્તિરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "विज्ञानसुनिश्चितार्थाः (મુ० ૩, ૨, ૬) વેદાંતનું જ્ઞાન સુનિશ્ચિત અર્થવાળું છે." વળી કહ્યુ છે કે, " तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यत. (ઈ० ૭) જે સર્વને એકરૂપે જૂવે છે, તેને મોહ કે શોક કાંઈ પણ હોતાં નથી." વળી સ્થિતપ્રજ્ઞનું લક્ષણ ભગવદ્‌ગીતાના ૨ જા અધ્યાયના ૫૪ મા શ્લોકમાં કહ્યુ છે જ્યારે ક્ષેત્રજ્ઞ તથા પરમાત્માના સંબધમાં એકપણાનો નિશ્ચય થાય છે

ત્યારે ક્ષેત્રજ્ઞ જ પરમાત્મસ્વરૂપે છે. ભેદ તો કેવળ નામમાત્રનો જ રહે છે. ક્ષેત્રજ્ઞ પરમાત્મ.થી ભિન્ન છે તથા પરમાત્મા ક્ષેત્રજ્ઞથી ભિન્ન છે, આ રીતનો આત્માનો ભેદ નિર્બંધ તથા નિરર્થક છે. એક જ આત્મા નામમાત્રના ભેદવડે અનેક સ્વરૂપે કહેવાય છે. "सत्य ज्ञान अनत ब्रह्म, यो वेद निहित गुहायाम् (તૈ० ૨, ૧) બ્રહ્મ સત્ય, જ્ઞાનરૂપે તથા અનંતરૂપે છે. જે આત્માને ગુહામાં સ્થિતિ કરેલ છે, એમ જાણે છે." આ જે શ્રુતિમાં કહ્યું છે, તે કોઇ એક ગુહાના સંબંધમાં કહ્યું નથી. બ્રહ્મથી ભિન્ન કોઇ બીજી વસ્તુ ગુહામા રહેલ છે, એમ નથી. શ્રુતિમાં સ્રષ્ટાનો જ પ્રવેશ કહ્યો છે. જેમકે, "तत्सृष्ट्वा तदेवानुप्राविशत् જગતને ઉત્પન્ન કરી, પરમાત્માએ તેમાં પ્રવેશ કર્યો." પણ જેઓ નિર્બંધ કરે છે, તેઓ વેદાંતના અર્થને બાધ કરવાથી શ્રેયનું દ્વાર જે સમ્યક્ જ્ઞાન છે, તેને બાધ કરે છે. તેઓ મોક્ષને કૃત્રિમ તથા અનિત્ય માને છે. વળી તેઓ ન્યાયને મળતા નથી. (૨૨)

શિષ્યઃ-બ્રહ્મ કેવા કારણરૂપે છે?

ગુરુઃ-શ્રુતિની પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંત જોતાં બ્રહ્મ ઉપાદાન કારણરૂપે તેમ જ નિમિત્તકારણરૂપે છે. જેમકે,-

---

## અધિકરણ ૭ મું—સૂત્ર ૨૩ મું. બ્રહ્મ ઉપાદાન તથા નિમિત્ત કારણરૂપે.

प्रकृतिश्च प्रतिज्ञा दृष्टान्तानुरोधात् ॥ २३॥

સૂત્રાર્થઃ-બ્રહ્મ ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણરૂપે છે. નહિ તો પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતને બાધ આવે (૨૩)

ટીકાઃ-શિષ્ય -જે રીતે અભ્યુદય માટે ધર્મ જિજ્ઞાસ્યરૂપે છે, તેમ બ્રહ્મ પણ મોક્ષના હેતુને લીધે જિજ્ઞાસ્ય છે. બ્રહ્મનું લક્ષણ "जन्माद्यस्य यत· (૧,૧,૨) સૂત્રથી નિરૂપણ કર્યું છે. આ લક્ષણ ઘટ તથા માળા આદિનો લય મૃત્તિકા તથા સુવર્ણમા થાય છે, તેમ બ્રહ્મમા થવાથી તે ઉપાદાન કારણ છે. વળી તે કુંભાર તથા સોનીની માફક નિમિત્ત કારણરૂપે છે. આ રીતે સમાનતા રહેલી છે. જેથી મને શંકા થાય છે કે, બ્રહ્મનું પોતાનું કારણપણું કેવી રીતે હશે? મને એમ લાગે છે કે, બ્રહ્મ નિમિત્ત કારણરૂપે તો છે. તેનું કારણ એ કે, દર્શનપૂર્વક બ્રહ્મનું કર્તાપણું નીચેની શ્રુતિવડે કહેવાયલ છેઃ-"स ईक्षाचक्रे (પ્ર० ૬, ૩) તેણે જોયું" "स. प्राणमसृजत તેણે પ્રાણોની ઉત્પત્તિ કરી" આ શ્રુતિઓથી બ્રહ્મનું કર્તાપણું સિદ્ધ થાય છે. આ રીતે જોવા આદિથી જેમ કુંભાર આદિમાં નિમિત્ત કારણપણું છે, તેમ બ્રહ્મમાં કર્તાપણું છે. લૌકિક રીતિએ પણ એમ છે, કે ક્રિયાના ફળની સિદ્ધિ અનેક કારણોવડે હોય છે. આદિ કર્તામાં

આ રીતનો સમાવેશ કરવો યોગ્ય છે. કારણ કે તેનામાં નિયામકપણું રહેલ છે. જે રીતે સમર્થ વૈવસ્વતાદિ રાજાઓમાં નિમિત્ત કારણરૂપપણું પ્રતીત થાય છે, તેજ પ્રમાણે પરમેશ્વરનું પણ નિમિત્ત કારણપણું યોગ્ય છે. વળી કાર્યસ્વરૂપ આ જગત્ પરિચ્છેદવાળું, ચેતનતાથી રહિત, અશુદ્ધ જોવામાં આવે છે તથા કારણ પણ કાર્યના સરખુંજ હોવું જોઇએ. કારણ કે કાર્ય તથા કારણમાં એક રૂપ હોય છે. પણ બ્રહ્મનું લક્ષણ જગત્ સરખું જોવામાં આવતું નથી. શ્રુતિ કહે છે કે "निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् (શ્વે૦ ૬, ૧૯) બ્રહ્મ કળાથી રહિત, ક્રિયાથી રહિત, શાંતસ્વરૂપ, દોષ રહિત, તથા તમથી રહિત છે." આ રીતે હોવાથી બ્રહ્મનું ઉપાદાન કારણ અન્ય હોવું જોઇએ, જે અશુદ્ધિ આદિ ગુણવાળું હોય તથા સ્મૃતિવડે સિદ્ધ કરેલું હોવું જોઇએ. બ્રહ્મનું કારણપણું શ્રુતિવડે તો કેવળ નિમિત્ત માત્રરૂપે છે.

ગુરુ.—આ સંબંધી હું કહું, તે તું સાંભળ. પ્રકૃતિ સ્વરૂપ બ્રહ્મને ઉપાદાન કારણસ્વરૂપે જાણવા જોઇએ, પણ કેવળ કારણરૂપે બ્રહ્મ નથી.

શિષ્ય:—એમ કેવી રીતે બને ?

ગુરુ:—શ્રુતિમાં દર્શાવેલી પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતને લીધે આમ જાણવું જોઇએ. આ પ્રમાણે માનવાથી શ્રુતિમાં રહેલ પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતને બાધ આવતો નથી. આમાં પ્રતિજ્ઞા નીચે પ્રમાણે છે—" उत तमादेशम-प्राक्ष्यो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातम् (છા૦ ૬, ૧, ૨) તેં મને એવો પ્રશ્ન પૂછયો છે કે, જેથી નહીં સાંભળેલું સાંભળેલું થાય છે, નહિ માનેલું માનવામાં આવે છે તથા નહિ જાણેલ જાણવામાં આવે છે." આ રીતની પ્રતીતિ થાય છે. ઉપાદાન કારણરૂપ બ્રહ્મના વિજ્ઞાનવડે કાર્યરૂપ સર્વનું વિજ્ઞાન થાય છે. આથી એમ જણાય છે કે, કાર્યની ઉપાદાન કારણથી ભિન્નતા નથી. કદી કાર્યની નિમિત્ત કારણ સાથે એકતા હોતી નથી. જેમકે સુથારે મહેલ બાંધ્યો, એમાં મહેલથી સુથાર ભિન્ન છે. દૃષ્ટાન્તમાં કહ્યું છે કે, "यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् હે સોમ્ય ! જેવી રીતે એક મૃત્તિકાના પિંડથી તેનાથી થતા સર્વ પદાર્થો મૃત્તિકામય જ જાણવા. આ વિકાર નામ માત્ર છે, કે જેથી વાણીવડે નિરૂપણ થઈ શકે છે. પણ તેમાં સત્ય સ્વરૂપે તો કેવળ મૃત્તિકા જ છે." આ શ્રુતિ એ જ દર્શાવે છે કે, બ્રહ્મ ઉપાદાન કારણનો વિષય છે. તે જ પ્રમાણે કહ્યું છે કે, "एकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातं स्यात्, एकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातं स्यात् (છા. ૬, ૧, ૪, ૫, ૬) એક સુવર્ણના પિંડથી સર્વ કાર્ય સુવર્ણરૂપે જાણવું જોઇએ. તેમ જ એક નરેણીવડે સર્વ લોહનો જ વિકાર છે, એમ જણાય છે." તેમ જ બીજે સ્થળે કહ્યું છે કે "कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति હે ભગવન્ ! કોના જાણવાવડે કાર્યરૂપ સર્વ જાણવામાં આવે છે." આ

રીતની શ્રુતિમાં અનેક પ્રતિજ્ઞાઓ છે. વળી શ્રુતિમાં દૃષ્ટાંત પણ ઉપાદાન કારણ સંબંધી છે. જેમકે," यथा पृथिव्या ओषधय संभवन्ति (મું૦ ૧, ૧, ૭) જેવી રીતે પૃથ્વીપર ઓષધિની ઉત્પત્તિ થાય છે, તે રીતે અક્ષર બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ થાય છે." વળી કહ્યું છે કે, "आत्मनि खल्वरे दृष्टे श्रुते मते विज्ञात इद सर्वं विदितम् ॥આત્માનું ખરેખર શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવાથી કાર્યરૂપ સર્વનું જ્ઞાન થાય છે" આ રીતની પ્રતિજ્ઞા છે. વળી દૃષ્ટાત આના સંબંધી નીચે પ્રમાણે છે.– "स यथा दुन्दुभेर्हन्यमानस्य न बाह्याञ्शब्दा ञ्शक्नुया ग्रहणाय दुन्दुभेस्तु ग्रहणेन दुन्दुभ्याघातस्य वा शब्दो गृहीतः ( બૃ૦ ૪, ૫, ૬, ૮ ) જ્યારે દુંદુભિ વગાડવામાં આવેલ હોય ત્યારે તેથી ઉત્પન્ન થતા શબ્દ સામાન્યથી બાહ્ય વિશેષ શબ્દોને સામાન્યથી ભિન્ન તરીકે પૃથક્ સાંભળવા શ્રોતા શકિતમાન થશે નહિ, પણ સામાન્ય શબ્દના ગ્રહણથી દુંદુભિથી આઘાત થયેલા વિશેષ શબ્દનું ગ્રહણ થશે." આ રીતે દરેક વેદાન્તમાં પ્રકૃતિના સાધનરૂપે પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતો જોવામાં આવે છે. આથી જ નીચલી શ્રુતિમાં પંચમીનો પ્રયોગ કર્યો છે જેમકે "यतो वा इमानि भूतानि जायन्ते આ બ્રહ્મમાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થઇ છે." આ સ્થળે "जनि कर्तु प्रकृति (પા૦ સૂ૦ ૧, ૪, ૩૦) આ સૂત્રવડે વિશેષનું નિરૂપણ હોવાથી બ્રહ્મનું લક્ષણ ઉપાદાન કારણરૂપે જાણવું. નિમિત્ત કારણ તો બ્રહ્મથી ભિન્ન અધિષ્ઠાતા ન હોવાથી બ્રહ્મને જ નિમિત્ત કારણરૂપે જાણવું. જેવી રીતે લોકમાં મૃત્તિકા તથા સુવર્ણ આદિ ઉપાદાન કારણ કુંભાર સોની આદિ અધિષ્ઠાતાની અપેક્ષા રાખે છે, તે પ્રમાણે બ્રહ્મ ઉપાદાન કારણ હોવા છતાં અન્ય અધિષ્ઠાતાની અપેક્ષા રાખતું નથી. કારણ કે ઉત્પત્તિ પહેલાં સર્વ અદ્વિતીયરૂપે હતું, એમ નિશ્ચય થાય છે. બીજા અધિષ્ઠાતાનો અભાવ જે કહેવામાં આવ્યો છે, તે શ્રુતિની પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતને અનુસરીને જ છે, એમ જાણવું. જો ઉપાદાન કારણથી અધિષ્ઠાતારૂપ કારણ ભિન્ન ગણીએ તો પછી એકના વિજ્ઞાનવડે સર્વ જ્ઞાનનો અસંભવ થશે, જેથી પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતનો બાધ આવશે. માટે અન્ય અધિષ્ઠાતાના અભાવથી આત્માનું નિમિત્ત કર્તાપણું તથા અન્ય ઉપાદાનનો અભાવ હોવાથી પ્રકૃતિપણું છે, એમ સિદ્ધ થાય છે.(૨૩)

શિષ્ય:–આત્મા કર્તારૂપે તેમ જ પ્રકૃતિરૂપે, એમ બેઉ પ્રકારે કેવી રીતે બની શકે ?

ગુરુ:–શ્રુતિમાં કહ્યું છે કે, જગતની ઉત્પત્તિ બ્રહ્મની ઇચ્છારૂપે છે. જેમકે,–

## અધિકરણ ૭ મું-સૂત્ર ૨૪ મું. સૃષ્ટિસંકલ્પથી બ્રહ્મ કર્તારૂપે.

अभिध्योपदेशाच्च ॥ २४ ॥

સૂત્રાર્થઃ-ઉત્પત્તિના સંબંધમાં પોતાની મેળે જ ઇચ્છાસંકલ્પ બ્રહ્મને થયો, આ રીતનો શ્રુતિનો ઉપદેશ છે. (૨૪)

ટીકા.-ગુરુઃ-આત્મા કર્તારૂપે તથા પ્રકૃતિરૂપે છે, એનું કારણ એ કે, શ્રુતિમાં કહ્યું છે કે, સૃષ્ટિ એ આત્માના ઇચ્છાસંકલ્પ સ્વરૂપે છે. જેમકે "सो कामयत बहु स्यां प्रजायेयेति तदैक्षत बहु स्या प्रजायेय અર્થઃ-આત્માએ ઇચ્છા કરી કે, હું અનેકરૂપે થાઉં તથા ઉત્પત્તિભાવને પામું. તેણે જોયું કે, હું અનેકરૂપે થાઉં તથા ઉત્પત્તિભાવને પામું." આ સ્થળે અભિધ્યાનપૂર્વક આત્માની સ્વતંત્ર પ્રવૃત્તિ હોવાથી તે કર્તારૂપે છે, એમ સિદ્ધ થાય છે. હું અનેકરૂપે થાઉં, આ રીતે પ્રત્યક્ આત્માનો વિષય થવાથી પ્રકૃતિ અનેક ઉત્પત્તિરૂપ સંકલ્પની થયલી છે, એમ સિદ્ધ થાય છે. (૨૪)

શિષ્યઃ-બ્રહ્મ કર્તારૂપે છે, એ તો ઠીક, પણ પ્રકૃતિરૂપે પણ બ્રહ્મ છે, એ કેવી રીતે-બને ?

ગુરુઃ-બ્રહ્મ સાક્ષાત્ કારણરૂપે છે, એટલું જ નહિ, પણ સર્વની ઉત્પત્તિ તથા લય બ્રહ્મમાં જ થાય છે, એમ વેદમાં કહ્યું છે, માટે બ્રહ્મ પ્રકૃતિસ્વરૂપે છે. જેમકે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૨૫ મું. ઉત્પત્તિ તથા લયથી જગત બ્રહ્મરૂપે.

साक्षाच्चोभयाम्नात् ॥ २५ ॥

સૂત્રાર્થઃ-સાક્ષાત્ બ્રહ્મ કારણરૂપે છે એમ કહી, શ્રુતિ જગતની ઉત્પત્તિ તથા લય આ બેઉ બ્રહ્મમાં જ થાય છે, એમ કહે છે. માટે બ્રહ્મ પ્રકૃતિરૂપે પણ છે. (૨૫)

ટીકાઃ-ગુરુઃ-પ્રકૃતિપણાનો આ ઉત્પત્તિભાવ છે. આથી પ્રકૃતિ બ્રહ્મરૂપે છે. કારણ કે સાક્ષાત્ બ્રહ્મને જ કારણરૂપે લઇ પ્રભવ તથા પ્રલય શ્રુતિમાં કહ્યા છે. જેમકે, "सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्ते। आकाशं प्रत्यस्तं यन्ति ( છા૦ ૧, ૯, ૧ ) આ સર્વ ભૂતમાત્રોની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થાય છે તથા તેનો લય પણ બ્રહ્મમાં થાય છે." જેની જેમાંથી ઉત્પત્તિ થાય છે તથા જેમાં તે લય પામે છે, તે તેના ઉપાદાન કારણરૂપે છે. જેમકે વ્રીહિ તથા યવ આદિનો લય તથા ઉત્પત્તિ પૃથ્વી છે. માટે પૃથ્વી ઉપાદાન કારણરૂપે છે. સાક્ષાત્ શબ્દવડે બ્રહ્મ નિમિત્ત કારણરૂપે છે તથા आकाशात् શબ્દવડે એમ સિદ્ધ થાય છે કે, અન્ય ઉપાદાનનું ગ્રહણ નથી. વળી એ પણ નક્કી છે કે, કાર્યનો લય પણ ઉપાદાનથી ભિન્ન વસ્તુમાં કદી થતો નથી.(૨૫)

શિષ્યઃ-બ્રહ્મ પ્રકૃતિરૂપે છે, આના સંબંધી અન્ય કોઇ કારણ હોય, તે કહો.

ગુરુઃ-હા, આત્માની સર્વ કૃતિ છે તથા સર્વનું પરિણામ પણ આત્મામાં છે, આથી બ્રહ્મ પ્રકૃતિરૂપે છે. જેમકે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૨૬ મું. આત્મામાં સર્વનો લય.

आत्मकृतेः परिणामात् ॥२६॥

સૂત્રાર્થ:-બ્રહ્મ આત્મકૃતિરૂપે હોવાથી પ્રકૃતિરૂપે છે. કારણ કે તે વિકારરૂપે છે. (૨૬).

ગુરુ-બ્રહ્મ પ્રકૃતિરૂપે છે કારણ કે બ્રહ્મની પ્રક્રિયામાં તે કારણસ્વરૂપે છે શ્રુતિમાં કહ્યું છે કે, " तदात्मानं स्वयमकुरुत (તૈ૦ ૨, ૭) ત્યાર પછી અવિકારી બ્રહ્મે પોતાના આત્માને જગતરૂપે કર્યો." આ રીતે શ્રુતિ આત્માનું કર્મપણું તથા કર્તાપણુ સૂચવે છે. અહીં आत्मानं એ કર્મરૂપે છે તથા स्वयं अकुरुत એ કર્તારૂપે છે.

શિષ્ય:-જે વસ્તુ પૂર્વસિદ્ધ છે તથા જે કર્તારૂપે નિરૂપણ થયેલ છે, તે વસ્તુ ક્રિયમાણ તરીકે કેવી રીતે બની શકે ?

ગુરુ:-હું કહું છું કે, વિકારને લીધે એ પ્રમાણે થાય છે જો કે આત્મા પોતે પૂર્વસિદ્ધ છે, છતા તે વિશેષ વિકારવાચક થવાથી, જગતરૂપે પરિણામને અર્થાત્ વિકારને પામ્યો. દૃષ્ટાંત તરીકે જેમ મૃત્તિકાદિ પ્રકૃતિનું વિકારપણાથી ઘટરૂપ પરિણામ જોવામા આવે છે. અહીં જે સ્વયં એવુ વિશેષણ આપ્યું છે તે એમ પ્રતીતિ કરાવે છે કે, તેમા અન્ય નિમિત્તની અપેક્ષા રહેતી નથી. અથવા પરિણામાત્ એમ ભિન્ન સૂત્ર લઇએ તો તેનો અર્થ નીચે પ્રમાણે થાય-પ્રકૃતિ બ્રહ્મરૂપે છે. કારણ કે બ્રહ્મનું જ પંચભૂતરૂપ વિકારવડે જગતરૂપ પરિણામ છે. આ રીતે જગત્ તથા બ્રહ્મનું સમાનાધિકરણ હોવાથી બ્રહ્મ ઉપાદાન કારણરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "सच्च त्यच्चाभवत् । निरुक्तं चानिरुक्तं च ( તૈ૦ ૨, ૬ ) પરમાત્માએ જગતમાં પ્રવેશ કર્યો તથા તેઓ મૂર્ત તેમ જ અમૂર્ત સ્વરૂપે થયા. મૂર્ત સ્વરૂપ નામ રૂપાદિવડે વ્યક્ત થયું તથા અમૂર્ત નામ રૂપાદિથી રહિત અવ્યક્તરૂપે થયું." (૨૬)

શિષ્ય:-બ્રહ્મ પ્રકૃતિરૂપે છે, તેના સંબંધી બીજું કાંઇ કારણ હોય તે કહો.

ગુરુ:-શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મ ઉત્પત્તિ સ્થાનરૂપે છે. માટે તે પ્રકૃતિ સ્વરૂપે છે. જેમકે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૨૭ મું. બ્રહ્મ ઉત્પત્તિ સ્થાનરૂપે.

योनिश्च हि गीयते ॥२७॥

સૂત્રાર્થ:-વળી બ્રહ્મ ઉત્પત્તિ સ્થાન સ્વરૂપે છે, એમ શ્રુતિમાં કહેવાયલું છે. (૨૭)

ગુરુ-વળી પ્રકૃતિ બ્રહ્મરૂપે છે. કારણ કે બ્રહ્મ ઉત્પત્તિસ્થાનરૂપે છે, એમ વેદાંતમાં કહ્યું છે. જેમકે, कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ( મુ૦ ૩, ૧, ૩ ) यद्भूतयोनिं परिपश्यन्ति धीराः (મુ૦ ૧, ૧, ૬) જે સમયે અધિકારી જગતના નિયંતા, સર્વત્ર પૂર્ણસ્વરૂપ, એવા હિરણ્યગર્ભના કારણને જુવે છે. સ્થાવર જંગમના કારણરૂપને જે વિચારવડે વિવેકીઓ જાવે છે તે પરાવિદ્યા છે."

વળી યોનિ શબ્દ લોકમાં પ્રકૃતિવાચક કહેવાય છે. જેમકે "पृथिवी योनिरोषधि-वनस्पतीनाम् અર્થ.–ઓષધિ તથા વનસ્પતિના કારણરૂપે પૃથ્વી છે." તે જ રીતે સ્ત્રીનું ઉત્પત્તિ સ્થાન અવયવદ્વારા ગર્ભના ઉપાદાન કારણરૂપે છે. સ્થાનવાચક પણ કેટલીકવાર યોનિ શબ્દ વપરાય છે. જેમકે "योनिष्ट इन्द्र निषदे अकारि (ઋ. સં. ૧, ૧૦૪, ૧) હે ઇન્દ્ર! પ્રવેશને માટે તારૂં સ્થાન નિર્માણ કરવામાં આવ્યું." શ્રુતિ વચનથી પણ પ્રકૃતિનું જ ગ્રહણ કરવામા આવ્યું છે. જેમકે "यथोर्णनाभिः सृजते गृह्णते च (મુ. ૧, ૧, ૭) જે રીતે કરોળિયો પોતાની જાળનો વિસ્તાર કરે છે તથા સમેટી લે છે." આ રીતે બ્રહ્મનું પ્રકૃતિપણું પ્રસિદ્ધ છે.

શિષ્યઃ–લૌકિક ન્યાય પ્રમાણે કુંભાર આદિમાં નિમિત્ત કારણપણું છે, તેમ દર્શનવાચક કર્તાપણું બ્રહ્મમાં કહ્યું છે, પણ કુંભાર આદિમા ઉપાદાન કારણપણુ રહેલું નથી, તેનું કેમ?

ગુરુઃ–જેમ લોકમાં નિમિત્ત કારણ તથા ઉપાદાન કારણ જૂદાં હોય છે, તેમ બ્રહ્મના સંબંધમાં નથી. આ વિષય અનુમાન પ્રમાણવડે ગમ્ય નથી પણ આ વિષય શ્રુતિવિષયવડે ગમ્ય છે. જે રીતે શ્રુતિમા હોય, તે જ રીતે હોવુ જોઇએ. શ્રુતિ દ્રષ્ટારૂપ ઈશ્વરનું જ પ્રકૃતિપણે પ્રતિપાદન કરે છે, એમ આપણે કહ્યું. આ સર્વ વળી વિસ્તાર પૂર્વક આગળ કહીશું. (૨૭)

શિષ્યઃ–આપે તો કેવળ પ્રધાનવાદનો જ પ્રતિષેધ કર્યો, પણ તે સિવાયના બીજા પ્રતિષિદ્ધ વાદો છે, તેનું કેમ?

ગુરુ–મુખ્ય પ્રધાનવાદ છે તથા તેનું પ્રતિષેધનાં વચનવડે નિરાકરણ કરવાથી બીજા સર્વ નિષિદ્ધ વાદોનું નિરાકરણ જાણી લેવું આ જ હેતુથી નીચલા સૂત્રમાં કહ્યું છે કેઃ–

## અધિકરણ ૮ મું–સૂત્ર ૨૮ મું.

## પ્રધાનના નિષેધથી સર્વનો નિષેધ.

एतेन सर्वे व्याख्याता व्याख्याता ॥२८॥

સૂત્રાર્થ–પ્રધાન કારણવાદનુ નિરાકરણ કરવાથી બીજા સર્વ પ્રતિષિદ્ધ વાદોનું નિરાકરણ જાણી લેવું. (૨૮)

ટીકા. ગુરુ.-ईक्षतेर्नाशब्दम् (બ્ર સૂ ૧, ૧, ૫) આ સૂત્રથી લઇ બીજાં અનેક સૂત્રોવડે વારંવાર શંકા કરી પ્રધાન કારણવાદનુ નિરાકરણ કરવામાં આવ્યુ છે. આ સાંખ્યવાદ સબંધી કેટલાંક વચનો વેદાંતમાં પડનારા કેટલાક મંદમતિઓને ખરા હોય એવાં ભાસે છે. પણ કાર્ય તથા કારણવાદનુ ઐક્યપણું સિદ્ધ કરવાથી આ વેદાંતવાક્યનું નિરાકરણ સિદ્ધ કર્યું છે. દેવલ આદિ કેટલાક ધર્મ સૂત્રકારોએ પોતાના ગ્રંથમાં વેદાંતનો આશ્રય કર્યો છે. કાર્ય કારણવાદની ભિન્નતાના પ્રતિષેધમાં યત્ન કરવામા આવ્યો છે, પણ કોઇએ અણુઆદિ કારણવાદના પ્રતિષેધમાં યત્ન

કર્યો નથી. બ્રહ્મ કારણવાદના પ્રતિપક્ષીઓ હોવાથી તેઓનો પણ પ્રતિષેધ કરવો જોઇએ. કારણ તેઓનું પોષક કંઈ એક વચન વેદાંતરૂપે મંદ મતિવાળાઓને લાગે, માટે તેનો પ્રતિષેધ કરવો. આ સ્થળે પ્રધાન મલ્લ નિબર્હણ ન્યાય* પ્રમાણે એકનો પ્રતિષેધ થવાથી સર્વનો પ્રતિષેધ થાય છે. આ પ્રધાન કારણવાદના પ્રતિષેધના ન્યાયવડે સર્વ અણુઆદિ કારણવાદનો પ્રતિષેધ વ્યાખ્યાન કરાયલો છે, એમ જાણી લેવું. પ્રધાનવાદ જેમ શ્રુતિમાં નિરૂપિત નથી તથા શ્રુતિથી વિરૂદ્ધ છે, તેમ તેઓ પણ શ્રુતિમાં નહી નિરૂપણ કરાયલા તથા શ્રુતિથી વિરૂદ્ધ જાણવા. આ સ્થળે વ્યાખ્યાતા વ્યાખ્યાતા એમ બે વાર સૂત્રન અધ્યાયની સમાપ્તિ હોવાને લીધે કર્યું છે. (૨૮)

* પ્રધાનમલ્લ નિબર્હણન્યાય-જેમકે મુખ્ય મોટા મલ્લને જેર કરવાથી બાકીના નાનાઓ વશ થઈ રહે છે, તે પ્રમાણે

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्री मच्छंकरभगवत्पूज्यपादकृतौ शारीरकमीमांसाभाष्ये चंद्रशंकरात्मजछोटालालशर्मणा कृतगुर्जरानुवादस्य प्रथमाध्यायस्य चतुर्थः पादः समाप्तः ॥

પ્રથમ અધ્યાય સમાપ્ત.



# દ્વિતીય અધ્યાય--મનન નિરૂપણ.

## પ્રથમપાદ.

## भूमिका.

પ્રથમ અધ્યાયમાં નિરૂપણ કર્યું છે કે, ઉત્પત્તિના કારણરૂપે સર્વજ્ઞ સર્વેશ્વર છે. જેમ કે ઘટ તથા માળા આદિનાં મૃત્તિકા તથા સુવર્ણ આદિ કારણરૂપે છે. પરમેશ્વર જ ઉત્પન્ન થયેલા જગતની સ્થિતિના કારણરૂપે નિયામકપણાથી રહેલ છે. વળી તે જ પરમાત્મા વિસ્તૃત જગતનો પોતામાં ઉપસંહાર કરવાના કારણરૂપે છે. જેવી રીતે પૃથ્વી ચાર પ્રકારના ભૂતસમૂહના કારણરૂપે છે, તે રીતે પરમાત્મા છે. તે જ આપણા સર્વના આત્મારૂપે છે, એમ વેદાંતવાકયાનુસાર પ્રતિપાદન કર્યું. વળી પ્રધાનાદિ કારણવાદ વેદપ્રતિપાદિત નથી, એ પણ નિરાકરણ કર્યું. હવે આ અધ્યાયમાં સ્મૃતિ તથા ન્યાયનાં જે વચનો વેદાંતથી વિરૂદ્ધ હોય, તેનો પરિહાર કરવામાં આવ્યો છે. આ રીતે પ્રધાનાદિ વાદો જેઓ ન્યાય યુકત હોય, એવો આભાસ કરાવનારા છે, તેનો પરહિાર કર્યો છે. વળી દરેક વેદાંતવચન સૃષ્ટિ આદિ પ્રક્રિયાનું નિરૂપણ કરે છે. આવી રીતના અર્થનું પ્રતિપાદન કરવા માટે આ બીજા અધ્યાયનો આરંભ કર્યો છે.

શિષ્ય.-સ્મૃતિમાં વેદ વિરુદ્ધ શું શું વચનો છે, તે આપ નિરૂપણ કરશો.?

ગુરુઃ-આ વેદવિરૂદ્ધ વચનનું નિરૂપણ કરી, પછી તેનો પરિહાર કરવા આ પ્રથમ અધિકરણ રચ્યું છે. જેમકે;-

### અધિકરણ ૧લું.—સૂત્ર ૧ લું. એક સ્મૃતિનું બીજી સ્મૃતિથી ખંડન.

स्मृत्यनवकाशदोषप्रसंग इति चेन्नान्यस्मृत्य-नवकाशदोषप्रसंगात् ॥ १ ॥

સૂત્રાર્થ.-બ્રહ્મ એ જગતના કારણરૂપ નથી, કારણકે સ્મૃતિમાં તેમ કહ્યું નથી. આ રીતનું કહેશો તો તે ખોટું છે. કારણ કે બીજી સ્મૃતિઓ જોતાં બ્રહ્મ જ જગતનું કારણ છે. (૧)

ટીકા.-ગુરુ.-આપણે પૂર્વે વેદવચનથી સિદ્ધ કરી આવ્યા છીએ કે, સર્વજ્ઞ બ્રહ્મ જ જગતના કારણરૂપે છે.

શિષ્ય –આમ આપનું માનવું ખોટું છે.

ગુરુ –તું એમ કેમ કહે છે ?

શિષ્ય –એમ કહેવાનું કારણ એ કે, સ્મૃતિમાં એ રીતે સૂચન કરેલ નથી, માટે દોષ આવશે વળી સ્મૃતિ તંત્ર શાસ્ત્રરૂપે છે મહાન્ ઋષિવડે તે રચાયલી છે વળી તે સ્મૃતિનું વિદ્વાનોએ ગ્રહણ કરેલ છે બીજી સ્મૃતિઓ પણ આ સાંખ્ય સ્મૃતિને અનુસરે છે આ રીતે બ્રહ્મ જગતના કારણરૂપ છે, એમ માનશું તો તે સ્મૃતિથી વિરુદ્ધ કહેવાશે આ સાંખ્ય સ્મૃતિમાં અચેતન પ્રધાનને સ્વતંત્ર રીતે જગતના કારણરૂપે લીધું છે મનુસ્મૃતિ આદિ અન્ય સ્મૃતિઓ ક્રિયાના લક્ષણવાળા અગ્નિહોત્ર આદિ ધર્મનું નિરૂપણ કરવાવાળા હોવાથી વેદાંતને અનુસરે છે જેમકે અમુક વર્ણને અમુક કાળે જ અમુક વિધિ પ્રમાણે ઉપનયન સંસ્કાર કરવો, અમુક જ આચાર પાળવો, અમુક પ્રકારે જ વેદનું અધ્યયન કરવું, અમુક પ્રકારે સમાવર્તન સંસ્કાર કરવો તથા અમુક પ્રકારે જ સ્ત્રીની સાથે સંયોગ રાખવો વળી આ સ્મૃતિઓ કર્મોનું તેમજ વર્ણાશ્રમ ધર્મોનું અનેક પ્રકારે નિરૂપણ કરે છે પણ કપિલાદિ મુનિથી રચાયલી સાંખ્ય સ્મૃતિએ આચરવા યોગ્ય વિષયનો અવકાશ નથી તેમાં તો મોક્ષના સાધનરૂપ સમ્યક્ દર્શન સંબંધીજ વિવેચન કરવામાં આવ્યું છે જો મોક્ષ સંબંધી કાંઈપણ વિવેચન ન હોત તો તે સ્મૃતિના સૂચનથી આ સ્થળે જરૂરજ ન હોતી માટે સાંખ્ય વાદને અનુસરી વેદાંતોનું વિવેચન થવું જોઈએ ઇક્ષતિ આદિ કારણને લઈ સર્વજ્ઞરૂપ બ્રહ્મજ જગતના કારણરૂપે છે, એમ શ્રુતિએ સિદ્ધ કર્યું હશે તો પછી સાંખ્ય સ્મૃતિ આથી વિરુદ્ધ પડે છે, એ રીતનો ફરી આક્ષેપ કરવાની શી જરૂર છે ? જિતેન્દ્રિય પુરુષોનો કદી આક્ષેપ હોઈ શકે નહિ પરતંત્ર બુદ્ધિવાળા મનુષ્યો સ્વતંત્ર બુદ્ધિવડે શ્રુતિના અર્થનો નિશ્ચય કરવા સમર્થ નથી માટે પ્રખ્યાત ઋષિઓવડે રચાયલી સ્મૃતિઓના પર ભલે તેઓ આધાર રાખે આ રીતનો આધાર રાખવાથી તેઓ શ્રુતિના અર્થને મેળવી શકશે સ્મૃતિઓના રચનારાઓ પર અમને પૂર્ણ માન છે, માટે શ્રુતિના વ્યાખ્યાનમાં અમને વિશ્વાસ નથી વળી કપિલ આદિ ઋષિનું જ્ઞાન અપ્રતિહત કહેવાયલું છે શ્રુતિમાં કહ્યું છે કે, 'ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति जायमानं च पश्येत् (શ્વે૦ ૫, ૨) સૃષ્ટિના આરંભ સમયે દેવે પોતાના પુત્ર કપિલ ઋષિને જ્ઞાનોથી પૂર્ણ કર્યા હતા તથા જે સમયે તે પુત્રનો જન્મ થયો હતો ત્યારે તેની તરફ તે દેવ પૂર્ણ કૃપા દૃષ્ટિથી જોતા હતા" માટે સાંખ્ય શાસ્ત્રનો મત ખોટો છે, એમ કહેવું યોગ્ય નથી તર્કનું અવલંબન કરી સાંખ્ય પોતાના મૂળ વિષયનું પ્રતિપાદન કરે છે માટે સ્મૃતિનો આશ્રય લઈ વેદાન્તના અર્થોનું વ્યાખ્યાન થવું જોઈએ આમ અમારો આક્ષેપ છે

ગુરુઃ—આનું સમાધાન એ છે કે, અન્ય સ્મૃતિઓ સાંખ્યને અનુસરતી નથી. જો કે સાંખ્ય સ્મૃતિને લઇ ઇશ્વર કારણવાદનો આક્ષેપ કર્યો છે, પણ બીજી સ્મૃતિઓ ઇશ્વરના કારણવાદી છે, જેથી વેદાંતથી ભિન્નતાનો તેમાં દોષ આવતો નથી. આ સ્મૃતિનાં ઉદાહરણો નીચે પ્રમાણે છેઃ—"यत्तत्सूक्ष्म अविज्ञेयम् જે સૂક્ષ્મરૂપે છે તે અવિજ્ઞેય સ્વરૂપે છે." આ રીતે પરબ્રહ્મનું નિરૂપણ કર્યું છે. "स ह्यन्तरात्मा भूताना क्षेत्रज्ञ थेति कथ्यते અર્થ—તે અંતરાત્મારૂપે છે તથા સર્વ ભૂતોના ક્ષેત્રજ્ઞરૂપે છે." વળી કહ્યું છે કે, "तस्मादव्यक्तमुत्पन्न त्रिगुण द्विजसत्तम અર્થઃ—પરબ્રહ્મમાંથી અવ્યક્ત થાય છે. હે દ્વિજસત્તમ ! તે ત્રિગુણરૂપે છે." તે જ રીતે અન્ય સ્થળે પણ કહ્યું છે કે, "अव्यक्त पुरुषे ब्रह्मन्निर्गुणे सप्रलीयते હે બ્રહ્મા ! અવ્યક્તનો લય નિર્ગુણ પુરૂષમાં થાય છે." વળી કહ્યું છે કે, "अत थ सक्षेपमिम शृणुध्व नारायणः सर्वमिद पुराणः स सर्गकाले च करोति सर्व सहारकाले च तदत्ति भूयः હું તમને કહું તે સાંભળો. આ સર્વ જગત્ નારાયણસ્વરૂપે છે તથા પુરાણરૂપે છે. તે ઉત્પત્તિ સમયે સર્વ ઉત્પન્ન કરે છે તથા સંહાર સમયે તે જ સર્વનું ભક્ષણ કરી જાય છે." આમ પુરાણમાં કહ્યું છે. ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે, "अह कृत्स्नस्य जगत प्रभवः प्रलय स्तथा ( ભ ૭, ૬ ) સર્વ જગતની ઉત્પત્તિરૂપે તથા પ્રલયરૂપે હું છું." આપસ્તંબ, પરમાત્માનાં સંબંધમાં નીચે ... समूल शाश्वति कः स नित्यः પરમાત્મામાંથી સર્વ શરીરોની ઉત્પત્તિ થાય છે. તે સર્વના મૂળરૂપ, શાશ્વતરૂપ તથા નિત્ય રૂપ છે." આ રીતે અનેક સ્મૃતિઓમાં ઇશ્વરને ઉપાદાન કારણરૂપે જણાવ્યા છે. એક સ્મૃતિનો આશ્રય લઇ સામા થનારને બીજી સ્મૃતિનો દાખલો આપી તેના પ્રશ્નનો આ રીતે, હે શિષ્ય ! હું ઉત્તર આપું છું આ રીતે અન્ય સ્મૃતિ વેદવચનને અનુસરનારી છે, એ રીતનું નિરૂપણ છે. આપણે પૂર્વે પ્રતિપાદન કર્યું છે કે, શ્રુતિઓ ઇશ્વરના કારણવાદને અનુસરે છે. વળી સ્મૃતિઓ જ્યાં એક બીજાથી વિરુદ્ધ પડતી હોય તો એકનું ગ્રહણ કરવું તથા એકનો ત્યાગ કરવો, એમ નિયમ હોવાથી જે સ્મૃતિ શ્રુતિને અનુસરનારી છે તેનું ગ્રહણ કરવું તથા બીજીનો ત્યાગ કરવો. પ્રમાણના સંબંધમાં કહ્યું છે કે, "विरोधे त्वनपेक्ष स्यादसति ह्यनुमानम् (जै. सू. १, ३, ३) જે સ્મૃતિનો શ્રુતિ સાથે વિરોધ આવતો હોય, તે સ્મૃતિનો ત્યાગ કરવો તથા જે સ્મૃતિનો શ્રુતિ સાથે વિરોધ ન હોય તે પ્રમાણરૂપે ગણવી. ઇન્દ્રિયોથી બાહ્ય વિષયોની પ્રાપ્તિ શ્રુતિ સિવાય બીજા કશાથી થતી નથી, કારણ કે સાધનનો અભાવ છે.

શિષ્યઃ—પણ કપિલ આદિ સિદ્ધોનું જ્ઞાન અપ્રતિહત હતું, માટે તેવાઓને તો અતીંદ્રિય વિષયોનું જ્ઞાન હોવુંજ

ગુરુ.-ના, તેમ નથી. કારણકે સિદ્ધ પુરૂષોની જે સિદ્ધિ છે, તે અપેક્ષાવાળી છે. વળી સિદ્ધિ ધર્માનુષ્ઠાનની અપેક્ષાવાળી છે. વળી પ્રેરણાના લક્ષણવાળો ધર્મ છે. તેમજ પૂર્વસિદ્ધ પ્રેરણાના વિષયમાં પાછળના થનાર સિદ્ધ પુરુષના વચનને લીધે શંકા કરવી, તે યોગ્ય નથી. સિદ્ધો અનેક થાય છે આથી ભિન્ન ભિન્ન કલ્પનાનું નિરૂપણ તેઓએ કરેલું છે. જ્યાં બે સ્મૃતિઓનો વિરોધ હોય ત્યાં જે સ્મૃતિ શ્રુતિ અનુસાર હોય તે ગ્રહણ કરવી તથા તેથી વિરૂદ્ધનો ત્યાગ કરવો સ્મૃતિ મનુષ્યવડે રચાયલી છે તથા મનુષ્ય પરતંત્ર પ્રજ્ઞાવાળા છે. માટે તેની રચેલ સ્મૃતિના સંબંધમાં અમુક પક્ષપાત કરવો યોગ્ય નથી. જો અમુક કોઇનો પક્ષપાત કરીએ તો મનુષ્યની બુદ્ધિ વિશ્વરૂપવાળી છે, જેથી તત્વના સંબંધમાં અવવ્યસ્થાનો દોષ આવશે. માટે જ્યાં તેની સ્મૃતિમાં દોષ માલમ પડે ત્યાં શ્રુતિને અનુસાર અમુક સ્મૃતિ છે તથા અમુક નથી, તેનું નિરૂપણ કરી સન્માર્ગમાં બુદ્ધિની પ્રેરણા કરવી જોઇએ. જો કે શ્રુતિ કપિલનું જ્ઞાન અદ્દભુત છે, એમ કહે છે, પણ તેથી જ્યાં કપિલનો મત શ્રુતિથી વિરૂદ્ધ હોય તે ગ્રહણ કરવો યોગ્ય નથી. શ્રુતિમાં કપિલ એવું નામ દર્શાવ્યું છે. એક કપિલ નામના મુનિ એ હતા કે, જેણે સગરના પુત્રોને બાળીને ભસ્મ કર્યો તથા વાસુદેવ એ નામના પણ કપિલ થઈ ગયા છે. દ્વૈતના વિષયને સૂચવનારી તથા શ્રુતિથી વિરૂદ્ધ સ્મૃતિનું ગ્રહણ કરવું યોગ્ય નથી. મનુના મહાત્મ્યને દર્શાવનારી પણ નીચે પ્રમાણે શ્રુતિ છે. જેમકે, "यद्वै किं च मनुरवदत्तद्भेषजम (તૈ.સં.૨,૨,૧૦,૨) જે કાંઇ મનુ બોલ્યા તે ઔષધરૂપે છે." મનુએ એક સ્થળે કહ્યું છે કે, "सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि संपश्यन्नात्मयाजी वै स्वाराज्यमधिगच्छति સર્વ પ્રાણીમાં આત્માને તથા આત્મામાં સર્વ પ્રાણીમાં મને જે જૂવે છે, તે ખરો આત્મોપાસક છે તથા તેને આત્મસાક્ષાત્કારવાળું રાજ્ય પ્રાપ્ત થાય છે." આ રીતે મનુએ સર્વાત્માની પ્રશંસા કરી છે તથા કપિલ મુનિના મતની નિંદા કરી છે, એમ સિદ્ધ થાય છે. કપિલ મુનિ આત્મામાં ભેદ માને છે, જેથી તેના મત પ્રમાણે સર્વાત્મ ભાવનું નિરૂપણ નથી. વળી મહાભારતમાં કહ્યું છે કે, "बहवः पुरुषा ब्रह्मन्नुताहो एक एव तु હે બ્રહ્મા! મનુષ્યો જો કે અનેક છે, પણ તે સર્વ એકરૂપે છે" આ રીતે સૂચના કરી આગળ જતાં કહ્યું છે કે, જો કે "बहव पुरुषा राजन्सांख्ययोगविचारिणाम् હે રાજન્! સાંખ્ય તથા યોગ મતને લઈ પુરૂષો અનેક છે," છતાં "बहूनां पुरुषाणां हि यथै का योनिरुच्यते । तथा तं पुरुषं विश्वमाख्यास्यामि गुणाधिकम् જેવી રીતે અનેક પુરૂષોનું અધિષ્ઠાન પૃથ્વી કહેવાય છે, તેજ પ્રમાણે પરમાત્મ સ્વરૂપ એક પુરૂષનું હું વર્ણન કરીશ, કે જે સર્વ જીવોના સ્વભાવરૂપે છે તથા પરિપૂર્ણ સ્વરૂપે છે." આ રીતનું વિવેચન કર્યા પછી છેવટમાં

કહ્યું છે કે, "ममान्तरात्मा तव च ये चान्ये देहसंस्थिताः । सर्वेषां साक्षिभूतोऽसौ न ग्राह्यः केनचित् क्वचित् ॥ विश्वमूर्धा विश्वभुजो विश्वपादाक्षिनासिकः । एकश्चरति भूतेषु स्वैरचारी यथासुखम् અર્થઃ-મારો અંતરાત્મા, તારો, બીજાના દેહમાં રહેલો અંતરાત્મા તેમ જ સર્વનો આત્મા સાક્ષી ભૂતરૂપે છે, તે કોઈથી કોઈ પણ વખત ગ્રહણ થઈ શકે એમ નથી. આ અંતરાત્માને વિશ્વ મસ્તકરૂપે છે, વિશ્વ ભુજારૂપે છે, વિશ્વપાદ, ચક્ષુ તથા નાસિકારૂપે છે. તે જ એક જ સ્વરૂપે સર્વ ભૂતોમાં યથેચ્છ વિચરે છે." આ રીતે સર્વાત્મપણાનો નિશ્ચય થયો છે. શ્રુતિ પણ સર્વાત્મતા દર્શાવે છે. જેમકે, "यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः । तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यत" (ઈ૦ ૭) જે સમયે એવું જ્ઞાન થાય છે કે, સર્વ ભૂતો આત્મારૂપે છે, તો પછી આ રીતે એકપણાને જોનારા મનુષ્યને મોહ તથા શોકનો ક્યાંથી સંભવ હોઈ શકે?" આથી સિદ્ધ થાય છે કે, કપિલનું તંત્ર શાસ્ત્ર વેદથી વિરૂદ્ધ છે તથા વેદને અનુસરનારા મનુનાં વચનોથી પણ વિરૂદ્ધ છે. કેવળ સ્વતંત્ર પ્રકૃતિની કલ્પનાવડે જ નહિ, આત્મભેદની કલ્પનાવડે પણ એમ જ સિદ્ધ થાય છે. રવિનું જેમ રૂપના વિષયમાં પ્રાધાન્ય છે, તેજ પ્રમાણે વેદનું પ્રમાણપણું પોતાના વિષયમા કોઈપણ અપેક્ષાથી રહિત છે તથા પુરૂષના વચનોને અન્ય વસ્તુની અપેક્ષા રહે છે તથા વક્તાની સ્મૃતિનું તેમાં વ્યવધાન હોય છે. આટલો તફાવત વેદવચન તથા સ્મૃતિ વચનમાં છે. માટે વેદથી વિરૂદ્ધ વિષય જે હોય, તેમાં સ્મૃતિના અનવકાશરૂપ દોષ હોતો નથી. (૧)

શિષ્યઃ-કેવી રીતે સ્મૃતિનો અનવકાશ પ્રસંગરૂપ દોષ નથી?

ગુરુઃ-તેનું કારણ એ જ કે, બીજાં જે તત્વો સાંખ્યમાં ગણાવ્યાં છે, તેનું નિરૂપણ પણ શ્રુતિમાં નથી. આ જ હેતુથી નીચેનું સૂત્ર રચ્યું છે. જેમકે;-

## અધિકરણ ૧ લું.-સૂત્ર ૨ જું. સાંખ્યનાં તત્વો અપ્રમાણરૂપે.

इतरेषां चानुपलब्धेः ॥ २ ॥

સૂત્રાર્થઃ-સાંખ્યનાં બીજાં તત્વોની ઉપલબ્ધિ પણ શ્રુતિમાં નથી. (૨)

ગુરુઃ-પ્રધાનથી ભિન્ન જેટલાં મહદાદિઓ સ્મૃતિમાં પ્રધાનના પરિણામરૂપે કલ્પ્યાં છે, તેની પ્રાપ્તિ વેદમાં કે લોકમાં જોવામાં આવતી નથી. ભૂતેન્દ્રિયો લોક તથા વેદમાં પ્રસિદ્ધ છે, માટે તેનું પણ મહત્ આદિ લોક તથા વેદપ્રસિદ્ધ નથી, માટે તે સ્મૃતિ યોગ્ય છે. પણ મહત્ આદિ, લોક તથા વેદપ્રસિદ્ધ નથી, માટે જેમ ઇન્દ્રિયોના પાંચ વિષય છે, પણ છઠ્ઠો વિષય નથી, તેમ તેની કલ્પના સ્મૃતિમાં નથી. જો કે કોઈક શ્રુતિ એવી લાગે કે તે મહદાદિનું નિરૂપણ કરનારી હોય તો તે મહદાદિનું નિરૂપણ કરનારી જાણવી નહિ, પણ અન્ય પ્રસંગને અનુસરી

હોવી જોઇએ. જેમકે કહ્યું છે કે, " आनुमानिकमप्येकेषाम् ( બ્ર૦ ૧, ૪, ૧ ) કોઇક શાળાવાળા અનુમાન પ્રમાણરૂપ પ્રધાનને ગણે છે." જો મહદાદિરૂપ કાર્યને નિરૂપણ કરનારી સ્મૃતિ અપ્રમાણુરૂપે હોય તો પ્રધાનને નિરૂપણ કરનારી કારણ સ્મૃતિને પણ અપ્રમાણ ગણવી યોગ્ય છે. માટે સ્મૃતિના અનવકાશ પ્રસંગરૂપ દોષ આ સ્થળે નથી. તર્કના અવલંબનનું તો "न विलक्षणत्वात् (બ્ર૦ ૨, ૧, ૪) સૂત્રથી ખંડન કરવામાં આવશે.(૨)

શિષ્ય -સાંખ્ય સ્મૃતિમાં જેમ પ્રધાન આદિ કારણ ગણાવ્યાં છે, તેમ યોગમાં પણ પ્રધાનાદિ કારણનું નિરૂપણ કરેલ છે. માટે શું યોગ દર્શન શ્રુત્યનુસાર ગણવો ?

ગુરુઃ-ના, જેમ સાંખ્ય દર્શનને વેદવિરુદ્ધ કહ્યો તેમ યોગ પણ જાણવો. આ હેતુથી નીચેના સૂત્રની યોજના કરી છે. જેમકે;-

## અધિકરણ ૨ જું-સૂત્ર ૩ જું. યોગનું નિરાકરણ.

एतेन योगः प्रयुक्तः ॥ ३ ॥

સૂત્રાર્થ-જેમ સાંખ્યનું ખંડન કર્યું, તે જ રીતે યોગના સંબંધમાં પણ જાણવું.

ટીકા-ગુરુ -આ રીતે સાંખ્ય સ્મૃતિનું ખંડન કરવાથી યોગ સ્મૃતિનું પણ ખંડન જાણી લેવું, એમ આ સૂત્ર જણાવે છે. યોગમાં પણ શ્રુતિ વિરુદ્ધ પ્રધાનને સ્વતંત્ર કારણરૂપે ગણ્યું છે, તેમજ મહદાદિ કાર્યોની કલ્પના કરી છે, જે લોક તથા વેદમાં પ્રસિદ્ધ નથી.

શિષ્ય-જ્યારે આ પ્રમાણેનો મા માન્ય ન્યાય પણ છે તો પછી ફરી નિરૂપણ શાને અર્થે કરવામાં આવ્યું છે? વળી આ સ્થળે મને મોટી શંકા ઉત્પન્ન થાય છે તે એ કે, વેદમાં કહ્યું છે કે, સમ્યક્ દર્શનના ઉપાયરૂપે યોગ છે. શ્રુતિમાં કહ્યું છે કે,"श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः આત્મા શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય તથા તેનું નિદિધ્યાસન કરવા યોગ્ય છે." વળી કહ્યું છે કે, त्रिरुन्नतं स्थाप्यसमं शरीरम् (શ્વે૦ ૨, ૮) યોગ સમયે છાતી, ગ્રીવા તથા મસ્તક આ ત્રણ ભાગોને સીધા તથા શરીરની બીજા ભાગોની સાથે સમાન રાખવા." આ રીતે આસનાદિ કલ્પનાયુક્ત પુષ્કળ વિસ્તારપૂર્વક યોગનું નિરૂપણ શ્વેતાશ્વતર ઉપનિષદમાં કર્યું છે. યોગ સંબંધી હજારો વૈદિક વચનો જોવામાં આવે છે, જેમકે,"तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् (ક૦ ૨, ૬, ૧૧) ઇન્દ્રિયોને દૃઢપણે નિયમમાં રાખવી, તેને મુનિઓ યોગ કહે છે." વળી કહ્યું છે કે, "विद्यामेतां योगविधिं च कृत्स्नम् (કા૦ ૨, ૬, ૧૮) નચિકેતાએ આ વિદ્યાને તેમજ સમગ્ર યોગ વિધિને મેળવ્યાં." યોગ શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, अथ तत्त्वदर्शनोपायो योगः યોગ તત્વ દર્શનના ઉપાયરૂપે છે" આ રીતે આત્મસાક્ષાત્કારના ઉપાય માટે યોગનો સ્વીકાર કરવામાં આવે છે આથી યોગ સ્મૃતિના વિષયનો એક દેશ

મળતો હોવાથી અષ્ટકાદિ સ્મૃતિની માફક યોગ સ્મૃતિ પણ અબાધિત થશે.

ગુરૂઃ—આ અધિક શંકાની નિવૃત્તિ એક દેશવડે થાય છે. જો કે યોગમાં જે વિષય છે, તેનો અમુક ભાગ શ્રુતિને અનુસરી છે, પણ અમુક વિભાગ તેથી વિરુદ્ધ પણ જોવામાં આવે છે. અધ્યાત્મના સંબંધમાં અનેક સ્મૃતિઓ છે, પણ સાંખ્ય તથા યોગ સ્મૃતિના નિરાકરણ માટે પ્રયાસ કરવામા આવ્યો છે કારણ કે સાંખ્ય તથા યોગ પરમ પુરૂષાર્થના સાધનરૂપે છે, એમ લોકમા પ્રસિદ્ધ છે. વળી વિદ્વાનો આ બે જ સ્મૃતિઓનું ગ્રહણ કરે છે તથા તે બે સ્મૃતિઓ શ્રુતિના વચનોને પુષ્ટિ આપનારી છે. શ્રુતિમાં કહ્યું છે કે, "तत्कारण सांख्ययोगाभिपन्नं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः (શ્વે૦ ૬, ૧૩) સર્વ કાર્યોના કારણરૂપ, તથા સાંખ્ય અને યોગવડે યુકત પરમાત્માનું જ્ઞાન થવા પછી મનુષ્ય સર્વ બધનમાંથી મુકત થાય છે" સાંખ્ય માર્ગવડે અથવા તો યોગમાર્ગવડે વેદવિના મોક્ષ માર્ગને પમાય છે, એમ નિરાકરણ નથી. કારણકે શ્રુતિ નિષેધ કરે છે કે, વૈદિક આત્માના એકત્વ વિજ્ઞાનથી ભિન્ન અન્ય કોઇપણ કલ્યાણના સાધનરૂપ નથી શ્રુતિમાં કહ્યું છે કે, "तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय પરમાત્માનું જ્ઞાન જેને પ્રાપ્ત થયું છે, તે મૃત્યુનું અતિક્રમણ કરે છે. મોક્ષની પ્રાપ્તિ માટે આ પરમાત્માને ઓળખ્યા સિવાય અન્ય કોઇપણ ઉપાય નથી." બીજું સાંખ્ય તથા યોગ બેઉ દ્વૈત વાદવાળાં છે, માટે તેઓ અદ્વૈત ભાવની પ્રાપ્તિ કરાવવાવાળાં નથી "तत्कारणं सांख्ययोगाभिपन्नम् કારણરૂપ તથા સાંખ્ય અને યોગ યુક્ત" આ રીતનું જે વચન કહ્યું છે તે વૈદિક જ છે. આમાં બાબત એ છે કે, જ્ઞાન તથા ધ્યાન સાંખ્ય તથા યોગવડે મળે છે. કારણ કે જ્ઞાન તથા ધ્યાનના સંબંધમાં આ બેઉ સ્મૃતિઓ શ્રુતિની સાથે બહુ નિકટ સંબંધ ધરાવે છે. જે બાબતમાં શ્રુતિનો વિરોધ ન આવતો હોય, તે બાબતમાં સાંખ્ય તથા યોગ સ્મૃતિનું ગ્રહણ પૂર્ણપણે કરવું જેમકે બૃહદારણ્યકમા કહ્યું છે કે, "असंगो ह्ययं पुरुषः આ પુરૂષ કોઇ પણ રીતના સંગથી રહિત છે" આ રીતે પુરૂષનું વિશુદ્ધપણું જેમ શ્રુતિમાં પ્રસિદ્ધ છે, તેમ નિર્ગુણ પુરૂષના નિરૂપણવડે સાંખ્ય શાસ્ત્ર પણ સૂચન કરે છે. તેમ જ યોગમાં પણ કહ્યું છે કે, " अथ परिव्राड् विवर्णवासा मुण्डोऽपरिग्रह સંન્યાસીનું લક્ષણ એવું છે કે, તેનું વસ્ત્ર કોઇ પણ રીતના રંગથી રહિત, મસ્તકપર કેશથી રહિત તથા કોઈ પણ રીતના પરિગ્રહથી તે રહિત હોવો જોઇએ." આ રીતે શ્રુતિમાં પણ પ્રસિદ્ધ છે કે, સંન્યાસી નિવૃત્તિ ધર્મના લક્ષણવાળો છે આ રીતે તર્કના પ્રમાણવાળી સર્વ સ્મૃતિઓનો નિષેધ કર્યો છે આ તર્ક પ્રમાણવાળી સ્મૃતિઓમાં પણ

જે સ્મૃતિ તત્વ જ્ઞાનનું સૂચન કરતી હોય, તેને ગ્રહણ કરવી. ખરૂં તત્વજ્ઞાન તો વેદાંત વાકયવડે જ થાય છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, "नावेदविन्मनुते त बृहन्तम् ( તૈ૦ બ્રા૦ ૩, ૧૨, ૯, ૭ ) આ મહાન્ પુરૂષનું અવિદ્વાનને જ્ઞાન હોતું નથી." વળી કહ્યું છે કે, "त त्वौपनिषद पृच्छामि (બૃ૦ ૩, ૯, ૨૬) તે ઉપનિષદમાં નિરૂપણ કરાયલા પુરુષસંબંધી હું પૂછું છું." (૩)

શિષ્ય–જો કે આપે શ્રુતિના પ્રમાણથી સિદ્ધ કરી બતાવ્યું કે, ઇશ્વર જ જગતના કારણ સ્વરૂપે છે. પણ તર્ક-પ્રમાણથી પણ તે સિદ્ધ કરી બતાવવું જોઇએ.

ગુરુઃ–શ્રુતિ જોતાં જગત્ તથા બ્રહ્મનું વિલક્ષણપણું છે. આથી બ્રહ્મ જગતના કારણરૂપે નથી. આ જ હેતુથી ૪ થા સૂત્રની યોજના કરી છે. જેમકે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૪ થું.

## બ્રહ્મમાં જગતના કારણપણાનો અભાવ.

न विलक्षणत्वादस्य तथात्वं च शब्दात् ॥४॥

સૂત્રાર્થ.–બ્રહ્મ જગતના કારણરૂપે નથી. કારણ કે બ્રહ્મથી જગતમાં વિલક્ષણપણુ છે. વળી આ વિલક્ષણપણું શ્રુતિથી પણ સિદ્ધ થાય છે. (૪)

ટીકાઃ–ગુરૂઃ–બ્રહ્મ આ જગતના નિમિત્ત કારણરૂપે તેમજ પ્રકૃતિરૂપે છે, આના સંબંધમાં સ્મૃતિના નિમિત્તવાળા આક્ષેપનો પરિહાર કર્યો. હવે તર્ક નિમિત્ત વાળા આક્ષેપનો પરિહાર કરવામાં આવેછે.

શિષ્યઃ–શાસ્ત્રના અર્થનો નિશ્ચય થઇ ગયા પછી તર્ક નિમિત્તના આક્ષેપનો અવકાશ કેવી રીતે? ધર્મની માફક બ્રહ્મના સંબંધમાં પણ શાસ્ત્ર કોઇપણ રીતની અપેક્ષાથી રહિત છે. જો ભિન્ન પ્રમાણનું અવલંબન તેમાં નહિ કરવામાં આવે તથા આચરણીય ધર્મ સ્વરૂપની માફક શાસ્ત્રનો અર્થ પ્રમેયરૂપે હોય તો પછી આ દૃષ્ટાંત યોગ્ય છે. બ્રહ્મનું સ્વરૂપ પરિપૂર્ણ છે, એમ કહ્યું છે. જેમ પૃથ્વીના સંબધમા છે તેમ પરિપૂર્ણ વસ્તુમાં અન્ય પ્રમાણનો અવકાશ છે. જેવી રીતે શ્રુતિઓમાં માંહોમાંહે જ્યાં વિરોધ હોય ત્યાં એકને પ્રધાનરૂપે તથા બીજીને ગૌણરૂપે ગ્રહણ કરવી. આ રીતે જ્યાં અન્ય પ્રમાણનો વિરોધ આવતો હોય ત્યાં પ્રમાણને અનુસરનારી શ્રુતિનું ગ્રહણ કરવુ. જે વિષય પરોક્ષ છે, તેનું સમર્થન કરનારી યુક્તિમાં તર્કની પ્રાધાન્યતા હોય છે. કારણકે તર્કની સહાયતાવડે અપરોક્ષ વિષયની સાથે પરોક્ષ વિષયની સરખામણી કરવામાં આવે છે શ્રુતિ પણ પરોક્ષવાદવડે પોતાના જ વિષયનું અર્થાત્ મોક્ષના સંબંધમાં નિરૂપણ કરે છે, માટે અનુભવનું પ્રમાણ શ્રુતિ કરતાં વધારે છે. વળી બ્રહ્મજ્ઞાનવડે અવિદ્યાનો નાશ થાય છે તથા મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે બ્રહ્મજ્ઞાન દૃષ્ટ ફળવાળું તથા અનુભવનાં પરિણામ-

વાળું છે. શ્રુતિમાં કહ્યું છે કે, આત્મા શ્રોતવ્યો મન્તવ્ય' આત્મા શ્રવણ કરવા યોગ્ય તથા મનન કરવા યોગ્ય છે." આ રીતે શ્રવણ સિવાય મનનનું પણ વિધાન કરવામાં આવેલું હોવાથી તર્કની પ્રાધાન્યતા શ્રુતિ દર્શાવે છે. આથી તર્કના બળને લીધે આક્ષેપ કરવામાં આવે છે કે, બ્રહ્મ જગતથી વિલક્ષણ હોવાથી જગતના કારણરૂપ નથી. માટે ચેતન બ્રહ્મ જગતના કારણરૂપે તથા પ્રકૃતિરૂપે છે, એમ જે કહ્યુ છે તે અયોગ્ય છે

ગુરૂ.—તે કેવી રીતે બને ?

શિષ્ય.—કારણ કે બ્રહ્મના વિકારરૂપ પ્રકૃતિથી જગતની વિલક્ષણતા જોવામા આવે છે. વળી બ્રહ્મના કાર્યરૂપે નિરૂપણ કરાયેલ જગત્ બ્રહ્મથી વિલક્ષણ, અચેતનરૂપ તથા અશુદ્ધરૂપે જોવામાં આવે છે. પણ બ્રહ્મ તો જગતથી વિલક્ષણ, ચેતન સ્વરૂપ તથા શુદ્ધ સ્વરૂપે નિરૂપણ કરાયલો છે પ્રકૃતિનો વિકાર પ્રકૃતિથી વિલક્ષણ કદી હોઇ શકે નહિ, સુવર્ણની માળા આદિ વિકારો કદી મૃત્તિકાના વિકારરૂપે હોય નહિ તેમજ ઘટશરાવઆદિ મૃત્તિકાના વિકારો કદી સુવર્ણના વિકાર રૂપે હોઇ શકે નહિ મૃત્તિકાથી મૃત્તિકાના જ વિકારો થાય છે તથા સુવર્ણવડે સુવર્ણના જ વિકારોનો ઉદ્ભવ થાય છે. તે જ પ્રમાણે અચેતનરૂપ, સુખ, દુઃખ તથા મોહવાળુ જગત્ પણ અચેતન સ્વરૂપ તથા સુખદુઃખ મોહાત્મક કારણના જ કાર્ય સ્વરૂપે થવા યોગ્ય છે પણ આવા ગુણોથી વિલક્ષણ અર્થાત્ ચેતન સ્વરૂપ તથા સુખદુઃખથી રહિત બ્રહ્મના કાર્યરૂપે જગત્ થઇ શકે નહિ જગતનું બ્રહ્મથી વિલક્ષણપણુ અર્થાત્ અશુદ્ધિ તથા અચેતનપણું શાસ્ત્રવડે નિરૂપણ કરાયલું છે. અશુદ્ધ જગત્મા સુખદુઃખ તથા મોહાત્મકતા છે, જેથી જગત્ પ્રીતિ, પરિતાપ તથા વિષાદ આદિના કારણરૂપે છે. આજ હેતુને લીધે સ્વર્ગ તથા નરક આદિ ઉચ્ચ કે અધમ સ્થિતિના કારણરૂપ તે કહેવાય છે. આ જગત્ અચેતન સ્વરૂપે છે, જેથી તે ચેતનપ્રતિ કાર્ય કારણ ભાવવડે ઉપકરણ ભાવને પામેલું છે. જે વસ્તુઓમાં સરખાપણું હોય, તેમાં ઉપકાર્ય ઉપકારક ભાવ હોતો નથી.

ગુરૂ.—જેમ સ્વામી પોતાના ચાકરપર ઉપકાર કરે છે, તેમ કાર્યના કારણરૂપ ચેતન પણ ભોકતાના ઉપકારકરૂપે થશે.

શિષ્ય.—ના, સ્વામી તથા સેવકમાં પણ અચેતન અંશનુ ચેતનપ્રતિ ઉપકારકપણું હોય છે એક ચેતનને ગ્રહણ કરનાર બુદ્ધિ આદિ રૂપને અચેતન ભાગ છે, તે જ અન્ય ચેતનપર ઉપકાર કરે છે. પણ એક ચેતન અન્ય ચેતનપર કદી ઉપકાર કે અપકાર કરી શકતું નથી કારણકે સાંખ્ય દર્શનવાળાઓ ચેતનોને નિરતિશયરૂપે, જન્મ મરણાદિના અભાવરૂપે તેમજ અકર્તારૂપે માને છે. આથી અચેતન કાર્યના કારણરૂપે થઇ શકે છે. વળી કાષ્ઠ લોષ્ઠ આદિના ચેતનપણામા કોઇ રીતનું પ્રમાણ હોતું નથી. બીજું ચેતન

કે અચેતનરૂપ વિભાગ લોકમાં પ્રસિદ્ધ છે. આ રીતે બ્રહ્મથી વિલક્ષણ હોવાથી આ જગત્ પ્રકૃતિમાંથી થયેલ નથી. શ્રુતિપ્રમાણવડે ચેતન સ્વરૂપ પ્રકૃતિમાંથી જગત થયું છે, એમ કહેશો તો તેથી સર્વ જગત્ ચેતનસ્વરૂપે છે, એમ હું કહીશ. કારણકે જેવું રૂપ પ્રકૃતિનું છે તે જ પ્રમાણેનું સ્વરૂપ તેના વિકારનું હોવું જોઈએ. વળી ચૈતન્યના વિશેષ પરિણામરૂપે અંતઃકરણાદિ હોવાથી તે અભિવ્યકત થતું નથી. જેવી રીતે સ્વપ્ન તથા મૂર્છાદિ અવસ્થાઓમાં સ્પષ્ટ ચૈતન્યરૂપ આત્માઓનું ચૈતન્ય વ્યકત હોતું નથી, તે જ પ્રમાણે કાષ્ઠ લોષ્ઠ આદિનું પણ ચૈતન્ય વ્યકતરૂપે થશે નહિ. વળી રૂપાદિનો ભાવ તેમજ રૂપાઆદિનો અભાવ વ્યકત તથા અવ્યકતપણાને લીધે છે. આથી કાર્ય તથા કારણરૂપ આત્મામાં ચૈતનપણું સામાન્યરૂપે હોવાથી, ગુણ તથા પ્રધાનપણામાં વિરોધ આવતો નથી. દાખલા તરીકે માંસ, રાબડી, ઓદન આદિમાં સામાન્ય રીતે પૃથ્વીનો વિકાર છે, છતાં વિશેષ ધર્મ હોવાથી તેમાં ઉપકારિપણું જોવામાં આવે છે. તે જ રીતે આ સ્થળે પણ જાણવું. આ રીતે 'તર્કનું ગ્રહણ કરવાથી ચેતન તથા અચેતનના વિભાગમાં વિરોધ આવશે નહિ. આથી કઇ એક ચેતન તથા અચેતનત્વ લક્ષણવાળા વિલક્ષણપણાનો નાશ થાય છે. પણ તેથી કાંઈ શુદ્ધ તથા અશુદ્ધપણાની વિલક્ષણતાનો નાશ થતો નથી. તેમ જ બીજી વિલક્ષણતાનો પરિહાર કરવો શકય નથી. વળી આ રીતનું વિલક્ષણપણું શ્રુતિમાં પણ કહ્યું છે. વળી સર્વ વસ્તુનું ચેતનપણું જાણવામાં આવતું નથી. પણ શ્રુતિ કહે છે કે, પ્રકૃતિ ચેતનરૂપે છે. આ રીતે શ્રુતિને અનુસરી સર્વમાં ચેતનપણાનું પ્રતિપાદન કરવામાં આવે તો પાછું શ્રુતિના જ વચનવડે વિરોધ આવે છે. કારણકે શ્રુતિથી પણ વિલક્ષણપણું સિદ્ધ થાય છે. "તેવાપણું છે" અર્થાત્ શ્રુતિ પણ કહે છે કે, જગતમાં પ્રકૃતિથી વિલક્ષણપણું છે. આ સ્થળે શબ્દનો અર્થ વિજ્ઞાન તથા અવિજ્ઞાન છે. આ રીતે કેટલાક ભાગને શ્રુતિ અચેતન સ્વરૂપે નિરૂપણ કરે છે તથા ચેતન સ્વરૂપ બ્રહ્મમાંથી વિલક્ષણ એવા અચેતન સ્વરૂપ જગતનો આવિર્ભાવ થાય છે.(૪)

(ગુરુઃ—તેં જે કહ્યું તે મેં જાણ્યું. પણ શ્રુતિમાં તો કેટલેક સ્થળે અચેતન સ્વરૂપ પંચમહાભૂત તથા ઇન્દ્રિયોનું પણ ચેતનપણું નિરૂપણ કરાયલું છે. દૃષ્ટાંત તરીકે, "मृदब्रवीत, आपोऽब्रुवन् (શ૦ પ૦ બ્રા૦ ૬, ૧, ૩, ૨૪) મૃત્તિકા બોલી, જળ બોલ્યું." તે જ પ્રમાણે કહ્યું છે કે, "तत्तेज ऐक्षत, ता आप ऐक्षन्त(છા૦ ૬, ૨,૩,૪) તે તેજે જોયું, તે જળે જોયું." આ રીતે પંચમહાભૂતને ચેતનસ્વરૂપે દર્શાવી છે. વળી કેટલેક સ્થળે ઇન્દ્રિયોને પણ ચેતનરૂપે જણાવી છે. જેમકે, "ते हे मे प्राणा अहं श्रेयसे विवदमाना ब्रह्म जग्मु" (બૃ૦ ૬, ૧, ૭) આ પ્રાણો માંહોમાંહે

લડી હું શ્રેષ્ઠ છું, એ પ્રમાણે વિવાદ કરતા બ્રહ્મા પાસે ગયા." વળી કહ્યું છે કે, તે હ વાચમૃચુસ્ત્વ ન ઉદ્ગાયેતિઃ- તેઓએ વાણીને કહ્યું કે, તમે અમારે માટે ગાન કરો." આ રીતે ઇન્દ્રિયોને પણ શ્રુતિએ કેટલેક સ્થળે ચેતનરૂપે જણાવી છે. (૪)

શિષ્યઃ–આમ શ્રુતિમાં વિરોધ આવવાનું શું કારણ છે?

ગુરુઃ–આમાં વિરોધ નથી. અહીં ચેતનના અભિમાની દેવતાનું નિરૂપણ છે. આ જ અર્થનું સ્પષ્ટીકરણ કરવા ૫ મા સૂત્રની યોજના કરી છે. જેમકે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૫ મું.

## અચેતનના અભિમાનીનું નિરૂપણ.

अभिमानिव्यपदेशस्तु विशेषानुगतिभ्याम् ॥ ५॥

સૂત્રાર્થ–વિશેષ તથા અનુગતિવડે એમ નિરાકરણ થાય છે કે, અચેતનવડે તેના અભિમાની દેવનો વ્યપદેશ છે. (૫)

ટીકાઃ ગુરૂઃ-મૂળમા જે તું શબ્દ છે, તેવડે આ શંકાનું નિરાકરણ કર્યું છે. અહીં મૃત્તિકા બોલી, એ પ્રમાણે શ્રુતિએ જે કહ્યું છે, તેથી ભૂતેન્દ્રિયોમાં ચેતનપણું છે, એ રીતની શંકા કરવી નહિ. કારણ કે અહીં અચેતનના અભિમાનીનો ઉપદેશ છે. મૃત્તિકાદિના અભિમાની તથા વાગાદિના અભિમાની ચેતન સ્વભાવવાળા દેવોનો વાદવિવાદરૂપ ચેતન યોગ્ય વ્યવહારમાં ઉપદેશ કર્યો છે. આ સ્થળે કેવળ ભૂતેન્દ્રિયોનો ઉપદેશ નથી.

શિષ્યઃ–એમ તે કેવી રીતે બને?

ગુરૂઃ–વિશેષ ભાવ તથા ગતિ ભાવ વડે આ કહ્યું છે. કારણ કે ભોક્તા તથા ભૂતેન્દ્રિયોના ચેતન તથા જડના વિભાગવાળો વિશેષ ભાવ પૂર્વે દર્શાવેલો છે. જો સર્વ ચેતનરૂપે હોય તો આ પ્રમાણેનો વિભાગ બની શકે નહિ. કૌષીતકિ ઉપનિષદમાં પ્રાણ સંવાદમાં ઇન્દ્રિયોની આશંકાનું નિવારણ કર્યું છે તથા અધિષ્ઠાતારૂપ ચેતનનું ગ્રહણ કર્યું છે. આથી ઇન્દ્રિયોને દેવતારૂપે નિરૂપણ કરી છે. જેમકે "एता ह वै देवता अहंश्रेयसे विवदमानाः આ સર્વ ઇન્દ્રિયાભિમાની દેવોએ પોતાની શ્રેષ્ઠતાના સંબંધમાં વાદવિવાદ કર્યો." વળી કહ્યું છે કે, ता वा एताः सर्वा देवताः प्राणे निःश्रेयस विदित्वाः (૨, ૧૪) તે સર્વ દેવોએ પ્રાણને પોતાથી શ્રેષ્ઠ જાણ્યો." સર્વ સ્થળે પોતપોતાના અભિમાની દેવો ચેતનસ્વરૂપે રહે છે, એમ મંત્ર, અર્થવાદ, ઇતિહાસ તથા પુરાણ આદિવડે જાણવામાં આવે છે. જેમકે "अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत् અગ્નિએ વાણી રૂપે થઇ મુખમાં પ્રવેશ કર્યો." ઇત્યાદિ શ્રુતિ ઇન્દ્રિયોનેવિશે અનુગ્રહ કરનારા દેવો રહેલા છે, એમ સૂચવે છે. શ્રુતિમાં જ્યાં પ્રાણ સંબંધ વાદવિવાદનુ સૂચન છે ત્યા છેવટના ભાગમાં કહ્યું છે કે, "ते ह प्राणाः प्रजापतिं पितरमेत्योचुः ( છાં૦ ૫, ૧, ૭) તે પ્રાણો પિતા પ્રજાપતિ પાસે જઈ કહેવા લાગ્યા" આ પ્રમાણે પ્રાણોનું પ્રજાપતિ પાસે ગમન શ્રેષ્ઠતાના નિશ્ચય માટે કહ્યું છે. દરેક ઇન્દ્રિય

એક પછી એક નીકળી પાછી પોતપોતાના સ્થાન પ્રતિ ચાલી. આ રીતે જોડાવા તથા છૂટા પડવાવડે પ્રાણમા શ્રેષ્ઠતા છે, એમ કહ્યું છે. "तस्म वलिहरणम् ( બ્રુ૦ ૬, ૧, ૧૩) તેને માટે બળિ લઇ જવામાં આવ્યું." આ પ્રમાણે અસ્મદાદિ સર્વ નામોનો જે વ્યવહાર છે, તેવડે તેમાં રહેલ અભિમાની દેવોના ઉપદેશને દૃઢ કરે છે. "तत्तेज ऐक्षत તે તેજે જોયું." આ સ્થળે પણ અધિષ્ઠાતારૂપ પર દેવનું પોતાના વિકારને પ્રાપ્ત થવું, આ જ તેનો જોવારૂપે ઉપદેશ છે, એમ સિદ્ધ થાય છે. માટે આ જગત્ બ્રહ્મથી વિલક્ષણ છે. વળી વિલક્ષણ હોવાથી બ્રહ્મ પ્રકૃતિરૂપે નથી, આ રીતના આક્ષેપનું નિરાકરણ હવે પછીના સૂત્રમાં કરવામાં આવશે. (૫)

શિષ્યઃ-આ વિલક્ષણતા શા કારણથી છે ?

ગુરુઃ-જોવા માત્ર છે. આથી જ ૬ ઠા સૂત્રમાં કહ્યું છે કેઃ-

## અધિકરણ ૩ જું.-સૂત્ર ૬ ઠું.

## જોવા માત્રથી વિલક્ષણતા.

दृश्यते तु ॥६॥

સૂત્રાર્થઃ-વિલક્ષણતા તો અન્યમાં પણ જોવામાં આવે છે. (૬)

ટીકાઃ-ગુરુ-અહીં મૂલમાં જે तु શબ્દ મૂક્યો છે, તેવડે પૂર્વ પક્ષનું છેદન થાય છે. કારણકે પૂર્વે કહ્યું કે, વિલક્ષણતા હોવાથી આ જગત્ બ્રહ્મના પ્રકૃતિસ્વરૂપે નથી. આ રીતનો નિશ્ચય યોગ્ય નથી. ચેતન સ્વરૂપ પ્રસિદ્ધ મનુષ્યાદિમાં ચેતનથી વિલક્ષણ કેશ તથા નખ આદિની ઉત્પત્તિ જોવામાં આવે છે. તેમ જ અચેતનરૂપ છાણ આદિમા વીંછી આદિની ઉત્પત્તિ થયેલ જોવામાં આવે છે.

શિષ્યઃ-પુરૂષ આદિનાં શરીરો અચેતન સ્વરૂપે છે, જે અચેતનરૂપ કેશ નખ આદિના કારણરૂપે છે. તેજ પ્રમાણે વીંછી આદિનાં શરીરો પણ અચેતન રૂપે છે તથા તે શરીરો અચેતનરૂ છાણ આદિના કાર્યરૂપે છે.

ગુરુઃ-હું આ સંબંધમાં કહું, તે સાંભળ. વળી કોઇક અચેતન ચેતનના આશ્રય ભાવને પામે છે તથા કોઇ નથી પામતું, આ રીતે વિલક્ષણતા જોવામાં આવે છે. વળી પરિણામ ભા પણ સ્વાભાવિક રીતે મહાન્ ભિન્ન હોય છે. કારણકે પુરૂષાદિઓનો તથા કેશ નખ આદિનો પણ સ્વરૂપે કરી ભેદ છે. તેમજ છાણ આદિ તથા વૃશ્ચિકાદિનો પણ સ્વરૂપે કરી ભેદ છે અત્યંત સારૂપ્યમાં પ્રકૃતિના વિકાર ભાવનો લય પામે છે. જેવી રીતે પુરૂષાદિના કેશ તથા નખ આદિમાં પૂર્વ આદિના વિકારરૂપ સ્વભાવ રહેલ છે તથા વીંછીમાં છાણ આદિનો વિકાર રહેલ છે, તેમજ બ્રહ્મનો પણ સત્તા લક્ષણરૂપ સ્વભાવ આકાશાદિમાં રહેલ જોવામાં આવે છે. કારણરૂપે કરી

બ્રહ્મની પ્રકૃતિ જગતથી વિલક્ષણ છે, આ રીતના દોષ મૂકનારે કહેવું જોઇએ કે, શું અશેષ બ્રહ્મ સ્વભાવનું વિલક્ષણપણું નથી રહેલું કે ગમે તે કોઇ ચેતન્યનું વિલક્ષણપણું રહેલ નથી? તે પ્રથમ કહેવું જોઇએ. જો બ્રહ્મ સ્વભાવ વિલક્ષણ રૂપે સર્વ વસ્તુમાં રહેવાપણું ન હોય તો પછી સર્વ પ્રકૃતિના વિકારનો નાશ થશે. જેમાં અત્યંત અસ્તિત્વનો અભાવ હોય ત્યાં પ્રકૃતિનો વિકાર કેવી રીતે હોઇ શકે? વળી બીજો વિકલ્પ તો તદન અસિદ્ધ છે કારણ કે સત્તા લક્ષણવાળો બ્રહ્મ સ્વભાવ આકાશાદિમાં રહેલ છે, એમ જોવામા આવે છે. આ રીતના બીજા પક્ષ વિશે તો દૃષ્ટાંતનો અભાવ છે. ચૈતન્યથી જે યુક્ત નથી, તે બ્રહ્મની પ્રકૃતિરૂપે નથી. આના સંબંધમાં બ્રહ્મવાદને માનનારાપ્રતિ તમે કયો દાખલો આપશો? કારણ કે બ્રહ્મવાદી સર્વ વસ્તુસમૂહ બ્રહ્મની પ્રકૃતિરૂપે છે, એમ સ્વીકારે છે. જગત્ બ્રહ્મની પ્રકૃતિરૂપે નથી, આના સંબંધમા આગ્રહ તો પોતાનો વિરોધ જણાવ્યો જ. શાસ્ત્રમાં તો કહ્યું છે કે, ચેતન બ્રહ્મ જગતના કારણરૂપે તથા પ્રકૃતિરૂપે છે આ રીતનો શાસ્ત્રમાં તો નિશ્ચય થઇ જ રહેલો છે. બ્રહ્મ પરિનિષ્પન્ન હોવાથી અન્ય સર્વ પ્રમાણનો અવિષય છે, માટે તેમાં અન્ય પ્રમાણો સંભવે છે, એમ જે કહ્યું, તે મનોરથ માત્ર છે. બ્રહ્મમા રૂપાદિનો અભાવ છે. માટે બ્રહ્મ પ્રત્યક્ષનો વિષય નથી વળી બ્રહ્મમાં લિંગાદિનો અભાવ હોવાથી બ્રહ્મ અનુમાન પ્રમાણનો પણ વિષય નથી. જેમ ધર્મના સંબંધમાં શાસ્ત્રને પ્રમાણરૂપે ગણવામાં આવે છે, તેમજ બ્રહ્મના સંબંધમાં છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, नैषा तर्केण मतिरापनेया प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ (કા૦ ૧, ૨, ૯) પ્રેષ્ઠ (પ્રિયતમ)! જે વિશે તેં પૂછયું તેવી બુદ્ધિ તર્કવડે લભ્ય નથી, પણ નાસ્તિકથી ભિન્ન એવા ગુરૂવડે તે દર્શાવવામાં આવે છે." વળી કહ્યું છે કે, को अद्धा वेद क इह प्रवोचत् इयं विसृष्टिर्यत आबभूव ઋ૦ સં૦ ૧, ૧૦,૬) કોણ સાક્ષાત્ જાણે છે તથા અહીં કોણ બોલ્યું, કે જેથી આ વિવિધ સૃષ્ટિ ઉત્પન્ન થઈ." આ બે ઋચાઓ "જગતની કારણતા ઇશ્વરને પણ અગમ્ય છે" એમ દર્શાવે છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે, " अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् ખરેખર જે પદાર્થો અચિન્ત્ય છે, તેને તર્ક સાથે જોડવા યુક્ત નથી." વળી કહ્યું છે કે, "अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते (ગી. ૨,૨૫) બ્રહ્મ અવ્યક્ત, અચિંત્ય, વિકારથી રહિત કહેવાય છે." તેમજ કહ્યું છે કે, न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः। अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः (ગી૦ ૧૦,૨) દેવગણો કે મહર્ષિઓ મારો જન્મ જાણતા નથી. હું સર્વ પ્રકારે દેવોના તથા મહર્ષિઓના આદિરૂપે છું."

શિષ્ય—વળી શ્રવણથી ભિન્ન મનનને સૂચવનાર શબ્દવડે તર્કનું ગ્રહણ કરવું જોઇએ, એમ જે કહ્યું છે તેનુ કેમ?

ગુરૂ—આ નિમિત્તથી શુષ્ક તર્કવડે આત્મસાક્ષાત્કાર થાય છે, એમ નથી. શ્રુતિથી યુકત એવા તર્કનો અનુભવવડે આશ્રય

કરવાનું કહેલ છે. સ્વપ્નાવસ્થા તથા જાગ્રતાવસ્થા આ બેઉ અવસ્થાઓ એક બીજાથી ભિન્ન હોવાથી આત્માની સાથે સંબંધ ધરાવતી નથી. પણ સુષુપ્તાવસ્થામાં સર્વ પ્રકારના પ્રપંચનો ત્યાગ થાય છે. આથી સત્ સ્વરૂપ આત્માની સાથે જોડાવાથી નિષ્કલંક સત્ બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. બીજું પ્રપંચની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થાય છે. કારણકે કાર્યથી કારણ ભિન્ન હોતું નથી, જેથી પ્રપંચ બ્રહ્મથી ભિન્ન નથી, આ રીતનો જે તર્ક, તેનું ખંડન જ तर्काप्रतिष्ठानात् (બ્ર૦ ૨, ૧, ૧૧) આ સૂત્રથી આગળ કરવામા આવશે. શ્રુતિના પ્રમાણથી જે કોઈ એમ માને કે, ચેતન કારણરૂપે હોવાથી જગત્ ચેતનરૂપે છે, તેણે, " विज्ञान चाविज्ञान च વિજ્ઞાન તથા અવિજ્ઞાન એમ બે વિભાગ થયા તેમ " શ્રુતિમાં દર્શાવેલ ચેતન તથા અચેતન વિભાગ ચૈતન્યના જ, વ્યક્ત તથા અવ્યક્તપણાને લીધે છે, એમ જાણવું. શ્રુતિવડે પરબ્રહ્મનો વિભાગ કહેવો યોગ્ય નથી.

શિષ્ય-આપ એમ કેમ કહો છો?

ગુરુ-કારણકે શ્રુતિમાં કહ્યું છે કે, પરમ કારણનીજ જગદાત્મસ્વરૂપે સ્થિતિ થયેલ છે. જેમકે:-" विज्ञान चाविज्ञान चाभवत् વિજ્ઞાન તથા અવિજ્ઞાન થયું." જેવી રીતે વિલક્ષણતાને લીધે ચેતનનો અચેતન ભાવ કહેવો યોગ્ય નથી, તે જ પ્રમાણે અચેતનમાંથી ચેતન થયું એમ કહેવું પણ યોગ્ય નથી. માટે શ્રુતિએ વિલક્ષણપણાનું નિરાકરણ કરેલું હોવાથી ચેતન જ કારણ સ્વરૂપે છે, એમ જાણવું જોઇએ. (૬)

શિષ્ય:-આપનું કહેવું એમ છે કે, ચેતનમાંથી સર્વની ઉત્પિત્ત થઇ પણ ઉત્પિત્ત પૂર્વે તો સર્વ કેવળ અસત્રૂપે હતું, એમ શ્રુતિમાં કહ્યું છે, તેનું કેમ?

ગુરૂ:-તારૂં આ માનવું ખોટું છે. શ્રુતિમા જે પ્રતિષેધ કહ્યો છે, તે નામનોજ છે તથા ત્યા અસત્નો અર્થ અવ્યક્ત સ્વરૂપમાં હતું, એમ થાય છે. આ જ બાબતમા છમા સૂત્રની યોજના કરી છે. જેમકે;—

## અધિકરણ ૩ જું-સૂત્ર ૭ મું.

## અસત્નો અર્થ અવ્યક્ત.

असदिति चेन्न प्रतिषेधमात्रत्वात् ॥ ७ ॥

સૂત્રાર્થ:-ઉત્પત્તિ પૂર્વે આ સર્વ કાર્ય અસત્ રૂપે હતું, એમ નહીં. કારણ કે આમ જે કહેલ છે, તે કેવળ પ્રતિષેધ માત્ર છે. (૭)

શિષ્ય.-બ્રહ્મને ચેતન સ્વરૂપે, શુદ્ધરૂપે, તથા શબ્દાદિ ભાવથી રહિતરૂપે માનીએ તથા તેથી વિલક્ષણરૂપે, અચેતન રૂપે, અશુદ્ધરૂપે, તથા શબ્દાદિથી યુક્ત કાર્યના કારણને ગ્રહણ કરીએ તો પછી ઉત્પત્તિ પૂર્વે કાર્ય પણ અસત્ સ્વરૂપે જ હોવું જોઇએ. સત્કાર્યવાદી એવા આપના કહેવાને આથી હાનિ પહોચશે.

ગુરુ.-ભાઇ! જે દોષ તું દર્શાવે છે, તે ખોટો છે. કારણ કે આ પ્રતિષેધ

માત્ર નામનો છે. અર્થાત્ આ સર્વ પ્રતિષેધ માત્ર છે. આ પ્રતિષેધને પ્રતિષેધના વિષયરૂપ કોઇ નથી. આ પ્રતિષેધવડે એમ નથી થતું કે, ઉત્પત્તિની પૂર્વે કાર્યના અસ્તિત્વનો પ્રતિષેધ કર્યો છે.

શિષ્યઃ–આપનું માનવું આ પ્રમાણે કેવી રીતે છે?

ગુરુઃ–જેવી રીતે હાલમાં આ કાર્ય કારણવાચક છે, તે જ પ્રમાણે ઉત્પત્તિ પૂર્વે પણ હતું, એમ સિદ્ધ થાય છે. હાલમાં પણ આ કાર્ય કારણથી રહિત સ્વતંત્રરૂપે નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "सर्वं तं परादाद्योऽन्यत्रात्मनः सर्वं वेद (બૃ૦ ૨,૪,૬) જે આત્માથી ભિન્ન આ સર્વ જગતને જાણે છે, તે પોતાના પુરૂષાર્થથી ભ્રષ્ટ થાય છે." ઉત્પત્તિપૂર્વે કાર્યનું અસ્તિત્વ કારણ વાચકપણાવડે સામાન્ય રીતે છે જ.

શિષ્યઃ–પણ શ્રુતિમાં કહ્યું છે કે, જગતનું કારણ બ્રહ્મ શબ્દાદિ ભાવથી રહિત છે, તેનું કેમ?

ગુરુ–હા, તેમ છે ખરૂં. પણ તેથી શબ્દાદિ યુક્ત કાર્ય, ઉત્પત્તિ પહેલાં તથા હાલમાં કારણથી રહિત રૂપે નથી. માટે ઉત્પત્તિ પહેલાં કાર્ય અસત્ રૂપે છે, એમ કહેવા કોઇ શક્તિમાન નથી. કાર્ય તથા કારણની ઐક્યતા વિસ્તારપૂર્વક આગળ ઉપર કહેવામાં આવશે. (૭)

શિષ્યઃ–કાર્યમાં અશુદ્ધિ આદિ દોષો છે. આપનું કહેવું એમ છે કે, પ્રલય સમયે કાર્યનો લય કારણમાં થાય છે, તો પછી કારણમાં પણ અશુદ્ધિ આદિ દોષની પ્રાપ્તિ થાય, તેનું કેમ?

ગુરુઃ–તું કહે છે, તે હેતુ દર્શાવવા જ નીચલા સૂત્રની યોજના કરી છે. જેમકે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૮ મું.
## કાર્યના લયથી કારણમાં અશુદ્ધિ.

अपीतौ तद्वत्प्रसंगादसमञ्जसम् ॥ ८ ॥

સૂત્રાર્થ –પ્રલયમાં કારણને કાર્યની પેઠે અશુદ્ધિ આદિ દોષની પ્રાપ્તિ થશે, જેથી વેદાંત દર્શન અયોગ્ય ઠરશે. (૮)

ટીકા –શિષ્ય.–જો સ્થૂલતા, અવયવતા, અચેતનપણું, પરિચ્છિન્નપણું તથા અશુદ્ધિ આદિના ધર્મવાળા કાર્યના કારણરૂપે બ્રહ્મ છે, એમ માનીએ તો એક ભાવને પામના પ્રલય વિશે ઉત્પન્ન થયેલ કાર્ય કારણની સાથે સમાન ભાવને પામશે તથા તેમ થવાથી કારણના પોતાના ધર્મમાં દૂષણ આવશે. પ્રલયમાં કારણ બ્રહ્મમાં કાર્યના અશુદ્ધિ આદિ રૂપની પ્રાપ્તિ થશે. માટે સર્વજ્ઞ બ્રહ્મ જગતના કારણરૂપે છે, એ અયોગ્ય છે. આ રીતે વેદાંત દર્શનમાં અયોગ્યતા પ્રાપ્ત થશે. વળી સમસ્ત વિભાગરૂપ કાર્યની પ્રાપ્તિ અવિભાગરૂપ કારણમાં થાય છે. ત્યાર બાદ નિયમરૂપ કારણનો અભાવ થવાથી આ ભોક્તા છે તથા આ ભોગ્યરૂપે છે, એ

રીતનો વિભાગ ન હોવાથી ઉત્પત્તિ ભાવ પ્રાપ્ત થતો નથી. માટે ઉત્પત્તિ કહેવી તે અયોગ્ય છે. બીજું ભોક્તાઓની ઐકયતા પરબ્રહ્મની સાથે થવા પછી કર્માદિ કારણનો પણ લય થાય છે. આથી પુનરુત્પત્તિ જ્યારે થાય છે ત્યારે જેઓ મુક્ત થયા છે તેઓને પણ પુનરુત્પત્તિનો પ્રસંગ પ્રાપ્ત થશે, એ અયોગ્ય છે. માટે પ્રલય થવા છતાં પણ જગત્ પરબ્રહ્મથી વિભકતરૂપે જ રહેશે. આમ થવાથી પ્રલય કહેવો અયોગ્ય છે. તેમજ કારણથી અભિન્ન કાર્યનો સંભવ નથી, એ પણ અયોગ્ય છે. (૮)

ગુરુ–તારૂં આ માનવું ખોટું છે. પ્રલય સમયે કાર્ય કોઇપણ રીતે કારણને દૂષિત કરતું નથી. કારણ કે તે પ્રમાણેનું દૃષ્ટાંત શ્રુતિમા કહેલ છે. જેમકે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૯ મું.

## કારણના અદૂષણમાં શ્રુતિ પ્રમાણ.

न तु दृष्टान्तभावात् ॥९॥

સૂત્રાર્થઃ–પણ પ્રલય સમયે કાર્ય કારણને દૂષિત કરતું નથી. આ રીતનું દૃષ્ટાંત શ્રુતિમાં નિરૂપણ કરેલ છે (૯)

ટીકા–ગુરુઃ–અમારા વેદાંત દર્શન પ્રમાણે કોઇપણ રીતે અયોગ્યતા નથી કારણમાં કાર્યનો લય થવાથી કારણ પોતાના ધર્મથી દૂષિત થાય છે, એમ જે તારૂં કહેવું, તે અયોગ્ય છે.

શિષ્યઃ–કારણ દૂષિત નથી થતું, તેનું શુ કારણ ?

ગુરુઃ–કારણ કે આના સંબંધી દૃષ્ટાંત આપી શકાય એમ છે. એવાં અનેક દૃષ્ટાંતો છે કે, કાર્યનો કારણમાં લય થવા છતાં કારણ પોતાના ધર્મથી જરા પણ દૂષિત થતું નથી. દાખલા તરીકે ઘટ તથા શરાવ આદિ મૃત્તિકાના વિકારરૂપે છે જ્યારે વિકાર તથા કારણરૂપ મૃત્તિકા વિભાગ અવસ્થામાં હોય છે ત્યારે ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ પ્રકારના વિભાગો હોય છે. વળી જ્યારે મૂળ પ્રકૃતિને પામે છે ત્યારે પોતાના ધર્મથી મૂળ પ્રકૃતિને દૂષિત કરતા નથી. વળી સુવર્ણના વિકારરૂપ માળા આદિ સુવર્ણને પોતાના ધર્મથી દૂષિત કરતા નથી. વળી પૃથ્વીનો વિકાર ચાર પ્રકારના ભૂતસમૂહરૂપે છે. તે સમૂહ લયમાં પોતાના ધર્મવડે પૃથ્વીને દૂષિત કરતા નથી. તારા પક્ષનું કોઇ પણ દૃષ્ટાંત નથી. જો કાર્ય પોતાના કારણમાં પોતાના ધર્મવડે રહેતું હોય, તો પછી લયનો જ સંભવ રહેશે નહિ. જ્યારે અનન્ય ભાવની પ્રાપ્તિ થાય છે ત્યારે કાર્ય તથા કારણમાં કાર્યની કારણાત્મતા થાય છે, પણ કારણની કાર્યાત્મતા થતી નથી. આ બાબત आरम्भणशब्दादिभ्यः (બ્ર૦ સૂ૦ ૨,૧,૧૪) ઇત્યાદિ સૂત્રવડે કહીશું. લયમાં કાર્ય પોતાના ધર્મવડે કારણને દૂષિત કરે, એમ કદી કહેવાયું નથી. સ્થિતિમાં પણ આ સમાન પ્રસંગ છે. કારણ કે કાર્ય તથા કારણનુ અનન્યત્વ પ્રાપ્ત થાય છે. જેમકે શ્રુતિમા કહ્યું છે કે, "इदं सर्वं यदयमात्मा (બૃ૦ ૨,૪,૬) આ સર્વ જે કાંઇ

છે, તે આત્મા રૂપે છે." વળી કહ્યું છે કે, "आत्मैवेदं सर्वम् (છાં૦ ૭,૨૫,૨) આ સર્વ આત્મારૂપે છે." "ब्रह्मैवेदममृतम् (મુ૦ ૨,૨,૧૧), सर्वं खल्विदं ब्रह्म (છાં૦ ૩,૧૪,૧) આ સર્વ આ તરૂપે તથા બ્રહ્મરૂપે છે. ખરેખર આ સર્વ બ્રહ્મરૂપે છે." આ શ્રુતિવડે સામાન્યરૂપે ત્રણે કાળમાં કાર્યનું કારણ સાથે અનન્યત્વ કહેવાયલું છે. કાર્યનો તેમજ તેના ધર્મોનો અવિદ્યાના અધ્યારોપવડે જે પરિહાર થાય છે, તેથી કારણમાં દોષ આવતો નથી. લયમાં પણ તે સમાન રીતે જ રહે છે. આની બાબતમાં બીજું દૃષ્ટાંત છે. જેવી રીતે પોતે પ્રસારેલ માયાનો માયાવીને કોઇ પણ સમયે સ્પર્શ થતો નથી, કારણ કે તે વસ્તુ ખરી હોતી નથી. તે જ પ્રમાણે પરમાત્માને પણ સંસારની માયાથી લેપન લાગતું નથી. દાખલા તરીકે સ્વપ્ન જોનારને સ્વપ્ન દર્શનની માયાનો જરાપણ સ્પર્શ થતો નથી. કારણ કે જાગૃત તથા સુષુપ્તિમાં સ્વપ્નની માયાનો સ્પર્શ હોતો નથી. આ જ પ્રમાણે ત્રણે અવસ્થાના સાક્ષીરૂપ, એકરૂપ, વિકારથી રહિતરૂપ, ચૈતન્યાત્મા ત્રણે અવસ્થાના વિકારવડે લેપાતો નથી. જેવી રીતે રજ્જુમાં સર્પાદિનો ભાવ થાય છે, તે જ પ્રમાણે પરમાત્માની માયાવડે ત્રણ પ્રકારની અવસ્થાનું ભાસવું છે. વેદાંત વિષયના સંપ્રદાયને જાણવાવાળા આચાર્યો કહે છે કે, "अनादिमायया सुप्तो यदा जीवः प्रबुध्यते, अजमनिद्रमस्वप्नमद्वैतं बुध्यते तदा (ગૌડ પા૦ કા૦ ૧,૧૬) આદિ તથા અંત રહિત, માયારૂપ, નિદ્રામાંથી જીવ જ્યારે જાગ્રત થાય છે ત્યારે તે જીવ અજ, અનિદ્ર, અસ્વપ્ન તથા અદ્વૈત ભાવને પામે છે." માટે પ્રલયમાં પણ કાર્યની માફક કારણને સ્થૂલતા આદિ દોષની પ્રાપ્તિ થશે, એમ કહેવું અયોગ્ય છે. વળી એમ તેં કહ્યું છે કે, સમસ્ત કાર્યનો કારણમાં લય થવા પછી ફરી જ્યારે કાર્યની ઉત્પત્તિ થાય ત્યારે નિયમવડે કારણ ભાવની પ્રાપ્તિ થઇ શકે નહિ, આ તારૂં કહેવું અયોગ્ય છે. આના સંબંધી હું દાખલો આપું, તે સાંભળ. જેવી રીતે સુષુપ્તિ તથા સમાધિ આદિની પ્રાપ્તિ થાય છે ત્યારે સ્વાભાવિક રીતે ઐક્યતાની પ્રાપ્તિ થાય છે. કારણ તે સમયે મિથ્યા જ્ઞાનનો અભાવ હોય છે. પણ જાગૃતાવસ્થામાં તે ઐક્યતાનો નાશ થાય છે. તેમ જ આ સ્થળે પણ થશે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, "इमाः सर्वाः प्रजाः सति सम्पद्य न विदुः सति सम्पद्यामह इति त इह व्याघ्रो वा सिंहो वा वृको वा वराहो वा कीटो वा पतंगो वा दंशो वा मशको वा यद्यद्भवन्ति तदा भवन्ति (છાં૦ ૬,૯,૨,૩) સર્વ પ્રજાઓ જ્યારે લયને પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ જાણતી નથી કે, અમો સત્‌વિશે લયને પામ્યા છીએ. જે જે રૂપમાં તેઓ સુષુપ્તિ પહેલાં હોય છે, તે તે રૂપમાં તેઓ ફરી જન્મને પામે છે. કાં તો વ્યાઘ્રરૂપે, સિંહરૂપે, વરૂરૂપે, વરાહરૂપે, કીટરૂપે, પતંગરૂપે, દંશરૂપે, અથવા મશકરૂપે જે જે હોય, તે ફરી સત્યમાંથી આવી મળે છે. અર્થાત્ તેમની

રીતનો વિભાગ ન હોવાથી ઉત્પત્તિ ભાવ પ્રાપ્ત થતો નથી. માટે ઉત્પત્તિ કહેવી તે અયોગ્ય છે. બીજું ભોક્તાઓની ઐકયતા પરબ્રહ્મની સાથે થવા પછી કર્માદિ કારણનો પણ લય થાય છે. આથી પુનરુત્પત્તિ જ્યારે થાય છે ત્યારે જેઓ મુક્ત થયા છે તેઓને પણ પુનરુત્પત્તિનો પ્રસંગ પ્રાપ્ત થશે, એ અયોગ્ય છે. માટે પ્રલય થવા છતા પણ જગત્ પરબ્રહ્મથી વિભક્તરૂપે જ રહેશે. આમ થવાથી પ્રલય કહેવો અયોગ્ય છે તેમજ કારણથી અભિન્ન કાર્યનો સભવ નથી, એ પણ અયોગ્ય છે. (૮)

ગુરુ-તારું આ માનવું ખોટું છે. પ્રલય સમયે કાર્ય કોઇપણ રીતે કારણને દૂષિત કરતું નથી. કારણ કે તે પ્રમાણેનું દષ્ટાંત શ્રુતિમાં કહેલ છે. જેમકે;–

## અધિકરણ ૩ જું-સૂત્ર ૯ મું.

## કારણના અદૂપણમાં શ્રુતિ પ્રમાણ.

न तु दृष्टान्तभावात् ॥९॥

સૂત્રાર્થ:-પણ પ્રલય સમયે કાર્ય કારણને દૂષિત કરતું નથી. આ રીતનું દષ્ટાંત શ્રુતિમાં નિરૂપણ કરેલ છે (૯)

ટીકા-ગુરુ.-અમારા વેદાંત દર્શન પ્રમાણે કોઇપણ રીતે અયોગ્યતા નથી. કારણમાં કાર્યનો લય થવાથી કારણ પોતાના ધર્મથી દૂષિત થાય છે, એમ જે તારૂં કહેવું, તે અયોગ્ય છે.

શિષ્ય-કારણ દૂષિત નથી થતું, તેનું શું કારણ?

ગુરુ:-કારણ કે આના સંબંધી દષ્ટાંત આપી શકાય એમ છે. એવાં અનેક દષ્ટાંતો છે કે, કાર્યનો કારણમાં લય થવા છતાં કારણ પોતાના ધર્મથી જરા પણ દૂષિત થતું નથી. દાખલા તરીકે ઘટ તથા શરાવ આદિ મૃત્તિકાના વિકારરૂપે છે જ્યારે વિકાર તથા કારણરૂપ મૃત્તિકા વિભાગ અવસ્થામાં હોય છે ત્યારે ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ પ્રકારના વિભાગો હોય છે. વળી જ્યારે મૂળ પ્રકૃતિને પામે છે ત્યારે પોતાના ધર્મથી મૂળ પ્રકૃતિને દૂષિત કરતા નથી. વળી સુવર્ણના વિકારરૂપ માળા આદિ સુવર્ણને પોતાના ધર્મથી દૂષિત કરતા નથી વળી પૃથ્વીનો વિકાર ચાર પ્રકારના ભૂતસમૂહરૂપે છે. તે સમૂહ લયમાં પોતાના ધર્મવડે પૃથ્વીને દૂષિત કરતા નથી. તારા પક્ષનું કોઇ પણ દષ્ટાંત નથી. જો કાર્ય પોતાના કારણમાં પોતાના ધર્મવડે રહેતું હોય, તો પછી લયનો જ સંભવ રહેશે નહિ જ્યારે અનન્ય ભાવની પ્રાપ્તિ થાય છે ત્યારે કાર્ય તથા કારણમા કાર્યની કારણાત્મતા થાય છે, પણ કારણની કાર્યાત્મતા થતી નથી. આ બાબત आरंभणशब्दादिभ्यः (બ્ર૦ સૂ૦ ૨,૧,૧૪) ઇત્યાદિ સૂત્રવડે કહીશું. લયમાં કાર્ય પોતાના ધર્મવડે કારણને દૂષિત કરે, એમ કદી કહેવાતું નથી. સ્થિતિમાં પણ આ સમાન પ્રસંગ છે. કારણ કે કાર્ય તથા કારણનું અનન્યત્વ પ્રાપ્ત થાય છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, "इदं सर्वं यद यमात्मा (બૃ૦ ૨,૪,૬) આ સર્વ જે કાંઇ

છે, તે આત્મા રૂપે છે." વળી કહ્યું છે કે, "आत्मैवेद सर्वम् (છા૦ ૭,૨૫,૨) આ સર્વ આત્મારૂપે છે." "ब्रह्मैवेदममृतम् (મુ૦ ૨,૨,૧૧), सर्वं खल्विद ब्रह्म (છા૦ ૩,૧૪, ૧) આ સર્વ અ તરૂપે તથા બ્રહ્મરૂપે છે. ખરેખર આ સર્વ બ્રહ્મરૂપે છે." આ શ્રુતિવડે સામાન્યરૂપે ત્રણે કાળમાં કાર્યનું કારણ સાથે અનન્યત્વ કહેવાયલું છે. કાર્યનો તેમજ તેના ધર્મોનો અવિદ્યાના અધ્યારોપવડે જે પરિહાર થાય છે, તેથી કારણમાં દોષ આવતો નથી. લયમાં પણ તે સમાન રીતે જ રહે છે. આની બાબતમાં બીજું દૃષ્ટાંત છે. જેવી રીતે પોતે પ્રસારેલ માયાનો માયાવીને કોઇ પણ સમયે સ્પર્શ થતો નથી, કારણ કે તે વસ્તુ ખરી હોતી નથી. તે જ પ્રમાણે પરમાત્માને પણ સંસારની માયાથી લેપન લાગતું નથી. દાખલા તરીકે સ્વપ્ન જોનારને સ્વપ્ન દર્શનની માયાનો જરાપણ સ્પર્શ થતો નથી. કારણ કે જાગૃત તથા સુષુપ્તિમાં સ્વપ્નની માયાનો સ્પર્શ હોતો નથી. આ જ પ્રમાણે ત્રણે અવસ્થાના સાક્ષીરૂપ, એકરૂપ, વિકારથી રહિતરૂપ, ચૈતન્યાત્મા ત્રણે અવસ્થાના વિકારવડે લેપાતો નથી. જેવી રીતે રજ્જુમાં સર્પાદિનો ભાવ થાય છે, તે જ પ્રમાણે પરમાત્માની માયાવડે ત્રણ પ્રકારની અવસ્થાનું ભાસવું છે. વેદાંત વિષયના સંપ્રદાયને જાણવાવાળા આચાર્યો કહે છે કે, "अनादिमायया सुप्तो यदा जीवः प्रबुध्यते, अजमनिद्रमस्वप्नमद्वैत बुध्यते तदा (ગૌડ પા૦ કા૦ ૧,૧૬) આદિ તથા અંત રહિત, માયારૂપ, નિદ્રામાંથી જીવ જ્યારે જાગ્રત થાય છે ત્યારે તે જીવ અજ, અનિદ્ર, અસ્વપ્ન તથા અદ્વૈત ભાવને પામે છે." માટે પ્રલયમાં પણ કાર્યની માફક કારણને સ્થૂલતા આદિ દોષની પ્રાપ્તિ થશે, એમ કહેવું અયોગ્ય છે. વળી એમ તેં કહ્યું છે કે, સમસ્ત કાર્યનો કારણમાં લય થવા પછી ફરી જ્યારે કાર્યની ઉત્પત્તિ થાય ત્યારે નિયમવડે કારણ ભાવની પ્રાપ્તિ થઈ શકે નહિ, આ તારૂં કહેવું અયોગ્ય છે. આના સંબંધી હું દાખલો આપું, તે સાંભળ. જેવી રીતે સુષુપ્તિ તથા સમાધિ આદિની પ્રાપ્તિ થાય છે ત્યારે સ્વાભાવિક રીતે ઐક્યતાની પ્રાપ્તિ થાય છે. કારણ તે સમયે મિથ્યા જ્ઞાનનો અભાવ હોય છે. પણ જાગૃતાવસ્થામાં તે ઐક્યતાનો નાશ થાય છે. તેમ જ આ સ્થળે પણ થશે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, "इमाः सर्वाः प्रजाः सति संपद्य न विदुः सति संपद्यामह इति त इह व्याघ्रो वा सिंहो वा वृको वा वराहो वा कीटो वा पतंगो वा दंशो वा मशको वा यद्यद्भवन्ति तदा भवन्ति (છા૦ ૬,૯,૨,૩) સર્વ પ્રજાઓ જ્યારે લયને પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ જાણતી નથી કે, અમો સત્‌વિશે લયને પામ્યા છીએ. જે જે રૂપમાં તેઓ સુષુપ્તિ પહેલાં હોય છે, તે તે રૂપમાં તેઓ ફરી જન્મને પામે છે. કાં તો વ્યાઘ્રરૂપે, સિંહરૂપે, વરૂરૂપે, વરાહરૂપે, કીટરૂપે, પતંગરૂપે, દંશરૂપે, અથવા મશકરૂપે જે જે હોય, તે ફરી સત્યમાંથી આવી મળે છે. અર્થાત્ તેમની

પૂર્વ વાસના નાશ પામતી નથી". કારણ-સ્વરૂપ પરમાત્મામાં મિથ્યાજ્ઞાનનો નાશ હોય છે. કાર્યરૂપ વ્યવહાર સ્વપ્ન સરખો કહેવાયટો છે તથા જોવામાં આવે છે. પ્રલયમાં પણ આ રીતે મિથ્યા જ્ઞાનના અભાવરૂપે કાર્યશક્તિ રહેલી હોય છે. આ પ્રમાણે મુક્તોની ફરી ઉત્પત્તિ થાય છે કે નહિ, તે સંબધી તારા પ્રશ્નનો ઉત્તર મેં આપ્યો. કારણ કે સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ થવાથી મિથ્યાજ્ઞાનનો નાશ છે વળી તેં છેવટમાં એ પણ કહ્યું હતું કે, આ જગતનો પ્રલય થવા છતાં તે પરબ્રહ્મથી વિભક્ત જ રહે છે, કારણ કે બ્રહ્મને વિકારનો દોષ લાગતો નથી, આ રીતના તારા કહેવાનો પણ પ્રતિષેધ કર્યો. માટે ઉપનિષદ દર્શનમાં જે જન્માદિ અભાવ કહ્યો છે તે યોગ્ય છે (૯)

ગુરુ –વળી સાંખ્યના પોતાના પક્ષમાં પણ કેટલાક દોષો આવે છે. આથી બ્રહ્મ જગતનું કારણ છે. આજ હેતુને લઇને ૧૦મા સૂત્રની નીચે પ્રમાણે યોજના કરી છે. જેમકે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૧૦ મું.

### બ્રહ્મ જગતના કારણરૂપે

સ્વપક્ષદોષાચ્ચ ॥ ૧૦ ॥

સૂત્રાર્થ–વળી સાંખ્યના પોતાના પક્ષમાં દોષ છે, તેથી વેદાંત દર્શન યોગ્ય છે. (૧૦)

ટીકા· ગુરુ પ્રતિવાદિને પોતાના પક્ષમા પણ આ સામાન્ય દોષોનું દૂષણ લાગે છે

શિષ્ય–તે કેવી રીતે ?

ગુરુ –વિલક્ષણ હોવાથી જગત્ બ્રહ્મની પ્રકૃતિરૂપે નથી, એમ જે દોષ સાંખ્યવાળાએ દર્શાવ્યો છે, તે દોષ સાંખ્યવાળાને લેખે પ્રધાનને પ્રકૃતિરૂપે ગણવામાં લાગશે. કારણ કે સાંખ્યમાં શબ્દાદિથી રહિત પ્રધાનમાંથી શબ્દાદિ યુક્ત જગતની ઉત્પત્તિ કહેલી છે. આથી જ વિલક્ષણ કાર્યની ઉત્પત્તિ કહેલી હોવાથી ઉત્પત્તિ પૂર્વે અસત્ કાર્યવાદનો પ્રસંગ બેઉ દર્શનમા–વેદાંત તેમજ સાંખ્યમાં સમાન છે. તે જ રીતે પ્રલયમાં કાર્યની તેના કારણ સાથે એકતા થવાનો પ્રસંગ પણ સમાન છે. વળી જે સર્વ વિશેષ વિકારો હોય છે, તે લય સમયે એકતાને પામ્યા પછી અમુક પુરૂષના કાર્યરૂપે અમુક છે તથા અમુકના કાર્યરૂપે અમુક છે, આ રીતના પ્રલયની પૂર્વે દરેક પુરુષના સંબંધમાં જે ભેદો નિયમિત રીતે હોય છે, તે ભેદોનો નિયમ પુનરુત્પત્તિ સમયે હોતો નથી. કારણ કે તે સમયે કારણનો અભાવ હોય છે. કારણના અભાવરૂપ નિયમની પ્રાપ્તિ થવાથી મુક્ત પુરુષોને પણ ફરી બંધનનો પ્રસંગ પ્રાપ્ત થશે. આથી લયમાં કેટલાક ભેદો અવિભાગને પ્રાપ્ત થશે તથા કેટલાક અવિભાગને નહિ પ્રાપ્ત થશે જેઓ અવિભાગને નહિ પ્રાપ્ત કરશે, તે પ્રધાનના કાર્યત્વને પ્રાપ્ત થશે નહિ. આ રીતનો દોષ સામાન્ય હોવાથી વેદાંત દર્શનમા આ દોષોની પ્રેરણા નહિ થઈ શકતી હોવાથી વેદાંતમાં કોઇ રીતનો દોષ રહેતો નથી. માટે વેદાંત દર્શનનો જ આશ્રય કરવો યોગ્ય છે (૧૦)

શિષ્યઃ-તર્કપ્રમાણ વેદાંત દર્શનના સંબધમાં ઘટાડી શકાય કે નહિ?

ગુરુઃ-તર્ક પ્રમાણ આત્માના સંબંધમાં લઇ શકાય નહિ કારણ કે આત્મા અનુમાન પ્રમાણનો વિષય નથી. તેમ છતાં જો લઇએ તો મોક્ષ છેજ નહિ, એ રીતનો પ્રસંગ આવશે. આના જ સંબંધમાં ૧૧મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૧ મું.

## આત્મામાં તર્કનો અભાવ.

तर्काप्रतिष्ठानादप्यन्यथानुमेयमिति चेदेवमप्यविमोक्षप्रसङ्गः ॥ ११ ॥

સૂત્રાર્થઃ-તર્કનો વિષય આત્મા નથી. તેમ છતાં અનુમાન પ્રમાણના વિષયરૂપે આત્માને લઇએ તો મોક્ષ કોઇને છેજ નહિ, એ રીતનો પ્રસંગ પ્રાપ્ત થશે. (૧૧)

ટીકાઃ-ગુરૂઃ-વળી જે વસ્તુ શાસ્ત્રનો વિષય હોય, તેના સંબંધમાં તર્ક ઉઠાવવો, તે મિથ્યા છે. કારણ કે માનુષિક ઉત્પ્રેક્ષાને લઇ ઉઠાવવામાં આવેલ તર્કો શાસ્ત્રના પ્રમાણથી રહિત હોવાને લીધે, તે પ્રમાણરૂપે થશે નહિ કારણ કે બુદ્ધિવડે જણાવવામાં આવેલ તર્કોનો નિયમ હોતો નથી. તેનું કારણ એ કે, કેટલાકોએ જે કાંઇ તર્કો ઉઠાવેલા હોય, તે તર્કો બીજાને આભાસરૂપે માલમ પડે છે. વળી બીજાથી ઉઠાવવામાં આવેલ તર્કો ત્રીજાઓને આભાસરૂપે લાગે છે. આ રીતે તર્કોને પ્રમાણરૂપે, ગ્રહણ કરવા યોગ્ય નથી. કારણ કે પરમ પુરૂષ તર્કપ્રમાણનો વિષય નથી. વળી પ્રસિદ્ધ માહાત્મ્યવાળા કપિલ મુનિવડે અથવા અન્યવડે કરવામાં આવેલ તર્ક પ્રમાણરૂપે છે, એમ માનીએ તો બીજાને લેખે પણ તેનો મત અપ્રમાણરૂપે થાય છે. કારણ કે પ્રસિદ્ધ માહાત્મ્યવાળા તીર્થંકરોનો, કપિલનો તેમ જ કણાદ આદિનો મત પરસ્પર વિરૂદ્ધ છે.

શિષ્યઃ-હું કહું છું કે, જે રીતે પ્રમાણનો દોષ ન આવે, તે રીતે ભિન્ન રીતિએ અમે અનુમાન કરીએ તો પછી કેમ? તર્ક પ્રમાણરૂપે નથી, એમ કહેવાને કોઇ પણ શક્તિમાન્ નથી. આ તર્કો અપ્રમાણરૂપે છે, એવી ભાવના પણ તર્કવડે થઇ શકે છે. કારણ કે કેટલાકના તર્કો અપ્રમાણરૂપે હોવાથી તેના સરખા બીજાના તર્કો પણ અપ્રમાણરૂપે થાય છે. આ રીતે સર્વ તર્કો અપ્રમાણરૂપે થવાથી લોક વ્યવહારનો વિચ્છેદ થશે. ભૂત તથા વર્તમાન વ્યવહારનું સરખાપણું હોવાથી ભવિષ્યના વ્યવહારમાં સુખદુઃખાદિનો અભાવ થવા માટે લોકની પ્રવૃત્તિ થતી જોવામાં આવે છે. જે સ્થળે શ્રુતિના અર્થમા વિરોધ આવતો હોય ત્યારે અર્થનું નિરાકરણ આભાસવડે કરાય છે. તેમજ સારી રીતના અર્થનો નિશ્ચય વાક્યવૃત્તિનિરૂપણરૂપ તર્કવડે જ કહી શકાય છે. મનુ મહારાજ પણ એ જ પ્રમાણે કહે છે:-'प्रत्यक्षमनुमानं च शास्त्रं च विविधागमम्। त्रय सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता (મનુ. ૧૨,૧૦૫) ધર્મની શુદ્ધિ પ્રાપ્તિ કરવાને ઇચ્છતા

પુરુષે પ્રત્યક્ષ, અનુમાન તેમજ વિવિધ સંપ્રદાય સહિત શાસ્ત્ર, આ ત્રણ સારી રીતે જાણવા જોઇએ" વળી કહ્યું છે કે, "आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना । यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः (મનુ૦ ૧૨, ૧૦૬) ઋષિ પ્રણીત વેદને તથા ધર્મોપદેશ કરનાર સ્મૃતિને વેદ શાસ્ત્રથી અવિરોધી તર્કવડે જે વિચારે છે, તે ધર્મને જાણે છે, અન્ય નહિ" અપ્રતિષ્ઠિતપણું એ તર્કના અલંકારરૂપે છે નિંદા વાળા તર્કનો ત્યાગ કરવો તથા નિંદાથી રહિત તર્કને ગ્રહણ કરવો, એ ભૂષણ છે. આપણા પૂર્વજ મૂઢ હતા, તેથી આપણે પણ મૂઢ બનવું જોઇએ, એના સંબંધમાં કાંઈ પ્રમાણ નથી. માટે તર્કનું અવલંબન કરવું, તે દોષરૂપે નથી.

ગુરુ–આમ થવાથી અવિમોક્ષનો પ્રસંગ આવશે જો કે કેટલેક સ્થળે તર્કનું પ્રમાણપણું જોવામાં આવે છે, છતાં આ પ્રકૃત બ્રહ્મ સંબંધી તર્ક અપ્રમાણરૂપે છે નહિ તો મોક્ષથી રહિતપણાનો દોષ પ્રાપ્ત થશે અતિ ગંભીરરૂપ, અદ્વિતીય રૂપ તથા સચ્ચિદેકાનંદરૂપ પરમાત્માની શાસ્ત્ર પ્રમાણ વિના ઉત્પ્રેક્ષા કરવી યોગ્ય નથી. વળી બ્રહ્મના સંબંધમાં રૂપાદિનો અભાવ હોવાથી આ અર્થ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નથી વળી લિંગાદિનો અભાવ હોવાથી અનુમાન પ્રમાણનો પણ પરબ્રહ્મ વિષય નથી કેવળ સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ વડે મોક્ષ થાય છે, એમ સઘળા મોક્ષવાદીઓ માને છે આ સમ્યક્ જ્ઞાન એકરૂપે છે, કારણ કે સર્વ વસ્તુ તેના આધાર રૂપે છે. એકરૂપવડે જે સ્થિતિ, તે પરમાર્થ કહેવાય છે. આ સંબંધી જે જ્ઞાન, તેને લોકો પરમ જ્ઞાનરૂપે કહે છે દૃષ્ટાંત તરીકે અગ્નિ ઉષ્ણ છે આ રીતે હોવાથી સમ્યક્ જ્ઞાનના સંબંધમાં ભિન્નતા જરા પણ હોઇ શકતી નથી પણ તર્ક જ્ઞાનના સંબંધમાં અન્યોન્ય વિરોધતા હોવાથી, તેમાં ભિન્નતા જોવામાં આવે છે. કારણ કે એક તર્કવાદીએ જે સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય, તેનું ભિન્ન રીતે બીજો પ્રતિપાદન કરે છે વળી બીજાએ જે વસ્તુ પ્રતિપાદન કરી હોય, તે વસ્તુનું ત્રીજો ઉત્થાપન કરે છે. આ રીતે હોવાથી એક સ્વરૂપને નહિ પ્રતિપાદન કરનાર તર્કપ્રમાણ સમ્યક્ જ્ઞાનરૂપે કેવી રીતે કહેવાઇ શકે ? તર્કવાદીઓમાં પ્રધાનવાદી ઉત્તમ છે, એમ સર્વ તર્કવાદીઓ માનતા નથી, માટે પ્રધાન વાદીનો મત સમ્યક જ્ઞાનરૂપે છે, એમ કેવી રીતે આપણે માની શકીએ ? વળી ભૂત, વર્તમાન તથા ભવિષ્યમાં થનારા તર્ક વાદીઓ કોઇ પણ સ્થળે તેમ જ કોઇ પણ સમયે એકમતવાળા થઇ શકે એમ નથી, માટે તેમનો મત એકસ્વરૂપના વિષયવાળો છે, એમ કેવી રીતે કહેવાય ? બીજું વેદ નિત્યરૂપે તેમ જ વિજ્ઞાનોત્પત્તિના કારણરૂપે છે. માટે તેનો વિષય વ્યવસ્થિત અર્થવાળો છે. તેથી વેદથી ઉત્પન્ન થયેલ જ્ઞાન સમ્યક્રૂપે છે તથા તે જ્ઞાનનો ભૂત, વર્તમાન તથા ભવિષ્યમાં થનાર કોઇ

પણ તર્કવાદીઓ, નિષેધ કરવા શક્તિમાન્ નથી. માટે સિદ્ધ થાય છે કે, ઉપનિષદમાં જે જ્ઞાન રહેલ છે, તે જ સમ્યક્ જ્ઞાન છે. આ જ્ઞાન સિવાય બીજું જે કાંઇ જ્ઞાન છે, તે સમ્યક્ જ્ઞાન કહેવાય નહિ. કારણ તે સંસારની નિવૃત્તિને કરવાવાળું નથી. આથી શાસ્ત્રના બળવડે તેમ જ તર્કને લઇ, ચેતન બ્રહ્મ જ જગતના કારણરૂપે તેમ જ પ્રકૃતિરૂપે છે, એમ સિદ્ધ થાય છે. (૧૧)

શિષ્યઃ—આપે સાંખ્ય દર્શનનું ખંડન કર્યું, તેમાં તો જો કે મને સમજણ પડી. પણ અણુવાદને માનનારા વૈશેષિક દર્શનવાળાઓ, જે કહે છે તે શું વેદાન્ત દર્શનને અનુસરી છે કે નહિ, તે આપ સમજાવશો ?

ગુરૂ.—આ જ હેતુને લઇ શ્રી વ્યાસ ભગવાને ૧૨ મા સૂત્રની યોજના કરી છે. જેમકે;—

## અધિકરણ ૪ થું—સૂત્ર ૧૨ મું.
## વૈશેષિકનું ખંડન.

एतेन शिष्टापरिग्रहा अपि व्याख्याताः॥१२॥

સૂત્રાર્થઃ—સાંખ્ય દર્શનનું, પ્રધાનવાદનું ખંડન કરવાવડે, નિરાકરણ કરવાથી સમ્યક્ જ્ઞાનવાદીઓએ નહિ સ્વીકારેલ અણુવાદી આદિનું પણ ખંડન થયલું જાણી લેવું. (૧૨)

ટીકાઃ—ગુરૂઃ—વેદાંત દર્શનની સાથે સાંખ્યદર્શન નિકટ સંબંધ ધરાવનારૂં છે. આ સાંખ્યમાં તર્કનો વિસ્તાર વધારે કર્યો છે. બીજું કેટલેક અંશે વેદાંતમતને અનુસરનારામાંથી જે કેટલાક ભ્રષ્ટ થયા છે, તેઓ સાંખ્યનો પરિગ્રહ કરે છે. આવા કારણને લીધે સાંખ્યના પ્રધાન કારણવાદને લઇ તર્ક યુક્ત વેદાંત વાક્યમાં જે આક્ષેપ કર્યો છે, તેનો પરિહાર કર્યો છે. હવે અણુઆદિ વાદને જેઓ અનુસરનાર છે તથા વેદાંત વચનમાં મંદમતિવાળા જેઓ છે, તેઓએ તર્કને લઇ જે આક્ષેપ કર્યો છે, તેનો પરિહાર +પ્રધાનમલ્લ નિબર્હણ ન્યાયવડે કરવામાં આવે છે. જેનો સ્વીકાર કરવામા આવે તે, પરિગ્રહ કહેવાય. ન સ્વીકાર કરવામાં આવે, તે અપરિગ્રહ તથા વિદ્વાનોએ જેનો સ્વીકાર ન કર્યો હોય તે "शिष्टापरिग्रह" કહેવાય. આ પ્રકૃત પ્રધાન કારણવાદનું નિરાકરણ કરવામાં આવેલું હોવાથી શિષ્ટ અર્થાત્ મનુવ્યાસ આદિઓએ જે કાંઇ અણુ આદિ કારણવાદનો જો થોડે અંશે પણ ન સ્વીકાર કરેલ હોય તથા જેનો પ્રતિષેધ કરેલ હોય, તેનું નિરાકરણ પણ થયલું જાણવું. નિરાકરણનો વિષય એક સરખો હોવાથી આ સ્થળે કોઇ રીતની શંકાનું સ્થાન રહેતું નથી. નિરાકરણના કારણમાં પરમ ગંભીરતા, જગતનું કારણપણું, તર્કની અપ્રવેશતા, તર્કની અપ્રમાણતા, ભિન્ન અનુમાન પ્રમાણનો સ્વીકાર કરવાથી.

+પ્રધાનમલ્લ નિબર્હણન્યાય—પ્રધાનમલ્લનો પરાજય કર્યો, એટલે બીજા ઉતરતા મલ્લનો પણ પરિહાર થયલો જાણવો.

મોક્ષથી રહિતપણાનો પ્રસંગ તથા શાસ્ત્રની સાથે વિરૂદ્ધતા આદિ દોષો, જે પ્રધાન વાદમાં જણાવ્યા છે, તે આ સ્થળે પણ જાણી લેવા. (૧૨)

શિષ્ય –પ્રલય સમયે ભોગ્ય ભોકતા રૂપે થવાથી ઉત્પત્તિ સમયે ભોગ્ય ભોકતાથી કેવી રીતે વિભકત થશે ?

ગુરુ- જેમ લૌકિક રીતિ હોય છે, તેમ ભોકતા ભોગ્યથી વિભકત થશે આ જ હેતુને લઇ નીચેનુ સૂત્ર કહ્યું છે. જેમકે;–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૩ મું. ભોક્તા ભોગ્યથી ભિન્ન થશે.

भोक्त्रापत्तेरविभागश्चेत् स्याल्लोकवत् ॥१३॥

સૂત્રાર્થ–ભોગ્ય ભોકતા થવાનો પ્રસંગ આવવાથી અવિભકત થશે નહિ એમ જો કોઇ કહે તો તેને કહેવું કે, ઉત્પત્તિ સમયે લૌકિત રીત પ્રમાણે ભોકતા ભોગ્યથી વિભકત થશે. (૧૩)

ટીકા· શિષ્ય–વળી બ્રહ્મ કારણવાદનો તર્કની સહાયતાથી હું આક્ષેપ કરૂં છું દાખલા તરીકે જો કે શ્રુતિ પોતાના વિષયમાં પ્રમાણરૂપે હોય છે, છતા અન્ય પ્રમાણવડે તે વિષયનો જ્યારે લોપ થાય છે ત્યારે તે શ્રુતિ અન્ય વચનપર આધાર રાખે છે. જેમ મંત્ર તથા અર્થવાદ અન્ય પ્રમાણપર આધાર રાખે છે, તેમ એક શ્રુતિવચન અન્ય શ્રુતિના વચનપર આધાર રાખે છે વળી જેમ ધર્મ તથા અધર્મ એક બીજાથી ભિન્ન હોય છે, તેમ એક અન્ય તર્કને લઇ અપ્રમાણરૂપે થાય છે. જો આ પ્રમાણે છે તો શ્રુતિ પ્રમાણરૂપે કેવી રીતે કહેવાય ? માટે શ્રુતિથી ભિન્ન જે કાંઇ પ્રમાણ હોય, તેનો અટકાવ અર્થાત્ અપ્રમાણરૂપતા થાય છે, એમ કહેવું અયોગ્ય છે. વળી પ્રસિદ્ધ એવા અન્ય પ્રમાણને શ્રુતિ કેવી રીતે બાધ કરી શકે ? આના સંબધમાં હું કહું, તે તમે સાભળો. ભોકતા તથા ભોગ્યની ભિન્નતા લોકમા પ્રસિદ્ધ છે. ભોક્તા ચેતનસ્વરૂપે તથા શારીરરૂપે છે તથા ભોગ્ય શબ્દાદિરૂપે તથા તેના વિષયરૂપે છે જેમકે ભોક્તારૂપે દેવદત્ત છે તથા ભોગ્યરૂપે અન્ન છે જો ભોક્તા ભોગ્ય ભાવને પ્રાપ્ત થાય તો પછી તેનો વિભાગ થઇ શકે નહિ તેમજ ભોગ્ય ભોક્તા ભાવને પામે, તોપણ પછી તેઓ વિભક્ત થઇ શકે નહિ. વળી ભોક્તા તથા ભોગ્ય પરમ કારણ બ્રહ્મથી ભિન્ન નહિ હોવાથી તે બેઉનો પરસ્પર એક ભાવ પ્રાપ્ત થાય છે બીજું જેમ આ જે ભોકતા તથા ભોગ્યનો વિભાગ જોવામા આવે છે તેજ પ્રમાણે ભૂત તથા ભવિષ્ય કાળમા પણ વિભાગ હોવો જોઇએ, આ પ્રમાણેની કલ્પના યુકત છે માટે જે પ્રસિદ્ધ રીતે વિભકત છે, તે એકત્ર કદી થઇ શકે નહિ માટે જ્યારે પ્રસિદ્ધ એવા ભોક્તા તથા ભોગ્યના વિભાગનો અભાવ છે ત્યારે બ્રહ્મ જ આ સર્વના કારણરૂપ છે, એમ માનવું અયોગ્ય છે

ગુરૂ –તું જે આ પ્રમાણે કહે છે, તે શંકાનું નિવારણ હું કહું તે તું

સાંભળ. લૌકિક રીતિએ જે રીતે વિકારની સ્થિતિ થાય છે, તેમ આ સ્થળે પણ છે. આ રીતનાં લૌકિક દૃષ્ટાંત નીચે પ્રમાણે છે:–જો કે સમુદ્રના જળના વિકારરૂપે ફીણ, મોટાં મોજાં, નાનાં મોજાં, પરપોટા આદિ અનેક હોય છે. આ જો કે સમુદ્રના જળથી ભિન્ન નથી, છતાં એક બીજાથી વિભક્તરૂપે, તેમ જ એક બીજા સાથે એકત્ર થવારૂપ વ્યવહાર જોવામાં આવે છે. સમુદ્રના જળના વિકારરૂપ ફીણ, મોજાં આદિ ભિન્ન સ્વરૂપે ન હોવા છતાં એક બીજાથી ભિન્ન સ્વરૂપે હોય છે, પણ જ્યારે તે વિકારો અભિન્ન સ્વરૂપે થાય છે ત્યારે તે વિકારો સમુદ્રથી ભિન્નરૂપે હોતા નથી. આજ પ્રમાણે ભોક્તા તથા ભોગ્યની એક બીજાથી ભિન્ન પ્રાપ્તિ નથી. પરબ્રહ્મથી ભિન્ન સ્વરૂપે કંઇ પણ થશે નહિ. જો ભોક્તા બ્રહ્મના વિકારરૂપે ન હોય તો "तत्सृष्ट्वा तदेवानुप्राविशत्:—પરમાત્માએ જગતને ઉત્પન્ન કરી તેમાં પ્રવેશ કર્યો." આ રીતે અવિકારી સ્રષ્ટાનો જ કાર્યરૂપે ભોક્તામાં પ્રવેશ છે. જેમ આકાશનો વિભાગ ઘટાદિ ઉપાધિને લઈને છે, તેમજ ઉપાધિને લઈ પ્રવેશ પામેલ બ્રહ્મનો કાર્યસ્વરૂપે વિભાગ છે. આથી પરમ કારણરૂપ બ્રહ્મનો ભોક્તા તથા ભોગ્ય લક્ષણવાળો વિભાગ ઐકયતાને પામે છે. જેમ સમુદ્રના તરંગો પાછા જળભાવમાં એકરૂપે થાય છે, તેમ વિકારો બ્રહ્મમાં એકરૂપે થાય છે. (૧૩)

શિષ્ય–કાર્ય તથા કારણ એકરૂપે છે, એ કેવી રીતે જણાય?

ગુરુઃ–શ્રુતિમા પ્રતિપાદન કર્યું છે કે, વિકારો વાણીના આરંભણરૂપે જ છે. આ જ પ્રમાણે ૧૪ મા સૂત્રમાં કહ્યું છે કે:-

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૧૪ મું.

## કાર્ય તથા કારણ એકરૂપે.

तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ॥ १४ ॥

સૂત્રાર્થ–આરંભણ આદિ શબ્દો શ્રુતિએ કહ્યા છે, તેપરથી સિદ્ધ થાય છે કે, કાર્ય તથા કારણનું અનન્યપણું છે. (૧૪)

ટીકાઃ ગુરુ–વ્યાવહારિક રીતે ભોક્તા તથા ભોગ્યના લક્ષણરૂપ વિભાગનો સ્વીકાર કરી "स्याल्लोकवत्" અર્થાત્ લૌકિક દૃષ્ટાંત આપી તેનો પરિહાર કર્યો. પણ આ વિભાગ પરમાર્થરૂપે નથી. કારણ કે કારણ તથા કાર્યની અભિન્નતા સ્વીકારાયલી છે. આકાશ આદિ અત્યંત વિસ્તારવાળું જગત્ કાર્યરૂપે છે તથા પરબ્રહ્મ કારણ સ્વરૂપે છે. માટે પરમાર્થ સ્વરૂપ કારણથી કાર્યનું અભિન્નપણું છે. કારણના વિના કાર્યનો અભાવ સ્વીકારવો પડશે.

શિષ્યઃ–આમ કહેવાનું શું કારણ?

ગુરુઃ–શ્રુતિમાં વાણીના આરંભણરૂપે વિકારનું નિરૂપણ કરેલ છે, તેથી એક અર્થાત્ કારણનું જ્ઞાન થવાથી સર્વ અર્થાત્ કાર્યનું જ્ઞાન થાય છે,

એમ જે શ્રુતિમાં કહ્યું છે ત્યાં દૃષ્ટાંત પણ આપ્યું છે. જેમકે " यथा सोम्यैकेन मृत्पिंडेन सर्व मन्मय विज्ञात स्याद्वाचारभण विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम् (છા૦ ૬, ૧, ૧) હે ! સોમ્ય ! જેવી રીતે એક મૃત્તિકાના પિંડવડે તેના સર્વ વિકારો મૃત્તિકામયરૂપે છે અર્થાત્ તે વાણીના આરંભણરૂપે, વિકારરૂપે, નામરૂપે છે, પણ તેમાં સત્ય સ્વરૂપે તો મૃત્તિકા જ છે." આનું રહસ્ય એ છે કે, એક મૃત્તિકાનો પિંડ પરમાર્થ સ્વરૂપે મૃત્તિકામય છે. આ રીતનું જ્ઞાન થવાથી ઘટ, શરાવ, ગોળી આદિ મૃત્તિકાના વિકારરૂપે છે તથા તે મૃત્તિકાના સ્વરૂપથી અભિન્નરૂપે જાણવામાં આવે છે. કારણ કે તે વાણીના આરંભણરૂપે છે અર્થાત્ અમુક વસ્તુ છે, એ રીતનો વાણીવડે આરંભ થાય છે. તેમજ તે વિકારસ્વરૂપે તથા નામરૂપે જ છે. આ મૃત્તિકાના કાર્યરૂપ ઘટ, શરાવ તથા ગોળી છે. પારમાર્થિક સ્વરૂપે કોઈપણ વિકાર હોતો નથી. વિકાર કેવળ નામ માત્ર હોવાથી મિથ્યા છે તથા સત્યરૂપે તો મૃત્તિકા જ છે. શ્રુતિમાં બ્રહ્મના સંબંધમાં પણ આ જ દૃષ્ટાંત લીધું છે. જેવી રીતે શ્રુતિમાં વાચારંભણનું દૃષ્ટાંત આપ્યું છે, તેમ તેના દાર્ષ્ટાંતિકમા પણ બ્રહ્મથી ભિન્ન તેના કાર્યસમૂહનો અભાવ છે, એમ સ્વીકારાય છે વળી તેજ, જળ તથા અન્ન બ્રહ્મના કાર્યરૂપે કહ્યાં છે તથા કહ્યું છે કે કાર્ય સ્વરૂપ તેજ, અન્ન તથા જળની, કારણ રૂપ તેજ, જળ તથા અન્નથી ભિન્નરૂપે સ્થિતિ હોતી નથી. કહ્યું છે કે, "अपागादग्नेरग्नित्व वाचारभण विकारो नामधेय त्रीणि रुपाणीत्येव सत्यम्ः (છા. ૬, ૪, ૧) જળ. તેજ તથા પૃથ્વીના ગમનથી અગ્નિના અગ્નિપણાનો નાશ થાય છે, તે કેવળ શબ્દાત્મકજરૂપે છે. તેમજ તે વિકાર તથા નામરૂપે છે. કેવળ તેનાં ત્રણ સ્વરૂપો જ સત્યરૂપે છે." આરંભણ શબ્દની સાથે આદિ શબ્દ છે, તે વડે નીચે પ્રમાણે શ્રુતિમાં કહેલ અર્થ જાણવો. જેમકે, एतदात्म्यमिद सर्वं तत्सत्य स आत्मा तत्त्वमसि (છા૦ ૬,૮,૭) इद सर्व यदयमात्मा (બૃ૦ ૨,૪,૬) ब्रह्मैवेद सर्वम् (મુ૦ ૨,૨,૧૧) आत्मवेद सर्वम् (છા૦ ૭, ૨૫,૨) नेह नानारित किंचन (બૃ૦ ૪,૪, ૧૯) તે સર્વ જગતના આત્મારૂપે પરબ્રહ્મ છે. હે શ્વેતકેતુ ! તું પણ તે જ છે." આ સર્વ જે કાંઇ છે, તે આત્મારૂપે છે." આ સર્વ બ્રહ્મરૂપે છે." આ સર્વ આત્મા રૂપે છે." કોઇ પણ પ્રકારની વિવિધતા નથી " આ રીતે આત્માના એકપણાને પ્રતિપાદન કરનારાં અનેક વચનો શ્રુતિમાં છે. જો તે પ્રમાણે ન હોય તો એકના જ્ઞાનવડે સર્વનું જ્ઞાન થવુ બની શકે નહિ. માટે જેવી રીતે ઘટ કરવડા આદિ આકાશની મહાકાશ સાથે અભિન્નતા છે, જેવી રીતે મૃગ તૃષ્ણિકાનું જળ રેતાળ જમીનથી ભિન્ન નથી, કારણ કે તે સ્વરૂપે જોવામાં આવે છે તથા પાછો નાશ થાય છે, જેથી તેના સ્વરૂપનું નિરૂપણ થતું નથી; તે જ રીતે ભોક્તા તથા ભોગ્ય આદિ પ્રપંચસમૂહનો બ્રહ્મથી ભિન્નરૂપે અભાવ છે, એમ જાણવું.

કારણ કે બ્રહ્મનું સ્વરૂપ અનેકરૂપે છે. જે રીતે વૃક્ષ અનેક શાખાથી યુક્ત છે, તે જ રીતે બ્રહ્મ પણ અનેક શક્તિવાળો કહેવાય છે. માટે તે એકરૂપે, તેમજ અનેક રૂપે છે, એમ બેઉ રીતે ખરૂં છે. જેવી રીતે વૃક્ષ એક છે, છતાં શાખા લઈ અનેક રૂપે છે, તેમજ સમુદ્ર એક છે, છતાં તેમાં ફીણ, મોજાં આદિવડે અનેકપણું છે. જેમ મૃત્તિકા એક છે, છતા ઘટ શરાવ આદિને લઈ મૃત્તિકા અનેક સ્વરૂપે થાય છે, તેમ સર્વ એકરૂપે છે, એવા જ્ઞાનવડે મોક્ષ વ્યવહારની પ્રાપ્તિ થશે તથા અનેક અંશરૂપે માનવાથી કર્મ કાંડના આશ્રયવાળા લૌકિક તથા વૈદિક વ્યવહારની પ્રાપ્તિ થશે. આ રીતે મૃત્તિકા આદિનું દૃષ્ટાંત યોગ્ય થશે.

શિષ્યઃ—આપ કહો છો, તેમ બનશે નહિ. કારણ કે मृत्तिकेत्येव सत्यम् આ દૃષ્ટાંતમાં પ્રકૃતિ માત્ર જ સત્યરૂપે છે, એમ કહ્યુ છે તથા વાચારમ્ભણ શબ્દવડે સર્વ વિકારસમૂહ મિથ્યા છે, એમ કહ્યું છે. આ જ પ્રમાણે દાષ્ટાંતિકમાં પણ एतदात्म्यमिदं सर्वं तत्सत्यम् આ રીતે પરમકારણ સ્વરૂપ એકને જ સત્યરૂપે માન્યું છે. વળી કહ્યું છે કે, "स आत्मा तत्त्वमसि श्वेतकेतो હે શ્વેતકેતુ! તે આત્મારૂપે છે." આ રીતે જીવનો બ્રહ્મ સ્વરૂપે ઉપદેશ કર્યો છે. આ રીતે જીવનો પ્રસિદ્ધ રીતે બ્રહ્મવાચક સ્વરૂપે ઉપદેશ કર્યો છે, પણ અન્ય યત્નો કરવાથી જીવભાવ બ્રહ્મભાવને પામતો નથી આથી જેમ રજ્જુઆદિની બુદ્ધિ પ્રાપ્ત થવાથી સર્પાદિની બુદ્ધિનો નાશ થાય છે, તે જ પ્રમાણે શાસ્ત્રીય રીતે બ્રહ્માત્મ ભાવનું જ્ઞાન થયા પછી સ્વાભાવિક અર્થાત્ બ્રહ્મથી ભિન્ન જીવભાવનો નાશ થાય છે. વળી જીવભાવનો નાશ થવાથી તેને આશ્રયે રહેલ સમસ્ત સ્વાભાવિક વ્યવહારનો પણ નાશ થાય છે. આ રીતની પ્રસિદ્ધિને લીધે બ્રહ્મથી ભિન્ન વિવિધ અંશની કલ્પના કરી છે. શ્રુતિમાં કહ્યું છે કે, "यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् (બૃ૦૪,૫,૧૫) પણ જેને સર્વ આત્મારૂપે છે, તે એકરૂપે થવાથી કોનાવડે કઈ વસ્તુને જોઈ શકે?" ઇત્યાદિ શ્રુતિવડે બ્રહ્મસાક્ષાત્કાર થવા પછી તેના ક્રિયા, કારક, તથા ફળ લક્ષણવાળા સર્વ વ્યવહારનો અભાવ દર્શાવ્યો છે. આ રીતનો વ્યવહારનો જે અભાવ દર્શાવ્યો છે, તે કોઈ ભિન્ન અવસ્થાને લઈને કહેલ છે, એમ કહેવું, યોગ્ય નથી કેમકે तत्त्वमसि આ શ્રુતિવડે બ્રહ્માત્મ ભાવનું કોઈ વિશિષ્ટ અવસ્થારૂપે નિરૂપણ થઈ શકતું નથી. છાંદોગ્યમાં ચોરનું દૃષ્ટાંત આપ્યું છે તથા તેમાં કહ્યું છે કે, અસત્યના માનનારાને બંધન થાય છે તથા સત્યના માનનારાને મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ રીતે પરમાર્થિક સ્વરૂપની એકતા પ્રતિપાદન કરી છે. વિવિધતા જે જોવામાં આવે છે તે મિથ્યા જ્ઞાનને લીધે છે. જો એકયતા તેમજ વિવિધતા બેઉજ સત્યરૂપે હોય તો વ્યવહારના વિષયવાળો પ્રાણી મિથ્યા વસ્તુને માનનારો છે, એમ કેવી રીતે કહેવાઈ શકે? શ્રુતિમાં કહ્યું છે કે, "मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति

(બૃ૦૪,૪,૧૯) જે મનુષ્ય વિવિધભાવને જુવે છે તે એક મૃત્યુ પછી બીજા મૃત્યુને પામે છે અર્થાત્ જન્મમરણના ક્લેશમાં પડે છે." આ શ્રુતિ એમ સૂચવે છે કે, બ્રહ્મમાં ભેદદષ્ટિનો ત્યાગ કરવો. આ શ્રુતિમા જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, એમ નથી. કારણ કે સમ્યક્ જ્ઞાનની નિવૃત્તિ કરવાવાળા મિથ્યા જ્ઞાનને સંસારના કારણરૂપે કહ્યું નથી. વળી બેઉ પ્રકારનાં જ્ઞાન જો સત્ય હોય તો એકપણાના જ્ઞાનવડે વિવિધ જ્ઞાનનો જે નિષેધ કર્યો છે, તે યોગ્ય નથી. વળી ઐક્યતાનો સ્વીકાર કરવાથી વિવિધતાનો અભાવ થશે. આથી પ્રત્યક્ષ સ્વરૂપે જણાતા લૌકિક પ્રમાણોની નિવૃત્તિ થશે. કારણકે લૌકિક પ્રમાણનો વિષય રહેશે નહિ. દાખલા તરીકે સ્થાણુ આદિમાં પુરુષ આદિનું જ્ઞાન જેમ મિથ્યા છે, તે રીતે લૌકિક પ્રમાણ મિથ્યા થશે. તે જ પ્રમાણે વિધિનિષેધવાળું શાસ્ત્ર પણ ભેદવાળું હોવાથી, ભેદનો અભાવ માનવાને લીધે મિથ્યા થશે. વળી અભેદભાવને લઈને મોક્ષ શાસ્ત્ર પણ અપ્રમાણરૂપે થશે કારણકે તેમાં ગુરુ તથા શિષ્ય આદિ ભેદ ભાવ રહેલ છે. વળી મિથ્યા એવા મોક્ષ શાસ્ત્ર વડે પ્રતિપાદન કરવામાં આવેલ આત્મૈક્યતાનું સત્યપણુ કેવી રીતે હોઇ શકે?

ગુરુઃ—આ તારું માનવું ખોટું છે. બ્રહ્મજ્ઞાનની પૂર્વે પણ સર્વ વ્યવહારો સત્યરૂપે લાગે છે જેવી રીતે જાગ્રતાવસ્થા પૂર્વે સ્વપ્નના સર્વ વ્યવહાર સત્યરૂપે ભાસે છે. જ્યાં સૂધી સત્ય સ્વરૂપ આત્માની ઐક્યતા પ્રતિપાદન કરવામાં નથી આવી, ત્યાં સૂધી પ્રમાણ તથા પ્રમેયના ફળ લક્ષણવાળા વિકારોમાં કોઇની પણ મિથ્યા બુદ્ધિ થતી નથી. સ્વાભાવિક રીતે બ્રહ્માત્મતાનો ત્યાગ કરી, સર્વ પ્રાણી, આ તો હું છું તથા આ તો મારૂં છે, આ રીતના અવિદ્યાવાચક ભાવવડે વિકારને પામે છે. માટે બ્રહ્માત્મભાવની પ્રાપ્તિ થવા પૂર્વે સઘળો લૌકિક તથા વૈદિક વ્યવહાર યોગ્ય છે. જેવી રીતે સૂતેલો પ્રાકૃત મનુષ્ય સ્વપ્નમાં પોતાને ઉચ્ચ તથા અધમ ભાવને પામેલો જુવે છે તથા જાગૃતાવસ્થા થતાં સૂધી તેવું જ જ્ઞાન તેને પ્રત્યક્ષ સ્વરૂપે તથા નિશ્ચિતરૂપે રહે છે. આ સ્વપ્ન સમયે પ્રત્યક્ષ પ્રમાણરૂપે જોવામાં આવતા સર્વ વ્યવહાર તેને આભાસરૂપે લાગતા નથી, પણ સત્યરૂપે જ લાગે છે.

શિષ્યઃ—પણ અસત્ય વેદાંત વાકયવડે સત્ય એવા બ્રહ્મની પ્રાપ્તિ કેવી રીતે થઇ શકે? રજ્જુરૂપી સર્પવડે દંશેલો મનુષ્ય મરણ પામતો નથી. તેમજ મૃગ તૃષ્ણિકાના જળવડે સ્નાન તથા પાનાદિ હેતુ સિદ્ધ થઇ શકતો નથી. વળી આપ એમ કહેશો કે આ દોષ નથી. કારણ કે શંકાયુક્ત વિષ આદિથી થયેલ મરણાદિ કાર્યની પ્રાપ્તિ હોય છે. કારણકે સ્વપ્ન દર્શનની અવસ્થાવાળાને સર્પનો દંશ તથા જળનું સ્નાન આદિ કાર્ય જોવામાં આવે છે. માટે તે કાર્ય મિથ્યા છે.

ગુરુ:—આના સંબંધમાં હું કહું, તે સાંભળ. જો કે સ્વપ્નાવસ્થાવાળા પુરુષને સર્પનો દંશ તથા જળનું સ્નાન આદિ કાર્ય અમૃતરૂપે છે, છતાં સુપ્ત પુરુષને વૃત્તિજ્ઞાન સત્ય ફળરૂપે છે. કારણકે જાગ્રતાવસ્થા પ્રાપ્ત થવા છતાં પણ તેનો બાધ થતો નથી. સ્વપ્નમાંથી ઉઠેલો પુરૂષ જો કે સર્પદંશ તથા જળના સ્નાનાદિ કાર્યને મિથ્યા છે, એમ માને છે, છતાં સ્વરૂપ ચૈતન્ય અર્થાત્ વૃત્તિ-જ્ઞાન મિથ્યા છે, એમ તે માનતો નથી. આ રીતે સ્વપ્નદ્રષ્ટાના વૃત્તિજ્ઞાનનો નાશ નહિ થતો હોવાથી દેહાત્મવાદ દોષ-યુક્ત છે, એમ જાણવું. શ્રુતિમાં કહ્યું છે કે, "यदा कर्मसु काम्येषु स्त्रियं स्वप्नेषु पश्यति, समृद्धिं तत्र जानीयात्तस्मिन् स्वप्ननिदर्शने (છા૦ ૫, ૨,૯) જ્યારે યજ્ઞ કરવાના પ્રસંગમાં કર્તા સ્વપ્નમાં કેટલાક કામ્યકર્મોમાં સ્ત્રીઓને જુવે તો તેણે ખરેખર આ સ્વપ્નપરથી ખાત્રી રાખવી કે, તેની ક્રિયા ફળદાયી નીવડી છે." આ પ્રમાણે અસત્યરૂપ સ્વપ્નના જોવાવડે સત્ય વસ્તુની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે તે જ પ્રમાણે પ્રત્યક્ષરૂપે કેટલીક અનિષ્ટ વસ્તુઓ સ્વપ્નના જોવા-વડે થાય છે. જેમકે સ્વપ્નમાં કૃષ્ણ દાંતવાળા કૃષ્ણ પુરુષને જે મનુષ્ય જુવે છે તેનો નાશ થાય છે. અર્થાત્ તે લાંબો સમય જીવશે નહિ, એમ કહ્યું છે. આ રીતે અમુક સ્વપ્નના દર્શનથી સારૂં થાય છે એમ કહ્યું છે તથા અમુક સ્વપ્નના દર્શનવડે અનિષ્ટ થાય છે એ પ્રમાણે મનુષ્યના સંબંધમાં કુશળતા કે અકુશળતાનું સૂચન કરેલ છે. આ જ પ્રમાણે રેખારૂપ મિથ્યા અક્ષરના જોવાથી અકારાદિ સત્ય અક્ષરની પ્રાપ્તિ થાય છે. આ સર્વનું છેવટ એ છે કે, આત્માની એકતાનું જે પ્રતિપાદન, તેજ પ્રમાણરૂપે છે. આ સિવાય અન્ય કાંઇ પણ પ્રમાણરૂપે નથી. જેમકે લોક વ્યવહારમાં કોઇએ એમ કહ્યું કે, "પૂજન કરવું જોઇએ" તો પછી તેમાં આ રીતની શંકા રહે છે કે, કોણે શાના-વડે યજન કરવું જોઇએ? પણ "तत्त्वमसि, अहं ब्रह्मास्मि તે તું છે. હું બ્રહ્મસ્વરૂપે છું" એમ કહેવામાં અન્ય કંઇ પણ રીતની આકાંક્ષા રહેતી નથી. કારણ કે ચૈતન્ય-સ્વરૂપ, સર્વાત્મકપણાના વિષયરૂપે છે. કોઇ અવશેષ રહેલ વિષયમાં આકાંક્ષાનું અસ્તિત્વ હોય છે, પણ આત્માથી ભિન્ન અન્ય કાંઇ પણ શેષરૂપે નથી. આના સંબંધમાં કાંઇ પણ વિષય રહેતો નથી, કે જેની આકાંક્ષા રાખી શકાય. તેમ જ જ્ઞાનની ઉત્પત્તિનો અભાવ છે, એમ કહેવું પણ યોગ્ય નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "तद्धास्य विजज्ञौ (છા૦૬,૧૬,૨) તું પણ બ્રહ્મરૂપે છો, એ રીતના પિતાના ઉપદેશને લીધે શ્વેતકેતુને બ્રહ્મજ્ઞાન થયું." વળી જ્ઞાનસાધનરૂપે શ્રવણાદિ છે, તેમજ વેદનું અધ્યયન કરવું જોઇએ, આ રીતનું વિધાન છે. આ જ્ઞાન

વેલો છે. આત્મસાક્ષાત્કાર થયા પૂર્વે સત્ય તથાઅનૃતરૂપ સર્વ વ્યવહાર તેમ જ લૌકિક તથા વૈદિક વ્યવહારનો નાશ હોતો નથી. માટે છેવટના પ્રમાણવડે આત્માની એકતાનું પ્રતિપાદન થાય છે તથા તેમ થવાથી સર્વ પૂર્વના રહેલા ભેદ વ્યવહારનો નાશ થાય છે તથા વ્યવહારનો નાશ થવાથી એકાત્મામાં અનેકાત્મ સ્વરૂપ બ્રહ્મની કલ્પના કરવાનો અવકાશ પણ રહેતો નથી.

શિષ્યઃ-જેમ મૃત્તિકા આદિના દષ્ટાંતમાં મૃત્તિકા જ પરિણામીરૂપે છે,તેમ બ્રહ્મ પણ સર્વ વ્યવહારના પરિણામરૂપે છે, એમ શાસ્ત્રનું માનવું હોવું જોઇએ. કારણ કે ઘટ શરાવાદિના પરિણામરૂપે મૃત્તિકા આદિ પદાર્થો જોવામાં આવે છે.

ગુરૂઃ-સર્વના પરિણામરૂપે બ્રહ્મ છે, એમ નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "स वा एष महानज आत्माऽजरोऽमृतोऽभयो ब्रह्म (બૃ૦૩,૯, ૨૫) આ આત્મા ઉત્પત્તિ ભાવથી રહિત, જરા ભાવથી રહિત, મરણભાવથી રહિત, ભયથી રહિત તથા બ્રહ્મસ્વરૂપે છે." વળી શ્રુતિમાં કહ્યું છે કે, स एष नेति नेत्यात्मा (બૃ૦૩,૯,૨૭), अस्थूलमनणु (બૃ૦૩,૮,૮) આ આત્માનું સ્વરૂપ આવું આવું નહિ, એમ અનિર્વચનીય છે." તે સ્થૂલ તથા હ્રસ્વભાવથી રહિત છે." ઇત્યાદિ શ્રુતિઓવડે બ્રહ્મમાં સર્વ પ્રકારની વિક્રિયાનો નિષેધ કહ્યો છે. કારણ કે બ્રહ્મનું નિરૂપણ કૂટસ્થ સ્વરૂપે કહેલું છે. એક જ બ્રહ્મ પરિણામ ધર્મવાળો હોય તથા પરિણામ ભાવથી રહિત હોય, એમ પ્રાપ્ત થવા શક્ય નથી.

શિષ્યઃ-જો કે પરિણામ ધર્મવાળો નથી, છતાં સ્થિતિ તથા ગતિ પ્રત્યક્ષ જોવામાં આવતાં હોવાથી પરિણામ ધર્મવાળો હોય, એવો ભાસ થાય છે.

ગુરૂઃ-ના, આત્માનું વિશેષણ કૂટસ્થ રૂપે આપેલું છે. કૂટસ્થ બ્રહ્મમાં સ્થિતિ તથા ગતિની માફક અનેક ધર્મનો આશ્રય સંભવતો નથી. હું કહું છું કે, બ્રહ્મ કૂટસ્થરૂપે તથા નિત્ય રૂપે છે તથા તેમા કોઈપણ પ્રકારના વિકારનો નિષેધ કરેલો છે. જેમ બ્રહ્મ આત્માથી અભિન્ન છે, એ જ મોક્ષનું સાધનછે, તે જ રીતે જગદાકારનું પરિણામ દર્શન સ્વતંત્ર રીતે કોઈપણ ફળને ઉત્પન્ન કરતું નથી. કારણ કે જગદાકારના પરિણામી દર્શનના ફળનું પ્રમાણ કોઇ ઠેકાણે દર્શાવ્યું નથી. કારણકે શાસ્ત્રમાં કહ્યું છે કે, કૂટસ્થ બ્રહ્માત્મના જ્ઞાનવડે મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાય છે. "स एष नेति नेत्यात्मा આ આત્મા નેતિનેતિ રૂપે છે." આ રીતની શરૂઆત કરી ' अभयं वै जनक प्राप्तोऽसि (બૃ૦૪,૨,૪) હે જનક! તું હવે અભયરૂપ જ્ઞાનને પ્રાપ્ત થયો છે" આ રીતે જ્ઞાનનું મોક્ષરૂપી ફળ છે. આથી એમ સિદ્ધ થાય છે કે, બ્રહ્મના નિરૂપણમા ફળની સિદ્ધિ સર્વ ધર્મવિશેષથી રહિત બ્રહ્મ જ્ઞાનથી જ થાય છે. પણ બ્રહ્મનું જગતના આકારે પરિણામીપણું છે, માટે બ્રહ્મજ્ઞાનના ઉપાયમાં તેનો વિનિયોગ છે, આ રીતના જ્ઞાનને શ્રુતિ મિથ્યા કહે છે. ફળવાળા વચનની સમીપ અર્થાત્ બ્રહ્મજ્ઞાન સંબંધીનું જે વચન છે, તેની સમીપ અફળ

અર્થાત્ જગદ્યોનિત્વ આદિ વચન છે તે તેના અંગરૂપે અર્થાત્ બ્રહ્મજ્ઞાનના સાધનરૂપે છે. કારણ કે સાધન વિના સ્વતંત્ર રીતે ફળની કલ્પના થઈ શકતી નથી. બ્રહ્મ પરિણામરૂપે છે, એવા જ્ઞાનથી આત્માનું પણ પરિણામપણું છે, એ ફળ છે એમ કહેવું અયોગ્ય છે. કારણ કે મોક્ષનું ફળ કૂટસ્થ તથા નિત્યરૂપે છે.

શિષ્યઃ–કૂટસ્થ બ્રહ્મ કેવળ એકજ સ્વરૂપે છે, માટે શાસન કર્તા તથા શાસન કરવાની વસ્તુ આ બેઉનો અભાવ થશે, જેથી ઇશ્વર સર્વના કારણરૂપે છે, આ રીતની પ્રતિજ્ઞાનો વિરોધ આવશે, તેનું કેમ?

ગુરુઃ–આ રીતની પ્રતિજ્ઞામાં કોઇ રીતનો વિરોધ આવશે નહિ. કારણ કે સર્વજ્ઞ સ્વરૂપને પોતાને જ અવિદ્યાવાચક નામ,રૂપ તથા બીજરૂપે વિસ્તાર પામવાની ઇચ્છા હોય છે. શ્રુતિમાં કહ્યું છે કે "तस्माद्वा एतस्मादात्मन आकाशः सभूत (તૈ૦૨,૧) આ પરબ્રહ્મ પરમાત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઇ છે." ઇત્યાદિ વચનવડે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વરૂપ, સર્વજ્ઞ સ્વરૂપ, તથા સર્વ શક્તિવાળા ઇશ્વરમાંથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયો છે. અચેતન સ્વરૂપ પ્રધાનમાંથી અથવા તો અન્યમાંથી નથી. આ વિષયનું સૂચન जन्माद्यस्य यत. સૂત્રથી કરવામાં આવ્યું છે. આ સૂચન બ્રહ્મની અવસ્થારૂપે છે. પણ અહીં કાંઇ વિરુદ્ધ અર્થનું નિરૂપણ કર્યું નથી.

શિષ્યઃ–નિરતિશયરૂપે આત્માનું એકપણું તથા અદ્વિતીયપણું કહેનારી જે શ્રુતિ છે, તે વિરુદ્ધ અર્થનું સૂચન નથી કરતી, એમ કેવી રીતે કહેવાય?

ગુરુ :–વિરુદ્ધ અર્થનું સૂચન શ્રુતિ કેવી રીતે નથી કરતી, તેના સંબંધમાં હું કહું તે સાભળ જાણે સર્વજ્ઞ ઇશ્વરવાચક હોય, એવા અવિદ્યાવડે કલ્પાએલ નામ તથા રૂપ છે. આ નામ તથા રૂપ તત્વથી ભિન્ન હોવાને લીધે અર્થાત્ કલ્પિત હોવાને લીધે અનિર્વચનીયરૂપે છે. તેઓ સંસારપ્રપંચના બીજરૂપે છે અને શ્રુતિ તથા સ્મૃતિ સર્વજ્ઞ ઇશ્વરની માયા શક્તિરૂપ તથા પ્રકૃતિરૂપે નિરૂપણ કરેલ છે. આ નામ તથા રૂપથી ભિન્ન સર્વજ્ઞ ઇશ્વર છે. શ્રુતિમાં કહ્યું છે કે, आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म (છા૦૮,૧૪,૧) नामरूपे व्याकरवाणि (છા૦૬,૩,૨) सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाऽभिवदन्यदास्ते (તૈ૦ આ૦૩,૧૨,૭) एकं बीजं बहुधा यः करोति(શ્વે. ૬,૧૨) ખરેખર જેને આકાશ કહેવામાં આવે છે, તે નામ તથા રૂપવડે બનેલું છે. જે નામ તથા રૂપથી રહિત છે તે બ્રહ્મસ્વરૂપે છે." હવે ઇચ્છા કરી કે, નામો તથા રૂપોવડે હું અનેકરૂપે થાઉં, સર્વ રૂપોને, મરજી નામ પાડી તેને વિષે વ્યાપીને પોતે રહે છે." જે એક બીજને અનેકરૂપે કરે છે." આ રીતે અવિદ્યાવડે થયેલ નામ તથા રૂપાત્મક ઉપાધિવાળો ઇશ્વર થાય છે. જેમ

ઘટ તથા કરવડઆદિમાં આકાશ વ્યાપીને રહેલ છે, તેમ પરમાત્મા નામ તથા રૂપને વ્યાપી રહેલ છે. આ પરમાત્મા ઘટાકાશની માફક પોતાથી જ થયેલા જીવવાચક વિજ્ઞાનાત્માની ઉપર વ્યવહારના સંબંધમાં અધિષ્ઠાતાપણું ભોગવે છે. આ વિજ્ઞાનાત્માઓ અવિદ્યાવડે કલ્પાયેલ નામ તથા રૂપને લીધે કાર્ય તથા કારણના સંઘાતરૂપે છે. આ રીતે અવિદ્યાયુક્ત ઉપાધિથી ભિન્નતા, તે જ ઇશ્વરનું ઇશ્વરપણું, સર્વજ્ઞપણુ તથા સર્વશક્તિપણું છે. વિદ્યાવડે જ્યારે ઉપાધિ સ્વરૂપની નિવૃત્તિ થાય છે ત્યારે આત્મામાં નિયામક નિયંતવ્ય તેમજ સર્વજ્ઞત્વાદિ વ્યવહારની પારમાર્થિકરૂપે પ્રાપ્તિ હોતી નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाः (છા૦ ૭,૨૪,૧) यत्र કર્તાપણાને, કર્મોને તેમજ કર્મફળના સંયોગને ઉત્પન્ન કરતો નથી. આ વસ્તુ સ્વભાવવડે થાય છે. પરમાત્મા કોઇને પાપ આપતો નથી તેમજ તે કોઇને પુણ્ય પણ આપતો નથી. જ્ઞાન સ્વરૂપ આત્મા અજ્ઞાનવડે આવૃત થયેલ છે. તેથી પ્રાણીઓ મોહને પામે છે." આ રીતે ઇશિતા તથા ઇશિતવ્ય આદિ વ્યવહારનો અભાવ પરમાર્થાવસ્થામાં કહેવાયલો છે. શ્રુતિમાં પણ વ્યવહારાવસ્થામાં ઇશ્વરાદિનો વ્યવહાર કહેવાયલો છે. શ્રુતિમાં કહ્યું છે કે, एष सर्वेश्वर एष भूताधिपतिरेष भूतपाल एष सेतु र्विधरणं एषां लोकानामसंभेदाय (બૃ. ૪, ૪, ૨૨) તે સર્વનું ઇશ્વરરૂપે છે, તથા સર્વના અધિપતિરૂપે છે. તે સાધુ કર્મે કરી મહાન્ થતો નથી તથા ખરાબ કર્મવડે અલ્પ થતો નથી. તે સર્વેશ્વરરૂપ. સર્વ ભૂતોના

કની સાથે બ્રહ્મને સરખાવે છે શ્રુતિ કાર્ય પ્રપંચનો તેમજ પરિણામ પ્રક્રિયાનો નિષેધ કરતી નથી. પણ શ્રુતિ પ્રપંચ તથા પ્રક્રિયાનો આશ્રય એટલા માટે કરે છે કે, તે સગુણોપાસનામાં કામ આવે છે. (૧૪)

શિષ્યઃ–જ્યારે આત્મા એકરૂપે છે તો પછી કાર્ય તથા કારણભાવ શા માટે કહેવામાં આવે છે ?

ગુરૂઃ–કારણભાવને લઈ કાર્યભાવની પ્રાપ્તિ છે. બાકી ખરૂં જોતાં તો કાર્ય તથા કારણ એકરૂપેજ છે. આ જ પ્રમાણે ૧૫મા સૂત્રમાં કહ્યુ છે કે;–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૧૫ મું.

## કારણને લઈ કાર્યતા.

भावाच्चोपलब्धेः ॥ १५ ॥

સૂત્રાર્થઃ–કારણનું અસ્તિત્વ હોવાથી કાર્યનું અસ્તિત્વ છે. નહિ તો કાર્ય તથા કારણ એકજરૂપે છે. (૧૫)

ટીકાઃ-ગુરૂઃ વળી કાર્યનું કારણથી ભિન્ન પણું નથી. કારણ કે કારણનો સંભવ જ્યારે હોય છે ત્યારે જ કારણનું કાર્ય જોવામાં આવે છે. પણ જો કારણનો સંભવ હોતો નથી તો કાર્યનો પણ અભાવ હોય છે. જેવી રીતે મૃત્તિકા હોય તો ઘટની પ્રાપ્તિ થાય છે. તેમ જ તંતુ હોય છે તો પટની પ્રાપ્તિ થાય છે. નિયમવડે એકથી ભિન્ન વસ્તુનો ભાવ હોય તો અન્યની પ્રાપ્તિ જોવામાં આવતી નથી. જેમકે અશ્વ ગાયથી ભિન્ન છે, તેથી ગાયનું અસ્તિત્વ હોય તો જ અશ્વની પ્રાપ્તિ થાય છે, એમ હોતું નથી. તેમ જ કુંભાર હોય તો જ ઘટની પ્રાપ્તિ થાય છે, એમ હોતું નથી. કારણ કે નિમિત્તથી અર્થાત્ કારણથી નૈમિત્તિક અર્થાત્ કાર્ય ભિન્ન છે.

શિષ્યઃ–અન્યનું અસ્તિત્વ હોય, છતાં અન્યની પ્રાપ્તિ જોવામાં આવે છે. જેમકે અગ્નિનું અસ્તિત્વ હોવા છતાં ધૂમનું અસ્તિત્વ જોવામાં આવે છે.

ગુરુઃ–તેમ નથી. જો કે અગ્નિ છાંટવા છતાં ગોવાળીઆના નાના ઘડા આદિમાં ધુમાડો જોવામાં આવે છે.

શિષ્યઃ–જો અગ્નિનું અસ્તિત્વ ન હોય તો આવો ધુમાડો થાય નહિ. આ રીતે કોઈપણ અવસ્થાવાળું ધૂમનું વિશેષણ હોવું જોઈએ.

ગુરુઃ–જો તમે એમ માનશો તો પણ કંઈ દોષ નથી. કારણ કે હું કહું છું કે, કાર્ય કારણના અસ્તિત્વમાં આસક્ત બુદ્ધિ જ કાર્ય કારણના અભિન્નપણામાં હેતુ-રૂપે છે આ રીતની કાર્ય કારણમાં આ-સક્તિવાળી બુદ્ધિ અગ્નિ તથા ધૂમમાં હોતી નથી. અથવા તો भावाच्चोपलब्धे આ રીતના સૂત્રમાં પણ એ જ ભાવ છે. કેવળ શબ્દથી જ કાર્ય તથા કારણનું અભિન્નપણું નથી, પણ પ્રત્યક્ષ રીતે પ્રાપ્તિ થતી હોવાથી કાર્ય તથા કારણની અભિન્નતા છે. કારણ કે કાર્ય તથા કારણના અભિન્નપણામાં પ્રત્યક્ષ પ્રમાણ છે. તંતુની સ્થિતિ જો હોય તો પટ થાય છે, પણ તંતુના અસ્તિત્વ વિના પટનામનું કાર્ય પ્રાપ્ત થતું નથી. પ્રત્યક્ષ

રીતે તો કેવળ આડા તથા ઉભા તંતુઓ જ ગોઠવવાથી પટરૂપ કાર્યની સિદ્ધિ થાય છે. બીજું તંતુઓમાં અંશુ હોય છે તથા અંશુમાં તેના વિભાગો હોય છે. આ પ્રત્યક્ષ પ્રમાણને લીધે અર્થાત્ તેજ, જળ તથા પૃથ્વીને લીધે લોહિત, શુક્લ તથા કૃષ્ણ આ ત્રણ રૂપો હોય છે. આ રૂપોમાંથી વાયુની તથા આકાશની ઉત્પત્તિ છે, એમ અનુમાન કરવુ આ સર્વથી પરબ્રહ્મ છે, જે એક તથા અદ્વિતીયરૂપે છે તે સર્વ પ્રમાણોની પરિસમાપ્તિરૂપ છે, એમ અમે કહીએ છીએ. (૧૫)

શિષ્યઃ-કાર્ય તથા કારણની અભિન્નતામાં બીજું કારણ હોય તે કહો.

ગુરુઃ-કાર્યનું અસ્તિત્વ કારણમાં હોવાથી કાર્યકારણની અભિન્નતા છે. આના જ સંબંધમાં ૧૬મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૬ ઠ્ઠું-સૂત્ર ૧૬ મું. કાર્યનું કારણમાં અસ્તિત્વ.

सत्वाच्चापरस्य ॥ १६ ॥

સૂત્રાર્થઃ-પછીથી થનાર અર્થાત્ કર્મનું કારણમાં અસ્તિત્વ હોવાથી કાર્યકારણની અભિન્નતા છે (૧૬)

ગુરુઃ-વળી કારણથી કાર્યનું અભિન્નપણું છે. કારણ કે ઉત્પત્તિ પૂર્વે કારણમાં પછીથી થનારા કાર્યનું અસ્તિત્વ કારણપણાવડે જ હોય છે શ્રુતિમાં કહ્યું છે કે, सदेव सोम्येदमग्र आसीत् (છાં૦૬,૨,૧,)आत्मा वा इदमेक एवाग्र आसीत् (ઐ૦ આ૦ ૨,૪,૧,૧), હે સૌમ્ય! પ્રથમ આ સર્વ સદ્રૂપે હતું" પ્રથમ આ એક જ આત્મારૂપે હતું." આ સર્વમા इदं શબ્દવડે ગ્રહણ કરાયેલ કાર્યનું કારણ સાથે સમાનપણુ છે જે વસ્તુનો જેમાં અભાવ હોય છે, તે વસ્તુ તેમાથી કદી ઉત્પન્ન થતી નથી. જે રીતે રેતીમાથી કદી તેલ ઉત્પન્ન થતું નથી માટે ઉત્પત્તિપૂર્વે કાર્ય કારણથી અભિન્ન હોવાથી ઉત્પત્તિ પછી પણ કારણથી કાર્ય અભિન્ન સ્વરૂપે જ છે, એમ સિદ્ધ થાય છે. જેવી રીતે કારણ સ્વરૂપ બ્રહ્મના મૂળ સ્વરૂપમાં ત્રણે કાળ ફેરફાર થતો નથી, તે જ પ્રમાણે ત્રણે કાળ કાર્ય સ્વરૂપ જગતના મૂળ સ્વરૂપમાં જરા પણ ફેરફાર થતો નથી. વળી મૂળ પ્રકૃતિ એક જ રૂપે છે, માટે કારણથી કાર્યની ભિન્નતા નથી. (૧૬)

શિષ્યઃ-ઉત્પત્તિ પૂર્વે અસત્પણું હતું, માટે કાર્યનું અસ્તિત્વ કેવી રીતે હોઇ શકે?

ગુરુઃ-ના, શ્રુતિમાં ઉત્પત્તિ પૂર્વે જે અસત્ રૂપ હતું, એમ જે શબ્દ વાપર્યો છે, તે જુદા ભાવને લઇને છે. આ જ હેતુથી નીચેના સૂત્રની યોજના કરી છે. જેમકે;-

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૧૭ મું.

## ઉત્પત્તિ પૂર્વે કાર્યનું અસ્તિત્વ.

असद्व्यपदेशान्नेतिचेन्न धर्मान्तरेण वाक्यशेषात् ॥ १७ ॥

સૂત્રાર્થ:–શ્રુતિમાં અસત્‌નો ઉપદેશ હોવાથી ઉત્પત્તિ પૂર્વે કાર્યનું અસ્તિત્વ નથી. એમ જો તું કહે તો તે ખોટું છે. આ ઉપદેશ બીજા કારણને લીધે છે. કારણ શ્રુતિના છેવટના વચનથી તેનો નિશ્ચય થાય છે. (૧૭)

ટીકા:–શિષ્ય:–વળી કેટલેક સ્થળે ઉત્પત્તિ પૂર્વે અસત્‌રૂપતા છે, એમ શ્રુતિમાં કહ્યું છે. જેમકે "असदेवेदमग्र आसीत (છા. ૩, ૧૯, ૧), असद्वा इदमग्र आसीत् (તૈ. ૨, ૭, ૧) પૂર્વે આ સર્વ અસત્‌રૂપે હતું." પ્રથમ આ સર્વ અસત્‌રૂપે હતું." આમ અસત્પણાનો ઉપદેશ હોવાથી ઉત્પત્તિ પૂર્વે કાર્યનું અસ્તિત્વ ન હતું, એમ મારૂં માનવું છે.

ગુરુ:–તું કહે છે તે ખોટું છે. અત્યંત અસત્પણાના હેતુવડે ઉત્પત્તિ પૂર્વે કાર્યનું અસત્પણું કહેલ નથી.

શિષ્ય:–ત્યારે શ્રુતિમા તેમ કહેવાનું શું કારણ ?

ગુરુ:–વ્યાકૃત નામ તથા રૂપવાળા ધર્મમાંથી અવ્યાકૃત નામ રૂપવાળો ભિન્ન ધર્મ છે. આ ભિન્ન ધર્મને લઇ અસત્પણ‌ાનો ઉપદેશ છે. બાકી ઉત્પત્તિ પૂર્વે કાર્યનું કારણ રૂપથી અભિન્નપણું જ રહેલ છે.

શિષ્ય.–આ કેવી રીતે સમજી શકાય ?

ગુરુ–શ્રુતિમાં અસત્પણાનું જ્યાં નિરૂપણ છે ત્યાં છેવટનો ભાગ જોતાં એ પ્રમાણે સમજાય છે. શરૂઆતમાં જે સંદિગ્ધ વચન છે, તેનો નિશ્ચય છેવટના વચનથી થાય છે. અહીં "असदेवेदमग्र आसीत પૂર્વે આ સર્વ અસત્‌રૂપે હતું." એમ શરૂઆતમાં અસત્ શબ્દનું જે નિરૂપણ કર્યું છે, તેની જ તત્ શબ્દથી શરૂઆત કરી સત્ એ પ્રમાણે વિશેષણ આપ્યું છે. જેમકે तत्सदासीत् ॥ અહીં असत्‌નો પૂર્વાપર કાળની સાથે સંબંધ ન હોય તો आसीत શબ્દ અયોગ્ય થશે. असद्वा इदमग्र आसीत આ શ્રુતિના છેવટના ભાગમાં तदात्मानं स्वयमकुरुत એમ વિશેષણ હોવાથી આ સ્થળે અત્યંત અસત્પણાનો ભાવ નથી. માટે કાર્યની ઉત્પત્તિ પૂર્વે અસત્પણાનો જે ઉપદેશ છે, તે અન્ય ધર્મને લઇને છે. લૌકિક રીતિએ નામ તથા રૂપના વિકારવાળી જે વસ્તુ હોય, તે સત્ સ્વરૂપે પ્રસિદ્ધ છે. આ કારણથી નામ તથા રૂપનો વિકાર થવા પૂર્વે સર્વ વસ્તુ જાણે અસત્ હોય, એમ કથન કર્યું છે. (૧૭)

શિષ્ય:–કાર્ય સત્ સ્વરૂપે છે, એમ જાણવામાં બીજો કાઇ હેતુ હોય તો કહો.

ગુરુ–હા, યુક્તિથી તેમજ અન્ય શ્રુતિના વચનથી પણ જાણી શકાય છે કે, કાર્યનું સત્પણું ઉત્પત્તિ પૂર્વે પણ છે. આના જ સંબંધમાં નીચેના સૂત્રની યોજના કરી છે. જેમકે,—

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૮ મું.

### યુક્તિવડે કાર્યનું અસ્તિત્વ.

युक्तेः शब्दान्तराच्च ॥१८॥

સૂત્રાર્થ:-યુક્તિથી તેમ જ બીજા શબ્દના પ્રમાણથી ઉત્પત્તિ પૂર્વે કાર્ય સત્ રૂપે હતું તથા તે કારણથી અભિન્ન છે. (૧૮)

ટીકા:-ગુરુ: ઉત્પત્તિ પૂર્વે કાર્યનું અસ્તિત્વ કારણથી અભિન્નરૂપે છે, એમ યુક્તિ તથા અન્ય શ્રુતિના શબ્દપ્રમાણથી જણાય છે. પ્રથમ યુક્તિ સંબંધી હું કહું, તે તું સાંભળ. દહી, ઘટ તથા માળા આદિની જેને ઈચ્છા હોય, તેઓ ઉપાદાન કારણરૂપે દૂધ, મૃત્તિકા તથા સુવર્ણ આદિ લાવે છે, એમ લોકમાં પ્રત્યક્ષ છે. દહીંની ઇચ્છાવાળો મૃત્તિકા લાવતો નથી તથા ઘટની ઈચ્છાવાળો દૂધ લાવતો નથી. માટે કાર્ય અસત્ હોય તો તેની પ્રાપ્તિ કદી પણ થાય નહિ. ઉત્પત્તિ પૂર્વે સર્વની સર્વ સ્થળે અસત્પણામાં સરખાપણું હોય તો ક્ષીરમાંથી દહીંની જ કેવી રીતે ઉત્પત્તિ થાય તથા મૃત્તિકામાંથી ઘટની જ ઉત્પત્તિ કેમ થાય ? પણ દૂધમાંથી ઘટની ઉત્પત્તિ કેમ ન થઇ શકે ?

શિષ્ય:-ઉત્પત્તિ પૂર્વે અસત્પણું સમાન હોવાથી ક્ષીરમા જ દહીંનો કાંઇક કાર્યનો ધર્મ રહેલ છે, પણ મૃત્તિકામાં નથી. તેમ જ મૃત્તિકામાં જ ઘટનો કંઇક કાર્યધર્મ રહેલ છે, પણ દૂધમાં નથી.

ગુરુ:-જો અવસ્થા પૂર્વે કાર્ય તથા કારણનું ધર્મપણું હોય તો પછી અસત્કાર્યવાદની હાનિ થાય તથા સત્કાર્યવાદની જ સિદ્ધિ થાય. બીજું કારણની શક્તિ કાર્યના નિયમ માટે કલ્પાયલી છે, એમ જો હોય તો તે શક્તિ અન્યરૂપે કે અસત્ રૂપે હોવાથી કોઈ પણ કાર્યને નિયમમાં આણશે નહિ. કારણ કે તે શક્તિ અસત્ સમાન અથવા તો અન્ય સમાન છે. માટે કારણના પોતાના સ્વરૂપે શક્તિ છે તથા શક્તિના પોતાના સ્વરૂપે કાર્ય છે. વળી કાર્ય તથ કારણમાં અશ્વ તથા મહિષની માફક દ્રવ્ય તેમજ ગુણ આદિ ભેદબુદ્ધિ હોતી નથી. માટે તેઓમાં તાદાત્મ્ય ભાવનો સંબધ રહેલ છે. સમવાયની કલ્પનામાં જો સમવાયનો સમવાયી સાથે સંબંધ હોય તો બેઉનો અન્યોન્ય સંબંધ કલ્પવામાં આવશે તથા તેમ થવાથી અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. જ્યારે સંયોગ નહિ હોય, તે સમયે બેઉનો નાશ થયો જોઇએ. વળી સમવાય પોતે સંબંધરૂપે હોવાથી બીજા સંબંધની અપેક્ષા કર્યા વિના જ જોડાશે. જો આમ થશે તો સંયોગ પણ પોતે સંબંધરૂપે થવાથી સમવાયની અપેક્ષા વિના તે જોડાશે. તેમ

---

સમવાય — આ સબંધ નિત્ય છે. જેમકે અવયવ તથા અવયવી વચ્ચે, ગુણ તથા ગુણી વચ્ચે, ક્રિયા તથા ક્રિયાવાન્ વચ્ચે, જાતિ તથા વ્યક્તિ વચ્ચે જે સબધ, તે સમવાય સબધ કહેવાય છે. સમવાય સંયોગરૂપે નથી. સંયોગ બેમાથી એકના કર્મને લીધે થાય છે તથા વિભાગ સુધી જ તે સંયોગ રહે છે.

જ દ્રવ્ય તથા ગુણ આદિની તાદાત્મ્ય પ્રતીતિ હોવાથી સમવાયની કલ્પના કરવી, તે અયોગ્ય થશે. વળી અવયવી દ્રવ્યવાળું કાર્ય અવયવ દ્રવ્યવાળા કારણોમાં કેવી રીતે રહી શકે છે? શું તે દ્રવ્ય સમસ્ત અવયવમાં રહેલ છે કે એક ભાગમાં રહેલ છે? જો સમસ્તમાં જ રહેલ છે, એમ કહેશો તો પછી અવયવની પ્રાપ્તિ થશે નહિ. કારણ કે સમસ્ત અવયવોનો સંનિકર્ષ થવો અશક્ય છે. કારણ કે સમસ્ત આશ્રયમાં રહેલ બહુપણું ભિન્ન આશ્રય લેવાથી ગ્રહણ થઈ શકશે નહિ જો સમસ્ત અવયવોમાં ભિન્ન ભિન્ન અવયવ રહેતા હોય તો પણ પ્રથમના અવયવથી ભિન્ન અવયવીના અવયવોની કલ્પના થવી જોઈએ. આ અવયવો પ્રથમના અવયવમાં હોવાથી અવયવી ભિન્ન ભિન્ન અવયવરૂપે રહેવો જોઈએ. કોશરૂપી અવયવથી ભિન્ન અવયવવડે તલવાર કોશને વ્યાપીને રહેલી હોય છે. જો આ પ્રમાણે થાય તો પછી અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. કારણ કે દરેક અવયવમાં રહેલા ભિન્ન ભિન્ન અવયવની કલ્પના કરવી પડશે. જો ભિન્ન ભિન્ન અવયવની સ્થિતિ છે, એમ માનીએ તો એકના વ્યાપારમાં અન્યના વ્યાપારની પ્રાપ્તિ થશે. જે દેવદત્ત સુઘ્ન નામના શહેરમાં જે દિવસે રહેલ હોય છે, તે જ દિવસે તેની સ્થિતિ પાટલી પુત્રમાં હોઈ શકતી નથી એકી વખતે અનેક સ્થળે સ્થિતિ, અનેક પુરૂષો હોય તો જ બને જેમકે દેવદત્ત તથા યજ્ઞદત્ત સુઘ્ન તથા પાટલી પુત્રના નિવાસીઓ છે.

શિષ્યઃ--ગાય આદિની માફક પ્રત્યેકમાં પરિસમાપ્તિ થતી હોવાથી આ દોષ લાગુ પડતો નથી.

ગુરૂઃ--આ માનવું ફોકટ છે. કારણ કે તે રીતની પ્રતીતિનો અભાવ છે. જો ગાય આદિની માફક પ્રત્યેકમાં અવયવી સમાન થાય તો પછી જેમ ગાય વ્યક્તિ પ્રત્યક્ષ ગ્રહણ કરાય છે, તેમ અવયવી પણ દરેક અવયવમાં પ્રત્યક્ષ રીતે ગ્રહણ થવો જોઈએ પણ નિયમ જોતાં એમ હોતું નથી. તેમ જ પ્રત્યેક અવયવની સમાપ્તિમાં દરેક અવયવીનો કાર્યપણાવડે એકજપણાનો અધિકાર થશે, જેથી અવયવનું એકપણું હોવાથી શીંગડાથી સ્તનનું કાર્ય બનવું જોઈએ તથા છાતીવડે પીઠનું કાર્ય સરવું જોઈએ. પણ તેમ બનવું જોવામાં આવતું નથી. વળી ઉત્પત્તિ પૂર્વે કાર્ય અસતરૂપે હોય તો પછી તે ઉત્પત્તિ કર્તા ભાવથી રહિત તથા આત્મભાવથી રહિત થશે. બીજું ઉત્પત્તિ નામ તથા ક્રિયારૂપે છે. તે ગતિ આદિની માફક કર્તાપણાના ભાવવાળી છે. ક્રિયા હોય પણ તે કર્તાથી રહિત હોય, એમ કદી બની શકે જ નહિ. જો ઘટ ઉત્પન્ન થયો છે, એમ કહ્યું પણ તેનું કોઈ ઉપાદાન કારણ નથી, એમ જો કહેશો તો ઘટથી ભિન્ન અન્ય કર્તા થશે. તેમ જ કોડિઆ આદિની ઉત્પત્તિ કહીશું તો તેની પણ કોઈ ભિન્ન કર્તાની કલ્પના કરવી પડશે જો આમ થવા પછી ઘટ ઉત્પન્ન થયો છે, એમ કહેવાથી કુંભાર આદિ કારણો પણ ઉત્પન્ન થયા છે, એમ કહે-

વાશે. પણ ઘટની ઉત્પત્તિ કહીએ છીએ ત્યારે તે જ વખતે કુંભાર આદિની પણ ઉત્પત્તિ થઈ છે, એમ કહેવું સંભવતું નથી. કારણ કે ઉત્પન્નપણું પ્રત્યક્ષ હોય છે. જો ઉત્પત્તિનો અર્થ સ્વકારણ સમવાય અથવા સત્તા સમવાય હોય તથા સ્વસત્તાની પ્રાપ્તિ, એ કાર્યનો અર્થ હોય તો પછી અપ્રાપ્ત સત્તાવાળી વસ્તુનો સંબંધ કેવી રીતે થઇ શકે, તે કહે. બે સત્રૂપ વસ્તુનો સંબંધ સંભવે છે. એક સત્ હોય, તથા એક અસત્ હોય તેનો સંબંધ, તેમ જ બેઉ અસત્રૂપે હોય તેનો સંબંધ સંભવતો નથી. જે વસ્તુનો અભાવ હોય તેનું નિરૂપણ થઇ શકતું નથી. અસત્ માનવાથી ઉત્પત્તિ પુર્વે અમુક હતું, એમ કહેવું પણ અયોગ્ય ઠરશે. સત્સ્વરૂપ ક્ષેત્ર ગૃહ આદિની મર્યાદા જોવામાં આવે છે, પણ અભાવની કદી મર્યાદા હોતી નથી પુર્ણવર્મના અભિષેક પુર્વે વંધ્યાપુત્ર રાજા થયો, આ રીતની મર્યાદાવડે નિરૂપણ કરવા યોગ્ય વંધ્યાપુત્ર રાજા હતો, છે અથવા થશે, એ રીતનુ વિશેષણ થતું નથી. વળી વંધ્યાપુત્ર પણ કર્તાના વ્યાપાર પછી જો હોય તો પછી એમ થશે કે, કાર્યનો અભાવ પણ કારકના વ્યાપાર પછી થશે.

શિષ્ય–મારૂં માનવું એવું છે કે, વંધ્યાપુત્ર તથા કાર્યાભાવ, આ બેઉ એક હોવાથી જે રીતે વંધ્યાપુત્ર કર્તાનો વ્યાપાર હોવા છતાં અભાવરૂપે છે તેમ જ કાર્યનો અભાવ પણ કર્તાના વ્યાપાર હોવા છતા પણ થશે નહિ.

ગુરુઃ–આ રીતે થવાથી કર્તાનો વ્યાપાર મિથ્યા કહેવાશે. જે રીતે પ્રથમ જે વસ્તુ સિદ્ધ છે, તે વસ્તુને કર્તાની આવશ્યકતા હોતી નથી. આ રીતે સિદ્ધ વસ્તુ હોવાથી તેમ જ અભિન્નપણું હોવાથી કાર્યની સ્વરૂપસિદ્ધિ માટે કોઈની જરૂર પડશે નહિ.

શિષ્યઃ–પણ કર્તાનો વ્યાપાર તો હોય છે. માટે મારૂં માનવું એવું છે કે, ઉત્પત્તિ પૂર્વે કાર્યનો અભાવ છે.

ગુરૂઃ–આ દોષ નથી. કારણ કે કાર્ય સ્વરૂપે કારણની વ્યવસ્થા કરનાર કારક વ્યાપારનું અર્થપણું યોગ્ય છે. કાર્યસ્વરૂપ પણ કારણ સ્વરૂપે જ છે. કારણકે આત્મભાવથી રહિતની કદી ઉત્પત્તિ હોતી નથી, એમ કહ્યું છે. વળી વસ્તુમાં વિશેષ ભાવ લગાડવાથી તે કદી ભિન્નપણાને પામતી નથી. જેમકે દેવદત્ત સંકોચિત હાથ પગવાળો હોય, અથવા હાથ પગ પસારેલો હોય, એમ કોઇપણ રીતનું વિશેષણ તેને લગાડવા છતાં તેનામાં જરા પણ ભિન્નતા આવતી નથી, તે તો જેવો હોય છે તેવોને તેવોજ છે. તેમ જ પિતા આદિ ભિન્ન ભિન્ન સ્થિતિવાળા હોય છે, છતાં તેમાં અન્યપણું આવતું નથી. કારણ કે આ તો મારો પિતા છે, આ તો મારો ભાઇ છે, આ તો મારો પુત્ર છે, એ રીતનું જ્ઞાન રહે છે.

શિષ્યઃ–આ સ્થળે ઉત્પત્તિ તથા નાશનું વ્યવધાન નથી, માટે આ જ્ઞાન યુક્ત છે, પણ નહિ તો ન હોય.

ગુરુઃ—ના, તેમ નથી. કારણ કે પ્રત્યક્ષ રીતે ક્ષીર આદિની દહિના આકારમા સ્થિતિ થાય છે. વડનાં બીજ જોવામા આવતાં નથી, છતાં જ્યારે સમાન સ્વભાવ વાળા અવયવોથી વૃદ્ધિ પામે છે, ત્યારે અંકુરાદિ ભાવવડે તે દર્શનના વિષયરૂપ થાય છે, જેથી તે બીજને ઉત્પત્તિ નામની સંજ્ઞા પ્રાપ્ત થાય છે તે જ ડાળા આદિ અવયવોનો જ્યારે ક્ષય થાય છે ત્યારે તે દૃષ્ટિના પથને પામતા ન હોવાથી તેને લય સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

શિષ્યઃ—આ રીતે ઉત્પત્તિ તથા નાશના પ્રસંગને લીધે અસતને (અવ્યક્તને) સતની (વ્યક્તની) પ્રાપ્તિ, તથા સતને અસતની પ્રાપ્તિ થાય છે. આ રીતે હોવાથી ગર્ભમાં શયન કરનાર કોઇ હોય છે તથા કોઇ જમીનપર ચત્તો સૂનાર હોય છે. એ રીતે ભેદનો પ્રસંગ પ્રાપ્ત છે. તે જ પ્રમાણે બાળકપણું, યુવાનપણું તથા વૃદ્ધપણું આદિ ભેદપ્રસંગ જોવામાં આવે છે તેમજ પિત્રાદિ વ્યવહારના લોપનો પ્રસંગ પણ જોવામાં આવે છે. માટે ક્ષણિક નાશનો પ્રસંગ ગ્રહણ કરવો જોઇએ. વળી ઉત્પત્તિ પૂર્વે જેનું કાર્ય અસતરૂપે હોય, તેનો કારક વ્યાપાર વિષયથી રહિત રૂપે થવો જોઇએ. અભાવવાળા વિષયની પ્રાપ્તિ હોતી નથી. જેમ આકાશને હણવા માટે ખડ્ગ આદિ અનેક આયુધનો પ્રયોગ જેમ નિષ્ફળ છે, તેમ આ નિષ્ફળ છે. કારકનો વ્યાપાર સમવાયી કારણના વિષયરૂપે થવો જોઇએ

ગુરુ—ના, અન્ય વિષયવાળો કારક વ્યાપાર અન્યની નિષ્પત્તિરૂપે થશે તો અતિપ્રસંગપણાનો દોષ પ્રાપ્ત થશે.

શિષ્યઃ—સમવાયી કારણનું કાર્ય પોતાના અતિશય સ્વરૂપે હોય છે.

ગુરુ—ના, તેમ થશે તો સત્કાર્યવાદનો પ્રસંગ આવશે માટે ક્ષીરાદિ દ્રવ્યો દહી આદિ ભાવને પામી, કાર્ય સ્વરૂપને પામે છે માટે કાર્યથી કારણ ભિન્ન છે, એમ સેંકડો વર્ષ થઇ જાય, પણ નિશ્ચય કરવા કોઇ સમર્થ નથી અંત્ય કાર્યમાથી તે તે કાર્ય ભાવે કરી નટની માફક સર્વ વ્યવહારના સ્થાનને મૂળ કારણ જ પામે છે આ રીતે યુક્તિવડે ઉત્પત્તિ પૂર્વે કાર્યનું સત્પણું છે, તથા કારણથી અભિન્નપણુ છે, એમ સિદ્ધ થાય છે. શ્રુતિના અન્ય વચનથી પણ એમ જ સિદ્ધ થાય છે. પૂર્વના સૂત્રમાં અસત્ શબ્દનું શ્રુતિએ જે નિરૂપણ કર્યું છે, તેથી ભિન્ન વચન અર્થાત્ સત્સંબંધી જે વચન, તે અન્ય વચન કહેવાય છે જેમકે "सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् પૂર્વે સર્વ સતરૂપે, એકરૂપે તથા અદ્વિતીયરૂપે હતું." વળી "तद्धैक आहुरसदेवेदमग्र आसीत् કેટલાક એમ કહે છે કે આ સત્ તે અસત્-રૂપે હતું." આ રીતે અસત્પક્ષનું નિરૂપણ કરી તેનો આક્ષેપ કર્યો છે કે, આ અસત્માથી સત્ કેવી રીતે ઉત્પન્ન થયું ? છેવટના નિર્ણયમાં કહ્યું છે કે, આ સર્વ પૂર્વે કેવળ સત્ **સ્વરૂપે** હતું. અહી इद શબ્દવડે કાર્યને લેવુ, તથા ઉત્પત્તિ પૂર્વે સત્ શબ્દવડે કારણ લેવુ. આ બેઉનુ શ્રુતિમાં સમાનાધિકરણ

કરેલ છે, માટે સત્પણું તથા અનન્યપણું સિદ્ધ થાય છે. જો ઉત્પત્તિ પુર્વે કાર્ય અસત્ હોય, અને પાછળથી તે કાર્ય કારણમાં સમવાય સંબંધવડે જોડાતું હોય તો કારણથી કાર્ય ભિન્નરૂપે થાય. વળી તેમ થવાથી "યેનાશ્રુતં શ્રુતં ભવતિ જેવડે નહિ સાંભળેલ સાંભળેલ થાય." આ રીતની પ્રતિજ્ઞાને બાધ આવશે. ઉપરની પ્રતિજ્ઞાથી સિદ્ધ થાય છે કે, સત્પણું છે તથા કાર્ય કારણનું અનન્યત્વ છે. (૧૮)

શિષ્યઃ—કારણથી કાર્ય જુદું નથી, તેના સંબંધમાં કોઇ દૃષ્ટાંત હોય તો તે કહો.

ગુરૂઃ—જેમ પટથી વસ્ત્ર ભિન્ન નથી, તેમ કારણથી કાર્ય ભિન્ન નથી. આજ હેતુને લઇ નીચેનું સૂત્ર કહ્યું છે. જેમકે;—

## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૧૯ મું.

## કાર્ય કારણમાં પટતંતુનું દૃષ્ટાંત.

પટવચ્ચ ॥ ૧૯ ॥

સૂત્રાર્થઃ—પટની પેઠે કાર્ય કારણથી અભિન્ન છે. (૧૯)

ટીકાઃ-ગુરૂઃ—જેવી રીતે વસ્ત્રને ગોટાળી એકઠું કર્યું હોય તો પછી આ વસ્ત્ર છે કે બીજી કાંઇ વસ્તુ છે, તે જાણી શકાતું નથી. પણ જ્યારે તે ગોટાળેલું વસ્ત્ર છૂટું પાડવામાં આવે ત્યારે વીંટાળેલ વસ્તુ વસ્ત્ર છે, એમ ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે. વળી વીંટાળેલ વખતે જો કે એમ માલમ પડે કે આ તો વસ્ત્ર છે, છતાં તેની પહોળાઇ તથા લંબાઇ કેટલી છે, તે માલમ પડતી નથી. પણજ્યારે વીંટાળેલ વસ્ત્ર ખુલ્લું કરીએ છીએ ત્યારે જ લંબાઇ પહોળાઇ જાણી શકાય છે. જ્યાં સૂધી લુગડું એકઠું હોય ત્યાં સૂધી એ શી વસ્તુ છે તે, તેમજ તે લુગડું એકઠું છે કે કકડા છે, તે જણાતું નથી. આજ રીતે તંતુ આદિ કારણ અવસ્થાવાળું પટાદિ કાર્ય અવ્યક્ત જો કે હોય છે, પણ સાળનીનો કાંટો, માળ, તથા વણકર આદિ નિમિત્તાદિ કારણને લઇને જ તે વ્યક્ત સ્વરૂપે ગ્રહણ થાય છે. માટે એકઠું કરેલ અથવા વિસ્તારેલ પટની માફક કારણથી કાર્યની અભિન્નતા છે. (૧૯)

ગુરૂઃ—આના જ સંબંધમાં બીજું દૃષ્ટાંત પ્રાણાદિ છે. જેમકે;—

## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૨૦ મું.

## પ્રાણાદિની માફક કાર્ય કારણથી અભિન્ન.

યથા ચ પ્રાણાદિ ॥ ૨૦ ॥

સૂત્રાર્થઃ—જેવી રીતે પ્રાણાદિ ભિન્ન નથી, તેમ કાર્ય કારણથી ભિન્ન નથી. (૨૦)

ટીકા-ગુરૂઃ જેવી રીતે લોકમાં પ્રાણ અપાન આદિ પ્રાણભેદોનો નિરોધ પ્રાણાયામવડે થાય છે. વળી આ પ્રાણાદિ વાયુઓ જ્યારે કારણ માત્ર સ્વરૂપે રહેલા હોય છે, ત્યારે જીવનમાત્ર કાર્ય થઇ શકે છે, પણ અવયવને સંકોચવા કે ખુલ્લા કરવા આદિ કાર્ય થઇ શકતું નથી. આ પ્રાણભેદરૂપ વાયુઓ જીવનથી અધિક સ્વરૂપે થઇ રહે છે, ત્યારે અવયવોને ખુલ્લા કરવા

તથા એકઠા કરવા આદિ કાર્ય બની શકે છે. પણ આ પ્રાણ અપાનાદિ વાયુઓ ભેદ યુક્ત પ્રાણથી ભિન્ન નથી. કારણ કે પ્રાણ અપાન આદિ સર્વ વાયુસ્વરૂપે છે. આ પ્રમાણે જ કાર્ય કારણથી ભિન્ન નથી. આ રીતે સર્વ જગત્ બ્રહ્મના કાર્યરૂપે છે. માટે તે બ્રહ્મથી ભિન્ન નથી, જેથી "येनाश्रुतं श्रुत भवत्यमत मतमविज्ञात विज्ञानम् (છા. ૬, ૧, ૧) જેવડે નહી સાંભળેલ સાંભળેલ થાય છે, નહીં ધારેલ ધારી શકાય છે તથા નહિ જાણેલ જાણી શકાય છે." આ પ્રમાણેની શ્રુતિની પ્રતિજ્ઞા સિદ્ધ થાય છે. (૨૦)

શિષ્યઃ–જીવથી પરમાત્મા ભિન્ન નથી, તો પછી પરમાત્મા સ્વતંત્ર હોઇ પોતાનું હિત જ કરે છે, તેમ જીવ કેમ કરતો નથી ?

ગુરૂઃ–આ બાબતનું નિરૂપણ કરવા જ શ્રી વ્યાસ ભગવાને નીચલા સૂત્રની યોજના કરી છે. જેમકે;—

## અધિકરણ ૭ મું–સૂત્ર ૨૧ મું.

## જીવ પરમાત્માથી અભિન્ન.

इतरव्यपदेशाद्धिताकरणादिदोष-
प्रसक्तिः ॥ २१ ॥

સૂત્રાર્થઃ–ઇતર અર્થાત્ શારીરનો શ્રુતિમાં બ્રહ્મરૂપે ઉપદેશ કરેલ છે. માટે શારીર જેમ પોતાના હિત માટે દરકાર રાખતો નથી, તેમ અહિત કરવા સંબંધીનો દોષ બ્રહ્મને પણ લાગુ પડશે. (૨૧)

ટીકાઃ–શિષ્ય–ચેતન બ્રહ્મ કારણુ સ્વરૂપે નથી, એમ મારૂં માનવુ છે. કારણ કે ચેતનમાંથી જગત્સ્વરૂપ થયેલ છે, એમ માનવાથી ચેતન બ્રહ્મને હિત નહિ કરવા આદિ દોષો લાગુ પડશે.

ગુરૂ–તે કેમ બને ?

શિષ્યઃ–શ્રુતિમાં જીવનો ચેતન બ્રહ્મરૂપે ઉપદેશ નિરૂપણ કરેલ છે. જીવાત્માનો બ્રહ્માત્મસ્વરૂપે શ્રુતિમાં નીચે પ્રમાણે ઉપદેશ છે;–" स आत्मा तत्त्वमसि श्वेतकेतो (છા. ૬, ૮, ૭) હે શ્વેતકેતુ ! જેમ સર્પમાં રજ્જુ કલ્પાયેલ છે, તેમ તે જગતના આત્મારૂપ છે. હે શ્વેતકેતુ ! તું પણ તે જ છે." અથવા તો બ્રહ્મનો જીવાત્મારૂપે નીચલી શ્રુતિ ઉપદેશ કરે છે. જેમકે, " तत्सृष्ट्वा तदेवानुप्राविशत् (તૈ. ૨, ૬) પરમાત્માએ જગતને સર્જી તેને વિશે પ્રવેશ કર્યો." આ રીતે સ્રષ્ટા સ્વરૂપ અવિકૃત બ્રહ્મનો જ કાર્યમાં પ્રવેશ થાય છે, જેથી બ્રહ્મને શારીરભાવ પ્રાપ્ત થાય છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, "अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि (છા. ૬, ૩, ૨) પરમાત્માએ ઇચ્છયું કે, જીવાત્મારૂપે હું પ્રવેશ કરી નામ તથા રૂપવડે અનેકરૂપે થાઉં." આ રીતે જીવ પરમાત્મસ્વરૂપે છે, એમ શ્રુતિ ઉપદેશ કરે છે. માટે બ્રહ્મથી જીવાત્મા ભિન્ન નથી. માટે બ્રહ્મમાં જે સ્રષ્ટાપણાનો ભાવ રહેલ છે, તે જ જીવાત્માનો છે. આ રીતે જીવાત્મા સ્વતંત્રરૂપે તથા કર્તારૂપે થશે. આથી જીવ પ્રસન્ન મન-

વાળો તથા પોતાનું હિત કરવાવાળો થવો જોઇએ. તે કદી પોતાનું અહિત કરશે નહિ. તેમ જ જન્મ, મરણ, જરા, તથા રોગ આદિ અનેક અનર્થજાળને સેવશે નહિ કોઈ પણ સ્વતંત્ર પોતાને માટે બંધનગૃહ કરી તેમાં પ્રવેશ કરશે નહિ. પરમાત્મા, જો પોતે અત્યંત નિર્મળ છે તો તે અત્યંત મલિન દેહમાં આત્મારૂપે પ્રવેશ કરે નહિ જો કદાપિ કંઇ એક દુ:ખ કરવાવાળી વસ્તુ થઇ ગઇ હોય, તો પણ ઇચ્છાથી તેનો ત્યાગ કરે તથા સુખને કરવાવાળી વસ્તુનું જ ગ્રહણ કરે. વળી તે જીવને એમ સ્મરણ રહેવું જોઇએ કે, મેં આ વિચિત્ર જગત્ બિંબ રચેલ છે. કારણ કે સર્વ મનુષ્ય જે કાર્ય તે પોતે કરે છે, તેનું તેને સ્મરણ રહે છે કે અમુક કાર્ય મેં કીધું. જેવી રીતે માયાવી પોતે પ્રસારેલ માયાને ઇચ્છાથી સહેલાઈથી સંકોચી લે છે, તે રીતે જીવાત્માએ આ સૃષ્ટિનો ઉપસંહાર કરવો જોઇએ. પણ જીવાત્મા શરીરનો સહેલાઈથી ત્યાગ કરવા સમર્થ નથી. તે જ રીતે હિત ક્રિયા આદિ કર્મ શારીરનું જોવામાં આવતું નથી, માટે ચેતનમાંથી જગત્ પ્રક્રિયા થયેલી છે, તે ખોટું છે. (૨૧)

ગુરૂઃ-તારૂં કહેવું ખરૂં છે કે, જીવ ઇશ્વરથી ભિન્ન નથી. પણ સ્રષ્ટાનું સ્વરૂપ જીવથી અધિક છે. એટલો ભેદ રહેલ છે. આથી જ કહ્યું છે કે;—

---

## અધિકરણ ૭ મું-સૂત્ર ૨૨ મું.

## સ્રષ્ટાનું સ્વરૂપ જીવથી અધિક.

अधिकं तु भेदनिर्देशात् ॥२२॥

સૂત્રાર્થઃ-સ્રષ્ટા જીવાત્માથી અધિક છે. કેમકે શ્રુતિમાં આ રીતનો ભેદ નિરૂપણ કરેલ છે.

ટીકાઃ-ગુરુ -મૂળમાં જે तु શબ્દ છે, તે પૂર્વ પક્ષને તોડવા માટે છે. સર્વજ્ઞ, સર્વ શક્તિરૂપ, નિત્યરૂપ, શુદ્ધરૂપ, બુદ્ધ સ્વરૂપ તથા મુક્ત સ્વભાવવાળો જે બ્રહ્મ છે, તે જીવાત્માથી અધિક છે. આથી બ્રહ્મને અમે જગતના સ્રષ્ટારૂપે કહીએ છીએ બ્રહ્મમાં હિત નહીં કરવા આદિ દોષનો પ્રસંગ હોતો નથી. તેને કોઇ પણ પ્રકારનું હિત કરવા યોગ્ય, તેમજ અહિતનો ત્યાગ કરવા યોગ્ય હોતું નથી. કારણ કે બ્રહ્મ નિત્ય તથા મુક્ત સ્વરૂપવાળો છે. વળી તેનામાં જ્ઞાનનો નિરોધ પણ હોતો નથી, તેમ જ કોઇ રીતની શક્તિનો પણ નિરોધ હોતો નથી. કારણ કે બ્રહ્મ સર્વજ્ઞ સ્વરૂપે તથા સર્વ શક્તિરૂપે છે. જીવાત્મા આ પ્રમાણેનો હોતો નથી. હિત કરવું યા ન કરવું, આદિ દોષોનો પ્રસંગ જીવમાં હોય છે. અમે તેને જગતના સ્રષ્ટારૂપે કહેતા નથી.

શિષ્ય-એમ નહિ કહેવાનું શું કારણ?

ગુરૂ-શ્રુતિમાં જીવ તથા ઇશ્વરને વિશે ભેદનું નિરૂપણ કરેલ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "आत्मा वा अरे द्रष्टव्य श्रोतव्यो

मन्तव्यो निदिध्यासितव्य (બૃ૦ ૨, ૪, ૫) सोन्वेष्टव्य स विजिज्ञासितव्य (છા૦ ૮, ૭, ૧) सता सोम्य तदा सपन्नो भवति (છા૦ ૬, ૮, ૧) शारीर आत्मा प्राज्ञेनात्मनान्वारूढ (બ૦ ૪, ૩, ૩૫) આત્મા ખરેખર દર્શન કરવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય તથા ચિંતન કરવા યોગ્ય છે" આ આત્માને શોધવો જોઇએ તથા તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ" તે સતની સાથે જોડાયલો કહેવાય છે ત્યારે તે પોતાના સ્વરૂપને પામેલ કહેવાય છે" પુણ્ય પાપાદિથી યુક્ત શારીર આત્મા પ્રાજ્ઞઆત્માથી અર્થાત્ સ્વયં જ્યોતિવડે દોરવાયલો છે" આ રીતની શ્રુતિઓમા કર્તા તથા કર્મ આદિ ભેદનુ નિરૂપણ કરેલ છે તથા શ્રુતિમા બ્રહ્મને જીવ કરતા અધિકરૂપે દર્શાવ્યો છે

શિષ્ય—પણ જીવ તથા ઇશ્વરનો અભેદ દર્શાવ્યો છે, તેનુ કેમ? શ્રુતિ કહે છે કે, "तत्त्वमसि તે તુ છે" આ રીતે વિરુદ્ધ ભેદ તથા અભેદનો સભવ કેવી રીતે થઈ શકે?

ગુરુ—આમા કોઇ રીતનો દોષ નથી કારણ કે આકાશ તેમજ ઘટાકાશ બેઉનો ન્યાય એક સરખો છે તેમજ જીવ તથા ઇશ્વર બેઉનો અભેદતાનો સભવ શ્રુતિમા દર્શાવ્યો છે વળી જ્યારે तत्त्वमसि ઇત્યાદિ શ્રુતિવડે અભેદપણાનુ નિરૂપણ કરેલ હોવાથી અભેદતાનુ જ્ઞાન થાય છે આ સમયે જીવમા સસારીભાવ તથા બ્રહ્મમા સ્રષ્ટાપણાનો ભાવ જાણવો નહિ કારણકે સમસ્ત ભેદવ્યવહાર મિથ્યા જ્ઞાનવડે થયેલા છે તથા સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિથી તેનો નાશ થાય છે જ્યારે વ્યવહાર મિથ્યા છે તો પછી સૃષ્ટિ પણ કેવી? તેમ હિતાહિત આદિ દોષો પણ કેવા? હિત નહિ કરવુ અથવા કરવું આદિ લક્ષણવાળો સસાર અવિદ્યાને લીધે થયલો છે તથા તે નામ રૂપથી કરાયલા કાર્ય કારણના સમૂહરૂપ ઉપાધિવાળા અવિવેકથી થયેલી ભ્રાંતિરૂપે છે પરમાર્થ સ્વરૂપે સસાર નથી, એમ વારવાર અમે કહ્યુ છે. આ સંસાર જન્મ, મરણ, છેદન તથા ભેદન આદિ અભિમાનવાળો છે જ્યારે ભેદવ્યવહારનુ નિરૂપણ હોય છે, તેવે જ સમયે શ્રુતિએ પ્રતિપાદન કર્યું છે કે सोन्वेष्टव्य स विजिज्ञासितव्य આત્મા અન્વેષણ કરવા યોગ્ય તથા જાણવા યોગ્ય છે," આ રીતની શ્રુતિવડે ભેદનું સૂચન કરેલ છે તથા જીવથી બ્રહ્મનું અધિકપણુ દર્શાવ્યુ છે આ રીતે બ્રહ્મની અધિકતા હિત નહિ કરવા આદિ દોષના પ્રસગમાથી બ્રહ્મને નિવૃત્ત કરે છે (૨૨)

શિષ્ય—આ દોષો બ્રહ્મમા નથી, તેના સબધી કાઇ દૃષ્ટાત હોય તો કહો

ગુરુ—પથ્થર આદિ જેવા કે વજ્ર, વૈદૂર્ય આદિ અનેક રગના હોય છે, તેમ દોષો મિથ્યા છે આ જ હેતુથી કહ્યુ છે કે,—

## અધિકરણ ૭ મું-સૂત્ર ૨૩ મું. દોષોનું મિથ્યાપણું.

અશ્માદિવચ્ચ તદનુપપત્તિઃ ॥ ૨૩ ॥

સૂત્રાર્થઃ-પથ્થર આદિની માફક આ દોષોનો અભાવ છે (૨૩)

ટીકાઃ-ગુરુ-જેવી રીતે લોકમાં પૃથ્વીવાચક કેટલાક પથ્થરો ઘણા કીમતી હોય છે. જેવા કે મણિ, વજ્ર, વૈદૂર્ય આદિ મહા મૂલ્યવાળા હોય છે. વળી સૂર્યકાન્ત આદિ મધ્યમ મૂલ્યવાળા છે તથા વગર મૂલ્યવાળા કૂતરા, કાગડા તરફ ફેંકવાના પથરા પણ હોય છે. આ પ્રમાણે અનેક રીતની વિચિત્રતા જોવામાં આવે છે. તેમ જ એક જ પૃથ્વીનો આશ્રય કરવાવાળાં બીજોની અનેક પ્રકારે પત્ર, પુષ્પ, ફળ, ગંધ, રસ આદિ વિચિત્રતા ચંદન તથા તાલફળ આદિ વૃક્ષોમાં જોવામાં આવે છે. તેમ જ એક જ જાતના અન્ન રસનાં રુધિરાદિ તથા કેશ, લોમ આદિ વિચિત્ર કાર્યો થાય છે. આ જ પ્રમાણે એકજ બ્રહ્મની જીવ સ્વરૂપે તથા પ્રાજ્ઞસ્વરૂપે ભિન્નતા તથા કાર્યમાં વિચિત્રતા જોવામાં આવે છે. આથી બ્રહ્મમાં દોષોની પ્રાપ્તિ નથી. દોષો અન્યવડે કલ્પના કરવામાં આવેલ છે. માટે તેની પ્રાપ્તિ હોતી નથી. શ્રુતિના પ્રમાણથી વિકાર કેવળ વાણીના આરંભણરૂપે છે. માટે સ્વપ્નમાં જે વિચિત્ર ભાવ જોવામાં આવે છે, તેના સરખા આ દોષો છે, એ આ સર્વનો સાર છે (૨૩)

શિષ્ય-બ્રહ્મ જગતના કારણરૂપે કેવી રીતે હોઇ શકે? કારણ કે અનેક વસ્તુ હોય તો તેવડે એક વસ્તુ બને.

ગુરુઃ-તેમ નથી. ક્ષીરની માફક આ દૃષ્ટાંત લેવું. આ જ કારણથી નીચલા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૨૪ મું.

ઉપસંહારદર્શનાન્નેતિ ચેન્ન ક્ષીરવદ્ધિ॥૨૪॥

સૂત્રાર્થ.-સહાયતારૂપે અનેક સમૂહો જોવામાં આવે છે. માટે બ્રહ્મ જગતના કારણરૂપે નથી, આમ કહેવું અયોગ્ય છે. કારણ કે ક્ષીરની માફક આની પ્રાપ્તિ થશે (૨૪).

ટીકાઃ-શિષ્યઃ-ચેતન બ્રહ્મ એક તથા અદ્વિતીયરૂપે છે. માટે તે જગતના કારણસ્વરૂપે છે, એમ કહેવું અયોગ્ય છે.

ગુરૂ.-તે કેવી રીતે બને?

શિષ્ય-લૌકિક રીતિએ જોવામા આવે છે કે, અનેક સામગ્રીની સહાયતાથી એક વસ્તુ થઇ શકે છે. દાખલા તરીકે ઘટપટ આદિના કર્તાઓ કુંભાર આદિ છે. પણ મૃત્તિકા, દંડ, ચક્ર, સૂત્રઆદિ અનેક સાધનોને એકઠા કરવાં પડે છે. આ સર્વ સાધનો જ્યારે એકઠા થાય છે ત્યારે અમુક કાર્ય થતું જોવામા આવે છે. પણ આપ કહો છો કે, બ્રહ્મ તો કોઇ પણ રીતની સહાયતા વિનાના છે માટે તેને અન્ય સાધન નહિ હોવાથી તે સ્રષ્ટારૂપે કેવી રીતે બની શકે? માટે મારું માનવું તો એવું છે કે, બ્રહ્મ જગતના કારણરૂપે નથી.

ગુરૂઃ–આ દોષ હોતો નથી. જેમ ક્ષીર પોતાના દ્રવ્ય સ્વભાવથી જ અનેક કાર્યરૂપે થાય છે તેમ આના સંબંધમા છે. જેવી રીતે લોકમાં દૂધ અથવા જળ પોતે જ દહીં તથા હિમ ભાવવડે કોઇ પણ બાહ્ય સાધનની સહાયતા વિના વિકાર ભાવને પામે છે, તેમ અહીં પણ જાણી લેવું.

શિષ્ય–જો કે ક્ષીર આદિ દહીં આદિ ભાવને પરિણામ પામે છે, પણ તેને ઉષ્ણતા આદિ બાહ્ય સાધનની જરૂર રહે છે. તો પછી ક્ષીરનું દૃષ્ટાંત અહીં કેવી રીતે ઘટી શકે?

ગુરૂઃ–આ દોષ ખરો નથી. દૂધ પોતે પણ જેટલા પ્રમાણવાળું તથા જેટલું હોય છે, તેટલાજ પ્રમાણવાળું દૂધ ઉષ્ણાદિની સહાયતાથી દહીં ભાવને પામે છે. જો દૂધ જાતે દહી ભાવના સ્વભાવવાળું ન હોતે તો ઉષ્ણતા આદિ તેને કદી બળાત્કારે દહીં ભાવને પમાડી શકત નહિ ઉષ્ણતા આદિ, વાયુ તથા આકાશને બળથી કદી દહી ભાવને પમાડી શકતા નથી અમુક કાર્યની પૂર્ણતા સાધન સામગ્રીવડે થાય છે. પણ બ્રહ્મ તો પરિપૂર્ણ શક્તિવાળો છે માટે તેની પૂર્ણતા માટે અન્ય કશાની જરૂર પડતી નથી. શ્રુતિમા કહ્યું છે કે, न तस्य कार्यं कारण च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते। परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च (શ્વે૦ ૬,૮) તે કોઇ પણ કાર્યરૂપ અથવા કારણરૂપ હોતા નથી. તેના સરખું અથવા તો તેનાથી અધિક કોઈ પણ જોવામાં આવતું નથી. આ પરમાત્માની ઉત્કૃષ્ટ શક્તિ વિવિધ પ્રકારની કહેવામાં આવે છે. વિવિધ કહેવાનું કારણ એ કે, તે શક્તિ તેને આશ્રયીને રહેલી છે તથા તે શક્તિ તેના જ્ઞાન તથા બળ પ્રમાણે વર્તે છે." માટે એક જ બ્રહ્મની વિચિત્ર શક્તિયોગને લીધે ક્ષીરાદિની માફક વિચિત્ર પરિણામ ઉત્પન્ન થાય છે. (૨૪)

ગુરૂ–જેમ દેવ આદિને બાહ્ય સાધનની જરૂર પડતી નથી, તેમ બ્રહ્મને જરૂર પડતી નથી. આ જ હેતુને લઇ નીચલા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૮ મું–સૂત્ર ૨૫ મું.

## બ્રહ્મમાં બાહ્ય સાધનની અનપેક્ષા.

देवादिवदपि लोके ॥ २५ ॥

સૂત્રાર્થ –લોકમા દેવ આદિની માફક બ્રહ્મ બાહ્ય સાધનની અપેક્ષા ગણતો નથી (૨૫)

ટીકા -શિષ્યઃ આ તો ઠીક, આપણે જોઇએ છીએ કે, ક્ષીર આદિ અચેતન પદાર્થો બાહ્ય સાધનની અપેક્ષા વિના દહી આદિ ભાવને પામે છે પણ ચેતન સ્વરૂપ કુલાલ આદિ સાધન સામગ્રીની સહાયતાથી પોતપોતાના કાર્યમા પ્રવૃત્ત થતા જોવામાં આવે છે હવે બ્રહ્મ પણ ચેતનરૂપે છે તો તેની પ્રવૃત્તિ કશાની સહાયતા વિના કેવી રીતે થઇ શકે?

ગુરુ–દેવ આદિની માફક બ્રહ્મને બાહ્ય સાધનની જરૂર નથી. જેવી રીતે

લોકવ્યવહારથાં દેવો, પિતૃઓ, તથા ઋષિ આદિઓ જેઓ મોટા પ્રભાવવાળા છે, તેઓ પોતે ચેતન સ્વરૂપે છતાં કોઈ પણ બાહ્ય સાધનની આકાંક્ષા રાખતા નથી તથા જોવામાં આવે છે કે, પોતાના ઐશ્વર્યના યોયથી કેવળ ધ્યાનવડે જ પોતે પુષ્કળ ભિન્ન ભિન્ન સંસ્થાવાળા શરીરોને, પ્રાસાદોને તથા રથ આદિને નિર્માણ કરે છે. આ પ્રમાણેનું પ્રમાણ મંત્ર, અર્થવાદ તથા ઇતિહાસ પુરાણ આદિમાંથી મળી આવે છે. કરોળિયો પોતે જ તંતુને ઉત્પન્ન કરે છે. બગલી વીર્ય વિના પોતા વિશે ગર્ભને ધારણ કરે છે. વળી કમલિની કોઈપણ ગમનરૂપી સાધનની અપેક્ષા વિના એક તળાવમાંથી અન્ય તળાવપ્રતિ જાય છે. તેજ પ્રમાણે ચેતન સ્વરૂપ બ્રહ્મ બાહ્ય સાધનની અપેક્ષા રાખ્યા વિના જગતને નિર્માણ કરે છે.

શિષ્યઃ–આ સંબંધમાં હું કહું તે સાંભળો. બ્રહ્મના સંબધમાં દેવાદિ જે દૃષ્ટાંત આપ્યું છે તે દાર્ષ્ટાંતિક બ્રહ્મની સાથે મળતું આવતું નથી. દેવાદિનું જડ શરીર ભિન્ન શરીરાદિ વિભૂતિને ઉત્પન્ન કરવામાં ઉપાદાન કારણ સ્વરૂપે છે, પણ ચેતન આત્મા ઉપાદાન કારણ સ્વરૂપે નથી. કરોળિયો ક્ષુદ્ર જંતુનું ભક્ષણ કરે છે. તેના મોંમાંથી નીકળતી લાળ કઠિનતાને પામે છે તથા તેનું તંતુ બને છે. બગલીઓ મેઘ ગર્જના સાંભળી ગર્ભને ધારણ કરે છે. પદ્મિની જો કે ચેતન યુક્ત છે, છતા અચેતન શરીરવડે એક સરોવરમાંથી બીજા સરોવરને જાય છે. જેમ વેલો એક વૃક્ષપરથી અન્ય વૃક્ષપર જાય છે, તે જ પ્રમાણે તે એક સરોવરથી બીજા સરોવરને જાય છે. પોતે અચેતનરૂપે થઇ પદ્મિની એક સરોવરથી અન્ય સરોવરપર જઇ શકતી નથી. માટે બ્રહ્મના સંબધમાં જે દૃષ્ટાંતો આપ્યાં છે તે યોગ્ય નથી.

ગુરુઃ–આના સંબંધી હું કહું, તે સાંભળ. આ દોષ નથી. આગળ કહ્યું છે કે, કુલાલ આદિનું દૃષ્ટાંત આ સ્થળે લાગુ પડી શકતું નથી. જેમ કુલાલ આદિ ચેતનપણામાં દેવ આદિના સરખા છે, પણ કુલાલ આદિ કાર્યના આરંભમાં બાહ્ય સાધનની અપેક્ષા રાખે છે, પણ દેવાદિઓ રાખતા નથી. આ જ રીતે બ્રહ્મચેતન પણ બાહ્ય સાધનની અપેક્ષા રાખતું નથી. આ કારણથી જ મેં દેવ આદિનું ઉદાહરણ બ્રહ્મના સંબંધમાં આપ્યું છે. માટે જેમ એકની શકિત જોવામાં આવી હોય તેવા જ પ્રકારની શકિત સઘળાની હોય, એ પ્રમાણેનો કદી નિયમ હોતો નથી. (૨૫)

શિષ્યઃ–બ્રહ્મ પૂર્ણસ્વરૂપે છે તથા જો તે કાર્યમાં રહેશે તો તેના પૂર્ણપણામાં બાધ આવશે. તેમ જ બ્રહ્મ પરિચ્છેદવાળો થવાથી જીવની માફક થશે, તેનું કેમ ?

ગુરુઃ–આ જ હેતુને અનુસરી નીચલું સૂત્ર રચ્યું છે. જેમકે,–

## અધિકરણ ૯ મું-સૂત્ર ૨૬ મું.

## બ્રહ્મમાં પરિચ્છેદનો અભાવ.

कृत्स्नप्रसक्ति र्निरवयवत्वशब्दकोपो वा ॥२६॥

સૂત્રાર્થ.–બ્રહ્મ કાર્યરૂપે થશે તો તેના પૂર્ણ બ્રહ્મને કાર્યરૂપે થવાનો પ્રસંગ આવશે. કારણ કે બ્રહ્મ નિરવયવ છે. જો તેમ નહિ થશે તો તેના નિરવયવપણામા બાધ આવશે. (૨૬)

ટીકાઃ–ગુરૂઃ–ચેતન એક સ્વરૂપે, અદ્વિતીયરૂપે તથા બ્રહ્મરૂપે છે. તે ક્ષીર આદિની માફક તથા દેવઆદિની માફક બાહ્ય સાધનની અપેક્ષા રાખ્યા વિના પોતે જગતના કારણરૂપે પરિણામ પામે છે.

શિષ્યઃ–શાસ્ત્રાર્થની પરિશુદ્ધિ અર્થે ફરી શંકા મારાથી ઉઠાવવામાં આવેછે. આખાપણાનો પ્રસંગ અર્થાત્ અખિલ બ્રહ્મનો કાર્યરૂપે પરિણામ થાય છે કારણ કે બ્રહ્મ અવયવરહિત છે. જો બ્રહ્મ પૃથ્વી આદિની માફક અવયવવાળો હોત તો તેનો એક ભાગ કાર્યરૂપે પરિણામ પામત તથા બીજો ભાગ એમને એમ રહેત. વળી શ્રુતિમા પણ કહ્યું છે કે, બ્રહ્મ અવયવ રહિત છે. જેમકે, निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरंजनम् (શ્વે. ૬,૧૯) दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यंतरो ह्यजः (મુ૦ ૨, ૧, ૨) इदं महद्भूतमनंतमपारं विज्ञानघन एव (બૃ૦ ૨,૪,૧૨,) स एष नेतिनेत्यात्मा (બૃ૦ ૩,૯,૬) अस्थूलमनणु (બૃ૦ ૩, ૮, ૮) આ દેવ કોઇપણ કળાથી રહિત, કર્મથી રહિત, શાંત, કોઇપણ રીતના ભેદથી રહિત તથા કોઇ રીતના આસંગથી રહિત છે." આ અક્ષર બ્રહ્મ ખરેખર પ્રકાશમાન, અમૂર્તરૂપે તથા સર્વત્ર પૂર્ણરૂપે છે." તે બાહ્ય તથા અંદર સર્વને વિશે વ્યાપીને રહેલા છે." આ મહત્ રૂપે, પરિનિષ્પન્નરૂપે, અનંતરૂપે, અપાર રૂપે તથા વિજ્ઞાનઘનરૂપે છે." આ આત્માને નેતિનેતિ કરી કહેવામાં આવે છે." તે સ્થૂલ સ્વરૂપે તથા સૂક્ષ્મરૂપે પણ નથી." આ શ્રુતિવચનોથી સર્વ પ્રકારના વિશેષ ભાવનો બ્રહ્મને વિશે નિષેધ કરવામા આવ્યો છે. હવે એક દેશના પરિણામ પામવાનો અસંભવ હોવાથી અખિલ બ્રહ્મનો પરિણામ પામવાનો પ્રસંગ આવશે, જેથી મૂળનો નાશ થઈ જશે. આમ થવાથી આત્મા દ્રષ્ટવ્યરૂપે છે, આ રીતનો ઉપદેશ નિરર્થક ઠરશે તથા કાર્યને કાંઇ પણ પ્રયાસ વિના જોવાનો પ્રસંગ આવશે. કારણ કે કાર્યથી ભિન્ન બ્રહ્મનો અસંભવ થશે. વળી અજ આદિ આત્માના સંબંધમા શબ્દ આપ્યા છે, તેમાં બાધ આવશે. આ સર્વ પ્રકારના દોષના નિવારણ માટે બ્રહ્મ સાવયવ છે, એમ ગ્રહણ કરવું જોઇએ. હવે જો તેમ કરીએ છીએ તો બ્રહ્મ નિરવયવ છે, એમ પ્રતિપાદન કરનારા જે શબ્દો કહ્યા છે, તેમાં બાધ આવશે. હવે અવયવનો પ્રસંગ આવવાથી બ્રહ્મના સબંધમા અનિત્યપણાનો પ્રસંગ આવશે. માટે કારણ કાર્યરૂપે પરિણામ પામે છે, એ પક્ષ યોગ્ય નથી. (૨૬)

ગુરુઃ-શ્રુતિના વચનને લીધે આ દોષ પ્રાપ્ત થતો નથી તથા શ્રુતિનું વચન જ અતીન્દ્રિય વસ્તુના સંબંધમાં પ્રમાણરૂપે છે. આજ હેતુથી નીચલું સૂત્ર યોજાયલું છે. જેમકે;-

## અધિકરણ ૯ મું-સૂત્ર ૨૭ મું.

## અપરિચ્છિન્નતામાં શ્રુતિપ્રમાણ.

श्रुतेस्तु शब्दमूलत्वात् ॥ २७ ॥

સૂત્રાર્થઃ-શ્રુતિના પ્રમાણથી આ દોષ પ્રાપ્ત થતો નથી. વળી આવા વિષયમાં શ્રુતિવચન જ પ્રમાણરૂપે છે. (૨૭)

ગુરુઃ-અહીં મૂળમાં જે तु શબ્દ આપ્યો છે, તેવડે ઉપરના સૂત્રવડે જે આક્ષેપ કરવામાં આવ્યો છે, તેનો પરિહાર કરવામાં આવે છે. અમારા મત પ્રમાણે ખરેખર કોઇ પણ રીતનો દોષ નથી. પ્રથમ તો અખિલપણાનો પ્રસંગ જ નથી.

શિષ્યઃ-અખિલનો પ્રસંગ નથી, એમ કહેવાનું કંઇ કારણ?

ગુરુઃ-શ્રુતિ આના સંબંધમાં પ્રમાણ છે. જે રીતે બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ કહેવાયલી છે, તે જ પ્રમાણે વિકારથી ભિન્ન બ્રહ્મની સ્થિતિ છે, એમ કહ્યું છે. કારણ કે પ્રકૃતિ તથા વિકારમાં ભેદવડે ઉપદેશ કર્યો છે. શ્રુતિમાં કહ્યું છે કે, "सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि (છા૦ ૬,૩,૨) तावानस्य महिमा ततो ज्यायांश्च पुरुषः पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि (છા)૩,૧૨,૬, તે દેવે અર્થાત્ અન્ને ઇચ્છા કરી કે, જીવાત્મારૂપે ઉપર કહેલ ત્રણ પ્રકારના ભૂતોમાં પ્રવેશ કરી, જૂદા જૂદા નામો તથા રૂપોવડે હું બહુરૂપે થઉં." તેઓ (ભૂતમાત્રો) ગાયત્રીના મહિમારૂપ છે. વિકારવાન્ પુરુષ કરતાં અવિકારવાન્ પુરુષ શ્રેષ્ઠ છે. તેમનો પ્રથમ પાદ સર્વ ભૂત માત્ર છે તથા ત્રણ પાદવાળાં અમૃતસ્વરૂપ સ્વાત્મપ્રકાશમાં તે સ્થિતિ કરી રહેલ છે." વળી હૃદયને બ્રહ્મના સ્થાનરૂપે દર્શાવેલ છે, તથા સત્વડે જોડાવાથી એકીભૂત થવાય છે, એમ કહ્યું છે. જો અખિલ, બ્રહ્મ કાર્ય ભાવથી ઉપયુક્ત હોય તો પછી "सता सोम्य तदा सपन्नो भवति (છા૦) ૬, ૮, ૧) હે સૌમ્ય! સત્ સાથે જોડાવાથી તે એકરૂપે થાય છે." આ રીતનું સુષુપ્તિના સંબંધમાં કહેવાયેલ વચન અયોગ્ય ઠરશે. આમ થવાથી વિકારવાળા બ્રહ્મ સાથે એકતા થશે. કારણ કે અવિકારી બ્રહ્મનો અભાવ થશે. વળી ઇન્દ્રિયોનો વિષય બ્રહ્મ નથી, આ રીતનો શ્રુતિમાં નિષેધ છે. પણ જો બ્રહ્મને વિકારવાન્ માનશું તો તે ઇન્દ્રિયોનો વિષય થશે. માટે બ્રહ્મ વિકારથી રહિત છે. વળી શ્રુતિમાં બ્રહ્મને અવયવથી રહિત કહેલ છે, તેને બાધ આવશે નહિ. કારણ કે શ્રુતિવડે પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે, બ્રહ્મ અવયવથી રહિત છે. બીજું બ્રહ્મ વેદવચનના પ્રમાણરૂપે છે, પણ ઇન્દ્રિયના પ્રમાણરૂપે નથી. માટે જેમ વેદમાં બ્રહ્મ સંબંધી કહ્યું હોય, તે જ

પ્રમાણે માનવું યોગ્ય છે. બ્રહ્મ કૃત્સ્ન-સ્વરૂપે તથા નિરવયવરૂપે છે, એમ બેઉ રીતે શ્રુતિ બ્રહ્મને પ્રતિપાદન કરે છે. આપણે લોકવ્યવહારમાં જોઇએ છીએ કે, મણિ, મંત્ર તથા ઓષધિ આદિની શક્તિઓ દેશ, કાળ તથા નિમિત્તની વિચિત્રતાને લીધે વિરોધવાળાં અનેક કાર્યોના વિષયવાળી હોય છે. આ શક્તિઓ ઉપદેશ વિના કેવળ તર્કથી જાણી શકવા શક્ય નથી, કે અમુક વસ્તુની અમુક શક્તિઓ, અમુક સહાયકારી, અમુક વિષયોરૂપે તથા અમુક પ્રયોજનરૂપે છે. તો પછી અચિંત્ય સ્વભાવવાળા બ્રહ્મનું સ્વરૂપ વેદવચન વિના ન નિરૂપણ થઈ શકે, એમાં જરા પણ સંશય નથી. પુરાણમાં આના સંબંધમાં કહ્યું છે કે, " अचिन्त्या खलु ये भावा न तांस्तर्केण योजयेत् प्रकृतिभ्य पर यच्च तदचिन्त्यस्य लक्षणम् અર્થ:– જે ભાવોનું ચિંતન થઇ શકતું નથી, જે ભાવોમાં તર્કનો પ્રવેશ પણ થઇ શકતો નથી; વળી જે પ્રકૃતિથી પણ પર છે, આ લક્ષણ અચિંત્યપણાનું છે." માટે જે વિષય ઇન્દ્રિયગમ્ય નથી, તેના સંબંધમાં શ્રુતિવચન, એ જ પ્રમાણરૂપે જાણવું.

શિષ્ય.–નિરવયવ બ્રહ્મ જ પરિણામ પામે છે, પણ કૃત્સ્ન બ્રહ્મ પરિણામ પામતું નથી, આ વિરોધવાળા વિષયનું પ્રતિપાદન કરવા વેદવચન પણ શક્તિમાન્ નથી. જો બ્રહ્મ નિરવયવ હોય તો પછી તે પરિણામને પામવો જોઇએ નહિ. જો પરિણામ પામે તો અખિલ બ્રહ્મ જ પરિણામ પામવો જોઇએ. વળી કોઈ રૂપવડે પરિણામ પામે તથા કોઇ રૂપ કાયમ રહે, તો પછી રૂપભેદની કલ્પના વડે બ્રહ્મમાં અવયવપણાનો પ્રસંગ આવશે. કર્મકાંડના વિષયમા કહ્યું છે કે, 'अतिरात्रे षोडशिन गृह्णाति । नातिरात्रे षोडशिन गृह्णाति જ્યોતિષ્ટોમ યજ્ઞમાં અમુક પાત્રવિશેષને ગ્રહણ કરે છે. તેમ જ જ્યોતિષ્ટોમ યજ્ઞમાં અમુક પાત્રવિશેષને ગ્રહણ નથી કરતા." આ રીતે બેઉમાં વિરોધની પ્રતીતિ હોવાથી લેવું અથવા ન લેવું, એ રીતના વિકલ્પનો આશ્રય લઇ, વિરોધનો પરિહાર કરવામાં આવે છે, તથા લેવું કે ન લેવું, તે પુરુષની ઇચ્છાને અધીન છે. પણ આ સ્થળે વિકલ્પનો આશ્રય કરવાથી વિરોધનો પરિહાર થતો નથી. કારણ કે વસ્તુ કોઇ પુરુષને અધીન નથી. માટે આનું નિરાકરણ કરવું દુર્ઘટ છે.

ગુરુઃ–આ દોષ યોગ્ય નથી. કારણ કે રૂપના ભેદની પ્રાપ્તિ, જે કલ્પવામાં આવી છે, તે અવિદ્યાને લીધે છે. અવિદ્યાની કલ્પના જ કેવળ હોવાથી રૂપભેદે કરી વસ્તુ અવયવયુક્ત થતી નથી. તમ્મર આવવાથી જો નયનનો પ્રકાશ નાશ પામેલ હોય તથા તેથી અનેક ચંદ્રમા જોવામાં આવે, છતાં ચંદ્ર અનેક રૂપે થતો નથી. બ્રહ્મ અવિદ્યાથી કલ્પાયેલ નામ તથા રૂપના લક્ષણવાળા રૂપ ભેદવાળો થાય છે. તે વિકારી તેમ જ અવિકારીરૂપે થાય છે. અભિન્નપણાથી તથા ભિન્નપણાને લઈ તે અનિર્વચનીય

સ્વરૂપે કહેવાય છે. આ રીતે પરિણા-માદિ સર્વ વ્યવહારના સ્થાનને તે પામે છે. પારમાર્થિક રૂપવડે તો તે સર્વ વ્યવહારથી રહિત છે તેમ જ પરિણા-મથી પણ રહિત છે. નામ રૂપનો ભેદ અવિદ્યાને લીધે થયલો છે, જેથી તે વાણીના બોલવારૂપ જ છે. આથી બ્રહ્મના નિરવયવપણામાં જરા પણ બાધ આવતો નથી. બ્રહ્મના સંબંધમા જે પરિણામવાળી શ્રુતિ છે, તે પરિણામને પ્રતિપાદન કર-નારી નથી, પણ પરિણામવડે અર્થાત્ કાર્યની પ્રાપ્તિવડે કોઇ રીતના ફળની પ્રાપ્તિ થતી નથી. સર્વ વ્યવહારથી રહિત બ્રહ્માત્મભાવને પ્રતિપાદન કરવાવાળી શ્રુતિ છે તથા આત્મોપલબ્ધિ એ તેનું ફળ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "स एष नेति ने-त्यात्मा આવો નહિ, આવો નહિ, એમ નિષેધમુખવચનવડે જેનું નિરૂપણ છે તે આત્મા છે." આ રીતે શરૂઆત કરી છેવટમાં કહ્યું છે કે, "अभयं वै जनक प्राप्तोऽसि હે જનક ! તું અભય સ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થયો છે." માટે અમારા પક્ષ પ્રમાણે કોઇપણ રીતના દોષનો પ્રસંગ નથી. (૨૭)

શિષ્યઃ–બ્રહ્મનું સ્વરૂપ એક છે તથા સૃષ્ટિનું સ્વરૂપ અનેક આકારવાળું છે. માટે બ્રહ્મના એક સ્વરૂપનો નાશ થતો હોવો જોઇએ.

ગુરુઃ–બ્રહ્મના એક સ્વરૂપપણાનો નાશ થયા વિના અનેક આકારવાળી સૃષ્ટિ જોવામાં આવે છે. આના જ સંબંધમાં નીચે પ્રમાણે સૂત્ર કહ્યું છે. જેમકે;–

---

## અધિકરણ ૯ મું–સૂત્ર ૨૮ મું.

## એક આત્મામાં સૃષ્ટિના અનેક આકાર

आत्मनि चैवं विचित्राश्च हि ॥२८॥

સૂત્રાર્થઃ–એક જ આત્મામાં અનેક આકારવાળી સૃષ્ટિ જોવામાં આવે છે, એમ કહ્યું છે. ખરેખર દાખલા તરીકે દેવાદિમાં તથા માયાવી આદિમાં વિચિત્ર સૃષ્ટિ જોવામાં આવે છે. (૨૮).

ટીકાઃ–શિષ્યઃ–બ્રહ્મ એક છે તથા પોતાના સ્વરૂપનો નાશ થયા વિના અનેક આકારવાળી સૃષ્ટિ તેનામાં કેવી રીતે હોઈ શકે ?

ગુરુઃ–આ રીતનો વિવાદ કરવો આ સ્થળે યોગ્ય નથી. કારણ કે સ્વપ્ન જોનારા એકજ આત્મામાં સ્વરૂપના નાશ વિના અનેક આકારવાળી સૃષ્ટિ કહેવાયલી છે. શ્રુતિમાં કહ્યું છે કે, "न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथ रथान्रथयोगान्पथः सृजते (બૃ૦ ૪, ૩, ૧૦) સ્વપ્ન અવસ્થામાં રથો હોતા નથી, અશ્વો હોતા નથી, માર્ગો હોતા નથી, છતાં મન રથોને, અશ્વોને તથા માર્ગોને ઉત્પન્ન કરે છે." વ્યવહારમાં પણ દેવાદિમાં તેમજ માયાવી આદિમાં સ્વરૂપના નાશ વિના વિચિત્ર હસ્તી, અશ્વ આદિ સૃષ્ટિઓ જોવામાં આવે છે. આ જ પ્રમાણે બ્રહ્મ જોકે એક છે, છતાં પોતાના સ્વરૂપના નાશ વિના અનેક આકારવાળી સૃષ્ટિ થશે. (૨૮)

શિષ્યઃ–આ પરમાત્માનું નિરવયત્વ સાંખ્ય દર્શનવાળા તથા વૈશેષિક દર્શન-વાળાઓ માને છે કે કેમ ?

ગુરુઃ-તેઓના પક્ષમાં દોષ છે. માટે બેમાંના એક જ પક્ષમાં દોષ છે, એમ કહેવું યોગ્ય નથી. (૨૯)

## અધિકરણ ૯ મું-સૂત્ર ૨૯ મું.

## સાંખ્ય તથા વૈશેષિકનું ખંડન

स्वपक्षदोषाच्च ॥२९॥

સૂત્રાર્થઃ-સાંખ્યાદિના પોતાના પક્ષમાં દોષ છે, માટે એક જ પક્ષમા દોષ ગણવો યોગ્ય નથી. (૨૯)

ટીકાઃ ગુરુઃ-અન્ય દર્શનોના પોતાના પક્ષમા પણ આ દોષ સરખો છે.

શિષ્યઃ-અમે સાંખ્યવાદીઓ એમ માનીએ છીએ કે, અવયવથી રહિત, પરિચ્છેદથી રહિત તથા શબ્દાદિથી રહિત પ્રધાન, અવયવવાળા, પરિચ્છેદ યુક્ત તથા શબ્દાદિવાળા કાર્યના કારણરૂપે છે. આ અમારો પોતાનો પક્ષ છે.

ગુરુ.-તેમાં પણ કાં તો અવયવથી રહિતપણું હોવાથી પ્રધાનને કૃત્સ્નપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; અથવા તો નિરવયવત્વની પ્રાપ્તિમાં બાધ આવે છે. તેઓ પ્રધાન નિરવયવ છે, એમ સ્વીકારતા નથી. સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણો નિત્ય સ્વરૂપે છે. આ ત્રણ ગુણોની સરખી અવસ્થા, તે પ્રધાન કહેવાય છે. આ ગુણોરૂપી અવયવોને લીધે પ્રધાન સાવયવરૂપે છે. આ રીતના સાવયવપણાથી પ્રકૃત દોષનો પરિહાર કરવો યોગ્ય નથી. કારણ કે સત્વ, રજ તથા તમમાંથી એકનું સમાનપણું, તે નિરવયવપણું છે. એક એક ગુણ બાકીના બીજા બે ગુણવડે યુક્ત થવાથી સજાતીય પ્રપંચના ઉપાદાન કારણરૂપે છે. આ રીતે સ્વપક્ષના દોષનો પ્રસંગ એક સરખો છે તર્કનું અધિષ્ઠાન હોવાથી અવયવપણું છે, એમ માનવાથી પણ અનિત્યત્વ આદિ દોષનો પ્રસંગ આવશે. વળી કાર્યના વિચિત્રપણાથી નિરૂપિત થયેલ અવયવો શક્તિઓરૂપે છે, એમ મારો અભિપ્રાય છે. આ શક્તિઓ તો અમો બ્રહ્મવાદીઓને પણ માન્ય છે. તે જ પ્રમાણે અણુવાદીઓ એમ માને છે કે, એક અણુનો બીજા અણુ સાથે સંયોગ થાય છે તથા આ પ્રમાણે નિરવયવપણું થાય છે. જો આ રીતે સમગ્રપણાનો સંયોગ હોય તો અધિક પરિણામની પ્રાપ્તિ થશે નહિ. તેમ થવાથી અણુપણાનો જ પ્રસંગ રહેશે. એક દેશની સાથે સંયોગ હોય, છતાં નિરવયપણાની પ્રાપ્તિમાં બાધ આવશે. આ રીતે વૈશેષિક દર્શનના પોતાના પક્ષમાં પણ આ દોષ એકસરખો છે. બેઉ પક્ષમાં સમાન દોષ હોવાથી બેમાંથી એક પક્ષમાં દોષ છે, એમ માનવું યોગ્ય નથી. બ્રહ્મવાદીના પોતાના પક્ષમાં જે દોષ છે, તેનો તો આપણે પરિહાર પ્રથમથી જ કર્યો છે.(૨૯)

શિષ્ય.-પરમાત્માથી શક્તિઓ શુ ભિન્ન છે ?

ગુરુઃ-પરબ્રહ્મમાં જ સર્વ શક્તિનો સમાવેશ થાય છે, આ રીતે શ્રુતિમાં નિરૂપણ કર્યું છે આ ... [illegible] છે કેઃ-

## અધિકરણ ૧૦ મું-સૂત્ર ૩૦ મું.

## બ્રહ્મમાં જ શક્તિનો સમાવેશ.

ॐ सर्वोपेता च तद्दर्शनात् ॥ ३० ॥

સૂત્રાર્થઃ-પરબ્રહ્મ સર્વ શક્તિઓથી યુક્ત છે, આ રીતે શ્રુતિમાં સૂચન છે.(૩૦)

ટીકાઃ-ગુરુઃ-એમ કહ્યું છે કે, એક પરબ્રહ્મની વિચિત્ર શક્તિને લીધે વિચિત્ર પ્રકારનો પ્રપંચ ઉત્પન્ન થયેલ છે.

શિષ્યઃ-પરબ્રહ્મ વિચિત્ર પ્રકારની શક્તિથી યુક્ત છે, એમ કેવી રીતે જાણી શકાય છે?

ગુરુઃ-આ જ હેતુથી સૂત્રમાં કહ્યું છે કે, सर्वोपेता च तद्दर्शनात् ॥ આથી એમ માનવું યોગ્ય છે કે, પર દેવતા સર્વ શક્તિઓથી યુક્ત છે.

શિષ્યઃ-તે કેવી રીતે માનવું?

ગુરુઃ-શ્રુતિમાં આ પ્રમાણે કહ્યું છે. નીચેની શ્રુતિ દર્શાવે છે કે, પરદેવતામાં સર્વ શક્તિ રહેલી છે. જેમકે, "सर्वकर्मा सर्वकाम. सर्वगंध. सर्वरस सर्वमिदमभ्यात्तोऽवाक्यानादरः (છા૦ ૩,૧૪,૪) તે સર્વના કર્મના કરનાર, સર્વ કામનાવાળા, સર્વગંધવાળા, સર્વ રસોના રસરૂપ, તથા સર્વ વિશ્વને આવૃત કરનાર છે. તે કોઈ સાથે બોલતો કે કોઈને આદર આપતો નથી." વળી કહ્યું છે કે," सत्यकाम सत्य सङ्कल्प (છા૦ ૮,૭,૧), य सर्वज्ञः सर्ववित् (મુ૦ ૧,૧,૯) एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठत (બૃ૦ ૩,૮,૯) તે સત્ય કામરૂપ તથા સત્ય સંકલ્પરૂપે છે. બ્રહ્મ સર્વવેત્તા, સર્વના વિશેષરૂપે જ્ઞાતા છે. એ જ નાશ રહિત બ્રહ્મની આજ્ઞામાં, હે ગાર્ગિ! સૂર્ય તથા ચંદ્ર ધારણ કરાયેલા રહે છે." ઈત્યાદિ અનેક શ્રુતિઓ છે. (૩૦)

શિષ્યઃ-બ્રહ્મને ઇન્દ્રિયો નથી, માટે તેને શક્તિ હોવી જોઈએ નહિ.

ગુરુઃ-આ સંબંધી શ્રુતિમાં નિરૂપણ કરેલ છે કે;-

## અધિકરણ ૧૦ મું-સૂત્ર ૩૧ મું.

## બ્રહ્મમાં ઇન્દ્રિયોનો અભાવ.

ॐ विकरणत्वान्नेति चेत्तदुक्तम् ॥ ३१ ॥

સૂત્રાર્થઃ-બ્રહ્મ ઇન્દ્રિયોથી રહિત છે, માટે તે શક્તિ રહિત છે, આ સંબંધી વિવેચન શ્રુતિમાં કરેલ જ છે. (૩૧)

ટીકાઃ-શિષ્યઃ-વારૂ બધું તો ઠીક, પણ શાસ્ત્રમાં કહ્યું છે કે, પર દેવતા ઇન્દ્રિયોથી રહિત છે. જેમકે, "अचक्षुष्कमश्रोत्रमवागमनाः (બૃ૦ ૩,૮,૮) બ્રહ્મ ચક્ષુ, શ્રોત્ર, વાણી તથા મનથી રહિત છે." જો પરમ બ્રહ્મને ઇન્દ્રિયો નથી, તો તે સર્વ શક્તિવાળા હોય, છતાં તેની કાર્યમાં કેવી રીતે પ્રવૃત્તિ થઈ શકે? કારણ કે ચેતનસ્વરૂપ દેવાદિઓ સર્વશક્તિવાળા હોય, છતાં આધ્યાત્મિક કાર્ય તથા કારણથી યુક્ત હોવાને લીધે તે તે કાર્ય કરવા તેઓ શક્તિમાન્ છે. તો પછી "नेतिनेति (બૃ૦ ૩, ૯, ૨૬) તે આવા નથી, તે આવા નથી." આમ સર્વ પ્રકારની વિશેષતાના અભાવવાળા પરમ બ્રહ્મનો સંભવ સર્વ શક્તિરૂપે કેવી રીતે હોઈ શકે?

ગુરુ—આ સંબંધી જે કહેવું જોઇએ, તે પૂર્વથી જ કહ્યું છે. બ્રહ્મનું સ્વરૂપ અતિ ગંભીર હોવાથી શ્રુતિવડે તેનું પ્રતિપાદન થઇ શકે છે, પણ તર્કવડે તેનું પ્રતિપાદન થઈ શકતું નથી. વળી એકનું સામર્થ્ય જે રીતનું હોય, તે જ રીતનું સામર્થ્ય બીજાનું હોય, એવો નિયમ હોતો નથી બ્રહ્મ સર્વ વિશેષ ભાવોથી રહિત છે, છતા તેનામાં સર્વ શક્તિનો સંભવ છે, એમ જે કહ્યુ છે, તે પણ અવિદ્યાથી કલ્પાયલા રૂપ તથા ભેદના નિરૂપણવડે છે. શ્રુતિમાં તો કહ્યું છે કે, "अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षु स शृणोत्यकर्णः (શ્વે૦ ૩, ૧૯) બ્રહ્મ પાદથી રહિત હોવા છતા ગતિમાન્, હાથથી રહિત હોવા છતાં શ્રવણ કર્તારૂપે છે." આ રીતે શ્રુતિ એમ દર્શાવે છે કે, બ્રહ્મ સર્વ ઇન્દ્રિયોથી રહિત છે, છતા તે સર્વ સામર્થ્યયુકત છે. (૩૧)

શિષ્ય—ચેતન બ્રહ્મ જગતના કર્તારૂપે હોવા જોઇએ નહિ. કારણ કે પ્રવૃત્તિઓમાં કાઇપણ પ્રયોજન હેવું જોઇએ તથા જગતનું કાઈ પ્રયોજન નથી આ જ હેતુને લઇ ૩૨મા સૂત્રમા કહ્યુ છે કે;—

## અધિકરણ ૧૧ મું—સૂત્ર ૩૨ મું.

## બ્રહ્મમાં જગતના કર્તાનો અભાવ.

न प्रयोजनवत्त्वात् ॥३२॥

સૂત્રાર્થઃ—ચેતન બ્રહ્મ જગતના કર્તા રૂપે નથી કારણ કે પ્રવૃત્તિઓ પ્રયોજનવાળી છે. (૩૨)

શિષ્ય—બીજી રીતે જગતના કર્તારૂપે ચેતન છે, તેનો હું આક્ષેપ કરૂં છું. ખરેખર ચેતનરૂપ પરમાત્મા આ જગદ્‌બિંબને રચવા શક્તિમાન્ નથી.

ગુરુઃ—કેમ ચેતન પરમાત્મા રચી શકવા સમર્થ નથી?

શિષ્ય—કારણ કે પ્રવૃત્તિઓને પ્રયોજનપણું હોય છે. કારણ કે લોકમાં ચેતનરૂપ પુરૂપ બુદ્ધિપૂર્વક પ્રવૃત્ત થાય છે. કોઇપણ પુરૂષ પોતાના પ્રયોજન વગરની મંદ પ્રવૃત્તિ પણ કરતો જોવામાં આવતો નથી તો પછી તે મહાન્ તૈયારી તો કેમ જ કરે? લોકપ્રસિદ્ધિને અનુસરતી શ્રુતિ પણ આ પ્રમાણે છેઃ—"न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति ( બૃ૦ ૨, ૪, ૫ ) અર્થઃ—સર્વની કામનાને અર્થે સર્વ પ્રિય હોતું નથી, પણ આત્માની કામનાને અર્થે સર્વે પ્રિય હોય છે" આ પ્રવૃત્તિ મહાન્ તૈયારીવાળી છે. કારણ કે આ તૈયારીથી અનેક પ્રપંચવાળું જગત્ રચવાનું છે. જો આ પ્રવૃત્તિ ચેતન પરમાત્માની હોય તો તે આત્માના પ્રયોજનવાળી હોવી જોઇએ પણ શ્રુતિમાં કહ્યું છે કે, અભાવ છે તો પછી પ્રવૃત્તિનો પણ અભાવ હોવો જોઇએ. વળી એમ માનીએ કે, કોઈ પુરૂષ ચેતન સ્વરૂપે છે, તથા વિવેકના અભાવને લીધે તે ઉન્મત્તરૂપે છે, જેથી કાઇ પણ સ્વાર્થ વિના પોતે પ્રવૃત્તિ કરે છે, તેમજ પર માત્માની પણ પ્રવૃત્તિ છે. એમ જો માની એ તો શ્રુતિમાં જે પરમાત્માનું સર્વજ્ઞ-

પણ કહેલ છે, તેને બાધ આવશે. માટે હું માનું છું કે, ચેતનથી રહિત સૃષ્ટિ છે. (૩૨)

ગુરુઃ–તારૂં આ માનવું ખોટું છે. પરમાત્માની આ સૃષ્ટિ કેવળ લીલારૂપે છે. આ જ હેતુને લઈને ૩૩મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૧ મું–સૂત્ર ૩૩ મું. સૃષ્ટિ લીલારૂપે.

લોકવત્તુ લીલાકૈવલ્યમ્ ॥૩૩॥

સૂત્રાર્થઃ–જેમ લોકમાં હોય છે, તે રીતે આ પ્રવૃત્તિ કેવળ લીલારૂપે છે. (૩૩)

ગુરૂઃ–અહીં મૂળમાં જે તુ શબ્દ વાપર્યો છે, તે પૂર્વના આક્ષેપનું નિવારણ કરવા માટે છે. જેવી રીતે તૃપ્ત થયલી કામનાવાળા કોઈ એક રાજા કે રાજાના પ્રધાનને લીલાથી ભિન્ન બીજું કાંઈપણ પ્રયોજન હોતું નથી. પણ લીલારૂપ પ્રવૃતિઓ ક્રીડા વિહારોમાં હોય છે તથા જેવી રીતે ઉચ્છ્વાસ તથા પ્રચ્છ્વાસ આદિ કંઈ પણ બાહ્ય પ્રવૃત્તિ વિના સ્વાભાવિક રીતે પ્રવૃત્તિઓનો સંભવ હોય છે. તેમજ કંઈપણ પ્રયોજન વિના સ્વાભાવિક રીતે કેવળ લીલા રૂપે આ પ્રવૃત્તિ થશે. ન્યાય વડે અથવા તો શ્રુતિવડે ઈશ્વરનું કાંઈ પણ પ્રયોજન હોય, એમ સંભવતું નથી, તેમજ કૃપણ ટાળવા માટે પરમાત્માનો આ સ્વભાવ છે, એમ કહેવું પણ શકય નથી. જો કે આપણા મનને આ જગત્‌બિંબરચના મોટા સમારંભવાળી હોય એમ લાગે છે, પણ આ કેવળ પરમેશ્વરની લીલા જ છે. કારણ કે પરમાત્માની શક્તિ અપરિમિત છે. જો કે લીલામાં કંઈ એક સૂક્ષ્મ પ્રયોજનનો સંભવ હોય, પણ આ સ્થળે જરા પણ પ્રયોજનનો સંભવ નથી. કારણ કે શ્રુતિમાં નિરૂપણ કર્યું છે કે, પરમાત્મા પૂર્ણ કામનાવાળા છે. તેમજ અપ્રવૃત્તિ કે ઉન્મત્ત પ્રવૃત્તિ છે, એમ પણ કહી શકાય એમ નથી. કારણકે શ્રુતિ પ્રતિપાદન કરે છે કે, સૃષ્ટિ છે. તેમજ શ્રુતિ એમ પણ પ્રતિપાદન કરે છે કે, પરમાત્મા સર્વજ્ઞરૂપે છે. તેમજ શ્રુતિ એમ પણ કહેતી નથી કે, આ સૃષ્ટિ પરમાર્થના વિષયવાળી છે. કારણકે આ સૃષ્ટિ અવિદ્યાએ કલ્પાયલી છે તથા નામ અને રૂપના વ્યવહારવિષયવાળી છે. વળી એ પણ ભૂલી જવું જોઈતું નથી કે, બ્રહ્માત્મ ભાવ પ્રતિપાદન કરવામાટે છે. (૩૩)

શિષ્યઃ–જો પરમાત્મા સૃષ્ટિના કર્તા હોય તો તેનામાં વિષમતા તથા ક્રૂરતાનો દોષ આવશે, તેનું કેમ ?

ગુરુઃ–આ દોષ નહિ લાગુ પડે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, આ સૃષ્ટિ અપેક્ષાવાળી છે. આજ હેતુને લઈ ૩૪ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૨મુ- સૂત્ર ૩૪ મું. પરમાત્મામાં વિષમતા તથા ક્રૂરતાનો અભાવ.

वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथाहि दर्शयति ॥ ३४ ॥

સૂત્રાર્થ –ઇશ્વરમા વિષમતા તથા ક્રૂરતાનો પ્રસંગ આવશે નહિ કારણકે આ સૃષ્ટિ અપેક્ષાયુકત છે શ્રુતિમા પણ એમ કહ્યું છે. (૩૪)

શિષ્ય-હું ફરી આક્ષેપ કરૂ છે કે, જન્માદિ હેતુ વા જગતનો કર્તા ઇશ્વર નથી. જો કે આગળના વિવેચનથી આ સબધી જ્ઞાન થયુ છે, છતા તે જ્ઞાન દૃઢ કરવા માટે આપને હું આ પ્રશ્ન પૂછું છું કે, ઇશ્વર જગતના કારણરૂપે નથી કારણ કે પરમાત્મામા વિષમતા તથા ક્રૂરતાનો દોષ આવશે. આપણે જોઇએ છીએ કે, કેટલાક દેવાદિઓને તે અત્યંત સુખવાળા કરે છે, કેટલાક પશુ આદિને અત્યંત દુઃખવાળા કરે છે તથા કેટલાક મનુષ્ય આદિને મધ્યમ સુખોપભોગવાળા કરે છે. આ રીતે વિષમ સૃષ્ટિને નિર્માણ કરનાર પરમાત્મામા જેમ દરેક ભિન્ન મનુષ્યમા હોય છે, તેમ રાગ દ્વેષ હોવા જોઇએ આથી શ્રુતિ તથા સ્મૃતિમા કહેલ સ્વચ્છત્વાદિ ઇશ્વિરના સ્વભાવનો વિલોપ થશે વળી ખળ પુરુષો પણ નિંદા કરે એવુ દયા રહિતપણુ, અર્થાત્ ક્રૂરપણું પરમાત્મામા પ્રાપ્ત થશે. કારણ કે પરમાત્મા કેટલાકને દુખમા જોડનાર તથા સર્વ પ્રજાનો સંહારકરનાર છે.માટે વિષમપણાના તથા ક્રૂરપણાના પ્રસંગને લીધે ઇશ્વર જગતનું કારણ નથી, એમ મારૂ માનવુ છે.

ગુરુઃ–વિષમપણાનો તથા ક્રૂરતાનો પ્રસંગ પરમાત્મામા પ્રાપ્ત થતો નથી

શિષ્ય –કેવી રીતે વિષમપણાનો તથા ક્રૂરતાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી?

ગુરુ –આ સૃષ્ટિ અપેક્ષાયુકત છે, માટે વિષમતાનો દોષ પ્રાપ્ત થતો નથી જો અપેક્ષારહિત કેવળ ઇશ્વર વિષમ સૃષ્ટિને નિર્માણ કરે તો વિષમ તથા ક્રૂરતાનો દોષ પ્રાપ્ત થાય. અપેક્ષાથી રહિત પરમાત્માનુ નિર્માતાપણું હોતુ નથી અપેક્ષાયુકત પરમાત્મા વિષમ સૃષ્ટિ નિર્માણ કરે છે.

શિષ્ય –આપ કહો છો કે, પરમાત્માની સૃષ્ટિમા અપેક્ષા છે તો તે અપેક્ષા શી છે તે કહેશો?

ગુરુ–ધર્મ તથા અધર્મની અપેક્ષા રહેલ છે, એમ અમે માનીએ છીએ. સરજવામા આવતા પ્રાણીઓનાં ધર્માધર્મની અપેક્ષા હોવાથી સૃષ્ટિ વિષમરૂપે છે, માટે તે ઇશ્વરનો અપરાધ નથી. પરમાત્માને પર્જન્યસ્વરૂપે ગણવો જોઇએ જેમ વૃષ્ટિ વ્રીહિ યવ આદિ સૃષ્ટિમા સામાન્ય કારણસ્વરૂપે હોય છે, પણ વ્રીહિ યવ આદિના વિષમપણામા તે તે બીજમા રહેલ અસાધારણ કારણો બળવાન્ હોય છે, તે જ પ્રમાણે પરમાત્મા દેવ મનુષ્ય આદિની સૃષ્ટિમા સામાન્ય કારણરૂપે છે પણ દેવ મનુષ્ય આદિના

પણ કહેલ છે, તેને બાધ આવશે. માટે હું માનું છું કે, ચેતનથી રહિત સૃષ્ટિ છે. (૩૨)

ગુરુઃ-તારૂં આ માનવું ખોટું છે. પરમાત્માની આ સૃષ્ટિ કેવળ લીલારૂપે છે. આ જ હેતુને લઈને ૩૩મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૧ મું-સૂત્ર ૩૩ મું. સૃષ્ટિ લીલારૂપે.

लोकवत्तु लीलाकैवल्यम् ॥३३॥

સૂત્રાર્થ:-જેમ લોકમાં હોય છે, તે રીતે આ પ્રવૃત્તિ કેવળ લીલારૂપે છે. (૩૩)

ગુરૂ:-અહીં મૂળમાં જે तु શબ્દ વાપર્યો છે, તે પૂર્વના આક્ષેપનું નિવારણ કરવા માટે છે. જેવી રીતે તૃપ્ત થયલી કામનાવાળા કોઈ એક રાજા કે રાજાના પ્રધાનને લીલાથી ભિન્ન બીજું કાંઈપણ પ્રયોજન હોતું નથી. પણ લીલારૂપ પ્રવૃતિઓ ક્રીડા વિહારોમાં હોય છે તથા જેવી રીતે ઉચ્છ્વાસ તથા પ્રચ્છ્વાસ આદિ કઈ પણ બાહ્ય પ્રવૃત્તિ વિના સ્વાભાવિક રીતે પ્રવૃત્તિઓનો સંભવ હોય છે. તેમજ કંઈપણ પ્રયોજન વિના સ્વાભાવિક રીતે કેવળ લીલા રૂપે આ પ્રવૃત્તિ થશે. ન્યાય વડે અથવા તો શ્રુતિવડે ઈશ્વરનું કાંઈ પણ પ્રયોજન હોય, એમ સંભવતું નથી, તેમજ દૂષણ ટાળવા માટે પરમાત્માનો આ સ્વભાવ છે, એમ કહેવું પણ શકય નથી. જો કે આપણા મનને આ જગત્-બિંબરચના મોટા સમારંભવાળી હોય એમ લાગે છે, પણ આ કેવળ પરમેશ્વરની લીલા જ છે. કારણ કે પરમાત્માની શક્તિ અપરિમિત છે. જો કે લીલામાં કંઈ એક સૂક્ષ્મ પ્રયોજનનો સંભવ હોય, પણ આ સ્થળે જરા પણ પ્રયોજનનો સંભવ નથી. કારણ કે શ્રુતિમાં નિરૂપણ કર્યું છે કે, પરમાત્મા પૂર્ણ કામનાવાળા છે. તેમજ અપ્રવૃત્તિ કે ઉન્મત્ત પ્રવૃત્તિ છે, એમ પણ કહી શકાય એમ નથી. કારણકે શ્રુતિ પ્રતિપાદન કરે છે કે, સૃષ્ટિ છે. તેમજ શ્રુતિ એમ પણ પ્રતિપાદન કરે છે કે, પરમાત્મા સર્વજ્ઞરૂપે છે. તેમજ શ્રુતિ એમ પણ કહેતી નથી કે, આ સૃષ્ટિ પરમાર્થના વિષયવાળી છે. કારણકે આ સૃષ્ટિ અવિદ્યાએ કલ્પાયલી છે તથા નામ અને રૂપના વ્યવહાર-વિષયવાળી છે. વળી એ પણ ભૂલી જવું જોઇતું નથી કે, બ્રહ્માત્મ ભાવ પ્રતિપાદન કરવામાટે છે. (૩૩)

શિષ્ય:-જો પરમાત્મા સૃષ્ટિના કર્તા હોય તો તેનામાં વિષમતા તથા કૂરતાનો દોષ આવશે, તેનું કેમ ?

ગુરુ:-આ દોષ નહિ લાગુ પડે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, આ સૃષ્ટિ અપેક્ષાવાળી છે. આજ હેતુને લઇ ૩૪ મા સૂત્રમાં કહ્યું છે કે;-



## અધિકરણ ૧૨મું– સૂત્ર ૩૪ મું પરમાત્મામાં વિષમતા તથા ક્રૂરતાનો અભાવ.

वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथाहि दर्शयति ॥ ३४ ॥

સૂત્રાર્થઃ–ઇશ્વરમાં વિષમતા તથા ક્રૂરતાનો પ્રસંગ આવશે નહિ કારણકે આ સૃષ્ટિ અપેક્ષાયુકત છે. શ્રુતિમાં પણ એમ કહ્યું છે. (૩૪)

શિષ્ય –હું ફરી આક્ષેપ કરૂં છે કે, જન્માદિ હેતુ વા જગતનો કર્તા ઇશ્વર નથી. જો કે આગળના વિવેચનથી આ સંબંધી જ્ઞાન થયુ છે, છતાં તે જ્ઞાન દૃઢ કરવા માટે આપને હું આ પ્રશ્ન પૂછું છું કે, ઇશ્વર જગતના કારણરૂપે નથી. કારણ કે પરમાત્મામાં વિષમતા તથા ક્રરતાનો દોષ આવશે. આપણે જોઇએ છીએ કે, કેટલાક દેવાદિઓને તે અત્યંત સુખવાળા કરે છે, કેટલાક પશુ આદિને અત્યંત દુઃખવાળા કરે છે તથા કેટલાક મનુષ્ય આદિને મધ્યમ સુખોપભોગવાળા કરે છે. આ રીતે વિષમ સૃષ્ટિને નિર્માણ કરનાર પરમાત્મામા જેમ દરેક ભિન્ન મનુષ્યમા હોય છે, તેમ રાગ દ્વેષ હોવા જોઇએ. આથી શ્રુતિ તથા સ્મૃતિમા કહેલ સ્વચ્છત્વાદિ ઈશ્વરના સ્વભાવનો વિલોપ થશે વળી ખળ પુરુષો પણ નિંદા કરે એવુ દયા રહિતપણું, અર્થાત્ ક્રૂરપણું પરમાત્મામા પ્રાપ્ત થશે. કારણ કે પરમાત્મા કેટલાકને દુઃખમાં જોડનારા તથા સર્વ પ્રજાનો સંહારકરનારા છે. માટે વિષમપણાના તથા ક્રૂરપણાના પ્રસંગને લીધે ઇશ્વર જગતનું કારણ નથી, એમ મારૂં માનવું છે.

ગુરુ–વિષમપણાનો તથા ક્રૂરતાનો પ્રસંગ પરમાત્મામા પ્રાપ્ત થતો નથી.

શિષ્યઃ–કેવી રીતે વિષમપણાનો તથા ક્રૂરતાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી?

ગુરુઃ–આ સૃષ્ટિ અપેક્ષાયુકત છે, માટે વિષમતાનો દોષ પ્રાપ્ત થતો નથી. જો અપેક્ષારહિત કેવળ ઇશ્વર વિષમ સૃષ્ટિને નિર્માણ કરે તો વિષમ તથા ક્રૂરતાનો દોષ પ્રાપ્ત થાય. અપેક્ષાથી રહિત પરમાત્માનું નિર્માતાપણું હોતું નથી. અપેક્ષાયુકત પરમાત્મા વિષમ સૃષ્ટિ નિર્માણ કરે છે.

શિષ્ય –આપ કહો છો કે, પરમાત્માની સૃષ્ટિમાં અપેક્ષા છે તો તે અપેક્ષા શી છે તે કહેશો?

ગુરુ–ધર્મ તથા અધર્મની અપેક્ષા રહેલ છે, એમ અમે માનીએ છીએ. સરજવામાં આવતા પ્રાણીઓનાં ધર્માધર્મની અપેક્ષા હોવાથી સૃષ્ટિ વિષમરૂપે છે, માટે તે ઇશ્વરનો અપરાધ નથી. પરમાત્માને પર્જન્યસ્વરૂપે ગણવો જોઇએ. જેમ વૃષ્ટિ વ્રીહિ યવ આદિ સૃષ્ટિમા સામાન્ય કારણસ્વરૂપે હોય છે, પણ વ્રીહિ યવ આદિના વિષમપણામાં તે તે બીજમા રહેલ અસાધારણ કારણો બળવાન્ હોય છે, તે જ પ્રમાણે પરમાત્મા દેવ મનુષ્ય આદિની સૃષ્ટિમાં સામાન્ય કારણરૂપે છે. પણ દેવ મનુષ્ય આદિના

પણ કહેલ છે, તેને બાધ આવશે. માટે હું માનું છું કે, ચેતનથી રહિત સૃષ્ટિ છે. (૩૨)

ગુરુઃ-તારૂં આ માનવું ખોટું છે. પરમાત્માની આ સૃષ્ટિ કેવળ લીલારૂપે છે. આ જ હેતુને લઈને ૩૩મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૧ મું-સૂત્ર ૩૩ મું.
## સૃષ્ટિ લીલારૂપે.

लोकवत्तु लीलाकैवल्यम् ॥३३॥

સૂત્રાર્થઃ-જેમ 'લોકમાં હોય છે, તે રીતે આ પ્રવૃત્તિ કેવળ લીલારૂપે છે. (૩૩)

ગુરૂઃ-અહીં મૂળમાં જે तु શબ્દ વાપર્યો છે, તે પૂર્વના આક્ષેપનું નિવારણ કરવા માટે છે. જેવી રીતે તૃપ્ત થયલી કામનાવાળા કોઈ એક રાજા કે રાજાના પ્રધાનને લીલાથી ભિન્ન બીજું કાંઈપણ પ્રયોજન હોતું નથી. પણ લીલારૂપ પ્રવૃત્તિઓ ક્રીડા વિહારોમાં હોય છે તથા જેવી રીતે ઉચ્છ્વાસ તથા પ્રચ્છ્વાસ આદિ કંઈ પણ બાહ્ય પ્રવૃત્તિ વિના સ્વાભાવિક રીતે પ્રવૃત્તિઓનો સંભવ હોય છે. તેમજ કંઈપણ પ્રયોજન વિના સ્વાભાવિક રીતે કેવળ લીલા રૂપે આ પ્રવૃત્તિ થશે. ન્યાય વડે અથવા તો શ્રુતિવડે ઈશ્વરનું કાંઈ પણ પ્રયોજન હોય, એમ સંભવતું નથી, તેમજ કૃપણ ટાળવા માટે પરમાત્માનો આ સ્વભાવ છે, એમ કહેવું પણ શક્ય નથી. જો કે આપણા મનને આ જગત્-બિંબરચના મોટા સમારંભવાળી હોય એમ લાગે છે, પણ આ કેવળ પરમેશ્વરની લીલા જ છે. કારણ કે પરમાત્માની શક્તિ અપરિમિત છે. જો કે લીલામાં કંઈ એક સૂક્ષ્મ પ્રયોજનનો સંભવ હોય, પણ આ સ્થળે જરા પણ પ્રયોજનનો સંભવ નથી. કારણ કે શ્રુતિમાં નિરૂપણ કર્યું છે કે, પરમાત્મા પૂર્ણ કામનાવાળા છે. તેમજ અપ્રવૃત્તિ કે ઉન્મત્ત પ્રવૃત્તિ છે, એમ પણ કહી શકાય એમ નથી. કારણકે શ્રુતિ પ્રતિપાદન કરે છે કે, સૃષ્ટિ છે. તેમજ શ્રુતિ એમ પણ પ્રતિપાદન કરે છે કે, પરમાત્મા સર્વજ્ઞરૂપે છે. તેમજ શ્રુતિ એમ પણ કહેતી નથી કે, આ સૃષ્ટિ પરમાર્થના વિષયવાળી છે. કારણકે આ સૃષ્ટિ અવિદ્યાએ કલ્પાયલી છે તથા નામ અને રૂપના વ્યવહાર વિષયવાળી છે. વળી એ પણ ભૂલી જવું જોઈતું નથી કે, બ્રહ્માત્મ ભાવ પ્રતિપાદન કરવામાટે છે. (૩૩)

શિષ્યઃ-જો પરમાત્મા સૃષ્ટિના કર્તા હોય તો તેનામાં વિષમતા તથા ક્રૂરતાનો દોષ આવશે, તેનું કેમ ?

ગુરુઃ-આ દોષ નહિ લાગુ પડે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, આ સૃષ્ટિ અપેક્ષાવાળી છે. આજ હેતુને લઈ ૩૪ મા સૂત્રમાં કહ્યું છે કે;-



## અધિકરણ ૧૨મું– સૂત્ર ૩૪ મું: પરમાત્મામાં વિષમતા તથા ક્રૂરતાનો અભાવ.

वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथाहि दर्शयति ॥ ३४ ॥

સૂત્રાર્થ–ઇશ્વરમાં વિષમતા તથા ક્રૂરતાનો પ્રસંગ આવશે નહિ કારણકે આ સૃષ્ટિ અપેક્ષાયુક્ત છે. શ્રુતિમાં પણ એમ કહ્યું છે. (૩૪)

શિષ્ય:–હું ફરી આક્ષેપ કરૂં છે કે, જન્માદિ હેતુ વા જગતનો કર્તા ઇશ્વર નથી. જો કે આગળના વિવેચનથી આ સબંધી જ્ઞાન થયુ છે, છતા તે જ્ઞાન દૃઢ કરવા માટે આપને હું આ પ્રશ્ન પૂછું છું કે, ઇશ્વર જગતના કારણરૂપે નથી. કારણ કે પરમાત્મામાં વિષમતા તથા ક્રૂરતાનો દોષ આવશે. આપણે જોઇએ છીએ કે, કેટલાક દેવાદિઓને તે અત્યંત સુખવાળા કરે છે, કેટલાક પશુ આદિને અત્યંત દુઃખવાળા કરે છે તથા કેટલાક મનુષ્ય આદિને મધ્યમ સુખોપભોગવાળા કરે છે. આ રીતે વિષમ સૃષ્ટિને નિર્માણ કરનાર પરમાત્મામા જેમ દરેક ભિન્ન મનુષ્યમાં હોય છે, તેમ રાગ દ્વેષ હોવા જોઇએ. આથી શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલ સ્વચ્છત્વાદિ ઇશ્વરના સ્વભાવનો વિલોપ થશે વળી ખળ પુરુષો પણ નિંદા કરે એવુ દયા રહિતપણું, અર્થાત્ ક્રૂરપણું પરમાત્મામાં પ્રાપ્ત થશે. કારણ કે પરમાત્મા કેટલાકને દુઃખમાં જોડનારા તથા સર્વ પ્રજાનો સંહાર કરનારા છે. માટે વિષમપણાના તથા ક્રૂરપણાના પ્રસંગને લીધે ઇશ્વર જગતનું કારણ નથી, એમ મારૂં માનવું છે.

ગુરુઃ–વિષમપણાનો તથા ક્રૂરતાનો પ્રસંગ પરમાત્મામા પ્રાપ્ત થતો નથી.

શિષ્ય:–કેવી રીતે વિષમપણાનો તથા ક્રૂરતાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી?

ગુરુઃ–આ સૃષ્ટિ અપેક્ષાયુકત છે, માટે વિષમતાનો દોષ પ્રાપ્ત થતો નથી. જો અપેક્ષારહિત કેવળ ઇશ્વર વિષમ સૃષ્ટિને નિર્માણ કરે તો વિષમ તથા ક્રૂરતાનો દોષ પ્રાપ્ત થાય. અપેક્ષાથી રહિત પરમાત્માનું નિર્માતાપણુ હોતું નથી અપેક્ષાયુક્ત પરમાત્મા વિષમ સૃષ્ટિ નિર્માણ કરે છે.

શિષ્ય–આપ કહો છો કે, પરમાત્માની સૃષ્ટિમાં અપેક્ષા છે તો તે અપેક્ષા શી છે તે કહેશો?

ગુરુ–ધર્મ તથા અધર્મની અપેક્ષા રહેલ છે, એમ અમે માનીએ છીએ. સરજવામાં આવતા પ્રાણીઓનાં ધર્માધર્મની અપેક્ષા હોવાથી સૃષ્ટિ વિષમરૂપે છે, માટે તે ઇશ્વરનો અપરાધ નથી. પરમાત્માને પર્જન્યસ્વરૂપે ગણવો જોઇએ. જેમ વૃષ્ટિ વ્રીહિ યવ આદિ સૃષ્ટિમા સામાન્ય કારણસ્વરૂપે હોય છે, પણ વ્રીહિ યવ આદિના વિષમપણામાં તે તે બીજમાં રહેલ અસાધારણ કારણો બળવાન્ હોય છે, તે જ પ્રમાણે પરમાત્મા દેવ મનુષ્ય આદિની સૃષ્ટિમાં સામાન્ય કારણરૂપે છે. પણ દેવ મનુષ્ય આદિના

વિષમપણામાં, જીવમાં રહેલ અસાધારણ કર્મો કારણરૂપે હોય છે. આ પ્રમાણે સૃષ્ટિના સંબંધમાં અપેક્ષા હોવાથી ઇશ્વરમાં વિષમતા તથા ક્રૂરતાનો દોષ આવતો નથી.

શિષ્યઃ-ઈશ્વર અપેક્ષાયુક્ત છે તો પછી નીચ, મધ્યમ તથા ઉત્તમ સ્વરૂપ સંસારને રચે છે, એમ કેવી રીતે કહી શકાય ?

ગુરુ-હે શિષ્ય ! શ્રુતિમાં કહ્યું છે કે, एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषत एष उ एवासाधु कर्म कारयति तं यमधो निनीषते ( કૌ० બ્રા० ૩, ૮ ) पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन (બૃ० ૩, ૨, ૧૩) જેને પરમાત્મા આ લોકમાંથી ઉંચા લોકમાં લઇ જવા ઇચ્છે છે તેની પાસે તે સાધુ કર્મ કરાવે છે તથા જેને તે નીચેના લોકમાં લઇ જવા ઇચ્છે છે તેની પાસે તે અસાધુ કર્મ કરાવે છે." પુણ્ય કર્મવડે પુણ્યવાન્ થવાય છે તથા પાપ કર્મવડે પાપી થાય છે." સ્મૃતિમાં પણ કહ્યું છે કે, પ્રાણીના કર્મની ભિન્નતાની અપેક્ષાને લીધે પરમાત્મા અનુગ્રહકર્તારૂપે તથા શાસનકર્તારૂપે છે. જેમકે "ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् (ભ० ગી० ૪,૧૧ ) જે રીતે મને શરણે આવે છે તેઓને તે પ્રકારે હું ભજું છું." ( ૩૪ )

શિષ્યઃ-શ્રુતિમાં કહ્યું છે કે, સૃષ્ટિની પૂર્વે સર્વ અવિભક્તરૂપે હતું. તો પછી કર્મ ક્યાંથી આવ્યું ?

ગુરુઃ-ના, તારું માનવું ખોટું છે. જગત્ અનાદિ છે. માટે કર્મ પણ અનાદિ છે. આજ હેતુને લઇ ૩૫મા સૂત્રની યોજના કરી છે. જેમકે;-

## અધિકરણ ૧૧ મું—સૂત્ર ૩૫ મું.

### જગત્ અનાદિરૂપે.

**न कर्माविभागादिति चेन्नानादित्वात्॥३५॥**

સૂત્રાર્થ--પ્રથમ કેવળ એકરૂપ હોવાથી કર્મનો અભાવ છે, એમ કોઈ કહે તો તેમ નથી. કારણ કે જગત્ અનાદિરૂપે છે. ( ૩૫ )

ટીકાઃ-શિષ્ય -"सदेव सोम्येद मासीदेकमेवाद्वितीयम् (છા० ૬,૨,૧) હે સોમ્ય ! પ્રથમ આ સર્વ સત્ રૂપે, એક રૂપે તથા અદ્વિતીય રૂપે હતું." આ રીતે સૃષ્ટિની પહેલાં વિભક્તપણાનો અભાવ હોવાથી કોઈ પણ કર્મ હોતું નથી, કે જેને લીધે સૃષ્ટિમાં વિષમતા પ્રાપ્ત થાય. કારણકે સૃષ્ટિ થયા પછી શરીરાદિનો વિભાગ થવાથી કર્મનું અસ્તિત્વ છે. તે જ રીતે કર્મ લીધે શરીરાદિના વિભાગનું અસ્તિત્વ છે. આ રીતે એક બીજાના આશ્રયપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. માટે વિભાગ ન હતો ત્યારે કર્મની અપેક્ષાવાળા પરમાત્માની પ્રવૃત્તિ હોવી જોઇએ. વિભાગ થવા પૂર્વે વિચિત્ર એવાં કર્મનો અભાવ હોવાથી આદ્ય સૃષ્ટિમાં તુલ્યતાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

ગુરુઃ-આ દોષ પ્રાપ્ત થતો નથી. કારણ કે સંસારનું અનાદિપણું છે. જો સંસારને આદિપણું હોત તો આ દોષ પ્રાપ્ત થતે. પણ સંસાર બીજાંકુરની માફક અનાદિ છે, જેથી હેતુ તથા હેતુવાળા ભાવવડે કર્મની ઉત્પત્તિમાં

વિષમતા રહેલ હોય છે, જેથી કોઈ રીતનો વિરોધ પ્રાપ્ત થતો નથી. (૩૫)

શિષ્ય:-સંસાર અનાદિ છે, એમ કેવી રીતે જણાઈ શકે ?

ગુરુ:-આનો જ પ્રત્યુત્તર ૩૬ મા સૂત્રવડે જણાય છે. જેમકે:-

## અધિકરણ ૧૧ મું-સૂત્ર ૩૬ મું. જગતના અનાદિમાં શ્રુતિનું પ્રમાણ.

उपपद्यते चाप्युपलभ्यते च (३६)

સૂત્રાર્થ:-સંસારનું અનાદિપણું યોગ્ય છે તથા શ્રુતિ સ્મૃતિમાં તે પ્રમાણે કહેલું પણ છે. (૩૬)

ટીકા-ગુરૂ-સંસારનું અનાદિપણું યોગ્ય છે. સંસારનું આદિપણું છે, એમ માનશું તો સંસારના એકદમ ઉત્પન્ન થવાથી મુક્ત પુરૂષોને પણ ફરી સંસારમાં જન્મવાનો પ્રસંગ આવશે. વળી સુખ દુઃખાદિના કારણનો અભાવ થવાથી નહી કરેલ કર્મને ભોગવવાનો પ્રસંગ આવશે. પણ ઈશ્વર વિષમતામાં કારણરૂપે નથી, એમ કહેલું છે. વળી સર્વ એક રૂપ હોવાથી વિષમતાના કારણરૂપે અવિદ્યા પણ નથી. રાગાદિ ક્લેશ વાસનાથી થયેલ કર્મવાળી અવિદ્યા વિષમતાને ઉત્પન્ન કરનારી હોવી જોઈએ. કર્મ વિના શરીરનો સંભવ નથી. તેમ શરીર વિના કર્મનો સંભવ નથી. આ રીતે એક બીજાના આશ્રયનો પ્રસંગ આવે છે. બીજાંકુરની માફક સંસારને અનાદિ માનીએ તો કોઈ રીતના દોષની પ્રાપ્તિ થશે નહિ. શ્રુતિ તથા સ્મૃતિમાં પણ સંસાર અનાદિ છે, એમ કહેલ છે. શ્રુતિમાં કહ્યું છે કે, ' अनेन जीवेनात्मना' (છા. ૬, ૩, ૨) આ જીવાત્માવડે" આ રીતે શરીર આત્મા પ્રાણને ધારણ કરનાર હોવાથી ઉત્પત્તિના આરંભમાં જીવરૂપે શ્રુતિમાં નિરૂપણ કરે છે તથા સંસાર અનાદિ છે, એમ દર્શાવ્યું છે. સર્ગ આદિ રૂપે છે, એમ માનીએ તો ઉત્પત્તિના આરંભમાં પ્રાણનો કોઇ ધારણ કરનાર ન હોવાથી, સર્ગના આરંભમાં આત્મા પ્રાણને ધારણ કરતો હોવાથી, તેનું શબ્દવડે શા માટે શ્રુતિ નિરૂપણ કરતે ? બીજું જીવાત્મા પ્રાણને ધારણ કરશે, એમ કહ્યું નથી. ભવિષ્યના સંબંધને લઈ ભૂત સંબંધ બળવાન્ છે. કારણ કે ભૂત સંબંધ સિદ્ધ થઇ ચૂકેલો જ છે. નીચેનો મંત્રવર્ણ પૂર્વ કલ્પનું અસ્તિત્વ દર્શાવે છે. જેમકે "सूर्याचन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत् (ઋ. સં. ૧૦, ૧૯૦, ૩) બ્રહ્માએ પૂર્વની માફક સૂર્ય તથા ચંદ્રની ઉત્પત્તિ કરી." સ્મૃતિમાં પણ સંસારનું અનાદિપણું દર્શાવ્યું છે. જેમકે, न रूपमस्येह तथोपलभ્યते नान्तो न चादिर्न च संप्रतिष्ठा (ગી. ૧૫, ૩) અહીં એનું જેવું રૂપ છે, તેવું પ્રાપ્ત થતું નથી. એને આદિ, મધ્ય તથા અંત નથી." વળી પુરાણમાં પણ, ભૂત તથા ભવિષ્યના કલ્પોનું પરિમાણ નથી, એમ સિદ્ધ કરેલું છે. (૩૬)

શિષ્ય:-સર્વ કારણધર્મો એમાં રહેલા છે, તે કહેશો ?

શુરૂ–સર્વ કારણધર્મો બ્રહ્મમાં રહેલ છે. આજ હેતુને લઇ ૩૭ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૩મું– સૂત્ર ૩૭ મું. બ્રહ્મમાં સર્વ કારણધર્મો.

सर्वधर्मोपपत्तेश्च ॥ ३७ ॥

સૂત્રાર્થઃ–સર્વ કારણ ધર્મોની પ્રાપ્તિ બ્રહ્મમા છે, માટે વેદાંતદર્શન સંબંધી શંકા કરવી યોગ્ય નથી. (૩૭)

ટીકા-ગુરૂઃ–ચેતન બ્રહ્મ જગતના કારણરૂપે તથા પ્રકૃતિરૂપે છે, એમ નિશ્ચય કરેલા વેદાંત દર્શનમાં અન્ય દર્શનવાળાઓએ વિલક્ષણત્વાદિ જે દોષો મૂકેલ છે, તેનો આચાર્યે પરિહાર કર્યો હવે આચાર્ય વેદાંત દર્શનથી ભિન્ન અન્ય દર્શનનો પ્રતિષેધ કરવાવાળા વિષયનો આરંભ કરવાની ઇચ્છા રાખે છે તથા વેદાંત, દર્શનવાળા વિષયનો ઉપસંહાર કરે છે. કારણ કે બ્રહ્મ કારણરૂપે નિરૂપિત થવાથી કારણ ધર્મો પણ બ્રહ્મને જ લાગુ પડે છે. શ્રુતિમાં પણ કહ્યુ છે કે, "सर्वज्ञ सर्वशक्ति महामाय च ब्रह्म બ્રહ્મ સર્વજ્ઞરૂપે, સર્વ શક્તિરૂપે તથા મહા માયારૂપે છે. માટે વેદાંત દર્શન સંબંધી વધારે શંકા કરવી યોગ્ય નથી."

इति श्रीमच्छङ्करभगवत्पादकृतौ शारीरकमीमांसाभाष्ये चंद्रशंकरात्मज छोटालाल शर्मणा कृते गुर्जरगिराभाष्यानुवादे द्वितीयाध्यायस्य प्रथमः पादः ॥ १ ॥



કરવું જોઇએ, આ રીતના હેતુને લઇ પર પક્ષનું ખંડન કરવામાં આવ્યું છે. આ પર પક્ષોમાં ઘણી જ યુક્તિઓ સમાયલી છે, માટે તે સર્વજ્ઞ બ્રહ્મનું જ નિરૂપણ કરવાવાળાં છે, એમ માની મંદ મતિવાળાઓની તે પર શ્રદ્ધા ઉત્પન્ન થાય. આ કારણથી તે સાંખ્યાદિ દર્શનો અસારરૂપે છે, એમ ગ્રહણ કરાવવા આ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

શિષ્ય–હે ભગવન્ ! " ईक्षतेर्नाशब्दम (બ્ર૦ સૂ૦ ૧, ૧, ૫), कामाच्च नानुमानापेक्षा (બ્ર૦ સૂ૦ ૧, ૧, ૧૮), एतेन सर्वे व्याख्याता व्याख्याताः (બ્ર૦ સૂ૦ ૧, ૪, ૨૮) ઇત્યાદિ સૂત્રોવડે સાંખ્યાદિ દર્શનોનુ ખંડન કરવામાં આવ્યું છે, તો પછી આ રીતે ફરી પિષ્ટપેષણ કરવાની શી જરૂર છે ?

ગુરુઃ–સાંખ્યાદિ દર્શનો પોતાના પક્ષને સ્થાપવા માટે વેદાંતના વચનોનું ઉદાહરણ આપે છે તથા પોતાના પક્ષને સિદ્ધ કરી શકાય, તેવી રીતે તે વચનોની યોજના કરે છે. તેઓનુ જે વ્યાખ્યાન છે, તે કેવળ નામ માત્ર જ છે. પણ સમ્યક્ વ્યાખ્યાનરૂપે તે કહેવાઈ શકે નહિ. આ રીતે પૂર્વના સૂત્રવડે સિદ્ધ કર્યું છે. પણ આ સ્થળે કોઇ પણ રીતના વચનની અપેક્ષા વિના તેમ જ સ્વતંત્ર રીતે તેમની યુક્તિનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે, માટે આ સ્થળે એટલી વિશેષતા છે. જેમકે સાંખ્યવાદીઓ માને છે કે, ઘટ શરાવ આદિ ભેદો મૃત્તિકાથી જોડાયલા છે માટે મૃત્તિકા સામાન્ય કારણરૂપે છે, એમ લોકમા જાણવામાં આવે છે. તે જ પ્રમાણે સઘળા બાહ્ય આધ્યાત્મિક ભેદો સુખ, દુઃખ તથા મોહવડે યુક્ત છે માટે તે વિકારોનું-સુખ, દુઃખ તથા મોહ સામાન્ય કારણ થવા યોગ્ય છે. જે કાંઇ સુખ, દુઃખ તથા મોહ સામાન્યરૂપે છે, તે ત્રિગુણ પ્રધાનરૂપે છે. વળી તે મૃત્તિકાની માફક અચેતન સ્વરૂપે છે તથા ચેતન સ્વરૂપ પુરુષનો હેતુ સિદ્ધ કરવા સ્વાભાવિક રીતે વિચિત્ર વિકારરૂપે તે વિવર્તનને પામે છે. પરિણામ આદિ લિંગવડે તે વિકારનું જ પ્રધાનરૂપે અનુમાન કરવામા આવે છે. આ સંબંધી જે વિવેચન કરું છું, તે સાંભળ. જો દૃષ્ટાંતવડે આ પ્રમાણે નિરૂપણ કરવામા આવે તો ચેતનના આશ્રયથી રહિત અચેતન સ્વતંત્ર રીતે કેટલાક વિશિષ્ટ પુરૂષાર્થોને સિદ્ધ કરવા સમર્થ વિકારોને ઉત્પન્ન કરી શકે છે, એમ કદી લોકવિષે જોવામાં આવતું નથી. આપણે જોઇએ છીએ કે, ગૃહ, પ્રાસાદ, શયન, આસન તથા વિહારભૂમિ આદિ બુદ્ધિમાન શિલ્પશાસ્ત્રીઓ સમયને અનુસરી રચે છે, જે ભૂમિ આદિ સુખદુઃખની પ્રાપ્તિને ટાળવાયોગ્ય છે. તેજ રીતે પૃથ્વી આદિ અખિલ જગત્ બાહ્ય રીતે અનેક પ્રકારના કર્મના ફળના ઉપભોગને યોગ્ય છે તેમ જ આધ્યાત્મિક શરીરાદિ અનેક પ્રકારની જાતિવાળું છે, નિયમિત અવયવોની રચનાવાળું છે, અનેક કર્મફળના અનુભવવાળું છે, વળી સારામાં સારા બુદ્ધિમાન્ શિલ્પશાસ્ત્રીઓ તેનું મનવડે નિરૂપણ કરવા અશકય છે. તો પછી જડપ્રધાન

તેની કેવી રીતે રચના કરી શકે ? કારણ આપણા જોવામાં આવે છે કે, વરતુ દેહ તથા પથ્થરઆદિ જડ પદાર્થો કે જે પણ તેની રચના કરી શકવા સમર્થ નથી મૃત્તિકા આદિવડે જે કે ઘટ શરાવ આદિ રચનાઓ થાય છે, પણ તેમા કુંભાર આદિ અનેક નિમિત્તોની જરૂર પડે છે માટે ચેતન રહિત પ્રધાનની આ રચના હોવાનો સંભવ નથી

શિષ્ય -મૃત્તિકા આદિ ઉપાદાન કારણ ધર્મનો નિશ્ચય કરો, પણ બાહ્યસ્વરૂપે રહેલ કુંભાર આદિ નિમિત્ત કારણનો નિશ્ચય કરવાની જરૂર નથી આ રીતનો નિયમ હોતો નથી.

ગુરુ -તું કહે છે, તે રીતે પણ અમારા સિદ્ધાંતને જરા પણ વિરોધ આવતો નથી પણ ચેતન કારણનું નિરૂપણ હોવાથી શ્રુતિ સુક્ત થશે આથી જગતની રચના રચવામા આવી છે, એમ નહિ હોવાથી અચેતન પ્રધાન જગતના કારણરૂપે છે, એમ માનવુ યોગ્ય નથી મૂળ સૂત્રમા જે च શબ્દ આવ્યો છે, તેથી અન્વય આદિની પણ ઉપપત્તિ યોગ્ય નથી આ પ્રમાણે અન્વય આદિની અસિદ્ધિનુ પણ નિરૂપણ થાય છે વળી સુખ, દુ ખ તથા મોહવડે બાહ્ય આધ્યાત્મિક વિકારોનો સંબંધ પણ યોગ્ય નથી કારણકે સુખાદિની પ્રતીતિ આંતરરૂપે છે, શબ્દ આદિની બાહ્યરૂપે પ્રતીતિ છે તથા વિકારોના નિમિત્તરૂપે પ્રતીતિ થાય છે શબ્દાદિ સામાન્યરૂપે હોય, પણ વાસનાની વિશેષતા હોવાથી સુખાદિવિશેષની પ્રાપ્તિ થાય છે. દેશ, કાળ તથા વસ્તુના પરિમાણવાળા મૂળ તથા અંકુર આદિ વિકારોવિશે અનેક કારણો જોવામા આવે છે બીજુ બાહ્ય આધ્યાત્મિક વિકારોનુ પણ દેશ, કાળ તથા વસ્તુનુ પરિમાણ હોય છે, માટે તેઓમા પણ અનેક કારણો માનવા પડે છે તેમ જ સત્વ, રજ તથા તમને વિશે પણ અનેક કારણોનો પ્રસંગ આવશે કારણકે આ સર્વમા દેશ, કાળ તથા વસ્તુનુ પરિમાણ સામાન્યરૂપે હોય છે દૃષ્ટિ સ્વરૂપવાળા શયન આસન આદિમા કાર્ય તથા કારણભાવ અર્થાત્ કાર્યનો કર્તા કોઇ ચેતન પુરૂષ છે, એમ જોવામા આવે છે, તો પછી બાહ્ય આધ્યાત્મિક વિકારો કાર્ય કારણવાળા હોવાથી અચેતન તેના કારણરૂપે હોય, એમ કલ્પવુ તદ્દન અશક્ય છે (૧)

શિષ્ય -અચેતન જગતના કારણરૂપે ન હોવાનુ બીજુ કાંઈ કારણ હોય તો તે કહો

ગુરુ -સત્વ, રજ તથા તમના વિષય પણાને લીધે જે પ્રવૃત્તિ હોય છે, તે પણ ચેતન વિના હોતી નથી માટે અચેતન જગતના કારણરૂપે નથી આ જ કારણથી ૨ જા સૂત્રમા કહ્યુ છે કે,-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૨ જું. શું અચેતન જગતના કારણરૂપે?

પ્રવૃત્તેશ્ચ ॥ ૨ ॥

સૂત્રાર્થઃ-પ્રવૃત્તિનો ચેતન વિના અભાવ છે, માટે અચેતન જગતના કારણરૂપે નથી. (૨)

ટીકાઃ-ગુરુઃ-આપણે એમ ધારો કે, જગતની રચના છે. આ રચનાની સિદ્ધિ માટે સત્વ, રજ તથા તમનો સામ્યાવસ્થાથી નાશ અર્થાત્ સત્વાદિ ગુણોની જે વિષમાવસ્થા, તે પ્રવૃત્તિ કહેવાય છે. કાર્ય તથા કારણભાવના પરિણામરૂપ આ પ્રવૃત્તિ હોય છે. બીજું કાર્યને ઉત્પન્ન કરનારી પ્રવૃત્તિ સ્વતન્ત્ર રીતે અચેતન પ્રધાનની હોઈ શકે નહિ. કારણ કે મૃત્તિકા આદિના કાર્યમાં તથા રથાદિમાં ચેતન કારણની આવશ્યકતા છે. મૃત્તિકા આદિ અથવા રથ આદિઓ જેઓ અચેતનરૂપે છે, તેઓ ચેતન સ્વરૂપ કુલાલ આદિના અથવા અશ્વ આદિના આશ્રય વિના કોઈ પણ વિશિષ્ટ કાર્યની પ્રવૃત્તિવાળાં જોવામાં આવતાં નથી. જે રીતે એ પ્રત્યક્ષની બાબત છે, તે જ રીતની અપ્રત્યક્ષ વસ્તુની પણ સ્થિતિ સમજવી. આથી પ્રવૃત્તિ અચેતન પદાર્થથી નહિ હોવાને લીધે, અચેતન જગત્ કારણ સ્વરૂપે માનવું યોગ્ય નથી.

શિષ્યઃ-કેવળ ચેતનની પણ પ્રવૃત્તિ અચેતન પદાર્થની સામગ્રી વિના હોતી નથી. માટે ચેતન તેમ જ અચેતન બેઉની આવશ્યકતા છે.

ગુરુઃ-આ તારું કહેવું ખરું છે. છતાં ચેતનવડે જોડાવાથી રથાદિ અચેતનની પ્રવૃત્તિ જોવામાં આવે છે. પણ ચેતનની પ્રવૃત્તિ અચેતન સાથે જોડાવાથી થાય છે, એમ હોતું નથી.

શિષ્યઃ-આ સ્થળે શું યોગ્ય છે? જે વસ્તુવિશે પ્રવૃત્તિ જોવામાં આવે છે, તે વસ્તુની જ તે પ્રવૃત્તિ શું કહેવાય? અથવા શું જેનાવડે જોડાયલી વસ્તુની પ્રવૃત્તિ જોવામાં આવે છે તેની તે પ્રવૃત્તિ છે? મારું માનવું તો આ સ્થળે એવું છે કે, જેને વિશે પ્રવૃત્તિ જોવામાં આવે છે, તેની તે પ્રવૃત્તિ છે. કારણ કે બેઉ વસ્તુનું પ્રત્યક્ષપણું હોવાથી આ જ યોગ્ય છે. પ્રવૃત્તિના આશ્રયને લીધે કેવળ ચેતન, રથાદિની માફક પ્રત્યક્ષરૂપે નથી. પ્રવૃત્તિના આશ્રયવાળા દેહાદિથી જોડાયલા ચેતનની સત્તા અર્થાત્ અસ્તિત્વ છે, અર્થાત્ કેવળ અચેતન રથાદિનું વિલક્ષણપણું જીવતા દેહનું જ જોવામાં આવે છે. આથી દેહનું ચેતનપણું પ્રત્યક્ષ દેહ હોય છે ત્યારેજ હોય છે, પણ જ્યારે દેહ પ્રત્યક્ષ હોતો નથી ત્યારે દેહનુ ચેતનપણું હોતું નથી. આ રીતે લોકાયતિકોનો મત છે. માટે અચેતનની જ પ્રવૃત્તિ છે, એમ અમે સાંખ્યવાદીઓનું માનવું છે.

ગુરુઃ-આના સંબંધમાં અમે કહીએ, તે સાંભળો. જે અચેતનમાં પ્રવૃત્તિ જોવામાં આવે છે, તેની તે પ્રવૃત્તિ નથી, એમ અમે પણ કહેતા નથી. ભલે એમ ધારો કે, તે અચેતનની જ તે પ્રવૃત્તિ

છે. પણ તે પ્રવૃત્તિ ચેતનની સહાયતાથી થાય છે, એમ અમારું માનવું છે. ચેતનના અસ્તિત્વથી પ્રવૃત્તિનું અસ્તિત્વ છે તથા ચેતનના અભાવથી પ્રવૃત્તિનું પણ અસ્તિત્વ નથી. જેવી રીતે દાહ તથા પ્રકાશવાળી પ્રવૃત્તિ કાષ્ઠ આદિને અધીન છે, પણ તે વિકાર, જ્યારે કાષ્ઠની સાથે અગ્નિનો સંબંધ નથી હોતો ત્યારે જોવામાં નથી આવતો. પણ કાષ્ઠનો અગ્નિ સાથે સંબધ થાય છે ત્યારે દહનથી જ વિકાર ઉત્પન્ન થાય છે. અર્થાત્ અગ્નિના સંયોગથી દહન પ્રવૃત્તિ જોવામાં આવે છે તથા અગ્નિના અભાવ હોવે દહનપ્રવૃત્તિનો પણ અભાવ હોય છે. લોકાયતિકોનાં મત પ્રમાણે પણ ચેતન સ્વરૂપ દેહ જ અચેતન સ્વરૂપ રથાદિના પ્રવર્તકરૂપે જોવામાં આવે છે. આ રીતે ચેતનના પ્રવર્તકપણાનો પ્રતિષેધ કરવામાં આવ્યો નથી.

શિષ્યઃ–દેહાદિમુક્ત આત્માની વિજ્ઞાન સ્વરૂપ વિના પ્રવૃત્તિ હોતી નથી, માટે ચેતનનું પ્રવર્તકપણુ યોગ્ય નથી.

ગુરૂઃ–ના, તેમ નથી. કારણ કે લોહચુંબકની માફક તેમ જ રૂપ આદિની માફક પ્રવૃત્તિથી રહિતનું પણ પ્રવર્તકપણું હોય છે. જેવી રીતે લોહચુંબક પોતે પ્રવૃત્તિથી રહિત છતા પણ લોહના પ્રવર્તકરૂપે છે અથવા તો જેવી રીતે રૂપ આદિ વિષયો પોતે પ્રવૃત્તિથી રહિત છતાં, ચક્ષુ આદિના પ્રવર્તકરૂપે હોય છે. આ રીતે ઈશ્વર પણ પ્રવૃત્તિથી રહિત છતાં સર્વ વ્યાપકરૂપે, સર્વાત્મારૂપે, સર્વજ્ઞરૂપે તથા સર્વ શક્તિરૂપે હોવાથી, સર્વના પ્રવર્તકરૂપે થવા યોગ્ય છે.

શિષ્યઃ–સર્વ કેવળ એકરૂપે હોવાથી પ્રવૃત્તિનો અભાવ થવાથી, પ્રવર્તકનો પણ અભાવ થશે.

ગુરૂઃ–આ તારૂં માનવું ખોટું છે. અવિદ્યાથી થયેલ નામ, રૂપ તથા માયાના આવેશને લીધે વારવાર આ પ્રવૃત્તિ છે, એમ કહેલ છે. માટે સર્વજ્ઞના કારણપણામાં પ્રવૃત્તિ છે, પણ અચેતનના કારણપણામાં પ્રવૃત્તિનો અભાવ છે. (૨)

શિષ્યઃ–જેમ દૂધ સ્વભાવે કરી અચેતન છે, છતાં તેનાથી વાછરડાની વૃદ્ધિ થાય છે. તેમ જળ જો કે અચેતન છે, છતાં તે લોકોપકારક છે. તે જ પ્રમાણે પ્રધાન જો કે સ્વભાવે કરી જડ છે, છતાં તેની પ્રવૃત્તિ પુરુષાર્થની સિદ્ધિ માટે કેમ ન કહેવાય?

ગુરુઃ–જળ તથા દૂધ મનુષ્યની વૃદ્ધિ કરનારાં છે, પણ તેઓ ચેતનના આશ્રયવાળાં છે. જો પ્રાણી જળાદિનું ગ્રહણ નથી કરતું તો તે પ્રાણીને પોષણ કરી નથી શકતું. આ જ કારણથી ૩ જા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૩ જું. અચેતનના કારણમાં દૂધ આદિનું દૃષ્ટાંત.

पयोम्बुवच्चेत्तत्रापि ॥ ३ ॥

સૂત્રાર્થઃ–દૂધ તથા જળ વૃદ્ધિના કારણરૂપે છે, તેમ અચેતન પ્રધાન જગતના કારણરૂપે છે, એમ કહીએ તો દૂધ તથા જળ ચેતનને આશ્રયવાળાં છે (૩)

ટીકાઃ-શિષ્યઃ-અચેતન પ્રધાન પણ જગતના કારણરૂપે થઇ શકે. કારણ કે જેવી રીતે દૂધ સ્વભાવે કરી અચેતનરૂપે છે, છતાં વાછરડાનું પોષણ કરવામાં તેની પ્રવૃત્તિ છે. તેમ જ જેવી રીતે જળ સ્વભાવે કરી અચેતન સ્વરૂપે છે, છતા તે લોકોનું કલ્યાણ કરે છે, તે જ રીતે પ્રધાન જો કે સ્વભાવે કરી અચેતનરૂપે છે, છતાં તેની પ્રવૃત્તિ કાર્ય સિદ્ધ કરવામાં હોય છે.

ગુરુઃ–આ તારું દષ્ટાંત યોગ્ય નથી. કારણ કે અમારૂં માનવું એમ છે કે, તેમાં પણ ચેતનને આશ્રયે રહેલ એવા દૂધ તથા જળની પ્રવૃત્તિ હોય છે. સાંખ્ય તેમ જ વેદાંત બેઉના મત પ્રમાણે રથાદિ અચેતન પદાર્થમાં ગતિની પ્રવૃત્તિ ચેતન વિના જોવામાં આવતી નથી. કહ્યું છે કે "योऽप्सु तिष्ठन् योऽपोऽन्तरो यमयति (બૃ૦ ૩, ૭ ૪), एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि प्राच्योऽन्या नद्यः स्यन्दन्ते (બૃ૦ ૩, ૮, ૯) અર્થઃ–જે જળને વિશે રહે છે તથા જે જળના કરતા અંદરના ભાગ વિશે રહી જળને નિયમમાં રાખે છે. હે ગાર્ગિ ! આ અક્ષર બ્રહ્મની આજ્ઞાવડે શ્વેત પર્વતોમાંથી નીકળીને પૂર્વ તરફની નદીઓ પૂર્વ દિશા તરફ વહે છે." આ રીતે સમસ્ત લોકએકતા કદી હોઇ શકે નહિ. વળી ચેતન સ્વરૂપ ગાયની સ્નેહેચ્છાવડે જ દૂધની પ્રવૃત્તિ હોય છે,પણ કેવળ જડ દૂધની પ્રવૃત્તિ હોતી નથી. કારણ કે વાછરડાને ધવરાવવાના નિમિત્તવડે દૂધ કાઢી લેવામા આવે છે. તેમ જ જળની પણ અત્યંત અપેક્ષાનો અભાવ હોતો નથી. કારણ કે વહેતા જળની નીચી જમીનને વિશે જવાની પ્રવૃત્તિ હોય છે. સર્વ સ્થળે ચેતનની આવશ્યકતા દર્શાવી છે. કહ્યું છે કે, " उपसंहारदर्शनान्नेति चेन्न क्षीरवद्धि ( બ્ર૦ સૂ૦ ૨, ૧, ૨૪ ) ઉપસંહાર જોવામાં આવે છે, તેથી બ્રહ્મ જગતનું કારણ નથી, એમ કહેશો તો નહિ. કારણ કે ક્ષીરની માફક ઉપપન્ન થશે." આ સ્થળે બાહ્ય કારણની આવશ્યકતા વિના કાર્ય પોતાના જ આશ્રયવાળુ છે, એમ લૌકિક દૃષ્ટિવડે કહેલ છે, બાકી શાસ્ત્રદૃષ્ટિવડે તો સર્વ સ્થળે ઇશ્વરની આવશ્યકતા જોવામાં આવી છે, તે કદી પણ ના પાડી શકાશે નહિ (૩)

શિષ્યઃ–હે ભગવન્ ! જો કે પ્રધાન પોતે પ્રવૃત્તિભાવથી રહિત છે, છતાં ધર્મ અર્થાત્ ગુણોની સહાયતાથી પ્રવૃત્તિયુક્ત થાય છે, એમ કેમ ન કહી શકાય ?

ગુરુઃ–તેમ બને નહિ. કારણ કે પ્રધાન

## અધિકરણ ૧ લું–સૂત્ર ૪ થું.

## પ્રધાનનો પ્રવર્તકાદિરૂપે અભાવ.

व्यतिरेकानवस्थितेश्च नपेक्षत्वा त् ॥ ४ ॥

સૂત્રાર્થઃ–કર્મની સ્થિતિ પ્રધાનથી ભિન્ન નથી તથા પ્રધાન અપેક્ષાથી રહિત હોવાથી પ્રધાન પ્રવર્તકરૂપે તેમ જ નિવર્તકરૂપે નથી. (૪)

ગુરુઃ–સાંખ્ય દર્શનના મત પ્રમાણે સામ્યતાવડે રહેલા ત્રણ ગુણો પ્રધાનરૂપે છે. વળી પ્રધાનને પ્રવૃત્તિમાં મૂકનાર અથવા નિવૃત્તિમાં મૂકનાર પ્રધાન વિના બીજી કોઈ બાહ્ય વસ્તુ રહેલી નથી. બીજું પુરૂષ તો ઉદાસીન છે, માટે તે પ્રવર્તક કે નિવર્તકરૂપે નથી. આથી પ્રધાન અપેક્ષાથી રહિત છે. પ્રધાન અપેક્ષાથી રહિત હોવાથી કોઇ વખત મહત્ આદિ આકારરૂપે પરિણામ પામે અને કોઇ વખત ન પામે, એ અયોગ્ય છે ઈશ્વર તો સર્વજ્ઞરૂપે તથા સર્વ શક્તિમાનરૂપે તેમ જ મહામાયાયુક્ત છે, માટે પ્રવૃત્તિ તેમ જ અપ્રવૃત્તિમા વિરોધ આવતો નથી. (૪)

શિષ્ય–જેમ તૃણ તથા પલ્લવ કોઇ પણ અપેક્ષા વગર દૂધરૂપે પરિણામ પામે છે, તેમ કા પ્રધાન મહત્ આદિ રૂપે પરિણામને ન પામે?

ગુરુ–ધેનુ આદિ તૃણ આદિનું ભક્ષણ કરે છે તો જ તે દૂધ આદિરૂપે પરિણામ પામે છે, પણ બળદ આદિ જો કે તૃણનું ભક્ષણ કરે છે, છતાં તેમાં દૂધનો અભાવ છે. આ જ હેતુને લઇ ૫ મા સૂત્રમાં કહ્યુ છે કે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૫ મું.

## પ્રધાનમાં પરિણામનો અભાવ

अन्यत्राभावाच्च न तृणादिवत् ॥ ५ ॥

સૂત્રાર્થ–ધેનુ આદિથી જ તૃણ આદિ દૂધરૂપે પરિણામ પામે છે, પણ અન્ય વસ્તુમાં અભાવ છે. માટે તૃણઆદિને માફક પ્રધાન કોઇ રીતનાં પરિણામને પામતું નથી. (૫)

ટીકા–શિષ્ય–જેવી રીતે તૃણ પલ્લવ તથા ઉદક આદિ અન્ય નિમિત્તની અપેક્ષા વિના સ્વભાવથી જ ક્ષીર આદિ આકાર વડે પરિણામ પામે છે, તે જ પ્રમાણે પ્રધાન પણ મહત્ આદિ આકારવડે પરિણામ પામે છે. તૃણ આદિ અન્ય નિમિત્તની અપેક્ષા રહિત છે, એમ કેવી રીતે સિદ્ધ થાય છે? એમ જો કોઇ શંકા કરે તો તેના સંબંધમા કહ્યું છે કે, અન્ય નિમિત્તવડે દૂધની પ્રાપ્તિ જોવામા આવતી નથી. જ્યારે આપણે કંઇ એક નિમિત્તને પ્રાપ્ત કરીએ છીએ ત્યારે જ યથેચ્છ તે નિમિત્તવડે તૃણાદિમાથી ક્ષીરને મેળવીએ છીએ. પણ તૃણાદિના અભાવે દૂધ આદિની પ્રાપ્તિ કરી શકતા નથી. માટે તૃણ આદિનું દૂધ પરિણામ સ્વાભાવિક છે. તે જ રીતે પ્રધાનનું પણ હોવું જોઇએ.

ગુરૂ–આના સંબંધી હું કહું, તે સાંભળ. જો તૃણ આદિનું દૂધ, સ્વાભાવિક

પરિણામ હોય તો તૃણ આદિની માફક પ્રધાનનું સ્વાભાવિક પરિણામ જગત્ થાય. પણ તેમ પ્રાપ્ત થતું નથી. જો ચૈતન્યરૂપ અન્ય નિમિત્તની પ્રાપ્તિ હોય, તો જ થાય છે.

શિષ્યઃ-કેવી રીતે અન્ય નિમિત્તને લઇને જ પ્રાપ્તિ થાય છે ?

ગુરુઃ-નિમિત્ત વિના દૂધનો અભાવ છે. જેમકે ગાયે ભક્ષણ કરેલ તૃણ આદિ ક્ષીરરૂપે થાય છે, પણ ગાય વિના બળદ આદિથી ભક્ષણ કરાયલું તૃણ દૂધરૂપે પરિણામ પામતું નથી. જો નિમિત્ત વિના પણ એમ થતું હોય તો ગાયના શરીરના સંબંધ વિના પણ તૃણ આદિ ક્ષીરરૂપે થવું જોઇએ. પણ મનુષ્ય યથેચ્છ પ્રાપ્ત કરી શકવા સમર્થ નથી. આથી સિદ્ધ થાય છે કે, વિના નિમિત્તે દૂધની પ્રાપ્તિ થતી નથી. કારણ કે કેટલુંક કાર્ય મનુષ્યવડે સંપાદન કરવા શક્ય હોય છે તથા કંઇએક દૈવવડે સંપાદન કરી શકાય છે. મનુષ્યો પણ યોગ્ય ઉપાયવડે તૃણ આદિમાથી ક્ષીર મેળવવા શક્તિમાન્ છે. કારણ કે જો પુષ્કળ દૂધની ઇચ્છા હોય છે તો પુષ્કળ ઘાસ ગાયને ચરાવવામાં આવે છે. આથી પુષ્કળ દૂધની પ્રાપ્તિ થાય છે. માટે તૃણ આદિની માફક પ્રધાનનું પરિણામ જગત્, સ્વાભાવિક નથી. ( ૫ )

શિષ્યઃ-જો પ્રધાનની પ્રવૃત્તિ છે, એમ માનીએ તો તેમા શું દોષ છે ?

ગુરુઃ-હા, તેમાં પણ દોષ છે. કારણ કે, જેમ સહકારીનો અભાવ છે, તેમ પ્રયોજનનો પણ અભાવ છે. આ જ કારણથી છઠ્ઠા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૬ ઠું.

## પ્રધાનમાં પ્રયોજનનો અભાવ

अभ्युपगमेऽप्यर्थाभावात् ॥ ६ ॥

સૂત્રાર્થઃ-પ્રધાનની પ્રવૃત્તિ સ્વાભાવિક છે, એમ માનશું તો પણ દોષ આવશે. કારણ કે પ્રયોજનનો અભાવ છે. (૬)

ટીકાઃ-ગુરુઃ-આપણે એમ સિદ્ધ કરી આવ્યું કે, પ્રધાનની પ્રવૃત્તિ સ્વાભાવિક નથી. જો કે નથી, છતાં તારા માનવા પ્રમાણે એમ સ્વીકારી લઇએ કે, પ્રધાનની પ્રવૃત્તિ સ્વાભાવિક રીતે છે. છતાં તેમાં દોષનો પ્રસંગ આવશે.

શિષ્યઃ-શું દોષનો પ્રસંગ આવશે, તે કહેશો ?

ગુરુઃ-પ્રયોજનનો અભાવ છે, માટે દોષનો પ્રસંગ આવશે. જ્યારે પ્રધાનની પ્રવૃત્તિ સ્વાભાવિક છે તથા તે પ્રવૃત્તિમાં કશાની પણ અપેક્ષા નથી, તેમ પ્રયોજનને પણ કશાની અપેક્ષા નથી. આથી પ્રધાન પુરૂષાર્થને સિદ્ધ કરવા પ્રવર્તે છે, આ રીતની પ્રતિજ્ઞાને હાનિ પહોંચશે.

શિષ્યઃ-મારૂં કહેવું એમ છે કે, કેવળ સહકારીની અપેક્ષા નથી, તેમ જ કેવળ પ્રયોજનની પણ અપેક્ષા નથી.

ગુરુઃ-જો તું કહે છે તેમ હોય તો પણ પ્રધાનની પ્રવૃત્તિનું પ્રયોજન જણાવું

જોઇએ શુ પ્રયોજનરૂપે ભોગ છે, મોક્ષ છે અથવા શુ બન્ને છે ?

શિષ્ય –મારૂ માનવુ એમ છે કે, પ્રધાનનુ પ્રયોજન ભોગ છે

ગુરુ –જો ભોગ હોય તો સુખ દુ ખાદિના અભાવવાળા પુરૂષનો ભોગ કેવા પ્રકારનો હોવો જોઇએ ? વળી તેમ થવાથી મોક્ષ છે જ નહિ, આ રીતનો પ્રસગ આવી પડશે

શિષ્ય –વારૂ, ભોગ એ પ્રયોજન નથી, પણ મોક્ષ એ પ્રયોજન છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ –પ્રવૃત્તિના પૂર્વે જ મોક્ષની સિદ્ધિ થવાથી પ્રવૃત્તિ પણ નિરર્થક છે, એમ થવુ જોઇએ વળી તેમ થવાથી વેદાદિના વચનને હાનિ પહોચશે

શિષ્ય –પ્રધાનના પ્રવૃત્તિરૂપે ભોગ તેમ જ મોક્ષ બેઉ છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ –ભોગ તેમ જ મોક્ષ બેઉ છે, એમ સ્વીકારશુ તો ભોગવા યોગ્ય પદાર્થો અનત હોવાથી મોક્ષ વસ્તુ છે જ નહિ, આ રીતનો પ્રસગ આવશે બીજુ પોતાની ઉત્સુકતાને ટાળવા માટે પ્રવૃત્તિ છે, એમ પણ નથી કારણ કે પ્રધાન અચેતન સ્વરૂપે છે તથા અચેતનની ઉત્સુકતાનો સભવ નથી તેમ જ નિર્મળ તથા કળા રહિત પુરૂષને ઉત્સુકતાનો અભાવ છે

શિષ્ય –દર્શનરૂપ શક્તિ તથા સર્ગરૂપ શક્તિ વ્યર્થ થવાના ભયથી પ્રવૃત્તિ છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ –જો એમ માનશુ તો જેવી રીતે દર્શનશક્તિ ટાળી ટળી શકતી નથી, તે જ રીતે સર્ગ શક્તિ પણ ટળી શકે એમ નહિ હોવાથી, સસાર પણ ટળી શકશે નહિ, તથા તેમ થવાથી મોક્ષ છે જ નહિ, આ રીતનો પ્રસગ આવશે માટે પ્રધાનની પુરૂષને માટે પ્રવૃત્તિ છે, એમ કહેવુ અયોગ્ય છે (૬)

શિષ્ય –પુરૂષ પ્રવર્તકરૂપે છે તથા પથ્થર પ્રવૃત્તિથી રહિત છે. તેમ જ પ્રધાન પ્રવૃત્તિથી રહિત છે તથા પુરૂષ પ્રવૃત્તિવાળો છે, એમ માનીએ તો કેમ?

ગુરુ –એમ માનશો તો પણ દોષની પ્રાપ્તિ તો થવાની જ કારણ કે પુરૂષ નિષ્ક્રિય તથા નિર્ગુણ છે આ જ હેતુને લઇ ૭મા સૂત્રની યોજના કરી છે. જેમકે,–

## અધિકરણ ૧ લુ–સૂત્ર ૭ મુ.

## પુરૂષ નિષ્ક્રિય તથા નિર્ગુણરૂપે

पुरुषाश्मवदिति चेत्तथापि ॥ ७ ॥

સૂત્રાર્થ –પુરૂષ તથા પથ્થરની માફક પુરૂષ તથા પ્રધાનની સ્થિતિ છે એમ જો માનશો, તો પણ દોષનો પ્રસગ તો આવશે જ

ટીકાઃ-શિષ્યઃ-પ્રધાનની પ્રવૃત્તિ હોવી જોઇએ. કારણ કે જેવી રીતે દર્શન શકિતવાળો કોઈ પુરૂષ પાંગળો હોય તો તે પ્રવૃત્તિશકિતથી રહિત છે, પણ બીજો પુરૂષ આંધળો હોવાથી જોઈ શકતો નથી, પણ તે પ્રવૃત્તિ યુકત હોય છે. જેવી રીતે લોહચુંબક પોતે પ્રવૃત્તિથી રહિત છે, છતાં તે લોહને પ્રવૃત્તિમાં લાવી મૂકે છે. આ રીતે પુરૂષ પ્રધાનને પ્રવર્તાવે છે. આ રીતના દૃષ્ટાંતની પ્રતીતિ હોવાથી મારો જે સિદ્ધાંત છે તે ખરો છે.

ગુરુઃ-આ સંબંધી હું કહું તે તું સાંભળ. જો તું એમ માનશે તો પણ દોષનો પ્રસંગ તો આવી પડવાનો જ. જે બાબત પ્રથમ સ્વીકારવામાં આવી છે, તેને નહિ સ્વીકારવારૂપ દોષ આવી પડવાનો. કારણ કે પ્રથમ આપણે સ્વીકાર્યું છે કે, સ્વતંત્ર એવા પ્રધાનની પ્રવૃત્તિ છે તથા પુરૂષ પોતે પ્રવર્તકપણાથી રહિત છે. વળી પુરૂષ ઉદાસીન છે, તે પ્રધાનની પ્રવૃત્તિ કેવી રીતે કરી શકે ? કારણ કે પાંગળો પુરૂષ હોય છે, તે પણ આંધળા પુરૂષને વાણી આદિવડે પ્રવર્તાવે છે. આ રીતે પુરૂષનો કોઇ પણ પ્રકારનો પ્રવર્તન વ્યાપાર હોતો નથી. કારણ કે પુરૂષ પોતે ક્રિયાથી રહિત તેમ જ કોઇ રીતના ધર્મથી રહિત છે. લોહચુંબકની માફક સમીપપણાવડે પ્રવૃત્તિનો સંભવ પણ નથી. કારણ સમીપ અવસ્થા નિત્ય સ્વરૂપે છે એમ માનશું તો પ્રવૃત્તિ પણ નિત્ય સ્વરૂપે છે, એમ પ્રસંગ પ્રાપ્ત થશે. બીજું અનિત્ય સમીપાવસ્થાવાળા લોહચુંબકનો પોતાનો વ્યાપાર એ છે કે, સમીપમાં આણવું. વળી લોહચુંબકની બરોબર સીધી લીટીમાં લોહને મૂકવાની અપેક્ષા છે. આ રીતે "પુરૂષ તથા પથ્થરની માફક" આ રીતનું દૃષ્ટાંત બરોબર ઘટી શકતું નથી. કારણ કે પ્રધાન જડ છે તથા પુરૂષ ઉદાસીન છે. તે બેઉનો સંબંધ કરવા કોઈ ત્રીજી વસ્તુનો અભાવ હોવાથી, સંબંધની પ્રાપ્તિ થઇ શકતી નથી. જો નિત્ય એવો સંબંધ જડ ચૈતન્યના કારણરૂપે હોય તો જડ તથા ચૈતન્યની યોગ્યતાનો કદી પણ વિનાશ નહિ થવાથી મોક્ષના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થશે. પૂર્વની માફક આ સ્થળે પણ માની લેવું જોઇએ, કે પ્રયોજનનો અભાવ છે. કેવળ પરમાત્માનું સ્વરૂપ ઉદાસીનરૂપે છે, પણ તેનું પ્રવર્તકપણું માયાને અધીન છે. આ રીતે તેની શ્રેષ્ઠતા છે. (૭)

શિષ્યઃ-પ્રધાનની પ્રવૃત્તિ નથી, તેના સંબંધમાં બીજું કાંઈ કારણ હોય તો તે જણાવશો ?

ગુરુઃ-હા, પ્રધાન પોતે અંગીભાવરૂપે નહિ હોવાથી અર્થાત્ કારણ સ્વરૂપે નહિ હોવાથી તેની પ્રવૃત્તિ સંભવી શકે નહિ. આ જ કારણથી ૮ મા સૂત્રમાં કહ્યું છે કે;-

---

## અધિકરણ ૧ લું-સૂત્ર ૮ મું.

### પ્રધાનમાં પ્રવૃત્તિનો અસંભવ.

अङ्गित्वानुपपत्तेश्च ॥ ८ ॥

સૂત્રાર્થ -વળી પ્રધાન કારણરૂપે નહિ હોવાથી પ્રધાનની પ્રવૃત્તિ સભવતી નથી (૮)

ટીકા -ગુરુ -પ્રધાનની પ્રવૃત્તિનો બીજી રીતે પણ સભવ નથી કારણ કે જ્યારે સત્વ, રજ તથા તમ પોતપોતાના ગુણ પ્રધાનભાવનો ત્યાગ કરી સામ્યસ્વરૂપે કરી સ્થિતિ કરે છે ત્યારે તે પ્રધાનાવસ્થા કહેવાય છે. આ રીતની પ્રધાનાવસ્થામાં કોઇ પણ સ્વરૂપની સ્થિતિ હોતી નથી. આ રીતે સ્વરૂપનો અભાવ થવાથી કાર્ય તથા કારણનો પણ અભાવ થાય છે. વળી કોઇ બાહ્ય કારણની પ્રવૃત્તિનો પણ અભાવ છે. માટે ગુણને વિષમાવસ્થામાં પમાડનારી મહદાદિની ઉત્પત્તિનો પણ અભાવ થવો જોઇએ. (૮)

શિષ્ય -આપણ એમ માનીએ છીએ કે, ગુણો પરસ્પર અનપેક્ષ સ્વભાવવાળા છે, તેને બદલે આપણે એમ માનીએ કે તેઓ સાપેક્ષ સ્વભાવવાળા છે તો પછી કેમ ?

ગુરુ -તેમ માનશો તોપણ પૂર્વોક્ત દોષ તો તેવા જ પ્રકારનો રહેશે. કારણ કે પ્રધાનમા જ્ઞાનશક્તિનો અભાવ છે. આ જ હેતુને લઇ હમા સૂત્રમા કહ્યુ છે કે,-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૯ મું.

### પ્રધાનમાં જ્ઞાનશક્તિનો અભાવ.

अन्यथानुमितौ च ज्ञशक्तिवियोगात् ॥९॥

સૂત્રાર્થઃ-ગુણો અનપેક્ષ સ્વભાવવાળા છે, તેથી અન્યથા અર્થાત્ સાપેક્ષ સ્વભાવવાળા માનીશુ, તોપણ આ રીતનો દોષ પ્રાપ્ત થશે. કારણ કે પ્રધાનમાં જ્ઞાનશક્તિનો વિયોગ છે (૯)

શિષ્ય-જો ગુણને અનપેક્ષવાળા છે, તેમ માનવાને બદલે સાપેક્ષવાળા માનીએ તો પછી પૂર્વે કહેલો દોષ નહિ પ્રાપ્ત થાય. કારણ કે અપેક્ષાથી રહિત સ્વભાવવાળા કૂટસ્થ ગુણોનો અમે સ્વીકાર કરી શકતા નથી. કારણ કે પ્રમાણનો અભાવ છે. કાર્યને લીધે ગુણોનો સ્વભાવ સ્વીકારવામાં આવે છે. જેવી જેવી રીતની કાર્યની ઉત્પત્તિ થાય છે, તેવો તેવો ગુણોનો સ્વભાવ સ્વીકારવામા આવે છે. ગુણોની વૃત્તિ ચંચળ છે, આ પ્રમાણે સ્વીકારવામા આવ્યુ છે માટે સામ્ય અવસ્થામાં પણ વિષમપણાને પ્રાપ્ત થવા યોગ્ય ગુણો હોય છે.

ગુરુ -જો કે એમ હોય, છતાં પ્રધાન જ્ઞાન શક્તિથી રહિત છે. માટે જગતની રચના નહિ બની શકવા આદિ દોષો પૂર્વની માફક આ સ્થળે પણ છે

શિષ્ય-અમે સાખ્ય વાદી એમ અનુમાન કરીએ છીએ કે, પ્રધાન જ્ઞાનશક્તિવાળું છે.

ગુરુઃ-તારૂં તે રીતનું માનવું પણ ખોટું ઠરશે. કારણ કે એક ચેતન અનેક પ્રપંચ સ્વરૂપ જગતના ઉપાદાન કારણરૂપે છે, આ રીતનો બ્રહ્મવાદનો પ્રસંગ પ્રાપ્ત થશે. જો કે ગુણો વિષમાવસ્થાને પ્રાપ્ત થવા યોગ્ય છે, છતાં સામ્ય અવસ્થામાં નિમિત્ત કારણનો અભાવ છે, જેથી તેઓ વિષમાવસ્થાને પ્રાપ્ત થઇ શકશે નહિ. એમ માનીએ કે, વિષમાવસ્થાને પામેલા જ છે, છતાં નિમિત્ત કારણનો અભાવ સામાન્ય રીતે હોવાથી સર્વદા ગુણો વિષમાવસ્થારૂપ જ રહેવાના. આ રીતે અહીં પણ તે જ પ્રકારનો દોષ રહેવાનો. (૯)

ગુરુઃ-સાંખ્ય દર્શનમાં એક બીજા વચનમાં વિરોધ રહેલો છે. માટે સાંખ્ય દર્શન અયોગ્ય છે. આ જ બાબત ૧૦ મા સૂત્રમાં દર્શાવી છે. જેમકે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૧૦ મું.

## સાંખ્ય દર્શન શ્રુતિથી વિરૂદ્ધ.

विप्रतिषेधाच्चासमञ्जसम् ॥ १० ॥

સૂત્રાર્થઃ-સાંખ્ય દર્શનમાં પરસ્પર વિરોધ હોવાથી તે અયોગ્ય છે.

ટીકાઃ-ગુરુઃ-વળી સાંખ્યોનો આ સ્વીકાર પરસ્પર વિરૂદ્ધ છે. જેમકે, કેટલીક વાર સાત ∗ઇન્દ્રિયનો અનુક્રમ આપે છે, કેટલીકવાર +અગીઆરનો અનુક્રમ આપે છે. વળી કેટલીકવાર એવો ઉપદેશ કરે છે કે, મહતમાંથી ÷તન્માત્રાઓની ઉત્પત્તિ થઇ છે. વળી કેટલીકવાર એમ કહે છે કે, અહંકારમાંથી ઉત્પત્તિ છે. વળી કેટલીકવાર એમ કહે છે કે, અંતઃકરણો ત્રણ§ છે તથા કેટલીકવાર કહે છે કે, અંતઃકરણ ×એક છે. ઇશ્વરને કારણસ્વરૂપે માનનારી શ્રુતિથી સાંખ્ય વિરૂદ્ધ છે, તેમ જ શ્રુતિને અનુસરનારી સ્મૃતિથી પણ સાંખ્ય વિરૂદ્ધ છે. માટે સાંખ્યદર્શન અયોગ્ય છે.

શિષ્યઃ-જેમ તમે સાંખ્યમાં અયોગ્યતા દર્શાવો છો, તેમ ઉપનિષદનાં વચનમાં પણ પરસ્પર વિરોધ છે. માટે વેદાંતદર્શન પણ અયોગ્ય છે. જેમકે તપ્ય અર્થાત્ જીવની તથા તાપક અર્થાત્ સંસારની ભિન્નતા સ્વીકારી નથી. કારણ કે એક બ્રહ્મ સર્વાત્મકરૂપે છે તેમ જ સર્વ પ્રપંચના કારણરૂપે છે. આ પ્રમાણે જે જે માનનારાઓ છે, તેઓના મત પ્રમાણે એક આત્માના વિશેષરૂપે જીવ તથા સંસાર છે, પણ ભિન્ન જાતિરૂપે નથી, આ રીતે સ્વીકારવું પડશે. જો આ જીવ તથા સંસાર એક આત્માના વિશેષરૂપે હોય તો પછી આત્મા જીવ તથા સંસારથી છૂટો પડતો નથી. આ રીતે હોવાથી સંસારનાં ત્રિવિધ તાપને ટાળવા

∗ સાત ઇન્દ્રિયોઃ-પાંચ કર્મેન્દ્રિયો, ત્વચા તથા મન.

+ અગીઆર ઇન્દ્રિયોઃ-પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો તથા મન.

÷ તન્માત્રાઓઃ-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ.

§ ત્રણ અંતઃકરણઃ-બુદ્ધિ, અહંકાર તથા મન.

× એક અંતઃકરણઃ-બુદ્ધિ.

માટે સમ્યક્દર્શનનો ઉપદેશ કરતું શાસ્ત્ર અનર્થક ઠરશે. કારણ કે ઉષ્ણતા તથા પ્રકાશતાના ધર્મવાળા દીવાની તે જ સ્થિતિ સર્વદા કાયમ રહે છે. પણ ઉષ્ણતા તથા પ્રકાશથી દીવો કદી ભિન્ન થતો નથી. જળનાં લહેર, મોજું તથા ફીણ આદિ જે સ્વરૂપ છે, તે કેવળ જળના જ વીચિ આદિ વિશેષો છે તથા ઉત્પત્તિ તથા લય રૂપે કરી તે વિશેષો નિત્ય સ્વરૂપે છે, પણ વીચિ આદિમાં સમાનરૂપે જે જળભાવ રહેલ છે, તેનો કદી અભાવ થતો નથી. આપણે લોકને વિશે પ્રસિદ્ધ જોઈએ છીએ કે, જીવ તથા સંસારનો ભિન્ન સ્વભાવ પ્રસિદ્ધ છે. દષ્ટાંત તરીકે અર્થ તથા અર્થી બેઉ ભિન્ન જ હોય છે. જો અર્થીને પોતાને કોઇ અર્થ ન હોય તો પછી અર્થીને જે અર્થને લીધે અર્થીત્વપણુ પ્રાપ્ત થયેલ છે, તે તેનો અર્થ નિત્યસિદ્ધ છે.આથી અર્થીનું અર્થને લીધે અર્થીત્વ થવુ જોઇએ નહિ જેવી રીતે પ્રકાશાત્મ દીવાનો પ્રકાશ સ્વરૂપધર્મ નિત્યસિદ્ધ છે. આથી દીવાને પોતાને કદી પ્રકાશની જરૂર હોતી નથી જરૂરવાળી વસ્તુ નહિ મળેલ હોય ત્યા સૂધી અર્થીનું અર્થીપણું છે તથા અર્થનું અર્થપણુ પણ ન હોવું જોઈએ. જો અર્થમા અર્થપણું હોય તો તે પોતાને વિશે જ હોવું જોઇએ. પણ તેમ બનતું નથી. કારણ કે અર્થી તથા અર્થ આ બેઉ શબ્દો સંબધવાળા છે. બેઉ સંબંધીનો જ સંબધ રહે છે પણ એકનો સંબધ હોઇ શકે નહિ. માટે અર્થ તથા અર્થી બેઉ ભિન્ન છે. તેજ પ્રમાણે અનર્થ તથા અનર્થી પણ ભિન્ન છે. અર્થીને અનુકૂલ જે હોય, તે અર્થ કહેવાય છે તથા અર્થીને જે પ્રતિકૂલ હોય, તે અનર્થ કહેવાય છે. અર્થ કે અનર્થ આ બેમાંથી એકનો પર્યાયવડે સબંધ થાય છે તેમાં અર્થ અર્થાત્ સુખ ઘણું થોડું છે તથા અનર્થ અર્થાત્ દુઃખનો ભાગ વિશેષ છે. પણ સુખ તેમ જ દુઃખ બેઉ અનર્થરૂપે છે. આ હેતુથી સુખ તેમ જ દુઃખ બેઉ અનર્થરૂપે છે. આ કારણથી સુખ તેમ જ દુઃખ બેઉને સંસારરૂપે કહેવામા આવે છે. પુરૂષ તપ્યરૂપે અર્થાત્ ભોગ્યરૂપે છે. આ ભોગ્યરૂપ પુરૂષ એક છે, છતાં તે સુખ અથવા દુઃખ બેમાંથી એકની સાથે અનુક્રમે કરી જોડાય છે. આ રીતે પુરૂષ તથા સંસાર બેઉની એકતા હોવાથી મોક્ષનો અભાવ થશે. જો સસાર તથા પુરૂષ બેઉ ભિન્ન હોય તો બેઉના સયોગનો ત્યાગ થવાથી કદાપિ મોક્ષનો સંભવ બની શકે. પણ જો સંસાર તથા પુરૂષ બેઉ એકરૂપે માનીએ તો મોક્ષનો અભાવ જ થશે.

ગુરુઃ—હે શિષ્ય ! તારૂં આ માનવુ ખોટુ છે. બેઉની એકતા હોવાથી પુરૂષ ભાવ તથા સસાર ભાવ બેઉ અયોગ્ય છે જો એકાત્મપણામાં પુરૂષ તથા સંસાર બેઉ એક બીજાના વિષય તથા વિષયી ભાવને પામતા હોય તો તારા કહેવા પ્રમાણેનો દોષ આવી પડે. પણ બેઉની એકતા હોવાથી વિષય વિષયીભાવ નથી. જો કે

અગ્નિ પોતે પોતાને બાળતો કે પ્રકાશતો નથી. પણ ઉષ્ણતા, તથા પ્રકાશતા આદિ ગુણોથી રહિત વસ્તુને વિશે તેનો બાળવાનો તથા પ્રકાશવાનો ધર્મ રહેલ છે.

શિષ્યઃ–બ્રહ્મ કૂટસ્થ તથા એકરૂપે છે, તો પછી તપ્ય તાપક ભાવ અર્થાત્ પુરુષ સંસાર ભાવનો સંભવ કેવી રીતે હોઇ શકે? વળી આ તપ્ય તાપક ભાવ કયા સ્થળને વિશે થવો જોઇએ?

ગુરુઃ–આ માટે હું કહું તે સાંભળ. તું શું જોતો નથી કે, કર્માત્મક જીવનો દેહ તપ્ય સ્વરૂપે છે તથા સવિતા તાપક સ્વરૂપે છે.

શિષ્ય–તપ્તિનો અર્થ દુઃખ થાય છે. આ દુઃખ ચેતનવાળા પદાર્થને હોવું જોઇએ, પણ તેનો સંભવ અચેતન એવા દેહને કેવી રીતે હોઇ શકે? જો દેહને જ દુઃખ હોય તો દેહના નાશ થવાની સાથે દુઃખનો પણ નાશ થશે. તો પછી દુઃખના નાશ માટે બીજા સાધનની અપેક્ષા હોવી જોઇએ નહિ.

ગુરુઃ–આના સંબંધી જે કહેલ છે તે સાંભળ. દેહનો અભાવ થવાથી કેવળ ચેતનને દુઃખ જોવામાં આવતુ નથી, તેમ તું પણ એમ ઇચ્છતો નથી કે, કેવળ ચેતનને દુઃખ નામની વિક્રિયા હોય. તેમ જ દેહ તથા ચેતનનું એક થવું પણ હોઇ શકે નહિ. કારણ કે જો તેમ થાય તો દેહના અશુદ્ધિ આદિ દોષનો પ્રસંગ ચેતનમાં આવે. તું પણ એમ નથી સ્વીકારતો કે, કેવળ દેહને દુઃખ છે. તો પછી તારા મત પ્રમાણે તપ્ય તથા તાપક ભાવ પણ કયાં રહ્યો?

શિષ્યઃ–મારૂં માનવું એવું છે કે, સત્વગુણ તપ્ય સ્વરૂપે છે તથા રજો ગુણ તાપક સ્વરૂપે છે.

ગુરુઃ–તારૂં આ માનવું ખોટું છે. સત્વ તથા રજો ગુણ સાથે ચેતનનો સંબંધ થવો, એ યોગ્ય નથી. સત્વને વશ હોવાથી ચેતન પણ જાણે દુઃખી થતો હોય, એમ કહેલ છે. આ સ્થળે इव શબ્દનો પ્રયોગ કરેલ છે, તેથી ખરી રીતે ચેતનને દુઃખનો અભાવ છે, એમ સિદ્ધ થાય છે.

શિષ્યઃ–ચેતન દુઃખ યુક્ત ન હોય તો આ સ્થળે इव શબ્દ દોષવાળો થતો નથી.

ગુરુઃ–ડુંડુભ સર્પના સરખો છે એમ કહેવાથી તે વિષ યુકત થતો નથી. અથવા સર્પ ડુંડુભ સરખો છે, એમ કહેવાથી તે વિષથી રહિત થતો નથી.આથી આ તપ્યતાપક ભાવ અવિદ્યાવડે કરવામા આવેલ છે. પણ તે પારમાર્થિક સ્વરૂપે નથી,એમ સ્વીકારવું જોઇએ.

શિષ્યઃ–એમ માનવામાં મારા સિદ્ધાંતને કશી હાનિ પહોંચતી નથી.

ગુરુ.–ચેતનનું સ્વરૂપ પારમાર્થિક જ છે, છતાં તું જો તપ્યત્વ ભાવને માનશે તો તારા કહેવા પ્રમાણે કેવળ અનિ-

મોક્ષનો પ્રસંગ પ્રાપ્ત થશે. કારણકે તાપક અર્થાત્ સંસાર નિત્ય છે, એમ સ્વીકારવામાં આવ્યું છે.

શિષ્યઃ—જો તાપ્ય શકિત નિત્ય હોય તેમ જ તાપક શકિત નિત્ય હોય તો કારણ સ્વરૂપ અજ્ઞાનના ભાવને લીધે દુઃખનું અસ્તિત્વ થાય તથા સંયોગ કારણરૂપ અજ્ઞાનનો નાશ થવાથી આત્યંતિક સંયોગનો નાશ થશે તથા તેમ થવાથી મોક્ષ આત્યંતિક છે, એમ ઠરશે.

ગુરુઃ—તેમ નથી.તેં એમ માની લીધું છે કે, અજ્ઞાન સ્વરૂપ તમોગુણ નિત્ય છે. વળી ગુણોની ઉત્પત્તિ તથા નાશ અનિશ્ચિત છે. આથી સંયોગ સ્વરૂપ કારણ અજ્ઞાનનો નાશ પણ અનિયમિત થશે. આ રીતે વિયોગનો નિમય નહિ હોવાથી સાંખ્ય દર્શનવાળાનો જ અનિર્મોક્ષ ટાળી શકાશે નહિ. ઉપનિષદનાં વચન પ્રમાણે સર્વ એકરૂપે છે, જેથી વિષય વિષયી ભાવની પ્રાપ્તિનો અસંભવ છે વળી વિકારયુક્ત ભેદ બોલવા માત્ર છે, એમ શ્રુતિએ પ્રતિપાદન કરેલ છે. આથી વેદાંત દર્શનના મત પ્રમાણે અનિર્મોક્ષનો પ્રસંગ સ્વપ્ને પણ ઉદ્ભવતો નથી. બીજું વ્યવહાર દશામાં જેમાં જેવી રીતનો તપ્ય તાપક ભાવ જોવામાં આવે છે, તેમાં તે રીતનો તે હોય છે. માટે આ શંકાને ગણવી પણ નહિ, તેમ તેને નિર્મૂળ કરવા ખાલી પ્રયાસ કરવાની પણ જરૂર નથી. (૧૦)

શિષ્યઃ—આપે સાંખ્ય દર્શનના પ્રધાન કારણ વાદનું તો આ રીતે નિરાકરણ કર્યું. પણ હવે આપે પરમાણુ કારણ વાદનું અર્થાત્ વૈશેષિક દર્શનનું નિરાકરણ કરવું જોઇએ.

ગુરુ—હે શિષ્ય ! પ્રથમ હું અણુવાદી બ્રહ્મવાદીમાં જે જે દોષારોપ મૂકે છે,તેનું નિરાકરણ પ્રથમ કરીશ. આ બાબતમાં વૈશેષિક દર્શનવાળાઓનો સ્વીકાર નીચે પ્રમાણે છેઃ—કારણ દ્રવ્યના સમવાયી ગુણો કાર્ય દ્રવ્યમાં એક સરખા જ ગુણને ઉત્પન્ન કરે છે. જેમકે શ્વેત તંતુમાંથી બનેલ પટ શ્વેત જ જોવામાં આવે છે, પણ શ્વેત રંગથી ભિન્ન તે પટ જોવામાં આવતું નથી. માટે જો ચેતન બ્રહ્મ જગતના કારણરૂપે છે, એમ સ્વીકારીએ તો કાર્ય સ્વરૂપ જગત્ પણ ચેતન સ્વરૂપે થશે. જો તેમ ન થતું હોય તો, ચેતન બ્રહ્મ જગતના કારણ રૂપે થવા યોગ્ય નથી. આ રીતનો તેઓનો જે મત છે, તે તેમના પોતાના જ સિદ્ધાંતવડે દૂષિત ઠેરવવામાં આવશે.

શિષ્ય—મારૂં માનવું એવું છે કે, હ્રસ્વ તથા પરિમંડલમાંથી મહત્ તથા દીર્ઘની ઉત્પત્તિ થાય છે. તેમ ચેતન બ્રહ્મમાંથી અચેતન સ્વરૂપ જગતની ઉત્પત્તિ થાય છે. આ જ હેતુને લઇ ૧૧ મા સૂત્રમા કહ્યું છે કે;—

———

## અધિકરણ ૨ જું-સૂત્ર ૧૧ મું.

## મહદાદિ પ્રમાણે ચેતનથી અચેતન.

महद्दीर्घवद्वा ह्रस्वपरिमण्डलाभ्याम् ॥ ११ ॥

સૂત્રાર્થ-હ્રસ્વ તથા પરિમંડલમાંથી મહત્ તથા દીર્ઘની ઉત્પત્તિ થાય છે, તેમ ચેતન બ્રહ્મમાંથી અચેતન સ્વરૂપ જગતની ઉત્પત્તિ થાય છે. (૧૧)

ટીકા-શિષ્ય-અમે વૈશેષિક દર્શન વાળાઓની પ્રક્રિયા નીચે પ્રમાણે છે-પરમાણુઓ* ખરેખર કેટલાક સમય સુધી યથાયોગ્ય રૂપાદિવાળા,+ પરિમાંડલ્ય પરિમાણવાળા- તથા જગતરૂપ કાર્યની ઉત્પત્તિ કર્યા વિના રહેછે. ત્યાર પછી અદષ્ટ આદિના પ્રયત્નવાળા તથા સંયોગસંબંધવાળા તે પરમાણુઓ દ્વચણુક આદિના ક્રમવડે અખિલ કાર્ય-સમૂહનો આરંભ કરે છે. વળી કારણ-ગુણો કાર્યમાં અન્ય ગુણનો આરંભ કરે છે. જ્યારે બે પરમાણુઓ દ્વચણુકનો આરંભ કરે છે ત્યારે પરમાણુઓને પામેલ રૂપ આદિ ગુણવાળા શુક્લ આદિ દ્વચણુકમાં અન્ય શુક્લ આદિનો આરંભ કરે છે. પરમાણુ ગુણ વિશેષ પરિમંડલપણાનો આરંભ કરે છે, પણ દ્વચણુકમા અન્ય પરિમંડલપણાનો તે આરંભ કરતું નથી. કારણ કે એમ સ્વીકારવામાં આવ્યુ છે કે, દ્વચણુકનું અન્ય પરિમાણ છે. કારણ કે દ્વચણુકમા રહેલ પરિમાણોનું અણુ તથા હ્રસ્વરૂપે વર્ણન કરવામા આવ્યુ છે જ્યારે બે દ્વચણુકો ચાર અણુઓનો આરંભ કરે છે ત્યારે શુક્લ આદિ દ્વચણુક સમવાયીનું આરંભકપણું સમાનરૂપે હોય છે અણુત્વ તથા હ્રસ્વત્વ બેઉ જો કે દ્વચણુક સમવાયી હોય છે, છતા તેઓ આરંભ કરતા નથી કારણ કે ચાર અણુઓનો મહત્વ તથા દીર્ઘત્વ પરિમાણવાળો યોગ સ્વીકારવામાં આવ્યો છે. જ્યારે અનેક પરમાણુઓ, અનેક દ્વચણુકો અથવા દ્વચણુક સહિત પરમાણુ કાર્યનો આરંભ કરે છે ત્યારે તે યોજના સમાનસ્વરૂપે હોય છે. તે આ પ્રમાણે છે-જેવી રીતે પરમાણુ પરિમંડલરૂપે હોય છે, તેવી રીતે તેમાંથી અણુ, હ્રસ્વ તથા દ્વચણુકની ઉત્પત્તિ થાય છે. તેમ જ મહત્, દીર્ઘ તથા ત્ર્યણુકાદિની ઉત્પત્તિ થાય છે, પણ પરિમંડલની ઉત્પત્તિ થતી નથી. જેવી રીતે દ્વચણુકમાંથી, અણુમાંથી અથવા હ્રસ્વમાંથી મહત્, દીર્ઘ તથા ત્ર્યણુકની ઉત્પત્તિ થાય છે, પણ અણુ તથા હ્રસ્વની ઉત્પત્તિ થતી નથી. આ જ પ્રમાણે ચેતન બ્રહ્મમાંથી અચેતન સ્વરૂપ જગતની

*પરમાણુઓ-પૃથ્વી, અપ, તેજ તથા વાયુ

+યથાયોગ્ય રૂપાદિવાળા-પૃથ્વીના પરમાણુમા ચાર ગુણ રૂપ, રસ, ગંધ તથા સ્પર્શ, અપ પરમાણુમા ત્રણ ગુણ જેવા કે, રસ, ગંધ, તથા સ્પર્શ, તેજ પરમાણુમા રૂપ તથા સ્પર્શ ગુણ તથા વાયુમા સ્પર્શગુણ.

-પારિમાંડલ્ય પરિમાણવાળા-પરમાણુ માત્રમા જે પરિમાણ રહે છે, તે પરિમાંડલ્ય પરિમાણ કહેવાય છે

ઉત્પત્તિ થાય છે, એમ માનવામાં આપને શી હાનિ પહોંચે એમ છે?

ગુરુઃ–તું માને છે કે, દ્વયાણુક આદિ કાર્ય, દ્રવ્ય વિરોધી અન્ય પરિમાણવડે આક્રમણ કરાયેલ છે. તેથી કારણમાં રહેલ પરિમંડલાદિનો આરંભ થતો નથી, એમ મારૂં માનવું છે. ચેતનથી ભિન્ન અન્ય ગુણવડે જગતનું આક્રમણ થતું નથી; માટે કારણમાં રહેલ ચેતન, કાર્યમાં અન્ય ચેતનનો આરંભ કરતું નથી. બીજું ચેતનનો પોતાથી વિરોધી અચેતન નામનો કોઈ ગુણ નથી. કારણ કે જડ, ચેતનના નિષેધરૂપે છે. માટે પરિમંડલ આદિની વિષમતાથી, ચેતન આરંભ કરે છે.

શિષ્યઃ–તમારૂં આ માનવું યોગ્ય નથી. જેવી રીતે કારણમાં રહેલ પરિમંડલ આદિમાં આરંભનો અભાવ છે, તેમ ચેતનમા પણ આરંભનો અભાવ છે. કારણ કે ચેતનના અંશમાં પરિમંડલના અંશની સમાનતા રહેલ છે. વળી અન્ય પરિમાણ સાથે જોડાવું, એ પરિમંડલ આદિના આરંભમા કારણરૂપે નથી. કારણ કે, અન્ય પરિમાણનો આરંભ થવા પૂર્વે પરિમંડલ આદિના આરંભની પ્રાપ્તિ હોય છે. વળી એમ સિદ્ધ થઈ ચૂકયું છે કે, આરંભ પામેલું કાર્ય, દ્રવ્ય ગુણનો આરંભ થતાં પૂર્વે ક્ષણ માત્ર પણ ગુણથી રહિત રહે છે. બીજું અન્ય પરિમાણના આરંભમાં પરિમંડલ આદિ વ્યગ્ર હોતા નથી આથી પોતાના જ સરખા સ્વભાવવાળા અન્ય પરિમાણનો આરંભ થતો નથી. કારણકે એમ સ્વીકારવામા આવ્યું છે કે, અન્ય પરિમાણનું કારણ પણ અન્ય હોય છે. કહ્યું છે કે, "कारणबहुत्वात् कारणमहत्त्वात् प्रचयविशेषाच्च महत् (વૈ૦ સૂ૦ ૭, ૧, ૯) तद्विपरितमणु (૭, ૧, ૧૦) एतेन दीर्घत्वह्रस्वत्वे व्याख्याते (૭, ૧, ૧૭) કારણના અનેકપણાંથી, કારણના મહત્વથી તેમજ અવયવના સંયોગની વિશેષતાથી મહતની ઉત્પત્તિ થાય છે. આનાથી વિપરીત અણુરૂપે છે. આ કારણથી દીર્ઘત્વ તથા હ્રસ્વત્વનું વ્યાખ્યાન કર્યું છે." આ રીતના કણાદનાં સૂત્રો છે. કંઈક સમીપપણાને લીધે અનેક કારણ આદિનો આરંભ થાય છે, પણ પરિમંડલ આદિનો આરંભ થતો નથી, આ પ્રમાણે કહી શકાશે નહિ. કારણકે જ્યારે અન્ય દ્રવ્યનો કે અન્ય ગુણનો આરંભ થાય છે ત્યારે સર્વ કારણ ગુણોના આશ્રયમાં સમવાય સંબંધ એક જ સરખો રહેલો હોય છે. માટે સ્વભાવિક રીતે જ પરિમંડલ આદિમાં આરંભકપણાનો અભાવ છે. તે જ પ્રમાણે ચેતનમાં પણ આરંભકપણાનો અભાવ છે, એમ જાણવું. વિલક્ષણ દ્રવ્ય આદિના સંયોગથી જે ઉત્પત્તિ થાય છે, તેમાં સમાનોત્પત્તિનો અભાવ છે. મૂળ દ્રવ્યમા ગુણનો અભાવ હોય છે.

ગુરુઃ–ના, તેમ નથી. કારણ કે દૃષ્ટાંત આપી એમ કહ્યું છે કે, આરંભમા વિલક્ષણતા રહેલી છે. દ્રવ્યનું ઉદાહરણ–પરિણામ દ્રવ્ય જ હોય અથવા ગુણનું

પરિણામ ગુણ જ હોય, એવો કાંઇ નિયમ હોતો નથી. કારણ કે તારા સૂત્રકારે પણ કહ્યું છે કે, દ્રવ્યનું પરિણામ ગુણ છે. જેમકે "प्रत्यक्षाप्रत्यक्षाणा मप्रत्यक्षत्वा त्संयोगस्य पचात्मक न विद्यते ( વૈ૦ સૂ. ૪, ૨, ૨ ) પ્રત્યક્ષ તેમ જ અપ્રત્યક્ષનો સંયોગ અપ્રત્યક્ષરૂપે હોવાથી દેહ પંચભૂતાત્મક નથી." જેવી રીતે પ્રત્યક્ષ તથા અપ્રત્યક્ષરૂપ ભૂમિ તથા આકાશનો જે સમવાયી સંયોગ થયો હોય છે, તે અપ્રત્યક્ષરૂપે છે. તે રીતે પ્રત્યક્ષ તથા અપ્રત્યક્ષ પંચભૂતોનું બનેલ શરીર અપ્રત્યક્ષ થવું જોઇએ. પણ શરીર તો પ્રત્યક્ષ છે. માટે શરીર પંચભૂતાત્મક નથી. આ સર્વનું તાત્પર્ય નીચે પ્રમાણે છે:– સંયોગ ગુણરૂપે છે તથા દ્રવ્ય શરીરરૂપે છે. વળી કહ્યું છે કે दृश्यते तु (બ્ર૦ સૂ૦ ૨, ૧, ૬) પણ જોવામાં આવે છે." આ સ્થળે પણ વિલક્ષણ પ્રકારે ઉત્પત્તિનું નિરૂપણું કરેલ છે.

શિષ્ય–જ્યારે એમ છે તો પછી વિષય એક જ સરખો હોવાથી આ અધિકરણની શી જરૂર છે ?

ગુરુઃ–ના, તેમ નથી. તેં જે કહ્યું છે, તે સાંખ્યના સંબંધમાં છે તથા આ તો વૈશેષિકના સંબંધમા છે.

શિષ્ય–પણ નિરૂપણ તો એક જ સરખું કરેલ છે. જેમકે "एतेन शिष्टापरिग्रहा अपि व्याख्याता. ( બ્ર૦ સૂ૦ ૨, ૧, ૧૨ ) આથી શિષ્ટોવડે નહિ પરિગ્રહ થયેલાનું પણ વ્યાખ્યાન થયેલું જાણવું"

ગુરુ.–તારૂં કહેલું ખરૂં છે. પણ વૈશેષિક પ્રક્રિયાના આરંભમાં, પ્રક્રિયામાં જે દૃષ્ટાંત રહેલ છે, તેને અનુસરી આ અધિકરણનું નિરૂપણ કર્યું છે. (૧૧)

*શિષ્યઃ–જગતની રચનાના સમવાયી* પરમાણુઓ છે અથવા તો ક્ષેત્રજ્ઞ છે, એમ એમાંથી એક ગમે તે લઇએ, તેમાં શુ દોષ છે ?

ગુરુઃ–બેઉ રીતે કર્મનો અભાવ છે. કારણ કે પરમાણુઓ એની મેળે જડ હોવાથી જોડાય નહિ, તેમ આત્મા જડ શરીર યુક્ત હોય, તો જ કર્મ કરી શકે છે. માટે બેઉ રીતે ઉત્પત્તિનો અભાવ છે. આ જ કારણથી ૧૨ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૧૨ મું.

## સૃષ્ટિના કર્મનો અભાવ.

उभयथापि न कर्मात स्तदभाव ॥ १२ ॥

સૂત્રાર્થ–બેઉ પ્રકારે અર્થાત્ પરમાણુના સમવાયી સંબંધથી તેમ જ આત્માના સંબંધવડે કર્મ થતું નથી. માટે સૃષ્ટિનો અભાવ છે. (૧૨)

ટીકાઃ–ગુરુઃ–પરમાણુ, સૃષ્ટિના કારણરૂપે છે, આ રીતના વૈશેષિક વાદનું નિરાકરણ કરીએ છીએ.

શિષ્ય.–અમારા વૈશેષિકવાદમાં નીચે, પ્રમાણે દર્શાવેલ છે:–પ્રથમ અવયવવાળાં દ્રવ્યો એકઠાં મળે છે તથા તંતુ આદિ

દ્રવ્યો સંયોગ સંબંધવડે જોડાય છે ત્યારે પટાદિ, જોવામાં આવે છે. તેની સમાનતાને લીધે એમ જણાય છે કે, આ સર્વ જે કાંઇ છે, તે અવયવયુક્ત છે તથા તે તે દ્રવ્યો સંયોગ સંબંધવડે જોડાવાથી પટાદિ થાય છે. આ અવયવ તથા અવયવીનો વિભાગ જેમાંથી નિવૃત્ત થાય છે, તેના અંતને પહોંચેલ જે અણુ, તે પરમાણુ છે. આ સર્વ જગત્, ગિરિ, તથા સમુદ્ર આદિ અવયવવાળું છે. વળી અવયવવાળું હોવાથી તે આદિ તથા અંતવાળું છે. કાર્ય કારણથી રહિત કદી હોતું નથી. માટે પરમાણુઓ જગતના કારણરૂપે છે, એમ કણાદનો મત છે. ચાર ભૂતો ભૂમિ, ઉદક, તેજ તથા પવન છે. આ ચારે અવયવવાળાં હોવાથી પરમાણુઓ ચાર પ્રકારનાં છે. આ પરમાણુઓ છેક છેવટની સીમાએ પહોંચે છે ત્યારે તે પરમાણુઓના વિભાગનો અસંભવ હોય છે. આ પ્રમાણે વિનાશ પામતા પૃથ્વી આદિનો પરમાણુ સુધી જે વિભાગ છે, તે પ્રલયકાળ કહેવાય છે. ત્યાર પછી ઉત્પત્તિ સમયે વાયુના અણુઓમાં અદૃષ્ટ કર્મની ઉત્પત્તિ થાય છે. આ કર્મથી સ્વાશ્રયયુક્ત અણુ અન્ય અણુ સાથે જોડાય છે. આથી દ્વયણુકાદિના ક્રમેકરી વાયુની ઉત્પત્તિ થાય છે, આ રીતે અગ્નિની, જળની તથા પૃથ્વીની ઉત્પત્તિ થાય છે. આ જ રીતે ઇન્દ્રિયયુક્ત શરીરની ઉત્પત્તિ થાય છે. તે જ પ્રમાણે આ સર્વ જગતનો સંભવ અણુમાંથી છે. વળી અણુમાં રહેલ રૂપાદિમાંથી દ્વયણુકાદિમાં રહેલ રૂપ આદિની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે તંતુમાંથી જેમ પટની ઉત્પત્તિ થાય છે, તે પ્રમાણે જગતની ઉત્પત્તિ વૈશેષિક દર્શનવાળા અમે માનીએ છીએ.

ગુરુઃ—આ સંબંધી હું કહું તે સાંભળ. વિભાગ અવસ્થાવાળા અણુનો સંયોગ કર્મને આશ્રયી છે, એમ માનવું જોઇએ. કારણ કે તંતુ આદિમાં કર્મવડે સંયોગ જોવામાં આવે છે. બીજું કર્મ,કાર્ય સ્વરૂપે છે. માટે તેમાં કોઇ નિમિત્ત કારણ માની લેવું જોઇએ. જો તેમ નહિ માનીએ તો નિમિત્ત કારણનો અભાવ થવાથી અણુઓમાં પ્રથમ કર્મ થઇ શકે નહિ. કોઇ નિમિત્ત કારણ સ્વીકારીએ તો પ્રયત્ન અથવા પવનના આઘાત આદિને દેહની ચેષ્ટામાં જોવામાં આવે છે, તેમ કર્મનું કંઇ એક નિમિત્ત કારણ સ્વીકારવું જોઇએ. પણ તેનો અસંભવ છે. માટે અણુમાં આદ્ય કર્મનો અસંભવ હોવો જોઇએ. વળી શરીરનો અભાવ હોવાથી આ અવસ્થામાં આત્મગુણરૂપ પ્રયત્નનો પણ સંભવ નથી. શરીરને આશ્રયી,મનમાં આત્માનો સંયોગ જ્યારે થાય છે ત્યારે આત્મગુણરૂપ પ્રયત્નની ઉત્પત્તિ થાય છે. આથી કોઇપણ વસ્તુવડે આઘાત આદિ થવારૂપ દૃષ્ટ નિમિત્તનો પણ નિષેધ થવો જોઇએ.

શિષ્યઃ—ઉત્પત્તિ થયા પછી આ સર્વ નિમિત્ત કારણ હોય છે, પણ આદ્ય કર્મનું નિમિત્ત કારણ સંભવતું નથી.

તેમ છતાં આપણે આદ્ય કર્મના નિમિત્ત-રૂપે અદૃષ્ટને માનીએ તો કેમ?

ગુરુ.-જો તેમ માનીએ તો આત્માની સાથે તેનો સમવાયી સંબંધ છે કે અણુની સાથે શું તેનો સમવાયી સંબંધ છે? આમ બેઉ પ્રકારે અદૃષ્ટ નિમિત્ત કારણ, અણુમાં કાર્યની ઉત્પત્તિ કરી શકતું નથી. કારણ કે તે અદૃષ્ટ અચેતનરૂપે હોય છે. કારણ કે સાંખ્ય પ્રક્રિયામાં દર્શાવ્યું છે કે, ચેતનને નહિ આશ્રયી, અચેતન, સ્વતંત્ર રીતે કંઇ પ્રવૃત્તિ કરી શકતું નથી. કારણ કે ઉત્પત્તિ ભાવથી રહિત ચૈતન્ય સ્વરૂપ આત્માનું આ અવસ્થામાં અચેતનપણું હોય છે. વળી આપણે માનીએ છીએ કે, આત્માની સાથે સમવાયી સંબંધ હોય છે. પણ અણુમાં કર્મના નિમિત્ત કારણરૂપે અદૃષ્ટ હોવું જોઇએ નહિ. કારણ કે સંબંધનો અભાવ હોય છે.

શિષ્યઃ-મારૂં માનવું એમ છે કે, અદૃષ્ટ એવા પુરૂષની સાથે અણુનો સંબંધ હોય છે.

ગુરુઃ-જો તેમ હોય તો સંબંધનું સતતપણું હોવાથી પ્રવૃત્તિના સતતપણાનો અસંભવ છે. કારણ કે ભિન્ન નિયામકનો અભાવ છે.

આ રીતે નિયમિત રીતે કોઇ પણ કાર્યના નિમિત્ત કારણનો અભાવ હોવાથી અણુઓમાં આદ્ય કર્મ હોવું જોઇએ નહિ. વળી કર્મનો અભાવ હોવાથી તેથી ઉત્પન્ન થતો સંયોગ પણ હોવો જોઇએ નહિં. વળી સંયોગનો અભાવ હોવાથી તેથી થતો દ્વયણુકાદિ કાર્યસમૂહ નહિ થવો જોઇએ. એક અણુનો બીજા અણુ સાથે સંયોગ સર્વાત્માવડે અથવા એક દેશવડે થવો જોઇએ. જો સર્વાત્માવડે સંયોગ થતો હોય તો વૃદ્ધિનો અભાવ થવાથી અણુપણાનો પ્રસંગ તેમ જ દૃષ્ટિથી ભિન્નતાનો પ્રસંગ આવી પડશે. કારણ કે એમ જોવામાં આવે છે કે, સ્થાનયુક્ત દ્રવ્યનો સ્થાનવાળા અન્ય દ્રવ્યની સાથે સંયોગ થાય છે. જો એક દેશવડે સંયોગ થતો હોય તો આત્માને અવયવપણાનો પ્રસંગ આવશે.

શિષ્યઃ-મારૂં માનવું એવું છે કે, પરમાણુઓને કલ્પિત સ્થાન હોવાં જોઇએ.

ગુરુઃ-કલ્પિતનો અર્થ મિથ્યા થવાથી સંયોગ પણ મિથ્યા છે, એમ ઠરશે. આ રીતે કાર્યરૂપ વસ્તુનું અસમવાયી કારણ નહિ થવું જોઇએ. બીજું અસમવાયી કારણ નહિ થવાથી દ્વયણુકાદિ કાર્ય દ્રવ્યની ઉત્પત્તિ થવી જોઇએ નહિ. જેવી રીતે સૃષ્ટિના આદિમાં નિમિત્તનો અભાવ થવાથી સંયોગની ઉત્પત્તિ માટે અણુના કર્મનો સંભવ નથી, તેવી રીતે મહા પ્રલયમાં પણ વિભાગની ઉત્પત્તિ અર્થે અણુઓનું કર્મ થવું જોઇએ નહિ. તેમાં પણ નિયમ પ્રમાણે તેનું નિમિત્ત કારણ જોવામાં આવતું નથી. અદૃષ્ટ પણ ભોગની પ્રસિદ્ધિ માટે છે, પણ પ્રલયની

પ્રસિદ્ધિને અર્થે નથી આથી નિમિત્તનો અભાવ થવાથી અણુઓના સંયોગની ઉત્પત્તિ માટે અથવા તેઓના વિભાગની ઉત્પત્તિ માટે કર્મ થવું જોઇએ. આ રીતે સંયોગ તથા વિભાગનો અભાવ થવાથી તેને આશ્રયે રહેલ સર્ગ તથા પ્રલયના અભાવનો પ્રસંગ આવશે. માટે પરમાણુ કારણવાદ અયુક્ત છે (૧૨)

શિષ્ય-સમવાય સંબંધ માનીએ તો પછી અણુવાદનો સંભવ શુ નહિ થાય?

ગુરુ.–સામ્યના દોષથી તેમ જ અનવસ્થિતિના દોષથી અણુવાદનો અસંભવ છે. આથી ૧૩ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૧૩ મું.

## અણુવાદનો અભાવ.

समवाय्युपगमाच्च साम्यादनवस्थितेः ॥१३॥

સૂત્રાર્થ–સમાનપણાના દોષને લીધે તેમ જ અનવસ્થાના દોષને લીધે સમવાય સંબંધ માનવા છતાં અણુવાદનો અસંભવ છે. ( ૧૩ )

ટીકા–ગુરુ–સમવાય સંબંધ માનશું તો પણ સૃષ્ટિનો અભાવ થશે. કારણ કે અણુવાદના નિરાકરણવડે સિદ્ધ થાય છે કે, પ્રકૃત અણુની સાથે સંબંધ થાય છે. બે અણુઓ એકઠાં થાય છે ત્યારે દ્વયણુક ઉત્પન્ન થાય છે આ દ્વયણુક અણુઓથી અત્યંત ભિન્ન છે તથા બે અણુઓના સમવાય સંબંધથી થાય છે, એમ તારૂં માનવું છે. તું જો કે એમ માને છે, પણ અણુના સમવાય સંબંધનું કારણ શું છે, તેનો તારાથી વિચાર થઇ શકતો નથી

શિષ્ય:–આમ આપ કેમ કહો છો?

ગુરુ–તેમ કહેવાનું કારણ એ કે, સમવાય સંબંધ માનવાથી સમાનપણાનો તેમ જ અવસ્થાથી રહિતપણાનો દોષ આવશે જેવી રીતે દ્વયણુક જો કે અણુઓના કરતા અત્યંત ભિન્ન છે, છતા સમવાય સંબંધવડે તેઓનો સંબંધ થાય છે. તેવી રીતે સમવાય સંબંધ પણ સમવાયી કરતા અત્યંત ભિન્ન છે, છતાં સમવાયવાચક અન્ય સંબંધવડે સમવાયીઓનો સંબંધ થાય છે. કારણ કે અત્યંત ભેદયુક્ત સમાનાવસ્થા છે. આથી એકનો બીજા સાથે સંબંધ, બીજાનો ત્રીજા સાથે સંબંધ માનવાથી અનવસ્થાદોષની પ્રાપ્તિ થશે.

શિષ્ય.–અહીં એવા જ્ઞાનવાળા સમવાયનો સમવાયી સાથે નિત્ય સંબંધ ગ્રહણ કરવામાં આવ્યો છે. પણ અસંબંધ ગ્રહણ કર્યો નથી અથવા અન્ય સંબંધ સ્વીકાર્યો નથી. માટે તેનો અન્ય સંબંધ માનવો યોગ્ય નથી, કે જેથી અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય.

ગુરુ.–તું કહે છે તેમ નથી. તારા કહેવા પ્રમાણે થવાથી પણ સંયોગનો સંયોગી સાથે નિત્ય સંબંધ થવાનો, જેથી સમવાયની માફક અન્ય સંબંધની અપેક્ષા રહેતી નથી. જો ભિન્ન પદાર્થ હોવાને

લીધે સંયોગ પણ ભિન્ન સંબંધની અપેક્ષા રાખતો હોય તો પછી સમવાય પદાર્થ પણ ભિન્ન હોવાથી ભિન્ન સંબંધની અપેક્ષા રાખે ગુણને લીધે સંયોગને ભિન્ન સંબંધની જરૂર પડે છે, પણ સમવાયને ભિન્ન સંબંધની જરૂર પડતી નથી કારણકે સમવાયમા ગુણનો અભાવ છે, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે બેઉમા અપેક્ષાનું કારણ એક સરખું છે કેમકે ગુણની પરિભાષામા કઇ વિવેચન કરેલ નથી કે, જે જે સમવાયી છે તે ગુણ રૂપે છે, તેમજ જે જે ગુણ છે તે સમવાયીરૂપે છે કારણ કે સમવાયની માફક ગુણને પણ સ્વરૂપ સંબંધ હોય છે. માટે ભિન્ન વસ્તુરૂપે સમવાય સંબંધને તું માને છે, પણ તેમા એ અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. આ રીતે અનવસ્થાનો પ્રસંગ આવવાથી એક વસ્તુની અસિદ્ધિ હોવાથી સર્વ વસ્તુની અસિદ્ધિ થવાથી, તેમ જ અણુમાથી દ્વયણુકની પણ ઉત્પત્તિ થશે નહિ માટે પરમાણુ કારણવાદ અયુક્ત છે (૧૩)

શિષ્ય-ત્યારે આપણે એમ માનીએ કે, પ્રભવ તથા પ્રલય જેવી વસ્તુ જ નથી તો કેમ?

ગુરુ.-સૃષ્ટિનો પ્રભવ તથા પ્રલય નિત્યસિદ્ધ છે, માટે તારો પરમાણુવાદ અયોગ્ય છે. આ જ હેતુને લઈ ૧૪ મા સૂત્રમાં કહ્યુ છે કે,-

## અધિકરણ ૩ જું.-સૂત્ર ૧૪ મું.

## સૃષ્ટિના પ્રભવાદિ નિત્યસિદ્ધ. ૯

नित्यमेव च भावात् ।। १४ ॥

સૂત્રાર્થ -પ્રભવ તથા પ્રલયનું અસ્તિત્વ નિત્ય છે, માટે પરમાણુવાદ અયુક્ત છે. (૧૪)

ટીકા -ગુરુ -ભિન્ન ગતિનો અભાવ હોવાથી અણુઓ પ્રવૃત્તિ સ્વભાવવાળા છે, નિવૃત્તિ સ્વભાવવાળા છે, ઉભય સ્વભાવવાળા છે અથવા શુ બેઉ સ્વભાવવાળા નથી? આ ચારમાથી તું કેવી રીતે માને છે? ચારે રીતે પણ પ્રાપ્તિ થતી નથી જો અણુઓનો નિત્ય પ્રવૃત્તિસ્વભાવ જ હોય તો પ્રવૃત્તિને લીધે પ્રલયનો અભાવ થશે. જો અણુઓનો નિત્ય નિવૃત્તિ સ્વભાવ હોય તો નિવૃત્તિને લીધે ઉત્પત્તિનો અભાવ થશે. બેઉ રીતનો સ્વભાવ છે, એમ કહેવાથી વિરોધ આવવાને લીધે તે અયોગ્ય છે. નિવૃત્તિ તથા પ્રવૃત્તિ બેઉનો અભાવ માનીએ તો નિમિત્તને લીધે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ માનવી પડશે તથા તેમ માનવાથી અદૃષ્ટ આદિ નિમિત્ત નિત્ય સમીપ હોવાથી નિત્ય પ્રવૃત્તિનો પ્રસગ આવશે. અદૃષ્ટ આદિ નિમિત્તનું નિરૂપણ નથી, એમ માનશુ તો નિત્ય અપ્રવૃત્તિનો પ્રસગ આવશે. માટે પરમાણુ કારણ વાદ અયુકત છે (૧૪)

શિષ્ય -રૂપાદિવાળા પરમાણુઓ રૂપાદિવાળા પચ મહાભૂત તથા તેના પદાર્થના કારણરૂપે છે

ગુરુઃ-પરમાણુઓને જે રૂપાદિયુક્ત તું માનશે તો પરમાણુઓ અણુને બદલે સ્થૂલ તથા નિત્યને બદલે અનિત્ય ઠરશે. કારણ કે દૃષ્ટાંતવડે આપણે જોઇએ છીએ કે, પટનું કારણ તંતુ, પટ કરતાં સૂક્ષ્મ છે તેમજ પટ કરતાં નિત્ય છે. પણ આ તો તેથી ઉલટું થશે. આજ હેતુથી ૧૫ મા સૂત્રમાં કહ્યું છે કેઃ-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૫ મું.

## પરમાણુઓનું રૂપાદિપણું.

रूपादिमत्वाच्च विपर्ययो दर्शनात् ॥१५॥

સૂત્રાર્થઃ-પરમાણુઓ રૂપાદિવાળા છે, માટે વૈશેષિકોમાં જેમ કહેલ છે, તેથી વિપરીત થશે. કારણ કે લોકમાં તે રીતે જોવામાં આવે છે. (૧૫)

ટીકાઃ-ગુરુઃ-અવયવવાળા દ્રવ્યોનો અવયવવાળો વિભાગ થાય છે. પણ ત્યાર પછી તેનો વિભાગ સંભવતો નથી. આ ચાર પ્રકારના રૂપાદિવાળા પરમાણુઓ ચાર પ્રકારના રૂપાદિવાળા ભૂત તથા ભૌતિકના ઉત્પન્ન કરવાવાળા છે. તેઓ નિત્યરૂપે છે. આ રીતનું વૈશેષિક મતવાળાઓનું જે માનવું છે, તે તેઓનું માનવું કશા પણ આધાર વગરનું છે. કારણ કે રૂપાદિને લીધે પરમાણુઓના અણુપણાથી તથા નિત્યત્વથી ભિન્નપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે. પરમ કારણની અપેક્ષાને લીધે, પરમાણુઓનું સ્થૂલપણું તથા અનિત્યપણું છે. આ રીતનું તેઓનું જે માનવું છે, તેથી ભિન્નપણાનો પ્રસંગ આવી પડશે.

શિષ્યઃ-આપ એમ કેમ કહો છો કે, ભિન્નપણાનો પ્રસંગ આવી પડશે?

ગુરુઃ-તેનું કારણ એ કે, આપણે વ્યવહારમાં તે પ્રકારનું જોઇએ છીએ. જેમ! જે વસ્તુ રૂપાદિવાળી હોય છે, તે પોતાના કારણને લીધે સ્થૂલ તથા અનિત્ય જોવામાં આવે છે. જેવી રીતે તંતુ કરતાં પટ સ્થૂલ તથા અનિત્ય છે તથા તે પ્રમાણે અંશુ કરતાં તંતુ સ્થૂલ તથા અનિત્ય છે. તે રીતે આ પરમાણુઓને તેઓ રૂપાદિયુક્ત માને છે. આથી તેઓ કારણસ્વરૂપે છે તથા કારણરૂપ હોવાથી તેઓને સ્થૂલતા તથા અનિત્યતા પ્રાપ્ત થાય છે.

શિષ્યઃ-વળી અમે એમ કહીએ છીએ કે, નિત્યપણામાં કારણ રહેલ છે. જેમકે "सदकारणवन्नित्यम् (વૈ૦ સૂ૦૪,૧,૧) સત્ અકારણવાળું છે તથા નિત્ય છે."

ગુરુઃ-આપણે આ પ્રમાણે જો માનીએ તો અણુમાં તેનો સંભવ નથી. કારણ કે તમારા કહેવા પ્રમાણે અણુઓને પણ કારણયુક્તપણાની પ્રાપ્તિ થશે.

શિષ્યઃ-નિત્યપણાના સંબંધમાં બીજું પણ કારણ આપેલ છે. જેમકે, "अनित्यमिति च विशेषतः प्रतिषेधाभावः (વૈ૦ સૂ૦ ૪,૧,૪) કાર્ય અનિત્ય છે. આથી જો કારણ પણ અનિત્ય હોય તો પછી વિશેષતઃ પ્રતિષેધનો અભાવ થાય અર્થાત્ પ્રતિષેધરૂપ જે નિત્યત્વ, તેનો અભાવ થાય."

ગુરુઃ-આમ છતાં પરમાણુઓનું નિત્યત્વ સિદ્ધ થતું નથી. કારણ કે કોઇપણ નિત્ય વસ્તુનો અભાવ થતો હોય તો તે

નિત્ય શબ્દ સાથે નઞ્ (અ) નો સમાસ કદી થાય નહિ પરમાણુઓ નિત્ય છે, એ રીતની આવશ્યકતા પણ નથી. મૂળ જરૂરીઆત તો એટલીજ છે કે, પરમ કારણ સ્વરૂપ બ્રહ્મ નિત્યરૂપે છે. વળી શબ્દાર્થના કેવળ વ્યવહારને લઇ કોઈ પણ વિષયની સિદ્ધિ થતી નથી. કારણકે ભિન્ન પ્રમાણુની સિદ્ધિવાળા શબ્દ તથા વસ્તુનો વ્યવહાર હોય છે

શિષ્ય:–અમાગ વૈશેષિકમા નિત્યતાના સંબંધમાં ત્રીજુ પણ કારણ કહેલ છે જેમકે "अविद्या च (વૈ० ૪, ૧, ૫) વળી અવિદ્યા."

ગુરુ:–આ સૂત્રનું વિવરણ આ પ્રમાણે કરીએ કે, અવિદ્યા એટલે જે કાંઈ કાર્યો સર્વત: જોવામાં આવે છે, તેનાં કારણો હોવા છતાં પ્રત્યક્ષ રીતે તે કારણનો સ્વીકાર ન કરવો તે. આમ થવાથી દ્વયણુકની પણ નિત્યતા થવાનો પ્રસંગ આવશે

શિષ્ય:–અદ્રવ્યસ્વરૂપે જે હોય, તે કારણરૂપે છે, એમ વિશેષણ લગાડીએ તો કેમ ?

ગુરુ.–આ રીતનું વિશેષણ લગાડીએ તો પણ નિત્યપણાના નિમિત્તરૂપે અકારણતા જ ઉત્પન્ન થશે. વળી પ્રથમ આ બાબત કહેવામા આવેલ છતાં अविद्या च આ રીતે બીજીવાર કહેવાથી પુનરૂક્તિ નામનો દોષ લાગુ પડશે.

શિષ્ય:–કારણના વિભાગને લીધે તથા તે કારણના નાશને લીધે, તેથી ભિન્ન જે તૃતીય છે, તેના નાશનો અસંભવ એ જ અવિદ્યા. આ અવિદ્યા પરમાણુઓના નિત્યપણાનું સૂચન કરે છે આ રીતનું વિવરણ કરીએ તો શી હાનિ છે ?

ગુરુ:–અવશ્ય નાશ પામનારી વસ્તુ બે રીતના હેતુવડે નાશ થવા યોગ્ય છે, આ રીતનો નિયમ હોતો નથી આ રીતની માન્યતા એટલા માટે હોય છે કે, સંયોગવાળા અનેક દ્રવ્યમાં તેથી ભિન્ન દ્રવ્યવડે તેની ઉત્પત્તિ થાય છે, એમ સ્વીકારવામા આવે છે વિશેષ ભાવના નાશવાળા સામાન્યાત્મક કારણ વિશેષવાળી અન્ય અવસ્થાને પામી, ઉત્પન્નકર્તારૂપે થાય છે, એમ જો માનીએ તો જેમ ઘી કઠણ તથા નાશવાન્ છે, તેમ સ્વરૂપાવસ્થાવાળી વસ્તુના નાશવડે તેનો નાશ થયો, એમ માનવું પડશે. માટે રૂપાદિને લીધે પરમાણુઓનું તારા ધારવા કરતાં વિપરીતપણું હોવું જોઈએ માટે પરમાણુ કારણવાદ અયોગ્ય છે. (૧૫)

શિષ્ય –પરમાણુઓના ગુણો વૃદ્ધિ તથા ક્ષયવાળા છે, એમ કલ્પના કરીએ તો તેમાં દોષ છે, પણ વૃદ્ધિ તથા ક્ષયવાળા નથી, એમ કલ્પીએ તો કેમ ?

ગુરુ–બેઉ રીતે માનવાથી દોષ આવે છે. માટે પરમાણુ કારણવાદ અયોગ્ય છે. તે જ કારણથી ૧૬મા સૂત્રમાં કહ્યુ છે કે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૧૬ મું.

## પરમાણુવાદનું ખંડન.

उभयथा च दोषात् ॥१६॥

સૂત્રાર્થ:–પરમાણુઓ વૃદ્ધિ ક્ષયવાળા કલ્પીએ અથવા ન કલ્પીએ, પણ બેઉ રીતે દોષ હોવાથી પરમાણુકારણવાદ અયુક્ત છે (૧૬)

શિષ્ય–પૃથ્વી સ્થૂલરૂપે તથા ગંધ, રસ, રૂપ તથા સ્પર્શ ગુણવાળી છે જળ સૂક્ષ્મરૂપે તથા રૂપ, રસ અને સ્પર્શ ગુણ વાળું છે. તેજ સૂક્ષ્મતરરૂપે તથા રૂપ અને સ્પર્શ ગુણવાળું છે. વાયુ સૂક્ષ્મતમરૂપે તથા સ્પર્શ ગુણવાળો છે. આ રીતે આ ચાર ભૂતો વૃદ્ધિ તથા ક્ષય ગુણવાળા તથા સ્થૂલ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર તથા સૂક્ષ્મતમ, આમ ચાર સ્વરૂપવાળા લોકમાં જોવામાં આવે છે. આ રીતે પરમાણુઓને પણ વૃદ્ધિ તથા ક્ષય ગુણવાળા માનીએ અથવા ન માનીએ. આ બેમાંથી કોઈપણ રીત અંગીકાર કરીએ તો કેમ?

ગુરુઃ-બેઉ પ્રકારે દોષનો પ્રસંગ ત્યાગ કરી શકાય એમનથી. પ્રથમ જો વૃદ્ધિ તથા ક્ષયનો ગુણ માનીએ છીએ તો વૃદ્ધિયુક્ત ગુણવાળા પરમાણુઓને મૂર્તસ્વરૂપે વૃદ્ધિ થવાથી તે પરમાણુઓનું અપરમાણુપણું પ્રાપ્ત થશે. મૂર્ત સ્વરૂપની વૃદ્ધિ થતી નથી, એમ કહેવાયલું છે. કારણ કે ભૂતો કાર્યરૂપે થાય છે ત્યારે ગુણની વૃદ્ધિમાં મૂર્ત સ્વરૂપની વૃદ્ધિ થયેલી જોવામાં આવે છે. જો ગુણની કલ્પના વૃદ્ધિ તથા ક્ષયવાળી નહી માનીએ તથા પરમાણુ સર્વ સામ્ય હોવાથી એક ગુણવાળા છે, એમ માનીએ તો પછી તેજમાં સ્પર્શની પ્રાપ્તિ થવી જોઈએ નહિ, જળમાં રૂપ તથા સ્પર્શની, અને પૃથ્વીમાં રસ, રૂપ તથા સ્પર્શની પ્રાપ્તિ થવી જોઇએ નહિ. તેમ જ કારણ ગુણો પ્રથમ હોવાથી કારણ ગુણોની પ્રાપ્તિ થવી જોઇએ નહિ.

શિષ્ય–જો સઘળા ચારે ગુણોની કલ્પના કરીએ તો કેમ?

ગુરુઃ–તેમ માનશું તો જળમાં પણ ગંધની પ્રાપ્તિ થવી જોઇએ, તેજમાં ગંધ તથા રસની, વાયુમાં ગંધ, રૂપ તથા રસની પ્રાપ્તિ થવી જોઇએ. પણ તે રીતે થતું જોવામાં આવતું નથી. આથી પણ પરમાણુકારણવાદ અયુક્ત છે. (૧૬)

શિષ્યઃ–શિષ્ટ પુરૂષો પરમાણુ કારણ વાદને સ્વીકારતા હોય, તો પછી તે ખરો કે નહિ?

ગુરુ–શિષ્ટ પુરુષો પણ પરમાણુકારણવાદને સ્વીકારતા નથી. માટે તે અત્યંત અયુક્ત છે. તેથી જ ૧૭ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૧૭ મું.

## પરમાણુકારણનો અસ્વીકાર.

अपरिग्रहाच्चात्यन्तमनपेक्षा ॥१७॥

સૂત્રાર્થ:–પરમાણુ કારણવાદનો શિષ્ટે પરિગ્રહ કર્યો નથી, માટે તે અત્યંત અગ્રાહ્ય છે. (૧૭)

ટીકા:–ગુરુઃ–પ્રધાન કારણવાદની રચના વેદવેત્તા કેટલાક મનુ આદિઓએ કરેલી છે. કારણ કે તેઓનો અભિપ્રાય સત્કાર્યત્વ આદિ અંશવાળો હોય છે. પણ આ પરમાણુ કારણવાદ તો કોઇ પણ શિષ્ટોએ કોઇ પણ અંશે કરી સ્વીકાર્યો નથી. માટે વેદવેત્તાઓનું એમ માનવું છે કે, તે અત્યંત આદર કરવા યોગ્ય નથી.

શિષ્યઃ–અમે વૈશેષિકો એમ માનીએ છીએ કે, દ્રવ્ય. ગુણ, કર્મ, સામાન્ય,

વિશેષ, તથા સમવાયવાળા છ પદાર્થો શાસ્ત્રયુક્ત અત્યંત ભિન્ન તથા ભિન્ન લક્ષણવાળા છે. જે રીતે મનુષ્ય, ઘોડો તથા સસલું અત્યંત ભિન્ન છે. અમારૂં સ્વીકારવું આ પ્રમાણેનું છે તથા તેથી વિરૂદ્ધ શેષ રહેલ પદાર્થો દ્રવ્યને અધીન છે, એમ અમે વૈશેષિકો સ્વીકારીએ છેએ.

ગુરુઃ—આ રીતનું તારૂં માનવું ખોટું છે.

શિષ્યઃ—આપ કેવી રીતે ખોટું કહો છો, તે જણાવશો ?

ગુરૂઃ—જેવી રીતે શશ, કુશ, પલાશ આદિ અત્યંત ભિન્ન પદાર્થો છે, તેથી તેઓ એક બીજાને અધીન નથી. તે જ રીતે દ્રવ્યાદિ અત્યંત ભિન્ન હોવાને લીધે ગુણ આદિ દ્રવ્યને અધીન થવા યોગ્ય નથી.

શિષ્યઃ—ગુણાદિ દ્રવ્યને અધીન માનીએ તો કેમ ?

ગુરૂઃ—તેમ જો માનશો તો દ્રવ્યના અસ્તિત્વથી ગુણનું અસ્તિત્વ થશે તથા દ્રવ્યના અભાવમાં ગુણનો પણ અભાવ થશે. આથી દ્રવ્ય જ સ્થાનાદિના ભેદને લીધે અનેક શબ્દ તથા પ્રતીતિવાળું થશે. દાખલા તરીકે દેવદત્ત જો કે એક છે, છતાં ભિન્ન અવસ્થાને લીધે અનેક શબ્દ તથા પ્રતીતિવાળો થશે. આમ થવાથી સાંખ્ય સિદ્ધાંત સાનુકૂલ થશે તથા પોતાના સિદ્ધાંતથી પ્રતિકૂલ થશે

શિષ્યઃ—ધૂમાડો જો કે અગ્નિથી ભિન્ન છે, છતા તે અગ્નિને અધીન હોય, એમ જોવામાં આવે છે.

ગુરૂઃ—તારી વાત ખરી છે. તેમ જોવામાં આવે છે ખરૂં, પણ તે બાબતમાં ભેદની પ્રતીતિને લીધે અગ્નિ તથા ધૂમાડો ભિન્ન છે, એમ નિશ્ચય થાય છે. પણ આ સ્થળે તો સફેત કામળ, લાલ ગાય, કાળું કમળ, આ રીતે દરેક દ્રવ્યની પ્રતીતિ પોતપોતાના વિશેષણને લઈને થાય છે, માટે અગ્નિ તથા ધૂમની માફક દ્રવ્ય તથા ગુણની ભેદપ્રતીતિ નથી, માટે ગુણનુંજ દ્રવ્યવાચકપણું છે. આથી એમ કહેવાયલું છે કે, કર્મ સામાન્ય, વિશેષ તથા સમવાયસંબંધ, આ સર્વ દ્રવ્યને અધીન છે. ગુણો દ્રવ્યને અધીન છે. કારણ કે દ્રવ્ય તથા ગુણ અયુતસિદ્ધ* છે, એમ જો કહીએ તો અયુતસિદ્ધ હોવાથી સમાન દેશવાળા, સમાન કાળવાળા અથવા તો સમાન સ્વભાવવાળા હોવા જોઈએ. હવે ભિન્ન દેશવાળા દ્રવ્ય તથા ગુણ નથી, એમ માનીએ તો પોતાના સિદ્ધાંતને હાનિ પહોંચે છે.

શિષ્યઃ—હાનિ પહોંચવાનું શું કારણ છે ?

ગુરુઃ—હાનિ પહોંચવાનું કારણ એ કે, તંતુથી બનેલ પટ તંતુના સ્થાનવાળું છે, પણ પટ સ્થાનવાળું તંતુ કદી કહેવાશે નહિ. તેમ જ પટના શુક્લત્વ આદિ

---

* અયુત સિદ્ધઃ—બે પદાર્થમાંથી એ જ્યાં સુધી નાશ નહિ પામે ત્યાં સુધી બીજાને વળગીને રહે છે. આ રીતના બે પદાર્થો હોય તે અયુત સિદ્ધ કહેવાય છે. અયુત સિદ્ધ પાંચ પ્રકારના છે.

ગુણો પટ સ્થાનવાળા મનાય છે, પણ તંતુ સ્થાનવાળા નહિ.

શિષ્ય:–અમે માનીએ છીએ કે, " द्रव्याणि द्रव्यान्तरमारभते गुणाश्च गुणान्तरम् ( વૈ૦ ૧, ૧, ૧૦ ) એક દ્રવ્ય અન્ય દ્રવ્યના કારણરૂપે હોય છે તથા એક ગુણ બીજા ગુણના કારણરૂપે હોય છે." જેમકે કારણ દ્રવ્યરૂપ તંતુઓ કાર્ય દ્રવ્યરૂપ પટનો આરંભ કરે છે. વળી અમારૂં માનવું એવું છે કે, તંતુમાં રહેલ શુકલ આદિ ગુણો કાર્ય દ્રવ્યરૂપ પટમાં શુકલ આદિ ભિન્ન ગુણની ઉત્પત્તિ કરે છે.

ગુરુ:–હે શિષ્ય ! તારૂં કહેવું વ્યાજબી છે. હવે દ્રવ્ય તથા ગુણ ભિન્ન સ્થાનવાળા નથી, એમ જો તું માનશે તો એક દ્રવ્ય બીજા દ્રવ્યના કારણરૂપે છે, તેમજ એક ગુણ બીજા ગુણના કારણરૂપે છે, એવી રીતનું તારૂં જે માનવું છે, તેને હાનિ પહોંચશે.

શિષ્ય:–જે બે વસ્તુનો ભિન્ન સમયમાં અભાવ હોય, તે અયુતસિદ્ધ છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ–એમ જો માનશો તો ગાયનું ડાબું તથા જમણું શીંગડું અયુતસિદ્ધ છે, એમ ઠરશે.

શિષ્ય:–જે બે વસ્તુમાં ભિન્ન સ્વભાવનો અભાવ છે, તે બે વસ્તુઓ અયુતસિદ્ધ છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ:–જો તેમ માનશો તો અયુતસિદ્ધપણામાં દ્રવ્ય તથા ગુણનો પોતાનો ભેદ સંભવી શકતો નથી. કારણ કે તેની તાદાત્મ્ય સ્વરૂપે પ્રતીતિ થાય છે. *યુતસિદ્ધ પદાર્થનો જે સંબંધ, તે સંયોગ સંબંધ તથા અયુત સિદ્ધ બે પદાર્થનો જે સંબંધ, તે સમવાય સંબંધ કહેવાય છે, આ રીતનું તેઓનું માનવું જે છે, તે મિથ્યા થશે. કારણ કે પ્રથમ સિદ્ધ થયેલ કારણનું બનેલું કાર્ય અયુત સિદ્ધવાળું છે, એમ બની શકશે નહિ.

શિષ્ય:–અયુત સિદ્ધ કાર્યનો કારણ સાથે જે સંબંધ, તે સમવાય સંબંધ છે, આ રીતે એમાંથી એકની આવશ્યકતા છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ:–તેમ માનશો તો પણ પ્રથમ જેની સિદ્ધિ નથી, એવા અપ્રાપ્ત કાર્યનો કારણ સાથે કદી સંબંધ હોઇ શકે નહિ. કારણકે સંબંધ થવો, તે બે વસ્તુને અધીન છે.

શિષ્ય:–એક વસ્તુ સિદ્ધ થયા પછી બીજી સાથે સંબંધ રાખે છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ:–કારણ સંબંધની પૂર્વે કાર્યની સિદ્ધિ છે, એમ માનશું તો અયુત સિદ્ધિનો અભાવ થવાથી, કાર્ય તથા કારણમાં સંયોગ રહેલ નથી; તેમ જ વિભાગ રહેલો નથી, એમ બેઉ રીતની હાનિ થશે.

શિષ્ય:–ઉત્પન્ન થયેલ તેમ જ ક્રિયાથી રહિત કાર્ય દ્રવ્યનો વિભુરૂપ આકાશાદિ ભિન્ન દ્રવ્ય સાથે જે સંબંધ છે, તે સંયોગસંબંધ છે, પણ સમવાયસંબંધ

* યુત સિદ્ધ–પૃથક્ સિદ્ધ વસ્તુ અસબદ્ધ વસ્તુમાં રહે છે.

નથી. તે જ રીતે કારણુ દ્રવ્યની સાથે જે સંબંધ થાય છે, તે પણુ સંયોગ સંબંધ છે, પણુ સમવાયસંબંધ હોવો જોઈએ નહિ. આ રીતે માનીએ તો પછી કેમ ?

ગુરુ–સંબંધીનો અભાવ હોવા છતાં સંયોગસંબધનું અસ્તિત્વ છે અથવા તો સમવાયસંબંધનું અસ્તિત્વ છે, એમાં કાંઇ પ્રમાણુ હોતું નથી.

શિષ્ય–સંબધી શબ્દની પ્રતીતિ વિના સંયોગ તથા સમવાયસંબંધની શબ્દપ્રતીતિ જોવામાં આવે છે, માટે સંબંધી તથા સંબધનું અસ્તિત્વ છે.

ગુરુ–તેમ હોઇ શકે નહિ. એક હોય છતા સ્વરૂપના બાહ્ય રૂપવડે અનેક શબ્દની પ્રતીતિ જોવામાં આવે છે. જેવી રીતે દેવદત્ત એક છતાં લોકમાં સ્વરૂપે કરી, તેમજ સંબધી રૂપવડે અનેક શબ્દની પ્રતીતિવાળો થાય છે. જેવી રીતે એક જ મનુષ્ય, બ્રાહ્મણરૂપે, શ્રોત્રિયરૂપે, ઉદાર રૂપે, બાળરૂપે, યુવાનરૂપે, વૃદ્ધરૂપે, પિતા-રૂપે, પુત્રરૂપે, પૌત્રરૂપે, ભ્રાતારૂપે તેમજ જામાતારૂપે હોય છે. જેવી રીતે રેખા એક હોય છે, છતા ભિન્ન ભિન્ન સ્થળે તેને મૂકવાથી તે દશ, સો, હજાર આદિ શબ્દની પ્રતીતિનો ભેદ અનુભવે છે. તે જ રીતે એ સંબધીઓ સબંધી શબ્દની પ્રતીતિ હોવા વિના સંયોગ તથા સમવાય સબધરૂપ શબ્દની પ્રતીતિરૂપે થઇ શકે છે, પણુ ભિન્ન વસ્તુનું અસ્તિત્વ હોય તો જ થઇ શકે છે, એમ હોતું નથી. ઉપલબ્ધિવાચક વસ્તુ, જે સદાપ્રાપ્ત હોય છે, તેને વિશે પાંચ પ્રકારના પ્રમાણુનો અભાવ માનીએ તો સંબધીથી ભિન્ન વસ્તુરૂપ સંબંધનો અભાવ થશે. સંબધીમા સંબંધ શબ્દની પ્રતીતિ જો હોય તો પછી તેનું અસ્તિત્વ સર્વદા હોવુ જોઇએ, પણ તેમ નથી. કારણુ કે સ્વરૂપના બાહ્ય રૂપને લીધે તે કહેવાયેલ છે તે જ રીતે અણુ આત્મા તથા મનને સ્થાનવિશેષનો અભાવ હોવાથી સંયોગનો સભવ નથી. કારણુ કે સ્થાનવાચક દ્રવ્યનો સ્થાનવાચક ભિન્ન દ્રવ્યસાથે સયોગ જોવામાં આવે છે.

શિષ્ય–અણુ, આત્મા તથા મનને કોઇ કલ્પિત સ્થાન હશે, એમ માનીએ તો કેમ ?

ગુરુ–તેમ બની શકે નહિ. કારણુ કે અવિદ્યમાન વસ્તુની કલ્પના કરવાથી સર્વ અર્થની સિદ્ધિ થાય છે, એ રીતનો પ્રસંગ આવી પડશે. વિરૂદ્ધ કે અવિરૂદ્ધ, આટલો જ વિષય અવિદ્યમાનરૂપે કલ્પવો જોઇએ, પણ તેથી અધિક નહિ, આ રીતના નિયમનો અભાવ છે. કારણુ કે કલ્પના પોતાને અધીન થવાથી તેમા એકાતનો સંભવ થશે પણ તમો વૈશેષિકો જે છ પદાર્થની કલ્પના કરો છે, તેથી ભિન્ન બીજા વધુ સેંકડો કે હજાર વિષયો કલ્પવા યોગ્ય નથી, એ રીતનો પ્રતિબધ નથી. આથી એમ થશે કે, જેની જેમ મરજી હશે,–તે પ્રમાણે તે સિદ્ધિ કરશે. કોઇ કૃપાળુ પ્રાણી એ રીતની કલ્પના કરે કે, પ્રાણીઓને પુષ્કળ દુ:ખવાળો સંસાર નહિ થાય.

વળી બીજો કોઇ વ્યસની એમ કલ્પના કરે કે, મુકત પુરૂષોની પણ ફરી ઉત્પત્તિ થાય તો સારૂ. આ પ્રમાણે તેઓની કલ્પનાતરંગને કોણુ અટકાવી શકનાર હતું ? વળી બીજું પણ દૂષણુ છે તે એ કે, બે નિરવયવ પરમાણુઓનો અવયવયુકત દ્વયણુકની સાથે આકાશની માફક સંબધ થવો અયોગ્ય છે. આકાશ તથા પૃથ્વી આદિનો સંબંધ લાખ તથા લાકડાની માફક કદી હોતો નથી.

શિષ્યઃ કાર્યદ્રવ્ય તથા કારણુ દ્રવ્યમાં જે આશ્રિત તથા આશ્રય ભાવ રહેલ છે, તે કદી પણુ મિથ્યા થતો નથી. માટે સમવાયસંબધ અવશ્ય કલ્પના કરવા યોગ્ય છે.

ગુરુ.–તારૂં આ માનવું પણુ ખોટું છે. કારણુ કે એક વસ્તુને અન્ય વસ્તુનો આશ્રય હોય છે. કાર્ય તથા કારણુની ભેદની સિદ્ધિ થવે આશ્રિત તથા આશ્રય ભાવની સિદ્ધિ થાય; તથા આશ્રિત આશ્રય ભાવની સિદ્ધિ થવે તેઓમાં ભેદ છે, એમ સિદ્ધ થાય છે. તેમ થવાથી કુંડી તથા બોરડીના ઝાડની માફક એક બીજામા આશ્રયપણું હોવુ જોઇએ. વેદાંત વાદીઓ કદી એમ માનતા નથી કે, કાર્ય કારણુમા ભેદ છે અથવા આશ્રિત આશ્રય ભાવ છે. કારણુ કે અમે વેદાંતીઓ એમ સ્વીકારીએ છીએ કે, કારણુનું સ્થાન માત્ર કાર્ય છે. વળી તારા મતમાં બીજું પણ દૂષણુ છે. તે એ કે, પરમાણુઓ અવયવવાળા છે. માટે છ, આઠ અથવા દશ જેટલી દિશાઓ છે, તેટલા અવયવવડે તેઓ અવયવયુક્ત થવા જોઇએ. આ પરમાણુઓ અવયવયુક્ત હોવાથી અનિત્યરૂપે છે, માટે પરમાણુ નિત્ય તથા નિરવયવ છે, એમ તારા માનવામાં બાધ આવશે.

શિષ્ય.–આપ દિશાના ભેદથી ભેદવાળા જેટલા અવયવોની કલ્પના કરો છો, તે જ અમે પરમાણુરૂપે માનીએ છીએ.

ગુરુ–તેમ પણુ બની શકે નહિ. કારણુ કે સ્થૂલ તથા સૂક્ષ્મપણુાના ક્રમે કરી પરમ કારણુનો અભાવ થશે તથા તેમ થવાથી વિનાશની પ્રાપ્તિ થશે. જેવી રીતે પૃથ્વી દ્વયણુકાદિ કરતા વધારે સ્થૂલરૂપે વસ્તુ હોવાથી નાશને પામે છે, તે જ રીતે સૂક્ષ્મ તથા વધારે સૂક્ષ્મ પૃથ્વી સ્વરૂપ વસ્તુ નાશ પામે છે. તે રીતે દ્વયણુક તેમ જ પરમાણુઓ પણુ પૃથ્વી સ્વરૂપે હોવાથી વિનાશ પામવા જોઇએ.

શિષ્ય.–જે કાઇ વિનાશ પામે છે તે જ્યાં સુધી અવયવ હોય છે ત્યાં સુધી વિનાશ પામે છે, પણુ પછી નહિ

ગુરુઃ–તારૂં તે રીતનું માનવું પણુ ખોટું છે. કારણુ કે ઘીનું કઠણુપણું જવા સુધી તેને વિનાશની પ્રાપ્તિ થાય છે, એમ અમારૂં કહેવુ છે. જેવી રીતે ઘી તથા સોનાના અવયવોનો વિભાગ થતો નથી, છતાં અગ્નિના સંયોગને લીધે તેઓ દ્રવભાવને પામે છે તથા તેની કઠિતાનો નાશ થાય છે, તે જ પ્રમાણે પરમાણુઓ પણુ પરમ કારણુરૂપે નહિ હોવાથી તેના મૂર્ત સ્વરૂપનો નાશ થશે તે જ રીતે કાર્યનો આરંભ પણુ

કેવળ અવયવના સંયોગવડે જ થતો નથી. કારણ કે અવયવનો સંયોગ થયા વિના દૂધ તથા જળ આદિની કાર્યોત્પત્તિ દહીં તથા હિમ આદિરૂપે જોવામાં આવે છે. માટે સાર રહિત તર્કની યોજના આ પરમાણુ કારણવાદમાં કરેલી છે. તે ઇશ્વરને કારણરૂપે માનનારી શ્રુતિથી વિરૂદ્ધ છે. વળી શ્રુતિપ્રવિણ મનુ આદિ શિષ્ટ પુરૂષોએ તેનો સ્વીકાર કર્યો નથી. માટે મોક્ષ માર્ગને ઇચ્છનારાઓએ આ પરમાણુ કારણવાદમાં જરા પણ શ્રદ્ધા રાખવી નહિ, એ આ સર્વનું તાત્પર્ય છે. (૧૭)

શિષ્યઃ-આપે વૈશેષિકનું ખંડન અર્થાત્ અર્ધ વૈનાશિકનું ખંડન કર્યું. પણ સર્વ ક્ષણિકવાદી સંબંધી નિરૂપણ કરશો.

ગુરુઃ-બૌદ્ધો સર્વ ક્ષણિકવાદી કહેવાય છે. બુદ્ધિના ભેદથી અથવા શિષ્યના ભેદથી તેઓ ત્રણ પ્રકારના છે. કેટલાક સર્વ અસ્તિત્વરૂપે છે, એમ માનનારા છે, કેટલાક વિજ્ઞાનને જ અસ્તિત્વરૂપે માનનારા છે તથા કેટલાક સર્વ શૂન્ય છે, એમ માનનારા છે. પણ વૈશેષિક તેમ જ બૌદ્ધ બેઉના સમુદાયમાં અભાવ છે. કારણ કે સમુદાયી અચેતન સ્વરૂપે છે. આ જ હેતુથી કહ્યું છે કે;-

## અધિકરણ ૪ થું-સૂત્ર ૧૮ મું.

## ક્ષણિકવાદીનું ખંડન.

समुदाय उभयहेतुकेऽपि तदप्राप्तिः (१८)

બેઉ પ્રકારના સમુદાયમાં સમુદાયનો અભાવ છે. (૧૮)

ગુરુઃ-યુક્તિ જેવી જોઇએ તેવી નહિ હોવાથી, શિષ્ટ પુરૂષોએ સ્વીકાર નહિ કરેલ હોવાથી તેમજ વેદથી વિરોધી હોવાથી, વૈશેષિક સિદ્ધાંત અપેક્ષા કરવા યોગ્ય નથી, એમ કહ્યું છે. આ વૈશેષિક સિદ્ધાંતને અર્ધ વૈનાશિક કહેવામાં આવે છે. કારણ કે વૈનાશિક સદૃશ છે. વળી સર્વ વૈનાશિક સિદ્ધાંત તો તદ્દન અનપેક્ષા કરવા યોગ્ય છે. આ બાબતનું વિવેચન આ સૂત્રમાં કરવામાં આવશે. બુદ્ધિના ભેદને લીધે અથવા તો શિષ્યના ભેદને લીધે સર્વ વૈનાશિક સિદ્ધાંત અનેક પ્રકારનો છે. તેમાં પણ મુખ્યત્વે કરી ત્રણ પ્રકારના સિદ્ધાંતીઓ છેઃ-કેટલાક સર્વાસ્તિત્વ વાદીઓ અર્થાત્ સર્વ અસ્તિત્વરૂપે છે એમ માનનારા છે, કેટલાક વિજ્ઞાનાસ્તિત્વવાદી હોય છે. અર્થાત્ વિજ્ઞાનને જ અસ્તિત્વરૂપે માનનારા છે તથા કેટલાક સર્વ શૂન્યવાદી છે અર્થાત્ સર્વને શૂન્યરૂપે માનનારા છે.

શિષ્યઃ-તેમાં સર્વ અસ્તિત્વવાદીઓ અમે બાહ્ય તથા આંતરરૂપ વસ્તુને માનીએ છીએ. જેમકે ભૂત તથા ભૂતનું કાર્ય, ચિત્ત તથા ચિત્તનું કાર્ય.

ગુરુ-તારા આ સિદ્ધાંતનું પ્રથમ ખંડન કરૂં છું તે સાંભળ. પૃથ્વી તથા ધાતુ આદિ ભુતરૂપે છે. રૂપાદિ તથા ચક્ષુ આદિ ભૌતિકરૂપે છે.

શિષ્યઃ-પૃથ્વી આદિનાં ચાર પ્રકારનાં પરમાણુઓ કઠણ સ્વભાવવાળાં, સ્નિગ્ધ સ્વભાવવાળાં, ઉષ્ણ સ્વભાવવાળાં તથા ચલન સ્વભાવવાળા હોય છે. આ પરમા

અવિદ્યા[1], સંસ્કાર[2], વિજ્ઞાન[3], નામરૂપ[4], ષડાયતન[5], સ્પર્શ[6], વેદના[7], તૃષ્ણા[8], ઉપાદાન[9], ભવ[10], જાતિ[11], જરા[12], મરણ[13], શોક[14], પરિદેવના[15], દુખ[16] તથા દુર્મનસ્તા[17].

આ જાતની એક બીજાના કારણરૂપ અવિદ્યાઓ બૌદ્ધોના મતમાં કેટલીકવાર સક્ષેપે કરી નિરૂપિત કરેલ છે તથા કેટલેક સ્થળે વિસ્તારપૂર્વક તેનું નિરૂપણ કરેલ છે આ રીતનું વિવેચન કેવળ બૌદ્ધ વાદીના મત પ્રમાણેજ છે એમ નથી, પણ સર્વને આ અવિદ્યાદિસમૂહ સમત છે. આ રીતે અવિદ્યાદિ સમૂહ વારવાર પરસ્પર કાર્ય કારણ ભાવવડે ઘંટી યંત્રની માફક ચાલુજ છે. અર્થાત્ આથી સંઘાત થવો યોગ્ય છે.

ગુરુ—તું કહે છે તેમ બનશે નહિ કારણ કે અવિદ્યા આદિ કેવળ ઉત્પત્તિ માત્રના કારણરૂપે છે. જો સંઘાતનું કોઇ નિમિત્ત માનીએ તો સંઘાત માનવો યોગ્ય છે. પણ સંઘાતનું કોઇ નિમિત્ત નથી કારણ કે જ્યારે અવિદ્યા એક બીજાના કારણરૂપે છે એમ માનીએ તો પૂર્વ પૂર્વ અવિદ્યા ઉત્તર ઉત્તર અવિદ્યાના કારણરૂપે થાય તથા તેમ બની પણ શકે, પણ સંઘાતની ઉત્પત્તિના કારણરૂપે કોઇ વસ્તુનો સંભવ નથી.

શિષ્ય—મારૂં માનવું એવું છે કે, અવિદ્યા આદિવડે સંઘાતની પ્રવૃત્તિ થાય છે.

ગુરુઃ—જો તારો એમ અભિપ્રાય હોય કે, અવિદ્યા આદિ, સંઘાત વિના પોતાના સ્વરૂપને પામતા નથી તો પછી એમ માનવું પડશે કે, સંઘાતની જરૂરિયાત છે તો પછી તે સંઘાતનું નિમિત્ત કહેવું જોઇએ. વળી અણુ નિત્ય છે,એમ માનવાથી કાર્ય કારણભૂત ભોક્તા છે, એમ માનવું પડશે તથા એમ માનીએ તો સંઘાતનો સંભવ

(૧) અવિદ્યા—ક્ષણિક, કાર્યરૂપ તથા દુખ સ્વભાવવાળી વસ્તુમા સ્થાયી તથા નિત્યપણાની જે સુખબુદ્ધિ, તે અવિદ્યા.

(૨) સસ્કાર—વિષયમા રાગ, દ્વેષ તથા મોહ.

(૩) વિજ્ઞાન—ગર્ભમા રહેલાને પ્રથમ થનારૂ જ્ઞાન.

(૪) નામરૂપઃ—શરીરની કલલ બુદ્દ બુદાદિ અવસ્થા.

(૫) ષડાયતન—વિજ્ઞાન, પૃથ્વી આદિ ચાર ભૂતો અને રૂપ આ રીતના ૭ સ્થાન જે ઇન્દ્રિય સઘાતના છે, તે ષડાયતન.

(૬) સ્પર્શ—નામ રૂપનો ઇન્દ્રિયો સાથે જે સયોગ, તે સ્પર્શ.

(૭) વેદના—સુખાદિનુ જ્ઞાન

(૮) તૃષ્ણા—વિષયની ઇચ્છા.

(૯) ઉપાદાન—વાણી તથા શરીરની ચેષ્ટા

(૧૦) ભવ—જેનાથી જન્મ થાય છે તે અર્થાત્ ધર્મ અને અધર્મ.

(૧૧) જાતિ—દેહજન્મ અર્થાત્ પાચ સ્કંદસમુદાય

(૧૨) જરા—ઉત્પન્ન થયેલ સ્કંધનો પરિપાક

(૧૩) મરણ—નાશ.

(૧૪) શોક—પુત્રાદિના વિયોગથી થતુ દુખ.

(૧૫) પરિદેવના—મરણ પાછળ વિલાપ

(૧૬) દુખ અનિષ્ટ વસ્તુનો અનુભવ.

(૧૭) દુર્મનસ્તા—માનસિક વ્યથા.

નથી, એમ વૈશેષિક પેરીક્ષામાં કહ્યું છે. તો પછી અણુઓ ક્ષણિક છે તથા તેથી કાર્ય કારણથી રહિત તેમ જ ભોક્તાથી રહિત હોય તો પછી સંઘાતનો સંભવ ક્યાથી જ હોઈ શકે ?

શિષ્યઃ-અવિદ્યા આદિ જ સંઘાતના નિમિત્તરૂપે છે, એમ માનીએ તો કેમ ?

ગુરુઃ-તો પછી સંઘાતનો જ આશ્રય કરી પોતાના જ સ્વરૂપને પામનારી અવિદ્યા આદિ સંઘાતના જ નિમિત્તરૂપે કેવી રીતે થઇ શકે ?

શિષ્યઃ-ઠીક, પણ જો એમ માનીએ કે, સંઘાત અનાદિ સંસારમાં સર્વદા વર્તમાન છે તથા અવિદ્યા આદિ તેના આશ્રયરૂપે છે, એમ માનીએ તો કેમ ?

ગુરુઃ-તું જો એમ માનશે તો એક સંઘાતમાંથી જે ઉત્પત્તિ થાય, તે ઉત્પત્તિ નિયમવાળી તેના સરખી જ થાય, નિયમથી રહિત સરખી ઉત્પત્તિ થાય કે નિયમથી રહિત ભિન્ન ઉત્પત્તિ થાય હવે નિયમવાળી જ સંઘાતની ઉત્પત્તિ છે, એમ માનશે તો પછી મનુષ્યદેહને દેવ પક્ષી આદિ યોનિ, તેમ જ નરકની પ્રાપ્તિનો અભાવ થશે. હવે અનિયમપણું સ્વીકારશું તો મનુષ્યદેહ કોઇ ક્ષણે હસ્તીરૂપે થશે, દેવરૂપે થશે, અથવા ફરી મનુષ્યરૂપે થાય. આ રીતે બનવું જોઇએ. બેઉ પ્રકારે થશે, એમ માનવું યોગ્ય નથી.

શિષ્યઃ-જેના ભોગને અર્થે સંઘાત છે, તે સ્થિરભોક્તારૂપે નથી, એમ માનીએ તો કેમ ?

ગુરુઃ-એમ માનશે તો ભોગને માટે ભોગ પ્રાર્થનીય થશે, પણ, અન્યવડે પ્રાર્થનીય થશે નહિ. તેમ જ મોક્ષને માટે મોક્ષ પ્રાર્થનીય થશે, પણ અન્ય મુમુક્ષુવડે તે પ્રાર્થનીય થશે નહિ.

શિષ્ય-ભોગ તથા મોક્ષ બેઉ અન્યવડે પ્રયાસ કરવા યોગ્ય છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ.-એમ જો તું માનશે તો ભોગ તથા મોક્ષ સમયે અન્યની સ્થિતિ હોવી જોઇએ. પણ અન્યની સ્થિતિ સ્વીકારવાથી અન્યનું ક્ષણિકપણું છે, એમ માનવાને બાધ આવશે. માટે અવિદ્યા આદિ એક બીજાની ઉત્પત્તિ માત્રવડે નિમિત્તરૂપે ભલે થાય, પણ તેથી સંઘાતના નિમિત્તરૂપે તેની સિદ્ધિ થતી નથી. કારણ કે ભોક્તાનો અભાવ છે, એમ તાત્પર્ય છે.(૧૯)

શિષ્યઃ-ક્ષણિક ઉત્તર કાર્યનું પૂર્વ ક્ષણિક કાર્ય કારણ છે, એમ માનીએ તો કેમ ?

ગુરુઃ-તેમ બનશે નહિ કારણ કે ઉત્તરકાર્યની ઉત્પત્તિ થતાં પૂર્વકાર્યનો નાશ થશે તથા તેમ થવાથી સંઘાતના કારણનો અભાવ થશે. આ જ હેતુથી ૨૦ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૪ થું-સૂત્ર ૨૦ મું.

## સંઘાતના કારણનો અભાવ.

उत्तरोत्पादे च पूर्वनिरोधात् ॥२०॥

સૂત્રાર્થઃ-ઉત્તરક્ષણિક કાર્યની ઉત્પત્તિ થવે પૂર્વક્ષણિક કાર્યનો નાશ થાય છે, આથી સંઘાતની સિદ્ધિ થશે નહિ. (૨૦)

ટીકાઃ–ગુરૂ –આપણે એ તો સિદ્ધ કરી ચુકયા કે, અવિદ્યા આદિ ઉત્પત્તિ માત્રે કરી નિમિત્તરૂપ હોવાથી, સંઘાતની સિદ્ધિ થઇ શકતી નથી. હવે આપણને એ સિદ્ધ કરવાનું રહ્યું છે કે, કેવળ ઉત્પત્તિથી નિમિત્તપણું સંભવતું નથી આમ માનવાનું કારણ એ કે, ક્ષણભંગવાદીઓ આ રીતે માને છે કે, ઉત્તર ક્ષણિક કાર્ય જ્યારે ઉત્પન્ન થાય છે, એટલે પૂર્વ ક્ષણકાર્યનો નાશ થાય છે. ઉત્તર કાર્યનું પૂર્વ કાર્ય કારણ છે, એમ માનનારો પૂર્વોત્તરરૂપ ક્ષણિક કાર્યમા હેતુ ફળ શું છે, તે પ્રાપ્ત કરવા શક્તિમાન્ નથી. કારણકે, નાશ થવા યોગ્ય અથવા નાશ પામેલ પૂર્વથી ક્ષણિક કાર્યનો અભાવ થવાથી ઉત્તર ક્ષણિક કાર્યનો અભાવ થશે.

શિષ્ય–જે કારણરૂપે થયેલ છે તથા જે પરિપૂર્ણ અવસ્થાવાળું છે, એવું પૂર્વ ક્ષણિક કાર્ય ઉત્તર ક્ષણિક કાર્યના કારણરૂપે છે, એમ માનીએ તો કેમ?

ગુરુઃ–એમ જો તું માનશે, છતાં સંઘાતની સિદ્ધિનો અભાવ થશે. કારણકે ભાવ રૂપને ફરી પાછું કાર્યરૂપે માનવાથી ભિન્ન ક્ષણનો સંબંધ પ્રાપ્ત થશે.

શિષ્ય–ભાવ એ જ એનું કાર્ય છે, એમ માનીએ તો કેમ?

ગુરુ–તેમ માનશે તો પણ સંઘાતની ઉત્પત્તિ થશે નહિ કારણકે કારણનો જે સ્વભાવ છે, તેથી ભિન્ન ફળની ઉત્પત્તિ કદી પણ સંભવી શકે નહિ. કારણ કે સ્વભાવનું અસ્તિત્વ કાર્યમાં છે, એમ માનીએ તો કારણસ્વભાવની સ્થિતિ ફળ અર્થાત્ કાર્ય સમયે પણ હોવાથી, ક્ષણિક વિજ્ઞાનનો અભાવ થશે. હેતુ સ્વભાવની સાથે જોડાયા વિના કારણના કાર્યભાવની ઉત્પત્તિ થાય છે, એમ માનીશું તો સર્વ સ્થળે કાર્યની પ્રાપ્તિ થવાથી અતિ પ્રસંગનો દોષ આવી પડશે.

શિષ્ય–ઉત્પત્તિ તથા નાશ વસ્તુના સ્વરૂપરૂપે હોય, ભિન્ન અવસ્થારૂપે હોય અથવા ભિન્ન વસ્તુરૂપે હોય તો કેમ?

ગુરુઃ–આમ ગમે તેમ તું માનશે, છતાં સંઘાતની પ્રાપ્તિ થશે નહિ. જો વસ્તુનું સ્વરૂપ એ જ ઉત્પત્તિ તથા નાશરૂપે હોય તો પછી ઉત્પત્તિ તથા નાશ, આ બે શબ્દો વસ્તુશબ્દના પર્યાયરૂપે હોવા જોઇએ.

શિષ્યઃ–જો આપણે એમ માનીએ કે, ઉત્પત્તિ તથા નાશ આ બે શબ્દની મધ્યમાં સ્થિતિ કરનારી વસ્તુને આદિ તથા અંત નામની જે બે અવસ્થાઓ છે, તે કેવળ કહેવા માત્ર જ છે, આમ ઉત્પત્તિ તથા નાશવાન્ વસ્તુના સ્વરૂપમાં કંઇએક વિશેષતા માનીએ તો કેમ?

ગુરુઃ–જો તું તેમ માનશે તો વસ્તુનો સંબંધ આદિ, મધ્ય તથા અંત, આ ત્રણેની સાથે હોવાથી, વસ્તુના ક્ષણિકપણાને હાનિ પહોંચશે.

શિષ્યઃ–અશ્વ તથા મહિષની માફક વસ્તુનાં ઉત્પત્તિ તથા નાશ અત્યંત ભિન્નરૂપે છે, એમ માનીએ તો કેમ?

ગુરુ.–જો તેમ થાય તો વસ્તુને ઉત્પત્તિ તથા નાશનો અભાવ થશે તથા તેમ થવાથી વસ્તુને શાશ્વતપણું પ્રાપ્ત થશે.

શિષ્યઃ-જો એક વસ્તુનું દર્શન તેમ જ અદર્શન ઉત્પત્તિ તથા નાશરૂપે છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ-જો તું એમ માનશે તો દર્શન તથા અદર્શન દ્રષ્ટાના ધર્મો છે, પણ તે વસ્તુના ધર્મ નથી તેમ થવાથી પણ શાશ્વતપણાનો પ્રસંગ આવી પડશે. માટે બૌદ્ધ ધર્મ દર્શન અયુક્ત છે. (૨૦)

શિષ્ય-હેતુનો અભાવ છતાં ફળની ઉત્પત્તિ છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ-તું તેમ માનશે તો તારી પ્રતિજ્ઞા પ્રથમ એવી હતી કે, ચાર પ્રકારના હેતુઓને પામી ચિત્ત તથા ચૈત્ત ઉત્પન્ન થાય છે માટે તારી પોતાની જ પ્રતિજ્ઞાને બાધ આવશે. તેમ જ કાર્ય તથા કારણ બેઉ એકી વખતે થશે. આ જ કારણથી ૨૧ મા સૂત્રમાં કહ્યું છે કે,-

## અધિકરણ ૪ થું-સૂત્ર ૨૧ મું.

## કાર્યકારણનો સમાનકાળ.

असति प्रतिज्ञोपरोधो यौगपद्यमन्यथा ॥२१॥

સૂત્રાર્થ-કારણનો અભાવ છે, એમ માનવાથી તારી પ્રતિજ્ઞાને બાધ આવશે. તેમ જ જો કારણનું અસ્તિત્વ માનશું તો કાર્ય તથા કારણ બેઉને સમકાલીનતા પ્રાપ્ત થશે. (૨૧)

ટીકા-ગુરુ-આપણે પૂર્વે સિદ્ધ કરી ગયા કે, ક્ષણિક વિજ્ઞાન વાદમાં પૂર્વ વિજ્ઞાનનો નાશ થવાથી, તે ઉત્તર વિજ્ઞાનના કારણરૂપે થઈ શકે નહિ.

શિષ્યઃ-કારણનો અભાવ હોવા છતાં ફળની ઉત્પત્તિ થાય છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ-જો તું તેમ માનશે તો તારી પોતાની જ પ્રતિજ્ઞાને વિરોધ આવશે. તારી પૂર્વે એવી રીતની પ્રતિજ્ઞા હતી કે, ચાર પ્રકારના હેતુઓને પામી, ચિત્ત તથા ચિત્તના કાર્ય ઉત્પન્ન થાય છે. આ રીતની જે તારી પ્રતિજ્ઞા, તેને દૂષણ પહોંચશે.

શિષ્ય-ઉત્પત્તિ કોઇ પણ પ્રકારના હેતુ અર્થાત્ કારણથી રહિત છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ-જો તું તેમ માનશે તો ઉત્પત્તિને કોઇ રીતનો પ્રતિબંધ નહિ હોવાથી, સર્વ વસ્તુની ઉત્પત્તિ સર્વ સ્થળે થવી જોઇએ.

શિષ્ય-ઉત્તર વિજ્ઞાનની ઉત્પત્તિ જ્યા સૂધી છે ત્યા સૂધી જ પૂર્વના વિજ્ઞાનની સ્થિતિ છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ-તેમ જો તું માનશે તો હેતુ તથા ફળનું અર્થાત્ કારણ અને કાર્યનું સમકાલીનપણું પ્રાપ્ત થશે તેમ થવાથી પણ તારી પ્રતિજ્ઞાને બાધ આવશે.- કારણ કે તારી પ્રતિજ્ઞા એ રીતની છે કે, સઘળા સંસ્કારો ક્ષણિક છે. આ રીતની તારી જે પ્રતિજ્ઞા, તેને હાનિ પહોંચશે (૨૧)

શિષ્ય-પદાર્થનો બુદ્ધિપૂર્વક થનારો નાશ તથા એની મેળે થનારો નાશ, આ બેઉ પ્રકારના પદાર્થના નાશને માનીએ તો સંઘાતના હેતુની સિદ્ધિ થાય કે નહિ ?

ગુરુઃ-કાર્ય તથા કારણનો સમુદાય કોઈ પણ પ્રકારના વિભાગથી રહિત હોવાથી વિનાશનો અભાવ છે. આથી કહ્યું છે કે;-

## અધિકરણ ૪ થું—સૂત્ર ૨૨ મું.
## વિનાશનો અભાવ.

प्रतिसंख्याऽप्रतिसंख्यानिरोधाप्राप्तिरविच्छेदात्

સૂત્રાર્થઃ-પદાર્થનો બુદ્ધિપૂર્વક નાશ તેમજ પોતાની મેળે થનારો નાશ, આ બેઉ પ્રકારના નાશનો અભાવ છે. કારણ કે સમુદાયના વિચ્છેદનો અભાવ છે.(૨૨)

ટીકા:-શિષ્ય-અમે વૈનાશિકો આ રીતે કલ્પના કરીએ છીએ કે, પ્રમેય સ્વરૂપ દરેક વસ્તુ ઉત્પત્તિ ભાવને પામનારી તથા ક્ષણિકરૂપે છે. વળી તે વસ્તુ બુદ્ધિપૂર્વક જેનો નાશ થાય, જેનો પોતાની મેળે નાશ થાય તથા જે આકાશરૂપે હોય, આ રીતના ત્રણ તુચ્છ સ્વરૂપોથી ભિન્નરૂપે છે. વળી 'અમારૂં માનવું' એમ છે કે, આ ત્રણે સ્વરૂપો વસ્તુથી રહિતરૂપે, અભાવ સ્વરૂપે તેમ જ નિ:સ્વરૂપે છે. વસ્તુનો બુદ્ધિપૂર્વક જે નાશ તેનું નામ પ્રતિ સંખ્યા નિરોધ છે. આથી ભિન્ન તે અપ્રતિ સંખ્યા નિરોધ કહેવાય છે. જે આવરણનો અભાવ, તે આકાશ છે.

ગુરુ-આ ત્રણ સ્વરૂપોમાંથી પ્રથમ બે સ્વરૂપો વિશે હું કહું, તે સાંભળ. આકાશ સ્વરૂપવિશેનું વિવેચન હું પછી કરીશ. હાલ તો પ્રથમ બે પ્રકારના વિનાશ સંબંધી હું કહું, તે સાંભળ. પ્રતિસંખ્યા તેમ જ અપ્રતિસંખ્યા, આ બેઉ રીતના વિનાશની અપ્રાપ્તિ અર્થાત અસંભવ છે.

શિષ્ય-અસંભવ કેવી રીતે છે?

ગુરુઃ-તેનું કારણ એ કે,તેમાં નિરવયવપણું છે. પ્રતિસંખ્યા તેમ જ અપ્રતિસંખ્યા, આ બેઉ રીતના નાશ સંતાનના વિષયરૂપે હોય અર્થાત્ ફળરૂપે હોય અથવા તો સંતાનીરૂપે અર્થાત્ હેતુરૂપે હોય. આ બેઉ નાશનો ફળરૂપે સંભવ નથી. કારણ કે સઘળા કાર્યોમાં કારણોનો કારણ તથા કાર્ય ભાવવડે વિચ્છેદનો અભાવ થવાથી, કાર્યના વિચ્છેદનો પણ અભાવ થશે. વળી હેતુનો પણ અહીં સંભવ નથી. કારણ કે હેતુઓનો વિનાશ અન્વયથી રહિતરૂપે સંભવતો નથી. કેમકે સર્વ અવસ્થાઓમાં વિપરીત જ્ઞાન થવાથી અન્વયનો નાશ જોવામાં આવે છે. વિપરીત જ્ઞાનવાળી અવસ્થાઓમાં કેટલીકવાર અન્વયીના વિચ્છેદનો અભાવ જોવામાં આવે છે. આથી અન્ય સ્થળે પણ તેનું અનુમાન થાય છે. માટે બૌદ્ધે કલ્પેલ બેઉ પ્રકારના નાશનો અભાવ છે. (૨૨)

ગુરુઃ-બેઉ પ્રકારના નાશમાં દોષ જોવામાં આવતો હોવાથી બૌદ્ધદર્શન અયુક્ત છે. આથી ૨૩મામાં કહ્યું છે કે;

## અધિકરણ ૪ થું-સૂત્ર ૨૩ મું.
## બૌદ્ધ અપ્રમાણરૂપે.

उभयथा च दोषात् ॥२३॥

સૂત્રાર્થઃ-બેઉ પ્રકારે દોષ હોવાથી બૌદ્ધદર્શન અયુક્ત છે. (૨૩)

ટીકા:-ગુરુ:-અવિદ્યાદિનો નાશ, જેને સમાવેશ પ્રતિસંખ્યા નાશવિશે થાય છે તથા જેની કલ્પના બૌદ્ધોએ કરી છે, તે યમનિયમ આદિ સમ્યક્ જ્ઞાનવડે થાય છે અથવા તો પોતાની મેળે પણ થાય છે. ક્ષણિક છે એમ કલ્પના કરશું તો કારણ વિના વિનાશને માનવાની હાનિનો પ્રસંગ આવશે. સર્વ ક્ષણિક છે એમ ઉત્તરપક્ષ સ્વીકારીશું તો આત્માથી રહિત અનાત્મ સંબંધી જે ઉપદેશ કરવામાં આવ્યો છે, તે સર્વ અનર્થ ઠરશે. આ રીતે બેઉ પ્રકારે દોષ હોવાથી બૌદ્ધદર્શન અયુક્ત છે. (૨૩)

શિષ્ય:-આકાશ સ્વરૂપથી રહિત છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ:-આકાશમાં વસ્તુત્વનો અભાવ છે એમ માનવું યોગ્ય નથી. કારણ કે શાસ્ત્રરીતિએ આકાશમાં વસ્તુત્વનું જ્ઞાન છે. આ જ હેતુથી ૨૪ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૪ થું-સૂત્ર ૨૪ મું.

## આકાશમાં વસ્તુત્વનું જ્ઞાન

आकाशे चाविशेषात् ॥ २४ ॥

સૂત્રાર્થ:-આકાશમાં સ્વરૂપના અભાવનો સ્વીકાર અયુક્ત છે. કારણ કે આકાશમાં વસ્તુત્વની પ્રતિપત્તિ-સામાન્ય રીતે શ્રુતિમાં કહી છે. (૨૪)

ટીકા:-ગુરુ:-બે પ્રકારના નાશ તેમ જ આકાશ નિ:સ્વરૂપે છે, એમ જે બૌદ્ધોની માન્યતા છે, તેમાંથી બે પ્રકારના નાશના નિ:સ્વરૂપના સંબંધી આપણે પૂર્વે નિરાકરણ કરી આવ્યા. હવે આકાશનું નિરાકરણ કરવામાં આવે છે. આકાશના સંબંધમાં જે નિ:સ્વરૂપતા માનવી, તે અયુક્ત છે. પ્રતિસંખ્યા તેમ જ અપ્રતિસંખ્યા, આ બેઉ પ્રકારના નાશની માફક આકાશના સંબંધમાં પણ વસ્તુપણું રહેલું છે, પણ તેથી ભિન્નતા નથી. આના સંબંધમાં શાસ્ત્રનું પણ પ્રમાણ છે. "आत्मन आकाशः समूतः ( તૈ૦ ૨, ૧ ) આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઈ" ઇત્યાદિ શ્રુતિઓવડે આકાશમાં વસ્તુપણું રહેલ છે, એ પ્રસિદ્ધ છે. જેઓ આમ નથી માનતા, તેઓ એમ માને છે કે, શબ્દ ગુણવડે આકાશનું અનુમાન થઈ શકે છે. કારણ કે ગંધાદિ ગુણોને પૃથ્વી આદિ વસ્તુનો આશ્રય હોય છે.

શિષ્ય:-આવરણનો અભાવ માત્ર આકાશ છે, એમ માનીએ તો કેમ ?

ગુરુ:-એમ જો માનશો તો એક પક્ષી નીચે ઉતરે છે ત્યારે આવરણનું અસ્તિત્વ હોવાથી બીજા પક્ષીના ઉડવાનો અવકાશ રહેશે નહિ.

શિષ્ય:-જેટલા સ્થળમાં આવરણનો અભાવ છે તેટલા સ્થળમાં પક્ષી ઉડશે, એમ માનીએ તો કેમ ?

ગુરુ:-જેવડે આવરણનો અભાવ વિશિષ્ટ થાય, તે જ વસ્તુ સ્વરૂપે આકાશ થવું જોઇએ. પણ આવરણનો અભાવ કેવળ આકાશ નથી. આવરણના અભાવ માત્રને આકાશરૂપે માનવાથી બૌદ્ધને પોતાની માન્યતામાં વિરોધ આવશે. કારણ કે

બૌદ્ધ દર્શનમા કહ્યુ છે કે, "पृथिवी भगव किं सनिश्रया હે ભગવન્! પૃથ્વી શેનો આશ્રય કરી રહી છે?" આ રીતના પ્રશ્નના ઉત્તરમા પૃથ્વી આદિ છેવટના વચનમા કહ્યુ છે કે "वायु किं सनिश्रय વાયુ શાને આધારે છે?" આ પ્રશ્નના ઉત્તરમા કહ્યુ છે કે, વાયુ આકાશનો આશ્રય કરી રહ્યો છે હવે જ્યારે આકાશને કોઇ વસ્તુનો આશ્રય છે તો પછી તેનુ અવસ્તુપણુ કયા રહ્યુ? આ કારણથી પણ આકાશનુ અવસ્તુપણુ કહેવુ અયોગ્ય છે

શિષ્ય:-વળી બેઉ પ્રકારના નાશ, તથા આકાશ, આ ત્રણ નિ સ્વરૂપે છે, અવસ્તુરૂપે છે તેમજ નિત્ય છે, એમ અમે માનીએ છીએ

ગુરુ-આ પણ તમારૂ માનવુ યોગ્ય નથી કારણકે અવસ્તુનું નિત્યપણુ તેમજ અનિત્યપણુ સભવતુ નથી ધર્મ તથા ધર્મીનો વ્યવહાર વસ્તુને આશ્રયી છે. કારણકે ધર્મધર્મી ભ વમા ઘટાદિની માફક 'વસ્તુપણુ' હોય, પણ નિ સ્વરૂપતા હોઇ શકે નહિ (૨૪)

શિષ્ય-અમે એમ માનીએ છીએ કે, સર્વ વસ્તુ ક્ષિણક છે, પણ કોઈ સ્થાયી નથી

ગુરુ-જો સર્વ વસ્તુ ક્ષણિક છે તો આત્મા પણ ક્ષણિક ઠરશે પણ અનુભવ પરથી એમ જણાય છે કે, આત્મા અનિત્ય નથી આ જ કારણથી ૨૫ મા સૂત્રમા કહ્યુ છે કે.-

## અધિકરણ ૪ થું-સૂત્ર ૨૫ મુ.

## આત્માની નિત્યતા

अनुस्मृतेश्च ॥ २५ ॥

સૂત્રાર્થ-અનુભવપરથી પણ એમ સિદ્ધ થાય છે કે, આત્મા સ્થાયી છે (૨૫)

ટીકા-શિષ્ય-અમે વૈનાશિક એમ માનીએ છીએ કે, સર્વ વસ્તુ ક્ષણિક છે

ગુરૂ-જો તુ એમ માનશે તો જ્ઞાનના મેળવનાર આત્માને પણ તારે ક્ષણિક માનવો પડશે પણ આત્માના ક્ષણિકપણાનો સભવ નથી. કારણ અનુભવપરથી સિદ્ધ થાય છે કે, આત્મા ક્ષણિક નથી અનુભવ અર્થાત્ જ્ઞાનની પછી ઉત્પન્ન થતી જે સ્મૃતિ, તે અનુસ્મૃતિ કહેવાય છે. આ અનુસ્મૃતિનો સંભવ, જ્ઞાન તથા અનુસ્મૃતિ, બેઉનો એક જ કર્તા હોય તો જ છે. કારણ કે એક પુરૂષને જે વસ્તુનુ જ્ઞાન થયુ હોય છે, તેથી ભિન્ન પુરૂષને તે સંબધી સ્મૃતિ હોતી નથી "મે આ જોયુ તથા હુ આ જોઉ છુ" આ રીતે પ્રથમ સ્મૃતિ તથા પછીની સ્મૃતિ એક જ જો જોનાર ન હોય તો કેવી રીતે બની શકે? વળી દર્શન તથા સ્મરણમા કર્તા જો એક હોય છે તો જ "મે આ જોયુ તથા હુ આ જોઉ છુ" આ રીતની પ્રત્યક્ષ જ્ઞાનપ્રતીતિ સર્વ લોકમા પ્રસિદ્ધ રીતે જોવામા આવે છે જો દર્શન તથા સ્મરણનો કર્તા ભિન્ન હોય તો બીજાએ જે જોયુ, તેનુ મને સ્મરણ છે, આ રીતની પ્રતીતિ થવી જોઇએ પણ આ રીતની પ્રતીતિ કદી જોવામા આવતી નથી સર્વ મનુષ્ય જાણે છે કે, દર્શન તથા સ્મરણની

ભિન્ન પ્રતીતિ થતી હોય તો પછી કર્તા પણ બેઉ ભિન્ન હોવા જોઇએ. જેમકે "હું સ્મરણ કરૂં છું તથા તેણે આ વસ્તુને જોઈ." "મેં આ વસ્તુને જોઇ" આ સ્થળે દર્શન તથા સ્મરણના કર્તારૂપ એક જ આત્માને, વૈનાશિક માને છે. જેમ અગ્નિ ઉષ્ણતા અથવા પ્રકાશથી રહિત છે, એમ કદી કહેવાશે નહિ, તેમ આત્માવડે જોવા છતાં મેં આ તો નથી જોયું, એમ કોઈથી નિષેધ થતો નથી. આ રીતે દૃષ્ટિ તથા સ્મૃતિનો સંબંધ બે ક્ષણમાં એકને જ થવા છતાં, ક્ષણિકત્વને માનનારા તારા વૈનાશિકના સિદ્ધાંતને મહાન્ હાનિ પહોંચશે. છેવટના ઉચ્છ્વાસ પર્યંત આત્માથી થનારૂં એક પછી એક વિજ્ઞાન એક જ આત્માની કૃતિરૂપે છે એમ જે જાણે છે, તેમ જ જે વૈનાશિક જન્મથી લઈ મરણ પર્યંત થનારાં વિજ્ઞાનને એક જ આત્માની કૃતિ છે, એમ માને છે, આ રીતનો ક્ષણભંગવાદી વિજ્ઞાનવાદી કેમ શરમાતો નથી?

શિષ્યઃ—સાદૃશ્યતાને લીધે આ રીતનો વિચાર થાય છે. નહિ તો થાય નહિ.

ગુરુઃ—જો તું એમ કહેતો હોય તો 'તે આના સરખું છે' એમ સરખાપણું બે વસ્તુનો સંભવ હોય ત્યાં જ બની શકે છે. પણ સદશ એવી બે વસ્તુ ક્ષણભંગ વાદીને માન્ય નથી. કારણકે એક વસ્તુનો અભાવ છે. સાદૃશ્યને લીધે આ રીતનો વિચાર છે, એમ મિથ્યા કહેવું થશે.

શિષ્યઃ—પૂર્વ તથા ઉત્તર ક્ષણ આ બેઉમાં સાદૃશ્યનો ગ્રહણકર્તા એક હોવો જોઈએ.

ગુરુઃ—જો તેમ હોય તો એકની બે ક્ષણમાં સ્થિતિ થવાથી તારા વિનાશિપણાની પ્રતિજ્ઞાને બાધ આવશે.

શિષ્યઃ—આ આનાસરખું છે, એ રીતે ભિન્ન પ્રતીતિ થાય છે. પણ તે પૂર્વ તથા ઉત્તર, આ બેઉ ક્ષણોના ગ્રહણના કર્તારૂપ નથી

ગુરુ—તેમ થશે નહિ. કારણકે તે આનાસરખું છે, એમાં બે જૂદા જૂદા પદાર્થનું ગ્રહણ છે.

શિષ્ય—અરે એ તો ભિન્ન પ્રતીતિ માત્ર છે.

ગુરુઃ—જો તેમ હોય તો સાદૃશ્યતાનો વિષય થવો જોઇએ; તથા આ આના સરખું છે, આ રીતના વિજ્ઞાનનો પ્રયોગ મિથ્યા થવો જોઇએ. કેવળ સરખું જ છે, આ રીતનો પ્રયોગ થવો જોઇએ. જ્યારે લોકપ્રસિદ્ધ કોઇ એક પદાર્થને પરીક્ષકો ગ્રહણ કરી નથી શકતા ત્યારે પોતાના પક્ષની સિદ્ધિ છે, પર પક્ષમાં દોષ છે અથવા બેઉ રીતે છે, એમ કહેવાતી વિજ્ઞાનની ધારાને પરીક્ષકો કદી યથાર્થ છે, એમ કહેશે નહિ. "આ વસ્તુ આ રીતે જ હોવી જોઇએ" એમાં જે નિશ્ચય યુક્ત હોય, તે જ કહેવું. આથી ભિન્ન જો કહેવામાં આવે તો કેવળ તેનું બોલવું કેવળ વાચાળ છે, એમ થશે. સાદૃશ્યતાથી આ વ્યવહાર છે, એ પણ યુક્ત નથી. કારણકે અસ્તિત્વનું જ્ઞાન છે, પણ આનું અસ્તિત્વ આના સરખું છે, એમ જ્ઞાન હોતું નથી. બાહ્ય વસ્તુમાં છેતરવાથી તે આ

છે અથવા આના સરખી તે વસ્તુ છે, એમ સંદેહ થાય. પણ હું તેજ હોવો જોઇએ, અથવા હું તેના સરખો છું, એમ જ્ઞાતાને વિશે કદી સંદેહ થવાનો સંભવ નથી. જે મેં આગલે દિવસે જોયું, તેનું જ હું આજે સ્મરણ કરૂં છું, આ રીતે નિશ્ચિત પદાર્થનું જ્ઞાનથાય છે. માટે વૈનાશિક દર્શન અયુક્ત છે. (૨૫)

શિષ્ય-અમે એમ માનીએ છીએ કે, અસત્‌માથી સતની ઉત્પત્તિ થાય છે.

ગુરુઃ-આ તારું માનવું પણ ખોટું છે. કારણ કે તેમ કદી જોવામાં આવતું નથી. આ જ હેતુથી ૨૬ મા સૂત્રમા કહ્યું છે કે;-

## અધિકરણ ૪ થું—સૂત્ર ૨૬ મું.

## અસતમાંથી સતનો ભાવ.

નાસતોઽદૃષ્ટત્વાત્ ॥૨૬॥

સૂત્રાર્થઃ-અસતમાંથી સતની ઉત્પત્તિ કદી થતી નથી. કારણ તેમ જોવામાં આવતું નથી. (૨૬)

ગુરુ-વળી વૈનાશિક દર્શન અયુક્ત છે. કારણકે તમે સ્થિર તથા અનુયાયી કારણ માનતા નથી. માટે અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થાય છે, આ રીતનો પ્રસંગ આવી પડશે.

શિષ્ય-અમે અભાવમાથી ભાવની ઉત્પત્તિ નીચે પ્રમાણે કહીએ છીએ "નાનુપમૃદ્ય પ્રાદુર્ભાવાત્" (નાશ થઇને પછી ઉત્પત્તિ થાય છે) જેમકે નાશ પામેલ બીજમાંથી અંકુરની ઉત્પત્તિ થય છે. તેમજ નાશ પામેલ ક્ષીરમાંથી દહીની ઉત્પત્તિ થાય છે તથા મૃત્પિંડમાથી ઘટની ઉત્પત્તિ થાય છે. કૂટસ્થ એવા કારણમાંથી કાર્યની ઉત્પત્તિ માનીએ તો કારણથી કાર્ય ભિન્ન નહિ હોવાથી સર્વમાથી સર્વની ઉત્પત્તિ થવી જોઇએ. માટે અભાવને પામેલ બીજ દિમાથી અંકુર આદિની ઉત્પત્તિ થતી હોવાથી અભાવમાથી ભાવની ઉત્પત્તિ થાય છે, એમ મારૂં માનવું છે.

ગુરુ-આ વિશે હું કહું તે સાંભળ અસતમાથી સતની ઉત્પત્તિ કદી જોવામા આવતી નથી. અર્થાત્ અભાવમાંથી ભાવની ઉત્પત્તિ કદી થતી નથી જો અભાવમાથી ભાવની ઉત્પત્તિ માનીએ તો અભાવ ભાવના સરખું હોવાથી કારણવિશેષનો સ્વીકાર ફોકટ થશે નાશ પામેલ બીજ આદિનો જે અભાવ, તે અભાવ; તેમ જ સસલાને શિંગડા કુદરતી રીતે નહિ હોવાથી અભાવમાં કાઇ વિશેષતા નથી, કે જેથી બીજમાંથી અંકુરની ઉત્પત્તિ થાય છે તથા ક્ષીરમાંથી દહીંની જ ઉત્પત્તિ થાય છે, આ પ્રમાણેનો કારણવિશેષનો સ્વીકાર અર્થયુક્ત થાય વળી અભાવ સરખો હોય, એ રીતનું કારણ માનીએ તો શશલાના શીંગડામાંથી અંકુર આદિની ઉત્પત્તિ થવી ... પણ તે રીતે જોવામાં આવતું નથી. જો અભાવમાં ભિન્નતા માનીએ તો જે ઉત્પલ આદિમાં નીલત્વ આદિ વિશે' છે, તેમ ઉત્પલની માફક અભાવમાં ...વપણાનો પ્રસંગ આવશે પણ અભ... કોઇપણ ઉત્પત્તિના કારણરૂપે નથી. ... સસલાને શિંગડાંનો અભાવ છે, ... અભાવપણાથી જ કદી ઉત્પત્તિ થતી ન

ળી અભાવમાથી ભાવરૂપ ઉત્પત્તિ
વાથી અભાવવાળું જ સર્વ કાર્ય થવુ
ાઇએ. પણ તેમ જોવામાં આવતું નથી.
.રણ કે સર્વ વસ્તુ પોતપોતાના રૂપવડે
ાવપણુને પામે છે. મૃત્તિકાવાળા શરાવ
ાદિ ભાવો તંતુ આદિ વિકારરૂપે કોઇને
ણ મળતા નથી. મૃત્તિકાના વિકારો
ત્તિકાયુક્ત ભાવરૂપે લોકને પ્રતીત થાય
. સ્વરૂપના નાશ વિના કોઇ કૂટસ્થ
સ્તુ કારણ નહિ હોવાથી અભાવમાંથી
ાવની ઉત્પત્તિ થાય છે, એમ જે કહ્યું
તે ખોટું છે. કારણ કે સુવર્ણ આદિ
સ્થિર સ્વભાવવાળાં જાણવામાં આવે
તે તથા સુવર્ણમાળા આદિ વચ્ચે
ાર્ય કારણભાવ જોવામાં આવે છે. જે
ીજ આદિમાં સ્વરૂપનાશ જોવામાં આવે
, તેમાં પણ નાશ પામેલ પૂર્વાવસ્થા
ત્તર અવસ્થાના કારણરૂપે નથી. કારણ
નહિ નાશ પામતા અનુયાયી બીજાદિ
ાવયવોનો અંકુર આદિ કારણભાવ માન-
ામાં આવે છે. માટે અસત્ એવા શરા
ંપાણ આદિમાંથી સતની ઉત્પત્તિ કદી
ાવામાં આવતી નથી તથા સત્સ્વરૂપ
વર્ણ આદિમાંથી સતની ઉત્પત્તિ જોવામાં
ાવે છે. માટે અભાવમાંથી ભાવની
ત્પત્તિ માનવી અયોગ્ય છે. વળી ચાર
ંધોવડે ચિત્ત તથા ચિત્તનાં કાર્યોની
ત્પત્તિ થાય છે. તેમ જ પરમાણુમાંથી
તભૌતિક લક્ષણવાળો સમુદાય ઉત્પન્ન
ાય છે, આમ માન્યા પછી અભાવ-
ાંથી ભાવની ઉત્પત્તિની કલ્પના કરનારા
થા સ્વીકારેલ વસ્તુનો નિષેધ કરનારા
વૈનાશિકો સર્વ લોકને વ્યાકુળ કરી નાંખે
છે. (૨૬)

ગુરુ-બીજું અભાવમાંથી ભાવની ઉત્પત્તિ માનીએ તો મનુષ્યને કોઇપણ કાર્યની સિદ્ધિ વિનાપ્રયાસે થવી જોઇએ. આ જ હેતુથી ૨૭મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૪ થું–સૂત્ર ૨૭ મું.

## પ્રયત્ન વિના કાર્યનો અભાવ.

उदासीनानामपि चैवं सिद्धिः ॥२७॥

સૂત્રાર્થ:–પ્રયત્ન રહિત મનુષ્યોને પણ કાર્યની સિદ્ધિ થવી જોઇએ. (૨૭)

ટીકા–ગુરુઃ–જો અભાવમાંથી ભાવની ઉત્પત્તિ સ્વીકારીએ તો ઉદાસીન અર્થાત્ ચેષ્ટારહિત મનુષ્યને પણ ઇચ્છિત ફળની સિદ્ધિ થવી જોઇએ. કારણ કે અભાવનું સુલભપણું છે. ખેડુતને ખેતી કર્યા વિના ધાન્યની ઉત્પત્તિ થવી જોઇએ. કુંભારને મટોડીને સુધારવાનો પ્રયત્ન કર્યા વિના ઘટની ઉત્પત્તિ થવી જોઈએ. વળી વણકરને તાંતણાને વણ્યા વિના જાણે તાંતણા વણ્યા હોય તેવો વસ્ત્રનો લાભ થવો જોઇએ. વળી સ્વર્ગ કે મોક્ષને માટે કોઈ પણ કોઈ રીતનો પ્રયત્ન કરે નહિ. પણ આમ કદી યોગ્ય નથી, તેમ કોઈ આ રીતનો સ્વીકાર પણ કરતું નથી. માટે અભાવમાંથી ભાવની ઉત્પત્તિનો સ્વીકાર તદન અયોગ્ય છે. (૨૭)

શિષ્ય:-બાહ્ય અર્થનો અભાવ છે. કારણ કે બુદ્ધિમા આરૂઢ થયા વિના બાહ્ય અર્થનો પ્રમાણ આદિ વ્યવહાર થતો નથી.

ગુરુ-તારૂં આ માનવું ખોટું છે. કારણ કે બાહ્ય વિષયની પ્રાપ્તિ થતી હોવાથી તેનો અભાવ કેવી રીતે કહેવાઈ શકે ? આના જ સબંધમા ૨૮મા સૂત્રમાં કહ્યું છે કે,—

## અધિકરણ ૫ મું-સૂત્ર ૨૮ મું.

### બાહ્ય વિષયનો સંભવ.

નાભાવ ઉપલબ્ધેઃ ॥ ૨૮ ॥

સૂત્રાર્થઃ-બાહ્ય વિષયનો અભાવ નથી. કારણ કે બાહ્ય વિષયની પ્રાપ્તિ હોય છે (૨૮)

ટીકાઃ શિષ્યઃ હે ભગવન્ આપે બાહ્યાર્થ વાદનો અંગીકાર કરી સમુદાયની અપ્રાપ્તિમાં જે દૂષણો છે તે દર્શાવ્યાં. પણ હું જ જાણે વિજ્ઞાનવાદી બૌદ્ધ તરીકે આપને નિશકરણ અર્થે પૂછું છું. કેટલાક શિષ્યોએ બાહ્ય વિષયમાં પ્રેમને જોઈ તેને અનુસરી બાહ્ય વિષયની પ્રક્રિયા રચેલી હોવી જોઈએ, આ પ્રમાણેનો બૌદ્ધોનો અભિપ્રાય નથી અમે બૌદ્ધને તો વિજ્ઞાન સ્વરૂપ, કેવળ સ્કધ જ પર માર્થરૂપે છે તથા તેથી ભિન્ન વસ્તુ તુચ્છ છે, આ રીત અમને ઇષ્ટ છે. આ વિજ્ઞાન વાદમાં બુદ્ધિમાં આરૂઢ થયેલ રૂપવડે અતરસ્થ એવો પ્રમાણ, પ્રમેય તથા ફળનો સર્વ વ્યવહાર ઉત્પન્ન થયો છે. બાહ્યઅર્થનું અસ્તિત્વ હોય તો પણ બુદ્ધિમા તેનો અતર્ભાવ થયા વિના પ્રમાણાદિ વ્યવહારની ઉત્પત્તિ થતી નથી

ગુરુ.-વિજ્ઞાનથી ભિન્ન બાહ્ય અર્થ નથી તો અંતસ્થ એવો સર્વ વ્યવહાર કેવી રીતે જાણી શકાય છે ?

શિષ્ય.-બાહ્ય અર્થનો અભાવ હોવાથી બાહ્યઅર્થ વિજ્ઞાનથી ભિન્ન નથી. કારણ કે બાહ્ય વિષયનો સ્વીકાર હોય તો તે પરમાણુઓરૂપે, તેના સમૂહોરૂપે અથવા તો સ્તંભાદિરૂપે હોવા જોઈએ.

ગુરુ.-આમ છે તો પરમાણુઓ સ્તંભઆદિ પ્રમાણના અવયવરૂપે થવા યોગ્ય નથી. કારણ કે પરમાણુઓના આભાસનુ જ્ઞાન થઈ શકતું નથી. તે જ રીતે પરમાણુઓના સમૂહો પણ સ્તભાદિરૂપે નથી. કારણ કે સ્તંભાદિ પરમાણુઓથી ભિન્ન છે કે અભિન્ન છે, તેનું નિરૂપણ કરવું અશક્ય છે. આ પ્રમાણે જાતિ આદિના સંબંધમા પણ જાણી લેવુ

શિષ્ય-પણ અનુભવ માત્રથી સામાન્ય સ્વરૂપનું જ્ઞાન ઉત્પન્ન થાય છે અજ્ઞાનના વ્યવહારરૂપે દરેક વિષય હોય છે. જેમકે સ્તંભનુ જ્ઞાન છે, આ તો ભીતનું જ્ઞાન છે, આ ઘટનું જ્ઞાન છે તથા આ પટજ્ઞાન છે. જ્ઞાનમાં રહેલ વિશેષતાવિના આ વ્યવહારની ઉત્પત્તિ થતી નથી. માટે જ્ઞાન પોતાના વિષયના સ્વરૂપરૂપે છે, એમ માનવું જોઈએ.

ગુરૂ.-એમ માનીએ તો વિષયાકાર ના જ્ઞાનથી નિશ્ચય થતો હોવાથી બાહ્ય વિષય અસ્તિત્વરૂપે છે, આ રીતની કલ્પના મિથ્યા છે.

શિષ્ય-વિષય તેમજ વિજ્ઞાન એ બેઉને એકી વખતે પ્રાપ્તિ થતી હોવાથી વ્યવહાર અભેદરૂપે છે.

ગુરૂ-ત્યારે આ બેમાંથી એકની અપ્રાપ્તિ હોય તો બીજાની પ્રાપ્તિ થતી નથી વળી પ્રતિબંધરૂપ કારણનો અભાવ

થવાથી બેઉના સ્વભાવમાં અર્થાત્ ગ્રાહ્ય તથા ગ્રાહકમાં ભિન્નતા રહેતી નથી. માટે વિષયનો અભાવ હોવો જોઈએ.

શિષ્ય:–આ વ્યવહાર સ્વપ્નઆદિની માફક જાણવો. જેવી રીતે સ્વપ્ન, માયા, મૃગજળ, તથા ગંધર્વનગર આદિ પ્રતીતિ બાહ્ય વિષય વિના ગ્રાહ્ય તથા ગ્રાહકના આકારરૂપે હોય છે, તે જ પ્રમાણે જાગતના વિષયો પણ સ્તંભઆદિ પ્રતીતિરૂપે થવા યોગ્ય છે, એમ જાણવામાં આવે છે. કારણકે પ્રતીતિમાં ભિન્નતા રહેલી નથી.

ગુરુ:–બાહ્ય વિષય જ્યારે અસતરૂપે છે તો તે વિચિત્ર પ્રતીતિસ્વરૂપે કેવી રીતે પામે છે?

શિષ્ય:–વાસનાની વિચિત્રતાને લીધે બાહ્ય વિષય વિચિત્ર પ્રતીતિરૂપે લાગે છે. કારણ કે અનાદિ સંસારમાં બીજ તથા અંકુરની માફક વિજ્ઞાન તેમ જ વાસનાના એક બીજાના કારણ કાર્યભાવે કરી તેઓની વિચિત્રતાનો પ્રતિષેધ કરવામાં આવતો નથી. વળી અન્વય તથા વ્યતિરેકવડે જ્ઞાનની વિચિત્રતા તે જ વાસનાના કારણરૂપે છે, એમ જાણવામાં આવે છે. સ્વપ્ન આદિમાં પણ વિષય વિના જ્ઞાનની વિચિત્રતારૂપે વાસનાનું કારણ છે, એમ આપણે બેઉએ સ્વીકાર કર્યો છે. પણ વાસના વિના અર્થનું કારણ જ્ઞાનની વિચિત્રતા છે એમ મારૂં માનવું નથી આથી પણ અમારા મત પ્રમાણે બાહ્ય વિષયનો અભાવ થાય છે.

ગુરુ:–તારા કહેવાનો પ્રતિઉત્તર હું કહું તે સાંભળ. વસ્તુની પ્રાપ્તિ હોવાથી તેનું અસતપણું હોતું નથી. બાહ્ય અર્થનો અભાવ કોઇ પણ કહેવા સમર્થ નથી.

શિષ્ય:–કેમ અભાવ ન થઈ શકે?

ગુરૂ.–કારણ કે બાહ્યઅર્થની પ્રાપ્તિ થાય છે. કેમકે દરેક પ્રતીતિમાં આ સ્તંભ છે, ભીત છે, ઘટ છે તથા પટ છે, એમ બાહ્ય વિષય હોય છે. જે વસ્તુ મેળવવા યોગ્ય હોય તે વસ્તુનો અભાવ હોય એમ કદી હોતું નથી. જેવી રીતે કોઇએક જમનારો પુરૂષ ભોજનવડે સિદ્ધ થનારી તૃપ્તિને અનુભવે છે, છતાં એમ કહે કે મેં ખાધું નથી અથવા તો હું તૃપ્ત થયો નથી. આની માફક ઇન્દ્રિયોની સાથે બાહ્ય અર્થનો સંબંધ ગણવા છતાં એમ કહે કે, મને બાહ્ય અર્થ પ્રાપ્ત થતા નથી તેમ જ બાહ્યઅર્થ નથી, એ પ્રમાણે કોઈ કહે તો તેનું વચન ગ્રહણ કરવા યોગ્ય કેવી રીતે થઈ શકે?

શિષ્ય:–હું એમ કહેતો નથી કે, હું કોઈપણ અર્થની પ્રાપ્તિ કરતો નથી. પણ પ્રાપ્તિ સિવાય અન્ય કંઈપણ મેળવતો નથી, એમ કહું છું.

ગુરુ.–ઠીક ભાઈ! તારા ડોચકાને કોઈ રીતનો અંકુશ નથી, તેથી તારી ખુશીમાં આવે તેમ બોલ. પણ તું જે બોલે છે તે યુક્તિવાળું નથી. કારણ કે અર્થ જ્ઞાનથી ભિન્નછે એ પણ બળાત્કારે ઉપલબ્ધિથી જ અર્થાત્ જ્ઞાનથી જ માનવો પડશે. આ સ્તંભ છે, આ ભીંત છે, આ રીતના જ્ઞાનને કોઇ પ્રાપ્ત કરતું નથી. પણ જ્ઞાનના વિષયરૂપે જ્યારે સ્તંભ તથા ભીંત આદિ થાય

છે ત્યારે તેનું જ્ઞાન સર્વ લોકને થાય છે. આથી જ સઘળા લોકોને આ રીતનું જ્ઞાન થાય છે, તથા જે જ્ઞાન સંબંધી તેઓ બોલે છે તે બાહ્ય વિષયરૂપ જ હોય છે, જો કે અંતર્ જ્ઞેયરૂપે છે, છતાં તે બાહ્યરૂપે હોય એવો ભાસ થાય છે. સર્વ લોક વિશે પ્રસિદ્ધ તથા બાહ્યસ્વરૂપે ભાસ થતા જ્ઞાનને મેળવતા તેમજ બાહ્ય અર્થનું વ્યાખ્યાન કરવાની ઈચ્છાવાળો આ લોકો અર્થ બાહ્યરૂપે હોયની શું, આ રીતે વત્ શબ્દનો પ્રયોગ કરે છે. જો તેમ નહોય તો તેઓ બાહ્યવત્ એમ વત્ શબ્દનો પ્રયોગ કેમ કરતે ? કોઈ પણ એમ કહેશે નહિ કે, વિષ્ણુમિત્ર વંધ્યાપુત્ર સરખો ભાસે છે. માટે અનુભવ પ્રમાણે તત્વને માનનારા મનુષ્યો એમ જ કહે કે, અર્થનો ભાસ બાહ્યરૂપે જ થાય છે, પણ એમ તેઓ નહિ કહે કે, બાહ્ય સરખો ભાસે છે.

શિષ્યઃ-બાહ્ય અર્થનો અસંભવ છે, માટે બાહ્ય સરખો ભાસે છે, આ રીતનો આરોપ હોય છે.

ગુરુઃ-આ આરોપ જેવો જોઈએ તેવો સારો નથી. કારણ કે, સંભવ તથા અસંભવનો નિશ્ચય પ્રમાણસ્વરૂપ પ્રવૃત્તિ તેમ જ અપ્રવૃત્તિની પૂર્વે થાય છે. પણ પ્રમાણ સ્વરૂપ પ્રવૃત્તિ તથા અપ્રવૃત્તિ સંભવ તથા અસંભવની પૂર્વે થતાં નથી. કારણ કે પ્રત્યક્ષાદિ પ્રમાણમાંથી એક પણ પ્રમાણ વડે જે જ્ઞાન થાય છે તેનો સંભવ હોય છે, પણ એકપણ પ્રમાણવડે જેનું જ્ઞાન થતું નથી તેનો સંભવ હોતો નથી. આ સ્થળે સર્વ પ્રમાણવડે પોતાના સ્વરૂપયુક્ત બાહ્ય વિષયનું જ્ઞાન થાય છે, તો પછી વ્યતિરેક તથા અવ્યતિરેક આદિ વિકલ્પોવડે આ જ્ઞાનનો સંભવ હોતો નથી, એમ જ્ઞાન થવા પછી કેવી રીતે કહેવાઇ શકે ? જ્ઞાન વિષયરૂપે સારૂપ્યતાને પામે છે, જેથી તેના વિષયનો નાશ થતો નથી. જો વિષય અસત્ સ્વરૂપે હોય, તો પછી વિષય સારૂપ્યનો અભાવ થવો જોઈએ તથા વિષય બાહ્ય જ્ઞાનરૂપે થાય. આથી જ એમ માનવું જોઈએ કે, પ્રતીતિરૂપ જ્ઞાન તથા વિષય આ બેઉની સાથેજ પ્રાપ્તિ થાય છે. આ રીતનો નિયમ ઉપાય (અર્થ) તથા ઉપેય (વિષય) આ બેના હેતુ સ્વરૂપે છે, પણ અભેદ સ્વરૂપે નથી. વળી ઘટજ્ઞાન, પટજ્ઞાન, આમાં ઘટ તથા પટ આ બે વિશેષણોમાં ભેદ છે, પણ વિશેષ્ય એવા જ્ઞાનમાં ભેદ નથી. જે રીતે શ્વેત ગાય, કૃષ્ણગાય, આમાં શુકલ તથા કૃષ્ણ એવાં વર્ણનો ભેદ છે, પણ ગોત્વ જાતિનો ભેદ નથી. બેમાંથી એકનો ભેદ સિદ્ધ થાય છે તથા એકમાંથી બેનો ભેદ સિદ્ધ થાય છે. માટે અર્થ તથા જ્ઞાનમાં ભેદ છે. તે જ પ્રમાણે ઘટદર્શન તથા ઘટ સ્મરણ, આ સ્થળે પણ તેમ જ સમજવું. આ સ્થળે પણ વિશેષ્ય એવા દર્શન તથા સ્મરણનો ભેદ છે, પણ વિશેષણ ઘટનો ભેદ નથી. જેમકે ક્ષીરગંધ તથા ક્ષીરરસ, અહીં વિશેષ્ય ગંધ તથા રસનો ભેદ છે, પણ વિશેષણ ક્ષીરનો ભેદ નથી. વળી પૂર્વ તથા ઉત્તર સમયને વિશે થનારાં બે વિજ્ઞાનનો પોતાની મેળે જ્ઞાન થવા પછી ક્ષય થાય છે. આથી એકબીજાનો ગ્રાહ્ય ગ્રાહકભાવ તેમાં રહેતો નથી. આથી વિજ્ઞાનના ભેદની પ્રતિજ્ઞાને,

ક્ષણિકતાદિ[1] ધર્મ પ્રતિજ્ઞાને, સ્વલક્ષણ[2] પ્રતિજ્ઞાને, સામાન્ય[3] લક્ષણ પ્રતિજ્ઞાને, વાચ્ય[4] વાચકત્વ પ્રતિજ્ઞાને, અવિદ્યાવડે[5] થતી સદસત્ ધર્મ પ્રતિજ્ઞાને, તેમ જ બંધ[6] મોક્ષાદિ પ્રતિજ્ઞા જે બૌદ્ધ શાસ્ત્રમા ગ્હેલ છે, તે સર્વને હાનિ પહોચશે

બીજું શું? આ વિજ્ઞાન છે, આ વિજ્ઞાન છે એમ માનનાર તુ આ સ્તંભ છે, આ ભીંત છે, એમ બાહ્ય વિષયનો સ્વીકાર કેમ નથી કરતો તે મને કહે

શિષ્ય-વિજ્ઞાનનો અનુભવ થાય છે, તેથી બાહ્ય વિષયનો સ્વીકાર નથી કરતો

ગુરુ-વારૂ, બાહ્ય વિષયનો પણ અનુભવ થાય છે, આ રીતનું માનવું પડશે તથા તે યોગ્ય છે.

---

(૧) ક્ષણિકત્વ-અસતપણાનું જ્ઞાન

(૨) સ્વલક્ષણ-જે સર્વત્ર ટકાયલુ છે તથા જે વ્યક્તિ માત્રને વિશે ગ્હેલ જ્ઞાન છે તે સ્વલક્ષણ

(૩) સામાન્ય લક્ષણ-જે જ્ઞાન અનેક ગમ્ય છે તે સામાન્ય લક્ષણવાળુ જ્ઞાન કહેવાય

(૪) વાચ્ય વાચકત્વ-પ્રથમ નીલ આદિ વસ્તુનુ જ્ઞાન તેમ જ પછીથી થનાર નીલ આદિ વસ્તુનુ જ્ઞાન. આ બેમા પ્રથમ જ્ઞાન વાચકરૂપે છે તથા પછી થનાર જ્ઞાન વાચ્ય રૂપે છે.

(૫) સદસત્ ધર્મ-આ વસ્તુ નીલ છે, એ સદ્ધર્મ જ્ઞાન કહેવાય મનુષ્યને શીગડા નથી, એ અસત્ ધર્મ જ્ઞાન. આ રીતે બેઉ પ્રકારનાં જે જ્ઞાન, તે સદસદ્ધર્મ જ્ઞાન કહેવાય

(૬) બંધમોક્ષ-જે બંધાય છે તથા જે વડે બધાય છે, આ રીતનુ જ્ઞાન તે બંધ જ્ઞાન તથા જે મુક્ત થાય છે તથા જેવડે મુક્ત થાય છે તે જ્ઞાન તે મોક્ષ જ્ઞાન.

શિષ્ય-વિજ્ઞાન પ્રકાશાત્મક હોવાથી દીપની માફક તેનો અનુભવ પોતાની મેળે થાય છે. પણ બાહ્ય વિષયનો તે રીતે અનુભવ થતો નથી.

ગુરુ-પોતાને વિશેજ અત્યંત વિરૂદ્ધ ક્રિયા થાય છે, એમ તું માને છે. જેમકે અગ્નિ પોતાને જ બાળે છે. પોતાથી (વિષયથી) ભિન્ન વિજ્ઞાન બાહ્ય વિષયનો અનુભવ કરે છે. એ પ્રમાણે લોક પ્રસિદ્ધ રીતે વિરોધ વગરની વાતને તું ઇચ્છતો નથી, આ રીતનું તારૂં મહાન્ પાંડિત્ય મેં જોયું. વિષયથી ભિન્ન એવું વિજ્ઞાન પોતે પોતાનો કદી અનુભવ કરતું નથી. કારણ કે પોતાને વિશે જ પોતાની ક્રિયાનો વિરોધ હોય છે.

શિષ્ય-મારી બે રીતની શંકાઓ છે, તે આપ સાંભળો. વિજ્ઞાન જો પોતાથી ભિન્નવસ્તુ વડે ગ્રાહ્યરૂપે હોય તો પછી તે પાછું અન્ય વસ્તુથી ગ્રાહ્ય થાય, અને તે વળી બીજી વસ્તુથી ગ્રાહ્ય થાય, આ પ્રમાણે અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય તેનું કેમ? બીજી શંકા એ કે, જ્ઞાન દીવાની માફક પ્રકાશરૂપે છે. હવે જો એક જ્ઞાનને બીજા જ્ઞાનની અપેક્ષા છે એમ માનીએ તો સર્વ વિજ્ઞાનો સમાન રૂપે હોવાથી તેમાં અમુક પ્રકાશ્યરૂપે છે, તથા અમુક પ્રકાશકરૂપે છે, એ પ્રમાણેની પ્રાપ્તિનો અભાવ થશે તેનું કેમ?

ગુરુ-તારી આ બે[illegible] કલ્પનાઓ અસત્ છે. એક ગ્રહણમા બીજા વિજ્ઞાન[illegible] મ.નવુ અયુક્ત છે

દોષ માનવો ખોટો છે. સાક્ષી તથા પ્રતીતિ આ બેઉમાં સ્વાભાવિક રીતે વિષમતા હોય છે, જેથી તેમાં ઉપલબ્ધા તથા ઉપલભ્ય ભાવ થવો યોગ્ય છે. જે સાક્ષી સ્વયસિદ્ધ છે, તેનું નિરૂપણ કરવું યોગ્ય નથી વળી બીજું કહું તે સાંભળ તું જ્યારે એમ માને છે કે દીવાની માફક કોઇ પણ અન્ય પ્રકાશની અપેક્ષા વિના વિજ્ઞાન પોતાની મેળે પ્રકાશે છે, તો પછી વિજ્ઞાન પોતે પ્રમાણનો વિષય થશે નહિ તેમ જ જ્ઞાતાનો પણ વિષય થશે નહિ. જેમકે શિલાની મધ્યમાં રહેલ દિવાઓ હજારો હોય, પણ તેનો પ્રકાશ પડવો સંભવતો નથી.

શિષ્યઃ-વિજ્ઞાન અનુભવરૂપે છે, એમ અમે માનીએ છીએ, જેથી અમારૂં જે માનવું છે તે તમારે પણ સ્વીકારવું જ પડશે.

ગુરુઃ-તમારૂં માનવું અમારાથી સ્વીકારી શકાશે નહિ કારણ કે, આપણે જોઇએ છીએ કે, ચક્ષુસાધનવાળા તેમ જ દીવાના પ્રકાશથી ભિન્ન એવા જ્ઞાતાને જ દીવાના પ્રકાશનું જ્ઞાન હોય છે. માટે વિજ્ઞાનનું સામાન્ય રીતે પ્રકાશ્ય સ્વરૂપ હોવાથી બીજો જ કોઇ જ્ઞાતા જ દીવાની માફક હોવો જોઇએ કે જેને તેનું જ્ઞાન થાય છે.

શિષ્ય-વિજ્ઞાન સ્વરૂપ સાક્ષી સ્વયં સિદ્ધ છે એમ આપ માનો છો તથા વિજ્ઞાન પોતાની મેળે પ્રકાશે છે, આ રીતે આપ વાણીથી થતી ભિન્ન યુક્તિવડે કેવળ મારો જ પક્ષ સ્વીકારો છો.

ગુરુ-હું તારો પક્ષ સ્વીકારતો નથી કારણકે વિજ્ઞાનના સંબંધમા તો ઉત્પત્તિ તથા નાશ આદિ અનેક વિશેષતા માનવામાં આવે છે. માટે દીવાની માફક વિજ્ઞાન પોતે પોતાથી ભિન્નવડે જ જણાય છે, એમ અમે સિદ્ધ કરી બતાવ્યું (૨૮)

શિષ્ય-સ્વપ્નાદિ અવસ્થામાં જેવી પ્રતીતિ થાય છે, તે જ રીતની પ્રતીતિ જાગ્રત અવસ્થામાં થતી હોવાથી બેઉ પ્રતીતિ સમાન સ્વરૂપે છે, એમ મારૂં માનવું છે,

ગુરુ-આ તારૂં માનવું ખોટું છે કારણકે બેઉ પ્રતીતિમાં ધર્મો ભિન્ન છે. માટે તારૂં કહેવું યોગ્ય નથી આજ હેતુથી ૨૯ મા સૂત્રમા કહ્યું છે કે,-

## અધિકરણ ૫ મું—સૂત્ર ૨૯ મું.
## જાગ્રત તથા સ્વપ્નમાં એકતા

वैधर्म्याच्च न स्वप्नादिवत् ॥ २९ ॥

સૂત્રાર્થઃ-સ્વપ્નની તેમ જ જાગ્રત પ્રતીતિઓ ભિન્ન હોવાથી જાગ્રતની પ્રતીતિ સ્વપ્ન સરખી કહેવાઈ શકે નહિ (૨૯)

શિષ્યઃ-બાહ્ય વિષયનો નિષેધ કરનાર એવો હું કહું છું કે, સ્વપ્ન આદિની પ્રતીતિની માફક જાગ્રતના વિષયો અર્થાત્ સ્તંભઆદિ પ્રતીતિઓ બાહ્ય વિષયરૂપે નથી હોતી છતા થઇ શકે છે. કારણ કે, બેઉ અવસ્થામાં પ્રતીતિ એક જ સરખી હોય છે આપ આના સંબધમાં શું નિરાકરણ કરો છો., તે કહો

ગુરુ-સ્વપ્ન અવસ્થાની પ્રતીતિની માફક જાગ્રત અવસ્થાની પ્રતીતિઓ [illegible]થી.

શિષ્યઃ-તે કેવી રીતે બને ?

ગુરુઃ-કારણુ કે બેઉમાં ધર્મો ભિન્ન [illegible]. અર્થાત્ સ્વપ્ન તથા જાગ્રતના ધર્મો ભિન્ન છે.

શિષ્ય-બેઉના ધર્મો ભિન્ન હોવાનું [illegible] કારણ ?

ગુરુ-બાધ તેમ જ અબાધને લીધે એમ અમારૂં માનવું છે. સ્વપ્ન અવસ્થામાં જે વસ્તુ પ્રાપ્ત થયેલી હોય [illegible], તે વસ્તુનો જાગ્રતાવસ્થાવાળા પુરૂષને [illegible]ભાવ હોય છે તથા તે એમ જાણે [illegible] કે, મને સ્વપ્નમાં જે મહાજનનો [illegible]માગમ થયો તે મિથ્યા છે. કારણકે [illegible]ને એમ થાય છે કે, મને મહાજ[illegible]નો સમાગમ થયો નથી. મારૂં મન [illegible]સકત હતું. આ કારણથી મને [illegible]નો ઉદ્ભવ થયો. આ પ્રમાણે માયા[illegible] પણ યથાયોગ્ય બાધ હોય છે. [illegible]ાવસ્થામાં ઉદ્ભવ પામેલ સ્તંભ [illegible] વસ્તુનો કોઈપણ અવસ્થામાં [illegible] થતો નથી. વળી સ્વપ્નમાં જે [illegible]ામાં આવે છે તે સ્મૃતિરૂપે છે. [illegible]વળ જાગ્રત અવસ્થામાં જે જોવામાં આવે છે, તેનું જ્ઞાન થાય છે. સ્મૃતિ [illegible]મ જ જ્ઞાનમાં જે અંતર રહેલ છે, [illegible] પ્રત્યક્ષ અનુભવમા આવે છે. દાખલા [illegible]રીકે વિષયના સયોગ તથા વિયોગ [illegible]ળા ઇષ્ટ પુત્રનું હું સ્મરણ કરૂં છું, તે મને પ્રાપ્ત થતો નથી તથા હું તેને મેળવવાની ઇચ્છા રાખું છું. આ પ્રમાણે હોવાથી સ્વપ્નના જ્ઞાનની માફક, જાગ્રતના જ્ઞાનની પ્રાપ્તિ હોવાથી જાગ્રત મિથ્યા છે, એમ કહેવા કોઈ શક્તિમાન્ નથી આ પ્રમાણે બેઉમા જે અંતર છે, તે સૌને પોતાને અનુભવ થાય છે. જેઓ પ્રાજ્ઞને માનનાર છે તેઓએ પોતાના અનુભવનો નિષેધ કરવો યોગ્ય નથી.

શિષ્ય-જો કે અનુભવના વિરોધનો પ્રસંગ હોવાથી જાગ્રતાવસ્થાની પ્રતીતિઓ, પોતે આશ્રયથી રહિત છે, એમ કહેવા કોઈ શકિતમાન્ નથી, છતાં સ્વપ્નની પ્રતીતિ સમાન જાગ્રતની પ્રતીતિઓ છે. કારણકે બેઉમાં સાધર્મ્ય છે. આ કારણથી જાગ્રતના પદાર્થો પણ નિરાધાર છે, એમ હું કહુ છું.

ગુરુઃ-જે જેનો સ્વતઃધર્મ સંભવતો નથી, તે કદી અન્યના સાધર્મ્યથી તેના ધર્મરૂપે થતો નથી જોકે અગ્નિ ઉષ્ણસ્વરૂપે અનુભવમાં આવે છે, છતાં ઉદકના સાધર્મ્યથી તે શીતસ્વરૂપે થશે નહિ. આ પ્રમાણે સ્વપ્ન તથા જાગ્રતમાં વિધર્મતા દર્શાવવામાં આવી (૨૯)

શિષ્ય-વાસનાઓ વિચિત્ર હોવાથી જ્ઞાનમાં પણ વિચિત્રતા આવે છે. માટે વાસનાઓ સતરૂપે છે.

ગુરુ-ના તેમ નથી. વાસનાનું અસ્તિત્વ નથી કારણકે તું જ પણ એમ માને છે કે બાહ્ય અર્થની ઉપલબ્ધિ નથી. તો પછી વાસનાની ઉપલબ્ધિ કેવી રીતે થઇ શકે ? આજ હેતુથી કહ્યું છે કે,-

## અધિકરણ ૫ મું—સૂત્ર ૩૦ મું.
## વાસનાનો અસંભવ.

न भावोऽनुपलब्धेः ॥३०॥

સૂત્રાર્થ–બાહ્યાર્થનું જ્ઞાન નહિ હોવાથી વાસનાઓનું અસ્તિત્વ યુક્ત નથી.

શિષ્યઃ–પૂર્વે આ પ્રમાણે કહ્યુ છે કે, અર્થ વિના પણ વાસનાની વિચિત્રતાને લીધે જ્ઞાનનું વિચિત્રપણું કલ્પવામાં આવ્યું છે

ગુરુ–હે શિષ્ય ! આનુ નિરાકરણ હું કહું તે સાભળ તારા પોતાના જ પક્ષ પ્રમાણે બાહ્યઅર્થનું જ્ઞાન નહિ થતું હોવાથી વાસનાનો ભાવ ઉત્પન્ન થતો નથી. કારણકે અર્થના જ્ઞાનને લીધે દરેક વિષયના સંબધમાં અનેક સ્વરૂપવાળી વાસનાઓ હોય છે. જો વિષયોનું જ્ઞાન ન હોય તો વિચિત્ર પ્રકારની વાસનાઓ કેવી રીતે થાય ? જો વાસના અનાદિ છે, એમ માનીએ તો અંધ પરંપરા ન્યાયવડે વ્યવહારને લોપ કરવાવાળી પ્રમાણથી રહિત અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય તથા તેમ થવાથી અભિપ્રાયને હાનિ પહોંચશે વાસનાને લીધે આ જ્ઞાનસમૂહ છે, પણ અર્થને લીધે નથી. આ રીતે વિષયનો નિષેધ કરનાર અન્વય તથા વ્યતિરેકનો નિષેધ કરે તો તે અન્વય તથા વ્યતિરેકનુ પણ નિરાકરણ થયલું સમજવું. કારણકે વિષયના જ્ઞાન વિના વાસનાની ઉત્પત્તિ થતી નથી વાસના વિના પણ અર્થનું જ્ઞાન થાય છે, પણ અર્થના જ્ઞાન વિના વાસનાની ઉત્પત્તિ હોતી નથી આ પ્રમાણે હોવાથી અન્વય તેમ જ વ્યતિરેકને લીધે વિષયના અસ્તિત્વની સિદ્ધિ થાય છે. વળી વાસનાનો અર્થ સંસ્કારવિશેષ છે. આશ્રય વિના સંસ્કારની કલ્પના થઇ શકે નહિ આ રીતે લોકમાં જોવામા આવે છે. તેમજ વાસનાના આશ્રયરૂપે કોઈ વસ્તુ નથી. કારણકે પ્રમાણથી પણ જ્ઞાનનો અભાવ છે (૩૦)

શિષ્ય–આલય વિજ્ઞાનની વાસના શ્રયરૂપે કલ્પના કરીએ તો કેમ ?

ગુરુ–આલય વિજ્ઞાન ક્ષણિક હોવાથી તે વાસનાના આશ્રયરૂપે કદી હોઇ શકે નહિ. આથી કહ્યું છે કે,–

## અધિકરણ ૫ મું—સૂત્ર ૩૧ મું.
## આલય વિજ્ઞાનનું ક્ષણિકપણું.

क्षणिकत्वाच्च ॥ ३१ ॥

સૂત્રાર્થ.–આલય વિજ્ઞાન ક્ષણિકરૂપે હોવાથી તે વાસનાના આશ્રયરૂપે થઈ શકે નહિ. (૩૧)

શિષ્ય–આલય વિજ્ઞાનની કલ્પના વાસનાના આશ્રયરૂપે કરીએ તો કેમ?

ગુરુ–પ્રવૃત્તિ વિજ્ઞાનની માફક આલય વિજ્ઞાન વાસનાના આશ્રયરૂપે થવા યોગ્ય નથી કારણકે આપણે માનીએ છીએ કે, આલય વિજ્ઞાન ક્ષણિક છે, જેથી તેના સ્વરૂપની અવસ્થામાં અભાવ છે.

ત્રણ કાળને વિશે સંબંધ રાખનાર, એકરૂપ તથા અન્વયવાળા તેમ જ

સર્વ વિષયને સૂચવવાવાળા ફૂટસ્થોનો જો અભાવ હોય તો દેશ તથા કાળને લીધે થતી વાસનાની ઉત્પત્તિ તથા સ્મૃતિરૂપ પ્રત્યભિજ્ઞાનનો વ્યવહાર સંભવે નહિ. આલય વિજ્ઞાનનું સ્વરૂપ સ્થિર માનીએ તો સિદ્ધાંતને હાનિ પહોચશે. વળી વિજ્ઞાનવાદમાં ક્ષણિકતાનો સ્વીકાર સમાન હોવાથી બાહ્યાર્થવાદમાં ક્ષણિકત્વના સંબધમાં જે જે કાંઇ દૂષણોની ઉત્પત્તિ થઇ છે, જેમકે "उत्तरोत्पादे च पूर्वनिरोधात् ઇત્યાદિ, તે સર્વેનું અહી પણ અનુસધાન લેવું. આ રીતે બાહ્યાર્થ વાદી પક્ષનું તેમ જ વિજ્ઞાન વાદીના પક્ષનું, એમ વૈનાશિકના બેઉ પક્ષનું નિરાકરણ કરવામા આવ્યું. બીજું શૂન્ય વાદી પક્ષનો તો નિષેધ સર્વ પ્રમાણથી થઇ શકે છે, માટે તેનું નિરાકરણ કરવાની જરૂર નથી. સર્વ પ્રમાણવડે પ્રસિદ્ધ લોકવ્યવહાર ભિન્ન તત્વનો સ્વીકાર કર્યા વિના નિરાકરણ કરવો શક્ય નથી. કારણકે દૂષણનો અભાવ હોવાથી ઉત્સર્ગ થઇ શકે છે. (૩૧)

ગુરુ.-વૈનાશિકનો સિદ્ધાત સર્વ રીતે અયુક્ત છે. આથી કહ્યુ છે કે,-

## અધિકરણ ૫ મું—સૂત્ર ૩૨ મું.

## વૈનાશિક સિદ્ધાંત અયુક્ત.

सर्वस्यानुपपत्तेश्च ॥ ३२ ॥

સૂત્રાર્થઃ-વૈનાશિક સિદ્ધાંત સર્વ રીતે અયુક્ત હોવાથી તેનું ગ્રહણ કરવું યુક્ત નથી. (૩૨)

ગુરુઃ-વધારે શું કહેવું. પણ સર્વ રીતે વૈનાશિક સિદ્ધાંતની જેટલી જેટલી વાર યોગ્યાયોગ્યના સંબંધમાં પરીક્ષા કરવામાં આવે છે, તેટલી તેટલીવાર રેતીનો કુવો જેમ ફ્સાઇ જાય છે તેમ તે સિદ્ધાત ટકી શકતો નથી. જરાપણ પ્રાપ્તિમા આના સંબંધમાં જોવામા આવતી નથી. માટે વૈનાશિક તંત્રવ્યવહાર અયુક્ત છે. વળી બાહ્યાર્થવાદ, વિજ્ઞાનવાદ તેમ જ શૂન્યવાદ આ ત્રણે એક બીજાથી વિરૂદ્ધ ઉપદેશ કરે છે. આથી બૌદ્ધવાદીનું બોલવું અસંબધ છે. આથી એમ સિદ્ધ થાય છે કે, આ સૃષ્ટિ વિરૂદ્ધ અર્થના જ્ઞાનથી મોહને પામે, એવા હેતુથી સૃષ્ટિ પ્રતિ પોતાનો દ્વેષ જ કેવળ દાખવ્યો છે. મોક્ષની ઇચ્છાવાળાઓએ બૌદ્ધવાદપર જરા પણ આદર કરવો નહિ, એમ અભિપ્રાય છે. (૩૨)

શિષ્યઃ-બૌદ્ધ મતને અનુસરતો જ જૈન મત અર્થાત્ દિગંબર મત છે, માટે તેના સંબંધમાં આપનો શું ખુલાસો છે, તે કહેશો.

ગુરુઃ-એકજ પદાર્થમા સત્ તેમજ અસત્ આદિ સર્વની યોજના કરવામાં આવતી હોવાથી દિગંબારવાદ અસંમત છે. આથી ૩૩ મા સૂત્રમાં કહ્યુ છે કે,-

## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૩૩ મું.

### એક ધર્મીમાં અનેક ધર્મનો અભાવ.

नैकस्मिन्नसंभवात् ॥ ३३ ॥

સૂત્રાર્થઃ–એક જ ધર્મીમાં અનેક પ્રકારના ધર્મોનો અભાવ હોવાથી આ દિગંબરવાદ અયુક્ત છે (૩૩)

શિષ્યઃ–બૌદ્ધવાદનું તો આપે નિગ-કરણ કર્યું. પણ દિગંબરવાદ અથવા સ્યાદવાદનું હવે નિરાકરણ કરવું જોઈએ. અમારા મન પ્રમાણે સાત પ્રકારના પદાર્થો કહેલા છે. જેવાકે જીવ,[1] અજીવ,[2] આસ્રવ,[3] સંવર,[4] નિર્જર,[5] બંધ[6] તથા મોક્ષ.[7] પણ સંક્ષેપે કરી ભોક્તા તથા ભોગ્ય એવા બેજ પદાર્થો છે. વળી એમ માનીએ છીએ કે, આ બેઉમા યથાયોગ્ય બીજા બધાનો અંતર્ભાવ છે. આ ભોક્તા તથા ભોગ્યનાજ પ્રપંચરૂપે બીજા અસ્તિકાય અર્થાત પદાર્થોનું નિરૂપણ અમે કરીએ છીએ.

(૧) જીવ ભોક્તા (૨) અજીવઃ ભોગ્ય. (૩) આસ્રવ. મિથ્યા પ્રવૃત્તિ (૪)સંવરઃપ્રવૃત્તિને રોકવી તે અર્થાત્ યમનિયમાદિ (૫) નિર્જર. પાપને નાશ કરનારૂ તપ. (૬) બંધ કર્મ. (૭) મોક્ષ કર્મ પાશનો નાશ.

જેવા કે જીવાસ્તિકાય,[1] પુદ્ગલાસ્તિકાય,[2] ધર્માસ્તિકાય,[3] અધર્માસ્તિકાય,[4] તથા આકાશાસ્તિકાય[5]–આ સર્વના અનેક પ્રકારના ભિન્ન ભિન્ન ભેદોની અમારા સિદ્ધાંતમાં અમે કલ્પના કરીએ છીએ તથા તેઓનું વર્ણન કરેલ છે. વળી સર્વત્ર સપ્તભંગી[6] નામનો ન્યાય અમે માનીએ છીએ. જેવા કે, સ્યાદસ્તિ,[7] સ્યાન્નાસ્તિ, સ્યાદસ્તિ ચનાસ્તિચ, સ્યાદ વક્તવ્ય, સ્યાદસ્તિ ચાવક્તવ્યશ્ચ, સ્યાન્નાસ્તિ ચાવક્તવ્યશ્ચ, સ્યાદસ્તિ ચનાસ્તિ ચાવક્તવ્યશ્ચ.

(૧) જીવાસ્તિકાય–જીવ સ્વરૂપ પદાર્થ. (૨) પુદ્ગલાસ્તિકાય–પરમાણુ સંઘરૂપી પદાર્થ. (૩) ધર્માસ્તિકાયઃ–સમ્યક્ પ્રવૃત્તિથી અનુમાન થવા યોગ્ય. (૪) જીવનું અધોભાગ અર્થાત દેહાદિમા આવવું તે અધર્માસ્તિ કાય (૫) આકાશાસ્તિકાય–કોઈ પણ રીતના આવરણનો અભાવ. (૬) સપ્ત ભંગી–સાત પ્રકારના સમૂહ, જેવા કે છે, છે, નથી છે ને નથી. ઇત્યાદિ (૭) સ્યાદસ્તિ–વસ્તુનું કંઇ એક અસ્તિત્વ છે, એ પ્રથમ નિયમ. (૮) સ્યાન્નાસ્તિ–વસ્તુનું કંઈ એક અસ્તિત્વ નથી તે બીજો નિયમ. (૯) સ્યાદસ્તિચનાસ્તિચ–વસ્તુનું અસ્તિત્વ છે ને નથી તે. (૧૦) સ્યાદવક્તવ્ય–એકવાર પણ નિરૂપણ કરવા અશક્ય. (૧૧) સ્યાદસ્તિ ચાવક્તવ્યઃ–છે તથા એકવાર કહેવા અશક્ય. (૧૨) સ્યાન્નાસ્તિ ચાવક્તવ્ય–નથી તથા એકવાર કહેવા અશક્ય (૧૩) સ્યાદસ્તિ ચ નાસ્તિ ચાવક્તવ્યઃ–છે તથા નથી, તેમ જ નિરૂપણ કરવા અશક્ય.

આ રીતે એકત્વ તથા નિત્યત્વ આદિમાં સપ્તભંગી ન્યાયની યોજના અમે કહીએ છીએ.

ગુરુ—આ રીતનુ તમારૂં માનવું અયુક્ત છે.

શિષ્ય—આપ અયુક્ત કેમ કહો છો?

ગુરુ—એકમા જ સાત પ્રકારના ધર્મોનો અભાવ છે એકજ ધર્મીમા એકી વખતે સત્ તેમ જ અસત્વાદિ વિરૂદ્ધ ધર્મનો સમાવેશ શીત તથા ઉષ્ણની માફક સંભવી શકે નહિ આ સાત પદાર્થોનું જે પ્રકારે વિવેચન કર્યું છે તે પ્રકારે તે પદાર્થો તે રીતના થાય કે ન પણ થાય કારણકે બીજી રીતે હોય કે ન હોય, એ રીતનું અનિશ્ચિત ગ ન સંશયવાળા જ્ઞાનની માફક અપ્રમાણરૂપે થવું જોઇએ.

શિષ્ય—હે ભગવન! વસ્તુ અનેકાત્મક છે, આ રીતના જ્ઞાનની ઉત્પત્તિ નિશ્ચયાત્મક વસ્તુની પણ હોય છે, માટે સંશય જ્ઞાનની માફક અપ્રમાણરૂપે થવા યોગ્ય નથી

ગુરુ—ના, તારૂં કહેવું ખોટુ છે સર્વ વસ્તુમા જો મનુષ્યને નિરંકુશ રીતે અનેકાત્મપણાનું જો જ્ઞાન થાય તથા તે પ્રમાણોનો નિશ્ચય થાય તો પછી વસ્તુમાં રહેલ સાદૃશ્યતાને લીધે ન્ય દર્શિં, સ્યાન્નાસ્તિ ઈત્યાદિ વિકલ્પો આવી પડવાથી વસ્તુના સ્વરૂપમાં અનિશ્ચયાત્મકતા જ થવી જોઇએ. આ પ્રમાણે નિશ્ચય કરનારને નિશ્ચય કરવાના ક્રમમા એક વખત અસ્તિત્વ થાય તથા બીજે પક્ષે નાસ્તિત્વ થાય. આમ થાય તો પ્રમાણ, પ્રમેય, પ્રમાતા તથા પ્રમિતિ આદિમાં પૂર્ણપણે નિશ્ચય નહિ થવાથી તે ઉપદેશ કરવા કેવી રીતે શક્તિમાન્ થાય વળી તીર્થંકરના અભિપ્રાયને અનુસરનારાઓની અનિશ્ચિત સ્વરૂપવાળી ઉપદષ્ટિ વસ્તુમા કેવી રીતે પ્રવૃત્તિ થઇ શકે? કારણકે જ્યારે પૂર્ણરીતે ફળ તો નિશ્ચય હોય છે તો તેની સાધનાને માટે સ્થિર મનવાળા સર્વ લોકની પ્રવૃત્તિ થાય છે, નહિ તો થતી નથી. માટે અનિશ્ચયાત્મક અર્થવાળા શાસ્ત્રને રચનારાનું વચન મદોન્મત્ત પુરૂષની માફક અવિશ્વસનીય હોવુ જોઇએ તે જ રીતે પાચ પદાર્થોની પાચ સંખ્યા છે. હવે તે પદાર્થો છે કે નથી, આ રીતની કલ્પના કરવાથી એક પક્ષમા અધિક સંખ્યાની પ્રાપ્તિ થશે તથા અન્ય પક્ષે ન્યૂન સંખ્યાની પ્રાપ્તિ થશે. આ પદાર્થો અકથનીય છે, એમ સંભવી શકતું નથી જો પદાર્થ અવક્તવ્ય હોય, તો કથનીય હોઈ શકે નહિ. અમુક કથનીય છે તેમ જ અમુક અકથનીય છે, આ બે શબ્દો વિરૂદ્ધ છે. વળી કહેવામા આવતા પદાર્થોનો નિશ્ચય થય છે તેમ જ નથી થતો, વળી પદાર્થ નિશ્ચયનું ફળ સમ્યક્ દર્શન રૂપે છે અથવા નથી, આથી ભિન્ન અસમ્યક્ દર્શનરૂપે છે અથવા નથી, આ પ્રમાણેનું વિરૂદ્ધ બોલવું, પ્રમત્ત પુરૂષનું જ હોઇ શકે, પણ નિદ્રાવાળા નિદ્રાતીનું બોલવું આ રીતનુ હોઇ શકે નહિ એક પક્ષે સ્વર્ગ તથા મોક્ષનું અસ્તિત્વ છે તેનો અભાવ છે. એક પક્ષે નિત્યતા સિદ્ધ છે તથા બીજે પક્ષે

અનિત્યતા છે, આ રીતે અનિશ્ચયાત્મક વસ્તુમા જે પ્રવૃત્તિ થવી તે અયુક્ત છે શાસ્ત્રમા નિશ્ચિત સ્વભાવવાળા અનાદિ સિદ્ધ જીવ આદિનો અનિશ્ચિત સ્વરૂપ વાળા થવાનો પ્રસગ આવે આ રીતે એક ધર્મીરૂપ જીવાદિ પદાર્થોમા સત્વ તેમજ અસત્વરૂપ વિરૂદ્ધ ધર્મનો અસભવ છે માટે સત્વરૂપ એક ધર્મમા અસત્વરૂપ અન્ય ધર્મનો અસભવ છે તેજ રીતે અસત્વમા સત્વનો અસભવ છે આ કારણથી અર્હ તનો સિદ્ધાત અયુક્ત છે આથી એક, અનેક, નિત્ય, અનિત્ય, વ્યતિરિક્ત, અવ્યતિરિક્ત આદિ અનેકપણાના સ્વી કારનુ નિરાકરણ થવુ જોઇએ વળી પુદ્ગલ સજ્ઞક અણુમાથી સઘાતોની ઉત્પત્તિ થાય છે એ પ્રમાણે જે તમારી કલ્પના છે તેનુ નિરાકરણ પૂર્વે કરેલ અણુવાદના નિરાકરણવડે નિરાકરણ થાય છે માટે તેના પૃથક્ નિરાકરણની ફરી આવશ્યકતા નથી (૩૩)

શિષ્ય –અમે એમ માનીએ છીએ કે ધર્મ એક છે, પણ તેમા અનેક વિરૂદ્ધ ધર્મનો સમાવેશ થાય છે

ગુરૂ –તેમ જો માનશો તો આત્મામા પરિચ્છિન્નપણાનો દોષ આવશે તેનુ કેમ? આ જ કારણથી ૩૪મા સૂત્રમા કહ્યુ છે કે,



## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૩૪ મું
## આત્મા અપરિચ્છિન્નરૂપે

एव चात्माऽकात्स्न्यम् ॥३४॥

સૂત્રાર્થ –વળી આ રીતે માનવાથી આત્માને પરિચ્છિન્નપણાની પ્રાપ્તિ થશે (૩૪)

ગુરૂ –જેવી રીતે એક ધર્મીમા વિરૂદ્ધ ધર્મનો અસભવ છે તથા આ રીતનો દોષ તમારા સ્યાદ્વાદમા લાગુ જ છે તેમ આત્મામા અર્થાત્ જીવમા પૂર્ણપણાના અભાવરૂપ દોષની પ્રાપ્તિ થશે

શિષ્ય –અમારા મત પ્રમાણે આ દોષની પ્રાપ્તિ કેવી રીતે ?

ગુરુ –તમે અર્હતો એમ માનો છો કે શરીરના પરિમાણવાળો જીવ છે વળી જીવ શરીરના પરિમાણરૂપે થવાથી તે અપૂર્ણ, સર્વવ્યાપકથી રહિત, પરિચ્છિન્નરૂપે છે માટે આત્મા ઘટાદિની માફક અનિત્ય થવાનો પ્રસગ આવશે શરીરનુ પરિમાણ કદી એક સરખુ હોતુ નથી આથી મનુષ્યનો જીવ મનુષ્યના શરીરના પરિમાણવાળો થાય છે વળી કોઇ એક કર્મના વિપાકને લીધે તેને હસ્તિ જન્મની પ્રાપ્તિ થાય તો પછી મનુષ્યનુ શરીર નાનુ હોવાથી હસ્તિના આખા શરીરમા તેની વ્યાપ્તિ થવી જોઇએ નહિ તેમ જ કીડીનો જન્મ તેને જો પ્રાપ્ત થાય તો કીડીના શરીરમા મનુષ્યનુ આખું શરીર માઇ શકે નહિ એક જન્મમા કુમાર, યૌવન, વૃદ્ધાવસ્થામા પણ આ દોષ સમાન છે

શિષ્યઃ-આ પ્રમાણે થઇ શકે એમ છે. કારણકે જીવ અનંત અવયવવાળો છે. તેના અવયવો અલ્પ શરીરમાં સંકોચને પામે છે તથા મહાન્ શરીરમાં વિકાસને પામે છે.

ગુરુઃ- તું મને કહે કે, આ અનંત જીવાવયવોના સમાન દેશપણાનો નાશ થાય છે કે નથી થતો? જો પ્રતિઘાત થતો હોય તો અનંત અવયવોનો સમાવેશ પરિચ્છિન્ન પ્રદેશમાં થઇ શકશે નહિ જો તું એમ માનતો હોય કે પ્રતિઘાત થતો નથી તો પણ સર્વ અવયવોનો પ્રદેશ એક અવયવના પ્રદેશ જેટલો થાય છે. આથી વિસ્તાર આદિનો અભાવ થવાથી જીવનો અણુમાત્ર થવાનો પ્રસંગ આવશે. વળી શરીરમાત્રવડે વિભકત થયેલ જીવના અવયવોનું અનંતપણું માનવું, એ પણ ઠીક નથી. (૩૪)

શિષ્ય'-આપણે એમ માનીએ કે જ્યારે મોટું શરીર પ્રાપ્ત કરવું હોય ત્યારે કેટલાક જીવાવયવો પાસે આવે છે તેમ જ નાનું શરીર પ્રાપ્ત કરવું હોય ત્યારે કેટલાક દૂર જતા રહે છે. આ રીતે માનશું તો પછી જીવને પરિચ્છિન્નતાની પ્રાપ્તિ થશે નહિ.

ગુરુઃ-વિકારાદિ દોષની પ્રાપ્તિનો પ્રસંગ આવી પડવાથી અવયવના નાના મોટા થવાને લીધે જીવ દેહના પરિમાણવાળો થાય છે, એ બની શકે નહિ. આ કારણથી ૩૫ મા સૂત્રમાં કહ્યું છે, કે;-



## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૩૫ મું.
## શું જીવ દેહના પરિમાણવાળો ?

न च पर्यायादप्यविरोधो विकारादिभ्यः ॥३५॥

સૂત્રાર્થ-વિકારાદિ દોષને લીધે અવયવોનું નાના મોટારૂપે થવું, એ વિરોધયુક્ત છે.

ટીકા'-ગુરૂ-અનુક્રમે કરીને અવયવોના વૃદ્ધિ તથા ક્ષય થાય છે, તે કારણથી જીવ આ દેહના પરિમાણસ્વરૂપે છે, એ પ્રમાણે બનવું અશક્ય છે.

શિષ્યઃ-આપ એમ કેમ કહોછો કે, જીવ દેહના પરિમાણસ્વરૂપે ન બની શકે ?

ગુરુઃ-તેનું કારણ એ કે, તેમ થવાથી વિકારાદિ દોષનો પ્રસંગ આવી પડશે. બીજું અવયવોનો વૃદ્ધિ તથા ક્ષય થનો હોવાથી વારંવાર જીવને પણ વૃદ્ધિ તથા ક્ષયની પ્રાપ્તિ થશે તથા આ પ્રમાણે થવાથી જીવનું વિકારીપણું ટળી શકશે નહિ. વળી જીવ વિકારીરૂપે થવાથી ચર્માદિની માફક તેમા અનિત્ય થવાનો પ્રસંગ આવશે. જ્ઞાનના આવરણરૂપ આઠ પ્રકારનાં કર્મોથી જીવ વિંટળાયલો છે. વળી તે સંસારરૂપીસાગરમાં ડૂબેલો છે. આ જીવને જેમ તુંબડું નદીને સામે પાર પહોંચાડે છે તેમ કર્મરૂપ બંધનનો નાશ થવાથી જીવની ઉર્ધ્વગતિ થાય છે, જેથી તેને બંધમાંથી જે મોક્ષની પ્રાપ્તિ થાય છે, તે જીવને વિકારીપણું થવાથી થઇ શકશે નહિ.

આ સિવાય બીજું પણ કારણ હું કહું તે સાભળ વળી અવયવોને વૃદ્ધિ તથા ક્ષયની પ્રાપ્તિ થતી હોવાથી જીવમા આગમ તથા અપગમરૂપ ધર્મની પ્રાપ્તિ થશે; તથા તેમ થવાથી શરીરાદિની માફક આત્મામા પણ અનાત્મપણાની પ્રાપ્તિ થશે. વળી કોઇ એક અવયવ જેની સ્થિતિ હશે, તે આત્મારૂપે થશે. વળી આ અવયવ તે આત્મારૂપે છે, એમ નિરૂપણ કરવા કોઈ શક્તિમાન્ થશે નહિ. આ સિવાય અન્ય પણ કારણ છે. આ જીવના અવયવોની જ્યારે વૃદ્ધિ થાય છે ત્યારે તેની ઉત્પત્તિ ક્યાથી થાય છે તેમજ જ્યારે અવયવોનો નાશ થાય છે ત્યારે તે અવયવોનો ક્ષય શેમાં થાય છે, તે જાણવું જોઇએ. ભૂતોમાંથી જીવનો પાદુર્ભાવ થાય નહિ તેમ જ ભૂતોમાં જીવનો લય કદી થઇ શકે નહિ કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે જીવમાં પચમહાભૂતનો અભાવ છે. વળી જીવના અવયવના આધારરૂપે કાંઇ અન્ય સાધારણ અથવા અસાધારણ વસ્તુનું નિરૂપણ થઇ શકવું અશક્ય છે. કારણકે જીવમા પ્રમાણનો અભાવ છે. આ સિવાય બીજું પણ કારણ છે આ પ્રમાણે થવાથી અનિશ્ચિત સ્વરૂપ વાળો આત્મા થશે. કારણ કે અવયવોની વૃદ્ધિ તથા ક્ષય થવાના સંબધમા કાંઇ પણ નિયમ હોતો નથી આથી આ રીતના દોષને લીધે અનુક્રમે કરી અવયવોનાં જે વૃદ્ધિ તથા ક્ષય છે તે આત્માના જ છે, એ રીતનું માનવું અશક્ય થઇ પડશે

શિષ્યઃ-પૂર્વોક્ત સૂત્રવડે આત્મા શરીરના પરિમાણ સ્વરૂપે છે. જો કે વૃદ્ધિ તથા ક્ષયવાળા ભિન્ન શરીરની પ્રાપ્તિ થવે જો કે આત્મામાં અપૂર્ણતાનો પ્રસંગ આવશે તથા તેથી અનિત્યતા પ્રાપ્ત થશે વળી આત્માના પરિમાણની સ્થિતિનો અભાવ થશે, એ વાત ખરી, પણ જેમ નદીનો પ્રવાહ અનુક્રમે ચાલ્યો જ આવે છે, એ રીતે આત્મામાં પણ નિત્યતા માનીએ તો કેમ? જેવી રીતે રક્તપટનું જ્ઞાન સ્થિતિથી રહિત છે, પણ તેથી કંઈ તેના વિસ્તારની નિત્યતામાં જરા પણ અભાવ થતો નથી, આ રીતની હું દિગંબરવાદીની આશંકા છે, તેનું આપ નિરાકરણ કરશો.

ગુરૂઃ-વિસ્તાર અવસ્તુરૂપે થશે, જેથી આત્મા શૂન્યરૂપે થશે. વળી જો વસ્તુરૂપે તું માનીશ, છતાં વિકારાદિ દોષોનો પ્રસગ આવી પડવાથી તારો પક્ષ કેવળ અયુક્ત જ છે. (૩૫)

શિષ્યઃ-દેહના પરિમાણના સંબંધમાં છેવટના શરીરના પરિમાણની સ્થિતિ અમો જૈનો નિત્ય માનીએ છીએ.

ગુરૂઃ-જો તમે છેવટની શરીરના પરિમાણની સ્થિતિ નિત્ય માનશો તો આદિ તથા મધ્યના શરીરના પરિમાણની સ્થિતિ પણ નિત્ય માનવી પડશે. કારણ કે આદિ તથા મધ્યનો અંત્યની સાથે જરા પણ ભેદ નથી આ જ સૂત્રકારાએ કહ્યું છે કે;-



## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૩૬ મું.

### જૈનનું ખંડન.

अन्त्यावस्थितेश्चोभयनित्यत्वा-
दविशेष ॥ ३६ ॥

સૂત્રાર્થઃ—અંત્ય અર્થાત્ મોક્ષની અવસ્થામાં થનારૂં જીવ પરિમાણ નિત્ય થવાથી પૂર્વના આદિ તથા મધ્ય પરિમાણો પણ નિત્ય થશે. કારણ કે તેમાં ભિન્નતા નથી. (૩૬)

ટીકાઃ—શિષ્યઃ—અમે જૈન લોકો અંત્ય અર્થાત્ મોક્ષાવસ્થામા થનાર જીવ પરિમાણ નિત્યરૂપે છે, એમ માનીએ છીએ.

ગુરુઃ—આમ માનશો તો અંત્યની માફક આદિ તથા મધ્ય જીવ પરિમાણનું પણ નિત્યપણું પ્રાપ્ત થશે. આથી આદિ, મધ્ય તથા અંત્ય ત્રણે અવસ્થાઓ એક સરખી હોવી જોઇએ. જીવ એક શરીરના પરિમાણવાળો થવો જોઇએ, પણ વૃદ્ધિ તથા ક્ષય યુક્ત ભિન્ન શરીરની પ્રાપ્તિ થવી જોઇએ નહિ. અથવા તો અંત્યરૂપે જીવ પરિમાણની સ્થિતિ થાય છે. આથી પૂર્વની બે અવસ્થાઓમાં પણ જીવ શરીરાવસ્થિત પરિમાણવાળો થવો જોઇએ. આથી સામાન્ય રીતે સર્વદા અણુરૂપે અથવા તો મહાન્‌રૂપે જીવને માનવો પડશે. પણ શરીરના પરિમાણવાળો નહિ. માટે બૌદ્ધ ધર્મની માફક જૈન મત પણ અયુક્ત છે, એમ માનવું. (૩૬)

શિષ્યઃ—અમે માહેશ્વરો એમ માનીએ છીએ કે, ઇશ્વર પ્રધાન તથા પુરુષના અધિષ્ઠાતા હોવાથી જગતના કારણરૂપે છે. આ રીતે માનીએ તો તેમાં શું દોષ છે?

ગુરુઃ—આમ માનવુ પણ અયુક્ત છે. કારણ કે ઇશ્વરમા પ્રાણીના દોષો આવવાથી ઇશ્વરમા અનીશ્વરપણું પ્રાપ્ત થશે. આથી જ ૩૭મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૭ મું—સૂત્ર ૩૭ મું.

### કારણ કાર્યની અનૈકયતા.

पत्युरसामञ्जस्यात् ॥ ३७ ॥

સૂત્રાર્થઃ—કારણ તથા કાર્યની ઐકયતા નહિ હોવાથી ઇશ્વરનું અધિષ્ઠાતારૂપે થવું યુક્ત નથી (૩૭).

ટીકાઃ—શિષ્ય.—આપે, હે ભગવન્! બૌદ્ધ તેમજ દિગંબરવાદીનુ જે ખંડન કર્યું તે મેં માન્ય કર્યું, પણ કેવળ ઇશ્વર જ જગતના કારણ સ્વરૂપે છે એમ માનનારા પાશુપતવાદી એવા મતનો અમે પ્રતિષેધ કરીએ છીએ.

ગુરુ—હે શિષ્ય! તું કેવી રીતે પ્રતિષેધ કરે છે, તે તો જણાવ.

શિષ્યઃ—બ્રહ્મસૂત્રના ૧લા અધ્યાયના ૪ થા પાદના ૨૩ તથા ૨૪મા સૂત્રમા કહ્યું છે કે, "प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात्, अभिध्योपदेशाच्च પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતને વિરોધ ન આવે, એ હેતુથી બ્રહ્મ ઉપાદાન કારણરૂપે તથા નિમિત્ત કારણરૂપે છે, સૃષ્ટિ સંકલ્પનો ઉપદેશ હોવાને

લીધે બ્રહ્મ પ્રકૃતિરૂપે તેમ જ કર્તારૂપે છે." આ બેઉ સૂત્રવડે પ્રકૃતિ સ્વરૂપે કરી તેમ જ અધિષ્ઠાતા સ્વરૂપે કરી એમ ઉભય સ્વભાવવાળા પરમાત્મા છે, એમ શ્રી વ્યાસ ભગવાને સિદ્ધ કર્યું છે. જો સામાન્ય રીતે ઇશ્વર જગતના કારણરૂપે છે, આનો નિષેધ કરવામા આવે તો પૂર્વ પક્ષ તથા ઉત્તર પક્ષનો વિરોધ આવવાથી સૂત્ર કરનાર શ્રી વ્યાસ ભગવાનનું વચન ખોટું ઠરશે ઇશ્વર પ્રકૃતિ ભાવથી રહિત, અધિષ્ઠાતારૂપે, કેવળ નિમિત્ત કારણરૂપે છે આનો યત્નવડે પ્રતિષેધ કરવામાં આવે છે, તેનું કારણ એ છે કે, વેદાંતમા બ્રહ્મની ઐકયતા સિદ્ધ કરી છે તથા તેમ માનવાથી ઉપરના વચનનો વિરોધ આવશે. આ રીતે ઇશ્વરકલ્પના અનેક પ્રકારની તથા વેદથી વિરૂદ્ધ છે. સાખ્ય તેમ જ યોગદર્શનને પ્રધાન માનનાર કેટલાકો એમ કલ્પના કરે છે કે, પ્રધાન, તથા પુરૂષના અધિષ્ઠાતારૂપે તેમ જ નિમિત્ત કારણરૂપે ઇશ્વર છે તથા પ્રધાન પુરૂષ તથા ઇશ્વર એક બીજાથી વિલક્ષણ છે. મહેશ્વરના મતને અનુસરનારા એમ કહે છે કે, કાર્ય, કારણ, યોગ, વિધિ તથા દુઃખવાળા પાચ પદાર્થો છે. પશુપતિ સ્વરૂપ ઇશ્વરે જ આ પાંચ પદાર્થનો ઉપદેશ કર્યો છે, કે જેથી જીવને બધનમાંથી છુટકો થાય વળી તેઓ એમ વર્ણન કરે છે કે, પશુપતિ ઈશ્વર સ્વરૂપે તથા નિમિત્ત કારણરૂપે છે વળી વૈશેષિક આદિ દર્શનને અનુસરનાર કેટ લાકો કોઇપણ પોતાની પ્રક્રિયાને અનુસરી ઇશ્વર નિમિત્ત કારણરૂપે છે, એમ વર્ણન કરે છે. આ બધાના સબધમા આપનો શુ મત છે તે કહેશો

ગુરુ–હે શિષ્ય ! આનો ઉત્તર હુ કહું તે સાભળ આ જ હેતુને લઈ "पत्युरसामञ्जस्यात् કારણ તથા કાર્યની ઐકયતા નહિ હોવાથી ઇશ્વરનું જગતના કારણરૂપે થવું યુક્ત નથી." આ રીતની સૂત્રની યોજના કરી છે. જેમકે પતિ અર્થાત્ ઈશ્વર પ્રધાન તથા પુરૂષના અધિષ્ઠાતારૂપે હોવાથી જગતના કારણરૂપે નથી.-

શિષ્ય–કેમ નથી ?

ગુરુ–ના, તેમ નથી કારણ કે બેઉમાં સરખાપણું નથી કારણકે પ્રાણી માત્રના ભેદને રચનારા પરમાત્મા હીન, મધ્યમ તથા ઉત્તમ ભાવ આવવાથી આપણી માફક તેમાં રાગ દ્વેષ આદિ દોષનો પ્રસંગ આવી પડશે આથી પરમાત્મામા ઇશ્વરપણું રહેશે નહિ

શિષ્ય–આ જે રાગદ્વેષાદિનો પ્રશ્ન છે, તે પ્રાણીના કર્મને અધીન છે. આ આમા દોષનો અભાવ છે.

ગુરુ–ના, તેમ નથી કારણકે પ્રવૃત્તિને કરવા યોગ્યરૂપે છે તથા ઇ પ્રવૃત્તિને કરનારરૂપે છે આમ સર્વ તેઓમા અર્થાત્ કર્મ તથા ઇશ્વર અન્યોન્યાશ્રયનો દોષ પ્રાપ્ત થશે

શિષ્ય–કર્મ તથા ઇશ્વર ...રૂપે છે, તેથી દોષપ્રાપ્તિ થતી ન

ગુરુઃ–ના; જેમ વર્તમાનકાળમાં ણ અન્યોન્યાશ્રયનો દોષ છે, તે જ માણે ભૂતકાળમાં પણ અન્યોન્યાશ્રયનો ષ હોવો જ જોઇએ, જેથી અંધ પરં- રા ન્યાયની પ્રાપ્તિ થાય છે. વળી ાયસૂત્રમાં કહ્યું છે કે," प्रवर्तनालक्षणा दोषा ાર્થઃ–યત્નથી કરવામાં આવતું કર્મ ષરૂપે છે." આ રીતનો ન્યાય દર્શન- ળાનો સિદ્ધાંત છે. દોષના અભાવથી ુક્ત થયલો કોઈ પણ સ્વાર્થમાં થવા પરાર્થમા પ્રવૃત્ત થતો નથી. વાર્થમા પ્રયુકત થયેલ સર્વ જન પરા- ર્મા પ્રવૃત્ત થાય છે, એમ કહેવું યુકત છે. ઇશ્વરમાં સ્વાર્થતા છે, મ માનશું તો તેમાં ઇશ્વરત્વના ભાવપણાનો પ્રસંગ આવશે. ઇશ્વર ુરૂષસ્વરૂપે છે, એમ માનવાથી તથા જ રીતે પુરૂષમા ઉદાસીનતા છે, એમ ાનવાથી ઇશ્વરના અધિષ્ઠાતાપણામાં અયોગ્યપણાનો પ્રસંગ આવશે. (૩૭)

શિષ્યઃ–ઇશ્વર અધિષ્ઠતારૂપે છે, એમ કહીએ તો શું વાંધો છે ?

ગુરુઃ–પ્રધાન તથા પુરૂષથી ભિન્ન ઇશ્વરનો સંબધ ન હોય તો તે પ્રધાન તથા પુરૂષના અધિષ્ઠાતારૂપે થઈ શકે નહિ. આ જ હેતુથી કહ્યુ છે કે;–

## અધિકરણ ૭મું—સૂત્ર ૩૮ મું. શું ઇશ્વર પ્રધાનાદિના અધિષ્ઠાતા નહિ ?

संबंधानुपपत्तेश्च ॥ ३८ ॥

સૂત્રાર્થ –પ્રધાન તથા પુરૂષની સાથે ઇશ્વરનો સંબધ નહિ હોવાથી ઇશ્વર પ્રધાન તથા પુરૂષના અધિષ્ઠતારૂપે થઇ શકે નહિ. (૩૮)

ગુરુઃ–ઇશ્વરના અધિષ્ઠાતાપણામાં બીજી રીતે પણ અયોગ્યતા છે.

શિષ્યઃ–કેવી રીતે ?

ગુરુઃ–પ્રધાન તથા પુરૂષથી ભિન્ન ઇશ્વર, સંબધ વિના પ્રધાન તથા પુરૂષના અધિષ્ઠાતારૂપે થઈ શકે નહિ. સંયોગ સ્વભાવવાળા સંબધનો સંભવ આ સ્થળે નથી. કારણ કે પ્રધાન, પુરૂષ તથા ઇશ્વર આ ત્રણેમાં સર્વવ્યાપકતા તથા નિરવયવપણું છે. તેમજ સમ- વાય સ્વભાવવાળો સંબંધ પણ આ સ્થળે યોગ્ય નથી. કારણકે આશ્રય તથા આશ્રયિ ભાવના નિરૂપણનો અભાવ છે. તેજ પ્રમાણે બીજા કોઈ કાર્યવાચક સંબંધની કલ્પના કરવી યોગ્ય નથી. કારણકે અત્યાર સૂધી કાર્ય તથા કારણ ભાવની અસિદ્ધિ છે.

શિષ્ય.–ત્યારે બ્રહ્મવાદીઓને કેવી રીતે કારણ તથા કાર્યભાવની શંકા થાય છે ?

ગુરુ –ના, તેમ કહેવું પણ યુકત નથી બ્રહ્મવાદીને કેવળ તાદાત્મ્યવાચક સબંધની જ ઉપપત્તિ છે.

શિષ્ય –શાસ્ત્રના બળથી બ્રહ્મવાદી કારણાદિ સ્વરૂપનું નિરૂપણ કરે છે, તેનું કેમ ?

ગુરુ–જે રીતે વસ્તુનું સ્વરૂપ જોવા- મા આવે છે, તે જ પ્રકારે તેને માનવું જોઇએ, આ રીતનો નિયમ હોતો નથી.

દૃષ્ટાંતના સામર્થ્યથી કારણાદિ સ્વરૂપનું નિરૂપણ કરનાર પ્રતિપક્ષી પણ જેમ જાણે છે તેમ જ સઘળું માને છે, એમ કહેવું, તે અતિશયોક્તિ છે.

શિષ્ય-શાસ્ત્રની રચના સર્વજ્ઞ એવા ઋષિઓએ કરેલી છે, માટે શાસ્ત્ર સત સ્વરૂપે છે, જેથી શાસ્ત્રબળ તેમજ પ્રતિપક્ષીનું બળ સમાન છે.

ગુરુ-ના, તેમ નથી કારણકે શાસ્ત્રમાં તથા સર્વજ્ઞતામાં એક બીજાના આશ્રયપણાનો પ્રસંગ છે. જેમકે શાસ્ત્રની પ્રતીતિથી સર્વજ્ઞપણાની સિદ્ધિ થાય છે તથા સર્વજ્ઞની પ્રતીતિથી શાસ્ત્રની સિદ્ધ થાય છે. માટે સાંખ્ય તથા યોગવાદીઓની ઇશ્વર સંબંધી કલ્પના અયુક્ત છે. એ જ પ્રમાણે વેદથી બાહ્ય અન્ય શાખાઓમાં ઇશ્વર કલ્પના જોવામાં આવે તો તે અયુક્ત માનવી. (૩૮)

શિષ્યઃ-ઈશ્વરને અધિષ્ઠાતારૂપે માનવામાં આ સિવાય અન્ય કાંઇ દોષ છે?

ગુરુ-હા, અધિષ્ઠાનનો ઈશ્વરમાં અભાવ હોવાથી તેને અધિષ્ઠાતારૂપે માની શકાય નહિ. આ જ હેતુથી કહ્યું છે કે,-

## અધિકરણ ૬ મું—સૂત્ર ૩૯ મું.

## ઇશ્વરમાં અધિષ્ઠાનનો અભાવ.

अधिष्ठानानुपपत्तेश्च ॥ ३९ ॥

સૂત્રાર્થ-ઈશ્વરમાં અધિષ્ઠાનની અપ્રાપ્તિ હોવાથી તેમાં અયોગ્યતા છે (૩૯)

ગુરુ-તર્ક કરવાવાળાથી કલ્પિત ઇશ્વરનો અભાવ છે. કારણકે જેમ કલ્પના કરાયેલો કુંભાર મૃત્તિકાદિમાં અધિષ્ઠાતારૂપે છે તેમ ઇશ્વરની પ્રવૃત્તિ પણ પ્રધાન આદિના અધિષ્ઠાનરૂપે થઈ શકે. પણ આ રીતનો સંભવ નથી. કારણકે પ્રત્યક્ષ ભાવથી રહિત, રૂપાદિથી રહિત પ્રધાનનો ઇશ્વરના અધિષ્ઠેયરૂપે સંભવ નથી. કારણકે મૃત્તિકા આદિ કરતાં પ્રધાનમાં વિલક્ષણતા છે. (૩૯)

શિષ્યઃ-ઇન્દ્રિયોની પેઠે ઇશ્વર પ્રધાનના અધિષ્ઠાનરૂપે છે, એમ કહીએ તો કેમ?

ગુરુ-તેમ બને નહિ. કારણ કે ભોગાદિ ઇન્દ્રીયોમાં જોવામાં આવે છે પણ અહીં ભોગાદિ જોવામાં નથી આવતા. આથી કહ્યું છે કે;—

## અધિકરણ ૭ મું-સૂત્ર ૪૦ મું.

## ઇશ્વરમાં ભોગાદિનો અભાવ.

करणवच्चेन्न भोगादिभ्यः ॥ ४० ॥

અર્થ:-ઇન્દ્રિયોની પેઠે ઇશ્વર પ્રધાનના અધિષ્ઠાનરૂપે છે, એમ કહેશો તો તે યુક્ત નથી. કારણ કે ઇન્દ્રિયોમાં ભોગાદિ જોવામાં આવે છે, તેમ અહીં ભોગાદિનો સંભવ નથી. (૪૦)

શિષ્ય.-મૃત્તિકા આદિ કરતાં પ્રધાનમાં વિલક્ષણતા છે, એમ જે આપે કહ્યું તે તો ઠીક છે. પણ જેવી રીતે ઇન્દ્રિયોના સમૂહરૂપ ચક્ષુઆદિ અપ્રત્યક્ષરૂપે છે, રૂપ આદિથી રહિતરૂપે છે તથા તેનો આશ્રય પુરુષ કરે છે, તે જ પ્રમાણે પ્રધાન જે જડ છે તેનો આશ્રય ઇશ્વર કરશે, એમ માનીએ તો શું ખોટું છે?

ગુરુઃ—આમ માનવું પણ બની શકશે નહિ. કારણ કે ઇન્દ્રિયના સમૂહમાં ભોગાદિ જોવામાં આવે છે. આથી ઇન્દ્રિયોનો આશ્રય પુરુષ કરે છે, એમ દેખાય છે. પણ પ્રધાન તથા ઇશ્વરના સંબંધમાં ભોગ આદિ જોવામાં નથી આવતા. તેમજ ઇન્દ્રિયોનો સમુદાય પ્રધાન સરખો છે, એમ માનીએ તો સંસારીરૂપ જીવોને જેમ ભોગાદિ છે, તેમ ઇશ્વરને પણ ભોગાદિ થશે. તેમ ન હોય તો अधिष्ठानानुपपत्तेश्च તથા આ સૂત્ર, આ બેઉ સૂત્રનું વ્યાખ્યાન ભિન્ન રીતે થઈ શકે. આથી તર્કવડે કલ્પના કરાયલા ઇશ્વરની પ્રાપ્તિ થઈ શકશે નહિ. લૌકિક દૃષ્ટાંતથી પણ જે રાજા શરીરયુક્ત હોય છે, તે જ રાજ્યનો સ્વામી જોવામાં આવે છે, પણ શરીરરૂપ આશ્રયથી રહિત પુરુષ કદી જોવામાં આવતો નથી. આ રીતના દૃષ્ટાંતને લઈ અવ્યક્ત ઇશ્વરની જો તું કલ્પના કરવા ઇચ્છતો હોય તો ઇશ્વરને પણ શરીર હોવું જોઇએ, કે જે શરીર સર્વ ઇન્દ્રિયોના આશ્રયરૂપ થઇ શકે. પણ ઇશ્વરને શરીર હોય, એમ માનવું અશક્ય છે. શરીરનું બંધારણ જે થવું, તે સૃષ્ટિ થયા પછી હોય છે. પણ સૃષ્ટિ થવા પહેલાં શરીરનો સંભવ હોઇ શકે નહિ. જો ઇશ્વરને શરીરનો આશ્રય ન હોય તો પછી તે કોઇપણ પ્રકારનો વ્યાપાર કરવા અસમર્થ થશે. કારણ આપણે લોકમાં જોઇએ છીએ કે, શરીરવાનથી પ્રવૃત્તિ થઇ શકે છે. આથી करणवच्चेन भोगादिभ्यः આ સૂત્રની યોજના કરી છે.

શિષ્યઃ—આપણે એમ કલ્પના કરીએ કે, લોકના દર્શનને અનુસરી ઇશ્વર પોતાની કામનાવડે ઇન્દ્રિયોના આશ્રયરૂપ કોઇ પણ શરીર પ્રાપ્ત કરી શકે છે.

ગુરુ—આમ પણ બની શકે નહિ. જો ઇશ્વરને શરીર હોય તો જીવની માફક ઇશ્વરને ભોગાદિનો પ્રસંગ આવી પડે તથા તેમ થવાથી ઇશ્વરમાં અનીશ્વરપણું પ્રાપ્ત થશે. (૪૦)

ગુરુ—તાર્કિકો ઇશ્વરના શરીર સંબંધમા કલ્પના કરે છે, તે અયુક્ત છે.

શિષ્ય—ઇશ્વરને શરીરી માનવાથી તેમાં બીજા પણ જે દોષો ઉત્પન્ન થવાનો પ્રસંગ હોય, તે સંબંધી મને કહેશો.

ગુરુ.—ઇશ્વરને શરીરી માનવાથી તે અંતવાળો તથા મનુષ્યની માફક સર્વજ્ઞ ભાવથી રહિત થશે. આ જ કારણથી ૪૧ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૭ મું—સૂત્ર ૪૧ મું.

## ઇશ્વરમાં અનંતતા.

अन्तवत्त्वमसर्वज्ञता वा ॥ ४१ ॥

સૂત્રાર્થઃ—ઇશ્વરને શરીરી માનવાથી ઇશ્વરમાં અંતપણાનો અથવા તો સર્વજ્ઞ ભાવથી રહિતપણાનો દોષ પ્રાપ્ત થશે.(૪૧)

ટીકાઃ—ગુરુઃ—તર્કવાદી ઇશ્વરની જે કલ્પના કરે છે, તે નીચલાં કારણોથી પણ અયુક્ત છે. તાર્કિકો પણ એમ તો માને છે કે, ઇશ્વર સર્વજ્ઞ તથા અનંત છે. તેઓ એમ પણ માને છે કે, પ્રધાન અનંત છે તેમ જ પુરૂષો પણ અનંત છે. તેમ જ તેઓ એકબીજાથી ભિન્ન

છે. તેમાં સર્વજ્ઞ ઇશ્વર પ્રધાનના, પુરૂષોના તથા પોતાના પરિમાણનો શું છેદ કરે છે અથવા નથી કરતા? ગમે તેમ તમારૂં માનવું હોય, છતાં તેમાં દોષ તો લાગુ પડશે જ.

શિષ્યઃ–એઉ પ્રકારે પણ દોષ કેવી રીતે લાગુ પડે?

ગુરુઃ–પ્રથમ પ્રકારે પ્રધાન, પુરૂષ તથા ઇશ્વર આટલા પરિમાણરૂપ અવયવવાળા છે, એમ માનવાથી તે સઘળા અંતવાળા થશે કારણ કે આ પ્રમાણે લોકમાં પણ જોવામાં આવે છે. કારણ કે લોકમા પટઆદિ જે વસ્તુ અમુક પરિમાણવાળી હોય છે, તે વસ્તુનો અંત હોય છે તે જ પ્રમાણે પ્રધાન, પુરૂષ તથા ઇશ્વર અમુક પરિમાણવાળા થવાથી અંતવાળા થવા જોઈએ. પ્રધાન, પુરૂષ તથા ઇશ્વર એવાં ત્રણ રૂપો થવાથી સંખ્યાના પરિમાણમાં પણ ભેદ પડશે. આ ત્રણમાં રહેલ સ્વરૂપ પરિમાણનો પણ ભેદ ઇશ્વરવડે થતો હોવો જોઈએ. વળી પુરૂષોની સંખ્યા પુષ્કળ છે. આ પરિમાણરૂપ અવયવવાળા સંસારીઓમાંથી જે સંસારીએ સસારમાથી મુકત થાય છે, તેઓનો સસાર અંતવાળો હોવો જોઇએ તથા તેઓનું સંસારીપણું પણ અંતવાળું હોવુ જોઇએ. આ જ પ્રમાણે બીજાઓ પણ જેઓ ક્રમે કરી સસારમાંથી મુકત થાય છે, તેઓના સંસારનું તથા સસારીઓનું પણ અંતવાનપણું હોવુ જોઇએ. વિકારવાળો પ્રધાન પુરૂષને માટે જ સંસારીરૂપે ઇશ્વરના આશ્રયરૂપ છે. હવે જો સંસારી શૂન્યતને પામે તો પછી ઇશ્વરનો આશ્રય કોનાપર રહી શકે? વળી આમ થવાથી કયા વિષયમાં ઇશ્વરનું સર્વજ્ઞપણું તથા પ્રભુપણુ હોવું જોઇએ? જ્યારે પ્રધાન, પુરૂષ, તથા ઇશ્વર આ ત્રણે આ પ્રમાણે અંતવાન્ છે, તો પછી તે સઘળાઓને આદિ પણ માનવા જોઇએ. જ્યારે આ સઘળાઓને પ્રથમ ઉત્પત્તિ માનીએ તો પછી શૂન્યવાદનો પ્રસંગ આવી પડશે.

શિષ્યઃ–જો આ પ્રમાણેનો દોષ આવતો હોય તો આપણે બીજો વિકલ્પ માનીએ કે, પ્રધાન, પુરૂષ તથા પોતાનો પરિમાણરૂપ અવયવ ઇશ્વર કરતો નથી, તો પછી ઇશ્વરને સર્વજ્ઞ માનવા વિષે દોષનો પ્રસંગ આવી પડશે. આથી તર્કવાદીઓએ ઇશ્વર કારણવાદની જે કલ્પના કરી છે; તે અયુક્ત છે. (૪૧)

શિષ્યઃ–હે ભગવન્! ભાગવત આદિ ગ્રંથમા જે ઉત્પત્તિ કહી છે, તે શુ ખરી છે?

ગુરૂ–વિષ્ણુ ભગવાનથી સર્વની ઉત્પત્તિ કહી છે તે ખોટું છે. આ જ કારણથી ૪૨ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૮ મું–સૂત્ર ૪૨ મું.

## ઉત્પત્તિ મિથ્યા.

उत्पत्त्यसंभवात् ॥ ४२ ॥

સૂત્રાર્થ –ઉત્પત્તિનો અસંભવ હોવાથી ભાગવત આદિનો મત ખોટો છે. (૪૨)

ટીકા—ગુરુઃ—જેઓ એમ માને છે કે, ઇશ્વર અપ્રકૃતિરૂપે, અધિષ્ઠાતારૂપે તથા કેવળ નિમિત્ત કારણરૂપે છે, તેઓના પક્ષનું નિરાકરણ કર્યું હવે આ સ્થળે જેઓ પ્રકૃતિરૂપે તથા અધિષ્ઠાતારૂપે એમ બેઉ પ્રકારના કારણરૂપે ઇશ્વરને માને છે, તેઓના મતનું આ સ્થળે હવે ખંડન કરીએ છીએ.

શિષ્ય—શ્રુતિમાં ચોખ્ખું કહેલ છે કે, ઇશ્વર પ્રકૃતિરૂપે તેમ જ અધિષ્ઠાતારૂપે છે. વળી શ્રુતિને અનુસરનારી સ્મૃતિ પણ આ બાબતમાં પ્રમાણરૂપે છે તો પછી આ બાબતનો પ્રતિષેધ કયા કારણથી કરવામાં આવે છે, તે આપ જણાવશો?

ગુરુ—શ્રુતિ તથા સ્મૃતિ બેઉમાં આ રીતની બાબત હોવાથી તેમાં વિરોધ આવતો નથી, પણ બીજી બાબતનો આ વિષયમાં વિરોધ છે તથા તે વિરોધી બાબતનો આ સ્થળે પ્રતિષેધ કરવામાં આવે છે. પ્રથમ તો ભગવત્ સંપ્રદાયવાળાઓનો મત નીચે પ્રમાણે છે—ભગવાન્ એકસ્વરૂપે, વાસુદેવરૂપે, નિરંજનજ્ઞાનસ્વરૂપે, તથા પરમાર્થ તત્વરૂપે છે.' આ ભગવાન્ પોતાના આત્માનો ચાર પ્રકારે કરી વિભાગ પાડી રહે છે. જેમકે વાસુદેવસ્વરૂપે, સંકર્ષણસ્વરૂપે, પ્રદ્યુમ્નસ્વરૂપે, તથા અનિરૂદ્ધસ્વરૂપે. અહીં વાસુદેવ એ નામ પરમાત્માનું છે. સંકર્ષણરૂપે જીવ છે. પ્રદ્યુમ્નરૂપે મન છે તથા અનિરૂદ્ધસ્વરૂપે અહંકાર છે. તેમાં વાસુદેવ પર પ્રકૃતિરૂપે અર્થાત્ કારણરૂપે છે તથા સંકર્ષણ આદિ કાર્યરૂપે છે. કાર્યસ્વરૂપો આ રીતના કારણ સ્વરૂપ પરમેશ્વર ભગવાનને દેવ મંદિરમાં દર્શન કરવા, અર્પણ કરવું, પૂજન કરવું તથા તેના ગુણોને શ્રવણ કરવારૂપી સાધનવડે સો વર્ષ સુધી પૂજન કરે છે તો તેના સર્વ કલેશો નાશ પામે છે તથા તેને ભગવાનની પ્રાપ્તિ થાય છે બીજું એમ કહેવાય છે કે, આ પરમાત્મા નારાયણરૂપે, અવ્યક્તથી પણ પરસ્વરૂપે, પરમાત્મારૂપે તથા સર્વાત્મારૂપે છે. તે આત્માવડે પોતાના આત્માની સ્થિતિ અનેકસ્વરૂપે કરે છે. આનું કદી નિરાકરણ કરી શકાય એમ નથી. જેમકે છાંદોગ્ય શ્રુતિમાં કહ્યું છે કે "स एकधा भवति त्रिधा भवति અર્થ—તે એક પ્રકારે તેમ જ ત્રણ પ્રકારે થાય છે." આ શ્રુતિઓવડે પરમાત્માના અનેક ભાવો છે, એમ સિદ્ધ થાય છે. વળી આ ભગવાનના દેવમંદિરમાં દર્શન કરવારૂપ વારંવાર અનન્ય ચિત્તથી જે આરાધન કરવામાં આવે છે, તેનો પ્રતિષેધ થઇ શકે એમ નથી. કારણકે શ્રુતિ તથા સ્મૃતિમાં કહ્યું છે કે, ઇશ્વરને નમન કરવું જોઇએ.

શિષ્ય—આ વાત ખરી છે, પણ તેમાં એમ કહ્યું છે કે, વાસુદેવમાંથી સંકર્ષણની ઉત્પત્તિ, સંકર્ષણમાંથી પ્રદ્યુમ્નની ઉત્પત્તિ તથા પ્રદ્યુમ્નમાંથી અનિરૂદ્ધની ઉત્પત્તિ થાય છે, તેનું કેમ?

ગુરુઃ—આ સંબંધી હું કહું, તે સાંભળ. વાસુદેવ નામના પરમાત્મામાંથી સંકર્ષણ નામના જીવની ઉત્પત્તિનો કદી સંભવ નથી. કારણ કે જો તેમ માનીએ તો જીવમાં અનિત્યપણાના દોષનો પ્રસંગ

આવી પડશે. કારણ કે જો જીવની ઉત્પત્તિ માનીએ તો જીવમાં અનિત્યપણાના દોષો આવી પડશે. આમ થવાથી ભગવત્પ્રાપ્તિ રૂપ મોક્ષ જીવને કદી થશે નહિ. કારણ કે કાર્યનો લય કારણની પ્રાપ્તિમાં છે. આગળ હવે પછી ભગવાન્ વેદ વ્યાસ જીવની ઉત્પત્તિનો પ્રતિષેધ નીચલા સૂત્રવડે કરશે. જેમકે "नात्माऽश्रुते नित्यत्वाच्च ताभ्यः ब्र०सू० ૨, ૩, ૧૭. માટે આ રીતની જે કલ્પના કરવી તે અયોગ્ય છે. (૪૨)

શિષ્યઃ-ભાગવત મત ખોટો છે, તેને માટે બીજું કાંઈ કારણ હોય તો તે કહો.

ગુરુઃ-હા, કર્તામાંથી કરણ કદી ઉત્પન્ન થઈ શકે નહિ. માટે ભાગવત મત ખોટો છે. આ જ હેતુથી ૪૩ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૮ મું-સૂત્ર ૪૩ મું.

## કર્તામાંથી કરણનો અસંભવ.

न च कर्तुः करणम् ॥४३॥

સૂત્રાર્થ--કર્તામાંથી કરણ ઉત્પન્ન થતું દેખાતું નથી, માટે ભાગવત મત ખોટો છે. (૪૩)

ટીકાઃ-ગુરુઃ-વળી ભાગવત મત ખોટો છે, તેના સંબંધમાં બીજાં પણ કારણો છે. કારણ કે આપણે જોઈએ છીએ કે, કર્તારૂપ દેવદત્ત આદિમાંથી કરણરૂપ પરશુ આદિ કદી ઉત્પન્ન થતી જોવામાં આવતી નથી. વળી ભાગવતમાં વર્ણન કર્યું છે કે, સંકર્ષણસ્વરૂપ તથા કર્તારૂપ જીવમાંથી પ્રદ્યુમ્ન સ્વરૂપ તથા કરણરૂપ મન ઉત્પન્ન થાય છે. કર્તાથી ઉત્પન્ન થયેલ આ મનમાંથી અનિરૂદ્ધ સ્વરૂપ અહંકાર ઉત્પન્ન થાય છે. આ દૃષ્ટાંત સિવાય બીજું કાંઈ પણ પ્રમાણ મળતું નથી. તેમ જ આ રીતની શ્રુતિ પણ જોવામાં આવતી નથી. (૪૩)

શિષ્યઃ-આ સંકર્ષણ આદિને અમે જીવાદિ ભાવરૂપે નથી માનતા, પણ વિજ્ઞાનાદિ ભાવરૂપે છે.

ગુરુઃ-તેમ જો તમે માનશો, તોપણ ઉત્પત્તિનો અભાવ છે. આ જ હેતુને લઈ ૪૪મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૮ મું-સૂત્ર ૪૪ મું.

## ઉત્પત્તિનો અભાવ.

विज्ञानादिभावे वा तदप्रतिषेधः ॥४४॥

સૂત્રાર્થઃ-વિજ્ઞાનાદિ ભાવરૂપ સર્વજ્ઞ ઇશ્વર છે, એમ માનીએ, છતાં ઉત્પત્તિનો અસંભવ કદી ખોટો થતો નથી.

ટીકાઃ-શિષ્યઃ-આપણે એમ નહિ માનીએ કે, આ સંકર્ષણઆદિ-જીવઆદિ ભાવવાળા છે.

ગુરુઃ-ત્યારે તેને કેવા પ્રકારના માનવા જોઈએ ?

શિષ્યઃ-આ સર્વ ઇશ્વરો જ્ઞાનરૂપ, ઐશ્વર્યરૂપ, શક્તિરૂપ, બળરૂપ, વીર્યરૂપ તથા તેજરૂપ ઇશ્વરવાચક ધર્મયુક્ત છે. આ સર્વ ઇશ્વરો નિર્દોષ સ્વરૂપે, અધિષ્ઠાનથી રહિતરૂપે તથા અક્ષયરૂપે છે. માટે કદી પૂર્વે કહેલ ઉત્પત્તિના અસંભવરૂપ દોષની પ્રાપ્તિ થતી નથી.

ગુરુઃ-આના સંબંધમાં હું કહું, તે તું સાંભળ. આમ છતાં પ્રતિષેધ નથી અર્થાત

ઉત્પત્તિનો પ્રતિષેધ છે. અન્ય રીતે પણ ઉત્પત્તિના અસંભવરૂપ દોષની પ્રાપ્તિ થાય છે. આ રીતનો અભિપ્રાય છે.

શિષ્યઃ-કેવી રીતે ?

ગુરુઃ-જો આ રીતનો સારાંશ હોય કે, એકબીજાથી ભિન્ન તેમ જ તુલ્ય ધર્મવાળા વાસુદેવ આદિ ચાર ઈશ્વરો હોય તો પછી તે સઘળાનું એકાત્મકપણું બની શકે નહિ તેમ થવાથી અનેક ઈશ્વર માનવારૂપ અનર્થની પ્રાપ્તિ થશે કારણ કે એક ઈશ્વરથી ઈશ્વરનાં કાર્યની સિદ્ધિ થાય છે. આથી મૂળ સિદ્ધાંતને પણ હાનિ પહોંચશે. કારણ કે એમ પૂર્વે સ્વીકારેલ છે કે, વાસુદેવસ્વરૂપ એક ભગવાન જ પરમાર્થ તત્વરૂપે છે.

શિષ્ય-એમ આપણે માનીએ કે, એક જ ભગવાનનાં આ ચાર સ્વરૂપો સરખા ધર્મવાળા છે. એમ માનીએ તો પછી શો બાધ આવશે ?

ગુરુ-એમ માનો, તોપણ તેમાં સ્થિતિ કરનારી ઉત્પત્તિનો અસંભવ છે. વાસુદેવમાંથી સંકર્ષણની ઉત્પત્તિનો સંભવ નથી, સંકર્ષણમાંથી પ્રદ્યુમ્નની તથા પ્રદ્યુમ્નમાથી અનિરૂદ્ધની ઉત્પત્તિનો સંભવ નથી. કારણ કે આ સ્થળે અનેકપણાનો અભાવ છે કાર્ય તથા કારણમાં અતિશયપણું હોવું જોઈએ. જેમકે મૃત્તિકા તથા ઘટમાં અનેકપણું છે જ્યાં અતિશયપણાનો ભાવ નથી, ત્યાં કારણ કાર્ય ભાવનો સંભવ નથી. વળી પંચરાત્ર સિદ્ધાંતીઓ વાસુદેવ આદિમાંથી એકમાં અથવા તો સર્વમાં જ્ઞાન, ઐશ્વર્ય આદિ વિકારથી ઉત્પન્ન થયેલ જરાપણ ભેદ માનતા નથી. સર્વ વાસુદેવો નિર્વિશેષ સ્વરૂપે જ છે આ ભગવત્સ્વરૂપોની ચાર સંખ્યામાં સ્થિતિ નથી કારણકે એમ માનવામાં આવે છે કે, બ્રહ્મા આદિથી લઈ સ્તંબ પર્યંત સમસ્ત જગત્ ભગવત્ સ્વરૂપજ છે. (૪૪)

ગુરૂ-બીજા પણ અનેક વિરોધવાળાં વચનો છે, જેથી ભાગવત્ મત અસંગત છે. આથી ૪૫મા સૂત્રમાં કહ્યું છે કે,-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૪૫ મું.

## ભાગવતમત અયુક્ત.

विप्रतिषेधाच्च ॥ ४५ ॥

સૂત્રાર્થ;-વળી વિરોધને લીધે પણ ભાગવત મત અયુક્ત છે. (૪૫)

ટીકાઃ-ગુરૂઃ-આ ભાગવત્ શાસ્ત્રમાં અનેક પ્રકારના વિરોધ જોવામા આવે છે. જેમકે ગુણ તથા ગુણીની કલ્પના જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વીર્ય તથા તેજ ગુણરૂપે છે એમ કહ્યું છે કે આ ગુણો આત્માના છે તથા તે ગુણો ભગવત્ સ્વરૂપે તથા વાસુદેવરૂપે છે. આ બાબતમાં વેદનો નિષેધ છે ચારે વેદમાં પરમ શ્રેય પ્રાપ્ત કરી શાંડિલ્ય મુનિએ આ શાસ્ત્ર મેળવ્યું છે, એમ વેદ નિંદા જોવામાં આવે છે. માટે આ કલ્પના તદન અયુક્ત છે. (૪૫)

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्रीमच्छंकर भगवत्पूज्यपादकृतौ शारीरक मीमांसाभाष्ये चंद्रशंकरात्मज छोटालाल शर्मणा कृत गुर्जरगिरानुवादे द्वितीयाध्यायस्य द्वितीयः पादः ॥ २ ॥

## भूमिका.

# દ્વિતીય અધ્યાય--તૃતીય પાદ.



### જીવ ઇશ્વરના વિરોધનો પરિહાર.



શિષ્ય—ત્યારે શું આકાશ આદિની જે ઉત્પત્તિ કહી છે, તે ખરી છે?

ગુરૂ—આકાશ આદિની ઉત્પત્તિ ખોટી છે. કારણુ કે શ્રુતિપ્રતિપાદિત નથી. આથી કહ્યું છે કે;—

### અધિકરણ ૧ લું-સૂત્ર ૧ લું.

### આકાશાદિની ઉત્પત્તિનો અભાવ

न वियदश्रुतेः ॥ १ ॥

સૂત્રાર્થ—શ્રુતિ પ્રતિપાદિત નહિ હોવાથી આકાશની ઉત્પત્તિ નથી

ટીકા શિષ્ય વેદાંતમાં અનેક સ્થળે ઉત્પત્તિના સંબંધવાળી શ્રુતિઓ જોવામા આવે છે. કેટલીક એમ પ્રતિપાદન કરે છે કે આકાશની ઉત્પત્તિ છે કેટલીક એમ કહે છે કે આકાશની ઉત્પત્તિ નથી કેટલીક શ્રુતિ વાયુની ઉત્પત્તિ કહે છે ત્યારે કેટલીક ના પાડે છે આજ પ્રમાણે જીવ તથા પ્રાણના સંબંધમા છે અનેક બીજી શ્રુતિ ઓમા ક્રમે કરી નિષેધ પણ જોવામા આવે છે બીજું એમ સિદ્ધ થાય છે કે, પ્રતિષેધ હોવાથી પરપક્ષ યોગ્ય નથી તેમજ સ્વપક્ષના સબંધમા પણ વિરોધ હોવાથી તે પક્ષ પણ અયુક્ત લાગે છે આ રીતની આશકા થાય છે હે ભગવન્ સર્વ વેદાંતમાં સૃષ્ટિ સંબધી શ્રુતિ જોવામા આવે છે. માટે આ બાબત વિસ્તારપૂર્વક મને શ્રવણ કરાવો. જો રહસ્ય ચોખ્ખુ થાય છે તો પછી તેનું ફળ એ થાય છે કે આપણા મનની શકાની નિવૃત્તિ થાય છે પ્રથમ તો આપ મને આકાશ સબંધી જણાવશો. આકાશની ઉત્પત્તિ છે કે નથી?

ગુરુ—આકાશની ઉત્પત્તિ નથી આ જ કારણથી આ સૂત્રમા કહ્યુ છે કે, "नवियदश्रुते" શ્રુતિ પ્રતિપાદિત નહિ હોવા થી આકાશની ઉત્પત્તિ નથી." આકાશ કદી ઉત્પન્ન થતુ નથી

શિષ્ય—કેમ એમ કહી શકાય?

ગુરુ—અશ્રુતિથી અર્થાત્ પ્રતિપાદિત નથી. કારણકે ઉત્પત્તિ પ્રકરણમા શ્રુતિ વિષે કહ્યુ નથી. જે

ગંદોગ્યમાં કહ્યું છે કે, "सदेव सोम्येद-
म आसीदेक मेवाद्वितीयम अर્થઃ-હે સોમ્ય!
પૂર્વે કેવળ સતરૂપ હતું. તે એકરૂપે
તથા અદ્વિતીયરૂપે હતું." આ રીતે
પ્રથમ બ્રહ્મરૂપે, તથા સત સ્રરૂપે સર્વ
હતું. આ રીતનું નિરૂપણ કરી પછી
કહ્યું છે કે, "तदैक्षत, तत्तेजोऽसृजत (છાં.
૬,૨,૩) પરમાત્માએ ચિંતન કર્યું, એટલે
તેજની ઉત્પત્તિ થઇ" આ પ્રમાણે
પંચ મહાભૂતમાંથી તેજને પ્રથમ કહી
તેજ, જળ તથા અન્ન એમ ત્રણ ઉત્પત્તિ
શ્રુતિમાં કહી છે. અમને શ્રુતિ ઇન્દ્રિ-
યના અવિષયરૂપ વિજ્ઞાનોત્પત્તિમાં પ્રમા
ણરૂપે છે. આ સ્થળે શ્રુતિ આકાશની
ઉત્પત્તિને પ્રતિપાદન કરતી નથી. માટે
આકાશની ઉત્પત્તિ નથી.(૧)

શિષ્ય-આપ ઉત્પત્તિની ના કહો
છો, તે કેમ ચાલે?

ગુરુઃ-શ્રુતિમાં ઉત્પત્તિ કહી નથી.

શિષ્ય-પણ કેટલેક સ્થળે કહી છે
તેનું કેમ? આ જ કારણથી ૨ જા સૂત્રમાં
કહ્યું છે કે,-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૨ જું.

## શ્રુતિમાં આકાશની ઉત્પત્તિ.

अस्ति तु॥ २॥

સૂત્રાર્થઃ-કેટલીક અન્ય શ્રુતિમાં તો
આકાશની ઉત્પત્તિ કહી છે. (૨)

ટીકાઃ-શિષ્ય-મૂળમાં જે तु શબ્દ
વાપર્યો છે, તેથી એમ જાણવું કે, ભિન્ન
પક્ષમાં ઉત્પત્તિ કહી છે. જો કે છાંદો-
ગ્યમાં આકાશની ઉત્પત્તિ નહિ હોય
પણ બીજી કેટલીક શ્રુતિમાં કહી છે.
તૈત્તિરીય' ઉપનિષદમાં કહ્યું છે કે,
"सत्य ज्ञानमनंत ब्रह्म બ્રહ્મ સત્યરૂપે, જ્ઞાન-
રૂપે તથા અનંતરૂપે છે." આ રીતની શરૂ-
આત કર્યા પછી આગળ કહ્યું છે કે, 'तस्माद्वा
एतस्मादात्मन आकाश. संभूतः (તૈ૦ ૨,૧)
આમાથી આકાશની ઉત્પત્તિ થઇ છે."
વળી શ્રુતિમાં પણ માંહે માહે વિરોધ
છે. જેમકે ઉત્પત્તિના સબંધમાં પ્રથમ
તેજને કેટલીક શ્રુતિ ગણે છે તથા
કેટલીક આકાશને પ્રથમ ગણે છે. આ
શ્રુતિઓની એક વાકયતા થવી જોઇએ.

ગુરુ-હા, તે વાત ખરી છે. શ્રુતિ-
ની જોકે એક વાકયતા છે, પણ તે
જાણી શકવી દુર્લભ છે.

શિષ્ય-આપ એમ કેમ કહો છો? પણ
"तत्तेजोऽसृजत (છાં૦ ૬, ૨, ૩) તેણે તેજને
ઉત્પન્ન કર્યું" એમ એકવાર સર્ણાએ તેજને
પ્રથમ કર્યું એમ છે. પણ સરજવા યોગ્ય
એવી બે વસ્તુઓનો એકી વખતે સંબંધ
અશક્ય છે. જેમકે "तत्तेजोऽसृजत (છાં૦ ૬,
૨, ૩) તેણે તેજની ઉત્પત્તિ કરી." "तदा-
काशमसृजत તેણે આકાશને ઉત્પન્ન કર્યું"
એમ બે સરજવાયોગ્ય વસ્તુઓનો એક
વખતે સંબંધ યોગ્ય નથી. જેમકે ગળઠી
કરીને ઓદન રાંધે છે. એમ આ સ્થળે
પણ આકાશની ઉત્પત્તિ કર્યા પછી તેણે
તેજની ઉત્પત્તિ કરી, એમ યોજના સારી
લાગે છે.

ગુરુ-આ રીતની યોજના સારી નથી.

શિષ્ય-આપ જાણો છો કે, છાંદોગ્ય-
મા પ્રથમ ઉત્પત્તિ તેજની કહેલ છે તથા
તૈત્તિરીયમાં આકાશની પ્રથમ ઉત્પત્તિ

કહી છે. આ રીતે બેઉની પ્રથમ ઉત્પત્તિ બની શકે નહિ. અહીં બીજી શ્રુતિના વચનને વિરોધ આવે છે. જેમકે "तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः (તૈ૦ ૨, ૧) આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઇ." આ સ્થળે પણ આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઇ, આત્મામાંથી તેજની ઉત્પત્તિ થઇ, એમ એકી વખતે એક જ વસ્તુની ઉત્પત્તિનો સંભવ હોય, પણ આકાશ તથા તેજનો એક વખતે ઉત્પત્તિનો સંભવ યોગ્ય નથી. વળી "वायोरग्निः (તૈ૦ ૨, ૧) વાયુમાંથી અગ્નિની ઉત્પત્તિ થાય છે." એમ જુદી શ્રુતિ છે. (૨)

ગુરુ.–જે શ્રુતિમા આકાશની ઉત્પત્તિ કહી છે, તે શ્રુતિ ગૌણ છે.

શિષ્ય:–એમ કેવી રીતે બની શકે?

ગુરુ:–કારણ કે કારણસામગ્રીનો અસંભવ છે. આ જ હેતુથી ૩ જા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧ લું—સૂત્ર ૩ જું.

## ઉત્પત્તિભાવ ગૌણ.

गौण्यसंभवात् ॥३॥

સૂત્રાર્થ–આકાશની ઉત્પત્તિને પ્રતિપાદન કરનારી શ્રુતિ ગૌણ છે. કારણ કે પ્રથમ કારણ સામગ્રીનો અસંભવ હોયછે.

ટીકા–ગુરુ–આકાશની ઉત્પત્તિ નથી.

શિષ્ય:–એમ કેવી રીતે બને?

ગુરુ:–શ્રુતિ ઉત્પત્તિનું પ્રતિપાદન કરતી નથી. આકાશની ઉત્પત્તિને સૂચવનારી જે બીજી શ્રુતિ છે, તે ગૌણ શ્રુતિ હોવી જોઇએ

શિષ્ય:–આ શ્રુતિ ગૌણ કેમ કહેવાય?

ગુરુ:–અસંભવ હોવાથી આ શ્રુતિ ગૌણ છે. શ્રીમાન્ કણાદને અનુસરનારાઓ એમ કહે છે કે, આકાશની ઉત્પત્તિનો સંભવ યોગ્ય નથી. તેઓનું માનવું એમ છે કે, કારણ સામગ્રીનો જો અસંભવ છે, તો પછી આકાશરૂપ કાર્યની ઉત્પત્તિ માનવી યોગ્ય નથી. તેઓનું માનવું એમ છે કે, સમવાયી, અસમવાયી તથા નિમિત્ત કારણ, આ ત્રણમાંથી સર્વની ઉત્પત્તિ થાય છે. દ્રવ્યની એક જાત તેમજ અનેક દ્રવ્ય આકાશના કારણરૂપે હોય છે. આકાશની એક જાત તેમજ અનેક દ્રવ્ય આકાશના કારણરૂપે નથી. કારણકે આકાશરૂપ એક દ્રવ્ય સમવાયી કારણરૂપે થશે તથા તેનો સંયોગ સમવાયી કારણરૂપે થવાથી આકાશની ઉત્પત્તિ થાય. પણ આ રીતનો અભાવ છે; તેથી આકાશના નિમિત્ત કારણનો પણ અભાવ જાણવો. તેજ આદિ ઉત્પત્તિવાળા દ્રવ્યોના પૂર્વોત્તર કાળરૂપ ભેદની સંભાવના થાય છે. કારણકે ઉત્પત્તિ પૂર્વે પ્રકાશ આદિ કાર્યનો અભાવ હોય છે તથા પ્રકાશ આદિ કાર્યની ઉત્પત્તિ પછીથી થાય છે. પણ આકાશનો પૂર્વોત્તર કાળરૂપ ભેદ માની શકાતો નથી. કારણકે ઉત્પત્તિ થવા પહેલાં અવકાશ રહિત, મહાન્ છિદ્ર રહિત તથા સૂક્ષ્મ છિદ્ર રહિત કઇ વસ્તુ હતી, તેનો નિશ્ચય કરવા શું કોઇ શક્તિમાન્ છે? આકાશની ઉત્પત્તિથી રહિતરૂપે સિદ્ધિ થાય છે, કારણકે તેમાં પૃથ્વી આદિથી ભિન્ન ધર્મ છે તથા તેમાં

વિભુપણાનો સમાવેશ થાય છે. માટે જેમ લૌકિક રીતિએ આકાશ બનાવો, આકાશની ઉત્પત્તિ થઇ, એમ આકાશના સંબંધમાં ગૌણ પ્રયોગ હોય છે. જેમકે ઘટમાં રહેલ આકાશ ઘટાકાશ, કરવડામાં રહેલ આકાશ કરકાકાશ તથા ગૃહમાં રહેલ આકાશ ગૃહાકાશ કહેવાય છે. તે જો કે એકજ આકાશના બનેલ છે તથા સ્થાન ભેદને લીધે તેનામાં ગૌણ ભેદ રહેલ છે તેજ રીતે વેદમાં કહેલ છે કે, અરણ્યવાસીઓને આકાશમાં મૂકવા એ જેમ ગૌણ આકાશ સંબધી ગૌણ ભેદ છે, તેમ આકાશની ઉત્પત્તિ સંબધી શ્રુતિ પણ ગૌણ જ સમજવી (૩)

શિષ્યઃ-આકાશની ઉત્પત્તિ નથી, તેના સંબંધમાં પ્રમાણ હોય તો તે આપ કહેશો.

ગુરૂઃ-હા, શ્રુતિના પ્રમાણથી પણ આકાશની ઉત્પત્તિ નથી. જેમકે;-

## અધિકરણ ૧ લું—સૂત્ર ૪ થું. આકાશમાં ઉત્પત્તિનો અભાવ.

શબ્દાચ્ચ ॥ ४ ॥

સૂત્રાર્થ-શ્રુતિના પ્રમાણથી સિદ્ધ થાય છે કે, આકાશ ઉત્પત્તિથી રહિત છે. (૪)

ગુરૂ-વેદ એમ સૂચવે છે કે, આકાશ ઉત્પત્તિ ભાવથી રહિત છે. કહ્યુ છે કે, 'वायुश्चान्तरिक्ष चैतदमृतम (બૃ૦ ૨,૩,૩) બ્રહ્મ વાયુ તથા આકાશરૂપે છે. તે અમૃતરૂપે છે.'' જે વસ્તુ અમૃતરૂપે હોય તેની કદી ઉત્પત્તિ હોઈ શકે નહિ વળી કહ્યું છે કે, "आकाशवत्सर्वगतश्च नित्य આકાશની માફક આત્મા સર્વવ્યાપક તથા નિત્ય સ્વરૂપે છે.'' અહીં બ્રહ્મ સર્વગત તથા નિત્યરૂપે છે. આ રીતના બ્રહ્મના ધર્મને આકાશની સાથે સરખાવ્યા છે. આથી એમ સૂચવે છે કે, તે ધર્મ આકાશના પણ હોવા જોઈએ. સર્વગત તથા નિત્યધર્મવાળા આકાશની ઉત્પત્તિનો કદી સંભવ હોઈ શકે નહિ. વળી દૃષ્ટાંત તરીકે કહ્યું છે, "स यथानन्तोऽयमाकाश एवमनन्त आत्मा वेदितव्य અર્થ – જે રીતે આકાશ અનંત છે તેમ આત્મા પણ અનંતરૂપે માનવો જોઇએ." आकाशशरीरं ब्रह्म (તૈ૦ ૧,૬,૨) आकाश आत्मा (તૈ૦ ૧,૭,૧) બ્રહ્મ,આકાશ-શરીરરૂપે છે. આકાશ આત્મારૂપે છે.'' જો આકાશની ઉત્પત્તિ હોય તો તેની સરખામણી બ્રહ્મ સાથે થઇ શકે નહિ. જેમકે કાળાપણાની સરખામણી ઉત્પલ સાથે થઈ શકે છે. કારણ કે તેનામાં તે ગુણ રહેલો છે. માટે આકાશ નિત્ય છે તથા આકાશ શબ્દવડે સામાન્ય બ્રહ્મનું નિરૂપણ થઈ શકે છે. (૪)

શિષ્યઃ-શુ એક જ શબ્દનો ગૌણ પ્રયોગ તથા મુખ્ય પ્રયોગ બની શકે ?

ગુરૂ-હા, બ્રહ્મ શબ્દનો ગૌણ પ્રયોગ થાય છે તથા મુખ્ય પ્રયોગ થાય છે. તેમ ઉત્પત્તિરૂપ શબ્દનો પણ ગૌણ પ્રયોગ તથા મુખ્ય પ્રયોગ બની શકે. આના જ સબંધમાં પમા સૂત્રમા કહ્યું છે કે,-



## અધિકરણ ૧ લું—સૂત્ર ૫ મું.

### ઉત્પત્તિનો ગૌણ તથા મુખ્ય પ્રયોગ.

**स्याच्चैकस्य ब्रह्म शब्दवत् ॥ ५ ॥**

સૂત્રાર્થ:—ઉત્પન્ન શબ્દનો બ્રહ્મ શબ્દની માફક ગૌણ તથા મુખ્ય પ્રયોગ થાય છે. (૫)

ટીકા:-ગુરૂ:-આ સૂત્ર શંકાના ઉત્તરરૂપે કહીએ તો ચાલે.

શિષ્ય:-કહ્યું છે કે, "तस्माद्वा एतस्मादात्मन आकाश: सम्भूत (તૈ૦ ૨,૧) આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઇ" આ શ્રુતિવચનમાં એકજ સંભૂત શબ્દ, શ્રેષ્ઠ તેજ આદિના સંબંધમા વપરાય છે ત્યારે ત્યાં તેનો મુખ્ય પ્રયોગ હોય છે તથા આકાશના સંબંધમા એજ શબ્દ જ્યારે વપરાય છે ત્યારે ગૌણ અર્થ છે. એમ એકજ શબ્દ બે પ્રકારે કેવી રીતે સંભવે?

ગુરૂ:—આના સંબંધમાં હું કહું તે સાંભળ. જેમ બ્રહ્મ શબ્દ છે તેમ એકજ સંભૂત શબ્દનો વિષયની ભિન્નતાને લઇ ગૌણ તથા મુખ્ય પ્રયોગ થાય છે. દાખલા તરીકે જેમકે બ્રહ્મ એક છે, છતાં કહ્યુ છે કે "तपसा ब्रह्म विजिज्ञासस्व, तपो ब्रह्म(તૈ૦ ૩,૨) તપવડે બ્રહ્મને જાણ તપ એ બ્રહ્મરૂપે છે." ઇત્યાદિ વચનમા બ્રહ્મનો અન્નાદિના સંબંધમા ગૌણ પ્રયોગ છે તથા આનંદના સંબંધમા બ્રહ્મનો મુખ્ય પ્રયોગ છે. જેવી રીતે બ્રહ્મ સાક્ષાત્કારના સાધનરૂપ તપવિશે બ્રહ્મશબ્દ અભેદોપચારથી અર્થાત્ ઐકયતાના લક્ષણથી પ્રયોજાય છે, પણ સાક્ષાત્ રીતે તે શબ્દ વિજ્ઞેય સ્વરૂપ બ્રહ્મને જ લાગુ પડે છે.

શિષ્ય:-જો આકાશને ઉત્પત્તિ ન હોય તો પછી "एकमेवाद्वितीयम् પૂર્વે એક તથા અદ્વિતીયરૂપ હતું" આ શ્રુતિનું કેવી રીતે સમર્થન થઇ શકે? દ્વૈતરૂપ આકાશને લીધે બ્રહ્મ દ્વૈતરૂપે થાય છે. વળી બ્રહ્મનું જ્ઞાન થવાથી સર્વનું જ્ઞાન થાય છે. આ કેવી રીતે બને?

ગુરૂ:—અહીં જે એક શબ્દ વાપર્યો છે, તે વડે શ્રુતિ એમ દર્શાવે છે કે કાર્યનો અભાવ પ્રથમ હોવો જોઇએ. દાખલા તરીકે કોઇએક કુંભારના ઘરમાં આગલે દિવસે આપણે મૃત્તિકા, દંડ તથા ચક્ર આદિ જોઇએ છીએ તથા બીજે દિવસે અનેક પ્રકારનાં વાસણો આપણા જોવામાં આવે છે. આથી આપણે એમ કહીએ છીએ કે, પ્રથમ દિવસે કેવળ મૃત્તિકા હતી. વળી મૃત્તિકાનો નિશ્ચય થવાથી એમ માનીએ છીએ કે, પૂર્વ દિવસે મૃત્તિકાનો કાર્ય સમૂહ ન હતો, પણ દંડ તથા ચક્ર આદિ ન હતાં, એવો નિશ્ચય થતો નથી. આ જ પ્રમાણે અદ્વૈત ભાવવાળી શ્રુતિ ભિન્ન અધિષ્ઠાતાનો પ્રતિષેધ કરે છે. જેવી રીતે ઘટાદિના કારણરૂપ મૃત્તિકાનો અધિષ્ઠાતા કુંભાર કહેવાય છે તેમ જગતના ઉપાદાન કારણરૂપ બ્રહ્મનો અન્ય અધિષ્ઠાતા અર્થાત્ નિમિત્ત કારણ હોતું નથી. દ્વૈત ભાવવાળા આકાશવડે પણ તે જ પ્રમાણે દ્વૈત સ્વરૂપવાળા બ્રહ્મનો પ્રસંગ કદી બની શકે નહિ.

ભિન્ન લક્ષણ જે જોવામાં આવે છે તેનું કારણ અનેકપણાને લીધે છે. ઉત્પત્તિ પૂર્વે બ્રહ્મ તથા આકાશનાં લક્ષણો ક્ષીર તથા ઉદકની માફક ભિન્ન હોતાં નથી દૂધ તથા જળ બેઉ એકી વખતે ઉત્પન્ન થયેલ છે તથા તે બેઉમાં વ્યાપકપણાનો તથા મૂર્તિપણાનો સામાન્ય ધર્મ રહેલ હોય છે. ઉત્પત્તિ સમયે બ્રહ્મ જગતની ઉત્પત્તિ કરવાના વ્યાપારવાળો હોય છે તથા આકાશની સ્થિતિ તેથી ભિન્ન હોય છે. આથી કરી બેઉમાં ભિન્નતા જોવામાં આવે છે. વળી "आकाशशरीरं ब्रह्म (તૈ૦ ૧, ૬,૨) આકાશશરીર બ્રહ્મરૂપે છે" ઈત્યાદિ શ્રુતિઓવડે પણ બ્રહ્મ તથા આકાશની અભેદ સ્વરૂપે જ સિદ્ધિ થાય છે. આથીજ કહ્યું છે કે બ્રહ્મનું જ્ઞાન થવાથી સર્વ વિજ્ઞાન થાય છે. વળી સર્વ કાર્યની ઉત્પત્તિ આકાશથી ભિન્ન દેશ કાળમાં હોતી નથી. આથી બ્રહ્મ તથા તેનું કાર્ય જે સમયે જાણવામાં આવે છે, તે જ સમયે આકાશનું પણ જ્ઞાન થાય છે. જેવી રીતે દૂધથી ભરેલા ઘડામાં કંઈએક જળનાં ટીપાં નાંખીએ, છતાં તે ટીપાંઓ દૂધ લઈએ કે તેની સાથે તે પણ આવી જાય છે. પણ ક્ષીર લઈ લેવામાં આવ્યા પછી જળનાં ટીપાનું ગ્રહણ બાકી રહેતું નથી. તે જ પ્રમાણે બ્રહ્મ તથા તેનાં કાર્યો આકાશથી અભિન્ન દેશકાળવાળાં હોવાથી બ્રહ્મના ગ્રહણથી આકાશનું ગ્રહણ થાય છે જ. માટે શ્રુતિમાં નભની ઉત્પત્તિ કહી છે તે ગૌણ છે. (૫)

શિષ્ય—પ્રકૃતિ તથા વિકાર એક છે કે જૂદા છે ? જો પ્રકૃતિનું જ્ઞાન થવાથી વિકારનું પણ જ્ઞાન થતું હોય તો બેઉ એક જ રૂપે હોવાં જોઈએ

ગુરુઃ—વેદના વચનોથી એમ સિદ્ધ થાય છે કે કાર્ય તથા કારણ અભિન્ન છે તથા તેમ હોવાથી જ વેદની પ્રતિજ્ઞામાં દોષ જણાતો નથી આથી જ કહ્યું છે કે,—

## અધિકરણ ૧ લું—સૂત્ર ૬ ઠ્ઠું.

## કાર્ય તથા બ્રહ્મની અભિન્નતા.

प्रतिज्ञाऽहानिरव्यतिरेकाच्छब्देभ्यः ॥६॥

સૂત્રાર્થ—વેદવચનોવડે સર્વ કાર્ય સમૂહ તથા બ્રહ્મ અભિન્ન છે, એમ હોવાથી જ વેદપ્રતિજ્ઞામાં બાધ આવતો નથી.(૬)

ટીકાઃ-ગુરુ—કહ્યું છે કે, "येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति (છાં૦ ૬,૧,૧) જેનું જ્ઞાન થવાથી નહિ સાંભળેલું સાંભળવામાં આવે છે, નહિ માનેલું માનવામાં આવે છે તથા નહિ જાણેલું જાણવામાં આવે છે," વળી કહ્યું છે કે "आत्मनि खल्वरे दृष्टे श्रुते मते विज्ञात इदं सर्वं विदितम् (બૃ૦ ૪, ૫, ૬) ખરે ખર આત્માનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન થવાથી સર્વનું જ્ઞાન થાય છે." તેમજ "कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति (મુ૦ ૧, ૧, ૩) હે ભગવન્ ! કઈ વસ્તુનું જ્ઞાન થવાથી સર્વ કાર્યસમૂહનું જ્ઞાન થાય છે ?" વળી કહ્યું છે કે, "न काचन मद्बहिर्या दियास्ति મારાથી બાહ્ય કોઈ પણ પ્રકારનું જ્ઞાન નથી." આ રીતની પ્રતીતિ દરેક વેદાંતના વચનની જોવામાં આવે છે. જો અખિલ વસ્તુસમૂહ બ્રહ્મથી અ

રૂપે જાણવામાં આવે તો ઉપરના વેદ વચનની પ્રતિજ્ઞામાં વિરોધ પ્રાપ્ત થશે નહિ. જો પ્રકૃતિ તથા કાર્ય ભિન્ન છે, એમ માનીએ તો એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે, એ રીતની વેદની પ્રતિજ્ઞાને હાનિ પહોંચશે. જો અખિલ કાર્ય સમૂહની એક બ્રહ્મામાંથી ઉત્પત્તિ થતી હોય તો આ રીતની અભિન્નતા હોવી જોઇએ. વળી વેદના શબ્દોવડે પ્રકૃતિ તથા વિકાર અભિન્ન છે, એવા ન્યાય વડેજ વેદાંત વચનની પ્રતિજ્ઞાસિદ્ધિ જાણી શકાય છે. આ વેદ પ્રતિજ્ઞા નીચે પ્રમાણે છે:-"येनाश्रुतं श्रुत भवति જેના જ્ઞાનથી નહિ સાંભળેલું સાંભળેલું થાય છે." આ

આ રીતની પ્રતિજ્ઞા કર્યા પછી કાર્ય તથા કારણના અભેદને પ્રતિપાદન કરનારા મૃત્તિકા આદિના દૃષ્ટાંતવડે આ પ્રતિજ્ઞાનું સમર્થન કર્યું છે. આ સિદ્ધ કરવા માટે પાછળથી શ્રુતિમાં નીચે પ્રમાણેનાં વચનો છે:-"सदेवसोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् (છા૦ ૬, ૨, ૧ હે સોમ્ય! પ્રથમ સર્વસત્‌રૂપે, એકરૂપે તથા અદ્વિતીયરૂપે હતું." "तदैक्षत તેણે વિચાર કર્યો." "तत्तेजोऽसृजात તેણે તેજને ઉત્પન્ન કર્યું" આ રીતે શ્રુતિમાં સર્વ કાર્યસમૂહ બ્રહ્મથી થયો છે એમ દર્શાવી, તે બ્રહ્મથી ભિન્નસ્વરૂપે છે એમ નીચનાં વચનથી દર્શાવે છે:-"एतदात्म्यमिदसर्वम् આ સર્વ કાર્યસમૂહ આત્મારૂપે છે." આ રીતે છઠ્ઠા આરંભેલ પ્રપાઠકની સમાપ્તિ થાય છે. માટે જો આકાશ બ્રહ્મના કાર્યરૂપે ન હોય તો બ્રહ્મનું જ્ઞાન થવે આકાશનું જ્ઞાન ન થાય તથા તેમ થવાથી વેદપ્રતિજ્ઞાને બાધ આવવો જોઇએ. પ્રતિજ્ઞામાં હાનિ લાવી વેદને અપ્રમાણ ગણવો એ યોગ્ય નથી. દરેક વેદાંત વચનના સર્વ શબ્દો દૃષ્ટાંત આપી તેજ પ્રતિજ્ઞાને સિદ્ધ કરે છે. "इदं सर्वं यदयमात्मा (બૃ૦ ૨,૪,૬) આ સર્વ કાર્ય સમૂહ આત્મારૂપે છે." "ब्रह्मैवेदममृतपुरस्तात् (મું૦ ૨,૨,૧૧) જે જે સઘળું ભસે છે, તે અમૃતરૂપે તથા બ્રહ્મરૂપે છે." માટે અગ્નિ આદિની માફક આકાશની પણ ઉત્પત્તિ છે. શ્રુતિમાં આકાશની ઉત્પત્તિ કહી નથી, એ કહેવું ખોટું છે. કારણકે આકાશની ઉત્પતિના સંબંધમાં બીજી શ્રુતિમાં કહ્યું છે કે, "तस्माद्वा एतस्मादात्मन आकाश संभूत.( તૈ૦ ૨,૧) આત્મામાંથી આકાની ઉત્પત્તિ થઈ છે."

શિષ્યઃ—આ તો ખરૂં કહ્યું છે. પણ શ્રુતિના વચનવડે વિરૂદ્ધતા દર્શાવે છે. જેમકે "तत्तेजोऽसृजत તેણે તેજની ઉત્પત્તિ કરી."

ગુરુઃ—વિરોધ નથી. કારણ કે સર્વ શ્રુતિઓની એક વાકયતા છે.

શિષ્યઃ—જો વાકયોમાં વિરોધ ન હોય તો એક વાકયતા થઇ શકે. પણ અહીં તો વિરોધ છે. કારણકે એકજ સષ્ટતાનો સંબંધ બે સ્રષ્ટવ્ય વસ્તુઓની સાથે એકી વખતે હોવો અયોગ્ય છે. તેમજ બેઉની ઉત્પત્તિ પ્રથમ થઈ, એ પણ અસંભવિત છે. તેજ પ્રમાણે અહીં વિકલ્પનો પણ અસંભવ છે.

ગુરૂઃ—આ દોષ નથી. કારણકે તૈતિરી ઉપનિષદમાં તેજની સૃષ્ટિ ત્રીજી ગણી છે

જેમકે तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूत । आकाशाद्वायुः । वायोरग्निः ( તૈ૦ ૨, ૧ ) આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઈ, આકાશમાંથી વાયુની તથા વાયુમાંથી અગ્નિની ઉત્પત્તિ થઇ." આ શ્રુતિનો બીજા પ્રકારે પરિણામ કરવો અશક્ય છે. છાંદોગ્ય શ્રુતિમાં જે નિયમ આપ્યો છે, તે યોગ્ય છે. તેમાં કહ્યું છે કે, આકાશ તથા વાયુને ઉત્પન્ન કર્યા પછી તેણે તેજને ઉત્પન્ન કર્યું. આ શ્રુતિમાં તેજની પ્રધાનરૂપે ઉત્પત્તિ કહી છે, પણ બીજી શ્રુતિમાં જે આકાશની ઉત્પત્તિ કહેલી છે, તેનું નિવારણ કરવા આ શ્રુતિ શક્તિમાન નથી. કારણ કે એક વાક્યનો બે રીતનો વ્યાપાર થવો અશક્ય નથી. સ્રષ્ટા જ્યારે એક છે તો પછી ક્રમવડે અનેક કાર્યની ઉત્પત્તિ કરે. આ પ્રમાણે એક વાક્યની કલ્પનાનો સંભવ હોવા છતાં વિરુદ્ધ અર્થ લઇ, શ્રુતિમાં દોષ પ્રાપ્ત કરવો યોગ્ય નથી. બીજી શ્રુતિમાં પ્રષ્ટવ્યરૂપે ભિન્ન કાર્યનું ગ્રહણ કરેલું છે, તેથી એક જ સ્રષ્ટાનો બે સ્રષ્ટવ્યની સાથે સંબંધ અમને ઇષ્ટ નથી. જેવી રીતે 'सर्वं खल्विदं ब्रह्म तज्जलान् (છાં૦ ૩, ૪, ૧) ખરેખર આ સર્વ બ્રહ્મરૂપે છે. તેમાંથી તેની ઉત્પત્તિ થાય છે, તેને વિષે તેનો લય થાય છે તથા તેને વિષે જ તે ચેષ્ટા કરે છે." આ શ્રુતિમાં ખુલ્લે ખુલ્લું દર્શાવ્યું છે કે, સર્વ વસ્તુ-માત્રની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થયલી છે. આ શ્રુતિ અન્ય સ્થળે તેજની જે ઉત્પત્તિ કહેલ છે, તેનો નિષેધ કરતી નથી. આ જ પ્રમાણે તેજની ઉત્પત્તિ જે બ્રહ્મમાંથી શ્રુતિ વિશે કહેલ છે, તેનો અન્ય શ્રુતિ નિષેધ કરતી નથી, કે જે શ્રુતિમાં આકાશની ઉત્પત્તિના ક્રમને પ્રથમ ગણ્યો છે.

શિષ્ય–" तज्जलानिति शान्त उपासीत બ્રહ્મમાંથી ઉત્પત્તિ થાય છે, તેમા લય પામે છે તથા તેમાં ચેષ્ટા કરે છે, માટે શાંત થઈ ઉપાસના કરવી," આ પ્રમાણેનું જે શ્રુતિનું વચન છે, તે શાંત ચિત્તથી ઉપાસના કરવા માટે કહ્યું છે. આ વચન કાંઇ સૃષ્ટિના ક્રમના સંબધમાં કહેલ નથી. માટે આ વચન અન્ય સ્થળે જે ક્રમ આપેલ છે, તેમાં વિરોધ દર્શાવતું નથી. "तत्तेजोऽसृजत તેણે તેજની ઉત્પત્તિ કરી" આ વચન સૃષ્ટિના સંબંધી છે. માટે આ સ્થળે જે ક્રમ કહ્યો છે, તે સ્વીકારવા યોગ્ય છે.

ગુરુ:–તારૂં કહેલું યોગ્ય નથી. એક સ્થળે તેજની પ્રથમ ઉત્પત્તિ કહેવાથી બીજી શ્રુતિમાં કહેલ આકાશાદિ પદાર્થનો ત્યાગ કરવો યોગ્ય નથી. કારણ કે ક્રમ એ પદાર્થનો ધર્મ છે. બીજું "तत्तेजोऽसृजत તેણે તેજની ઉત્પત્તિ કરી" આ સ્થળે ક્રમવાચક કોઈ પણ શબ્દ આપ્યો નથી. અર્થવડે ક્રમ જાણવામાં આવે છે તથા તે ક્રમનું નિવારણ, "બીજી શ્રુતિમાં કહેલ વાયુમાંથી અગ્નિ થાય છે" કરે છે. આકાશ તથા તેજમાં પ્રથમ કોની ઉત્પત્તિ છે, તે સંબંધી સંકલ્પ વિકલ્પ કરવો યોગ્ય નથી. કારણ કે બેઉ સિદ્ધ વસ્તુ છે. બીજું

એઉની ઉત્પત્તિ એકી વખતે હોવાથી, એક જ ઝાડની પ્રથમ ઉત્પન્ન થયલી શાખા કઇ, તે કહી શકાતું નથી, જેથી તે એઉના ક્રમનો પ્રતિષેધ કરવામાં આવે છે. માટે પરસ્પર બે શ્રુતિમાં વિરોધ નથી.

શિષ્યઃ–વળી છાંદોગ્યમાં કહ્યું છે કે, જેનાવડે નહિ સાંભળેલ સાંભળવામાં આવે છે. આ પ્રમાણે શ્રુતિની પ્રતિજ્ઞાનો ક્રમ દર્શાવેલો છે. માટે જો કે આકાશની ઉત્પત્તિ નથી કહેલ, છતાં તેની ગણના કરવી જોઇએ. આ પ્રમાણે જ્યારે છે તો પછી તૈત્તિરીય શ્રુતિમાં આકાશની ઉત્પત્તિનો સ્વીકાર કર્યો છે તેનો કેમ સ્વીકાર કરવો નહિ? આ બાબત ઠીક છે. તેમ જ આગળ કહ્યું છે કે, આકાશ સર્વ કાર્યસમૂહથી અભિન્ન દેશ તથા કાળવાળું છે તથા બ્રહ્મનું જ્ઞાન તેનાં કાર્યો સહવર્તમાન થાય છે. આથી પ્રતિજ્ઞામાં દોષ આવતો નથી, એ બાબત પણ યોગ્ય છે. વળી " एकमेवाद्वितीयम् સર્વ એક તથા અદ્વિતીયરૂપે છે." આ રીતની જે શ્રુતિ છે તેમાં વિરોધ આવશે નહિ. માટે બ્રહ્મ તથા આકાશની એકતા ક્ષીરોદક સમાન માનવી જોઇએ.

ગુરૂઃ–આ સંબંધી હું કહું તે સાંભળ. ક્ષીર તથા ઉદક ન્યાયવડે એકનું વિજ્ઞાન થવાથી સર્વ કાર્યસમૂહનું જ્ઞાન થાય છે, એમ બની શકતું નથી. પણ મૃત્તિકા આદિ દૃષ્ટાંતનો સ્વીકાર કરવો જોઇએ. કારણ કે પ્રકૃતિ તથા તેનો વિકાર સર્વ એકરૂપે છે, એ રીતના ન્યાયવડે એકનું જ્ઞાન થવાથી સર્વનું જ્ઞાન થાય છે, એમ જાણવું. ક્ષીર તથા ઉદકન્યાય અહીં યોગ્ય ઘટતો નથી. આથી સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. કારણ કે આપણે જોઇએ છીએ કે, આપણને દૂધનું જ્ઞાન થયેલ હોય, છતાં જળનું સમ્યક્ જ્ઞાન થતું નથી. જેમ મનુષ્યોનું કાર્ય માયાવડે, મિથ્યા ભાષણવડે તથા છેતરપીંડીથી થાય છે, તેમ વેદનો નિશ્ચય કોઇ પણ દિવસે મિથ્યા ભાષણ આદિવડે થતો નથી. આ નિશ્ચય નીચે પ્રમાણેનો છે કે, સર્વ એક તથા અદ્વિતીયરૂપે છે, આ રીતની જે શ્રુતિ છે, તેમાં જો ક્ષીરોદક ન્યાયની ગણના કરીએ તો તેમાં દોષ આવશે. કાર્યની અપેક્ષાને લઇ આ વસ્તુ એક દેશ વિષયવાળી, સર્વ વિજ્ઞાનસ્વરૂપે, એકરૂપે તથા અદ્વિતીયરૂપે છે, એમ માનવું યોગ્ય નથી. કારણ કે મૃત્તિકા આદિમાં પણ તે જ રીતનો સંભવ છે, જેથી પૂર્વની માફક મૃત્તિકાના સંબંધમાં પણ માનવું જોઇએ. જેમકે કહ્યું છે કે, "श्वेतकेतो यन्नु सोम्येद महामना अनूचानमानी स्तब्धोऽस्युत तमादेशमप्राक्ष्यो येनाश्रुतं श्रुतं भवति (છાં૦ ૬, ૧, ૧) હે શ્વેતકેતુ! તું અભિમાની, વેદ વેદાંગનું અધ્યયન કરાવનાર હોવાથી ઉદ્ધત બનેલો છે. પણ તેં તારા ગુરૂને આ રહસ્ય પૂછયું છે કે, જેના જાણવાથી નહિ સાંભળેલ સાંભળવામાં આવે છે?" માટે અશેષ વસ્તુવિષય સર્વ વિજ્ઞાન સ્વરૂપે છે તથા બ્રહ્મના કાર્યરૂપે સર્વ હોવાથી તેનો ઉપન્યાસ સર્વ વિજ્ઞાનરૂપે થાય છે, એમ જાણવું. (૬)

શિષ્ય–પૂર્વે કહેવામાં આવ્યું છે કે, આકાશની ઉત્પત્તિનો અસંભવ હોવાથી આકાશની ઉત્પત્તિ દર્શાવનારી શ્રુતિ ગૌણ છે, એ શું યોગ્ય છે?

ગુરુઃ–આના જ સંબધી હું કહું તે સાંભળ. આ લોકમાં જેમ છે તેમ જેટલા વિભાગ છે તે સર્વ વિકારરૂપે છે. આ જ પ્રમાણે આકાશરૂપી વિભાગ પણ પરમાત્માના વિકારરૂપે છે. આ જ હેતુથી નીચલા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૭ મું.

## વિભાગ વિકારરૂપે.

यावद्विकारं तु विभागो लोकवत् ॥७॥

સૂત્રાર્થ–લોકની માફક જે કાંઇ વિભાગ છે, તે સર્વ વિકારરૂપે છે. (૭)

ટીકાઃ-ગુરુઃ-મૂળમાં જે तु શબ્દ આપ્યો છે તે એટલા માટે કે, આકાશની ઉત્પત્તિનો જે અસંભવ માન્યો છે, તે શંકાનું નિવારણ કરવા આ શબ્દ મૂક્યો છે. આકાશની ઉત્પત્તિના સંબંધમાં અસભવ માનવો યોગ્ય નથી. કારણ કે જે કાંઈ વિકારસમૂહ જોવામાં આવે છે, જેવા કે, ઘડો, હાંલ્લી,ડોળ, ઇત્યાદિ, અથવા કંકણ, કડું, તથા કુંડળ આદિ અથવા સોય, બાણુ અથવા ખડ્ગ આદિ, તે સર્વલોકમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે જણાય છે. વિકારથી રહિત એવી કોઇ પણ વસ્તુ કદી ભિન્ન સ્વરૂપે જોવામાં આવતી નથી. પૃથ્વી આદિથી આકાશને વિભાગ જાણવામાં આવે છે. માટે આકાશ પણ વિકારરૂપે થવા યોગ્ય છે. આથી દિશા, કાળ, મન તથા પરમાણુ આદિને પણ કાર્યરૂપે જાણવાં.

શિષ્યઃ–આત્મા પણ આકાશ આદિથી ભિન્નરૂપે છે, માટે તેને પણ ઘટ આદિની માફક કાર્યસ્વરૂપે જાણવો જોઇએ.

ગુરુઃ–તેમ નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "आत्मन आकाशः समृतः (તૈ૦ ૨, ૧) આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઇ છે." જો આત્મા વિકારરૂપે હોય તો આત્માથી પર કોઇ પણ વસ્તુ કહેલ નથી, તેથી આકાશ આદિ જે કાંઇ કાર્યરૂપે છે, તે આત્મભાવથી રહિતરૂપે થાય તથા આત્મા કાર્યરૂપે બને. આમ થવાથી શૂન્યવાદનો પ્રસંગ આવી પડશે. સર્વ આત્મસ્વરૂપે હોવાથી તેનું નિરાકરણ થઇ શકે એમ નથી. તે કોઇના પણ કાર્યરૂપે નથી. કારણ કે આત્મા સ્વયંસિદ્ધ છે. કોઇ પણ વસ્તુનું પ્રમાણ લઇ આત્માની સિદ્ધિ થતી નથી. અસિદ્ધ પ્રમેયની સિદ્ધિ માટે આત્માનાં પ્રત્યક્ષાદિ પ્રમાણોનું ગ્રહણ કરવામાં આવે છે. કોઇ પણ એમ કહી શકતું નથી કે, આકાશઆદિ પદાર્થો પ્રમાણથી રહિત તથા સ્વયંસિદ્ધ છે. આત્મા પ્રમાણઆદિ વ્યવહારના આશ્રયરૂપ હોવાથી પ્રમાણાદિ વ્યવહારની પૂર્વે સિદ્ધ થાય છે. અમુક પ્રકારનું નિરાકરણ આત્માનું થઇ શકતું નથી. જે વસ્તુ વિકારરૂપે છે તેનું નિરાકરણ હોય છે. પણ જે અવિકારીરૂપે છે તેનું નિરાકરણ હોય નહિ. આત્મા પોતે સર્વને નિરાકરણ કરનારરૂપે છે. માટે તેનું તેના

સ્વરૂપ છે અર્થાત્ વિકારથી રહિત છે. અગ્નિની ઉષ્ણતાનું નિરાકરણ અગ્નિવડે થઈ શકતુ નથી. હું જ હાલમાં વર્તમાન વસ્તુને જાણુ છું, મેં જ પૂર્વ પૂર્વની વસ્તુને જાણી, તેમ જ હું જ આવતી તથા તેથી પણ ભવિષ્યની વસ્તુ જાણીશ. આ રીતે જ્ઞાતવ્ય વસ્તુ ભુત, ભવિષ્ય તથા [illegible] ભિન્ન સ્વરૂપે થાય છે, પણ જ્ઞાતારૂપ આત્મા કદી ભિન્ન સ્વરૂપે થતો નથી. આત્માનો સર્વકાળે વર્તમાન સ્વભાવ હોય છે. તે જ પ્રમાણે દેહ જો કે ભસ્મ થાય છે, પણ આત્માનો નાશ થતો નથી અથવા આત્માનો વર્તમાન સ્વરૂપવાળો સ્વભાવ હોવાથી તેનો કદી અન્યથા સ્વભાવ બનવો શક્ય નથી. આ પ્રમાણે આત્માનું સ્વરૂપ અકથનીય હોવાથી આત્મા કાર્ય સ્વરૂપે નથી. પણ આકાશ કાર્યરૂપે છે.

શિષ્ય.–આ વાત ખરી, પણ એમ કહેલુ છે કે, સમાન જાતિવાળું અનેક કારણદ્રવ્ય આકાશને હોતું નથી.

ગુરૂઃ–આ તારી શકાનું હું હવે નિરાકરણ કરીશ કારણ દ્રવ્ય સમાન જાતિના ઉત્પાદકરૂપે છે, પણભિન્ન જાતિનુ ઉત્પાદક નથી, એવો નિયમ હોતો નથી. જેમકે તંતુ તથા તેના સંયોગો સમાન જાતિ સ્વભાવવાળા નથી. સમાન જાતિ સ્વભાવ હોય તો દ્રવ્ય તથા તેના ગુણનો એક સ્વભાવ હોવો જોઈએ. તેમજ નિમિત્ત કારણરૂપ તુરી તથા માળ આદિ પણ સમાન જાતિસ્વભાવવાળા હોય, એવો નિયમ હોતો નથી.

શિષ્ય –પણ આ સ્થળે શંકા થાય છે કે, સમવાયી કારણના વિષયમાં જ સમાન જાતીયપણાનો સ્વીકાર હોય છે, પણ ભિન્ન કારણને વિશે નહિ

ગુરૂ.–આ પણ અનેક કારણો મળી એક કાર્ય થાય છે. જેમકે અનેક જાતના સૂત્રો તથા ગાયના કેશથી એક રજ્જુ ઉત્પન્ન થતી જોવામા આવે છે. તેજ પ્રમાણે સુતર તથા ઉન આદિથી વિચિત્ર પ્રકારના કાબલાઓ બને છે. અથવા સત્વ તથા દ્રવ્યત્વ આદિની અપેક્ષાવડે સમાન જાતિની કલ્પના કરવામાં આવે તો નિયમ રહેશે નહિ. કારણ કે સર્વ સર્વની સાથે સમાનજાતિવાળું છે. અનેક કારણો મળી એકની ઉત્પત્તિ કરે છે. પણ એક કારણ નહિ, એવો નિયમ હોતો નથી. કારણ કે આપણે જોઈએ છીએ કે, મન તથા અણુ પ્રથમ કર્મની ઉત્પત્તિ કરે છે. એક પરમાણુ તથા મન પ્રથમ કર્મની ઉત્પત્તિ કરે છે. પણ ભિન્ન દ્રવ્યનો સમૂહ કર્મની ઉત્પત્તિ કરે છે, એમ માની શકાતું નથી

શિષ્યઃ–પણ દ્રવ્યની ઉત્પત્તિમા તો અનેક કારણો હોવાં જોઇએ, એ રીતનો નિયમ છે

ગુરૂ –આ રીતનો પણ નિયમ હોતો નથી કારણ કે પરિણામનો સ્વીકાર કરવામા આવે છે. સંયોગવાળું દ્રવ્ય અન્ય દ્રવ્યના કારણરૂપે હોય, એમ જો માનીએ તો તારો નિયમ લાગુ પડે. પણ તેજ દ્રવ્ય વિશેષ દ્રવ્યની માફક અન્ય અવસ્થાને પામી કાર્યસ્વરૂપે સ્વીકારવામા આવે છે, તે દ્રવ્ય મૃત્તિકા તથા બીજ

આદિરૂપે થઇ અંકુરાદિ ભાવે કરી અનેકપણાને પામે છે કેટલાક દ્રવ્ય એક સ્વરૂપેજ પરિણામ પામે છે, જેમકે ક્ષીર આદિ દહી આદિ સ્વરૂપે પરિણામ પામે છે. અનેક કારણ કાર્યની ઉત્પત્તિ કરે છે, એવો કાંઇ ઇશ્વરનો નિયમ નથી. આથી શ્રુતિના પ્રમાણવડે એક બ્રહ્મમાથી આકાશઆદિ પંચ મહાભૂતોની ઉત્પત્તિ થઈ તથા તેથી જગતસમૂહ ઉત્પન્ન થયો, એ રીતનો નિશ્ચય થાય છે. પૂર્વે બ્રહ્મ સૂત્રના ૨ જા અધ્યાયના ૧લા પાદના ૨૪મા સૂત્રમાં કહ્યું છે કે, ઉપસંહાર જોવામા આવે છે, તેથી બ્રહ્મ જગતનું કારણ નથી, એમ કદી થશે નહિ. કારણ કે ક્ષીરની માફક બ્રહ્મ જગતના કારણરૂપે છે. વળી આકાશની ઉત્પત્તિના સંબધમાં પૂર્વોત્તર કાળની જે ભિન્નતા કહેલ છે, તે માનવી યોગ્ય નથી તે ખોટું છે. પૃથ્વી આદિથી ભિન્ન પ્રકારે સ્વરૂપવાળું આકાશ જે વિશેષણને લઇ જોવામાં આવે છે, તેજ રીતનો વિશેષભાવ ઉત્પત્તિ પૂર્વે ન હતો, એમ સિદ્ધ થાય છે. જેમકે પૃથ્વી આદિનો સ્થૂલ સ્વભાવ છે, તેથી બ્રહ્મ સ્થૂલ સ્વભાવવાળો કહેવાતો નથી કારણ કે આત્માના સબધી કહ્યું છે કે, "અસ્થૂલમનણુ આત્મા અસ્થૂલ તેમ જ અનણુરૂપે છે." એમ આકાશનો જે સ્વભાવ છે, તેવા સ્વભાવવાળું બ્રહ્મ નથી, એમ શ્રુતિથી સિદ્ધ થાય છે. માટે ઉત્પત્તિ પૂર્વે આકાશથી રહિતરૂપે સર્વ હતું. બીજું પૃથ્વી આદિના આકાશથી ભિન્ન ધર્મો છે, માટે આકાશ ઉત્પત્તિ ભાવથી રહિત છે, એમ જે કહ્યું છે, તે ખોટું છે. કારણ કે આકાશ ઉત્પત્તિભાવથી રહિત માનીએ તો શ્રુતિનો વિરોધ આવશે. માટે ઉત્પત્તિના અસંભવનો જે ભાસ થાય છે, તે કેવળ અનુમાનરૂપે છે. ઉત્પત્તિ આકાશની હોવાના સંબધમાં નીચલાં કારણો છે—અનિત્ય ગુણનો આકાશ આશ્રય કરતુ હોવાથી તે અનિત્ય છે તથા અનિત્ય હોવાથી ઘટ આદિની માફક તેનો પ્રયોગ થ ય છે.

શિષ્ય:—આત્મામાં અનેકાંતિકતા છે, એમ માનીએ તો કેમ ?

ગુરૂ —ના, તેમ નથી. આત્મા ઉપનિષદમાં અનિત્ય ગુણના આશ્રયરૂપે કહ્યો નથી. તેમ જ આકાશમા આત્માના વિભુત્વ આદિ ગુણો નથી. પૂર્વે "શબ્દાચ્ચ શ્રુતિથી પણ આકાશ ઉત્પત્તિ ભાવથી રહિત છે." એમ જે કહ્યું છે ત્યાં અમૃતત્વના સબધમાં જે શ્રુતિ છે, તે આકાશમાં દેવો અમૃતરૂપે છે, એના સરખી જાણવી. કારણ કે ઉત્પત્તિ તથા પ્રલય પ્રતિપાદન કરવામાં આવ્યાં છે. આત્મા આકાશની માફક સર્વમાં રહેલો તથા નિત્ય છે, એ જે શ્રુતિ છે તેમાં પણ પ્રસિદ્ધ મહાન્ આકાશની સાથે તેની જે ઉપમા આપી છે, તે કેવળ નિરતિશય મહત્વતા દર્શાવવા માટે છે. પણ આકાશ સદૃશ આત્મા છે, એમ દર્શાવવા નહિ. જેમકે કોઇ એમ કહે કે, સૂર્યનારાયણ તીરના વેગની માફક દોડે છે, આમ કહેવું તે કેવળ સૂર્યની તીવ્ર ગતિ દર્શાવવા માટે છે. પણ તીરના સરખી સવિતાની ગતિ છે, એમ દર્શાવવા નહિ આથી સિદ્ધ થાય છે

શ્રુતિનું આત્માને આકાશની સાથે સરખાવવું, તે કેવળ અનંતપણાને માટે છે. વળી "આકાશથી આત્મા શ્રેષ્ઠ છે" ઇત્યાદિ શ્રુતિવડે બ્રહ્મનું પરિમાણ આકાશના પરિમાણથી પણ રહિતરૂપે કહ્યું છે. વળી "न तस्य प्रतिमास्ति ( શ્વે૦ ૪, ૧૯ ) આત્માની પ્રતિમારૂપે કોઇ નથી." આથી બ્રહ્મ ઉપમાનથી રહિતરૂપે છે, એમ સૂચવ્યું છે. વળી કહ્યું છે કે "अतोऽन्यदार्तम् (બૃ૦ ૩, ૪, ૨) બ્રહ્મથી ભિન્ન સર્વ અનિત્ય છે." આથી બ્રહ્મથી ભિન્ન આકાશાદિ સર્વ કાર્યરૂપે સૂચવ્યું છે. તપરૂપે બ્રહ્મ છે, એમ જે શ્રુતિમાં કહ્યું છે, તે પણ ગૌણ છે. જેમકે આકાશના સંબંધમાં ઉત્પત્તિ દર્શાવનારી શ્રુતિ ગૌણ છે. આ પ્રમાણે અહીં આકાશની ઉત્પત્તિ દર્શાવનારી શ્રુતિનું તથા અનુમાનનું નિરાકરણ કરવામાં આવ્યું છે. આથી સિદ્ધ થાય છે કે, આકાશ બ્રહ્મના કાર્યરૂપે છે. (૭)

શિષ્ય—આકાશમાંથી વાયુની ઉત્પત્તિ થાય છે. આપે જ્યારે આકાશ બ્રહ્મના કાર્યરૂપે ગણ્યું તો વાયુને કેવી રીતે ગણવો ?

ગુરૂ—આકાશની કાર્યરૂપે સિદ્ધિ થવાથી વાયુ પણ તેવા જ પ્રકારનો ગણવો. આ જ હેતુથી ૮મા સૂત્રની યોજના કરી છે. જેમકે:—



## અધિકરણ ૨ જું-સૂત્ર ૮ મું.

## વાયુની અનુત્પત્તિ.

एतेन मातरिश्वा व्याख्यातः ॥८॥

સૂત્રાર્થ:—આથી વાયુનું પણ વિવેચન થયલું જાણવું. (૮)

ટીકા:—ગુરુ—આ +અતિદેશ છે. આકાશનું વિવેચન થવાથી આકાશના આશ્રયરૂપ માતરિશ્વ નામના વાયુનું પણ વિવેચન થયલું જાણવું. વાયુના સંબંધમાં જેમ યોગ્ય લાગે, તેમ નીચે પ્રમાણેના પક્ષોની યોજના કરવી. વાયુની ઉત્પત્તિ નથી; કારણકે છાંદોગ્ય ઉપનિષદમાં ઉત્પત્તિ પ્રકરણમાં તે સૂચવેલું નથી. પણ તૈત્તિરીય ઉપનિષદના ઉત્પત્તિ પ્રકરણમાં કહ્યું છે કે, "आकाशाद्वायुः ( તૈ૦ ૨, ૧ ) આકાશમાંથી વાયુની ઉત્પત્તિ છે." આ બીજો પક્ષ છે. જ્યાં બે શ્રુતિઓનો વિરોધ હોય ત્યાં વાયુની ઉત્પત્તિ દર્શાવનારી શ્રુતિ ગૌણ જાણવી. કારણ કે ઉત્પત્તિનો અસંભવ છે. આ બીજો અભિપ્રાય છે. અસંભવરૂપે કહેવાનું કારણ એ કે, શ્રુતિમાં કહ્યું છે કે, "सेवाऽनस्तमिता देवता यद्वायुः (બૃ૦ ૧, ૫, ૨૨) આ વાયુ નહિ અસ્ત પામતો દેવ છે." આ પ્રમાણે અસ્તનો પ્રતિષેધ કર્યો છે તથા અમૃતરૂપે તેનું નિરૂપણ કર્યું છે. વેદાંત વાક્યની પ્રતિજ્ઞાને હાનિ નહિ પહોંચે, તેથી જેટલા વિકારરૂપે છે તેનો વિભાગરૂપે સ્વીકાર કરવાથી તેની ઉત્પત્તિ હોય છે. તેથી વાયુની પણ ઉત્પત્તિ છે. અસ્ત પામવાનો જે અભાવ, તે અપર

+અતિદેશ:—પુનરાવૃત્તિ

વિદ્યાનો વિષય છે તથા તે અપેક્ષાવાળો વિષય છે. કારણ કે અગ્નિ આદિની માફક વાયુમાં અસ્તનો અભાવ છે. પૂર્વે અમૃતત્વઆદિ શ્રુતિનું સમાધાન કરેલુ છે

શિષ્ય'–ઉત્પત્તિ પ્રકરણમાં વાયુ તથા આકાશ બેઉનું સૂચન તેમ જ નહિ સૂચન કરવું સરખું છે. બેઉનું એક જ અધિકરણ હોવું જોઇએ જો ભેદ નથી તો પછી પુનરાવૃત્તિ કરવાની શી જરૂર છે ?

ગુરૂઃ–આ તારૂં કહેલું સત્ય છે. છતાં મંદબુદ્ધિવાળાઓને એક શબ્દ માત્રવડે શંકા ઉત્પન્ન થાય, તેની નિવૃત્તિ કરવા માટે આ પુનરાવૃતિ કરી છે. સંવર્ગ વિદ્યા આદિમાં ઉપાસ્યરૂપે વાયુ મહા પ્રભાવવાળો છે, આ રીતની શ્રુતિ છે. બીજું અસ્તનો અભાવ કહેવાથી કોઇને વાયુમાં નિત્યપણાની શંકા થાય, એ હેતુથી તેનો અતિદેશ અર્થાત્ પુનરાવૃત્તિ કરી છે. (૮)

શિષ્ય–ત્યારે ઉત્પત્તિ ભાવથી રહિત એવી શી વસ્તુ છે ?

ગુરૂઃ–સત્ સ્વરૂપ બ્રહ્મ સિવાય અન્ય કોઈ પણ ઉત્પત્તિ ભાવથી રહિત નથી. આથી ૯ મા સૂત્રમાં કહ્યુ છે કે;–

## અધિકરણ ૩ જું—સૂત્ર ૯ મું.

## બ્રહ્મમાં વિકારનો અભાવ.

असंभवस्तु सतोऽनुपपत्ते ॥९॥

સૂત્રાર્થઃ–સત્ સ્વરૂપ બ્રહ્મની ઉત્પત્તિ નથી. કારણ કે બ્રહ્મમા વિકારની ઉત્પત્તિ નથી. (૯)

ટીકા–શિષ્ય'–આકાશ તથા પવનની ઉત્પત્તિનો સભવ નથી, છતાં તેની ઉત્પત્તિ હશે, એ રીતનો વિચાર મારા સરખા અલ્પમતિવાળાને થયો તે જ રીતે બ્રહ્મની પણ ઉત્પત્તિ કદી હોય, એ પ્રમાણેની મારી મતિ થાય છે આકાશાદિ વિકારોથી પર વિકારોની ઉત્પત્તિ મારા જાણવામાં આવી હવે મારી એ રીતની બુદ્ધિ થાય છે કે, આકાશની ઉત્પત્તિ વિકાર સ્વરૂપ બ્રહ્મમાંથી કેમ ન હોય ?

ગુરુ –હે શિષ્ય ! તું ધીરો થા. તારી જે શંકા થાય, તેને દૂર કરવા માટેજ આ ઉપરના સૂત્રની વ્યાસ ભગવાને યોજના કરી છે. જેમકે "અસભવસ્તુ પણ બ્રહ્મની અનુત્પત્તિ છે." બ્રહ્મમા જે સત્સ્વરૂપે છે તેની ઉત્પત્તિ કોઈ અન્યથી હોય, એવી કદી શંકા કરવી નહિ.

શિષ્યઃ–એમ કેમ બને ?

ગુરૂઃ–કારણ કે વિકારની પ્રાપ્તિનો અભાવ છે. બીજું બ્રહ્મ સન્માત્ર સ્વરૂપે છે. બ્રહ્મની કોઇ સત્સ્વરૂપમાથી ઉત્પત્તિ સંભવતી નથી. જે અત્યંત અવ્યક્ત સ્વરૂપે હોય, તેમા પ્રકૃ ના વિકારભાવોની પ્રાપ્તિ કેવી રીતે હોય ? કોઇ સત્સ્વરૂપમાથી બ્રહ્મમા વિકાર જોવામા આવતો નથી. કારણ કે સામાન્ય ભાવમાંથી વિશેષ ભાવોની ઉત્પત્તિ જોવામા આવે છે. જેમકે મૃત્તિકા આદિમાંથી ઘટાદિની ઉત્પત્તિ થાય છે. પણ કદી વિશેષમાંથી સામાન્યની ઉત્પત્તિ બની શકે નહિ. અસતમાંથી ઉત્પત્તિ નથી, કારણકે અસત્ આત્મભાવથી રહિત હોય છે. કારણકે શ્રુતિમાં પણ કહ્યું છે કે "कथमसत: सजायेत ( છા ૦ ૮,૭,૧ ) અસતમાથી સતની ઉત્પત્તિ કેવી રીતે?"

આ પ્રમાણે અસતમાંથી સતની ઉત્પત્તિના સંબંધમાં આક્ષેપ કરવામાં આવ્યો છે. કહ્યું છે કે, "स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः (શ્વે૦ ૬, ૯) બ્રહ્મ કારણ સ્વરૂપે છે. તે કારણના અધિપતિના પણ અધિપતિરૂપે છે. આ પરમાત્માનો ઉત્પાદક નથી. તેમના કોઈ પણ પાલનકર્તા નથી." આ રીતે શ્રુતિ બ્રહ્મનો કોઈ ઉત્પન્ન કરનાર નથી, એમ નિષેધ કરે છે.

શિષ્ય-આકાશ તથા પવનની ઉત્પત્તિ દર્શાવી છે, પણ બ્રહ્મની ઉત્પત્તિ નથી, એમ જે કહ્યું, તેમા વિષમતા આવે છે.

ગુરુઃ-વિકારોમાંથી અન્ય વિકારોની ઉત્પત્તિ થતી હોવાથી બ્રહ્મમાં પણ વિકારપણું થવું યોગ્ય નથી. કારણ કે મૂલ પ્રકૃતિ નહિ સ્વીકારવાથી અનવસ્થાનો પ્રસંગ આવી પડશે. જે મૂલ પ્રકૃતિ સ્વીકારવામાં આવે છે, તેને જ અમે બ્રહ્મરૂપે માનીએ છીએ આ રીતે અમારે વિશે કોઈ પણ રીતનો વિરોધ આવતો નથી. (૯)

શિષ્ય.-વાયુની ઉત્પત્તિનું મેં શ્રવણ કર્યું. હવે તેજની ઉત્પત્તિ છે કે નહિ, તે કહેશો.

ગુરુઃ-શ્રુતિમા કહ્યું કે વાયુમાંથી તેજની ઉત્પત્તિ થાય છે. જેમકે,-



## અધિકરણ ૪ થું-સૂત્ર ૧૦ મું.

## વાયુમાંથી તેજની ઉત્પત્તિ

तेजोऽतस्तथा ह्याह ॥ १० ॥

સૂત્રાર્થ-તેજની ઉત્પત્તિ પવનમાંથી થઈ છે. કેમકે શ્રુતિમાં આ પ્રમાણે કહ્યું છે. (૧૦)

ટીકા-શિષ્ય-છાંદોગ્યમા એમ કહ્યું છે કે, તેજની ઉત્પત્તિ સત્સ્વરૂપ બ્રહ્મમાંથી થાય છે. બીજું તૈત્તિરીય ઉપનિષદમાં તો વાયુથી તેજની ઉત્પત્તિ કહી છે. તેજની ઉત્પત્તિના સંબધમાં વિરોધ આવી પડવાથી એમ સિદ્ધ થાય છે કે, બ્રહ્મમાંથી તેજની ઉત્પત્તિ થવી જોઈએ.

ગુરુઃ-તું એમ શાથી કહે છે ?

શિષ્યઃ-છાંદોગ્યમાં સત્‌માંથી સર્વના ઉત્પત્તિ થઈ છે, એમ શરૂઆત કરી પછીથી કહ્યું છે કે, તેણે તેજની ઉત્પત્તિ કરી. સર્વનું ઉત્પત્તિ સ્થાન બ્રહ્મ હોવાથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞાની ઉત્પત્તિ બ્રહ્મ છે. વળી સામાન્ય રીતે શ્રુતિમાં કહ્યું છે કે, "तज्जलान् (છાં૦ ૮, ૭, ૧) બ્રહ્મમાંથી સર્વની ઉત્પત્તિ તથા લય છે તથા બ્રહ્મમાં સર્વ ચેષ્ટા કરે છે" વળી કહ્યું છે કે, "एतस्माज्जायते प्राण (મુ૦ ૨, ૧, ૩) બ્રહ્મમાંથી પ્રાણની ઉત્પત્તિ થાય છે." આ રીતની શરૂઆત કરી તે શ્રુતિમાં સર્વની ઉત્પત્તિ સામાન્ય રીતે બ્રહ્મમાંથી દર્શાવી છે. વળી તૈત્તિરીયમા કહ્યું છે કે, 'स तपस्तप्त्वा । इदं सर्वमसृजत । यदिदं किं च (તૈ૦ ૩, ૬, ૧) પરમાત્માએ સૃષ્ટિની ઉત્પત્તિ કરવારૂપી વિચાર કર્યો. આ રીતે

તપશ્ચરણ કરી તેણે આ સર્વની ઉત્પત્તિ કરી. જે કાંઈ વ્યક્તરૂપે છે, તે સર્વની ઉત્પત્તિ કરી; માટે વાયુમાંથી અગ્નિ થયો, એ પ્રમાણેનો ક્રમ જાણવો. અર્થાત્ વાયુ થવા પછી અગ્નિ થયો.

ગુરુ:–હું આના સંબંધમાં કહું તે તું એક ચિત્તથી સાંભળ. તેજ વાયુમાંથી ઉત્પન્ન થાય છે.*

શિષ્ય:–એમ કેમ કહો છે ?

ગુરુ:–"વાયુમાંથી અગ્નિ" આ રીતની શ્રુતિ છે. વ્યવધાન રહિત બ્રહ્મમાંથી તેજની ઉત્પત્તિ છે, એમ માનીએ તો વાયુમાંથી અગ્નિની ઉત્પત્તિ ખોટી ઠરે. તેમ થવાથી 'વાયુમાંથી અગ્નિની ઉત્પત્તિ' આ રીતની જે શ્રુતિ છે, તે ખોટી ઠરે.

શિષ્ય:–આ ઉત્પત્તિ જે શ્રુતિમાં કહી છે, તે ક્રમને લઈને કહી છે અર્થાત્ વાયુ ઉત્પન્ન કર્યા પછી બ્રહ્મે અગ્નિને ઉત્પન્ન કર્યો, એમ માનીએ તો કેમ ?

ગુરુ:–અમારૂં માનવું તેમ નથી. કહ્યું છે કે "तस्माद्वा एतस्मादात्मन आकाश: सभूत (તૈ૦ ૨,૧,૧) બ્રહ્મરૂપ પરમાત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઇ છે" આ શ્રુતિમાં આત્માને અપાદાન પંચમી વિભક્તિ વાપરી છે, માટે કારણ સ્વરૂપ આત્મામાંથી આકાશની ઉત્પત્તિ સંભવે છે. આથી એમ થાય છે કે, આ સ્થળે ઉત્પત્તિભાવજ છે. આગળ ચાલતાં શ્રુતિમાં કહ્યું છે કે, પૃથ્વીમાંથી ઔષધિઓ થઇ છે. આ રીતે અપાદાન પંચમી જેમ જોવામાં આવે છે, તેમ વાયુમાંથી અગ્નિની ઉત્પત્તિ જ્યાં કહી છે ત્યા પણ અપાદાન પંચમી જાણવી. બીજું વાયુ પછી અગ્નિની ઉત્પત્તિ કરી, એમ માનીએ તો "वायोरूर्ध्वमग्निः सभूत वायु થવા પછી અગ્નિની ઉત્પત્તિ થઇ છે" એમ ઉપનિષદના અર્થની કલ્પના કરવી પડે છે. પણ "વાયુમાથી અગ્નિ થયો" અહીં કારક અર્થનો યોગ લાગુ પડે છે. માટે આ શ્રુતિ એમ જણાવે છે કે, તેજનું ઉત્પત્તિસ્થાન વાયુ છે.

શિષ્ય:–આપ કહો છો તે ખરૂં, પણ બીજી શ્રુતિમાં કહ્યું છે કે, "तत्तेजो सृजत તેણે તેજને ઉત્પન્ન કર્યું". આ શ્રુતિ એમ સિદ્ધ કરે છે કે, તેજનું કારણ બ્રહ્મ છે.

ગુરુ:–તેમ નથી. આ શ્રુતિથી જે ક્રમ દર્શાવ્યો છે, તેમાં જરા પણ વિરોધ આવતો નથી. જો કે આકાશ તથા વાયુની બ્રહ્મે ઉત્પત્તિ કરી તથા ત્યારપછી વાયુ ભાવને પામેલ બ્રહ્મે તેજની ઉત્પત્તિ કરી, આ પ્રમાણેની કલ્પના જો કરીએ, છતાં તેજ બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે. એને કોઇ રીતનો વિરોધ આવતો નથી. જેમકે ગાયનું ઉકાળેલું દૂધ, તેનું દહીં તથા તેજ ગાયની આમિક્ષા (ઉકાળેલા દૂધમાં દહિ નાંખવાથી ગાઠા બાઝવા તે). "तदात्मानं स्वयमकुरुत તેણે આત્માને જાતે કર્યો". આ શ્રુતિ બ્રહ્મની વિકારાત્મા વસ્થા દર્શાવે છે. વળી ભગવદ્ગીતામાં કહ્યું છે કે, "बुद्धिर्ज्ञानमसंमोहः (ભ ગી ૧૦, ૫) બુદ્ધિ, જ્ઞાન તથા અસંમોહ" આ રીતની શરૂઆત કરી છેવટમા કહ્યુ છે,

કે, "भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः (ભ. ગી. ૧૦, ૫) પ્રાણી માત્રના આ અનેક પ્રકારના ભાવોની ઉત્પત્તિ મારામાંથી થઇ છે." જો કે બુદ્ધિ આદિ પોતાના કારણોથી પ્રત્યક્ષરૂપે થઇ જોવામાં આવે છે, છતાં સર્વ ભાવસમૂહનો સંભવ સાક્ષાત્ અથવા તો ક્રમે કરી પરમાત્મામાંથી છે. આજ પ્રમાણે ક્રમને અનુસરી સૃષ્ટિ સૂચવનારી શ્રુતિઓનું નિરૂપણ છે. કેટલીક શ્રુતિઓમાં સર્વ પ્રકારે બ્રહ્મમાંથીજ સર્વની ઉત્પત્તિ છે, એમ કહ્યું છે. ઉત્પત્તિના ક્રમને દર્શાવનારી અન્ય શ્રુતિઓની પણ ઉત્પત્તિના સંબંધમાં અભિન્નતાજ છે. પ્રતિજ્ઞામાં પણ એમ છે કે, સતમાંથી સર્વની ઉત્પત્તિ છે, પણ વ્યવધાનથી રહિતની ઉત્પત્તિ નહિ,એમ શ્રુતિમાં અવિરોધછે.(૧૦)

શિષ્ય-તેજની ઉત્પત્તિ સાંભળી, પણ જળની ઉત્પત્તિ શામાંથી છે?

ગુરૂઃ-જળની ઉત્પત્તિ તેજમાંથી છે. આ જ હેતુથી ૧૧મા સૂત્રમાં કહ્યું છે કે;

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૧ મું.

## તેજમાંથી જળની ઉત્પત્તિ.

आपः ॥ ११ ॥

સૂત્રાર્થ-પાણી તેજમાંથી ઉત્પન્ન થયું છે. આ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે. (૧૧)

ટીકાઃ-ગુરૂઃ-આ સૂત્રની સાથે ૧૦મા સૂત્રની માફક "अतस्तथा ह्याह એટલું અધ્યાહાર લેવું. જળની ઉત્પત્તિ તેજમાંથી થાય છે.

શિષ્ય-કેવી રીતે?

ગુરૂ-શ્રુતિમાં કહ્યું છે કે' 'तदपोऽसृजत તેણે જળની ઉત્પત્તિ કરી" તેમજ "अग्नेरापः અગ્નિમાંથી જળની ઉત્પત્તિ થઇ." આ રીતનાં શ્રુતિનાં વચન હોવાથી આમાં કોઈ રીતની શંકા નથી. તેજની સૃષ્ટિનું વ્યાખ્યાન કર્યા પછી વ્યાસ ભગવાન્ પૃથ્વીનુ વ્યાખ્યાન કરવાની ઇચ્છા કરવા લાગ્યા, પણ વચમાં જળની ઉત્પત્તિ રહી જાય, તેથી आपः આ રીતની સૂત્રની તેમણે યોજના કરી. (૧૧)

શિષ્ય-ત્યારે પૃથ્વીના ગણુના શેને વિશે થાય છે?

ગુરૂઃ-અધિકાર, રૂપ તથા અન્ય વેદાંત વચનવડે સિદ્ધ થાય છે કે પૃથ્વી અન્ન રૂપે છે. આજ કારણથી ૧૨મા સૂત્રમા કહ્યું છે કે;-

## અધિકરણ ૬ઠ્ઠું-સૂત્ર ૧૨ મું.

## પૃથ્વી અન્નરૂપે.

पृथिव्यधिकाररूपशब्दान्तरेभ्यः ॥ १२॥

સૂત્રાર્થઃ-અધિકાર, રૂપ તથા અન્ય વેદવચનોથી પૃથ્વી અન્નરૂપે પ્રતિપાદન થાય છે. (૧૨)

ટીકાઃ-ગુરૂઃ-શ્રુતિમા કહ્યું છે કે, "ता आप ऐक्षन्त बह्व्यः स्याम प्रजायेमहीति ता अन्नमसृजन्त (છા૦ ૬, ૨, ૪) જળ સ્વરૂપ બ્રહ્મે ઇચ્છા કરી કે, હું બહુરૂપે ઉત્પન્ન થાઉં. તેણે જળ સ્વરૂપ બ્રહ્મે અન્નને ઉત્પન્ન કર્યું". આ પ્રમાણે શ્રુતિવચન છે.

શિષ્ય-આ શ્રુતિવચનના સંબંધમા મને શંકા થાય છે કે, અહીં અન્ન

શબ્દ લેવાથી વ્રીહિ યવ આદિ ગ્રહણ કરવા, ઓદન આદિ લેવા અથવા શું પૃથ્વી લેવી ? તેમાં મારૂં માનવું તો એમ છે કે, વ્રીહી યવ આદિ લેવા અથવા તો ઓદન આદિ લેવા, પણ પૃથ્વી નહિ. કારણકે લોકમાં પણ અન્ન શબ્દવડે ઉપરની વસ્તુનુંજ ગ્રહણ થાય છે. વળી આજ શ્રુતિના છેવટમાં જે કહ્યું છે તેથી, વ્રીહિયવાદિનુંજ સમર્થન થાય છે. જેમકે तस्माद्यत्र क्व च वर्षति तदेव भूयिष्ठमन्नं भवतीति આથી જ્યા વરસાદ સારો પડે છે ત્યા પુષ્કળ અન્ન પાકે છે." જો વરસાદ સારો પડે છે તો વ્રીહીયવ આદિ થાય છે, પણ પૃથ્વી થતી નથી.

ગુરૂ-આના સંબંધમાં હું તને જે કહું તે સાંભળ. અન્ન શબ્દથી પૃથ્વી જ ઉત્પન્ન થઇ છે, એમ સમજવું.

શિષ્યઃ-એમ કેમ બને ?

ગુરૂઃ-આના સંબંધી ત્રણ કારણો છે. જેવા કે અધિકાર, રૂપ તથા અન્ય વેદવચન. અધિકારના સંબંધમાં હું કહું તે સાંભળ "तत्तेजोऽसृजत, तदपोऽसृजत તેણે તેજની ઉત્પત્તિ કરી, તેમજ તેણે જળની ઉત્પત્તિ કરી." આ રીતે શ્રુતિમાઅહીં પંચ મહાભૂતનો વિષય દર્શાવ્યો છે. માટે ક્રમે કરી પંચમહાભૂતરૂપ પૃથ્વીનો ત્યાગ કરી એકદમ વ્રીહિયવઆદિ લેવા, એ યોગ્ય નથી. વળી રૂપના સંબંધમાં કહું તે સાભળ. પૃથ્વીનું જે પ્રકારનું રૂપ છે, તેને અસુરના રૂપનું વર્ણન શ્રુતિમાં કર્યું છે. જેમકે "यत्कृष्णं तदन्नस्य અર્થઃ-જે કૃષ્ણ છે તે અન્નનુ રૂપ છે" હવે ઓદન આદિ લઇએ તો તેમાં કૃષ્ણતાનો નિયમ રહેશે નહિ. તેમ જ વ્રીહિ આદિ લઇશું તો પણ કૃષ્ણતાનો નિયમ રહેવાનો નહિ.

શિષ્ય-જેમ ઓદનાદિનો તથા વ્રીહિઆદિનો કૃષ્ણ રંગ નથી, તેમ પૃથ્વીનું રૂપ પણ કૃષ્ણ હોય, એવો નિયમ નથી. કારણ કે પૃથ્વીપર કેટલાંક ખેતરો દૂધ જેવાં સફેત તથા કેટલાંક અંગારા જેવાં રાતાં જોવામાં આવે છે.

શિષ્યઃ-આ દોષ યોગ્ય નથી. કારણ ઘણે ભાગે પૃથ્વીનું સ્વરૂપ કેવું છે તે જોવુ. ઘણે ભાગે પૃથ્વીનું રૂપ કૃષ્ણ છે, પણ શ્વેત કે લાલ નથી પુરાણમાં ઘણે ઠેકાણે પૃથ્વીની છાયાનું વર્ણન રાત્રીરૂપે કર્યું છે. આથી એમ અધ્યાહાર રહે છે કે, પૃથ્વીનો આભાસ કૃષ્ણ છે, જેથી તેનું રૂપ કૃષ્ણ સ્વરૂપે છે. બીજી શ્રુતિનું નિરૂપણ પણ સમાન હોવાથી જળમાંથી પૃથ્વી થાય છે, એમ જાણવું. જેમકે કહ્યું છે કે, तद्यदपां शर आसीत्तत्समहन्यत सा पृथिव्यभवत् (બૃ૦ ૧, ૨, ૨) તે જળનું ક્ષીણ ઘટ્ટ થયું તથા તે ઘટ્ટ ક્ષીણ પૃથ્વી રૂપે થયું." વળી પૃથ્વીમાંથી વ્રીહિઆદિની ઉત્પત્તિ શ્રુતિમાં કહી છે. જેમકે, "पृथिव्या ओषधयः ओषधिभ्योऽन्नम् પૃથ્વીમાંથી ઓષધિઓ થઇ તથા ઓષધિમાંથી અન્નની ઉત્પત્તિ થઇ." આ પ્રમાણેના નિરૂપણને લીધે પૃથ્વીનું પ્રતિપાદન થાય છે. છતાં વ્રીહિઆદિનું પ્રતિપાદન કેવી રીતે થાય ? પ્રસિદ્ધ રીતે અધિકાર તથા રૂપઆદિથી વ્રીહિઆદિનો બાધ થાય

છે. શ્રુતિ પણ એમ સૂચવે છે કે, અન્ન આદિ પૃથ્વી સ્વરૂપે છે, જેથી જળમાંથી પૃથ્વીનીજ ઉત્પત્તિનું નિરૂપણ છે, એમ જાણવું. માટે અન્ન શબ્દરૂપે પૃથ્વીનેજ લેવી. (૧૨).

શિષ્યઃ–શ્રુતિમાં કહ્યું છે કે, તેજ આદિએ વિચાર કર્યો, એમ અચેતન પદાર્થમાં ચેતનનો ગુણ દર્શાવ્યો છે, તેનું શું કારણ?

ગુરૂઃ–તેના અર્થાત્ પરમાત્માના ચિંતનથી શ્રુતિમાં પ્રતિપાદન કર્યું છે કે, તેણે ચિંતન કર્યું. કારણ કે તે સર્વમાં અંતર્યામીરૂપે રહી ચિંતન કરે છે. માટે અચેતનતાનો દોષ લાગુ પડતો નથી. આજ હેતુથી ૧૩ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૭ મું–સૂત્ર ૧૩ મું.

## સર્વમાં ઈશ્વરનું અંતર્યામીત્વ.

तदभिध्यानादेव तु तल्लिंगात्सः ॥१३॥

સૂત્રાર્થઃ–પરમાત્માના અભિધ્યાનથી જ શ્રુતિમાં ભૂતોને માટે ઈક્ષણ શબ્દ વાપર્યો છે. કારણ તે ભૂતોમાં અંતર્યામીરૂપે રહે છે. માટે તે સર્વના કર્તારૂપ છે. (૧૩)

શિષ્યઃ–આ આકાશઆદિ ભૂતો પોતે જ પોતાના વિકારોને સ્રજે છે, કે પરમેશ્વર તે તે સ્વરૂપે સ્થિતિ કરી વિકારનું ચિંતન કરી વિકારની ઉત્પત્તિ કરે છે? આ રીતનો મને સંદેહ ઉત્પન્ન થાય છે. મારૂં માનવું તો એવું છે કે, ભૂતો પોતે જ વિકારોને ઉત્પન્ન કરે છે.

ગુરૂઃ–તું એમ કેવી રીતે કહે છે?

શિષ્યઃ–શ્રુતિમાં સ્વતંત્ર રીતે કહ્યું છે કે, આકાશમાંથી વાયુની તથા વાયુમાંથી અગ્નિની ઉત્પત્તિ થઈ છે.

ગુરૂઃ–પણ અચેતન પદાર્થોની સ્વતંત્ર રીતે પ્રવૃત્તિનો પ્રતિષેધ કર્યો છે.

શિષ્યઃ–આ દોષ લાગુ પડશે નહિ. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "तत्तेज ऐक्षत ता आप ऐक्षन्त ( છા૦ ૬, ૨, ૪ ) તે તેજે વિચાર કર્યો, તે જળે વિચાર્યું." આ પ્રમાણે ભૂતોનેવિશે ચેતનપણું શ્રુતિમાં કહ્યું છે.

ગુરૂઃ–તું જે કહે છે તેના સંબંધમાં સાંભળ. તે જ પરમેશ્વર છે, કે જે અમુક અમુકરૂપે સ્થિતિ કરે છે તથા વિચાર કરે છે અને અમુક પ્રકારના વિકારની ઉત્પત્તિ કરે છે.

શિષ્યઃ–તે શાથી ઉત્પત્તિ કરે છે?

ગુરૂઃ–પોતાના અંશમાંથી વિકારની ઉત્પત્તિ કરે છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, "य पृथिव्या तिष्ठन्यः पृथिव्या अन्तरो य पृथिवी न वेद यस्य पृथिवी शरीर य पृथिवीमन्तरो यमयति ( બૃ૦ ૩, ૭, ૩ ) જે પૃથ્વીને વિષે રહે છે, જે પૃથ્વીના કરતાં અંદરના ભાગ વિશે રહે છે, જેને પૃથ્વી જાણી શકતી નથી, જેનું શરીર પૃથ્વીરૂપ છે તથા જે અંદરના ભાગ વિશે રહેતો છતાં પૃથ્વીને નિયમમાં રાખે છે." આ પ્રમાણે અધ્યક્ષ સહિત ભૂતોની પ્રવૃત્તિ દર્શાવે છે. તેજ રીતે કહ્યું છે કે, તેણે ઇચ્છા કરી કે, હું બહુ થાઉં તથા જન્મ પામું, આ

પ્રમાણે કહી, પાછળથી કહ્યું છે કે, "सच त्यच्चाभवत् । तदात्मान स्वयमकुरुत (તૈ० ૨, ૬, ૧) તેઓ મૂર્ત સ્વરૂપે તેમ જ અમૂર્ત સ્વરૂપે થયા. આ અવિકારી બ્રહ્મે પોતાના આત્માને જગતરૂપે કર્યો." આ પ્રમાણે આત્માનો જ સર્વાત્મભાવ શ્રુતિ દર્શાવે છે. તે જે તથા જળે વિચાર કર્યો, એમ જે શ્રુતિ છે તે પરમેશ્વરના અંતર્યામીપણાથી છે, એમ જાણવું. કહ્યું છે કે, "नान्योऽतोऽस्ति द्रष्टा (બૃ० ૩,૭,૨૩) આથી ભિન્ન દ્રષ્ટા નથી." આ પ્રમાણે પરમાત્માથી ભિન્ન વિચારનારાનો શ્રુતિ પ્રતિષેધ કરે છે. જે સત્સ્વરૂપ છે તથા પ્રકૃત સ્વરૂપે છે, તેજ વિચાર કરનારરૂપે છે. આથી કહ્યું છે કે तदैक्षत बहु स्या प्रजायेय તેણે જોયું કે હું બહુ થાઉં તથા હું જન્મને પામું" (૧૩)

શિષ્ય—આપે જે ઉત્પત્તિનો ક્રમ કહ્યો તે સાંભળ્યો. પણ પ્રલયના સંબંધમાં કેવી રીતે જાણવું ?

ગુરૂઃ—ઉત્પત્તિનો જે ક્રમ છે, તેથી ઉલટો ક્રમ પ્રલયના સંબધમા છે. તેજ પ્રમાણે ૧૪મા સૂત્રમાં કહ્યું છે કે;

## અધિકરણ ૮મું—સૂત્ર ૧૪ મું.

## ઉત્પત્તિથી પ્રલયનો ક્રમ ઉલટો

विपर्ययेण तु क्रमोऽत उपपद्यते च ॥१४॥

સૂત્રાર્થઃ—ઉત્પત્તિથી ઉલટી રીતનો ક્રમ પ્રલયનો પ્રાપ્ત થાય છે. (૧૪)

ટીકા શિષ્યઃ—આપે મને ભૂતોની ઉત્પત્તિનો ક્રમ જણાવ્યો. પણ પ્રલયનો ક્રમ શું છે તે આપ કહેશો? શું નિયમ વિનાના ક્રમે કરી પ્રલય થાય છે, જે રીતે ઉત્પત્તિ થઇ તેજ ક્રમે કરી પ્રલય થાય છે કે તેથી ઉલટા ક્રમે કરી પ્રલય થાય છે ? શ્રુતિમાં કહ્યું છે કે, ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય રૂપ ત્રણે અવસ્થાઓ બ્રહ્મને અધીન છે. જેમકે यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति (તૈ० ૩, ૧, ૧) જેનામાંથી આ સર્વ પ્રાણી માત્રોની ઉત્પત્તિ થાય છે, જેનાવડે ઉત્પત્તિને પામેલાં પ્રાણીઓ જીવે છે, મરણ પ્રાપ્ત થયા પછી જેને વિશે પ્રાણીઓ પ્રવેશ કરે છે." આ પ્રલયના સંબંધમાં સામાન્ય રીતે નિયમથી રહિતપણુ હોવું જોઇએ ? અથવા તો શું શ્રુતિમાં ઉત્પત્તિનો જે ક્રમ દર્શાવ્યો છે તે જ ક્રમ પ્રલયનો પણ ક્રમના ઇચ્છનારાએ જાણવો ?

ગુરુઃ—તેમ નથી. હું કહું તે તું ચિત્ત દઇ સાંભળ. આથી અર્થાત્ ઉત્પત્તિના ક્રમથી ભિન્નરૂપે પ્રલયનો ક્રમ થવો યોગ્ય છે. આપણે લૌકિક રીતિએ જોઇએ છીએ કે જે ક્રમે કરી આપણે દાદર ચઢીએ છીએ, તેથી ઉલટા ક્રમે કરી ઉતરી છીએ. વળી આપણા જોવામાં આવે છે કે, મૃત્તિકાના વિચારરૂપ ઘટ તથા શરાવઆદિ પ્રલય સમયે મૃત્તિકાને પામે છે, તે જ પ્રમાણે જળના વિકાર હિમ તથા કરાં આદિ જળભાવને પામે છે. આથી ઉલટો ક્રમ હોય, એમ પ્રાપ્ત થાય છે પૃથ્વી જે જળમાંથી ઉત્પન્ન થયેલ છે, તેનો સ્થિતિકાળ ગયા પછી તે જળરૂપે થાય છે. તેમ જ જળ તેજમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી તેનો લય પણ તેજમાં થાય છે.

આ રીતના ક્રમવડે સૂક્ષ્મનો લય વધારે સૂક્ષ્મ કારણમાં લય પામે છે. આ રીતે સર્વ કાર્ય સમૂહ પરમ કારણરૂપ તથા પરમ સૂક્ષ્મરૂપ બ્રહ્મને વિષે લય પામે છે, એમ જાણવું. પોતાના કારણનો ત્યાગ કરી કારણના પણ કારણમાં કાર્યનો લય થવો યોગ્ય નથી. સ્મૃતિમાં પણ ઉત્પત્તિના ક્રમથી ઉલટી રીતે પ્રલયનો ક્રમ દર્શાવ્યો છે. જેમકે "जगत्प्रतिष्ठा देवर्षे पृथिव्यप्सु प्रलीयते। ज्योतिष्वापः प्रलीयन्ते ज्योतिर्वायौ प्रलीयते હે દેવર્ષિ ! જગતના આશ્રયરૂપ પૃથ્વીનો લય જળ વિશે થાય છે, જળનો લય તેજ વિશે થાય છે તથા તેજનો લય વાયુ વિશે થાય છે." શ્રુતિમાં જે ઉત્પત્તિનો ક્રમ કહ્યો છે તે ઉત્પત્તિ સમયે થાય છે. પણ તેજ ક્રમ પ્રલયના સમયે હોવો જોઇએ નહિ. ઉત્પત્તિનો ક્રમ પ્રલયના સંબંધમાં અયોગ્ય હોવાથી પ્રલયમાં તે ક્રમ સ્વીકારવો નહિ. કારણનો લય થવે કાર્યની સ્થિતિ હોય એ યોગ્ય નથી, માટે કાર્ય હોવા છતાં કારણનો લય કહેવો યોગ્ય નથી. કાર્યનો લય થવે કારણ સ્થિતિ હેય છે. જેમકે ઘટ શરાવઆદિનો લય મૃત્તિકાઆદિમાં જોવામાં આવે છે. (૧૪)

શિષ્યઃ-પંચમહાભૂતોની ઉત્પત્તિ તથા પ્રલયના ક્રમનું આપે નિરૂપણ કર્યું. પણ મન તથા બુદ્ધિનાં ઉત્પત્તિ તથા પ્રલય સંબંધી આપે કંઇ કહ્યું નહિ, તે કહાવશો.

ગુરુઃ-મન તથા બુદ્ધિ, બ્રહ્મ તથા ભૂતના મધ્ય ભાગ વિષે રહેલાં છે. તેમનાં ઉત્પત્તિ તથા પ્રલય પણ કોઇ મધ્ય પ્રદેશમાં ક્રમે કરી ગ્રહણ કરવાં. આ રીતનું સૂચન શ્રુતિમાં છે, એમ જાણવું નહિ. પણ ભૂતો તથા ઇન્દ્રિયોમાં કશી પણ ભિન્નતા નથી, તેથી બેઉનો એક જ ક્રમ છે. આ રીતે ૧૫મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૯ મું—સૂત્ર ૧૫ મું.

## વિજ્ઞાન તથા મનની ઉત્પત્તિ.

अन्तरा विज्ञानमनसी क्रमेण तल्लिंगादिति चेन्नाविशेषात् ॥ १५ ॥

સૂત્રાર્થઃ-બ્રહ્મ તથા ભૂતોની મધ્યમાં વિજ્ઞાન તથા મન શ્રુતિમાં કહેલાં છે. વિજ્ઞાન તથા મનના ઉત્પત્તિ તથા પ્રલય, ભૂતોની ઉત્પત્તિ તથા પ્રલયની મધ્યમાં ક્રમે કરી જાણવા. શ્રુતિમાં બુદ્ધિ તથા મનના સંબંધમાં જૂદું નિરૂપણ નથી. તેનું કારણ એ કે ઇન્દ્રિયો તથા ભૂતો વચ્ચે ભિન્નતા નથી. (૧૫)

ટીકાઃ-ગુરુઃ—હે શિષ્ય! મેં તને સમજાવ્યું કે, ભૂતોના ઉત્પત્તિ તથા પ્રલય અનુલોમ તથા પ્રતિલોમના ક્રમવડે થાય છે. તેમ જ એ પણ સમજાવ્યું કે, આત્માવડે ઉત્પત્તિ થાય છે તથા ભૂતોનો લય આત્મામાં થાય છે. પણ ઇન્દ્રિયયુક્ત મન તથા બુદ્ધિનો સદ્ભાવ શ્રુતિ તથા સ્મૃતિવિશે પ્રસિદ્ધ છે. કારણ શ્રુતિમાં કહ્યું છે કે, "बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च । इन्द्रियाणि हयानाहुः

(કઠ ૩, ૩) અર્થઃ-બુદ્ધિને તું સારથિરૂપે જાણ, મનને લગામરૂપે જાણ. ઇન્દ્રિયોને અશ્વોરૂપે કહી છે" મન તથા બુદ્ધિના ઉત્પત્તિ તથા પ્રલય ક્રમે કરી ભૂતોના ઉત્પત્તિ તથા પ્રલયના કંઈએક મધ્ય સમયમા જાણવા કારણ કે એમ સ્વીકાર વામાં આવ્યું છે કે, સર્વ વસ્તુ સમૂહની બ્રહ્મમાંથી ઉત્પત્તિ છે.

શિષ્ય-પણ અથર્વણની શ્રુતિમાં ઉત્પત્તિ પ્રકરણ વિશે ભૂતો તથા આત્માના મધ્યમાં ઇન્દ્રિયોનો ક્રમ જણાવ્યો છે.જેમકે "एतस्माज्जायते प्राणो मन सर्वेन्द्रियाणि च। खम्वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी (મું૦ ૨, ૧, ૩) આ બ્રહ્મ–હિરણ્ય ગર્ભમાંથી પ્રાણની, મનની, સર્વ ઇન્દ્રિયોની આકાશ, વાયુ, જયોતિ, જળ તથા સર્વના આધારરૂપ પૃથ્વીની ઉત્પત્તિ થાય છે." આમ હોવાથી ભૂતોના સબંધમાં પૂર્વે જે ઉત્પત્તિ તથા પ્રલયનો ક્રમ કહ્યો છે, તેના ભંગનો પ્રસંગ આવી પડશે. આપ આ સંબંધી શું કહો છો?

ગુરૂ-તેમ નથી. કારણ કે ભુતો તથા ઇન્દ્રિયોમાં જુદાપણુ નથી. જો ઇન્દ્રિયો પંચ મહાભુતનાં બનેલાં છે તો પછી ભૂતોની જે ઉત્પત્તિ તથા પ્રલય છે, તેજ તેના ઉત્પત્તિ તથા પ્રલય છે. પણ ઇન્દ્રિયોનો ભિન્ન ક્રમ જાણવો નહિ. ઇન્દ્રિયો પંચ મહાભૂતની બનેલી છે, આ પ્રમાણેનું શ્રુતિમાં નિરૂપણ છે જેમકે अन्नमय हि सोम्य मन आपोमय प्राणस्तेजोमयी वाक् (છા૦ ૬,૫,૪) હે પુત્ર! મન અન્નમય-અન્નથી થયલું છે. પ્રાણ જળમય–જળથી થયેલ છે તથા વાણી તેજોમય અર્થાત્ તેજથી થયેલ છે." ઇન્દ્રિયોનો તથા ભૂતોનો કંઇપણ ભિન્નતાનો ન્યાય બ્રાહ્મણ તથા પરિવ્રાજકના ન્યાય પ્રમાણે સમજવો

શિષ્ય-જો કે ઇન્દ્રિયો પંચમહાભૂતોનાં બનેલા છે છતાં ભૂતોનો ઉત્પત્તિક્રમ ઇન્દ્રિયોના ક્રમથી શું નથી ફેરફાર થતો? પ્રથમ ઇન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે તથા પછી ભૂતોની ઉત્પત્તિ થાય છે તથા પછી શુ ઇન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે?

ગુરૂ-અથર્વણની શ્રુતિમાં ક્રમ માત્રમાં કેવળ ઉત્પત્તિનું નિરૂપણ કર્યું છે, પણ તેમાં ઉત્પત્તિનો ક્રમ દર્શાવ્યો નથી. તેમ અન્ય સ્થળે પણ ભૂતોના ક્રમથી ભિન્ન ઇન્દ્રિયોનો ક્રમ દર્શાવ્યો છે. જેમકે "प्रजापतिर्वा इदमग्र आसीत्स आत्मानमैक्षत स मनोऽसृजत तन्मन एवासीत्तदात्मानमैक्षत तद्वाचमसृजत અર્થ-આ સર્વ સ્થૂલ પ્રજાપતિ સ્વરૂપે હતુ. તેણે આત્માને વિચાર્યો તેણે મન સજર્યું. તે મનસ્વરૂપે હતું. તે મને આત્માનો વિચાર કર્યો તેણે વાણી સર્જી." માટે ભૂતોના ઉત્પતિ ક્રમને વિશે ભંગ થતો નથી. (૧૫).

શિષ્ય.-પંચમહાભૂતો તથા ઇન્દ્રિયોના ઉત્પત્તિ તથા પ્રલયવિશે આપે મને ઉપદેશ આપ્યો, પણ જન્મ તથા મરણ જે થાય છે, તે જીવને થાય છે કે કોને થાય છે?

ગુરૂ:-જન્મ તથા મરણ દેહને આશ્રયી નથી. આ જ હેતુથી ૧૬ મા સૂત્રમા કહ્યું છે કે,-

## અધિકરણ ૧૦ મું-સૂત્ર ૧૬ મું.

## જન્મ તથા મરણ દેહને લીધે.

चराचरव्यपाश्रयस्तु स्यात् तद्व्यपदेशो भाक्तस्तद्भावभावित्वात् ॥१६॥

સૂત્રાર્થઃ-જન્મ તથા મરણનો જે વ્યપદેશ છે તે ચરાચરના આશ્રયને લીધે છે. જીવનો જન્મ તથા મરણ સંબંધી ઉપદેશ ગૌણ છે. શરીરના પ્રાદુર્ભાવ તથા તિરોભાવને લીધે જન્મ મરણ શબ્દો છે. (૧૬)

ટીકાઃ શિષ્ય-જીવને ઉત્પત્તિ તથા પ્રલય છે. કારણ કે દેવદત્તનો જન્મ થયો, તે મરણ પામ્યો, આ પ્રમાણેનો લૌકિક વ્યપદેશ છે. તેમ જ જાત કર્માદિસંસ્કાર વિધાન પણ છે. આથી મને ભ્રાંતિ થાય છે કે જીવને જન્મ તથા મરણ છે.

ગુરુઃ-હું આનું નિરાકરણ કરૂં તે તું એક ચિત્ત થઇ સાંભળ. ઉત્પત્તિ તથા પ્રલય જીવના નથી. કારણ કે શાસ્ત્રના ફળનો સંબંધ રહેલ છે. શરીરની સાથે જીવ પણ વિનાશ પામતો હોય તો અન્ય શરીરને વિશે રહેલ ઇષ્ટની પ્રપ્તિ માટે વિધિ તથા અનિ નો પરિહાર થવા માટે પ્રતિષેધ અનર્થ થવા જોઇએ. શ્રુતિમાં કહ્યું છે કે, " जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियते ( છા ૬, ૧૧, ૩ ) જીવથી ત્યાગ કરાયેલ શરીર મરણ પામે છે, પણ જીવ મરતો નથી."

ગુરુ:-હા, સાચું છે. તેમ જોવામાં આવે છે. પણ જીવને જન્મ તથા મરણનો વ્યપદેશ ગૌણ છે.

શિષ્ય-શાનો આશ્રય લઇને આ વ્યપદેશ મુખ્ય છે કે જેની અપેક્ષાથી જીવને જન્મ મરણનો વ્યપદેશ ગૌણ છે?

ગુરુ:-સ્થાવર તથ જંગમ ભૂતોની ઉત્પત્તિ તથા મરણ થય છે, આથી સ્થાવર તથા જંગમના વિષયવાળા જન્મ તથા મરણ શબ્દ મુખ્ય છે. પણ સ્થાવર તથા જંગમમા આત્માની સ્થિતિ હોવાથી જીવાત્માનું જન્મ મરણ કહેવાય છે. કારણ કે શરીરના ભાવે જીવને જન્મ મરણનો ભાવ છે તથા શરીરના અભાવે જન્મ મરણનો અભાવ છે. શરીરનો પ્રાદુર્ભાવ તથા તિરોભાવ નથી હોતા તો જીવને જન્મ મરણ નથી કારણ કે શરીરના સંબંધ વિના જીવના જન્મ તથા મરણ કોઇથી જોવામાં આવતાં નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "सवा अयं पुरुषो जायमानः शरीरमभिसंपद्यमान सउत्क्रामन् म्रियमाण ( બૃ૦ ૪, ૩, ૮ ) આ પુરૂષ જ્યારે જન્મ પામે છે ત્યારે શરીરને ધારણ કરે છે. જ્યારે તે ઉર્ધ્વગમન કરે છે ત્યારે મૃત્યુને વશ થાય છે." આ શ્રુતિ એમ સૂચવે છે કે, શરીરના સંયોગ તથા વિયોગને લઇ જન્મ તથા મરણ શબ્દો છે. વળી જાતકર્માદિ સંસ્કાર પણ દેહના પ્રાદુર્ભાવને લઇને છે, એમ જાણવું. કારણ કે જીવનાં પ્રાદુર્ભાવનો અભાવ છે. જીવની ઉત્પત્તિ પરમાત્માથી જેમ આકાશ આદિની થાય

છે, તેમ થાય છે કે નહિ, તે સબધીનો ખુલાસો હવે પછીના સૂત્રવડે કરવામા આવશે ઉત્પત્તિ તથા પ્રલય દેહને આશ્રયી છે, પણ જીવને નથી. એટલું જ આ સૂત્રવડે નિરૂપણ કર્યું છે. (૧૬)

શિષ્યઃ–ત્યારે શું આત્માની ઉત્પત્તિ છે કે નહિ ?

ગુરૂ–આત્માની ઉત્પત્તિ નથી. શ્રુતિમા આત્માની ઉત્પત્તિ કહી નથી, તેમ જ આત્મા નિત્ય છે તેથી આત્માની ઉત્પત્તિ કહી શકાય નહિ તે જ રીતે ૧૭ મા સૂત્રમા કહ્યું છે કે,–

## અધિકરણ ૧૧ મું–સૂત્ર ૧૭ મું. આત્મામાં ઉત્પત્તિનો અભાવ.

*नात्माऽश्रुतेर्नित्यत्वाच्च ताभ्य ॥ १७॥*

સૂત્રાર્થ –આત્માની ઉત્પત્તિ નથી. કારણ કે શ્રુતિના ઉત્પત્તિ પ્રકરણમા કહી નથી. આ રીતે આત્મા નિત્ય હોવાથી તેમ જ શ્રુતિ પ્રતિપાદન નહિ કરતી હોવાથી આત્મા ઉત્પન્ન થતો નથી (૧૭)

ટીકા –શિષ્ય –શરીર તથા ઇન્દ્રિયોરૂપી પાંજરના અધ્યક્ષરૂપ, કર્મનાં ફળનાં સંબધવાળો આત્મા જીવરૂપ કહેવાય છે. જેમ આકાશની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થાય છે, તેમ આત્માની ઉત્પત્તિ શુ થાય છે કે બ્રહ્મની માફક તેની ઉત્પત્તિ નથી થતી ? આ રીતનો સશય થવાનું કારણ એ કે, શ્રુતિમા વિરોધ હોય છે. કેટલીક શ્રુતિમા અગ્નિના તણખાના નિરૂપણવડે પરબ્રહ્મમાંથી જીવાત્માની ઉત્પત્તિ દર્શાવી છે. વળી કેટલીક શ્રુતિમા એમ કહ્યું છે કે, વિકાર રહિત પરબ્રહ્મના કાર્યને વિશે આત્માનો પ્રવેશ જ્યારે થાય છે ત્યારે તે આત્મા જીવભાવને પામે છે, પણ આત્માની ઉત્પત્તિ નથી પ્રથમ આપણે એમ જ માનીએ કે, જીવની ઉત્પત્તિ છે.

ગુરૂઃ–તેનું શું કારણ ?

શિષ્ય –શ્રુતિમા જે પ્રતિજ્ઞા કહી છે, તેને બાધ ન આવે, માટે આત્માની ઉત્પત્તિ છે. કારણ કે એમ શ્રુતિની પ્રતિજ્ઞા છે કે, એકનું જ્ઞાન થવાથી સર્વનુ જ્ઞાન થાય છે. સર્વ વસ્તુસમૂહ બ્રહ્મમાથી થયલો હોવાથી વિરોધ આવતો નથી. પણ જો જીવ સર્વ વસ્તુસમૂહથી ભિન્ન તત્વ હોય તો ઉપરની પ્રતિજ્ઞાને બાધ આવે. બીજું વિકારથી રહિત પરમાત્મા જીવરૂપે છે, એમ કહેવો શક્ય નથી કારણ કે જીવાત્મા તથા પરમાત્મામાં લક્ષણભેદ રહેલ છે. પરમાત્મા પાપાદિધર્મથી રહિત છે, પણ જીવ તેથી વિપરીત છે. જીવમા વિભાગ છે, માટે તેમાં વિકાર હોવો જોઇએ આકાશ આદિ જેટલા તત્વો વિભાગરૂપે હોય છે, તે સર્વ વિકાર રૂપે હોવા જોઇએ તથા તેની ઉત્પત્તિ હોવી જોઇએ બીજુ જીવાત્મા પુણ્ય તથા પાપના કર્મવાળો છે, તેમ જ સુખ દુખવાળા દરેક શરીરમા છૂટો થઇ રહેલ છે. માટે કાર્યની ઉત્પત્તિ થતી વખતે આત્માની પણ ઉત્પત્તિ થવી યોગ્ય છે વળી કહ્યુ છે કે, "*यथाग्ने क्षुद्रा विस्फुलिंगा व्युच्च-*

ઉત્પન્ન થાયછે, તે જ પ્રમાણે આત્મામાંથી સર્વ પ્રાણો ઉત્પન્ન થાય છે.” આ પ્રમાણે પ્રાણઆદિ ભોગ્ય વસ્તુની સૃષ્ટિનો ઉપદેશ શ્રુતિમાં છે. તે જ પ્રમાણે કહ્યું છે કે, “सर्व एत आत्मानो व्युच्चरन्ति આ સર્વ આત્માઓ પ્રગટ થાય છે.” આ પ્રમાણે ભોક્તારૂપ આત્માઓની ભિન્ન સૃષ્ટિનું નિરૂપણ છે. વળી કહ્યું છે કે, “यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः। तथाऽक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापयन्ति (મું૦ ૨,૧,૧) હે સોમ્ય શૌનક! જેમ પ્રકાશમાન અગ્નિમાંથી એક જ રૂપવાળા હજારો પ્રકારના તણખા નીકળે છે, તે જ રીતે અક્ષર બ્રહ્મમાંથી અનેક પ્રકારના જીવોની ઉત્પત્તિ થાય છે તથા તેઓનો પાછો અક્ષર બ્રહ્મમાં જ લય થાય છે.” આ રીતે જીવાત્માના ઉત્પત્તિ તથા પ્રલય કહેવાયલા છે.” આ રીતે શ્રુતિમાં જીવાત્માને તણખા સાથે સરખાવ્યો છે. બીજું આ જીવાત્માઓ ચૈતન્યના યોગવડે પરમાત્માના સરખા થાય છે. એક બાબત એક સ્થળે દાખવી હોય તથા એક સ્થળે નહિ દાખવી હોય તો તેથી એક સ્થળે નહી દર્શાવવાથી જ્યાં તે દાખવી હોય, તે ખોટી ઠરતી નથી. કારણ કે અન્ય શ્રુતિમાં રહેલ એક બાબત વિરોધથી રહિત તથા અધિક અર્થવાળી હોય તો તે ગ્રહણ કરવી જ જોઇએ. આમ હોવાથી પ્રવેશ સંબંધી શ્રુતિ પણ આત્મામાં વિકારભાવ દર્શાવે છે. જેમકે, “तदात्मानं स्वयमकुरुत તેણે આત્માને જાતે કર્યો.” આમ હોવાથી જીવની ઉત્પત્તિ છે.

ગુરૂઃ-જીવની ઉત્પત્તિ નથી.

શિષ્યઃ-કેવી રીતે આપ એમ કહો છો?

ગુરૂઃ-શ્રુતિમાં આત્માની ઉત્પત્તિનું પ્રતિપાદન નથી. ઉત્પત્તિપ્રકરણમાં ઘણે ભાગે આત્માની ઉત્પત્તિનું નિરૂપણ નથી.

શિષ્યઃ-કોઇ સ્થળે નહિ કહેલ બાબત અન્ય સ્થળે કહેલ બાબતનો અટકાવ કરતી નથી.

ગુરૂઃ-તારૂં કહેવું ખરૂં છે. પણ અમે એમ કહીએ છીએ કે, આત્માની કદી ઉત્પત્તિ નથી.

શિષ્યઃ-શા હેતુથી આપ એમ કહો છો ?

ગુરૂઃ-આત્મા નિત્યસ્વરૂપે છે તેથી તથા શ્રુતિવડે આત્માની ઉત્પત્તિ નથી. મૂળ સૂત્રમાં च શબ્દ વાપર્યો છે તેથી અજત્વઆદિ ધર્મોવડે આત્માની ઉત્પત્તિ નથી એમ જાણવું. આત્મા નિત્ય છે, એમ શ્રુતિથી સિદ્ધ થાયછે. તે જ રીતે શ્રુતિથી જ સિદ્ધ થાય છે કે, આત્મા અજરૂપે તેમ જ અવિકારીરૂપે છે. કારણ કે અવિકારી બ્રહ્મની જ જીવાત્મારૂપે તથા બ્રહ્માત્મારૂપે સ્થિતિ છે. આવી રીતના સ્વરૂપવાળા આત્માની કદી ઉત્પત્તિ હોઇ શકે નહિ. આત્માના અજપણાવિશે નીચે પ્રમાણે શ્રુતિઓ છે—“ न जीवो म्रियते (છા૦ ૬, ૧૧, ૩), स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म (બૃ૦ ૪, ૪, ૨૫) न जायते म्रियते वा विपश्चित् (કઠ૦ ૨, ૧૮), अजो नित्यः शाश्वतोऽयपुराणः (કઠ૦ ૨, ૧૮) तत्सृष्ट्वा

तदेवानुप्राविशत (તૈ૦ ૨, ૬, ૧), अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि (છા૦૬,૩,૨), स एष इह प्रविष्ट आनखाग्रेभ्य (બૃ૦ ૧, ૪, ૭), तत्त्वमसि (છા૦ ૬, ૮, ૭), अहं ब्रह्मास्मि (૧, ૪, ૧૦), अयमात्मा ब्रह्म सर्वानुभू' (બૃ૦૨,૫,૧૯) અર્થઃ-જીવનું મરણ નથી; આત્મા મહાન્‌રૂપે, અજરૂપે, જરાથી રહિત, મરણથી રહિત, અમૃતરૂપે, ભયથી રહિતરૂપે તથા બ્રહ્મરૂપે છે,જ્ઞાનસ્વરૂપ આત્માનાં જન્મ તથા મરણ નથી; આત્મા અજરૂપે, નિત્યરૂપે, શાશ્વતરૂપે અર્થાત્ ક્ષયથી રહિતરૂપે તેમજ પુરાણરૂપે અર્થાત્ વૃદ્ધિથી રહિતરૂપે છે; આત્માએ જગતને ઉત્પન્ન કરી તેને વિશે પ્રવેશ કર્યો; આત્માએ વિચાર કર્યો કે જીવાત્મારૂપે કરી જગતને વિશે પ્રવેશ કરી નામ તથા રૂપે કરી હું વ્યક્ત થાઉં; તે નખપર્યંત દેહને વિશે પ્રવિષ્ટ છે; જીવનરૂપ તું તે અર્થાત્ બ્રહ્મરૂપે છે; હું બ્રહ્મરૂપે છું; સર્વની ઉત્પત્તિરૂપ બ્રહ્મ આત્મસ્વરૂપે છે" ઇત્યાદિ અનેક શ્રુતિઓ આત્માના નિત્યપણાને સૂચવનારી છે. આ શ્રુતિઓ જીવની ઉત્પત્તિનો પ્રતિષેધ કરે છે.

શિષ્ય – પણ આત્માનો વિભાગ છે, માટે તે વિકારરૂપે છે તથા વિકારસ્વરૂપે હોવાથી તેની ઉત્પત્તિ પણ અવશ્ય છે.

ગુરુ.–હું કહું તે સાંભળ આત્માનો વિભાગ પોતાની મેળે નથી શ્રુતિમાં કહ્યું છે કે,"एको देव सर्वभूतेषु गूढ' सर्वव्यापी सर्वभूतान्तरात्मा શ્વે૦ ૬, ૧૧,) આ એક દેવ સર્વ પ્રાણી માત્રોને વિશે ગૂઢ થઇ રહેલા છે, તેઓ સર્વ વસ્તુને વ્યાપી રહેલા છે, તથા તેઓ સર્વ પ્રાણી માત્રના અંતરાત્મારૂપે છે." બુદ્ધિ આદિ ઉપાધિને લઇ આત્માના વિભાગનો ભાસ થાય છે. જેમકે આકાશનો ઘટઆદિની સાથે સંબંધ છે. અર્થાત્ જેમ ઘટાકાશ તથા મઠાકાશ કહેવાય છે. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે, "स वा अयमात्मा ब्रह्मविज्ञानमयो मनोमयः प्राणमयश्चक्षुर्मय श्रोत्रमयः (બૃ૦ ૪, ૪, ૫, આ આત્મા બ્રહ્મરૂપે, વિજ્ઞાનમયરૂપે, મનોમયરૂપે, પ્રાણમયરૂપે, ચક્ષુર્મયરૂપે, તથા શ્રોત્રમયરૂપે છે." ઇત્યાદિ બ્રહ્મ વિકારહિત તથા એકરૂપે છે, છતાં તેનું નિરૂપણ અનેક બુદ્ધિઆદિરૂપે જણાવ્યું છે. આત્મા સર્વરૂપે છે, આથી તેનું ભિન્ન સ્વરૂપ અભિવ્યક્ત નથી. આત્માનું સ્વરૂપ ઉપરક્તરૂપે અર્થાત્ સર્વમયરૂપે છે. જેવી રીતે સ્રીને વિશે પરતંત્ર પુરુષ જાલ્મ કહેવાય છે. જો કે કોઇ સ્થળે ઉત્પત્તિ તથા પ્રલય કહેલા હોય, તો તે પણ ઉપાધિને લીધે જાણવા. ઉપાધિની ઉત્પત્તિને લઈ તેની ઉત્પત્તિ તથા ઉપાધિના પ્રલયથી તેનો પ્રલય છે. વળી કહ્યું છે કે, "प्रज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानु विनश्यति न प्रेत्यसंज्ञाऽस्ति ( બૃ૦ ૪, ૫, ૧૩) આત્મા પ્રજ્ઞાનઘનરૂપે છે. આ ભૂતોની સાથે તેની ઉત્પત્તિ થાય છે. જ્યારે ભૂતોનો લય થાય છે ત્યારે તેનો લય થાય છે. મૃત્યુ થયા પછી કોઇ રીતની સંજ્ઞા રહેતી નથી" તે રીતે ઉપાધિનો લય છે, પણ આત્માનો લય નથી. જેમકે

" मा भगवान् मोहान्तमापीपदन्न वा अहमिमं विजानामि न प्रेत्य संज्ञास्ति અર્થઃ-મૈત્રેયીએ કહ્યું મૃત્યુ પછી કંઇ સંજ્ઞા રહેતી નથી, એમ કહેવાથી આપે મને, હે ભગવન્! મોહમાં નાંખી દીધી છે હું આ આત્માને સમજી શકતી નથી." આ રીતના પ્રશ્ન પછી યાજ્ઞવલ્ક્ય તેનું નીચે પ્રમાણે પ્રતિપાદન કરે છે;-" न वा अरेऽहं मोहं ब्रवीम्यविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा मात्राऽसंसर्गस्त्वस्य भवति (બૃ૦ ૪, ૫, ૧૪) યાજ્ઞવલ્ક્યે કહ્યું; અરે ! હું ખરેખર મોહ ઉત્પન્ન કરતો નથી. આત્મા અવિનાશી છે, એમ તું માન તેનું સ્વરૂપ સર્વ-પ્રકારના પરિચ્છેદથી રહિત ધર્મવાળું છે. વળી વિષયોની સાથે તેનો સંસર્ગ નથી." આ રીતે પ્રતિજ્ઞાનો જે વિરોધ આવે છે તેનું કારણ એ કે, અવિકારી બ્રહ્મને જીવ-સ્વરૂપે સ્વીકારવામાં આવે છે. જીવ તથા બ્રહ્મનો જે ભેદ દેખાય છે, તે ઉપાધિને લીધે છે. કહ્યું કે, "अतऊर्ध्वं विमोक्षायैव ब्रूहि (બૃ૦ ૪, ૩, ૧૫) આની પછી મોક્ષના સંબંધમાં મને ઉપદેશ કરો." ઇત્યાદિ શ્રુતિથી પ્રકૃતરૂપ, વિજ્ઞાનમયરૂપ આત્મા સર્વ સંસાર ધર્મવડે નિરૂપણ કરાયલો છે તથા ઉપદેશવડે પરમાત્મભાવની પ્રાપ્તિ-માં જોડવામાં આવે છે. માટે આત્મા ઉત્પન્ન થતો નથી તેમ તેનો લય નથી (૧૭)

શિષ્ય-આત્માનાં જન્મ મરણ નથી ત્યારે તેનું સ્વરૂપ કેવું છે?

ગુરૂઃ-આત્માને જન્મ મરણ નહિ હોવાથી તે નિત્ય ચૈતન્ય સ્વરૂપે કહેવાય છે. આથી ૧૮ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૨ મું-સૂત્ર ૧૮ મું.

## આત્મા નિત્ય ચૈતન્ય સ્વરૂપે

ज्ञोऽत एव ॥१८॥

સૂત્રાર્થઃ-આત્માનાં ઉત્પત્તિ તથા પ્રલય નહિ હોવાથી તે નિત્ય ચૈતન્ય સ્વરૂપે છે. (૧૮)

ટીકાઃ-શિષ્યઃ-આ આત્મા વૈશેષિક દર્શનવાળા માને છે તેમ અનિત્ય ચૈતન્ય-વાળો છે અથવા જેમ સાંખ્યદર્શનવાળા કહે છે, તેમ નિત્ય ચૈતન્ય સ્વરૂપવાળો છે. આ રીતે બેઉ દર્શનોમાં વિરૂદ્ધતા હોવાથી મને શંકા થાય છે.

ગુરૂ-તારો આ સંબંધી શું મત છે?

શિષ્યઃ-મારૂં માનવું એવું છે કે, આત્માનું ચૈતન્ય, આત્મા તથા મનના સંયોગથી ઉત્પન્ન થયલા વિકાર સ્વરૂપને, જેમ અગ્નિ તથા ઘટના સંયોગથી રોહિત આદિ ગુણની ઉત્પત્તિ થાય છે તેમ, પ્રાપ્ત થાય છે. કારણ કે ચૈતન્ય નિત્ય સ્વરૂપે હોય તો સુતેલ, મૂર્છા પામેલ તથા પિશાચ વળગેલાને પણ ચેતન હોવું જોઇએ. આવા મનુષ્યને પૂછવામાં આવે છે ત્યારે તેઓ એમ કહે છે કે અમને કંઈ ખબર નથી પણ જ્યારે સ્વસ્થ હોય છે ત્યારે તે ચેતનાવસ્થને પ્રાપ્ત થયેલા જોવામા આવે છે. આમ કોઈકવાર ચૈતન્ય હોવાથી આત્મા આગંતુક ચૈતન્યવાળો છે.

ગુરૂઃ-તું કહે છે, તેમ નથી. આત્મા જ્ઞાન સ્વરૂપવાળો અર્થાત્ નિત્ય ચૈતન્યરૂપે

છે આથી જ આત્માની ઉત્પત્તિ નથી વિકારથી રહિત પરબ્રહ્મ ઉપાધિ ના યોગથી જીવભાવે કરી સ્થિતિ કરે છે શ્રુતિમા પરબ્રહ્મનુ જ ચૈતન્ય સ્વરૂપ કહેલ છે જેમકે 'विज्ञानमानन्दं ब्रह्म (બૃ૦ ૩ ૯, ૨૮), सत्यं ज्ञानमनन्तं ब्रह्म (તૈ૦ ૨, ૧ ૧), अनन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एव (બૃ૦ ૪, ૫, ૧૩) બ્રહ્મ વિજ્ઞાનરૂપે તથા આનંદરૂપે છે, બ્રહ્મ સત્ય રૂપે, જ્ઞાનરૂપે તથા અનંતરૂપે છે, આત્મા અંતરભાગથી રહિતરૂપે, બાહ્ય રહિત, કૃત્સ્નરૂપે તથા પ્રજ્ઞાનઘનરૂપે છે" જેમ અગ્નિમા ઉષ્ણતા તથા પ્રકાશ રહેલા છે, તેમ જીવ પરબ્રહ્મ સ્વરૂપે હોવાથી જીવનુ નિત્ય ચૈતન્ય સ્વરૂપ છે આત્મા વિજ્ઞાનમય સ્વરૂપે છે, તેને માટે નીચેની શ્રુતિ છે—"असुप्तः सुप्तानभिचाकशीति (બૃ૦ ૪,૩,૧૧) अत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति (બૃ૦ ૪, ૩, ૯), नहि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते (બૃ૦ ૪ ૩, ૩૦), अथ यो वेदेदं जिघ्राणीति स आत्मा (છા૦ ૮, ૧૨, ૪) આત્મા અસુપ્ત છતા સુપ્ત ભાવોને જુવે છે, આ આત્મા સ્વયં જ્યોતિરૂપે છે, જે વિજ્ઞાતારૂપે છે તેના વિજ્ઞાનનો અભાવ નથી, આ મે સૂઘ્યુ, એમ જે જાણે છે, તે આત્મા છે" સર્વ ઇન્દ્રિયોરૂપી દ્વારવડે સર્વ વ્યક્ત સ્વરૂપને આત્મા જાણે છે, અર્થાત્ વિજ્ઞાન સ્વરૂપ આત્મા સાથે જોડાવથી આત્માની તદ્રૂપ પણાવડે સિદ્ધિ થાય છે

શિષ્ય—જો આત્મા નિત્ય સ્વરૂપ ચૈતન્ય છે, તો પછી ઘ્રાણ આદિની શી જરૂર છે?

ગુરૂ—આ તારૂ માનવુ ખોટુ છે ગંધ આદિના જુદા જુદા વિષયો છુટા પાડવા માટે ઇન્દ્રિયોની આવશ્યકતા છે શ્રુતિમા પણ કહ્યુ છે કે, ગંધને માટે ઘ્રાણેન્દ્રિય છે સુપ્ત આદિ અવસ્થાને પામેલ ચેતનવાળો નથી હોતો, તેનો પરિહાર શ્રુતિવડે જ કરવામા આવ્યો છે જેમકે સુષુપ્તિના સબંધમા શ્રુતિમા કહ્યુ છે કે, 'यद्वै तन्न पश्यति पश्यन्वै तन्न पश्यति न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यत्पश्येत् (બૃ૦ ૪, ૩, ૨૩,) સુષુપ્તાવસ્થામા તે જે વસ્તુ નથી જોતે, તે વસ્તુને જુવે છે છતા નથી જોતો એમ લાગે છે કારણ કે આત્મા જે દ્રષ્ટારૂપે છે, તેની દૃષ્ટિનો કદી નાશ હોતો નથી કારણ તેનુ સ્વરૂપ વિનાશથી રહિતરૂપે છે આત્મા દ્વૈતસ્વરૂપે નથી જે તેને દ્વૈતરૂપે માને છે તે જ તેને વિભક્ત જુવે છે" વિષયનો અભાવ હોવાથી ચેતનતાનો અભાવ લાગે છે પણ ચૈતન્યના અભાવથી નહિ જેમકે આકાશને આશ્રયે રહેલ પ્રકાશની અભિવ્યક્તિ પ્રકાશ્ય વસ્તુના અભાવને લીધે હોય છે, પણ સ્વરૂપના અભાવને લીધે હોતી નથી. જ્યા શ્રુતિનો વિરોધ હોય ત્યા વૈશેષિક દર્શનનો આભાસ થાય છે માટે નિશ્ચય થાય છે કે, આત્મા નિત્ય ચૈતન્ય સ્વરૂપ જ છે (૧૮)

શિષ્ય—હે ભગવાન્! જીવનુ ઉત્ક્રમણ આદિ હોવાથી તે પરિચ્છેદવાળો છે

ગુરુ—તારૂ તેમ માનવુ હોય તો તે નબળી જે તગ ગણવામા હોય તે

કહે. હું તારૂં આ સંબધી નિરાકરણ આગળ જતાં કરીશ. વ્યાસ ભગવાને પણ પ્રથમ તારા કહેવા પ્રમાણે પૂર્વ પક્ષ સ્વીકાર્યો છે તથા જીવને પરિચ્છિન્ન ગણ્યો છે, જેમકે;–

## અધિકરણ ૧૩ મું–સૂત્ર ૧૯ મું.

## શું જીવને પરિચ્છિન્નતા છે?

उत्क्रान्तिगत्यागतीनाम ॥ १९ ॥

સૂત્રાર્થઃ–જીવનું ઉર્ધ્વગમન, ગમન તથા આગમન શ્રુતિમાં કહ્યું છે, તેથી જીવ પરિચ્છિન્ન છે (૧૯)

ટીકાઃ ગુરુઃ–જીવ કેવા પરિમાણુવાળો છે તે સંબધી હું કહું તે સાંભળ. સામાન્ય રીતે એમ શંકા થાય કે, તે અણુ પરિમાણુવાળો, મધ્યમ પરિમાણુવાળો અથવા મહા પરિમાણુવાળો છે. આત્માની ઉત્પત્તિ નથી, કારણ કે આત્મા નિત્ય ચૈતન્ય સ્વરૂપે છે, એ પ્રમાણે કહ્યુંછે. હવે પરમાત્મા તે જ જીવ છે કે નહિ, તે સંબધી નિરૂપણ કરૂંછું. શ્રુતિમાં તો કહ્યું છે કે, પરમાત્માનું અનંતપણુ છે. તો પછી જીવને પરિમાણ કેવી રીતે હોઇ શકે?

શિષ્યઃ–આપનું કહેવું ખરૂં છે. હું કહું છું કે જીવને ઉત્ક્રાંતિ, ગતિ તથા આગમન શ્રુતિમા કહ્યાં છે, માટે તેને પરિચ્છેદ પ્રાપ્ત થાય છે સ્વશબ્દવડે જીવનું કંઇએક અણુ પરિમાણપણું શ્રુતિમાં કહ્યું છે. આ સર્વને બંધ બેસતું પડે, માટે પરિચ્છેદ યુક્ત જીવને માનવો જોઈએ. આ બધાથી એમ સિદ્ધ થાય છે કે, જીવનાં ઉર્ધ્વગમન, ગમન તથા આગમન શ્રુતિમાં કહ્યાં છે, તેથી જીવ પરિચ્છિન્ન તથા અણુ પરિમાણવાળો છે. ઉર્ધ્વગમનના સંબંધમા નીચે પ્રમાણે શ્રુતિ છે –"यदास्माच्छरीरादुत्क्रामति सहैवैतैः सर्वैरुत्क्रामति (કૌ૦ ૩, ૩) જ્યારે આત્મા આ શરીરમાથી ઉત્ક્રમણ કરે છે ત્યારે બુદ્ધિઆદિ સર્વે તેની સાથે ઉત્ક્રમણ કરે છે." જીવના ગમન સંબધી નીચલી શ્રુતિ છેઃ– "येवैके चास्माल्लोकात्प्रयन्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति (કૌ૦ ૧, ૨) જે કોઈ આ લોકમાંથી ગમન કરે છે, તે ચંદ્રલોક પ્રતિ જાય છે." આ ગમન સંબંધી નીચલી શ્રુતિ છે –"तस्माल्लोकात्पुनरेत्यस्मै लोकायकर्मणे (બૃ૦ ૪, ૪, ૬) આ લોકમાંથી નિકળી પાછા તે ફરી આ લોકપ્રતિ આવે છે." આ રીતે શ્રુતિમાં જીવનાં ઉર્ધ્વગમન, ગમન તથા આગમન હોવાથી જીવ પરિચ્છિન્ન છે, એમ સિદ્ધ થાય છે. વિભુસ્વરૂપ આત્માની ગતિ સંભવતી નથી જીવને પરિચ્છેદ હોવાથી આર્હતોએ જેમ નિરાકરણ કર્યું છે તેમ શરીરના પરિમાણુવાળો જીવ થાય છે. આ રીતે આત્મા અણુરૂપે સિદ્ધ થાય છે. (૧૯)

શિષ્યઃ–કેટલાક ઉત્ક્રમણનો અર્થ એમ કરે છે કે, સ્વામિત્વની જે નિવૃત્તિ, તે ઉત્ક્રમણ છે. આમ લઇએ તો પણ જીવાત્માની ગતિ તથા આગમન આવશ્યકીય છે. તે જ પ્રમાણે વ્યાસ ભગવાને પણ સૂત્રમાં કહ્યું છે કે,—



## અધિકરણ ૧૩--સૂત્ર ૨૦ મું.

## શું જીવ અણુરૂપે ?

**स्वात्मना चोत्तरयोः ॥२०॥**

સૂત્રાર્થઃ—પાછળનાં ગમન તથા આગમન સાથે પોતાના આત્માનો સંબંધ હોવાથી જીવ અણુ છે. (૨૦)

ટીકાઃ—શિષ્ય –જેમ કોઇ એક ગામના સ્વામીનું સ્વામીપણું નિવૃત્ત થાય, તેમ ગતિ રહિત આત્મા ઉર્ધ્વગમનને પામે છે, એટલે દેહના અધિષ્ઠાતાપણામાંથી મુક્ત થાય છે. જેમકે કર્મનો ક્ષય થવાથી બને છે. પણ ગતિ રહિત આત્માનાં ગમન તથા આગમન સંભવતાં નથી. કારણ કે આત્માવડે ગમન તથા આગમનનો સંબંધ હોય છે. અહીં ગમધાતુ કર્તરી પ્રયોગવાળો છે. અમધ્યમ પરિમાણવાળા જીવનાં ગમન તથા આગમન, જીવ અણુ હોય તો જ સંભવે છે. આ રીતે ગમન તથા આગમન જીવને છે તથા ઉત્ક્રાંતિનો અર્થ એમ પ્રતીત થાય છે કે, દેહમાંથી નિકળવું. જો જીવ દેહનો ત્યાગ નહિ કરતો હોય તો પછી તેને ગમન તથા આગમન હોવાં જોઇએ નહિ. કારણ કે દેહના અન્ય સ્થળોને ઉત્ક્રાંતિના સંબંધમાં પાંચમી વિભક્તિનો પ્રયોગ કર્યો છે. જેમકે, "चक्षुषो वा मूर्ध्नो वान्येभ्यो वा शरीरदेशेभ्यः અર્થઃ—ચક્ષુમાંથી, મસ્તકમાંથી અથવા તો અન્ય શરીર પ્રદેશમાંથી જીવનું ઉત્ક્રમણ થાય છે." વળી કહ્યું છે કે, "स एतास्तेजोमात्राः समभ्याददानो हृदयमेवान्वव क्रामति (બૃ૦ ૪, ૪, ૧), शुक्रमादाय पुनरैति स्थानम् (બૃ૦ ૪, ૩, ૧૧) આ જીવ તે જ સ્વરૂપ ઇન્દ્રિયોને પોતાની સાથે લઇ હૃદયાકાશમાં જાય છે." વળી પ્રકાશ સ્વરૂપ ઇન્દ્રિયસમૂહને લઇ આત્મા પાછો જાગ્રતાવસ્થામાં આવે છે. એમ શરીરને વિશે પણ જીવનાં ગમન તથા આગમન હોય છે. માટે જીવની અણુરૂપે સિદ્ધિ થાય છે. (૨૦)

શિષ્ય–જીવ અણુ નથી. કારણ કે શ્રુતિમાં તેમ નથી.

ગુરૂઃ—આ માનવું યુક્ત નથી. કારણ કે બીજે સ્થળે આ રીતનું નિરૂપણ છે. વળી વ્યાસ ભગવાને પણ ૨૦ મા સૂત્રમાં કહ્યું છે કે,

## અધિકરણ ૧૩–સૂત્ર ૨૧ મું.

## આત્માની અણુતામાં શ્રુતિપ્રમાણ.

**नाणुरतच्छ्रुतेरिति चेन्नेतराधिकारात् ॥२१॥**

સૂત્રાર્થઃ—આત્મા અણુ નથી. શ્રુતિમાં તેમ પ્રતિપાદન કર્યું નથી, એમ માનવું અયુક્ત છે. કારણ કે અન્ય સ્થળે અણુત્વનું પ્રતિપાદન છે. (૨૧)

ટીકા–શિષ્યઃ–આ પ્રમાણે કહ્યું, છતાં હું કહું છું કે, આત્મા અણુ નથી.

ગુરૂ–તેમ તું કેવી રીતે કહે છે ?

શિષ્ય–શ્રુતિમાં તેમ પ્રતિપાદન કર્યું નથી. કારણ કે અણુત્વથી ભિન્ન પરિમાણસંબંધી શ્રુતિ છે. જેમકે, 'स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु (બૃ૦ ૪, ૪, ૨૨) આ આત્મા મહાન્ તથા ઉત્પત્તિભાવથી

રહિત છે, તથા પ્રાણ અર્થાત્ ઇન્દ્રિયે માં વિજ્ઞાનમય સ્વરૂપે રહે છે.'' "आकाशवत्सर्वगतश्च नित्य. । सत्य ज्ञानमनत ब्रह्म (તૈ૦ ૨, ૧, ૧) આ આત્મા આકાશની માફક સર્વગમાં વ્યાપી રહેલ તથા નિત્ય સ્વરૂપે છે. તે સત્ય, જ્ઞાન, અનંતરૂપે તથા બ્રહ્મરૂપે છે.'' ઇત્યાદિ શ્રુતિ જીવાત્માનો અણુપણામાટે નિષેધ કરે છે.

ગુરૂઃ–આ દોષ નથી.

શિષ્ય-કેમ આપ એમ કહો છો કે, આ દોષ નથી.

ગુરૂઃ–આથી ભિન્ન સૂચન છે, માટે જીવ અણુ છે. કારણ કે પરમાત્માના પ્રકરણમાં જ ભિન્ન પરિમાણવાળી શ્રુતિ છે. વેદાંતમાં મુખ્ય કરી પરાત્મા વેદિતવ્યરૂપે છે, એમ નિરૂપણ કર્યું છે. રજોગુણથી રહિત તથા આકાશથી પર આ પ્રમાણેનું સૂચન હોવાથી પરમાત્માનો જ ત્યાં વિશેષ અધિકાર છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, "योऽय विज्ञानमयः प्राणेषु (બૃ૦ ૪, ૪, ૨૨) ઇન્દ્રિયોમાં આ આત્મા વિજ્ઞાનમય સ્વરૂપે છે.'' આ રીતે જીવ જ મહાનરૂપે છે, એમ નિર્દેશ કર્યો છે. માટે શાસ્ત્રદૃષ્ટિથી આ નિરૂપણ વામદેવની માફક જાણવું. માટે પ્રાજ્ઞ વિષયપણું હોવાથી શ્રુતિમા ભિન્ન પરિમાણવાળા જીવના અણુપણામાં વિરોધ આવતો નથી (૨૧)

શિષ્ય-અણુના સંબંધી બીજી શ્રુતિ હોય તો તે જણાવશો.

ગુરુ-શ્રુતિ તથા અલ્પપણાથી જીવાત્મા અણુરૂપે છે. જેમકે;

## અધિકરણ ૧૩ મું-સૂત્ર ૨૨ મું.

## આત્માની અણુતામાં શ્રુતિનું પ્રમાણ

**स्वशब्दोन्मानाभ्यां च ॥२२॥**

સૂત્રાર્થ;-સાક્ષાત્ શ્રુતિવચનથી તથા અલ્પપણાથી આત્મા અણું છે. (૨૨)

ગુરૂ-શ્રુતિમાં પણ આત્માનું અણુત્વ સૂચવનાર સાક્ષાત્ શબ્દ જોવામાં આવે છે. જેમકે, "एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन्प्राणः पचधा स विवेश: (મુ. ૩ ૧,૯) આ અણુ સ્વરૂપ આત્મા જાણવા યોગ્ય છે, કે જેમાં પ્રાણવાયુ પાંચ પ્રકારે દાખલ થયલો છે.'' પ્રાણ સંબંધથી પણ આ આત્મા અણુ છે, એમ સિદ્ધ થાય છે. તેમ જ અલ્પતા પણ જીવના અણુપણાનું સૂચન કરેછે. કહ્યું છે કે बालाग्रशतभागस्य शतधा कल्पितस्य च । भागो जीवः स विज्ञेयः (શ્વે૫,૮) आराग्रमात्रो ह्यवरोऽपि दृष्ट (શ્વે૦૫,૮.) વાળના અગ્ર ભાગના સોમા ભાગના એક ભાગને સત પ્રકારે કલ્પના કરીએ તેના સરખો જીવાત્મા છે; આરના અગ્ર ભાગ જેટલો જ અપર આત્મા જ્ઞાનાત્માથી જણાયલો છે'' આ રીતે જીવનું અણુપણું છે ( ૨૨ )

શિષ્ય-જો કે આત્મા અણુ છે. એક સ્થાનમાં રહેલો છતાં તેની પ્રાપ્તિ સઘળા દેહપ્રદેશમાં છે. આ પ્રમાણેના વિરોધ સંબંધી આપ શું કહો છો ?

ગુરૂ.-ગંગા અથવા તળાવમાં ડુબેલાઓને સર્વાંગે શીતળતાની પ્રાપ્તિ તેમજ ઉષ્ણકાળે આખા શરીરમાં ઉષ્ણતાની પ્રાપ્તિ થાય છે. તે જ પ્રમાણે આત્મા એક દેશમાં

છતાં સર્વત્ર તેની ઉપલબ્ધિ છે. તેજ પ્રમાણે ૨૩મા સૂત્રમાં કહ્યું છે કેઃ-

## અધિકરણ ૧૩ મું-સૂત્ર ૨૩ મું. આત્માની આખા શરીરમાં પ્રાપ્તિ

अविरोधश्चन्दनवत् ॥ २३ ॥

સૂત્રાર્થ-ચંદનની માફક વિરોધ નથી. (૨૩)

ટીકાઃ-ગુરૂ-જેવી રીતે હરિચંદનનું બિંદુ તો શરીરના એક સ્થળપર સંબંધ છતાં સઘળા દેહમાં વ્યાપે એવો આહ્લાદ કરે છે, તેમ આત્મા પણ દેહના એક સ્થળમાં રહેલો છતા આત્મા સકળ દેહને વ્યાપીને રહેશે. બીજું ત્વચાના સંબંધને લીધે આત્માને સઘળા શરીરમાં થતી વેદનાનો વિરોધ આવતો નથી. કારણ કે ત્વચા તથા આત્માનો સંબંધ આખી ત્વચામાં રહે છે, તેમ જ ત્વચા આખા શરીરને વ્યાપી રહેલ છે. (૨૩)

શિષ્યઃ-ચંદન તથા આત્માની સ્થિતિમા ફેર છે, માટે ઉપર પ્રમાણે આપતું કહેવું યોગ્ય નથી

ગુરૂઃ-તારૂં કહેવું યોગ્ય નથી. કારણ કે આત્મા હૃદયમાં રહેલ છે, એ પ્રમાણેનું શ્રુતિનું વચન છે. માટે આત્મા પણ એક દેશમાં ચંદનની માફક રહે છે. આના જ સંબંધમાં ૨૪ મા સૂત્રમાં કહ્યું છે કે,-

## અધિકરણ ૧૩ મું-સૂત્ર ૨૪ મું. આત્માની સ્થિતિ હૃદયમાં.

अवस्थितिवैशेष्यादिति चेन्नाभ्युपगमाद्धृदि हि ॥ २४ ॥

સૂત્રાર્થઃ-હરિચંદનની માફક આત્માની સ્થિતિમાં ભિન્નતા હોવાથી આત્માને ચંદનનું દૃષ્ટાંત યોગ્ય નથી. આમ માનવું યોગ્ય નથી. કારણ કે આત્માની સ્થિતિ હૃદયમાં છે, એ રીતે વેદમાં નિરૂપણ છે. (૨૪)

ટીકાઃ-ગુરૂ ચંદનની માફક આત્મા છે, એમાં કોઇ રીતનો વિરોધ નથી, એમ પૂર્વ સૂત્રવડે આપણે સિદ્ધ કર્યું.

શિષ્ય-અહી દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંતિકમાં એકતા નહિ હોવાથી આત્મા ચંદનવત્ છે, એમ કહેવું યોગ્ય છે.

ગુરુઃ-આત્મા દેહના એક પ્રદેશમાં રહેલ છે, એમ સિદ્ધ થવાથી ચંદનના દૃષ્ટાંતરૂપે આત્મા છે.

શિષ્યઃ-પ્રત્યક્ષ રીતે ચંદનની સ્થિતિ ભિન્ન છે. જેમકે ચંદન એક સ્થળમાં રહેવા છતાં સઘળા દેહને ખુશ કરે છે, બીજું આત્મા સકલ દેહમાં વ્યાપી રહેલ છે, એ પ્રત્યક્ષ છે. તે એક પ્રદેશને વ્યાપી રહેલ નથી.

ગુરૂ-આત્મા અનુમેય છે.

શિષ્ય-આપ એમ કહો છો ખરા, પણ અહી અનુમાનનો સંભવ નથી. જેમ ત્વચા ઇન્દ્રિય આખા શરીરને વ્યા રહેલી છે, તેમ આત્મા આખા

વ્યાપી રહેલ છે અથવા શું આત્મા આકાશની માફક વિભુરૂપે છે અથવા આત્મા ચંદનના બિંદુની માફ અણુ છે, આ રીતનો મને સંશય થાય છે.

ગુરૂઃ–આ દોષ નથી.

શિષ્યઃ–આ દોષ કેમ નહિ કહી શકાય ?

ગુરૂઃ–વેદમાં આ રીતનું નિરૂપણ છે. અર્થાત્ ચંદનની માફક આત્મા એક દેશમાં રહેલ છે, આ રીતનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

શિષ્યઃ–કયે સ્થળે સ્વીકારવામાં આવ્યું છે, તે કહેશો ?

ગુરૂઃ–હા, સાંભળ. વેદાન્તમાં એમ કહ્યું છે કે, આત્મા હૃદયમાં રહેલ છે. જેમકે, हदि ह्येप आत्मा (પ્ર૦ ૩,૬), स वा एप आत्मा हृदि (છા૦ ૮,૩,૩), कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेपु हृयन्तरज्योतिः पुरुषः (બૃ૦ ૪,૩,૭) અર્થઃ–આત્મા હૃદયપ્રદેશમાં છે; આ આત્મા હૃદયમાં છે, આત્મા ક્યાં છે ? આત્મા ઇન્દ્રિયોમાં વિજ્ઞાનમય સ્વરૂપે છે, તથા હૃદયમાં જ્યોતિરૂપે તથા પૂર્ણ સ્વરૂપે છે." આ રીતે શ્રુતિમાં ઉપદેશ દર્શાવ્યો છે. માટે દષ્ટાંત તથા દાર્ષ્ટાંતિકની વચ્ચે ભિન્નતા નથી. માટે આત્મા ચંદનની માફક કહેવામાં કોઇ રીતનો વિરોધ નથી. (૨૪)

શિષ્યઃ–આત્મામાં ચૈતન્ય ગુણ છે. માટે તે અણુ હોય તો સકલ દેહને વ્યાપી રહેલ છે, એમ કેવી રીતે કહી શકાય?

ગુરૂઃ–જેમ લોકમાં દીવો ઓરડાના એક ભાગમાં છતાં આખા ઓરડાને પ્રકાશિત કરે છે તેમ આત્મા છે આ જ હેતુને લઇ ૨૫માં સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૩ મું–સૂત્ર ૨૫ મું

## આત્મા ચૈતન્યસ્વરૂપે.

**गुणाद्वा लोकवत् ॥२५॥**

સૂત્રાર્થઃ–જીવ અણુ છતાં લૌકિક દષ્ટાંતની માફક ચૈતન્ય ગુણસ્વરૂપે આખા વ્યાપવાના સંબંધમાં વાંધો આવતો નથી. (૨૫)

ટીકાઃ–ગુરૂઃ–જીવ જો કે અણુ છે, છતાં ચૈતન્ય ગુણસ્વરૂપે આખા દેહને વ્યાપી રહેવાના કાર્યમાં તેને વિરોધ આવતો નથી. જેવી રીતે લૌકિક રીતિએ મણિ, દીપ આદિ ઓરડાના એક પ્રદેશનેવિશે રહે છે, છતાં તેની પ્રભા આખા ઓરડાને વ્યાપીને રહેલ છે, તેમ હૃદયમાં રહેવા છતાં આખા દેહને વ્યાપી રહે છે. गुणाद्वा लोकवत् उक्तम् આ સૂત્ર યોજવાનું કારણ એ કે, ચંદન પરિચ્છેદયુક્ત છે. તેના સૂક્ષ્મ અવયવો ફેલાવાથી આખા દેહમાં આહ્લાદ પમાડે, પણ અણુરૂપ જીવના અવયવો નથી, કે જેથી તે આખા દેહમાં ફેલાવો પામે. આ રીતની શંકા સામાન્ય રીતે ઉદ્ભવે. ( ૨૫ )

શિષ્યઃ–ગુણ પોતાના ગુણીથી અન્યને વિશે કેવી રીતે રહી શકે ? પટનો શુકલ ગુણ પટથી ભિન્ન અન્ય વસ્તુમાં રહેલ જોવામાં આવતો નથી.

ગુરૂઃ–દીવાની પ્રભાની માફક અન્ય વસ્તુમાં ગુણ જોવામાં આવે છે.

શિષ્યઃ–તેમ કેવી રીતે થાય ? કારણ કે દીપની પ્રભા દ્રવ્યસ્વરૂપે છે. ખીચોખીચ અવયવવાળા તેજના દ્રવ્યરૂપે દીવો છે. પ્રભાનું તેજરૂપી દ્રવ્ય નહિ છૂટું પડે એવા અવયવવાળું છે. આજ હેતુને લઇ ૨૬મા સૂત્રમાં નીચે પ્રમાણે ઉત્તર કહ્યો છે. જેમકે;–

## અધિકરણ ૧૩ મું–સૂત્ર ૨૬ મું.

## જીવની અણુતામાં ગંધનું દૃષ્ટાંત.

व्यतिरेको गंधवत् ॥ २६ ॥

સૂત્રાર્થ–જીવ અણુ છે, છતાં તેનો ચૈતન્યગુણ ભિન્ન પદાર્થમાં ગંધની માફક હોય છે. (૨૬)

ટીકાઃ–ગુરૂ–ગંધ ગુણ છે, છતાં દ્રવ્ય અર્થાત્ ગુણીથી ભિન્ન પદાર્થમાં તેની વૃત્તિ ગંધના સરખી હોય છે. પુષ્પનો અસંભવ હોય તેવા દ્રવ્યમાં પણ જાણે તેમાં ગંધ રહેલો હોય, તેમ પુષ્પનો ગંધ જોવામાં આવે છે. આ રીતે જીવ જો કે અણુ છે છતાં તેનો ચૈતન્ય ગુણ ભિન્ન દ્રવ્યને વિશે પણ થશે. જીવનો ચૈતન્ય ગુણ આ રીતનો છે, તેથી રૂપાદિ ગુણ પોતાના આશ્રયને છોડતું નથી, તેમ ચૈતન્ય ગુણ પોતાના આશ્રયરૂપ જીવથી છૂટો પડતો નથી, એ અનિશ્ચિત છે. કારણ કે પુષ્પનો ગંધ એ ગુણ છે, જેની વ્યાપ્તિ પોતાના આશ્રયરૂપ પુષ્પથી અન્યત્ર પણ જોવામાં આવે છે.

શિષ્યઃ–પણ ગંધ તો પોતાના આશ્રયરૂપ પુષ્પથી છૂટો પડે છે

ગુરૂઃ–તેમ નથી. કારણ કે મૂળ દ્રવ્યમાંથી ગુણ છૂટો પડતો હોય તો તે દ્રવ્યના નાશ થવાનો પ્રસંગ આવી પડે. પણ પુષ્પનો નાશ નહિ થતો જોવામાં આવે છે, અર્થાત્ પોતાની પૂર્વાવસ્થા કાયમ હોય છે, છતાં ગંધ પ્રસરે છે. જો ગંધ ગુણનો નાશ થતો હોય તો પુષ્પનું પ્રથમ જે વજન હોય, તેમાં ન્યૂનતા આવવી જોઇએ.

શિષ્ય–ગંધના આશ્રયવાળા અવયવો છૂટા પડે છે ખરા, પણ તે અલ્પ હોય છે, જેથી કાંઇ ફેરફાર થતો હોય, છતાં તે જોવામાં આવતો નથી. ગંધના પરમાણુઓ સૂક્ષ્મો હોય છે, છતાં તેનો ફેલાવો સર્વ સ્થળે થાય છે તથા ગંધ બુદ્ધિને ઉત્પન્ન કરે છે તથા ઘ્રાણેન્દ્રિયમાં તે ગંધનો પ્રવેશ થાય છે.

ગુરૂઃ–ના, તેમ નથી. પરમાણુઓ તો ઇન્દ્રિયોથી બાહ્ય દ્રવ્યરૂપે છે તથા નાગ કેસર આદિમાં ખુલ્લો ગંધ જોવામાં આવે છે. વળી લૌકિક રીતે એ રીતની પ્રતીતિ હોતી નથી કે, મેં ગંધના સરખું દ્રવ્ય સૂંઘ્યું. પણ પ્રતીતિ તો એ રીતની હોય છે કે, મેં ગંધ જ સૂંઘ્યો.

શિષ્યઃ–રૂપ આદિ પોતાના આશ્રયથી છૂટું પડતું નથી, તેમ ગંધ પણ પોતાના આશ્રયથી છૂટો પડતો નથી.

ગુરૂ–તેમ નથી. આ અનુમાન પ્રત્યક્ષ લાગુ પડતું છે. માટે જે પ્રમાણે જોવામાં આવે, તેજ પ્રમાણે જોનારાએ તેનું અનુમાન બાંધવું. પણ બીજી રીતે નહિ. રસગુણ જિહ્વાવડે પ્રાપ્ત થાય છે, માટે

રૂપ આદિગુણ પણ જિહ્વાથી જ પ્રાપ્ત થવા જોઇએ, એવો નિયમ હોતો નથી.(૨૬

ગુરૂઃ-શ્રુતિમાં પણ કહ્યું છે કે, આત્મા શરીરને વ્યાપી રહેલ છે. આ જ પ્રમાણે ૨૭મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૩ મું-સૂત્ર ૨૭ મું. આત્માનું શરીરવ્યાપીપણું.

તથા ચ દર્શયતિ ॥૨૭॥

સૂત્રાર્થ-આત્માનું નિરૂપણ શ્રુતિમાં પણ તે જ પ્રમાણે છે.

ટીકાઃ-ગુરૂઃ-આત્માનો આશ્રય હૃદય છે તથા તે અણુ પરિમાણવાળો છે. આ પ્રમાણે શ્રુતિમાં કહ્યા પછી કહ્યું છે કે, "आलोमभ्य आनखाग्रेभ्यः (છાં૦ ૮,૮,૧) આત્મા લોમ પર્યન્ત તથા નખ પર્યન્ત વ્યાપીને રહેલ છે." આ રીતે શ્રુતિ દર્શાવે છે કે, પોતાના ચૈતન્ય ગુણવડે આત્મા સમસ્ત શરીરને વ્યાપીને રહેલ છે. (૨૭)

શિષ્યઃ-આપણે એમ કેમ કહી શકીએ કે, આત્મા ચૈતન્યવડે આખા શરીરમાં વ્યાપીને રહેલ છે?

ગુરૂઃ-શ્રુતિમાં આત્મા આખા દેહને વ્યાપીને રહેલ છે, એમ ખુલ્લો ઉપદેશ છે. જેમકે;-

## અધિકરણ ૧૩ મું-સૂત્ર ૨૮ મું. આત્માની વ્યાપકતામાં શ્રુતિ પ્રમાણ.

पृथगुपदेशात् ॥૨૮॥

સૂત્રાર્થઃ-આત્મા ચૈતન્યવડે આખ દેહને વ્યાપી રહેલ છે, એ રીતનો શ્રુતિનો પૃથક્ ઉપદેશ છે.

ટીકાઃ-ગુરૂઃ-કહ્યું છે કે, "प्रज्ञया शरीरं समारुह्य (કૌ૦ ૩,૬) આત્મા ચૈતન્ય ગુણવડે આખા શરીરને વ્યાપી રહેલ છે." આ રીતે આત્મા તથા ચૈતન્યનો કર્તા તથા કારણરૂપે કરી પૃથક્ ઉપદેશ છે. આથી સિદ્ધ થાય છે કે, ચૈતન્ય ગુણવડે આત્મા શરીરમાં વ્યાપી રહેલ છે. વળી કહ્યું છે કે, "तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय (બૃ૦ ૨,૧,૧૭) આત્મા ઇન્દ્રિયોના ચૈતન્યને ચૈતન્યગુણવડે લઇને શયન કરે છે." આ રીતે કર્તારૂપ જીવથી ભિન્ન ઉપદેશ છે. આત્મા અણુ છે, એ રીતનું આ પ્રમાણે સમર્થન થાય છે. (૨૮)

શિષ્યઃ-હે ભગવન્ ! આપે ૨૦ મા સૂત્ર સુધીમાં એ રીતે પ્રતિપાદન કર્યું કે આત્મા અણુ છે. પણ આત્માને જો અણુ માનીએ છીએ તો તેમાં અનિત્યતાનો દોષ આવશે તેનું કેમ ?

ગુરૂઃ-આત્માનો અણુપણાનો ગુણ શ્રુતિમાં જે કહ્યો છે, તે કેવળ બુદ્ધિરૂપ સંસારી ભાવને લઇને છે. આજ કારણથી આ ૨૯મા સૂત્રમાં આગળના ૨૦થી૨૭ લગણના સૂત્રનું પરિસ્ફોટન કર્યું છે જેમકે;-

## અધિકરણ ૧૩ મું–સૂત્ર ૨૯ મું.
## આત્માના અણુપણાનો પરિહાર.

**तद्गुणसारत्वात्तु तद्व्यपदेशः प्राज्ञवत् ॥२९॥**

સૂત્રાર્થ–જેમ આત્માનો પ્રાજ્ઞ ગુણ કહે છે, તેમ બુદ્ધિના ગુણરૂપ સારને ગ્રહણ કરી શ્રુતિમાં આત્માનો અણુપણાનો ઉપદેશ છે. (૨૯)

ટીકાઃ ગુરૂઃ–મૂળમાં જે तु શબ્દ વાપર્યો છે, તે આગળના સૂત્રોથી પ્રતિફલતા દર્શાવે છે. આત્મા અણુ નથી. પરબ્રહ્મનું શ્રુતિમાં જીવરૂપે નિરૂપણ કર્યું છે. કારણ કે શ્રતિમાં ઉત્પત્તિનું નિરૂપણ છે. પરબ્રહ્મનો પ્રવેશ દર્શાવ્યો છે. તેમજ તાદાત્મ્યપણાનો ઉપદેશ છે. પરમ બ્રહ્મજ જીવ રૂપે છે, માટે જે રીતનો બ્રહ્મ છે તેજ રીતનો જીવ પણ થવા યોગ્ય છે. શ્રુતિમાં પરબ્રહ્મને જીવરૂપે દર્શાવ્યો છે. માટે જીવ વિભુસ્વરૂપે છે. વળી કહ્યું છે કે, "स वा एष महाज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु (બૃ૦ ૪,૪,૨૨) આત્મા મહાનરૂપ તથા ઉત્પત્તિ ભાવથી રહિતરૂપે છે. તે ઇન્દ્રિયોમાં ચેતન્ય સ્વરૂપે રહેલો છે." આ રીતે શ્રુતિઓમાં તથા સ્મૃતિઓમાં કહ્યું છે કે, જીવ વિભુ સ્વરૂપે છે. જીવ જો અણુ હોય તો તે આખા શરીરને વ્યાપી રહેલ છે, એમ જાણવું યોગ્ય નથી.

શિષ્યઃ–ત્વચાના સંબંધને લઇ એમ માલમ પડે છે કે, તે આખા શરીરને વ્યાપી રહેલ છે.

ગુરૂ–તેમ બની શકે નહિ. કાંટાથી ત્વચાને જે વેદના થાય છે, તે વેદના આખા શરીરને થવાનો પ્રસંગ આવે. કારણકે ત્વચા તથા કાંટાનો સંયોગ આખી ત્વચામાં રહે છે તથા ત્વચા આખા શરીરને વ્યાપી રહેલી છે. પગના તળીઆને કાંટાથી થયલી વેદના તળીઆને જ હોય છે. તેમ જ અણુ સ્વરૂપ આત્માની ગુણવ્યાપ્તિ હોતી નથી. કારણ કે ગુણનો પ્રદેશ ગુણી છે, ગુણીનો આશ્રય કર્યા વિનાજ ગુણના ગુણપણાનો ક્ષય થવો જોઈએ. આપણે ઉપર કહી આવ્યા છીએ કે, દીવાની પ્રભા અન્ય દ્રવ્યનો આશ્રય કરે છે. વળી ગંધ પણ ગુણરૂપે છે, એમ માનવાથી આશ્રયયુક્ત થઇ સંસાર કરે છે, એમ માનવું યોગ્ય છે. જો તેમ ન માનીએ તો ગુણપણાની હાનિનો પ્રસંગ આવે. આ જ પ્રમાણે વ્યાસ ભગવાને પણ કહ્યું છે કે;–"उपलभ्याप्सु चेद्गंधं केचिद्ब्रूयुरनैपुणा । पृथिव्यामेव तं विद्यादपो वायुं च संश्रितम् અર્થ.–કેટલાક અજ્ઞાન લોક જળમાં ગંધનું જ્ઞાન મેળવી એમ કહે છે કે, જળમાં ગંધ છે. પણ ગંધ ગુણ પૃથ્વીનેવિશે જાણવો. જળ તથા વાયુમાં તેનો આશ્રય છે." વળી જીવનું ચૈતન્ય આખા શરીરને વ્યાપી રહેતું હોય તો પછી જીવ અણુરૂપે હોવો જોઇએ નહિ જેમ અગ્નિનું ઉષ્ણપણું તથા પ્રકાશ ગુણ છે, તેમ આત્માનું સ્વરૂપ ચૈતન્યરૂપે છે. અહીં ગુણ તથા ગુણીના વિભાગ હોતા નથી. વળી જીવનું પરિમાણ શરીરના જેટલું છે, એમ આપણે નિરૂપણ કર્યું. છેવટમાં એમ કહ્યું છે કે, જીવ વિભુસ્વરૂપે છે.

શિષ્ય-ત્યારે જીવ અણુરૂપે છે, એ રીતનો ઉપદેશ કેમ આપ્યો છે ?

ગુરૂઃ-બુદ્ધિ ગુણના સારને લીધે આ ઉપદેશ છે. તે અર્થાત્ બુદ્ધિના જે ગુણો, તે તદ્‌ગુણ કહીએ. બુદ્ધિના ગુણો નીચે પ્રમાણે છેઃ-ઇચ્છા, દ્વેષ, સુખ તથા દુઃખ. આ ગુણો આત્માના પ્રધાનરૂપે જીવના સંસારીપણાને લઇને છે. બુદ્ધિના ગુણના પ્રધાનપણાના ભાવને તદ્‌ગુણ સારત્વ કહેવામાં આવે છે. બુદ્ધિના ગુણોવિના આત્માનું કેવળ સંસારીપણું નથી. બુદ્ધિના ઉપાધિ ધર્મના અધ્યાસને લઇ કર્તા તથા ભોક્તાદિ લક્ષણવાળું આત્માનું સંસારીપણું છે. કારણ કે ખરૂં જોતાં આત્મા કર્તાપણાથી રહિત, ભોક્તાપણાથી રહિત, સંસારી ભાવથી રહિત તથા નિત્ય મુક્ત છે. પણ બુદ્ધિના ગુણના પ્રધાનપણાને લઈ બુદ્ધિના પરિમાણથી આત્માના પરિમાણનો ઉપદેશ છે. તેમજ બુદ્ધિની ઉત્ક્રાંતિ આદિને લઇ આત્માની ઉત્ક્રાંતિ આદિનો ઉપદેશ છે. પણ ખરેખરો નથી. કહ્યું છે કે "वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च। भागो जीवः स विज्ञेयः स चानन्त्याय कल्पते ( શ્વ૦ ૫, ૯, વાળના અગ્રના સોમા ભાગને કલ્પીએ, તેટલો જીવાત્મા અણુ છે. તે જ આત્માની અનંતરૂપે કલ્પના થાય છે" આ પ્રમાણે એક વાર જીવને અણુ કહી પછી તેની અનંતરૂપે કલ્પના કરી છે. જો જીવનું અણુપણું ઉપાધિને લીધે હોય તથા તેનું અનંતપણું પારમાર્થિકરૂપે હોય તોજ બેઉ વાત એકી વખતે બની શકે. અનંત તથા અણુપણું, એમ બેઉ કલ્પના એકી વખતે થઇ શકે, નહિ. બીજું જીવનું અનંતપણું ઉપાધિને લઇને છે, એમ કોઇપણ જાણવા શક્તિવાન્ નથી. કારણ કે સઘળાં ઉપનિષદોમાં બ્રહ્માત્મ ભાવનું જ પ્રતિપાદન જોવામાં આવે છે. વળી આત્માના અલ્પપણાના સંબંધમાં નીચલી શ્રુતિ છે. જેમકે, "बुद्धे र्गुणेनात्मगुणेन चैव आराग्रमात्रो ह्यवरोऽपि दृष्टः (શ્વ૦ ૬,૮) બુદ્ધિના ગુણથી તથા આત્માના ગુણથી જીવ આરાના અગ્રભાગરૂપે જોવામાં આવે છે." આ પ્રમાણે બુદ્ધિના ગુણના સંબંધવડે શ્રુતિ આરાના અગ્ર ભાગરૂપે જીવનું પરિમાણ આપે છે. પણ આત્માના મૂળ સ્વરૂપવડે નહિ. શ્રુતિમાં કહ્યું છે કે "एषोऽणुरात्मा चेतसा वेदितव्यः (મુ૦ ૩,૧,૯) આ આત્મા અણુરૂપે છે, તે મનવડે જાણવા યોગ્ય છે." આ સ્થળે પણ જીવનાં અણુ પરિમાણપણાનો ઉપદેશ નથી. આ ઉપદેશ એટલા માટે છે કે, પરમાત્મા મન તથા ચક્ષુ આદિવડે ગ્રહણ થઇ શકતો નથી. પણ જ્ઞાનરૂપી પ્રસાદનોજ તે વિષય છે. જીવને પણ અણુરૂપે પરિમાણપણું મુખ્ય નથી. આત્મા દુર્વિજ્ઞેય છે. તેનું અણુ પરિમાણરૂપે નિરૂપણ છે અથવા ઉપાધિરૂપ અભિપ્રાયને લઈ ને છે, એમ જાણવું. વળી કહ્યું છે કે, 'प्रज्ञया शरीरं समारुह्य (કૌ૦ ૩,૬) જીવ ચૈતન્યવડે શરીરમાં પ્રવેશ કરે છે." આ શ્રુતિઓમાં ભેદનો જે ઉપદેશ છે, તેવડે એમ જાણવું કે, "ઉપાધિરૂપ બુદ્ધિવડે જીવ શરીરનો પ્રવેશ કરે છે. અથવા આ ઉપદેશ પથ્થરના પુતળાના શરીરની માફક છે. ગુણ તથા

ગુણીનો વિભાગ આ સ્થળે જોવામાં આવતો નથી. બુદ્ધિનું સ્થાન હૃદય છે, માટે શ્રુતિમાં કહ્યું છે કે, આત્માનું સ્થાન પણ હૃદય છે. શ્રુતિ એમ નિરૂપણ કરે છે કે, ઉત્ક્રાંતિ આદિ પણ ઉપાધિને લીધે છે. કહ્યું છે કે "कस्मिन्न्वहमुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि कस्मिन्वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामीति (પ્ર૦ ૬,૩), स प्राणमसृजत (પ્ર૦૬,૪) કોની ઉત્ક્રાંતિ થવાથી મારી ઉત્ક્રાંતિ થાય છે તેમજ કોની પ્રતિષ્ઠા થવાથી મારી પ્રતિષ્ઠા થાય છે." તેણે પ્રાણને સર્જ્યા. આત્માની ઉત્ક્રાંતિનો અભાવ હોવાથી ગમન તથા આગમનનો અભાવ જોવામાં આવે છે. દેહમાંથી નીકળવાનો અભાવ છે તો પછી ગમન તથા આગમન કેવી રીતે હોય ? આ રીતે ઉપાધિ ગુણ પ્રધાનને લઇ જીવનો ચૈતન્યની માફક અણુત્વાદિ ઉપદેશ છે. જેમકે સગુણ ઉપાસનામાં ઉપાધિના ગુણ પ્રધાનને લઇ પ્રાજ્ઞ પરમાત્માનો અણુપણાનો ઉપદેશ છે. જેમકે "अणीयान्व्रीहेर्वा यवाद्वा (છા૦ ૩, ૧૪, ૩,) मनोमयः प्राणशरीरः सर्वगंधः सर्वरसः सत्यकामः सत्यसङ्कल्पः (છા૦ ૩, ૧૪, ૨) વ્રીહિ કે યવથી વધારે અણુ આત્મા છે; મનોમય, પ્રાણ શરીર, સર્વ ગંધરૂપે, સર્વ રસરૂપે, સત્યકામરૂપે તથા સત્ય સંકલ્પરૂપે આત્મા છે" (૨૯)

શિષ્યઃ—જો બુદ્ધિના ગુણને લીધે આત્માનું સંસારીપણું કલ્પવામાં આવે તો પછી આત્મા તથા બુદ્ધિ જે ભિન્ન છે, તેનો સંયોગ તથા વિયોગ અવશ્ય થવો જોઇએ. આથી બુદ્ધિનો જ્યારે વિયોગ થય ત્યારે વિભક્ત આત્મા અલક્ષ્યસ્વરૂપે થશે. તેથી તે સત્વભાવથી રહિત તથા અસંસારીરૂપે થવાનો પ્રસંગ આવશે.

ગુરૂઃ—જ્યાં સુધી સમ્યક્ દર્શનવડે સંસારીપણું નિવૃત્ત થતું નથી ત્યાં સુધી સંયોગ કલ્પવામાં આવે છે. આજ હેતુથી ૩૦મા સૂત્રમાં કહ્યું છે કેઃ—

## અધિકરણ ૧૩ મું—સૂત્ર ૩૦ મું. આત્મજ્ઞાનથી સંસારભાવની નિવૃત્તિ.

यावदात्मभावित्वाच्च न दोषस्तद्दर्शनात् ॥ ३० ॥

સૂત્રાર્થઃ—આત્માનો બુદ્ધિ સાથે સંયોગ જ્યાં સુધી આત્મા સંસારી છે, ત્યાં સુધી છે, એ રીતનો દોષ નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, સમ્યક્ દર્શનનો અભાવ છે ત્યાં સુધીનો જીવનો આત્મા સાથે સંયોગ છે. (૩૦)

ટીકા-ગુરૂઃ—સંયોગ તથા વિયોગ સંબંધી દર્શાવેલ દોષપ્રાપ્તિનો પ્રસંગ નથી.

શિષ્યઃ—સંયોગ તથા વિયોગ કેમ ન માનવા ?

ગુરૂઃ—જ્યાં સુધી આત્મભાવ છે, ત્યાં સુધી બુદ્ધિનો સંયોગ છે. અર્થાત્ જ્યાં સુધી આ આત્મા સંસારીરૂપે છે, ત્યાં સુધી આત્માના સમ્યગ્ દર્શનથી તેનું સંસારીપણું છૂટતું નથી, ત્યાં સુધી બુદ્ધિનો સંયોગ આત્મા સાથે છે, એ રીતની કલ્પના શાંત પડતી નથી. જ્યાં

સુધી બુદ્ધિરૂપી ઉપાધિનો સભવ છે, ત્યા સુધી જીવનુ જીવપણુ તથા સસારીપાણુ છે પારમાર્થિક રીતે તો બુદ્ધિરૂપી ઉપાધિના સબધથી કલ્પેલ સ્વરૂપથી ભિન્નરૂપે કરી જીવ છેજ નહિ નિત્ય, મુક્ત સ્વરૂપવાળા, સર્વજ્ઞ સ્વરૂપ તથા ધાતા સ્વરૂપ ઇશ્વરથી બીજુ ભિન્ન ચૈતન્ય વેદાતના અર્થના નિરૂપણ વિશે જોવામા આવતુ નથી શ્રુતિમા કહ્યુ છે કે, "नान्योऽतोऽस्ति द्रष्टा श्रोता मन्ता विज्ञाता (બૃ૦ ૩, ૭, ૨૩,) नान्यदतोऽस्ति द्रष्टृ श्रोतृ मन्तृ विज्ञातृ (છા૦ ૬, ૮, ૭,) तत्त्वमसि ( છા૦ ૬, ૧, ૬, ) अहं ब्रह्मास्मि ( બૃ૦ ૧, ૪, ૭, ) આત્માથી ભિન્ન કોઇ દ્રષ્ટારૂપે, શ્રોતારૂપે, મંતારૂપે, તથા વિજ્ઞાતારૂપે નથી " આત્માથી ભિન્ન કોઇ દ્રષ્ટા, શ્રોતા, મતા તથા વિજ્ઞાતા નથી જીવસ્વરૂપ તુ તે અર્થાત્ પરમાત્મારૂપે છે હુ બ્રહ્મરૂપે છુ " આ પ્રમાણે સેકડો શ્રુતિઓ છે.

શિષ્ય-પણ બુદ્ધિનો સયોગ જ્યા સુધી આત્મભાવ છે ત્યા સુધી છે, એમ કેવી રીતે કહી શકાય?

ગુરુ-શ્રુતિમા આ પ્રમાણેનુ નિરૂપણ છે તેમ જ શાસ્ત્રમા પણ તે રીતનુ નિરૂપણ છે જેમકે योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः स समानः सन्नुभौ लोकावनुसंचरति ध्यायतीव लेलायतीव ( બૃ૦ ૪, ૩, ૭,) પ્રાણોનેવિશે આ આત્મા વિજ્ઞાનમય અર્થાત્ જ્ઞાનસ્વરૂપે હોય છે તે હૃદયને વિશે રહે છે તથા જ્યોતિરૂપ પુરુષરૂપે તે છે સમાનરૂપે હોવાથી બેઉ લોકોને વિશે તેનુ ગમન થાય છે જાણે ધ્યાન કરતો હોય તેમ તે ભાસે છે જાણે ગમન કરતો હોય તેમ તે ભાસે છે " તે પોતે ધ્યાન કરતો નથી તે પોતે ગમન કરતો નથી ધ્યાન કરતી બુદ્ધિવિશે તે ધ્યાન કરતો હોય તથા ગમન કરતી બુદ્ધિવિશે ગમન કરતો હોય તેમ તે ભાસે છે આત્માનો બુદ્ધિરૂપી ઉપાધિની સાથે આ સબધ મિથ્યા જ્ઞાન યુક્ત છે મિથ્યા જ્ઞાનની નિવૃત્તિ સમ્યક્ જ્ઞાન વિના થતી નથી આથી જ્યા સુધી બ્રહ્માત્માનો સાક્ષાત્કાર થયો નથી, ત્યાં સુધી બુદ્ધિરૂપી ઉપાધિનો સબધ શાત પડતો નથી કહ્યુ છે કે, "वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात्, तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय (શ્વે૦ ૩, ૮,) અજ્ઞાનથી પર તેજરૂપ જે મહાન્ પુરુષ છે, તે પરમાત્માને હું જાણુ છુ આ પરમાત્માને જે ઓળખે છે, તે મૃત્યુનુ અતિક્રમણ કરે છે મોક્ષની પ્રાપ્તિ માટે આ પરમાત્માને ઓળખ્યા સિવાય અન્ય કોઇ પણ ઉપાય નથી," ( ૩૦ )

શિષ્ય-સુષુપ્ત તથા પ્રલયનેવિશે આત્માનો બુદ્ધિ સાથે સબધ સ્વીકારવો શક્ય નથી. કારણ કે કહ્યુ છે કે, "सता सोम्य तदा संपन्नो भवति स्वमपीतो भवति (છા ૬,૮,૧) ત્યારે તે સતની સાથે જોડાયો કહેવાય છે તે પોતાના સ્વને અર્થાત્ આત્માને પ્રાપ્ત થયલો કહેવાય છે." તેમ જ પ્રલયમા અખિલ વિકારનો નાશ માનવામા આવે છે તો પછી બુદ્ધિ સબધને આત્મા ભાવિપણુ કેવી રીતે હોઇ શકે?

શુરુઃ–બુદ્ધિનો સંબંધ વીર્ય આદિની માફક વિદ્યમાન હોય છે, પણ પ્રથમ તે સંબંધ વ્યકત હોતો નથી તથા પાછળથી વ્યકત થાય છે આ કારણથી કહ્યું છે કે;

## અધિકરણ ૧૪ મું–સૂત્ર ૩૧ મું. સુષુપ્તિમાં બુદ્ધિનો આત્મા સાથે સંબંધ.

पुस्त्वादिवत्त्वस्य सतोऽभिव्यक्तियोगात् ॥३१॥

સૂત્રાર્થઃ–બુદ્ધિનો સંયોગ વીર્ય આદિની માફક વિદ્યમાન હોય છે. કારણ કે તે સંયોગ અભિવ્યક્ત થાય છે.

ટીકાઃ–શુરુઃ–જેમ લોકમાં વીર્યઆદિ બીજભાવે કરી વિદ્યમાન હોય છે, પણ બાળક અવસ્થામાં તે જોવામા આવતું નથી. તેથી જાણે તેનું અસ્તિત્વ ન હોય એમ લાગે છે. આ વીર્યઆદિનો આવિર્ભાવ યૌવન આદિમાં થાય છે જો મૂળ અસ્તિત્વ ન હોય તો ઉત્પત્તિ થવી જોઇએ નહિ. આપણે જોઈએ છેએ કે, ષંઢ આદિને પણ, જો અસ્તિત્વ ન હોવા છતાં ઉત્પત્તિ થતી હોય તો, વીર્યઆદિ ઉત્પન્ન થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય. આ જપ્રમાણે બુદ્ધિના સંબંધનું અસ્તિત્વ સુષુપ્તિ તથા પ્રલયમાં શક્તિરૂપે હોય છે. આ સંબંધનો આવિર્ભાવ જાગ્રતાવસ્થામા તથા ઉત્પત્તિ સમયે થાય છે. આ પ્રમાણે થવું યોગ્ય છે કોઇ પણ વસ્તુની ઉત્પત્તિ એકદમ હોતી નથી કારણ કે તેમ ન હોય તો અતિપ્રસંગનો દોષ આવે. અર્થાત્ કારણવિના કાર્યની ઉત્પત્તિ થાય, એ રીતનો દોષ આવી પડે. શ્રુતિમાં કહ્યું છે કે, સુષુપ્તિ અવસ્થામાંથી જાગૃત થવું, તે અવિદ્યાત્મક બીજના સદ્ભાવવડે થયલું હોય છે જેમકે, "सति सम्पद्य न विदुः सति सम्पद्यामह इति । त इह व्याघ्रो वा सिंहो वा (છા૦ ૬, ૯, ૩) સર્વ પ્રજાઓ જ્યારે લયને પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ જાણતી નથી કે, અમો સતવિશે લયને પામ્યા છીએ તેઓ કાતો વાઘરૂપે અથવા સિંહરૂપે પાછા આવી મળે છે." આથી સિદ્ધ થાય છે કે, બુદ્ધિ આદિ ઉપાધિનો આત્મા સાથે સંબંધ જ્યાં સૂધી આત્મભાવ હોય છે, ત્યાં સૂધી છે. (૩૧)

શિષ્ય–આત્માનો બુદ્ધિ આદિ ઉપાધિની સાથે સંબંધ ન માનીએ તો શું દોષ પ્રાપ્ત થાય?

શુરુ.–હમેશાં જ વસ્તુની પ્રાપ્તિ અથવા તો હમેશ જ વસ્તુ અપ્રાપ્ત થવાનો પ્રસંગ આવે. આ બેમાંથી એક પ્રકારનો નિયમ થાય. આ જ કારણથી ૩૨મા સૂત્રમાં કહ્યું છે કે,—

## અધિકરણ ૧૩મું–સૂત્ર ૩૨ મું. આત્માનો બુદ્ધિ આદિ સાથે સંબંધ.

ટીકાઃ–ગુરુઃ–આત્માનું ઉપાધિરૂપ અંત.-કરણ, મન, બુદ્ધિ, વિજ્ઞાન તથા ચિત્ત એમ અનેક પ્રકારે કહેવામાં આવે છે. કેટલીકવાર લાગણીના વિભાગને લીધે સંશય થાય છે કે, આમ હશે કે આમ, ત્યારે તે અંતઃકરણ મનરૂપે કહેવાય છે. જ્યારે વૃત્તિનો નિશ્ચય જ હોય છે કે આમ જ છે ત્યારે તે અંતઃકરણ બુદ્ધિરૂપે કહેવાય છે. આ રીતનું અંતઃકરણ અવશ્ય છે, એમ જ સ્વીકારવું જોઇએ. જો તેમ ન સ્વીકારીએ તો નિત્ય ઉપલબ્ધિ અથવા ઉપલબ્ધિના અભાવનો પ્રસંગ આવી પડે. આત્મા, ઇન્દ્રિયો તથા વિષયોરૂપ પ્રાપ્તિનાં સાધનો સમીપ હોય છે ત્યારે જ વસ્તુની પ્રાપ્તિ થાય છે. વળી હેતુનું સમીપપણું હોય, પણ જો ફળનો અભાવ હોય તો વસ્તુની પ્રાપ્તિનો અભાવ હંમેશને માટે થવો જોઇએ. પણ આ રીતે જોવામાં આવતું નથી અથવા તો આત્મા કે ઇન્દ્રિયની શક્તિનો અટકાવ હોવો જોઇએ. બીજું આત્માની શક્તિનો અટકાવ સંભવતો નથી. કારણ કે આત્મા વિકારરહિત છે. તેમ ઇન્દ્રિયની શક્તિનો અટકાવ પણ સંભવતો નથી. કારણ કે જ્યારે ઇન્દ્રિયની પૂર્વ ક્ષણે તથા ઉત્તર ક્ષણે શક્તિનો અટકાવ ન હોય તો એકદમ શક્તિનો અટકાવ થાય, એમ માનવું યોગ્ય નથી. માટે જેની ઇચ્છા કે અનિચ્છાને લઇ ઉપલબ્ધિ કે અનુપલબ્ધિ થાય છે, તે મન કહેવાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, " अन्यत्र मना अभूवं ना दर्शमन्यत्रमना अभूवं ना श्रौषम (બૃ૦ ૧, ૫, ૩) मनसा ह्येव पश्यति मनसा श‍ृणोति (બ૦ ૧, ૫. ૩) મારૂં મન અન્યત્ર હતું તેથી મેં જોયું નહિ. મારૂં મન અન્યત્ર હતું તેથી મેં સાંભળ્યું નહિ. મનવડે જૂવે છે તથા મનવડે સાંભળે છે." મનથી જ કામાદિ વૃત્તિઓ છે. જેમકે, " कामःसकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव ( બૃ૦ ૧, ૫, ૩) કામ, સંકલ્પ, સંશયયુક્ત જ્ઞાન, આસ્તિક્ય બુદ્ધિ, અનાસ્તિક્ય બુદ્ધિ, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, પ્રજ્ઞા તથા ભય, એ સર્વ મનરૂપે છે." માટે तद्गुणसारत्वात्तद्व्यपदेशः આ સૂત્ર બરાબર છે. (૩૨)

શિષ્યઃ–જ્યારે જીવ બ્રહ્મરૂપે છે ત્યારે બ્રહ્મ તો કર્તાથી રહિત છે અને જીવને કર્તારૂપે કેમ માનવો ?

ગુરુઃ–જીવને કર્તારૂપે માનીએ તો જ શાસ્ત્રનો હેતુ સિદ્ધ થશે. આ જ હેતુને લઈ ૩૩ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૩–સૂત્ર ૩૩ મું.
## જીવનું કર્તૃત્વ.

कर्ता शास्त्रार्थवत्त्वात् ॥३३॥

સૂત્રાર્થઃ–શાસ્ત્રનો અર્થ સિદ્ધ થાય છે, તેથી જીવને કર્તારૂપે માન્યો છે.

ટીકાઃ–ગુરુઃ–બુદ્ધિના ગુણ પ્રધાનપણાનો પ્રસંગ હોવાથી આત્માનો જીવ ધર્મરૂપે વિસ્તાર કરવામાં આવે છે; અર્થાત્ આ જીવ કર્તારૂપે થવો જોઇએ.

શિષ્યઃ–શા માટે તેને કર્તારૂપે માનવો જોઇએ ?

ગુરુ—શાસ્ત્રને અર્થયુક્ત કરવા માટે જીવને કર્તારૂપ માનવો. આ પ્રમાણે થવાથી યજેત, જહુયાત, દદ્યાત (યજ્ઞ કરવો જોઈએ, હોમ કરવો જોઇએ, દાન કરવું જોઈએ) આ રીતે વિધિશાસ્ત્ર અર્થવાળું થાય છે. જો આત્માને કર્તારૂપ ન માનીએ તો વિધિશાસ્ત્ર અનર્થ થશે. કારણ કે કર્તાનું અસ્તિત્વ હોય તો કર્તવ્યવિશેષનો શાસ્ત્ર ઉપદેશ કરે છે. કર્તા ન હોય તો વિધિશાસ્ત્રની પ્રાપ્તિ થઈ શકે નહિ. તે જ રીતે 'एष हि द्रष्टा श्रोता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः (પ્ર. ૪, ૯) આત્મા દ્રષ્ટા, શ્રોતા, મનન કરનાર, બોધ કરનાર તથા કર્તારૂપ છે, વિજ્ઞાનાત્મારૂપે તથા પૂર્ણરૂપે છે.' આ રીતનું શાસ્ત્ર પણ અર્થવાળું થાય છે. (૩૩)

ગુરુઃ—સંચાર આદિ ક્રિયાનો શ્રુતિમાં ઉપદેશ હોવાથી જીવ કર્તારૂપે છે જેમકે;—

## અધિકરણ ૧૪ મું—સૂત્ર ૩૪ મું.

## સંચાર આદિથી જીવ કર્તા.

विहारोपदेशात् ॥ ३४ ॥

સૂત્રાર્થઃ—સંચારનો શ્રુતિમાં ઉપદેશ હોવાથી જીવ કર્તારૂપે માનવો જોઇએ (૩૪)

ટીકા—ગુરુઃ—જીવનું કર્તાપણું છે. તેનું કારણ એ કે, જીવના પ્રકરણમાં સ્વપ્નાવસ્થામાં વિહારનો શ્રુતિવિશે ઉપદેશ છે. જેમકે, " स ईयतेऽमृतो यत्र कामम् (બૃ ૪, ૩, ૧૨), स्वे शरीरे यथाकामं परिवर्तते (બૃ૦ ૨,૧,૧૮) અમૃતરૂપ આત્મા જ્યાં જ્યાં પોતાની કામના જાય છે ત્યાં ત્યાં ગમન કરે છે, તે પોતાની ઇચ્છા પ્રમાણે તેઓને પોતાના શરીરમાં મોકલે છે " (૩૪)

ગુરુ—જીવનું કર્તાપણું બીજા કારણને લીધે પણ છે. જેમકે;—

## અધિકરણ ૧૪ મું—સૂત્ર ૩૫ મું.

## ગ્રહણકર્તાને લઇ જીવ કર્તા.

उपादानात् ॥ ३५ ॥

સૂત્રાર્થ—ગ્રહણકર્તારૂપે હોવાથી જીવ કર્તારૂપે છે. (૩૫)

ટીકા ગુરુઃ—જીવનું કર્તાપણું બીજા પણ કારણને લીધે છે. તે એ કે, જીવના પ્રકરણમાં જ ઇન્દ્રિયોને જીવ ગ્રહણ કરે છે, એમ શ્રુતિમાં કહ્યું છે. જેમકે, "तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय (બૃ૦ ૨૧, ૧, ૧૭), प्राणान् गृहीत्वा (બૃ૦ ૨, ૧, ૧૮) પ્રાણના વિજ્ઞાનને બુદ્ધિવડે અંદર ખેંચી લઇ તે શયન કરે છે; પ્રાણોનું તે ગ્રહણ કરે છે." (૩૫)

ગુરુ—શ્રુતિમાં ક્રિયાનેવિશે ઉપદેશ છે, માટે જીવ કર્તા છે.

શિષ્ય—કર્તારૂપે ન માનીએ તો કેમ?

ગુરુ—જીવના સંબંધમાં જે કંઈ નિરૂપણ કર્યું હોય, તે વ્યર્થ થાય. આથી જ કહ્યું છે કે,—



## અધિકરણ ૧૪ મું-સૂત્ર ૩૬ મું. ક્રિયાને લીધે જીવ કર્તા.

व्यपदेशाच्च क्रियायां न चेन्निर्देशविपर्ययः ॥ ३६ ॥

સૂત્રાર્થ:-શ્રુતિમાં ક્રિયાના સંબંધી જીવને ઉપદેશ છે, તેથી જીવને કર્તા માન્યો છે. જો તેમ ન માનીએ તો જે જીવના સંબંધમાં કહ્યું છે, તે ખોટું ઠરે. (૩૬)

ટીકા:-ગુરુ:-જીવનું કર્તાપણું છે. કારણ કે શાસ્ત્રમાં ઉપદેશ છે કે, લૌકિક તથા વૈદિક ક્રિયામાં જીવ કર્તારૂપે છે. જેમકે, "विज्ञान यज्ञ तनुते कर्माणि तनुतेऽपि च (તૈ૦ ૨,૫,૧) વિજ્ઞાનરૂપ બુદ્ધિ યજ્ઞના કર્મનો વિસ્તાર કરે છે તથા લૌકિક કર્મનો વિસ્તાર કરે છે."

શિષ્ય:-વિજ્ઞાન શબ્દ બુદ્ધિને વિશે યોજાય છે, પણ તેથી જીવનું કર્તાપણું કેવી રીતે સૂચવાયું ?

ગુરુ.-ના, આ જીવનો જ નિર્દેશ છે, પણ બુદ્ધિનો નહિ. જો જીવનો નિર્દેશ ન હોય તો તે નિર્દેશ ખોટો ઠરે. જો બુદ્ધિનો નિર્દેશ હોત તો विज्ञानेन એમ ત્રીજી વાપરત. તેજ પ્રમાણે અન્ય સ્થળે બુદ્ધિનું જ્યાં સૂચન છે ત્યાં વિજ્ઞાન શબ્દને ત્રીજી વિભક્તિમાં મૂકવામાં આવ્યો છે. જેમકે "तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय (બૃ૦૨,૧,૧૭) બુદ્ધિવડે પ્રાણોના વિજ્ઞાનને લઇ આત્મા શયન કરે છે." પણ આ સ્થળે તો 'विज्ञानं यज्ञ तनुते (તૈ૦ ૨, ૫, ૧) વિજ્ઞાનાત્મા યજ્ઞનો વિસ્તાર કરે છે." આ રીતે કર્તાના સમાનાધિકરણપણાનો પ્રસંગ હોવાથી બુદ્ધિથી ભિન્ન આત્માનું જ કર્તાપણું સૂચન કર્યું છે, માટે આ સ્થળે દોષ નથી. (૩૬)

શિષ્ય:-બુદ્ધિથી ભિન્ન જીવ જ કર્તા સ્વરૂપે હોય તો તે સ્વતંત્ર હોવો જોઇએ. તેમ થવાથી તે પોતાનું પ્રિય તથા હિત જ સંપાદન કરે, પણ તેથી ઉલટું તે કરે નહિ. પણ અહીં તો તે વિપરીત પ્રાપ્ત કરે છે, એમ જોવામાં આવે છે. જો આત્મા સ્વતંત્ર હોય તો આ રીતની નિયમ વિનાની પ્રવૃત્તિ હોવી જોઇએ નહિ. માટે તેમ હોવાનું શું કારણ ?

ગુરુઃ-જેમ વિષયોની પ્રાપ્તિનો અનિયમ છે તેમ કારકની વિચિત્રતાને લીધે જીવની પ્રવૃત્તિ નિયમથી રહિત છે. આથી જ કહ્યું છે કે;—

## અધિકરણ ૧૪ મું-સૂત્ર ૩૭ મું. જીવની પ્રવૃત્તિ અનિયમિત.

उपलब्धिवदनियमः ॥ ३७ ॥

સૂત્રાર્થ:-ઇષ્ટ તથા અનિષ્ટની દૃષ્ટિમાં અનિયમ છે, તેમ જીવની પ્રવૃત્તિમાં કારકની વિચિત્રતાને લીધે નિયમ નથી.(૩૭)

ટીકા:-ગુરુ.-જેવી રીતે આત્મા પ્રાપ્તિના સંબંધમાં સ્વતંત્ર છે, છતાં નિયમ વિના તે ઇષ્ટ તથા અનિષ્ટને પ્રાપ્ત કરે છે તેમ તે નિયમ વિના જ ઇષ્ટ તથા અનિષ્ટને સંપાદન કરશે.

શિષ્ય-ત્યારે આત્મા ઉપલબ્ધિના સંબંધમાં સ્વતંત્ર નથી. કારણ કે ઉપલબ્ધિના હેતુરૂપ વિષયને ગ્રહણ કરવો પડે છે.

ગુરુઃ—આ તારૂં કહેવું યુક્ત નથી. કારણ કે ઉપલબ્ધિનો હેતુ, કેવળ વિષયની કલ્પનારૂપ પ્રયોજન છે. ઉપલબ્ધિમાં તેને અન્યની અપેક્ષા હોતી નથી. કારણ કે આત્માનું સ્વરૂપ ચૈતન્યરૂપે છે. વળી અર્થક્રિયામાં પણ આત્માનું અત્યંત સ્વાતંત્ર્ય નથી. કારણ કે દેશ, કાળ તથા નિમિત્તનો ભેદ હોય છે. તેમ સહાયની અપેક્ષાવાળા કર્તાનું કર્તાપણું પણ નિવૃત્ત થતું નથી. જેમ લાકડાં જળ આદિની અપેક્ષાવાળા રસોઇઆનું રાંધવા વિશે કર્તાપણું હોય છે, તેમ જીવનું છે. સહકારીરૂપ કારકોની વિચિત્રતાને લીધે, ઇષ્ટ તથા અનિષ્ટ વિષયરૂપ ક્રિયામાં નિયમવિના જ આત્માની પ્રવૃત્તિ હોય છે. આથી તેના કર્તાપણામાં વિરોધ આવતો નથી. (૩૭)

શિષ્યઃ—બુદ્ધિને કર્તા માનીએ તો કેમ?

ગુરૂઃ—જો બુદ્ધિને કર્તા માનીએ તો શક્તિમાં ફેરફાર થાય. માટે જીવ કર્તા છે. આથી કહ્યું છે કે;—

## અધિકરણ ૧૪ મું—સૂત્ર ૩૮ મું.

## બુદ્ધિના કર્તાપણાનો અભાવ.

शक्तिविपर्ययात् ॥ ३८॥

સૂત્રાર્થઃ—જીવ કર્તારૂપે છે. કારણ તેમ ન હોય તો શકિતનેવિશે ફેરફાર થાય. (૩૮)

ટીકા—ગુરૂઃ—બુદ્ધિથી ભિન્ન જીવ કર્તારૂપ થવા યોગ્ય છે. જો વિજ્ઞાન શબ્દવડે નિરૂપણ કરાતી બુદ્ધિ જ કર્તારૂપે હોય તો શક્તિમાં ફેરફાર થવો જોઇએ. બુદ્ધિમાં કારણશક્તિનો નાશ થાય તથા તેમાં કર્તારૂપ શકિતની પ્રાપ્તિ થાય. જ્યારે બુદ્ધિની કર્તારૂપ શક્તિ હોય તો બુદ્ધિ હું એવી પ્રતીતિનો વિષય થવો જોઇએ. કારણ કે અહંકારપૂર્વક સર્વ સ્થળે પ્રવૃત્તિ જોવામાં આવે છે. જેમકે હું જાઉં છું, હું આવું છું, હું ભોગવું છું તથા હું પાન કરૂં છું. વળી કર્તૃશક્તિવાળી સર્વ અર્થને કરવાવાળી અન્ય કરણની કલ્પના કરવી જોઇએ. કર્તા શક્તિમાન્ હોવા છતાં કરણની સહાયતા લઈ ક્રિયામાં પ્રવૃત્તિ કરતો જોવામાં આવે છે. આથી સંજ્ઞા માત્રમાં વિવાદ થાય, પણ કંઇ વસ્તુભેદ થતો નથી. કારણ કે એમ માનવામાં આવે છે કે, કરણથી ભિન્ન કર્તા હોય છે. (૩૮)

ગુરૂઃ—જો જીવ કર્તારૂપ ન હોય તો જ્ઞાનના સાધનરૂપ કોને ગ્રહણ કરવો? માટે જીવ જ કર્તા છે. આ જ કારણથી ૩૯ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૧૪ મું—સૂત્ર ૩૯ મું.

## જીવ જ્ઞાનના સાધનરૂપે.

समाध्यभावाच्च ॥३९॥

સૂત્રાર્થઃ—જો જીવ કર્તા ન હોય તો જ્ઞાનના સાધનનો અભાવ થાય, માટે જીવ કર્તા છે. (૩૯)

ટીકા—ગુરૂઃ—વેદાંતમાં ઉપનિષદ ગ્રંથમાં આત્મસાક્ષાત્કારના હેતુરૂપ જ્ઞાનનું સાધન છે, એમ કહ્યું છે. જેમકે "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यो निदिध्यासितव्यः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः (બૃ० २ ४, ५) ओमित्येवं ध्यायथ आत्मानम् ( મું० २, २, ६)

આત્મા ખરેખર દર્શન કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય તથા ચિંતન કરવા યોગ્ય છે. ૐકાર શબ્દની સહાયતાથી તમારે આ આત્માનું ચિંતન કરવું જોઇએ." આ રીતે જીવનું લક્ષણુ છે. જો આત્મા કર્તારૂપે ન હોય તો આમ થઇ શકે નહિ. માટે આત્માની જ કર્તારૂપે સિદ્ધિ છે.(૩૯)

શિષ્યઃ-જો જીવ કર્તારૂપે હોય તો પછી તેને મોક્ષનો અભાવ થવો જોઇએ. માટે આનું શું કારણુ, તે કહો.

ગુરૂઃ-જેમ સુથાર પોતાના સાધનરૂપ વાંસલા આદિને લઇ કર્તારૂપ બને છે, પણુ સાધનવિના તેનું શરીર અકર્તારૂપે છે, તેમ જીવના સંબંધમાં સમજવું. આ જ હેતુને લઈ ૪૦ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણુ ૧૫ મું-સૂત્ર ૪૦ મું.

## આત્મા કર્તા તથા અકર્તારૂપે.

यथा च तक्षोभयथा ॥४०॥

સૂત્રાર્થઃ-જેમ સુથાર બે પ્રકારે અર્થાત્ કર્તારૂપે તથા અકર્તારૂપે છે, તેમ આત્મા છે.

ટીકાઃ-ગુરૂ -શાસ્ત્રાર્થ આદિના હેતુવડે જીવનું કર્તારૂપે નિરૂપણુ કર્યું છે. હવે સ્વાભાવિક કર્તાપણું છે કે ઉપાધિને લીધે છે, તે જાણવું જોઇએ.

શિષ્યઃ-મારૂં માનવું એવું છે કે, શાસ્ત્રાર્થ આદિ હેતુવડે સ્વાભાવિક જીવનું કર્તાપણું છે. કારણુ કે તેમાં કોઇ રીતનો અપવાદ નથી.

ગુરૂઃ-ના, તેમ નથી. આત્માનું સ્વાભાવિક કર્તાપણું સંભવતું નથી. જો સ્વાભાવિક કર્તાપણું હોય તો મોક્ષનો અભાવ થાય. આત્માનો કર્તાપણાનો સ્વભાવ હોય તો આત્માના કર્તાપણાનો છૂટકો થતો નથી. જેમ અગ્નિનો ઉષ્ણુપણાથી મોક્ષ નથી, તેમ આત્માનો મોક્ષ નથી. જો કર્તાપણું નથી માનતા તો પુરૂષાર્થની સિદ્ધિ થતી નથી. કારણુ કે કર્તાપણું દુઃખરૂપે છે.

શિષ્યઃ-કર્તૃત્વશક્તિ હોવા છતાં કર્તૃત્વના કાર્યનો અભાવ થવાથી પુરૂષાર્થ સિદ્ધ થશે. વળી કાર્યનો અભાવ નિમિત્તના અભાવથી થાય છે. જેમકે અગ્નિ દહનશકિતવાળો છે, છતાં જ્યારે લાકડાનો અભાવ હોય છે, ત્યારે તેની દહનક્રિયાનો પણુ અભાવ હોય છે. આત્માનું કર્તાપણું પણુ તેની માફક છે.

ગુરૂઃ-ના, શકિતવાચક સંબંધવડે જોડાયલા નિમિત્તોનો પણુ અત્યંત અભાવ હોવાનો સંભવ નથી.

શિષ્ય -મોક્ષના સાધનરૂપ જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થશે.

ગુરૂઃ-ના, કારણુ કે સાધન જેને અધીન છે તે અનિત્ય થશે. વળી કહ્યું છે કે, નિત્ય, શુદ્ધ, બુદ્ધ તથા મુકત એવા આત્માની પ્રાપ્તિથી મોક્ષની સિદ્ધિ થાય છે. આ રીતનું પ્રતિપાદન આત્માને સ્વાભાવિક કર્તા માનવાથી નહિ થશે. માટે ઉપાધિધર્મના અધ્યાસવડે આત્માનું કર્તાપણું છે. પણુ સ્વાભાવિક નથી. વળી

શ્રુતિમાં કહ્યું છે કે, 'ध्यायतीव लेलायतीव (બૃ૦ ૪,૩,૭) જાણે આત્મા ધ્યાન કરતો હોય, જાણે અત્યંત ગમન કરતો હોય" વળી કહ્યું છે કે 'आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः (ક૦ ૩, ૪) શરીર, ઇન્દ્રિય તથા મનયુક્ત આત્મા ભોક્તારૂપે છે." આ રીતે ઉપાધિયુક્ત આત્માને ભોક્તાઆદિ વિશેષ લાભ હોય છે. પણ વિવેકીઓને પરબ્રહ્મથી ભિન્ન જીવરૂપે કોઈ પણ કર્તા કે ભોક્તા નથી. કહ્યું છે કે, "नान्योऽतोऽस्ति द्रष्टा (બૃ૦ ૪,૩,૨૩) આત્માથી ભિન્ન કોઇ દ્રષ્ટા નથી."

શિષ્ય:–ત્યારે પર એવો આત્મા કર્તા, સંસારી તથા ભોક્તારૂપે થવાનો પ્રસંગ આવે છે. જો પરથી ભિન્ન ચૈતન્યવાળો જીવ કર્તારૂપે હોય તો તે બુદ્ધિ આદિ સંઘાતથી ભિન્ન થવો જોઇએ નહિ.

ગુરુ,–ના, તેમ નથી. કર્તૃત્વ તથા ભોક્તૃત્વ અવિદ્યાથી કલ્પાયલાં છે. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે, "यत्र हि द्वैतमिव भवति तदितर इतर पश्यति બૃ૦ ૨, ૪, ૧૪) જ્યાં દ્વૈત સરખુ હોય છે ત્યાં અન્ય અન્યને જુવે છે." આ પ્રમાણે અવિદ્યાવસ્થામાં કર્તાપણું તથા ભોક્તાપણું દર્શાવ્યું છે. પણ જ્ઞાનની પ્રાપ્તિ સમયે કર્તા તથા ભોક્તાપણાનો શ્રુતિ નિષેધ કરે છે. જેમકે, "यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् બૃ૦ ૨, ૪, ૧૪) જેને સર્વ આત્મારૂપ હોય છે તો પછી કોનાવડે કઇ વસ્તુને તે જોઈ શકે છે." વળી સ્વપ્ન તથા જાગ્રતાવસ્થામાં આત્માને ઉપાધિના યોગને લીધે, જેમ સીંચાણો પક્ષી આકાશમાં ઉડે છે ત્યારે તેને શ્રમ પડે છે, તેમ શ્રમ પડે છે, એમ શ્રુતિમાં કહ્યું છે. પણ સુષુપ્તિમા આત્મા પ્રજ્ઞાનની સાથે જોડાયલો હોય છે, જેથી તેને શ્રમનો અભાવ હોય છે, આમ શ્રુતિ કહે છે જેમકે, "तद्वा अस्यै तदाप्तकाममात्मकाममकाम रूप शोकान्तरम् (બૃ૦ ૪, ૩, ૨૧) આ અવસ્થામાં સર્વ પ્રકારની કામનાઓ સંતુષ્ટ થયલી હોય છે આ જ્ઞાનાવસ્થામાં તે કોઈપણ કમનાથી રહિત તથા ભયથી રહિત હોય છે." આ રીતનો આરંભ કરી છેવટમાં શ્રુતિ કહે છે કે, "एषास्य परमा गतिरेषास्य परमा सम्पदेषोऽस्य परमो लोक एषोऽस्य परम आनंदः (બૃ૦ ૪,૩,૩૨) આ તેની શ્રેષ્ઠ ગતિરૂપે, તેની પરમ સંપતરૂપે, તેના પરમ લોકરૂપે તથા તેના પરમ આનંદ રૂપે છે" આજ હેતુથી શ્રી વેદ વ્યાસે यथा च तक्षोभयथा આ રીતના સૂત્રની યોજના કરી છે. આ સૂત્રમાં જે च ની યોજના કરી છે, તે तु ના અર્થમાં છે. આપણે એમ કદી માનવું નહિ જોઇએ કે, આત્માનું સ્વાભાવિક રીતે જેમ અગ્નિમાં ઉષ્ણતા છે તેમ કર્તાપણું છે જેવી રીતે સુથારના હાથમા વાંસલો આદિ સાધન હોય છે ત્યાં સૂધી તે કર્તા તથા દુ:ખી હોય છે, પણ જ્યારે તે ઘેર જાય છે તથા વાંસલા આદિ સાધનનો ત્યાગ કરેલ હોય છે ત્યારે આનંદવાળો, વ્યાપારથી રહિત તથા સુખી હોય છે. આ જ પ્રમાણે અવિદ્યાને લીધે સ્વપ્ન તથા જાગ્રતાવસ્થામા આત્મા દ્વૈતથી જોડાયલો હોય છે, તેથી તે કર્તા તથા દુ:ખી હોય છે. પણ સુષુપ્તિ અવ-

સ્થામા શ્રમને ટાળવા માટે આત્મા પરબ્રહ્મમાં પ્રવેશ કરે છે, જેથી તે કાર્ય તથા કારણના સમૂહોથી રહિત હોય છે તથા અકર્તારૂપે અને સુખી હોય છે. તે જ રીતે મુક્ત અવસ્થામાં પણ વિદ્યારૂપી દીપવડે અવિદ્યાનો નાશ કરે છે, જેથી તે આત્મા કેવળ સ્વરૂપે, આનંદરૂપે તથા સુખી હોય છે. આ રીતના પ્રમાણવડે સુથારનું દષ્ટાંત ગ્રહણ કરવું. કારણ કે સુથાર છોલવું આદિ વ્યાપારમાં નિશ્ચિત સાધનોરૂપ વાંસલાઆદિને લઈને કર્તારૂપે થાય છે. પણ પોતાના શરીરવડે તો તે અકર્તારૂપજ છે. તે જ પ્રમાણે આત્મા સર્વ વ્યાપારમાં મનઆદિ સાધનોને લઇ કર્તારૂપ થાય છે. પણ મૂળ સ્વરૂપે તે અકર્તા છે.

શિષ્ય--જેમ સૂથારને હસ્તઆદિ અવયવો છે, તેમ આત્માને અવયવો નથી જેમ સૂથાર હસ્તઆદિ અવયવવડે વાંસલોઆદિ ગ્રહણ કરે છે તથા છોડી દે છે, તેમ મનઆદિ સાધનોને આત્મા હાથ વિના કેવી રીતે ગ્રહણ કરે તથા ત્યાગ કરે? માટે શાસ્ત્રને અનુસરી આત્માને કર્તાપણું સ્વાભાવિક છે, એમ જાણવું.

ગુરુ:--ના, તેમ નથી, વિધિશાસ્ત્ર જ્યાં યોગ્ય હોય છે, ત્યાં કર્તાનું ગ્રહણ કરી કર્તવ્યનો ઉપદેશ કરે છે, પણ આત્માના કર્તાપણાનો ઉપદેશ વિધિશાસ્ત્ર કરતું નથી. આત્માનું કર્તાપણું સ્વાભાવિક રીતે નથી. કારણ કે આત્મા બ્રહ્મરૂપે છે, આ રીતનો ઉપદેશ કહેલો છે. માટે અવિદ્યાથી કરાયલા કર્તાપણાને લઇ વિધિશાસ્ત્રની પ્રવૃત્તિ છે. શાસ્ત્રમાં જે આત્માને કર્તારૂપે, વિજ્ઞાનાત્મારૂપે તથા પુરુષરૂપે કહ્યો છે તે અનુવાદ છે. આથી તે કર્તાપણાનો અનુવાદ અવિદ્યાને લઇને છે, એમ જાણવું. આ જ પ્રમાણે વિહાર તથા ઉપદાન કહ્યાં છે, તે પણ અનુવાદરૂપ હોવાથી તેનો ત્યાગ કરવો.

શિષ્ય--સુષુપ્તિ અવસ્થામાં ઇન્દ્રિયોનો લય થયેલો હોય છે. આ સમયે પોતાના શરીરમા આત્મા યથેચ્છ રહે છે. આ પ્રમાણે વિહાર સંબંધી ઉપદેશ છે. આમ હોવાથી આત્મા કર્તારૂપે છે, એમ સૂચન થાય છે. તેજ પ્રમાણે કાર્ય કરવાના સંબંધમાં કહ્યું છે કે, "तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय અર્થ--ઇન્દ્રિયોના વિજ્ઞાનને વિજ્ઞાન શક્તિવડે આત્મા ગ્રહણ કરે છે." આ રીતે ઇન્દ્રિયોમા સંબંધમા કર્મ, વિભક્તિ તથા કરણ વિભક્તિનું સૂચન છે તથા આત્માનું કર્તાપણું દર્શાવ્યું છે.

ગુરુ--પ્રથમ તો સ્વપ્નાવસ્થામા આત્માની ઇન્દ્રિયોને અત્યંત વિરામ હોતો નથી કહ્યું છે કે, "स धी स्वप्नो भूत्वेमं लोकमतिक्रामति (બૃ૦ ૪, ૩, ૭,) બુદ્ધિ સહિત આ આત્મા સ્વપ્નરૂપે થઈ આ લોકનું અતિક્રમણ કરે છે." આ સ્થળે શ્રુતિમાં આત્માને બુદ્ધિની સાથનો સંબંધ કહ્યો છે. વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે,"इन्द्रियाणामुपरमे मनोऽनुपरतं यदि। सेवते विषयानेव तद्विद्यात्स्वप्नदर्शनम् અર્થ--ઇન્દ્રિયોના વિરામ પામવાની સાથે મન

જો વિરામ ન પામે તો તે વિષયોનું સેવન કરે છે, એમ જાણવું. આને જ સ્વપ્નદર્શન જાણવું" વળી શ્રુતિમા કહ્યુ છે કે, "कामादयश्च मनसो वृत्तयः કામઆદિ મનની વૃત્તિઓ છે." આ વૃત્તિઓ સ્વપ્નમાં જોવામા આવે છે તેથી એમ સિદ્ધ થાય છે કે, આત્મા મન સહિત સ્વપ્નમા વિહાર કરે છે. આ રહેલો વિહાર પણ વાસનાયુક્ત છે પણ પારમાર્થિકરૂપે નથી. તે પ્રમાણે શ્રુતિ, સ્વપ્નનો વ્યાપાર આકારવાળો જાણે હોય, એમ વર્ણવે છે કહ્યું છે કે, "उतेव स्त्रीभिः सह मोदमानो जक्षदुते वापि भयानि पश्यन् (બૃ૦ ૪, ૩, ૧૩ ) જેવા કે પોતે સ્ત્રીની સાથે રમતો હોય, હસતો હોય અથવા તો ભયને જોતો હોય એવો ભાસ થાય છે" લોકમાં પણ સ્વપ્નનું વર્ણન આ જ પ્રકારનું થાય છે. જેમકે જાણે મેં પર્વતના શિખરપર ચઢવાની ઇચ્છા કરી હોય. આ રીતે કાર્ય કરવાના સંબંધમા જો કે ઇન્દ્રિયોનો કર્મ તરીકે તથા કરણ તરિકેનો નિર્દેશ છે, છતાં ઇન્દ્રિયોવડે જોડાયલો આત્મા જ કર્તારૂપે છે, એમ જાણવું. કારણકે કેવળ આત્મામાં કર્તાપણાનો અસંભવ કહેલો છે. જેમ કે લોકમા એમ કહેવામા આવે છે કે, યોધાઓ લડે છે તથા યોધાઓ વડે રાજા લડે છે. વળી આ ઉપાદાનમા સાધનના વ્યાપારનું વિરામ પામવા સંબંધીનું નિરૂપણ છે, પણ કોઈનું સ્વતંત્ર રીતે વિરામ પામવા સંબંધીનું નિરૂપણ નથી કારણ કે બુદ્ધિરહિત એવા આત્માને પણ સ્વપ્નમા ઇન્દ્રિયોના વ્યાપારના વિરામ પામવા સંબંધીનો વ્યાપાર જોવામા આવે છે વળી નીચે પ્રમાણે કહેવામાં આવેલું છે કે, વિજ્ઞાન યજ્ઞ કરે છે. અહી બુદ્ધિ કર્તારૂપે દર્શાવી છે. કારણ કે બુદ્ધિનુ નિરૂપણ પ્રથમ છે તથા મનનુ સૂચન પછી છે જેમકે "तस्य श्रद्धैव शिरः (તૈ૦ ૨,૪,૧ ) તેનુ શ્રદ્ધા શિર છે." આ સ્થળે વિજ્ઞાનસ્વરૂપ આત્માના જ શ્રદ્ધાઆદિ અવયવો કહેલા છે. કારણ કે શ્રદ્ધાઆદિમાં બુદ્ધિધર્મ મુખ્ય છે વળી શ્રુતિના છેવટના ભાગમાં કહ્યું છે કે, "विज्ञानं देवाः सर्वे ब्रह्म ज्येष्ठमुपासते ( તૈ૦ ૨, ૫, ૧,) સર્વ દેવો વિજ્ઞાનની બ્રહ્મતરીકે તથા જ્યેષ્ઠતરીકે ઉપાસના કરે છે" કારણ કે જ્યેષ્ઠપણું અર્થાત્ પ્રથમ ઉત્પન્ન થવાપણું બુદ્ધિના સંબંધમા જ પ્રસિદ્ધ છે. વળી અન્ય શ્રુતિમાં યજ્ઞ વાણી તથા બુદ્ધિવડે સિદ્ધ થઈ શકે છે એમ કહ્યું છે. જેમકે "स एष वाचश्चित्तस्योत्तरोत्तरक्रमोयद्यज्ञः" અર્થ—યજ્ઞ વાણી તથા ચિત્તના કાર્યરૂપે છે" વળી ઇન્દ્રિયોનું કર્તૃત્વ માનવાથી બુદ્ધિની શક્તિનો નાશ થતો નથી કારણ કે સર્વ કારકોનું પોતપોતાના વ્યવહારમા કર્તાપણુ અવશ્ય રહેલ છે. આ ઇન્દ્રિયોનું કર્તાપણુ અન્યની પ્રાપ્તિને લઇને છે. આ સહાયતા આત્માની છે. આ ઉપલબ્ધિમા આત્માનું પણ કર્તાપણું નથી. કારણ કે આત્માનું સ્વરૂપ નિત્ય ઉપલબ્ધિરૂપે છે આ જે કર્તાપણું છે, તે અહંકારને લઇને છે પણ સાધકને લઇને

નથી. કારણ કે અહંકાર પણ સોપ્ય-રૂપે છે.

શિષ્યઃ-આ રીતે માનીએ તો અન્ય કારણ છે, આ રીતની કલ્પના થઇ શકે.

ગુરૂઃ-તેમ થશે નહિ. કારણ કે બુદ્ધિનો કારણરૂપે સ્વીકાર છે આ રીતે સમાધિના અભાવનો પરિહાર શાસ્ત્રાર્થના હેતુને લઈને જ છે કારણ કે આત્મા કર્તારૂપે લઇને જ સમાધિનું વિધાન છે. માટે આત્માનું કર્તાપણુ ઉપાધિના નિમિત્તને લઇને છે, એમ સિદ્ધ થાય છે. (૪૦)

શિષ્યઃ-અવિદ્યારૂપ સંસાર તેમ જ મોક્ષ કોને થાય છે, તે આપ કહેશો?

ગુરૂઃ-અવિદ્યારૂપ સંસાર તેમ જ મોક્ષ પણ જીવરૂપ પરબ્રહ્મને જ થાય છે.

શિષ્યઃ-એમ કેમ બને?

ગુરૂઃ-શ્રુતિમાં તે રીતનું પ્રતિપાદન છે. આ જ કારણથી ૪૧મા સૂત્રમા કહ્યું છે કે;-

## અધિકરણ ૧૬ મું-સૂત્ર ૪૧ મું. જીવને સંસાર તથા મોક્ષ.

**परात्तु तच्छ्रुतेः ॥ ४१ ॥**

સૂત્રાર્થઃ-પરબ્રહ્મરૂપ જીવમાથી જ સંસારની તેમજ મોક્ષની સિદ્ધિ થાય છે. આ રીતનું શ્રુતિએ પ્રતિપાદન કરેલ છે. (૪૧)

ટીકાઃ શિષ્યઃ-અવિદ્યાવસ્થામાં ઉપાધિને લીધે જીવનું જે કર્તાપણું કહેલ છે, તે શું ઇશ્વરની સહાયતાને લઇને કર્તાપણું છે કે ઇશ્વરની સહાયતાને લઇને છે, આ રીતનો મારો પ્રશ્ન છે. તેમાં ધારો કે આપણે પ્રથમ એમ માનીએ કે કર્તાપણામાં જીવને ઇશ્વરની સહાયતા જોઇતી નથી કારણકે સહાયકનો અભાવ છે. આ જીવ જ પોતે રાગ તથા દ્વેષ આદિ દોષથી જોડાયલો હોય છે તે અન્ય કારકરૂપ સામગ્રીથી જોડાયલો છે તથા પોતે જ કર્તાપણાનો અનુભવ કરે છે. ઇશ્વર જીવને આ સંબંધમાં શું કરી શકવાનો હતો? જેવી રીતે લોકમાં પ્રસિદ્ધ છે કે, ખેતી આદિ ક્રિયામાં બળદ આદિની સહાયતાની જરૂર છે, તેમ જીવથી ભિન્ન ઇશ્વરની આમાં સહાયતા છે, એમ માનવું યોગ્ય નથી. જો ઇશ્વરની અપેક્ષા છે, એમ માનીએ તો ક્લેશવાળા કર્તાપણાવડે પરમાત્મા જંતુઓને ઉત્પન્ન કરે છે, જેથી ઇશ્વર દયાથી રહિત છે, એ રીતનો પ્રસંગ આવી પડે. વળી વિષયરૂપવાળા કર્તારૂપ જીવને સરજતાં ઇશ્વરમાં સમાનપણાનો અભાવ થશે. વળી કહ્યું છે કે, "वैषम्यनैघृण्ये न सापेक्षत्वात् (બ્ર૦ ૧,૪,૧૭) ઇશ્વરમાં નિર્દ્યણતા તથા વિષમતા નથી. કારણકે આ બે ધર્મો અપેક્ષાથી યુક્ત હોવાથી થાય છે" શ્રી વ્યાસ ભગવાને આ ખરું કહ્યું છે કે, ઇશ્વરમાં અપેક્ષાયુક્તપણાનો સંભવ હોય તો તેમા વિષમતા તથા નિર્દ્યણતા હોવી જોઇએ. બીજું આણીને ધર્મ તથા અધર્મનું લેપન હોય તો ઇશ્વરમાં અપેક્ષાપણાનો ધર્મ સંભવે છે. તેમજ જીવ કર્તારૂપે હોય તો જ ધર્મ તથા અધર્મનું અસ્તિ-

ત્ત છે. ઈશ્વરની અપેક્ષાને લઈ જીવનું કર્તાપણું હોય તો પછી ઈશ્વરનું તે અપેક્ષાપણું કયા વિષયને લીધે છે, તે જાણવું જોઇએ. આ રીતે જીવમાં અકૃતાભ્યાગમરૂપ દોષ અર્થાત્ નહિ કરેલ કર્મના ભોગવટારૂપ દોષ પ્રાપ્ત થશે માટે જીવનું કર્તાપણું પોતાથી જ છે, પણ કોઈની અપેક્ષાને લઇને નથી, એમ હે ભગવન્! મારી માન્યતા છે.

ગુરૂ-આ તારી માન્યતાનું છેદન મૂળ સૂત્રમાં જે તુ શબ્દ આપ્યો છે, તે વડે થાય છે તથા સૂત્ર પ્રતિજ્ઞા કરે છે કે, પરબ્રહ્મમાંથી જ આ કર્તાપણું છે. અવિદ્યાવસ્થામાં અવિદ્યારૂપી અંધકારથી અંધ થવાને લીધે જીવ કાર્ય તથા કારણ રૂપ સંઘાતને લીધે અવિવેકને જુવે છે. આ જીવને પરમાત્મારૂપ, કર્મના અધ્યક્ષરૂપ, સર્વ ભૂતોના અધિષ્ઠાનરૂપ, સાક્ષીરૂપ તથા ચેતનરૂપ ઈશ્વરની આજ્ઞાને લીધે કર્તા તથા ભોકતાના લક્ષણવાળી સંસારની સિદ્ધિ થાય છે આ જ ઈશ્વરના અનુગ્રહને લીધે જ્ઞાનદ્વારા જીવને મોક્ષની સિદ્ધિ થાય છે. આ રીતે થવું યોગ્ય છે કારણ કે શ્રુતિમાં પણ તે પ્રમાણે કહ્યું છે જો કે જીવ દોષવાળો તથા દેહરૂપી સામગ્રીથી યુક્ત છે, તેમ જ જો કે લોકમાં ખેતી આદિ કર્મમાં ઇશ્વરનું કારણપણું અપ્રસિદ્ધ નથી, છતાં સર્વ પ્રવૃત્તિમા ઇશ્વર હેતુરૂપે કર્તા છે, એમ શ્રુતિમા પ્રતિપાદન કર્યું છે. કહ્યુ છે કે, "एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते । एषह्येवासाधु कर्म कारयति तं यमधो निनीषते (कौ० ३, ८) અર્થઃ-ખરેખર જેને આ લોકમાંથી ઉર્ધ્વ લોક પ્રતિ લઈ જવા ઇચ્છે છે, તેની પાસે એ જ આત્મા સાધુ કર્મ કરાવે છે તથા જેને ખરેખર નીચે લઈ જવાની ઇચ્છા કરે છે તેને એ જ આત્મા અસાધુ કર્મ કરાવે છે." વળી કહ્યું છે કે, "य आत्मनि तिष्ठन्नात्मानमन्तरो यमयति અર્થઃ-આત્મામાં રહેતો છતાં જે અંતરસ્વરૂપે છે, તે આત્માને નિયમમાં રાખે છે." આ રીતની શ્રુતિ છે. (૪૧)

શિષ્યઃ-આમ જ્યારે ઇશ્વર જ ધર્મ તથા અધર્મ કરાવનાર હોય તો ઇશ્વરમાં વિષમપણું તથા દયાહીનપણું થાય, તેમજ જીવને નહી કરેલ કર્મના ભોગવટારૂપ દોષ પ્રાપ્ત થાય, તેનું કેમ?

ગુરૂ-તેમ પ્રાપ્ત થતું નથી. કારણકે શાસ્ત્રમા જે કરવાનું કહેલ છે તથા જે કરવાનો નિષેધ કર્યો છે, તે વિધિ તથા નિષેધ મિથ્યા ન થાય, આ જ હેતુથી ઇશ્વર કરેલા પ્રયત્નની અપેક્ષાવાળો છે. આ જ હેતુથી ૪૨મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૬ મું-સૂત્ર ૪૨ મું.

## ઈશ્વરની અપેક્ષતા.

कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः ॥४२॥

સૂત્રાર્થ-શાસ્ત્રમાં જેનું વિધાન કરેલ છે તથા જેનો પ્રતિષેધ કરેલ છે તે હેતુ નિરર્થક થાય, એ કારણથી ઇશ્વર કરેલા પ્રયત્નની અપેક્ષાવાળો છે. (૪૨)

ગુરૂ-મૂળમાં જે તુ શબ્દ આપ્યો છે, તેથી ઉપર કહેલા દોષની નિવૃત્તિ

કરવા માટે છે. ધર્મ તથા અધર્મવાચક જે કાંઇ પ્રયત્ન જીવે કરેલ હોય છે, તેને લઈ ઇશ્વર જીવ પાસે કર્મ કરાવે છે. આમ હોવાથી પૂર્વે કહેલા દોષો પરમાત્માને લાગુ પડતા નથી. જીવે જે કાંઈ ધર્મ તથા અધર્મ કરેલ હોય છે, તેની વિષમતાને લીધે તેના કર્મમાં પણ વિષમતા હોય છે. આ કર્મમા વૃષ્ટિની માફક ઇશ્વર નિમિત્તમાત્રરૂપે છે. જેમકે લોકમાં અનેક પ્રકારના ગુચ્છ, પુષ્પના સમૂહો આદિની તેમ જ વ્રીહિ, યવ આદિની ઉત્પત્તિ અસાધારણરૂપ પોતપોતાના બીજમાંથી હોય છે તથા તેમા વરસાદ નિમિત્ત માત્રરૂપે હોય છે. જો વરસાદનો અભાવ હોય છે તો રસ, પુષ્પ, ફળ, પત્ર આદિ વિષમસ્વરૂપે બીજની ઉત્પત્તિ થતી નથી. તે જ પ્રમાણે સર્વ પ્રકારનાં વૃક્ષોનાં બીજોનો અભાવ હોય છે. તો પણ રસાદિની ઉત્પત્તિ હોતી નથી. આથી એમ સિદ્ધ થાય છે કે, જીવ જે કાંઇ પ્રયત્ન કરે છે, તેદ્વારા ઇશ્વર જીવોને પોતપોતાનાં શુભ તથા અશુભ કર્મ કરાવે છે.

શિષ્ય–જો જીવનું કર્તાપણુ બીજાને અધીન હોય તો કરેલા પ્રયત્નની અપેક્ષા છે, એમ માનવું યોગ્ય નથી.

ગુરૂ–આ દોષ નથી જો કે કર્તાપણુ પરાધીન છે, છતાં જીવ જ કર્મ કરે છે. કર્મના કર્તા એવા જીવની પાસે ઇશ્વર કર્મ કરાવે છે વળી પૂર્વના પ્રયત્નરૂપ પ્રબંધને લીધે પરમાત્મા જીવની પાસે કર્મ કરાવે છે, તેમ જ પૂર્વથી પણ પૂર્વના પ્રયત્નને લીધે ઇશ્વરે જીવ પાસે પૂર્વનું કર્મ કરાવ્યું, એમ જાણી લેવું. કારણ સંસાર અનાદિ છે. આથી આ પ્રમાણે કહેવું યોગ્ય છે.

શિષ્યઃ–જીવે કરેલા પ્રયત્નની અપેક્ષાવાળો ઇશ્વર છે, એમ કેવી રીતે કહી શકાય ?

ગુરૂઃ–શાસ્ત્રમાં જેનું વિધાન કર્યું છે તેમજ જેનો નિષેધ કર્યો છે, તે વિધિ તથા નિષેધ મિથ્યા ન થાય, એ હેતુથી આ પ્રમાણે કહ્યું છે. આમ થવાથી "स्वर्गकामो यजेत સ્વર્ગની કામનાવાળાએ યજન કરવું જોઇએ," આ રીતના શાસ્ત્રના વિધાનની તથા "ब्राह्मणो न हन्तव्यः બ્રાહ્મણને હણવો ન જોઈએ" આ રીતના શાસ્ત્રના નિષેધની નિરર્થકતા થશે નહિ જો આમ ન માનીએ તો સર્વ વિધિ તથા નિષેધ નિરર્થક થશે. આ વિધિ તથા નિષેધમાં યોજના કરનાર ઇશ્વર જ છે. કારણ કે જીવ તો અત્યંત પરતંત્ર છે. જો તેમ ન હોય તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કરનાર અનર્થથી મુક્ત થાય તથા શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલ કર્મનો કરનાર અર્થ યુક્ત થાય વળી તેમ થવાથી વેદની પ્રમાણતાને હાનિ પહોંચશે. જો ઇશ્વરનું અનપેક્ષપણું હોય તો લૌકિક પ્રયત્નની નિષ્ફળતા થાય, તેમજ દેશ, કાળ તથા નિમિત્તોનું પણ મિથ્યાપણું થાય આથી પૂર્વોક્ત દોષનો પ્રસંગ આવે છે. આ રીતે આદિ શબ્દનું મૂળમાં ગ્રહણ કર્યું છે, તેથી દોષ સમૂહનું સૂચન થાય છે.

શિષ્યઃ–જીવનું સ્વરૂપ કેવું છે?

ગુરૂઃ–જીવ ઇશ્વરના અંશરૂપે છે.

શિષ્યઃ–તે કેવી રીતે કહી શકાય? જીવ પરમાત્મારૂપે જ કેમ ન કહી શકાય?

ગુરૂઃ–પરમાત્માથી ભિન્ન તરીકે જીવનો ઉપદેશ છે. વળી બ્રહ્મનો બીજી રીતે પણ કેટલીક શાખાવાળાએ ઉપદેશ કરે છે. જેમકે બ્રહ્મ ધીવરરૂપે તથા દ્યૂત રમનારરૂપે છે. તેજ હેતુને લઈને ૪૩મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૭ મું–સૂત્ર ૪૩ મું.

## બ્રહ્મ ધીવરરૂપે.

अंशो नानाव्यपदेशादन्यथा चापिदाश-कितवादित्वमधीयत एके ॥ ४३ ॥

સૂત્રાર્થઃ–જીવ ઇશ્વરના અંશરૂપે છે. કારણ કે જીવનો ઉપદેશ ઇશ્વરથી ભિન્નરૂપે છે. અન્ય રીતે પણ જીવનો ઉપદેશ છે. જેમકે કેટલીક શાખાવાળા બ્રહ્મને ધીવરરૂપે અથવા દ્યૂત રમનાર આદિરૂપે કહે છે. (૪૩)

ટીકાઃ-ગુરૂઃ–જીવ તથા ઇશ્વરમાં ઉપકાર્ય તથા ઉપકારક ભાવ રહેલો છે. જેવી રીતે સ્વામી તથા સેવક વચ્ચે સંબંધ રહેલો હોય છે અથવા તો અગ્નિ તથા તેના તણખા વચ્ચે સંબંધ રહેલ હોય છે તેવી રીતે આ ભાવ જીવ તથા ઇશ્વરના સંબંધમાં જોવામાં આવે છે.

શિષ્યઃ–જીવ તથા ઇશ્વર વિશે ઉપકાર્ય તથા ઉપકારક ભાવ છે, એમ માનવાથી શું શેઠ તથા ચાકરના સરખો આ સંબંધ છે અથવા તો શું અગ્નિ તથા તણખાના સરખો આ સંબંધ છે? આ રીતની શંકા થવાથી નિયમનો અભાવ થાય છે.

ગુરૂઃ–સ્વામી તથા ભૃત્યવડે ઈશિતૃ તણા ઇશિત્વ ભાવ સંબધ પ્રસિદ્ધ હોવાથી તે રીતનો સંબંધ છે, એમ હોવું જોઇએ. માટે જીવ ઇશ્વરના અંશરૂપે થવા યોગ્ય છે. જેમકે અગ્નિમાંથી તણખા નીકળે છે. એક અંશના સરખો બીજો અંશ છે. કારણકે નિરવયવ પદાર્થમાંથી મુખ્ય અંશ તથા ગૌણ અંશનો ઉદ્ભવ હોતો નથી.

શિષ્યઃ–જીવ પણ નિરવયવ છે તો તે જ પરમાત્મારૂપે કેમ ન કહી શકાય?

ગુરૂઃ–તેનું કારણ એ કે, જીવથી ભિન્ન રીતે પરમાત્માનું નિરૂપણ છે. જેમકે "सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः (છાં૦ ૮,૭,૧) આ આત્મા મનન કરવા યોગ્ય તેમ જ નિદિધ્યાસન કરવા યોગ્ય છે." "एतमेव विदित्वा मुनिर्भवति य आत्मनि तिष्ठन्नात्मानमन्तरो यमयति અર્થઃ–આ આત્મજ્ઞાન પ્રાપ્ત થવે મુનિસ્વરૂપે થવાય છે. આત્માને વિશે રહેતો અંતરાત્મા આત્માને નિયમમાં રાખે છે." આ રીતે જો ભેદ ન હોય તો આ રીતે શ્રુતિ હોઇ શકે નહિ.

શિષ્યઃ–આ જીવ તથા ઇશ્વરનો સંબંધ સ્વામી તથા સેવકરૂપે વધારે બંધ બેસતો લાગે છે. માટે તેમ કેમ ન કહેવાઇ શકે?

ગુરૂઃ–અન્ય પ્રકારે પણ શ્રુતિમાં ઉપદેશ છે. કેવળ જીવ પરમાત્માથી

ભિન્ન છે, તેથી જીવ ઇશ્વરનો અંશ છે, એમ બનતું નથી.

શિષ્ય-ત્યારે કેવી રીતે તે કહેશો? શું અન્યથાનો જે ઉપદેશ છે તે અભિન્નતાનું સૂચન કરે છે ?

ગુરૂ:-આના જ સંબંધમાં એક શાખાવાળાઓ બ્રહ્મને માછીરૂપે અથવા દ્યૂત રમનાર આદિરૂપે કહે છે. આ પ્રમાણે અથર્વ શાખાવાળાઓએ બ્રહ્મસૂક્તમાં કહેલું છે. જેમકે "ब्रह्म दाशा ब्रह्म दासा ब्रह्मेमे कितवाः બ્રહ્મ ધીવરરૂપે, સેવકરૂપે તેમજ દ્યૂત રમનારરૂપે છે." જેઓ માંછલાં પકડે છે તે ધીવર કહેવાય છે. જેઓ સ્વામીની પોતાના દેહવડે સેવા કરે છે, તે દાસ કહેવાય છે. તેમજ જેઓ દ્યુત ખેલનારા છે, તેને કિતવ કહેવામાં આવે છે. આ સર્વે બ્રહ્મરૂપે છે. આ રીતે હીન પ્રાણીઓના ઉદાહરણવડે નામ તથા રૂપવડે કરાયલા કાર્ય તથા કારણના સમૂહમાં પ્રવેશ પામેલા સર્વ જીવો બ્રહ્મરૂપે છે, એમ કહેલ છે. તે જ પ્રમાણે અન્ય સ્થળે પણ બ્રહ્મના પ્રકરણમાં આ જ રીતનું નિરૂપણ કર્યું છે. જેમકે "त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी। त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतो मुखः (શ્વે૦ ૪,૩) सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाऽभिवदन्यदास्ते। नान्योऽतोऽस्ति द्रष्टा (બૃ૦ ૩,૭,૨૩) હે પરમાત્મન્! આપ સ્ત્રીરૂપ છો, આપ મનુષ્યરૂપ છો, આપ કુમારરૂપ છો, આપ કુમારીરૂપે છો. પોતાની લાકડી લઇને ચાલતા વૃદ્ધ પુરૂષ આપ છો. આપ જન્મને પામેલા દેખાઓ છો તથા આપનું મુખ વિશ્વરૂપ છે. સર્વ રૂપોને નિર્માણ કરી તથા નામ પાડી વિવેકી અભિવાદને કરતો છતો રહે છે. આથી અન્ય કોઇ દ્રષ્ટા નથી". આ શ્રુતિઓવડે તેજ રીતના અર્થની સિદ્ધ થાય છે. જીવ તથા ઇશ્વરમાં રહેલ ચૈતન્ય એકરૂપે છે. જેવી રીતે અગ્નિ તથા તણખામાં ઉષ્ણતા એક સરખી છે. આથી જીવ ઇશ્વરના ભેદ તથા અભેદને લીધે જીવને ઇશ્વરના અંશરૂપે માન્યો છે. (૪૩)

શિષ્ય:-જીવ અંશરૂપે છે, એમ કેવી રીતે કહી શકાય ?

ગુરૂ:-મંત્રમાં તે રીતે કહેલ છે. જેમકે;-

## અધિકરણ ૧૭ મું-સૂત્ર ૪૪ મું. મંત્ર વર્ણનો ઉપદેશ.

**मंत्रवर्णाच्च ॥ ४४ ॥**

સૂત્રાર્થ:-વળી મંત્ર વર્ણથી જીવ ઇશ્વરના અંશરૂપે છે, એમ સમજાય છે. (૪૪)

ટીકા:-ગુરૂ-મંત્ર વર્ણમાં આ રીતે કહેલું છે. જેમકે "तावानस्य महिमा ततो ज्यायांश्च पूरुषः। पादोऽस्य सर्वाभूतानि त्रिपादस्यामृतं दिवि (છા૦ ૩,૧૨,૬) અર્થ:-તેઓ (ભૂત માત્રો) ગાયત્રીના મહિમારૂપ છે. વિકારવાન્ પુરૂષ કરતાં અવિકારવાન્ પુરૂષ એક છે. તેમનો પ્રથમપાદ સર્વ ભૂત માત્ર છે તથા ત્રણ પાદવાળું અમૃતરૂપે અમૃત સ્વરૂપ સ્વાત્મ પ્રકાશમાં સ્થિતિ કરી રહેલ છે." અહીં ભૂત શબ્દવડે સ્થાવર તથા જંગમ સર્વનું નિરૂપણ થાય છે. કારણ કે કહ્યું છે કે, "अहिंसन्सर्वभूतान्यन्यत्र तीर्थेभ्यः

શાસ્ત્રોક્ત કર્મવડે સર્વ પ્રાણી માત્રની હિંસા ન કરતો છતાં બ્રહ્મલોકને પામે છે." અંશ, પાદ તથા ભાગ એ એકજ અર્થના પર્યાયવાચક છે આથી પણ જીવની અંશરૂપે જ સિદ્ધિ થાય છે. (૪૪)

શિષ્યઃ-જીવ ઇશ્વરનો અંશ છે, એ સબંધી બીજું કાંઇ પ્રમાણ હોય તો તે કહેશો.

ગુરૂઃ-હા, સ્મૃતિમાં પણ તે રીતનું નિરૂપણ છે. જેમકે;-

## અધિકરણ ૧૭ મું-સૂત્ર ૪૫ મું.

### સ્મૃતિનો મત.

**अपि च स्मर्यते ॥ ४५ ॥**

સૂત્રાર્થઃ-વળી સ્મૃતિ પ્રમાણરૂપે છે. (૪૫)

ટીકા ગુરૂ-ભગવદ્ગીતામાં ઇશ્વરના અંશરૂપે જીવનનું સૂચન છે જેમકે "ममैवांशो जीवलोके जीवभूतः सनातन (૧૫, ૭,) મનુષ્ય લોકમાં સનાતનરૂપ દરેક જીવ મારા અંશ રૂપે છે " આથી પણ જીવની અંશપણાની સિદ્ધિ થાય છે.

શિષ્ય-પણ લોકમાં આ વાત પ્રસિદ્ધ છે કે, સ્વામી તથા ભૃત્યઆદિમાં ઇશિતા તથા ઇશિતવ્યભાવ રહેલો છે માટે અહીં સેવ્ય સેવક ભાવ કેમ ન લેવાય ?

ગુરૂ-જો કે લોકમાં આ પ્રમાણે પ્રસિદ્ધિ છે, છતાં શાસ્ત્રના પ્રમાણથી અંશ અંશીભાવવડે જ ઇશિતા તથા ઇશિતવ્યભાવનો નિશ્ચય થાય છે. નિરતિશય ઉપાધિવાળો ઇશ્વર અત્યંત હીન ઉપાધિવાળા જીવનાપર શાસન ચલાવે છે. આમ કહેવાથી કોઇ રીતનો પ્રતિષેધ નડશે નહિ. (૪૫)

શિષ્ય-જીવ ઇશ્વરના અંશરૂપે છે, એમ માનવાથી જીવને સંસારના દુઃખનો જેવો ઉપભોગ છે, તેજ રીતનો ઉપભોગ અંશી એવા ઇશ્વરને પણ ઘટવો જોઇએ. જેમકે લોકવિશે હસ્ત કે પાદ આદિ શરીરના એક અવયવને દુઃખ થવાથી અંગીરૂપ દેવદત્તને દુઃખ છે. માટે બ્રહ્મભાવને પામેલાઓને પણ પુષ્કળ દુઃખ હોવું જોઇએ. આથી પૂર્વની અવસ્થામાં જે સંસારની પ્રાપ્તિ હતી તેજ વધારે સારી હતી તથા તેજ મને પાછી પ્રાપ્ત થાઓ. આ પ્રમાણે સારી રીતે સર્વના જાણવામાં આવે, જેથી અનર્થની પ્રાપ્તિ થવાનો પ્રસંગ આવે તેનું કેમ ?

ગુરૂ-જેમ જળમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ જળના હાલવાથી હાલતુ દેખાય છે, પણ મૂળ સૂર્ય જેમ હાલતો નથી, તેમ જીવને સંસારના દુઃખ હોય છે, પણ આત્માને હોતાં નથી. આથી જ કહ્યુ છે કે,-

## અધિકરણ ૧૭ મું-સૂત્ર ૪૬ મું.

### આત્માને સુખાદિનો અભાવ.

**प्रकाशादिवन्नैवं परः ॥ ४६ ॥**

સૂત્રાર્થ-પ્રકાશ આદિની પેઠે પર એવો આત્મા, જેમ જીવ સંસારદુઃખને અનુભવે છે તેમ અનુભવતો નથી. (૪૬)

ટીકા-ગુરુ-જેવી રીતે જીવ સંસારના દુઃખનો અનુભવ કરે છે, તે જ પ્રમાણે પર-

આત્મા અનુભવ કરતો નથી, એમ અમે કહીએ છીએ. કારણકે જીવ અવિદ્યાના આવેશને લીધે દેહાદિને આત્મભાવરૂપે માને છે. આથી દેહને થયેલાં દુઃખવડે હું દુખી છું, એમ અવિદ્યાથી દુખનો ઉપભોગ કરે છે. પણ પરમેશ્વરને દેહાદિવિશે આત્મભાવ અથવા તો દુઃખનું અભિમાન હોતું નથી. પણ અવિદ્યાથી નામ તથા રૂપ થાય છે. આથી દેહ તથા ઇન્દ્રિય આદિ ઉપાધિની ઉત્પત્તિ થાય છે, જેથી અવિવેકરૂપ ભ્રમને લીધે દુઃખનો જીવ ઉપભોગ કરે છે. જેવી રીતે પોતાના દેહપર થતો દાહ તથા છેદન આદિથી જીવ દેહના અભિમાનને લીધે દુઃખનો અનુભવ કરે છે, તેજ પ્રમાણે પુત્ર મિત્રઆદિના વિષયવાળું દુઃખ મારાપણાના અભિમાનની ભ્રાંતિથી જીવ, અનુભવે છે. આ પુત્ર મારારૂપે છે, આ મિત્ર મારા રૂપે છે, આ રીતે પુત્ર તથા મિત્ર આદિમા સ્નેહને લીધે જીવ આસક્તિ રાખે છે. આથી નીચે પ્રમાણે નિશ્ચય થાય છે, મિથ્યા અભિમાનના ભ્રમને લીધે જીવને દુઃખનો અનુભવ થાય છે તેમ સ્નેહીના વિયોગથી પણ દુઃખનો અનુભવ થાય છે. પુત્ર તથા મિત્ર આદિવાળા તથા તે સંબંધના અભિમાનવાળા અનેક જીવો બેઠેલા હોય તેમજ અન્ય પણ બેઠેલા હોય, તેવામાં અમુકનો પુત્ર મરી ગયો, તથા અમુકનો મિત્ર મરી ગયો, એમ કહેવાથી પુત્ર તથા મિત્ર આદિ અભિમાનવાળા જીવનેજ દુખની ઉત્પત્તિ થાય છે, પણ આ અભિમાનથી રહિત સંન્યાસીઓને આ દુઃખની ઉત્પત્તિ થતી નથી. આથી શાસ્ત્રોક્ત તત્વથી શૂન્ય એવા મનુષ્યને પણ વિવેકરૂપી જ્ઞાન અર્થ યુક્ત હોય છે. તો પછી વિષયથી રહિત, અન્ય વસ્તુને નહિ જોનાર તથા જે નિત્ય ચૈતન્ય સ્વરૂપે છે એવા આત્માની તો શી જ વાત કરવી? આથી વિવેકવાળાને અનર્થપણાનો પ્રસંગ આવતો નથી આથી દૃષ્ટાંતમા પ્રકાશનું નિરૂપણ કર્યું છે. જેવી રીતે સૂર્યનો અથવા ચંદ્રનો પ્રકાશ આકાશમાં સ્થિતિ કરીને રહેલો હોય છે. આ પ્રકાશ આંગળી આદિ ઉપાધિને લીધે ઋજુ તથા વક્ર આદિ ભાવને પામે છે. પણ પારમાર્થિક રીતે તે ભાવની પ્રાપ્તિ હોતી નથી. જેવી રીતે ઘટ આદિ વસ્તુ ગતિમાં હોય ત્યારે આકાશ ગતિવાળું લાગે છે, પણ પરમાર્થ રીતે તેને ગતિ હોતી નથી. તે જ પ્રમાણે પાત્રમાં રહેલ પાણીના હાલવાથી તેમાં રહેલ સૂર્યનું પ્રતિબિંબ હાલતું જણાય છે, પણ સૂર્ય કંપાયમાન થતો નથી. આ જ પ્રમાણે અવિદ્યાને લીધે બુદ્ધિઆદિથી ઉપહિત જીવ નામનો અંશ દુખી હોય છે, પણ તેથી ઇશ્વર દુઃખયુક્ત હોતો નથી. વળી જીવને પણ દુખની પ્રાપ્તિ અવિદ્યાને લીધે છે, એમ કહેવામાં આવ્યું છે. આ રીતે જીવને જીવભાવ અવિદ્યાને લીધે છે, એમ સિદ્ધ કરી વેદાંત જીવને બ્રહ્મરૂપે પ્રતિપાદન કરે છે. આ રીતની તત્ત્વમસિઆદિ અનેક શ્રુતિઓ છે, માટે જીવના દુઃખને લીધે પરમાત્માને દુઃખીપણાનો જરા પણ પ્રસંગ નથી (૪૬)

-શિષ્યઃ-આના સંબધમાં કાંઈ પ્રમાણુ હોય તો જણાવશો.

ગુરૂ-સ્મૃતિમાં આ સંબંધી અનેક પ્રમાણો છે. આથી ૪૭મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૭ મું-સૂત્ર ૪૭ મું.

### સ્મૃતિનો મત.

स्मरन्ति च ॥ ४७ ॥

સૂત્રાર્થ-સ્મૃતિશાસ્ત્રો પણ આ જ રીતે કહે છે. (૪૭)

ટીકા-ગુરૂઃ-સ્મૃતિ આદિમાં વ્યાસઆદિથી કહેવામાં આવ્યું છે કે, જીવના દુઃખને લઇને પરમાત્મા દુઃખી હોતો નથી જેમકે, "तत्र य. परमात्मा हि नित्यो निर्गुणः स्मृत । न लिप्यते फलैश्चापि पद्मपत्रमिवाम्भसा ॥ कर्मात्मा त्वपरो योऽसौ मोक्षबंधै स युज्यते । स सप्तदशके नापि राशिना युज्यते पुनः અર્થઃ-પરમાત્મા નિત્યસ્વરૂપે તથા નિર્ગુણરૂપે છે. જેમ કમળને પાણીનું લેપન હોતું નથી, તેમ પરમાત્માને ફળનું લેપન નથી. બીજો કર્માત્મા છે, જે મોક્ષ તથા બંધવાળો છે. આ કર્માત્મા *સત્તર પ્રકારના સમૂહથી જોડાયલો છે." મૂળ સૂત્રમાં ચશબ્દ આપ્યો છે તેથી એમ જાણવું કે, શ્રુતિમાં પણ આ રીતનું પ્રમાણ છે. જેમકે "तयोरन्यः पिप्पलस्वाद्वत्त्यनश्नन्यो अभिचाकशीति (શ્વે૦૪,૬) एकस्तथा सर्व भूतान्तरात्मा न लिप्यते लोकदु.खे न बाह्य (કઠ૦ ૫,૧૧) અર્થઃ-આ બે પક્ષીમાંનું એક પક્ષી જીવ-પીપળાના વૃક્ષના મધુર ફળને અર્થાત્ કર્મના ફળનો ઉપભોગ કરે છે તથા બીજું પક્ષી પરમાત્મા સાક્ષીરૂપે અર્થાત્ કર્મના ફળને નહિ ભોગવતો તેમાં રહે છે. તેમજ સર્વ ભૂત માત્રની બુદ્ધિમાં રહેલા એક જ આત્માને લોકના અર્થાત્ પ્રાણી માત્રના દુઃખવડે લેપન નથી. કારણ કે તેનાથી બાહ્ય છે."

.શિષ્યઃ-જો સર્વ પ્રાણી માત્રના અંતરાત્મા એક જ છે, તો પછી શાસ્ત્રમાં તેમજ વેદમા વિધિ તથા નિષેધ શા માટે કર્યા હશે? મારૂં માનવું એમ છે કે, આપણે પૂર્વે કહેલું છે કે, જીવ એ ઇશ્વરનો અંશ છે. આ જીવ ઇશ્વરના ભેદથી વિધિ તથા નિષેધ છે. આ વિધિ નિષેધને લીધે જીવ તથા ઇશ્વરની એકતા હોતી નથી, આમ મારૂં માનવું છે. જો બીજી રીતે હોય તો મારી તે શંકાનું આપ નિવારણ કરશો.

ગુરુઃ-ના, તેમ નથી. અદ્વૈત સિદ્ધાંતને પ્રતિપાદન કરનારી શ્રુતિઓ જીવ અંશભાવથી રહિત છે, એમ સિદ્ધ કરે છે. જેમકે, "तत्सृष्ट्वा तदेवानुप्राविशत् (તૈ૦ ૨,૬,૧) नान्योऽतोऽस्ति द्रष्टा (બૃ૦ ૩,૭,૨૩) मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति (બૃ૦ ૪,૪ ૧૯) तत्त्वमसि, (છાં૦ ૬,૮,૭) अहं ब्रह्मास्मि (બૃ૦ ૧,૪,૧૦) પરમાત્માએ જગતને ઉત્પન્ન કરી તેને વિષે પોતે વ્યાપીને ર

*પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ પ્રાણ, મન તથા બુદ્ધિ.

શિષ્યઃ–ભેદ તથા અભેદની પ્રાપ્તિને લઇ જીવને અંશપણું સિદ્ધ થાય છે.

ગુરૂઃ–જો ભેદ તેમજ અભેદ પ્રતિપાદન કરવા ઇષ્ટ હોય તો જ જીવને ઇશ્વરના અંશરૂપ કહી શકાય. પણ આપણે તો અભેદ ભાવ જ ઇષ્ટ છે. કારણ કે બ્રહ્માત્મભાવની પ્રાપ્તિથી મોક્ષની સિદ્ધિ થાય છે. આ જે ભેદ કહેલો છે, તે સ્વાભાવિક રીતે નથી. વળી બ્રહ્મ નિરવયવ છે. તેમાથી મુખ્ય અંશરૂપ જીવનો સંભવ હોઇ શકે નહિ. માટે એક પરમાત્મા જ સર્વ પ્રાણીમાત્રના અંતરાત્મારૂપે જીવ ભાવે કરી રહેલ છે. આ જીવભાવથી જ વિધિ તથા નિષેધનું નિરૂપણ કરેલ છે. (૪૭)

શિષ્યઃ–આ વિધિ તથા નિષેધ કેવી રીતના છે, તે આપ મને સમજાવશો.

ગુરૂ–આ વિધિ તથા નિષેધ દેહના સંબંધને લીધે છે તથા તે જ્યોતિઆદિના સરખા છે. આથી ૪૮મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૭ મું–સૂત્ર ૪૮ મું.

### અનુજ્ઞા તથા પરિહાર.

अनुज्ञापरिहारौ देहसंबंधाज्ज्योतिरादिवत् ॥४८॥

સૂત્રાર્થઃ–જ્યોતિઆદિની માફક આ વિધિ તથા નિષેધ દેહના સંબંધને લીધે છે. (૪૮)

ટીકાઃ-ગુરૂ-"ऋतौ भार्यामुपेयात् અર્થઃ ઋતુ સમયે સ્ત્રીની પાસે જવું જોઇએ" આ વિધિ છે. તેમજ 'गुर्वङ्गना नोपगच्छेत् અર્થ'–ગુરુની પત્ની સમીપ જવું જોઇએ નહિં'. આ નિષેધ છે. તેમજ "अग्नीषोमीयं पशुं संज्ञपयेत् અર્થ–અગ્નિ તથા સોમને અર્પણ કરેલા પશુનો વધ કરવો જોઇએ" આ વિધિ છે તેમ જ 'न हिंस्यात् सर्वाभूतानि અર્થ –સર્વ પ્રાણી માત્રની હિંસા કરવી જોઇએ નહિં'. આ રીતે લોકમાં પણ મિત્રની સેવા બજાવવી જોઇએ એ વિધિ કહેવાય તથા શત્રુનો નાશ કરવો જોઇએ, એ નિષેધ કહેવાય છે. આ રીતના વિધિ તથા નિષેધ, આત્મા જો કે એક છે, છતા દેહના સંબંધને લીધે થાય છે. અહીં દેહની સાથે જે સંબંધ, તે દેહસંબંધ કહેવાય.

શિષ્ય–દેહનો સંબધ કેવા પ્રકારનો છે?

ગુરૂઃ–આ સંઘાત દેહાદિરૂપે, હું છું એ રીતે આત્મા વિષે વિપરીત પ્રતીતિ થવાથી થાય છે. આ પ્રતીતિ સર્વ પ્રાણીઓને વિષે જોવામાં આવે છે. જેમકે હું જાડો છું, હું આવું છું, હું આંધળો છું, હું આંધળો નથી, હું મૂઢ છું, હું મૂઢ નથી. આ પ્રતીતિનું નિવારણ વિવેકરૂપી જ્ઞાન થવાથી થાય છે. પણ વિવેકરૂપી જ્ઞાનની પૂર્વે સર્વ પ્રાણી માત્રમાં આ ભ્રાન્તિ રહેલી હોય છે. આ પ્રમાણે અવિદ્યાવડે દેહાદિરૂપી ઉપાધિના સંબધને લીધે, જોકે આત્માની એકતા છે, છતાં વિધિ નિષેધની કલ્પના જોવામાં આવે છે.

શિષ્યઃ–ત્યારે તો વિવેકીને આ વિધિનિષેધ અનર્થરૂપે હોવા જોઇએ

ગુરુઃ–ના, વિવેકીએ અર્થ સિદ્ધ કરેલો હોવાથી શાસ્ત્રમાં જે યોજના કરેલી હોય છે, તેની પ્રાપ્તિ તેને હોતી નથી. કારણ કે આ ત્યાગ કરવા યોગ્ય છે તથા આ ગ્રહણ કરવા યોગ્ય છે, આ રીતનો શાસ્ત્રનો વિનિયોગ જેને પાળવા યોગ્ય હોય, તેને જ હોય છે. આત્માથી ભિન્ન ત્યાજ્ય અથવા તો ગ્રહણ કરવા યોગ્ય વસ્તુને નહિ જોનાર આત્માને વિયોગનો સંબંધ કેવી રીતે હોય? આત્માનો આત્માને વિષે વિનિયોગ હોઇ શકે નહિ.

શિષ્યઃ–આત્મા શરીરથી ભિન્ન છે, એમ જે જુએ છે, તેને જ વિનિયોગ હોય છે, એમ મારૂં માનવું છે.

ગુરૂ–તે માનવું ખોટું છે. કારણ કે આત્મા દેહાદિ સંઘાતના અભિમાનવાળો છે. જોકે દેહને આત્માથી ભિન્ન જોનારાનેજ શાસ્ત્રનું નિયોગપણું હોય છે એ વાત ખરી, છતાં આકાશાદિની માફક દેહાદિ આત્માથી ભિન્ન છે, એવું જેને જ્ઞાન નથી, તેનેજ શાસ્ત્રના નિયોગનું અભિમાન હોય છે. દેહાદિથી ભિન્નરૂપે જે આત્માને જુએ છે તેવા કોઇને પણ શાસ્ત્રનો નિયોગ જોવામાં આવતો નથી. તો પછી જીવાત્મા તથા પરમાત્મા એક જ છે, એવું જેને જ્ઞાન હોય, તેને તો શાસ્ત્રનો નિયોગ ક્યાંથી સંભવે?

શિષ્યઃ–વિવેકીને નિયોગનો અભાવ હોવાથી તેને યથેષ્ટ ચેષ્ટા કરવાનો પ્રસંગ આવી પડે, તેનું કેમ?

ગુરૂ–ના, તેમ નથી. સંસારમાં સર્વ સ્થળે અભિમાનની પ્રવૃત્તિ હોય છે અને વિવેકીને તો અભિમાનનો અભાવ હોય છે. માટે દેહના સંબંધને લઇ વિધિ તથા નિષેધ છે. જેમકે જ્યોતિ આદિ છે. જેવી રીતે અગ્નિ પ્રકાશરૂપે એક હોવા છતાં સ્મશાનના અગ્નિનો ત્યાગ કરવામાં આવે છે, પણ બીજા અગ્નિનો નહિ. તે જ પ્રમાણે સૂર્યનો પ્રકાશ સર્વ સ્થળે એક સરખો છે, છતાં અપવિત્ર પ્રદેશમાં આવેલા પ્રકાશનો ત્યાગ કરવામાં આવે છે, પણ પવિત્ર સ્થળ વિષે રહેલા પ્રકાશનો ત્યાગ કરવામાં આવતો નથી. તે જ પ્રમાણે વજ્ર (મણિ) વૈડૂર્યઆદિ ભૂમિવાળા સ્થળોનું ગ્રહણ કરવામાં આવે છે, પણ મનુષ્યનાં ધડઆદિ પ્રદેશવાળા સ્થળોનો ત્યાગ કરવામાં આવે છે. તેજ પ્રમાણે ગાયનાં મૂત્ર તથા છાણ પવિત્ર હોવાને લીધે તે ગ્રહણ કરવામાં આવે છે, પણ ગાયથી ભિન્ન અન્ય પ્રાણીના છાણ મૂત્રાદિનો ત્યાગ કરવામાં આવે છે. તે જ પ્રમાણે અહીં પણ જાણી લેવું. (૪૮).

શિષ્યઃ–આપ એમ કહો છો કે, આત્મા તથા જીવ એક છે, તો પછી કર્મ તથા ફળના સંબંધમાં મિશ્રિતપણું થાય, તેનું કેમ?

ગુરૂઃ–કર્તા ભોક્તારૂપ આત્માનો સઘળા શરીર સાથે સંબંધ નિત્ય નથી તથા તેમ હોવાથી કર્મ તથા ફળનું મિશ્રણ થતું નથી. આ જ હેતુને લઇ ૪૯મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૭ મું-સૂત્ર ૪૯ મું.

### જીવની દેહ સાથે અનિત્યતા

असंततेश्चाव्यतिकरः ॥ ४९ ॥

સૂત્રાર્થઃ-જીવનો દેહની સાથેનો સંબંધ અનિત્ય હોવાથી કર્મ તથા ફળનું મિશ્રણ થતું નથી. (૪૯)

ટીકાઃ-ગુરૂ-આત્મા જો કે એક છે, છતાં દેહના યોગને લીધે વિધિ તથા નિષેધ થવાં જ જોઈએ.

શિષ્યઃ-પણ કર્મ તથા ફળનો જે સંબંધ છે, તે આત્મા એકરૂપે માનવાથી એકત્ર થઈ જાય. કારણ કે સ્વામી એક છે, માટે આ સંબંધી આપ શું ખુલાસો કરો છો ?

ગુરૂઃ-તું કહે છે તેમ બનતું નથી. કારણ કે જીવનો દેહ સાથે સંબંધ નિત્ય નથી અર્થાત્ કર્તા ભોક્તારૂપ આત્માનો સંબંધ સર્વ શરીર સાથે નિત્યરૂપે હોતો નથી. જ્યાં સુધી આત્મા ઉપાધિને અધીન હોય છે ત્યાં સુધી તે જીવ કહેવાય છે. પણ ઉપાધિ નીકળી જવા પછી જીવ સ્વરૂપ રહેતું નથી આમ હોવાથી કર્મનું મિશ્રણ અથવા તો ફળનું મિશ્રણ આત્માવિષે થતું નથી. (૪૯)

શિષ્યઃ-ત્યારે જીવ તથા પરમાત્મા આ બે નામો કેવી રીતનાં સમજવાં ?

ગુરૂઃ-આ જીવ છે તથા આ પરમાત્મા છે, તે કેવળ આભાસ માત્ર છે. તે જ પ્રમાણે ૫૦મા સૂત્રમાં કહ્યું છે કે,-

## અધિકરણ ૧૭ મું-સૂત્ર ૫૦ મું.

### જીવ આભાસરૂપે

आभास एव च ॥ ५० ॥

સૂત્રાર્થઃ વળી પરમાત્માનો જીવ કેવળ આભાસ છે (૫૦)

ટીકા-ગુરૂ-જેમ જળ વિશે સૂર્યઆદિનું પ્રતિબિંબ પડે છે, તે પ્રમાણે પરમાત્માના આભાસરૂપે જીવ છે. સાક્ષાત્ પરમાત્મા જ નથી. તેમ જ અન્ય વસ્તુ પણ નથી. આથી એક જળમાં પડેલ સૂર્યનું પ્રતિબિંબ કંપાયમાન થાય, તેથી કાંઇ અન્ય જળમાં પણ પડેલ સૂર્યબિંબ કંપાયમાન થતુંનથી. તે જ પ્રમાણે એક જીવને કર્મ તથા ફળનો જે સંબંધ હોય, તે સંબંધ બીજા જીવને હોતો નથી. આ રીતે કર્મ તથા ફળમાં વ્યતિકર થતો નથી. આ આભાસ અવિદ્યાને લીધે થાય છે. માટે તેને આશ્રયે રહેલ સંસાર પણ અવિદ્યાને લીધે છે. આ આભાસનો જ્યારે નાશ થાય છે ત્યારે પારમાર્થિકરૂપ બ્રહ્માત્મભાવનો ઉપદેશ પ્રાપ્ત થાય છે. જેઓના મત પ્રમાણે આત્મા અનેક છે તથા તે સર્વે આત્માઓ સર્વમાં રહેલ છે, તેઓના મત પ્રમાણે જ કર્મનું તથા ફળનું મિશ્રણ થાય છે.

શિષ્યઃ-તે કેવી રીતે બને ?

ગુરૂ-આત્માઓ બહુ, વિભુરૂપે, ચૈતન્ય માત્ર સ્વરૂપે, નિર્ગુણરૂપે, નિરતિશયરૂપે છે. આ આત્માઓને માટે પ્રધાન સામાન્યરૂપે છે. તેમ જ પ્રધાનને લીધે

આત્માને ભોગ તથા મોક્ષની સિદ્ધિ છે, એમ સાંખ્યવાદીઓ માને છે આત્માઓ અનેક તથા વ્યાપકરૂપે છે. તેઓ ઘટ તથા દિવાલના સરખા છે. દ્રવ્ય ચેતન સ્વરૂપે તથા પોતે અચેતન સ્વરૂપે છે. આ આત્માના ઉપકરણોરૂપ મનો અણુ તથા જડ છે. આત્મદ્રવ્ય તથા મનો દ્રવ્યના સંયોગને લીધે ઇચ્છા આદિ વૈશેષિક +નવ આત્મગુણોની ઉત્પત્તિ થાય છે. આ ગુણો મિશ્ર થયા વિના આત્માવિશે દરેક સાથે સમવાય સંબંધવડે રહે છે. આ જ સંસાર છે. આ નવ આત્મગુણોની અત્યંત ઉત્પત્તિ ભાવથી રહિતપણું તે મોક્ષ છે, આ રીતનું વૈશેષિક દર્શનવાળાઓનું માનવું છે. હવે સાંખ્યના મત પ્રમાણે સર્વ આત્માઓ ચૈતન્યરૂપે છે. તે સર્વ આત્માઓ સંનિધાન આદિમાં સમાન છે. આથી એકને સુખ તથા દુઃખની સાથે સંબંધ થયે સર્વનો સુખ તથા દુઃખ સાથે સંબંધ પ્રાપ્ત થવો જોઇએ.

શિષ્યઃ—પ્રધાનની પ્રવૃત્તિ પુરુષના મોક્ષ માટે છે. માટે આ વ્યવસ્થા થશે.

ગુરુઃ—જો તેમ ન હોય તો પ્રધાનની પ્રવૃત્તિ પોતાની વિભૂતિ દર્શાવવા માટે થતી હોવી જોઇએ તથા તેમ થવાથી મોક્ષનો અભાવ થશે. આ મત યોગ્ય નથી. કારણ કે ઇચ્છેલી સિદ્ધિવાળી વ્યવસ્થા જાણવી અશક્ય છે. કોઈ પણ ઉપપત્તિવડે વ્યવસ્થા કરી શકાય. ઉપપત્તિનો અભાવ થવાથી ઇચ્છિત પુરુષાર્થ કૈવલ્ય, અર્થાત્ મોક્ષ થવો અશક્ય છે. પણ અવ્યવસ્થાનો અભાવ થવાથી ભેળસેળપણું પ્રાપ્ત થાય છે. કણાદના મત પ્રમાણે પણ એક આત્મા સાથે મનનો સંયોગ થાય ત્યારે બીજા આત્માઓની સાથે પણ મનનો નિયમિત રીતે સંયોગ થવો જોઇએ. કારણ કે સંનિધાન આદિનું સર્વ આત્મામાં સરખાપણું છે. માટે હેતુ સરખો હોવાથી ફળ પણ સરખું થવું જોઇએ. આથી એક આત્માના સુખ દુઃખના યોગે સર્વ આત્માઓને સમાન રીતે સુખ તથા દુઃખ આવી પડવાનો પ્રસંગ આવશે. (૫૦)

શિષ્યઃ—અદૃષ્ટને અર્થે નિયમ થશે.

ગુરુ—ના, આ શંકા યોગ્ય નથી. કારણ કે અદૃષ્ટના નિયમનથી જ ૫૧મા સૂત્રમાં કહ્યું છે કેઃ—

## અધિકરણ ૧૭ મું—સૂત્ર ૫૧ મું.

## અદૃષ્ટની અનિયમતા.

अदृष्टानियमात् ॥ ५१ ॥

+બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ અને ભાવના.

માન્ય રીતે હોવાથી દરેક આત્મામા સુખ તથા દુઃખના ઉપભોગના નિયામકરૂપે તે થતું નથી. વૈશેષિક દર્શન પ્રમાણે સાંખ્યની માફક સામાન્ય રીતે આત્મા તથા મનના સંયોગવડે અદૃષ્ટની ઉત્પત્તિ થાય છે. આમ હોવાથી અમુક આત્માનું અમુક જ અદૃષ્ટ છે, આ રીતના હેતુનો અભાવ છે આથી સાંખ્યની માફક વૈશેષિકમા પણ દોષ આવશે. (૫૧)

શિષ્યઃ-મેં આ ફળ પ્રાપ્ત કર્યું, આનો હું ત્યાગ કરૂં, અમુક પ્રયત્નવડે હું અમુક કરું, આ રીતના વિચાર આદિ અદૃષ્ટને તેમજ આત્માઓને પોતાના સ્વામી છે, એમ જાણી નિયમમા લાવશે.

ગુરૂ-તેમ બનવું અશકય છે. કારણ કે વિચાર આદિમાં પણ આજ રીતનો દોષ રહેલો છે. આ જ હેતુથી ૫૨ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૭ મું-સૂત્ર ૫૨ મું.

### વિચાર આદિમાં દોષ.

अभिसंध्यादिष्वपि चैवम् ॥५२॥

સૂત્રાર્થ-વિચાર આદિમાં પણ આ જ દોષ રહેલ છે. (૫૨)

ટીકા.-ગુરૂઃ-વિચાર આદિનો સંયોગ સામાન્ય રીતે આત્મા તથા મનની સાથે હોય છે. આથી તે વિચારો સર્વ આત્માની સમીપમાં કરવામાં આવે છે. આ રીતનો નિયમ બની શકે એમ હોતું નથી. માટે આ સ્થળે પણ પૂર્વોક્ત દોષ લાગુ પડે છે. (૫૨)

શિષ્યઃ-પ્રદેશથી વ્યવસ્થા થશે, જેથી અદૃષ્ટનો નિયમ જળવાશે.

ગુરૂઃ-ના, તે બરાબર નથી. કારણ કે સર્વ આત્માઓનો સર્વ શરીરમાં અંતર્ભાવ હોય છે. આથી ૫૩ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૭મું-સૂત્ર ૫૩મું.

### આત્માનો અંતર્ભાવ.

प्रदेशादिति चेन्नान्तर्भावात् ॥ ५३ ॥

સૂત્રાર્થઃ-પ્રદેશને લઇ વ્યવસ્થા થશે. આમ કહેશો તો તે પણ યોગ્ય નથી. કારણ કે સર્વ આત્માઓનો સર્વ શરીરમાં અંતર્ભાવ હોય છે. ( ૫૩ )

ટીકાઃ-શિષ્ય -આપણે એમ કહીએ કે, આત્મા જો કે વિભુરૂપે છે, છતાં તેનો શરીરમાં રહેલા મનની સાથે સંયોગ થાય છે. આ સંયોગ શરીરને વિશે રહેલા આત્માના સ્થળને વિશે જ થશે. આમ થવાથી વિચારઆદિની, અદૃષ્ટની તેમજ સુખ તથા દુઃખની વ્યવસ્થા આત્માના પ્રદેશને વિષે થશે.

ગુરૂ-તેમ પણ થઇ શકશે નહિ.

શિષ્ય -આપ કેમ ના કહો છો ?

ગુરૂઃ-આત્માનો પ્રદેશ અંદર રહેલો છે. સામાન્ય રીતે સઘળા આત્માઓ વિભુસ્વરૂપે હોવાથી સર્વ શરીરમાં તેમની આંતર સ્થિતિ અંદર છે વૈશેષિક દર્શનવાળાઓ શરીરથી અવચ્છિન્ન એવી આત્માની જે કલ્પના કરે છે, તે યોગ્ય નથી. આત્મા વ્યાપકરૂપે હોવાથી પ્રદેશથી રહિત છે. માટે આત્માનો પ્રદેશ કલ્પનારૂપે છે. આ

પ્રદેશ પારમાર્થિક કાર્યને નિયમમા લાવવા શક્તિમાન્ નથી. શરીર પણ સર્વ આત્મા ઓની સમીપ જ ઉત્પન્ન થતું હોવાથી અમુક આત્માનુ અમુક શરીર છે, પણ અન્ય આત્માઓનુ નથી, આ રીતનો નિયમ થઈ શકતો નથી આત્માનો અમુક પ્રદેશ છે, એમ માનીએ તો પણ સમાન સુખ તથા દુ ખને ભોગવવાવાળા બે આત્માઓને એક જ શરીરવડે ઉપભોગની સિદ્ધિ થઇ શકે. કારણ કે બે આત્માનુ અદૃષ્ટ એક જ પ્રદેશમા થઇ શકે જેમકે જે પ્રદેશમા દેવદત્તે સુખ દુ ખનો અનુભવ કર્યો, તે પ્રદેશમાથી દેવદત્તનુ શરીર જ્યારે જતું રહે છે, ત્યારે યજ્ઞદત્તના શરીર વિષે તે પ્રદેશની પ્રાપ્તિ થાય છે. આ સમયે યજ્ઞદત્તને પણ દેવદત્તના સરખો જ સુખ દુ ખનો અનુભવ જોવામા આવે છે પણ જો દેવદત્ત તથા યજ્ઞદત્તનુ અદૃષ્ટ સમાન પ્રદેશરૂપે ન હોય તો તેમ બની શકે નહિ વળી પ્રદેશવાદીના મત પ્રમાણે સ્વર્ગાદિના ઉપભોગનો અભાવ થાય કેમકે બ્રહ્મણ આદિના શરીર પ્રદેશ વિશે અદૃષ્ટની પ્રાપ્તિ હોય છે તથા સ્વર્ગાદિનો ઉપભોગ અન્ય પ્રદેશને વિશે રહેલો હોય છે વળી આત્માઓ જો અનેક હોય તો સર્વ સ્થળે તેની વ્યાપ્તિનો અભાવ થશે કારણકે દૃષ્ટાતનો અભાવ થશે હે શિષ્ય ! તુજ મને કહે કે, એવા કયા પદાર્થો છે કે, જેઓ અનેક હોય, છતાં સમાન પ્રદેશને વિશે રહેલા હોય ?

શિષ્ય –હા, રૂપાદિ અનેક છે, છતા તે એક જ પ્રદેશને વિશે રહેલ જોવામા આવે છે

ગુરૂ –તારૂ માનવુ ખોટુ છે. આ રૂપાદિઓ ધર્મીના અંશવડે કરીને તેઓ સમાનજ હોય છે તેઓની ભિન્નતા કેવળ લક્ષણવડે કરીને છે હવે જો આત્મા અનેક માનીએ તો લક્ષણને વિશે ભેદ રહેશે નહિ

શિષ્ય –જે દ્રવ્ય નિત્યરૂપે છે, તે પોતે પોતાને આશ્રયે રહે છે પણ તેને બીજાનો આશ્રય હોતો નથી આથી આત્માનો ભેદ માનવો તે યોગ્ય છે

ગુરૂ –આ કહેવુ યોગ્ય નથી કારણકે ભેદકલ્પનામા તેમજ નિત્ય દ્રવ્ય સ્વાશ્રય-વાળુ હોય છે આ રીતની કલ્પના વિષે અન્યોન્યાશ્રય નામનો દોષ રહેલો હોય છે જેઓ બ્રહ્મજ્ઞાની છે, તેઓ તો આકા શાદિને પણ વ્યાપકરૂપે માનતા નથી કારણ કે તેઓ આકાશાદિને કાર્યરૂપે માને છે માટે આત્મા એક જ છે એમ માનવા થકી સર્વ દોષનો અભાવ સિદ્ધ થાય છે (૫૩)

इति श्री श्रीमत् शंकरभगवत्पूज्यपादकृते शारीरकमीमांसाभाष्ये चद्र शंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरगिरानुवादे द्वितीयाध्यायस्य तृतीय पाद समाप्त

# દ્વિતીયાધ્યાય—ચતુર્થપાદ.

## લિંગ શરીરના વિરોધનો પરિહાર.

## ભૂમિકા.



શિષ્ય:—આપે આકાશાદિને બ્રહ્મના કાર્યરૂપે ગણ્યું, પણ પ્રાણ બ્રહ્મના કાર્યરૂપે નથી, એમ મારું માનવું છે.

ગુરૂ:—ના, પ્રાણ પણ કાર્યરૂપે છે. આથી જ ચોથા પાદના પહેલા સૂત્રમાં કહ્યું છે કે;—

### અધિકરણ ૧ લું–સૂત્ર ૧ લું.

### પ્રાણો વિકારરૂપે.

तथा प्राणाः ॥ १ ॥

સૂત્રાર્થ:—જેવી રીતે આકાશાદિપરબ્રહ્મના કાર્યરૂપે છે, તેમ પ્રાણો પણ બ્રહ્મના કાર્યરૂપે છે. (૧)

ટીકા:—ગુરૂ:—આકાશાદિ વિષય કારણરૂપે નથી, એ રીતે શ્રુતિના પ્રમાણવડે ત્રીજા પાદમાં સિદ્ધ કરવામાં આવ્યું. હવે આ ચોથા પાદવિષે પ્રાણ સંબંધી વિવેચન કરવામાં આવ્યું છે.

શિષ્ય:—શ્રુતિમાં કહ્યું છે કે "तत् तेजो ऽसृजत (છાં० ૬, ૨, ૩), तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूत (તૈ० ૨,૧,૧) અર્થ:—તેણે તેજ ઉત્પન્ન કર્યું. પરબ્રહ્મરૂપ પરમાત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઈ છે." આ પ્રમાણે કેટલીક શ્રુતિઓમાં ઉત્પત્તિ પ્રકરણ વિષે પ્રાણની ઉત્પત્તિ કહેલી નથી. હવે કેટલીક શ્રુતિઓમાં પ્રાણની ઉત્પત્તિનો અભાવ પણ કહેલો છે. જેમકે 'असद्वा इदमग्र आसीत् (તૈ० ૨,૭) तदाहु किं तदसदासीदित्यृषयो वावतेऽग्रेऽसदासीत् । तदाहुः के ते ऋषय इति । प्राणा वाव ऋषयः અર્થ:—પ્રથમ આ સર્વ અસતરૂપે હતું. એમ કહ્યું છે કે આ અસતરૂપે શું હતું. ખરેખર પ્રથમ રૂષિઓ અસત અર્થાત્ અવ્યક્તરૂપે હતા. કહ્યું છે કે પ્રાણરૂપી રૂષિઓ હતા.' આ શ્રુતિમાં ઉત્પત્તિ પહેલાં પ્રાણો સતરૂપે હતા. એમ કહેલું છે. કેટલીક શ્રુતિમાં પ્રાણની ઉત્પત્તિ પણ કહેલી છે. જેમકે "यथाऽग्नेर्ज्वलतः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवैतस्मादात्मनः सर्वे प्राणाः' इति 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च' (મુણ્ડ० ૨। ૧। ૩) इति 'सप्तप्राणाः प्रभवन्ति तस्मात्' (મુ०૨।૧।૮) इति 'स प्राणमसृजत प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियं मनोऽन्नम्' જેમ બળતા અગ્નિમાંથી નાના નાના તણખાઓ ઉડે છે, તે પ્રમાણે આત્મામાંથી સર્વ પ્રાણોની

ઉત્પત્તિ છે. આત્મામાંથી પ્રાણ, મન તથા સર્વ ઇન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે. આત્મામાંથી સાત પ્રાણોની ઉત્પત્તિ છે; આત્માએ પ્રાણને ઉત્પન્ન કર્યો તથા પ્રાણમાંથી શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, ઇંદ્રિય, મન તથા અન્નની ઉત્પત્તિ થઇ." આ પ્રમાણે શ્રુતિઓમાં એક બીજાનો વિરોધ આવે છે, જેથી કોઇ પણ શ્રુતિના નિશ્ચયપર આવી શકાતું નથી. માટે શ્રુતિઓ અપ્રમાણ-પણાને પામે છે. જો એમ ન હોય તો એમ પણ કહી શકાય કે, ઉત્પત્તિપૂર્વે પ્રાણો સત્રૂપે છે એમ કેટલીક શ્રુતિમાં કહેલું છે, જેથી જે શ્રુતિમાં પ્રાણની ઉત્પત્તિ કહેલી છે; તે શ્રુતિ ગૌણ માનવી જોઇએ.

ગુરુઃ–આનો ઉત્તર હું કહું તે સાંભળ. વ્યાસ ભગવાને પહેલા સૂત્રમાં કહ્યું છે કે, પ્રાણો પણ વિકારરૂપે છે.

શિષ્ય–આ સ્થળે 'तथा' એવા અક્ષરોની શી જરૂર છે? કારણ કે પ્રકૃત વસ્તુ ઉપમાનથી રહીત છે. છેવટના પાછલા પાદ વિષે કેટલાક મતવાળાઓ સર્વવ્યાપક આત્મા અનેક છે, એમ જે કહે છે તેઓનું ખંડન કર્યું છે. અહીં પ્રકૃતરૂપ આત્માને ઉપમાન હોતું નથી. કારણ કે આત્મા કોઇપણ પ્રકારના સરખાપણાથી રહિત છે. જ્યાં બે વસ્તુનું સરખાપણું હોય ત્યાં ઉપમા હોઇ શકે. જેવી રીતે સિંહ છે, તેવો આ બળવાળો છે. જેમ સર્વ આત્માઓની સમીપમાં ઉત્પન્ન થનારૂં અદષ્ટ નિયમથી રહિત છે, તેમ પ્રાણો પણ સર્વ આત્માઓપ્રતિ નિયમથી રહિત છે. આ રીતે અદષ્ટની સાથે પ્રાણનું સરખાપણું પ્રતિપાદન કરવા માટે 'तथा' શબ્દ મૂકેલો છે. આ પ્રમાણે જો કહીએ તો દેહને નિયમ નહિ હોવાથી પુનરૂક્તિ નામનો દોષ પ્રાપ્ત થશે. વળી જીવને પ્રાણમાત્રની ઉપમા આપી શકાય નહિ. કારણ કે તેમ માનવાથી વેદાંતના સિદ્ધાંતને હાનિ પહોંચશે. બીજું શ્રુતિમાં કહેવામાં આવ્યું છે કે, જીવ ઉત્પત્તિ ભાવથી રહિત છે તથા પ્રાણોની ઉત્પત્તિ છે, એમ મારૂં માનવું પણ છે માટે મૂળ સૂત્રમાં तथा એ શબ્દ મૂકયે છે, તે પ્રયોજન વિનાનો છે, એમ મને લાગે છે.

ગુરૂઃ–ના, ઉદાહરણવડે ગ્રહણ કરેલ ઉપમાવડે સંબંધની પ્રાપ્તિ છે. અહીં ઉદાહરણરૂપે પ્રાણની ઉત્પત્તિના નિરૂપણ કરવાવાળાં અનેક શ્રુતિનાં વચનો છે. જેવાં કે "एतस्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युच्चरन्ति (બૃ૦ ૨, ૧, ૨૦) આત્મામાંથી સર્વ પ્રાણો, સર્વ લોકો, સર્વ દેવો, તથા સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે." જેવી રીતે લોકાદિની ઉત્પત્તિ પરબ્રહ્મમાંથી છે, તેમ પ્રાણોની પણ છે. આ રીતનો અર્થ છે. તે જ પ્રમાણે "एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी [ મુ૦ ૨, ૧, ૩ ) આ બ્રહ્મમાંથી પ્રાણની, મનની, સર્વ ઇન્દ્રિયોની, આકાશ, વાયુ, જ્યોતિ, જળ તથા સર્વના આધારરૂપ પૃથ્વીની ઉત્પત્તિ થાય છે." ઇત્યાદિ શ્રુતિઓને વિષે આકાશાદિની માફક પ્રાણની ઉત્પત્તિ કહેલી

છે. અથવા તો 'पानव्यापच्च तद्वत् (જૈ૦ અ૦ ૩. ૪, ૧૫) સોમનું પાન કરતાં જો વમન થાય, તો તેની માફક;' ઇત્યાદિ સૂત્રમાં કહેલી ઉપમા સાથે સંબંધનો આશ્રય કર્યો છે. તે જ પ્રમાણે છેલ્લા પાદમાં કહેવામાં આવ્યું છે કે, આકાશઆદિ જેમ પરબ્રહ્મના વિકારરૂપે હોય છે, તે જ પ્રમાણે પ્રાણો પણ પરબ્રહ્મના વિકારરૂપે છે. આ રીતની યોજના કરવી.

શિષ્ય -પણ પ્રાણો વિકારરૂપે છે, એના સંબંધમાં કાંઈ પ્રમાણ ?

ગુરૂઃ-શ્રુતિ એ જ પ્રમાણરૂપે છે.

શિષ્યઃ-હા, તે વાત ખરી, પણ કેટલેક સ્થળે શ્રુતિ વિષે પ્રાણની ઉત્પત્તિ કહેલી નથી, તેનું કેમ?

ગુરૂઃ-આ શંકા અયુક્ત છે. કારણ કે અન્ય ઘણે સ્થળે શ્રુતિમાં પ્રાણની ઉત્પત્તિ વિષે પ્રમાણો આપેલાં છે. એક ઠેકાણે શ્રુતિનું નિરૂપણ ન હોય, પણ બીજે સ્થળે તેનું નિરૂપણ હોય તેથી જ્યાં નિરૂપણ હોય તેને હાનિ પહોંચી શકે નહિ. માટે શ્રુતિમાં સામાન્ય રીતે જેમ આકાશની ઉત્પત્તિ છે, તે જ રીતે પ્રાણોની પણ ઉત્પત્તિ છે. એ રીતે સમ્યક્ પ્રકારે અહીં નિરૂપણ કરેલું છે. (૧)

શિષ્યઃ-પ્રાણની ઉત્પત્તિ જે શ્રુતિમાં આપેલી છે, તે શ્રુતિ ગૌણરૂપે માનવી જોઇએ.

ગુરૂઃ-ના, ઉત્પત્તિવાળી શ્રુતિ ગૌણ છે, આ રીતનો અસંભવ છે. આથી બીજા સૂત્રમાં કહ્યું છે કેઃ-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૨જું.

### ઉત્પત્તિ ગૌણરૂપે?

**गौण्यसंभवात् ॥ २ ॥**

સૂત્રાર્થઃ-પ્રાણો પરબ્રહ્મના વિકારરૂપે છે. કારણ કે પ્રાણોની ઉત્પત્તિવાળી શ્રુતિ ગૌણ હોય, એનો અસંભવ છે. (૨)

ટીકાઃ-શિષ્ય -ઉત્પત્તિ પહેલાં પ્રાણ સત્‌રૂપે છે એમ શ્રુતિમાં કહેલું હોવાથી જે શ્રુતિમાં પ્રાણની ઉત્પત્તિ કહેલી છે, તે શ્રુતિ ગૌણ માનવી જોઇએ.

ગુરૂ -ગૌણ શ્રુતિનો અસંભવ છે. ઉત્પત્તિવાળી ગૌણ શ્રુતિનો જે અસંભવ, તે ગૌણ્યસંભવ કહેવાય. ખરેખર પ્રાણોની ઉત્પત્તિવાળી શ્રુતિ ગૌણ સંભવતી નથી. કારણ કે તેમ માનશો તો પ્રતિજ્ઞાને હાનિ પહોંચશે. કહ્યું છે કે 'कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति ( મુંડ૦ ૧, ૧, ૩ ) હે ભગવન્ ! એવી તે કઇ વસ્તુ છે કે, જે વસ્તુનું જ્ઞાન થવાથી અન્ય સર્વ વસ્તુ જ્ઞાત થઇ શકે છે. એકના જ્ઞાનવડે કરીને સર્વનું જ્ઞાન થાય છે.' આ રીતની પ્રતિજ્ઞા કરી, તેના સાધન માટે નીચે પ્રમાણે કહેલું છે-"एतस्माज्जायते प्राण ( મુંડ૦ ૨, ૧, ૩ ) બ્રહ્મમાંથી પ્રાણની ઉત્પત્તિ થાય છે." જો પ્રાણાદિ સમસ્ત જગત્ બ્રહ્મના વિકાર સ્વરૂપે છે, એમ માનીએ તથા પ્રકૃતિથી ભિન્ન વિકારનો અભાવ છે, એમ માનવાથી આ પ્રતિજ્ઞા સિદ્ધ થાય છે શ્રુતિમાં જે પ્રાણની ઉત્પત્તિ કહી છે, તેને ગૌણ માનીએ તો આ પ્રતિજ્ઞાને હાનિ પહોંચશે.

વળી પ્રતિજ્ઞાના રહસ્યને નીચલી શ્રુતિથી ઉપસંહાર કરવામાં આવ્યો છે. જેમકે;–"पुरुष एवेद विश्व कर्म तपो ब्रह्म परामृतम् (મુ૦ ૨ ૧,૧૦) સર્વ વિશ્વ, *કર્મ તથા તપ પુરૂષરૂપે છે. આ રીતે પરતથા અમૃતરૂપ બ્રહ્મને જે જાણે છે,તેની અવિદ્યાનો નાશ થાય છે." વળી કહ્યું છે કે "आत्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्व विदितम् અર્થઃ- આત્માના સાક્ષાત્કારવડે, શ્રવણવડે, મનનવડે તથા નિદિધ્યાસનવડે સર્વનું જ્ઞાન થાય છે." આ રીતની શ્રુતિઓમાં જ આ પ્રતિજ્ઞાની યોજના કહેવાલાયક છે.

શિષ્યઃ–ત્યારે શ્રુતિમાં એમ કેમ કહ્યું છે કે,ઉત્પત્તિ પૂર્વે પ્રાણોનું અસ્તિત્વ હતું?

ગુરૂઃ–મૂળ પ્રકૃતિમાં આ પ્રમાણે નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः (મુ૦ ૨, ૧, ૨ ) આ અક્ષર બ્રહ્મ પ્રાણથી રહિત તથા મનથી રહિત છે. તે શુભ્ર સ્વચ્છરૂપે છે. તે મહાન્ અક્ષરથી પણ પર અર્થાત્ શ્રેષ્ઠ છે." આ પ્રમાણે મૂળ પ્રકૃતિ પ્રાણ આદિ સમસ્ત વિશેષથી રહિતરૂપે છે. વળી ઉત્પત્તિની પૂર્વે પ્રાણો સત્ રૂપે છે, આ રીતનો શ્રુતિનો જે નિશ્ચય છે, તે પરમ બ્રહ્મરૂપે નથી. પણ ગૌણ પ્રલય સમયે ગૌણ પ્રકૃતિરૂપે છે. તેમજ પ્રાણાદિ પણ બ્રહ્મના જ વિકારરૂપે છે. આ કારણને લીધે છે. કારણ કે વિકારના વિષયરૂપ જે અનેક અવસ્થાઓ છે, તેનો પ્રકૃતિભાવ તથા વિકૃતિ ભાવ, શ્રુતિ તથા સ્મૃતિ વિષે પ્રસિદ્ધ છે.

શિષ્યઃ–આગલા પ્રકરણમાં જ્યાં આકાશાદિનો વિષય છે ત્યાં गौण्यसम्भवात् આ રીતનું જે સૂત્ર છે, તે વાદીના પક્ષને સિદ્ધ કરનારૂં હોવાથી, તેનું એમ વ્યાખ્યાન કર્યું છે કે, જન્મના વિષયવાળી શ્રુતિ ગૌણ છે, કારણ કે કોઇ પણ વસ્તુની ઉત્પત્તિ હોતી નથી. વળી આ સ્થળે તે જ રીતનું સૂત્ર પ્રતિવાદીના પક્ષનું હોવાથી,તેનો અર્થ આપ એમ કરો છો કે, ઉત્પત્તિવાળી શ્રુતિ ગૌણ હોવાનો અસંભવ છે. આ રીતે ભિન્ન વ્યાખ્યા કરવાનું શું કારણ?

ગુરૂઃ–ભલે, આ સ્થળે પણ પ્રથમના સૂત્રની માફક ઉત્પત્તિના વિષયવાળી શ્રુતિ ગૌણ છે. કારણ કે ઉત્પત્તિનો અસંભવ છે, આ રીતનો અર્થ આ સ્થળે પણ લઇએ તો તેથી કોઈ પણ રીતે પ્રતિજ્ઞાને હાનિ પહોંચશે નહિ (૨)

શિષ્યઃ–આકાશ આદિની ઉત્પત્તિ કહી છે, પણ પ્રાણની ઉત્પત્તિ કેટલેક ઠેકાણે નહિ કહેવામાં આવેલ હોવાથી તે ગૌણ માનવી જોઇએ.

ગુરૂ–પ્રાણની ઉત્પત્તિ ગૌણ નથી, પણ મુખ્ય છે. કારણ કે આકાશની ઉત્પત્તિ કહેવા પહેલાં પ્રથમ પ્રાણની ઉત્પત્તિ કહેલી છે. આથી ઉક્ત સૂત્રમાં કહ્યું છે કે,–

---

*અહી કર્મવડે અગ્નિહોત્રાદિ કર્મ લેવા તથા તપવડે ઉપાસના લેવી

## અધિકરણ ૧ લું-સૂત્ર ૩ જું.

## પ્રાણની ઉત્પત્તિ પ્રથમ.

तत्प्राक्श्रुतेश्च ॥ ३ ॥

સૂત્રાર્થઃ-શ્રુતિએ ઉત્પત્તિ જ્યાં કહી છે ત્યાં આકાશની ઉત્પત્તિ કહેવા પહેલા પ્રાણની ઉત્પત્તિ કહી છે (૩)

ટીકાઃ-ગુરૂ:-જેવી રીતે આકાશ આદિની ઉત્પત્તિવાચક શ્રુતિ છે, તે જ પ્રમાણે પ્રાણોની પણ ઉત્પત્તિવાચક શ્રુતિ મુખ્ય છે. કારણ કે એક શ્રુતિમા જ્યાં ઉત્પત્તિનું નિરૂપણ કર્યુ છે ત્યા ઉત્પત્તિ-સૂચક પદ પ્રાણના સંબધમાં મુખ્ય છે. ત્યાર બાદ ઉત્તરોત્તર આકાશ આદિની ઉત્પત્તિ કહેલી છે. જેમકે કહ્યુ છે કે, 'एतस्माज्जायते प्राणः (મું૦ ૧,૨,૩) બ્રહ્મમાંથી પ્રાણની ઉત્પત્તિ થાય છે." આ સ્થળે આકાશ આદિ સર્વ વસ્તુમા પ્રાણની મુખ્ય ઉત્પત્તિ કહેલી છે. આથી સિદ્ધ થાય છે કે, પ્રાણને વિશે પણ ઉત્પત્તિભાવ મુખ્ય હોવો જોઇએ. એક પ્રકરણમાં એક વાકય-વિશે એક વાર સૂચન કરેલો શબ્દ, જે કે અનેકની સાથે સંબધ ધરાવતો હોય, તેમાં એક સ્થળે મુખ્ય હોય તથા એક સ્થળે ગૌણ હોય, આ રીતનો નિશ્ચય કરવો યોગ્ય નથી.

શિષ્ય-તેમ માનવામાં હાનિ શી પહોચવાની છે?

ગુરૂ:-તેમ માનશું તો શ્રુતિના પ્રમાણમાં વિષમતનો દોષ આવશે. તે જ પ્રમાણે "स प्राणमसृजत प्राणाच्छ्रद्धाम् (પ્ર૦ ૬,૪) તેણે પ્રથમ પ્રાણને ઉત્પન્ન કર્યો. પ્રાણમાંથી શ્રદ્ધા ઉત્પન્ન થઇ." આ શ્રુતિમાં પ્રાણના સંબધમાં જે ઉત્પત્તિવાચક શબ્દ છે, તે શબ્દનો સંબંધ ત્યાર પછી ઉત્પન્ન થનારા શ્રદ્ધા આદિમાં પણ યોજવામાં આવે છે. જ્યા ઉત્પત્તિસૂચક શબ્દ પાછળથી દર્શાવવામાં આવ્યો હોય, ત્યાં તે શબ્દ પૂર્વની વસ્તુઓની સાથે પણ જાણી લેવો, આ રીતનો ન્યાય છે. જેમકે "सर्वाणि भूतानी व्युच्चरन्ति સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે." આ સ્થળે ઉત્પત્તિવાળો શબ્દ જો કે છેવટે કહેલો છે, છતાં પૂર્વે પ્રાણ આદિનું જે સૂચન કરવામાં આવ્યું છે, ત્યાં પણ તે જાણી લેવો. (૩)

શિષ્ય-છાંદોગ્યમાં જ્યાં ઉત્પત્તિ દર્શાવી છે, ત્યાં પ્રથમ જ તેજની ઉત્પત્તિ કહી છે, પણ પ્રાણોની ઉત્પત્તિ કહી નથી. માટે તેની ઉત્પત્તિ છે, એમ કેવી રીતે કહી શકાય?

ગુરૂ:-પ્રથમ તેજ, જળ તથા અન્નની ઉત્પત્તિ કહી છે. પણ તેથી એમ સિદ્ધ નથી થતું કે, પ્રાણની ઉત્પત્તિ શ્રુતિમાં નથી કહી. આ જ હેતુથી ૪થા સૂત્રમાં કહ્યું છે,-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૪ થું.

## તેજાદિની ઉત્પત્તિ પ્રથમ.

तत्पूर्वकत्वाद्वाचः ॥ ४ ॥

સૂત્રાર્થઃ-વાણીની અર્થાત્ પ્રાણ અને મનની ઉત્પત્તિ પૂર્વે તેજ, જળ તથા અન્નની ઉત્પત્તિ કહી છે. આથી

એમ જાણવું કે, પ્રાણની ઉત્પત્તિ શ્રુતિ સિદ્ધ છે. (૪)

ટીકાઃ-ગુરૂઃ-જો કે "तत्तेजोऽसृजत (છાં૦ ૬, ૨, ૩,) તેણે તેજની ઉત્પત્તિ કરી" આ રીતે ઉત્પત્તિપ્રકરણમાં પ્રાણની ઉત્પત્તિનું નિરૂપણ નથી, પણ તેજ, જળ તથા અન્ન, આ ત્રણ ભૂતોની ઉત્પત્તિનું જ સૂચન છે, છતાં પ્રકૃતિરૂપ બ્રહ્મમાંથી તેજ, જળ તથા અન્નની ઉત્પત્તિ પ્રથમ નિરૂપણ કરેલ છે તથા વાણી, પ્રાણ તથા મન તેનાં સરખાં હોવાથી. અર્થાત્ પૂર્વનાં ત્રણ ભૂતોનાં બનેલાં હોવાથી, પ્રાણની ઉત્પત્તિ પણ બ્રહ્મમાંથી સિદ્ધ થાય છે. તે જ પ્રમાણે આજ પ્રકરણ માં તેજ, જળ તથા પૃથ્વીની ઉત્પત્તિ પ્રથમ કહ્યા પછી, વાણી, પ્રાણ તથા મનની ઉત્પત્તિ કહી છે. જેમકે "अन्नमय हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वाक् (છાં૦ ૬, ૫, ૪) હે પુત્ર! મન અન્નમય અર્થાત્ અન્નથી બનેલું છે, પ્રાણ જળમય અર્થાત્ જળથી થયેલ છે તથા વાણી તેજોમય અર્થાત્ તેજથી થયેલ છે" જો આ રીતે મન આદિમાં અન્નમયાદિપણું કહેલ છે, તો પછી તેઓની બ્રહ્મમાંથી જ ઉત્પત્તિ જાણી લેવી. જો કે ઉત્પત્તિ ગૌણ હોય, છતાં શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મ સર્વ વસ્તુના કર્તારૂપ છે તથા તે સર્વ વસ્તુ નામ તથા રૂપવડે વિકારને પામે છે. આથી શ્રુતિમાં કહ્યુ છે કે, "येनाश्रुतं श्रुतं भवति (છાં૦ ૬,૧,૩) જેના જ્ઞાનથી નહિ શ્રવણ કરેલી વસ્તુ શ્રવણ કરવામાં આવે છે." આ રીતની શરૂઆત કરી, તે જ શ્રુતિના છેવટના ભાગમાં કહ્યું છે કે, 'ऐतदात्म्यमिद सर्वम् (છાં૦ ૬,૯,૭) આ સર્વ દૃશ્ય આત્મારૂપે છે.' આથી સિદ્ધ થાય છે કે, આ દૃશ્ય બ્રહ્મના કાર્યનો વિસ્તાર છે. આથી મન આદિનું અન્નમય આદિરૂપે નિરૂપણ કરેલ છે આમ હોવાથી પ્રાણો બ્રહ્મના વિકારરૂપે છે, એમ સિદ્ધ થાય છે. (૪)

શિષ્ય-પ્રાણ કેટલા છે? કેટલીકમાં સાત, કેટલીકમાં આઠ તથા તે પ્રમાણે કેટલીક શ્રુતિમાં પ્રાણની ગણત્રી તેર સૂધી આપી છે. માટે ખરું શું જાણવું?

ગુરૂઃ-ખરું જોતાં પ્રાણ સાત છે. શ્રુતિવડે એમ સિદ્ધ થાય છે, તેમ જ વિશેષણપણાથી પણ એમ જ જણાય છે કે, પ્રાણ સાત છે. જેમકે;-

## અધિકરણ ૨ જું-સૂત્ર ૫ મું.

## સાત પ્રાણનું નિરૂપણ.

सप्तगतेर्विशेषितत्वाच्च ॥ ५ ॥

સૂત્રાર્થઃ-પ્રાણ સાત છે. કારણ કે તે આ રીતે કહેવામાં આવ્યું છે. તેમજ તેવું વિશેષણ પણ દર્શાવ્યું છે. (૫)

ટીકાઃ-ગુરૂ-પ્રાણોની ઉત્પત્તિના સબંધમાં જે શ્રુતિનો વિરોધ છે, તેનું નિરાકરણ આ પ્રમાણે, હે શિષ્ય! મેં તારી આગળ કર્યું. હવે પ્રાણોની સંખ્યા કેટલી છે, તે સંબધનું નિરાકરણ હું તારી આગળ કરૂં છું. આમાં પણ મૂખ્ય પ્રાણવિષે તો આગળ ઉપર હું વિવેચન કરીશ હાલમાં તો ગૌણ પ્રાણો કેટલા છે, તેનો નિશ્ચય હું તને કરાવું છું.

શિષ્ય:–પ્રાણની સંખ્યાના સંબંધમાં શ્રુતિવિષે સમાનપણુ નથી. કેટલીક શ્રુતિમાં સાત પ્રાણ કહ્યા છે. જેમકે, सप्त प्राणाः प्रभवन्ति तस्मात् ( મું૦ ૨,૧,૨ ) આ બ્રહ્મમાંથી ×સાત પ્રાણોની ઉત્પત્તિ છે." કેટલીક શ્રુતિમાં બંધનરૂપી ગુણને લઇ આઠ પ્રાણો કહેલા છે. જેમકે, "अष्टौ ग्रहा अष्टावतिग्रहाः (બૃ૦ ૩,૨,૧) +ગ્રહો આઠ છે તથા આઠ અતિગ્રહો છે." કેટલીક શ્રુતિમાં નવ પ્રાણ કહ્યાં છે. 'सप्त वै शीर्षण्याः प्राणाद्वाव वाञ्चौ (તૈ૦સં૦ ૫,૧,૭,૧) ખરેખર સાત મસ્તકમાં રહેલા પ્રાણ છે તથા બે નીચેના છે.' કેટલીક શ્રુતિમાં દશ પ્રાણ છે. જેમકે 'नव वै पुरुषे प्राणा नाभिर्दशमी અર્થ:–પુરૂષમાં નવ પ્રાણ છે તથા દશમી નાભિ છે.' કેટલીક શ્રુતિમાં અગિયાર કહેલા છે. જેમકે 'दशमे पुरुषे प्राणा आत्मैकादशः (બૃ૦ ૬; ૯, ૮) પુરૂષમાં દશ પ્રાણ તથા આત્મા અગિયારમો છે.' કેટલીકમાં બાર કહેલા છે. જેમકે;– 'सर्वेषा स्पर्शाना त्वगेकायनम्' (બૃ૦ ૨,૪,૧૧) સઘળા સ્પર્શોનું ત્વચા એક સ્થાન છે.' કેટલેક સ્થળે તેર કહેલા છે. જેમકે 'चक्षुश्च द्रष्टव्य च (બૃ૦ ૪,૮) નેત્ર તથા દ્રષ્ટવ્ય આ બે મળી અહંકાર થાય છે.' આ રીતે પ્રાણના પરિમાણ સંબંધી વિરોધ આવે છે. ત્યારે પ્રાણ કેટલા લેવા?

---

×નેત્ર, ઘ્રાણ, જીભ, શ્રોત્ર, ત્વક્, વાણી તથા મન

+ઉપરના સાત તથા હાથ મળી આઠ ગ્રહ છે, તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, હાથનો વિષય મનનો વિષય, તથા વાણીનો વિષય, આ આઠ અતિગ્રહો છે.

ગુરૂ:– પ્રાણ સાત લેવા.

શિષ્ય–તેમ કેવી રીતે બને?

ગુરૂ:–સાતનું શ્રુતિમાં સૂચન કરેલું છે. જેમકે શ્રુતિમા કહેવામાં આવ્યું છે કે " सप्तप्राणा प्रभवन्ति तस्मात् (મું૦ ૨, ૧,૮) આત્મામાથી સાત પ્રાણની ઉત્પત્તિ થાય છે'. વળી શ્રુતિમાં વિશેષ આ પ્રમાણે કહ્યું છે કે, 'सप्त वै शीर्षण्या. प्राणाः ખરેખર સાત શીર્ષમાં રહેલા પ્રાણ છે.'

શિષ્ય:–પણ શ્રુતિમાં એક સ્થળે બે વાર કહેવામાં આવ્યું છે. જેમકે "प्राणा गुहाशया निहिताः सप्त सप्त ( મું૦ ૨,૧,૮) ગુહામાં વિધાતાએ મૂકેલા સાત સાત પ્રાણો સ્વપ્નસમયે સૂએ છે." આ શ્રુતિ એમ દર્શાવે છે કે, પ્રાણોની સંખ્યા સાતથી અધિક છે.

ગુરૂ:–આ દોષ નથી. આ સાત સાત એમ બેવડવાનું કારણ એમ છે કે, દરેક પુરૂષમાં સાત સાત પ્રાણ છે, પણ તત્વભેદના દર્શાવવાળા એક સાત તથા બીજા સાત પ્રાણો દર્શાવવા માટે નથી.

શિષ્ય–આઠ આદિની સંખ્યા પણ પ્રાણના સંબંધમાં કહી છે, તો પછી સાત જ પ્રાણ કેમ કહી શકાય?

ગુરૂ:–ખરૂં છે. પ્રાણની સંખ્યા વધારે કહેલી છે. પણ વિરોધ હોવાથી બધામાંથી અમુક સંખ્યાનું નિશ્ચય કરવું જોઇએ તથા થોડી કલ્પનાને અનુસારે સાત સંખ્યાનો નિશ્ચય થાય છે તથા ભિન્ન વૃત્તિને લઇને શ્રુતિમાં બીજી સંખ્યાઓ કહેલી છે. આ રીતનો નિશ્ચય થાય છે. (૫)

ગુરૂઃ–પૂર્વ પક્ષમાં સાત પ્રાણ કહ્યા, પણ પ્રાણની સંખ્યા વધારે છે, તેથી આ છઠ્ઠા સૂત્રમાં વ્યાસ ભગવાન્ સિદ્ધ કરે છે કે, સાતની સંખ્યા ન લેવી, પણ વધારે ગણવી. જેમકે;–

## અધિકરણ ૨જું–સૂત્ર ૬ ઠ્ઠું.

## હસ્તાદિ પ્રાણરૂપે.

हस्तादयस्तु स्थितेऽतो नैवम् ॥ ६ ॥

સૂત્રાર્થઃ–હસ્ત આદિ પ્રાણરૂપે છે, માટે સાતથી વધારે પ્રાણ છે. આ રીતે પ્રાણની સંખ્યા વધારે હોવાથી સાત જ પ્રાણ છે, એમ નથી. ( ૬ )

ટીકાઃ–ગુરૂઃ–સાતથી ભિન્ન બીજા હસ્ત-આદિને શ્રુતિમાં પ્રાણરૂપે કહ્યા છે. જેમકે, "हस्तौ वै ग्रहः स कर्मणाऽतिग्रहेण गृहीतो हस्ताभ्यां हि कर्म करोति ( બૃ૦૩,૨,૮ ) હાથો ગ્રહરૂપે છે તથા કર્મ જે તેના અતિગ્રહરૂપ છે, તેનાવડે તે વૃદ્ધિને પામે છે. કારણ કે હાથથી કર્મો કરવામાં આવે છે." જ્યારે પ્રાણની સંખ્યા સાતથી વધારે છે ત્યારે સાતનો અંતર્ભાવ વધારેને વિષે થવો શકય છે. જ્યાં આગળ ઓછી તથા વધારે સંખ્યા સંબંધી ભિન્નતા આવતી હોય ત્યાં અધિક સંખ્યાનું ગ્રહણ કરવું, તે વધારે યોગ્ય છે. કારણ કે ઓછી સંખ્યાનો વધારેને વિષે અંતર્ભાવ થાય છે. પણ ઓછી સંખ્યામાં વધારેનો અંતર્ભાવ થવો શક્ય નથી. માટે કાંઇ એક કલ્પનાને અનુસરી પ્રાણની સંખ્યા સાત માનવી, એ યોગ્ય નથી. વળી પાછળ ગણાવેલી પ્રાણની સંખ્યાને અનુસરી પ્રાણ અગિયાર છે, એમ ગણી શકે છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'दशमे पुरुषे प्राणा आत्मैकादशः' (બૃ૦ ૩,૯,૪) અર્થઃ–પુરૂષમાં દશ પ્રાણ છે તથા આત્મા અગિયારમો છે.' અહીં આત્મા શબ્દવડે કરીને અંતઃકરણને લેવુ કારણ કે અંતઃકરણ-વિષે સર્વ ઇદ્રિયોનો અધિકાર રહેલો છે.

શિષ્યઃ–બારૂ,પ્રાણની સંખ્યા અગિયાર કહી તે તો ઠીક, પણ તેથી અધિક બાર તથા તેરની સંખ્યા પણ આપેલી છે, તેનું કેમ?

ગુરૂઃ–તારૂં આ કહેવું ખરૂં છે. પણ કાર્યસમૂહોની સંખ્યા અગિયાર છે. તેથી અધિક કાર્યોનો સમૂહ નથી, કે જેથી કરી વધારે કારણની કલ્પના માનવી પડે.જેમકે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધના વિષય-વાળા પાંચ બુદ્ધિના ભેદો છે તથા તેને માટે પાંચ બુદ્ધિની ઇન્દ્રિયો છે.તે જ પ્રમાણે બોલવું, ગ્રહણ કરવું, વિહાર કરવો, ત્યાગ કરવો તથા આનંદ પ્રાપ્ત કરવો, આ રીતના પાંચ કર્મના ભેદો છે તથા આ કર્મભેદને માટે પાંચ કર્મેન્દ્રિયો છે. વળી સઘળા અર્થના વિષયવાળું તથા ત્રણ કાળની વૃત્તિવાળું મન એક છે, છતાં તે અનેક વૃત્તિવાળુ છે. આ રીતે મનની વૃત્તિના ભેદને લીધે શ્રુતિમાં ભિન્ન ભિન્ન પ્રકારે વર્ણન કરેલું છે. જેમકે "मनोबुद्धिरहंकारश्चित्तं च અર્થ.–મન, બુદ્ધિ, અહંકાર, તથા ચિત્ત આ સર્વ વૃત્તિના ભેદ છે. વળી શ્રુતિ, કામાદિ અનેક પ્રકારની વૃત્તિઓનું નિરૂપણ કરી છેવટમાં કહે છે કે, "एतत्सर्वं मन एव(બૃ૦ ૧ ૫,૩,) આ સઘળું મન રૂપે છે.'

શિષ્યઃ-મસ્તકને વિષે રહેલા પ્રાણોની સંખ્યા જે કોઇ સાતની માને છે, તેમના મત પ્રમાણે પ્રાણો ચાર જ ગણી શકાય એમ છે. કારણકે સ્થાનના ભેદને લીધે જો કે ચારની સંખ્યા છે, છતાં સાતની સંખ્યા ગણવામાં આવી છે. જેમકે બે કાન મળી એક, બે આંખ મળી એક, બે નાસિકા મળી એક તથા એક વાણી વળી બીજા પ્રાણોઆના વૃત્તિભેદરૂપે છે, એમ માનવું યોગ્ય નથી. કારણકે હસ્તાદિ વૃત્તિઓ આથી તદન ભિન્ન છે. વળી "नव वै पुरुषे प्राणा नाभि र्दशमी ખરેખર પુરૂષ વિષે નવ પ્રાણ છે તથા દશમી નાભિ છે.' આ સ્થળે પણ દેહના ્દ્રિયના ભેદને ગણીને પ્રાણની સંખ્યા દશ કહેવામાં આવી છે. પણ પ્રાણ તત્વના ભેદને ગણી આ સંખ્યા કહેવામાં આવી નથી કારણ કે તેમાં દશમી નાભિને પણ પ્રાણરૂપે ગણી છે. વળી નાભિ કદાપિ પ્રાણરૂપે પ્રસિદ્ધ નથી. પણ મુખ્ય પ્રાણનું સ્થાન એક નાભિ છે, માટે નાભિને દશમા પ્રાણરૂપે ગણી છે. કેટલેક સ્થળે ઉપસનાને લઇ કેટલાએક પ્રાણોની સંખ્યા ગણાવેલી છે, તથા કેટલએક પ્રાણોની સંખ્યા ઉપલક્ષણને માટે દર્શાવી છે. આ રીતે પ્રાણોની સખ્યા શ્રુતિ વિષે વિચિત્ર હોવાથી કઇ શ્રુતિને પ્રમાણરૂપે ગણવી, આ સંબંધી, આપે વિવેચન કરવું જોઇએ.

ગુરૂઃ-કાર્યસમૂહને લઇ અગિયાર પ્રાણો શ્રુતિ વિષે પ્રમાણરૂપે છે. આ પ્રમાણોની સ્થિતિ છે. .

શિષ્યઃ-નીચલા બે સૂત્રોમાં આથી ભિન્ન યોજના છે. શ્રુતિમાં સાત પ્રકારના પ્રાણની ગતિ કહેલી છે, તેથી પ્રાણ સાત હોવા જોઇએ. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે "तमुत्क्रामन्त प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्त सर्वे प्राणा अनूत्क्रामन्ति' ( બૃ૦ ૪,૪,૨ ) અર્થઃ-જ્યારે આ વિજ્ઞાનમય આત્મા જતો રહે છે, ત્યારે મુખ્ય પ્રાણ પણ તેની સાથે બહાર નીકળી જાય છે તથા મુખ્ય પ્રાણ જેવો બહાર નીકળે છે કે તેની સાથે સર્વે પ્રાણો પણ બહાર નીકળી જાય છે."

ગુરૂઃ-અહીપ્રાણને માટે સર્વ શબ્દ આપેલો છે તો પછી સાતજ પ્રાણની ગતિ છે, એમ પ્રતિજ્ઞા કેવી રીતે થઈ શકે?

શિષ્યઃ-મુખ્યત્વે કરીને સાતજ છે જેમકે નેત્રઆદિથી લઇ ચક્ષુ પર્યંતના મૂખ્યત્વે કરીને સાતજ પ્રાણો શ્રુતિ વિષે કહેલ છે. જેવી રીતે" सयत्रैष चाक्षुषः पुरुषः पराङ् पर्यावर्ततेऽथारूपज्ञोभवति ( બૃ૦ ૪, ૪, ૧ ) અર્થઃ-ચક્ષુમાં રહેતો પુરૂષ જ્યારે તદન તેમાંથી જતો રહે છે ત્યારે તે આત્મારૂપને જાણી શકતો નથી ' તેમજ કહ્યું છે કે 'एकी भवति न पश्यतीत्याहुः (બૃ૦ ૪, ૪,૨) અર્થઃ-તે એક રૂપે છે અર્થાત્ સૂક્ષ્મ આત્માની સાથે સર્વ ઇન્દ્રિયો એકરૂપ થાય છે. ત્યારે સમીપ રહેનારા કહે છે કે તે જોતો નથી.' અહીં સર્વ શબ્દ પ્રકૃત વસ્તુને નિરૂપણ કરનારો છે. જેમકે દૃષ્ટાંત તરીકે સઘળા બ્રાહ્મણોને ભોજન કરાવવું જોઇએ. આ સ્થળે નિમંત્રણ કરેલા જે પ્રકૃત બ્રાહ્મણો છે તેઓનું જ સર્વ શબ્દ વડે ગ્રહણ થાય છે. પણ બીજા ગમે તે બ્રાહ્મણોનું નહિ. તે જ પ્રમાણે આ સ્થળે પણ જે મુખ્ય સાત પ્રાણો કહ્યા છે, તે સર્વ શબ્દ વડે લેવા, પણ બીજા નહિ.

ગુરૂ:—એ તો ઠીક, પણ આ જ સ્થળે આઠમા વિજ્ઞાનને ગણાવ્યું છે તો પછી સાત જ લેવા, એમ તું કેમ કહે છે?

શિષ્ય:—એ કાંઇ દોષ નથી. કારણ કે મન તથા વિજ્ઞાન એ બેઉ તત્વ સમાનરૂપે છે. તે કેવળ ભિન્ન વૃત્તિના ભેદરૂપે છે. માટે સાત જ પ્રાણ લેવા યોગ્ય છે. તેથી સાત જ પ્રાણ છે.

ગુરૂ.—આ સંબંધી અમે જે નિરાકરણ કરીએ, તે તું સાંભળ સાતથી વધારે બીજા હસ્તાદિ પ્રાણોની પ્રતીતિ શ્રુતિવિષે કહેલી છે. જેમકે "हस्तौ वै ग्रह" (બૃ૦ ૩,૨,૮) અર્થ:—બે હાથ ગ્રહરૂપે છે." આ સ્થળે ગ્રહનો અર્થ બંધન થાય છે क्षेत्रज्ञ અથોત્ જીવ આ ગ્રહરૂપી બંધનવડે કરીને બંધનને પામે છે. વળી તે જીવ એક જ શરીરમાં બંધાતો નથી, પણ અન્ય શરીરવિષે બંધન એક સરખું છે. માટે આ ગ્રહ નામનું બંધન ભિન્ન ભિન્ન શરીરોને વિષે રહેલું છે. આ શ્રુતિ તથા સ્મૃતિ વિષે કહેલું છે. જેમકે;—સ્મૃતિમાં કહ્યું છે કે,"पुर्यष्टकेन लिङ्गेनप्राणाद्येन स युज्यते । तेन बद्धस्य वै बन्धो माक्षो मुक्तस्य तेन च"અર્થ:—આ જીવાત્મા પુર્યષ્ટકરૂપી પ્રાણાદિવડે જોડાયલો હોય છે. જ્યારે આ પ્રાણાદિથી બંધાયલો હોય છે ત્યારે તે બંધનને પામેલો કહેવાય છે તથા જ્યારે તે પ્રાણાદિથી જૂદો પડેલો હોય છે ત્યારે તેને મોક્ષની પ્રાપ્તિ થયેલી કહેવાય છે." આ પ્રમાણે એમ કહેલું છે કે, મોક્ષની પ્રાપ્તિ થવા પહેલાં ગ્રહ નામના બંધનવડે કરીને જીવાત્મા જોડાયલો હોય છે. વળી વિષય તથા ઇન્દ્રિયના ક્રમ સંબંધી અથર્વ વેદમાં કહેલું છે કે, "चक્ષુશ્ચ　　અર્થ.—ચક્ષુ ઈન્દ્રિય તથા તેને દર્શન કરવા યોગ્ય વિષય."આજ સ્થળે તેજ પ્રમાણે હસ્તાદિ ઈન્દ્રિયો પણ વિષયયુક્ત છે, એમ નિરૂપણ કર્યું છે. જેમકે "हस्तौ चादातव्य चोपस्थश्चानन्दयितव्य च पायुश्च विसर्जयितव्य च पादौ च गतव्य च ( પ્ર૦ ૪, ૮) અર્થ—હાથ તથા તેના આપવાના વિષયો, ઉપસ્થ તથા તેને આનંદ આપનાર વિષયો, વાયુ તથા તેના ત્યાગ કરવા યોગ્ય વિષયો, પાદ તથા તેના ગમન કરવા યોગ્ય વિષયો " "दशेमे पुरुषे प्राणा आत्मैकादशस्ते यदास्माच्छरीरान्मर्त्यादुत्क्रामन्त्यथ रोदयन्ति (બૃ૦૩, ૯, ૪) પુરૂષને વિષે દશ પ્રાણો તથા અગિયારમા તરીકે આત્મા છે. મૃત્યુ પછી જ્યારે તેઓ આ શરીરનો ત્યાગ કરે છે ત્યારે તેઓ રૂદન કરે છે." આ રીતે અગિયાર પ્રાણોનું નીકળવુ સૂચન કર્યું છે. જો કે સર્વ શબ્દ જે પૂર્વની શ્રુતિમાં આવેલ છે, તેનો સંબંધ પ્રાણ શબ્દ સાથે યોજવામા આવે છે, પણ તેથી અશેષ પ્રાણોને ગ્રહણ કરવા. પણ અમુક પ્રકરણમા કહેલા છે, માટે સાત જ લેવા, એ યોગ્ય નથી. કારણ કે પ્રકરણ કરતાં શબ્દનું બળ વિશેષ છે. 'સર્વ બ્રાહ્મણોને જમાડવા જોઇએ' આ સ્થળે પણ નહિ નિમંત્રણ કરેલા સઘળા બ્રાહ્મણોને લેવા, એ યોગ્ય છે. કારણ કે સર્વ શબ્દનુ સામર્થ્ય પ્રકરણ કરતાં વધારે છે. પણ સર્વ બ્રાહ્મણોને જમાડવા અશકય છે. માટે સર્વ શબ્દથી નિમંત્રેલ બ્રાહ્મણોને

લેવા, તે વધારે સારૂં છે. અહીં સર્વ શબ્દના અર્થના સંકોચમાં કાંઇ કારણ નથી. માટે સર્વ શબ્દથી અશેષ પ્રાણો લેવા. સંખ્યામાં ઓછાપણું તેમજ વધારેપણું અયોગ્ય હોવાથી સાત જ પ્રાણ લેવા યોગ્ય નથી. માટે એમ સિદ્ધ થાય છે કે, શબ્દથી તેમ જ કાર્યથી સાત જ પ્રાણ લેવા યોગ્યછે (૬)

શિષ્યઃ-પ્રાણનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે આપ કહેશો.

ગુરૂ-પ્રાણ અણુરૂપે છે. સાતમા જ સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૩જું-સૂત્ર ૭ મું.

## પ્રાણ અણુરૂપે.

અણવશ્ચ ॥ ૭ ॥

સૂત્રાર્થઃ-વળી પ્રાણ અણુરૂપે છે. (૭)

ટીકા-.ગુરૂ- હવે આ સૂત્રમાં પ્રાણોનું સ્વરૂપ કેવું છે, તે સંબંધી કહેવામાં આવ્યું છે. આ નિરૂપણ કરેલા પ્રાણો અણુસ્વરૂપે જાણવા જોઇએ. આ પ્રમાણે અણુ છે, એમ કહેવાથી તે સૂક્ષ્મરૂપે તથા અલ્પ છે.

શિષ્યઃ-ત્યારે શું આ પ્રાણો પરમાણુના સરખા છે?

ગુરૂઃ-પરમાણુના સરખા પ્રાણો નથી. કારણ કે તેમ માનીએ તો પ્રાણોને આખા શરીરમાં વ્યાપીને રહેવાનો અપ્રસંગ આવે. આ પ્રાણો સૂક્ષ્મ છે. જો આ પ્રાણો સ્થૂળસ્વરૂપે હોય તો મરણ સમયે પ્રાણો જ્યારે શરીરમાંથી બહાર નિકળે છે ત્યારે, જેમ દરમાંથી બહાર નિકળતો સર્પ જોવામાં આવે છે, તેમ મરણ પામતા પુરૂષની પાસે રહેનારા અન્ય પુરૂષોના જોવામાં આ પ્રાણો આવવા જોઇએ. આ પ્રાણો અલ્પ છે. જો આ પ્રાણો સર્વવ્યાપક સ્વરૂપે છે, એમ લઇએ તો શ્રુતિમાં એમ કહ્યું છે કે, પ્રાણો નિકળી જાય છે, જાય છે, આવે છે, તેને બાધ આવશે. વળી જીવનું સર્વવ્યાપકપણું જે છે, તે સિદ્ધ થશે નહિ.

શિષ્યઃ-જો કે પ્રાણો સર્વવ્યાપકરૂપે છે. પણ શરીરમાં તો અંતઃકરણાદિ કારણોની વૃત્તિની પ્રાપ્તિ માટે તેઓનું શરીરમાં અસ્તિત્વ છે.

ગુરૂઃ-ના, તેમ નથી. કારણકે પ્રાણો સર્વવ્યાપક થવાથી દરેક વૃત્તિ ઇન્દ્રિયોમાંથી થનારી હોવાથી, પ્રાણ જેમ સર્વવ્યાપક છે તેમ ઇન્દ્રિયો પણ સર્વ દૂરની વસ્તુ જાણી શકે. દરેક વસ્તુની પ્રાપ્તિના સાધનરૂપે વૃત્તિ હોય કે અન્ય વસ્તુ હોય, પણ તેનેજ અમે કરણરૂપે માનીએ છીએ. આ રીતે સંજ્ઞામાં વિવાદ હોવાથી ઇન્દ્રિયો વ્યાપકરૂપે છે, એ કલ્પના ખોટી છે. માટે અમે એમ નક્કી કહીએ છીએ કે, પ્રાણો સૂક્ષ્મ તથા અલ્પ છે. (૭)

શિષ્યઃ-મુખ્ય પ્રાણ કેવા પ્રકારનો છે? આપે બીજા પ્રાણો સંબંધી જે કહ્યું તે તો સાંભળ્યું.

ગુરુઃ-મુખ્ય પ્રાણ પણ બ્રહ્મના કાર્યરૂપે છે. આથી આઠમા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૪ થું-સૂત્ર ૮ મું.
## મુખ્ય પ્રાણ બ્રહ્મનો વિકાર.

શ્રેષ્ઠશ્ચ ॥ ૮ ॥

સૂત્રાર્થ:-વળી મુખ્ય પ્રાણ બ્રહ્મના વિકારરૂપે છે. (૮)

ટીકા:-ગુરૂ-જેમ બીજા પ્રાણો બ્રહ્મના વિકારરૂપે છે, તેમ મુખ્ય પ્રાણ પણ બ્રહ્મના વિકારરૂપે છે આ રીતનું નિરૂપણ આ સૂત્રમાં કરવામાં આવ્યું છે. આથી એમ સિદ્ધ થાય છે કે, સામાન્ય રીતે સર્વ પ્રાણો બ્રહ્મના વિકારરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च (મુ૦ ૨,૧,૩) બ્રહ્મમાંથી પ્રાણની, મનની તેમજ સર્વ ઈન્દ્રિયોની ઉત્પત્તિ થયલી છે." આ પ્રમાણે ઇન્દ્રિયો તથા મન સિવાય પ્રાણની ઉત્પત્તિનું પણ શ્રુતિમાં સૂચન કર્યું છે. વળી શ્રુતિમાં કહ્યુ છે કે " स प्राणमसृजत (પ્ર૦ ૬, ૪) પરમાત્માએ પ્રાણની ઉત્પત્તિ કરી."

શિષ્ય-આ પ્રમાણે જ્યારે સર્વ પ્રાણોની ઉત્પત્તિ શ્રુતિમાં કહી છે તો પછી મુખ્ય પ્રાણની ઉત્પત્તિના સંબંધમા પુનરાવર્તન કરવાની શી જરૂર છે ?

ગુરુ.-આ પુનરાવર્તન અધિક શંકા થાય, તે દૂર કરવા માટે છે. પૂર્વે કાંઇપણ અસત્ રૂપે ન હતું આ રીતના બ્રહ્મસૂત્રમાં નીચે પ્રમાણેનો મંત્ર કહેલો છે—"न मृत्युरा सीदमृत न तर्हि न रात्र्या अह्नआसीत् प्रकेत। आनीतवात स्वधमा तदेक तस्माद्धान्यनपर किंचनास (ઋ૦ મં૦ ૮,૭,૧૭) અર્થ-પ્રલય સમયે મૃત્યુરૂપી કાર્ય ન હતું, દેવને ભોગવવા યોગ્ય વસ્તુ ન હતી, રાત્રીના ચિહ્નરૂપ ચંદ્ર ન હતો, દિવસના ચિહ્નરૂપ સૂર્ય ન હતો, સ્વધાયુક્ત પિતૃઓનું અન્ન આપવાનું ન હતું (અથવા સ્વધા કહેતાં પોતાથી ધારણ કરાયેલ એવી માયા ન હતી), વાયુવિના તે સમયે સર્વ ચેષ્ટા હતી, આ ચેષ્ટાવાળા બ્રહ્મથી ભિન્ન કંઈ પણ હતું નહિ" 'ચેષ્ટા કરતા હતા' આ રીતે પ્રાણનું કર્મ જે ચેષ્ટા કરવી, તેનું ગ્રહણ હોવાથી ઉત્પત્તિ પહેલાં પ્રાણ હતા, એ રીતની શંકાનો ઉદ્ભવ થાય એમ છે. આમ થવાથી પ્રાણ ઉત્પત્તિભાવથી રહિત છે, એ રીતની કોઇની મતિ થાય. આ રીતની શંકાનું નિવારણ થવા પ્રાણની પુનરાવૃત્તિ કરી છે. અહી 'ચેષ્ટા કરી' આ રીતનો જે શબ્દ છે, તે એમ સૂચન નથી કરતો કે, ઉત્પત્તિ પહેલાં પ્રાણનું અસ્તિત્વ હતું. કારણ કે અવાતમ્ અર્થાત્ ચેષ્ટા કરનાર પાંચ પ્રકારના વાયુનું અસ્તિત્વ ન હતું, આ રીતનું વિશેષણ આપ્યું છે. શ્રુતિમાં પણ બ્રહ્મના લક્ષણ સંબંધી કહ્યુ છે કે,"अप्राणो ह्यमनाः शुभ्रः અર્થ-બ્રહ્મ પ્રાણથી રહિત, મનથી રહિત તથા કોઈ રીતના મલીનભાવથી રહિત છે." આ રીતે મૂલ પ્રકૃતિરૂપ બ્રહ્મ પ્રાણાદિ સમસ્ત વિશેષભાવથી રહિત છે, એમ નિરૂપણ કર્યુ છે. કારણ બ્રહ્મનું જ કેવળ અસ્તિત્વ હતું, એ દર્શાવવા જ આનીત (ચેષ્ટા કરી), એવો શબ્દ મૂકયો છે મુખ્ય પ્રાણનું નિરૂપણ શ્રેષ્ઠરૂપે કરેલ છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, "प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च (છા૦ ૫, ૧, ૧) અર્થ:-પ્રાણ

જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠરૂપે છે." પ્રાણને જ્યેષ્ઠરૂપે કહેવાનું કારણ એ કે, વીર્યના નિકળવાના સમયથી જ પ્રાણની વૃત્તિનો લાભ હોય છે. તે સમયે પ્રાણની વૃત્તિનો લાભ ન થતો હોય તો યોનિમાં નાંખેલ વીર્ય દૂષિત રકતરૂપે થાય નહિ અથવા તો ગર્ભનો સંભવ રહે નહિ પ્રાણ જેટલો જ્યેષ્ઠરૂપે છે તેટલી શ્રોત્રાદિ ઇન્દ્રિયો જ્યેષ્ઠરૂપે નથી. કારણ કે કર્ણ આદિ સ્થાનનો વિભાગ થવા પછી જ્યેષ્ઠપણું છે.

પ્રાણ શ્રેષ્ઠ છે. કારણ કે વાગાદિ જીવના હેતુરૂપ ગુણ તેનામાં છે. શ્રુતિમાં કહ્યું છે કે, "न वै शक्ष्यामस्त्वदृते जीवितुम (બૃ૦ ૬,૧,૧૩) બીજી ઇન્દ્રિયોએ કહ્યું કે, અમે તારા વિના જીવવા શક્તિમાન્ નથી." (૮)

શિષ્યઃ-મુખ્ય પ્રાણનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે આપ સમજાવશો?

ગુરૂઃ-મુખ્ય પ્રાણ વાયુ તથા ક્રિયારૂપે નથી. કારણ કે શ્રુતિમાં તે સંબંધી ભિન્ન ઉપદેશ આપ્યો છે. આ જ હેતુથી ૯મા સૂત્રમાં કહ્યું છે,

## અધિકરણ ૫ મું-સૂત્ર ૯ મું.

## મુખ્ય પ્રાણનો ક્રિયારૂપે અભાવ.

न वायुक्रिये पृथगुपदेशात् ॥ ९ ॥

સૂત્રાર્થઃ-મુખ્ય પ્રાણ વાયુ તથા ક્રિયારૂપે નથી. કારણ કે મુખ્ય પ્રાણનો ઉપદેશ વાયુમાં લીધો નથી, પણ પૃથક્ છે. (૯)

શિષ્યઃ-મુખ્ય પ્રાણનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે જાણવાની મને ઇચ્છા થાય છે. તેમજ શ્રુતિમાં પણ કહ્યું છે કે, વાયુ પ્રાણરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'य प्राणः स वायुः पचविधः प्राणोऽपानो व्यान उदानःसमानः અર્થઃ-પ્રાણ વાયુરૂપે છે. આ વાયુ પાંચ પ્રકારનો છે. જેમકે પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન." અથવા તો શાસ્ત્રના અભિપ્રાયથી એમ સિદ્ધ થાય છે કે, પ્રાણ ઇન્દ્રિયોની વૃત્તિરૂપે છે. શાસ્ત્રકારો કહે છે કે, ઇન્દ્રિયોની વૃત્તિ સામાન્ય છે તથા પ્રાણ આદિ વાયુઓ પાંચ પ્રકારના છે.

ગુરૂઃ-હું કહું તે સાંભળ. પ્રાણ વાયુરૂપે નથી. તેમજ ઇન્દ્રિયોના વ્યાપારરૂપે પણ મુખ્ય પ્રાણ નથી.

શિષ્યઃ-આપનું એમ માનવું શા કારણથી છે?

ગુરુઃ-મુખ્ય પ્રાણનો ઉપદેશ પૃથક્ જણાવ્યો છે. વળી વાયુથી પૃથક્ પ્રાણનો ઉપદેશ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "प्राण एव ब्रह्मणः चतुर्थः पादः स वायुना ज्योतिषा भाति च तपति च ( છા૦ ૩, ૧૮, ૪ ) પ્રાણ બ્રહ્મના ચોથા પાદરૂપે છે. તે વાયુના આશ્રયરૂપ તેજવડે પ્રકાશે છે તથા તપે છે." જો મુખ્ય પ્રાણ વાયુરૂપે હોય તો વાયુનો પૃથક્ ઉપદેશ કહેવામાં આવે નહિ. તેમ જ ઇન્દ્રિયોની વૃત્તિથી પણ મુખ્ય પ્રાણનો પૃથક્ ઉપદેશ છે. વાક્ આદિ ઇન્દ્રિયોનો જ્યાં ક્રમ ગણાવ્યો છે, ત્યાં પ્રાણનો પૃથક્ ક્રમ ગણાવ્યો છે. બીજું ઇન્દ્રિયો તથા તેની વૃત્તિનો અભેદ છે. હવે મુખ્ય પ્રાણ ઇન્દ્રિયોના વ્યાપારરૂપે હોય તો ઇન્દ્રિયોથી તેનો પૃથક્ ઉપદેશ બની શકે નહિ. શ્રુતિમાં કહ્યું છે કે, "एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च खं वायुः (મુ૦ ૨, ૧, ૩) આ બ્રહ્મમાંથી પ્રાણની,

મનની, સર્વ ઇન્દ્રિયોની, આકાશની તથા વાયુની ઉત્પત્તિ થાય છે.” ઇત્યાદિ શ્રુતિઓમાં વાયુથી તથા ઇન્દ્રિયોથી પ્રાણનો ઉપદેશ ભિન્ન આપેલ છે. માટે તેને અનુસરવું જોઇએ. વળી સર્વ ઇન્દ્રિયોની એક વૃત્તિ સંભવી શકે નહિ કારણ કે દરેક ઇન્દ્રિયની વૃત્તિ જૂદી જૂદી છે. પણ સર્વ ઇન્દ્રિયોના સમુદાયનું કારકપણું નથી.

શિષ્યઃ—જો કે સર્વ ઇન્દ્રિયસમુદાયનો કારક એક નથી, છતાં પંજર ચાલન ન્યાયવડે તે બની શકશે. જેમકે એક પાંજરામાં રહેલાં અગીઆર પક્ષીઓ દરેક પોતપોતાના વ્યાપારને કરે છે, પણ તે સર્વ એક થઇ પાંજરાને હલાવી મૂકે છે. આ રીતે એક શરીરમાં અગીઆર પ્રાણો રહેલા છે. આ દરેક પ્રાણ પોતપોતાના વ્યાપારવાળા છે. પણ તે સર્વે એકઠા થઇ એક પ્રાણસંજ્ઞક વ્યાપારને કરશે.

ગુરૂ—ના, તેમ બને નહિ પ્રત્યેકમાં રહેલા, તથા પાંજરું હલાવી શકાય એવા ભિન્ન ભિન્ન વ્યાપારવડે, અગીઆરે પક્ષીઓ એકઠાં થઇ એક પાંજરાને હલાવી શકે, એ યોગ્ય છે. કારણ કે તે રીતે પ્રત્યક્ષ જોવામાં આવે છે. પણ આ સ્થળે તો શ્રવણાદિ ભિન્ન ભિન્ન વ્યાપારવાળા પ્રાણો એકઠા થઇ ચેષ્ટા કરી શકે એમ નથી. કારણ કે તે રીતની શ્રુતિના પ્રમાણનો અભાવ છે. કારણ કે ચેષ્ટાવાળો વ્યાપાર શ્રવણાદિથી અત્યંત ભિન્ન છે. વળી પ્રાણનું શ્રેષ્ઠપણું જે કહ્યું છે તે વાણી આદિમાં પ્રભુની ગુણભાવની પ્રાપ્તિને લીધે છે. પણ પ્રાણ ઇન્દ્રિયોના વ્યાપારરૂપે હોય તો સંભવી શકે નહિ.આથી એમ થાય છે કે, વાયુ તેમજ ક્રિયાથી પ્રાણ અત્યંત ભિન્ન છે.

શિષ્યઃ—ત્યારે શ્રુતિમાં એમ કેમ કહ્યું છે કે, જે પ્રાણ છે તે વાયુરૂપે છે.

ગુરુઃ—આ સંબંધી કહેવામાં આવ્યું છે કે, આ વાયુ જ શરીરવિષે રહેલો હોય છે. તે પાંચ પ્રકારની અવસ્થાને પામેલો હોય છે તથા વિશેષ આત્માથી સ્થિતિને પામેલો હોય છે. આથી તેને પ્રાણ એવી સંજ્ઞા આપેલી છે. તે કંઇ અન્ય તત્વરૂપે નથી. તેમજ તે વાયુ માત્રરૂપે નથી. આથી ભેદ અને અભેદવાળી બન્ને શ્રુતિને વિષે વિરોધ પ્રાપ્ત થતો નથી. (૯)

શિષ્યઃ—ત્યારે તો પ્રાણ પણ જીવનની માફક આ શરીરવિષે સ્વતંત્રતા ભોગવે છે. કારણ કે વાગાદિ ઇન્દ્રિયોના કરતાં પ્રાણ શ્રેષ્ઠ છે તથા આ ઇન્દ્રિયો પ્રાણથી ગુણભાવને પામે છે. વળી પ્રાણની અનેક પ્રકારની વિભૂતિ છે, એમ શ્રુતિમાં પણ કહ્યું છે. જેમકે “सुप्तेषु वागादिषु प्राण एको हि जागर्ति प्राण एको मृत्युनाऽनाप्तः प्राणः संवर्गो वागादीन्संवृङ्क्ते प्राण इतरान्प्राणान् रक्षति मातेव पुत्रान् અર્થઃ—જ્યારે વાગાદિ ઇંદ્રિયો સુષુપ્તિભાવને પામે છે ત્યારે પ્રાણ એકલો જ જાગે છે. વળી એકલો પ્રાણ જ મૃત્યુભવને પામતો નથી. પ્રાણ સર્વને ગ્રહણ કરે છે. માટે સંવર્ગરૂપે કહેવાય છે. જેમકે તે વાણી આદિને ગ્રહણ કરે છે. વળી જેમ માતા પુત્રોનું રક્ષણ કરે છે, તેમ પ્રાણ અન્ય પ્રાણોનું રક્ષણ કરે છે.' માટે જીવની માફક પ્રાણ પણ સ્વતંત્ર હોવો જોઇએ

ગુરુઃ-આ તારા કહેવાનો પરિહાર દશમા સૂત્રથી થાય છે. કારણ કે જેમ ચક્ષુ આદિ ઇન્દ્રિયો જીવના ઉપકારભૂત છે, તેમ પ્રાણ પણ જીવના ઉપકારભૂત છે. આથી પ્રાણ સ્વતંત્ર નથી જેમકે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૦ મું.

## પ્રાણની ઇન્દ્રિય સાથે સમાનતા.

चक्षुरादिवत्तु तत्सहशिष्ट्यादिभ्यः ॥१०॥

સૂત્રાર્થ-કારણ કે ચક્ષુ આદિની માફક પ્રાણ જીવના ઉપકારભૂત છે કારણ કે ઇન્દ્રિયોની સાથે પ્રાણનું નિરૂપણ આપેલું છે. માટે ઇન્દ્રિયોના સમાન પ્રાણ છે. (૧૦)

ટીકા-ગુરુઃ-મૂળમાં જે तु શબ્દ આપ્યો છે, તેથી પ્રાણની જીવની માફક સ્વતંત્રતા નથી. આ રીતનો નિષેધ સૂચવે છે. જેવી રીતે ચક્ષુ આદિ ઇન્દ્રિયો જેમ રાજાની પ્રજા હોય, તે પ્રમાણે જીવના કર્તાપણામાં તથા ભોક્તાપણામાં સાધનરૂપે છે, પણ સ્વતંત્ર નથી તે જ પ્રમાણે મુખ્ય પ્રાણ પણ જેમ રાજાનો મંત્રી હોય, તેમ જીવના સર્વ પ્રકારના અર્થના સાધનરૂપે છે, પણ સ્વતંત્ર નથી.

શિષ્યઃ-આ કેવી રીતે સિદ્ધ થાય?

ગુરુઃ-ઇન્દ્રિયોની સાથે પ્રાણનું પણ નિરૂપણ છે અર્થાત્ ચક્ષુ આદિ ઇન્દ્રિયોની સાથે જ પ્રાણનું પણ પ્રાણસંવાદ આદિમાં નિરૂપણ કીધેલું છે. જેવી રીતે બૃહત્ તથા રથંતર આદિ સામ છે, તેની માફક જે સમાન ધર્મવાળા હોય તેનું જ એક સાથે નિરૂપણ હોય છે. મૂળ સૂત્રમા જે 'આદિ શબ્દ મૂકયો છે, તે એમ સૂચવે છે કે, પ્રાણ પણ અવયરૂપે તથા અચેતનરૂપે છે. આ પ્રમાણે પ્રાણ સ્વતંત્ર નહિ હોવાનું નિરાકરણ દર્શાવ્યું છે. (૧૦)

શિષ્યઃ-જ્યારે ચક્ષુઆદિની માફક પ્રાણનું જીવવિષે સાધનપણું છે એમ સિદ્ધ થાય છે તો પછી જેમ ચક્ષુઆદિના રૂપાદિ વિષય છે, તેમ પ્રાણના પણ વિષય હોવા જોઇએ. રૂપાદિ વિષયરૂપ વ્યાપારવડે ચક્ષુઆદિ ઇંદ્રિયો જીવવિષે સાધન ભાવને પ્રાપ્ત થાય છે તેથી રૂપાદિવિષયરૂપ અગીઆર જ કાર્ય સમૂહની ગણના કરવામાં આવી છે તથા તે માટે અગીઆર પ્રાણો કહેલ છે. પણ બારમા કાર્યસમૂહની પ્રાપ્તિરૂપે નથી, કે જેને માટે બારમા પ્રાણની સૂચના હોય.

ગુરુઃ-પ્રાણ ઇન્દ્રિયભાવથી રહિત હોય તેમાં કોઈ દોષ નથી. કારણ કે શ્રુતિમાં તે પ્રમાણે કહ્યું છે. જેમકે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૧ મું.

## પ્રાણ ઇન્દ્રિયભાવથી રહિત.

अकरणत्वाच्च न दोषस्तथाहि दर्शयति ॥ ११ ॥

સૂત્રાર્થઃ-પ્રાણ ઇંદ્રિયભાવથી રહિત છે. તેથી તેમાં દોષ આવતો નથી. કારણ કે શ્રુતિમાં તે પ્રમાણે કહ્યું છે. (૧૧).

ટીકા-ગુરુ.-પ્રાણને અન્ય વિષયની પ્રાપ્તિ નથી એ દોષ નથી. કારણ કે પ્રાણ ઇંદ્રિયભાવથી રહિત છે. જેમ ચક્ષુ

આદિને વિષયાદિ અવયવો છે, તે પ્રમાણે પ્રાણને વિષયરૂપ અવયવવડે સાધનપણું સિદ્ધ થતું નથી. આથી એમ સિદ્ધ થતું નથી કે, પ્રાણ કાર્યભાવથી રહિત હોય.

શિષ્ય:—એમ આપ શાથી કહો છો ?

ગુરૂ:—શ્રુતિમાં બીજા પ્રાણોમાં નહી સંભવી શકે, તેવું મુખ્ય પ્રાણનું વિશેષ કાર્ય પ્રાણ સંવાદિના પ્રકરણમાં નિરૂપણ કર્યું છે. જેમકે, 'अथ ह प्राणा अह श्रेयसि व्यूदिरे इत्युपक्रम्य 'यस्मिन्व उत्क्रान्ते शरीर पापिष्ठतरमिव दृश्यते स व श्रेष्ठ.' (છા૦ ૫,૧,૬,૭) અર્થ:—એક વખત આ સર્વ ઇંદ્રિયો માહોમાહે પોતપોતાની શ્રેષ્ઠતા માટે લઢવા માંડી. આ રીતની શરૂઆત કરી છેવટમા કહ્યું છે કે, તમારામાથી જે ઇંદ્રિયના નિર્ગમનથી શરીર શબરૂપ અસ્પૃશ્ય જેવું થઈ રહે, તે ઇંદ્રિય મુખ્ય છે." આ પ્રમાણેનું નિરૂપણ કરી વાગાદિ દરેક ઇંદ્રિય પોતપોતાના વ્યાપારથી રહિત થવા છતા પૂર્વની માફક જીવિત કાયમ રહ્યું. પણ જેવી પ્રાણે શરીરમાંથી નીકળવાની તૈયારી કરી કે વાગદિ ઇંદ્રિયો શિથિલપણાને પામી તથા શરીરને પડવાનો પ્રસંગ આવ્યો. આ પ્રમાણે શ્રુતિમા કહ્યું છે. જેથી એમજ જણાય છે, કે શરીરની સર્વ ઇંદ્રિયોની સ્થિતિ પ્રાણને લીધે છે. વળી કહ્યું છે કે, " तान्वरिष्ठः प्राण उवाच मामोहमापद्यथाहमेवैतं पञ्चधात्मानं प्रविभज्यैत द्वाणमवष्टभ्य विधारयामि ' અર્થ:—આ સર્વને પ્રાણરૂપ દેવ કહેવા લાગ્યા, તમે મોહને પામો નહિ. હું જ પાચ પ્રકારે વિભક્ત થઇ આ શરીરને દૃઢતમ કરી ધારણ કરી શકું છે અર્થાત્ જીવનયુક્ત કરૂં છું." આ જ રીતનું તાત્પર્ય નીચલી શ્રુતિમાં કહ્યું છે જેમકે, 'प्राणेन रक्षन्नवरं कुलायम्' (બૃ૦ ૪, ૩, ૧૨) અર્થ—પ્રાણ નિકૃષ્ટ શરીરનુ રક્ષણ કરે છે.' આ પ્રમાણે કહ્યું છે કે, જ્યારે ચક્ષુ આદિ ઇંદ્રિયો સુષુપ્તિને પામેલી હોય છે ત્યારે પ્રાણ શરીરની રક્ષા કરે છે કહ્યું છે કે, "यस्मात्कस्माच्चाङ्गात्प्राण उत्क्रामति तदेवैतच्छुष्यति' (બૃ૦ ૧,૩,૧૯) तेन यदश्नाति यत्पिबति तेनेतरान्प्राणानवति ' જ્યારે કોઇ અંગમાથી પ્રાણ નીકળી જાય છે ત્યારે તે અગ શુષ્ક થઇ જાય છે. પ્રાણવડે જીવ જે કંઇ ખાય છે તથા પીએ છે, તેવડે મુખ્ય પ્રાણ અન્ય પ્રાણોનું રક્ષણ કરે છે." આ રીતે શ્રુતિમાં કહ્યું છે કે, શરીરની ઇંદ્રિયોનું રક્ષણ પ્રાણવડે છે. વળી કહ્યું છે કે, " कस्मिन्नहमुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि कस्मिन्वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामि ' શરીરમાંથી કોના છૂટા પડવાને લીધે હું છૂટો પડીશ તથા કોની સ્થિતિવડે મારી સ્થિતિ રહેશે" આ પ્રમાણે તેણે પ્રથમ પ્રાણની ઉત્પત્તિ કરી. આ પ્રમાણે શ્રુતિમાં જીવનુ નીકળવુ તથા સ્થિતિ પ્રાણને લીધે છે, એમ કહ્યું છે. (૧૧)

શિષ્ય:—પ્રાણ કેવી રીતના વ્યાપારવાળો છે, તે સબધી આપ મને ઉપદેશ આપશો ?

ગુરૂ:—જેમ મનના વ્યાપારો અનેક છે, તે પ્રમાણે પ્રાણના પણ પાંચ વ્યાપાર છે, એ રીતનું શ્રુતિમાં કહેલું છે. જેમકે;—

---

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૨ મું.

### પ્રાણ પાંચ પ્રવૃત્તિવાળો

पञ्चवृत्तिमनोवद्व्यपदिश्यते ॥ १२ ॥

સૂત્રાર્થઃ–મનની માફક મુખ્ય પ્રાણ પણ પાંચ પ્રકારના વ્યાપારવાળો છે, એમ કહેલું છે. (૧૨)

ટીકાઃ-ગુરૂઃ-મુખ્ય પ્રાણનું વિશેષ કાર્ય એ છે કે, જેથી કરી શ્રુતિ વિષે તે પાંચ પ્રકારના વ્યાપારવાળો કહેવાય છે. જેમકે, प्राणोऽपानो व्यान उदानः समान (બૃ૦ ૧,૫,૩) અર્થઃ–પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન, આ રીતે પાંચ વ્યાપાર છે. અહી વ્યાપારના ભેદને લીધે વાયુના કાર્યભેદો છે. પ્રાણ બહાર નીકળવાના વ્યાપારવાળો છે તથા તેનું કર્મ શ્વાસ લેવાનું છે. હવે અપાનવાયુ, વાયુને અંદર ખેંચવાવાળી વૃત્તિવાળો છે તથા તેનું કર્મ નિશ્વાસ આદિ છે. વ્યાનવાયુ પ્રાણ તથા અપાનની સંધિ વિષે રહેલો છે, તથા વીર્યની માફક કર્મના હેતુરૂપે છે. ઉદાનવાયુ ઉર્ધ્વ વ્યાપારવાળો છે તથા તેનું કર્મ ઉઠાડવું આદિ છે. સમાનવાયુ સર્વાંગમાં સમાન પ્રકારે અન્ન તથા રસને રાખે છે. આ રીતે મનની માફક પ્રાણ પણ પાંચ પ્રકારની વૃત્તિવાળો છે. અર્થાત્ જેવી રીતે મનના પાંચ પ્રકારના વ્યાપાર છે, તે પ્રમાણે પ્રાણના પણ છે. શ્રોત્રાદિના વિષયરૂપ જે શબ્દાદિ વિષયો છે, તે મનના પાંચ પ્રકારના વ્યાપારરૂપે છે, પણ અહી જે કામ, સંકલ્પ ઇત્યાદિ મનના ધર્મો કહેલા છે, તેને મનના તથા વ્યાપારરૂપે લેવા નહિ કારણ કે તેની સંખ્યા પાંચ કરતાં વધારે છે.

શિષ્યઃ–શ્રોત્રાદિના વિષયથી ભિન્ન ભૂત, ભવિષ્ય આદિ વિષયવાળી મનની બીજી એક વૃત્તિ છે, જેથી આખરે મનના વ્યાપારમા પાંચની સંખ્યાથી વધારે થાય છે.

ગુરૂઃ–જો એમ છે તો 'परमतमप्रतिषिद्धमनुमतं भवति બીજાનો મત પ્રતિષેધથી રહીત હોય તે માનનીય થાય છે' આ રીતના ન્યાયથી પણ મનના પાચ પ્રકારના વ્યાપારો યોગશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. જેમકે, 'प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः (પાત૦ યોગ૦ સૂ૦ ૧, ૧, ૬) અર્થઃ— મનના પ્રમાણ, ભ્રમ, વિકલ્પ અર્થાત્ સસલાને શીંગડું આદિનું જ્ઞાન, તામસીવૃત્તિ, તથા સ્મૃતિ, આ રીતના પાંચ વ્યાપાર છે.' અથવા તો બહુ વ્યાપારવાળો હોવાથી પ્રાણનું નિરૂપણ મનરૂપે કહેલું છે એમ જાણવું. અથવા તો એમ માનવું કે, મનની માફક જીવના વ્યાપારરૂપ હોવાથી પ્રાણ પણ પાંચ પ્રકારના વ્યાપારવાળો છે. (૧૨)

શિષ્યઃ–પ્રાણનું પરિમાણ કેવા પ્રકારનું છે, તે આપ જણાવશો ?

ગુરૂઃ–જેમ અન્ય પ્રાણ અણુ છે, તે જ પ્રમાણે મુખ્ય પ્રાણ પણ અણુરૂપે છે. જેમકે;–

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૩ મું.

### મુખ્ય પ્રાણ અણુરૂપે.

अणुश्च ॥ १३ ॥

સૂત્રાર્થઃ-મુખ્ય પ્રાણ પણ અણુરૂપે છે.

ગુરૂઃ-બીજા પ્રાણની માફક મુખ્ય પ્રાણ પણ અણુરૂપે જાણવો. આ સ્થળે અણુ કહેવાથી પ્રાણ સૂક્ષ્મ તથા પરિચ્છેદવાળો છે, એમ જાણવું. કારણ કે આ પ્રાણવાયુ પાંચ પ્રકારના વ્યાપારવડે આખા શરીરને વ્યાપી રહેલ છે. મુખ્ય પ્રાણ સૂક્ષ્મ છે. કારણ કે તે જ્યારે નિકળે છે, ત્યારે પાસે બેસનારાઓથી જોવામાં આવતો નથી. પ્રાણને ઉત્ક્રાંતિ, ગતિ તથા આવવું, એ પ્રમાણે શ્રુતિમાં કહેલ હોવાથી પ્રાણ પરિચ્છેદવાળો છે.

શિષ્યઃ-શ્રુતિમાં પ્રાણને વિભુ અર્થાત્ વ્યાપકરૂપે કહેલ છે. જેમકે, " समः प्लुषिणा समो मशकेन समो नागेन सम एभि स्त्रिभिर्लोकैः समोऽनेन सर्वेण ( બૃ૦ ૧, ૩, ૨૨) પ્રાણ મધમાખના સરખો, મચ્છરના સરખો, ગજના સરખો, ત્રણ લોકના સરખો તથા સર્વરૂપે છે. "

ગુરૂઃ-હું કહું છું, તે સાંભળ. આધિદૈવિક સ્વરૂપને લઇ, તેમજ સમષ્ટિ વ્યષ્ટિરૂપે તથા હિરણ્યગર્ભસ્વરૂપે કરી પ્રાણનું આ વિભુપણું કહેલ છે, પણ આધ્યાત્મિક સ્વરૂપવડે નહિ. વળી પ્રાણ મચ્છરઆદિના સરખો છે, ઇત્યાદિ સરખાપણાના વચનવડે તેનું અસ્તિત્વ દરેક પ્રાણીમા જૂદું જૂદું છે. આ રીતે મુખ્ય પ્રાણ પરિચ્છેદવાળો છે. આમ હોવાથી શ્રુતિનો બાધ આવતો નથી. (૧૩)

શિષ્યઃ-પ્રાણ આદિ પોતે પોતાની શકિતથી વ્યાપાર કરે છે કે બીજા કોઈ દેવતાનો આશ્રય લઇ કરે છે ?

ગુરૂઃ-શ્રુતિમા કહ્યું છે કે, પ્રાણઆદિને અગ્નિઆદિનું અધિષ્ઠાન છે. જેમકે;-

## અધિકરણ ૭મું-સૂત્ર ૧૪મું.

### પ્રાણાદિ અગ્નિઆદિના અધિષ્ઠાનરૂપે

ज्योतिराद्यधिष्ठानं तु तदामननात् ॥ १४ ॥

સૂત્રાર્થ પ્રાણ જ્યોતિઆદિના અધિષ્ઠાનરૂપે આ પ્રમાણે શ્રુતિમાં પ્રાણનું નિરૂપણ છે. (૧૪)

ટીકાઃ-શિષ્ય -આમાં નિરૂપણ કરેલા પ્રાણો પોતપોતાના મહિમાને લઈ પોતપોતાનાં કાર્યો કરે છે કે દેવતાનો આશ્રય લઇ પોતાનાં કાર્યો કરે છે? આપણે એમ માનીએ કે, પોતાના કાર્યની શક્તિના યોગથી પોતાના મહિમાથી પ્રાણોની પ્રવૃત્તિ થાય છે વળી જો કોઈપણ દેવતાઓને આશ્રિત રહી પ્રાણની પ્રવૃત્તિ છે, એમ માનવાથી ભોક્તાપણામાં દેવોનું અધિષ્ઠાતાપણું કહેવાશે તથા જીવાત્માના ભોક્તાપણામા બાધ આવશે. માટે મારૂં માનવુ એમ છે, કે પોતાના મહિમાવડે પ્રાણોની પ્રવૃત્તિ છે.

ગુરૂઃ-આ જ કારણથી આ સૂત્રમાં કહ્યું છે કે, પ્રાણ પણ જ્યોતિઆદિના અધિષ્ઠાનરૂપે છે. અહીં મૂળ સૂત્રમાં જે તુ શબ્દ વાપર્યો છે, તે પૂર્વ પક્ષને તોડી નાખે છે. જ્યોતિઆદિથી અર્થાત અગ્નિ આદિ અભિમાની દેવતાઓથી

અધિષ્ઠિત થયેલ વાગાદિ ઇન્દ્રિયોનો સમૂહ પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે, આ રીતની પ્રતિજ્ઞા છે. મૂળમાં तदामननात् ઇત્યાદિ શબ્દથી આ હેતુનું નિરૂપણ કર્યું છે. શ્રુતિમાં કહ્યું છે કે, "अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत्(ઐ૦ ૨,૪) અગ્નિએ વાણીરૂપે થઇ મુખમાં પ્રવેશ કર્યો." આ રીતે અગ્નિ વાણીરૂપે થઇ મુખમાં પ્રવેશ કરે છે, આમ અગ્નિ દેવ આત્માવડે અધિષ્ઠાતાપણાને પામ્યા, એમ કહ્યું છે. અગ્નિ દેવનો વાણી સાથે સંબંધ છે, એ રીતનું નિરૂપણ કર્યું છે, પણ અગ્નિનો વાણીને વિશે અથવા મુખ વિશે કંઇ વિશેષ સંબંધ જોવામાં આવતો નથી. તે જ પ્રમાણે કહ્યું છે કે, "वायुः प्राणो भूत्वा नासिके प्राविशत् (ઐ૦ ૨, ૪,) વાયુએ પ્રાણરૂપે થઇ નાસિકામાં પ્રવેશ કર્યો." આ સ્થળે પણ વાણીની માફક યોજના કરવી. વળી અન્ય શ્રુતિમાં કહ્યું છે કે, "वागेव ब्रह्मणश्चतुर्थःपादःसोऽग्निना ज्योतिषा भाति च तपति च (છા૦ ૩, ૧૮, ૩) મનરૂપી બ્રહ્મના ઇતરપાદની અપેક્ષાએ વાણી ખરેખર બ્રહ્મના ચોથા પાદરૂપે છે. તે અગ્નિ અધિદૈવરૂપ તેજવડે પ્રકાશે છે તથા તપે છે." આ શ્રુતિવડે વાકઆદિ અગ્નિઆદિના જ્યોતિરૂપે છે. આ રીતના અર્થને દૃઢ કરે છે. વળી કહ્યું છે કે, "स वै वाचमेव प्रथमामत्यवहत्सा यदा मृत्युमत्यमुच्यत सोऽग्निरभवत् (બૃ૦ ૧, ૩, ૧૨ ) મૃત્યુનો પરાજય કર્યા પછી પ્રાણ દેવતાએ પ્રથમ વાગ્ દેવતાનું રક્ષણ કર્યું. મૃત્યુનો પરાજય થયા પછી જ્યારે વાણી પાપના આસંગમાંથી મુક્ત થઇ ત્યારે તે અગ્નિરૂપે થઇ." આ શ્રુતિથી વાગઆદિનું અગ્નિઆદિ પામવાવાળાં વચનવડે આ જ અર્થનું સ્પષ્ટીકરણ કરે છે. આ રીતની પ્રતીતિવડે અધ્યાત્મ તથા અધિદૈવતરૂપ વિભાગને લઈ વાક્આદિનું અગ્નિઆદિરૂપે સૂચન થાય છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે, वागध्यात्ममिति प्राहु र्ब्राह्मणास्तत्वदर्शिनः। वक्तव्यमधिभूतं तु वह्निस्तत्राधिदैवतम् અર્થ–તત્વદર્શી બ્રહ્મજ્ઞાનીઓ વાણીને અધ્યાત્મરૂપે કહે છે. જે કોઈ બોલવા યોગ્ય છે, તે અધિભૂતરૂપે છે તથા અગ્નિ અધિદૈવતરૂપે છે." એમ વાક્આદિ અગ્નિઆદિ દેવતાને અધિષ્ઠિત છે, આ પ્રમાણે વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યું છે. પોતાની કાર્ય શકિતના યોગથી પોતાના મહિમાવડે પ્રાણોની પ્રવૃત્તિ થાય છે, એમ જે કહ્યું છે તે ખોટું છે. ગાડુંઆદિ ગતિવિશે શકિતમાન્ છે, છતાં તે ગાડાને બળદઆદિ જોડવામાં આવે છે, તો જ તેમાં પ્રવૃત્તિ જોવામાં આવે છે. એમાંથી ગમે તેમ આશ્રિત હોય, પણ એટલો તો શાસ્ત્રથી નિશ્ચય થાય છે કે, ઇન્દ્રિયો પોતપોતાના દેવોને આશ્રયી છે. (૧૪)

શિષ્યઃ–દેવો અધિષ્ઠાતારૂપે થવાથી તેઓ ભોકતારૂપે થશે તથા તેમ થવાથી જીવના ભોકતાપણામાં બાધ આવશે.

ગુરૂઃ–આજ બાબતનું નિરાકરણ ૧૫મા સૂત્રમાં કર્યું છે. તેમાં કહ્યું છે કે, શ્રુતિના પ્રમાણથી સિદ્ધ થાય છે કે, પ્રાણવાળા જીવને જ પ્રાણનો સંબંધ છે. જેમકે;–

## અધિકરણ ૭મું-સૂત્ર ૧૫મું.
## જીવનો પ્રાણ સાથે સંબંધ.

प्राणवता शब्दात् ॥ १५ ॥

સૂત્રાર્થઃ-શ્રુતિ પ્રતિપાદન કરે છે કે, પ્રાણયુક્ત જીવની સાથે પ્રાણોનો સંબંધ છે. (૧૫)

ટીકા-ગુરૂ-જો કે પ્રાણો અધિષ્ઠાતા દેવરૂપે છે, છતાં શ્રુતિવડે આ રીતનો નિશ્ચય થાય છે કે, પ્રાણયુક્ત તથા કાર્યના સાધનરૂપ દેહના સ્વામી એવા જીવસાથે પ્રાણનો સંબંધ છે. કહ્યું કે, "अथ य एतदाकाशमनुविषण्णं चक्षुः स चाक्षुषः पुरुषो दर्शनाय चक्षुरथ यो वेदेदं जिघ्राणीति स आत्मा गन्धाय प्राणम् (છાં૦ ૮, ૧૨, ૪) વળી આ આકાશમાં ચક્ષુઓ રહેલાં છે અને ચક્ષુઓમાં જે પુરૂષ રહેલ છે, તેનાં દર્શન અર્થે ચક્ષુઓ કરવામાં આવ્યાં છે. શ્વાસ લેવાની ઇચ્છાવાળો જે એમ જાણે છે કે, હું સુંઘું છું, તે આત્મા છે." આ શ્રુતિ જીવ સાથે પ્રાણોનો સબંધ નિરૂપણ કરે છે. દરેક ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવ જૂદા જૂદા છે આથી અનેક દેવોનું ભોક્તાપણું એક શરીરમાં છે, એમ કલ્પના કરવી તે ખોટી છે. આ રીતે સર્વ ઇન્દ્રિયોની સાથે સંબધ ધરાવનાર જીવ જ આ શરીરમાં ભોક્તારૂપે છે. (૧૫)

શિષ્ય-કોઈ વખત દેવો ભોક્તારૂપે હોય તથા કેટલીક વાર જીવ હોય, એમ કેમ ન બને?

ગુરૂઃ તેમ બને નહિ કારણ કે જીવને દેહની પ્રાપ્તિ પોતાના કર્મને લીધે છે. આ જીવ નિત્ય છે, માટે તે જ પુણ્યપાપનો તેમ જ સુખ દુઃખનો ભોક્તા છે. આ જ હેતુથી ૧૬મા સૂત્રથી કહ્યું છે કે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૧૬ મું
## જીવ ભોક્તારૂપે

तस्य च नित्यत्वात् ॥ १६ ॥

સૂત્રાર્થઃ-વળી જીવનું જ ભોક્તાપણું છે. કારણ કે બીજા દેવો નિત્યરૂપે નથી. જીવ નિત્ય છે.

ટીકાઃ ગુરૂઃ-શારીર આત્માનું જ શરીરવિષે ભોક્તાપણું છે. કારણ કે પુણ્યપાપનું લેપન હોવાથી તેમજ સુખ તથા દુઃખના ઉપભોગનો સંભવ હોવાથી જીવનું નિત્યપણું છે, પણ દેવતાઓનું નથી. દેવો શ્રેષ્ઠ ઐશ્વર્યપદને વિશે સ્થિતિ કરનારા છે. આવા દેવોને આવા હીન શરીરમાં ભોક્તાપણું પ્રાપ્ત થાય, એ યોગ્ય નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "पुण्यमेवामुं गच्छति न ह वै देवान्पापं गच्छति (બૃ૦ ૧,૫,૨૦) જે કાંઇ પવિત્ર હોય છે, તેજ તેની સમીપ છે. કારણ કે પાપ દેવતાની સમીપ જઈ શકતું નથી," વળી જીવ સાથે પ્રાણોનો સબંધ છે. કારણ કે, ઉત્ક્રાંતિ આદિમાં આ રીતનું સૂચન જોવામાં આવે છે. જેમકે "तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति (બૃ૦ ૪,૪,૨) જ્યારે આ વિજ્ઞાનમય આત્મા જતો રહે છે ત્યારે મુખ્ય પ્રાણ પણ તેની સાથે બહાર નિકળી જાય છે; તથા મુખ્ય પ્રાણ જેવો બહાર નીકળે છે કે, તેની સાથે સર્વે પ્રાણો પણ બહાર નીકળી જાય છે." માટે જો કે

ઇન્દ્રિયોના નિયન્તારૂપે દેવો છે. છતાં જીવનું જે ભોક્તાપણું છે, તે તેઓને પ્રાપ્ત થતું નથી. કારણ કે ઇન્દ્રિયોને અર્થે દેવો છે. પણ ભોક્તાને અર્થે તેઓ નથી. (૧૬)

શિષ્ય–મુખ્ય પ્રાણ તથા અન્ય પ્રાણમાં શું ભિન્નતા છે, તે આપ કહેશો?

ગુરુઃ–અગીયાર પ્રાણો જે ગણાવ્યા છે, તે ઇન્દ્રિયોરૂપે છે. કારણ કે શ્રુતિમાં તે પ્રમાણે કહ્યું છે. આથી અગીયાર પ્રાણો મુખ્ય પ્રાણથી ભિન્ન છે જેમકે,-

## અધિકરણ ૮ મું–સૂત્ર ૧૭ મું.

## પ્રાણો શ્રેષ્ઠ પ્રાણથી ભિન્ન.

त इन्द्रियाणि तद्व्यपदेशादन्यत्र श्रेष्ठात्॥१७॥

સૂત્રાર્થ–આ અગીઆર પ્રાણો ઇન્દ્રિયોરૂપે છે. કારણ શ્રુતિ તે પ્રમાણે કહે છે. વળી મુખ્ય પ્રાણથી તે પ્રાણો ભિન્ન છે.(૧૭

ટીકાઃ-ગુરૂ–આપે એક પ્રાણ મુખ્ય કહ્યો તથા બીજા અગીઆર પ્રાણો ગણાવ્યા. આમાં મને એક પ્રકારનો સંદેહ થાય છે. શું મુખ્ય, પ્રાણના વૃત્તિભેદરૂપે બીજા પ્રાણો છે કે શું તે પ્રાણો તદન જૂદા જ છે? આ બેમાંથી શું ખરૂં છે? હું તો એમ ધારું છું કે, મુખ્ય પ્રાણના વૃત્તિભેદોરૂપે આ પ્રાણો છે.

ગુરૂ–આમ કેવી રીતે બને?

શિષ્યઃ–શ્રુતિમાં તે પ્રમાણે પ્રતિપાદન કર્યું છે. શ્રુતિ પ્રથમ મુખ્ય તથા ઇતર પ્રાણોનું નિરૂપણ કરે છે તથા છેવટમાં એમ સૂચન કરે છે કે,અન્ય પ્રાણો મુખ્યના આત્મારૂપે છે. જેમકે, "हन्तास्यैव सर्वे रूपमसामेति त एतस्यैव सर्वे रूपमभवन् (બૃ૦ ૧, ૫, ૨૧) અમે સર્વે મુખ્ય પ્રાણના સ્વરૂપરૂપે છીએ, આ રીતનો નિશ્ચય કરી તે પ્રાણો મુખ્ય પ્રાણના સ્વરૂપરૂપે થયા." વળી પ્રાણ એ એક શબ્દ હોવાથી બેઉના એકપણાનો નિશ્ચય થાય છે. નહિ તો પ્રાણ શબ્દનું અનેકાર્થપણુ જે ખોટું છે, તેનો પ્રસંગ આવી પડે. જો તેમ ન હોય તો સર્વ એક છે, અથવા મુખ્યરૂપે છે અથવા તો ભિન્ન છે, આ રીતની લક્ષણાનો પ્રસંગ આવે. માટે જેવી રીતે એક પ્રાણની પ્રાણ આદિ પાંચ વૃત્તિઓ છે, તે પ્રમાણે વાક્ આદિ અગિયાર વૃત્તિઓ છે.

ગુરૂ–પ્રાણથી વાક્ આદિઓ ભિન્ન તત્વરૂપે છે.

શિષ્ય–એમ કેવી રીતે બને?

ગુરૂઃ–ભિન્ન પ્રકારનું નિરૂપણ છે.

શિષ્ય–ભિન્ન પ્રકારે શું નિરૂપણ છે, તે કહેશો?

ગુરૂ–મુખ્ય પ્રાણનો ત્યાગ કર્યા પછી બાકી રહેલ પ્રકૃત પ્રાણો અગિયાર ઇન્દ્રિયોરૂપે છે, એમ કહેવામાં આવ્યું છે. શ્રુતિમાં આ રીતનું સૂચન કર્યું છે, જેમકે 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च (મુ૦ ૨,૧,૩) આત્મામાથી પ્રાણ, મન તથા સર્વ ઇન્દ્રિયોની ઉત્પત્તિ છે," ઇત્યાદિ શ્રુતિમાં પ્રાણનું નિરૂપણ જૂદું કર્યું છે તથા ઇન્દ્રિયોનું નિરૂપણ જૂદું કર્યું છે.

શિષ્ય–મન પણ ઇન્દ્રિયરૂપે હોવાથી પ્રાણની માફક મનનો પણ ત્યાગ કરવો જોઇએ. કારણ કે "मन सर्वेन्द्रियाणि च મન

તથા સર્વ ઇન્દ્રિયો" આ રીતે મનને ઇન્દ્રિયોથી જૂદી નિરૂપણ કરી છે.

ગુરૂ–તું કહે છે તે ખરું. સ્મૃતિમાં અગિયાર ઇન્દ્રિયો કહી છે તથા શ્રોત્રની માફક મનને પણ ઇન્દ્રિયતરીકે ગણ્યું છે. પણ પ્રાણને ઇન્દ્રિયતરીકે શ્રુતિ કે સ્મૃતિમાં ગણ્યો નથી. આ રીતે ભિન્ન નિરૂપણ હોવાથી પ્રાણ તથા ઇન્દ્રિયના તત્વમાં પણ ભેદ છે, એમ સિદ્ધ થાય છે. એક તત્વ છે, એમ લઈએ તો પ્રાણ એક રૂપે થઇ ઇન્દ્રિયના ઉપદેશને પ્રાપ્ત થાય તથા ન થાય, આ રીતનો પ્રતિષેધ પ્રાપ્ત થાય છે. માટે મુખ્યથી અન્ય તત્વરૂપે પ્રાણો છે. (૧૭)

શિષ્ય:–પ્રાણો મુખ્ય પ્રાણથી અન્ય તત્વરૂપે કેવી રીતે છે?

ગુરૂ–શ્રુતિમાં પ્રાણનું વાક્ આદિથી ભિન્ન વર્ણન છે. જેમકે,–

## અધિકરણ ૮ મું–સૂત્ર ૧૮ મું.

### શ્રુતિનું પ્રમાણ

भेदश्रुते. ॥ १८ ॥

સૂત્રાર્થ:–મુખ્યપ્રાણથી વાગાદિ ભિન્ન છે. આ રીતની શ્રુતિ છે. (૧૮)

ટીકા –ગુરૂ:–વાગ્આદિથી ભિન્નપ્રાણ છે. આ રીતે શ્રુતિમા કહ્યું છે. જેમકે, 'ते ह वाचमूचु' (બૃ૦ ૧, ૩, ૨,) બીજા દેવોએ વાક્ દેવતાને કહ્યું,' આ રીતની શરૂઆત કરી છેવટમાં કહ્યુ છે કે, તે સઘળા દેવોએ મુખમાં રહેલા પ્રાણને કહ્યું. આ રીતે અસુરનો નાશ કરનાવાળા મુખ્ય પ્રાણનો ભિન્ન ઉપદેશ છે. તે જ રીતે પ્રાણના ભેદ સંબંધી અનેક શ્રુતિઓ ઉદાહરણ તરીકે છે. જેમકે, "मनो वाचं प्राण तान्यात्मने कुरुत મન, વાક્ તથા પ્રાણ આને પ્રજાપતિએ પોતાને માટે કર્યાં." આથી પણ સિદ્ધ થાય છે કે અન્ય પ્રાણો મુખ્યથી ભિન્ન તત્વરૂપે છે. (૧૮)

શિષ્ય:–મુખ્ય પ્રાણ ભિન્ન છે, તેના સંબંધમા બીજું કંઇ કારણ હોય તો તે કહો.

ગુરૂ–પ્રાણ તથા ઇન્દ્રિયો બેઉ વિરૂદ્ધ ધર્મવાળા છે. આથી ૧૯મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૮ મું–સૂત્ર ૧૯ મું.

### મુખ્ય પ્રાણનું વિલક્ષણપણું.

वैलक्षण्याच्च॥ १९ ॥

સૂત્રાર્થ.–મુખ્ય તથા અન્ય પ્રાણોનું વિલક્ષણપણું છે.

ગુરુ:–મુખ્ય પ્રાણનું અન્ય પ્રાણથી વિલક્ષણપણુ છે. જ્યારે વાક્ આદિ સુષુપ્તિ અવસ્થામાં હોય છે ત્યારે મુખ્ય પ્રાણ એકલો જાગે છે. તે એકલો, જેમ અન્ય ઇન્દ્રિયો આસંગના દોષવાળી છે તેમ નથી. પ્રાણની સ્થિતિવડે જીવાત્મા દેહને ધારણ કરે છે તથા તેના નિકળવાથી દેહનું પતન થાય છે, પણ ઇન્દ્રિયોની સ્થિતિ કે ઉત્ક્રાંતિથી કંઇ થતું નથી. ઇન્દ્રિયો પોતાના વિષયોને જોવાના કારણરૂપે છે, પણ પ્રાણ તેમ નથી આથી પ્રાણ તથા ઇન્દ્રિયોનો લક્ષણભેદ હોવો જોઇએ. માટે ઇન્દ્રિયો અન્ય તત્વરૂપે છે. એમ સિદ્ધ થાય છે.

શિષ્યઃ–પણ કહ્યું છે કે, "त एतस्यैव सर्वे रूपमभवन् ( બૃ૦ ૧, ૫, ૨૧ ) આ સર્વે ઇન્દ્રિયો પ્રાણસ્વરૂપે થઇને રહી." આ શ્રુતિથી પ્રાણ ઇન્દ્રિયોરૂપે છે, એમ જે કહ્યું છે તેનું કેમ ?

ગુરુઃ–આ જે કહ્યું છે, તે અયુક્ત છે. ત્યાં જે કહેવામાં આવ્યું છે તે પૂર્વાપરનો સંબંધ જો જોઇએ છીએ તો ત્યાં પણ ભેદનીજ પ્રતીતિ થાય છે. કહ્યું છે કે, "वदिष्याम्येवाहमिति वाग्दध्रे (બૃ૦ ૧, ૫, ૨૧) વાગ્ દેવતાએ આ રીતનું વ્રત ધારણ કર્યું કે, પ્રાણ દેવતા નહિ હશે તોપણ બોલવાના વ્યાપારથી વિરામ નહિ પામું." આ રીતે વાગ્ આદિ સર્વે ઇન્દ્રિયો અનુક્રમે વ્રતને ધારણ કરવા લાગી. પણ "तानि मृत्युः श्रमो भूत्वोपयेमे तस्माच्छ्राम्यत्येव वाक् અર્થ–આ સર્વ ઇન્દ્રિયોનું મૃત્યુએ શ્રમરૂપે થઇ ગ્રહણ કર્યું. માટે વાગ્ દેવતા શ્રમને જ પામે છે." આ રીતે વાક્ આદિ સર્વ ઇન્દ્રિયોને મૃત્યુએ શ્રમરૂપે થઇ ગ્રહણ કરી. આ રીતે કહ્યા પછી આગળ કહ્યું છે કે, "अथेममेव नाप्नोद्योय मध्यम.प्राणः ( બૃ૦ ૧,૫,૨૧ ) મધ્યમ પ્રાણ મૃત્યુથી અભિભવને પામ્યો નહિ" આ રીતે પ્રાણ મૃત્યુથી અભિભવ પામ્યો નહિ, એમ શ્રુતિ પ્રાણને ભિન્નરૂપે નિરૂપણ કરે છે. વળી સર્વ ઇન્દ્રિયો કરતાં પ્રાણની શ્રેષ્ઠતાનો નિશ્ચય કરવાના સંબંધમા કહ્યું છે કે, "अयं वै नः श्रेष्ठः (બૃ૦૧,૫,૨૧)પ્રાણ આપણા સર્વ ઇન્દ્રિયો કરતાં શ્રેષ્ઠ છે." માટે વિરોધ વિના વાણી આદિએ કબૂલ કર્યું કે, આપણી સર્વ ચેષ્ટા પ્રાણને આધીન છે. આ રીતે વાણીઆદિ પ્રાણરૂપે થઇને રહી. આથી એમ નહિ માનવું કે, ઇન્દ્રિયોનું પ્રાણની સાથે તાદાત્મ્ય છે. માટે પ્રાણ શબ્દની ઇન્દ્રિયોમાં આ રીતની લક્ષણાવૃત્તિ છે કે, પ્રાણ સર્વ ઇન્દ્રિયોમાં શ્રેષ્ઠ છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, 'त एतस्यैव सर्वे रूपमभवन्। तस्मादेत एतेनाख्यायन्ते प्राणाः (બૃ૦ ૧, ૫, ૨૧) તે સર્વ પ્રાણનારૂપે થયા. માટે આ ઇન્દ્રિયો મુખ્ય પ્રાણને લઈ પ્રાણરૂપે કહેવામાં આવે છે." આ રીતે મુખ્ય પ્રાણવાચક પ્રાણ શબ્દની ઇન્દ્રિયોમાં લાક્ષણિક વૃત્તિનું નિરૂપણ છે. માટે પ્રાણથી ઇન્દ્રિયો અન્ય તત્વોરૂપે છે. (૧૯)

શિષ્યઃ–જીવ નામ તથા રૂપવડે વ્યક્ત થયો કે પરમાત્મા નામ તથા રૂપવડે વિકારભાવને પામ્યા. આના સંબંધી મને શંકા થાય છે. તે આપ મટાડશો.

ગુરુઃ–પૃથ્વી, જળ તથા તેજને ત્રણ ત્રણરૂપે કરવાવાળા પરમાત્માનું જ નામ તથા રૂપવડે વિકારભાવને પામવું છે. પણ જીવનું નથી. કારણ કે શ્રુતિમાં પણ તે પ્રમાણે કહ્યું છે. જેમકે;–

## અધિકરણ ૯મું–સૂત્ર ૨૦મું. પરમાત્માનો નામ તથા રૂપવડે વિકાર.

**संज्ञामूर्तिक्लृप्तिस्तु त्रिवृत्कुर्वत उपदेशात्॥२०॥**

સૂત્રાર્થ –શ્રુતિથી એમ સિદ્ધ થાય છે કે, *ત્રણ ત્રણ પ્રાણના વિભાગને કરવા-

* પ્રથમ પૃથ્વી, જળ તથા તેજ આ ત્રણ દેવરૂપે પરમાત્મા થયા. પછી તે ત્રણેમાંથી દરેક બબે ભાગરૂપે થયા ત્યાર પછી એકેક બીજા બબે ભાગ સાથે જોડાયો. આનું નામ ત્રિવૃત્કરણ છે.

વાળા પરમાત્માનુંજ નામ તથા રૂપવડે વ્યક્ત થવું છે. (૨૦)

શિષ્ય–શ્રુતિમાં તેજ, જળ તથા પૃથ્વીની ઉત્પત્તિનું નિરૂપણ કર્યા પછી કહ્યું છે કે, "सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणीति । तासां त्रिवृतमेकैकां करवाणीति ( છા૦ ૬,૩,૨)અર્થઃ–તે દેવે અર્થાત્ અગ્ને ઇચ્છા કરી કે, જીવાત્મારૂપે કહેલ ત્રણ પ્રકારનાં ભૂતોમાં પ્રવેશ કરી, જૂદા જૂદા નામો તથા રૂપોવડે હું બહુરૂપે થાઉં." આ સ્થળે મને શંકા એ થાય છે કે, નામ તથા રૂપવડે વિકાર ભાવને પામવું, એમાં જીવનું કર્તાપણું છે કે પરમાત્માનું કર્તાપણું છે? મારૂં માનવું તો એવું છે કે, નામ તથા રૂપવડે વિકારભાવને પામવા રૂપ કર્તાપણું જીવનું જ છે. કારણ કે શ્રુતિમાં આ રીતે વિશેષણ આપ્યું છે કે, આ જીવાત્માએ પ્રવેશ કર્યો. જેવી રીતે રાજા પોતાના ચારને પર લશ્કરમાં મોકલી તેનું બળ કેટલું છે તે સંબંધી ગણના કરે છે ત્યારે હું પર સૈન્યની ગણના કરૂં, આ રીતે બોલે છે. અહીં જો કે સૈન્યની ગણનામાં કર્તાપણું ચારનું છે, છતાં રાજા પોતામાં અધ્યારોપ કરી, હું ગણત્રી કરૂં, આ રીતે પ્રથમ પુરુષ વાપરે છે. તેજ પ્રમાણે નામ તથા રૂપના વિકારરૂપે જીવનું કર્તાપણું હોવા છતાં પરમાત્મા પોતે પ્રયોજકરૂપે હોવાથી તેઓ પોતામાં આરોપણ કરે છે કે, હું નામ તથા રૂપવડે વિકારને પામું. આ પ્રમાણે પોતે પ્રથમ પુરૂષની યોજના કરે છે. તેમજ ડિત્થ તથા ડવિત્થઆદિ પ્રત્યય લાગીને થતા નામોમાં તથા ઘટ શરાવઆદિરૂપમા જીવનું જ વિકારભાવને પામવાપણું જોવામાં આવે છે. માટે નામ તથા રૂપવડે વિકાર પામવારૂપ કર્તાપણું જીવનુંજ છે, પણ પરમાત્માનું નથી, એમ મારૂં માનવું છે

ગુરૂઃ–આના સંબધમા હું તને જે ઉપદેશ કહું તે સાંભળ. પરમાત્માની નામ તથા રૂપવડે વિકૃતિ છે મૂળ સૂત્રમાં જે तु શબ્દ આપ્યો છે, તેવડે પૂર્વ પક્ષને તોડે છે. સંજ્ઞા તથા મૂર્તિની કલ્પના કરવી અર્થાત્ નામ તથા રૂપવડે વિકાર પામવું. ત્રણપણાને કરવાવાળા ઇત્યાદિ શબ્દથી પરમાત્માનુંજ સૂચન થાય છે. કારણ કે ત્રણ ત્રણરૂપે કરવામાં અપવાદ વિના પરમાત્માનુંજ કર્તારૂપે નિરૂપણ છે. સંજ્ઞા તથા મૂર્તિરૂપે અગ્નિ, આદિત્ય, ચંદ્રમા તથા વિદ્યુતરૂપે જે કલ્પના છે, તેમજ દર્ભ, કાશ, પલાશઆદિમા તથા પશુ, મૃગ તથા મનુષ્યઆદિમા ભિન્ન ભિન્ન પ્રકારની આકૃતિ તથા અભિવ્યક્તિ છે, તે ખરેખર પરમાત્માની જ આકૃતિ તથા અભિવ્યક્તિ છે. તેજ, જળ તથા અન્નના નિર્માણ કર્તા પરમાત્માનુંજ કર્તાપણું થવું યોગ્ય છે.

શિષ્યઃ–આ જીવાત્માવડે પ્રવેશ કર્યો, આ રીતના વિશેષણથી જીવનું કર્તાપણું છે તથા જીવનું વિકાર પામવાનું કહેલું છે.

ગુરૂ–ના, તેમ નથી. "આ જીવાત્માવડે" આ શબ્દને પ્રવેશ કરવાની સાથે સંબધ છે, પણ જીવાત્માવડે હું વિકારને પામું એમ નથી. જીવની સાથે સંબંધ હોય તો 'હું વિકારને પામું' એમ જે પ્રથમ પુરૂષ વાપર્યો છે તે નિરર્થક ઠરશે. અનેક પ્રકારનાં તથા નામ રૂપવાળાં ગિરિ, નદી તથા સમુદ્ર આદિમા જીવના વિકારરૂપે થવાની શક્તિ નથી. જેઓમાં તે શક્તિ છે, તેઓમા તે શક્તિ પરમાત્માને અધીન છે. વળી જીવ, જેમ રાજાથી તેનો દૂત ભિન્ન નથી, તેમ પરમેશ્વરથી અત્યંત ભિન્ન નથી. કારણ કે જીવની સાથે આત્મા એવું વિશેષણ શ્રુતિમાં આપ્યું છે. પણ જીવ ભાવ ઉપાધિવડે બંધાયલો છે, માટે નામ તથા રૂપવડે જીવનું વિકાર પામવું કહ્યું હોય તે પરમેશ્વરવડેજ થયલું જાણવું. વળી સર્વ ઉપનિષદોનો સિદ્ધાંત છે કે, પરમેશ્વરજ નામ તથા રૂપવિશે વિકારરૂપે થનારા છે. કહ્યુ છે કે, "आकाशो ह वै नाम नामरूपयोर्निर्वहिता (છા૦ ૮,૧૪,૧) ખરેખર જેને આકાશ કહી કહેવામાં આવે છે તે નામ તથા રૂપવડે બનેલું છે." માટે ત્રણ ત્રણપણાનો વિભાગ કરનાર પરમાત્માનુંજ કર્મ, નામ તથા રૂપવડે વિકાર પામવાનું છે. અહી જે નામ તથા રૂપવડે વિકાર પામવાનું કહેલું છે, તે પરમાત્માએ ત્રણ ત્રણપણાવડે વિભાગ પાડયા પછી જ છે. કારણ કે તેજ, જળ તથા અન્નની ઉત્પત્તિ કહેવા પછી દરેક વસ્તુનું નામ રૂપવડે વિકાર પામવાનું નિરૂપણ કર્યું છે. શ્રુતિએ અગ્નિ, આદિત્ય, ચંદ્ર તથા વિદ્યુતમાં ત્રણ પ્રકારે થવાનું સૂચન કર્યું છે. જેમકે "यदग्ने रोहितं रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्य (છા૦ ૬, ૪, ૧,) અર્થ–અગ્નિની રક્તતા તેજથી ઉત્પન્ન થાય છે, શ્વેતતા જળથી તથા કૃષ્ણરૂપતા પૃથ્વીથી મેળવાય છે." આ અગ્નિ છે, આ રીતે રૂપનો વિકાર થાય છે. જ્યારે આ રીતે રૂપનો વિકાર થાય છે ત્યારે અમુક પદાર્થની પ્રાપ્તિ થાય છે. ત્યાર પછી આ તો અગ્નિ છે, આ રીતે નામરૂપે તે વસ્તુ વિકારને પામે છે. આજ પ્રમાણે આદિત્ય, ચંદ્ર તથા વિદ્યુતના સંબંધમાં પણ જાણી લેવું. આ અગ્નિઆદિના ઉદાહરણ આપવાથી પૃથ્વી, જળ તથા તેજસ્વરૂપ ત્રણ દ્રવ્યમાં પણ સામાન્ય રીતે ત્રણરૂપે વિકાર પામવાનું કહેલું છે, એમ જાણવું કારણ કે, ઉપક્રમ તથા ઉપસંહારવિશે આ દ્રવ્યોનું સરખાપણું છે. આ સ્થળે ઉપક્રમ નીચે પ્રમાણે છે. જેમકે "इमास्तिस्रो देवतास्त्रिवृतं त्रिवृतमेकैका भवति છા૦ ૬, ૩, ૪) દેવે તે ત્રણે દેવોને ત્રણ ત્રણ રૂપે કર્યા." વળી સામાન્ય રીતે ઉપસંહાર નીચે પ્રમાણે છેઃ– "यदु रोहितमिवाभूदिति तेजसस्तद्रूपम् અર્થ– અગ્નિની રક્તતા તેજથી ઉત્પન્ન થાય છે. વગેરે" વળી કહ્યુ છે કે "यदविज्ञातमिवाभूदित्येतासामेव देवतानां समास इति (છા૦૬,૪,૬,૭) તેઓને જે જે વસ્તુઓ જણાઈ, તેને તેને

તેઓએ ત્રણ દેવતાના સમુદાય રૂપે માની લીધી." એમ છેવટમાં કહ્યું છે. (૨૦)

શિષ્યઃ–જેવી રીતે બાહ્યરૂપે આ ત્રણ દેવોનું ત્રણ ત્રણ રૂપે થવાનું કહેલ છે, તેજ પ્રમાણે અધ્યાત્મરૂપે પણ તેઓનું ત્રણ ત્રણ સ્વરૂપે થવાનું કહેલ છે. જેમકે, "इमास्तिस्रो देवताः पुरुषं प्राप्य त्रिवृत्त्रिवृदेकैका भवति (છા. ૬,૪,૭) દરેક ત્રણ દેવતા વસ્તુ જીવતા પ્રાણીમાં ત્રણ ત્રણના સમૂહરૂપે થાય છે." આ કેવી રીતે બને છે, તે સંબંધી આપ મને સમજાવશો.

ગુરુઃ–આ તારી શંકાનું નિરાકરણ કરવા માટે જ શ્રુતિ અનુસારે કહ્યું છે કે, જેમ પૃથ્વીના કાર્યરૂપે માંસાદિ છે, તેમ મૂત્રાદિ જળના કાર્યરૂપે છે તથા હાડકાં મજ્જાદિ તેજના કાર્યરૂપે છે આથી જ વ્યાસ ભગવાને ૨૧મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૯મું–સૂત્ર ૨૧ મું. માંસાદિ પૃથ્વી આદિના કાર્યરૂપે.

मांसादि भौमं यथाशब्दमितरयोश्च ॥२१॥

સૂત્રાર્થઃ–શ્રુતિના અનુસારે માંસાદિ કાર્ય ભૂમિનું છે, તેમ જળ તથા તેજના કાર્યરૂપે અન્ય પદાર્થો છે. (૨૧)

ટીકા–ગુરુઃ–ત્રણ ત્રણ પ્રકારે કરેલી તથા પુરૂષવડે ભોગવાયલી ભૂમિમાંથી માંસાદિ કાર્યની ઉત્પત્તિ શ્રુતિને અનુસારે થયલી છે. શ્રુતિમાં કહ્યું છે કે, "अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यम स्तन्मांसं योऽणिष्ठस्तन्मन (છા૦ ૬, ૫, ૧) જે અન્નનું ભક્ષણ કરવામાં આવે છે, તે પણ ત્રણરૂપે થાય છેઃ–સ્થૂલ ભાગ પુરીષ–નરકરૂપે થાય છે, મધ્યમ ભાગ માંસરૂપે બને છે તથા સૂક્ષ્મ ભાગ મનરૂપે થાય છે." ત્રણ પ્રકારે કરાયલી ભૂમિનું વ્રીહિ તથા યવઆદિ અન્નરૂપે કરી ભક્ષણ થાય છે; આ રીતનું તાત્પર્ય છે. આ ભૂમિનો સ્થૂલ ભાગ નરકરૂપે બહાર નીકળે છે. મધ્યમ ભાગ અધ્યાત્મરૂપે માંસનો વધારો કરે છે તથા છેક અણુ ભાગનું મન બને છે. આ જ રીતે જળ તથા તેજના કાર્યરૂપે શ્રુતિમાં કહેવા પ્રમાણેની વસ્તુઓ થાય છે, એમ જાણવું. તેમાં જળના કાર્યરૂપે મૂત્ર, લોહિત તથા પ્રાણ છે, તેજના કાર્યરૂપે હાડકાં, મજ્જા તથા વાણી છે. (૨૧)

શિષ્ય–સામાન્ય રીતે શ્રુતિથી એમ સિદ્ધ થાય છે કે, ભુત તથા ભૌતિક સર્વ વસ્તુ ત્રણ ત્રણ પ્રકારે કરાયલી છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, "तासां त्रिवृतं त्रिवृतमेकैकामकरोत् અર્થ.–દેવસ્વરૂપ એવા તેઓમાંના દરેકને ત્રણ ત્રણ રૂપે કર્યા." જો એમ છે તો પછી "આ તેજ છે, આ જળ છે તથા આ અન્ન છે." તેમ જ ભક્ષણ કરેલ અન્નના કાર્યરૂપ માંસાદિ અધ્યાત્મારૂપે છે, પાન કરેલ જળના કાર્યરૂપે લોહિત આદિ છે તથા ભોગવેલ તેજના કાર્યરૂપે અસ્થિ આદિ છે. આ રીતે શ્રુતિને વધારે ઉપદેશ કરવાની શી જરૂર છે ?

ગુરૂઃ–તેનું કારણ એ છે કે, જળ તથા પૃથ્વીનાં જે કાર્યો છે, તે વિકાર પામે

પછી અધિક સ્વરૂપે જણાય છે, માટે તે સર્વનો અધિકરૂપે ઉપદેશ શ્રુતિએ કર્યો છે. આ રીતે ૨૨મા સૂત્રમાં કહ્યુ છે કે;-

## અધિકરણ ૯ મું- સૂત્ર ૨૨ મું.

### જળાદિનો વિશેષ ઉપદેશ

वैशेष्यात्तु तद्वादस्तद्वाद. ॥ २२ ॥

સૂત્રાર્થઃ-વિશેષરૂપે હોવાથી શ્રુતિમા બહુ પદોનો ઉપદેશ છે. (૨૨)

ટીકાઃ-શુરૂ -મૂળમાં જે तु શબ્દ આવ્યો છે, તે પૂર્વની શંકાને ટાળવા માટે છે. વિશેષનો જે ભાવ, તે વૈશેષ્ય કહેવાય અર્થાત્ પુષ્કળપણુ. આ ત્રણ ત્રણ પ્રકારે કરવા છતાં કોઇકવેળા કેટલાક ભૂતનું અધિકપણું જોવામાં આવે છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, "अग्नेस्तेजो भूयस्त्वमुदकस्या भूयस्त्व पृथिव्या अन्नभूयस्त्वम् અર્થઃ- અગ્નિમા તેજની વિશેષતા છે, જળમાં અપ્ભૂતની અધિકતા છે તથા પૃથ્વીમાં અન્નની અધિકતા છે." વ્યવહારની પ્રસિદ્ધિને માટે આ ત્રણ ત્રણ પ્રકારે કરવાનું કહેલું છે પણ જેમ ત્રણ રજ્જુને એકઠી કરી દોરડું બનાવવામા આવે છે, તેમ ત્રણ ભૂત સબંધી વ્યવહાર ભિન્ન ભિન્ન લોકોને મન જણાય, માટે આ ત્રિવૃત કરણનું દૃષ્ટાંત આપ્યું છે. માટે જો કે ત્રિવૃતકરણ છે, છતાં ભૂત ભૌતિકવાળા તેજ, જળ તથા અન્નનો અધિક વાદ અધિકપણાને લીધે કહેલો છે અહીં વાદ પદની પુનરાવૃત્તિ કરી છે, તે અધ્યાયની સમાપ્તિને લઇને છે (૨૨)

॥ इति श्री मच्छंकरभगवत्पूज्यपादकृतौ शारीरकमीमांसाभाष्ये चद्रशंकरात्मज छोटालालशर्मणा कृतभाष्यानुवादे द्वितीयाध्यायस्य चतुर्थ पाद.



# તૃતીય અધ્યાય.

## નિદિધ્યાસન નિરૂપણ.

## ભૂમિકા.



ગુરૂઃ—બીજા અધ્યાયમાં વેદાંતમાં કહેલા બ્રહ્મજ્ઞાનમાં સ્મૃતિ તથા ન્યાયશાસ્ત્રમાં જે કાંઈ વિરોધ છે, તેનો પરિહાર મેં તારી આગળ કર્યો. વળી મેં તારી આગળ વિસ્તારથી નિરૂપણ કર્યું કે, પર પક્ષો સ્વીકારવા યોગ્ય નથી. વળી શ્રુતિમાં પણ જ્યાં જ્યાં વિરોધતા આવે છે, તે સંબંધી પણ મેં તારી આગળ નિરાકરણ કર્યું વળી તને દાખલાઓ આપી સમજાવ્યું કે, જીવથી ભિન્ન જેટલાં તત્વો છે, તે જીવના સાધનોરૂપે છે તથા તેની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થાયછે. હવે આ ત્રીજા અધ્યાયમાં ઉપકરણથી ઉપહિત થયલા જીવની સંસારમાં કેવા પ્રકારની ગતિ થાય છે; જીવની કેવી કેવી અવસ્થાઓ છે, બ્રહ્મનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, વિદ્યામાં શા ભેદ તથા અભેદ રહેલા છે, વળી ગુણનો સંહાર થાય છે કે નથી થતો તે સંબંધી, વળી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી કેવા પ્રકારની મોક્ષની સિદ્ધિ થાય છે તે સંબંધી, સમ્યક્જ્ઞાનની પ્રાપ્તિમાં શા ઉપાયો છે તથા કેવા પ્રકારની વિધિઓ છે, તેમજ મુક્તિરૂપી ફળ કોઈ રીતના પણ નિયમથી રહિત છે, આ સર્વ પ્રકારનું વર્ણન હું આ ત્રીજા અધ્યાયમાં તારી આગળ કરીશ. તેમ જ પ્રસંગને અનુસરી જે જે બીજી ન્યુનતાઓ હશે, તેનું પણ નિરૂપણ કરીશ.

### પ્રથમપાદ-સંહારના અવસ્થા ભેદ.

ગુરૂઃ—આ પ્રથમ પાદમાં વૈરાગ્યના હેતુને લઈ પંચાગ્નિ વિદ્યાનો આશ્રય કરી સંહારની અવસ્થામાં શા ભેદ છે, તેનું તારા સમક્ષ હું નિરૂપણ કરીશ.

શિષ્યઃ—જીવ જ્યારે પૂર્વદેહનો ત્યાગ કરી અન્ય દેહને પામે છે ત્યારે તે પ્રાણ ઇન્દ્રિયો, મન, અવિદ્યા, કર્મ તથા જન્માંતરના સંસ્કારને સાથે લે છે કે કેમ ?

ગુરુઃ—આ જ કારણથી કહ્યું છે કે, ભૂતોના સૂક્ષ્મ ભાગ સાથે જોડાયલો જીવ અન્યદેહની પ્રાપ્તિ કરે છે. આ જ ભાવ દર્શાવવા ૧ લા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૧ લું-સૂત્ર ૧લું.

## જીવનો સૂક્ષ્મ ભૂત સાથે સંબંધ.

तदन्तरप्रतिपत्तौ रंहतिसंपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् ॥ १ ॥

સૂત્રાર્થ—જીવ સૂક્ષ્મ ભૂતોની સાથે જોડાઇને જીવનેં અન્યદેહની પ્રાપ્તિ થાય છે. કારણ કે શ્રુતિમાં પ્રશ્નોત્તરરૂપે આ બાબત કહેલી છે. (૧)

ટીકાઃ શિષ્ય-વેદાંતમાં કહ્યું છે કે, "तस्माज्जुगुप्सेत મનુષ્યે કર્મમાંથી વિરામ પામવું જોઇએ" વળી મુખ્ય પ્રાણવાળો, ઇન્દ્રિયોથી યુક્ત, મન યુક્ત, તેમજ અવિદ્યા, કર્મ તથા પૂર્વના સંસ્કારથી જકડાયલો જીવ, પૂર્વના દેહનો ત્યાગ કરી અન્ય દેહને પામે છે, એમ માનવામાં આવે છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "अथैनमेते प्राणा अभिसमायन्ति (બૃ૦ ૪,૪,૨) મરણ સમયે વાક્ આદિ ઈન્દ્રિયો હૃદયમાં જીવની સાથે એકરૂપે થાય છે." તથા તે જ શ્રુતિના છેવટમાં કહ્યું છે કે, "अन्यन्नवतर कल्याणतर रूप कुरुते (બૃ ૪,૪,૪) અન્ય, નવા, વધારે કલ્યાણકારી દેહાંતરને જીવ પ્રાપ્ત થાય છે." આમ સંસારનું જ્યાં નિરૂપણ કર્યું છે ત્યાં શ્રુતિવિશે આ રીતે કહ્યું છે. કારણકે જીવને અન્ય દેહની પ્રાપ્તિ હોય, તો જ જીવને ધર્મ તથા અધર્મરૂપ ફળના ઉપભોગનો સંભવ હોઈ શકે. હવે આ સ્થળે શંકા એ થાય છે કે, દેહના બીજરૂપ સૂક્ષ્મ તો સાથે જોડાયા વિના જીવનું એક દેહમાંથી ઉત્ક્રમણ થાય છે કે સૂક્ષ્મ ભૂતોની સાથે જોડાઇને તે જીવ અન્ય દેહની પ્રાપ્તિ કરે છે ? આ બેમાંથી ખરૂં શું હશે ? મારૂં માનવું તો એમ છે કે, જીવ અન્ય સૂક્ષ્મ ભૂતો સાથે જોડાતો નથી. કારણ કે શ્રુતિમાં ઇન્દ્રિયોને ઉપાદાન કારણરૂપે કહી છે, પણ ભૂતોને ઉપાદાન કારણરૂપે કહ્યાં નથી. શ્રુતિમાં કહ્યું છે કે "स एतास्तेजोमात्राः समभ्याददान (બૃ૦ ૪, ૪, ૧) તેજવડે પૂર્ણ રીતે પ્રકાશતાં પ્રાણોને સમ્યક્ પ્રકારે ગ્રહણ કરી, આ આત્મા હૃદયમાં પ્રવેશ કરે છે." આ શ્રુતિમાં તેજોમાત્રા શબ્દવડે ઇન્દ્રિયોનું ઉપાદાન કારણરૂપે નિરૂપણ કર્યું છે. કારણ કે આ શ્રુતિના છેવટમાં ચક્ષુ આદિ ઇદ્રિયનું નિરૂપણ કર્યું છે. આ રીતે ઇદ્રિયોને ઉપાદાનરૂપે કહી છે, પણ ભૂત માત્રાને ઉપાદાનરૂપે કહી નથી. વળી સર્વત્ર ભૂતના અવયવો સુલભ છે. જ્યાં નવા દેહમાં પ્રવેશ કરવાનો હોય છે, તે દેહ પૂર્વથી અસ્તિત્વરૂપે હોય છે, તો પછી અવયવોને લઇ જવું કહેવું, એ નિરર્થક છે. માટે સૂક્ષ્મ ભૂતથી જોડાયા વિના જીવ ગમન કરે છે, એમ મારૂં માનવું છે.

ગુરુઃ—આના સંબંધમાં વ્યાસ ભગવાન્ કહે છે કે, દેહાંતરની પ્રાપ્તિમાં સૂક્ષ્મ ભૂતો સાથે જોડાઇને જીવ ગમન કરે છે. અર્થાત્ એમ માનવું જોઇએ કે, દેહાંતરની પ્રાપ્તિમાં દેહના બીજરૂપ સૂક્ષ્મ ભૂત સાથે જોડાયલો જીવ ગમન કરે છે.

શિષ્યઃ—આમ માનવાનું શું કારણ છે?

ગુરુઃ—આનું નિરૂપણ પ્રશ્નોત્તરરૂપે

શ્રુતિમાં કહેલુંછે. શ્રુતિમાં નીચે પ્રમાણે પ્રશ્ન છે. "वेत्थ यथा। पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति" (છાં૦ ૫, ૩, ૩,) જૈવલી રાજાએ શ્વેતકેતુને પાંચમો પ્રશ્ન એ પૂછયો કે, જળ અર્થાત્ અગ્નિહોત્રના પય, ઘૃતાદિ પાંચમી આહુતિ પુરૂષરૂપ કહેવામાં આવે છે, તેનું શું કારણ, તે શું તું જાણે છે? આના ઉત્તરમાં શ્રુતિ વિષે એ પ્રમાણે કહેલું છે કે, સ્વર્ગ, વૃષ્ટિ, પૃથ્વી, પુરૂષ તથા સ્રીરૂપ પાંચ અગ્નિમાં શ્રદ્ધા, સોમ, વૃષ્ટિ, અન્ન તથા રેતરૂપ પાંચ આહુતિઓ કહેલી છે. જેમકે, "इति तु पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति (છાં૦૫,૯,૧) પાંચમા હવિનું જળનું પુરૂષ રૂપ કહેવાય છે." માટે જળથી સંલગ્ન થયેલો જીવ ગમન કરે છે, એમ સિદ્ધ થાય છે.

શિષ્યઃ—બીજી શ્રુતિમાં એમ કહેલું છે કે, જ્યાંસૂધી જીવને અન્ય દેહની પ્રાપ્તિ થતી નથી ત્યાંસૂધી તે જીવ જળોની માફક પૂર્વના દેહનો ત્યાગ કરતો નથી. જેમકે, "तद्यथा तृणजलायुका(બૃ૦૪,૪,૩,) જેવી રીતે તૃણમાં રહેલી જળો બીજા તૃણનો આશ્રય લેવા માટે પ્રથમના તૃણના છેવટના ભાગમાં જાય છે."

ગુરૂઃ—પણ આસંગથી રહિત જીવને જળોની ઉપમા આપી છે, તેનું કારણ એ કે, કર્મવડે કરીને નિર્માણ થયેલ પ્રાસવ્ય નવા દેહ વિષે ભાવનાનું પુષ્કળપણું હોય છે. આથી જળોને જીવ સાથે સરખાવી છે. તેમાં કોઇ પ્રકારે વિરોધ આવતો નથી. આ રીતે શ્રુતિમાં કહેવા પ્રમાણે જ્યારે જીવને અન્ય દેહની પ્રાપ્તિ થાય છે ત્યારે પુરૂષની બુદ્ધિથી ઉત્પન્ન થયેલી જે જે કલ્પનાઓ હોય છે, તે તે કલ્પનાઓ પ્રમાણે પ્રાપ્ત કર્મને લીધે થાય છે. કારણ કે અન્યદેહની પ્રાપ્તિમાં ઇદ્રિયો તથા આત્મા વ્યાપીને રહેલાં હોય છે. અહીં કેવળ વાસનાઓની વૃત્તિનો લાભ કેવળ આત્માને હોય છે. કારણ કે ઇદ્રિયો તો દેહની માફક નવીન જ હોય છે તથા તે ઇદ્રિયો પોતપોતાના ભોગના સ્થાન વિષે ઉત્પન્ન થાય છે. અથવા તો કેવળ મન જ ભોગના સ્થાનપ્રતિ જતું હોવું જોઇએ. માટે જેમ પોપટ એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર જઇને બેસે છે, તેમ જ, જીવ એક દેહમાંથી નીકળી અન્ય દેહને પામે છે. આ સઘળી કલ્પનાઓ ખોટી છે. કારણ કે તેમાં શ્રુતિનો વિરોધ આવે છે. (૧)

શિષ્યઃ—ઉપર કહેલા પ્રશ્નોત્તરવડે કેવળ જળથી સંલગ્ન થયેલો જીવ ગમન કરે છે અર્થાત્ અન્ય દેહને પામે છે. કારણ કે શ્રુતિમાં જળ શબ્દનું વર્ણન કરેલું છે. જ્યારે એમ છે તો પછી સઘળા સૂક્ષ્મ ભૂતોની સાથે જોડાયલો જીવ ગમન કરે છે, એમ સામાન્ય પ્રતિજ્ઞા આપવાનું શું કારણ.

ગુરૂઃ—આનું કારણ એ કે, દ્રવાત્મક જળનું અધિકપણું હોવાથી જળને મુખ્ય ગણેલું છે તથા અન્ય ભૂતોને પછી ગ્રહણ કર્યાં છે. આ પ્રમાણે બીજા સૂત્રમાં કહ્યું છે કે;-



## અધિકરણ ૧ લું-સૂત્ર ૨ જું.

### જળ ત્રણ પ્રકારના કાર્યરૂપે.

त्र्यात्मकत्वात्तु भूयस्त्वात् ॥२॥

સૂત્રાર્થઃ-વળી જળ પણ ત્રણ પ્રકારના કાર્યરૂપે છે. માટે અહીં જળનો નિર્દેશ કરવાનું કારણ એ કે, જળની અધિકતા છે. પણ ખરૂં જોતા જીવ કેવળ જળથી જ યુક્ત હોતો નથી (૨)

ટીકા ગુરુ-મૂળમાં જે तु શબ્દ આપેલો છે, તે વડે ઉત્પન્ન થતી શંકાનું નિરૂપણ કરવામાં આવ્યું છે. વળી ત્રણ ત્રણ પ્રકારે ભૂતોના વિભાગ પાડવાવાળી શ્રુતિમાં કહેલું છે કે, જળ પણ ત્રણ પ્રકારના કાર્યરૂપે છે. માટે જળને જ્યા અન્યદેહના ઉત્પાદકરૂપે માન્યું છે, ત્યાં આગળ બીજાં પણ એ ભૂતોની અર્થાત્ અન્નની તથા તેજની અવશ્ય ગણના કરવી જોઇએ. વળી દેહ ત્રણ ભૂતના કાર્યરૂપે છે. કારણ કે તેજ, જળ, તથા અન્ન આ ત્રણે ભૂતોના કાર્યની પ્રાપ્તિ દેહવિશે હોય છે. વળી વાત, પિત્ત, તથા શ્લેષ્મ, આ ત્રણવડે દેહ ત્રણ ધાતુવાળો છે, જેથી તેને ત્રણના કાર્યરૂપે કહેવામાં આવે છે. જળ સિવાયના અન્ય ભૂતોનો સ્વીકાર કર્યા વિના કેવળ જળવડે કરીને અન્ય દેહની પ્રાપ્તિ કરવા જીવ શક્તિમાન્ નથી માટે જળના અધિકપણાને લઇ જળ પુરૂષવાચક થાય છે. બીજું શ્રુતિના પ્રશ્નોત્તરમાં જે જળ શબ્દ ગ્રહણ કર્યો છે, તેથી કેવળ જળને ગ્રહણ કરવું નહિ. કારણકે સઘળા દેહમાં રસ તથા રૂધિરઆદિ જળવાળાં પદાર્થોનું અધિકપણુ જોવામા આવે છે.

શિષ્ય:-દેહમાં તો પૃથ્વીરૂપ દ્રવ્યનો વિશેષ ભાગ જોવામાં આવે છે.

ગુરૂ:-આમાં દોષ જેવું કશું નથી. અન્યની અપેક્ષાવડે જળનું અધિકપણું થશે. કારણ કે આપણે જોઈએ છીએ કે, દેહના બીજરૂપ શુક્ર તથા શોણિતવિષે દ્રવાત્મક પદાર્થની વિશેષતા છે. વળી અન્ય દેહની પ્રાપ્તિના સંબંધમાં કર્મ નિમિત્ત કારણરૂપે છે. વળી અગ્નિહોત્રાદિ કર્મો, સોમવલ્લી, આજ્ય તથા જળાદિ, દ્રવાત્મક પદાર્થોને અધીન છે. કર્મની સાથે સમવાયક સંબંધ રાખનારૂં જળ શ્રદ્ધા શબ્દવાળું કહેલું છે. આ જળનો કર્મની સાથે સ્વર્ગાત્મક અગ્નિવિષે હોમ કરવામાં આવે છે. આ પ્રમાણે કહેવામાં આવશે. આમ હોવાથી પણ એમ સિદ્ધ થાય છે કે, જળની અધિકતા છે. વળી આ અધિકતાને લીધે જળ શબ્દ દેહના બીજરૂપ સઘળા સૂક્ષ્મ ભૂતોના ઉપાદાન કારણરૂપે છે, એમ કહેવું વ્યાજબી છે.(૨)

શિષ્ય:-જીવની ગતિ સાથે અન્ય કયા પદાર્થની ગતિ છે?

ગુરૂ-પ્રાણની પણ જીવની સાથે ગતિ થાય છે. આથી કહ્યું છે કે,-

## અધિકરણ ૧લું-સૂત્ર ૩જું.

### પ્રાણની ગતિ.

प्राणगतेश्च ॥ ३ ॥

સૂત્રાર્થઃ-વળી પ્રાણોની ગતિ પણ શ્રુતિમાં કહેલી છે. માટે જળની પણ ગતિ છે, એમ જાણવું. (૩)

ટીકાઃ–ગુરૂઃ–શ્રુતિમાં કહેલું છે કે, અન્ય દેહની પ્રાપ્તિ થવામાં પ્રાણનું પણ ગમન હોય છે. કારણ કે, तमुत्क्रामन्त प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्त सर्वे प्राणा अनूत्क्रामन्ति (બૃ૦ ૪,૪,૨) જ્યારે વિજ્ઞાનમય આત્મા જતો રહે છે, ત્યારે મુખ્ય પ્રાણ પણ તેની સાથે બહાર નીકળી જાય છે તથા મુખ્ય પ્રાણ જેવો બહાર નીકળે છે કે તેની સાથે સર્વે પ્રાણો પણ બહાર નીકળી જાય છે." વળી પ્રાણની આ રીતની ગતિ આશ્રય વિના સંભવી શકે નહિ. આથી સિદ્ધ થાય છે કે, અન્ય ભૂતોથી ઉત્પન્ન થયેલ તથા પ્રાણના આશ્રયરૂપ જળની પણ ગતિ પ્રાણની ગતિ સાથે હોવી જોઇએ. કારણ કે આશ્રય વિના પ્રાણનું અથવા તો સ્થિતિ હોતાં નથી. કારણ કે આપણે જીવતા દેહમાં પ્રાણને જળના આશ્રયરૂપે જોઇએ છીએ. (૩)

શિષ્યઃ–જીવની સાથે પ્રાણની ગતિ હોતી નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, પ્રાણની ગતિ અગ્નિઆદિ વિષે થાય છે.

ગુરૂઃ–આ શ્રુતિ ગૌણ છે, પણ મુખ્ય નથી. માટે તારૂં કહેવું અયુક્ત છે. આથી જ કહ્યું છે કે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૪ થું.

## અગ્નિઆદિમાં પ્રાણની ગતિ.

अग्न्यादिगति श्रुतेरिति चेन्न भाक्त-
त्वात् ॥ ४ ॥

સૂત્રાર્થઃ–શ્રુતિમાં કહ્યુ છે કે, પ્રાણની ગતિ અગ્નિ આદિમાં થાયછે. માટે જીવની સાથે પ્રાણની ગતિ નથી, આમ કહેવું યોગ્ય નથી. કારણ કે પ્રાણની અગ્નિ-આદિમાં ગતિ દર્શાવનારી શ્રુતિ ગૌણ છે. (૪)

ટીકાઃ શિષ્યઃ–આ સ્થળે શંકા થાય છે. અન્ય દેહની પ્રપ્તિમાં જેમ જીવને ગતિ છે, તેમ પ્રાણને ગતિ નથી. કારણ કે શ્રુતિમાં પ્રાણની ગતિ અગ્નિ આદિમાં છે. શ્રુતિમાં કહ્યું છે કે, મરણ સમયે વાક્આદિ પ્રાણોની ગતિ અગ્નિઆદિ દેવોનેવિષે થાય છે; જેમકે, " यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति वातं प्राणः (બૃ૦ ૩, ૨, ૧૩) જ્યારે પુરૂષ મરણને પામે છે ત્યારે વાગ્ ઇન્દ્રિયની ગતિ અગ્નિમાં તથા પ્રાણની ગતિ વાયુવિષે થાય છે.".

ગુરૂ–આ શ્રુતિમાં એમ કહ્યું છે ખરૂં, પણ એ શ્રુતિ ગૌણ છે. અર્થાત્ વાણીઆદિની ગતિ અગ્નિ આદિમાં છે, એમ દર્શાવનારી શ્રુતિ ગૌણ છે. કારણ કે લોમ તથા કેશના સંબંધમાં શ્રુતિમાં કહેલ ગતિ જોવામાં આવતી નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "ओषधीर्लोमानि वनस्पतीन् केशाः

પણ ગમન છે. માટે એમ માનવામાં આવે છે કે, વાક્આદિના અધિષ્ઠાતા દેવરૂપે અગ્નિઆદિ દેવો છે, તેમજ અગ્નિઆદિ દેવો વાક્આદિના ઉપકારક છે. માટે મરણ સમયે ઉપકારની નિવૃત્તિને લઇ વાક્આદિ અગ્નિ આદિમાં જાય છે, એમ કહ્યું છે. (૪)

શિષ્ય-જ્યાં સુધી શ્રુતિમાં એમ નથી કહ્યું કે, અગ્નિમાં જળની આહુતિ આપવી, ત્યાં સુધી એમ કેમ કહી શકાય કે, પંચાગ્નિમાં જે પાંચમી આહુતિ છે, તેમાં જે જળ છે, તે પુરૂષવાચક છે ?

ગુરૂઃ-શ્રદ્ધા શબ્દ જળવાચક છે, આ રીતે શ્રુતિમાં કહેલું હોવાથી જળ પુરૂષવાચક થઇ શકે. આ રીતે પાંચમા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૫ મું.

## શ્રદ્ધાથી જળનું ગ્રહણ.

**प्रथमेऽश्रवणादितिचेन्न ता एवह्युपपत्तेः ॥ ५ ॥**

સૂત્રાર્થઃ-પ્રથમ અર્થાત્ અગ્નિમાં જળની આહુતિ શ્રુતિમાં કહેલ નથી. આ કહેવું યોગ્ય નથી. કારણ કે શ્રદ્ધા શબ્દવડે જળનું જ ગ્રહણ કરવામાં આવે છે, કારણ પૂર્વાપર સંબંધ જોતાં આ રીતે યોગ્ય લાગે છે. (૫)

ટીકા-શિષ્યઃ-આ સ્થળે શંકા થાય છે. " पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति (છા૦ ૫,૩,૩,) પાંચમી આહુતિમાં જળ પુરૂષવાચક છે." આ શ્રુતિમાં કહ્યું છે તે ખરૂં. પણ જ્યાં સુધી અગ્નિમાં જળના હોમવા સંબંધી શ્રુતિમાં નિરૂપણ નથી, ત્યાં સુધી ઉપર કહેલ શ્રુતિનો નિશ્ચય કરવો અશક્ય છે. શ્રુતિમાં સ્વર્ગ લોક આદિ પાંચ અગ્નિઓ પાંચ આહુતિના આધારરૂપે ગ્રહણ કરેલ છે. તેમાં પ્રથમ એમ કહ્યું છે કે, "असौ वाव लोको गौतमाग्निः (છા૦ ૫,૪,૧) ખરેખર હે ગૌતમ ! આ લોક અગ્નિરૂપે છે." આ રીતની શરૂઆત કરી શ્રુતિના છેવટના ભાગમાં કહ્યું છે કે, "तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धा जुह्वति (છા૦ ૫,૪,૨) અગ્નિમાં દેવો શ્રદ્ધાને હોમે છે." આ રીતે શ્રદ્ધાનું હોમવાનો દ્રવ્ય તરીકે નિરૂપણ કર્યું છે. પણ હોમવાના દ્રવ્ય તરીકે જળનું કોઇ સ્થળે નિરૂપણ નથી. પર્જન્ય આદિ પાછળના ચાર અગ્નિમાં જળની હોમાત્મક દ્રવ્ય તરીકે કલ્પના ભલે કરો. કારણ કે અગ્નિમાં હોમવા યોગ્ય પ્રાપ્ત થયેલ સોમ આદિમાં જળની અધિકતા છે. અગ્નિમાં શ્રદ્ધાની આહુતિ કહેલી છે. તે છોડી દઇ જળની આહુતિની કલ્પના કરવી તે અયુક્ત છે. કારણ કે તેમ કહ્યું નથી. શ્રદ્ધાનો અર્થ પ્રસિદ્ધ રીતે એ થાય છે કે કોઇ પણ વસ્તુમાં વિશ્વાસ મૂકવો. માટે પાંચમી આહુતિમાં જળને પુરૂષવાચક કહેવું, તે અયોગ્ય છે.

ગુરૂઃ-આ દોષ નથી. કારણ કે જ્યાં જળને પુરૂષવાચક કહ્યું છે ત્યાં પણ અગ્નિમાં શ્રદ્ધા શબ્દવડે જળનું જ ગ્રહણ કરવું.

શિષ્યઃ-આમ કહેવાનું કારણ શું ?

ગુરૂઃ–આ રીતની પ્રાપ્તિ છે. કારણ કે આદિ, મધ્ય તથા અંતમાં આ રીતની જ પ્રતિપત્તિ હોવાથી, કોઇ રીતના વિરોધ વિના એક વાકયતા બની શકે છે. નહિ તો પાંચમી આહુતિમાં જળ પુરૂષવાચક કેવી રીતે થાય છે, આ રીતના પ્રશ્નના પ્રતિઉત્તરમાં આહુતિને સ્થાને જળભાવથી રહિત શ્રદ્ધાને ગણવી, એમ જો માનીએ તો પ્રશ્ન એક પ્રકારનો તથા ઉત્તર બીજા પ્રકારનો, એમ થાય, જેથી એક વાકયતા બની શકે નહિ. શ્રુતિમાં પાંચમી આહુતિવિશે જળ પુરૂષવાચક છે, આ રીતનો જે ઉપસંહાર કર્યો છે, તેથી એમ સિદ્ધ થાય છે કે, શ્રદ્ધા જળવાચક છે. બીજું શ્રદ્ધાના કાર્યરૂપે સોમ તથા વૃષ્ટિ આદિ છે, જે સ્થૂલસ્વરૂપે થયાં. પણ આ સર્વમાં જળની અધિકતા જોવામાં આવે છે. શ્રદ્ધાને જળવાચક ગણવી તે યોગ્ય છે. કારણ કે જેવું કારણ હોય છે, તે જ સ્વરૂપે કાર્ય હોય છે. વળી શ્રદ્ધારૂપી પ્રતીતિ મનના અથવા તો જીવના ધર્મરૂપે છે. આ શ્રદ્ધાને ધર્મી એવા મન કે જીવમાંથી કાઢી લઇ, જેમ પશુ આદિમાંથી હૃદય આદિ અવયવોને ગ્રહણ કરી હોમવામાં આવે છે, તેમ હોમને માટે ગ્રહણ કરવી યોગ્ય નથી. માટે શ્રદ્ધા શબ્દવડે જળને જ લેવું જોઇએ. વેદમાં તે રીતનો પ્રયોગ જોવામાં આવે છે, માટે શ્રદ્ધા શબ્દ જળવાચક છે. જેમકે "श्रद्धा वा आपः શ્રદ્ધા એ જળરૂપે છે." જ્યારે જળ દેહના બીજરૂપે થાય છે ત્યારે તે જળ શ્રદ્ધાની માફક સૂક્ષ્મપણાને પ્રાપ્ત થાય છે. માટે જેમ સિંહના જેવા પરાક્રમવાળો મનુષ્ય સિંહ શબ્દરૂપે હોય છે, તેમ જળ શ્રદ્ધાશબ્દરૂપે ગ્રહણ કરવું યોગ્ય છે. જેમ માચડાપર બેઠેલો મનુષ્ય માંચડારૂપે કહેવાય છે, તેમ શ્રદ્ધા જળરૂપે કહેવાય છે. શ્રદ્ધા નિમિત્તરૂપે હોવાથી શ્રદ્ધા શબ્દની ઉપપત્તિ જળરૂપે યોગ્ય છે. વળી શ્રુતિમા કહ્યું છે કે, "आपो हास्मै श्रद्धा सनमन्ते पुण्याय कर्मणे અર્થઃ–ખરેખર જળ પુણ્ય કર્મ કરવા માટે યજમાનમાં શ્રદ્ધા ઉત્પન્ન કરે છે." (૫)

શિષ્યઃ–જળની ગતિ છે, પણ જળયુક્ત જીવની ગતિ કેવી રીતે બની શકે?

ગુરૂઃ–આના સમાધાનમાં જ ૬ઠ્ઠા સૂત્રમાં કહ્યું છે કે, ઈષ્ટિ આદિ કરનારાઓ એમ માને છે કે, આ ઇષ્ટિ કરવાથી અમે શ્રદ્ધારૂપી જળવડે યુક્ત થઇ, સ્વર્ગ લોકપ્રતિ જઇ શકીશું. જેમકે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૬ ઠું.

## ઇષ્ટિ કરનારાનું પ્રયાણ.

अश्रुतत्वादिति चेन्नेष्टादिकारिणां प्रतीतेः ॥ ६ ॥

સૂત્રાર્થ–શ્રુતિમાં એમ નથી કહ્યું કે, જળયુક્ત થયેલ જીવ ગમન કરે છે. આ પ્રમાણેની શંકા ધારવી ખોટી છે. કારણ કે ઇષ્ટિઆદિ કરનારાઓને આ રીતની શ્રદ્ધા છે કે, અમે આકાશમાંથી ચંદ્રલોક પ્રતિ જઇશું. (૬)

ટીકાઃ–શિષ્યઃ–શ્રુતિમાં પ્રશ્નોત્તરરૂપે કહેલ વચનવડે જળ શ્રદ્ધાઆદિના ક્રમવડે પાંચમી આહુતિમાં પુરૂષવાચક થઇ

શકે. પણ જળથી યુક્ત થયેલા જીવનું ગમન હોઇ શકે નહિ. કારણ કે શ્રુતિમાં કોઇસ્થળે એ પ્રમાણે કહ્યું નથી. અર્થાત્ જેમ જળની ગતિ કહી છે, તેમ શ્રુતિમા જળયુક્ત જીવની ગતિ કહી નથી. માટે જળથી સંલગ્ન થયેલ જીવો ગમન કરે છે, એમ કહેવું યોગ્ય નથી.

ગુરુઃ—આમાં દોષ નથી.

શિષ્યઃ—આપ કેમ એમ કહો છો કે, તેમાં દોષ નથી ?

ગુરુઃ—જે લોકો અગ્નિહોત્રાદિ કર્મમાં ઇષ્ટિ કરે છે, તે લોકોમાં આ પ્રમાણેની શ્રદ્ધા હોય છે. જેમકે 'अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसं भवन्ति (છા૦ ૫,૧૦,૩) અર્થઃ—જે ગ્રામવાસી જનો યજ્ઞ કરવાવડે, વાપીકુપાદિ બંધાવવાવડે, તેમ જ યજ્ઞશાળાની બહાર દાનાદિ ધાર્મિક કાર્ય કરે છે, તેઓ મરણ પછી ધૂમલોકને પ્રાપ્ત થાય છે.'' આ પ્રમાણેની શરૂઆત કર્યા પછી શ્રુતિમાં કહ્યું છે કે, ઇષ્ટિઆદિ કરનારાઓને ધૂમાદિ પિતૃયાન માર્ગવડે ચંદ્રલોકની પ્રાપ્તિ થાય છે. જેમકે કહ્યું છે કે, "आकाशाच्चन्द्रमसमेष सोमो राजा (છા૦ ૫,૧૦,૪) અર્થ—અંતરિક્ષ લોકમાંથી તેઓ ચંદ્રલોકને પ્રાપ્ત થાય છે. આ ચંદ્રનો રાજા સોમ છે.'' આ ઇષ્ટિ કરનારાઓની પંચાગ્નિ વિદ્યામાં પણ નીચે પ્રમાણે શ્રદ્ધા હોય છે. જેમકે "तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या आहुतेः सोमो राजा संभवति (છા૦ ૫, ૪,૨) આ અગ્નિદેવમાં દેવો શ્રદ્ધાયુક્ત થઇ આહુતિ આપે છે, જે આહુતિમાંથી સોમ રાજા ઉત્પન્ન થાય છે.'' આ રીતનું શ્રુતિનું સામાન્ય રીતે નિરૂપણ છે. વળી આ ઇષ્ટિ કરનારાઓને અગ્નિહોત્ર, દર્શ તથા પૂર્ણમાસાદિ કર્મના સાધનરૂપે દહી તથા દૂધઆદિ હોય છે. આ દ્રવાત્મક પદાર્થો જ હોય છે, માટે તે જળરૂપે જ છે. આ હોમવામાં આવેલી સૂક્ષ્મ આહુતિઓ પ્રારબ્ધરૂપે થઇ, ઇષ્ટિ આદિ કરનારાઓનો આશ્રય લે છે. ત્યાર પછી તે ઇષ્ટિ કરનારના શરીરને મરણના વિધાન પ્રમાણે છેવટે ઋત્વિજો નીચે પ્રમાણે બોલી અગ્નિમાં હોમી દે છે, "असौ स्वर्गाय लोकाय स्वाहा અર્થઃ—આ સ્વર્ગ લોકને પ્રાપ્ત કરે.'' આ જળ આહુતિરૂપે હોય છે, તેમ જ શ્રદ્ધાપૂર્વક કર્મની સાથે જોડાયલું હોય છે. વળી આ જળ અપૂર્વસ્વરૂપે હોય છે. બીજું ઇષ્ટાદિ કરવાવાળા જીવોની આગળપાછળ વીંટળાઇ આ જળ સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવવા લઈ જાય છે. આ રીતે લઈ જવારૂપ કર્મનું जुहोति (હોમે છે) એવા શબ્દવડે નિરૂપણ કરવામાં આવે છે. જેમકે "श्रद्धां जुह्वति ( બૃ૦ ૬,૨,૯) શ્રદ્ધાને હોમે છે.'' તે જ પ્રમાણે અગ્નિહોત્રમાં છ પ્રશ્નોના પ્રતિઉત્તરના છેવટમાં કહ્યું છે કે, " ते वा एते आहुती हुते उत्क्रामतः ( શ૦ બ્રા૦ ૧૧,૬,૨,૬ ) આ બે આહુતિઓ હોમવાથી તે ઉર્ધ્વગમન કરે છે.'' આ રીતે અગ્નિહોત્રની બે આહુતિઓ ફળને ઉત્પન્ન કરે છે તથા અન્ય લોકની પ્રાપ્તિ કરાવે છે. આથી સિદ્ધ થાય છે કે, આહુતિસ્વરૂપ જળવડે યુક્ત થયેલ

જીવો પોતાનાં કર્મના ફળના ઉપભોગ માટે જાય છે (૬)

શિષ્ય –જેઓ ઇષ્ટિ આદિ કરવાવાળા છે, તેઓના જીવોનું પોતના કર્મના ફળના ઉપભોગ માટે ગમન કહેલું છે, તે કેવી રીતે બને ? કારણ કે ધૂમાદિ માર્ગ વડે આ જીવોને ચંદ્ર લોકની પ્રાપ્તિ થાય છે તથા તેઓ અન્નરૂપે થાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે. જેમકે, " एष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति ( છા૦ ૫, ૧૦,૪) આ ચંદ્રનો રાજા સોમ છે ત્યા તેઓ દેવોના અન્નરૂપે બને છે તથા દેવો તેઓનું ભક્ષણ કરે છે " વળી બીજી શ્રુતિમાં પણ તે જ પ્રમાણે કહ્યુ છે કે, " ते चन्द्रं प्राप्यान्नं भवन्ति तांस्तत्र देवा यथा सोमं राजानमाप्यायस्वापक्षीयस्वेत्येवमेनांस्तत्र भक्षयन्ति ( બૃ૦ ૬,૨,૧૬ ) ચંદ્રલોકને પ્રાપ્ત થયા પછી તે અન્નરૂપે થાય છે જેવી રીતે ઋત્વિજો 'તું વૃદ્ધિને પામ, તું ક્ષયને પામ,' એમ કહેતાં જળો સોમ રાજાનુ ભક્ષણ કરે છે, તે જ પ્રમાણે દેવો તેઓનું ત્યાં ભક્ષણ કરે છે " જ્યારે વ્યાઘ્ર આદિની માફક દેવો જીવોનુ ભક્ષણ કરે છે, તો પછી જીવને ઉપભોગનો સંભવ કેવી રીતે રહે ?

ગુરુ –શ્રુતિમા કહ્યુ છે કે, આત્માનું જ્ઞાન ન હોવાને લીધે જીવનુ અન્નરૂપે થવુ, એ ગૌણ પક્ષ છે આથી જ ૭ મા સૂત્રમા કહ્યુ છે કે,–

---

## અધિકરણ ૧ લું–સૂત્ર ૭ મું.

## જીવનું અન્નત્વ ગૌણરૂપે.

भाक्तं वानात्मवित्त्वात्तथाहि दर्शयति ॥७॥

સૂત્રાર્થ–જીવનું અન્નરૂપે થવું, તે ગૌણપક્ષ છે. આત્માનું જ્ઞાન ન હોવાને લીધે તેમ થાય છે. તે જ પ્રમાણે શ્રુતિ પણ કહે છે. (૭)

ટીકા ગુરૂ –મૂળ સૂત્રમા જે वा શબ્દ આવ્યો છે, તે પૂર્વોક્ત દોષની નિવૃત્તિને માટે આપ્યો છે જીવોનું જે અન્નરૂપે નિરૂપણ છે, તે ગૌણ છે, પણ મુખ્ય નથી જો અન્નત્વનું નિરૂપણ મુખ્યરૂપે હોય તો " स्वर्गकामो यजेत સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો જોઇએ " આ રીતની જે વિધિ-મુખ શ્રુતિ છે, તેને બાધ આવશે જો ચંદ્ર લોકમા ઇષ્ટિ આદિ કરનારાઓને ઉપભોગ ન હોય તો પછી અધિકારીએ ઇષ્ટિ આદિ-રૂપ પુષ્કળ મહેનતવાળું કર્મ શા માટે કરવુ જોઈએ ? સામાન્ય રીતે અન્નનું પ્રયોજન એ હોય છે, કે જીવને ઉપભોગ રૂપે હોય છે, તેને માટે અન્ન શબ્દ વપરાતો જોવામા આવે છે દાખલા તરીકે રાજાના અન્નરૂપે વૈશ્યો છે, તથા વૈશ્યોના અન્ન-રૂપે પશુઓ છે. માટે જેમ સ્ત્રી, પુત્ર, મિત્ર તથા ભૃત્ય આદિવડે મનુષ્યની કામના તૃપ્ત થાય છે, તેમ ઇષ્ટિ આદિ કરનારાઓ દેવોને ઉપકાર કરનારા છે. આથી તેઓ દેવોને સુખની પ્રાપ્તિ કરવાવાળા છે. દેવો જેમ આપણે લાડુનું ભક્ષણ કરીએ છીએ તેમ, આ, જીવોને ખાતા કે ગળી જતા

નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "न ह वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यति (છાં૦૩,૬,૧) ખરેખર દેવો આ અમૃતનું પાન કરતા નથી, તેમ ભક્ષણ પણ કરતા નથી. તેઓ કેવળ તેનાં દર્શન માત્રવડે જ અર્થાત્ ઇન્દ્રિયોવડે અનુભવ લઇ તૃપ્તિને પામે છે." આ રીતે શ્રુતિ દેવોના ભક્ષણરૂપી વ્યાપારનો નિષેધ કરે છે જેમ રાજાનાપર આજીવિકા ચલાવનારા સેવકો રાજાના ઉપભોગને અર્થે હોય છે, તેમ ઇષ્ટિ આદિ કરવાવાળાઓ દેવોને ઉપકાર કરનારા છે. આથી તે જીવો દેવોના ઉપભોગરૂપે કહેવાય છે. આત્મજ્ઞાનથી રહિત પુરૂષો દેવોના ઉપભોગ્યરૂપે છે, આમ નીચલી શ્રુતિ કહે છે. કહ્યુ છે કે, "अथ यो ऽन्या देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेव स देवानाम् (બૃ૦ ૧, ૪, ૧૦) આ રીતે અન્ય દેવરૂપે જે આત્માની ઉપાસના કરે છે, તે આત્માને ઓળખી શકતો નથી તથા પશુની માફક તે દેવોના ઉપયોગમાં આવે છે" આત્મજ્ઞાનથી રહિત પુરૂષ આ લોકમાં ઇષ્ટિઆદિ કર્મથી દેવોને ખુશ કરતો છતો જેમ પશુ મનુષ્યના પર ઉપકાર કરે છે, તેમ તે દેવોનાપર ઉપકાર કરેછે. વળી અન્ય લોક વિશે દેવોનાપર આજીવિકા ચલાવનારો તે થાય છે. આ સમયે નિર્મિત ફળને તે ભોગવે છે તથા પશુની માફક દેવોપર ઉપકાર કરે છે, એમ સિદ્ધ થાય છે વળી મૂળ સૂત્રમાં 'अनात्मवित्वात्तथा हि दर्शयति આ જે શબ્દો છે, તેની વ્યાખ્યા અન્ય પ્રકારે પણ થઇ શકે છે. જેઓ કેવળ કર્મના કરવાવાળા છે, ઇષ્ટિઆદિ કરવાવાળા છે, પણ જેઓ જ્ઞાન કર્મરૂપ સમૂહનો અનુભવ કરતા નથી, તેઓ આત્મજ્ઞાનથી રહિત કહેવાય છે. અહીં વિષયને અનુસરી પંચાગ્નિવિદ્યાવડે આત્મવિદ્યા લેવી. ઇષ્ટિઆદિ કરવાવાળાઓને ઉત્પત્તિ ઉપકાર કરનારરૂપે થનાર હોવાથી, અન્નરૂપે થાય છે. કારણ કે પંચાગ્નિ વિદ્યાનું જ્ઞાન તેઓને હોતું નથી. આ પ્રમાણે પંચાગ્નિ વિદ્યાની પ્રશંસાને લઇ આ કહ્યું છે. આ સ્થળે પંચાગ્નિ વિદ્યાનું વિધાન વધારે યોગ્ય લાગે છે. આગળ પાછળના વચનોથી એમ જ સિદ્ધ થાય છે કે, પંચાગ્નિનું ગ્રહણ અહીં યોગ્ય છે. કારણ કે અન્ય શ્રુતિમાં ચંદ્રમંડળવિષે ભોગના અસ્તિત્વનું નિરૂપણ કરેલ છે. જેમકે, "स सोमलोके विभूतिमनुभूय पुनरावर्तते (પ્ર૦ ૫,૪) ત્યા સોમ લોકમા પોતાના મહિમાનો અનુભવ કરી મનુષ્ય લોકમાં પાછો ફરે છે." આ જ પ્રમાણે અન્ય શ્રુતિમાં પણ કહ્યુ છે કે, 'अथ ये शत पितृणा जितलोकोनामानदाः स एकः कर्मदेवानामानदो ये कर्मणा देवत्वमभिसपद्यते (બૃ૦ ૪, ૩, ૩૩) જે પિતૃઓએ શ્રદ્ધારૂપી ક્રિયાવડે પિતૃલોક મેળવ્યો છે, એવા પિતૃઓના આનંદ કરતાં હોમ હવનઆદિ કરવાવડે દેવત્વને પામેલાનો એક આનંદ વધારે છે "આ રીતે ઇષ્ટિઆદિ કરવાવાળા તથા દેવોની સાથે રહેવાવાળાને ભોગની પ્રાપ્તિનું શ્રુતિ નિરૂપણ કરે છે. આ રીતે એમ પ્રતીતિ થાય છે કે, અન્ન ભાવવાળું જે વચન છે તે ગૌણ છે તથા ઇષ્ટિ કરવાવાળા જીવોનું ગમન હોય છે.

માટે જળથી સંલગ્ન થયેલ જીવ ગમન કરે છે, એમ કહેવું યોગ્ય છે. (૭)

શિષ્ય:–ઇષ્ટિ આદિ કરનારા જીવોને સ્વર્ગે જતી વખતે જો કે કર્મ હોય છે, તેથી જળથી સંલગ્ન થયેલો જીવ સ્વર્ગ પ્રતિ ગમન કરે છે, પણ કર્મનો ક્ષય થયા પછી જ્યારે સ્વર્ગમાંથી નીચે ઉતરવું પડે છે ત્યારે કર્મરૂપી જળ કેવી રીતે હોઇ શકે? તેમ જ તે જળ પુરૂષરૂપે કેવી રીતે થઇ શકે?

ગુરૂ:–આથી જ વ્યાસ ભગવાને કહ્યું છે કે, ઇષ્ટિ આદિ કરેલ કર્મનો ક્ષય થવા પછી કંઇ એક પ્રારબ્ધરૂપ કર્મ બાકી રહેલ હોય છે, તે યુક્ત થયેલો જીવ નીચે ઉતરે છે. શ્રુતિ તથા સ્મૃતિમાં પણ કહ્યુ છે, કે જેમ દાદર ચઢતી વખત જે ક્રમ હોય છે તેથી ઉલટો ક્રમ ઉતરતી વખત હોય છે. તેમ આ સ્થળે પણ જાણી લેવું. જેમકે;–

## અધિકરણ ૨ જું–સૂત્ર ૮ મું

## ઉતરતાં ઉલટો ક્રમ.

कृतात्ययेऽनशयवान् दृष्टस्मृतिभ्यां यथे तमनेव च ॥ ८ ॥

સૂત્રાર્થ:–ઇષ્ટિ આદિ કરેલા કર્મનો ક્ષય થયે શેષ કર્મવાળો જીવ નીચે ઉતરે છે. શ્રુતિ તથા સ્મૃતિથી એમ સિદ્ધ થાય છે કે, જે રીતે તે ગયો હોય છે, તેથી ઉલટી રીતે તે ઉતરે છે (૮)

ટીકા–શિષ્ય–જેઓ ઇષ્ટિ આદિ કરનારાઓ છે, તેઓ ધૂમ આદિ માર્ગવડે ચન્દ્રલોક પ્રતિ જાય છે. વળી ત્યાં ભોગ ભોગવ્યા પછી તેઓનું નીચે ઉતરવું થાય છે. આ રીતે શ્રુતિમા કહ્યું છે. જેમકે, " तस्मिन्यावत्सपातमुषित्वाथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते यथेतम् (છા૦ ૫,૧૦,૫) ત્યારપછી તેઓનાં કર્મની અસર પહોચે છે તેટલો સમય ત્યાં ચંદ્રમંડળમાં રહ્યા પછી તેઓ નીચે કહેવાયેલ માર્ગે રહીને પાછા આવે છે" આ રીતે કહ્યા પછી કહ્યું છે કે, " यावद्रमणीयचरणा ब्राह्मणादियोनिमापद्यन्ते कपूयचरणा श्वादियोनिम् અર્થ:–જેનાં કર્મ સારાં હોય છે, તે જલદી કોઈ રમણીય યોનિને પ્રાપ્ત થાય છે. જેમકે બ્રાહ્મણયોનિ; પણ જેનું વર્તન દુરાચારી હોય છે તે શ્વાન આદિ અધમ યોનિને પ્રાપ્ત થાય છે." હવે આ સ્થળે મને શંકા થાય છે કે, જેણે સર્વ કર્મો ભોગવ્યાં છે તેઓ નીચે ઉતરે છે ત્યારે શુ કંઇપણ કર્મ બાકી રહેતાં નથી કે કંઇએક રહે છે? મારૂ માનવુ તો એમ છે કે, જ્યારે કંઇપણ કર્મનો અંશ બાકી રહેતો નથી ત્યારે અધઃપતન થાય છે કારણ કે શ્રુતિમાં આ રીતનું વિશેષણ છે કે, જ્યાં સૂધી કર્મની અસર પહોચે છે, ત્યાં સૂધી પતન હોતું નથી અહીં સપાત શબ્દવડે કર્માશય લેવો યોગ્ય છે. કારણકે આ લોકમાંથી ફળના ઉપભોગ માટે સ્વર્ગલોક પ્રતિ જીવ પડે છે અર્થાત્ જાય છે. બીજું જ્યાં સૂધી કર્મોની અસર પહોચે છે ત્યા સૂધી રહે છે, આનો અર્થ એ છે કે, કરેલ અખિલ કર્મનો જીવ ભોગવટો કરે છે. કારણકે અન્ય શ્રુતિમાં આ રીતનો અર્થ જોવામાં આવે છે. જેમકે, "तेषां यदा तत्

યૈવેતિ ( બૃ૦ ૬, ૨, ૧૬ ) જ્યારે કર્મના ફળની સમાપ્તિ થાય છે." જ્યા સુધી આ લોકમા ભોગવવા યોગ્ય કર્મ હોય છે ત્યાં સુધી ભોગવે છે, આમ કલ્પના થઇ શકે પણ પાછી મને શંકા એ થ ય છે કે, તે રીતની કલ્પના થઇ શકે એમ નથી. કારણ કે અન્ય શ્રુતિમાં "જે કાંઇ" આ રીતના શબ્દનું સૂચન કરેલ છે. જેમકે, "प्राप्यान्त कर्मणस्तस्य यत्किंचेह करोत्ययम् । तस्माल्लोकात्पुनरैत्यस्मै लोकाय कर्मणे (બૃ૦ ૪, ૪ ૬) અર્થ:-જે જે કર્મ તે કરે છે, તેના પરિણામને પામી આ લોકમાંથી જઇ ફરી પોતાના કર્મને લીધે આ લોક વિશે આવે છે." આ શ્રુતિમાં 'જે કાંઇ' આ રીતનું જે સામાન્ય નિરૂપણ છે, તેવડે સર્વ કરેલાં કર્મનો ક્ષય થાય છે, એમ સૂચવ્યું છે. ત્યારે શું જે કર્મનાં ફળ ઉપભોગ કરવા તૈયાર નથી થયાં, તે કર્મ શું ફળ આપવા તૈયાર થશે? કારણ કે મરણ પહેલાં જ જે જીવ આરંભેલ ફળવાળા કર્મવડે જકડાયલો છે, તેવા જીવને અપરિપકવ ફળવાળા કર્મનો ભોગવટો હોવો અયોગ્ય છે. વળી આ રીતે જે કંઇ ફળ અપરિપકવ હોય છે, તે સર્વ ફળનો પરિપાક થાય છે. કારણ કે નિમિત્ત એક હોય તથા નૈમિત્તિક વસ્તુ ભિન્ન હોય, એ બનવું અશકય છે. સરખી રીતે દીવાનો પ્રકાશ ઘટ તથા પટપર પડવા છતાં એક માલમ પડે તથા બીજો ન માલમ પડે, એ બનવું તદ્દન અયોગ્ય છે. માટે હું તો એમ માનું છુ કે, કંઇપણ કર્મના શેષથી રહિત થયેલા જીવનું અધોગમન થાય છે.

ગુરુ.-આના સંબંધમાં હું કહું તે સાંભળ જો કે કર્મનો ક્ષય થાય છે, છતાં પ્રારબ્ધ શેષ રહેલ હોય છે. જેમ સૂર્યનારાયણનાં કિરણથી હિમ તથા કરાં પીગળી જાય છે, તેમ જ અગ્નિની આંચ લાગવાથી જેમ ઘીના કઠણપણાનો નાશ થાય છે, તેમ, જ્યારે જે કર્મના સમૂહવડે જીવ ચંદ્રલોક પ્રતિ ફળના ઉપભોગ માટે જાય છે તથા જ્યારે ઉપભોગવડે તે કર્મનો ક્ષય થાય છે ત્યારે જીવોને જળયુક્ત જે શરીરનો ઉપભોગ માટે આરંભ થયલો હોય છે, તે જળવાળું શરીર ઉપભોગનો ક્ષય જોવાથી ઉત્પન્ન થયેલ શોકાગ્નિ લાગવાથી પીગળી જાય છે. ત્યાર પછી કર્મનો નાશ થયે અર્થાત્ કરેલ ઇષ્ટિ આદિ કર્મના ફળનો ઉપભોગવડે ક્ષય થવા પછી, પ્રારબ્ધ શેષ સહિત જ જીવોનો અધ:પાત થાય છે.

શિષ્ય:-કેવા પ્રમાણથી આપ એમ કહો છો કે, તેઓનો અધ:પાત થાય છે?

ગુરુ.-શ્રુતિ તથા સ્મૃતિના પ્રમાણથી આ સિદ્ધ છે શ્રુતિમાં ખુલ્લું કહ્યુ છે કે, પ્રારબ્ધ શેષવાળા જીવનું નીચે ઉતરવું થાય છે. જેમકે, 'तय इह रमणीयचरणा अभ्याशोह यत्ते रमणीया योनिमापद्येरन्ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वाथ य इह कपूयचरणा अभ्याशोह यत्ते कपूया योनिमापद्येरञ्श्वयोनिं वा सूकरयोनिं वा चाण्डालयोनिं वा (છા૦ ૫,૧૦,૭) આમાંથી જેનુ વર્તન સારું હોય છે તે જલદી કોઇ રમણીય યોનિને પ્રાપ્ત થાય છે. જેમકે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય. તેમ જેનું વર્તન દુરાચારી હોય છે, તે કોઈ

અધમ યોનિને પ્રાપ્ત થાય છે જેમકે શ્વાન, શૂકર કે ચાંડાલની યોનિને પામે છે." આ શ્રુતિમાં જે ચરણ શબ્દ આપ્યો છે તેવડે કર્મના સમૂહને લેવો. આ સબંધી વિવરણ આગળ ઉપર આવશે. આ રીતનો નિયમ છે કે, જન્મવડે દરેક પ્રાણીમાં ઉત્કૃષ્ટ કે નિકૃષ્ટરૂપી ઉપભોગ વિભક્ત થયલો હોય છે. વળી અકસ્માત્ રીતે આ રીતના ઉપભોગનો સંભવ નહિ હોવાથી પ્રારબ્ધ શેષનું અસ્તિત્વ હોય છે, એમ જણાય છે. સારાં અથવા નરસાં કર્મ ચઢતી તથા પડતીના હેતુરૂપે છે. સામાન્ય રીતે આ વાત શાસ્ત્રવડે સિદ્ધ થાય છે. સ્મૃતિમાં કહ્યું છે કે, "वर्णा आश्रमाश्च स्वकर्मनिष्ठाः प्रेत्य कर्मफलमनुभूय ततः शेषेण विशिष्टदेशजाति कुलरूपायुः श्रुतवृत्तवित्तसुखमेधसो जन्म प्रतिपद्यन्ते अर्थः—વર્ણ તથા આશ્રમવાળા, પોતાના કર્મમાં નિષ્ઠ જીવો, મરણ પછી કર્મના ફળનો અનુભવ કરે છે. આ અનુભવ કર્યા પછી શેષ રહેલ કર્મવડે કોઈ એક સારો દેશ, જાતિ, કુળ, રૂપ, આયુષ્, જ્ઞાન, આચાર, વિત્ત, સુખ તથા બુદ્ધિ યુક્ત થઈ જન્મને પામે છે." આ રીતે પ્રારબ્ધ શેષવાળાનું કેવી રીતે નીચે ઉતરવું થાય છે, તે દર્શાવ્યું છે."

શિષ્યઃ—આ સ્થળે અનુશય અર્થાત્ પ્રારબ્ધ દોષવડે શું ગ્રહણ કરવું?

ગુરુ—આના સંબધમાં કેટલાક એમ કહે છે કે, સ્વર્ગને માટે કરવામાં આવેલ કર્મનાં ફળનો ભોગવટો થયા પછી જે કાંઈ શેષ રહેલ હોય છે, તેનું નામ અનુશય અથવા પ્રારબ્ધશેષ છે. જેમ કોઈ વાસણમા તેલ ઘર્યું હોય, તે કાઢી લીધા પછી તેમા ચીકણાપણું રહે છે, તે પ્રમાણેનું પ્રારબ્ધશેષ છે.

શિષ્ય—કાંઈ પણ ભોગવેલ ફળનો અવશેષ રહેલો નથી હોતો, જેથી અદૃષ્ટના કાર્યનો વિરોધ આવી પડે છે.

ગુરુઃ—આ દોષ નથી. અમે એમ માનીએ છીએ કે, કર્મનું સંપૂર્ણ ફળ ભોગવાયલું નથી હોતું.

શિષ્ય—સંપૂર્ણ કર્મના ફળને ભોગવવા માટે તે જીવની ચંદ્રલોકમા સ્થિતિ થાય છે, તો પછી શેષ ક્યાથી રહ્યું?

ગુરુઃ—તારું કહેવું ઠીક છે, પણ કંઈ એક થોડું કર્મ બાકી રહેલ હોય છે, તે સમયે ત્યા રહી શકાતું નથી. જેમકે, કોઇ એક સેવક સર્વ સેવાનાં સાધનોને લઇ રાજાના દરબારમાં જાય. ત્યાં લાંબો સમય રહેવા પછી તેનાં અનેક સાધનોનો નાશ થઇ જાય, પણ કેવળ છત્ર તથા પાદુકા આદિ જ બાકી રહે. આ સમયે તે રાજદરબારમાં રહેવા શક્તિમાન્ થતો નથી. આ જ પ્રમાણે પ્રારબ્ધ શેષવાળો મનુષ્ય પણ ચંદ્રલોકમાં સ્થિતિ કરવા શક્તિમાન્ નથી.

શિષ્ય—આ પણ અયુક્ત હોય, એમ લાગે છે. સ્વર્ગને માટે કરવામા આવેલ કર્મનું ફળ ભોગવ્યા પછી શેષ વૃત્તિ રહેવી, એ યોગ્ય લાગતું નથી. કાર્યનો વિરોધ છે, માટે આમ કહ્યું છે.

ગુરુ—આ પણ અયુક્ત લાગે છે. સ્વર્ગરૂપ ફળવાળાને અખિલ કર્મ ભોગ-

થાય છે, એમ બની શકશે નહિ આ આ અયુક્ત છે. સ્વર્ગને માટે કરાયલું કર્મ સ્વર્ગમાં રહેલાને જ અખિલ સ્વર્ગનું ફળ ઉત્પન્ન કરતું નથી. પણ સ્વર્ગથી ભ્રષ્ટ થયલાને પણ કંઇએક ફળનો લેશ ઉત્પન્ન કરે છે. શાબ્દી પ્રમાવાળાની આ રીતની કલ્પના યોગ્ય નથી. તેલવાળા પાત્રમાં તો તેલનું જગ પણ શેષપણું રહેલ જોવામાં આવે છે, તેથી તેમ કહેવું યોગ્ય છે. તે જ પ્રમાણે સેવકની સેવા-સામગ્રી થોડી રહેલી છે, એમ જોવામાં આવે છે. પણ આ સ્થળે તે રીતની કલ્પના કરવી યોગ્ય નથી. કારણકે સ્વર્ગરૂપ ફળને આપવાવાળા કર્મની શેષતા જોવામાં આવતી નથી. તેમ થાય તો પછી જે શાસ્ત્ર કર્મનું ફળ સ્વર્ગ જ કહે છે, તેમાં વિરોધ આવશે. આ બાબત અવશ્ય એમ જાણવી જોઇએ કે, સ્વર્ગરૂપી ફળ-વાળા ઇષ્ટિ આદિ કર્મનું પાત્રમાં રહેલ તેલની માફક એક દેશમાં જે અસ્તિત્વ તે અનુશય–પ્રારબ્ધ શેષરૂપે છે, એ કહેવું યોગ્ય નથી. કારણ કે જ્યારે ઇષ્ટિઆદિ રૂપ જે સુકૃત કર્મથી સ્વર્ગનો અનુભવ કર્યો, તેનો કંઇએક ભાગ જે બાકી રહે તે અનુશયરૂપે છે, એમ કલ્પના કરીએ તો જેટલો સુકૃતવાળો ભાગ છે, તેટલો જ અનુશયરૂપે થાય. પણ દુષ્કૃત ભાગ તેમ થાય નહિ. વળી તેમ માનવાથી અનુશયના વિભાગને દર્શાવનારી શ્રુતિમાં બાધ આવશે. કહ્યું છે કે, "तद्य इह रमणीयचरणा अथ इह कपूयचरणाः (છાં૦ ૫,૧૦,૭) જેઓ આ લોકમા સારા વર્તનવાળા છે તેમ જ જેઓ નઠારાં કર્મ કરનારા છે." માટે સ્વર્ગ લોકને માટે કરાયલા કર્મનો ભોગવટો થાય છે, પણ જે કર્મનું ફળ આ લોકમા જ ભોગવવાનું બાકી રહેલ છે, તે કર્મ અનુશયરૂપે કહેવાય છે તથા તેવા કર્મવાળાનું ઉતરવુ આ લોકવિશે થાય છે. વળી જે કાંઇ કર્મ કરેલાં હોય છે, તેના ભોગવટા પછી અર્થાત્ અખિલ કરેલ કર્મના ફળનો ઉપભોગ થયા પછી અર્થાત્ ફળના છેવટને પામી જીવ અનુ-શયથી રહિત થઇ નીચે ઉતરે છે, એમ જે કહેવું છે તે અયુક્ત છે. કારણ કે એમ સિદ્ધ થયું છે કે, અનુશયનું અસ્તિત્વ છે. આથી સિદ્ધ એમ થાય છે કે, આ લોકને વિશે કરેલ સ્વર્ગ લોકની પ્રાપ્તિના ફળવાળાં કર્મનો ઉપ-ભોગ કર્યા પછી તે સ્વર્ગ સંબંધીનાં કર્મનો જ નાશ થાય છે. બીજું એમ કહ્યું છે કે, મરણ થવા પછી અપરિપક્વ ફળવાળું અખિલ કર્મ પ્રકટ થાય છે. તેમાંથી કંઇએક કર્મવડે સ્વર્ગ લોકમાં ફળનો ભોગવટો થાય છે તથા કંઇએક કર્મ આ મૃત્યુ લોકમાં ભોગવવાનાં બાકી રહે છે, એમ કર્મનો વિભાગ માનવો ખોટો છે. આમ કહેવાનું કારણ એ કે, અનુશયનું અસ્તિત્વ શ્રુતિએ પ્રતિપાદન કર્યું છે. પણ હું જ તને પૂછું છું કે, કયા કારણને લઇ મરણ અપરિપક્વ ફળવાળા કર્મના પરિપાકને ઉત્પન્ન કરે છે, તે મને તું કહે.

શિષ્યઃ–પરિપક્વ ફળવાળા કર્મનો વ્યાપાર જ્યારે અટકી પડે છે ત્યારે

જે કર્મનાં ફળ વિરુદ્ધ છે તે સર્વ કર્મના ફળનો ઉપભોગ એકી વખતે થવો અશક્ય છે તથા તેમ હોવાથી બળવાન્ કર્મવ્યાપાર દુબળ કર્મના વ્યાપારને અટકાવે છે, એમ કહેવું પણ અયોગ્ય થશે. અપરિપક્વ ફળવાળા કર્મવડે અન્ય જાતિની ઉત્પત્તિ થાય છે તથા તેમાં ઉપભોગ કરવા યોગ્ય ફળવાળાં અનેક કર્મ હોય છે. આ અનેક કર્મની પ્રાપ્તિ એક જ મરણસમયે થતી હોય તો એક જાતિની ઉત્પત્તિ થાય છે. પણ આમ માનવું યોગ્ય નથી. કારણ કે નિમિત થયેલાં દરેક ફળોમાં વિરોધતા હોય છે. કંઇએક કર્મનો મરણસમયે પરિપાક થાય છે અને કંઇએક કર્મનો નાશ થાય છે, આ પ્રમાણે કહેવું શક્ય નથી. કારણ કર્મનું ફળ જે નિશ્ચિત જ હોય છે, તેના સંબંધમાં વિરોધ આવશે. ખરેખર પ્રાયશ્ચિત્ત આદિ સાધન વિના કર્મનો ઉચ્છેદ કદી પણ થતો નથી. સ્મૃતિમાં પણ કહ્યું છે કે, વિરુદ્ધ કર્મથી રોકાયલા અન્ય કર્મની સ્થિતિ લાંબા સમય સૂધી હોય છે જેમકે, “ क्दाचित् सुकृत कर्म कूटस्थमिह तिष्ठति । मज्जमानस्य संसारे यावद्दुःखाद्विमुच्यते અર્થઃ—સંસારમાં મગ્ન થયલો જીવ જ્યાં સૂધી દુઃખમાંથી મુક્ત થતો નથી ત્યાં સૂધી કેટલીકવાર સારૂં કર્મ અળગું રહે છે.” જો અપરિપક્વ ફળવાળું અખિલ કર્મ એક જ મરણમાં અભિવ્યક્ત થાય તથા તેથી એક જાતિ ઉત્પન્ન થાય તો પછી સ્વર્ગ, નરક તથા પશુ પક્ષી આદિ યોનિમાં ઉત્પન્ન થવાનો અભાવ થવાથી, ધર્મ કે અધર્મનો અભાવ થશે. વળી ધર્માધર્મરૂપ નિમિત્તનો અભાવ થવાથી એક જાતિ બનવા પછી અન્ય જાતિનો ઉદ્ભવ થશે નહિ. વળી તેમ થવાથી સ્મૃતિમાં કહ્યું છે કે, બ્રહ્મહત્યાદિ એકેક કર્મને લીધે અનેક જન્મનો સંભવ હોય છે, તેના સબંધમાં વિરોધ આવશે. શાસ્ત્રમાં કહ્યું છે કે, ધર્મ તથા અધર્મને લઇ સ્વરૂપ, ફળ તથા સાધન આદિની પ્રાપ્તિ થાય છે. આમ શાસ્ત્રમાં ધર્મ તથા અધર્મને કારણરૂપે માન્યા છે, તેને મૂકી દઇ અન્ય કારણ માનવું યોગ્ય નથી. વૃષ્ટિ આદિ આણવા, કરવામાં આવતાં કર્મનું ફળ આ લોકને વિશે જ તરત જોવામાં આવે છે. માટે મરણ એ આ કર્મના ઉપભોગરૂપે છે, એમ સંભવી શકશે નહિ. માટે મરણ એ કર્મના ઉપભોગ માટે છે, એમ માનવું ખોટું છે. વળી દીવાનું જે દષ્ટાંત આપ્યું છે, તે પણ કર્મની સત્તાને લઇને છે. જેમ સ્થૂલ વસ્તુ દીવાની સંનિધિમાં જણાઈ શકે છે. પણ સૂક્ષ્મ વસ્ત

શિષ્યઃ-કર્મના ક્ષયાદિ નેપત હેય છે, તે પછી કોઇનો પણ મોક્ષ થવો જોઇએ નહિ.

ગુરુઃ-આ તારી શંકા યોગ્ય નથી. કારણ કે શ્રુતિમાં એમ કહ્યું છે કે, સમ્યક્ પ્રકારે આત્માનું જ્ઞાન થવાથી કર્મનો ક્ષય થાય છે. માટે એ સિદ્ધ થાય છે કે, અનુશયવાળા અર્થાત્ કર્મના શેષવાળાનું જ નીચે ઉતરવું થાય છે. વળી તેઓ નીચે ઉતરે છે ત્યારે જે રીતે તેઓ ઉપર ચઢેલા હોય છે તેજ ક્રમે ઉતરતા નથી, પણ તેથી ઉલટી રીતે ઉતરે છે યથેતમ નો અર્થ એ છે કે, જે માર્ગવડે તેઓ ઉપર ચઢેલા હોય છે તેથી અનેવ અર્થાત્ ઉલટી રીતે તેઓ ઉતરે છે. અર્થાત્ ઉતરતી વખતે પિતૃયાન માર્ગમાં ધૂમ તથા આકાશનું જે નિરૂપણ કર્યું છે, તેવડે તેઓ ઉતરે છે. આથી એમ સિદ્ધ થાય છે કે, જેમ સ્વર્ગપ્રતિ ગમન કરે છે તે પ્રમાણે અવરોહણ થાય છે. વળી રાત્રીનું નિરૂપણ કર્યું નથી. પણ અભ્ર આદિનું નિરૂપણ કર્યું છે. તેથી એમ સિદ્ધ થાય છે કે, ઉલટી રીતે અવરોહણ થાય છે. (૮)

શિષ્યઃ-જેનાં આચરણ સારાં હોય તેનો જન્મ સારે ઠેકાણે થાય, પણ આચરણશીલ પુરૂષ કદી અનુશયવાળો, અર્થાત્ શેષકર્મવાળો કહેવાય નહિ. માટે તે સંબંધમાં આપ શું કહો છો ?

ગુરુઃ-આના સંબંધમાં કાર્ષ્ણાજિનિ નામના આચાર્ય એમ માને છે કે, આચરણશ્રુતિ, અનુશયના અર્થમાં જ છે. આજ હેતુને લઇ શ્રી વ્યાસ ભગવાને કહ્યું છે કે;-

## અધિકરણ ૨ જું-સૂત્ર ૯ મું. કાર્ષ્ણાજિનિનો મત.

**चरणादिति चेन्नोपलक्षणार्थेति कार्ष्णाजिनिः ॥ ९ ॥**

સૂત્રાર્થ.-આચરણથી શેષ કર્મવાળો અર્થ સિદ્ધ થતો નથી. આ દોષ નથી. કારણ કે કાર્ષ્ણાજિનિ નામના આચાર્ય એમ માને છે કે, આચરણ સંબંધી શ્રુતિ શેષ કર્મના અર્થમાં જ છે. (૯)

ટીકાઃ-શિષ્યઃ-આ સ્થળે મને શંકા થાય છે. શેષકર્મના અસ્તિત્વના પ્રતિપાદન સંબંધી આપે જે શ્રુતિનું ઉદાહરણ આપ્યું, તે આચરણના સંબંધમાં છે. જેમકે, "तद्य इह रमणीयचरणाः (છા૦ ૫, ૧૦, ૭) 'જેઓ પુણ્ય કર્મ કરવાવાળા છે." આ શ્રુતિમાં એમ દર્શાવ્યું છે કે, આચરણવડે ઉત્પત્તિનો પ્રસંગ પ્રાપ્ત થાયછે. પણ શેષકર્મને લઈ ઉત્પત્તિ પ્રાપ્ત થતી નથી. આચરણ ભિન્ન છે તેમજ શેષ કર્મ ભિન્ન છે. ચરણનો અર્થ ચરિત્ર, આચાર અથવા તો શીલ થાય છે. તેમ અનશુયનો અર્થ ભોગવેલ ફળવાળા કર્મથી ભિન્ન કર્મ થાય છે. વળી શ્રુતિમાં પણ કર્મ તથા આચરણમાં ભિન્નતા દર્શાવે છે. જેમકે, "यथाकारी यथाचारी तथा भवति (બૃ૦ ૪,૪,૫) यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि (તૈ૦ ૧,૧૧,૨) જે જે પ્રકારનાં કર્મ તથા આચાર હોય છે, તેને અનુસરી તે થાય છે. જે જે કાર્યો નિંદાથી રહિત છે તે તે તું કર, પણ બીજાં કર્મોનું

અનુષ્ઠાન તુ મા કર અમાન અર્થાત્ ગુરૂનાં શ્રેષ્ઠ આચરણોને તારે અનુસરવા જોઇએ." માટે આ ચરણથી ઉત્પત્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, પણ શેષ કર્મની સિદ્ધિનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી.

ગુરૂઃ—આ દોષ નથી કારણું કે કર્મ-શેષના સૂચનને માટે જ શ્રુતિમાં આચ-રણનું નિરૂપણ કર્યું છે. આ રીતનો કાર્ષ્ણાજિનિ નામના આચાર્યનો મત છે. (૯)

શિષ્યઃ—જો શીલ તથા કર્મને એક ગણશો તો પછી શીલને અનર્થતા અ-ર્થાત્ નિષ્પ્રયોજનતા પ્રાપ્ત થશે. માટે તેનું કેમ ?

ગુરૂઃ—કર્મને શીલની અપેક્ષા રહે છે. કારણ કે આચરણ સારા હોય તો જ સારાં કર્મ કરવાની ઇચ્છા થાય છે. આ જ કારણથી ૧૦મા સૂત્રમાં કહ્યું છે કે,

## અધિકરણ ૨જું—સૂત્ર ૧૦મું.

## શીલની આવશ્યકતા

**आनर्थक्यमिति चेन्न तदपेक्षत्वात् ॥१०॥**

સૂત્રાર્થ—શીલનું, જો કર્મ તથા શીલને એક ગણશો તો, નિષ્પ્રયોજનપણું થશે. આમ માનવું અયુક્ત છે કારણ કે કર્મને આચરણની આવશ્યકતા છે. (૧૦)

ટીકાઃ—શિષ્ય—આચરણ શબ્દવડે શ્રુતિમાં દર્શાવેલ શીલ શબ્દનો ત્યાગ કરી લાક્ષણિક કર્મશેષની પ્રતીતિ કેવી રીતે થઇ શકે? શ્રુતિમાં જે શીલ શબ્દનું નિરૂ-પણ કર્યું છે, તે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેનું હોય કે શાસ્ત્રે નિષિદ્ધ કરેલું હોય, તેમજ સારૂં હોય કે નઠારું હોય, તે પ્રમાણે સારી કે નરસી ઉત્પત્તિરૂપ ફળ શીલનું થવું જ જોઇએ કઇપણ ફળ શીલનું થાય છે, એમ અવશ્ય સ્વીકારવું જ જોઇએ એમ જો ન હોય તો શીલની આવશ્યકતા રહેશે નહિ

ગુરુ—આ દોષ નથી તારૂં માનવું ખોટું છે.

શિષ્ય—મારૂં માનવું કેમ ખોટું છે. આપ મને સમજાવી પાડશો ?

ગુરુ—જે કઇ કર્મ કરવામાં આવે છે તેને શીલની આવશ્યકતા છે. ઇષ્ટિ-આદિ જે કર્મનો સમુદાય છે, તે આ-ચરણને અધીન છે. જે કોઇ સદાચારથી રહિત હોય તે અધિકારી થઇ શકે નહિ. સ્મૃતિમા કહ્યું છે કે, '*आचारहीनं न पुनन्ति वेदाः* અર્થ —આચારથી જે રહિત છે, તેને વેદો પણ પવિત્ર કરી શકતા નથી." પુરૂ-ષાર્થપણામા પણ આચારની આવશ્યકતા નથી, એમ નથી. ઇષ્ટિ આદિ કર્મ સમુ-દાયના ફળનો જ્યારે પરિપાક થાય છે ત્યારે કર્મને અધીન એવા સદાચાર પણ કઇ એક કર્મવિશેષની ઉત્પત્તિ કરશે જ. શ્રુતિ તથા સ્મૃતિમા પ્રસિદ્ધ છે કે, કર્મ સર્વ પ્રકારના અર્થને કરવાવાળું છે. માટે કાર્ષ્ણાજિનિનો મત એમ છે કે, આચર-ણવાળું કર્મ, પ્રારબ્ધ શેષરૂપે થઇ, જન્મ પ્રાપ્તમાં કારણરૂપે છે. જ્યારે કર્મનો સંભવ છે તો પછી શીલવડે જન્મ પ્રાપ્તિ કહેવી યોગ્ય નથી. જે મનુષ્ય પગવડે દોડી શકે છે, તે જાનુવડે દોડવાને યોગ્ય નથી. (૧૦)

શિષ્યઃ-આચારનો અર્થ શું થાય છે?

ગુરૂઃ-બાદરિ નામના મુનિનો મત એવો છે કે, આચરણ એટલે સારાં તથા નરસાં કર્મ થાય છે. તે જ હેતુને લઇ શ્રી વ્યાસ ભગવાને ૧૧ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૨જું-સૂત્ર ૧૧ મું.

### બાદરિનો મત.

सुकृतदुष्कृते एवेति तु बादरिः ॥११॥

સૂત્રાર્થઃ-આચરણ શબ્દનો અર્થ સારૂં તથા નઠારૂં કર્મ થાય છે, એમ બાદરિ નામના આચાર્યનો મત છે. (૧૧)

ટીકાઃ-ગુરુઃ-બાદરિ નામના આચાર્ય એમ માને છે કે, આચરણ શબ્દવડે સત્કર્મ તથા દુષ્કર્મ થાય છે. આચરણ, અનુષ્ઠાન તથા કર્મ આ ત્રણ પર્યાય શબ્દો છે. તે જ પ્રમાણે ચર્ ધાતુનો પ્રયોગ સામાન્ય રીતે કર્મને વિશે જોવામાં આવે છે. જે કોઇ ઇષ્ટિ આદિ પુણ્ય કર્મ કરે છે, તેના સંબંધમાં લોક એમ કહે છે કે, આ મહાત્મા ધર્મનું આચરણ કરે છે આચારનો અર્થ ધર્મવિશેષ છે. બ્રાહ્મણ તથા પરિવ્રાજકની વચ્ચે જેટલો તફાવત છે, તેટલો કર્મ તથા આચરણમા ભેદ રહેલ છે. સાર એ છે કે, જેનાં આચરણ સારાં હોય છે, તે સારા કર્મવાળો કહેવાય છે તથા જેના આચરણ નઠારાં હોય છે, તે નિંદિત કર્મવાળો કહેવાય છે. (૧૧)

ગુરુ-ઇષ્ટિ આદિ જે કરનારા હોય છે, તેઓ જ ચંદ્રમંડળમાં જઇ શકે છે. બીજા કોઇની ચંદ્રમંડળપ્રતિ ગતિ નથી હોતી.

શિષ્યઃ-તેમ નથી. ઇષ્ટિ આદિ નહિ કરનારા મનુષ્યોનું ગમન પણ ચંદ્રમંડળવિશે હોય છે.

ગુરુઃ-તેમ કયા પ્રમાણવડે તું કહે છે?

શિષ્ય-શ્રુતિના પ્રમાણવડે તેમ સિદ્ધ થાય છે. જેમકે,-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૨ મું.

### ઇષ્ટિ ન કરનારનું ગમન.

अनिष्टादिकारिणामपि च श्रुतम् ॥१२॥

સૂત્રાર્થ-ઇષ્ટિ આદિ નહિ કરનારા મનુષ્યોની ગતિ પણ ચંદ્રમંડળવિશે જોવામાં આવે છે, એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. (૧૨)

ટીકાઃ-ગુરુઃ-પૂર્વે કહેવામાં આવ્યું છે કે, જે ઇષ્ટિ આદિ કરનારાઓ છે, તે જ ચંદ્રલોક પ્રતિ જાય છે.

શિષ્યઃ-હવે મારૂં આપને પૂછવું એમ છે કે, જેઓ ઇષ્ટિ આદિ નથી કરતા, તે ચંદ્રલોકમાં જાય છે કે નથી જતા? મારૂં માનવુ તો એમ છે કે, ઇષ્ટિ આદિ કરવાવાળા જ ચંદ્રમંડળપ્રતિ જાય છે, એમ નથી.

ગુરુઃ-તેમ કહેવાનું કાંઇ પ્રમાણ?

શિષ્યઃ-શ્રુતિમાં કહ્યુ છે કે, ઇષ્ટિ આદિ નહિ કરવાવાળાની ગતિ પણ ચંદ્રમંડળવિશે છે. કારણ કે, કૌષીતકિ નામના ઉપનિષદમાં સામાન્ય રીતે કહ્યું છે કે, "ये वै के चास्माल्लोकात्प्रयन्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति (કૌ० ૧, ૨) જે કોઇ આ લોકમાંથી પ્રયાણ કરે છે, તે સર્વે ચંદ્રમાં

જાય છે." ફરી જન્મવાવાળાઓનો દેહારંભ પણ ચંદ્રપ્રાપ્તિ વિના સંભવી શકતો નથી. કારણ કે "પાંચમી આહુતિમાં" એમ આહુતિની સંખ્યાનો નિયમ છે. તેટલા માટે સર્વે ચંદ્રમાં જવા જોઇએ. ઇષ્ટિ આદિ નહિ કરનારા તેમજ કરનારા બેઉની ગતિ એક સરખી થાય, એ અયોગ્ય છે.

ગુરુઃ–આમ કહેવું યુક્ત નથી. કારણ કે અન્યને ચંદ્રમંડળવિશે ભોગનો અભાવ છે. (૧૨)

શિષ્યઃ–જ્યારે તેઓને સ્વર્ગમાં ભોગનો અભાવ છે, ત્યારે તેઓને પોતાનાં દુષ્કૃત્યોને લીધે શું થાય છે ?

ગુરુઃ–ઇષ્ટિ આદિ નહિ કરનારા યમના સ્થાનમાં પોતાનાં નઠારાં કર્મને યોગ્ય દુઃખને ભોગવે છે. પછી તેઓ કાં તો ઉર્ધ્વલોક પ્રતિ જાય છે અથવા કર્માનુસારે અધોલોક પ્રતિ જાય છે. આ જ કારણથી ૧૩ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૩જું–સૂત્ર ૧૩ સું.

## ઇષ્ટિ ન કરનારાની ગતિ.

**संयमने त्वनुभूयेतरेषामारोहावरोहौ तद्गतिदर्शनात् ॥ १३ ॥**

સૂત્રાર્થઃ–ઇષ્ટિઆદિ નહિ કરનારાઓ યમની સંયમની નામની નગરીમાં પોતાના દુષ્કૃતને યોગ્ય દુઃખનો અનુભવ કરે છે. ત્યારપછી તેઓ ઉપર ચડે છે અથવા તો નીચે ઉતરે છે. આ રીતનીતેઓની ગતિ છે, એમ શ્રુતિમાં કહ્યું છે. (૧૩)

ટીકાઃ–ગુરુઃ–મૂળ સૂત્રમાં જે તુ શબ્દ આપ્યો છે, તે પૂર્વ પક્ષનું ખંડન કરવા માટે આપ્યો છે. પુણ્યશાળી તેમજ પાપી સઘળાઓ ચંદ્રલોક પ્રતિ જાય છે, એમ નથી.

શિષ્યઃ–એમ કેમ કહો છો ?

ગુરુઃ–ચંદ્રમંડળમાં જવાનું થાય તો ભોગને અર્થે જ હોવું જોઇએ. પ્રયોજન વિના સ્વર્ગપ્રતિ જવાનું હોઇ શકે નહિ અથવા પાછા ઉતરવા માટે સ્વર્ગપ્રતિ ગમન છે, એમ હોઇ શકે નહિ. દાખલા તરીકે એક મનુષ્ય વૃક્ષપર ચઢે છે. આ મનુષ્ય તે ઝાડપર કાં તો ફૂલ લેવા ચઢે છે અથવા ફળ લેવા ચઢે છે. તે કોઇ ઝાડપર પ્રયોજન વિના ચઢતો નથી, તેમ પડવા માટે કાંઇ ચઢતો નથી. જે લોકો ઇષ્ટિઆદિ નથી કરનારા, તેઓને ચંદ્રમંડળમાં કોઈ રીતનો ભોગ હોતો નથી, એમ પૂર્વમાં કહેલું છે. માટે ઇષ્ટિ કરવાવાળા જ ચંદ્રલોકમાં જાય છે, પણ બીજાઓ જતા નથી. ઇષ્ટિ નહિ કરનારા સંયમન નામના યમને ઘેર જાય છે. ત્યાં પોતાનાં નઠારાં કર્મને યોગ્ય યમયાતના ભોગવે છે; તથા ફરી આ લોકપ્રતિ પડે છે. આ રીતનું તેઓનું ચઢવું તથા ઉતરવું છે.

શિષ્યઃ–આમ આપ કેવી રીતે માનો છો ?

ગુરુઃ–આ રીતની ગતિ શ્રુતિમાં દર્શાવી છે. ઇષ્ટિ નહિ કરનારાઓ જેઓ ગમન કરે છે, તેઓના સંબંધમાં યમે કહેલ નીચે પ્રમાણેની શ્રુતિ છે, જે શ્રુતિ એમ દર્શાવે

છે કે, આ દુષ્કર્મ કરનારાઓ યમને અધીન હોય છે. જેમકે કહ્યું છે કે, "न सापरायः प्रतिभाति बाल प्रमाद्यन्त वित्तमोहेन मूढम् । अय लोको नास्ति पर इति मानी पुनः पुनर्वशमापद्यते मे (કઠ૦ ૨, ૬) વિત્તના મોહ વડે મૂઢ તથા પ્રમાદવાળા બાળકને (અવિવેકીને) પરલોક સંપાદન કરવાનો માર્ગ જણાયલો હોતો નથી. આ જ લોક અસ્તિત્વમાં છે તથા અન્ય નથી, આમ માનનારો વારવાર મારે વશ થાય છે." વળી કહ્યું છે કે "वैवस्वत सगमन जनानाम् (ઋક્ સં૦ ૧૦, ૧૪, ૧) યમ, એ મનુષ્યોના આશ્રયરૂપ છે." આ રીતનાં અનેક વચનો છે કે જેમાં દર્શાવ્યું છે કે, મનુષ્યો યમને અધીન છે (૧૩)

શિષ્યઃ-મનુષ્ય યમને અધીન છે, એના સંબંધમાં બીજે કશે કંઈ કહ્યું છે?

ગુરુ-સ્મૃતિમા પણ તેમ કહ્યું છે. જેમકે;-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૪ મું

### સ્મૃતિનું પ્રમાણ.

स्मरन्ति च ॥ १४ ॥

સૂત્રાર્થ-સ્મૃતિમાં પણ કહ્યું છે કે, નિંદિત કર્મનું ફળ યમને અધીન છે (૧૪)

ટીકાઃ-ગુરુ-નાચિકેતના ઉપાખ્યાન આદિરૂપ સ્મૃતિમાં છે કે, મનુ, વ્યાસ આદિ શિષ્ટોથી કહેવામાં આવ્યું છે કે, યમની સંયમન નામની પુરીમાં યમને અધીન નિંદિત કર્મ કરવાવાળાને તેનું ફળ ભોગવવું પડે છે. (૧૪)

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૫ મું.

### સાત નરકો.

अपि च सप्त ॥१५॥

સૂત્રાર્થ-વળી સ્મૃતિમાં સાત નરકો કહ્યા છે. (૧૫)

ટીકાઃ-ગુરુ-પુરાણમાં નઠારા કર્મના ફળના ઉપભોગના આશ્રયરૂપે રૌરવ આદિ સાત નરકો સ્મૃતિમા કહ્યાં છે. આ નરકોની પ્રાપ્તિ અનિષ્ટ કરવાવાળાઓને થાય છે. અર્થાત્ સાર એ છે કે, અનિષ્ટ કરનારને ચંદ્રલોકની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે? (૧૫)

શિષ્ય-પાપકર્મવાળાઓ જે યાતના ભોગવે છે, તે યમાધીન છે. વળી સ્મૃતિઓમાં કહ્યું છે કે, ચિત્રગુપ્ત આદિ અનેક અધિષ્ઠાતાઓ રૌરવ આદિ નરકોને વિશે રહેલ છે.

ગુરુઃ-તું કહે છે તેમ અધિષ્ઠાતાઓ નથી. આ જ હેતુને લઈ વ્યાસે ૧૬ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૬ મું.

### સર્વમાં યમ અધિષ્ઠાતા.

तत्रापि च तद्व्यापारादविरोधः ॥ १६ ॥

સૂત્રાર્થ-તેમાં પણ યમનો જ વ્યાપાર રહેલ છે, માટે ચિત્રગુપ્ત આદિનું અધિષ્ઠાતાપણું કહેવાથી વિરોધ આવશે નહિ (૧૬)

ટીકા-ગુરુ-આ સાત નરકોમાં પણ યમનું અધિષ્ઠાતાપણું હોવાથી વિરોધ આવતો નથી. સ્મૃતિમાં ચિત્રગુપ્ત આદિ

જે અધિષ્ઠાતાઓ કહેવાયેલ છે, તે સર્વે યમવડે પ્રેરણા કરાયલા છે. (૧૬)

શિષ્યઃ-વિદ્યારૂપી સાધનવડે જેમનો દેવયાન માર્ગમાં અધિકાર નથી, તેમ કર્મવડે પિતૃયાણમાં અધિકાર નથી, તેમની ગતિ કેવી રીતની છે?

ગુરુઃ-તેમની ત્રીજી ગતિ છે અર્થાત્ ક્ષુદ્ર જંતુરૂપ ત્રીજો માર્ગ હોય છે. આ જ હેતુને લઇ વ્યાસ ભગવાને ૧૭ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૭ મું.

## વિદ્યા કર્મથી રહિતની કેવી ગતિ?

**विद्याकर्मणोरिति तु प्रकृतत्वात् ॥ १७ ॥**

સૂત્રાર્થ-વિદ્યા તથા કર્મ વિશે જેઓ જતા નથી, તેમને તૃતીય સ્થાન છે. કારણ કે આ પ્રમાણે શ્રુતિમાં નિરૂપણ કરેલ છે. (૧૭)

ટીકાઃ-ગુરુઃ-પંચાગ્નિ વિદ્યામાં કહ્યું છે કે, 'वेत्थ यथासौ लोको न सपूर्यते (છા૦ ૫,૩,૩) આ લોક ભરાઇ જતો નથી, તેનું શું કારણ, તે તું જાણે છે?" આના પ્રતિઉત્તરમાં નીચે પ્રમાણેની શ્રુતિ છે- "अथैतयोः पथोर्न कतरेणचन तानीमानि क्षुद्राण्यसकृदावर्तीनि भूतानि भवन्ति। जायस्व म्रियस्वेत्येतत्तृतीयं स्थानं तेनासौ लोको न सपूर्यते (છા. ૫,૧૦,૮,) અર્થ-જેઓ આ બે માર્ગોમાંના કોઇ પણ માર્ગને પ્રાપ્ત થતા નથી, તેઓ અનેક જન્મ લેવાવાળા ક્ષુદ્ર જંતુરૂપે ઉત્પન્ન થાય છે. તેઓ ઉત્પન્ન થાય છે તથા જલદી મૃત્યુને પામે છે. આ તૃતીય સ્થાન છે. આ કારણથી મનુષ્ય જે સ્થાનને મરણ પછી પ્રાપ્ત થાય છે, તે સ્થાન ભરાઇ જતું નથી." આ શ્રુતિમાં "एतयो. पथोः" આ શબ્દથી વિદ્યા તથા કર્મને લેવાં.

શિષ્ય-એ કેવી રીતે બને?

ગુરુઃ-શ્રુતિમા તે પ્રમાણેનું નિરૂપણ છે તેથી કારણ કે દેવયાન તથા પિતૃયાણ માર્ગની પ્રાપ્તિના સાધનરૂપે વિદ્યા તથા કર્મ છે કહ્યું છે કે "तद्य इत्थं विदुः અર્થ-જેઓ આ પ્રમાણે જાણે છે." આ શ્રુતિવડે જે વિદ્યાનું નિરૂપણ કરેલ છે તેવડે દેવયાન માર્ગ લેવો. વળી "इष्टापूर्ते दत्तम् (છા.૫,૧૦,૩) અર્થઃ-ઇષ્ટ,* પૂર્ત તથા દત્ત અર્થાત્ ધર્માદિ કાર્યો કરે છે, તેઓ મરણ પછી ધૂમ લોકને પ્રાપ્ત થાય છે." આથી કર્મ માર્ગનું નિરૂપણ છે તથા તેવડે પ્રાપ્ત થવા યોગ્ય પિતૃયાણ માર્ગ નિરૂપણ કરાયેલ છે. આના સંબંધીના પ્રકરણમાં શ્રુતિ વિશે કહ્યું છે કે, "अथैतयोः पथो र्न कतरेणचन અર્થ-જેઓ આ બે વર્ગમાના કોઇપણ માર્ગને પ્રાપ્ત થતા નથી." આ સર્વનો સાર એ છે કે, જેઓ વિદ્યારૂપી સાધનવડે દેવયાન માર્ગ વિશે અધિકારવાળા નથી, તેમજ કર્મરૂપી સાધનવડે પિતૃયાણ માર્ગ વિશે જેમનો અધિકાર નથી, તેઓને ક્ષુદ્ર જંતુરૂપ વારંવાર આવર્જન વિસર્જન થવાવાળો ત્રીજો માર્ગ હોય છે. આથી પણ ઇષ્ટઆદિ જેઓ નથી કરતા, તેઓને ચંદ્ર લોકની પ્રાપ્તિ થતી નથી.

શિષ્ય-મને આ સ્થળે શંકા થાય છે કે, જેઓને ચંદ્રલોકની પ્રાપ્તિ થાય

* ઇષ્ટ=યજ્ઞ યાગાદિ કરવા, પૂર્ત=વાવ તળાવ ખોદાવવા, દત્ત=દાન કરવું.

છે, તેઓ ત્યાથી નીચે પડે છે ત્યારે તેમને ક્ષુદ્ર જતુઓની પ્રાપ્તિ થવી જોઇએ.

ગુરૂઃ-તેમ બનતું નથી. કારણ કે, જો તેમ બનતું હોય તો ચદ્રલોક પ્રતિ જવાનું કર્મ નિરર્થક થશે. વળી સઘળા ચંદ્રલોકને પામતા હોય તો ચદ્રલોક જનારાઓથી ભરાઇ જવો જોઇએ. આ પ્રમાણે જે પ્રશ્ન પ્રવાહણે પૂછેલ છે તેથી વિરૂદ્ધ તેનો ઉત્તર મળવાનો પ્રસંગ આવી પડે. વળી ઉત્તરમાં એમ આવવુ જ જોઇએ કે, ચંદ્રલોક અમુક કારણને લીધે ભરાઈ જતો નથી.

શિષ્યઃ-આ વાત તો ખરી. પણ ચંદ્રલોકમાંથી મનુષ્ય લોકને પ્રાપ્ત થાય છે. એમ કહેવાવડે જ એમ સિદ્ધ થાય છે કે, ચંદ્રલોક ભરાઇ જતો નથી, તો પછી વધારે કહેવાની શી જરૂર છે ?

ગુરૂઃ-ના, તેમ નથી. શ્રુતિમાં તેમ કહ્યું નથી. જો કે તારી કહેવાની વાત ખરી છે કે, ચંદ્રલોકમાંથી પડવાને લીધે ચંદ્રલોક ભરાઇ જતો નથી પણ શ્રુતિ એમ દર્શાવે છે કે, ચંદ્રલોક ભરાઇ જતો નથી, તેનું કારણ એ છે કે, ત્રીજું સ્થાન છે જેમકે કહ્યું છે કે, 'एतत्तृतीय स्थान तेनासौ लोको न सपूर्यते (છા૦૫,૧૦,૮) આ તૃતીય સ્થાન કહેવાય છે. આ કારણથી મનુષ્ય મરણ પછી જે સ્થાનને પ્રાપ્ત થાય છે તે સ્થાન ભરાઇ જતું નથી." માટે ચંદ્રલોક પ્રતિ નહિ જવાને લીધે ચંદ્રલોક ભરાઈ જતો નથી, એમ કહેવું યોગ્ય છે. ઇષ્ટિ આદિ કરનારાઓનું ચંદ્રલોકમાથી પતન થાય છે. જો તેમ ન હોય તો શ્રુતિમાં જે ત્રીજા સ્થાનનું નિરૂપણ કરેલ છે, તે મિથ્યા ઠરશે મૂળમાં જે તુ શબ્દ આપ્યો છે, તે વડે સર્વના ગમનની આશંકાનો જે ઉદ્ભવ અન્ય શાખાના વચનથી થાય છે, તેનો નાશ થાય છે આમ થવાથી અન્ય શાખામા જે સર્વ શબ્દ આપેલ છે, તે વડે જે અધિકારી હોય, તેને જ ગ્રહણ કરવા, અર્થાત્ જે કોઈ અધિકારી પુરૂષો આ લોકમાંથી પ્રયાણ કરે છે, તે સર્વે ચંદ્રલોકને પામે છે. (૧૭)

શિષ્યઃ-દેહ પ્રાપ્ત થવા માટે સર્વે ચદ્રલોક પ્રતિ જવા જોઇએ. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, પાંચમી આહુતિમાં જે જળ છે, તે પુરૂષવાચક છે.

ગુરુઃ-આનું નિરાકરણ થવા માટે જ ૧૮ મા સૂત્રમા કહ્યું છે કે, ત્રીજા સ્થાનને માટે પાંચમી આહુતિનો નિયમ હોતો નથી. જેમકે;—

## અધિકરણ ૩ જું-સૂત્ર ૧૮ મું. ક્ષુદ્ર જંતુની પ્રાપ્તિમાં ચંદ્રપ્રતિ જવાનો અભાવ.

न तृतीये तथोपलब्धे. ॥१८॥

સૂત્રાર્થઃ-તૃતીય સ્થાનમાં પાંચમી આહુતિનો નિયમ ગ્રહણ કરવો યોગ્ય નથી. કારણ કે પાચમી આહુતિ તો ચંદ્ર લોક પ્રતિ ગમન કર્યા વિના પ્રાપ્ત થાય છે (૧૮)

ટીકાઃ-ગુરુ.-તૃતીય સ્થાનમાં દેહની પ્રાપ્તિ માટે આહુતિરૂપ,પાંચ સંખ્યાનો નિયમ ગ્રહણ કરવો યોગ્ય નથી.

શિષ્યઃ–કેમ ગ્રહણ કરવો યોગ્ય નથી?

ગુરુઃ–આહુતિના નિયમ વિના ત્રીજા સ્થાનની પ્રાપ્તિ થાય છે અર્થાત્ આહુતિની સંખ્યાના નિયમ વિના જ શ્રુતિમાં નિરૂપણ કરેલી રીતિએ ત્રીજા સ્થાનની અર્થાત્ ક્ષુદ્ર યોનિની પ્રાપ્તિ થાય છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, " जायस्व म्रियस्वेत्येतत्तृतीयं स्थानम् ( છા૦ ૫,૧૦,૮ ) આ બે માર્ગને નહિ પ્રાપ્ત થનારા અનેક જન્મ લેવાવાળા ક્ષુદ્ર જંતુરૂપે ઉત્પન્ન થાય છે. તેઓ ઉત્પન્ન થાય છે તથા જલદી મૃત્યુને પામે છે. આ તૃતીય સ્થાન કહેવાય છે." બીજું શ્રુતિમાં કહ્યું છે કે, " पंचम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति (છા૦ ૫,૩,૩) જળ અર્થાત્ અગ્નિહોત્રના પયોઘૃતાદિ પાંચમી આહુતિ પુરૂષરૂપ કહેવામાં આવે છે." અહીં જે આહુતિની સંખ્યાનું નિરૂપણ કરેલ છે, તે મનુષ્ય શરીરની પ્રાપ્તિને લઇને કહેવામાં આવ્યું છે. પણ કીટ, પતંગ આદિ ક્ષુદ્ર શરીરની પ્રાપ્તિને લઇને કહ્યું નથી. કારણકે શ્રુતિમાં જે પુરુષ શબ્દ સૂચન કરેલ છે, તેવડે મનુષ્યજાતિનું નિરૂપણ કરેલ છે. વળી પાંચમી આહુતિમાં જળ પુરૂષરૂપે થાય છે, આ રીતનો ઉપદેશ છે. પણ પાંચમી આહુતિ વિના અન્ય આહુતિમાં જળ પુરૂષરૂપે થતું નથી, એમ પ્રતિષેધ કર્યો નથી. કારણ કે તેમ થવાથી વિધિનિષેધરૂપ બે પ્રકારના અર્થરૂપ વચનભેદ થાય. વળી જેમનો આરોહ તથા અવરોહ સંભવે છે, તેમનો દેહ પાંચમી આહુતિમાં ઉત્પન્ન થશે. અન્યનો દેહ આહુતિની સંખ્યા વિના અન્ય ભૂતોથી ઉત્પન્ન થયેલ જળવડે ઉત્પન્ન થશે. (૧૮)

શિષ્યઃ–પાંચમી આહુતિ વિના અન્ય ભૂતોથી ઉત્પન્ન થયેલા જળવડે કેવી રીતે કેટલાકનો દેહ ઉત્પન્ન થશે?

ગુરુઃ–સ્મૃતિમાં તે પ્રમાણે કહેવામાં આવ્યું છે તથા ૧૯ મા સૂત્રમાં પણ કહ્યું છે કે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૧૯ મું.
## અયોનિજમાં સ્મૃતિપ્રમાણ.

**स्मर्यतेऽपि च लोके ॥१९॥**

સૂત્રાર્થઃ–વળી લોક વિશે આ સંબંધી સ્મૃતિનું પ્રમાણ છે. (૧૯)

ટીકાઃ–ગુરુ–કેટલાક જીવ અયોનિજ છે, એમ લોક વિશે સ્મૃતિનું પ્રમાણ છે. દ્રોણ, ધૃષ્ટદ્યુમ્ન વગેરે, તેમજ સીતા તથા દ્રૌપદી વગેરે અયોનિજરૂપે હતાં. તેમાં દ્રોણઆદિના સંબધમાં સ્ત્રી વિષયરૂપ એક આહુતિ નથી વળી ધૃષ્ટદ્યુમ્ન આદિના સંબધમાં સ્ત્રી તથા પુરૂષ બેઉ સંબંધી બેઉ આહુતિ નથી. જેમ ત્યાં આહુતિની સંખ્યાનો અનાદર છે, તેમ અન્યત્ર પણ થશે. વળી લૌકિક રૂઢિમાં એમ કહેવાય છે કે, બલાકા પક્ષી વીર્યસિંચન વિના ગર્ભને ધારણ કરે છે. (૧૯)

ગુરુ–વળી શાસ્ત્રનું પણ પ્રમાણ છે. જેમકે;—

## અધિકરણ ૩ જું–સૂત્ર ૨૦ મું.
## અયોનિજપણામાં શાસ્ત્રપ્રમાણ.

**दर्शनाच्च ॥ २० ॥**

સૂત્રાર્થઃ–શાસ્ત્રથી પણ એમ સિદ્ધ થાય છે. (૨૦)

टीकाः-गुरुः-वळी जरायुज, अंडज, स्वेदज तथा उद्भिज्ज, आ चार प्रकारना भूतसमूहोमां स्वेदज तथा उद्भिज्जमां ग्राम्य धर्मविना उत्पत्ति कहेली छे. माटे त्यां आहुतिनी संख्यानो स्वीकार नथी. आ ज प्रमाणे अन्य स्थळे पण होवुं जोइए. (२०)

शिष्यः-आ भूतोमांथी त्रण भूतो बीजरूपे होय छे. जेमके " आण्डजं जीवजमुद्भिज्जम् (छा० ६,३,१) अंडज, जीवज तथा उद्भिज्ज." आ श्रुतिमां त्रण प्रकारनो भूतसमूह कहेवायलो छे, तो पछी चोथा प्रकारनो भूतसमूह केवी रीते होवो जोइए?

गुरुः-आ संबंधमां २१मा सूत्रमां कह्युं छे के, उद्भिज्जमां-स्वेदजनो समावेश थाय छे. जेमके;—

## अधिकरण ३ जुं-सूत्र २१ मुं.

### त्रीजावडेज स्वेदज

तृतीयशब्दावरोधः संशोकजस्य ॥२१॥

सूत्रार्थः-त्रीजा शब्दथी स्वेदजनो पण संग्रह थाय छे. (२१)

टीकाः-गुरुः-" आण्डजं जीवजमुद्भिज्जम् (छा० ६, ३, १) आंडज, जीवज तथा उद्भिज्ज " आमां त्रीजा उद्भिज्ज शब्दवडे स्वेदजनो समावेश करवामां आव्यो छे, एम प्रतीति थाय छे. कारण के स्वेदजनी उत्पत्ति जळना भेदवडे थाय छे तथा उद्भिज्जनी उत्पत्ति भूमिना भेदवडे थाय छे. आ रीते बेउमा उत्पत्ति सरखी छे. जो के अन्य स्थळे कह्युं छे के, स्थावर उद्भिज्जथी जंगम उद्भिज्ज विलक्षण छे. आ रीते स्थावर तथा जंगमनो भेदवाद छे, जेथी आ स्थळे कोई रीतनी विरोधता आवती नथी. (२१)

शिष्यः-चंद्रलोकमांथी मनुष्यलोकमां आवती वखते जीव केवा स्वरूपे करी आवे छे, ते मने कहेशो?

गुरुः-जीव ज्यारे नीचे उतरे छे त्यारे आकाशनी साथे तेनी सादृश्यता होय छे. आ ज हेतुने लई २२ मा सूत्रमां कह्युं छे के;—

## अधिकरण ४ थुं-२२ सूत्र मुं

### जीवनी आकाश साथे तुल्यता.

सामान्यापत्तिरुपपत्तेः ॥ २२ ॥

सूत्रार्थ-जीव ज्यारे नीचे उतरे छे त्यारे तेनी आकाश साथे सादृश्यता होय छे. कारण के एक वस्तुने पोताना स्वरूपनी ज प्राप्ति होय छे, पण अन्यनी नहि. (२२)

टीकाः-शिष्यः-इष्टि आदि करनाराओ चंद्रलोक प्रति गया पछी, त्यां पतन थवा सुधी रही, त्यांथी पोताना शेष कर्म फळनी साथे मनुष्यलोक प्रति आवे छे. आ रीते श्रुतिमां कह्युं छे. हवे नीचे उतरवाना संबंधमां एक शंका थाय छे. जो के नीचे पतन थवा संबंधी नीचे प्रमाणे श्रुति छे-" अथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते यथेतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवत्यभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति (छा०५,१०,५) तेओ नीचे कहेवायेल मार्गे रहीने पाछा आवे छे-त्यांथी तेओ आकाशने पामे छे, आकाशथी

વાયુને પામે છે, વાયુને પામ્યા પછી તેઓ ધૂમરૂપે થાય છે અને ધૂમરૂપ થયા પછી તેઓ અભ્રરૂપને પ્રાપ્ત થાય છે. અભ્રને પ્રાપ્ત થયા પછી તેઓ મેઘરૂપને પામે છે તથા મેઘને પામ્યા પછી તેઓ વરસે છે." છતાં આ સંબંધી મનેશંકા એમ થાય છે કે, જેઓ નીચે ઉતરે છે, તેઓ આકાશાદિના સ્વરૂપને જ પામે છે અથવા તો શું આકાશાદિની સાદૃશ્યતાને પામે છે? મારૂં માનવું તો એમ છે કે, આકાશાદિના સ્વરૂપને તેઓ પામે છે. જો કોઇ એમ પૂછે કે, તેમ કેવી રીતે બને? તો કહેવું કે શ્રુતિમાં તે પ્રમાણે કહ્યું છે. જો તેમ ન હોય તો જીવ આકાશાદિના લક્ષણ સ્વરૂપે બને.પણ જ્યાં લક્ષણ તથા શ્રુતિ બેની પ્રાપ્તિ હોય ત્યાં શ્રુતિ પ્રમાણરૂપે ગણાય, આ રીતનો ન્યાય છે. વળી વાયુસ્વરૂપે થઇ ધૂમસ્વરૂપે થાય છે, ઇત્યાદિ વચન એમ સ્પષ્ટ રીતે દર્શાવે છે કે, તે તે સ્વરૂપની જીવને પ્રાપ્તિ થાય છે માટે મારૂં માનવું તો એમ છે કે, આકાશાદિ સ્વરૂપની પ્રાપ્તિ કહેલી છે.

ગુરુઃ—આ સંબંધી અમે કહીએ, તે તું ધ્યાનપૂર્વક સાંભળ. આકાશાદિની સાદૃશ્યતાને જીવ પામે છે. ચંદ્રમંડળમાં જે કાંઈ જળમય શરીરના ઉપભોગનો આરંભ થાય છે, તે શરીરનો લય સૂક્ષ્મ આકાશ સદૃશ, જ્યારે ભોગનો ક્ષય થાય છે ત્યારે થાય છે. પછી તે વાયુને વશ થાય છે. ત્યાર પછી ધૂમાદિ સાથે જોડાય છે. તેથી શ્રુતિમાં એમ કહ્યું છે કે, " यथेतमाकाशमाकाशाद्वायु ( છાο ૫, ૧૦, ૫ ) જેમ ગયા હતા તેમ આકાશમાં પાછા ફરે છે તથા આકાશથી વાયુમાં ફરે છે."

શિષ્ય—એમ કેવી રીતે બને?

ગુરુઃ—આકાશની સાદૃશ્યતા માનવી, તે જ યોગ્ય છે. આ પ્રમાણેની પ્રાપ્તિ હોવી જોઇએ. કારણ કે મુખ્ય વસ્તુના સંબંધમાં એક વસ્તુનો ભિન્નભાવ કદી હોતો નથી. જો આકાશ સ્વરૂપની જ પ્રાપ્તિ હોય, તો પછી વાયુ આદિના ક્રમે કરી પતન થવું યોગ્ય નથી. આકાશ વિભુસ્વરૂપે છે; તેથી જીવનો આકાશ સાથે નિત્ય સંબંધ છે. માટે આકાશની સાદૃશ્યતાની પ્રાપ્તિથી ભિન્ન સંબંધ કદી ઘટતો નથી. વળી જ્યાં શ્રુતિનો અસંભવ હોય ત્યાં લક્ષણા ગ્રહણ કરવી યોગ્ય છે. માટે જીવને આકાશાદિ તુલ્યતાની પ્રાપ્તિ થાય છે, એ જ આકાશાદિ ભાવ છે, એમ અમારૂં માનવું છે. (૨૨)

શિષ્ય—શું જીવની આકાશાદિભાવરૂપે સ્થિતિ લાંબો સમય રહે છે કે કેમ?

ગુરુ—ના, આ સ્થિતિ લાંબો સમય રહેતી નથી. કારણ કે જીવનું જે નીચે પતન થવું તે અતિ કષ્ટકારક છે, એમ કહ્યું છે. આજ હેતુને લઇ ૨૩ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૫ મું—સૂત્ર ૨૩ મું.

## જીવની આકાશતુલ્ય સ્થિતિ કયાં સૂધી?

नातिचिरेण विशेषात् ॥२३॥

સૂત્રાર્થઃ—આકાશાદિ વિશે સ્થિતિ લાંબો સમય સૂધી રહેતી નથી. કારણ કે ત્યાર પછી વ્રીહિ આદિ વિશેષભાવની પ્રાપ્તિ કહેલી છે. (૨૩)

ટીકાઃ-શિષ્ય -આકાશાદિની પ્રાપ્તિમાં વ્રીહિ આદિની પ્રાપ્તિ થાય છે. અહીં શંકા એ થાય છે કે, આ વ્રીહિ આદિની પ્રાપ્તિ પૂર્વે લાંબા લાંબા સમય સૂધી પૂર્વપૂર્વની સાદૃશ્યતાને વિશે સ્થિતિ કરે છે તથા ત્યાર પછી શું ઉત્તરોત્તર સાદૃશ્યતાને પામે છે કે થોડા થોડા સમય સૂધી રહે? હું એમ માનું છું કે, આના સંબંધી નિયમ નથી. કારણ કે નિયમ વાળા શાસ્ત્રનું આ સંબંધી પ્રમાણ નથી.

ગુરૂઃ-આ જે તું કહે છે તે શંકા ટાળવા માટે જ મૂળ સૂત્રમાં " नातिचिरेण ઘણા લાંબા સમય સૂધી નહિ" આ રીતનું વચન આપેલ છે. થોડા થોડા સમય સૂધી આકાશાદિ ભાવવડે સ્થિતિ કરી વૃષ્ટિની ધારા સાથે આ પૃથ્વીપર તેમનું પતન થાય છે.

શિષ્યઃ-એમ કેવી રીતે બને?

ગુરૂઃ-વિશેષ ભાવનું સૂચન છે, તેથી આકાશાદિ ભાવમાં લાંબો સમય સૂધી સ્થિતિ નથી. કારણ કે વ્રીહિ આદિ ભાવની પ્રાપ્તિ થવા પછી તેના સંબંધમાં વિશેષતાનું નિરૂપણ છે. જેમકે, "अतो वै खलु दुर्निष्प्रपत्तरम् (છાં૦ ૫,૧૦,૬) આથી અધોગમન અત્યંત કષ્ટકારક છે." આ શ્રુતિમાં એક તકારનો છાંદસ પ્રક્રિયા હોવાથી લોપ થયલો છે. અહીં दुर्निष्प्रपतरम ને બદલે દુર્નિષ્પ્રપતતરં શબ્દ છે. અર્થાત્ વ્રીહિ આદિ ભાવવડે ઉતરવું અત્યંત કષ્ટકારક-દુઃખકારક છે આ સ્થળે નિષ્ક્રમણ સમયે દુઃખ છે, એમ જણાવ્યું છે, પણ પૂર્વના ભાવમાં સુખકારક નિષ્ક્રમણ દર્શાવ્યું છે. આ નિષ્ક્રમણમાં જે સુખ તથા દુઃખતાની વિશેષતા છે, તે અલ્પ સમય તથા લાંબા સમયને લઈને છે. કારણ કે નિષ્ક્રમણ થતાં પહેલાં શરીરની સ્થિતિ હોતી નથી, જેથી ભોગનો અસંભવ હોય છે. માટે વ્રીહિ આદિ ભાવની પ્રાપ્તિ પૂર્વે થોડા સમયમાં જ નીચે ઉતરવાનું થાય છે (૨૩)

શિષ્યઃ-પ્રારબ્ધ શેષવાળા કે જેઓ સ્થાવર ભાવને પામે છે, તેઓ પૂર્વે જેમ સુખદુઃખાદિના સંસર્ગને પામે છે, તેમ શું વ્રીહિ આદિ ભાવમાં પામે છે કે નહિ?

ગુરુ-વ્રીહિ આદિ સ્થાવર-ભાવમાં પણ તેઓ દુઃખાદિના સંસર્ગને પામે છે; પણ તેનો ઉપભોગ કરતા નથી. કારણ કે શ્રુતિમાં પણ તે રીતનો ઉપદેશ છે. આ જ હેતુને લઇ ૨૪ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૨૪ મું. વ્રીહિ આદિ ભાવમાં દુઃખાદિનો સંસર્ગ.

अन्याधिष्ठितेषु पूर्ववदभिलापात् ॥२४॥

સૂત્રાર્થઃ-અન્ય જીવમાં આશ્રય પામેલ અર્થાત્ વ્રીહિ યવ આદિ ભાવને પામેલ સ્થાવર ભાવો પૂર્વની માફક સંસર્ગને પ્રાપ્ત કરે છે. કારણ કે શ્રુતિમાં તે રીતનો ઉપદેશ છે. (૨૪)

ટીકાઃ-શિષ્યઃ-નીચે પતન થતી વખતે વૃષ્ટિરૂપે થવા પછી શ્રુતિમાં નીચે પ્રમાણે કહ્યું છે:-"त इह व्रीहि यवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्ते (છાં૦ ૫,૧૦,૬) અર્થ -વૃષ્ટ્યાદિને પામ્યા પછી તેઓ વ્રીહિ,

યવ, ઓષધિ, વનસ્પતિ, તિલ તથા માષ આદિરૂપે ઉત્પન્ન થાય છે." હવે આ સ્થળે શંકા એ થાય છે કે, આ સમયે સ્થાવર ભાવને પામેલ પ્રારબ્ધ શેષવાળાઓ સ્થાવરનું સુખ અને દુઃખ ભોગવનારા થાય છે કે વ્રીહિથી ભિન્ન અન્ય જીવને આશ્રય પામેલ સ્થાવર શરીરમાં સંસર્ગના દોષને પામે છે? મારૂં માનવું એમ છે કે, પ્રથમ પક્ષ કેવી રીતે બની શકે? કારણ કે જન્ ધાતુનો મુખ્ય અર્થ પ્રાપ્તિ થાય છે તથા શ્રુતિ સ્મૃતિમાં પણ કહ્યું છે કે, જ્યાં સૂધી સ્થાવર ભાવ હોય છે ત્યાં સૂધી જ ઉપભોગનો આશ્રય હોય છે. વળી પશુહિંસા આદિને લીધે ઇષ્ટિ આદિ કર્મસમૂહ અનિષ્ટ ફળને આપવાવાળો છે. આમ હોવાથી પ્રારબ્ધ શેષવાળાઓનો વ્રીહિ આદિ જન્મ ગૌણરૂપે નથી, પણ મુખ્યરૂપે છે. જેમ શ્વાન આદિનો જન્મ છે તેમ વ્રીહિ આદિનો જન્મ છે. જે રીતે શ્વાનયોનિ, સુકરની યોનિ અથવા તો ચાંડાળયોનિની પ્રાપ્તિ થાય છે તથા પ્રારબ્ધ શેષવાળાનો શ્વાન આદિ જન્મ જે રીતે મુખ્ય છે તથા તે જન્મ સુખદુઃખવાળો હોય છે, તે જ પ્રમાણેનો વ્રીહિ આદિનો જન્મ પણ જાણી લેવો.

ગુરૂઃ—આના સંબંધમાં, હે શિષ્ય! હું કહું તે સાંભળ. પ્રારબ્ધ શેષવાળાઓ જ્યારે અન્ય જીવથી આશ્રય કરાયેલ વ્રીહિ આદિ યોનિને પ્રાપ્ત કરે છે ત્યારે કેવળ સંસર્ગ માત્ર જ પ્રાપ્ત કરે છે. પણ તેઓ સુખ તથા દુઃખને ભોગવનારા થતા નથી. જેમકે પૂર્વે વાયુ આદિરૂપે પ્રારબ્ધ શેષવાળાઓ હોય છે ત્યારે સુખદુઃખનો સંસર્ગ માત્ર હોય છે, પણ સુખ તથા દુઃખના ભોગવનારા હોતા નથી. આ રીતે વ્રીહિ આદિ ભાવ પણ સ્થાવર યોનિ હોવાથી સુખદુઃખનો સ્પર્શ માત્ર જ હોય છે.

શિષ્યઃ—આપ કહો છો, તેમાં મને સમજણ પડતી નથી.

ગુરૂઃ—હું જે પ્રમાણે કહું છે, તે જ રીતનો વેદનો પણ ઉપદેશ છે.

શિષ્યઃ—વેદમાં કેવા પ્રકારનો ઉપદેશ કરેલ છે?

ગુરૂઃ—તેમાં એમ કહ્યું છે કે, આ વ્રીહિ આદિ યોનિમાં કર્મનો વ્યાપાર હોતો નથી. જેવી રીતે આકાશ આદિમાં તેમ જ વૃષ્ટિ આદિ ભાવને પામવામાં સુખ તથા દુઃખના ભોગ સંબંધી ઉપદેશ નથી, તેમ વ્રીહિ આદિ યોનિમાં પણ સુખ તથા દુઃખનો ભોગ હોતો નથી. માટે આ યોનિમાં પ્રારબ્ધ શેષવાળાઓને સુખ તથા દુઃખનું ભોગવવાપણું હોતું નથી. જે યોનિમાં સુખ તથા દુઃખનું ભોગવવાપણું હોય છે, ત્યાં જ કર્મના વ્યાપારરૂપે શુભાચરણ તથા દુરાચરણનો શ્રુતિમાં ઉપદેશ કરેલ છે વળી જો પ્રારબ્ધ શેષવાળાનો વ્રીહિ આદિ જન્મ મુખ્ય હોય તો જ્યારે વ્રીહિ આદિ કપાય છે, છડાય છે, રાંધવામાં આવે છે તથા ખાવામાં આવે છે, તે સમયે તેના અભિમાની પ્રારબ્ધ શેષયુક્ત જીવ જતા રહેવા જોઇએ. કારણ કે આ વાત પ્રસિદ્ધ છે કે, જે જીવને જે શરીરનું અભિમાન હોય

છે, તે શરીરનો નાશ થવે તેમાંથી તે જતો રહે છે. આ સ્થળે તો પ્રારબ્ધ શેષ જીવોનો વ્રીહિ આદિ યોનિમાંથી વીર્ય આદિ યોનિ પ્રાપ્ત થવાનો ઉપદેશ છે. આથી સિદ્ધ થાય છે કે, જ્યારે પ્રારબ્ધ શેષવાળાઓ વ્રીહિ આદિ અન્ય યોનિને પામેલ હોય છે ત્યારે તેમને સુખ તથા દુઃખનો સ્પર્શ માત્ર હોય છે. આ રીતે જન્ ધાતુનો મુખ્યાર્થ ગ્રહણ કરવો તથા સ્થાવર યોનિને ઉપભોગના સ્થાનરૂપે ગ્રહણ કરવી. અત્રે પણ સ્થાવર યોનિ ઉપભોગના આશ્રયરૂપે છે, તેની ના કહેતા નથી. અન્ય જીવોએ જે કાંઇ પાપકર્મો કર્યાં હોય છે, તેને લીધે તેઓ સ્થાવર યોનિને પામે છે. ત્યાં ભોગ ભોગવવો પડે છે, પણ પ્રારબ્ધ શેષવાવાળાઓને તે રીતનો પ્રકાર નથી. અમારૂં માનવું એમ છે કે, ચંદ્ર લોકમાંથી જેઓનું નીચે પતન થાય છે તેવા પ્રારબ્ધ શેષવાળાઓને સ્થાવર યોનિનો ઉપભોગ હોતો નથી (૨૪)

શિષ્યઃ-વારુ, એ તો ઠીક. યજ્ઞકર્મ કે જેમાં પશુહિંસા થાય છે તે તો અશુદ્ધ કર્મ ખરૂં કે નહિ?

ગુરૂઃ-યજ્ઞકર્મમાં જો કે પશુહિંસા થાય છે, છતાં તે કર્મ અશુદ્ધ નથી કારણ કે શ્રતિમાં તે રીતનો ઉપદેશ છે. આ જ આશયને લઇ ૨૫ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૨૫ મું.
## યજ્ઞકર્મની અશુદ્ધતાનો અભાવ.

अशुद्धमिति चेन्न शब्दात् ॥२५॥

સૂત્રાર્થઃ-યજ્ઞકર્મને અશુદ્ધ કહેશો તો તેમ નથી. કારણ કે તે પ્રમાણે વેદમાં ઉપદેશ છે. (૨૫)

ટીકાઃ-શિષ્યઃ-હું આપને ફરી કહું છું કે, પશુહિંસા આદિ થવાને લીધે યજ્ઞ કર્મ અશુદ્ધ છે તથા તેથી તેનું ફળ પણ અનિષ્ટ જ હોવું જોઇએ. માટે મારૂં તો માનવું એમ છે કે, પ્રારબ્ધ શેષવાળાઓનો જે વ્રીહિ આદિ જન્મ છે તે મુખ્ય છે, પણ તેની ગૌણીરૂપે કલ્પના કરવી, તે ફોકટ છે.

ગુરૂઃ-આ તારૂં માનવું ખોટું છે. આ તો ધર્મ છે તથા આ અધર્મ છે, એમ જાણવામાં શાસ્ત્ર કારણરૂપે છે. અર્થાત્ આ ધર્મ છે તથા આ અધર્મ છે, એ પ્રમાણેના જાણવામાં શાસ્ત્ર જ કારણરૂપે છે. કારણ કે ધર્મ તથા અધર્મ, એ કાંઇ ઇન્દ્રિયોનો વિષય હોતો નથી. વળી તેઓના દેશ, કાળ તથા નિમિત્તમાં નિયમ હોતો નથી. જે દેશ, કાળ તથા નિમિત્તને અનુસરી જે ધર્મ આચરવામાં આવે છે, તે જ ધર્મ તેથી ભિન્ન દેશ, કાળ તથા નિમિત્તમાં અધર્મરૂપે હોય છે. માટે શાસ્ત્ર વિના ધર્મ તથા અધર્મના વિષયવાળું જ્ઞાન કોઇને પણ હોતું નથી., શાસ્ત્રમાં જ હિંસાદિવાળો જ્યોતિષ્ટોમ યજ્ઞ ધર્મરૂપે ગણાયલો છે, તો પછી તે અશુદ્ધ છે, એમ કેવી રીતે કહી શકાય ?

શિષ્યઃ-આપની આ વાત ખરી છે. પણ આપણા જ શાસ્ત્રમાં કહ્યું છે કે, " न हिंस्यात् सर्वा भूतानि અર્થઃ-કોઇપણ પ્રાણીની હિંસા કરવી નહિ" આમ પ્રાણીમાત્રની હિંસા અધર્મરૂપે છે.

ગુરુ:–તું જે કહે છે તે ખરૂં છે. પણ તે તો ઉત્સર્ગરૂપે અર્થાત્ સામાન્ય નિયમરૂપે છે, પણ વિશેષ નિયમરૂપે એ છે કે, "अग्निषोमीयं पशुमालभेत અગ્નિ અને સોમને માટે પશુનો વધ કરવો જોઇએ." આ રીતે સામાન્ય તથા વિશેષની વ્યવસ્થા છે. વળી શિષ્ટ લોકો આચરતા હોવાથી તેમ જ નિંદાથી રહિત હોવાથી વૈદિક કર્મ વિશુદ્ધ છે. માટે પાપને લીધે સ્થાવર યોનિ જેમ ફળરૂપે છે તે પ્રકારની પ્રારબ્ધ શેષવાળાની સ્થાવર યોનિ ફળરૂપે નથી. તે જ પ્રમાણે શ્વાન આદિ જન્મની માફક વ્રીહિ આદિ જન્મ થવો યોગ્ય નથી. આ શ્વાન યોનિ આદિ ફળ નિંદિત કર્મવાળાના સંબંધમાં કહ્યો છે. આ પ્રમાણે વ્રીહિ આદિ યોનિના સંબંધમાં વિશેષ કાંઇ અધિકાર નથી. આથી ચંદ્રલોકમાંથી પડતા પ્રારબ્ધ શેષવાળાઓનો વ્રીહિ આદિ ભાવ એટલે વ્રીહિ આદિનો સ્પર્શ માત્ર થાય છે, આ રીતે માનવામાં આવ્યું છે. (૨૫)

શિષ્ય:–વીર્યરૂપે થવા પછી પ્રારબ્ધ શેષવાળાની કેવા પ્રકારની સ્થિતિ થાય છે તે કહેશો ?

ગુરુ:–ત્યારબાદ પ્રારબ્ધ શેષવાળાઓનો યોગ વીર્યનું સિંચન કરનારા સાથે થાય છે. આ જ પ્રમાણે ૨૬ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૨૬ મું. વીર્યનો સિંચન કરનાર સાથે સંબંધ.

रेतः सिग्योगोऽथ ॥ २६ ॥

સૂત્રાર્થ:–ત્યારબાદ પ્રારબ્ધ શેષવાળાનો વીર્યનું સિંચન કરનારા સાથે સંબંધ થાય છે. (૨૬)

ટીકા:–ગુરૂ–આથી જ વ્રીહિ આદિ યોનિનો અર્થ વ્રીહિ આદિનો સંયોગ માત્ર થાય છે, એમ કહ્યું છે. કારણ કે વ્રીહિ આદિ યોનિ પામ્યા પછી પ્રારબ્ધ શેષવાળાઓનો સંયોગ વીર્યસિંચન કરનારની સાથે થાય છે. આથી શ્રુતિમાં કહ્યું છે કે, "यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एव भवति (છા૦ ૫,૧૦,૬) જે આ વ્રીહિ આદિ ઓષધિ ખાય છે તથા રેત વીર્યનું સિંચન કરે છે, તે બહુરૂપે ઉત્પન્ન થાય છે." આ સ્થળે ઉત્પન્ન કરનારરૂપે થવું, એ મુખ્યાર્થરૂપે નથી. કારણ કે લાંબા સમયપર જન્મેલ તથા યૌવનભાવને પામેલ, હોય તે જ વીર્યનું સિંચન કરનાર થાય છે. ભક્ષણ કરાતા અન્નની સાથે જોડાયલો પ્રારબ્ધ શેષવાળો જીવ ઉપચાર વિના કેવી રીતે વીર્યભાવને પામી શકે ? માટે વીર્યસિંચન કરનારરૂપે થવાનો અર્થ વીર્યસિંચન કરનારની સાથે સંબંધ કરવો, એમ થાય છે, આમ અવશ્ય માનવું જોઇએ. આ પ્રમાણે વ્રીહિ આદિ યોનિવડે વ્રીહિ આદિનો સંબંધ થવો, એ જ સત્ય છે. (૨૬)

શિષ્ય:–રેતસ–વીર્યથી જન્મપ્રાપ્તિ કેવી રીતે થાય છે તે કહેશો. ?

ગુરુઃ–જનન કરનારાવડે યોનિમાં વીર્યસિંચન થવા પછી પ્રારબ્ધ શેષવાળાનું શરીર બંધાય છે. આ જ કારણથી ૨૭ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૨૭ મુ. યોનિમાંથી શરીરની ઉત્પત્તિ.

योनेः शरीरम् ॥ २७ ॥

સૂત્રાર્થઃ–યોનિમાંથી શરીરની ઉત્પત્તિ થાય છે. (૨૭)

ટીકા–ગુરુ–શાસ્ત્રમાં કહ્યું છે કે, રેતના સિંચન કરનાર સાથે સંયોગ થાય છે, ત્યાર પછી તે રેતનું યોનિમાં સિંચન થાય છે. ત્યાર બાદ યોનિમાંથી પ્રારબ્ધ શેષવાળા પ્રાણીનું પ્રારબ્ધના ફળને ભોગવવા શરીરની ઉત્પત્તિ થાય છે. આથી જ કહ્યું છે કે, "तद्य इह रमणीयचरणाः (છા૦ ૫, ૧૦, ૭) જેઓ શુભ આચરણવાળા હોય છે તેઓ સારા ફળને ભોગવે છે." માટે એમ નિશ્ચય થાય છે કે, પતન સમયે વ્રીહિ આદિની જ્યારે યોનિ હોય છે, તે વખતે સુખ તથા દુઃખથી જોડાયલું શરીર હોતું નથી. માટે એમ સિદ્ધ થાય છે કે, વ્રીહિ આદિનો સંયોગ માત્ર જ પ્રારબ્ધ શેષવાળાનો વ્રીહિ આદિરૂપે જન્મ છે. (૨૭)

इति श्रीमच्छंकरभगवत्पूज्यपादकृतौ शारीरकमीमांसाभाष्ये चंद्रशंकरात्मज छोटालालशर्मणाकृत गुर्जरगिराभाष्यानुवादे तृतीयाध्यायस्य प्रथमः पादः ॥ १ ॥



# તૃતીય અધ્યાય—દ્વિતીય પાદ.

## જીવની અવસ્થા.

## भूमिका.

ન્નની સૃષ્ટિ સત્યરૂપે નથી. ારૂં માનવું એમ છે કે ારૂપે છે.

ગુરૂઃ-તે કેવી રીતે બને?

શિષ્યઃ-ત્રીજા અધ્યાયના બીજા પાદના ૧ લા સૂત્રમાં કહ્યું છે કે;-

### અધિકરણ ૧ લું-સૂત્ર ૧ લું.

### સ્વપ્નસૃષ્ટિ સત્યરૂપે.

संध्ये सृष्टिराह हि ॥१॥

સૂત્રાર્થઃ-સ્વપ્નમાં જે સૃષ્ટિ છે, તે સત્યરૂપે છે, એમ શ્રુતિ કહે છે. (૧)

ટીકાઃ-શિષ્યઃ-ગયા પ્રકરણમાં પંચાગ્નિ વિદ્યાનું ઉદાહરણ આપવામાં આવ્યું છે તથા જીવની સંસારમાં જે ભિન્ન ભિન્ન પ્રકારે ગતિ થાય છે, તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે. આ દ્વિતીય પાદમાં જીવની જે જે ભિન્ન ભિન્ન પ્રકારની અવસ્થા હોય છે, તેનું વિવેચન આપ્યું છે. શ્રુતિમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ— "स यत्र प्रस्वपिति (બૃ૦ ૪,૩,૯) જ્યારે જીવ સુષુપ્તિ અવસ્થામાં હોય છે ત્યારે." આ પ્રમાણેની શરૂઆત કરી છેવટમાં કહ્યું છે કે, "न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथ रथान्रथयोगान्पथः सृजते (બૃ૦ ૪,૩,૧૦) તે અવસ્થામાં રથનું અસ્તિત્વ હોતું નથી, રથના ઘોડાઓ હોતા નથી, તેમ જ રથના માર્ગો હોતા નથી. પણ સ્વપ્ન અવસ્થામાં રથો, ઘોડાઓ તથા માર્ગોની ઉત્પત્તિ મનવડે થાય છે." હવે આ બાબતમાં મને શંકા થાય છે કે, જેમ જાગ્રતાવસ્થામાં હોય છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ પારમાર્થિકી સૃષ્ટિ હોય છે કે માયામયી સૃષ્ટિ હોય છે? તેમાં મારૂં માનવું તો એવું છે, કે સ્વપ્નાવસ્થામાં જે મનોસૃષ્ટિ હોય છે, તે સત્યસ્વરૂપે છે. મૂળમાં જે સંધ્ય શબ્દ વાપર્યો છે, તેનો અર્થ સ્વપ્નાવસ્થા થાય છે. કારણ કે વેદમાં આ રીતનો પ્રયોગ જોવામાં આવે છે. જેમકે, "संध्यं तृतीयं स्वप्नस्थानम् (બૃ૦ ૪,૩,૯) અર્થઃ-બે અવસ્થાની વચલી ત્રીજી જે સ્થિતિ, તે સ્વપ્નાવસ્થા છે." આ સ્વપ્નાવસ્થાને સંધિ કહેવાનું કારણ એ કે, આ લોકની બે અવસ્થાઓને અર્થાત્ જાગ્રત તથા સુષુપ્તિ અવસ્થાને જોડનાર

જે અવસ્થા, તે સ્વપ્નાવસ્થા છે. આ સ્વપ્નાવસ્થામાં સત્યસ્વરૂપવાળી સૃષ્ટિ થવાયોગ્ય છે.

ગુરુઃ-કેવી રીતે સ્વપ્નાવસ્થા પારમાર્થિકરૂપે છે ?

શિષ્ય.-કારણ કે પ્રમાણરૂપ શ્રુતિમા કહ્યું છે કે, "अथ रथान् रथयोगान्पथ सृजते (બૃ૦ ૪,૩,૧૦) સ્વપ્નમાં રથો, ઘોડાઓ તથા માર્ગોની ઉત્પત્તિ મનવડે છે" વળી છેવટમા કહ્યું છે કે, "स हि कर्ता ते કર્તારૂપે છે." આથી સ્વપ્નસૃષ્ટિ પારમાર્થિક છે, એમ નિશ્ચય થાય છે. (૧)

શિષ્યઃ-આત્મા જ સર્વ સૃષ્ટિનો રચનાર છે તથા તે પ્રમાણે બીજા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૨ જું.
## આત્મા સર્વ કર્મનો કર્તા.

निर्मातारं चैके पुत्रादयश्च ॥ २ ॥

સૂત્રાર્થ-કેટલીક શાખાવાળાઓ એમ માને છે કે, સર્વ કામનાઓનો રચનાર આત્મા છે તથા પુત્ર આદિ સર્વ, કામના રૂપે છે. (૨)

ટીકા-શિષ્ય-વળી એક શાખાવાળાઓ આ સ્વપ્નાવસ્થામાં સર્વ કામનાઓનો રચનાર આત્મા છે, એમ માને છે. વળી આના પ્રમાણરૂપે નીચલી શ્રુતિ આપે છે. જેમકે, "य एष सुप्तेषु जागर्ति काम कामं पुरुषो निर्मिमाण (ક૦ ૫,૮) આ આત્મા જ્યારે સ્વપ્નાવસ્થામા હોય છે ત્યારે અનેક કામનાને કરતો છતો પોતે જાગે છે." વળી પુત્ર આદિ પણ કામનારૂપે છે, એમ સમજાય છે. કારણ કે મનુષ્ય તેની પણ કામના રાખે છે.

ગુરુઃ-અહીં કામનાનો અર્થ ઈચ્છાવિશેષ થવો જોઈએ

શિષ્ય-તેમ નથી. કારણ કે 'शतायुषः पुत्रपौत्रान् वृणीष्व (ક઼ઠ૦ ૧, ૨૩) સો વર્ષના આયુષવાળા પુત્ર તથા પૌત્રોને તું માંગ" આ પ્રમાણેની શરૂઆત કરી છેવટમાં શ્રુતિમા કહ્યું છે કે, "कामाना त्वा कामभाजं करोमि (કઠ૦ ૧, ૧, ૨૪) જે કાંઈ કામનાઓ છે તે કામનાઓનો ભોગવનાર હું તને કરું છું" આ પ્રમાણે મૂળ શ્રુતિમાં પુત્રાદિ શબ્દનો અર્થ કામનામા લીધો છે. આ પ્રમાણે વિષયને લઈ તેમ જ શ્રુતિને અનુસરવાથી એમ સમજાય છે કે, પ્રાજ્ઞસ્વરૂપ આત્મા જ નિર્માતારૂપે છે. આ સ્થળે પ્રાજ્ઞનું જ નિરૂપણ છે. કારણ કે ત્યાં કહ્યુ છે કે, 'अन्यत्र धर्मादन्यत्राधर्मात् (ક઼૦ ૨,૧૪) ધર્મથી ભિન્ન તેમ જ અધર્મથી ભિન્ન આત્મતત્વ મને કહો" તેમ જ શ્રુતિમા છેવટે કહ્યું છે કે, "तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते तस्मिंल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन (ક઼૦ ૫, ૮, આ આત્મા જ શુક્રરૂપે, બ્રહ્મરૂપે તથા અમૃતરૂપે કહેવાય છે આ આત્મામા સર્વ લોકનો આશ્રય છે. તેનું કોઈપણ અતિક્રમણ કરી શકતો નથી." આ રીતે જાગ્રતાવસ્થાનો આશ્રય કરવાવાળી તથા આત્માથી નિર્માણ કરાયલી સૃષ્ટિ સત્ય સ્વરૂપે જેમ છે, તેજ પ્રમાણે સ્વપ્ન અવસ્થાની સૃષ્ટિ પણ થવા યોગ્ય છે. વળી શ્રુતિમા કહ્યું છે કે, "अथो खल्वाहुर्जागरितदेश

एवास्येष इति यानि ह्येव जाग्रत्पश्यति तानि सुप्तः (બૃ૦૪,૩,૧૪) અર્થઃ-વળી બીજાઓનું માનવું એમ છે કે, જાગ્રતાવસ્થામાં જે સૃષ્ટિ છે તે જ સ્વપ્નમાં છે. કારણ કે જાગ્રતમાં જે પદાર્થ જોવામાં આવે છે, તે જ પદાર્થ સ્વપ્નમાં જોવામાં આવે છે." આ રીતે શ્રુતિમાં જાગ્રત તથા સ્વપ્નમાં સમાન અવસ્થા ગણી છે. માટે સ્વપ્નમાં જે સૃષ્ટિ છે, તે સત્ય સ્વરૂપે છે. (૨)

ગુરૂઃ-આ બે સૂત્રમાં તેં જે વાત પ્રતિપાદન કરી છે, તે ખોટી છે.

શિષ્ય-તે કેવી રીતે ?

ગુરૂ-સ્વપ્ન સૃષ્ટિ માયામાત્ર છે. કારણ કે પરમાર્થિકરૂપે તેનું સ્વરૂપ વ્યક્ત થતું નથી. આથી જ ૩જા સૂત્રમાં કહ્યું છે કે,

## અધિકરણ ૧લું-સૂત્ર ૩જું.

## સ્વપ્નસૃષ્ટિ માયારૂપે.

मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात् ॥ ३ ॥

સૂત્રાર્થઃ-સ્વપ્ન સૃષ્ટિ માયા માત્રરૂપે છે. કારણ કે તેનું સ્વરૂપ પરમાર્થિકરૂપે વ્યક્ત થતું નથી (૩)

ટીકાઃ-ગુરુઃ-અહીં મૂળમાં જે તુ શબ્દ મૂક્યો છે, તે પૂર્વ પક્ષનું ખંડન કરવા માટે છે. સ્વપ્ન અવસ્થામાં જે સૃષ્ટિ છે તે પારમાર્થિક છે, એમ કહેવું યોગ્ય નથી. સ્વપ્નમાં સૃષ્ટિ માયારૂપ જ છે. તેમાં જરા પણ પરમાર્થનો ગંધ નથી.

શિષ્યઃ-આપ એમ કેવી રીતે કહો છો ?

ગુરુ-પારમાર્થિકપણાથી સૃષ્ટિનું વ્યક્ત સ્વરૂપ હોતું નથી. સમગ્રપણાવડે અર્થાત્ પરમાર્થ વસ્તુસ્વરૂપે સ્વપ્નાવસ્થા વ્યક્ત સ્વરૂપવાળી નથી.

શિષ્ય-આ સ્થળે જે કાર્ત્સ્ન્ય શબ્દ વાપર્યો છે, તેનો શું અર્થ થાય છે?

ગુરૂઃ-કાર્ત્સ્ન્યનો અર્થ એ થાય છે કે, દેશ, કાળ, નિમિત્ત, સંપત્તિ તથા અબાધરૂપે જે વસ્તુ હોય, તે કાર્ત્સ્ન્યસ્વરૂપે કહેવાય છે. પરમાર્થ વસ્તુના વિષયરૂપ દેશ, કાળ, નિમિત્ત તથા અબાધપણાનો સંભવ સ્વપ્નમાં હોતો નથી. તેમ જ સ્વપ્નમાં રથ આદિનો યોગ્ય સ્થળનો પણ સંભવ હોતો નથી. ચર્મથી વીંટાયલા દેહપ્રદેશમાં રથાદિનો અવકાશ હોતો નથી.

શિષ્ય-આ બાબતમાં મને એક શંકા થાય છે. સ્વપ્ન અવસ્થામાં દેહથી બહારના વિષયો જોવામાં આવે છે. કારણ કે અન્ય પ્રદેશમાં રહેલ દ્રવ્યને સ્વપ્ન અવસ્થા ગ્રહણ કરે છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, દેહથી બહારના પદાર્થ સ્વપ્ન જુવે છે. જેમકે, "बहिष्कुलायादमृतश्चरित्वा स ईयतेऽमृतो यत्र कामम् (બૃ૦ ૪, ૩,૧૧,) દેહથી બહાર અમૃતરૂપ આત્મા ફરીથી જ્યાં ઇચ્છા થાય છે ત્યાં જાય છે." પ્રાણીનું જો ગમન નથી થતું તો સ્થિતિ તથા ગતિની પ્રતીતિનો ભેદ બની શકે નહિ.

ગુરુઃ-ના, તારૂં માનવું ખોટું છે. જે મનુષ્ય સુતેલો હોય છે, તે ક્ષણ માત્ર સો યોજનના વિસ્તારવાળો પ્રદેશ પણ જવા કે આવવા સમર્થ હોતો નથી. કોઇ રીતની ગતિથી

રહિત સ્વપ્નાવસ્થાવાળો કોઇ બીજાને કહે છે કે, હું આજે કુરૂ દેશમાં સૂતેલો હતો તથા જ્યારે મને સ્વપ્ન આવ્યું ત્યારે મને એમ થયું કે, હું પંચાલ દેશમાં ગયો તથા ત્યાં હુ જાગ્યો. જો દેહથી દૂર ગયો હોય તો તે પંચાલ દેશમાં જ જાગવો જોઇએ પણ તે પંચાલ દેશપ્રતિ ગયલો હોતો નથી. પણ તે કેવળ કુરૂ દેશમાં જ જાગેલો હોય છે. જે દેહવડે તે પ્રાણી અન્ય દેહપ્રતિ પોતે ગયલો માને છે, તે દેહને તેની પાસે રહેલ બીજા મનુષ્યો જે સ્થળે તેણે શયન કરેલું હોય છે ત્યાં જ જુવે છે. સ્વપ્નમાં જે પ્રકારના અન્ય પ્રદેશો તે જૂવે છે, તે રીતના તે પ્રદેશો હોતા નથી. દોડતો દોડતો તે પદાર્થને જૂવે છે, છતાં જાગ્રતના પદાર્થની માફક તેની કલ્પના કરે છે. શ્રુતિ પણ કહે છે કે, સ્વપ્ન દેહની અંદર રહેલ છે. કહ્યું છે કે, "स यत्रैतत्स्वप्न्यया चाति (બૃ૦૨,૧,૧૮) જ્યારે તે સ્વપ્ન અવસ્થામાં હોય છે," આ રીતની શરૂઆત કરી છેવટમાં કહ્યું છે કે, "स्वे शरीरे यथाकाम परिवर्तते અર્થઃ-પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના શરીરમાં ઇન્દ્રિયોને મોકલે છે." આથી શ્રુતિના ઉપદેશમા વિરોધ આવવાથી "बहिष्कुलाय શરીરથી બહાર" આ શ્રુતિને ગૌણ માનવી. અર્થાત્ એમ અર્થ કરવો કે, જાણે અમૃતસ્વરૂપ આત્મા બહાર ગમન કરતો હોયની શું. કારણ કે સ્વપ્નમા આત્મા શરીરમાં રહેલો હોય છે, છતાં તે કાંઇપણ કાર્ય કરતો નથી. આથી તે આત્મા શરીરમાંથી બહાર હોય તેવો ભાસ થાય છે. આમ હોવાથી આત્મામાં જે કાંઇ સ્થિતિ, ગતિ તથા પ્રતીતિનો ભેદ જોવામાં આવે છે, તે કેવળ ભ્રમરૂપ જ છે, એમ સ્વીકારવું જોઇએ. સ્વપ્નમાં કાળનો વિરોધ પણ હોય છે. જેમકે કોઇ માણસ રાત્રીએ સૂતો હોય, છતા ભારતવર્ષમા જાણે દિવસ હોય એમ માને છે. તે જ પ્રમાણે સ્વપ્ન જો કે મુહુર્ત માત્ર રહેનારૂં હોય છે, છતા જાણે ઘણાં વર્ષો વહી ગયાં હોય, તેમ મન માને છે. તેમ જ સ્વપ્નમાં બુદ્ધિ તથા કર્મને યોગ્ય નિમિત્તો પણ હોતાં નથી. સર્વ ઇન્દ્રિયોનો સ્વપ્નમાં ઉપસંહાર થયલો હોય છે, જેથી સ્વપ્નમાં રથાદિ જોવા માટે ચક્ષુ આદિનો અભાવ હોય છે. વળી સ્વપ્નમાં રથાદિ કરવા માટે અથવા લાકડું ભેગું કરવા સામર્થ્ય કેવી રીતે એક નિમેષ માત્રમાં હોઇ શકે ? સ્વપ્નમાં જે રથ આદિ જોવામાં આવે છે, તેનો જાગ્રતાવસ્થામાં બાધ થાય છે. કેવળ બાધ હોવા છતાં સ્વપ્નમાં જ આ સર્વ સુલભરૂપે બની શકે છે. સ્વપ્નમાં આદિ તથા અતે વિચિત્રતા હોય છે. જેમકે સ્વપ્નમાં જે વસ્તુનો રથરૂપે નિશ્ચય કર્યો હોય છે તે જ ક્ષણમાં મનુષ્યરૂપે થાય છે. તેમ જ જે વસ્તુનો મનુષ્યરૂપે નિશ્ચય કરેલ હોય છે તે જ ક્ષણવારમાં વૃક્ષરૂપે બને છે. શાસ્ત્રમા પણ કહ્યું છે કે, સ્વપ્નમાં રથાદિનો અભાવ સ્પષ્ટ છે. જેમકે, "न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्ति (બૃ૦ ૪,૩,૧૦) સ્વપ્નમાં રથો, ઘોડાઓ તેમ જ માર્ગો હોતા નથી." માટે સ્પષ્ટ

રીતે એમ માલમ પડે છે કે, સ્વપ્નનું દર્શન કેવળ માયામાત્ર છે. (૩)

શિષ્યઃ–જ્યારે સ્વપ્નસૃષ્ટિ માયામાત્ર છે ત્યારે તે મિથ્યા જાણવી.

ગુરૂ–ના, સ્વપ્નમાં પરમાર્થનો લેશ પણ નથી, એમ કદી જાણવું નહિ. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, સ્વપ્ન ભવિષ્યની સારી યા નરસી બાબતને સૂચવનારૂં છે. આ જ પ્રમાણેનું કહેવું સ્વપ્નના જ્ઞાતાનું પણ છે. આથી જ ૪થા સૂત્રમાં કહ્યું છે કે,

## અધિકરણ ૧ લું–સૂત્ર ૪થું.

## સ્વપ્નસૃષ્ટિ શુકનરૂપે.

सूचकश्च हि श्रुतेराचक्षते च तद्विदः ॥४॥

સૂત્રાર્થઃ– સ્વપ્નમાં પરમાર્થનો લેશ પણ નથી, એમ નહિ. કારણ કે શ્રુતિથી તેમજ સ્વપ્નના જ્ઞાતાઓથી સિદ્ધ થાય છે કે, તે સારા નરસાનું સૂચક છે. (૪)

ટીકાઃ-શિષ્યઃ–જ્યારે સ્વપ્નને આપ માયામાત્ર કહો છો, તો પછી સ્વપ્નમાં પરમાર્થનો અંશ પણ નથી.

ગુરૂ–તારૂં માનવું ખોટું છે. ભવિષ્યમાં સારી યા નરસી બાબત જે કાંઈ થનાર હોય છે, તેના સૂચવનારરૂપ સ્વપ્ન છે. શ્રુતિમાં તેથી કહ્યું છે કે, "*यदा कर्मसु काम्येषु स्त्रियं स्वप्नेषु पश्यति । समृद्धिं तत्र जानीयात्* तस्मिन्स्वप्ननिदर्शने (છાં૦ ૫,૨,૯) જ્યારે યજ્ઞ કરવાના પ્રસંગમાં કર્તા સ્વપ્નમાં કેટલાંક કામ્ય કર્મોમાં સ્ત્રીઓને જુવે છે તો તેણે સ્વપ્નપરથી ખાત્રી રાખવી કે તેની ક્રિયા ફળદાયી નીવડી છે" તેજ પ્રમાણે પુરૂષ જો કૃષ્ણ વસ્તુને તથા કૃષ્ણદાંતવાળા મનુષ્યને જાવે છે તો તે કૃષ્ણ પુરૂષ તેને હણે છે." ઈત્યાદિ સ્વપ્ન સંબંધી શ્રુતિઓ દર્શાવે છે કે, મનુષ્ય લાંબો સમય જીવશે નહિ. સ્વપ્નની બાબત જાણનારાઓ કહે છે કે, "कुञ्जरारोहणादीनि स्वप्ने धन्यानि खरयानादीन्यधन्यानि સૂત્રાર્થઃ–સ્વપ્નમાં જો હાથીપર બેસવું થાય છે તો તે શુભસૂચક સ્વપ્ન છે, પણ જો ગધેડાનું વાહન જોવામાં આવે છે તો તે અશુભસૂચક સ્વપ્ન છે." મંત્ર, દેવતા, તથા દ્રવ્યનાં નિમિત્તવાળાં કેટલાંક સ્વપ્નો સત્યાર્થના અંશવાળાં હોય છે, એમ માનવામાં આવે છે. તેમાં પણ જે વસ્તુ દર્શાવવામાં આવી હોય તેનું સત્યપણું થાઓ, પણ સ્ત્રી દર્શનઆદિનો બાધ હોવાથી તેનું મિથ્યાપણું છે, એમ અભિપ્રાય છે. માટે સ્વપ્ન માયામાત્ર કહેવું યોગ્ય છે. મૂળમા પહેલા સૂત્રમાં आह हि અર્થાત્ શ્રુતિમાં સ્વપ્નસૃષ્ટિ પારમાર્થિક કહી છે તે શ્રુતિ ગૌણ અર્થમાં લેવી. જેમ કે હળ બળદ વગેરેને ખેંચે છે, એમ કહેવુ તે કેવળ નિમિત્ત માત્ર છે, પણ પ્રત્યક્ષ રીતે હળ કદી બળદ આદિને ખેંચતું નથી. આ પ્રમાણે નિમિત્તમાત્રને લઇ સૂતેલા માણસ રથઆદિ સર્જે છે તથા તેથી કર્તા કહેવાય છે. પણ પ્રત્યક્ષ રીતે સૂતેલો માણસ કદી રથઆદિ સરજતો નથી. રથઆદિનું પ્રાતિભાસિક જ્ઞાન થવાને લીધે હર્ષ તથા ત્રાસ આદિ જોવામાં આવે છે આ હર્ષ તથા શોકાદિના કારણરૂપે પુણ્ય તથા પાપ છે. આથી આત્મા જ નિમિત્ત કારણરૂપે છે, એમ માનવું જોઇએ. બીજું જાગ્રતાવસ્થામાં વિષયનો

ઇન્દ્રિયો સાથે સબંધ થાય છે તથા સૂર્યઆદિના તેજના વિસ્તારથી આત્મા સ્વયંજ્યોતિરૂપે છે કે નહિ, તે જાણવું અઘરૂં પડે છે. પણ સ્વપ્નમા આત્મા જ સ્વયંજ્યોતિરૂપે છે, તે સ્પષ્ટ જણાઈ શકે છે સ્વપ્નમાં રથઆદિ વસ્તુનો જે જન્મ થાય છે, તે શ્રુતિના વચનને અનુસરી મુખ્યરૂપે છે, એમ જો ગણીએ તો આત્માના સ્વયંજ્યોતિપણાનો કદી નિર્ણય થઇ શકશે નહિ માટે શ્રુતિવ ચનવડે તો રથઆદિનો અભાવ છે, પણ તે રથાદિનો જન્મ ગૌણરૂપે છે, એમ માનવું જોઇએ આ રીતે આત્મા રથ આદિના કર્તારૂપે છે, એમ શ્રુતિનાં વચનથી સિદ્ધ થાય છે. આથી જ કહ્યું છે કે, "प्राज्ञमेन निर्मातारमामनन्ति પ્રાજ્ઞ કર્તારૂપે કેટલાક માને છે.' તે પણ ખોટું છે. અન્ય શ્રુતિમા કહ્યું કે, "स्वयं विहत्य स्वयं निर्माय स्वेन भासा स्वेन ज्योतिषा प्रस्वपिति ( બૃ૦ ૪, ૩, ૯ )અગર જો કે તેનુ પોતાનું શરીર સૂતેલું હોય છે, છતાં પોતે પોતાની કાંતિના પ્રભાવના જોરે ગૃહને અર્થાત્ સ્વપ્ન સદશ દેહને ઉભું કરે છે " આ રીતે શ્રુતિના વચનમાં કહ્યું છે કે, જીવને વ્યાપાર હોય છે. આ સ્થળે પણ " य एव सुप्तेषु जागर्ति (ક૦ ૫,૮) આ સ્વયં પ્રકાશ ચૈતન્યરૂપ પુરૂષ ઇન્દ્રિયો ઉપગમ પામવા છતાં જાગે છે." આ રીતે ચોખ્ખું નિરૂપણ કરેલ છે, તેથી જીવ જ સર્વ કામનાઓનો રચનાર છે, એમ સિદ્ધ થાય છે. આ જીવના સબંધી શ્રુતિમા જ ઉપદેશ કરવામા આવ્યો છે કે, આ જીવ જ શુક્રરૂપે તેમજ બ્રહ્મરૂપે છે. આ રીતે જીવનો જીવભાવ ટાળી, તે બ્રહ્મરૂપે છે એમ કહ્યું છે. જેમકે 'तत्त्वमसि પરમાત્મા જીવરૂપે છે.' આ રીતે જીવનુ બ્રહ્મસ્વરૂપે નિરૂપણ કરવામાં વિરોધ આવતો નથી. સ્વપ્નમા પણ પ્રાજ્ઞનો વ્યવહાર છે. તેની ના પાડતા નથી. કારણ કે સર્વના નિયામકપણું તેનામાં હોવાથી, સર્વ અવસ્થાના આશ્રયરૂપે પ્રાજ્ઞ છે અમે એટલું તો સ્પષ્ટ કહીએ છીએ કે, સ્વપ્નમા રહેલ સૃષ્ટિ આકાશાદિ સૃષ્ટિની માફક પારમાર્થિકરૂપે નથી. તે જ પ્રમાણે આકાશાદિ સૃષ્ટિ પણ કેવળ સત્ય સ્વરૂપે નથી. આ બાબત નીચેના સૂત્રથી આપણે પ્રતિપાદન કરી છે. જેમકે " तदनन्यत्वमारंभणशब्दादिभ्य (બ્ર૦સૂ૦૨,૧,૧૪) આ રીતે સમસ્ત પ્રપંચ માયા માત્રરૂપે છે." પણ બ્રહ્મ સાક્ષાત્કારની પૂર્વે આકાશાદિ પ્રપંચ સત્યસ્વરૂપે ભાસે છે. પણ સ્વપ્ન પ્રપંચ તો હમેશા ખોટો છે, એમ નિશ્ચય થાય છે આથી વિશેષે કરી એમ કહેવાય છે કે, સ્વપ્નના પદાર્થ માયામાત્ર સ્વરૂપે છે. (૪)

શિષ્ય.-જ્યારે જીવ બ્રહ્મસ્વરૂપે છે તો પછી જીવને બંધ તથા મોક્ષ કેવી રીતે બની શકે ?

ગુરુ -જીવને બંધ તથા મોક્ષ જેવું કાંઇ નથી, પણ આત્માના મૂળ સ્વભાવમા આવરણ હોવાથી બંધ તથા મોક્ષનો ભાસ થાય છે. આ જ હેતુને લઈ ૫ મા સૂત્રમા કહ્યું છે કે,—

## અધિકરણ ૧ લું–સૂત્ર ૫ મું.

## જીવનો બંધ તથા મોક્ષ.

**पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बंधविपर्ययौ ॥५॥**

સૂત્રાર્થઃ–આત્માના નિદિધ્યાસનથી જીવની તિરોહિત થયલી શક્તિ પાછી ઉદ્ભવે છે. આ પરમાત્મામાંથી જ જીવને બંધ તથા મોક્ષ છે. (૫)

ટીકાઃ–શિષ્યઃ–જેમ અગ્નિમાંથી તણખા થાય છે, તે પ્રમાણે પરમાત્માના અંશસ્વરૂપે જીવ છે. વળી જ્યારે આ પ્રમાણે છે તો પછી જેમ અગ્નિ તથા તેના તણખા આ બેઉમાં બાળવાની શક્તિ સમાનરૂપે હોય છે, તે જ પ્રમાણે જીવ તથા ઇશ્વરની જ્ઞાનશક્તિ તથા ઐશ્વર્ય શક્તિ એક સરખી જ હોવી જોઇએ. આ રીતે જીવમાં જ્ઞાનશક્તિ તથા ઐશ્વર્ય-શક્તિ હોવાથી સ્વપ્નમાં જે રથ આદિ સૃષ્ટિ થાય છે, તે કેવળ સંકલ્પ માત્રરૂપે થવી જોઇએ. આપ આ શંકાનું નિવારણ કરો.

ગુરુઃ–આ સંબંધી હું કહું તે તું સાંભળ. જો કે જીવ તથા ઇશ્વરનું અંશ તથા અંશીરૂપે સ્વરૂપ છે, છતાં પ્રત્યક્ષ રીતે જીવનો ધર્મ ઇશ્વરધર્મથી વિપરીત જોવામાં આવે છે.

શિષ્યઃ–ત્યારે શું જીવ તથા ઇશ્વરનું સમાન ધર્મપણું નથી?

ગુરુઃ–નથી, એમ કહી શકાય નહિ અવિદ્યાદિના આવરણને લીધે જો કે જીવ તથા ઇશ્વરનું સમાન ધર્મપણું છે, છતાં આવૃત હોય છે. જીવની શક્તિ જો કે તિરોહિત છે, છતાં તે જીવ જો પરમાત્માનું નિદિધ્યાસન કરે છે તો તે મનુષ્યના અંધકારનો નાશ થાય છે. જેમકે કોઇ એક ઓષધિના બળવડે અંધકારથી ઢંકાયલી આંખની જોવાની શક્તિનો પાછો આવિર્ભાવ થાય છે. પણ સ્વાભાવિક રીતે સર્વ જંતુને તે પ્રમાણે થતું નથી.

શિષ્યઃ–બધાને તે પ્રમાણે નથી થતું, તેનું શું કારણ?

ગુરુઃ–પરમાત્માથી જ જીવને બંધ તથા મોક્ષ થાય છે. ઇશ્વરના સ્વરૂપને નહિ ઓળખવું, તેનું નામ બંધ છે તથા તેના સ્વરૂપને જાણવું, તેનું નામ મોક્ષ છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે, "ज्ञात्वा देव सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः। तस्याभिध्यानात्तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवल आप्तकामः (શ્વે० ૧, ૧૧) અર્થ–દેવ અર્થાત્ બ્રહ્મના જ્ઞાનવડે અવિદ્યા દુઃખાદિ સર્વ બંધનોનો નાશ થાય છે. દરેક પ્રકારના દુઃખનો ક્ષય થવા સાથે જન્મ તથા મરણ બંધ પડે છે. ઇશ્વરના જગતની સાથના અભિધ્યાનવડે બ્રહ્મની તૃતીયાવસ્થા, જે વિરાટરૂપ છે, જે જગતના કારણરૂપે છે, તથા જેની શક્તિ વિશ્વને સમાનરૂપે રાખે છે તે શક્તિ શરીરના ત્યાગ પછી પ્રાપ્ત થાય છે. જગતના કોઇ પણ પ્રકારના સંબંધથી રહિત સ્વતંત્ર પ્રકૃતિરૂપે જો બ્રહ્મનું ચિંતન કરવામાં આવે છે તો મનુષ્યને સર્વ કામનાની પ્રાપ્તિ થાય છે અર્થાત્ બ્રહ્મના મૂળ સ્વરૂપે કરી તે બ્રહ્મરૂપે થાય છે." (૫)

શિષ્યઃ-જીવના જ્ઞાન તથા ઐશ્વર્યનો તિરોભાવ થવામાં બીજું શું કારણ છે?

ગુરુ-જીવનો શરીર સાથે સંબંધ થવો, તે પણ કારણ છે. આજ હેતુને લઇ ૬ઠ્ઠા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૯મું-સૂત્ર ૬ ઠું જીવનો દેહ સાથે સંબંધ.

देहयोगाद्वा सोऽपि ॥ ६ ॥

સૂત્રાર્થઃ-જીવનો દેહની સાથે સંબંધ થવાથી પણ જીવના જ્ઞાન તથા ઐશ્વર્યનો તિરોભાવ થાય છે (૬)

ટીકાઃ-શિષ્યઃ-જીવ કે જે પરમાત્માનો અંશ છે, તેનાં જ્ઞાન તથા ઐશ્વર્યનો તિરોભાવ કેવી રીતે થઇ શકે છે? જીવના જ્ઞાન તથા ઐશ્વર્યનો તિરોભાવ ન થવો જોઇએ, એ યોગ્ય છે. કારણ કે અગ્નિના તણખાનો દહન તથા પ્રકાશનો જે સ્વભાવ હોય છે, તે કદી નાશ પામતો નથી.

ગુરુ-આ બાબતમાં હું કહું તે સાંભળ. તારું કહેવું યથાર્થ છે. જીવના જ્ઞાન તથા ઐશ્વર્યનો તિરોભાવ દેહના યોગને લીધે છે. અર્થાત્ આ તિરોભાવ દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ, વિષય તથા વેદના આદિના સંબંધને લીધે થાય છે. આના સંબંધમાં નીચે પ્રમાણેની સાદ્દશ્યતા છે. જો કે અગ્નિ દહન તથા પ્રકાશવાળો છે, છતાં અરણીમાં રહેલ અગ્નિ દહન તથા પ્રકાશમાં તિરોહિત હોય છે. તેમજ અંગારામાં અગ્નિ હોય છે, છતાં તેનાપર રાખોડી નાંખેલી હોય છે તો તે અગ્નિ ઢંકાયલો રહે છે. આ પ્રમાણે અવિદ્યાને લીધે નામ તથા રૂપ અનેકાં છે. આથી દેહાદિ ઉપાધિનો સંબંધ થાય છે. આ કારણથી જીવમાં અવિવેકરૂપી ભય થાય છે. આ કારણથી જીવના જ્ઞાન તથા ઐશ્વર્યનો તિરોભાવ થાય છે. મૂળ સૂત્રમાં જે वा શબ્દ આપ્યો છે, તે જીવ ઇશ્વરથી ભિન્ન નથી, આ રીતની શંકાનું નિરસન કરવા માટે છે.

શિષ્ય-પણ જ્યારે દેહાદિની કલ્પનાથી જીવ, જ્ઞાન તથા ઐશ્વર્યથી તિરસ્કાર પામેલ હોય છે ત્યારે તો ઈશ્વરથી જીવ ભિન્ન છે, એમ સિદ્ધ થાય છે.

ગુરુ-ના, તેમ નથી. જીવનું ઇશ્વરથી ભિન્નપણું કહી હોતું નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "सेयं देवतैक्षत (છા૦ ૬,૩,૨) તે દેવે અર્થાત્ અગ્ને ઇચ્છા કરી." આ પ્રમાણેની શરુઆત કરી છેવટમાં કહ્યું છે કે, "अनेन जीवेनात्मनाऽनुप्रविश्य (છા૦૬,૩,૨) જીવાત્મારૂપે ઉપર કહેલ ત્રણ પ્રકારના ભૂતોમાં પ્રવેશ કરી." આ પ્રમાણે આત્મ શબ્દવડે જીવ શબ્દ લીધો છે. વળી "तत्सत्य स आत्मा तत्त्वमसि श्वेतकेतो (૬,૯,૪) તે સર્વના પરમાર્થ સતરૂપે છે. હે શ્વેતકેતુ! તું બ્રહ્મ-આત્મારૂપે છે" આ રીતે શ્રુતિ જીવનો આત્મારૂપે ઉપદેશ કરે છે. માટે ઈશ્વરથી જીવ ભિન્ન નથી પણ સદેહને લઇ જીવનું જ્ઞાન તથા ઐશ્વર્ય ઢંકાયલું હોય છે. માટે સ્વપ્નમાં જીવની રથઆદિ સૃષ્ટિ સંકલ્પરૂપે નથી. જો સ્વપ્નમાં રથાદિ સૃષ્ટિ સંકલ્પાત્મક જ હોય તો કોઇપણ ખરાબ સ્વપ્ન આવે નહિ વળી ફરી કહું છું કે, જાગ્રતાવસ્થાનું નિરૂપણ

કરનારી શ્રુતિ સ્વપ્ન સત્યરૂપે છે, એમ સાબીત કરે છે, તે યોગ્ય વચન નથી. જો આ સ્થળે શ્રુતિનો અભિપ્રાય સ્વપ્ન સત્યસ્વરૂપે છે, એમ હોય તો આત્માના સ્વયંજ્યોતિપણામાં વિરોધ આવશે. વળી શ્રુતિમાં જ કહ્યું છે કે, સ્વપ્નમાં જે રથાદિ જોવામાં આવે છે, તેનો અભાવ હોય છે. જાગ્રત અવસ્થામાં જે વાસના ઉત્પન્ન થયલી હોય છે, તેને લઈ સ્વપ્નમાં તે વાસના સરખો ભાસ થાય છે, આ રીતનો શ્રુતિનો અભિપ્રાય છે. માટે સ્વપ્ન માયામાત્ર સ્વરૂપે છે, એમ સિદ્ધ થાય છે. (૬)

શિષ્યઃ–સુષુપ્તિ અવસ્થા હોય છે ત્યારે આત્મામાં તેમજ નાડીમાં સ્વપ્નના દર્શનનો અભાવ હોય છે. આ જ હેતુને લઇ ૭મા સૂત્રમા કહ્યું છે કે;–

## અધિકરણ ૨ જું–સૂત્ર ૭ મું.

## સુષુપ્તિ નિરૂપણ.

तदभावो नाडीषु तच्छ्रुतेरात्मनि च ॥७॥

સૂત્રાર્થઃ–શ્રુતિથી એમ પ્રતિપાદન થાય છે કે, નાડીઓમાં તેમજ આત્મામાં સ્વપ્નના દર્શનનો અભાવ છે. (૭)

શિષ્યઃ–આપે મને સ્વપ્ન અવસ્થા સંબધી સારી રીતે સમજાવ્યું, પણ હવે સુષુપ્તિ અવસ્થા સંબંધી કાંઇ મારો સંશય હોય તે ટાળશો. સુષુપ્તિના સંબંધી નીચે પ્રમાણે શ્રુતિઓ છે. એક શ્રુતિમાં કહ્યું છે કે, "तद्यत्रैतत्सुप्तः समस्तः सम्प्रसन्नः स्वप्नं न विजानात्यासु तदा नाडीषु सृप्तो भवति (છા૦ ૮, ૬, ૩) અર્થ–જ્યારે એક મનુષ્ય એવી સુષુપ્તાવસ્થાને વિષે હોય છે કે, તેની સર્વ ઇંદ્રિયો કર્મથી રહિત બનેલી હોય છે તથા તેની સુખ દુઃખાદિવાળી લાગણીઓ જતી રહેલી હોય છે ત્યારે તેને સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થતી નથી. આ સમય વિષે તે આ નાડીઓને વિષે વસેલો હોય છે." વળી અન્ય સ્થળે પણ નાડીના સંબંધી નીચે પ્રમાણે શ્રુતિ છેઃ–" ताभिः प्रत्यवसृप्य पुरीतति शेते. (બૃ૦ ૨, ૧, ૧૯) અર્થ–તેઓની સાથે પાછો ફરી તે વિજ્ઞાનમય આત્મા શરીરને વિષે ઉંઘે છે." વળી બીજે સ્થળે પણ નાડીના સંબધી નીચે પ્રમાણે શ્રુતિ છેઃ-"तासु तदा भवति यदा सुप्तः स्वप्नं न कश्चन पश्यत्यथास्मिन् प्राण एवैकधा भवति (કૌષી૦ ૪,૧૯) જ્યારે આત્મા સુષુપ્તિ અવસ્થામાં હોય છે ત્યારે તે કોઇ પણ રીતના સ્વપ્નને જોતો નથી. તે સમયે તે નાડીઓને વિષે રહેલો હોય છે. તે પછી આત્મા પ્રાણવિષે જ એક જ સ્વરૂપે થાય છે." તે જ રીતે બીજી શ્રુતિમાં કહ્યું છે કે;-"य एषोन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते (બૃ૦ ૨, ૧, ૧૭) અર્થઃ–આ સમયે અન્તર હૃદયવાળું આકાશ, વિજ્ઞાનને અંદર ખેંચી લઈ, પ્રાણના વિજ્ઞાનને લઇ આકાશની અંદર સુવે છે." વળી એક શ્રુતિમાં કહ્યું છે કે, "सता सोम्य तदा सम्पन्नो भवति स्वमपीतो भवति (છા૦૬,૮,૧) અર્થ–તે સમયે આત્મા સતની સાથે જોડાયલો કહેવાય છે. તે પોતાના સ્વને (આત્માને) પ્રાપ્ત થયેલો કહેવાયછે." વળી કહ્યું છે કે, "प्राज्ञेनात्मना सम्परिष्वक्तो न बाह्यं किंचन वेद

નાન્તરમ્ (બૃ૦૪,૩,૨૧) અર્થઃ-પ્રાજ્ઞ સ્વરૂપ એવા આત્માવડે જે પુરૂષ આશ્લિષ્ટ થયેલો હોય છે,તે પુરૂષ અંદર તથા બહાર કોઇ પણ વસ્તુને જોતો નથી.” હવે હે ભગવન્! આ સ્થળે મને શંકા થાય છે કે, પરસ્પર અપેક્ષાથી રહિત નાડી આદિરૂપ ભિન્ન ભિન્ન સુષુપ્તિ સ્થાન હોય છે કે પરસ્પર એક બીજાની અપેક્ષા લઇ એક જ સુષુપ્તિ-સ્થાન હોય છે? એના સંબંધમાં આપ મને ખુલાસો કરશો ?

ગુરુ-ભિન્ન ભિન્ન સુષુપ્તિ સ્થાન હોવાં જોઇએ.

શિષ્ય-એમ કેવી રીતે બને?

ગુરૂઃ-એકાર્થતા છે, માટે તે પ્રમાણે બની શકે.આપણે જોઇએ છીએ કે, એકાર્થવાચક વ્રીહિ તથા યવ આદિનું પરસ્પર અપેક્ષાપણું કદી જોવામા આવતું નથી, પણ નાડી આદિઓનું એકાર્થપણું સુષુપ્તિને વિષે જોવામાં આવે છે. જેમકે “नाडीषु सृप्तो भवति (છા૦ ૮,૬,૩) નાડીઓને વિષે આત્માએ પ્રવેશ કરેલો હોય છે.” ‘पुरीतति शेते (બૃ૦ ૨,૧,૧૯) શરીરને વિષે આત્મા શયન કરે છે.” આ સર્વ સ્થળે સપ્તમીનું સૂચન એક સરખુંજ છે

શિષ્યઃ-પણ મારું માનવું એવું છે કે, સત્ સંબંધી સપ્તમીનું સૂચન જોવામાં આવતું નથી. જેમકે, *सता सोम्य तदा संपन्नो भवति* (છા૦ ૬,૮,૧) અર્થઃ-આ વખતે આત્મા સત્‌ની સાથે જોડાયલો હોય છે”

ગુરૂઃ-આ સંબંધી તું જે દોષ દર્શાવે છે, તે યોગ્ય નથી કારણ કે આ સ્થળે પણ સપ્તમીનો અર્થ લેવાનો છે. કારણ કે શ્રુતિનાં છેવટના વચનમાં એમ કહ્યું છે કે, આધાર ઇચ્છનાર જીવ સત્ સાથે જોડાય છે. વળી બીજી શ્રુતિમાં કહ્યું છે કે, “अन्यत्रायतनमलब्ध्वा प्राणमेवोपश्रयते (છા૦ ૬,૮,૨) તેને કાંઇ વિશ્રામસ્થાન ન મળવાથી તે મન પ્રાણનો આશ્રય લે છે.” આ રીતે પ્રાણ શબ્દવડે કરીને મૂળ સ્વરૂપ સત્‌નું ગ્રહણ કરેલું છે. વળી આશ્રય શબ્દ સપ્તમીના અર્થવાળો છે. તેમ જ તે સ્થળે શ્રુતિના વચનમાં સપ્તમીનું સૂચન જોવામાં આવે છે. જેમકે, “सति सम्पद्य न विदुः सति सम्पद्यामहे (છા૦ ૬,૯,૨) અર્થઃ-સર્વ પ્રજાઓ જ્યારે લયને પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ જાણતી નથી કે, અમે સત્‌નેવિષે લય પામ્યાં છીએ.” સર્વ સ્થળે સામાન્ય રીતે એમ જોવામાં આવે છે કે, સુષુપ્તિ અવસ્થામા કોઇ પણ પ્રકારના વિશેષ વિજ્ઞાનનો અભાવ હોય છે. માટે સર્વ નાડી આદિમા એક પ્રકારનું પ્રયોજન રહેલું હોય છે, જેથી જીવ કેટલીકવાર કોઇ એક સ્થાન પ્રતિ આશ્રય લેવા માટે જાય છે. આ જ કારણથી મૂળ સૂત્રમાં એમ પ્રતિપાદન કરેલું છે કે, સુષુપ્તિ અવસ્થા નાડી તથા આત્માથી સ્વપ્નાવસ્થાના અભાવરૂપે છે. મૂળમા तदभाव નો અર્થ એમ થાય છે કે, મૂળરૂપ સ્વપ્નના દર્શનનો જે અભાવ, તે સુષુપ્તિ અવસ્થા છે “ नाडीष्वात्मनि च ” આ સૂત્રનો એમ અર્થ થાય છે કે, એક જ સમયે જીવ નાડીઆદિમાં આશ્રય લેવા જાય છે. પણ ક્રમે કરી નહિ

શિષ્યઃ–આપ આમ કેવી રીતે કહો છો ?

ગુરુ–શ્રુતિમાં તે પ્રમાણે કહ્યું છે. સર્વ નાડીઆદિમાં સુષુપ્તિનું સ્થાન રહેલું છે, એમ શ્રુતિમાં કહ્યું છે. વળી એકી વખતે હોય તો જ બધી નાડીઓ સુષુપ્તિથી ગ્રહણ કરાયલી થાય. જો ક્રમે કરી હોય તો બધી નાડીઓ સુષુપ્તિથી ગ્રહણ કરાયલી છે, એ રીતના નિરૂપણમાં વાંધો આવશે.

શિષ્યઃ–વ્રીહિ તથા યવ આદિમાં એક જ પ્રકારનું પ્રયોજન રહેલ છે, તેમ નાડીઆદિમાં પણ વિકલ્પરૂપે એક જ પ્રકારનું પ્રયોજન છે, એમ માનીએ તો શું વાંધો આવે ?

ગુરુઃ–આ રીતે બની શકે નહિ. એક વિભક્તિનું માત્ર નિરૂપણ છે. તેથી એમ જણાય છે કે, એક જ પ્રકારનું પ્રયોજન રહેલું છે. પણ વિકલ્પપણું છે, એમ પ્રાપ્ત થતું નથી, જેમ કે મહેલમાં સૂવે છે, ખાટલાપર સૂવે છે ઇત્યાદિ વચનમાં એક સપ્તમીના વચનનું નિરૂપણ છે, તેથી જોકે ભિન્ન ભિન્ન પ્રયોજનપણું છે, પણ તેમાં એકતા જોવામાં આવે છે. તેજ પ્રમાણે નાડીમાં, શરીરમાં તથા બ્રહ્મમાં જીવાત્મા શયન કરે છે. આ સર્વ સ્થળે સપ્તમીનું જ નિરૂપણ છે. તેથી સિદ્ધ થાય છે કે, આ સર્વ સ્થળે એકી જ વખતે સુષુપ્તાવસ્થા થાય છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે, "तासु तदा भवति यदा सुप्तः स्वप्नं न कचन पश्यत्यथास्मिन्प्राण एवैकधा भवति (કૌષી૦ ૪, ૧૯) જ્યારે સુષુપ્તાવસ્થા હોય છે ત્યારે કોઇપણ સ્વપ્નને આત્મા જોતો નથી. તે સમયે જીવ નાડીમાં રહેલો હોય છે. પ્રાણમાં એક જ સ્વરૂપ હોય તેમ રહે છે." આ રીતે શ્રુતિમાં કહ્યું છે કે, સુષુપ્તિમાં નાડી તથા પ્રાણની એકતા હોય છે. કારણ કે નાડી તથા પ્રાણની એકતા થાય છે, એમ નિરૂપણ છે. વળી પ્રાણ તથા બ્રહ્મની એકતા છે સૂત્રમાં કહ્યું છે કે, 'प्राणस्तथानुगमात् બ્ર૦ સૂ૦ ૧, ૧,૨૮) પ્રાણ બ્રહ્મરૂપે છે." શ્રુતિમાં કહ્યું છે કે, સુષુપ્તિ અવસ્થામાં નાડી કોઇ રીતની અપેક્ષાથી રહિત હોય છે. જેમકે "आसु तदा नाडीषु सृप्तो भवति" (છાં૦ ૮, ૬, ૩) આ નાડીઓમાં જીવ સુષુપ્તાવસ્થામા વેષ્ટિત હોય છે. આ પ્રમાણે કહ્યા પછી વળી શ્રુતિમાં કહ્યું છે કે, "तं न कश्चन पाप्मा स्पृशति (છાં૦ ૮, ૬, ૩) તેને કોઈ પણ રીતના પાપનો સ્પર્શ થતો નથી." આ રીતે શ્રુતિ નિરૂપણ કરે છે તથા નાડીની પ્રશંસા કરે છે. વળી તે સમયે પાપના સ્પર્શના અભાવનું કારણ શ્રુતિ દર્શાવે છે. જેમકે, "तेजसा हि तदा संपन्नो भवति (છાં૦ ૮, ૬, ૩) તે સમયે તેજવડે યુક્ત હોય છે." વળી નાડીમાં રહેલ પિત્તરૂપી તેજવડે જીવની સર્વ ઇન્દ્રિયો વ્યાપ્ત હોય છે. આથી બાહ્ય વિષયનું ઇન્દ્રિયો ગ્રહણ કરી શકતી નથી. વળી કેટલીક શ્રુતિમાં એમ કહ્યું છે કે, તેજ શબ્દવડે અહીં બ્રહ્મનું સૂચન છે. જેમકે.

રીતના પાપનો તેને સ્પર્શ હોતો નથી. પાપનાસ્પર્શના અભાવમા બ્રહ્મની સંપત્તિ, એ જ મુખ્ય કારણરૂપે છે. શ્રુતિમા કહ્યું છે કે, "सर्वे पाप्मानोऽतो निवर्तन्ते ऽपहतपाप्मा ह्येष ब्रह्मलोकः" (છા૦ ૮,૪,૨,) અર્થ –બ્રહ્મલોકમાંથી સર્વ પાપો નિવૃત્તિ પામેલ છે બ્રહ્મલોક સર્વ સાંસારિક સુખ દુઃખથી રહિત છે" આમ હોવાથી અન્ય પ્રદેશમાં રહેલ બ્રહ્મ સાથે સુષુપ્તિ સ્થાનમાં રહેલ નાડીઓનો સમૂહ જોડાયલો થાયછે. તેમજ હૃદયાકાશનું પણ બ્રહ્મનિરૂપણમાં જ સૂચન કર્યું છે. માટે બ્રહ્મના સરણુંજ સુષુપ્તિ અવસ્થાનું નિરૂપણ છે. જેમકે, "य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते (બૃ૦ ૨, ૧, ૧૭) જે હૃદયાકાશ છે, તેની અંદર આ જીવ શયન કરે છે." આ રીતે સુષુપ્તિમાં હૃદયાકાશમાં આત્મા રહેલો છે, એમ કહેવાય છે. જેમકે, "पुरीतति शेते (બૃ૦ ૨, ૧, ૧૯) જીવ પુરીતતમાં શયન કરે છે." અહીં પુરીતતનો અર્થ હૃદયાકાશ કહેવાય છે. આ રીતે હૃદયાકાશના અંદરના ભાગ વિશે શયન કરતા જીવના સંબંધમા કહેવાય છે કે, તે પુરીતતમાં અર્થાત્ હૃદયાકાશમા શયન કરે છે. જેવી રીતે કોટથી ઘેરાયલા શહેરમા એક મનુષ્ય રહેતો હોય, છતા એમ કહેવાય છે કે, તે તો કોટમાં રહે છે આ રીતે હૃદયાકાશ બ્રહ્મ સ્વરૂપે કહેવાય છે. કારણ કે સૂત્રમાં કહ્યું છે કે, "दहर उत्तरेभ्यः (બ્ર સૂ ૧,૩,૧૪) દહરાકાશ પરમાત્મારૂપે છે. કારણ કે કેટલાક હેતુઓને લઈ એમ કહેવાય છે." તેમ જ નાડી તથા હૃદયાકાશનો જો કે સમુચ્ચય છે, છતાં તે બાબત નીચલી શ્રુતિની એક વાક્યતાના ગ્રહણથી સિદ્ધ થાય છે. જેમકે, "ताभिः प्रत्यवसृप्य पुरीतति शेते (બૃ૦ ૨,૧,૧૯) નાડીઓવડે વેષ્ટિત થયા પછી જીવ હૃદયાકાશમાં શયન કરે છે." વળી મત તથા આત્મનું બ્રહ્મપણું પ્રસિદ્ધ છે આ રીતે આ શ્રુતિઓમાં સુષુપ્તિના સ્થાનો ત્રણ ગણાવેલ છે, જેવાં કે નાડીઓ, પુરીતત્ તથા બ્રહ્મ. તેમાં નાડીઓ તથા હૃદયાકાશ દ્વારરૂપે છે. પણ સુષુપ્તિસ્થાન કેવળ બ્રહ્મરૂપે છે.

શિષ્ય–જીવની ઇન્દ્રિયો નાડીઓમાં તથા હૃદયાકાશમાં સ્થિતિ કરીને રહેલી હોય છે, તેથી જીવની ઉપાધિના આધારરૂપે નાડીઓ છે કે હૃદયાકાશ છે?

ગુરુ:–ઉપાધિના સંબંધ વિના પોતાની જ મેળે જીવના આધારરૂપે કોઈ પણ વસ્તુ નથી. કારણ કે જીવ બ્રહ્મથી અભિન્ન છે તથા તે પોતાના મહિમામાં સ્થિતિ કરીને રહેલ છે. વળી સુષુપ્તિમાં જીવના આધારરૂપે બ્રહ્મ છે, એમ જે કહ્યું છે તે આધાર તથા આધેય આદિના ભેદને લઈ આ કહ્યું નથી

શિષ્ય–ત્યારે તેમ કહેવાનું શું કારણ?

ગુરુ–તાદાત્મ્યના અભિપ્રાયને લઈ કહ્યું છે. આથી જ શ્રુતિમાં કહ્યું છે કે, "सता सोम्य तदा सम्पन्नो भवति स्वमपीतो भवति (છા૦ ૬,૮,૧) હે સોમ્ય ! સુષુપ્તિમાં જીવ સતની સાથે જોડાયલો હોય છે. આ સમયે જીવ સ્વની સાથે અર્થાત્ આત્માસાથે જોડાયલો થાય છે." આ સ્થળે સ્વશબ્દવડે આત્મા લેવો જોઇએ. અર્થાત્ સુષુપ્તિમાં

જીવ પોતાના સ્વરૂપને પ્રાપ્ત થયલો કહેવાય છે. વળી કદાપિ પણ જીવની બ્રહ્મ સાથે એકતા નથી, એમ નથી. કારણ કે જીવના પોતાના મૂળ સ્વરૂપનો કદી નાશ થતો નથી. સ્વપ્નાવસ્થા તથા જાગ્રતાવસ્થામાં જીવ ઉપાધિયુક્ત હોય છે. આથી જીવનું ભિન્ન સ્વરૂપ પ્રાપ્ત થતું હોયની શું, એવો ભાસ થાય છે. સુષુપ્તિમાં આ ભિન્ન સ્વરૂપતાનો નાશ હોય છે, જેથી જીવ સુષુપ્તિમાં પોતાના સ્વરૂપને પામે છે, એમ કહેવાય છે. આથી સુષુપ્તાવસ્થામાં કદાચિત્ સત્ સાથે જોડાય છે તથા કોઇ વખત નથી જોડાતો, એમ કહેવું અયોગ્ય છે. વળી સ્થાનનો વિકલ્પ સ્વીકારવા છતાં વિજ્ઞાનથી રહિત એવી સુષુપ્તાવસ્થામાં કોઇ પણ પ્રકારની વિશેષતા હોતી નથી. સુષુપ્તિમાં સતની સાથે જીવ જોડાયલો હોય છે. આથી તે બ્રહ્મની સાથે એક ભાવને પામેલ હોય છે. તેથી તેને વિશે કોઈપણ પ્રકારનું વિશેષ જ્ઞાન રહેતું નથી. આ કહેવું યોગ્ય છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "तत्केन कं विजानीयात् (બૃ૦ ૨,૪,૧૪)આત્મા કઇ વસ્તુવડે કઇ વસ્તુને જાણી શકે ?" નાડીમાં તેમ જ હૃદયાકાશમાં શયન કરતા જીવને જાણવા માટે. વિજ્ઞાનના સાધનરૂપે કોઇપણ વસ્તુ હોતી નથી. કારણ કે અન્ય સાધન માનીએ તો જીવમાં ભેદનો વિષય પ્રાપ્ત થાય. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, 'यत्र वा अन्यदिव स्यात्तत्रान्योऽन्यत्पश्येत् (બૃ૦ ૪, ૩, ૩૧) જો આત્માથી અન્ય વસ્તુ અસ્તિત્વરૂપે હોય એમ જો લાગતું હોય તો તે બાબતમાં અન્ય અન્ય વસ્તુનું દર્શન કરે છે."

શિષ્યઃ—મારૂં માનવું એમ છે કે, ભેદનો વિષય સમીપ નહિ હોવાથી વિશેષ વિજ્ઞાનનો અભાવ હોવો જોઇએ.

ગુરૂઃ—વારૂ, ઠીક. જો એમ થાય તો જીવને પોતાને પરિચ્છિન્ન માનવો જોઇએ. જેમકે વિષ્ણુમિત્ર નામનો પુરૂષ જો પ્રવાસે ગયો હોય તો તે પોતાના ગૃહને જોઈ શકતો નથી. પણ ઉપાધિ વિના જીવમાં કોઇપણ પ્રકારનો પરિચ્છેદ નથી. ઉપાધિગત કારણ સમીપ નહિ હોવાને લીધે તે જાણી શકતું નથી, એમ જો કહીએ તો પણ ઉપાધિનો નાશ થવે જીવ સતની સાથે જોડાયલો હોય છે, જેથી વિશેષ જ્ઞાનનો અભાવ હોય છે, એમ કહેવું યોગ્ય છે. આ સ્થળે અમે એમ પ્રતિપાદન કરતા નથી કે, નાડીઆદિ સમુચ્ચય જીવની આદસ્યતાને પામે છે. નાડીઓ, સુષુપ્તિસ્થાન અથવા તો હૃદયાકાશ આ ત્રણમાંથી કોઇને પણ વિજ્ઞાનની સાથે લેવાદેવા નથી. શ્રુતિ પણ કહેતી નથી કે, વિજ્ઞાનની સાથે જોડાયેલ કંઇપણ ફળ હોય છે. વળી કોઇપણ ફળના અંગરૂપે વિજ્ઞાનનો ઉપદેશ કરવામાં આવ્યો નથી. આથી અમે એમ પ્રતિપાદન કરીએ છીએ કે, કોઇપણ પ્રકારના અપાયથી રહિત બ્રહ્મરૂપે સુષુપ્તિ અવસ્થા છે. જીવનો બ્રહ્માત્મરૂપે નિશ્ચય કરવો, તેમ જ સ્વપ્ન તથા જાગ્રતાવસ્થાના વ્યવહારથી રહિતરૂપે જીવને જાણવો, આ પ્રમાણેનું વિજ્ઞાનમાં પ્રયોજન રહેલ છે. માટે આત્મા એ જ સુષુપ્તિના સ્થાનરૂપે છે. (૭)

શિષ્ય –સુષુપ્તિ અવસ્થા આત્મારૂપે છે, એના સંબધમાં બીજું શું કારણ છે?

ગુરૂઃ–આત્મા સુષુપ્તિના સ્થાનરૂપે છે, માટે જ આત્મામાથી જાગ્રતાવસ્થા થાય છે, એમ ઉપદેશ કર્યો છે. આ જ હેતુને લઇ ૮મા–સૂત્રમા કહ્યું છે કે,—

## અધિકરણ ૨ જું–સૂત્ર ૮ મું.

### જીવમાંથી જાગ્રતાવસ્થા

अत प्रबोधोऽस्मात् ॥ ८ ॥

સૂત્રાર્થ.–આત્મા સુષુપ્તિસ્થાનરૂપે છે. આ કારણથી આત્મામાંથી જાગ્રતાવસ્થા થાય છે, એ જ શ્રુતિએ ઉપદેશ કરેલો છે.

ટીકા–ગુરૂ–આત્મા જ સુષુપ્તિના સ્થાનરૂપે છે માટે, અર્થાત્ એ કારણને લીધેજ નિત્યની માફક આત્મામાથી જાગ્રતાવસ્થા થાય છે, એમ સ્વપ્ન સંબંધી પ્રકરણમાં કહ્યું છે જેમકે "कुत एतदागात् તે વિજ્ઞાન પાછુ કયાથી આવ્યું? " આ પ્રમાણેના પ્રશ્નના પ્રત્યુત્તરમા કહ્યુ છે કે, "यथाग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवैतस्मादात्मनः सर्वे प्राणा (બૃ૦ ૨,૧,૨૦) જેમ સૂક્ષ્મ તણખાઓ અગ્નિમાથી ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે આત્મામાંથી સર્વ પ્રાણો ઉત્પન્ન થાય છે." વળી કહ્યુ છે કે, " सत आगम्य न विदुः सत आगच्छामहे इति (છા૦ ૬,૧૦,૨) જો કે સતમાંથી સર્વ ઉત્પન્ન થાય છે, છતાં તેઓને જ્ઞાન હોતું નથી કે, અમે સતમાંથી ઉત્પન્ન થયા છીએ" જો સુષુપ્તિસ્થાનને વિષે વિકલ્પ હોત તો શ્રુતિ એમ ઉપદેશ કરત કે કેટલીકવાર નાડીમાંથી, કેટલીકવાર હૃદયાકાશમાંથી તથા કેટલીકવાર આત્મામાથી જીવ વિજ્ઞાનને પામે છે. માટે આત્મા જ સુષુપ્તિના સ્થાનરૂપે છે. (૮)

શિષ્યઃ–આત્મા જ સુષુપ્તિમાથી જાગ્રતાવસ્થાને પામે છે, તેના સંબધી. જો કંઈ પ્રમાણ હોય તો તે આપ મને જણાવશો?

ગુરૂઃ–હે શિષ્ય! આ બાબત કર્મવડે, અનુસ્મૃતિવડે, શ્રુતિવડે તેમજ વિધિના પ્રમાણવડે સિદ્ધ થાય છે. જેમકે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૯ મું.

### આત્મા જ શું જાગ્રતાવસ્થારૂપે?

स एव तु कर्मानुस्मृतिशब्दविधिभ्य. ॥ ९ ॥

સૂત્રાર્થઃ–જે જીવ બ્રહ્મ સાથે એકીભાવને પામેલો હોય છે, તે જ જીવ જાગ્રતાવસ્થાને પામે છે. આના સંબંધી કર્મ, સ્મૃતિ, વેદ તથા વિધિ પ્રમાણરૂપે છે (૯)

ટીકા –શિષ્ય.–જ્યારે સુષુપ્તિ અવસ્થામાંથી જીવ જાગ્રતાવસ્થાને પામે છે ત્યારે જે જીવ સતની સાથે જોડાયલો હોય છે, તે જ જીવ શું જાગ્રતાવસ્થાને પામે છે અથવા તો શું કોઇ બીજો જીવ જાગ્રતાવસ્થાને પામે છે? આના સંબધી આપ મને ખુલાસો કરશો. હું તો એમ ધારૂં છું કે, આના સંબંધમાં કાઇપણ નિયમ ન હોવો જોઇએ.

ગુરૂ–તુ એમ કેમ કહે છે કે, એમાં નિયમ નથી?

શિષ્યઃ–નિયમ ન હોવાનું કારણ એ કે, જેવી રીતે એક જળના ઢગલામાં એક જળનું બિન્દુ નાખવામાં આવે તો તે જળબિન્દુ જળના ઢગલારૂપે થઈ જાય છે. ત્યાર પછી તે ઢગલામાંથી તે જ

જળનું બિન્દુ પાછું આવે છે કે બીજું આવે છે, તે જાણવું અશક્ય હોય છે. આ દૃષ્ટાંતની માફક સુષુપ્તિવસ્થાને પામેલો જીવ જે કે પરબ્રહ્મ સાથે એક ભાવને પામેલો હોય છે, તે જ જીવ ફરી જાગ્રતાવસ્થાને પામવો યોગ્ય નથી. માટે તે જ ઈશ્વર અથવા તો કોઇ બીજો જીવ જાગ્રતાવસ્થાનેપામે છે, તે સંબંધી મને સમજણ પડતી નથી.

ગુરૂઃ–તેજ જીવ કે જે સુષુપ્તિઅવસ્થામાં સ્વસ્થતાને પામેલો હોય છે, તે જ જીવ જાગ્રતાવસ્થાને પામે છે, પણ બીજો નહિ.

શિષ્યઃ–આના સંબંધમાં પ્રમાણ શું?

ગુરૂઃ–કર્મ, સ્મૃતિ, વેદ તથા વિધિ આના પ્રમાણરૂપે છે. અનુક્રમે હું તને દરેકનું પ્રમાણ દર્શાવું છું, તે તું ચિત્ત દઈ સાંભળ. પ્રથમ તો જે કંઇ કર્મ જાગ્રતાવસ્થામાં બાકી રહેલાં હોય છે, તે જ કર્મ જાગવા પછી જીવ કરે છે, આમ જોવામાં આવે છે. માટે તે જ જીવ જાગ્રત અવસ્થાને પામેલો હોવો જોઇએ, પણ બીજો નહિ. દાખલા તરીકે જે કંઇ કામ આગલે દીવસે અધુરૂં રહી ગયેલું હોય છે, તેજ કામ બીજે દીવસે જીવ કરતો જોવામાં આવે છે. વળી એક જણે એક કર્મનો આરંભ કરેલો હોય, તેજ કર્મ બીજો પૂરૂં કરવા કદી બની શકે નહિ. કારણ કે તેમ થવાથી એક કાર્યને માટે અનેક જણનો પ્રસંગ આવી પડશે. માટે એક જ કર્મનો એક જ કર્તા જે આગલે દિવસે હોય છે, તે બીજે દીવસે હોવો જોઇએ, એમ નિશ્ચય થાય છે. વળી તે જ જીવ જાગ્રતાવસ્થાને પામે છે, તેનું કારણ એ કે, પૂર્વ દીવસે મેં અમુક વસ્તુ જોઈ," આ પ્રમાણેનું સ્મરણ પૂર્વે જેણે અનુભવ કરેલ હોય છે તે જ હોય છે. પણ બીજો જીવ જો જાગ્રતાવસ્થાને પામતો હોય તો તેમ બની શકે નહી. અર્થાત્ એકે જે વસ્તુ જોયલી હોય, તેનું સ્મરણ બીજાને હોય, એમ કદી બની શકે નહિ. માટે હુંજ છું, આ રીતે આત્માનું સ્મરણ અન્ય જીવના ઉઠવામાં બની શકે નહિ. વળી શ્રુતિમાં કહ્યું છે કે, "पुनः प्रतिन्यायं प्रतियोन्या द्रवति बुद्धान्तायैव (બૃ૦ ૪, ૩, ૧૬) પુરૂષ ઉલટા ક્રમે કરી પોતાના જન્મસ્થાનપ્રતિ અર્થાત્ જાગ્રતાવસ્થાપ્રતિ ગમન કરે છે." વળી કહ્યું છે કે, " सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दति (છા૦ ૮, ૩, ૨) સુષુપ્તિ અવસ્થામાં મનુષ્યો દરરોજ આ દહરાકાશને પ્રાપ્ત થાય છે, છતાં અનૃતવડે આડે રસ્તે દોરવાયાથી તેઓ બ્રહ્મલોકને પ્રાપ્ત કરી શકતા નથી." વળી કહ્યું છે કે, "त इह व्याघ्रो वा सिंहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दंशो वा मशको वा यद्यद्भवन्ति तदा भवति ॥

નથી. ઈત્યાદિ સ્વપ્ન તથા જાગ્રતાવસ્થાનું નિરૂપણ કરનારી શ્રુતિઓ, જો અન્યાત્મા જાગૃત થાય છે, એમ માનીએ તો, અયોગ્ય ઠરશે. વળી કર્મવિદ્યા તથા વિધિવિદ્યાથી પણ એમ નિશ્ચય થાય છે કે, તે જ જીવ જાગ્રત થાય છે. નહિ તો કર્મવિદ્યા તથા વિધિવિદ્યાઓ કોઈપણ પ્રકારના પ્રયોજનથી રહિત થશે. કારણ કે બીજો જ જીવ જાગ્રત થતો હોય તો જે જીવ સુતો છે, તે જીવ મોક્ષ પામશે. આ પ્રમાણે કર્મ તથા વિધિ નિરર્થક ઠરશે. જો એમ થાય તો જેનું ફળ લાંબે સમયે થવાનું છે, એવા કર્મવડે કરી તથા વિદ્યાવડે કરી શું પ્રયોજન હોય, તે મને તું કહે. વળી બીજો જીવ જાગ્રતાવસ્થાને પામે છે, એમ જો માનીએ તો બીજા શરીરમાં રહેનારો જીવ જાગવો જોઈએ. આ પ્રમાણે થવાથી વ્યવહારના લોપનો પ્રસંગ આવી પડશે. તેમ જ સુતેલો ઉઠવો જોઈએ, એ કલ્પના અનર્થક થશે. કેમકે જે શરીરનેવિષે જીવ સુતેલો છે, તેજ શરીરમાં તે ઉઠે છે, પણ એક શરીરમાં સુતો છે તથા બીજા શરીરમાં તે ઉઠે છે, એમ માનવાથી શું લાભ થશે? વળી મુક્ત થયેલો ઉઠે છે, એમ માનીએ તો જેના કર્મનો અન્ત થયેલો હોય છે, તેને જ મોક્ષની પ્રાપ્તિ થાય છે, માટે જેનું અજ્ઞાન નાશ પામેલું છે, એવા મનુષ્યનું ફરી ઉઠવું થાય, એ માનવું, યોગ્ય નથી. આથી જ તે જ જીવનું ફરી ઉત્થાન થાય છે, એમ જાણવું. નહિ તો અવિદ્યા હંમેશને માટે નાશ પામેલી છે, આ રીતનો પ્રસંગ આવી પડશે. વળી બીજો જીવ ઉઠે છે, એમ માનવામાં, નહિ ટાળી શકાય એવા અકૃતાભ્યાગમ તથા કૃતનાશ નામના દોષો આવી પડશે. અકૃતાભ્યાગમ એટલે નહી કરેલાં કર્મને ભોગવવાં તથા કૃતનાશ એટલે કરેલા કર્મનો ભોગવટો નહિ. માટે તે જ જીવ ફરી ઉઠે છે, પણ અન્ય નહિ. વળી તેં મને દૃષ્ટાન્ત જણાવ્યું કે, જેવી રીતે જળના સમૂહમાં જળનું ટીપું નાખેલું હોય તો તે કાઢી લેવા શક્તિમાન્ થવાતું નથી. તે જ પ્રમાણે સત્‌ની સાથે જોડાયલો જીવ ફરીથી ઉઠવા યોગ્ય નથી, તેના સંબન્ધી હું તને નિરાકરણ કહી સંભળાવું, તે તું સાંભળ. વિવેકરૂપી કારણનો અભાવ જો હોય તો તારૂં જળનું બિન્દુનું દૃષ્ટાન્ત બંધબેસતું આવે, પણ આ સ્થળે તો વિવેકના કારણરૂપ કર્મ તથા અવિદ્યા રહેલાં હોય છે, જેથી તારા દૃષ્ટાન્તને વિષમતા પ્રાપ્ત થાય છે. આપણે જોઈએ છીએ કે, જળ તથા દુધ આ બેને એકઠાં કરેલાં હોય તો આપણ અજ્ઞાની મનુષ્ય જુદા પાડી શકતા નથી હંસ તેને જુદું પાડી શકે છે. બીજું એક જીવ બીજા જીવથી ભિન્ન નથી. જેમ જળનું બિંદુ જળના ઢગલાથી જુદું હોય છે, જેથી તેને જુદું પાડવાની આવશ્યકતા હોય છે. પણ આત્માના સંબંધમાં તેમ નથી. સત્ સ્વરૂપ બ્રહ્મ જ ઉપાધિના યોગવડે કરીને જીવ સ્વરૂપે કહેવામાં આવેલો છે, એ પ્રમાણે વારવાર કહેવામાં આવેલું છે તથા તેમ હોવાથી જ્યાંસુધી એક ઉપાધિ રહેલી છે ત્યાંસુધી એક જીવને બન્ધ રહેલો

છે તથા ત્યાં સુધી જ બ્રહ્મને જીવ સ્વરૂપે ગણવામાં આવેલો છે. વળી બીજી ઉપાધિમાં રહેલો હોવાથી બીજા જીવને બન્ધન હોય છે, એ રીતે જીવની ભિન્નતાનો વ્યવહાર રહેલો છે. સ્વપ્ન તથા જાગ્રતાવસ્થામાં આ પ્રકારની બીજાંકુર ન્યાયની માફક ઉપાધિ રહેલી છે; માટે તે જ જીવ જાગ્રતાવસ્થાને પામે છે, એમ કહેવું યોગ્ય છે. (૯)

શિષ્ય:–જે મનુષ્યને મૂર્છા આવેલી હોય છે, તે શું સુષુપ્તની માફક સતની સાથે જોડાયલો હોય છે?

ગુરૂ:–જેને મૂર્છા આવેલી હોય છે, તે સત્ સાથે અર્ધોઅર્ધ જોડાયલો છે, એમ શ્રુતિનાં બીજાં કેટલાક વાક્યોથી જણાય છે. જેમકે;–

## અધિકરણ ૪થું–સૂત્ર ૧૦ મું.
## મૂર્છાવસ્થાનું નિરૂપણ.

मुग्धेऽर्धसंपत्तिः परिशेषात् ॥१०॥

સૂત્રાર્થ:–શ્રુતિના પાછળના વચનથી એમ જણાય છે કે, મૂર્છાવસ્થામાં જીવ અર્ધો સત્ સંપત્ સાથે જોડાયલો હોય છે. (૧૦)

ટીકા:–શિષ્ય:–જે મનુષ્ય મૂર્છા પામેલો હોય છે, તે મૂઢ બનેલો હોય હોય છે, એમ લોકો કહે છે. આ મૂર્છાવસ્થા, તે કઇ અવસ્થા, તે આપ જણાવશો. શરીરમાં રહેલા જીવને પ્રસિદ્ધ રીતે ત્રણ અવસ્થાઓ તો હોય છે. જેમકે જાગ્રતાવસ્થા, સ્વપ્નાવસ્થા તથા સુષુપ્તિ અવસ્થા. વળી શરીરમાંથી જીવનું નીકળી જવું, એ મોક્ષ અવસ્થા છે. પણ શ્રુતિમાં કે સ્મૃતિમાં પાંચમી અવસ્થા કદી જોવામાં આવી નથી ચાર અવસ્થાઓથી ભિન્ન મૂર્છાવસ્થા છે, એમ હું તો માનું છું.

ગુરૂ:–હે શિષ્ય! પ્રથમ મુગ્ધાવસ્થા જાગ્રતાવસ્થારૂપે થવા યોગ્ય નથી. કારણ કે આ અવસ્થામાં ઇંદ્રિયો વિષયોને જોઇ શકતી નથી.

શિષ્ય:–મુગ્ધાવસ્થા બાણ લેનાર પુરૂષરૂપ હોવી જોઇએ. જેવી રીતે બાણ લઇને ઉભો રહેલો માણસ જાગતો હોય છે, છતાં તેનું મન જો અન્ય વસ્તુમાં આસક્ત હોય છે, તો તેનાથકી અન્ય વિષયો જોવાતા નથી. આ પ્રમાણે મુશળના ઘા આદિવડે ઉત્પન્ન થયેલા દુઃખના અનુભવથી જેનું મન વ્યગ્ર થયેલું હોય છે, એવો મૂર્છા પામેલો મનુષ્ય જાગતો હોય છે, છતાં પણ અન્ય વિષયને જોઈ શકતો નથી.

ગુરુ–આ તારૂં માનવું ભ્રમભરેલું છે. કારણ કે મૂર્છા પામેલો મનુષ્ય ચેતનથી રહિત હોય છે. જેનું મન બાણને વિષે લાગી રહેલું છે, એવો ધનુર્ધારી

એક વિષયમા જેનું મન લાગી રહેલુ છે, તે માણુસનો દેહ ઉભો રહેલો હોય છે, પણ જેને મૂર્છા આવેલી હોય છે, તેનો દેહ પૃથ્વીપર પડી જાય છે. માટે તે જાગતો હોતો નથી. તેમ જ સ્વપ્નને જોતો નથી કારણ કે તે સમયે તે કોઇ પણ રીતના ચેતનથી રહિત હોય છે આ સમયે તે મરી ગયેલો છે, એમ પણ કહેવાય નહિ કારણ કે તેના પ્રાણ તથા ગરમી બેઉ તેનામા રહેલા હોય છે જે મનુષ્યને મૂર્છા આવેલી હોય છે, તે મનુષ્ય જીવતો હોય છે કે મરી ગયેલો છે, આ રીતના સંશયવાળા મનુષ્યો તેના શરીરમા ચેતન છે કે નહિ, તે જોવા માટે તેના હૃદયપ્રદેશને સ્પર્શ કરેછે, તેમ જ એના શરીરમા પ્રાણ છે કે નહિ, તે જાણવા માટે તેના નાક આગળ આંગળી ધરે છે જો પ્રાણ તથા ઉષ્ણતા આ બેનું અસ્તિત્વ જોવામા નથી આવતુ, તો પછી આ મરી ગયેલો છે, એમ નિશ્ચય કરી તેને બાળવા માટે સ્મશાનપ્રતિ લઇ જાય છે વળી પ્રાણ અથવા ગરમી જો તેનામા જોવામા આવે છે, તો આ માણસ મરી ગયેલો નથી, એમ માની તેને ચેતના લાવવા માટે ઔષધોપચાર કરે છે ફરીથી મૂર્છા પામેલો માણસ જીવતો થતો હોવાથી તે મરણને પામેલો નથી, અર્થાત્ તે યમદ્વારથી પાછો આવેલો નથી.

શિષ્ય –ત્યારે તે સુષુપ્તિ અવસ્થાને પામેલો છે, એમ માનીએ તો કેમ? કારણ કે તે સમયે તે ચેતનથી રહિત તેમજ મરણભાવથી રહિત હોય છે

ગુરૂ –ના, સુષુપ્તિ અવસ્થાથી મૂર્છાવસ્થા વિલક્ષણ છે. કેટલીકવાર લાંબા સમય સૂધી મૂર્છા પામેલો માણસ શ્વાસ પણ લઈ શકતો નથી. વળી તેનો દેહ ધ્રૂજારીવાળો હોય છે, તેનું મુખ ભયાનક હોય છે તથા તેની આંખો ફાટેલી હોય છે જે મનુષ્ય સુષુપ્તિ અવસ્થાને પામેલો હોય છે, તેનું મુખ પ્રસન્ન હોય છે વખતસર વારંવાર શ્વાસ લે છે તથા તેની આંખો મીચાયલી હોય છે વળી તેનો દેહ ધ્રુજતો નથી કેવળ હાથના સ્પર્શ માત્રથી જ સુતેલો મનુષ્ય જાગે છે. પણ મૂર્છા પામેલો મનુષ્ય મોગરીના ઘા પડવાથી પણ જાગતો નથી મૂર્છાવસ્થામા તથા સ્વપ્નાવસ્થામાના કારણમાં પણ ફેર હોય છે મુષળ આદિ માર પડવાને લીધે મૂર્છાવસ્થા પ્રાપ્ત થાય છે, તથા સુષુપ્તિ અવસ્થા શ્રમાદિને લઇને થાય છે મૂર્છા પામેલો પુરૂષ સૂતેલો છે, એમ કહી લોકમા હોતુ નથી આ સર્વપરથી એમ સિદ્ધ થાય છે કે, મૂર્છાવસ્થામા અર્ધી બ્રહ્મસાથે એકતા થયેલી હોય છે ચેતનાથી રહિતપણાને લીધે સત્ સાથે તે જોડાયેલો છે, પણ બીજી બાજુએ પાછી તેમા વિલક્ષણતા હોવાથી, તે સત્‌ની સાથે એકરૂપે હોતો નથી

શિષ્ય –મુગ્ધાવસ્થામા સત્‌ની સાથે અર્ધી એકયતા હોય છે, એમ કેવી રીતે કહેવાય? કારણ કે સુષુપ્તિના સંબધમા શ્રુતિ એમ કહે છે કે, "सता सोम्य तदा सपन्नो भवति (છા૦ ૬,૮,૧) હે સૌમ્ય ! સુષુપ્તિમા સત્ સાથે જીવ એકતાને પામેલો હોય

છે." વળી કહ્યું છે કે "अत्र स्तेनोऽस्तेनो भवति (બૃ૦ ૪,૩,૨૨) સુષુપ્તિમાં ચોર શાહુકાર હોય છે." વળી કહ્યું છે કે "नैत सेतुमहोरात्रे तरतो न जरा न मृत्युर्न शोको न सुकृत न दुष्कृतम् ( છા૦ ૮,૪,૧ ) આ સેતુને દિવસ તેમજ રાત્રિ, જરા, મૃત્યુ, શોક, સુકૃત, કે દુષ્કૃત, તરી શકવા સમર્થ નથી." જીવભાવમાંજ સત્ કર્મ તથા દુષ્કર્મની પ્રાપ્તિ હોય છે; તથા આ પ્રાપ્તિને લીધે હું સુખી છું અથવા હું દુઃખી છું, આ રીતની પ્રતીતિ હોય છે. સુખીપણાની પ્રતીતિ હોતી નથી, તેમ જ આ રીતે દુઃખીપણાની પ્રતીતિ સુષુપ્તિમાં હોતી નથી. તેમ જ મૂર્છાવસ્થામાં પણ બેઉ પ્રકારની પ્રતીતિઓ હોતી નથી. માટે બેઉ અવસ્થામાં ઉપાધિનો અભાવ હોવાથી સુષુપ્તિ તથા મૂર્છાવસ્થામાં સત્ની સાથે પૂર્ણ એકતા થવી યોગ્ય છે. પણ અર્ધ એકતા મૂર્છામાં થાય છે, એ કહેવું યોગ્ય નથી.

ગુરુઃ–અમારું કહેવું એમ નથી કે, મૂર્છામાં જીવની બ્રહ્મ સાથે અર્ધી એકતા થાય છે.

શિષ્યઃ–ત્યારે આપ કેવી રીતે માનો છો?

ગુરુઃ–મારું માનવું એવું છે કે, મૂર્છામાં અર્ધી અવસ્થા સુષુપ્તિની હોય છે, તથા અર્ધી અવસ્થા બીજાની હોય છે. મૂર્છાની સ્વપ્ન સાથે કેટલી સમાનતા છે, તથા કેટલી વિષમતા છે, તે પૂર્વે જણાવવામાં આવ્યું છે. મૂર્છા મરણના દ્વારરૂપે છે. જ્યારે મનુષ્યનાં કંઇએક કર્મો બાકી રહી ગયેલાં હોય છે ત્યારે વાણી તથા મન તેનામાં પાછાં પ્રવેશ કરે છે. પણ જો કર્મ પૂર્ણ થઇ ગયેલાં હોય છે તો પ્રાણ તથા ઉષ્ણતા જતાં રહેલાં હોય છે. માટે જ બ્રહ્મજ્ઞાનીઓ મૂર્છાને બ્રહ્મની સાથે અર્ધી એકતા છે, એમ કહે છે.

શિષ્યઃ–ત્યારે મૂર્છા કોઇ પાંચમી અવસ્થા કહીએ તો કેમ?

ગુરુઃ–પાંચમી અવસ્થા કહેવામાં દોષ નથી, પણ પ્રસિદ્ધ રીતે પાંચમી અવસ્થા કોઈએ ગ્રહણ કરી નથી. લોકમાં તેમ જ આયુર્વેદમાં આ પ્રમાણે પ્રસિદ્ધ છે. આ રીતે મૂર્છામાં સત્ સાથે અર્ધી એકતા સ્વીકારવાથી તેને પાંચથી અવસ્થા ન સ્વીકારીએ તો તે ખોટું નથી. (૧૦)

શિષ્યઃ–ઉપાધિને લીધે બ્રહ્મ નિર્ગુણ તેમ જ સગુણ, એમ બે સ્વરૂપે કહેવાય છે. માટે શું બ્રહ્મ ઉભય સ્વરૂપે છે કે એક સ્વરૂપે છે?

ગુરુઃ–બ્રહ્મનું સર્વ સ્થળે નિર્ગુણ સ્વરૂપ જ પ્રસિદ્ધ છે તથા આ જ હેતુને લઇ વ્યાસ ભગવાને અગીઆરમા સૂત્રમાં કહ્યું છે કેઃ–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૧ મું.

### બ્રહ્મનું સ્વરૂપ કેવું?

न स्थानतोऽपि परस्योभयलिङ्गं सर्वत्र हि ॥ ११ ॥

સૂત્રાર્થઃ–પરબ્રહ્મનું સ્વરૂપ ઉપાધિને લીધે બે સ્વરૂપવાળું નથી; પણ સર્વ

સ્થળે એક જ સ્વરૂપનો ઉપદેશ કરવામાં આવેલો છે. (૧૧)

ટીકા: શિષ્ય:-સુષુપ્ત્યાદિ અવસ્થામાં જીવ, ઉપાધિનો અભાવ હોવાથી, જે બ્રહ્મ સાથે જોડાય છે, તે બ્રહ્મનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે સંબંધી શ્રુતિનું પ્રમાણ આપી, આપ મને સમજાવશો. બ્રહ્મના સંબંધમાં શ્રુતિઓ બ્રહ્મનાં બે સ્વરૂપો કહે છે. જેમકે 'सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरस ॥ (છા૦ ૩, ૧૪, ૨) બ્રહ્મ સર્વ કર્મરૂપે, સર્વ કામરૂપે, સર્વ ગન્ધરૂપે તથા સર્વ રસરૂપે છે. ઇત્યાદિ શ્રુતિઓમા બ્રહ્મનું વિશેષરૂપે નિરૂપણ કરેલું છે. વળી "अस्थूलमनण्वह्रस्वमदीर्घम(બૃ૦૩,૮,૮) બ્રહ્મ સ્થૂલ ભાવથી, અણુભાવથી, હ્રસ્વ ભાવથી તથા દીર્ઘ ભાવથી રહિત છે." ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મનું નિર્વિશેષરૂપે નિરૂપણ કરેલ છે. આ બેઉ પ્રકારની શ્રુતિઓને લીધે બ્રહ્મ ઉભય સ્વરૂપે જાણવો જોઇએ, કે બેમાંથી એકરૂપે જાણવો જોઇએ? જો કે આ બેમાંથી એક જ સ્વરૂપે બ્રહ્મનું સ્વરૂપ હોય તો પણ બેમાથી શું સવિશેષરૂપે કે નિર્વિશેષરૂપે બ્રહ્મનું સ્વરૂપ માનવું? શ્રુતિઓમાં બેઉ રીતના પ્રમાણ હોવાથી મારૂં માનવું તો એવું છે કે, બ્રહ્મ ઉભય સ્વરૂપે છે.

ગુરૂ:-આ સબંધી હું કહું તે સાંભળ. પોતાની મેળે પરબ્રહ્મનું ઉભય સ્વરૂપ થવું યોગ્ય નથી. કારણ કે એક વસ્તુ પોતે રૂપાદિ વિશેષ ભાવથી યુક્ત હોય તથા વિશેષ ભાવથી રહિત હોય, એમ માનવું કદી શક્ય નથી. કારણ કે તેમ માનવાથી વિરોધ આવશે.

શિષ્ય:-જો તેમાં વિરોધ આવતો હોય તો સ્થાનને લઈ અર્થાત્ પૃથ્વી આદિ ઉપાધિના સંબંધને લઇ નિર્વિશેષ વસ્તુ સવિશેષરૂપે થાય છે, એમ માનીએ તો કેમ?

ગુરૂ-ઉપાધિને લીધે પણ એક વસ્તુ એકરૂપે હોય, તેનો સ્વભાવ બીજારૂપે થાય, એમ કદી સંભવી શકતું નથી. જેમકે સ્વચ્છ સ્ફટિક મણિ અળતા આદિ ઉપાધિને લીધે અસ્વચ્છ કદી હોઇ શકે નહિ. તેમાં અસ્વચ્છતાનું જે માનવું હોય છે, તે કેવળ ભ્રમમાત્ર છે. કારણ કે આ ઉપાધિઓ અવિદ્યાને લીધે ગ્રહણ કરવામાં આવેલી છે. માટે ગમે તે સ્વરૂપે બ્રહ્મને ગણીએ, છતાં સમસ્ત વિશેષ ભાવથી રહિત નિર્વિકલ્પરૂપે માનવું જોઇએ; પણ તેથી વિપરીત નહિ. બ્રહ્મસ્વરૂપના પ્રતિપાદનવાળાં જે કંઇ શ્રુતિનાં વચનો છે, તે સર્વ શ્રુતિનાં વચનોમાં કોઇ પણ વિશેષ ભાવથી રહિતરૂપે જ બ્રહ્મનો ઉપદેશ છે. જેમકે "अशब्दमस्पर्शमरूपमव्ययम (ક૦૩,૧૫,મુક્તિ ક૦ ૨-૭૨) બ્રહ્મનું સ્વરૂપ શબ્દ, સ્પર્શ તથા રૂપથી રહિત, તેમ જ કોઇપણ પ્રકારના ક્ષયથી રહિત છે." (૧૧)

શિષ્ય:-બ્રહ્મ સંબંધી જૂદા જૂદા આકારો દર્શાવેલા છે, તેથી બ્રહ્મ વિશેષ સ્વરૂપે છે, પણ નિર્વિશેષરૂપે નથી, એમ માનીએ તો કેમ?

ગુરૂ–તેમ માનવું પણ યોગ્ય નથી. કારણ કે દરેક ઉપાધિભેદમાં બ્રહ્મ તે રીતે નથી. આ પ્રમાણે શ્રુતિનું વચન છે. તેથીજ બારમા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૨ મું.

## બ્રહ્મના આકારમાં શ્રુતિનું પ્રમાણ.

॥ न भेदादिति चेन्न प्रत्येकमतद्वचनात् ॥१२॥

સૂત્રાર્થઃ–બ્રહ્મના આકારો શ્રુતિમાં દર્શાવેલ હોવાથી બ્રહ્મ નિર્વિશેષરૂપે નથી, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે દરેક ઉપાધિમાં બ્રહ્મનો આકાર દર્શાવ્યા પછી શ્રુતિ પાછું પ્રતિપાદન કરે છે કે, બ્રહ્મ તેવા આકારવાળું નથી. (૧૨)

ટીકાઃ–શિષ્યઃ–આપ જે પ્રમાણે કહો છો, તે પ્રમાણે ભલે હો, અર્થાત્ બ્રહ્મ નિર્વિકલ્પરૂપે તથા એક જ સ્વરૂપે બ્રહ્મ છે, એમ ભલે હોય, પણ પોતાની ઉપાધિને લીધે બે સ્વરૂપે બ્રહ્મ નથી, એમ કહેવું યોગ્ય નથી.

ગુરૂઃ–કેવી રીતે તું એમ કહે છે?

શિષ્ય–શ્રુતિમાં બ્રહ્મના ભેદ અર્થાત્ આકાર દર્શાવેલ છે. અર્થાત્ દરેક શ્રુતિના વચનમાં બ્રહ્મના ભિન્ન ભિન્ન આકારનો ઉપદેશ કરેલો છે. જેમકે બ્રહ્મ ચાર પાદવાળો છે, બ્રહ્મને સોળ કળા છે, વળી બ્રહ્મ વામનસ્વરૂપે છે, તેમ જ બ્રહ્મ ત્રૈલોક્યના શરીરરૂપે છે તથા બ્રહ્મ વૈશ્વાનરરૂપે કહેવાય છે. આ રીતે અનેક શ્રુતિ વચનો છે. માટે બ્રહ્મનું સ્વરૂપ વિશેષરૂપે માનવું જોઇએ. બ્રહ્મના ઉભયસ્વરૂપનો સંભવ નથી કારણ કે તેમાં વિરોધ આવે છે. ઉપાધિને લઇ બ્રહ્મના આકારવિષે ભેદ પડેલો છે. જો તેમ ન હોય તો ગુણને દર્શાવનારૂં સઘળું શાસ્ત્ર ખોટું ઠરશે.

ગુરુ–તું કહે છે, તેમ નથી.

શિષ્ય–તેમ કેવી રીતે બને?

ગુરુઃ–પ્રત્યેક ઉપાધિના સંબંધમાં શ્રુતિ ઉપદેશ કરે છે કે, બ્રહ્મનું સ્વરૂપ તેવું નથી. કારણ કે બ્રહ્મનો દરેક ઉપાધિભેદ અભેદરૂપે છે, એમ શાસ્ત્ર ઉપદેશ કરે છે. જેમકે કહ્યું છે કે, "यश्चायमस्यां पृथिव्यां तेजोमयो ऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं शारीरस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मा (બૃ૦ ૨,૫,૧) અર્થ – પૃથ્વીને વિષે રહેતો અમૃતમય તથા તેજોમય પુરૂષ, તેમ જ શરીરને વિષે રહેતો અમૃતમય તથા તેજોમય પુરૂષ, આ બન્ને આત્માના સંબંધ પ્રમાણે સર્વ ભૂતોને માટે મધરૂપે છે, અને સર્વ ભૂતો તેઓને અર્થે મધરૂપ અર્થાત્ સારરૂપ છે. આ જ આત્મા બ્રહ્મરૂપે છે" આથી ભિન્ન આકારવાળા બ્રહ્મનો શાસ્ત્રમાં ઉપદેશ નથી, એમ કહેવુ યોગ્ય છે. જે કંઇ આકાર દર્શાવવામાં આવ્યો છે, તે ઉપાસનાને માટે છે. પણ તેનું તાત્પર્ય તો અભેદમાં જ છે. (૧૨)

શિષ્યઃ–ઉપાસનાને માટે બ્રહ્મના અનેક આકારો દર્શાવ્યા છે, તો પછી ભેદ દર્શાવનારાઓની નિંદા કરવી જોઇએ નહિ. પણ તે પ્રમાણે જોવામાં આવે છે. માટે તે સંબંધી આપનો શો મત છે?

ગુરૂ-કેટલાંક શ્રુતિનાં વચનો ભેદ દર્શનની નિંદા કરી, અભેદનું જ પ્રતિપાદન કરે છે. પણ ખરૂ જોતાં બધો પ્રપંચ બ્રહ્મના વિષયરૂપે છે; તથા તેરમા સૂત્રમાં આ જ હેતુને લઈ કહ્યું છે કે,-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૩ મું

## ભેદવાદીની નિંદા.

अपि चैवमेके ॥ १३ ॥

સૂત્રાર્થ-કેટલીક શાખાવાળાઓ બ્રહ્મને નિર્વિશેષરૂપે દર્શાવે છે. (૧૩)

ટીકા-ગુરૂ-કેટલીક શાખાવાળાઓ ભેદવિષયની નિંદા કરી, કેવળ અભેદ વિષયનું જ પ્રતિપાદન કરે છે. જેમકે, "मनसैवेदमाप्तव्य नेह नानास्ति किञ्चन। मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति॥ (૮૦૪,૧૧) મનવડે અર્થાત્ મનની એકાગ્ર સ્થિતિવડે આ બ્રહ્મ પ્રાપ્ત થવા યોગ્ય છે. કોઈ પણ રીતની તેમાં ભિન્નતા નથી. જે અહીં ભિન્નતા જુવે છે, તે એક મૃત્યુ થયા પછી બીજા મૃત્યુને જાય છે." તેમ જ બીજી શ્રુતિમા કહ્યું છે કે, "तथान्येऽपि भोक्ता भोग्यं, प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्म मे तत् (શ્વે૦ ૧, ૧૨) અર્થ-ભોક્તારૂપ જીવ, ઉપભોગના વિષયો તથા ઈશ્વર, આ ત્રણ પ્રકારના બ્રહ્મને ઓળખવાવડે મનુષ્ય મોક્ષને પ્રાપ્ત થાય છે. આ રીતે સર્વ ભોગ્ય, ભોક્તા તથા નિયન્તાના સ્વરૂપવાળું જે પ્રપંચ છે, તે સર્વ બ્રહ્મના એક સ્વરૂપરૂપે છે, એમ શ્રુતિવડે ઉપદેશ કરવામા આવે છે. (૧૩)

શિષ્ય-જ્યારે આકારને સૂચવનારી શ્રુતિઓ છે, તેમ જ બ્રહ્મ અનાકારરૂપે છે, એમ બેઉ પ્રકારની બ્રહ્મ સંબંધી શ્રુતિઓ છે, તો પછી બ્રહ્મ કેવળ અનાકાર જ છે પણ આકારરૂપે નથી, એમ કેવી રીતે કહેવાશે ?

ગુરુઃ-આકાર સંબંધીનાં જે કંઇ બ્રહ્મ સંબધી શ્રુતિનાં વાક્યો છે, તે પ્રધાન-નથી, પણ ગૌણરૂપે છે; તથા તે જ કારણથી ચૌદમા સૂત્રમાં કહ્યું છે કેઃ-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૪ મું.

## સગુણસ્વરૂપ બ્રહ્મ ગૌણરૂપે.

अरूपवदेव हि तत् प्रधानत्वात् ॥ १४ ॥

સૂત્રાર્થઃ-નિર્ગુણ સ્વરૂપ સંબધી શ્રુતિઓ પ્રધાન છે પણ ગૌણ નથી. તેથી બ્રહ્મ રૂપરહિત જ છે, એમ જાણવું (૧૪)

ટીકા-ગુરૂ-રૂપાદિ આકારથી રહિત જ બ્રહ્મનો નિશ્ચય કરવો, પણ રૂપાદિ યુક્ત બ્રહ્મ જાણવો નહિ

શિષ્યઃ-આપ એમ કેમ કહો છો ?

ગુરુ-તેનું કારણ એ કે, નિર્ગુણ-વાચક શ્રુતિઓ પ્રધાન છે તથા સગુણ-વાચક શ્રુતિઓ ગૌણ છે. જેમકે, "अस्थूलमनण्वह्रस्वमदीर्घम् (બૃ૦ ૩,૮,૮) બ્રહ્મ સ્થૂલભાવથી, અણુભાવથી, હ્રસ્વભાવથી તથા દીર્ઘભાવથી રહિત છે." વળી કહ્યું છે કે, "अशब्दमस्पर्शमरूपमव्ययम् (ક૦ ૩,૧૫, મુક્તિ૦ ૨,૭૨) અર્થ-બ્રહ્મ શબ્દ, સ્પર્શ, રૂપ તથા ક્ષયથી રહિત છે." તેમ જ કહ્યું છે કે, "आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यद-

न्तरा तद् ब्रह्म (છા૦ ૮,૧૪,૧) ખરેખર જેને આકાશ કહેવામાં આવે છે, તે નામ તથા રૂપવડે બનેલું છે. જે નામ તથા રૂપથી રહિત છે તે બ્રહ્મ છે." વળી કહ્યું છે કે, " दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः (મુ૦ ૧,૨) આ અક્ષર બ્રહ્મ ખરેખર પ્રકાશમાન, અમૂર્તરૂપે તથા પુરૂષ અર્થાત્ સર્વત્ર પૂર્ણરૂપે છે. તે બાહ્ય તથા અંદર સર્વને વિષે વ્યાપી રહેલ છે. તે જન્મથી રહિત છે." ' तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यमयमात्मा ब्रह्म सर्वानुभूः (બૃ૦ ૨,૫,૧૯)અર્થઃ- આ બ્રહ્મ આદિ તથા અંતથી રહિત છે. વળી તે અબાહ્યરૂપે છે, તે અનંતરરૂપે છે તથા તે સર્વના દ્રષ્ટારૂપે છે." ઇત્યાદિ સઘળાં વાકયો, જે બ્રહ્માત્મ તત્વનું નિર્ગુણ સ્વરૂપ દર્શાવનારાં છે, તે પ્રધાનરૂપે છે. પણ તેથી ભિન્ન વાકયો પ્રધાનરૂપે નથી, એમ બ્રહ્મસૂત્રના तत्तु समन्वयात् ઈત્યાદિથી સિદ્ધ કરેલું છે. માટે શ્રુતિમાં કહ્યા પ્રમાણે આ સઘળાં વાકયોવડે બ્રહ્મ નિરાકાર સ્વરૂપે છે, એ પ્રમાણેનો નિશ્ચય કરવો. વળી બીજાં સાકારવાચક બ્રહ્મસબંધીનાં વાકયો છે, તે પ્રધાનરૂપે નથી. તે વાકયોમાં ઉપાસના તથા વિધિ પ્રધાનરૂપે રહેલાં છે. આ શ્રુતિનાં વાકયોમાં જ્યાં વિરોધ ન આવતો હોય, ત્યાં જે પ્રમાણે શ્રુતિમાં કહ્યું હોય, તે પ્રમાણે ગ્રહણ કરવું પણ જ્યાં શ્રુતિનાં વચનોમાં વિરોધ આવતો હોય ત્યાં નિર્ગુણ જેમાં પ્રધાન છે, એવાં શ્રુતિવચનો, જેમાં સગુણ પ્રધાન છે એવાં શ્રુતિવચનો કરતાં, વધારે શ્રેષ્ઠ છે. આના નિરાકરણમાં ઉપર કહ્યા પ્રમાણેનો હેતુ રહેલ છે. આ રીતે શ્રુતિઓ જો કે બે પ્રકારની છે, પણ આકાર રહિત બ્રહ્મનું ગ્રહણ કરવું, પણ તેથી વિપરીતનું ગ્રહણ કરવું, એ યોગ્ય નથી. (૧૪)

શિષ્યઃ-આકાર સંબંધી ત્યારે જે શ્રુતિઓ કહી છે, તે શું નકામી ગણવી?

ગુરૂઃ-ના, પ્રકાશ જેમ આંગળીની ઉપાધિને લીધે વાંકો કે સીધો જણાય છે, તેની માફક પૃથ્વી આદિ ઉપાધિને લઈ બ્રહ્મ આકાર સ્વરૂપે જણાય છે. માટે આકારવાચક શ્રુતિ વ્યર્થ નથી. આ જ કારણથી ૧૫મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૫ મું.

## ઉપાધિથી બ્રહ્મનું સગુણસ્વરૂપ.

प्रकाशवच्चावैयर्थ्यात् ॥ १५ ॥

સૂત્રાર્થઃ-જેમ પ્રકાશનો ઉપદેશ વ્યર્થ નથી, તેમ બ્રહ્મનો આકારવાચક ઉપદેશ વ્યર્થ નથી. (૧૫)

ટીકાઃ-ગુરૂ-જેમ સૂર્ય તથા ચંદ્રનો પ્રકાશ આખા આકાશને વ્યાપીને રહેલ છે, છતાંઆંગળીઆદિ ઉપાધિને લઇ તે પ્રકાશમાં વાંકાપણું કે સીધાપણું જણાય છે, તથા તે પ્રમાણે પ્રકાશનું સ્વરૂપ હોય એમ જણાય છે. તે જ પ્રમાણે બ્રહ્મ પણ પૃથ્વી આદિ ઉપાધિને લીધે તે સ્વરૂપે હોય તેમ જણાય છે. માટે પૃથ્વી આદિ ઉપાધિના આશ્રયવાળો બ્રહ્મનો આકારવાચક ઉપદેશ ઉપાસનાને લીધે છે, જેથી તેમાં વિરોધ આવતો નથી. આ રીતે આકાર સદૃશ બ્રહ્મવિષયક જે કાંઇ

વચનો છે, તે નિરર્થક નથી, એમ સિદ્ધ થાય છે. વેદવચનોમાં કેટલાંક વચનો પ્રયોજનવાળા છે તથા કેટલાંક નિષ્પ્રયોજન છે, એમ માનવું શક્ય નથી. કારણ કે વેદનાં સર્વ વચનો એક સરખા જ પ્રમાણરૂપે છે.

શિષ્ય–આમ કહો છો તે તો ઠીક, પણ પૂર્વે આપે જણાવ્યું કે, ઉપાધિનો યોગ હોવા છતાં બ્રહ્મ ઉભય સ્વરૂપે નથી. તે આપના વચનમાં વિરોધ આવશે, તેનુ કેમ ?

ગુરુ–અમારા તે કહેવામાં વિરોધ આવશે નહિ નહિ. કારણ કે વસ્તુમા કારણરૂપે જે ઉપાધિ રહેલ છે, તે ઉપાધિ વસ્તુના ગુણરૂપે બને, એ કદી યોગ્ય નથી. આ ઉપાધિઓ અવિદ્યાદિ કારણને લઈને બનેલી છે. કુદરતી જ અવિદ્યાનું અસ્તિત્વ છે તથા તેને લીધે જ લોક વ્યવહાર તથા વેદવ્યવહારનો વિસ્તાર જગતમાં ઉતરી આવેલ છે, એમ અમે ઘણીવાર કહેલું છે. (૧૫)

શિષ્ય–ત્યારે બ્રહ્મનું સ્વરૂપ શ્રુતિ કેવા પ્રકારનું કહે છે ?

ગુરુ–શ્રુતિ એમ દર્શાવે છે કે, બ્રહ્મનું સ્વરૂપ ચૈતન્ય માત્ર છે. આ જ હેતુને લઈ ૧૬મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૫ મું– [સૂ]ત્ર ૧૬ મું.

## બ્રહ્મ ચૈતન્યસ્વરૂપે.

आह च तन्मात्रम् ॥ १६ ॥

સૂત્રાર્થ:–વળી શ્રુતિ પણ એમ દર્શાવે છે, કે, બ્રહ્મ કેવળ ચૈતન્ય સ્વરૂપે છે.

ટીકા:–ગુરુ:–શ્રુતિ પણ ઉપદેશ કરે છે કે, બ્રહ્મ ચૈતન્ય સ્વરૂપે છે તથા તે વિલક્ષણ પ્રકારનાં ભિન્ન ભિન્ન રૂપોથી રહિત તથા વિશેષભાવથી રહિત છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'स यथा सैन्धवघनोऽनन्तरोऽबाह्य कृत्स्नो रसघन एवैव वा अरेऽयमात्मानन्तरोऽबाह्य कृत्स्न ज्ञानघन एव બૃ૦ ૪,૫,૧૩) અર્થ–જેવી રીતે મીઠાનો ગાંગડો જ્યારે જળમા નાખવામા આવે છે ત્યારે પાણીને વિશે તેનો લય થઈ જાય છે તથા કોઇ તેને જોવા શક્તિમાન થતું નથી. તે જ પ્રમાણે આ મહાન્ આત્મા અંતરપણાથી રહિત, બાહ્યથી રહિત, કૃત્સ્નરૂપે, તથા પ્રજ્ઞાનઘનરૂપે છે." આ રીતનો શ્રુતિનો ઉપદેશ છે. આ આત્માનું અંદર તથા બહાર ચૈતન્યથી ભિન્ન રૂપ નથી. સર્વદા આત્માનું સ્વરૂપ ચૈતન્યરૂપે છે. જેવી રીતે સિંધવના ગાંગડાની બહાર તથા અંદર સર્વદા ક્ષારરસ જ ભરેલો છે. પણ ક્ષારરસથી અન્ય નથી. તે જ પ્રમાણે આત્મા કેવળ ચૈતન્ય સ્વરૂપે છે. (૧૬)

શિષ્ય– કેવળ બ્રહ્મના નિર્ગુણસ્વરૂપમાં શ્રુતિ જ પ્રમાણ છે કે બીજું કાંઇ છે?

ગુરુ:–સ્મૃતિ પણ બ્રહ્મના નિર્ગુણ સ્વરૂપનો ઉપદેશ કરે છે તથા તે જ પ્રમાણે ૧૭મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૭ મું.

## નિર્ગુણમાં શ્રુતિ પ્રમાણરૂપે.

दर्शयति चाथो अपि स्मर्यते ॥ १७ ॥

સૂત્રાર્થ–જેમ શ્રુતિ બ્રહ્મનો નિર્વિશેષરૂપે ઉપદેશ કરે છે, તેમ સ્મૃતિ પણ તે જ રીતનો ઉપદેશ કરે છે. (૧૭)

ટીકાઃ–ગુરુઃ–ભિન્ન રૂપના પ્રતિષેધવડે શ્રુતિ ઉપદેશ કરે છે કે, બ્રહ્મ નિર્વિશેષ સ્વરૂપે છે. જેમકે, "अथात आदेशो नेति नेति (બૃ૦ ૨, ૩, ૬) બ્રહ્મના સંબંધી એમ વર્ણન કરવામાં આવે છે કે, તે આવો નથી, તે આવો નથી." વળી કહ્યું છે કે, "अन्यदेव तद्विदितादथो अविदितादधि (કે૦ ૧, ૩) તે જ્ઞાનથી તેમ જ અજ્ઞાનથી પણ ભિન્ન છે." વળી કહ્યું છે કે, "यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह (તૈ૦ ૨, ૪, ૧) મનોમય કોશમાંથી ઉત્પન્ન થયેલ સંકલ્પ આદિ સાથે વાણી પણ ત્યાં નહિ પહોંચતાં પાછી ફરે છે." વળી જ્યારે બાષ્કલિએ બાધ્વને બ્રહ્મ સંબંધી પૂછ્યું ત્યારે તેણે બ્રહ્મનો ઉપદેશ અનિર્વચનીયરૂપે કર્યો, એમ શ્રુતિમાં કહ્યું છે. જેમકે, "अधीहि भो इति स तूष्णीं बभूव तं ह द्वितीये वा तृतीये वा वचन उवाच ब्रूमः खलु त्वं तु न विजानासि उपशान्तोऽयमात्मा અર્થઃ–બાષ્કલિએ કહ્યું, હે બાધ્વ ! મને બ્રહ્મનો ઉપદેશ કરો. તે ચૂપ રહ્યા. તેણે બીજી વાર, તેમ જ ત્રીજીવાર તેનો તે પ્રશ્ન પૂછ્યો ત્યારે ગુરુએ કહ્યું કે, તને ઉપદેશ કર્યો, છતાં તું સમજ્યો નહિ. આ આત્મા શાન્ત સ્વરૂપે છે." વળી સ્મૃતિમાં પણ ભિન્નતાના નિષેધવડે બ્રહ્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે. જેમકે, "ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते (ભ૦ગી૦ ૧૩, ૧૨) જે જાણવાયોગ્ય છે, તે હું તને સારી રીતે કહીશ, જેને જાણીને મનુષ્ય મોક્ષને પામે છે. આ બ્રહ્મ ઉત્પત્તિથી રહિત છે. તે સત્ તેમ જ અસત્ રૂપે કહેવાતો નથી." એક સ્મૃતિમાં વિશ્વરૂપ ધરનાર પરમાત્મા નારદ મુનિને કહે છે;–"माया ह्येषा मया सृष्टा यन्मां पश्यसि नारद । सर्वभूतगुणैर्युक्तं नैवं मां ज्ञातुमर्हसि અર્થઃ–મેં આ માયાને ઉત્પન્ન કરી છે. આ માયાને લીધે, હે નારદ ! મને સર્વ ભૂતગણોથી યુક્ત જુવે છે. તારે મને આ રીતનો જાણવો યોગ્ય નથી." (૧૭)

શિષ્ય–આ ઉપાધિ કેવા પ્રકારની છે, તે સંબંધી આપ સવિસ્તર ખુલાસો કરશો ?

ગુરુઃ–બ્રહ્મની જે ઉપાધિ શાસ્ત્રમાં દર્શાવી છે, તે ઉપાધિને લીધે શાસ્ત્રમાં જળ તથા સૂર્યની સાથે તેની ઉપમા આપી છે. વળી આ જ હેતુને લઈ ૧૮મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૮ મું.
## ઉપાધિનું સ્વરૂપ પ્રતિબિંબરૂપે.

*अत एव चोपमा सूर्यकादिवत् ॥१८॥*

સૂત્રાર્થ–આ ઉપાધિને લીધે જ તેને જળમાં સૂર્યના પ્રતિબિંબની ઉપમા આપી છે. (૧૮)

ટીકાઃ–ગુરુઃ–આ આત્મા ચૈતન્યસ્વરૂપે, નિર્વિશેષરૂપે, વાણી તથા મનથી રહિત તથા ભિન્નતાના નિરૂપણનો તેમાં અભાવ છે. આમ હોવાથી જ આત્મામાં ઉપાધિને લીધે અપારમાર્થિકરૂપ જે વિશેષતા છે, તેના સંબંધમાં એવી ઉપમા આપી છે કે, આ સાદૃશ્ય જળમાં સૂર્યના

પ્રતિબિંબની માફક છે. વળી મોક્ષ-શાસ્ત્રમાં પણ તેથી કહ્યું છે કે, " यथा ह्ययं ज्योतिरात्मा विवस्वानपो भिन्ना बहुधैकोऽनुगच्छन्। उपाधिना क्रियते भेदरूपो देवः क्षेत्रेष्वेवमजोऽयमात्मा અર્થઃ—જેવી રીતે આ જ્યોતિરૂપ સૂર્ય એક છે, છતાં જળરૂપ ઉપાધિના યોગે તે અનેકરૂપે દેખાય છે, તેમ જન્મરહિત આ આત્મા દેહરૂપ ઉપાધિને લીધે અનેક રૂપે જોવામાં આવે છે." વળી કહ્યું છે કે, "एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः। एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत् (બ્ર૦ બિં૦ ૧૨) અર્થઃ-એક જ ભૂતાત્મા સર્વ પ્રાણીમાત્રમાં રહેલ છે. જેમ જળમાં ચંદ્રમાનાં અનેક પ્રતિબિંબો પડે છે, તેની માફક એકધા અથવા અનેકધા તે જોવામાં આવે છે." (૧૮)

શિષ્યઃ-પણ મને આ ઉપમા આપે જે આપી, તેના સંબંધમાં શંકા છે. આ શંકા એ છે કે, જળની પેઠે બ્રહ્મમાં ગ્રહણ નથી. માટે તે ઉપમા યોગ્ય નથી. તે જ પ્રમાણે વ્યાસ ભગવાને પણ ૧૯મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૯ મું. ઉપમાનો અભાવ.

अम्बुवदग्रहणात्तु न तथात्वम् ॥ १९ ॥

સૂત્રાર્થઃ–અંબુની માફક સ્વીકાર થઈ શકે એમ નથી. માટે તે પ્રમાણે ઉપમા યોગ્ય નથી. (૧૯)

ટીકાઃ–શિષ્યઃ–જળમાં સૂર્યના પ્રતિબિંબની તુલના આત્માના સંબંધમાં યોગ્ય નથી. કારણ કે તેની માફક સ્વીકાર થઇ શકે એમ નથી. સૂર્યાદિ મૂર્તરૂપે છે. આનું ગ્રહણ દૂર રહેલ મૂર્તસ્વરૂપ જળમાં થાય છે તથા તેને લીધે સૂર્ય આદિનાં પ્રતિબિંબો પડે છે. પણ આત્મા તો મૂર્તરૂપે નથી. વળી તે સર્વમાં રહેલ છે તથા તેનાથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી. માટે આત્માથી ભિન્ન તથા દૂરને વિશે રહેલ ઉપાધિ નથી. માટે હે ભગવન્! આપનું જે દષ્ટાંત છે, તે અયોગ્ય છે. (૧૯)

ગુરુઃ–ભાઇ! તું જે કહે છે, તે ખોટું છે. ઉપાધિના સંભવને લીધે જ આત્મામાં વૃદ્ધિ તથા ક્ષય જોવામાં આવે છે. આમ હોવાથી જ દષ્ટાંત તથા દાર્ષ્ટાંતિકમાં વિરોધ આવતો નથી. આથી જ ૨૦ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૨૦ મું. દષ્ટાંત તથા દાર્ષ્ટાંતિકમાં અવિરોધ.

वृद्धिह्रासभाक्त्वमन्तर्भावादुभयसामंजस्यादेवम् ॥ २० ॥

સૂત્રાર્થઃ–ઉપાધિરૂપ અંશ આત્મામાં રહેલ હોવાથી તેમાં વૃદ્ધિ તથા ક્ષયતા જોવામાં આવે છે. આથી જ દષ્ટાંત તથા દાર્ષ્ટાંતિકમાં યોગ્યતા રહેલી છે. માટે બેઉમાં વિરોધ નથી. (૨૦)

ટીકાઃ-ગુરુઃ–ઉપાધિરૂપ કહેલ અંશનો સંભવ હોવાથી આ દષ્ટાંત યોગ્ય છે. કોઇ પણ કહેલી બાબતને છોડી દઈ સર્વ પ્રકારે સારૂપ્યપણું જણાવવા કદી પણ સમર્થ નથી. જો સર્વ પ્રકારે સારૂ-

વ્યતા હોય તો દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંતિકનો સંભવ જ રહેવો જોઇએ નહિ. મન કલ્પિત જળ સૂર્યાદિનું દૃષ્ટાંત નથી. પણ શાસ્ત્રને વિશે આ જ પ્રમાણેનું નિરૂપણ કરેલ છે.

શિષ્યઃ–ત્યારે બેઉમાં કેવા પ્રકારનું સારૂપ્ય રહેલ છે, તે જણાવશો ?

ગુરુઃ–આ સારૂપ્ય હું કહું, તે સાંભળ. આત્મા વૃદ્ધિ તથા ક્ષયને ભજે છે. જળમાં સૂર્યનું જે પ્રતિબિંબ પડે છે, તે જળની વૃદ્ધિ થવાથી વધે છે, જળ ઓછું થવાથી પ્રતિબિંબ ઘટે છે, જળના હાલવાથી પ્રતિબિંબ હાલે છે, તેમ જ જળના વિભાગ પડવાથી પ્રતિબિંબના વિભાગ પડે છે. પણ પારમાર્થિક રીતે સૂર્યમાં તેમ થતું નથી. તે જ પ્રમાણે આત્માના સંબંધમાં જાણી લેવું. અર્થાત્ આત્મા પારમાર્થિક રીતે વિકારથી રહિત તથા એકરૂપે છે, છતાં તેમાં દેહાદિ ઉપાધિનો અંશ હોવાથી વૃદ્ધિ તથા ક્ષય આદિ ઉપાધિના ધર્મને જાણે ગ્રહણ કરતો હોય તેમ લાગે છે. આ રીતે દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંતિક બેઉમાં એક જ રીતની યોગ્યતા રહેલી છે, માટે ઉપમામાં વિરોધ આવતો નથી. (૨૦)

શિષ્યઃ–પણ શ્રુતિમાં આના સંબંધમાં પ્રમાણ જોઇએ.

ગુરુઃ–હા, શ્રુતિ પણ તે પ્રમાણેનું પ્રમાણ આપે છે તથા તે જ હેતુથી ૨૧મા સૂત્રમાં કહ્યું છે કે;–



## અધિકરણ ૫ મું-સૂત્ર ૨૧ મું.
## ઉપાધિના સંબંધમાં શ્રુતિ પ્રમાણ.

दर्शनाच्च ॥ २१ ॥

સૂત્રાર્થઃ–વળી શ્રુતિના ઉપદેશથી પણ તે જ પ્રમાણે સિદ્ધ થાય છે. (૨૧)

ટીકા–ગુરુઃ–શ્રુતિમાં આ પ્રમાણનો ઉપદેશ છે કે, પરબ્રહ્મનો જ દેહાદિ ઉપાધિને વિષે આંતર પ્રવેશ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "पुरश्चक्रे द्विपदः पुरश्चक्रे पुरः स पक्षी चतुष्पदः । भूता पुरः पुरुष आविशत् ॥ (બૃ૦ ૨, ૫, ૧૮) પરમેશ્વરે બે પગવાળાં શરીરોને ઉત્પન્ન કર્યાં, ત્યાર પછી ચાર પગવાળા શરીરોને ઉત્પન્ન કર્યાં, પછી પ્રથમ પક્ષીના શરીરને ધારણ કરી તેણે પુરૂષરૂપે પુર અર્થાત્ શરીરને વિષે પ્રવેશ કર્યો." વળી કહ્યું છે કે, " अनेन जीवेनात्मनानुप्रविश्य (છા. ૬,૩,૨) જીવાત્મારૂપે ત્રણ પ્રકારના ભૂતોમાં તેણે પ્રવેશ કર્યો." માટે કરીને જે ઉપમા આપેલી છે, તે યોગ્ય છે. જેમકે, " अत एव चोपमा सूर्यकादिवत् (બ્ર સૂ.૩,૨,૧૮)." માટે કરી કોઇ પણ પ્રકારના વિકલ્પથી રહિત બ્રહ્મ એક જ સ્વરૂપે છે, પણ બે સ્વરૂપે નથી. તેમ જ ભિન્ન સ્વરૂપે નથી, એમ સિદ્ધ થાય છે.

શિષ્યઃ–કેટલાકોએ આ સ્થળે બે અધિકરણની, કલ્પના કરેલી છે. પ્રથમ કલ્પના એ કે, શું અશેષ પ્રપંચથી રહિત એકાકાર બ્રહ્મ છે કે પ્રપંચની માફક અનેકાકાર બ્રહ્મ છે ? બીજી કલ્પના એ

છે કે, પ્રપંચનો નાશ થયા પછી બ્રહ્મ શું સાર સ્વરૂપે છે, બોધ સ્વરૂપે છે કે બેઉ સ્વરૂપે છે ?

ગુરુઃ-અમારૂં માનવું તો એમ છે કે, સર્વ રીતે બીજા અધિકરણનો આરંભ કરવો, તે મિથ્યા છે. જો પરબ્રહ્મના સંબંધમાં અનેક વિષય સંબંધી જ પ્રયાસ કરવાનો હોય તો પૂર્વે કહેલ न स्थानतोऽपि (૧૧) આ અધિકરણવડે નિરાકરણ થઇ જ ચૂકેલું છે. તો પછી प्रकाशवच्च (૧૫) એવું બીજુ અધિકરણ વ્યર્થ થશે. વળી બ્રહ્મ સત્ સ્વરૂપે છે, પણ જ્ઞાનસ્વરૂપે નથી, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે એમ કહીએ તો विज्ञानघन' ઇત્યાદિ શ્રુતિઓનો વ્યર્થ થવાનો પ્રસંગ આવી પડશે.

શિષ્યઃ-ચૈતન્યરહિત બ્રહ્મના સંબંધમાં ચૈતન્યનો જીવાત્મારૂપે ઉપદેશ કેવી રીતે થઇ શકે ?

ગુરુઃ-બોધ સ્વરૂપ બ્રહ્મ સત્ સ્વરૂપે નથી, એમ કહેવું પણ યોગ્ય નથી. કારણ કે તે કહેવાથી "अस्तीत्येवोपलब्धव्य (કઠ ૬,૧૩) અસ્તિત્વના વિચારવડે આત્મા જાણવાયોગ્ય થાય છે." ઇત્યાદિ શ્રુતિ મિથ્યા થશે.

શિષ્યઃ-સત્તારહિત જ્ઞાનનો સ્વીકાર કેવી રીકે થઇ શકે ?

ગુરુઃ-બ્રહ્મ ઉભય સ્વરૂપે છે, એમ કહેવું શકય નથી. કારણ કે તેમ કહેવાથી પૂર્વે સ્વીકાર કરેલી વસ્તુમાં વિરોધ આવવાનો પ્રસંગ આવશે. સત્તારહિત જ્ઞાનવાળો બ્રહ્મ તેમજ જ્ઞાનરહિત સત્તાવાળો બ્રહ્મ, આ બે પ્રકારની પ્રતિજ્ઞા સ્વીકારનારાઓને જે બ્રહ્મ પ્રપંચયુક્ત નથી, એમ પૂર્વના અધિકરણવડે સિદ્ધ કરેલું છે, તે બ્રહ્મ પ્રપંચયુક્ત થવાનો પ્રસંગ આવે.

શિષ્યઃ-શ્રુતિમાં તે રીતે ઉપદેશ કરેલો છે, માટે તેમાં દોષ નથી.

ગુરુઃ-તેમ થઇ શકે નહિ. કારણ જે એક સ્વરૂપે હોય, તેને અનેક સ્વરૂપે માનવું, તે અયોગ્ય છે.

શિષ્યઃ-સત્તા એ જ જ્ઞાનરૂપે છે તથા જ્ઞાન એ જ સત્તારૂપે છે. આ રીતે બેઉમાં પરસ્પર ભિન્નતા નથી, એમ માનીએ તો કેમ ?

ગુરુ-એમ માનીએ, તોપણ સત્ સ્વરૂપે બ્રહ્મ છે, જ્ઞાનસ્વરૂપે બ્રહ્મ છે, કે બેઉ સ્વરૂપે છે, આ રીતના વિકલ્પમાં કશો આધાર રહેશે નહિ. બ્રહ્મના સ્વરૂપ સંબધીનાં સર્વ સૂત્રોનો અમોએ એક જ અધિકરણમાં સમાવેશ કર્યો છે. બ્રહ્મ વિષય સંબંધી શ્રુતિઓમાં આકારવાચક શ્રુતિની માફક નિરાકાર વાચક શ્રુતિનું જો આપણે પ્રતિપાદન કરીએ, તો પછી બેઉ પ્રકારની શ્રુતિઓમાં પરસ્પર વિરોધ આવશે. આ સમયે આકારવાચક શ્રુતિઓનું પણ ત્યાં સમર્થન કરવું જોઈએ. આ સમર્થનને માટે જ प्रकाशवच्च ઈત્યાદિ વિશેષ અર્થવાળાં સૂત્રોનું પ્રતિપાદન કરેલ છે.

શિષ્યઃ-જે આકારવાચક શ્રુતિઓ છે, તે પણ પ્રપંચનો લય કહી, અનાકાર-

તું જ પ્રતિપાદન કરે છે, જેથી તે ભિન્ન અર્થવાળી નથી, આમ કહેવું, તે પણ યોગ્ય લાગતું નથી.

ગુરૂઃ-કેમ તે યોગ્ય લાગતું નથી?

શિષ્ય-જો કે ભિન્ન જ્ઞાનના નિરૂપણમાં જે કેટલાક પ્રપંચોનું નિરૂપણ કરેલ છે, જેમકે "युक्ता ह्यस्य हरयः शता दशेत्यय वै हरयोऽय वै दश च सहस्राणि बहूनि चानतानि च (બૃ૦ ૨,૫,૧૯) જેવી રીતે અશ્વો રથને જોડવામા આવેલા હોય છે, તેમ તેની એકસો ને દશ ઇન્દ્રિયો શરીરને વિશે જોડાયલી હોય છે. તે આત્મા ઇન્દ્રિયોરૂપે છે, તે દશરૂપે છે, સહસ્ત્રરૂપે છે, તે અનંતરૂપે છે." તે સર્વ પ્રપંચનો સમાવેશ લયમાં થાય છે. કારણ કે તે શ્રુતિઓનો ઉપસંહાર નીચલી શ્રુતિથી થાય છે. જેમકે, " तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यम्। (બૃ૦ ૨,૫,૧૯) તેના આદિમાં તથા અંતમાં કોઇ છે જ નહિ. તે અનંતરૂપે તથા અબાહ્યરૂપે છે." પણ જે પ્રપંચો ઉપાસના તથા વિધાનનું સૂચન કરવા માટે કહેવામાં આવ્યા છે, તે પ્રપંચોનો હેતુ લયને માટે છે, એમ કહેવું યોગ્ય નથી. જેમકે 'मनोमय प्राणशरीरो भारूप (છા૦ ૩,૧૪,૨) આ બ્રહ્મ મનોમયરૂપ, પ્રાણશરીરરૂપ તથા ભારૂપ છે." તેમ જ કહ્યું છે કે, "स क्रतु कुर्वीत (છા૦ ૩,૧૪,૧) પુરુષે બ્રહ્મમાં જ ચિંતન કરવું જોઇએ." આ શ્રુતિઓનો સંબંધ ઉપાસના તથા વિધિને લઇને છે. આ રીતના ગુણોની શ્રુતિમા જે કલ્પના કરી છે, તે ઉપાસનાને લીધે છે, પણ લક્ષણાવડે તેનો હેતુ પ્રપંચના લય સંબંધી નથી. સર્વ શ્રુતિઓનો હેતુ કેવળ પ્રપંચના લયમાં જ છે, એમ માનીએ તો "अरूपवदेव हि तत्प्रधानत्वात् (બ્ર. સૂ૦ ૩,૨,૧૪) અર્થઃ-બ્રહ્મ રૂપથી રહિત છે, એમ નકકી જાણવું. કારણ શ્રુતિમાં આ બાબત પ્રધાનરૂપે સ્વીકારી છે." આ રીતનું જે નિરાકરણ કરેલ છે, તે નિરર્થક ઠરશે. આ શ્રુતિના ઉપદેશ પ્રમાણે તેના ફળમાં કેટલાકવડે પાપનો ક્ષય થાય છે, કેટલાકથી ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે તથા કેટલાકથી આસ્તે આસ્તે મુક્તિ પ્રાપ્ત થાય છે. આ રીતનો નિશ્ચય હોવાથી ઉપાસના સંબંધીનાં શ્રુતિવચનોનો, તેમ જ બ્રહ્મસંબંધીનાં શ્રુતિવચનોનો હેતુ ભિન્ન ભિન્ન છે, પણ સર્વની એક વાકયતા નથી, એમ મને તો લાગે છે. આ સર્વની એક વાકયતા કેવી રીતે ગણવી, તે આપ મને જણાવશો? યજ્ઞ તથા દર્શપૂર્ણમાસ સંબંધી જે વાકયો છે, તે સર્વમાં એક જ નિયોગ સમાયલો છે, એમ આપ જણાવશો, તો તે યોગ્ય નથી. કારણ કે બ્રહ્મવાકયમાં નિયોગનો અભાવ છે. तत्तु समन्वयात् (બ્ર૦ સૂ૦ ૧,૧,૪,) ઇત્યાદિ સૂત્રથી વિસ્તારથી સિદ્ધ કરવામાં આવેલ છે કે, બ્રહ્મવચનોનું પર્યવસાન વસ્તુ માત્રમાં જ હોય છે, પણ તેનું નિરૂપણ નિયોગ સંબંધી નથી. બ્રહ્મના સંબંધમાં શો વિશેષ રહેલો છે કે તે કરવા માટે શાસન કરવામા આવે? પુરૂષને કાર્ય માટે યોજવામા આવે

છે ત્યારે તું અમુક કાર્ય કર, એ પ્રમાણેની તેની નિમણુક થાય છે. મારું માનવુ એવુ છે કે, દ્વૈત પ્રપંચનો લય થવો, એ બ્રહ્મના સંબધમાં નિયોગ વિધિનો વિષય હોવો જોઇએ. જ્યા સુધી દ્વૈત પ્રપંચનો લય થતો નથી, ત્યાં સુધી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. માટે બ્રહ્મજ્ઞાનના બાધરૂપ દ્વૈત પ્રપંચનો લય થવો જોઇએ જેવી રીતે સ્વર્ગની કામનાવાળાઓએ યજ્ઞ કરવો જોઇએ, એમ ઉપદેશ કરવામાં આવે છે, તેમ મોક્ષની કામનાવાળાએ પ્રપંચનો લય કરવો જોઇએ, એ રીતનો ઉપદેશ કરવો જોઇએ. જેવી રીતે અંધકારમાં જો ઘટઆદિ વસ્તુ પડેલી હોય છે તો તે જાણવામા આવતી નથી, પણ ઘટનો બાધ કરનાર તમનો જો નાશ કરવામાં આવે તો તે ઘટ જોવામાં આવે છે. તે જ પ્રમાણે બ્રહ્મતત્વ જાણી શકાતું નથી, માટે તેનો બાધ કરનારે પ્રપંચનો લય કરવો જોઇએ કારણ કે પ્રપચ એ બ્રહ્મના સ્વભાવરૂપે છે, પણ બ્રહ્મ પ્રપંચના સ્વભાવરૂપે નથી. માટે નામ તથા રૂપરૂપી પ્રપંચનો લય કરવાથી બ્રહ્મતત્વનો નિશ્ચય થાય છે.

ગુરૂ –આ સ્થળે મારે જ તને કેટલાક પ્રશ્ન પૂછવાના છે. પ્રથમ એ કે, પ્રપંચનો લય એટલે શુ ? અગ્નિના તાપની સાથે સંબધ લાગવાથી જે ધાતુના કઠણપણાનો લય થઇ જાય છે, તેની માફક શુ પ્રપંચનો લય કરવો જોઇએ ? અથવા તો ચન્દ્ર જો કે એક છે, છતા નેત્રના દોષને લીધે અનેક ચન્દ્રોરૂપી પ્રપંચ જોવામા આવે છે, તેની માફક બ્રહ્મમા નામ તથા રૂપવાળું પ્રપચ, અવિદ્યાને લીધે થાય છે તથા તેનો લય વિદ્યા વડે શુ કરવો જોઇએ? આના સંબંધમા જો તું એમ કહે કે, બ્રહ્મ સબધીનો પ્રપંચ આધ્યાત્મિક દેહાદિ સ્વરૂપે છે, તથા પૃથ્વીઆદિથી થતો પ્રપંચ બાહ્યરૂપે છે તથા આ બેઉનો લય કરવો જોઇએ, એમ જો કહીએ તો પુરૂષ થકી આધ્યાત્મિક પ્રપચનો લય કરવો અશકય છે. આથી લય સંબંધીનો ઉપદેશ પણ અશકય થશે વળી એક મુક્ત થયેલાએ પૃથ્વીઆદિનો લય કરેલો હોય તો પછી જગત્ પૃથ્વીઆદિથી રહિત થશે.

શિષ્ય –અવિદ્યાથી અધ્યાસને પામેલ એક જ સ્વરૂપ બ્રહ્મમાં આ પ્રપચ રહેલો છે તથા વિદ્યાવડે તેનો લય થાય છે, એમ કહીએ તો કેમ ?

ગુરૂ –એમ માનીએ તો અવિદ્યારૂપી અધ્યાસને લીધે -જે પ્રપંચ થાય છે, તેના નિરાકરણથી બ્રહ્મ જાણવા યોગ્ય થાય છે જેમકે "एकमेवाद्वितीयं ब्रह्म ॥ तत्सत्य स आत्मा तत्त्वमसि (છાં૦ ૬, ૮, ૭) બ્રહ્મ એક તથા અદ્વિતીયરૂપે છે આ આત્મા તત્વરૂપે તથા સત્ય રૂપે છે. આત્મા જીવ સ્વરૂપે છે." આ રીતે જ્યારે જાણવામાં આવે છે ત્યારે વિદ્યા પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે તથા

આ વિદ્યાના ઉત્પન્ન થવાથી અવિદ્યાનો નાશ થાય છે. આથી સર્વ નામ તથા રૂપરૂપી પ્રપંચ જે અવિદ્યાથી રચાયલો છે, તેનો લય સ્વપ્નના પ્રપંચની માફક થાય છે. બ્રહ્મનો સાક્ષાત્કાર થયા વિના તું બ્રહ્મજ્ઞાન મેળવ, પ્રપંચનો લય કર, એમ સેંકડોવાર કહીએ, છતાં બ્રહ્મ જ્ઞાનની ઉત્પત્તિ થશે નહિ. તેમજ પ્રપંચનો લય થશે નહિ

શિષ્યઃ—જ્યારે બ્રહ્મનું જ્ઞાન થાય છે ત્યારે બ્રહ્મના જ્ઞાનનો વિષય અથવા પ્રપંચના લયનો વિષય નિયોગવિધિરૂપે શું ન કહેવાઈ શકે?

ગુરૂ:—તેમ થઈ શકે નહિ. કારણ કે પ્રપંચથી રહિત બ્રહ્માત્મજ્ઞાનથી બેઉ પ્રકારના વિષયની સિદ્ધિ થઇ શકે છે. દાખલા તરીકે રજ્જુના સ્વરૂપનું જ્ઞાન તથા અવિદ્યાથી ઉત્પન્ન થયેલ સર્પાદિ પ્રપંચનો લય એક જ વખતે થાય છે. વળી એકવાર જે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તેને ફરી કરવાનું રહેતું નથી. વળી પ્રપંચની અવસ્થામાં જે જીવનો નિયોગ વિધિ કરવો યોગ્ય હોય છે, તે જીવ શું પ્રપંચ પક્ષનો જ છે, કે બ્રહ્મના પક્ષનો છે, તે પ્રથમ જાણવું જોઇએ? પ્રથમ પક્ષ લેવામાં પ્રપંચ રહિત બ્રહ્મના પ્રતિપાદનવડે પૃથ્વી આદિની માફક જીવનો પણ લય થશે તથા તેમ થવા થકી પ્રપંચના લયમા કોનો નિયોગવિધિ કહેવો જોઇએ અથવા તો નિયોગવિધિ રૂપી સાધનવડે કઈ વસ્તુનો મોક્ષ પ્રાપ્ત થવા યોગ્ય છે, તે કહો? હવે બ્રહ્મસ્વરૂપે જીવને માનીએ તો બ્રહ્મ નિયોગથી રહિત સ્વરૂપે છે. માટે જીવ પણ નિયોગ રહિત થશે. વળી જીવભાવ અવિદ્યાને લીધે પ્રાપ્ત થયેલો છે, માટે જ્યારે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે ત્યારે નિયોજ્યનો અભાવ હોવાથી નિયોગનો પણ અભાવ માનવો જોઇએ દ્રષ્ટવ્યાદિ જે શ્રુતિ દ્વૈતવિદ્યાનું નિરૂપણ કરનારી છે, તેમાં મુખ્ય હેતુ તત્વજ્ઞાનની પ્રાપ્તિ કરવાનો છે, પણ તે શ્રુતિઓ તત્વજ્ઞાનના વિધિમુખરૂપે નથી. વ્યવહારમાં પણ "તું આ જો, તું આ સાંભળ," ઇત્યાદિ આજ્ઞાઓમાં અમુક વસ્તુ કરવી જોઈએ, એમ કહેવામાં આવેલું છે. પણ સાક્ષાત્ જ્ઞાનનું વિધાન તેમાં કરવામાં આવેલું નથી. જે માણસ જિજ્ઞાસાવાળો છે, તેને કેટલીકવાર જ્ઞાન થાય છે, કેટલીકવાર જ્ઞાન નથી થતું, માટે જ્ઞાન દર્શાવનારાએ જિજ્ઞાસુપ્રતિ જ્ઞાનનો વિષય દર્શાવવો જોઇએ. આ પ્રમાણે જ્યારે જ્ઞાન દર્શાવવામાં આવે છે ત્યારે જે વિષય સંબન્ધી તથા જે પ્રમાણેનું જ્ઞાન હોય છે, તે જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. ભિન્ન પ્રમાણથી ભિન્ન અર્થવિષે જે માણસને યોજવામાં આવેલો હોય છે, તેને તેના થકી વિપરીત જ્ઞાન કદી ઉત્પન્ન થતું નથી. વળી જો મને અમુક જ્ઞાનમાં જોડવામાં આવેલો છે, એમ માની તે વિપરીત જ્ઞાનમાં જોડાય તો તે જ્ઞાન કહેવાઈ શકે નહિ.

શિષ્યઃ-ત્યારે તેને શુ માનવુ?

ગુરૂ'-તે કેવળ માનસિક ક્રિયા માનવી. જો તે વિપરીત જ્ઞાન પોતાની મેળે થતું હોય તો તે ભ્રાન્તિ માનવી. ખરૂં જ્ઞાન તો પ્રમાણને અનુસરતું હોવુ જોઇએ આ જ્ઞાન સેંકડો આજ્ઞા કરવાવડે કરીને કરી શકાતું નથી, તેમ જ સેંકડોવાર ના કહેવા છતા પણ તે ટાળ્યું ટાળી શકાતું નથી. વળી આ જ્ઞાન પુરૂષને અધીન નથી, પણ તે વસ્તુને અધીન છે. માટે આ જ્ઞાનમા નિયોગનો અભાવ છે. વળી બીજું હું કહું છું કે, શ્રુતિમા નિયોગસંબંધનો જ ઉપદેશ હોય, તો પછી જીવ અનિયોજ્ય બ્રહ્માત્મરૂપે છે, એ પ્રમાણે જે સ્વીકાર કરવામાં આવ્યો છે, તે શ્રુતિનુ વચન ખોટું ઠરશે. વળી શાસ્ત્ર એમ કહેછે કે, બ્રહ્મ તથા આત્મા અનિયોજ્યરૂપે છે. તેમ જ બીજી બાજુએ શાસ્ત્ર જ્ઞાનને વિષે મનુષ્યનો નિયોગ કરે, તો પછી બ્રહ્મ સંબધીના જે શાસ્ત્રો એક અર્થવાળાં છે, તે બે અર્થવાળાં થાય અથવા તો વિરૂદ્ધ અર્થવાળાં થવાનો પ્રસંગ આવે. નિયોગવિધિને પ્રતિપાદન કરનારાં શ્રુતિનાં વચનો હોય તો નહિ સાંભળેલી વસ્તુની કલ્પના થવાનો સંભવ આવે, તેમ જ સાભળેલી વસ્તુનો અભાવ થવાનો સંભવ આવે. વળી કર્મફળની માફક મોક્ષનું ફળ પણ અદષ્ટરૂપે, તેમ જ અનિત્યરૂપે થવાનો પ્રસંગ આવે તથા આ દોષો કોઈથી પણ ટાળી શકાશે નહિ. માટે શ્રુતિનાં વચનો જ્ઞાનનું પ્રતિપાદન કરનારા છે, પણ નિયોગવિધિનું પ્રતિપાદન કરનારાં નથી અર્થાત્ એક જ નિયોગનું પ્રતિપાદન કરનારાં શ્રુતિવચનો હોવા થકી એકવાક્યતા થાય છે, એમ કહેવુ ખોટું છે. જો શ્રુતિવચનોમા નિયોગનો ભાવ રહેલો છે, એમ માનીએ તોપણ નિષ્પ્રપંચાત્મક વચનોના ઉપદેશમા તેમ જ પ્રપંચાત્મક વચનોના ઉપદેશમાં એકતા રહેલી છે, એમ કહેવું ખોટું છે. ભિન્ન ભિન્ન શબ્દાદિવાળા પ્રમાણવડે નિયોગનો ભેદ જો કે માનવામા આવે, છતાં સર્વ બાબતમાં એક જ પ્રકારનો નિયોગ છે, એમ માનવું તદ્દન અયુક્ત છે. જો કે યજ્ઞ તથા દર્શપૂર્ણમાસ દર્શાવનારાં વચનોમાં કેટલેક અંશે અધિકરણની સમાનતા હોવાથી, એક જ પ્રકારનો વિધિ છે એમ કહીએ તો ચાલે પણ સગુણ તેમ જ નિર્ગુણાત્મક વચનોવિષે કોઇપણ પ્રકારે એકત્વપણાનો અધિકાર નથી અર્થાત્ પ્રકાશાત્મક ગુણો પ્રપંચના નાશના કારણરૂપે કહેવાઈ શકે નહિ તેમ જ પ્રપંચનો નાશ પ્રકાશાત્મક ગુણોના કારણરૂપે કહેવાય નહિ. કારણ કે એક બીજામાં વિરોધપણું રહેલું છે. અખિલ પ્રપંચનો નાશ કરવો તથા પ્રપંચના એક દેશની અપેક્ષા રાખવી, આ બેઉ બાબતોનો સમાવેશ એક જ ધર્મીમાં થઈ શકે નહિ. માટે સગુણ તેમ જ નિર્ગુણ સબંધીના ઉપદેશોના વિભાગનું અમે જે પ્રમાણે નિરૂપણ કરેલ છે, તે જ યોગ્ય છે. (૨૧)

શિષ્યઃ–શ્રુતિમાં નેતિ નેતિ એ પ્રમાણેનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે, તેથી શું બ્રહ્મ શૂન્ય સ્વરૂપે છે ?

ગુરુઃ–નેતિ નેતિ ઇત્યાદિ શબ્દવડે બ્રહ્મના સર્વ પ્રપંચનો શ્રુતિનાં વચનવડે નિષેધ કરવામાં આવ્યો છે. કારણ કે શ્રુતિનાં વચનમાં જ્યાં આગળ નેતિ નેતિનો ઉપદેશ કર્યો છે ત્યાં આગળ જ, કહ્યું છે કે, બ્રહ્મથી ભિન્ન કોઇપણ પર વસ્તુ નથી. આ જ હેતુથી ૨૨મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૨૨ મું.

## બ્રહ્મનું અવ્યક્ત સ્વરૂપ.

**प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ॥ २२ ॥**

સૂત્રાર્થઃ–પ્રકૃત અર્થાત્ મૂલ શ્રુતિમાં એટલાપણાનો જ અર્થાત્ કાર્યપણાનો જ પ્રતિષેધ કરવામાં આવ્યો છે. કારણ કે, શ્રુતિમાં પ્રતિષેધ પછી બ્રહ્મની વિશેષતાનું નિરૂપણ કરેલ છે. (૨૨)

ટીકાઃ-શિષ્યઃ-"द्वे वाव ब्रह्मणो रूपे मूर्तं चैवामूर्तं च (બૃ૦ ૨, ૩, ૧) અર્થઃ–બ્રહ્મનાં મૂર્ત તથા અમૂર્ત એમ બે પ્રકારનાં રૂપો છે." આ રીતે શ્રુતિમાં નિરૂપણ કરેલ છે. ત્યાર બાદ પંચ મહાભૂતના બે ભાગ પાડ્યા છે. વળી પુરૂષ શબ્દથી નિર્દિષ્ટ અમૂર્ત સ્વરૂપનું હળદળઆદિની માફક બીજું સ્વરૂપ દર્શાવેલું છે. ત્યાર પછી તે જ શ્રુતિના છેવટમાં કહ્યું છે કે, "आदेशो नेति नेति न ह्येतस्मादिति नेत्यन्यत्परमस्ति (બૃ૦ ૨, ૩, ૬, અર્થઃ–આમ હોવાથી બ્રહ્મ સંબંધી નીચે પ્રમાણે વર્ણન કર્યું છે. તે આવો નથી, તે આવો નથી અર્થાત્ આ વર્ણનથી પણ ભિન્ન રૂપે તેનું નામ છે." આ સ્થળે મને શંકા થાય છે કે, અહિં પ્રતિષેધનો શું વિષય છે ? કારણ કે આ વસ્તુ પ્રતિષેધ કરવાને યોગ્ય છે, એ પ્રમાણેનું વિશેષણ કંઇપણ જોવામાં આવતું નથી. વળી આ સ્થળે (इति) શબ્દનો પ્રયોગ કરાયલો છે, માટે પ્રતિષેધ કરવા યોગ્ય કોઇપણ વસ્તુ હોવી જોઇએ, એ પ્રમાણેનો બોધ થાય છે. કારણ કે આ વચનમાં નञ् પ્રયોગની પાછળ જ इति શબ્દ યોજવામાં આવેલો છે. બીજું હું તો એમ માનું છું કે, અહીં જે इति શબ્દ યોજવામાં આવેલો છે, તેનો અર્થ (આ પ્રમાણે) થાય છે તથા તે સમીપતાનું સૂચન કરે છે. જેમકે "इति ह स्मोपाध्यायः कथयति ॥ અર્થ–આ પ્રમાણે ઉપાધ્યાયે ઉપદેશ કર્યો." હવે આ સ્થળે જે વિષયનું સૂચન છે, તે જોતાં સમીપતામાં બ્રહ્મનાં પ્રપંચયુક્ત બે રૂપો રહેલાં છે. આ બે રૂપો જેનાં છે, તે બ્રહ્મનું સ્વરૂપ જાણવું. હવે આ સ્થળે મને શંકા એ થાય છે કે, અહીં જે પ્રતિષેધ કર્યો છે, તે શ્રુતિના વચનવડે બ્રહ્મનાં બે રૂપો તથા રૂપવાનપણું આ બેઉનો શ્રુતિએ પ્રતિષેધ કર્યો છે કે બેમાં થકી એકનો પ્રતિષેધ કર્યો છે? જો કે આ બેમાંથકી એકનો પ્રતિષેધ કર્યો છે, છતાં શું બ્રહ્મનો જ પ્રતિષેધ શ્રુતિએ

કર્યો છે તથા શેષરૂપે તેના બે રૂપોનો નિષેધ નથી કર્યો, અથવા તો બે રૂપે નો પ્રતિષેધ કર્યો છે અને બ્રહ્મનો પ્રતિષેધ શુ નથી કર્યો ? આ સ્થળે મને એમ શંકા થાય છે કે, શ્રુતિ બેઉનો જ પ્રતિષેધ કરે છે. કારણ કે બેઉમાં એકતા રહેલી છે. વળી આ સ્થળે બે પ્રકારના પ્રતિષેધ રહેલા છે. કારણ કે नेति શબ્દ બે વાર વાપરવામાં આવ્યો છે. આ બેમાના એક પ્રતિષેધવડે કરીને બ્રહ્મના પ્રપંચયુક્ત રૂપનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે તથા બીજા પ્રતિષેધવડે કરી બ્રહ્મ રૂપવાન્ છે, એનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે, એ પ્રમાણેની મને સૂઝ પડે છે. અથવા તો રૂપવાન્ એવા બ્રહ્મનો જ પ્રતિષેધ કરવામાં આવ્યો છે. કારણ કે વાણી તથા મનના અવિષયરૂપ બ્રહ્મનું સ્વરૂપ છે, જેથી તેનુ સ્વરૂપ સંભવી શકતું નથી. માટે તે પ્રતિષેધને યોગ્ય છે, કેવળ રૂપ પ્રપંચ છે. તે પ્રત્યક્ષાદિનો વિષય હોવાથી પ્રતિષેધને યોગ્ય નથી. વળી અહીં જે પુનરૂક્તિ આપી છે, તે કેવળ આદરસૂચક છે.

ગુરૂ.–આ બાબતમાં હું તને કહું, તે તું ચિત્ત દઈ સાંભળ. બેઉ પ્રકારના પ્રતિષેધ માનવા યોગ્ય નથી. કારણ કે તેમ માનવાથી શૂન્યવાદનો પ્રસંગ આવી પડશે. કારણ કે કોઈક પરમ સત્ય વસ્તુનો આશ્રય લઈને જ કોઈ ભિન્ન અસત્ય વસ્તુનો પ્રતિષેધ કરવામાં આવે છે. જેમકે રજ્જુઆદિ સત્ય વસ્તુનો આશ્રય લઈને સર્પ આદિ અસત્ય વસ્તુનો પ્રતિષેધ કરવામાં આવે છે, અર્થાત્ કોઈ એક વસ્તુ શેષ રહેતી હોય તો પ્રતિષેધનો સંભવ રહે, પણ જો બન્ને વસ્તુનો પ્રતિષેધ ગણીએ તો પછી શી વસ્તુ બાકી રહે? બીજું કોઈ અન્ય વસ્તુ પરિશેષ રહેતી નથી તો પછી જે વસ્તુનો પ્રતિષેધ માનવામા આવે છે, તેનો પ્રતિષેધ થવો અશક્ય છે. કારણ કે તે વસ્તુ પરમાર્થ સ્વરૂપે થવાથી પ્રતિષેધને અયોગ્ય છે બીજુ બ્રહ્મનો પ્રતિષેધ પણ કહેવો યોગ્ય નથી કારણ કે શ્રુતિમા કહ્યું છે કે, "ब्रह्म ते ब्रवाणि ॥ (બૃ૦ ૨,૧,૧) હું તને બ્રહ્મ કહું." ઈત્યાદિ શ્રુતિનાં વચનને બાધ લાગે વળી ॥ 'असन्नेव स एव भवति असद्ब्रह्मेति वेद चेत् ॥ (તૈ૦ ૨, ૬, ૧) જે મનુષ્ય બ્રહ્મને અસતરૂપે માને છે, તે મનુષ્ય અસતરૂપે રહે છે, તથા જે મનુષ્ય બ્રહ્મ સતરૂપે માને છે, તે મનુષ્ય સતરૂપ બ્રહ્મને જાણે છે." આ રીતે નિદાનું જે નિરૂપણ કરેલું છે, તેને બાધ આવશે. વળી " अस्तीत्येवोपलब्धव्यः (કા૦ ૨,૬,૧૩) અસ્તિત્વના વિચારવડે આત્મા જાણવા યોગ્ય છે," આ પ્રમાણે બ્રહ્મ સમ્બન્ધીનો જે નિશ્ચય કરેલો છે, તેને બાધ આવશે વળી સઘળાં વેદાંતને બાધ આવવાનો પ્રસંગ આવી પડશે બ્રહ્મનું વાણી તથા મનથી અવિષયપણું છે, એમ જે કહેવામાં આવ્યું છે, તેનું તાત્પર્ય અભાવને વિષે નથી. કારણ કે "ब्रह्मविदाप्नोति परं (તૈ૦ ૨,૧,૧) બ્રહ્મને જાણનારો મોક્ષને મેળવે છે." 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म (તૈ૦ ૨,૧,૧) બ્રહ્મ સત્ય, જ્ઞાન,

તથા અનંતરૂપે છે" આ રીતના મહાન્ પ્રયાસવડે કરીને વેદાન્તમાં બ્રહ્મનુ જે પ્રતિપાદન કરેલું છે, તેનો જ વળી આ ભાવ માનવો, તે યોગ્ય નથી. કારણ કે સામાન્ય ન્યાય છે કે "प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शन वरम् અર્થઃ-કાદવવાળે રસ્તે જઇને પગ ધોઈ નાંખવા, તેના કરતા તેવે રસ્તે ન જવું તે વધારે સારૂં છે." બીજું "यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह (તૈ૦ ૨,૪,૧) પ્રાપ્ત થયા વિના જ્યાંથી મન સાથે વાણી પાછી ફરે છે." ઈત્યાદિ શ્રુતિ પણ બ્રહ્મનુ પ્રતિપાદન કરે છે. આ શ્રુતિનું રહસ્ય નીચે પ્રમાણે છે-બ્રહ્મ, વાણી તથા મનના અવિષયરૂપે છે. તે વિષયોની અંદર રહેલું નથી. તેનું સ્વરૂપ પ્રત્યક્ આત્મારૂપે છે. વળી તે નિત્ય, શુદ્ધ, બુદ્ધ તથા મુક્ત સ્વભાવે છે. માટે શ્રુતિ બ્રહ્મના રૂપપ્રપંચનો પ્રતિષેધ કરે છે તથા બ્રહ્મ પરિશેષરૂપે રહે છે. આ પ્રમાણે માનવું જોઇએ. આ કારણથી જ સૂત્રમાં કહ્યું છે કે, શ્રુતિ આટલ પણાનો જ અર્થાત્ પ્રપંચનો પ્રતિષેધ કરે છે પ્રકૃત એટલે આટલુ જ અર્થાત્ અમુક કારણને લીધે પરિચ્છેદ પામેલું. વળી મૂર્ત અને અમૂર્ત સ્વરૂપવાળું બ્રહ્મનું જે રૂપ છે, તેનો જ શ્રુતિ પ્રતિષધ કરે છે. વળી અધિદૈવત તથા અધ્યાત્મરૂપ પ્રકૃત પ્રપંચનું આગલા ગ્રંથોમાં નિરૂપણ કરવામા આવેલુ છે. પ્રપંચથી ઉત્પન્ન થયેલુ તથા વાસનાના સ્વરૂપવાળું બીજું રૂપ જે અમૂર્ત સ્વરૂપે છે, જેની પુરૂષરૂપે સંજ્ઞા કરેલી છે તથા કોઈ પણ વસ્તુના આશ્રયવાળું છે, તેનું નિરૂપણ હળદ આદિ પીત વસ્તુની ઉપમાવડે કરેલ છે. અમૂર્ત સ્વરૂપે જે પુરૂષ હોય, તેનું રૂપ ચક્ષુવડે ગ્રાહ્ય થાય, એ અયોગ્ય છે. માટે પ્રતિષેધરૂપ નઞ્ શબ્દવડે જેનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે, તેનો इति શબ્દના સૂચનવડે બ્રહ્મનુ પ્રપંચયુક્ત સ્વરૂપ જાણવું, એમ નિશ્ચય થાય છે. રૂપનું વિશેષણ બ્રહ્મને છઠ્ઠી વિભક્તિ વાપરવાથી પૂર્વના ગ્રંથમાં જોવામાં આવે છે, પણ આ નિર્દેશ પ્રધાન સ્વરૂપે નથી. જ્યારે બ્રહ્મનાં બે રૂપોનું નિરૂપણ થાય છે, તેમ જ જ્યારે રૂપવાન્ બ્રહ્મના સ્વરૂપની જિજ્ઞાસા થાય છે ત્યારે જ શ્રુતિમાં કહ્યુ છે કે, " अथात आदेशो नेति नेति (બૃ૦ ૨,૩,૬) આથી જ બ્રહ્મનુ વર્ણન કરવામાં આવ્યું છે, તેનું સ્વરૂપ આવું નથી, તેનું સ્વરૂપ આવું નથી." આમાં બ્રહ્મનાં કલ્પિત રૂપનો નિષેધ કરી બ્રહ્મના મૂળ સ્વરૂપનુ નિરૂપણ કરેલ છે, એમ નિર્ણય થાય છે. કારણ કે, બ્રહ્મને આશ્રયે રહેલ સર્વ કાર્યનો नेति नेति એવા શબ્દવડે પ્રતિષેધ કરેલો છે. વળી वाचारंभण ઇત્યાદિ શબ્દવડે કાર્યનું અસત્યપણું જે કહેલું છે તે યુક્ત છે તથા તેનો પ્રતિષેધ नेति नेति એવા વચનવડે કરેલો છે. પણ સર્વ કલ્પનાના મૂળ સ્વરૂપ બ્રહ્મનો નિષેધ કર્યો નથી

શિષ્યઃ-શાસ્ત્ર પ્રથમ બ્રહ્મનાં બે રૂપ દર્શાવે છે ત્યાં પાછું તે શાસ્ત્ર તેનો કેમ પ્રતિષેધ કરે છે ? કારણ કે ખરાબ રસ્તે જવું તથા પગ ધોવા, તેના કરતાં તેવે રસ્તે ન જવું એ વધારે સારૂં છે.

ગુરુ—આ શંકા કરવી યોગ્ય નથી. શાસ્ત્ર પ્રતિપાદ્યપણાથી બ્રહ્મના બે રૂપનું નિર્દેશ કરતું નથી, પણ લોકપ્રસિદ્ધ બ્રહ્મમાં બે રૂપો જે કલ્પાયલા છે, તેનો નિરાકરણ કરે છે તથા જે પ્રતિષેધ કરવામા આવ્યો છે તે કેવળ શુદ્ધ બ્રહ્મના પ્રતિપાદન માટે છે, એમ કહેવું યોગ્ય છે, વળી આ બે પ્રતિષેધોનું જે નિરૂપણ કરેલું છે, તેનુ કારણ અનુક્રમ પ્રમાણે મૂર્ત તથા અમૂર્ત સ્વરૂપના પ્રતિષેધ માટે છે, અથવા તો પ્રથમ નેતિ શબ્દ મૂર્ત- રાશિનો નિષેધ કરે છે, તથા બીજો નેતિ શબ્દ વાસનારાશિનો નિષેધ કરે છે. અથવા તો નેતિ નેતિ એ કેવળ પુનરુક્તિ છે, જેથી જે કંઇ બ્રહ્મના સબંધમાં ઉત્પ્રેક્ષા કરવામાં આવે છે, તે સર્વ બ્રહ્મ સ્વરૂપે નથી. આ રીતનો અર્થ છે. કારણ કે અમુક વસ્તુનો જ પ્રતિષેધ કરવામાં આવે તો પછી તેટલી વસ્તુ બ્રહ્મ નથી, પણ બીજું બ્રહ્મ સ્વરૂપે હશે, એ રીતની જિજ્ઞાસા થાય પણ જો નેતિ શબ્દને પુનરુક્તિરૂપે માનીએ તો સમસ્ત વિષયસમૂહનો પ્રતિષેધ કરવામાં આવેલો હોવાથી વિષયથી રહિત પ્રત્યક્ આત્મરૂપે જ બ્રહ્મ છે, આ પ્રમાણે થવાથી સર્વ જિજ્ઞાસાનો અંત આવશે માટે બ્રહ્મમાં જે કલ્પિત પ્રપંચ છે, તેનો જ શ્રુતિ પ્રતિષેધ કરે છે તથા બ્રહ્મ પરિશેષ રૂપે રહે છે, આ રીતનો નિર્ણય છે. આ જ પ્રમાણેનો નિર્ણય છે. કારણ કે જ્યાં પ્રતિષેધ આપ્યો છે ત્યાં શ્રુતિ પાછુ વિશેષતામાં કહે છેકે, આ સર્વથી ભિન્ન બ્રહ્મનુ પર સ્વરૂપ છે તથા સર્વ પ્રકારના અભાવમાં જ અવસાન છે. આ રીતનો જ પ્રતિષેધ કીધેલો હોય તો પછી આથી ભિન્ન બીજું પર છે, એ પ્રમાણે શ્રુતિ કેમ ઉપદેશ કરે? માટે આમા નીચે પ્રમાણે યોજના હોવીઃ—નેતિનેતિ આ પ્રમાણે બ્રહ્મનો આદેશ કરી, તે જ આદેશનું ફરી શ્રુતિ વિવેચન કરે છે.

શિષ્ય.—નેતિનેતિ આ શબ્દનો ત્યારે શું અર્થ છે?

ગુરુ આ બ્રહ્મથી ભિન્ન કંઇપણ નથી, આ રીતનો શ્રુતિ નેતિનેતિ શબ્દવડે ઉપદેશ કરે છે પણ બ્રહ્મ પોતેજ નથી, આ રીતનો ઉપદેશ કરતી નથી. આથી ભિન્ન પરસ્વરૂપે તથા અપ્રતિષેધાત્મક બ્રહ્મ છે, આ રીતનું નિરૂપણ શ્રુતિ કરે છે. જો ફરી આ પ્રમાણેની અક્ષરોની યોજના કરવામાં આવે, જેમકે ('નેતિનેતિ') આથી ભિન્ન બ્રહ્મનો નિર્દેશ નથી, તો પ્રપંચના પ્રતિષેધરૂપ નિર્દેશ સિવાય બ્રહ્મનો કોઇપણ નિર્દેશ જાણવો નહિ આ પ્રમાણે યોજના કરવા થકી, "વળી વિશેષમાં શ્રુતિ કહે છે," એમ જે કહેલું છે, તેની યોજના કેવળ નામરૂપે કરવી. નામરૂપે યોજના નીચે પ્રમાણે—"सत्यस्य सत्यमिति प्राणा वै सत्यम् तेषामेष सत्य (બૃ૦ ૨, ૧, ૨૦) તે સત્યના સત્યરૂપે છે, પ્રાણો સત્યરૂપે છે તથા આત્મા પ્રાણના પણ સત્ય સ્વરૂપે છે." આ પ્રમાણે શ્રુતિ નિરૂપણ કરે છે. પ્રતિષેધના સંબંધમાં જો બ્રહ્મ અસ્તિત્વરૂપે છે, એ રીતનો જ અન્તિમ હેતુ જો હોય તો તે યોગ્ય છે. પણ પ્રતિષેધના સંબંધમાં બ્રહ્મનો અભાવ છે, એ રીતનો જો અન્તિમ હેતુ હોય, તો પછી સત્યના

સત્યરૂપે કંઇ વસ્તુ લેવી તે કહો. માટે પ્રતિષેધરૂપે બ્રહ્મ-શેષરૂપે છે, એ રીતનો હેતુ છે. પણ બ્રહ્મનો અભાવ છે, એ રીતનો હેતુ નથી. એ રીતે અમે નિશ્ચયપૂર્વક કહીએ છીએ. (૨૨)

શિષ્ય:–ત્યારે બ્રહ્મનું સ્વરૂપ કેવા પ્રકારનું છે?

ગુરૂઃ–બ્રહ્મ અવ્યક્ત સ્વરૂપે છે. કારણ શ્રુતિમાં તે રીતનું પ્રમાણ છે. આ કારણથીજ ૨૩મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૨૩ મું.

## બ્રહ્મનું સ્વરૂપ

तदव्यक्तमाह हि ॥ २३ ॥

સૂત્રાર્થઃ–બ્રહ્મ અવ્યક્તરૂપે છે. આ રીતે શ્રુતિનું પ્રમાણ છે. (૨૩)

શિષ્યઃ–સર્વ પ્રપંચ સમૂહોનો પ્રતિષેધ જ્યારે કરીએ છીએ ત્યારે જે શેષરૂપે રહેલ છે તે પરબ્રહ્મરૂપે છે. આ પ્રમાણે જ્યારે બ્રહ્મનું અસ્તિત્વ છે, તો પછી તે બ્રહ્મ ચક્ષુ ઇન્દ્રિયવડે જોવાઇ કેમ શકાતો નથી?

ગુરૂઃ–આના સંબંધી શ્રુતિ તથા સ્મૃતિનાં નીચે પ્રમાણે પ્રમાણો છે. બ્રહ્મ અવ્યક્તરૂપે છે. તે ઇન્દ્રિયનો વિષય નથી. કારણ કે સર્વ દૃશ્ય વસ્તુના સાક્ષીરૂપે તે છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે;– "न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा (મુણ્ડ૦ ૩,૧,૮) स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यते ॥ (બૃ૦ ૩,૯,૨૬) यत्तदद्रेश्यमग्राह्यम्॥(મુણ્ડ૦ ૧,૧,૬) यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्ये निरुक्तेऽनिलयने ॥ (તૈત્તિ૦ ૨,૭,૧) આ પરબ્રહ્મ પરમાત્મા ચક્ષુનો વિષય નથી, તે વાણીનો વિષય નથી, તેમ બીજી ઇન્દ્રિયનો પણ વિષય નથી. વળી તે તપ અર્થાત્ ચાન્દ્રાયણાદિ વ્રતનો તેમ જ કર્મનો અર્થાત્ અગ્નિહોત્રાદિનો પણ વિષય નથી. (મુ૦) આત્મા જેને નેતિ નેતિ કરી કહેવામાં આવે છે તે અગ્રાહ્ય છે કારણ કે તે કોઇથી પણ ગ્રહણ કરી શકાતો નથી (બૃ૦) આ અક્ષર બ્રહ્મ અદૃશ્યરૂપે તેમ જ અગ્રાહ્યરૂપે છે. (મુ૦) જ્યારે વિવેકી પુરૂષ અદૃશ્ય, શરીરપણાથી રહિત, વાણીને અગોચર તથા કોઈ પણ પ્રકારના આશ્રયથી રહિત પરમાત્માને વિષે આત્મભાવ પામે છે, ત્યારે તે સર્વ ભયમાંથી મુક્ત થાયછે." (તૈ૦) સ્મૃતિમાં કહ્યું છે કે, "अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते (ભ૦ગી૦ ૨, ૨૫) બ્રહ્મ અવ્યક્તરૂપે, અચિન્ત્યરૂપે તથા અવિકારીરૂપે કહેવામાં આવે છે." (૨૩)

શિષ્યઃ–ત્યારે તો પછી બ્રહ્મનું સ્વરૂપ જણાઇ જ કેવી રીતે શકે?

ગુરુઃ–જ્યારે યોગી યોગરૂપી સમાધિ અવસ્થામાં હોય છે, ત્યારે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

શિષ્યઃ–એનું કંઇ પ્રમાણ હોય તો કહો?

ગુરુઃ–આના સંબંધમાં પ્રત્યક્ષરૂપ તથા અનુમાનરૂપ શ્રુતિ તથા સ્મૃતિનું પ્રમાણ છે. વળી આ જ હેતુને લઈ ૨૪મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૨૪ મું.

## બ્રહ્મનો સાક્ષાત્કાર ક્યારે?

अपि च संराधने प्रत्यक्षानुमानाभ्याम्॥२४॥

સૂત્રાર્થ:-જો કે બ્રહ્મનું સ્વરૂપ અવ્યક્ત છે, છતાં યોગરૂપી સમાધિઅવસ્થામાં બ્રહ્મને જૂવે છે. આ રીતે શ્રુતિ તથા સ્મૃતિમાં પ્રત્યક્ષ તથા અનુમાનરૂપે પ્રમાણો છે.(૨૪)

ટીકા:-ગુરુ:-જો કે સર્વ પ્રપંચનો લય થવા પછી, બ્રહ્મનું સ્વરૂપ અવ્યક્તરૂપે છે, છતાં યોગીઓ સમાધિ અવસ્થામાં તેનો સાક્ષાત્કાર કરે છે. સમાધિનો અર્થ નીચે પ્રમાણે છે:-ભક્તિ તથા ધ્યાનવડે મનમાં બળાત્કારથી આત્માની સ્થાપના કરવી, તેનું નામ સમાધિ છે.

શિષ્ય:-સમાધિ અવસ્થામાં યોગીઓને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. એના સંબંધમાં પ્રમાણ શું છે?

ગુરુ:-પ્રત્યક્ષ તથા અનુમાનરૂપી શ્રુતિ અને સ્મૃતિનાં પ્રમાણો છે. શ્રુતિમાં કહ્યું છે કે, "पराञ्चि खानि व्यतृणत् स्वयंभूस्तस्मात् पराङ् पश्यति नान्तरात्मन्। कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ( ક૦ ૪, ૧ ) સ્વયંભૂએ ઇન્દ્રિયોની આંતર પ્રવેશ કરવાની શક્તિઓને એવી રીતે હણી છે કે, જેથી તેઓ બાહ્ય વિષય તરફ દે ડે છે. આથી મનુષ્ય બાહ્ય વિષયોને જોઇ શકે છે. પણ અંતરાત્માને જોઈ શકતો નથી. આમ છતાં પોતાનાં ચક્ષુને ઇંદ્રિયજન્ય વિષયોથી નિવૃત્ત કરનાર તથા અમૃતસ્વરૂપને ઇચ્છનાર અધિકારી પુરૂષ સ્વતંત્ર આત્માને જોઇ શકે છે." "ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः (મુ૦૩,૧,૮) પણ જેનું મન બ્રહ્મજ્ઞાનરૂપી જ્યોતિવડે વિશુદ્ધ થયેલું છે, તે નિષ્કલ અર્થાત્ વિભાગોથી રહિત એવા આ પરમાત્માનું ધ્યાન કરતો છતો તેને જુવે છે." વળી સ્મૃતિમાં કહ્યું છે કે, 'यं विनिन्द्रा जितश्वासाः सुतुष्टाः संयतेन्द्रियाः। ज्योतिः पश्यंति युञ्जानास्तस्मै योगात्मने नमः॥ योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् જેના અજ્ઞાનનો નાશ થયેલો છે, જે પ્રાણાયામને વિષે કુશળ છે, જેના મનને વિષે વ્યાકુળતાનો અભાવ છે, જેણે પોતાની સર્વ ઇન્દ્રિયોને નિયમમાં રાખેલી છે એવા ધ્યાન કરનારા યોગીઓ પ્રકાશસ્વરૂપ જે આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે યોગાત્મસ્વરૂપ બ્રહ્મને હું નમસ્કાર કરૂં છું. યોગીઓ ભગવત્સ્વરૂપ તથા નિત્યસ્વરૂપ આ યોગાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. (૨૪)

શિષ્ય:-યોગનો સાધક તથા સાધ્ય વસ્તુ, આ બે ભિન્ન ભિન્ન માનવાથી આત્મામાં એક બીજાને વિષે ભિન્નતા ઉત્પન્ન થશે તેનું કેમ?

ગુરુ:-સાધ્ય સાધકભાવમાં ભિન્નતા નથી. ઉપાધિને લઇને આ સાધ્યસાધનભાવ માનેલો છે આ જ કારણથી ૨૫મા સૂત્રમાં કહ્યું છે કે;-

---

### અધિકરણ ૬ ઠું–સૂત્ર ૨૫ મું
### આત્માની એકયતા.

प्रकाशादिवच्चावैशेष्यं प्रकाशश्च कर्मण्यभ्यासात् ॥२५॥

સૂત્રાર્થ.-પ્રકાશાદિની માફક જીવ અને આત્મા એકરૂપે છે તથા ચૈતન્ય-સ્વરૂપ પ્રકાશ કર્મને લઇ ભિન્ન જોવામાં આવે છે પણ શ્રુતિમાં વારંવાર જીવાત્માની એકતા કહેલી છે (૨૫)

ટીકા-ગુરુ-જેવી રીતે પ્રકાશ આકાશ તથા સૂર્યાદિ, આગળી, કમંડળ તથા જળ આદિ ઉપાધિરૂપ કર્મને લઇ મૂળ સ્વરૂપથી ભિન્નરૂપે હોય તેમ ભાસ છે. છતાં કુદરતી જે એકતા રહેલી છે તેનો અભાવ હોતો નથી. તે જ પ્રમાણે ઉપાધિને લઇ આત્માનો ભેદ માલુમ પડે છે. ખરું જોતાં તો એકત્રસ્વરૂપે છે. વળી સઘળા વેદાન્તોમાં વારંવાર એમ પ્રતિપાદન કરેલું છે કે, જીવ તથા આત્માનો અભેદ છે. (૨૫)

શિષ્ય-ત્યારે જીવ કોની સાથે એકતા પામે છે ?

ગુરુઃ-જીવ અનંત તથા પ્રાજ્ઞ સ્વરૂપ આત્મા સાથે એકતા પામે છે, એમ શ્રુતિનું પ્રમાણ છે. વળી તે જ વાત ૨૬મા સૂત્રમાં કહી છે. જેમકે;-

### અધિકરણ ૬ઠું–સૂત્ર ૨૬ મું.
### જીવની અનંત સાથે એકતા.

अतोऽनन्तेन तथा हि लिंगम् ॥२६॥

સૂત્રાર્થઃ-સ્વાભાવિક રીતે અભેદ હોવાથી જ જીવ અનંત સાથે એકતા પામે છે. વળી આ રીતનો શ્રુતિનો ઉપદેશ છે. (૨૬)

ટીકા-ગુરુ-આથી સ્વાભાવિક રીતે જ જીવાત્મા તથા પરમાત્માનો અભેદ છે. વળી જે કાંઇ ભેદ છે, તે અવિદ્યાને લીધે છે. જ્યારે વિદ્યાના પ્રતાપથી અવિદ્યાનો નાશ થાય છે ત્યારે જીવ પરરૂપ, અનંતરૂપ તથા પ્રાજ્ઞરૂપ આત્માની સાથે એકતા પામે છે. તે જ પ્રમાણે શ્રુતિનું પણ વચન છે કે, "स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति (મુ૦ ૩ ૨,૯) જે કોઇ આ પરમ બ્રહ્મને ઓળખે છે, તે બ્રહ્મરૂપ થાય છે." વળી કહ્યુ છે કે "ब्रह्मैव सन् ब्रह्माप्येति (બૃ૦ ૪, ૪,૬) તે બ્રહ્મરૂપે થઇ બ્રહ્મને પ્રાપ્ત થાય છે." ઇત્યાદિ શ્રુતિને ઉપદેશ છે. (૨૬)

શિષ્ય-પણ શ્રુતિમાં જીવાત્મા તથા પરમાત્માના ભેદનો પણ કેટલેક સ્થળે ઉપદેશ છે માટે એક કેવી રીતે કહેવાઈ શકે?

ગુરુઃ-આ ભેદ મિથ્યા છે. જેમ સર્પ ગોળ, વાંકો વગેરે અનેક આકારે જોવામાં આવે છે, તેમ આત્મા ઉપાધિને લીધે અનેક આકારે જોવામાં આવે છે. આ જ પ્રમાણે ૨૭મા સૂત્રમાં કહ્યુ છે કે,

### અધિકરણ ૬ ઠું–સૂત્ર ૨૭ મું.
### ઉપાધિને લીધે ભેદભાવ

उभयव्यपदेशात्त्वहिकुंडलवत् ॥ २७ ॥

સૂત્રાર્થઃ-પણ શ્રુતિમાં તો ભેદ તથા અભેદ એમ બેઉ પ્રકારનો ઉપદેશ છે. પણ જેમ સર્પ ગોળાકારે તથા વાંકો હોય તો પણ સર્પ જ છે તેમ ગમે તે ઉપાધિ હોવા છતાં જીવ તથા પરમાત્માની એકતાનો સંબંધ છે. (૨૭)

ટીકાઃ-શિષ્ય-જેમ સાધક તથા સાધ્યમાં ભેદ છે, તેમ ભિન્ન મત પ્રમાણે બીજા પણ ભેદો છે. તે ભેદ યુક્ત મારી શંકાનું નિવારણ કરશો તથા બીજા મતનું મંડન કરી અભેદ મતની સિદ્ધિ કરશો. કેટલીક શ્રુતિમાં એમ ઉપદેશ કરે છે કે, જીવ તથા બ્રહ્મમાં ભેદ છે. જેમકે, 'ततस्तु त पश्यते निष्कल ध्यायमान (મું૦ ૩,૧,૮) તે નિષ્કલ અર્થાત્ વિભાગોથી રહિત એવા આ પરમાત્માનું ધ્યાન કરતો છતો તેને જુવે છે.' આ નો ધ્યાતા તથા ધ્યાન કરવા યોગ્યરૂપે તેમજ દ્રષ્ટા તથા દ્રષ્ટવ્યરૂપે ઉપદેશ કર્યો છે. વળી 'परात् पर पुरुषमुपैति दिव्यम (મું૦ ૩, ૨, ૮) અર્થ-તેજ પ્રમાણે અધિકારિ પુરૂષ શ્રેષ્ઠ કરતા પણ શ્રેષ્ઠ એવા દિવ્ય પુરૂષને જ્યારે પામે છે ત્યારે તે પોતાના નામ રૂપ દિથી રહિત થાય છે" આ સ્થળે गन्ता તથા गत યનો શ્રુતિએ ઉપદેશ કર્યો છે. વળી "य सर्वाणि भूतान्यन्तरो यमयति ॥ જે સર્વ પ્રાણી માત્રને વિષે વ્યાપીને રહેલ છે તથા તેને નિયમતમાં રાખે છે" આ સ્થળે નિયન્તા તથા નિયન્તવ્યનો ઉપદેશ કર્યો છે વળી કેટલેક સ્થળે જીવ તથા બ્રહ્મનો અભેદ છે, આ રીતનો ઉપદેશ છે જેમકે तत्त्वमसि (છા૦ ૬,૮,૭) જીવ તથા ઇશ્વર એક છે." વળી "अह ब्रह्माऽस्मि (બૃ૦ ૧,૪,૧૦ હું બ્રહ્મ સ્વરૂપે છુ" "एष त आत्मा सर्वान्तरः (બૃ૦ ૩, ૪,૧, આ તારો આત્મ સર્વ વસ્તુને વ્યાપી રહેલો છે." एष त आत्मान्तर्याम्यमृत' (બૃ૦ ૩, ૭, ૩) આ તારો આત્મ. અંતર્યામીરૂપે તથા અમૃતરૂપે છે" આ પ્રમાણે બે પ્રકારનો શ્રુતિમાં ઉપદેશ છે માટે આમાં ભેદ કે અભેદ કોને ગ્રહણ કરવો ?

ગુરુઃ-જો નિશ્ચય પૂર્વક અભેદનુંજ આપણે ગ્રહણ કરીએ તો ભેદનો જે ઉપદેશ છે તે નકામું થઈ પડશે અહી શ્રુતિમાં બે પ્રકારનો ઉપદેશ જોવામાં આવે છે તેથી સર્પ કુણ્ડલાકારે થાય છે તેની માફક ભેદ ઉપદેશ જાણવો જોઇએ. અર્થાત્ જેવી રીતે સર્પ જો કે એકજ સ્વરૂપે છે, છતાં તે ગોળાકારે, વક્રાકારે, તેમજ દીર્ઘાકારે એમ અનેક સ્વરૂપે જોવામાં આવે છે. તેજ પ્રકારે આત્માનો ભેદ પણ જાણવો. (૨૭)

શિષ્યઃ-આના સબંધી બીજું કંઇ દૃષ્ટાન્ત હોય તે આપ કહેશો ?

ગુરૂ જેમ પ્રકાશ તથા તેનો આશ્રય આ બેમાં તેજની સામ્યતા રહેલી છે તેમ જ જીવ તથા ઇશ્વરમાં પણ છે. આ પ્રમાણે ૨૮મા સૂત્રમાં કહ્યું છે કે.

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૨૮ મું.
## પ્રકાશ તથા આશ્રયની એકતા.

प्रकाशाश्रयवद्वा तेजस्त्वात् ॥ २८ ॥

સૂત્રાર્થઃ–અથવા તો પ્રકાશ તથા તેના આશ્રયરૂપ સૂર્યમાં એકતા છે, અર્થાત્ બન્નેમાં તેજપણું રહેલું છે તેમજ જીવ-ઇશ્વરમાં છે. (૨૮)

ટીકાઃ–ગુરૂઃ–પ્રકાશ તથા તેના આશ્રયની માફક જીવ તથા ઇશ્વરની એકતા માનવી. જેવી રીતે સૂર્યનો પ્રકાશ તથા તેના આશ્રયરૂપ સૂર્ય બેઉ અત્યન્ત ભિન્ન નથી, પણ બેઉમાં તેજપણાની સામ્યતા છે. તેજ રીતે આ સ્થળે પણ જીવ ઇશ્વરના ભેદનો જે પ્રમાણે ઉપદેશ છે, તે પ્રમાણે ગ્રહણ કરવો.(૨૮)

ગુરૂ–જેવી રીતે પ્રકાશ આદિનો અભેદ છે, તે પ્રમાણે જીવ તથા પરમાત્મામાં અભેદ છે. આ રીતનો ઉપદેશ ૨૯મા સૂત્રવડે વ્યાસ ભગવાન્ કરે છે. જેમકે;–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૨૯ મું.
## બંધ હોય ત્યાં જ મોક્ષ.

पूर्ववद्वा ॥ २९ ॥

સૂત્રાર્થઃ–અથવા તો પૂર્વની પેઠે અર્થાત્ પ્રકાશાદિની પેઠે જ ઇશ્વરનો અભેદ છે.

ટીકાઃ–ગુરુ–જેવી રીતે પૂર્વે નિરૂપણ કરેલું છે કે, પ્રકાશાદિની માફક જીવ તથા આત્મામાં એકતા છે, તે પ્રમાણે બનવું શક્ય છે. વળી અવિદ્યાને લીધે બંધભાવ માનેલો છે, તથા વિદ્યાવડે મોક્ષની પ્રાપ્તિ થાય છે. વળી પરમાર્થ રીતે બદ્ધ ભાવને પામેલા કોઇ એક આત્માને સર્પ કુણ્ડલ ન્યાયવડે કરી પર આત્માના સ્થાનરૂપે તથાપ્રકાશાશ્રયના ન્યાયવડે કરી, એક દેશસ્વરૂપ માનીએ તો પછી પારમાર્થિક બંધનો નાશ કરવો અશક્ય થશે તથા તેમ થવાથી મોક્ષશાસ્ત્ર વ્યર્થ થવાનો પ્રસંગ આવશે. પણ ભેદ તથા અભેદ બેઉનો શ્રુતિ એક જ પ્રકારે ઉપદેશ કરતી નથી. અભેદ જ પ્રતિપાદન કરવા યોગ્ય છે, એ પ્રમાણે શ્રુતિ ઉપદેશ કરે છે. વળી ભેદનો ઉપદેશ તો પૂર્વપ્રસિદ્ધ એવા અન્ય હેતુને લઇને છે. માટે પ્રકાશાદિની માફક જીવ તથા આત્મા અભેદરૂપે છે, એ જ સિદ્ધાન્ત છે. (૨૯)

ગુરુઃ–શ્રુતિ, આત્માથી ભિન્ન સર્વ વસ્તુનું પ્રતિષેધ કરતી હોવાથી, આત્મા જ પરિશેષરૂપે છે. આ જ બાબત ૩૦મા સૂત્રમાં દર્શાવી છે. જેમકે;–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૩૦ મું.
## આત્માથી ભિન્ન કંઇ વસ્તુ છે?

प्रतिषेधाच्च ॥ ३० ॥

સૂત્રાર્થઃ–આત્માથી ભિન્ન સર્વ વસ્તુનો પ્રતિષેધ હોવાથી આત્માજરૂપે સર્વ છે.(૩૦)

ટીકાઃ–ગુરુઃ–આ પ્રમાણેનો સિદ્ધાંત છે. કારણ કે પરમાત્માથી ભિન્ન અન્ય ચેતનનો શાસ્ત્ર નિષેધ કરે છે. જેમકે, "नान्योतोऽस्ति द्रष्टा (બૃ૦ ૩,૭,૨)આત્માથી ભિન્ન કોઇપણ દ્રષ્ટારૂપે નથી. વળી કહ્યું છે કે, "अथात आदेशो नेति नेति ( બૃ૦ ૨,૩,૬ )

नेति नेति એ રીતે આત્માનું નિરૂપણ છે." વળી કહ્યું છે કે, "तदेतद्ब्रह्मापूर्वमन परमनन्तरमबाह्यम् ( બૃ૦ ૨,૫,૧૯ ) તેના આદિમાં તથા અંતમાં કાંઇ છે જ નહિ તે અંતરરૂપે તથા અબાહ્યરૂપે છે. આ આત્મા બ્રહ્મરૂપ તથા સર્વના દ્રષ્ટારૂપ છે." આ પ્રમાણે બ્રહ્મથી ભિન્ન સર્વ પ્રપંચનું નિરાકરણ કરેલું હોવાથી, બ્રહ્મ માત્ર જ પરિશેષરૂપે રહે છે, એમ સિદ્ધાંત છે, આ પ્રમાણેનો નિશ્ચય થાય છે. (૩૦)

શિષ્ય-બ્રહ્મથી ભિન્ન અન્ય તત્વ છે. કારણ કે શ્રુતિમાં સેતુરૂપે, પરિમાણ રૂપે, સંબંધીરૂપે તથા ભેદસ્વરૂપે આત્માનો ઉપદેશ છે. વળી તે જ પ્રમાણે વ્યાસ ભગવાને પણ ૩૧મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૩૧ મું. બ્રહ્મથી ભિન્ન અન્ય તત્વ.

परमत. सेतून्मानसंबन्धभेदव्यपदेशेभ्य. ॥ ३१ ॥

સૂત્રાર્થઃ-સેતુરૂપે, પરિમાણરૂપે, સંબંધ રૂપે તથા ભેદરૂપે શ્રુતિનો આત્મા સંબંધી ઉપદેશ હોવાથી, એમ નિશ્ચય થાય છે કે, આત્માથી ભિન્ન અન્ય તત્વ છે. (૩૧)

ટીકા-શિષ્ય-આપણે એ રીતે નિશ્ચય કર્યો છે કે, બ્રહ્મમા કોઇ પણ પ્રકારના પ્રપંચનો અભાવ છે. હવે મને શંકા એ થાય છે કે, બ્રહ્મથી ભિન્ન બીજું તત્વ છે કે નથી, આ રીતનો શ્રુતિનાં વચનોમાં વિરોધ હોવાથી, મને સંશય થાય છે. શ્રુતિનાં કેટલાંક વચનો એવાં છે કે, બ્રહ્મથી ભિન્ન અન્ય તત્વનું જાણે તેઓ પ્રતિપાદન કરતાં હોયની, એવો ઉપલક વિચારથી ભાસ થાય છે. આવાં વાકયોની એક વાક્યતા કેવી રીતે થઇ શકે, તે આપ મને જણાવશો ? હું તો એમ માનું છું કે, બ્રહ્મથી ભિન્ન અન્ય તત્વ હોવુ જોઇએ.

ગુરુઃ-આમ માનવાનું તારે શું કારણ છે?

શિષ્ય-શ્રુતિમાં સેતુનો ઉપદેશ છે, આત્માના પરિમાણનો ઉપદેશ છે, આત્મા સતની સાથે સંબંધ રાખે છે, એમ ઉપદેશ છે. તેમ જ આત્મામાં ભેદ છે, આ રીતનો પણ ઉપદેશ છે. આત્મા સેતુરૂપે છે, આ રીતનું નિરૂપણ નીચલી શ્રુતિ કરે છેઃ-"अथ य आत्मा स सेतुर्विधृति" (છાં૦ ૮,૪,૧) વળી જે આત્મા છે, તે સેતુરૂપે છે. તે લોકનો લયમાંથી રક્ષણ કરવા માટે આશ્રયરૂપે છે." ઇત્યાદિ શ્રુતિના વચનથી શ્રુતિ બ્રહ્મનું સેતુપણુ નિરૂપણ કરે છે. હવે લૌકિક રીતે સેતુ શબ્દનો પ્રસિદ્ધ અર્થ એ છે કે, જળના પ્રવાહનો વિચ્છેદ કરનાર મૃત્તિકા તથા કાષ્ઠ આદિનો સમૂહ. પણ આ સ્થળે તો સેતુ શબ્દ આત્માના અર્થમાં પ્રયોજાયલો છે. માટે લૌકિક સેતુની માફક આત્મારૂપી સેતુથી ભિન્ન અન્ય વસ્તુ હોવી જોઇએ, એમ માલમ પડે છે. વળી 'सेतु तीर्त्वा (છાં૦ ૮, ૪, ૨) સેતુને તરીને" तरति શબ્દનો પ્રયોગ છે, તેથી એમ જણાય છે કે, આત્મા સેતુરૂપે છે. વળી

જેમ લૌકિક સેતુને તરી જઈ અસેતુ-રૂપ સ્થળને મનુષ્ય પામે છે, તેમ આત્મા-રૂપી સેતુને તરી જઈ અનાત્મા રૂપ અ-સેતુને મનુષ્ય પામે છે, એમ સમજાય છે. આત્મા પરિમાણવાચક છે, આ રીતનો ઉપદેશ નીચે પ્રમાણે છેઃ-"तदेतद्ब्रह्म चतुष्पाद-ष्टाशफ षोडशकलमिति અર્થઃ-આ બ્રહ્મ ચાર પાદવાળું, આઠ ખરીવાળું તથા સોળ અવયવવાળું છે." માટે લોકમાં કોઈ એક વસ્તુ સોળ આદિ અમુક પરિમાણ-વાળી હોય તો તે અવયવયુક્ત છે, તેથી આત્માથી ભિન્ન વસ્તુ છે, એમ સિદ્ધ થાય છે. આ રીતે બ્રહ્મનું પણ પરિમાણ હોવાથી આત્માથી ભિન્ન અન્ય વસ્તુ હોવી જોઇએ, એમ સિદ્ધ થાય છે. વળી શ્રુતિમાં સંબંધનો ઉપદેશ નીચે પ્રમાણે છેઃ-"सता सोम्य तदा सपन्नो भवति (છા૦ ૬,૮,૧) ત્યારે આત્મા સતની સાથે જોડાયલો કહેવાય છે." વળી કહ્યું કે, "शारीर आत्मा (તૈ૦ ૨,૩,૧) શરીરમાં રહેલો આત્મા." વળી કહ્યું છે કે, "प्राज्ञेना-त्मना सपरिष्वक्त (બૃ૦ ૪,૩,૨૧) પ્રાજ્ઞ આત્મા સાથે જીવ જોડાયલો છે." વળી જેવી રીતે મનુષ્યોનો નગર સાથે સંબંધ છે, તેમ જે વસ્તુઓ પરિચ્છન્ન છે, તે-ઓનો સંબંધ પરિચ્છન્ન સાથે જોવામાં આવે છે. આ રીતે શ્રુતિ ઉપદેશ કરે છે કે, સુષુપ્તિમાં જીવનો બ્રહ્મ સાથે સંબંધ હોય છે. માટે બ્રહ્મથી ભિન્ન અન્ય અપરિચ્છિન્ન વસ્તુ હોવી જોઇએ, એમ માલમ પડે છે. વળી જે ભેદનો ઉપદેશ છે, તે પણ આવા જ અર્થનું નિરૂપણ કરે છે. જેમકે "अथ य एषोन्त-रादित्यो हिरण्मयः पुरुष. दृश्यते (છા૦૧,૬,૬) અર્થઃ-સુવર્ણના મધ્ય ભાગવિશે સુવ-ર્ણના કેશ તથા દાઢીવાળો જે હિરણ્મય પુરુષ જોવામાં આવે છે." આ રીતે આદિત્યના આધારરૂપે ઇશ્વરનો ઉપદેશ કર્યો છે. ત્યાર પછી આંખના આધારરૂપ ઇશ્વર છે, એમ ભેદવાળો શ્રુતિએ ઉપદેશ કર્યો છે. જેમકે, "अथ य एषोऽन्तरक्षिणि पुरुषो दृश्यते (છા૦૧,૭,૫)ચક્ષુના મધ્ય ભાગમાં જે પુરૂષ દેખાય છે."વળી અક્ષિસ્થ પુરૂષના આદિ ત્યમાં રહેલ પુરૂષ સાથે રૂપાદિમાં જે એકતા રહેલી છે, તેનું સૂચન નીચલી શ્રુતિ કરે છે. જેમકે, "तस्यैतस्य तदेव रूप यदमुष्य रूप यावदमुष्य गेष्णौ यन्नाम तन्नाम(છા૦ ૧,૭,૫)આદિત્ય પુરૂષનું જે રૂપ છે તે જ ચાક્ષુષ પુરૂષનું રૂપ છે. તેની જે સં-ધિઓ, તે જ ચાક્ષુષ પુરૂષની સંધિઓ છે તથા તેનું જે નામ, તે જ ચાક્ષુષ પુરૂષનું નામ છે." વળી શ્રુતિ એમ ઉપદેશ કરે છે, કે બેઉનું ઇશ્વરપણું અમુક પ્રકારના હદવાળું છે. જેમકે " ये चैतस्मादर्वाञ्चो लोकास्तेषा चेष्टे देवकामानां च (છા૦ ૧,૬,૮) જે સૂર્યની ઉપરના સર્વ લોકો છે, તે લોકોનાપર તેમ જ દેવોના સ્થાનની જે કામના રાખે છે, તેઓનાપર આ દેવ સત્તા ભોગવે છે." વળી જેમ આ મગધનું રાજ્ય છે તથા આ વૈદેહનું રાજ્ય છે, તેમ શ્રુતિમાં કહ્યું છે કે, " ये चैतस्मादर्वाञ्चो लोकास्तेषां चेष्टे मनुष्यकामाना च (છા૦ ૧,૭,૬) ચક્ષુષના સ્થાનમાં રહેલ સર્વને તેમ જ મનુષ્યની

કામનાઓને જે ઇચ્છે છે, તે સર્વનો તે આક્ષુપપુરૂપ સ્વામી છે." (૩૧)

શિષ્યઃ–આ રીતે સેતુ આદિના ઉપદેશને લીધે બ્રહ્મથી ભિન્ન કોઇનું પણ અસ્તિત્વ છે, એમ જણાય છે.

ગુરુ.–પણ બ્રહ્મનો આ રીતનો જે ઉપદેશ છે, તે સામાન્યરૂપે છે. આ બાબત જ ૩૨ મા સૂત્રમાં કહી છે. જેમકે;–

## અધિકરણ ૭ મું–સૂત્ર ૩૨ મું.

## બ્રહ્મમાં અનન્યતા.

**સામાન્યાત્તુ ॥ ૩૨ ॥**

સૂત્રાર્થઃ–પણ બ્રહ્મનો સેતુ આદિ જે ઉપદેશ છે, તે સામાન્યરૂપે છે. (૩૨)

ટીકાઃ–ગુરુઃ–મૂળ સૂત્રમાં જે તુ શબ્દ છે, તેવડે જે ઉપર કહેલી પ્રાપ્તિ, તેનો અટકાવ થાય છે. બ્રહ્મમાં કોઇ પણ પ્રકારનું અસ્તિત્વ હોવું યોગ્ય નથી. કારણ તે રીતના પ્રમાણનો અભાવ છે. અન્ય વસ્તુનું અસ્તિત્વ છે, એ રીતનું કોઇ પણ પ્રમાણ જોવામાં આવતું નથી. ઉત્પત્તિભાવવાળા સર્વ વસ્તુસમૂહનો જ આદિ ભાવ બ્રહ્મમાંથી જ થાય છે, એમ નિશ્ચયપૂર્વક કહ્યું છે. વળી કારણથી કાર્યની કદી ભિન્નતા હોતી નથી. બ્રહ્મથી ભિન્ન કોઇપણ જન્મથી રહિત એવી વસ્તુનો સંભવ નથી. કારણ કે શ્રુતિમા કહ્યું છે કે, "सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् (છાo ૬,૨,૧) પૂર્વે, હે સૌમ્ય! સત્ જ હતું. વળી તે એકરૂપે તથા અદ્વિતીયરૂપે હતું." એકનું વિજ્ઞાન થવાથી સર્વનું વિજ્ઞાન થાય છે, એ રીતની પ્રતિજ્ઞા છે. આથી એમ કલ્પના થાય છે કે, બ્રહ્મથી ભિન્ન કોઈનું પણ અસ્તિત્વ નથી.

શિષ્યઃ–પણ સેતુ આદિનો શ્રુતિમાં જે ઉપદેશ કર્યો છે, તેથી બ્રહ્મથી ભિન્ન તત્વ છે, એ રીતનું સૂચન કરે છે.

ગુરુ–તું કહે છે, તે પ્રમાણે નથી. સેતુનો જે ઉપદેશ છે, તે બ્રહ્મથી અન્ય વસ્તુનું અસ્તિત્વ છે, આ રીતનું પ્રતિપાદન કરવા માટે નથી. સેતુ આત્મારૂપે છે, એમ કહ્યું છે, પણ તેથી ભિન્ન વસ્તુ છે, એમ કહ્યું નથી.

શિષ્ય–અન્ય વસ્તુનો અભાવ જો હોય તો પછી સેતુની કલ્પના થઈ શકે નહિ. માટે કોઈ પણ અન્ય વસ્તુની કલ્પના કરવી જોઇએ.

ગુરુઃ–આ કહેવું ન્યાયપુરઃસર નથી. કારણ કે મિથ્યા વસ્તુ માટે જીદ કરવી, તે કેવળ હઠ કહેવાય. વળી સેતુનો ઉપદેશ શ્રુતિમાં છે તથા લૌકિક સેતુના નિરૂપણવડે આત્મારૂપી સેતુથી અન્ય વસ્તુ છે, આ રીતનો જે પ્રસંગ લાવે છે, તેના કહેવા પ્રમાણે આત્મામાં મૃત્તિકાપણું તથા કાષ્ઠપણું હોવાનો પ્રસંગ આવશે. પણ આત્મા તેવી રીતે માનવો યોગ્ય નથી. કારણ કે આત્મા જન્મથી રહિત છે, આ રીતની જે શ્રુતિ છે, તેમાં વિરોધ આવશે. વળી આત્મામાં સેતુ શબ્દનો જે પ્રયોગ કર્યો છે, તે કેવળ સેતુના સામાન્યપણાથી છે, એમ સમજાય છે. જગત તથા તેની જે મર્યાદા છે, તેના ધારણ કર્તારૂપે આત્મા છે. આથી સેતુ શબ્દ સામાન્ય

રીતે પ્રયોજાયલો છે. આથી જેમ સેતુ મનુષ્યના આશ્રયકર્તારૂપે છે, તેની માફક પ્રકૃત આત્માની સેતુરૂપે સ્તુતિ કરવામાં આવી છે. વળી "સેતુને તરી જઈ," અહીં "તરી જવું" એટલે અમુક વસ્તુનું અતિક્રમણ કરવું, એ અર્થ નથી, પણ અમુક વસ્તુની પ્રાપ્તિ થાય છે, આ રીતનો ઉપદેશ છે. જેમકે "વ્યાકરણને તરી ગયો" એમાં વ્યાકરણ પૂર્ણ રીતે ભણી ગયો, એ ઉપદેશ છે, પણ વ્યાકરણનું અતિક્રમણ કર્યું, એમ ઉપદેશ નથી. (૩૨)

શિષ્ય–ત્યારે આત્માના સંબંધમાં પરિમાણનો ઉપદેશ કેમ આપ્યો હશે?

ગુરુઃ–આત્માનો પરિમાણરૂપે જે ઉપદેશ આપ્યો છે, તે કેવળ ઉપાસનામાટે છે. જેમકે અગ્નિઆદિના ચાર પાદો ધ્યાન માટે કલ્પવામાં આવ્યા છે. આજ કારણથી ૩૩મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૭ મું–સૂત્ર ૩૩ મું.

## આત્માની ઉપાસનાનું સાધન.

बुद्ध्यर्थः पादवत् ॥ ३३

સૂત્રાર્થઃ–જેવી રીતે અગ્નિઆદિના પાદનો ઉપદેશ ધ્યાનને લઈને છે, તેમ આત્માનું પરિમાણ ઉપાસનાને લઈને છે. (૩૩)

ટીકાઃ–શિષ્યઃ–આત્મા પરિમિત છે, આ રીતનો ઉપદેશ હોવાથી આત્માથી ભિન્નનું અસ્તિત્વ છે.

ગુરુઃ–આના સંબંધમાં હું કહું તે સાંભળ. પરિમિતપણાનો જે ઉપદેશ છે, તે બ્રહ્મથી ભિન્ન કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ છે, એમ પ્રતિપાદન કરવા માટે નથી.

શિષ્યઃ–ત્યારે આ ઉપદેશ શાને લઈને છે?

ગુરુઃ–આ ઉપદેશ બુદ્ધિને લઈને અર્થાત્ ઉપાસનાને માટે છે. બ્રહ્મને ચાર પાદ છે, આઠ ખરી છે, સોળ અવયવ છે, આવી બાબત બુદ્ધિવડે તરત ગ્રાહ્ય થઈ શકે છે. બ્રહ્મ નિરાકાર છે, તેને વિશે બુદ્ધિ સ્થિર થઈ શકે નહિ. માટે વિકારનું નિરૂપણ કરી બ્રહ્મની પરિમિતરૂપે કલ્પના કરી છે. મનુષ્યોની બુદ્ધિ મંદ, મધ્યમ તથા ઉત્તમ હોય છે. માટે અવિકારી તથા અનંતરૂપ બ્રહ્મમાં સર્વ મનુષ્યની બુદ્ધિ પ્રવેશ કરવા અસમર્થ છે. જેવી રીતે બ્રહ્મથી ભિન્ન હોવા છતાં, મન તથા આકાશ અધ્યાત્મ તથા અધિદૈવતરૂપે છે, એમ શ્રુતિથી પ્રતિપાદન કરેલ છે, જેમકે મન સંબંધી વાક્આદિને પાદરૂપે કલ્પવામાં આવ્યા છે તથા આકાશ સંબંધી ચાર અગ્નિઓને ચાર પાદરૂપે કલ્પ્યા છે, તે રીતે આત્માના સંબંધમાં જાણી લેવું. અથવા તો જેવી રીતે વ્યવહારમાં સોનાનું માપ લાવવા પાદના વિભાગની કલ્પના કરવામાં આવે છે, તેમ આ પાદની કલ્પના છે. વેચવા સાટવામાં પરિમાણનો નિયમ નહિ હોવાથી, સર્વ મનુષ્યો કેવળ કાર્ષાપણનો વ્યવહાર કરી શકતા નથી. (૩૩)

શિષ્યઃ–ત્યારે આત્માના સંબંધમાં સંબંધનો તથા ભેદનો ઉપદેશ કેમ આપ્યો હશે?

શુરૂ:-જેમ પ્રકાશ આદિનો ઉપદેશ આપ્યો છે, તેમ સ્થાનની ગણત્રીને લઇને આ સંબંધાદિનો ઉપદેશ છે. આજ હેતુથી ૩૪મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૭મું-સૂત્ર ૩૪ મું.

## ભેદાદિ ઉપદેશનું કારણ.

**स्थानविशेषात् प्रकाशादिवत् ॥३४॥**

સૂત્રાર્થ:-જેમ પ્રકાશ આદિ ઉપદેશ છે, તેની માફક સ્થાનવિશેષને લઇ સંબંધ તથા ભેદનો ઉપદેશ છે. (૩૪)

ટીકા:-ગુરૂ:-આ સૂત્રમાં સંબંધ તથા ભેદરૂપ બેઉ ઉપદેશોનું નિરાકરણ કર્યું છે. સંબંધના ઉપદેશથી તેમજ ભેદના ઉપદેશથી બ્રહ્મથી ભિન્ન કોઈ વસ્તુ હોવી જોઈએ, એમ જે કહ્યું, તે ખોટું છે. આ બેઉ ઉપદેશો કોઇ એક સ્થાનને લઇને અર્થાત્ બુદ્ધિને લઇનિ છે. વળી સંબંધનો જે ઉપદેશ છે, તેનો હેતુ નીચે પ્રમાણે છે:-બુદ્ધિ આદિ ઉપાધિના સ્થાનને લીધે વિશેષ વિજ્ઞાનનો ઉદ્ભવ થાય છે. આ ઉપાધિની જ્યારે શાંતિ થાય છે ત્યારે તે શાંત સ્વરૂપે બને છે. આનું નામ પરમાત્માની સાથેનો સંબંધ છે. આ રીતે ઉપાધિની અપેક્ષાને લઇને સંબંધનો ઉપદેશ છે. પણ પરિમિતપણાની અપેક્ષાને લઇને આ ઉપદેશ નથી. તે જ પ્રમાણે બ્રહ્મનો ભેદોપદેશ પણ ઉપાધિના ભેદને લીધે છે, પણ સ્વરૂપભેદને લીધે નથી. પ્રકાશ આદિની માફક આ રીતની ઉપમા આ સ્થળે ગ્રહણ થઇ શકે છે. જેમ કે સૂર્ય તથા ચંદ્રનો એક પ્રકાશ હોય છે, છતાં ઉપાધિને લીધે તેમાં વિશેષતા ઉત્પન્ન થાય છે. વળી ઉપાધિનો જ્યારે નાશ થાય છે ત્યારે પ્રકાશનો સૂર્યાદિ સાથે સંબંધ થાય છે, આ રીતનો ઉપદેશ છે તથા જ્યારે ઉપાધિનો ભેદ હોય છે ત્યારે સૂર્યાદિમાં તથા તેના પ્રકાશમાં ભેદ જોવામાં આવે છે. અથવા તો જેવી રીતે સોય તથા તેનું નાકું, એમ આકાશાદિ ઉપાધિને લઇને છે, તે જ પ્રમાણે જીવ તથા આત્માના સંબંધ તથા ભેદરૂપી ઉપદેશ છે. (૩૪)

શિષ્ય:-આ રીતે છે, એમાં કાંઇ પ્રમાણ?

ગુરુ:-શ્રુતિ પણ તે જ રીતે પ્રતિપાદન કરે છે. આ જ કારણથી ૩૫મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૭મું-સૂત્ર ૩૫ મું.

## બ્રહ્મની અનન્યતામાં શ્રુતિ પ્રમાણ.

**उपपत्तेश्च ॥३५॥**

સૂત્રાર્થ:-શ્રુતિમાં જે રીતે પ્રતિપાદન કરેલ છે, તેથી પણ આ રીતનો સંબંધ ઘટે છે. (૩૫)

ટીકા-ગુરુ:-આ રીતનો સંબંધ અહીં યોગ્ય લાગે છે, પણ બીજો નહિ. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "स्वमपीतो भवति (છા૦ ૬,૮,૧) આત્મા પોતાના સદ્રૂપને પામે છે." આ રીતે શ્રુતિ પ્રતિપાદન કરે છે કે, જીવનો સ્વરૂપસંબંધ આત્મા સાથે છે. વળી સ્વરૂપસંબંધ કોઇ રીતના અપાયથી રહિત હોય છે.

માટે નર તથા નગરનો જેવી રીતે સંબંધ હોય છે, તેવી રીતનો સંબંધ જીવ તથા આત્મામાં નથી. ઉપાધિને લીધે સ્વરૂપને વેશે આવરણ થાય છે. આમ હોવાથી જ શ્રુતિ કહે છે કે, "स्वमपीतो भवति (છાં૦ ૬,૮,૧) આત્મા સતની સાથે જોડાય છે." વળી જે કાંઇ ભેદનો ભાસ થાય છે, તે પણ કોઇ અન્ય પ્રકારનો નથી. કારણ કે અનેક શ્રુતિવચનો છે કે, જીવ તથા ઇશ્વર એક છે, તેને વિરોધ આવશે. વળી શ્રુતિ પણ પ્રતિપાદન કરે છે કે, એક જ આકાશ સ્થાનના બળથી અનેકરૂપે જણાય છે. જેમકે, 'योऽय वहिर्धा पुरुषादाकाशः (છા૦ ૩,૧૨,૭) અર્થઃ-ગાયત્રીમાં દર્શાવેલ પુરૂષ, બ્રહ્મ, તે જ પુરૂષથી બહાર આકાશરૂપે છે." વળી કહ્યું છે કે, "योऽयमन्तः पुरुष आकाशः (છા૦ ૩,૧૨,૮) આ બ્રહ્મ જ પુરૂષના શરીરની અંદર રહેલ આકાશરૂપે છે." વળી કહ્યું છે કે, "योयमन्तर्हृदय आकाशः (છા૦ ૩,૧૨,૯) અર્થઃ-જે આ હૃદયકમળની અંદર આકાશરૂપે છે." (૩૫)

શિષ્યઃ-બ્રહ્મથી વ્યતિરિક્ત બીજું નથી, એના માટે પ્રમાણ શું છે?

ગુરુઃ-અનેક શ્રુતિનાં વચનો છે, જે બ્રહ્મથી વ્યતિરિક્ત વસ્તુનો પ્રતિષેધ કરે છે. આ જ હેતુથી ૩૬ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૩૬ મું. શ્રુતિમાં બ્રહ્મથી અન્યનો પ્રતિષેધ.

तथान्यप्रतिषेधात् ॥३६॥

સૂત્રાર્થઃ-બ્રહ્મથી અન્યનો શ્રુતિમાં પ્રતિષેધ હોવાથી, બ્રહ્મથી ભિન્ન વસ્તુ નથી. (૩૬)

ટીકાઃ-ગુરુઃ-આ રીતે સેતુ આ ઉપદેશરૂપ પર પક્ષનું ખંડન કરી, હવે અન્ય પ્રમાણને લઇ, મારો પક્ષ સિ કરૂં છું, તે હે શિષ્ય! તું સાંભળ. વ અન્ય વસ્તુનો પ્રતિષેધ છે, માટે બ્રહ્મ ભિન્ન કોઈ વસ્તુની અસ્તિત્વ ન એમ સિદ્ધ થાય છે. શ્રુતિમાં કહ્યું છે "स एवाधस्तात् (છા૦ ૭,૨૫,૧) अहमेवाधस्त (છા૦ ૭,૨૫,૧), आत्मैवाधस्तात् (છા૦ ૭,૨૫, सर्वं त परादाधोन्यत्रात्मन. सर्वं वेद (બૃ૦ ૨,૪, ब्रह्मैवेद सर्वं आत्मैवेद सर्वम् (છા૦ ૭,૨૫, नेह नानास्ति किंचन (બૃ૦ ૪,૪,૧૯), या त्पर नापरमस्ति किंचन् (શ્વે૦ ૩,૯), तं ह्मापूर्वमनपरमनन्तरमबाह्यम् (બૃ. ૨, ૫,

રૂપે તથા અબાહ્યરૂપે છે." (બૃ૦) આ સર્વે વચનો બ્રહ્મ સંબંધીનાંજ છે. પણ તેનો ભિન્ન અર્થ ગણવો યોગ્ય નથી તથા તે વચનો બ્રહ્મથી ભિન્ન વસ્તુનો પ્રતિષેધ કરે છે. આત્મા સર્વમાં વ્યાપી રહેલ છે, આ રીતની શ્રુતિ છે. તે શ્રુતિથી પણ પ્રતિપાદન થાય છે કે, આત્માથી ભિન્ન બીજી કોઇ વસ્તુ નથી, એમ નિશ્ચય થાય છે. (૩૬)

શિષ્યઃ-આપે જીવાત્મા તથા પરમાત્માની એકતા કહી, પણ પરમાત્મા તો સર્વવ્યાપક છે, પણ જીવ તેમ નથી તેનું કેમ?

ગુરૂઃ-સેતુ આદિનું જે નિરાકરણ કરવામાં આવ્યું છે તેથી સિદ્ધ થાય છે કે જીવ સર્વવ્યાપક છે. વળી આત્મા સર્વવ્યાપક છે, તે બાબત શ્રુતિએ પણ પ્રતિપાદન કરી છે. આજ બાબત ૩૭મા સૂત્રમાં નીચે પ્રમાણે કહી છે:-

## અધિકરણ ૭મું-સૂત્ર ૩૭ મું.
## આત્મા સર્વવ્યાપી.

अनेन सर्वगतत्वमायामशब्दादिभ्यः ॥३७॥

સૂત્રાર્થઃ-આત્મા સર્વવ્યાપક છે, આ રીતનાં શ્રુતિનાં વચનથી સિદ્ધ થાય થાય છે કે, જીવ પણ સર્વવ્યાપી છે. (૩૭)

ટીકાઃ-ગુરૂઃ-સેતુ આદિ ઉપદેશનું મેં તારી આગળ નિરાકરણ કર્યું. વળી આત્માથી ભિન્ન સર્વનો પ્રતિષેધ છે, આ રીતના જણાવવાથી, એમ સિદ્ધ થાય છે કે, આત્મા સર્વમાં વ્યાપી રહેલ છે. જો તેમ ન માનીએ તો આત્માના સર્વવ્યાપકપણાની સિદ્ધિ થશે નહિ. જો સેતુ આદિ ઉપદેશ મુખ્ય છે. એમ અંગીકાર કરીએ તો આત્મા અવયવરૂપે થશે. કારણ કે સેતુ આદિનું અવયવરૂપે સ્વરૂપ જોવામાં આવે છે. આત્માથી ભિન્ન વસ્તુનો પ્રતિષેધ જો ન કરવામાં આવે તો એક વસ્તુ બીજી વસ્તુથી ભિન્નરૂપે જોવામાં આવશે તથા આ પ્રમાણે આત્માનો અવયવરૂપે થવાનો પ્રસંગ આવશે. વળી આત્મા સર્વ વ્યાપકરૂપે છે, તે શ્રુતિમાં કહેલ આયામ શબ્દાદિવડે જાણવામાં આવે છે. આયામનો અર્થ વ્યાપ્તિ થાય છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે "यावा न्वा अयमाकाश स्तावानेषोऽन्तर्हृदय आकाशः (છાં૦ ૮,૧,૩) आकाशवत्सर्वगतश्च नित्यः ज्यायान्दिवः (છાં૦ ૩.૧૪,૩) ज्यायानाकाशात्' 'नित्यः सर्वगतः स्थाणुरचलोऽय सनातनः' (ભ૦ ગ૦ ૨,૨૪) ખરેખર આકાશ જેવું વિશાળ છે, તેમજ અન્તઃકરણમાં રહેલું અન્તરાકાશ વિશાળ છે." આકાશની માફક આત્મા સર્વમાં વ્યાપી રહેલ તથા નિત્યસ્વરૂપે છે. તે સ્વર્ગના કરતાં પણ શ્રેષ્ઠ છે. આ આત્મા આકાશના કરતાં પણ શ્રેષ્ઠ છે. વળી તે નિત્ય, સર્વવ્યાપકરૂપે, સ્થાણુરૂપે, અચળરૂપે તથા સનાતનરૂપે છે." ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિઓ જણાવે છે કે, આ આત્મા સર્વત્ર વ્યાપીને રહેલો છે. (૩૭)

શિષ્યઃ-ત્યારે જે કંઇ કર્મ કરવામાં આવે છે, તેના ફળનો આપનાર કોણ છે?

ગુરૂઃ-ફળનો આપનાર કર્મ છે અથવા તો કર્મથી પ્રેરાયલો ઇશ્વર ફળ આપે છે. આજ હેતુથી ૩૮મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૩૮ મું.
## ફળનો દાતા કોણ?

**फलमत उपपत्तेः ॥ ३८ ॥**

સૂત્રાર્થઃ-ફળના દાતારૂપે ઇશ્વર છે. કારણ કે સ્વર્ગાદિ દેશ, કાળ તથા વસ્તુનો આપનાર તે જ છે. (૩૮)

ટીકા-ગુરુઃ-બ્રહ્મનો સ્વભાવ અન્ય રૂપે છે, આ રીતનું જે વર્ણન કરવામા આવ્યું છે, તે વ્યાવહારિક રીતે શાસન કરનાર તથા શાસન કરવાની વસ્તુ, આ પ્રમાણેની વિભાગાવસ્થાને લઇને છે.

શિષ્યઃ-સંસારમાં સર્વ પ્રાણીમાત્રને ત્રણ પ્રકારનું કર્મનું ફળ હોય છે. જેમકે સુખ, દુઃખ તથા સુખદુઃખનું મિશ્રણ. શુ આ રીતનું ફળ કર્મને લીધે થાય છે કે ઇશ્વરને લીધે? આ રીતના વિચારનો ઉદ્ભવ છે.

ગુરુઃ-આ ફળ ઇશ્વરથી થવું યોગ્ય છે કારણ કે તે પ્રમાણે પ્રતિપાદન કરવામા આવ્યું છે.

શિષ્યઃ-કેવી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યુ છે?

ગુરુઃ-દેશ, કાળ આદિ વસ્તુનું પ્રમાણ હોવાથી, આ પ્રમાણે પ્રતિપાદન થાય છે. સર્વના અધ્યક્ષરૂપ પરમાત્મા જ, વિચિત્ર એવી ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે વળી આ પરમાત્મા દેશવિશેષ તથા કાળ વિશેષના જ્ઞાતા હોવાથી કર્મ કરનારાઓને તેઓના કર્મના યોગ્ય ફળ પ્રાપ્ત કરાવે છે, એમ પ્રતિપાદન થાય છે

શિષ્ય-વળી કર્મ તો થયા પછી તરત જ નાશ થનારૂં છે તથા તેનું ફળ તો કાળાંતરે થાય છે. માટે તે કેવી રીતે બની શકે? કારણ કે અભાવરૂપ કર્મમાંથી ભાવરૂપ ફળની ઉત્પત્તિ કદી બની શકે નહિ વળી એમ માનીએ કે, વિનાશ પામનારૂં કર્મ સમય પ્રમાણે પોતાને અનુરૂપ ફળની ઉત્પત્તિ કરે છે તથા પછી તે કર્મનો નાશ થાય છે. આ રીતનું માનવું પણ બની શકે નહિ કારણ કે ભોક્તા સાથે સંબંધ થયા પહેલાં ફળોત્પત્તિ બને નહિ. કારણ જે સમયે જે કંઈ સુખ અથવા દુઃખ આત્માવડે ભોગવવામાં આવે છે, તેને લોકો 'ફળ' એમ કહે છે. પણ આત્મા સાથે જે સુખ અથવા દુઃખનો સંબધ હોતો નથી, તેને ફળ માનવામાં આવતું નથી.

ગુરુ.-ફળની ઉત્પત્તિ કર્મ થવા પછી તરત જ થતી નથી, એમ જો માનીએ તો કર્મના કાર્યરૂપ અપૂર્વમાંથી અર્થાત્ અદૃષ્ટમાંથી ફળોત્પત્તિ થાય છે, એમ માનવું પડે તથા તે રીતનું માનવું પણ યોગ્ય નથી. કારણ કે કાષ્ઠ તથા લોખંડના સરખા અચેતનરૂપ અપૂર્વ અર્થાત્ અદૃષ્ટની પ્રવૃત્તિ, ચેતનવડે પ્રવૃત્તિ થયા વિના બને નહિ. વળી અપૂર્વના અસ્તિત્વમા પ્રમાણ નથી અર્થાપત્તિને પ્રમાણરૂપે માનીએ, તોપણ યોગ્ય નથી. કારણ કે ઇશ્વરની સિદ્ધિ થવાથી અર્થાપત્તિનો પણ નાશ થશે. (૩૮)

શિષ્ય-દેશ તથા કાળને લઇ ફળનો દાતા ઇશ્વર છે, તે સિવાય શુ ઇશ્વરના અસ્તિત્વમા બીજું કાંઇ કારણ છે?

ગુરુઃ-હા, શ્રુતિનું પણ પ્રમાણ છે કે, ઇશ્વર ફળનો આપનાર છે. આ જ હેતુથી ૩૯ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૩૯ મું.

## ઇશ્વરના અસ્તિત્વમાં શ્રુતિપ્રમાણ.

श्रुतत्वाच्च ॥३९॥

સૂત્રાર્થઃ-શ્રુતિનું પ્રમાણ હોવાથી ઇશ્વર ફળનો દાતા છે. (૩૯)

ટીકા-ગુરુઃ-કેવળ દેશવિશેષ તથા કાળવિશેષના પ્રમાણને લઇને જ ઇશ્વરને ફળના હેતુરૂપે અમે માનતા નથી.

શિષ્યઃ-ત્યારે તેના સંબંધમાં બીજું શું પ્રમાણ છે?

ગુરુઃ-અમારૂં માનવું એમ છે કે, શ્રુતિના વચનનાં પ્રમાણમાં પણ ઇશ્વર જ ફળના હેતુરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "स वा एष महानज आत्मानादो वसुदान (બૃ૦ ૪,૪,૨૪) આ આત્મા મહાન્, અજ, અન્નનું ભક્ષણ કરનાર તથા દ્રવ્યનો આપનાર છે." (૩૯)

શિષ્યઃ-શું ઇશ્વર સિવાય અન્ય કોઇ ફળના દાતારૂપે છે?

ગુરુઃ-હા, જૈમિનિના મત પ્રમાણે ધર્મ ફળના દાતારૂપ છે. આ જ હેતુને લઇ ૪૦ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૪૦ મું.

धर्मं जैमिनिरत एव ॥४०॥

સૂત્રાર્થઃ-જૈમિનિ નામના આચાર્ય ફળના દાતારૂપે ધર્મને માને છે. (૪૦)

ટીકા-ગુરુઃ-જૈમિનિ નામના આચાર્ય ફળના દાતારૂપે ધર્મને માને છે. આના સંબંધમાં શ્રુતિનું પણ નીચે પ્રમાણે પ્રમાણ છે જેમકે, "स्वर्गकामो यजेत અર્થઃ-સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો જોઇએ" ઇત્યાદિ વચનનોમાં તે પ્રમાણે જોવામાં આવે છે. વિષયરૂપ સ્વર્ગના અસ્તિત્વના નિશ્ચયવાળી વિધિમુખ શ્રુતિના વચનવડે એમ નિશ્ચય થાય છે કે, યજ્ઞ સ્વર્ગની ઉત્પત્તિ કરનારો છે. વળી જો એમ માનીએ કે અનુષ્ઠાતા અર્થાત્ યજ્ઞ કરનારના વ્યાપાર વિના યાગનો ઉદ્ભવ થઇ શકે છે તો પછી શ્રુતિના વિધિમુખ વચનોનો ઉપદેશ જે માનેલો છે, તે વ્યર્થ થશે

શિષ્યઃ-દરેક ક્ષણે વિનાશ પામનાર કર્મના ફળની ઉત્પત્તિ થતી નથી, એ રીતનો મારો જે પક્ષ છે, તેનો તો આપે ત્યાગ કર્યો.

ગુરુ-આ દોષ નથી. કારણ કે શ્રુતિમાં તે રીતનું પ્રમાણ પ્રતિપાદન કરેલું છે શ્રુતિ પ્રમાણરૂપે છે, તેથી જ જે પ્રમાણે કર્મના ફળનો સંબંધ શ્રુતિ વિષે કહેલો છે, તે પ્રમાણેની કલ્પના બની શકે છે. અપૂર્વને ઉત્પન્ન કર્યા વિના નાશવાન્ કર્મ કાળાન્તરે ફળ આપવા શક્તિમાન્ નથી આથી એમ તર્ક કરવામાં આવે છે કે, કર્મની કંઇએક સૂક્ષ્મરૂપ ઉત્તરાવસ્થા અથવા તો ફળની પૂર્વ અવસ્થા છે, તે અપૂર્વરૂપે કહેવાય છે. આ રીતનો હેતુ પૂર્વે કહેલા પ્રકારવડે યુક્ત છે. ઇશ્વર ફળનો આપનાર છે, એ યોગ્ય નથી. કારણ કે વિચિત્રતાથી રહિત કાર

મુમાંથી વિચિત્ર એવા કાર્યની ઉત્પત્તિ થવી યોગ્ય નથી. કારણ તેમ થવાથી ઈશ્વરમાં વિષમતા તથા નિર્ઘૃણતા અર્થાત્ ઘાતકીપણાનો દોષ આવશે. તેમ જ વિધિનું પણ વ્યર્થપણું પ્રાપ્ત થશે. માટે ધર્મમાંથી જ ફળની ઉત્પત્તિ છે. (૪૦)

શિષ્યઃ–આ સંબંધમાં બાદરાયણ મુનિનો શો મત છે ?

ગુરુ–બાદરાયણ મુનિ ઈશ્વરને જ ફળના હેતુરૂપે માને છે. કારણ કે ફળનો હેતુરૂપે શ્રુતિમાં ઉપદેશ છે. આ જ હેતુથી (૪૧)માં સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૮ મું–સૂત્ર ૪૧ મું.

## બાદરાયણનો મત

पूर्वन्तु बादरायणो हेतुव्यपदेशात् ॥ ४१ ॥

સૂત્રાર્થઃ–બાદરાયણ તો પૂર્વને જ અર્થાત્ ઈશ્વરને ફળના હેતુરૂપે માને છે. કારણ કે ફળના હેતુરૂપે ઈશ્વર છે, આ રીતનો શ્રુતિમાં ઉપદેશ છે (૪૧)

ટીકા–ગુરુઃ–બાદરાયણ નામના આચાર્ય તો પૂર્વે કહેલ ઈશ્વરને જ ફળના હેતુરૂપે માને છે. કેવળ કર્મવડે અથવા તો કેવળ અપૂર્વવડે ફળની ઉત્પત્તિ થાય છે, આ રીતે જે પક્ષ છે, તેનો નાશ મૂળ સૂત્રમાં જે (तु) શબ્દ વાપરેલો છે, તેવડે થાય છે. કર્મની અપેક્ષાવાળા ઈશ્વરવડે અથવા તો અપૂર્વની અપેક્ષાવાળા પરમાત્માથી જ ફળની ઉત્પત્તિ થાય છે, એ રીતનો સિદ્ધાંત છે.

શિષ્ય–આના સંબંધમાં પ્રમાણ શું છે ?

ગુરૂ–શ્રુતિમાં ફળના કારણરૂપે ઈશ્વરનો ઉપદેશ છે. કારણ કે ધર્મ તથા અધર્મમાં પ્રવૃત્તિ કરનાર તરીકે ઈશ્વર જ કારણ છે તેમ જ ફળના દાતા તરીકે પણ ઈશ્વર જ છે. જેમકે "एषह्येव साधुकर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषत एष उ एवासाधु कर्म कारयति तं यमधो निनीषत इति પરમાત્મા જ સારા કર્મ કરાવે છે. જેને આ લોકમાંથી કોઈ ઉંચા લોકમાં તે લઈ જવા ધારે છે, તે જ પ્રમાણે જેને નીચા લોક પ્રતિ લઈ જવા ઇચ્છે છે, તેની પાસે નઠારાં કર્મ કરાવે છે. વળી સ્મૃતિરૂપ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે; "यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति। तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ (ભ૦ ગી૦ ૭, ૨૧) स तया श्रद्धया युक्त स्तस्याराधनमीहते। लभते च ततः कामान् मयैव विहितान् हि तान् (ભ૦ગી૦ ૭,૨૨) જે જે(સકામ)ભક્તો જે જે દેવતાની મૂર્તિને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે, તેની તેની તે તે મૂર્તિમાં જ હું અચળ શ્રદ્ધા બેસાડું છુ. (૨૧) તેવી શ્રદ્ધાથી યુક્ત થયેલા તે (દેવભક્ત) (તે દેવતા)નું જ આરાધન ઇચ્છે છે, ને તે ( દેવતાના આરાધન)થી મેં જ નિર્માણ કરેલાં તે તે ઇષ્ટ ફળોને પામે છે." (૨૨) સઘળા વેદાન્તમાં આ રીતનો ઉપદેશ છે કે, સૃષ્ટિઓ ઇશ્વરના હેતુરૂપે છે. વળી ઇશ્વરનું ફળના કારણરૂપે હોવું, એટલા માટે છે કે, ઇશ્વર સર્વ પ્રજાઓને તેઓના કર્મને યોગ્ય સર્જે છે. મનુષ્યને કરેલાં કર્મની અપેક્ષા છે. માટે ઇશ્વરમાં વિચિત્ર કાર્યની અનુત્પત્તિ આદિ દોષો આવી પડવાનો પ્રસંગ આવતો નથી. (૪૧)

इति श्रीमच्छंकरभगवत्पूज्यपादकृतौ शारीरकमीमांसाभाष्ये चन्द्रशेखरात्मजछोटालालशर्मणा कृतगुर्जरगिरानुवादे तृतीयाध्यायस्य द्वितीय पादः ॥

# તૃતીય અધ્યાય—તૃતીય પાદ.

## ભૂમિકા.

### પરાપર બ્રહ્મવિદ્યાના ગુણનો ઉપસંહાર.



શિષ્ય –સર્વ વેદાન્તના જ્ઞાનો દર્શાવ્યા છે તે શું એકજ છે કે ભિન્ન ભિન્ન છે?

ગુરૂ –સર્વ વેદાન્તજ્ઞાન એક જ રૂપે છે. કારણ કે સર્વમાં જે પ્રેરણા રહેલી છે તે ભિન્ન નથી આ કારણથી પહેલા સૂત્રમા કહ્યું છે કે,

### અધિકરણ ૧લું–સૂત્ર ૧લું.

### બ્રહ્મવિદ્યાની એકતા

सर्ववेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात् ॥१॥

સૂત્રાર્થ–સઘળા વેદાન્તનુ જ્ઞાન એક જ રૂપે થવા યોગ્ય છે કારણ કે ધર્માદિમા ભિન્નતા હોતી નથી.

ટીકા ગુરૂ–હે શિષ્ય! મે તારી આગળ વિજ્ઞેયસ્વરૂપ બ્રહ્મના તત્વનુ નિરૂપણ કર્યું હવે દરેક વેદાન્તમા રહેલ વિજ્ઞાનો જૂદાં જૂદા છે, કે સઘળા એક જ છે, તે સંબંધી હું તારી આગળ નિરૂપણ કરીશ

શિષ્ય –વિજ્ઞેયસ્વરૂપ બ્રહ્મ તો પૂર્વ તથા અપરાદિ ભેદથી રહિત છે વળી તે મીઠાના ગગડાની મફક એકરસરૂપે છે. આ પ્રમાણેનો નિશ્ચય કરવામાં આવ્યો છે તો પછી વિજ્ઞાનમા ભેદ કે અભેદ છે, એ પ્રકારના વિચારનું કઇપિણ પ્રયોજન નથી જેવી રીતે કર્મ અનેક છે, તે પ્રમાણે બ્રહ્મ પણ અનેક છે, એમ સઘળા વેદાન્તોમા કોઇપિણ વેદાન્ત પ્રતિપાદન કરવા ઈચ્છતુ નથી. કારણ કે બ્રહ્મ તો એકજરૂપે છે. વળી એક જ સ્વરૂપ બ્રહ્મમા અનેક રૂપવાળાં વિજ્ઞાનનો સભવ હોઇ શકે નહિ. અર્થ ભિન્ન હોય તથા જ્ઞાન પણ જૂદુ હોય તો તે માણમને ભ્રમમા નાખે છે. જો વળી એકજ બ્રહ્મનું અનેક વિજ્ઞાન ભિન્ન ભિન્ન વેદાતો પ્રતિપાદન કરવા ઇચ્છતુ હોય, તો પછી તેમાનું કયું જ્ઞાન ભ્રમથી રહિત છે તથા કયુ જ્ઞાન ભ્રમયુકત છે, તે નહિ જણાવાથી વેદાંતમા અવિશ્વાસ ઉત્પન્ન થશે માટે દરેક વેદાતમાં રહેલ બ્રહ્મના વિજ્ઞાનવિષે ભેદ છે, આ રીતની શકા કરવી યોગ્ય નથી વળી ધર્માદિની એકતા છે, માટે જ્ઞાનમા અભેદ છે એમ કહેશો તો તે યોગ્ય નથી કારણ કે બ્રહ્મજ્ઞાન ધર્મના સ્વરૂ

પથી રહિત છે. બીજું બ્રહ્મજ્ઞાન વિધિમુખ વચનથી રહિત તેમ જ વસ્તુના અંતિમ હેતુવાળાં બ્રહ્મવચનોવડે ઉત્પન્ન થાય છે. આ બાબત तत्तु समन्वयात् ઈત્યાદિ સૂત્રવડે વ્યાસ ભગવાને નિરૂપણ કરી છે. તો પછી ભેદ તથા અભેદરૂપ વિચારનો આરંભ કરવો, તે ખોટો છે.

ગુરુઃ—વિજ્ઞાનનો ભેદાભેદ સંબંધી વિચાર સગુણ બ્રહ્મને લઈને તેમ જ પ્રાણાદિને લીધે છે. માટે આ વિચાર દોષથી રહિત છે. કારણ કે કર્મની માફક ઉપાસનાઓને વિષે ભેદાભેદનો સંભવ હોય છે. તેમ જ કર્મની માફક ઉપાસનાઓમાં કેટલીક ઉપાસનાઓનું ફળ જોવામાં આવે છે તથા કેટલીકનું ફળ જોવામાં આવતું નથી, એ પ્રમાણે કહેવાય છે. વળી કેટલીક ઉપાસનાઓ અસમ્યક્ પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન કરે છે તથા તેથી ક્રમે કરી મુક્તિરૂપ ફળનો ઉદ્ભવ થાય છે. માટે જ ઉપાસનાઓને વિષે આ રીતના વિચારનો સંભવ છે કે, દરેક વેદાંત જ્ઞાનના ભેદવાળું છે કે નથી? હવે વિજ્ઞાનમાં અભેદ છે, આ રીતના પ્રથમ પક્ષનો હું ઉપસંહાર કરું છું. જ્યોતિ આદિમાં ભેદ પ્રતિપાદનના કારણરૂપે નામ રહેલું છે. ભિન્ન ભિન્ન વેદાંતોમાં વિજ્ઞાનને વિષે ભિન્ન ભિન્ન નામો જોવામાં આવે છે. જેમકે તૈત્તિરીયક વાજસનેયક, કૌથુમક તથા શાટચાયન ઇત્યાદિ તે જ પ્રમાણે કર્મભેદના પ્રતિપાદકરૂપે રૂપનો પણ ભેદ છે. જેમકે વૈશ્વદેવ નામના દેવતાઓને *આમીક્ષા આપો તથા વાજી નામના દેવતાઓને +વાજીન આપો. વળી કેટલેક સ્થળે રૂપનો પણ ભેદ હોય છે. જેમકે કેટલીક શાખાવાળાઓ પંચાગ્નિને બદલે છઠ્ઠાગ્નિનું પ્રતિપાદન કરે છે તથા કેટલાકો પાંચ અગ્નિનું પ્રતિપાદન કરે છે. તેજ પ્રમાણે પ્રાણ આદિના સંવાદમાં કેટલાકો વાગાદિને કાઢી નાંખે છે તથા કેટલાકો ઉમેરે છે. તેજ પ્રમાણે ધર્મનો ભેદ કર્મભેદના પ્રતિપાદકરૂપે કરે છે, એમ કારીરી= આદિમાં શંકા કરેલી છે. વળી કેટલેક સ્થળે ધર્મમાં ભેદ હોય છે. જેમકે અથર્વણ શાખાવાળાઓમાટે શિરોવ્રત હોય છે. અર્થાત્ માથા ઉપર અંગારાનું પાત્ર ધારણ કરવાનું તેઓને વ્રત હોય છે. આ રીતે ભેદના હેતુરૂપ બીજા વેદાંતોમાં પુનરૂક્તિ આદિ ભેદો જોવામાં આવે છે. દરેક વેદાંતમાં વિજ્ઞાનનેવિશે ભેદ રહેલો છે, એમ જો તું કહેતો હોય તો તેના સંબંધી હું કહું, તે તું સાંભળ. સઘળા વેદાંતમાં પ્રમાણરૂપે જે જે જ્ઞાન રહેલું છે, તે તે વેદાંતમાં તે તે પ્રકારનું જ્ઞાન થવું યોગ્ય છે.

* દહીંથી કઠણ બનાવેલું તથા તપાવેલું જે દુધ, તેને આમીક્ષા કહે છે.

+વાજ એટલે અન્ન તથા તેથી યુક્ત આમીક્ષા હોય ત્યારે તેને વાજીન કહે છે.

= કારીરી વચનોનું અધ્યયન કરનારાઓ ભૂમિપર ભોજન કરે છે, પણ બીજાઓ તે પ્રમાણે કરતા નથી.

શિષ્ય-તેમ કેવી રીતે બને ?

ગુરુ-ધર્મ આદિની એકતા છે, તેથી તેમ બનવું શક્ય છે. મૂળ સૂત્રમાં આદિ શબ્દનું ગ્રહણ છે, તેથી બીજી શાખાઓના અધિકરણવિષે જે જે સિદ્ધાન્તરૂપે સૂત્રોનું પ્રતિપાદન કરેલું છે, તે સર્વ અભેદરૂપે જ છે, એમ સિદ્ધ થાય છે. કારણ કે સંયોગ, રૂપ, ધર્મ તથા નામ કે જે દરેક શાખામાં રહેલાં છે, તેમાં ભિન્નતા નથી. જેમકે એક અગ્નિહોત્રમા જો કે શાખાનો ભેદ હોય છે, છતાં (હોમ કરવો જોઇએ) આ રીતનો પુરૂષપ્રયત્ન જોવામાં આવે છે વળી "यो ह वै ज्येष्ठ च श्रेष्ठ च वेद (બૃ૦ ૬,૧ ૧) છા૦ ૫,૧,૧) જે કોઇ જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠરૂપ આત્માને ઓળખે છે." આ પ્રમાણે વાજસનેયી તથા છાદોગની એક જ સરખી પ્રેરણા છે. વળી ઉપાસનાની સાથે જે સંયોગ થવો, તે પણ એક સરખો હોય છે. જેમકે "ज्येष्ठश्च श्रेष्ठश्च स्वानाम् भवति (બૃ ૬,૧,૧) તે પોતાની જ્ઞાતિમાં જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ થાય છે." સંયોગ તેમ જ પ્રેરણા આ બેઉ સ્થળે વિજ્ઞાનનું સ્વરૂપ એક જ સરખું છે. જેથી એમ સિદ્ધ થાય છે કે, પ્રાણતત્વ જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠાદિ ગુણવાળું છે જેવી રીતે દ્રવ્ય તથા દેવતા આ બે યજ્ઞના સ્વરૂપરૂપે છે, તે જ પ્રમાણે વિજ્ઞાનના સ્વરૂપરૂપે વિજ્ઞેય હોય છે. કારણ કે વિજ્ઞાનવડે તેના સ્વરૂપની પ્રતીતિ થાય છે. વળી આખ્યા કહેતા નામ પણ એક જ સરખા હોય છે જેમકે પ્રાણવિદ્યા માટે વિજ્ઞાનોને વિષે સઘળા વેદાન્તમાં એક જ પ્રકારનું જ્ઞાન રહેલું છે, આ પ્રમાણે પંચાગ્નિવિદ્યા, વિશ્વાનરવિદ્યા તથા શાણ્ડિલ્યવિદ્યા ઇત્યાદિને વિષે પણ એકજ પ્રકારના નામની યોજના કરવી. જે કંઇ નામ રૂપાદિરૂપ ભેદના આભાસો છે, તેનો પરિહાર પ્રથમના કાણ્ડમાં કરેલો છે. જેમકે "न नाम्ना स्यादचोदनामिधानत्वात् અર્થ:-નામવડે ભેદ નથી, તેમ જ પ્રેરણાને વિષે જે કંઈ નામ રહેલ છે, તેમા પણ ભેદ નથી. (૧)

શિષ્ય-પણ ગુણોના ભેદને લીધે સર્વ વિજ્ઞાનની એક પ્રતીતિ થતી નથી, તેનું કેમ ?

ગુરુ-આ રીતનું માનવું યોગ્ય નથી. કારણ કે ગુણભેદ ઉત્પન્ન થવા છતા વિદ્યા એક જ છે. આ જ કારણથી ૨ જા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૨ જું. વિદ્યામાં અભેદ

भेदान्नेति चेन्नैकस्यामपि ॥ २ ॥

સૂત્રાર્થ-સર્વ ગુણોમાં ભેદ હોવાથી વિદ્યામાં એકતા નથી, આ રીતનું માનવું યોગ્ય નથી. કારણ કે એક જ વિદ્યામાં આ રીતનો ગુણભેદ જોવામાં આવે છે. (૨)

ટીકા- શિષ્ય-આપનું કહેવું બરાબર છે. પણ વિજ્ઞાનમાં ગુણ ભેદ છે, જેથી સર્વ વેદાન્તનું જ્ઞાન એકરૂપે નથી જેમકે વાજસનેયી શાખાવાળાઓ પંચાગ્નિ વિદ્યાનું સ્તવન કરે છે તથા બીજો એક છઠ્ઠો અગ્નિ માને છે જેમકે "तस्याग्निरग्निर्भवति (બૃ૦ ૬,૨,૧૪) તે મૃત પુરૂષના દાહ માટે અગ્નિ અગ્નિરૂપે થાય છે."

વળી છાંદોગ્યવાળાઓ તેમ માનતા નથી તથા પાંચ અગ્નિમાં જ ઉપસંહાર કરે છે. જેમકે "अथ ह य एतानेवं पञ्चाग्नीन्वेद (છા૦ ૫,૧૦,૧૦) જે કોઈ આ રીતે પાંચ અગ્નિને જાણે છે." આ રીતે કેટલીક શાખામાં આ રીતનો ગુણ છે તથા કેટલીક શાખામાં નથી. તો પછી બેઉ એક જ વિદ્યારૂપે છે, એમ કેવી રીતે બની શકે? પાંચની સંખ્યાનો વિરોધ છે, તેથી ગુણનો ઉપસંહાર માનવો ચોગ્ય નથી. વળી પ્રાણસંવાદમાં શ્રેષ્ઠથી ભિન્ન ચાર પ્રાણો, જેવા કે વાક્, ચક્ષુ, શ્રોત્ર તથા મનને છાંદોગ શાખાવાળાઓ માને છે. વળી વાજસનેયી શાખાવાળાઓ પાંચ પ્રાણ માને છે. જેમકે, "रेतो वै प्रजापतिः प्रजायते ह प्रजया पशुभिर्य एवं वेद (બૃ૦ ૬,૧,૬) વીર્ય એ ઉત્પત્તિના કારણરૂપે છે. જે કોઈ આ પ્રમાણે જાણે છે, તે પ્રજાને ઉત્પન્ન કરે છે તથા પશુયુક્ત થાય છે." આમ એક વસ્તુ ઘટાડવાથી તેમજ બીજી શાખામાં એક વસ્તુનો વધારો કરવાથી વેદરૂપી જ્ઞાનમાં ભેદનો સંભવ થાય છે. વળી વેદમાં ભેદનો સંભવ થવાથી વિદ્યાને વિશે ભેદ થાય છે. જેમકે દ્રવ્ય તથા દેવતાના ભેદને લઇ યજ્ઞમાં ભેદનો સંભવ છે.

ગુરુ:—આ દોષ ચોગ્ય નથી. કારણ કે એક જ વિધિમાં આ રીતના ગુણભેદની ઉત્પત્તિ થાય છે. જો કે છઠ્ઠા અગ્નિના ઉપસંહારનો સંભવ નથી, છતાં સ્વર્ગ આદિ પાંચ અગ્નિનું જ્ઞાન તો બેઉમાં એકજ સરખું છે. માટે વિદ્યાને વિશે ભેદ છે, એમ માનવું ચોગ્ય નથી. *ષોડશીનો સ્વીકાર કરો અથવા ન કરો, તેથી કોઈ –અતિરાત્ર નામના યજ્ઞમાં ભેદ હોતો નથી. છાંદોગ શાખાવાળામાં છઠ્ઠો અગ્નિ માને છે. જેમકે, "तं प्रेत दिष्टमितोऽग्नय एव हरन्ति (છા૦ ૫,૯,૨) તેના મરણ પછી અને તેનું આ લોકમાંથી ગમન થયા પછી તેના શબને તેના પુત્રો અગ્નિસમીપ દાહ અર્થે લઈ જાય છે." વળી વાજસનેયી શાખાવાળાઓ તો કલ્પિત પાંચ પ્રકારના અગ્નિમાં જોડાયલા સમિધ, ધૂમ આદિની કલ્પનાની નિવૃત્તિ માટે નીચલી શ્રુતિનું પ્રમાણ આપે છે. જેમકે, "तस्याग्निरेवाग्निर्भवति समित्समित् (બૃ૦ ૬,૨,૧૪) પ્રેતનો અગ્નિ અગ્નિરૂપે થાય છે તથા તેની સમિધ સમીધરૂપે થાય છે." આ રીતનું તે શાખાવાળાઓનું સર્વદા માનવું છે. જો એમ માનીએ કે, ઉપાસના માટે આ વાદ છે, છતાં છાંદોગ શાખાવાળાઓએ આ ગુણનો ઉપસંહાર કરવો ચોગ્ય છે. બીજું પાંચની સંખ્યામાં વિરોધ છે, તેના માટે શંકા કરવી નહિ. આ કલ્પિત પાંચની સંખ્યા નિત્ય માનવામાં આવે છે, છતાં તેનો સમવાય સંબંધ વિધિ સાથે નથી. માટે તેમાં દોષ નથી. આ પ્રમાણે પ્રાણસંવાદમાં અન્ય સ્થળે જે અધિક ગુણનો ઉપસંહાર કર્યો છે, તેમાં વિરોધ આવતો નથી. વધારા તથા ઘટાડાના ભેદને લીધે

* એક જાતની ક્રિયા છે.

– એક પ્રકારના યજ્ઞનું નામ છે.

જ્ઞાનમા ભેદ છે તથા તેથી વિદ્યામા ભેદ છે, એમ માનવુ યોગ્ય નથી. કારણ કે કોઇક અંશે વેદ્યમા વધારો અથવા ઘટાડો થતો હોય તો તેથી વેદ્યમા અભેદ જ છે, આ રીતનો નિશ્ચય થાય છે. માટે વિદ્યા એક જ છે (૨)

શિષ્ય--આપે ઉપર પ્રમાણે રૂપ-ભેદનું ખંડન કરી વિદ્યાભેદ નથી, એમ પ્રતિપાદન કર્યું, તે યોગ્ય છે પણ ધર્મવિશેષનો ભેદ છે, જેથી વિદ્યામા ભેદોત્પત્તિ થાય છે, તેનુ કેમ ?

ગુરૂ-સ્વાધ્યાયઆદિ ધર્મવિશેષમા ભેદ હોય છે, પણ બ્રહ્મવિદ્યામાં તેમ નથી. આ જ બાબત ઉક્ત સૂત્રમાં વિસ્તાર-પૂર્વક કહી છે. જેમકે,-

## અધિકરણ ૧લું-સૂત્ર ૩ જું.

## ધર્માદિમાં ભેદ.

स्वाध्यायस्य तथात्वेन हि समाचारेऽधिकाराच्च सववच्च तन्नियम ॥३॥

સૂત્રાર્થ--વ્રતનું પ્રતિપાદન કરનારા ગ્રંથમાં નિશ્ચય થાય છે કે, સ્વાધ્યાયનો ભેદ એ ધર્મ છે, પણ વિદ્યાનો એ ધર્મ નથી. કારણ કે વિદ્યાનો નિયમ હોમના નિયમની માફક છે (૩)

ટીકા ગુરૂ:-અથર્વણ શાખાવાળા ઓમાં વિદ્યાના અગધર્મમાં શિરોવ્રત આદિની અપેક્ષા છે, પણ બીજી શાખા વાળાઓમાં નથી. માટે જે વિદ્યાભેદ કહેલો છે, તેનુ નિરાકરણ હું કરૂં છું, તે સાંભળ. સ્વાધ્યાય અર્થાત્ અધ્યયનનો જ ભેદરૂપ ધર્મ છે, પણ વિદ્યાનો ભેદ રૂપ ધર્મ નથી

શિષ્ય-આપ એમ માનો છો, તેનુ શું કારણ ?

ગુરૂ-કારણ કે સમાચારમા અર્થાત્ વેદના વ્રતનુ નિરૂપણ કરવાવાળા ગ્રથમા નિરૂપણ કર્યું છે કે, અધ્યયનના ધર્મ તરીકે વેદવ્રત છે આ રીતે અથર્વણ શાખાવાળાઓ કહે કે, "नैतदचीर्णव्रतोऽधीते (મુ० ૩,૨,૧૧) જેણે પોતાનું શિરોવ્રત કર્યું નથી, તેવાએ આ બ્રહ્મવિદ્યા સંબધી ઉપનિષદનુ કદી અધ્યયન કરવું નહિ" આ સ્થળે મૂળ વિષયરૂપે સૂત્રમાં જે एतत् શબ્દ વાપર્યો છે તેવડે અધ્યયન શબ્દ લેવો તથા તેથી એમ નિશ્ચય થાય છે કે, તેની શાખાનું જે ઉપનિષદ છે, તેના અધ્યયનના ધર્મનું ગ્રહણ કરવુ

શિષ્ય-तेषामेवैता ब्रह्मविद्या वदेत शिरोव्रतम् विधिवद्यैस्तु चीर्णम् (મુ० ૩,૨,૧૦) જેઓએ શિરોવ્રત (મસ્તકપર અગ્નિને ધારણ કરવારૂપ વ્રત) વિધિ પુરસર કર્યું છે, તેવા અધિકાર યુક્ત શિષ્યને જ ગુરૂએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો જોઈએ" આ સ્થળે બ્રહ્મવિદ્યાનો શિરોવ્રત રૂપી ધર્મની સાથે સયોગ જોવામાં આવે છે. હવે બ્રહ્મવિદ્યા તો એક જ છે, માટે ધર્મનો પણ બ્રહ્મવિદ્યા સાથે સંબધ હોવો જોઇએ.

ગુરૂ-બ્રહ્મવિદ્યાનો ધર્મની સાથે સબધ નથી. ન હોવાનું કારણ એ કે, મૂળ શ્રુતિમા "एता ब्रह्मविद्या આ બ્રહ્મ

વિદ્યા" આ રીતે મૂળ વસ્તુનું જ નિરૂપણ છે. વળી બ્રહ્મવિદ્યા મૂળ વસ્તુરૂપે છે. માટે અમુક ગ્રંથને લઇને જ અર્થાત્ અમુક ગ્રંથનો સ્વીકાર કરવાથી જ આ ધર્મ સયોગીરૂપે છે. જેમ હોમનો નિયમ હોય છે, તેની માફક બ્રહ્મવિદ્યાનો નિયમ છે. આ રીતનું સૂચન છે. જેમકે સૌરિઆદિથી લઇ શતૌદનપર્યંત સાત હોમનો ત્રેતાગ્નિ સાથે સંબંધ નથી, એમ અન્ય વેદાંતમાં સૂચવ્યું છે, પણ એકાગ્નિ સાથે સાત હોમનો સંબંધ છે, એમ આથર્વણ શાખાવાળાઓ માનતા હોવાથી, અગ્નિના સંબંધમાં નિયમ કરાય છે. તેજ પ્રમાણે ધર્મનો અધ્યયન સાથે સંબંધ છે; માટે તેના સંબંધમાં નિયમ કરવામાં આવે છે. માટે બ્રહ્મવિદ્યા એકરૂપે છે, એ ચોખ્ખું છે. (૩)

શિષ્યઃ–શું સગુણ વિદ્યા એક છે? કારણ તેઓ ભિન્નભિન્ન જોવામા આવે છે.

ગુરુઃ–સગુણવિદ્યાનો સંબંધ બ્રહ્મવિદ્યા સાથે છે તથા બ્રહ્મવિદ્યા એક છે, માટે સગુણવિદ્યા પણ એક જ છે. આ બાબત શ્રુતિમાં પણ પ્રતિપાદન કરી છે તથા તે જ પ્રમાણે ૪થા સૂત્રમા પણ કહ્યું છે કે;–

## અધિકરણ ૧લું–સૂત્ર ૪થું

## સગુણ બ્રહ્મવિદ્યાની એકતા.

दर्शयति च ॥४॥

સૂત્રાર્થઃ–શ્રુતિ પણ એમ જણાવે છે કે, વિદ્યા એક જ છે. (૪)

ટીકાઃ–ગુરૂ –વેદ પણ સૂચવે છે કે, વિદ્યા એક છે. કારણ કે સર્વ વેદાતમાં એમ જણાવ્યું છે કે, વેદ્ય એક જ છે. જેમકે, 'सर्वे वेदा यत्पदमामनन्ति (કઠ ૨,૧૫) સર્વ વેદો જે પદનું અર્થાત્ પરબ્રહ્મનું પ્રતિપાદન કરે છે." વળી કહ્યું છે કે, "एत ह्येव वह्‌वृचा महत्युक्थे मीमासन्त एतमग्नावध्वर्यव एव महाव्रते छदोगा અર્થ–બ્રહ્મનું જ મોટા ઉકથમાં બહ્વૃચો મનન કરે છે, અધ્વર્યુઓ તેને અગ્નિરૂપે તથા છંદોગો તેને મહાવ્રતરૂપે માને છે." વળી કહ્યું છે કે, "महद्भय वज्रमुद्यतम् (કઠ ૬,૨) આ બ્રહ્મ ઉગામેલ વજ્ર સરખા મહાન્ ભયરૂપે છે." આ રીતે કઠોપનિષદમાં ઇશ્વરના ગુણનું નિરૂપણ કર્યું છે, જે ભયના કારણરૂપે છે. વળી તૈત્તિરિય ઉપનિષદમાં બ્રહ્મમાં જે ભેદ જુવે છે, તેની નિંદા કરી ઉપસંહાર કરવામાં આવ્યો છે. જેમકે, "यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तर कुरुते अथ तस्य भय भवति तत्त्वेव भय विदुषो मन्वानस्य (તૈ૦ ૨, ૭, ૧) અર્થ–જો અવિવેકી અર્થાત્ અવિદ્યાવાન્ પુરૂષ આ પરમાત્માને વિશે ભેદદૃષ્ટિથી જુવે છે, તો તેને ભય ઉત્પન્ન થાય છે. આ બ્રહ્મને જાણતો હોવા છતાં જ્ઞાનની અપરિપક્વ અવસ્થાને લીધે ઉપાસ્ય ઉપાસક ભાવને જોનાર મનુષ્યને ભય થાય છે." તે જ રીતે વાજસનેયી શાખામાં વૈશ્વાનરને પ્રાદેશ માત્ર ગણ્યો છે તથા છાંદોગ્યમાં તેનો સ્વીકાર સિદ્ધરૂપે દર્શાવેલ છે. જેમકે "यस्त्वेतमेव प्रादेशमात्रमभिविमान

मात्मान वैश्वानरमुपास्ते ॥ (છા૦ ૫, ૧૮, ૧) વિશ્વાત્મા જે પ્રાદેશમાત્રરૂપ અર્થાત્ જે પૃથ્વી તથા સ્વર્ગને વિષે વ્યાપ્તરૂપે છે તથા જે અહં શબ્દથી નિર્દિષ્ટ મુખ્ય વસ્તુરૂપે છે, તે વૈશ્વાનર આત્માને બ્રહ્મરૂપે જે ઉપાસે છે, તે સર્વ લોકમા સ્થિતિ કરે છે" તે જ પ્રમાણે સર્વ વેદાતના જ્ઞાન તરીકે બીજે સ્થળે ઉકથઆદિનું જે નિરૂપણ કર્યુ છે, તે ઉપાસનાને માટે છે. માટે મુખ્યત્વે કરીને સર્વત્ર જોવાથી એમ માલમ પડે છે કે, સર્વ વેદાંત જ્ઞાનની પ્રતીતિ ઉપાસનાને લીધે છે. (૪)

શિષ્ય–વિદ્યા એક છે, છતાં ગુણો ભિન્ન ભિન્ન છે, તેનું કેમ?

ગુરુઃ–વિજ્ઞાનના ગુણોનો ઉપસંહાર થતો હોવાથી સિદ્ધ થાય છે કે, વિદ્યા એક જ છે. મૂળ અર્થનો અભેદ છે. આ જ બાબત પાંચમા સૂત્રમાં જણાવી છે. જેમકે;–

## અધિકરણ ૨ જું–સૂત્ર ૫ મું.

## મૂલ વસ્તુનો અભેદ.

उपसंहारोऽर्थाभेदाद्विधिशेषवत् समाने च ॥ ५ ॥

સૂત્રાર્થઃ–વિજ્ઞાન એક સરખું હોવાથી સર્વ ગુણોનો ઉપસંહાર થાય છે. કારણ જેમ વિધિશેષમાં એકતા છે, તેની માફક મૂળ વિષયમા અભેદ છે. (૫)

ટીકાઃ–ગુરૂ–આ પ્રયોજન સૂત્ર છે. સઘળા વેદાંતજ્ઞાનની સ્થિતિ આ પ્રમાણે છે. અર્થાત્ સર્વ વિજ્ઞાન જે કંઇ નિરૂપણ કરેલું છે, તે સઘળા વિજ્ઞાનના ગુણોનો ઉપસંહાર એક સમાન જ્ઞાનને વિશે થાય છે. કારણ કે મૂળ અર્થવિષયનો અભેદ છે. આ ગુણોનો જે અર્થ એક સ્થળે, વિશિષ્ટ વિજ્ઞાનના સહાયકારક હોય છે, તે જ અર્થ અન્ય સ્થળે પણ છે. બેઉ સ્થળે એક જ પ્રકારનું વિજ્ઞાન રહેલું છે. માટે સઘળા ગુણોનો ઉપસંહાર થાય છે. આ ઉપસંહાર વિધિશેષની માફક થાય છે. જેવી રીતે વિધિશેષરૂપ અગ્નિહોત્રાદિ, ધર્મના એક કર્મરૂપે અગ્નિહોત્રાદિ સર્વ સ્થળે રહેલું છે, તે જ રીતે અહીં પણ અર્થને વિષે અભેદ હોવાથી સર્વ ધર્મનો ઉપસંહાર થાય છે. જો વિજ્ઞાનને વિષે ભેદ માનીએ તો પછી ગુણો અન્ય વિજ્ઞાનને વિષે બંધાયલા થવાથી તેમ જ પ્રકૃતિનું અસ્તિત્વ શું છે તથા પ્રકૃતિરૂપ અભાવ શું છે, તેનો ઉપસંહાર થશે નહિ. પણ જો વિજ્ઞાનને અનેકરૂપે માનીએ તો તેમ બની શકશે નહિ. આ સૂત્રનો વધારે વિસ્તાર બ્રહ્મસૂત્રના ત્રીજા અધિકરણના દશમા સૂત્રવડે કરવામાં આવશે. (૫)

શિષ્ય–વાજસનેયી શાખાવાળા તેમ જ છાંદોગોની વિદ્યામાં ભેદ છે. માટે બ્રહ્મવિદ્યામાં ભેદ હોવો જોઇએ

ગુરૂ–આ રીતની તારે શંકા કરવી નહિ. કારણ કે બેઉમાં મૂળ વસ્તુ જોતાં એકતા રહેલી છે. આ જ બાબત છઠ્ઠા સૂત્રમાં નીચે પ્રમાણે જણાવી છે. જેમકે–

## અધિકરણ ૩ જું-સૂત્ર ૬ ઠું
## શાખાભેદ છતાં બ્રહ્મવિદ્યામાં અભેદ.

अन्यथात्वं शब्दादिति चेन्नाविशेषात् ॥६॥

સૂત્રાર્થઃ-શ્રુતિવડે વાજસનેયી તથા છાંદોગ્યની વિદ્યામાં ભિન્નતા છે. આમ શંકા કરવી નહિ. કારણ કે તેઓ એકરૂપે છે. (૬)

ટીકાઃ-શિષ્યઃ-વાજસનેયી સંહિતામાં કહ્યું છે કે "ते ह देवा ऊचुर्हन्तासुरान् यज्ञ उद्गीथेनात्ययामेति (બૃ૦ ૧,૩,૧) દેવો કહેવા લાગ્યા કે, આપણે આ યજ્ઞમાં ઉદ્‌ગીથના ગાનવડે અસુરોનો પરાજય કરીએ." આ પ્રમાણેનું નિરૂપણ કરી અસુર પાપથી ગ્રસ્ત હોવાથી વાગાદિની તથા પ્રાણોની નિન્દા કરી છે તથા મુખ્ય પ્રાણનો નીચે પ્રમાણે સ્વીકાર કર્યો છે. જેમકે "अथ हेममासन्यं प्राणमूचुस्त्वं न उद्गायेति तथेति तेभ्य एष प्राण उदगायत् ॥ (બૃ૦ ૧, ૩, ૭) છેવટે દેવો જેનું નામ આસન્ય છે તેને કહેવા લાગ્યા કે, અમારે માટે તમે ઉદ્‌ગીથનું ગાન કરો તથા તથાસ્તુ એમ કહી પ્રાણ દેવતાએ તેઓને અર્થે ઉદ્‌ગીથનું ગાન કરવા માંડ્યું." તેમ જ છાંદોગ્યમાં કહ્યું છે કે, "तद्ध देवा उद्गीथमाजह्रुरनेनैनानभिभविष्यामः( છા૦ ૧, ૨, ૧) આ દેવોએ ઉદ્‌ગીથને એકત્ર કર્યું અર્થાત્ સોમયાગ કર્યો, એમ માનીને કે આપણે આપણા શત્રુ અસુરોને જીતીશું." બેઉ સ્થળે પ્રાણની પ્રશંસા કરી પ્રાણવિદ્યાની વિધિનું નિરૂપણ કર્યું. હવે આ સ્થળે મને સંશય એ થાય છે કે, વિદ્યામાં ભેદ છે કે વિદ્યા એકરૂપે છે?

ગુરુઃ-પૂર્વે દર્શાવેલ નિયમ પ્રમાણે વિદ્યાનું એકત્વ છે.

શિષ્યઃ-પણ ક્રમને વિષે ભેદ છે, માટે વિદ્યા એકરૂપે છે, એમ કહેવું યુક્ત નથી. કારણ કે વાજસનેયી શાખાવાળાઓ એક રીતે ક્રમ બાંધે છે તથા છાન્દોગો તેથી ભિન્નરૂપે નિરૂપણ કરે છે. જેમકે કહ્યું છે કે "त्वं न उद्गाय (બૃ૦ ૧,૩,૨) તું અમારૂં ઉદ્‌ગાતાનું કર્મ કર." આ પ્રમાણે વાજસનેયી શાખાવાળાઓ ઉદ્‌ગીથના કર્તારૂપે પ્રાણને ગણે છે. વળી છાન્દોગો ઉદ્‌ગીથરૂપે પ્રાણની ઉપાસના કરે છે. જેમકે, "तमुद्गीथमुपासाञ्चक्रिरे (છા૦ ૧,૨,૭) તેની ઉદ્‌ગીથરૂપે ઉપાસના કરી." આ પ્રમાણે વિદ્યા જો એક હોય તો કેવી રીતે બને?

ગુરુઃ-આ દોષ નથી. આ વિશેષણથી વિદ્યાના એકપણાનો નાશ થતો નથી. કારણ કે વિશેષપણાથી રહિત અનેક સ્થળે નિરૂપણ કરેલું છે. જેમકે દેવ તથા અસુરના સંગ્રામનો ક્રમ, અસુરના પરાભવનું નિરૂપણ, ઉદ્‌ગીથનું નિરૂપણ, વાગાદિનું સ્તુતિ, વળી વાગાદિની નિન્દા કરી મુખ્ય પ્રાણ આશ્રયરૂપે છે, એ રીતનું સૂચન, વળી પ્રાણના બળથકી પથ્થરના દૃષ્ટાન્તવડે અસુરોનો નાશ, આ પ્રમાણે બેઉ સ્થળે અનેક અવિશિષ્ટ અર્થોનું સૂચન કરેલ છે, એમ જણાય છે. વળી વાજસનેયીમાં પ્રાણ તથા

ઉદ્દગીથનું સમાનાધિકરણરૂપે વર્ણન કરેલું છે. જેમકે "एष उ वा उद्गीथः (બૃ૦ ૧,૩,૨૩) આ ખરેખરૂં ઉદ્દગીથ છે." માટે છાન્દોગ્યમાં કર્તાપણાની લક્ષણા કરવી યોગ્ય છે. આ હેતુથી વિદ્યાની એકતા છે. (૬)

શિષ્યઃ–પ્રકરણને વિષે ભેદ છે. માટે વિદ્યાની એકતા નથી, માટે તે સંબંધી આપ શું કહો છો ?

ગુરુઃ–જેવી રીતે ઉદ્દગીથરૂપ પરમાત્મામાં ભેદ રહેલો છે, તેની માફક આ સ્થળે પણ જાણવું. વળી ૭મા સૂત્રમાં વ્યાસે પણ તે જ પ્રમાણે કહ્યુ છે. જેમકે –

## અધિકરણ ૩જું-સૂત્ર ૭મું.

## વિદ્યાની અનેકતા.

**न वा प्रकरणभेदात्परोवरीयस्त्वादिवत्॥७॥**

સૂત્રાર્થ–પ્રકરણના ભેદને લીધે ઉદ્દગીથઆદિની માફક વિદ્યામાં એકતા નથી.

ટીકાઃ–શિષ્ય–વિદ્યા એકરૂપે છે, તે યોગ્ય લાગતુ નથી. પણ વિદ્યામાં ભેદ છે, એ રીતનું યોગ્ય લાગે છે.

ગુરૂ–તેમ કહેવાનું શું કારણ ?

શિષ્ય.–પ્રકરણને વિષે અર્થાત્ ક્રમને વિષે ભેદ જોવામાં આવે છે, માટે વિદ્યામાં ભેદ હોવો જોઇએ. ક્રમમાં ભેદ નીચે પ્રમાણે જોવામાં આવે છે. જેમકે, છાન્દોગ્યમાં કહ્યું છે કે, "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत (છા૦ ૧, ૧, ૧) ઓં એવા ઉદ્દગીથરૂપ અક્ષરની ઉપાસના કરવી જોઈએ." આ પ્રમાણે ઉદ્દગીથના અવયવરૂપ ૐકાર ઉપાસ્યરૂપે છે. આ પ્રમાણે વર્ણન કર્યું છે તથા ત્યાં આગળ રસ તથા તમ આદિ ગુણનું પણ નિરૂપણ કર્યું છે. જેમકે "अथ खल्वेतस्यैवाक्षरस्योपव्याख्यानं भवति (છા૦ ૧,૧,૧૦) આ જ ૐકાર અક્ષરનું વર્ણન છે." આ પ્રમાણે ફરીથી ઉદ્દગીથના અવયવરૂપ ૐકારનું નિરૂપણ કર્યું છે તથા દેવ અને અસુરની આખ્યાયિકાદ્વારા તેનું નિરૂપણ કરેલું છે. જેમકે "प्राणमुद्गीथमुपासाञ्चक्रिरे (છા૦૧, ૨,૨) તેઓએ પ્રથમ નાસિકાથી ઉત્પન્ન થયેલ પ્રાણને ઉદ્દગીથરૂપે ઉપાસના કરી".હવે આ સ્થળે ઉદ્દગીથરૂપે ભક્તિને ગણીએ તથા કર્તા ઉદ્દગાતારૂપ ઋત્વિકને ઉપાસ્યરૂપે માનીએ તો પછી ક્રમમાં બાધ આવશે તથા લક્ષણા ઉત્પન્ન થવાનો પ્રસંગ આવશે. મારૂં માનવું તો એમ છે કે, એક જ વાક્યમાં ક્રમને લઇને ઉપસંહાર કરવો જોઇએ. માટે અહીં ઉદ્દગીથના અવયવરૂપ ૐકારનો પ્રાણની દૃષ્ટિરૂપે ઉપદેશ કરેલો છે તથા વાજસનેયીમાં ઉદ્દગીથ શબ્દવડે કરીને અવયવનો સ્વીકાર કરવો જોઇએ તથા

પ્રાણ સર્વાત્મપણાના પ્રતિપાદનરૂપે છે, એટલો વિદ્યાનું એકપણું રહી શકતું નથી. વળી ઉદ્‌ગીથ શબ્દ કેવળ ભક્તિને લઇને છે, એમ કહેવું પણ ખોટું છે. તે જ પ્રમાણે પ્રાણના ઉદ્‌ગાતારૂપનો અસંભવ હોવાથી તેનો ત્યાગ કરવામાં આવે તો તે પણ યોગ્ય નથી. કારણ કે ઉદ્‌ગીથની માફક ઉદ્‌ગાતાનો ઉપદેશ પણ ઉપાસનાને લીધે છે. વળી પ્રાણના બળવડે ઉદ્‌ગાતા પોતાનું કર્મ કરે છે. એટલે તેમાં અસંભવ હોતો નથી. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે "वाचा च ह्येव स प्राणेन चोदगायत॥ (બૃ૦ ૧, ૩, ૨૪) વાણી તથા પ્રાણવડે તેણે ઉદ્‌ગીથનું ગાન કર્યું." જ્યારે આ પ્રમાણે કહેલ અર્થોનો ભેદ જોવામાં આવે છે તો પછી કેવળ વાક્યના કંઇએક અંશથી સાદૃશ્યતા લઇ એકજ પ્રકારનો અર્થ છે, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે ×અભ્યુદયવાળાં વાક્યોમાં તથા +પશુની કામનાવાળાં વચનોમાં કહેલું છે કે "त्रेधां तण्डुलान् विभजेद्ये मध्यमाः स्युःस्तानग्नये दात्रे पुरोडाशमष्टकपालं कुर्यात् તેણે ચોખાના ત્રણ ભાગ કરવા. તે માંહેલા વચલા ભાગનો અગ્નિદાતાને માટે અષ્ટકપાલરૂપ પુરોડાશ કરવો." આ પ્રમાણે જો કે બેઉ પ્રકારનાં વચનોમાં નિર્દેશની એકતા છે, પણ ક્રમમાં ભેદ હોવાથી અભ્યુદયવાળાં વચનોમાં દર્શાદિ દેવનો ત્યાગ કરવાનો વિધિ છે તથા પશુયાગમાં કેવળ યાગનો વિધિ છે. તે જ પ્રમાણે આ સ્થળે પણ ક્રમમાં ભેદ હોવાથી, વિદ્યાના સંબંધમાં ભેદ છે.

ગુરુઃ—પરોવરીયની માફક અર્થાત્ ઉદ્‌ગીથના સરખો ભેદ છે. જેમકે પરમાત્માના સ્વીકારના સંબંધમાં નીચે પ્રમાણેની બેઉ શ્રુતિઓમાં અધ્યાસની એકતા છે. જેમકે, "आकाशो ह्येवैभ्यो ज्यायानाकाशः परायणम् (છા૦ ૧,૯,૧) स एव परोवरीयानुद्गीथः स एषोऽनन्तः (છા૦ ૧,૯,૨) આકાશ

× અભ્યુદયવાળાં વાક્યોઃ—ચૌદસને દહાડે અમાસની ભ્રાંતિથી દર્શ કર્મ માટે જે યજમાન પ્રવૃત્ત થાય છે તેણે ચોખા, દહીં તથા દૂધરૂપી હવિ દર્શદેવતાને આપવા માટે સંકલ્પ કરેલ હોય છે. હવે ચંદ્રમા પાછળથી ઉગે છે. કાલનું અતિક્રમણ થવાથી જે હવિ સંકલ્પ કરી જૂદું કાઢી રાખેલ હોય છે તે હવિ યજમાનને પ્રજા તથા પશુથી છૂટા પાડે છે. આ કારણથી તે હવિને સંકલેલા દર્શદેવોથી છૂટું પાડવું તથા મધ્યમ અર્થાત્ પૌણીઆ ચોખાને આઠ કપાલમાં મૂકી અગ્નિને પુરોડાશરૂપે આપવા. આખા ચોખા દહીંમાં મેળવી ઇન્દ્રને આપવા તથા ઝીણા ચોખા દૂધમાં રાંધી વિષ્ણુને આપવા.

+ પશુકામવાક્ય.—જે પશુની કામનાવાળો છે, તેણે અમાવાસ્યાને દિવસે યજ્ઞ કરવો. ત્યાર બાદ વાછરડાને તેની માતા ગાયથી દૂર કરવો. આ રીતે અભ્યુદય તથા પશુકામનાના યાગનો વિધિ એક સરખો છે. પણ વત્સને દૂર કરી તેની મા પાસેથી છોડી અન્ય સ્થળ પ્રતિ લઇ જવાનો વિશેષ ક્રમ છે. માટે પશુકામના અન્ય યાગનું વિધાન છે તથા અભ્યુદય વાક્ય સાથે તેની એકતા નથી.

∸ પર કહેતા પ્રાણ આદિ, તેના કરતા શ્રેષ્ઠ અર્થાત્ આકાશવત્ પરમાત્મા. પણ આ સ્થળે ઉદ્‌ગીથ લેવું.

ઉદ્ગીથનું સમાનાધિકરણરૂપે વર્ણન કરેલું છે. જેમકે "एष उ वा उद्गीथः (બૃ૦ ૧,૩,૨૩) આ ખરેખરૂં ઉદ્ગીથ છે." માટે છાન્દોગ્યમાં કર્તાપણાની લક્ષણા કરવી યોગ્ય છે. આ હેતુથી વિદ્યાની એકતા છે. (૬)

શિષ્યઃ-પ્રકરણને વિષે ભેદ છે. માટે વિદ્યાની એકતા નથી, માટે તે સંબંધી આપ શું કહો છો ?

ગુરુઃ-જેવી રીતે ઉદ્ગીથરૂપ પરમાત્મામાં ભેદ રહેલો છે, તેની માફક આ સ્થળે પણ જાણવું. વળી ૭મા સૂત્રમાં વ્યાસે પણ તે જ પ્રમાણે કહ્યું છે. જેમકે.-

## અધિકરણ ૩જું-સૂત્ર ૭મું.

## વિદ્યાની અનેકતા.

न वा प्रकरणभेदात् परोवरीयस्त्वादिवत्॥७॥

સૂત્રાર્થઃ-પ્રકરણના ભેદને લીધે ઉદ્ગીથઆદિની માફક વિદ્યામાં એકતા નથી.

ટીકાઃ-શિષ્ય -વિદ્યા એકરૂપે છે, તે યોગ્ય લાગતું નથી. પણ વિદ્યામાં ભેદ છે, એ રીતનું યોગ્ય લાગે છે.

ગુરુઃ-તેમ કહેવાનું શું કારણ ?

શિષ્યઃ-પ્રકરણને વિષે અર્થાત્ ક્રમને વિષે ભેદ જોવામાં આવે છે, માટે વિદ્યામાં ભેદ હોવો જોઇએ. ક્રમમાં ભેદ નીચે પ્રમાણે જોવામાં આવે છે. જેમકે, છાન્દોગ્યમાં કહ્યું છે કે, "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत (છા૦ ૧, ૧, ૧) ઓં એવા ઉદ્ગીથરૂપ અક્ષરની ઉપાસના કરવી જોઈએ." આ પ્રમાણે ઉદ્ગીથના અવયવરૂપ ઓંકર ઉપાસ્યરૂપે છે. આ પ્રમાણે વર્ણન કર્યું છે તથા ત્યાં આગળ રસ તથા તમ આદિ ગુણનું પણ નિરૂપણ કર્યું છે. જેમકે "अथ खल्वेतस्यैवाक्षरस्योपव्याख्यानं भवति (છા૦ ૧,૧,૧૦) આ જ ઓંકાર અક્ષરનું વર્ણન છે." આ પ્રમાણે ફરીથી ઉદ્ગીથના અવયવરૂપ ઓંકારનું નિરૂપણ કર્યું છે તથા દેવ અને અસુરની આખ્યાયિકાદ્વારા તેનું નિરૂપણ કરેલું છે. જેમકે "प्राणमुद्गीथमुपासाञ्चक्रिरे (છા૦૧, ૨,૨ ) તેઓએ પ્રથમ નાસિકાથી ઉત્પન્ન થયેલ પ્રાણને ઉદ્ગીથરૂપે ઉપાસના કરી".હવે આ સ્થળે ઉદ્ગીથરૂપે ભક્તિને ગણીએ તથા કર્તા ઉદ્ગાતારૂપ ઋત્વિકને ઉપાસ્યરૂપે માનીએ તો પછી ક્રમમાં બાધ આવશે તથા લક્ષણા ઉત્પન્ન થવાનો પ્રસંગ આવશે; મારૂં માનવું તો એમ છે કે, એક જ વાક્યમાં ક્રમને લઇને ઉપસંહાર કરવો જોઇએ. માટે અહીં ઉદ્ગીથના અવયવરૂપ ઓંકારનો પ્રાણની દૃષ્ટિરૂપે ઉપદેશ કરેલો છે તથા વાજસનેયીમાં ઉદ્ગીથ શબ્દવડે કરીને અવયવનો સ્વીકાર કરવો જોઇએ તથા કારણનો અભાવ થવાથી કેવળ ભક્તિનું નિરૂપણ કરેલું છે. જેમકે "त्वं न उद्गाय ( બૃ,૧,૩,૨ ) તું અમારૂં ઉદ્ગાતાનું કર્મ કર." આમાં ઉદ્ગાતાનો કર્તા ઋત્વિક પ્રાણરૂપે કરી નિરૂપણ કરાય છે. એમ ભિન્ન વિષય જોવામાં આવે છે. જો કે પ્રાણનું તથા ઉદ્ગીથનું સમાનાધિકરણ છે, છતાં ઉદ્ગાતારૂપે દર્શાવાતો

પ્રાણ સર્વાત્મપણાના પ્રતિપાદનરૂપે છે, એટલે વિદ્યાનું એકપણું રહી શકતું નથી. વળી ઉદ્ગીથ શબ્દ કેવળ ભક્તિને લઇને છે, એમ કહેવું પણ ખોટું છે. તે જ પ્રમાણે પ્રાણના ઉદ્ગાતારૂપનો અસંભવ હોવાથી તેનો ત્યાગ કરવામાં આવે તો તે પણ યોગ્ય નથી. કારણ કે ઉદ્ગીથની માફક ઉદ્ગાતાનો ઉપદેશ પણ ઉપાસનાને લીધે છે. વળી પ્રાણના બળવડે ઉદ્ગાતા પોતાનું કર્મ કરે છે. એટલે તેમાં અસંભવ હોતો નથી. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે "वाचा च ह्येव स प्राणेन चोदगायत्॥ (બૃ૦ ૧, ૩, ૨૪) વાણી તથા પ્રાણવડે તેણે ઉદ્ગીથનું ગાન કર્યું." જ્યારે આ પ્રમાણે કહેલ અર્થોનો ભેદ જોવામાં આવે છે તો પછી કેવળ વાક્યના કંઇએક અંશથી સાદૃશ્યતા લઇ એકજ પ્રકારનો અર્થ છે, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે ×અભ્યુદયવાળાં વાક્યોમાં તથા +પશુની કામનાવાળાં વચનોમાં કહેલું છે કે "त्रेधा तण्डुलान् विभजेद्ये मध्यमाः स्युस्तानग्नये दात्रे पुरोडाशमष्टकपालं कुर्यात् તેણે ચોખાના ત્રણ ભાગ કરવા. તે માંહેલા વચલા ભાગનો અગ્નિદાતાને માટે અષ્ટકપાલરૂપ પુરોડાશ કરવો." આ પ્રમાણે જો કે બેઉ પ્રકારનાં વચનોમાં નિર્દેશની એકતા છે, પણ ક્રમમાં ભેદ હોવાથી અભ્યુદયવાળાં વચનોમાં દર્શાદિ દેવનો ત્યાગ કરવાનો વિધિ છે તથા પશુયાગમાં કેવળ યાગનો વિધિ છે. તે જ પ્રમાણે આ સ્થળે પણ ક્રમમાં ભેદ હોવાથી, વિદ્યાના સંબંધમાં ભેદ છે.

શંકાઃ—પરોવરીયની માફક અર્થાત્ ઉદ્ગીથના સરખો ભેદ છે. જેમકે પરમાત્માના સ્વીકારના સંબંધમાં નીચે પ્રમાણેની બેઉ શ્રુતિઓમાં અધ્યાસની એકતા છે. જેમકે, "आकाशो ह्येवैभ्यो ज्यायानाकाशः परायणम् (છાં૦ ૧,૯,૧) स एष परोवरीयानुद्गीथः स एषोऽनन्तः (છાં૦ ૧,૯,૨) આકાશ

× અભ્યુદયવાળા વાક્યોઃ—ચૌદસને દહાડે અમાસની ભ્રાંતિથી દર્શ કર્મ માટે જે યજમાન પ્રવૃત્ત થાય છે તેણે ચોખા, દહી તથા દૂધરૂપી હવિ દર્શદેવતાને આપવા માટે સંકલ્પ કરેલ હોય છે. હવે ચંદ્રમા પાછળથી ઉગે છે. કાળનું અતિક્રમણ થવાથી જે હવિ સંકલ્પ કરી જૂદું કાઢી રાખેલ હોય છે તે હવિ યજમાનને પુત્ર તથા પશુથી છૂટા પાડે છે. આ કારણથી તે હવિને સકલોવા દર્શદેવોથી છૂટું પાડું તથા મધ્યમ અર્થાત્ પોલીઆ ચોખાને આઠ કપાલમાં મૂકી અગ્નિને પુરોડાશરૂપે આપવા. આખા ચોખા દહીંમાં મેળવી ઇન્દ્રને આપવા તથા ઝીણા ચોખા દૂધમાં રાંધી વિષ્ણુને આપવા.

+ પશુકામવાક્ય—જે પશુની કામનાવાળો છે, તેણે અમાવાસ્યાને દિવસે યજ્ઞ કરવો. ત્યાર બાદ વાછરડાને તેની માતા ગાયથી દૂર કરવો. આ રીતે અભ્યુદય તથા પશુકામનાના યાગનો વિધિ એક સરખો છે. પણ વાછરડાને દૂર કરી તેની મા પાસેથી છોડી અન્ય સ્થળ પ્રતિ લઇ જવાનો વિશેષ ક્રમ છે. માટે પશુકામના અન્ય યાગનું વિધાન છે તથા અભ્યુદય વાક્ય સાથે તેની એકતા નથી.

÷ પર કહેતાં પ્રાણ આદિ, તેના કરતાં શ્રેષ્ઠ અર્થાત્ આકાશવત્ પરમાત્મા. પનુ આ સ્થળે ઉદ્ગીથ કહ્યું.

એ સર્વ કરતાં શ્રેષ્ઠ છે તથા તે સર્વના પરમ અયનરૂપે અર્થાત્ આશ્રયરૂપે છે.” આકાશ એ સર્વોત્તમ ઉદ્ગીથરૂપ તથા અનંતરૂપે છે.” આ પ્રમાણે પરોવરીય અર્થાત્ આકાશાદિ ગુણવાળી ઉદ્ગીથની ઉપાસના, આદિત્યમાં રહેલ હિરણ્યશ્મશ્રુ આદિ ગુણવાળી ઉદ્ગીથની ઉપાસનાથી જૂદી છે.

આ પ્રમાણે એક શાખામાં પણ એક બીજાના ગુણનો ઉપસંહાર નથી, તો પછી ભિન્ન ભિન્ન શાખાઓમાં ભિન્ન ભિન્ન ઉપાસનાઓ હોય તો તેમાં શું જ પૂછવું ? (૭)

શિષ્યઃ–આપ કહેશો કે, સંજ્ઞાને લીધે વિદ્યાની એકતા છે તો તે પણ આપનું કહેવું બરોબર નથી. કારણ કે, સંજ્ઞાની એકતા ભેદવાળી વિદ્યામાં પણ હોય છે.

ગુરૂઃ–પણ જ્યાં સંજ્ઞામાં એકતા છે ત્યાં વિદ્યામાં પણ એકતા છે. આ જ બાબત વ્યાસે ૮મા સૂત્રમાં નીચે પ્રમાણે જણાવી છે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૮ મું.
## સંજ્ઞાની એકતાથી શું વિદ્યામાં એકતા ?

संज्ञातश्चेत्तदुक्तमस्ति तु तदपि ॥ ८ ॥

સૂત્રાર્થઃ–સંજ્ઞાની એકતા પ્રસિદ્ધ ભેદવાળી વિદ્યામાં પણ કહેલી જોવામાં આવે છે. તો પછી સંજ્ઞાને લઇ વિદ્યામાં એકતા છે, એ આપનું કહેવું યોગ્ય નથી. (૮)

ટીકાઃ–શિષ્યઃ–આપણે એમ કહીએ કે, સંજ્ઞાના એકપણાથી વિદ્યાની એકતા છે. આ પ્રમાણેની યોગ્યતા હોવી જોઇએ. કારણ કે બેઉ સ્થળે ઉદ્ગીથરૂપી વિદ્યા, આ પ્રમાણેની એક જ સંજ્ઞા છે. આ પ્રમાણે આપ કહેશો તો તે પણ બની શકશે નહિ. કારણ કે આગળના સૂત્રમાં જ તે બાબતનું નિરૂપણ કરેલું છે. કારણ કે ‘તિના અક્ષરોની પ્રમાણતા છે. પણ સંજ્ઞાનું એક તત્વ બાહ્ય પ્રમાણરૂપે છે. ઉદ્ગીથ શબ્દ માત્રના પ્રયોગથી વ્યવહાર કરનારા લોકો જ ઉપચાર કરે છે. વળી પ્રસિદ્ધ ભેદવાળી પરોવરીય આદિ ઉપાસનામાં ઉદ્ગીથવિદ્યા, આ પ્રમાણેનું સંજ્ઞાનું એકપણું છે.જેવી રીતે એક જ કાઠક ગ્રન્થમાં કહેલ અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણ માસ આદિ પ્રસિદ્ધ ભેદોને વિષે કાઠકરૂપી એક જ સંજ્ઞા જોવામાં આવે છે, તેમ જ આ સ્થળે પણ થશે.

ગુરુ–પણ જ્યાં આગળ કોઇ પણ રીતનો ભેદ હોતો નથી, ત્યાં આગળ સંજ્ઞાની એકતાને લીધે, જેમ સંવર્ગવિદ્યા આદિમાં થાય છે તેમ વિદ્યાની એકતા ભલે થાઓ. પણ આ સ્થળે તેમ નથી. (૮)

શિષ્ય–ઉદ્ગીથને શું અધ્યાસરૂપે, અપવાદરૂપે, એકત્વરૂપે કે વિશેષણરૂપે માનવું ?

ગુરૂઃ–ઉદ્ગીથને વિશેષણરૂપે માનવું તથા આ જ બાબત વ્યાસે ૯મા સૂત્રવડે નીચે પ્રમાણે દર્શાવી છે;–

## અધિકરણ ૪ થું–સૂત્ર ૯ મું.
## ઓંકાર વ્યાપકરૂપે.

**व्याप्तेश्च समञ्जसम् ॥९॥**

સૂત્રાર્થઃ–સર્વ વેદમાં ઓંકારની વ્યાપ્તિ છે, માટે ઉદ્‌ગીથ વિશેષણરૂપે છે, એમ કહેવું દોષરહિત છે. (૯)

ટીકા.–શિષ્ય.– "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत (છાં૦ ૧,૧,૧) ઓમ્ એવી ઉદ્‌ગીથરૂપ અક્ષરની ઉપાસના કરવી જોઇએ." આ સ્થળે અક્ષર તથા ઉદ્‌ગીથ શબ્દની એકતા છે, એમ શ્રુતિમાં જણાય છે. હવે આમાં અધ્યાસ, અપવાદ, એકતા તથા વિશેષણ, આ રીતના પક્ષોનો ભાસ થવાથી આ ચારમાંથી કયો પક્ષ ગ્રહણ કરવા યોગ્ય છે, તે આપ જણાવશો? બે વસ્તુમાંથી એક વસ્તુનો વિચાર નાશ પામ્યા વિના બીજો વિચાર ઉત્પન્ન થાય છે, તેનું નામ અધ્યાસ કહેવાય છે. જે વસ્તુને વિશે ભિન્ન વિચાર લાગેલો હોય છે તે વસ્તુમાં તે વિચારનો આરોપ થયલો કહેવાય છે. જેવી રીતે બ્રહ્મના વિચારમાં નામનો આરોપ કરવામાં આવે છે, પણ બ્રહ્મના વિચારવડે તેમાથી નામનો વિચાર નાશ પામતો નથી. દાખલા તરીકે પ્રતિમા આદિમાં વિષ્ણુ આદિના વિચારરૂપ અધ્યાસ થાય છે. આ જ પ્રમાણે અક્ષર બ્રહ્મમાં ઉદ્‌ગીથના વિચારનો અધ્યાસ થાય છે અથવા તો ઉદ્‌ગીથમા અક્ષર બ્રહ્મનો વિચાર થાય છે. કોઇ એક વસ્તુમાં પૂર્વે મિથ્યા વિચારનો જ્યારે નિશ્ચય થયેલો હોય છે તથા ત્યાર પછી તેને વિષે યથાર્થ વિચાર ઉત્પન્ન થાય છે ત્યારે પૂર્વે ઉત્પન્ન થયેલ મિથ્યા બુદ્ધિનો જે નાશ, તેનું નામ અપવાદ છે. દાખલા તરીકે દેહ તથા ઇન્દ્રિયના સમૂહવિષે જે આત્મબુદ્ધિ થાય છે, તેનો પાછળથી तत्त्वमसि આદિ યથાર્થ બુદ્ધિવડે નાશ થઈ આત્મામાંજ જે આત્મબુદ્ધિ થવી, તેનું નામ અપવાદ અથવા તો દિશામાં ભ્રાન્તિરૂપી બુદ્ધિની નિવૃત્તિ દિશાના ખરા જ્ઞાનથી થાય છે. આ રીતે આ સ્થળે પણ અક્ષર બુદ્ધિના જ્ઞાનવડે ઉદ્‌ગીથ બુદ્ધિનો નાશ થાય છે અથવા તો ઉદ્‌ગીથ બુદ્ધિવડે અક્ષર બુદ્ધિનો નાશ થાય છે. જો અક્ષર તથા ઉદ્‌ગીથ શબ્દનો એકજ અર્થ થતો હોય તો તે એકત્વરૂપે કહેવાય છે. જેમકે બ્રાહ્મણને દ્વિજોત્તમ અથવા ભૂમિદેવ કહેવામાં આવે છે. સર્વ વેદને વિષે વ્યાપી રહેલ એવા ઓંકાર અક્ષર બોલતી વખતે ઉદ્‌ગાતાને વિશેષ પ્રકારનો જે બોધ થયો, તેનું નામ વિશેષણ છે. દાખલા તરીકે જે કમળ કાળું છે તે તું લાવ. તેમ આ સ્થળે પણ જે ઉદ્‌ગીથરૂપ ઓંકાર છે, તેની જ તું ઉપાસના કર આ પ્રમાણે એક જ સરખા વચનો જ્યાં જોવામા આવે છે, તેવે સ્થળે અનેક પક્ષનો પ્રતિભાસ થાય છે, તેમાંથી કયા પક્ષનો નિશ્ચય કરવો, તે આપ મને જણાવશો?

ગુરૂ–આજ હેતુને લઇ "व्याप्तेश्च समञ्जसम् આ રીતનું સૂત્ર કહ્યું છે. અહીં મૂળ સૂત્રમાં જે च શબ્દ વાપરેલો છે, તે तु શબ્દના અર્થમાં છે તથા ત્રણે પ્રકારના

પક્ષોનું ખંડન કરવા માટે જ તુ શબ્દ વાપરેલો છે. આ સ્થળે ત્રણે પક્ષો દૂષિત છે. તેથી તે પક્ષોનો નિષેધ કરવામાં આવ્યો છે. કેવળ વિશેષણ પક્ષજ દોષ રહિત છે, માટે તેનું ગ્રહણ કરવામાં આવ્યું છે.

શિષ્યઃ-પણ અધ્યાસના સંબંધમાં જે બુદ્ધિ અન્ય વસ્તુનો આરોપ કરે છે, તે બુદ્ધિને જ શબ્દની લક્ષણાવૃત્તિ ઉત્પન્ન કરવાનો પ્રસંગ આવશે. તેમજ ફળની કલ્પના કરવાનો પ્રસંગ આવશે. ફળ તરીકે શ્રુતિમાં કહ્યું છે કે "आपयिता ह वै कामाना भवति (છાં૦ ૧,૧,૭) જે આ પ્રમાણે જાણી અક્ષરરૂપ ઉદ્ગીથની ઉપાસના કરે છે, તે ખચીત કામોની પ્રાપ્તિ કરવાવાળો થાય છે."

ગુરૂ-આ પ્રમાણે માનવું યોગ્ય નથી. કારણ કે તે ફળ અન્ય વસ્તુનું છે. કારણકે અમુક વસ્તુની પ્રાપ્તિ થવી, તે ફળ દૃષ્ટિનું છે, પણ ઉદ્ગીથરૂપ અધ્યાસનું ફળ તે કહેવાઈ શકે નહિ અપવાદ માનીએ તો પણ ફળનો અભાવ સમાન જ છે.

શિષ્યઃ-મિથ્યાજ્ઞાનની નિવૃત્તિરૂપ ફળ છે, એમ કહીએ તો કેમ?

ગુરૂ-તેમ કહેવાઈ શકે નહિ કારણ કે મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થવી, એમાં કોઈ પુરૂષાર્થની આવશ્યકતા નથી. વળી આ સ્થળે કદાપિ ૐકારમાંથી ૐકાર બુદ્ધિનો નાશ થતો નથી, તેમજ ઉદ્ગીથમાંથી ઉદ્ગીથ બુદ્ધિનો નાશ થતો નથી. વળી આ વચન વસ્તુનું પ્રતિપાદન કરવા માટે છે, એમ પણ નથી. કારણ કે ઉપાસના વિધિમુખવાળું આ વચન છે. વળી ૐકાર તથા ઉદ્ગીથ એકત્વરૂપે છે, એ અર્થ પણ બંધ બેસતો નથી. કારણ કે જો તેમ માનીએ તો પછી બે શબ્દોનું કહેવું પ્રયોજન વિનાનું થાય. કારણ કે એમાંથી એકવડે જ કરેલા અર્થનો બોધ થાય છે વળી હોતાના વિષયરૂપ અગ્નિહોત્રના વિષયમાં ૐકાર શબ્દથી દર્શાવાતા અક્ષર બ્રહ્મની ઉદ્ગીથ શબ્દરૂપે પ્રસિદ્ધિ નથી. તેમ જ સામના સર્વ દ્વિતીય ભક્તિમાં અર્થાત્ યજુર્વેદમાં પણ ઉદ્ગીથ શબ્દથી ૐકાર શબ્દની સિદ્ધિ નથી. જો તેમ હોય તો બેઉને વિશે ભિન્નતા રહે. આ પ્રમાણે હોવાથી છેવટમાં એમ સિદ્ધ થાય છે કે, વિશેષણરૂપે છે. કારણ કે ૐકાર અક્ષર વ્યાપકરૂપે છે, એમ સર્વ વેદમાં કહ્યું છે. સર્વના વ્યાપકરૂપ અક્ષર બ્રહ્મ વિશેષ્ય થવાનો પ્રસંગ બને નહિ, પણ ઉદ્ગીથ શબ્દ અક્ષર બ્રહ્મના વિશેષણરૂપે છે.

શિષ્યઃ-ઉદ્ગીથના અવયવરૂપ ૐકારને માનીએ તો કેમ? આ પક્ષમાં પણ એક જ પ્રકારની લક્ષણા રહેલ છે. કારણ કે તેમ થવાથી ઉદ્ગીથ શબ્દને પણ અવયવની લક્ષણા ઉત્પન્ન થશે.

ગુરુઃ-આ તારૂં માનવું ખરૂં છે. લક્ષણામાં પણ સામીપ્યતા તથા દૂરતા હોય છે. અધ્યાસ પક્ષે એક પદાર્થમાં અન્ય પ્રકારની બુદ્ધિ થવી, આ પ્રમાણે દૂરતા વાળી લક્ષણા રહેલી છે. પણ વિશેષણનો પક્ષ માનીએ તો અવયવીના નિરૂપણવડે અવયવનો બોધ થાય છે, આ રીતે

સમીપતાની લક્ષણા છે. જેમ પટ તથા ગાય આદિ સમૂહવાચક શબ્દથી તેમાં રહેલ અવયવનું પણ નિરૂપણ થાય છે, તે જ પ્રમાણે ૐકારથી ઉદ્‌ગીથનું નિરૂપણ બની શકે છે. માટે ૐકાર અક્ષર વ્યાપકરૂપે હોવાથી, ઉદ્‌ગીથ તેના વિશેષણરૂપે છે. આ બાબત યોગ્ય છે તથા તેમ થવાથી કોઈ રીતના દોષનો સંભવ આવી પડશે નહિ. (૯)

શિષ્યઃ–એક શાખામાં જે ગુણોનું નિરૂપણ કરેલ હોય, તે ગુણોનું ગ્રહણ અન્ય શાખામાં થઈ શકે કે નહિ ?

ગુરૂઃ–સર્વ શાખાઓમાં અભેદ હોવાથી એક સ્થળમાં કહેલા ગુણોનો અન્ય સ્થળે પણ સંભવ છે. આ જ બાબત ૧૦મા સૂત્રવડે વ્યાસ ભગવાને નીચે પ્રમાણે નિરૂપણ કરી છે;–

## અધિકરણ ૪ થું–સૂત્ર ૧૦ મું.

## સર્વમાં અભેદને લીધે ગુણમાં અભેદ.

सर्वाभेदादन्यत्रेमे ॥ १० ॥

સૂત્રાર્થ –સર્વમાં અભેદ છે, માટે એક સ્થળે કહેલા ગુણો અન્ય સ્થળે પણ સ્વીકારાય. (૧૦)

ટીકાઃ–શિષ્ય –વાજી તથા છાંદોગોના પ્રાણસંવાદમાં કહેલું છે કે, પ્રાણ શ્રેષ્ઠ આદિ ગુણથી યુક્ત હોવાને લીધે ઉપાસ્યરૂપે છે. ત્યાં આગળ વસુમાન આદિ ગુણોથી યુક્ત વાક્ આદિનું પણ નિરૂપણ કરેલું છે. વળી તે જ વસુમાન આદિ ગુણો પ્રાણમાં પણ અર્પણ કરેલા છે. જેમકે કહ્યું છે કે, यद्वा अहं वसिष्ठाऽस्मि त्वं तद्वसिष्ठोऽसि (બૃ૦ ૬,૧,૧૪) તમો દ્રવ્યવાનરૂપે રહેલ હોવાથી મારાથી દ્રવ્યવાનરૂપે રહેવાયું છે.” કૌષીતકી આદિ અન્ય શાખાઓમાં જ્યાં પ્રાણનું નિરૂપણ કરેલ છે, ત્યાં પ્રાણનું શ્રેષ્ઠપણું દર્શાવ્યું છે. જેમકે, “अथातो निःश्रेयसादानम् एता ह वै देवता अहं श्रेयसे विवदमानाः (કૌ૦ ૨,૧૪) શ્રેષ્ઠતાના સંબંધમાં હવે નિશ્ચય કરવામાં આવે છે. ખરેખર આ સર્વ દેવો માંહોમાંહે પોતાની શ્રેષ્ઠતાને માટે વાદવિવાદ કરવા લાગ્યા.” પણ વસિષ્ઠ અર્થાત્ દ્રવ્યવાન્ આદિ ગુણોનું શ્રેષ્ઠપણું કશે કહ્યું નથી. હવે જ્યારે વસિષ્ઠત્વાદિ ગુણોનું નિરૂપણ કોઈએક સ્થળે જ કરવામાં આવ્યું છે, તો પછી તે ગુણો સર્વ સ્થળે ગ્રહણ થઈ શકે કે નહિ ?

ગુરુઃ–આ ગુણો અન્ય સ્થળે પણ લેવાઈ શકે.

શિષ્યઃ–તે કેવી રીતે બને ? શ્રુતિમાં જ્યાં પ્રાણનું નિરૂપણ કર્યું છે ત્યાં આગળ एव શબ્દનું સૂચન કર્યું છે. જેમકે, “अथो य एव विद्वान् प्राणे निःश्रेयसं विदित्वा જે આ પ્રમાણે જાણે છે, તે 'પ્રાણમાં શ્રેષ્ઠપણું રહેલ છે, તે પણ જાણે છે.” આ રીતે જ્યાં જ્યાં વેદ્ય વસ્તુનું નિરૂપણ કરવામાં આવે છે, ત્યાં ત્યાં एव શબ્દનો પ્રયોગ ગ્રહણ કરવામાં આવે છે. एव શબ્દ જે વસ્તુ સમીપમાં હોય, તેનો આશ્રય કરનારો છે. પણ एव વિશેષણ-

વાળો ગુણોનો સમૂહ બીજે સ્થળે નિરૂપણ કરવો યોગ્ય નથી. માટે પોતાના પ્રકરણમાં જે ગુણો દર્શાવ્યા હોય, તે સિવાયના અન્ય ગુણોની ત્યાં અપેક્ષાનો અભાવ છે.

ગુરુઃ–આ બાબતનું નિરાકરણ કરૂં, તે તું એક ચિત્તથી સાંભળ. દ્રવ્યવાન્ આદિ કોઇએક સ્થળે કહેલા ગુણો અન્ય સ્થળે પણ લઇ શકાય

શિષ્યઃ–આપ એમ માનો છો, તેમાં શું કારણ છે?

ગુરુઃ–સર્વત્ર અભેદ છે, એ જ તેમાં કારણ છે. અર્થાત્ સર્વ સ્થળે અભિન્નરૂપ એક એવા પ્રાણ વિજ્ઞાનનું જ જ્ઞાન થાય છે. કારણ કે પ્રાણ વિજ્ઞાનની સર્વ સ્થળે એકતા છે. જ્યારે વિજ્ઞાનમાં અભેદ છે, તો પછી એક સ્થળે દર્શાવેલા ગુણોનું અન્ય સ્થળે ગ્રહણ કેમ ન થઇ શકે?

શિષ્યઃ–તે તે સ્થળે एव શબ્દરૂપી વિશેષણવડે ભેદ દર્શાવાય છે તથા તે ભેદવડે एव વિશેષણવાળા ગુણસમૂહનું નિરૂપણ વેદના સંબંધમાં થાય છે.

ગુરુઃ–આના સંબંધમાં હું કહું, તે તું સાંભળ. જો કે કૌષીતકી બ્રાહ્મણમાં આવેલ एव શબ્દવડે વાજસનેયી બ્રાહ્મણમાં આવેલો ગુણસમૂહ, સમીપતાનો અભાવ હોવાને લીધે દર્શાવ્યો નથી, તો પણ તે જ વિજ્ઞાનમાં વાજસનેયી બ્રાહ્મણમાં આવેલ एव શબ્દના વિશેષણથી તે ગુણ દર્શાવેલ છે. માટે અન્ય શાખામાં દર્શાવેલો ગુણ હોય, છતાં અભિન્ન એવા વિજ્ઞાનની સાથે તે જોડાય છે, માટે પોતાની શાખામાં રહેલ ગુણોને લઇ તે વિજ્ઞાન ભિન્ન થતું નથી. આ પ્રમાણે હોવાથી શ્રુતની હાનિ અથવા તો અશ્રુતની કલ્પના થતી નથી. કારણ કે એક શાખામાં શ્રવણ કરેલા ગુણો સર્વ સ્થળે શ્રવણ કરેલા થાય છે. કારણ કે જે ગુણીરૂપ વિજ્ઞાન છે, તેના ભેદનો અભાવ છે. દૃષ્ટાંત તરીકે દેવદત્ત, જે પોતાના દેશમાં શૌર્ય આદિ ગુણોવડે પ્રસિદ્ધ છે, તે જો બીજા દેશમાં જાય તથા ત્યાં તેના ગુણો બીજાઓ નહિ જાણતા હોય, તેથી કાંઇ તે શૌર્યાદિ ગુણથી રહિત થતો નથી. ત્યાં દેશાંતરમાં પણ તેની સાથે વિશેષ પરિચય થવાથી, તેના ગુણોની વિભાવના થઇ શકે છે. આ જ પ્રમાણે ધ્યાનરૂપી પરિચયવડે અન્ય શાખામાં જે કાંઇ ઉપાસ્ય ગુણો કહેલા છે, તે અન્ય શાખામાં પણ અર્પણ કરી શકાય. માટે સર્વ ધર્મ એક જ પ્રધાનરૂપ વિજ્ઞાનની સાથે જોડાયલા છે. તેમ છતાં સર્વ સ્થળે તે ગુણોનો ઉપસંહાર કરવો યોગ્ય છે. (૧૦)

શિષ્યઃ–પ્રધાનરૂપ વિજ્ઞાનના આનંદ આદિ ગુણો જે શ્રુતિએ દર્શાવ્યા છે, તેનું કેમ?

ગુરુઃ–આ આનંદ આદિ ગુણો પણ સર્વ શાખામાં એક જ સરખા જાણવા. આ જ હેતુથી વ્યાસ ભગવાને ૧૧મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૧૧ મું.

## આનંદ આદિ ગુણોની એકતા.

आनंदादयः प्रधानस्य ॥ ११ ॥

સૂત્રાર્થ—પ્રધાનના આનંદ આદિ જે ગુણો છે, તે પણ સર્વત્ર સમજવા. (૧૧)

ટીકાઃ—શિષ્ય—શ્રુતિઓ કે જે બ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરનારી છે, તેઓમાં બ્રહ્મના સંબંધમાં કેટલાક ધર્મો કહેલા છે. જેવા કે બ્રહ્મ આનંદરૂપે, વિજ્ઞાનઘનરૂપે, સર્વગતરૂપે તથા સર્વાત્મારૂપે છે હવે આ સ્થળે મને શંકા એ થાય છે કે, બ્રહ્મના આનંદ આદિ જે ગુણો શ્રુતિએ કહેલા છે, તે ત્યાં જ આગળ લેવા કે તે સઘળા ગુણો સર્વ સ્થળે પણ લઈ શકાય ? મારૂં માનવું તો એમ છે કે, જેમ શ્રુતિમાં વિભાગ છે, તે પ્રમાણે ધર્મમાં પણ વિભાગ હોવો જોઇએ.

ગુરુઃ—પ્રધાનસ્વરૂપ બ્રહ્મના આનંદ આદિ જે ધર્મો છે, તે સઘળા સર્વ સ્થળે પ્રાપ્ત કરી શકાય.

શિષ્યઃ—આપ એમ કેવી રીતે કહો છો ?

ગુરુ—સર્વ સ્થળે જ્ઞાનનો અભેદ છે, તેથી એમ છે. સર્વ સ્થળે વિશેષ્યરૂપ બ્રહ્મ પ્રધાનરૂપે તથા એકરૂપે છે વળી તેમા કોઈ રીતનો ભેદ નથી. માટે બ્રહ્મના જે કાંઇ ગુણો છે તથા જે કાંઇ પૂર્વના અધિકરણમાં દર્શાવેલા છે તે, દેવદત્તના શૌર્ય આદિ ગુણના દૃષ્ટાંતની માફક સર્વ સ્થળે યોજી શકાય. (૧૧)

શિષ્ય—આપનું કહેવું યોગ્ય છે. પણ પ્રિય શિરસ્ત્વ આદિ જે બ્રહ્મના ગુણોનું નિરૂપણ કરેલ છે, તેની પણ યોજના સર્વ સ્થળે થવી જોઇએ. તૈત્તિરીય શ્રુતિમાં આનંદમય આત્માના સંબંધમા નીચે પ્રમાણે કહ્યું છે—"तस्य प्रियमेव शिरः मोदो दक्षिणः पक्ष । प्रमोदः उत्तरः पक्षः आनद आत्मा ब्रह्म पुच्छ प्रतिष्ठा (તૈ૦ ૨,૫) આ વિજ્ઞાનમય પુરૂષનું ઇષ્ટ વસ્તુના દર્શનથી થતું સુખ મસ્તકરૂપે છે, તેનો મોદ અર્થાત્ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિથી થતું સુખ તેની ડાબી પાંખરૂપે છે, આનંદ તેના શરીરરૂપે છે તથા બ્રહ્મ એ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે છે."

ગુરુઃ—આ પ્રિય આદિ ધર્મોની સર્વ સ્થળે અપ્રાપ્તિ છે. કારણ કે આ રીતના ભેદનો સંભવ વૃદ્ધિ તથા ક્ષય હોય તો સંભવે, માટે તે અયોગ્ય છે. આ જ કારણથી ૧૨મા સૂત્રમાં વ્યાસ ભગવાને કહ્યું છે કે,—

## અધિકરણ ૬ ઠું—સૂત્ર ૧૨ મું.

## બ્રહ્મમાં વૃદ્ધિક્ષયનો અભાવ.

प्रियशिरस्त्वाद्यप्राप्तिरुपचयापचयौ हि भेदे ॥ १२ ॥

સૂત્રાર્થઃ—પ્રિય પ્રમોદ આદિ ધર્મોની પ્રાપ્તિ સર્વ સ્થળે થતી નથી. કારણ કે વૃદ્ધિ તથા ક્ષય ભેદને લઇને સંભવે છે (૧૨)

ટીકા—ગુરુ—પ્રિય શિરસ્ત્વાદિ ધર્મો, જે કે તૈત્તિરીય ઉપનિષદમાં કહેલા છે, તેની પ્રાપ્તિ અન્ય સ્થળે નથી. કારણ કે પ્રિય, મોદ, પ્રમોદ તથા આનંદ, આ સર્વ

ગુણો એક બીજાની અપેક્ષાને લઈને, તેમ જ અન્ય ભોક્તાની અપેક્ષાને લીધે વૃદ્ધિ તથા ક્ષયરૂપે જોવામાં આવે છે. જો વૃદ્ધિ તથા ક્ષયનું અસ્તિત્વ બ્રહ્મમાં હોય તો પછી ભેદ સંભવે. વળી બ્રહ્મ તો ભેદથી રહિત છે, કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "एकमेवाद्वितीयम् (છાં૦ ૬,૨,૧) બ્રહ્મ એક તથા દ્વૈતભાવથી રહિત છે." વળી આ પ્રિય શિરસ્ત્વાદિ બ્રહ્મના ધર્મો શરીરના ધર્મોરૂપે છે, એમ અમે " आनन्दमयोऽभ्यासात् (બ્ર૦ સૂ૦ ૧,૧,૧૨) આવડે નિરૂપણ કરાયેલ છે. વળી પરબ્રહ્મમાં મનનો પ્રવેશ થઈ શકે, તેના ઉપાય માટે આ ધર્મોની કલ્પના કરેલી છે; પણ દષ્ટવ્યરૂપે નહિ, આમ માનીએ તો તે ઠીક છે. પણ આ પ્રિયશિરસ્ત્વાદિ ધર્મોની અન્ય સ્થળે અપ્રાપ્તિ છે. આ બ્રહ્મના ગુણો છે, માટે તેનું નિરૂપણ કરવું જોઈએ, એવું જાણીને તેનું નિરૂપણ કરેલું છે. બીજું આ પ્રિયશિરસ્ત્વાદિ ધર્મોની અપ્રાપ્તિવડે અન્ય નિશ્ચિત કરેલા બ્રહ્મના ધર્મોનો ઉપાસનાને માટે ઉપદેશ કરેલો છે. પણ તે સર્વ ધર્મને *संयद्वाम તથા ' સત્ય કામાદિને વિષે લાગુ પાડવા. આ પ્રમાણે ઉપાસ્યરૂપ બ્રહ્મ એક છે, પણ ક્રમનો ભેદ હોવાથી ઉપાસનામાં ભેદ હોય છે. જેથી એકબીજા ધર્મોની એકબીજાવિષે પ્રાપ્તિ થતી નથી. દાખલા તરીકે બે નારીઓ એક રાજાની ઉપાસના કરે છે. તેમાં એક છત્રી ધરે છે તથા બીજી ચમ્મર ધરે છે

* જેને વિષે સર્વ ઉપાસવા યોગ્ય કર્મના ફળોનો લય થાય છે, તેનું નામ संयद्वाम

આ સ્થળે જેમ ઉપાસ્ય એક છે, પણ ઉપાસનામાં ભેદ છે, તેમ આ સ્થળે પણ ધર્મની વ્યવસ્થામાં ભેદ જોવામાં આવે છે. જ્યારે ભેદવ્યવહાર હોય છે ત્યારે સગુણ બ્રહ્મમાં વૃદ્ધિ ક્ષયાદિ ગુણની પ્રાપ્તિ જોવામાં આવે છે. પણ નિર્ગુણ પરબ્રહ્મવિષે આ પ્રાપ્તિ નથી. માટે જ કોઈએક શ્રુતિમાં સત્ય કામત્વાદિ ધર્મોનું નિરૂપણ કરેલ હોય, તેની પ્રાપ્તિ સર્વ સ્થળે થાય છે, એમ કહેવું યોગ્ય નથી. (૧૨)

શિષ્યઃ—આનન્દાદિ જે ગુણો દર્શાવ્યા છે, તેનું કેમ ?

ગુરુઃ—આ આનન્દાદિ ગુણોની પ્રતીતિ સર્વ સ્થળે થાય છે, માટે બ્રહ્મ એક હોવાથી તેમાં વિષમતાની પ્રાપ્તિ થશે. આ જ હેતુથી તેરમા સૂત્રમા કહ્યું છે કે;—

## અધિકરણ ૬ઠ્ઠું—સૂત્ર ૧૩ મું.

### બ્રહ્મના આનન્દાદિ ગુણોનું નિરૂપણ.

इतरेत्वर्थसामान्यात् ॥१३॥

સૂત્રાર્થઃ—આનંદાદિ બીજા ધર્મો વિષયના સામાન્યપણાથકી બ્રહ્મમાં પ્રતિપાદન થાય છે. (૧૩)

ટીકા—ગુરુ-બીજા આનન્દાદિ ધર્મોનું બ્રહ્મના સ્વરૂપના પ્રતિપાદન માટે જે નિરૂપણ કર્યું છે, તે કેવળ વિષયના સામાન્યપણાથી છે. પ્રતિપાદ્યરૂપ બ્રહ્મસ્વરૂપ ધર્મી તો એક જ છે તથા આ સર્વ ધર્મોની પ્રતીતિ તો સર્વ સ્થળે હોય છે, માટે તેમાં વિષમતા છે. પણ આ

સર્વ ગુણો બ્રહ્મપ્રાપ્તિના પ્રયોજન માટે છે. (૧૩)

શિષ્યઃ-બ્રહ્મથી પર કોઈ નથી તો પછી આ ગુણોનું નિરૂપણ શા માટે કર્યું હશે? કારણ શ્રુતિમાં પણ કહ્યું છે કે, બ્રહ્મથી ભિન્ન કંઇ પણ હોય, આ રીતના હેતુનો અભાવ છે.

ગુરુઃ-સમ્યક્ પ્રકારે દર્શન થવા માટે આ ગુણોનું નિરૂપણ કર્યું છે. આ જ બાબત ૧૪મા સૂત્રમાં દર્શાવી છે. જેમકે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૧૪મું.

## ધ્યાન માટે સગુણનું નિરૂપણ.

**आध्यानाय प्रयोजनाभावात् ॥ १४ ॥**

સૂત્રાર્થઃ-આધ્યાન અર્થાત્ સમ્યક્ દર્શનને માટે ધર્મનું નિરૂપણ છે. બાકી બ્રહ્મથી ભિન્ન બીજું હોય, એ રીતના પ્રયોજનનો અભાવ જ છે. (૧૪)

ટીકાઃ-શિષ્યઃ-કઠોપનિષદમાં કહ્યું છે કે, "इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः मनसस्तु परा बुद्धिः (ક૦ ૩,૧૦) ઇન્દ્રિયો કરતાં તેના વિષયો વધારે ઉત્કૃષ્ટ છે, વિષયો કરતાં મન ઉત્કૃષ્ટ છે તથા મન કરતાં બુદ્ધિ ઉત્કૃષ્ટ છે." આ રીતનો આરંભ કર્યો છે તથા પાછળના જ મંત્રમાં કહ્યું છે કે, "पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः (ક૦ ૩,૧૧) આ પુરૂષ કરતાં કોઇ વધારે ઉત્કૃષ્ટ નથી. આ સર્વથી છેવટની હદ છે તથા સર્વોત્કૃષ્ટ ગતિ છે." આ સ્થળે મને શંકા એ થાય છે કે, આ સર્વ અર્થ આદિ ગુણોનું પ્રતિપાદન એક બીજાથી શ્રેષ્ઠપણાને લઇને છે કે પુરૂષ આ સર્વ અર્થો કરતાં પર છે, એમ પ્રતિપાદન કરવા માટે છે?

આ સર્વોનું શ્રેષ્ઠપણાવડે પ્રતિપાદન છે, એમ મારૂં તો માનવું છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે, "इदमस्मात्पर-मिदस्मात्परम् આ આના કરતાં પર છે, વળી આના કરતાં પર છે." વળી પરપણાથી પ્રતિપાદન કરનારા અનેક વિષયો હોય તો વાક્યનો ભેદ થવો જોઈએ. આપ એમ કહો કે, એમાં દોષ નથી. કારણ કે અનેક વાક્યો છે, એમ પ્રતિપાદન થાય છે. અનેક વિષયો પરપણાથી યુક્ત છે, એમ પ્રતિપાદન કરવા અનેક વાક્યોની ઉત્પત્તિ થાય છે. માટે તે વાક્યોમાંથી દરેક વચન પરપણાનું પ્રતિપાદન કરવાવાળું છે.

ગુરુઃ-આ પ્રમાણે તારૂં જે કહેવું છે, તેના સંબંધમાં હું કહું તે સાંભળ. આ સર્વ અર્થથી પરરૂપ પુરૂષનું જ પ્રતિપાદન થાય છે. આ દરેક અર્થનું પરત્વરૂપ પ્રતિપાદન કરવું યોગ્ય નથી.

(ક૦ ૩,૧૫) આ પ્રમાણે જે અધિકારી પુરુષ જાણે છે, તે મૃત્યુના મુખમાથી નીકળી જાય છે.'' વળી એકબીજાથી પૂર્વાપર પરત્વના પ્રવાહનું જે નિરૂપણુ કર્યું છે, તે પુરુષની પ્રતિપત્તિમાટે છે આ જ હેતુથી પરનો પ્રતિષેધ કરી કાષ્ઠા શબ્દથી પુરુષમા આદર દર્શાવ્યો છે. આ અર્થસૂચન આધ્યાન માટે છે અર્થાત્ સમ્યક્ પ્રકારનાં દર્શનમાટે છે ધ્યાનનો ઉપદેશ એ છે કે, સમ્યક્ પ્રકારે સાક્ષાત્કાર થવો. પણુ આ ધ્યાન પોતે પ્રધાન રૂપે નથી. (૧૪)

શિષ્ય'–બીજા કયા શબ્દવડે પુરુષનુ જ પ્રતિપાદન થાય છે ?

ગુરુ'–આત્મશબ્દના નિરૂપણુથી પણુ પુરુષનું જ પ્રતિપાદન થાય છે. આ જ બાબત ૧૫ મા સૂત્રમાં નીચે પ્રમાણે દર્શાવી છે. જેમકે;—

## અધિકરણુ ૭ મું–સૂત્ર ૧૫ મું.

## પુરૂષ આત્મારૂપે.

आत्मशब्दाच ॥१५॥

સૂત્રાર્થ–આત્મા શબ્દથી પુરૂષનું જ પ્રતિપાદન થાય છે. (૧૫)

ટીકાઃ–ગુરુઃ–પુરૂષની પ્રતિપત્તિ અર્થે ઇન્દ્રિયોના સમૂહનુ નિરૂપણુ કરેલ છે. આ જ કારણુથી શ્રુતિમા કહ્યું છે કે, "एष सर्वेषु भूतेषु गुढोत्मा न प्रकाशते, दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभि (ક૦ ૩, ૧૨) સર્વ પ્રાણી માત્રમાં તેનું સ્વરૂપ ગૂઢ હોવાથી તે આત્મા પ્રકટ દેખાતો નથી. પણુ સૂક્ષ્મ દૃષ્ટિથી જેનાર પુરૂષોવડે એકાગ્ર અર્થાત્ ગુરૂનાં ઉપદેશેલા મહા વાક્યવડે ઉત્પન્ન થયલી સૂક્ષ્મ બુદ્ધિવડે તે જેવાય છે, અર્થાત્ તેનો સાક્ષાત્કાર થાય છે.'' આ પ્રમાણે પ્રકૃત પુરૂષજ આત્મારૂપે છે, એમ શ્રુતિ કહે છે આથી ભિન્ન અનાત્મરૂપે છે, એમ નિશ્ચય થાય છે વળી શ્રુતિમાં કહ્યું છે કે, તે દુર્વિજ્ઞેયરૂપે છે તથા સંસ્કાર પામેલી બુદ્ધિવડે ગમ્ય થઇ શકે છે. વળી તે પુરૂષના વિજ્ઞાનને માટે ધ્યાનનું નીચે પ્રમાણે વિધાન કર્યુ છે. જેમકે, "यच्छेद्वाङ्मनसी प्राज्ञः (ક૦ ૩, ૧૩) વિવેકીએ વાણી તથા મનને નિયમમાં રાખવાં જોઇએ'' વળી आनुमानिकमप्येकेषाम (બ્ર૦ સૂ૦ ૧,૪,૧) આમ અનેક પ્રકારે નિરૂપણુ કરેલ છે. આ રીતે પુરૂષના જ સંબંધમા અનેક પ્રકારનો મત શ્રુતિમાં જેવામાં આવે છે, પણુ બીજાના સંબંધમાં નહિ વળી કહ્યું છે કે, "सोऽध्वन पारमाप्नोति तद्विष्णोः परम पदम् (ક૦ ૩,૯) તે સંસારના પારને પામે છે. આ જ વિષ્ણુના પરમ સ્થાનરૂપે છે.'' આમાં સંસારના પારરૂપે વિષ્ણુનું પરમ પદ છે, આ રીતની ઇચ્છા થવે ઇન્દ્રિયાદિનું અતિક્રમણુ કરવાથી પરમ પદની પ્રાપ્તિ થાય છે. આ રીતના પુરૂષાર્થનો સમાવેશ થાય છે, એમ નિશ્ચય થાય છે (૧૫)

શિષ્ય'–શ્રુતિ તથા સ્મૃતિના વચનથી એમ જણાય છે કે, પરમેશ્વરથી આશ્રિત કોઇ ભિન્ન ઇશ્વરથી લોકસૃષ્ટિ કરાય છે શુ આ બાબત યોગ્ય છે કે નહિ ?

ગુરુ-ના, ત્યાં પણ આત્મા શબ્દથી પર આત્માનું જ ગ્રહણ થાય છે આ જ હેતુને લઈ ૧૬મા સૂત્રમાં કહ્યુ છે કે,-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૧૬ મું. આત્માથી પર શું છે?

आत्मगृहीतिरितरवदुत्तरात् ॥ १६ ॥

સૂત્રાર્થ-પાછળના વિશેષણો જોવાથી જેમ બીજે સ્થળે છે, તેમ આત્માવડે પરમાત્માનું જ ગ્રહણ થઈ શકે છે

ટીકા.-શિષ્ય-ઐતરેય શ્રુતિમાં કહ્યુ છે કે, "आत्मा वा इदमेक एवाग्र आसीनान्यत् किञ्चनमिषत् स ईक्षत लोकान्नु सजा इति॥ (ઐત૦ ૧,૧) જગતની ઉત્પત્તિ પૂર્વે કેવળ આત્મા જ આ જગત્‌રૂપે ખરેખર હતો. આ પ્રકૃત આત્માથી વિલક્ષણ કાઇ પણ હતુ નહિ તેણે અર્થાત્ પરમાત્માએ ઇચ્છા કરી કે, હુ લોકને ઉત્પન્ન કરૂં" વળી કહ્યુ છે કે, "स इमॉंल्लोकानसृजताम्भो मरीचीर्मरमाप (ઐ૦ ૧, ૨) તે પરમાત્માએ લોકને ઉત્પન્ન કર્યા અર્થાત્ અભલોક, રશ્મિલોક, મરલોક તથા પાતાલ લોકને ઉત્પન્ન કર્યાં." હવે આ સ્થળે સંશય થાય છે કે, આત્મા શબ્દવડે કરીને પરમાત્માનું ગ્રહણ થાય છે કે કોઇ અન્ય વસ્તુનું? આ બેમાથી શી રીતે બને છે? મારૂં માનવુ તો એમ છે કે, અહીં આત્મા શબ્દવડે પરમાત્મા લેવો યોગ્ય નથી.

ગુરુઃ-તુ એમ કેવી રીતે કહે છે?

શિષ્ય-વાક્યનો સબધ જોવાથી આ રીતનું મારૂ માનવુ છે.

ગુરૂ-વાક્યનો સંબધ તો આ સ્થળે ખુલ્લેખુલ્લો પરમાત્માનો વિષય હોય એમ જણાય છે કારણ કે કહેલુ છે કે, ઉત્પત્તિની પહેલાં કેવળ આત્મા જ હતો તેમ જ કામનાપૂર્વક તે સ્રષ્ટારૂપે છે, આ રીતનું વચન છે.

શિષ્ય-હું ધારૂં છું કે, આ સ્થળે તેમ કહેવામા નથી આવ્યુ. કારણ કે લોકસૃષ્ટિનું નિરૂપણછે જ્યારે પરમાત્મા જ સ્રષ્ટારૂપે છે, એમ માનીએ તો પ્રથમ મહાભૂત સૃષ્ટિનું જ નિરૂપણ કરવુ જોઇએ. પણ આ સ્થળે તો પ્રથમ લોકસૃષ્ટિનું જ નિરૂપણ કરવામા આવે છે. વળી લોકો પંચમહાભૂતથી યુક્ત હોય છે. વળી અંભાદિનું લોકરૂપે નિરૂપણ કરવામાં આવ્યું છે. જેમકે "अदोम्भ परेण दिव ॥ (ઐત૦ ૧,૨) આ અભલોક સ્વર્ગ લોકથી શ્રેષ્ઠ છે." વળી શ્રુતિ તથા સ્મૃતિવડે એમ નિશ્ચય થાય છે કે, પરમેશ્વરથી આશ્રય કરાયેલ કોઈ બીજા ઇશ્વરવડે લોકસૃષ્ટિ રચવામાં આવેલી હોવી જોઇએ વળી શ્રુતિમા પણ કહ્યુ છે કે, "आत्मवेदमग्र आसीत्पुरुषविध (બૃ૦ ૧, ૪,૧) પુરૂષના રૂપને ધારણ કરતો આત્મા પ્રથમ હતો" વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "स वै शरीरी प्रथम स वै पुरुष उच्यते ॥ आदिकर्ता स भूताना ब्रह्माग्रे समवर्तत॥ ખરેખર પ્રથમ શરીરરૂપે તે જ હતા, તેનુ જ પુરૂષરૂપે નિરૂપણ કરેલુ છે. તે જ પુરૂષરૂપે કહેવાય છે સર્વ પ્રાણીમાત્રના કર્તારૂપ બ્રહ્મ જ પ્રથમ હતું." વળી ઐતરેય શ્રુતિમાં કહ્યું છે કે, "अथाऽ

सृष्टिः प्रजापते रेतो देवा' (ઐ० ૨, ૧, ૩) વીર્યમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ થયેલી હોય છે તથા દેવો પ્રજાપતિના વીર્યરૂપે છે." આ પ્રમાણે પૂર્વના પ્રકરણમા પ્રજાપતિ કર્તારૂપે છે, એમ વિચિત્ર સૃષ્ટિનું નિરૂપણ કરેલ છે. ત્યાં પણ, આત્મા શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે જેમકે "आत्मैवेदमग्र आसी त्पुरुषविधः (બૃ० ૧, ૪, ૧) પ્રથમ પુરૂષરૂપે આત્માજ હતો " આ પ્રમાણે ઉત્પત્તિ પહેલા આત્માનો એક પણાનો નિશ્ચય થાય છે. માટે પોતાનો વિકાર હેતુરૂપે હોય એમ લાગે છે. વળી આ પુરૂષને જ ચેતનરૂપે માનવાથી ઇચ્છા કરી આદિ વિશેષણ યોગ્ય લાગે છે. વળી કહ્યું છે કે, "ताभ्यो गामानयत्ताभ्योऽश्वमानयत्ताभ्य पुरुषमानयत्ता अब्रुवन् (ઐત૦ ૪,૨,૨)તે ઇશ્વરે તે અભિમાની દેવોને માટે ગાયની આકૃત્તિવાળો પિણ્ડ આણ્યો અર્થાત્ પંચમહાભૂતોમાંથી ગાયના શરીરનો આકાર મેં એચી કાઢી બતાવ્યો તે દેવો ગાયની આકૃતિ જોઇ બોલ્યા; આ ગાયનો દેહ ભોગને યોગ્ય નથી, કારણ કે ગાયને ઉપરના ભાગમાં દાંત હોતા નથી માટે ઉપરના ભાગમા દાંત હોય એવો દેહ ઉત્પન્ન કરો. આમ કહેવાથી તેઓને માટે અશ્વ આણ્યો અર્થાત્ પંચ ભૂતમાંથી અશ્વ સ્વરૂપ બનાવી તે બતાવ્યું.તે અશ્વને જોઇ દેવોએ કહ્યું કે,અશ્વ-શરીર ભોગને યોગ્ય નથી કારણ કે તેને ઉપરના ભાગમા દાત તો છે. પણ, તેઓ પશુ હોવાથી તેઓમા વિવેક હોતો નથી આથી પરમેશ્વરે તે દેવોને માટે પુરૂષ શરીર આણ્યું." આ રીતે અનેક વ્યાપાર લૌકિક વિકારવાન્ આત્મામા જોવામાં આવે છે. માટે આત્માથી ભિન્ન કોઇ વિકારવાન્ આત્માનું અસ્તિત્વ હોવું જોઈએ.

ગુરૂ-આ સંબંધી હું કહું તે સાંભળ. જેમ અન્ય સ્થળે છે, તેમ આ સ્થળે પણ આત્મા શબ્દવડે પરમાત્માનું જ ગ્રહણ છે. દૃષ્ટાન્ત તરીકે સૃષ્ટિના નિરૂપણ સંબંધી શ્રુતિમાં કહ્યું છે કે, "तस्माद्वा एतस्मादात्मन आकाश सभूत' (તૈ૦૨, ૧,૧) આ આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થયેલી છે." આ પ્રમાણે પરમાત્માનો જ સ્વીકાર છે. તેમજ વળી અન્ય સ્થળે પણ લૌકિક આત્મ શબ્દના પ્રયોગમાં આત્મશબ્દવડે મુખ્ય પ્રત્યક્ આત્મ સ્વરૂપનુંજ ગ્રહણ થાય છે. તેજ પ્રમાણે બનવું યોગ્ય છે. વળી "आत्मैवेदमग्र आसीत (બૃ૦ ૧,૪,૧) આત્મા જ અગ્રે હતો." તેમજ "पुरुषविध તે પુરુષરૂપે હતો." આ રીતની વિશેષણવાળી જે શ્રુતિઓ છે, તેનાવડે કરી વિશેષ્ય એવા આત્માનું જ ગ્રહણ છે. વળી આ સ્થળે પરમાત્માના સ્વીકારને યોગ્ય જ પાછળનું વિશેષણ આપવામાં આવ્યું છે. જેમકે "स ईक्षत लोकान्नु सृजा इति (ઐત૦ ૧, ૧) તેણે વિચાર્યું કે, હું લોકની ઉત્પત્તિ કરૂં." વળી કહ્યુ છે કે " स इमाँल्लोका न सृजत (ઐ૦ ૧,૨) તેણે આ લોકની ઉત્પત્તિ કરી." આ પ્રમાણે પરમાત્માનો જ સ્વીકાર થવો, એ જ યોગ્ય છે. (૧૬)

શિષ્યઃ-પણ વાક્યના અન્વયને લઇ અહીં આત્માવડે પરમાત્માનું ગ્રહણ નથી.

ગુરુ:—ના, પરમાત્માનું જ ગ્રહણ છે. કારણ કે ઉત્પત્તિ પહેલાં કેવળ એક એવા આત્માના નિશ્ચયની કલ્પના કરવામાં આવી છે. આ જ હેતુથી ૧૭મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૮મું—સૂત્ર ૧૭ મું.

## શું આત્મા પરમાત્મારૂપે?

*मन्वयादिति चेत् स्यादवधारणात् ॥१७॥*

સૂત્રાર્થ:—વાક્યાન્વયથી આત્માવડે પરમાત્મા લેવો યોગ્ય નથી, એમ માનવું ઠીક નથી. કારણ કે ઉત્પત્તિ પૂર્વે પરમાત્મા જ હતો, એ પ્રમાણેનું પ્રમાણ છે. (૧૭)

ટીકા:—શિષ્ય:—વાક્યાન્વય જોવાથી પરમાત્માનો સ્વીકાર યોગ્ય નથી, એમ મેં આપને પૂર્વના સૂત્રમાં જણાવ્યું. તેનું આપે કંઇપણ નિરાકરણ કર્યું નહિ.

ગુરુઃ—આના સંબંધમાં શ્રુતિના પ્રમાણથી પરમાત્માનું ગ્રહણ થાય છે; તથા પરમાત્મા જ લેવા, એ જ યોગ્ય છે.

શિષ્ય—તેમ શી રીતે બને ?

ગુરુ—શ્રુતિના પ્રમાણથી તેમ માનવું યોગ્ય છે. કારણ કે ઉત્પત્તિ પહેલાં આત્મા જ હતો, એ પ્રમાણે પરમાત્માને માનીએ તો જ યોગ્ય લાગે. નહિ તો બધ બેસતું થશે નહિ. શ્રુતિમાં લોકસૃષ્ટિનું જે નિરૂપણ છે, તેની આપણે એ પ્રમાણે યોજના કરીશું કે, બીજી શ્રુતિમાં કહ્યા પ્રમાણે મહાભૂતની સૃષ્ટિ થયા પછી લોકસૃષ્ટિ થઇ. દૃષ્ટાંત તરીકે "तत्तेजोऽसृजत(છા૦ ૬,૨,૩) તેણે તેજની ઉત્પત્તિ કરી" આ શ્રુતિમાં આપણે એવી યોજના કરી કે, વાયુ તથા આકાશની ઉત્પત્તિ થવા પછી જ તેણે તેજની ઉત્પત્તિ કરી. તેમ આ સ્થળે પણ જાણી લેવું. વળી એક શ્રુતિમાં સમાન વિષયવાળું એક વિકાર હોય, તેનો ઉપસંહાર બીજી શ્રુતિને વિષે પણ થઇ શકે છે. "સ્રષ્ટાએ ગાયો આણી" ઇત્યાદિ વ્યાપારવિશેષ જે દર્શાવ્યા, તે પણ કહેલા અર્થના નિશ્ચયને માટે જ છે, એમ જાણવું. કારણ કે સર્વ કથા પ્રબન્ધ નિરૂપણ કરાયલો છે, એમ કહી શકાશે નહિ. કારણ કે સૃષ્ટિની પ્રતિપત્તિમાં પુરૂષાર્થનો અભાવ છે આત્મારૂપે અહીં બ્રહ્મનું જ નિરૂપણ થઈ શકે છે. કારણ કે અંભઆદિ લોકોની તથા અગ્નિઆદિ લોકપાલોની સૃષ્ટિઆદિનો ઉપદેશ છે. ત્યાર પછી ઇંદ્રિયો તથા ઇંદ્રિયના આશ્રયરૂપ શરીરનો ઉપદેશ કરેલો છે. વળી તે જ સ્રષ્ટાએ વિચાર કર્યો કે,"कथ न्विदं मदृते स्यात् (ઐ૦ ૩, ૧૧) મારા વિના શરીરની સ્થિતિ કેવી રીતે હોઇ શકે ?" આ પ્રમાણે જોઇ પરમાત્માએ આ શરીરને વિષે પ્રવેશ કર્યો. વળી કહ્યું છે કે,"स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत (ઐ૦ ૩, ૧૧) તેણે પગનો ભાગ નિકૃષ્ટ જાણી મસ્તકનો મધ્ય ભાગ જે કેશના વિભાગનો છેડો છે ત્યાં છિદ્ર કરી તે દ્વારા પ્રવેશ કર્યો." વળી કહ્યું છે કે, "यदि वाचाभिव्याहृतं यदि प्राणेनाभिप्राणितं (ઐ૦ ૩,૧૧) મારા વિના બોલવાનો પાર થઇ શકે તથા પ્રાણવડે શ્વાસ થકે તો પછી હું કોના સ્વામીરૂપે હું

ઇત્યાદિ શ્રુતિવડે ઇંદ્રિયના વ્યાપારનું નિરૂપણ કરેલું છે. વળી કહ્યું છે કે, "अथ कोऽहं (ઐ૦ ૩,૧૧) હું કોણ." આ પ્રમાણેનો વિચાર કરી "स एतमेव पुरुषं ब्रह्म ततमम-पश्यत् (ઐ૦ ૩,૧૩) આ જીવે દેહને વિષે પ્રવેશ પામેલા પુરુષને જ અત્યન્ત વ્યાપ્ત બ્રહ્મરૂપે જાણ્યો." આ પ્રમાણે આત્માવડે બ્રહ્મ છે, એ પ્રમાણેનો નિશ્ચય થાય છે. વળી કહ્યું છે કે, "एष ब्रह्म एष इन्द्रः(ઐ૦ ૫,૩) તેજ બ્રહ્મરૂપે છે,તેજ ઇંદ્રરૂપે છે."આ પ્રમાણે શ્રુતિ નિશ્ચય કરાવે છે. વળી મહાભૂતોના નિરૂપણ સંબંધી પણ શ્રુતિ કહે છે કે, "सर्वं तत् प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठित प्रज्ञानेत्रो लोकः प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ( ઐ૦ ૫, ૩ ) અર્થ:—આ ચરાચરાત્મક સર્વ પ્રપંચ ચૈતન્યમાં સ્થિતિ કરે છે; અર્થાત્ પ્રલયકાળે સર્વ જગતનો લય ચૈતન્યમાં થાય છે. આ રીતે ચૈતન્ય તે જ બ્રહ્મરૂપે છે. અર્થાત્ જીવ તથા બ્રહ્મ સર્વ એકરૂપે છે." માટે આ સ્થળે આત્માનો જ સ્વીકાર છે, એ દોષરહિત છે. આ સૂત્રનો બીજી રીતે અર્થ નીચે પ્રમાણે થાય છે:– અન્ય સ્થળની માફક આત્માનો જ સ્વીકાર છે. કારણ કે શ્રુતિમાં તે રીતનો પ્રતિઉત્તર છે. વાજસનેયીમાં કહ્યું છે કે, "कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः (બૃ૦ ૪,૩,૭) આ આત્મા કયો છે? યાજ્ઞવલ્ક્ય:–પ્રાણોને વિશે આ આત્મા વિજ્ઞાનમય અર્થાત્ જ્ઞાનસ્વરૂપે હોય છે. તે હૃદયને વિશે રહે છે તથા તે જ્યોતિસ્વરૂપ પુરૂષરૂપે છે." આ રીતે આત્મા શબ્દથી શરૂઆત કરી છે. આ આત્મા સર્વ પ્રકારના રોગથી રહિત છે, એમ પ્રતિપાદન કર્યું છે; તથા તેવડે બ્રહ્મ આત્મારૂપે છે, એમ નિશ્ચય કર્યો છે. વળી તે જ શ્રુતિમાં છેવટમાં કહ્યું છે કે, "स वा एष महानज आत्माजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म (બૃ૦૪,૪,૨૫) આ આત્મા મહાન્, જન્મ આદિથી રહિત, જરા આદિથી રહિત, મૃત્યુ આદિથી રહિત, અમૃતરૂપે, ભયથી રહિત તથા બ્રહ્મરૂપે છે." વળી છાંદોગ્યમાં કહ્યું છે કે, "सदेव सोम्येदमग्र-आसीदेकमेवाद्वितीयम् ( છાં૦ ૬,૨,૧ ) હે સોમ્ય! જગતની ઉત્પત્તિ પૂર્વે આ આત્મા જ હતો. તે એકરૂપે તથા અદ્વિતીયરૂપે હતો." આ પ્રમાણે આત્મશબ્દથી શરૂઆત કરી છે તથા છેવટમાં કહ્યું છે કે, "स आत्मा तत्त्वमसि ( ૬,૮,૭ ) તે આત્મા છે તથા તારો જીવ આત્મારૂપે છે." આ રીતે જીવાત્માના તાદાત્મ્યનો ઉપદેશ કર્યો છે.

શિષ્ય:–મને તો આ સ્થળે શંકા થાય છે કે, ઉપર કહેલ બે શ્રુતિવચનમાં એકાર્થતા છે કે ભિન્નઅર્થતા છે? મારૂં માનવું તો એમ છે કે, આ શ્રુતિઓ સમાન અર્થવાળી નથી. કારણ કે શ્રુતિઓમાં અસમાનતા હોય છે. અર્થાત્ શ્રુતિમાં વિષમતા હોય છે, જેથી અર્થને વિશે સમાનતા છે, એ પ્રમાણે માનવું યોગ્ય નથી. કેમકે વિષયને ગ્રહણ કરવો, એ શ્રુતિને અધીન છે. વાજસનેયીમાં જ્યાં આત્મ શબ્દથી શરૂઆત છે, ત્યાં આત્મત્વનો ઉપદેશ છે, એમ નિશ્ચય થાય છે. પણ છાંદોગ્યમાં ક્રમમાં વિરોધ હોવાથી ઉપદેશમાં પણ ભિન્નતા છે.

ગુરુઃ-છાંદોગ્યમાં પણ ઉપસંહારમાં તો તાદાત્મ્યનો જ ઉપદેશ છે.

શિષ્યઃ-આ શ્રુતિનું કહેલું ખરૂં છે. કારણ જે ઉપસંહારમાં હોય, તે આરંભને આધીન હોય છે, માટે તાદાત્મ્યની પ્રાપ્તિ થઇ શકે.

ગુરુઃ-આ તાદાત્મ્ય પ્રાપ્તિના સંબંધમાં હું કહું, તે સાંભળ. આત્માનો જ સ્વીકાર છે. 'सदेव सोम्येदमग्र आसीत् ( છા૦૬,૨,૧) જગતની ઉત્પત્તિ પૂર્વે કેવળ સત્‌રૂપે હતું." આ રીતે જેમ બીજામાં હતું, તેમ છાંદોગ્યમાં પણ કહેલું છે. દાખલા તરીકે " આત્મા કયો છે " આ સ્થળે વાજસનેયીઓ પરમાત્માને જ ગ્રહણ કરે છે. તે જ પ્રમાણે આ સ્થળે પણ જાણવું.

શિષ્યઃ-તે કેમ બને ?

ગુરુઃ-આત્મા કેવો છે, એના ઉત્તરમાં આત્માનો ઉપદેશ છે.

શિષ્યઃ-વાકયાન્વયથી પરમાત્માનું ગ્રહણ નથી.

ગુરુઃ-અવધારણથી આત્માનું જ ગ્રહણ હોવું જોઇએ.

શિષ્યઃ-ઉપક્રમનો અન્વય છે તથા જ્યાં ઉપક્રમ છે ત્યાં આત્મા શબ્દ નિરૂપણ કરેલ નથી. માટે પરમાત્મા ગ્રહણ કરવો ઠીક નથી. આમ જે મારો પ્રશ્ન છે, તેના સંબંધમાં આપ શું કહો છો ?

ગુરુઃ-અવધારણથી એમ નિશ્ચય થાય છે કે, આત્માનું જ અભિધાન કરવામાં આવ્યું છે. કારણ કે અવધારણ અર્થાત્ પરમાત્મા સંબંધી જ વિચાર છે. કહ્યું છે કે, "येनाश्रुत श्रुत भवत्यमत मतम· विज्ञात विज्ञातम(છા૦ ૬,૧,૧)જે ઉપદેશવડે નહિ સાંભળેલું સાંભળેલું થાય છે, નહિ તર્ક કરેલું તર્ક કરી શકાય છે તથા નહિ નિશ્ચિત થયલાનો નિશ્ચય થાય છે." આ પ્રમાણે એક વિજ્ઞાનવડે સર્વ વિજ્ઞાનનો નિશ્ચય થાય છે. આ વસ્તુના પ્રતિપાદન કરવાથી ઈચ્છાથી પૂર્વે સતસ્વરૂપ આત્મા હતો, એમ કહ્યું છે. પરમાત્માનું ગ્રહણ કરવાથી જ તેમ બની શકે છે. જો તેમ ન હોય તો જે મુખ્ય આત્મા છે, તે વિજ્ઞાત થશે નહિ. તેમ થવાથી સર્વ પ્રકારના વિજ્ઞાનનો સંભવ થશે નહિ. વળી ઉત્પત્તિ પૂર્વે સર્વ એકરૂપે છે, એ રીતનો નિશ્ચય, જીવ આત્મારૂપે છે, આ રીતનો ઉપસંહાર, સ્વપ્નાવસ્થામાં સત્‌ની સાથે આત્મા જોડાય છે, આ રીતનું નિરૂપણ તથા વારંવાર પ્રેરણાપૂર્વક તત્ત્વમસિ વાક્યનો નિશ્ચય, આ સર્વ બાબત તાદાત્મ્યના માનવાથી થાય છે, પણ તાદાત્મ્યના સંપાદનમાં આરોપ કરવાથી તેમ બની શકતું નથી. વળી આ સ્થળે ઉપક્રમને અધીન ઉપસંહાર નથી. આ સ્થળે ઉપક્રમમાં આત્માનું પ્રતિપાદન કે અનાત્માનું પ્રતિપાદન નથી. આ સ્થળે સામાન્ય ઉપક્રમ છે, તથા તેના ઉપસંહારમાં જે વિશેષભાવ દર્શાવ્યો છે, તેથી તેમાં વિરોધ આવતો નથી. કારણ કે સામાન્યને વિશેષની આકાંક્ષા હોય છે. વળી સત્ શબ્દનો જે અર્થ છે, તેનો વિચાર કરી જોતાં મુખ્ય આત્માથી ભિન્ન આત્માનો અહીં સંભવ

નથી કારણ કે આત્માથી અન્ય સર્વ વસ્તુ સમૂહનું આરંભણશબ્દાદિવડે હોવાથી(બ્ર. સૂ ૨,૧,૧૪)મિથ્યારૂપે છે,એમ પ્રતિપાદન કર્યું છે. વળી શ્રુતિની વિષમતાને લીધે અર્થમાં આ સ્થળે વિષમતા આવતી નથી. કારણ કે "આણુપાત્ર" તથા "પાત્રઆણુ" આ બેઉમાં અર્થની એકતા છે. આથી એમ સિદ્ધ થાય છે કે, પ્રતિપાદન કરવાના પ્રકારને વિશે ભેદ હોય, તેથી કાંઇ પ્રતિપાદનના અર્થમા ભેદ હોતો નથી (૧૭)

શિષ્ય–ભોજન લેતા પહેલાં તથા પછી આચમનનો વિધિ છે, તેનું શું કારણ?

ગુરૂ–આચમન કાર્યરૂપે હોવાથી અહીં આચમન વિધેયરૂપે નથી. પણ જળ વસ્ત્રરૂપે છે, આ રીતનું વિધાન છે. આ જ હેતુથી ૧૮મા સૂત્રમાં કહ્યું કે;–

## અધિકરણ ૯મું–સૂત્ર ૧૮ મું. જળનું વસ્ત્રરૂપે નિરૂપણ.

कार्याख्यानादपूर्वम् ॥१८॥

સૂત્રાર્થ.–આચમન કાર્યરૂપે હોવાથી તેનું વિધાન નથી, પણ અપૂર્વનું વિધાન છે, અર્થાત્ જળને વસ્ત્રરૂપે જાણવુ, આ રીતનું વિધાન છે. (૧૮)

ટીકા:–શિષ્ય–છાંદોગ્ય તેમજ વાજસનેયીમાં પ્રાણના સંવાદ સંબધી કહ્યું છે કે, કુતરા વગેરે સૂધી સર્વને પ્રાણ અન્નરૂપે છે તથા તે અન્નના વસ્ત્રરૂપે જળ છે. વળી છાંદોગ્યમાં કહ્યું છે કે "तस्माद्वा एतद्‌शिष्यन्तः पुरस्ताच्चोपरिष्टाच्चाद्भिःपरिदधति (છા૦ ૫,૨,૨) આથી લોકો પોતાના ભોજનના આદિ તથા અન્ત સમયે જળને પ્રથમ ગ્રહણ કરે છે." વળી વાજસનેયીમાં પણ કહ્યું છે કે "तद्विद्वांस श्रोत्रिया अशिष्यन्त आचामन्त्यशित्वाचामन्त्येतमेव तदनमनग्नं कुर्वन्तो मन्यन्ते (બૃ૦ ૬, ૧, ૧૪) વિદ્વાનો તથા શ્રોત્રિયો જેઓ આ પ્રમાણે જાણતા હોય છે, તેઓ ખાવાનો આરંભ કરતી વખતે જળનું આચમન લે છે, તેમ જ ખાવાની સમાપ્તિ વખતે તેઓ આચમન લે છે, એમ માનીને કે, તેમ કરવાવડે તેઓએ નગ્ન એવા પ્રાણને વસ્ત્રવડે વેષ્ટિત કરેલો છે. વળી કહ્યું છે કે, " तस्मादेव विदशिष्यन्नाचामेदशित्वा चाचामेदेतमेव तदनमनग्नं कुरुते માટે આ રીતના જાણનારાએ ભોજનની તૈયારી કરતા પહેલાં આચમન કરવું, તેમ જ ભોજન કરીને આચમન કરવું. કારણ કે તે પ્રાણને નગ્નતાથી રહિત કરે છે." આ સ્થળે આચમન પ્રાણને નગ્ન ભાવથી રહિત કરે છે, આ રીતનું જ્ઞાન થાય છે હવે આ સ્થળે સંશય એ થાય છે કે, આચમન તથા પ્રાણ એ બેઉનું વિધાન કરેલું છે, અથવા તો શું આચમન તથા નગ્નતાના રહિત ભાવનું ચિન્તન કરેલુ છે ? આ બેમાંથી અહીં કયો પક્ષ ગ્રહણ કરવો યોગ્ય છે ? અહીં આચમન તથા પ્રાણનું વિધાન છે, એમ મારૂં તો માનવુ છે.

ગુરુ–એમ કહેવાનું શું કારણ ?

શિષ્ય:–બન્નેની આ સ્થળે પ્રતીતિ થાય છે વળી બેઉ અપૂર્વરૂપે હોવાથી વિધિરૂપે થવા યોગ્ય છે, અથવા તો આચમનનુંજ વિધાન કરેલું છે. કારણ કે

વિધિની પ્રતીતિ તેમાં સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. જેમકે કહ્યું છે કે, "तस्मादेव विद्वांसोऽशिष्यन्नाचामेदशित्वा चाचामेत् ॥ આમ જાણનારાએ ભોજન કરવાની તૈયારીમાં આચમન કરવું, તથા ભોજન કર્યા પછી આચમન કરવું." આ પ્રમાણે આચમનની સ્તુતિ માટે અનગ્નતાનું નિરૂપણ છે .

ગુરુઃ—આ પ્રમાણે તું કહે છે, તેનો ખુલાસો નીચે પ્રમાણે છે. અર્થાત્ આચમનનું કાર્યરૂપે નિરૂપણ જોવામા આવે છે. આના સંબધમાં સ્મૃતિ પણ તે જ પ્રમાણે કહે છે.

શિષ્યઃ—શ્રુતિ સ્મૃતિના મૂળરૂપે હોવી જોઇએ.

ગુરુઃ—આ સ્થળે તેમ નથી. કારણ કે શ્રુતિમાં તથા સ્મૃતિમાં વિષયની ભિન્નતા છે. સ્મૃતિ સામાન્ય વિષયવાળી હોય છે, તથા આચમનનો પુરૂષ સાથે જે સંબંધ કરાવે છે, તે શુદ્ધિને લઇને છે. વળી શ્રુતિ જે પ્રાણવિદ્યાનું નિરૂપણ કરે છે, તે પ્રાણવિદ્યાના સંબંધમાં જ આચમનનું વિધાન કરતી હોવી જોઇએ વળી ભિન્ન વિષયવાળી શ્રુતિ તથા સ્મૃતિમાં મૂળ મૂલીભાવની કલ્પના કરવી યોગ્ય નથી. બીજું પ્રાણવિદ્યા સાથે જોડાયેલ અપૂર્વ આચમનું શ્રુતિ વિધાન કરે,તે પણ માનવું યોગ્ય નથી. કારણ કે પુરૂષ સાથે જોડાયેલા પૂર્વના આચમનનું અહીં જ્ઞાન થાય છે. માટે આ સ્થળે એનું વિધાન નથી. વળી બેનું વિધાન હોય તો વાકયમાં ભેદ હોવો જોઇએ. માટે ભોજન કરતી વખતે તેમ જ ભોજન કર્યા પછી આચમનનું વિધાન કર્યું છે તથા કહ્યું છે કે, "एतमेव तदनमनम् कुर्वन्तो मन्यन्ते પ્રાણને આચમનવડે નગ્નતાથી રહિત કરવામાં આવે છે, એમ તેઓ માને છે." આ વાકયથી આચમન કરવામાં આવતા જળને વિષે પ્રાણને નગ્નતાથી રહિત કરવાનો સંકલ્પ, જે પ્રાણવિદ્યા સાથે સબંન્ધવાળો છે, તેનો અપૂર્વરૂપે ઉપદેશ કરવામાં આવ્યો છે. આ અનગ્નતાનો વાદ આચમનની સ્તુતિને અર્થે છે, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે આચમન વિધેયરૂપે નથી.

શિષ્ય—અનગ્નતાનો સંકલ્પ વિધેયરૂપે છે, એમ શું પ્રતીત થાય છે ?

ગુરુઃ—તેમ થવાથી એક જ આચમનનું બે પ્રકારે પ્રયોજન સિદ્ધ થશે. જેમકે શુદ્ધિનું પ્રયોજન તેમ જ પરિધાનનું પ્રયોજન, એમ બે પ્રયોજન સિદ્ધ થશે. પણ તે કહેવું યોગ્ય નથી કારણ કે ભિન્ન ક્રિયાનો સ્વીકાર છે આચમન નામની એક ક્રિયા પુરૂષની શુદ્ધિને અર્થે છે, એમ માનવામા આવે છે તથા તેનો પાણીમાં વસ્ત્રરૂપે સંકલ્પ, એ નામની અન્ય ક્રિયા છે, જે પ્રાણના પરિધાનને માટે છે, એમ માનવામાં આવે છે, માટે તે દોષ રહિત છે. વળી કહ્યું છે કે, "यदिदं किंचाश्वभ्य आकृमिभ्य आ कीटपतंगेभ्यस्तत्तेऽन्नम् (બૃ૦ ૬,૧,૧૪) અશ્વો, કૃમિ, કીટ તથા પતંગ સૂધી જે કંઇ છે, તે તારા અન્નરૂપે છે." આ સ્થળે સર્વનો અન્નરૂપે વ્યવહાર કરવાનું કહેલું છે, એમ કહેવું યોગ્ય નથી, કારણ કે શ્રુતિમાં

તેમ પ્રતિપાદન કર્યું નથી. તેમ જ તે ચોગ્ય પણ નથી. "સર્વ પ્રાણના અન્નરૂપે છે." આ રીતે અન્નરૂપી દૃષ્ટિની પ્રેરણા કરવામાં આવી છે તેના સહચારીરૂપે જળ વસ્ત્રરૂપે છે. એમાં જળની આચમનરૂપે પ્રેરણા કરી નથી, પણ પ્રસિદ્ધ આચમનની ચોગ્ય જળમાં વસ્ત્રરૂપે પ્રેરણા કરવામાં આવી છે, એમ કહેવા ચોગ્ય છે. આ સ્થળે આચમનનો વિધિ સંભવતો નથી. વળી आचामन्ति (આચમન કરે છે) એમ વર્તમાન વિધિ હોવાથી આ શબ્દ વિધિ ચોગ્ય નથી.

શિષ્યઃ-પણ मन्यन्ते (માને છે) એમાં પણ વર્તમાનનો વિધિ સમાન છે. માટે કેમ ન બની શકે?

ગુરુઃ-તારૂં કહેવું ખરૂં છે. પણ એમાંથી એક વિધેયરૂપે છે. તેથી જળની વસ્ત્રરૂપે જે કલ્પના કરવી, તે અપૂર્વવિધાનરૂપે છે. કારણ વસ્ત્રને કાર્યરૂપે નિરૂપણ કરેલ છે, પણ આચમનનો વિધિ નથી. આ બાબત પૂર્વની માફક આ રીતના શબ્દવડે પ્રતિપાદન કરેલી છે. આચમનને વિષે વિધિનો નિર્દેશ સ્પષ્ટ છે, એમ જે કહ્યુ છે, તેનું પણ આચમન પૂર્વવત્ છે, આ રીતે નિરૂપણ કરેલ છે. આથી જ આચમનની વિધિરૂપે ગણના કરી નથી. જેઓ આચમન કરે છે તેઓ એમ માને છે કે, અમે પ્રાણને નગ્ન ભાવથી રહિત કરીએ છીએ. આ સ્થળે કાણ્વ શાખાવાળાઓ પ્રાણને જળ નગ્ન ભાવથી રહિત કરે છે, એટલીજ બાબતમાં છેવટ લાવે છે. પણ આ રીતે જાણનારને શા ફળની પ્રાપ્તિ થાય છે, તે સંબધી કશું કહેતા નથી. માટે માધ્યદિન શાખાવાળાઓએ પણ આચમનના અનુવાદમાં આ પ્રમાણે અર્થાત્ પ્રકૃત પ્રાણના વસ્ત્રરૂપે જળ છે, એમ જાણવું. કેટલેક સ્થળે આચમન વિધિરૂપે છે તથા કેટલેક સ્થળે વસ્ત્રરૂપે વિજ્ઞાનનું વિધાન છે, આમ બેઉ રીતનું માનવું ચોગ્ય નથી. જળ વસ્ત્રરૂપે છે, એમ વાક્યપ્રવૃત્તિ લેવી વધારે ચોગ્ય છે. કારણ કે સર્વ સ્થળે સમાનતા છે. માટે વસ્ત્રરૂપી વિજ્ઞાનનું જ વિધાન છે, પણ આચમનનું વિધાન નથી, એ જ ચોગ્ય છે. (૧૮)

શિષ્યઃ-વિધિ તથા વિદ્યામાં ભેદ હોવાથી વિદ્યામાં એકતા કેવી રીતે હોઇ શકે?

ગુરુઃ-ના, તેમ નથી. ઉપાસ્યમાં અભેદ હોવાથી વિધિ તથા વિદ્યાની ભિન્નતા હોવા છતાં સર્વ શાખામાં સમાનતા છે. આ જ હેતુથી ૧૯ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૦ મું-સૂત્ર ૧૯ મું. ઉપાસ્યના અભેદથી વિદ્યામાં એકતા.

**समान एवं चाभेदात् ॥ १९ ॥**

સૂત્રાર્થ-ઉપાસ્યમાં અભેદ હોવાથી સમાન શાખામાં પણ આ પ્રમાણે વિદ્યાની એકતા છે. (૧૯)

ટીકાઃ-શિષ્યઃ-શાંડિલ્ય શાખામાં અગ્નિ રહસ્ય વિશે શાંડિલ્ય એવા નામની વિદ્યા છે. આમાં નીચે પ્રમાણેના ગુણોનું

નિરૂપણ કર્યું છે. જેમકે, " स नामानमुपासीत मनोमय प्राणशरीरं भारूपम् તેણે મનોમયરૂપ, પ્રાણ શરીરરૂપ, તથા પ્રકાશરૂપ આત્માની ઉપાસના કરવી જોઇએ " વળી તે જ શાખામાં બૃહદારણ્યક વિશે કહ્યું છે કે, " मनोमयोऽय पुरुषो भा सत्यस्तस्मिन्नन्तर्हृदये यदा व्रीहिर्वा यवो वा स एष सर्वस्येशान सर्वस्याधिपतिः सर्वमिदं प्रशास्ति यदिदं किं च (બૃ૦ ૫,૬,૧) મનોમય પુરૂષ સત્ય પ્રકાશરૂપે છે. તે વ્રીહિ તથા યવના સમાન હૃદયને વિશે રહે છે. તે સર્વના ઈશિરૂપ છે તથા સર્વના અધિપતિરૂપ છે. આ જગતમાં જે કાઇ અસ્તિત્વરૂપે છે, તેનો તે નિયામક છે." હવે આમાં શંકા એ છે કે, અગ્નિરહસ્ય તથા બૃહદારણ્યકમાં વિદ્યાની એકતા છે તથા ગુણોનો ઉપસંહાર છે અથવા તો શું બે ભિન્ન વિદ્યાઓ છે તથા ગુણોનો ઉપસંહાર છે ? આ બેમાંથી શુ યોગ્ય છે ? મારૂં માનવું તો એમ છે કે, વિદ્યાનો ભેદ છે તથા ગુણની વ્યવસ્થા છે.

ગુરુ.–તું એમ કેવી રીતે માને છે ?

શિષ્ય.–પુનરૂક્તિનો દોષ પ્રાપ્ત થવાથી મારૂં તેમ માનવું છે. ભિન્ન શાખામાં અધ્યયન કરનાર તથા જ્ઞાતામાં ભેદ જોવામાં આવે છે. આથી પુનરૂક્તિનો પરિહાર થાય છે. વળી તે રીતે વિચારવાથી વિદ્યા એક છે, આ રીતનો નિશ્ચય થાય છે. આથી એક સ્થળે ગુણો ભિન્ન છે તથા અન્ય સ્થળે તે ગુણોનો ઉપસંહાર થાય છે. આ રીતે પ્રાણસંવાદમાં નિરૂપણ કર્યુ છે. બીજું એક જ શાખામાં અધ્યયન કરનાર તથા વિજ્ઞાતામાં અભેદ હોય છે આથી પુનરૂક્તિનો ઉદ્ભવ થવો યોગ્ય નથી; તથા ભિન્ન ભિન્ન સ્થળે રહેલી વિદ્યા એકરૂપે થવી યોગ્ય નથી તે જ પ્રમાણે એક શ્રુતિ વિદ્યાના વિધાન માટે છે તથા બીજી શ્રુતિ ગુણના વિધાન માટે છે, આ રીતનો પણ સંભવ નથી. આથી એમ થાય છે કે, ભિન્ન ભિન્ન ગુણો ભિન્ન ભિન્ન સ્થળે શ્રુતિમાં કહ્યા છે તથા તે સર્વે ગુણો સમાન નથી. વળી કેટલાક ગુણો જેવા કે મનોમયત્વઆદિ સમાન હોય, પણ તે બેઉ સ્થળે જોવામાં આવે છે. માટે એક બીજાના ગુણોનો ઉપસંહાર થઇ શકતો નથી.

ગુરૂ.–આ બાબતમાં હું કહું, તે સાંભળ. જેવી રીતે ભિન્ન શાખામાં વિદ્યાનું એકપણું તથા ગુણોનો ઉપસહાર હોય છે, તેજ પ્રમાણે એક શાખામાં પણ થવો યોગ્ય છે. કારણ કે ઉપાસ્યરૂપ પરબ્રહ્મમાં અભેદ છે. બેઉ સ્થળે મનોમયત્વાદિ ગુણવાળો તે જ બ્રહ્મ ઉપાસ્યરૂપે ભિન્નતાથી રહિત છે, એમ સમજાય છે. વિદ્યામાથી ઉપાસ્ય રૂપ થયું છે. જ્યારે રૂપને વિષે અભેદ છે તો પછી વિદ્યામાં ભેદ છે, એમ નિશ્ચય કરવા અમે સમર્થ નથી. વળી વિદ્યા અભિન્ન હોવાથી ગુણની પણ વ્યવસ્થા નથી.

શિષ્ય.–પણ પુનરૂક્તિનો દોષ આવે છે, માટે વિદ્યામા ભેદ છે, એમ નિશ્ચય થાય છે.

ગુરુ.–તેમ થતું નથી. વળી એક શ્રુતિ વિદ્યાના વિધાન માટે છે તથા

બીજી શ્રુતિ ગુણના વિધાન માટે છે, એમ નથી. આમ માનવામા કંઇ પ્રાપ્તિ થતી નથી

શિષ્યઃ-જ્યારે એમ છે તો પછી અગ્નિ રહસ્યમાં જેમ કહ્યું છે તે જ પ્રમાણે બૃહદારણ્યકમાં કહેવું જોઇએ જેમકે, "स एष सर्वस्येशान. આ આત્મા સર્વના સ્વામીરૂપ છે." વળી મનોમય આદિ જે ગુણનું નિરૂપણ કરેલ છે, તે નિરૂપણ કરેલુ જોઇએ નહિ.

ગુરુ-આમાં દોષ નથી. અન્ય સ્થળે પણ નિરૂપણ કરવાથી અન્ય સ્થળે પણ જે વિદ્યા કહેલી છે, તેનો નિશ્ચય થાય છે. સમાનગુણના નિરૂપણ કરવાથી ભિન્ન સ્થળે આવેલી શાંડિલ્ય વિદ્યાનો પણ નિશ્ચય થાય છે તથા આ વિદ્યામા ઇશાન આદિનો ઉપદેશ કર્યો છે. જો તેમ ન હોય તો પછી આ વિદ્યામા ગુણના વિધિનો નિશ્ચય કેવી રીતે થઇ શકે? વળી જ્યારે અપ્રાપ્ત અંશના ઉપદેશ વડે વાક્ય અર્થયુક્ત બને છે તથા જ્યારે પ્રાપ્ત અંશના પરામર્શથી નિત્યાનુવાદરૂપે પ્રાપ્તિ થાય છે તો પછી તેનાવડે જે કાંઈ નિશ્ચય કરવામા આવ્યો હોય,તેનો નિષેધ કરવો યોગ્ય નથી. માટે સમાન શાખામાં વિદ્યાનું એકપણું તથા ગુણોનો ઉપસંહાર છે, એ યોગ્ય છે. (૧૯)

શિષ્ય-આપે ગુણોનો ઉપસંહાર કર્યો, તે જો કે બરાબર છે પણ દેવ સંબધી તથા શરીરસબધી ભિન્ન ભિન્ન ઉપદેશ છે, તેનું કેમ?

ગુરુ.-જેમ વિદ્યાની એકતાને લીધે ગુણોનો ઉપસહાર કરવામાં આવે છે, તેમ અધ્યાત્મ તથા અધિદૈવ આદિ ગુણોનો પણ ઉપસહાર જાણી લેવો. આ જ હેતુથી ૨૦ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૧ મું-સૂત્ર ૨૦ મું.

## અધ્યાત્મ તથા અધિદૈવ નિરૂપણ.

**संबंधादेवमन्यत्रापि ॥ २० ॥**

સૂત્રાર્થ-અધ્યાત્મ તથા અધિદૈવનો પણ વિદ્યા સાથે સંબંધ છે તથા વિદ્યાની એકતાથી તેમાં પણ એકતા છે. (૨૦)

ટીકા-શિષ્ય-બૃહદારણ્યકમાં કહ્યું છે કે, "सत्य ब्रह्म (બૃ૦ ૫,૫,૧) સત્ય બ્રહ્મરૂપે છે." આ રીતે નિરૂપણ કર્યું છે તથા છેવટમાં કહ્યું છે કે, तयत्तत्सत्यमसौ स आदित्यो य एष एतस्मिन्मण्डले पुरुषो यश्चाय दक्षिणेऽक्षन्पुरुष (બૃ૦ ૫,૫,૨) સત્ય આદિત્યરૂપે છે આ સત્યરૂપ પુરુષ આ આદિત્ય મંડળને વિશે રહે છે. તેમ જ તે પુરુષ દક્ષિણ ચક્ષુને વિશે રહે છે." આ રીતે સત્ય બ્રહ્મનો જ ઉપદેશ સ્થાનવિશેષરૂપે અર્થાત્ અધ્યાત્મ તથા અધિદૈવતરૂપે કરવામા આવ્યો છે. વળી આ બ્રહ્મનું ભૂર્ભુવ સ્વ. શરીર છે. આ રીતે બે રહસ્ય દેવતાનો ઉપદેશ કરવામાં આવ્યો છે. આ બ્રહ્મના રહસ્યરૂપ અહર્ અધિ દૈવતરૂપે છે તથા તે જ બ્રહ્મના રહસ્યરૂપ અહં અધ્યાત્મરૂપે છે. હવે આ સ્થળે મને શંકા થાય છે ઉપનિષદમા રહેલા બેઉ સ્થળોનાં રહસ્યો એકરૂપે છે

એમ જાણવું કે અધ્યાત્મ તથા અધિદૈવરૂપ બે રહસ્યોમાં વિભાગ રહેલો છે?

ગુરૂઃ–આનું નિરાકરણ પૂર્વના સૂત્રવડે જ થયું છે. જેમકે શાડિલ્ય વિદ્યામાં વિભાગ છતાં ગુણનો ઉપસંહાર કહેલો છે, તે જ પ્રમાણે આ રીતના અન્ય વિષયમાં પણ જાણી લેવું. કારણ કે એક એવી વિદ્યાનો જ સર્વ સ્થળે સંબંધ છે. એક જ સત્ય વિદ્યાનું નિરૂપણ અધ્યાત્મ તથા અધિદૈવરૂપે કહેલું છે. ઉપક્રમરૂપ વિદ્યામાં અભેદ છે, તેમ જ વિદ્યાનો અધિદૈવ તથા અધ્યાત્મ સાથે સંબંધ છે. માટે એક વિદ્યાના જે ધર્મો નિરૂપણ કરેલા હોય તેનો અસંભવ તેને વિશે કેવી રીતે હોઇ શકે? દૃષ્ટાન્ત તરીકે શિષ્યે ગુરૂની પાછળ જવું જોઇએ, આ રીતનો જે આચાર હોય, તે આચાર ગુરૂ ગામમાં હોય, કે અરણ્યમાં હોય તો પણ સરખો જ છે. માટે બેઉ રહસ્યોની બેઉ સ્થળે પ્રાપ્તિ છે. (૨૦)

ગુરૂઃ–બેઉ રહસ્યોમાં ભિન્નતા રહેલી છે, માટે બેઉ રહસ્યોની એક બીજા સ્થળે પ્રાપ્તિ માનવી યોગ્ય નથી. વળી ૨૧મા સૂત્રમાં પણ તેજ પ્રમાણે કહ્યું છે કે;–

## અધિકરણ ૧૧ મું–સૂત્ર ૨૧ મું. અધ્યાત્મ તથા અધિદૈવના સંબંધનો અભાવ.

न वा विशेषात् ॥२१॥

સૂત્રાર્થઃ–અથવા સ્થાનવિશેષનો સંબંધ હોવાથી અધ્યાત્મ તથા અધિદૈવની એક બીજા વિશે પ્રાપ્તિ નથી. (૨૧)

ટીકાઃ–ગુરૂઃ–અથવા બેઉ રહસ્યોની એકબી જામાં પ્રાપ્તિ થતી નથી.

શિષ્યઃ–આપ એમ કેમ કહો છો?

ગુરૂઃ–સ્થાનવિશેષનું અસ્તિત્વ છે, તેથી તેમ લાગતું નથી. ઉપાસનાનો સ્થાનવિશેષની સાથે સંબંધ છે, માટે એક બીજામાં પ્રાપ્તિ નથી.

શિષ્ય–સ્થાનવિશેષસાથે સંબધ કેવી રીતે છે?

ગુરૂઃ–કહ્યું છે કે, "य एष एतस्मिन् मडले पुरुषः (બૃ૦ ૫,૫,૩) આ મંડળમાં જે પુરૂષ છે તેનું શિર ભૂ છે" આ રીતે અધિદૈવ પુરૂષનું નિરૂપણ કર્યું છે તથા તેના રહસ્યરૂપે અહર્ છે, એમ શ્રુતિમાં કહ્યું છે. વળી 'योऽय दक्षिणेऽक्षन्पुरुषः (બૃ૦ ૫, ૫,૪) દક્ષિણ ચક્ષુમાં રહેતો જે પુરૂષ છે, તેનું મસ્તક ભૂરૂપ છે." આ રીતે આધ્યાત્મિક પુરૂષનું નિરૂપણ કર્યું છે તથા તેના રહસ્યરૂપ અહમ્ શબ્દ છે. વળી "તેનું" એમ સમીપતાનો આશ્રય કરનાર સર્વનામ છે. આથી ભિન્નભિન્ન સ્થાનનું નિરૂપણ હોવાથી બે રીતનાં રહસ્યોનો ઉપદેશ કર્યો છે.

શિષ્ય–બેઉ રહસ્યોની બેઉ સ્થળે પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે? કારણ કે અધ્યાત્મ તથા અધિદૈવત એક જ પુરૂષરૂપે છે. એક જ સત્ય બ્રહ્મનાં બે સ્થળોનું પ્રતિપાદન છે.

ગુરુઃ–હા, તારૂં કહેલું ખરૂં છે. એક જ પુરૂષની જો ભિન્ન અવસ્થા હોય તો ભિન્ન રહસ્યના નિરૂપણવડે અવસ્થા

પણ ભિન્ન હોય, એ યોગ્ય છે. આના સંબંધી નીચે પ્રમાણે દૃષ્ટાંત છે:–આચાર્યના સ્વરૂપના નાશ થયા વિના બેઠેલા આચાર્યની જે અવસ્થા હોય, તે જ અવસ્થા ઉભેલા આચાર્યની છે, એમ કહેવાય નહિ તેમ જ ઉભેલાની જે અવસ્થા, તે બેઠેલાની થતી નથી. ગામ તથા અરણ્યનું પૂર્વના સૂત્રમાં જે દૃષ્ટાંત આપ્યું છે, તે તો આચાર્યના સ્વરૂપની હાનિ થતી નથી, તેના સંબંધમા છે. સ્વરૂપને વિશે પ્રાપ્ત થયેલા ગુણનો એક જ સરખો ભાવ હોય છે. કારણ કે ગામ તથા અરણ્યથી ગુણમા ભિન્નતા બની શકતી નથી માટે આ બેઉ રહસ્યોમાં અવસ્થાનો ભેદ છે. (૨૧)

શિષ્ય.–આના સંબંધમાં કંઇ પ્રમાણ છે?

ગુરુ.–હા, શ્રુતિએ તેમ પ્રતિપાદન કર્યું છે તથા તેજ બાબત ૨૨મા સૂત્રમા નીચે પ્રમાણે નિરૂપણ કરી છે. જેમકે;–

## અધિકરણ ૧૧ મું–સૂત્ર ૨૨ મું. અવસ્થાભેદમાં શ્રુતિ પ્રમાણ.

दर्शयति च ॥ २२ ॥

સૂત્રાર્થ.–આ રીતની વ્યવસ્થા શ્રુતિ પ્રતિપાદન કરે છે. (૨૨)

ટીકા.–ગુરુઃ–આ રીતે ધર્મોની વ્યવસ્થા છે, એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "तस्यैतस्य तदेव रूप यदमुष्य रूप यात्रमुष्य गेष्णौ तौ गेष्णौ यन्नाम तन्नाम (છા૦૧,૭,૫) આદિત્ય પુરૂષનું જે રૂપ છે તેજ ચાક્ષુષ પુરૂષનું રૂપ છે. તેની જે સંધિઓ, તે ચાક્ષુષ પુરૂષની સંધિઓ છે તથા તેનું જે નામ, તે ચાક્ષુષ પુરૂષનું નામ છે."

શિષ્યઃ–પણ શ્રુતિમાં ધર્મની વ્યવસ્થા છે, એમ શાથી કહો છો?

ગુરૂ.–અક્ષિ તથા આદિત્યના સ્થાનને લઇ ભેદવાળા ભિન્ન ધર્મો એક બીજામા ઉપસંહાર કરવા યોગ્ય નથી, એમ માની આ સ્થળે અતિદેશવડે આદિત્યમા રહેલ રૂપ આદિનો ઉપસંહાર અક્ષિ પુરૂષમાં કર્યો છે. જેમકે, तस्यैतस्य तदेव रूपम् (છા૦ ૧, ૭, ૫) તેનું તેમજ આનું અર્થાત્ આદિત્યના પુરૂષનું તથા અક્ષિસ્થ પુરૂષનું એક જ રૂપ છે. માટે આ બેઉ રહસ્યો વ્યવસ્થાવાળાં છે, એમ સિદ્ધ થાય છે (૨૨)

શિષ્યઃ–વીર્યની પૂર્ણતા તથા આકાશને વિશે વ્યાપકતા આદિ પરમાત્માની જે વિભૂતિઓ છે, તેના સંબધમાં આપ શું કહો છો?

ગુરૂ–તે પણ સ્થાનવિશેષના યોગને લીધે ઉપસંહાર કરવા યોગ્ય નથી. આ જ બાબત ૨૩મા સૂત્રમાં વ્યાસે નીચે પ્રમાણે જણાવી છે. જેમકે,–

## અધિકરણ ૧૨ મું–સૂત્ર ૨૩ મું. બ્રહ્મની પરાક્રમ આદિ વિભૂતિનિરૂપણ.

सम्भृतिद्युव्याप्त्यपि चात ॥२३॥

સૂત્રાર્થઃ–બ્રહ્મના વીર્ય તથા વ્યાપકતા-

રૂપ વિભૂતિઓ પણ સ્થાનવિશેષને લઈ ઉપસંહાર કરવા યોગ્ય નથી. (૨૩)

ટીકા:--શિષ્ય:-"ब्रह्मज्येष्ठावीर्या संभृतानि ब्रह्माऽग्रे ज्येष्ठं दिवमाततान બ્રહ્મના જ્યેષ્ઠ એવાં પરાક્રમો પૂર્ણ થયાં તથા ઉત્પત્તિ પૂર્વે બ્રહ્મ જ્યેષ્ઠ એવા આકાશને વિષે વ્યાપીને રહ્યા હતા." આ પ્રમાણે રાણાયની શાખામાં પૂર્ણ પરાક્રમરૂપે તથા આકાશને વિષે વ્યાપકરૂપે બ્રહ્મની વિભૂતિ આદિનું નિરૂપણ કરેલું છે. વળી તેઓના ઉપનિષદમાં પણ શાણ્ડિલ્ય વિદ્યા આદિ વિભૂતિનું નિરૂપણ કરવામાં આવેલું છે. આ બ્રહ્મવિદ્યામાં બ્રહ્મની જે વિભૂતિઓ રહેલી છે, તેનો ઉપસંહાર થાય છે કે નથી થતો ? મારૂં માનવું તો એમ છે કે, બ્રહ્મનો સંબંધ હોવા થકી ઉપસંહાર પ્રાપ્ત થાય છે. વીર્ય તથા વ્યાપકરૂપ બ્રહ્મની જે વિભૂતિઓ છે, તેનો ઉપસંહાર શાણ્ડિલ્ય વિદ્યા આદિમાં થઈ શકતો નથી. કારણ કે સ્થાનને વિષે ભિન્નતા જોવામાં આવે છે. જેમકે શાણ્ડિલ્ય વિદ્યામાં બ્રહ્મનું સ્થાન હૃદય કહેલું છે. જેમકે "एष म आत्मान्तर्हृदये (છાં૦ ૩,૧૪,૩) આ મારો આત્મા હૃદયમાં છે." તે જ પ્રમાણે દહર વિદ્યાના સંબંધમાં પણ કહ્યું છે કે, "दहर पुण्डरीक वेश्म दहरोऽस्मिन्नन्तराकाशः (છાં૦ ૮, ૧, ૧) મનુષ્યના શરીરમાં કમળના સરખું આકાશ છે તથા તે દહરમાં એક તિક્ષ્ણ અંતરઆકાશ છે." વળી उपकोशल વિદ્યામાં બ્રહ્મનાં સ્થાનરૂપે ચક્ષુ જણાવેલી છે. જેમકે "य एषोऽक्षिणि पुरुषो दृश्यते આ પુરૂષ ચક્ષુને વિષે જોવામાં આવે છે." આ પ્રમાણે આ વિદ્યાઓમાં ભિન્નભિન્ન સ્થળે, ભિન્ન ભિન્ન આધ્યાત્મિકની પ્રતીતિ થાય છે. બ્રહ્મના પરાક્રમ તથા આકાશને વિષે વ્યાપકરૂપાદિ વિભૂતિઓ આધિદૈવિકી છે, તો પછી આ વિદ્યાને વિષે તેની પ્રાપ્તિ કેવી રીતે ? વળી આ વિદ્યામાં આધિદૈવિક વિભૂતિઓનું નીચે પ્રમાણે નિરૂપણ કરેલ છે. જેમકે "ज्यायादिवो ज्यायानेभ्यो लोकेभ्यः (છાં૦ ૩,૧૪,૩) एष उ एव भामनीरेष हि सर्वेषु लोकेषु भाति (છાં૦ ૪,૧૫,૪) तस्य भासा सर्वमिदं विभाति ॥ यावान् वा अयमाकाशस्तावानेषोऽन्त र्हृदय आकाश उभे अस्मिन् द्यावापृथिवी अन्तरेव समाहिते (છાં૦૮,૧,૩) તે પૃથ્વી કરતાં મહાન્ અર્થાત્ આકાશ, સ્વર્ગ કે સર્વ લોકને એકત્ર કરીએ, તેના કરતાં પણ તે મહાન્ છે. તે ખરેખર એક ભામનીરૂપે છે. કારણ કે સર્વ લોકમાં તે પ્રકાશ કરે છે. તેના પ્રકાશવડે સર્વ પ્રકાશને પામે છે. જે આ પ્રમાણે જાણે છે, તે સર્વ લોકમાં પ્રકાશે છે. ખરેખર આકાશ જેવું વિશાળ છે તેવું અન્તઃકરણમાં રહેલું અન્તરાકાશ વિશાળ છે. આ અન્તરાકાશમાં પૃથ્વી તથા સ્વર્ગ બન્ને સ્થિતિ કરી રહેલાં છે." વળી સ્થાનવિશેષથી રહિત ષોડશકળા આદિ બ્રહ્મવિદ્યાઓ છે.

ગુરૂ:–આ સર્વ ખરૂં છે. છતાં આમાં વિશેષતા એ છે, કે વીર્યાદિ વિભૂતિઓ ઉપસંહારને યોગ્ય નથી. જ્યાં શ્રુતિને વિષે સમાન ગુણોનું નિરૂપણ કરેલું છે, ત્યાં આગળ આ સ્થળે વિદ્યાઓ જો કે

ભિન્ન ભિન્ન સ્થળે રહેલી હોવા છતાં ભિન્ન ભિન્ન સ્થાનવિષે રહેલા ગુણોનો ઉપસંહાર થઈ શકે તથા તે યોગ્ય પણ છે પણ આ સ્થળે વીર્યાદિ વિભૂતિઓનું નિરૂપણ શાણ્ડિલ્યાદિ વચનોને વિષે છે તથા મનોમયત્વાદિ ગુણોનું સ્વરૂપ એક બીજાથી ભિન્ન છે તો પછી અન્યસ્થાનપ્રતિ રહેલી વિદ્યાની યોજના અન્યસ્થાનપ્રતિ કરવી યોગ્ય નથી. બ્રહ્મનો અસબંધ છે, એમ માની અન્ય સ્થાનમાં રહેલી વિદ્યાને અન્ય સ્થાન પ્રતિ યોજવી, તે યોગ્ય નથી. કારણ કે તેમ કરવાથકી વિદ્યામાં ભેદની પ્રાપ્તિ થશે જો કે બ્રહ્મ એક છે, છતાં તેની અનેક પ્રકારે ઉપાસના વિભૂતિના ભેદને લીધે કરવામાં આવે છે. આ પ્રમાણેની સ્થિતિ છે. કારણ કે જે ભેદ જોવામાં આવે છે, તે ઉદ્‌ગીથ આદિની માફક છે, માટે શાણ્ડિલ્યઆદિ વિદ્યામાં વીર્યની પૂર્ણતા આદિ જે ગુણોનું નિરૂપણ કરેલું છે, તેનો ઉપસંહાર થતો નથી. (૨૩)

શિષ્ય.–પુરૂષવિદ્યાના સંબંધમાં શું સર્વ શ્રુતિમાં એક જ પ્રકારનું નિરૂપણ છે?

ગુરૂ–પુરૂષવિદ્યાના સંબંધમાં જેમ એક ઠેકાણે હેય છે, તે પ્રમાણે અન્ય શ્રુતિમાં હોતું નથી. આજ હેતુથી ૨૪મા સત્રમાં કહ્યુ છે કે;–

## અધિકરણ ૧૩મું–સૂત્ર ૨૪મું.
## પુરૂષધર્મ નિરૂપણ.

पुरुषविद्यायामिव चेतरेषामनाम्नानात् ॥२४॥

સૂત્રાર્થ–પુરૂષવિદ્યામાં જેમ એક સ્થળે કહેલું છે, તે પ્રમાણે અન્ય શ્રુતિમાં નિરૂપણ કરેલુ નથી. (૨૪)

ટીકા–શિષ્ય.–તાણ્ડી તથા પૈઙ્ગી શાખાના રહસ્ય બ્રાહ્મણમાં પુરૂષવિદ્યાનું નિરૂપણ કરેલું છે તેમાં પુરૂષની યજ્ઞરૂપે કલ્પના કરેલી છે. આ પુરૂષનું આયુષ્ય ત્રણ પ્રકારે વિભક્ત થાય છે, જેથી ત્રણરૂપે તેની કલ્પના કરેલી છે. તેમાં ભોજનની કામનાઆદિ ગુણોની દિક્ષા આદિરૂપે કલ્પના કરી છે. વળી આશિષ તથા મંત્રના પ્રયોગ આદિ ધર્મોનું પણ ત્યાં નિરૂપણ કરેલું છે. બીજું તૈત્તિરીયક કોઇ પુરૂષરૂપી યજ્ઞની કલ્પના કરે છે. જેમકે, "तस्यैव विदुषो यज्ञस्यात्मा यजमान श्रद्धा पत्नी (નારા૦ ઉ૦ ૮૦) આ પ્રમાણે યજ્ઞને જે જાણે છે, તેનો આત્મા યજમાનરૂપે છે તથા શ્રદ્ધા પત્નીરૂપે છે." હવે આ સ્થળે સંશય એ થાય છે કે, બીજી શાખામાં પુરૂષ યજ્ઞના જે ધર્મોનુ નિરૂપણ કરેલું છે, તેનો ઉપસંહાર તૈત્તિરીયને વિષે શું થઇ શકે કે નહિ? મારૂં માનવું તો એમ છે કે, પુરૂષયજ્ઞને વિષે ભિન્નતા નહિ હોવાથી ઉપસંહારની પ્રાપ્તિ થઈ શકે છે.

ગુરૂઃ–ઉપસંહાર માનવો યોગ્ય નથી.

શિષ્યઃ—એમ માનવામાં શું કારણ?

ગુરૂઃ—આ સ્થળે પુરૂષના રૂપનો નિશ્ચય નથી. તેથી આ જ હેતુથી વ્યાસ ભગવાને કહ્યું છે કે, पुरुषविद्यायामिव पुरुष નિર્ણયમાં જેમ ઉપસંહાર થતો નથી, તેમ આ સ્થળે પણ થતો નથી. જેવી રીતે તાંડય તથા પૈંગી શાખામાં પુરૂષવિદ્યાનું નિરૂપણ કરેલું છે, તે જ પ્રમાણે અન્ય તૈત્તિરીયાદિ શાખામાં નિરૂપણ કરેલ નથી. તૈત્તિરીય શાખામાં ભિન્ન રીતે યજ્ઞનું સૂચન જોવામાં આવે છે. જેમકે પત્ની, યજમાન, વેદ, વેદી, ધર્મ, યૂપ, આજ્ય, પશુ તથા ઋત્વિક આદિનું નિરૂપણ કરેલ હોય છે. વળી જે કંઇ યજ્ઞપ્રાપ્તિના સંબંધમાં કહેલું છે, તે પણ બીજાથકી ભિન્ન છે. જેમકે, "यत्प्रातर्माध्यन्दिन सायञ्च तानि પ્રાતર્, મધ્યાહ્ન તથા સાયમ્ આદિ જે કાળો છે, તે સવનરૂપે છે." બીજું મરણને અવભૃથ સ્નાનરૂપે જાણવું. એ પ્રમાણેની જે કંઇ કલ્પના છે, તે જો કે સમાન છે, પણ સમાન કલ્પના ઘણીજ થોડી છે. પણ ઘણે ભાગે વિલક્ષણતા રહેલી છે, માટે બેઉ જ્ઞાન એક રૂપે થઇ શકવા યોગ્ય નથી. પુરૂષ યજ્ઞરૂપે છે, એમ તૈત્તિરીયકમાં કહ્યું નથી. ("विदुषा यज्ञस्य") આ પ્રમાણે સમાનાધિકરણ છઠ્ઠીનો પ્રયોગ છે. માટે "વિદ્વાનરૂપ જે યજ્ઞ છે તેનો" આ રીતનો અર્થ થઇ શકે નહિ. કારણ પુરૂષનો મુખ્ય અર્થ યજ્ઞરૂપે નથી. જો વ્યધિકરણ હોય તો આ બે છઠ્ઠીનો અર્થ એમ થઇ શકે કે, વિદ્વાનનો જે યજ્ઞ છે તેને.' આમ માનવાથી પુરૂષનો મુખ્યરૂપે અર્થ થશે. વળી જ્યાં મુખ્ય અર્થનો સંબંધ હોય તથા તેની પ્રવૃત્તિ થઇ શકતી હોય તો મુખ્ય અર્થનો જ આશ્રય લેવો, પણ ગૌણ અર્થનો આશ્રય લેવો નહિ. વળી "આત્મા યજમાનરૂપે છે" આ પ્રમાણે પુરૂષનું યજમાનરૂપે નિરૂપણ કર્યું છે, તથા તે પુરૂષનો યજ્ઞ સાથે સંબંધ વ્યધિકરણવડે સૂચવવામાં આવે છે બીજું तस्यैव विदुषः (આ પ્રમાણે જાણનારને) આ રીતે સિદ્ધની માફક અનુવાદશ્રુતિ હોય તો પુરૂષને યજ્ઞભાવરૂપે તથા આત્મા આદિને યજમાનાદિરૂપે પ્રતિપાદન કરવા ઇચ્છનારને વાક્યને વિષે ભેદ ઉત્પન્ન થશે. તેમ જ +સંન્યાસયુક્ત આત્મવિદ્યાનું પ્રથમ નિરૂપણ કરેલું હોય તથા ત્યાર પછી तस्यैव विदुषः (આ પ્રમાણે જાણનારને) આ પ્રમાણેનો અનુક્રમ હોય તો પછી શ્રુતિ *પૂર્વશેષરૂપે થશે. પણ સ્વતંત્ર રૂપે થશે નહિ, એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે માનવાથી "ब्रह्मणो महिमानमाप्नोति (નારા० ૮૦) બ્રહ્મના મહિમાને પામે છે." એમ બેઉ અનુવાદને વિષે એક જ પ્રકારનું ફળ જોવામાં આવશે.

પૈંગ તથા તાણ્ડ આદિ શ્રુતિઓમાં પુરુષવિદ્યાનું નિરૂપણ અન્યશેષરૂપે નથી, તેનું ફળ આયુષ્યની વૃદ્ધિરૂપે છે. જેમકે "स ह पोडश वर्षशत जीवति य एव वेद (છા० ૩,૧૬,૭) આ પ્રમાણે જે મા-

+ સંન્યાસ=ત્યાગ.

* પૂર્વશેષ=પૂર્વની સાથે સબંધ રાખ-

ણસ યજ્ઞ સપત્તિને જાણે છે, તે પુરૂષ એકસોને સોળ વરસ જીવે છે.”આ પ્રમાણે કહ્યુ છે માટે બીજી શાખાઓમા પુરૂષ વિદ્યાના ધર્મનું આશિષ મત્રાદિરૂપે જે નિરૂપણ કરેલ છે, તેની પ્રાપ્તિ તૈત્તિરીય શાખામા થતી નથી (૨૪)

શિષ્ય—વધ તથા પ્રવર્ત્ય આદિ મત્રોનો ઉપસહાર બ્રહ્મવિદ્યામા થાય કે નહિ ?

ગુરૂ—આ મત્રોમા ભેદ હોવાથી તેનો ઉપસહાર બ્રહ્મવિદ્યામા થશે નહિ આ જ હેતુથી ૨૫મા સૂત્રમા કહ્યુ છે કે,—

## અધિકરણ ૧૪ મું-સૂત્ર ૨૫ મું. વિદારણાદિ મંત્રોની ભિન્નતા

वेधाद्यर्थभेदात् ॥२५॥

સૂત્રાર્થ. વેધા તથા પ્રવર્ગ્યાદિ મત્રોમા અર્થનો ભેદ હોવાથી તેનો ઉપસહાર બ્રહ્મવિદ્યામા થતો નથી (૨૫)

ટીકા—શિષ્ય—આથર્વણ વેદના ઉપનિષદના આરભમા નીચે પ્રમાણે મત્ર છે—“सर्वं प्रविध्य हृदय प्रविध्य धमनी प्रवृज्य शिरोऽभिप्रवृज्य त्रिधा विपृक्त અર્થ—હે દેવતા ! મારા શત્રુનુ સર્વ અગ ચીરી નાખ, તેનુ હૃદય ચીરી નાખ, તેની શિરા તોડી નાખ, તેના મસ્તકને ચીરી નાખ, આ રીતે મારા શત્રુને ત્રણ પ્રકારે છિન્ન ભિન્ન કરી નાખો” વળી તાડી ઉપનિષદના આરભમા કહ્યુ છે કે, “હે સવિતા દેવ ! યજ્ઞ તથા યજમાનને ઉત્પન્ન કર” વળી શાઠ્યાયનીમા કહ્યું છે કે, “श्वेताश्वो हरितनीलोऽसि શ્વેત અશ્વવાળો તુ કાળા મણિના સરખો કાળો છે” વળી તૈત્તિરીયના કઠોપનિષદમા કહ્યું છે કે “शं नो मित्र शं वरुण (તૈ૦ ૧,૧,૧) અમને મિત્ર તથા વરૂણ સુખ કરનાર થાઓ” વળી વાજસનેયીના ઉપનિષદના આરભમા પ્રવર્ગ્ય કર્મમા નીચે પ્રમાણેનો બ્રાહ્મણમત્ર છે—“देवा ह वै सत्रं निषेदु ખરેખર દેવો પૂર્વે સત્રનો નાશ કરવા લાગ્યા” વળી કૌપીતકીના અગ્નિષ્ટોમ બ્રાહ્મણ મંત્રમા કહ્યુ છે કે, “ब्रह्म वा अग्निष्टोमो ब्रह्मैव तदहर्ब्रह्मणैव ते ब्रह्मोपयन्ति तेऽमृतत्वमाप्नुवन्ति य एतदहरुपयन्ति બ્રહ્મ અગ્નિષ્ટોમરૂપે છે, દિવસ બ્રહ્મરૂપે છે, બ્રહ્મવડે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, જે દિવસે કરવાનુ કાર્ય કરે છે તે અમૃતભાવને પામે છે” શુ આ સઘળા વિદારણા સબધીના મત્રોનો તેમ જ પ્રવર્ગ્ય* આદિ કર્મોનો બ્રહ્મવિદ્યામા ઉપસંહાર થાય છે, કે નથી થતો, એ સબધી મને શકા થાય છે ? આપનો આ સબધી શો મત છે ? મારૂ માનવું તો એવુ છે કે, બ્રહ્મવિદ્યામા આ સર્વ મત્રોનો ઉપસંહાર થાય છે.

ગુરૂ—તું કેમ એમ માને છે ?

શિષ્ય—વિદ્યાનુ જેમા નિરૂપણ કરેલ છે, એવા ઉપનિષદ ગ્રથમાં આ મત્રોનુ નિરૂપણ છે

ગુરૂ—વિદ્યાના પ્રયોજનરૂપે આનું

*પ્રવર્ગ્ય—ઉના કરેલા ઘીમા દૂધ રેડવું, તેનુ નામ વિદારણ છે જે કર્મમા આ રીતનું કર્મ હોય છે, તે પ્રવર્ગ્ય કહેવાય છે

વિધાન અમે ઉપલબ્ધ કરતા નથી.

શિષ્યઃ–ઘણું સારૂં. પ્રયોજનરૂપે આપ નહિ ઉપલબ્ધ કરો. પણ સમીપતાના બળથી તે પ્રમાણે માનો તે ખરા કે નહિ? સમીપતાના પ્રયોજનનો સંભવ હોવાથી તેનો આશ્રય ન કરવો, એ યોગ્ય નથી.

ગુરુઃ–આ મંત્રોમાં વિદ્યાસંબંધી અમે કાંઈ પણ સામર્થ્ય જોતા નથી. પ્રવર્ગ્ય આદિ કર્મોની યોજના કોઇ અન્ય પ્રયોજન માટે થતી હોય તો પછી વિદ્યાના પ્રયોજનમાં તેની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે?

શિષ્ય–આ દોષ નથી. આ મંત્રોનું સામર્થ્ય વિદ્યાના સંબંધમાં છે, આ પ્રમાણેની કલ્પના કરવી યોગ્ય છે. કારણ કે હૃદયાદિનું નિરૂપણ છે. હૃદય આદિનો ઉપદેશ ઘણું કરી ઉપાસનાના સંબન્ધમાં છે. માટે હૃદયનું બિદારણ કરનાર ઇત્યાદિ મત્રોને વિષે ઉપાસનાનો અંશ રહેલો છે. ઉપાસનામાં મંત્રનો નિચે પ્રમાણે વિનિયોગ જોવામાં આવે છે. જેમકે, "भू प्रपद्येऽमुनामुनामुना (છાં. ૩,૧૫,૩) આનાવડેજ હું પૃથ્વીનો આશ્રય લઈ શકું છું." વળી પ્રવર્ગ્યાદિ કર્મનો વિનિયોગ બીજે સ્થળે હોય, છતાં વિદ્યાને વિષે તેનો વિનિયોગ છે. એમાં કશો વિરોધ નથી. જેમકે વાજપેયમાં બૃહસ્પતિ સવનમાં વિનિયોગ કોઇપણ પ્રકારના વિરોધથી રહિત છે.

ગુરુઃ–આના સંબંધી હું કહું તે સાંભળ. આ સર્વ મંત્રનો ઉપસંહાર વિદ્યાને વિષે નથી.

શિષ્યઃ–આપ એમ કેમ કહો છો?

ગુરુઃ–વિદારણાદિ પ્રયોજનમાં ભેદ હોવાથી હું તે પ્રમાણે કહું છું. હૃદય વિદારણકર, ઈત્યાદિ મંત્રોમાં હૃદયને ફાડવારૂપે ભિન્ન પ્રયોજન રહેલું છે. માટે તેનો સંબંધ ઉપનિષદમાં કહેલી વિદ્યા સાથે નથી. બ્રહ્મવિદ્યા સાથે આ મંત્રોની એકતા થતી નથી.

શિષ્યઃ–હૃદયનો ઉપયોગ ઉપાસનાને વિષે છે, જેથી આ સ્થળે ઉપાસનાનો સંબંધ નિરૂપણ થાય છે.

ગુરુઃ–તેમ નથી થતું. હૃદય માત્રનાજ નિરૂપણના પ્રયોજનની ઉત્પ્રેક્ષા થઇ શકે છે. પણ આ સ્થળે કેવળ મંત્રના પ્રયોજરૂનપે કેવળ હૃદયમાત્ર જ નથી. "હૃદયનું વિદારણ કર" "શિરાઓને તોડી નાખ" આ રીતનું મંત્રનું જ પ્રયોજન છે. તેનો સંબન્ધ કેવળ વિદ્યા સાથે થતો નથી. અભિચારના સંબંધમાં આનું પ્રયોજન છે; માટે અભિચારી કર્મની સાથે આ મંત્રનો સંબન્ધ છે. તે જ પ્રમાણે હે સવિતા દેવ! તું યજ્ઞ તથા યજમાનને ઉત્પન્ન કર. આ સ્થળે યજ્ઞની ઉત્પત્તિનો સંબન્ધ હોવા થકી યજ્ઞકર્મ સાથે આનો સંબન્ધ છે. યજ્ઞ સંબંધીનો વિશેષ સંબંધ તો યજ્ઞ સંબંધી જ્યાં બીજું પ્રમાણ આપેલું હોય ત્યાં જોઇ લેવો. આ પ્રમાણે બીજા મંત્રોનું નિરૂપણ લિઙ્ગવડે, વચનવ

અન્ય પ્રમાણવડે તથા ભિન્ન અર્થવડે થઇ શકે છે. જોકે રહસ્યરૂપી ઉપનિ-પદને વિષે તેનું નિરૂપણ કહેલું છે. માટે સમીપતાથી વિદ્યાવિશેષને વિષે તેની પ્રાપ્તિ થતી નથી. કારણ કે પૂર્વ મીમાંસામાં કહેલું છે કે, શ્રુતિ આદિના પ્રમાણ કરતાં સન્નિધિનું પ્રમાણ દુર્બલ છે. જેમકે * " श्रुतिलिङ्गवाक्य प्रकरणस्थान-समाख्याना समवाये पारदार्बल्यमर्थविप्रकर्षात्.(જૈ૦ સૂત્ર ૩,૩,૧૪) અર્થ:–શ્રુતિ, લિઙ્ગ, વાક્ય, પ્રકરણ, સ્થાન, તથા આખ્યાનના સમવાયમાં પૂર્વથી પર દુર્બલ છે. કારણ કે પાછળના પ્રમાણથી નિશ્ચય પામેલો અર્થ દૂર હોય છે."

આ રીતે પ્રવર્ગ્યઆદિ કર્મનો વિનિ-યોગ અન્ય સ્થળે છે. માટે વિદ્યાને વિષે તેનો સમાવેશ થતો નથી. કારણ કે વિદ્યાઓની સાથે કંઇપણ પ્રયોજન આ મંત્રોને હોતું નથી. વાજપેયમાં બૃહ-સ્પતિ સવનો વિનિયોગ ભિન્ન પ્રકારે સ્પષ્ટ જણાઇ આવે છે. જેમકે"वाजपेयेनेष्ट्वा बृहस्पतिःसवेन यजेन વાજપેય યજ્ઞ ક' બૃહસ્પતિનો યાગ કરવો જોઇએ." જ આગળ બે પ્રમાણોને વિષે શી ભિન્ન રહેલી છે એમ ન જણાય ત્યાં આગ તે પ્રમાણે બની શકે. પણ જ્યાં આગ એક પ્રમાણ બળવાન્ હોય તથા બીજ દુર્બળ હોય ત્યાં આગળ બે પ્રમાણોન ભિન્નતા નહિ સ્વીકારવી, એ યોગ્ય નથ કારણ કે બળવાન્ તથા દુર્બળ પ્રમાણ વિષે ભેદનો સંભવ છે. માટે કર્મ સંબ આવાં કર્મોનું નિરૂપણ વિદ્યાની સમ પમાં હોવાથી વિદ્યાના શેષરૂપે તે કર ગણવાં, એ યોગ્ય નથી. કર્મ તથા વિદ્યા સમીપતાને વિષે નિરૂપણ હોવાનું કાર એ છે કે, આરણ્ય ભાગમાં તેનું નિરૂપ આદિ ધર્મ એક સરખો હોય છે. ર રીતે માનવું જોઇએ. (૨૫)

શિષ્ય:–જ્યાં આગળ ત્યાગના સંબ શ્રુતિ હોય ત્યાં આગળ ત્યાગની સા કોઇ અમુક વસ્તુ સ્વીકારવાનો વિષ શું હોય?

*શ્રુતિ —પોતાનું પ્રયોજન કહેવા માટે જે પદને અન્ય પદની અપેક્ષા હોતી નથી, તેનુ નામ શ્રુતિ. લિઙ્ગ—સાભળેલા ભાવને વિષે રહેલી જે શકિત તેનું નામ લિઙ્ગ છે. વાક્ય:–કેટલાક શબ્દો એકઠા થઇ કોઇપણ પ્રકારના પ્રયોજનને નિરૂપણ કરવું તેનું નામ વાક્ય. પ્રકરણ—અમુક વિષયની અપેક્ષાવાળું જે મુખ્ય વાક્ય હોય તેનું નામ પ્રકરણ સ્થાન –એક જ સ્થ સમાન વસ્તુ હોય તેનું નામ સ્થાન. આ યૌગિક શબ્દને આખ્યા કહે છે. સમ સમાનવિષયપણું

## અધિકરણ ૧૫ મું-સૂત્ર ૨૬ મું.
## નિષેધ સાથે સ્વીકારની આવશ્યકતા.

हानौ तूपायनशब्दशेषत्वात्कुशाछन्दस्तुत्युपगानवत् तदुक्तम् ॥ २६ ॥

સૂત્રાર્થ:-શ્રુતિમાં જ્યાં આગળ એક વસ્તુનો નિષેધ કરેલો હોય ત્યાં આગળ અન્ય વસ્તુનો સ્વીકાર શેષરૂપે રહેલો જ હોય છે. આ જ પ્રમાણે પૂર્વ મીમાંસામાં કુશ, છન્દ, સ્તુતિ તથા ઉપગાનના સંબંધમાં કહેલું છે. (૨૬)

ટીકા:-શિષ્ય:-તાણ્ડી શ્રુતિમાં કહ્યું છે કે, "अश्व इव रोमाणि विधूय पापं चन्द्र इव राहोर्मुखात् प्रमुच्य धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्मलोकमभिसंभवामि (છાં. ૮, ૧૩, ૧) જેમ અશ્વ પોતાના શરીર ઉપરથી સઘળી રૂંવાટીને કાઢી નાખે છે તથા જેમ ચંદ્ર રાહુના મુખમાંથી ગ્રાસ થતાં નીકળી છૂટે છે, તેમ હું મારા શરીરને પવિત્ર કરીશ તથા ધ્યાનની સહાયતાવડે મુક્ત થઈ અકૃત બ્રહ્મલોકને પ્રાપ્ત થઈશ." તે જ પ્રમાણે અથર્વણમાં કહેલું છે કે, "तथा विद्वान् नामरूपात् विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् (મું. ૩,૨,૮) તે જ પ્રમાણે અધિકારી મનુષ્ય જ્યારે શ્રેષ્ઠ એવા દિવ્ય પુરૂષને પામે છે ત્યારે તે પોતાના નામ રૂપાદિથી મુક્ત થાય છે." વળી શાઠ્યાયનીઓ કહે છે કે "तस्य पुत्रा दायमुपयन्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम् અધિકારી પુરૂષના પુત્રો દાયને લે છે તથા તેની ઉપાસના કરનારાઓ તેના પુણ્યના ભાગી થાય છે તથા તેના ઉપર દ્વેષ કરનારાઓ પાપના ભાગી થાય છે. આથી તે પુણ્ય પાપથી રહિત થાય છે." તે જ પ્રમાણે કૌષીતકીમાં કહ્યું છે કે "तत्सुकृतदुष्कृते विधूनुते तस्य प्रिया ज्ञातयः सुकृतमुपयन्त्यप्रिया दुष्कृतम् (કૌ૦ ૧,૪) ઉપર્યુક્ત વિદ્યાના બળવડે પુણ્ય તથા પાપનો ત્યાગ કરે છે. તેનું પુણ્ય તેના પ્રિય બન્ધુઓ લઈ જાય છે તથા તેના શત્રુઓ તેના પાપને લઈ જાય છે." આ પ્રમાણે કેટલેક સ્થળે પુણ્ય તથા પાપના ત્યાગ સંબંધી શ્રુતિ છે. કેટલેક ઠેકાણે પુણ્ય તથા પાપ બેઉનો વિભાગ પાડી પુણ્ય પ્રિયને જાય છે તથા પાપ અપ્રિયને જાય છે, એ પ્રમાણે શ્રુતિ છે તથા કેટલેક સ્થળે પુણ્ય પાપનો ત્યાગ તથા ગ્રહણ કહેલું છે. હવે જ્યાં ગ્રહણ તથા સ્વીકાર બેઉ બાબતનું નિરૂપણ છે, ત્યાં તો કશું કહેવાનું રહેતું નથી. પણ જ્યાં શ્રુતિમાં ગ્રહણની બાબત હોય, પણ ત્યાગની બાબત ન હોય, ત્યાં અર્થપરથી ત્યાગની બાબત જ લેવાય અર્થાત્ અન્ય મનુષ્યો અધિકારીનાં પુણ્ય તથા પાપના ભાગી થાય છે, આમ જ્યાં છે ત્યાં ત્યાગની બાબત રહેલી જ છે. પણ જ્યાં શ્રુતિવિશે ત્યાગનું જ નિરૂપણ કરેલ છે, પણ ગ્રહણની બાબત નથી, ત્યાં ગ્રહણની બાબત હોઈ શકે કે નહિ? મને આ રીતની શંકા થાય છે. મને તો એમ લાગે છે કે, શ્રુતિમાં ત્યા ગ્રહણની બાબત લીધેલ નહિ હોવાથી તે બાબતનો ત્યાં અસંભવ હોય છે. કારણ કે બીજી શાખાની શ્રુતિનો વિષય બ્રહ્મવિદ્યાથી ભિન્ન હોય છે. વળી પુણ્ય તથા પાપના ત્યાગના

સંબંધમાં ત્યાગ પોતાનો વિષય છે તથા ગ્રહણ કરવી, એ બીજાનો વિષય છે. હવે ગ્રહણ તથા ત્યાગ આ બેઉ બાબતની જ્યાં આવશ્યકતા ન હોય, ત્યાં ત્યાગના નિરૂપણથી ગ્રહણનો વિષય કેવી રીતે લઇ શકાય ? માટે ત્યાગની બાબતના ગ્રહણનો વિષય લેવો નહિ.

ગુરુ -આ કારણથી જ हानौ ઇત્યાદિ સૂત્રનું વ્યાસ ભગવાને નિરૂપણ કરેલ છે. શ્રુતિમાં કેવળ ત્યાગનું જ નિરૂપણ હોય ત્યા ગ્રહણનો સંનિપાત આવશ્યક છે કારણ કે ગ્રહણ એ ત્યાગના શેષરૂપે છે. કૌષીતકી રહસ્યમાં ત્યાગ શબ્દના શેષરૂપે પ્રાપ્તિનો શબ્દ રહેલો છે. માટે બીજે સ્થળે પણ જ્યા કેવળ ત્યાગનું નિરૂપણ હોય, ત્યાં પ્રાપ્તિની અનુવૃત્તિ જાણી લેવી શ્રુતિમાં નિરૂપણ નહિ હોવાથી, ભિન્ન વિદ્યાનો વિષય હોવાથી તથા આવશ્યકતાનો અભાવ હોવાથી ગ્રહણની અનુવૃત્તિ થવી યોગ્ય નથી, તેના સંબંધી હું કહું, તે તું સાંભળ. વિધેયરૂપે જે ઉક્તિ એક સ્થળે કહેવાયલી હોય તથા તેનું નિરૂપણ અન્ય સ્થળે થતું હોય તો તારા કહેવા પ્રમાણે વ્યવસ્થા થઈ શકે. પણ આ સ્થળે તો ત્યાગ તથા ગ્રહણનું નિરૂપણ વિધેયરૂપે કરેલું નથી. પણ ત્યાગ તથા ગ્રહણનું નિરૂપણ વિદ્યાની સ્તુતિના પ્રયોજનરૂપે છે. આમાં સાર એ છે કે, બ્રહ્મવિદ્યાનું સામર્થ્ય એટલું બધું બળવાન્ છે કે, જે વડે અધિકારીના સંસારના કારણરૂપ પુણ્ય તથા પાપ નાશ પામે છે તથા તેના પુણ્ય પાપનો પ્રવેશ તેના મિત્રવર્ગ તથા શત્રુ વર્ગવિશે થાય છે. વળી સ્તુતિના હેતુરૂપ આ નિરૂપણ સંબંધી કેટલીક શ્રુતિમાં ત્યાગના વિષય પછી ગ્રહણનું નિરૂપણ કરેલ છે માટે બીજી શ્રુતિઓમા પણ જ્યા ત્યાગનું નિરૂપણ છે, ત્યા ગ્રહણની અનુવૃત્તિ માનવી જોઇએ. કારણ કે તેમ થવાથી બ્રહ્મવિદ્યાની અત્યંત સ્તુતિની પ્રાપ્તિ થાય છે એક અર્થવાદની અપેક્ષાએ તેથી ભિન્ન અર્થવાદની પ્રવૃત્તિ અવશ્ય હોય છે. જેમકે, "[illegible] इतोऽसावादित्यः (છાં૦ ૨,૧૦,૫) આ લોકથી આદિત્ય એકવીશમો છે." જો આ સ્થળે ભિન્ન અર્થવાદની અપેક્ષા ન રહેતી હોય તો આદિત્ય એકવીશમો છે, એમ કેવી રીતે કહેવાઈ શકે ? માટે કહ્યું છે કે, "द्वादश मासा' पचर्तवस्त्रय इमे लोका असावादित्य एकविंश અર્થ -બાર માસ, પાંચ ઋતુઓ તથા ત્રણ લોક તથા એકવીશમોઆદિત્ય છે" તેજ પ્રમાણે "त्रिष्टुभौ भवत सेन्द्रियत्वाय અર્થ -ઇન્દ્રિયથી યુક્ત થવા માટે બે ત્રિષ્ટુપની જરૂર છે." આ સ્થળે બીજા અર્થવાદની અપેક્ષા રહે છે. તેથી કહ્યુ છે કે, "इन्द्रिय वै त्रिष्टुप् અર્થઃ-ઇન્દ્રિય ત્રિષ્ટુપરૂપે છે." ગ્રહણ સંબંધીનો આ વાદ બ્રહ્મવિદ્યાની સ્તુતિ માટે છે. માટે એકે કરેલ પુણ્ય તથા પાપ બીજાથી લેવાય કેવી રીતે ? આ પ્રમાણે અત્યંત એક બાબતને પકડી રહેવી, એ યોગ્ય નથી. વળી મૂળ સૂત્રમાં કહ્યું છે કે, उपायनशब्दशेषत्वात् આ શબ્દની પહેલા तु શબ્દનું જે ઉચ્ચારણ છે, તે એમ જણાવે

કે, ત્યાગમાં જે ગ્રહણની અનુવૃત્તિ, તે બ્રહ્મવિદ્યાની સ્તુતિના પ્રયોજનવાળી છે. જો ગુણના ઉપસંહારની જ જણાવવાની ઇચ્છા હોત તો ત્યાગમાં ગ્રહણના સંબંધમાં શું પ્રયોજન છે, તેનું નિરૂપણ કરત. માટે એમ જણાય છે કે, ગુણોના ઉપસંહારના વિચારનો પ્રસંગ જાણી, બ્રહ્મવિદ્યાની સ્તુતિનો ઉપસંહાર દર્શાવવામાટે આ સૂત્ર છે. દર્શ, છંદ, સ્તુતિ તથા ઉપગાનની માફક આ રીતની પ્રમાનું આ સ્થળે ગ્રહણ છે. વળી ભાલ્લવીઓ કહે છે કે, "कुशा वानस्पत्याः स्थ ता मापात હે કુશા* ! તું વનસ્પતિમાંથી ઉત્પન્ન થયો છે. તું મારૂં રક્ષણ કર." ભાલ્લવીના આ દર્શનમાં એમ જણાવ્યું છે કે, કુશોની સામાન્ય રીતે ઉત્પત્તિ વનસ્પતિમાંથી થયલી છે. પણ શાટ્યાયનના દર્શનમાં વિશેષતા એ જણાવી છે કે, કુશો ઉદુંબરમાંથી થાય છે. આ રીતનું વિશેષ વચન હોવાથી એમ જણાય છે કે, કુશની ઉત્પત્તિ ઉદુંબરમાંથી થાય છે. જેમ દેવચ્છંદ તથા અસુર છંદ આમમાં પૂર્વનું સામ કહ્યું છે તથા પર સામ કહ્યું છે, આ રીતના પ્રસંગમાં દેવછંદો પૂર્વરૂપે છે, એમ પૈંગ્ય શ્રુતિના નિરૂપણ કરવાથી સિદ્ધ થાય છે. એમ જ ષોડશી સ્તોત્રમાં કેટલીક શ્રુતિમાં, કાળવિશેષનો નિયમ નથી. તેવો પ્રસંગ "समाप्युदिते सूर्ये સૂર્યના ઉદયની સંનિધિમાં" આમ +આર્ચ શ્રુતિના નિરૂપણ કરવાથી કાળવિશેષની ગણના થઈ શકે છે. વળી જેમ ઉપગાનને સામાન્ય રીતે શ્રુતિરૂપે કેટલાક માને છે, પણ ભાલ્લવીઓ તો વિશેષે કરીને જ તે પ્રમાણે માને છે, આ પ્રમાણે જેમ કુશા આદિમાં બીજી શ્રુતિનું પ્રમાણ અંગીકાર કરી, વિશેષ ભાવનું નિરૂપણ કરવામાં આવે છે, તે જ પ્રમાણે ત્યાગના સંબંધમાં ગ્રહણનો વિષય જાણી લેવો. કારણ કે એક શ્રુતિમાં જે વિશેષભાવ દર્શાવ્યો હોય, તેનો સ્વીકાર અન્ય શ્રુતિને વિશે માનતા નથી. તેને જ સર્વ સ્થળે વિકલ્પ થવો જોઇએ. પણ જ્યાં અન્ય શ્રુતિનું પ્રમાણ લઈ શકાતું હોય ત્યાં ન લેવું તે ખોટું છે. આ જ હેતુ બાર અધ્યાયવાળી પૂર્વ મીમાંસામાં કહ્યું છે કે, "अपि तु वाक्यशेषत्वादितरपर्युदासः स्यात् प्रतिषेधे विकल्पः स्यात् (પૂર્વ મી૦ ૧૦,૮,૧૫) આ સ્થળે "दीक्षितो न ददाति ॥ એ વિશેષ વાક્ય છે." અર્થાત્ "अहरहर्दद्यात् દરરોજ દાન આપવું જોઇએ." આ રીતના સામાન્ય વાક્યના શેષરૂપે છે. વિશેષ વાક્યનું જ્યાં નિરૂપણ હોય ત્યાં સામાન્યનો ત્યાગ થવો જોઇએ. જો તે પ્રમાણે ત્યાગ ન થાય તો પછી જે નિષેધ દર્શાવેલો હોય, તેમાં વિરોધ આવી પડે.

શિષ્ય-विधूनन શ્રુતિઓમાં આ સૂત્રવડે કરી નીચે પ્રમાણે શંકા થાય છે કે, विधूनन વચનવડે સુકૃત તથા દુષ્કૃતના ત્યાગનું અભિધાન કરવામાં આવ્યું છે કે કંપન અર્થમાં તેનું પ્રયોજન છે? મારૂં માનવું તો એમ છે કે, विधूननનો અર્થ ત્યાગ થતો નથી કારણ કે धूञ् શબ્દ કંપનના અર્થમાં છે.

* કુશા-સ્તોત્રની સંખ્યા ગણવા માટે ઉદ્ગાતાની કોઇએક લાકડાની બનેલી સળી

+ઋચાનું અધ્યયન કરનાર

"दोधूयन्ते ध्वजाग्राणि ધ્વજાના અગ્રભાગને હલાવવામાં આવે છે." આ પ્રમાણે વાયુ-વડે કરીને ધ્વજાના અગ્રભાગ હલાવવા સંબંધીનું નિરૂપણ થાય છે. विधून શબ્દનો અર્થ હલાવવું થાય છે. હું તો ધારૂં છું કે, પુણ્ય તથા પાપને વિષે કંપન કહેવા થકી કેટલોક સમય ફળનો અટકાવ થાય છે, એટલોજ અહીં ધૂ શબ્દનો અર્થ હોવો જોઇએ.

ગુરૂઃ–અહીં ધૂ શબ્દનો અર્થ ત્યાગના સંબંધમાં છે. કારણ કે તેના શેષરૂપે ગ્રહણ શબ્દ છે. વળી પુણ્ય પાપનું ગ્રહણ પારકા-વડે ક્યારે થાય છે કે જ્યારે બીજો માણસ તેનો ત્યાગ કરે છે. માટે પારકાવડે કરી ગ્રહણનો સંભવ ત્યાગ વિના સંભવી શકે નહિ. જો કે એકે કરેલાં પુણ્ય તથા પાપ બીજાં ભોગવે, એ યોગ્ય લાગતું નથી; છતાં આ પ્રમાણેનું શ્રુતિમાં નિરૂપણ હોવાથી તેને અનુકૂળ विधून શબ્દનો અર્થ ત્યાગ-મા જ છે. એ રીતનો નિર્ણય કરવો શક્ય છે. શ્રુતિમાં धून શબ્દની સમીપમાં જ ગ્રહણ શબ્દનું નિરૂપણ કરેલું છે. માટે જેમ કુશા, છન્દ, સ્તુતિ તથા ઉપગાનના સંબંધમાં અન્ય શ્રુતિનું પ્રમાણ યોજવામાં આવે છે, તેજ પ્રમાણે ત્યાગના નિરૂપણવડે ગ્રહણની અપેક્ષા સામાન્ય રીતે રહેલી જ છે. ધ્વજાના અગ્રભાગની માફક પુણ્ય તથા પાપમાં હાલવા ચાલવા સબંધીનો અર્થ બધ બેસતો નથી. કારણ કે પુણ્ય પાપમા વસ્તુનો અભાવ છે. રૂવાંને હલાવતો એવો ઘોડો ધૂલનો જેમ ત્યાગ કરે છે, તેની સાથે જીર્ણ રૂવાંનો પણ ત્યાગ કરે છે. જેમકે "अश्व इव रोमाणि विधूय पाप અશ્વ જેમ રૂ-વાને ખંખેરી નાખે છે, તેમ પાપનો ત્યાગ કરી." આ પ્રમાણે ધાતુઓનો અનેક અર્થ લેવા થકી સ્મૃતિમા કોઇપણ પ્રકારનો વિરોધ આવતો નથી. સૂત્રમાં तदुक्तम्‌નો અર્થ એ છે કે, કુશાની માફક ત્યાગ તથા ગ્રહણનું વ્યાખ્યાન કરેલું જ છે. (૨૬)

શિષ્ય –બ્રહ્મવિદ્યાના બળથી એક મનુષ્ય પોતાના દેહનો ત્યાગ થયા પછી કેટલેક સમયે પુણ્ય તથા પાપનો ત્યાગ કરે છે અથવા તો શું દેહપાતની સાથે જ પુણ્ય પાપનો ત્યાગ કરે છે ?

ગુરુઃ–દેહપાતની સાથે જ પુણ્ય પાપ-નો ત્યાગ કરે છે. કારણ કે બ્રહ્મ સાક્ષાત્‌-કારવાળાને પ્રાપ્તવ્યરૂપે કંઇપણ વસ્તુ રહેતી નથી. આ જ હેતુથી ૨૭મા સૂત્રમાં કહ્યુ છે કે;–

## અધિકરણ ૧૬ મું–સૂત્ર ૨૭ મું.

## જીવન્મુક્તનો પુણ્ય પાપનો ક્ષય ક્યારે ?

सांपराये तर्तव्याभावात् तथा ह्यन्ये ॥२७॥

સૂત્રાર્થઃ–દેહના ત્યાગની જ સાથે પુણ્ય તથા પાપનો ત્યાગ થાય છે. કારણ કે સાક્ષાત્કારવાળાને પ્રાપ્તવ્યરૂપ ફળનો અભાવ હોય છે. આ જ પ્રમાણે બીજી શાખાવાળાઓ પણ માને છે. (૨૭)

ટીકાઃ–શિષ્યઃ–કૌષીતકી શાખાવાળા-ઓ પર્યક વિદ્યાના સંબંધમાં એમ જણા-

વે છે કે, પર્યંકને વિષે રહેલા બ્રહ્મ તરફ દેવયાન માર્ગવડે કરીને જે જાય છે, તેને અર્ધે રસ્તે પુણ્ય તથા પાપનો વિયોગ થાય છે. જેમકે, "स एत देवयान पन्थानमासाद्याग्निलोकमागच्छति (કૌ૦ ૧,૩) દેવયાન માર્ગને પામી તે અગ્નિ લોકપ્રતિ જાય છે." આ પ્રમાણે કહ્યા પછી નીચલી જ શ્રુતિમા કહ્યું છે કે "स आगच्छति विरजा नदीं ता मनसैवात्येति तत्सुकृतदुष्कृते विधूनुते (કોષી૦ ૧, ૪) તે વિરજા નદી ઓળંગી જાય છે તથા આ સમયે તે પોતાના પુણ્ય પાપનો ત્યાગ કરે છે." હવે આ સ્થળે મને શંકા એ થાય છે કે, શ્રુતિમા કહ્યા પ્રમાણે અર્ધે રસ્તે જ પુણ્ય પાપનો ત્યાગ થાય છે કે પ્રથમ જ દેહપાતની સાથે જ પુણ્ય પાપનો ત્યાગ થાય છે?

ગુરૂઃ—શ્રુતિના પ્રમાણવડે અર્થાત્ શ્રુતિ પ્રમાણે તો પુણ્ય પાપની પ્રાપ્તિનો પ્રસંગ રહેલો હોય છે. પણ આ જ હેતુથી સૂત્રકારે साम्पराय શબ્દ ગ્રહણ કરેલો છે. આ શબ્દનો એ અર્થ થાય છે કે, દેહના ત્યાગની સાથે જ બ્રહ્મવિદ્યાના બળવડે કરીને મનુષ્ય પોતાના પુણ્ય તથા પાપનો નાશ કરે છે, તે પ્રમાણેનો નિશ્ચય થાય છે. આના કારણમાં એમ જણાવ્યું છે કે, પ્રાપ્તવ્યરૂપ ફળનો બ્રહ્મસાક્ષાત્કારવાળાને અભાવ હોય છે. બ્રહ્મની બ્રહ્મવિદ્યાવડે પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળો જે વિદ્વાન્ હોય છે, તેને પોતાના મરણ બાદ પુણ્ય તથા પાપવડે કરીને કંઇપણ ફળ મેળવવાનું હોતું નથી, જેથી કરી એમ માનવુ પડે છે કે, કેટલોક સમય સૂધી પુણ્ય તથા પાપનો ક્ષય થતો નથી કારણ કે ફળ એ બ્રહ્મવિદ્યાથી વિરૂદ્ધ છે. વિદ્યાના બળવડે કરીને પુણ્ય-પાપનો ક્ષય થાય છે. જ્યારે બ્રહ્મવિદ્યા પોતાનું ફળ આપવાવાળી થાય છે, ત્યારે જ પુણ્ય પાપનો ક્ષય થવો યોગ્ય હોય છે. માટે પુણ્ય તથા પાપનો ક્ષય પ્રથમ થતો હોવા છતાં તેનો ક્ષય પાછળથી થાય છે, એમ કહ્યું છે. વળી તાણ્ડી તથા શાટ્યાયની નામની અન્ય શાખાવાળાઓ પણ એમ કહે છે કે, પુણ્ય તથા પાપનો ત્યાગ પ્રથમની અવસ્થામા જ થાય છે. જેમકે "अश्व इव रोमाणि विधूय पापम् અશ્વ જેમ પોતાના જૂના રૂવાંનો ત્યાગ કરે છે, તેમ સાક્ષાત્કારવાળો પોતાના પાપનો ત્યાગ કરે છે." તેજ પ્રમાણે કહ્યું છે કે, " तस्य पुत्रादायमुपयन्ति सुहृद साधुकृत्या द्विषन्तः पापकृत्याम् અર્થઃ—બ્રહ્મસાક્ષાત્કારવાળાના સગાઓ તેના પૈસાના ભાગી થાય છે, તેની ઉપાસના કરનારાઓ તેના પુણ્યના ભાગી થાય છે તથા તેનો દ્વેષ કરનારાઓ તેના પાપના ભાગી થાય છે." (૨૭)

શિષ્ય—બ્રહ્મ સાક્ષાત્કારવાળાને દેવયાન માર્ગના અર્ધે રસ્તે જ પુણ્ય તથા પાપની હાનિ થાય-છે, એમ માનીએ તો શું દોષ પ્રાપ્ત થશે?

ગુરુ—જો એમ માનીએ તો પુરૂષ પ્રયત્નરૂપ ઇચ્છાવડે પુણ્ય પાપનો ક્ષય થાય છે, આ સિદ્ધાંતમા વિરોધ આવશે. તેમ જ તાંડિ તથા શાટ્યાયનિ શ્રુતિમાં વિરોધ આવશે આ જ હેતુથી ૨૮ મા સૂત્રમાં કહ્યુ છે કે,—

## અધિકરણ ૧૬મું–સૂત્ર ૨૮મું.
## પુણ્યાદિ ક્ષય શું અર્ધે રસ્તે ?

छन्दत उभयाविरोधात् ॥ २८ ॥

સૂત્રાર્થ.–ઇચ્છાથી પુણ્ય પાપનો ક્ષય થાય છે. કારણ કે તાંડિ તથા શાટયાયનની શ્રુતિમાં તે પ્રમાણે કહેલું છે. (૨૮)

ટીકાઃ–શિષ્યઃ–જેના દેહનો પાત થયો છે તથા જે દેવયાન માર્ગ પ્રતિ નીકળી ચૂકેલો છે, તેને અર્ધે રસ્તે જતાં પુણ્ય તથા પાપનો ક્ષય થાય છે, એમ માનીએ તો કેમ ?

ગુરુઃ–જો તેમ માનીએ તો જ્યારે મનુષ્યના દેહનો પાત થાય છે ત્યારે યમ, નિયમ તથા વિદ્યાભ્યાસવાળા તથા પુણ્ય અને પાપના ક્ષયના કારણરૂપ જે પુરૂષ-પ્રયત્નની ઇચ્છા, તેનો અભાવ થશે. આથી પુણ્ય તથા પાપના ક્ષયના હેતુરૂપ પુરૂષપ્રયત્નનો અભાવ થશે. માટે પ્રથમ જ જ્યારે સાધકરૂપ દેહનું અસ્તિત્વ હોય છે, ત્યારે જ ઇચ્છાથી પુણ્ય તથા પાપનો ક્ષય કરવો બની શકે એમ છે. આમ માનવાથી જ નિમિત્તરૂપ દેહ તથા નૈમિત્તિકરૂપ પુણ્ય પાપનો ક્ષય, આ બેઉની પ્રાપ્તિ થશે. વળી તાંડિ તથા શાટયાયની આ બેઉ શ્રુતિઓમાં તેમ થવાથી કોઇ રીતનો વિરોધ આવશે નહિ (૨૮)

શિષ્યઃ–જેને કોઇપણ પ્રકારનો લેપ નથી, તેવાને અમુક સ્થાન પ્રતિ ગતિ સંભવતી નથી, તો પછી દેવયાન માર્ગ-પ્રતિ બ્રહ્મસાક્ષાત્કારવાળાની ગતિ કેવી રીતે હોઈ શકે ?

ગુરુ–દેવયાન માર્ગ પ્રતિ બ્રહ્મસાક્ષાત્કારવાળાની ગતિનું પ્રયોજનપણું કેટલેક સ્થળે શ્રુતિમાં દર્શાવ્યું છે, પણ સામાન્ય રીતે તો ગતિનો અંગીકાર છે જ નહિ. જો તદન ગતિ જ નથી, એમ માનીએ તો શ્રુતિના પ્રમાણમાં વિરોધ આવશે. આ જ હેતુથી ૨૯મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૭ મું–સૂત્ર ૨૯ મું.
## નિર્લેપને શું ગતિરૂપ ફળ હોય ?

गतेरर्थवत्त्वमुभयथान्यथा हि विरोधः ॥ २९ ॥

સૂત્રાર્થઃ–દેવયાન માર્ગ પ્રતિ ગમનનું પ્રયોજનપણું નથી, તથા તેમ જ છે, એમ બે પ્રકારે છે. જો કેવળ ગતિનું પ્રયોજનપણું નથી જ, એમ માનીએ તો શ્રુતિની સાથે વિરોધ આવશે (૨૯)

ટીકાઃ–શિષ્યઃ–કેટલીક શ્રુતિમાં પુણ્ય તથા પાપના ત્યાગના સંબંધમાં દેવયાન માર્ગનું નિરૂપણ કર્યું છે તથા કેટલેક સ્થળે આ માર્ગ દર્શાવ્યો નથી. હવે મને આ સ્થળે શંકા એ થાય છે કે, સામાન્ય રીતે ત્યાગના સંબંધમાં દેવયાન માર્ગનો સ્વીકાર છે કે વિભાગવડે સ્વીકાર છે,અર્થાત્ કેટલેક સ્થળે સ્વીકાર માનવો તથા કેટલેક સ્થળે નહિ માનવો, આ પ્રમાણે શું છે? તેમાં મારૂં માનવું તો એમ છે કે, જેવી રીતે ત્યાગના સંબંધમાં જેમ ગ્રહણ પણ માની લેવામાં આવે છે, તેમ ત્યાગને

લઇ દેવયાન માર્ગની ગતિનો પણ સ્વીકાર થઇ શકે છે.

ગુરુઃ—આના સંબંધી હું કહું તે સાંભળ. દેવયાન માર્ગપ્રતિ ગમનનું પ્રયોજન બે પ્રકારે છે, અર્થાત્ વિભાગવડે થવા યોગ્ય છે. એટલે કે કેટલેક સ્થળે આ ગતિ પ્રયોજનયુક્ત છે તથા કેટલેક સ્થળે નથી. પણ સામાન્ય રીતે તો ગતિ નથી જ. સામાન્ય રીતે જ આ ગતિનો અંગીકાર માનીએ તો વિરોધ આવે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "पुण्यपापे विधूय निरंजनः परम साम्यमुपैति (મુ૦ ૩,૧,૩) અવિદ્યાદિ ક્લેશથી રહિ થયલો તે નિરતિશય તથા નામરૂપ રહિત એવા બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે." આ શ્રુતિમાં અન્ય સ્થાનપ્રતિ જવા સંબંધી ગતિનો વિરોધ છે. જે નિરંજનસ્વરૂપે છે તથા જે ગમન આદિ ભાવથી રહિત છે, તે અન્ય સ્થાનપ્રતિ કેવી રીતે જોઈ શકે ? વળી પરમ સામ્ય ગંતવ્યનો અર્થ અન્ય સ્થાન પ્રતિ જવાને અધીન છે. માટે ગતિનો અર્થ આ સ્થળે યોગ્ય લાગતો નથી. (૨૯)

શિષ્યઃ—ત્યારે ગતિ માનવી તે યોગ્ય નથી. તેમ જ સગુણ વિદ્યામાં માર્ગ માનવો ખોટો છે.

ગુરુઃ—જેમ લૌકિક ન્યાયવડે એક ગામમાં જવું હોય તો ત્યાં જવા માટે માર્ગની અપેક્ષા રહે છે, તે જ પ્રમાણે જ્યારે બ્રહ્મપર્યંકરૂપી સ્થળની અપેક્ષા છે તો પછી તેવા સ્થાન પ્રતિ જવા માટે દેવયાનરૂપી માર્ગની અપેક્ષા હોવી જ જોઇએ. આ જ હેતુથી ૩૦મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૧૭ મું—સૂત્ર ૩૦ મું.

## સ્થાનનિર્દેશને લીધે ગતિની આવશ્યકતા.

उपपन्नस्तल्लक्षणार्थोपलब्धेर्लोकवत् ॥३०॥

સૂત્રાર્થઃ—ગતિનું પ્રયોજન છે તથા નથી. એ બેઉ પ્રકારના ભાવો યોગ્ય છે. કારણ કે બ્રહ્મપર્યંક પ્રતિ ગમન કરવાના કારણરૂપ પ્રયોજન લૌકિક રીતિ પ્રમાણે જોવામાં આવે છે. (૩૦)

ટીકાઃ—ગુરુ—આ બેઉ પ્રકારનો ભાવ યોગ્ય છે. અર્થાત્ કેટલેક ઠેકાણે ગતિનું પ્રયોજન કહ્યું છે તથા કેટલેક ઠેકાણે નથી. કારણ કે ગતિના કારણનું પ્રયોજન શ્રુતિમા જોવામાં આવે છે. અર્થાત્ ગતિના કારણરૂપ પ્રયોજન પર્યંકવિદ્યાદિવાળી સગુણ ઉપાસનામાં જોવામાં આવે છે. શ્રુતિમાં પર્યંકપર ચઢનાનું જણાવેલું છે, પર્યંકપર રહેલા બ્રહ્મસાથે સંવાદ જણાવ્યો છે. વળી ભિન્ન ભિન્ન ગંધ આદિની પ્રાપ્તિ થાય છે, એમ જણાવ્યું છે. આ સર્વ પરથી એમ સિદ્ધ થાય છે કે, જેમ અન્ય સ્થાનપ્રતિ જવામાં જે રીતનું ફળ રહેલ છે, તે જ પ્રમાણે આ સ્થળે પણ ગમન પ્રયોજનવાળું છે. ત્યાં બ્રહ્મનો સાક્ષાત્કાર જણાવ્યો છે, ત્યાં ગતિના કારણરૂપ પ્રયોજન જોવામાં આવતું નથી. જેઓ આત્માને એકરૂપે જોનારા છે, જેમના મનોરથ પરિપૂર્ણ થયા છે, જેનાં

જન્મમરણરૂપ ક્લેશના બીજનો સંપૂર્ણ રીતે નાશ થયો છે, એવા જીવોને આરબ્ધ ભોગના નાશ વિના તેમ જ કર્મના આશયરૂપ શરીરના નાશ વિના અન્ય કશાની અપેક્ષા રહેતી નથી. માટે જે ગતિ માની છે તે મિથ્યા છે. આ ગતિરૂપ જે વિષય છે તે લૌકિક રીતિએ છે, જેમ કોઇ એક ગામપ્રતિ જનારાને ભિન્ન ભિન્ન સ્થાનવાળા માર્ગની અપેક્ષા રહે છે, પણ તે આરોગ્યની પ્રાપ્તિને લઇને હોતું નથી, તેમ જ આ સ્થળે પણ જાણી લેવું. આ માર્ગના વિભાગ સંબંધીનું વધારે વિવેચન ચોથા અધ્યાયમાં કરવામાં આવશે. (૩૦)

શિષ્યઃ–સઘળી સગુણ વિદ્યાઓના સંબંધમાં એક જ નિયમ છે કે જૂદો જૂદો?

ગુરુઃ–દેવયાન માર્ગપ્રતિ ગમનના સંબંધમાં સર્વ સગુણ વિદ્યામાં નિયમનો અભાવ છે. આ પ્રમાણે જો કે નિયમનો અભાવ છે, છતાં શ્રુતિ અને સ્મૃતિના પ્રમાણવડે સર્વ સગુણ વિદ્યામાં વિરોધ જોવામાં આવતો નથી. આ જ હેતુથી ૩૧ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૮ મું-સૂત્ર ૩૧ મું. સગુણ વિદ્યાઓમાં નિયમનો અભાવ.

**अनियमः सर्वासामविरोधः शब्दानुमानाभ्याम् ॥ ३१ ॥**

સૂત્રાર્થ–દેવયાન માર્ગપ્રતિ ગમનના સંબંધમાં સર્વ સગુણ વિદ્યામાં નિયમ હોતો નથી. આ નિયમ ન હોવા છતાં શ્રુતિ તથા સ્મૃતિને બાધ આવતો નથી.

ટીકાઃ–શિષ્ય:-સગુણ વિદ્યામાં ગતિનું પ્રયોજન યોગ્ય છે, પણ નિર્ગુણ એવી પરમાત્મ વિદ્યામાં ગતિ કહેવી, એ યોગ્ય નથી. વળી કેટલીક સગુણ વિદ્યામાં ગતિનું નિરૂપણ જોવામાં આવે છે; જેમકે, પર્યંક વિદ્યા, ઉપકોસલ વિદ્યા, પંચાગ્નિ વિદ્યા તથા દહર વિદ્યામાં ગતિ કહેવામાં આવી છે. પણ અન્ય વિદ્યામાં ગતિ કહેલી નથી; જેમકે, મધુ વિદ્યા, શાંડિલ્ય વિદ્યા તથા વૈશ્વાનર વિદ્યામાં ગતિનું નિરૂપણ નથી. હવે આ સ્થળે મને શંકા એ થાય છે કે, જે સગુણ વિદ્યામાં આ ગતિ કહેવામાં આવી છે, તે વિદ્યાઓમાં ગતિના સંબંધમાં નિયમ છે કે નિયમ નથી? અર્થાત્ સગુણ એવી સર્વ બ્રહ્મવિદ્યા સાથે સંબંધ છે કે નથી? મારૂં માનવું તો એમ છે કે સર્વ સગુણ બ્રહ્મવિદ્યામાં નિયમવડે ગતિની પ્રાપ્તિ છે. જે શ્રુતિમાં આ ગતિ કહેવામાં આવી છે, તેમાં તે ગતિ થવી યોગ્ય છે. કારણ કે પ્રકરણ નિયામકરૂપે છે. જો એક શ્રુતિમાં ગતિ કહેલી હોય તથા ભિન્ન વિદ્યામાં તેનો સમાવેશ થતો હોય તો પછી શ્રુતિના પ્રમાણમાં હાનિ થાય. કારણ તેમ થવાથી સર્વ સર્વના પ્રયોજનરૂપે થવાનો પ્રસંગ આવે. વળી અર્ચિરાદિ એક જ વિદ્યા ઉપકોસલ વિદ્યામાં તથા પંચાગ્નિ વિદ્યામાં એક જ સરખી જ કહેલી છે, તેનું પ્રયોજન સર્વમાં છે, એ પ્રમાણે માનીએ તો પુનરૂક્તિરૂપ અનર્થપણાનો દોષ પ્રાપ્ત થાય. માટે ગતિના સંબંધમાં નિયમ છે.

ગુરુઃ–આ તારૂં માનવું ખોટું છે. નિયમનો અભાવ છે. અભ્યુદયરૂપ પ્રાપ્તિના ફળવાળી સર્વ સગુણ વિદ્યાઓનું ફળ એ છે કે, દેવયાન નામની ગતિ હોવી જોઇએ.

શિષ્યઃ–જો નિયમનો અભાવ માનશો તો પછી પ્રકરણને વિશે બાધ આવશે.

ગુરુઃ–પ્રકરણને વિશે બાધ આવશે નહિ. શબ્દ તથા અનુમાન પ્રમાણથી અર્થાત્ શ્રુતિ અને સ્મૃતિના પ્રમાણથી પ્રકરણને બાધ આવતો નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "तद्य इत्थ विदुः (છાં૦૫,૧૦,૧) આ ઉત્પન્ન થયેલ માણસોમાંથી જે મૂળ સ્વરૂપને જાણે છે." આ પ્રમાણે પંચાગ્નિ વિદ્યાવાળાઓને દેવયાન માર્ગની પ્રાપ્તિ થાય છે, એમ કહ્યું છે. વળી કહ્યું છે કે; "ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते (છાં૦૫,૧૦,૧) જેઓ અરણ્યમાં શ્રદ્ધાપુરઃસર તપની ઉપાસના કરે છે." આ પ્રમાણે ભિન્ન વિદ્યાવાળાઓને પણ પંચાગ્નિ વિદ્યા જાણનારાઓના સરખો જ માર્ગ પ્રાપ્ત થાય છે, એમ કહ્યું છે.

શિષ્યઃ–ભિન્ન વિદ્યાવાળાઓને જ આ ગતિ થાય છે, એમ કેવી રીતે જણાય? હું તો એમ માનું છું કે, જેઓ શ્રદ્ધા તથા તપમાં પરાયણ હોય, તેઓને જ આ ગતિ હોવી જોઇએ. કારણ આ રીતનું શ્રુતિનું પ્રમાણ છે.

ગુરુ–આ દોષ નથી. વિદ્યાના બળ વિના કેવળ શ્રદ્ધા તથા તપના જોરથી આ ગતિ પ્રાપ્ત થતી નથી. કારણ કે અન્ય શ્રુતિમાં કહ્યું છે કે "विद्यया तदारोहन्ति यत्र कामाः परागताः। न तत्र दक्षिणा यन्ति नाविद्वांसस्तपस्विनः અર્થઃ–બ્રહ્મવિદ્યાના જોરથી એવા સ્થળને પ્રાપ્ત થાય છે કે, જ્યાં કોઇ પણ રીતની કામનાનો અભાવ હોય છે. ત્યાં કર્મ માર્ગીઓ તેમજ અવિદ્વાન્ તપસ્વીઓ પણ જઈ શકતા નથી." માટે આ સ્થળે શ્રદ્ધા તથા તપના કરતાં બીજી વિદ્યાનું સૂચન છે. વળી વાજસનેયી શાખાવાળાઓ પંચાગ્નિ વિદ્યાના અધિકારમાં નીચે પ્રમાણે કહે છેઃ–"य एवमेतद्विदुर्ये चामी अरण्ये श्रद्धा सत्यमुपासते (બૃ૦ ૬,૨,૧૫) જેઓને આ જ્ઞાન હોય છે તથા જેઓ અરણ્યને વિશે શ્રદ્ધાવડે સત્યની ઉપાસના કરે છે, તેઓ અર્ચિરાદિ માર્ગ પ્રાપ્ત કરે છે." આ સ્થળે શ્રદ્ધાવાળા જેઓ સત્ય બ્રહ્મની ઉપાસના કરે છે, આ રીતનો અર્થ કરવો. કારણ સત્ય શબ્દવડે બ્રહ્મનો પ્રયોગ ઘણીવાર થાય છે. વળી પંચાગ્નિ વિદ્યા જાણનારાઓએ માન્યું છે કે, આ પ્રમાણે જાણનારાને અમુક ફળની પ્રાપ્તિ થાય છે. માટે ભિન્ન વિદ્યામાં જેઓ પરાયણ હોય, તેઓને પણ ગ્રહણ કરવા યોગ્ય છે. કહ્યું છે કે, "अथ य एतौ पन्थानौ न विदुस्ते कीटाः पतङ्गा यदिदं दन्दशूकम् (બૃ૦ ૬,૨,૧૬) જેઓ આ બે માર્ગને જાણતા નથી, અર્થાત્ ઉત્તર કે દક્ષિણ માર્ગ પ્રાપ્ત કરવા જ્ઞાન અથવા કર્મ કરતા નથી, તેઓ કીટ, પતંગ તથા દંશ મશક આદિ થાય છે." દેવયાન તથા તથા પિતૃયાન આ બે માર્ગમાંથી જેઓ ભ્રષ્ટ થ છે, તેઓની કષ્ટકારક અધોગતિ ...

આ રીતે જણાવતી શ્રુતિ ભ્રષ્ટ થયલાનો આ બે લોકમાં જ અંતર્ભાવ કરે છે. તેમાં પણ વિદ્યાવિશેષનું બળ હોય તો આ ભ્રષ્ટ થયલાઓની દેવયાન પ્રતિ પ્રાપ્તિ થાય છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે, " शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते । एकया यात्यनावृत्तिमन्यया वर्तते पुनः (ભ૦ ૮,૨૬) જગતની શાશ્વતરૂપે બે પ્રકારની ગતિ કહેવાયલી છે. પહેલી ગતિવાળાને જન્મમરણનો અભાવ થાય છે તથા બીજી ગતિવાળાનો ફરી જન્મ થાય છે." દેવયાન માર્ગનું નિરૂપણ ઉપકોસલ વિદ્યામાં તથા પંચાગ્નિ વિદ્યામાં બેવાર જણાવેલ છે. પણ બેઉ સ્થળે આ નિરૂપણ બ્રહ્મવિદ્યાના ચિન્તનને અર્થે છે. માટે નિયમનો અભાવ છે.(૩૧)

શિષ્યઃ–હે ભગવન્! તત્ત્વજ્ઞાનીનો પણ ફરી જન્મ જોવામાં આવે છે. વળી તત્ત્વજ્ઞાનીની તો મુક્તિ જ થવી જોઇએ, છતાં થતી નથી. આથી શું જ્ઞાનનું ફળ મુક્તિ, જે શ્રુતિમાં કહ્યું છે તે કેવળ સ્તુતિ અર્થે છે?

ગુરુઃ–ના, અધિકારીઓની સ્થિતિ જ્યાં સૂધી અધિકારનો અંત નથી આવ્યો ત્યાં સૂધી જ રહે છે. વળી આ જ બાબત ૩૨ મા સૂત્રમાં જણાવી છે. જેમકે;–

## અધિકરણ ૧૯મું–સૂત્ર ૩૨મું. અધિકારીની જગતમાં કયાં સૂધી સ્થિતિ?

यावधिकारमवस्थितिराधिकारिणाम् ॥३२॥

સૂત્રાર્થઃ–અધિકારીકોની આ જગત વિશે સ્થિતિ અધિકારપર્યંત જ પહોંચે છે. (૩૨)

ટીકાઃ–શિષ્યઃ–વિદ્વાન્ મનુષ્યનો એક વારનો દેહ પડયા પછી તેની બીજીવાર દેહની ઉત્પત્તિ થાય છે કે નથી થતી? સાધનસ્વરૂપ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થયાં પછી કૈવલ્ય મોક્ષની પ્રાપ્તિ શું થાય છે કે નથી થતી? હું તો ધારૂં છું કે, આ સંબંધી વિચાર કરવો યોગ્ય નથી. કારણ કે જ્યારે પાકરૂપી સાધન તૈયાર થયલું છે તો પછી ચોખા રંધાય છે કે નથી રંધાયા, એ રીતનો વિચાર હોતો નથી. તે જ પ્રમાણે જમેલો હોય, તો પછી તેને તૃપ્તિ થઇ છે કે નથી થઇ, એ પ્રમાણેનો વિચાર હોતો નથી. આ સ્થળે આ પ્રમાણેના વિચારનો ઉદ્ભવ થાય છે. કારણ કે કેટલાએક બ્રહ્મજ્ઞાનીઓને અન્ય દેહની ઉત્પત્તિ ઇતિહાસ, પુરાણવડે જોવામાં આવેલી છે. વળી સ્મૃતિમાં કહ્યું છે કે, પુરાણ ઋષિરૂપ તથા વેદાચાર્યરૂપ અપાન્તરતમ નામના મુનિ કળિ તથા દ્વાપરની સંધિને વિષે વિષ્ણુના નિયોગવડે કૃષ્ણ દ્વૈપાયનરૂપે જન્મ પામ્યા. તે જ પ્રમાણે બ્રહ્માના માનસપુત્ર વસિષ્ઠનો પૂર્વદેહ નિમિના શ્રાપથી નાશ પામ્યો ત્યારે તે વશિષ્ઠ મુનિ બ્રહ્માના કહેવાથી મિત્રાવરૂણને ત્યાં જન્મ પામ્યા. તે જ પ્રમાણે બ્રહ્માના માનસપુત્રો ભૃગુ આદિની પણ વરૂણના યજ્ઞ વિષે ફરી ઉત્પત્તિ શ્રુતિમાં કહેવામાં આવી છે. વળી બ્રહ્માના માનસપુત્ર સનત્કુમારે પણ રૂદ્રને વરદાન આપેલું હોવાથી સ્વામી કાર્તિકરૂપે જન્મ પામ્યા હતા. આ જ પ્રમાણે દક્ષ, નારદ

આદિ ઘણાઓની અનેક દેહોને વિષે ઉત્પત્તિ અમુક અમુક નિમિત્તને લઇ સ્મૃતિને વિષે કહેવામાં આવેલી છે. વળી શ્રુતિમાં પણ મંત્ર તથા અર્થવાદવિષે દેહોત્પત્તિ જોવામાં આવે છે આમાં કેટલાક તો પૂર્વ દેહનું પતન થવા પછી જ અન્ય દેહને ગ્રહણ કરે છે. વળી કેટલાક તો પૂર્વનો દેહ હોય, છતાં યોગ તથા ઐશ્વર્યના બળવડે અનેક દેહ ધારણ કરે છે. આ પ્રમાણે જોવામાં આવે છે. વળી સ્મૃતિમાં જણાવવા પ્રમાણે આ સર્વ સંપૂર્ણ વેદાન્તના જ્ઞાતા હોય છે. હવે આ લોકની ભિન્ન દેહ વિષે જ્યારે ઉત્પત્તિ જોવામાં આવે છે, તો પછી બ્રહ્મ-વિદ્યાનો મોક્ષરૂપ હેતુ કોઈ પક્ષને અંગી-કાર કરીને છે અથવા તો મોક્ષ હેતુ પ્રયો-જનથી રહિતરૂપે છે? આના સંબંધી આપ મને જણાવશો?

ગુરૂ—તેમ નથી. આ અપાન્તરતમ આદિ ઋષિઓની લોકને વિષે સ્થિતિ વેદ પ્રવર્તાવવારૂપ અધિકારને લીધે યોજા-યેલી છે, અર્થાત્ આ લોકસ્થિતિ અધિકા-રને લીધે છે દાખલા તરીકે ભગવાન્ સૂર્ય નારાયણ એક હજાર યુગપર્યન્ત જગતનો અધિકાર ભોગવે છે તથા તે અધિકાર પૂરો થયે ઉદય તથા અસ્તથી રહિત કૈવલ્ય મોક્ષનો અનુભવ કરે છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે "अथ तत ऊर्ध्व उदेत्य नैवोदिता नाऽस्त-मेतैकल एव मध्ये स्थाता (છા૦ ૩, ૧૧, ૧) ત્યારપછી અર્થાત્ ઉદયાસ્તવડે પ્રાણીઓના સ્વકર્મ ભોગરૂપ અનુગ્રહ કરી સવિતાના રૂપને પામેલો વિદ્વાન્ ઉર્ધ્વ અર્થાત્ બ્રહ્મી ભૂત થયેલો છતો ઉદય પામી અર્થાત્ પોતાના મહિમામા પ્રકાશ મેળવી, ઉદય કે અસ્ત પામતો નથી. પણ કેવળ અદ્વિતીયરૂપ સ્વાત્મસ્વરૂપમાં રહે છે." તે જ પ્રમાણે વર્તમાન બ્રહ્મવેત્તાઓ પ્રારબ્ધના ભોગનો ક્ષય થયે કૈવલ્યને અનુભવે છે. કારણ કે કહ્યું છે કે, "तस्य तावदेव चिर यावन्न विमोक्ष्येऽथ संपत्स्येते (છા૦ ૬,૧૪,૨) આ વિદ્યાના બંધનમાંથી મુક્ત આચાર્યવાન્ બ્રહ્મનિષ્ઠની સ્થિતિ જ્યાં સૂધી દેહનો નાશ થતો નથી ત્યાં સૂધી હોય છે. પણ દેહપાત થાય કે તરત વિદેહમુક્ત થાય છે." તે જ પ્રમાણે અપાન્તરતમ આદિ ઇશ્વરોને પણ પરમેશ્વરે અમુક અમુક અધિકારમાં નિમેલા છે તથા કૈવલ્યના હેતુરૂપ સમ્યક્ દર્શનની પ્રાપ્તિ થયેલી હોય છે, છતાં કર્મોનો ક્ષય નહિ હોવાથી અધિકારપર્યન્ત આ લોકને વિષે તેઓ રહે છે. પણ અધિકાર પૂરો થયે તેઓ ચાલ્યા જાય છે. આ પ્રમાણે વિરોધનો અભાવ છે. કારણ કે અધિકાર-રૂપ ફળ આપવા માટે જેઓ એકવાર પ્રવૃત્ત થયેલા છે, તેઓ જ્યાં સૂધી કર્મા-શય પૂરાં થયા નથી ત્યાં સૂધી સ્વતન્ત્રપ-ણાવડે જ જેમ એક મનુષ્ય એક ઘરમાંથી બીજા ઘરમાં જાય તેમ, ભિન્ન ભિન્ન દેહોને વિષે સંચાર કરે છે તથા પોતાના અધિ-કારની નિવૃત્તિ જ્યા સૂધી નથી થયેલી હોતી, ત્યાં સૂધી પૂર્વ જન્મની સ્મૃતિવાળા એવા તેઓ, દેહ તથા ઇન્દ્રિ-યોની પ્રવૃત્તિને વશ હોવાથી દેહોને ઉત્પન્ન કરે છે તથા એકી વખતે અથવા તો કે

કરી તેમાં સ્થિતિ કરે છે. વળી એમ કહેવામાં આવ્યું છે કે, તેઓને પૂર્વના જન્મનું સ્મરણ હોતું નથી. જેમકે સ્મૃતિમાં કહ્યું છે કે, "ते एव एते અધિકારીઓ સ્થિતિ કરે છે." જેમકે સુલભા નામે એક બ્રહ્મવાદિની હતી. તેણે જનકની સાથે વિવાદ કરવા માટે પોતાના દેહનો ત્યાગ કર્યો તથા જનકના દેહને વિષે પ્રવેશ કર્યો. ત્યારપછી વિવાદ કર્યા કેડે તેણીએ પાછો પોતાના દેહ વિષે પ્રવેશ કર્યો. આ પ્રમાણે સ્મૃતિમાં કહ્યું છે. જો એકવાર એક કર્મમા એક મનુષ્ય જોડાયલો હોય તથા અન્ય દેહના આરંભના કારણરૂપ બીજા કર્મનો તેને આવિર્ભાવ થાય, તો પછી તે બીજું કર્મ પણ બીજના નાશ વિનાનું થશે તથા તેમ થવાથી બ્રહ્મવિદ્યાનો અમુક શાખા પરત્વે દર્શાવેલો મોક્ષનો હેતુ મિથ્યા થશે. આ રીતની શંકાનો ઉદ્ભવ થશે પણ જ્ઞાનવડે કર્મના બીજનો નાશ થાય છે, એમ શ્રુતિ તથા સ્મૃતિનું પ્રમાણ હોવાથી આ રીતની શંકા યોગ્ય નથી. વળી શ્રુતિમાં કહ્યું છે કે, "भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ (મુણ્ડ૦ ૨-૨-૮) જ્યારે પરરૂપ તથા અપરરૂપ પુરૂષનું દર્શન કરવામાં આવે છે અર્થાત્ બ્રહ્મનો પૂર્ણપણે સાક્ષાત્કાર થાય છે, ત્યારે મનુષ્યનાં સર્વ બંધનનો નાશ થાય છે, અર્થાત્ દેહાદિકમાં આત્મત્વ બુદ્ધિનો નાશ થાય છે. તથા સર્વ સંશયો જતા રહે છે વળી તેનાં સર્વ કર્મોનો અર્થાત્ સંચિત અને આગામીરૂપ કર્મનો નાશ થઇ જાય છે." તેજ પ્રમાણે સ્મૃતિમાં કહ્યું છે કે, "यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन। ज्ञानाऽग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा (ભ૦ગી૦૪, ૩૭) જેમ બરાબર પ્રદીપ્ત પામેલો અગ્નિ સર્વ કાષ્ઠને બાળીને ભસ્મ કરે છે, તે જ પ્રમાણે, હે અર્જુન! જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોનું દહન કરે છે." વળી અન્ય સ્થળે કહ્યું છે કે "बीजान्यग्न्युपदग्धानि न रोहन्ति यथापुनः। ज्ञानदग्धैस्तथा क्लेशै नात्मा संपद्यते पुनः. સેકેલાં બીજ જો વાવ્યાં હોય તો તે ઉગી શકતા નથી. તેજ પ્રમાણે જો જ્ઞાનવડે ક્લેશનો નાશ પામેલો હોય છે, તો પછી ફરીને આત્માને વિષે ક્લેશ રહેતો નથી." જ્યારે અવિદ્યાદિ ક્લેશનો નાશ થયેલો હોય છે તથા ક્લેશનાં બીજરૂપ કર્માશયનાં એક દેશનો નાશ થયેલો હોય છે, ત્યારે એક દેશનો ઉદ્ભવ થવો યોગ્ય નથી. દ્રષ્ટાન્ત તરીકે અગ્નિવડે કરી બળી ગયેલા ચોખાના એક અંશનો ફરી ઉદ્ભવ થતો જોવામાં આવતો નથી જેમ છોડેલા બાણની નિવૃત્તિ ભોગ ભોગવ્યા પછી જ થાય છે. જેમકે કહ્યું છે કે "तस्य तावदेव चिरम् (છા૦૬,૧૪, ૨) જ્યાં સૂધી દેહનો નાશ નથી થતો ત્યાં સૂધી તે હોય છે." અર્થાત્ શરીરનો પાત થયા સૂધી જ તેને વિલંબ હોય છે. માટે અધિકારીઓની લોકને વિષે સ્થિતિ અધિકારની સમાપ્તિ સૂધી જ હોય છે, એમ જે કહ્યું છે, તે યોગ્ય છે. વળી જ્ઞાનનું ફળ અનેકરૂપે થાય નહિ. શ્રુતિમાં કહ્યું છે તે જ પ્રમાણે સામાન્ય રીતે સર્વ સ્થળે

હ્યું છે કે, જ્ઞાનવડે મોક્ષની પ્રાપ્તિ થાય છે. જેમકે કહ્યું છે કે, तद्यो यो देवाना प्रत्यबुध्यत स एव तदभवत्तथर्षीणां तथा मनुष्याणां (બૃ૦ ૧, ૪, ૧૦) દેવોમાંથી જે કોઇ તેને ઓળખે છે તે જ કેવળ તેનારૂપે થાય છે. તે જ રીતે ઋષિઓમાંથી જે કોઇ અથવા તો મનુષ્યમાથી જે કોઇ તેને આ પ્રમાણે જાણે છે, તે તેનારૂપે થઇ શકે છે." મહર્ષિઓ ઐશ્વર્યાદિ ફળને વિષે આસક્ત હોય છે, તેઓ અનેક પ્રકારના સ્થાનોને વિષે આસક્ત થાય છે પણ જ્યારે જુએ છે કે, ઐશ્વર્યતાનો ક્ષય થાય છે ત્યારે તેઓ ખેદવાળા પરમાત્માના જ્ઞાનમાં નિષ્ઠાવાળા થાય છે તથા કૈવલ્યને પામે છે. આ પ્રમાણે થવું યોગ્ય છે. સ્મૃતિમાં કહ્યું છે કે, 'ब्रह्मणा सह ते सर्वे सम्प्राप्ते प्रतिसंचरे परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम् ॥ જ્યારે મહા પ્રલય પ્રાપ્ત થાય છે તથા હિરણ્યગર્ભનો અન્ત આવે છે ત્યારે બ્રહ્મસાક્ષાત્કારવાળા પુરૂષો બ્રહ્મની સાથે પરમ સ્થાનને પ્રાપ્ત કરે છે." વળી જ્ઞાનનુ ફળ પ્રત્યક્ષ હોય છે; તેથી ફળનો અભાવ છે, આ પ્રમાણેની શંકા કરવી યોગ્ય નથી. કારણ કે કર્મના ફળરૂપ સ્વર્ગાદિનો જેણે અનુભવ કરેલો નથી, તેને શંકા થાય કે, સ્વર્ગની પ્રાપ્તિ થશે કે નહિ. પણ જ્ઞાનરૂપી ફળ તો અનુભવવડે કરીને જ પ્રાપ્ત થયેલું હોય છે. શ્રુતિમાં કહ્યું છે કે "यत्साक्षादपरोक्षाद्ब्रह्म (બૃ૦૩,૪,૧)જે સાક્ષાત્ તથા અપરોક્ષરૂપે આત્માદિ તે જ બ્રહ્મ છે." વળી तत्त्वमसि જીવાત્મ સ્વરૂપ તું, तत् અર્થાત્ પરમાત્મા સ્વરૂપે છો" આ પ્રમાણે સિદ્ધ વસ્તુની માફક ઉપદેશ કરેલો છે. तत्त्वमसि આ વાક્યનો અર્થ તે તું મરણ પામેલો થઇશ, એવો કદી થવો યોગ્ય નથી. વળી કહ્યું છે કે " तद्वैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवं सूर्यश्च (બૃ૦૧,૪,૧૦) આ તે છે, એમ જાણવાથી વામદેવ નામના ઋષિ નીચે પ્રમાણે સ્થિતિને પ્રાપ્ત થયા, જેમકે હું મનુરૂપે થયો." આ પ્રમાણે સમ્યક્ દર્શન સૂધી જ તેના ફળરૂપ સર્વાત્મભાવ હોય છે માટે વિદ્વાનને કૈવલ્યની સિદ્ધિ આવશ્યકીય છે. (૩૨)

શિષ્યઃ–ભિન્નભિન્ન શાખાઓમાં દ્વૈત બ્રહ્મના પ્રતિષેધ સંબંધી ભિન્નભિન્ન રીતે નિરૂપણ કર્યું છે. માટે. શાખાઓની ભિન્નતાને લીધે સર્વ વિશેષ પ્રતિષેધવાળી બુદ્ધિની શુ વ્યવસ્થા છે ?

ગુરુઃ–સર્વ ભિન્ન ભિન્ન પ્રતિષેધોનો ઉપસંહાર કેવળ અક્ષરબ્રહ્મને વિશે જ થાય છે. આ જ હેતુને લઈ ૩૩મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૨૦ મું–સૂત્ર ૩૩ મું.

## અક્ષરબ્રહ્મમાં સર્વનો ઉપસંહાર.

अक्षरधियां त्ववरोधः सामान्यतद्भावा-
भ्यामौपसदवत्तदुक्तम् ॥३३॥

સૂત્રાર્થઃ–બ્રહ્મના નિરાકરણનો પ્રકાર સર્વત્ર સમાન હોવાથી તેમ જ બ્રહ્મનું જ સર્વત્ર અસ્તિત્વ હોવાથી, જેમ ઉપસદ્

નામની ઇષ્ટિમાં બીજી બાર ઇષ્ટિઓનો ઉપસંહાર હોય છે તેમ સર્વનો અક્ષર બ્રહ્મમાં છે. (૩૩)

ટીકાઃ-શિષ્યઃ-વાજસનેય નામની શ્રુતિમાં કહ્યું છે કે, "एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्नेहम् (બૃ૦ ૩,૮,૮) યાજ્ઞવલ્કયે કહ્યું;- હે ગાર્ગિ! બ્રાહ્મણો તેને-આકાશને અક્ષર અર્થાત્ નાશથી રહિત કહે છે. તે સ્થૂલ સ્વરૂપવાળું નથી, તે સૂક્ષ્મ સ્વરૂપવાળું નથી, તે હ્રસ્વ નથી, તે દીર્ઘ નથી, તે અરક્ત છે, તેમ જ દ્રવરૂપે નથી." વળી આથર્વણ શ્રુતિમાં પણ કહ્યું છે કે, "अथ परा यया तदक्षरमधिगम्यते यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णम् ( મુ૦ ૧,૧,૫ ) જે પરા વિદ્યાવડે અક્ષરબ્રહ્મનું જ્ઞાન થાય છે, તે વિશે હવે કહેવામાં આવે છેઃ-આ અક્ષર બ્રહ્મ અદૃશ્યરૂપે, અગ્રાહ્યરૂપે, અકારણરૂપે, અવર્ણરૂપે છે." આ રીતે અન્ય સ્થળે પણ શ્રુતિ વિશે વિશેષ નિષેધદ્વારા અક્ષરનું પરબ્રહ્મરૂપે નિરૂપણ કરવામા આવે છે. તેમાં પણ કેટલેક સ્થળે કેટલાક ભિન્ન વિશેષોનો પ્રતિષેધ કરવામાં આવે છે હવે આ સર્વ વિશેષ પ્રકારના પ્રતિષેધવાળા જ્ઞાનની શુ સર્વ સ્થળે પ્રાપ્તિ છે અથવા તો આ રીતની વ્યવસ્થા છે? હું તો એમ માનુ છું કે, શ્રુતિમાં વિભાગ હોવાથી આ પ્રમાણે સર્વ શ્રુતિઓએ પોતપોતાની જૂદી જૂદી વ્યવસ્થા કરેલી છે.

ગુરુ-ભિન્ન ભિન્ન પ્રતિષેધયુક્ત સર્વ જ્ઞાનનો ઉપસંહાર અક્ષરબ્રહ્મમાં થાય છે. વળી સર્વ સ્થળે તેજ પ્રમાણે અક્ષરબ્રહ્મમાં જ ઉપસંહાર કરવો કારણ બ્રહ્મના પ્રતિપાદનનો પ્રકાર સમાન છે તથા બ્રહ્મનું જ સર્વત્ર અસ્તિત્વ છે. અર્થાત્ બ્રહ્મના પ્રતિપાદનનો પ્રકાર જો કે વિશેષ પ્રકારના નિષેધરૂપ છે, તે સર્વત્ર સમાન છે. તે જ પ્રમાણે સર્વ સ્થળે પ્રતિપાદ્યરૂપ બ્રહ્મની પ્રતીતિ અભિન્નરૂપે થાય છે. તો પછી એક સ્થળે જે જ્ઞાન થયું, તે જ્ઞાનનો પ્રાદુર્ભાવ અન્ય સ્થળે કેમ ન હોય? આ જ બાબત "आनन्दादयः प्रधानस्य (બ્ર૦ સૂ૦ ૩,૩,૧૦) આનંદ આદિ પ્રધાનના ધર્મો સર્વ સ્થળે જાણવા જોઇએ." આ રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે. જેમ બીજે સ્થળે વિધિરૂપ વિશેષોનું ચિંતન કરવામાં આવ્યું છે, એમ આ સ્થળે પ્રતિષેધરૂપ વિશેષ છે. વિચારમાં ભેદ હોવાથી આ નિરાકરણનું પ્રયોજન છે. દાખલા તરીકે જેમ ઇષ્ટિના સંબંધમાં છે, તેમ અહી પણ જાણવું. જેમ અહીન નામના યજ્ઞમાં જમદગ્નિએ એમ કહ્યું છે કે, પુરોડાશ સહિત ઇષ્ટિ આપવી આ પુરોડાશ આપવાના મંત્રો નીચે પ્રમાણે છે,"अग्नेर्होत्रं वेरध्वरम् દેવગણોનું હોત્ર કર્મ તથા અધ્વર કર્મ અગ્નિથી થાય છે" આ મંત્રોમાં ઉદ્‌ગાતાના જ્ઞાનવાળાઓનો સંબધ અધ્વર્યુની સાથે હોય છે. કારણ કે પુરોડાશ આપવાના સંબંધમાં અધ્વર્યુ કર્તારૂપે છે તથા સર્વ અંગ પ્રધાનને આધીન છે. આ વિશેષણો જો કે ભિન્ન ભિન્ન સ્થળે આપેલ હોવા છતાં તેનો સમાવેશ અક્ષર બ્રહ્મમાં જ થાય છે. તે જ પ્રમાણે પૂર્વ મીમાંસામા કહ્યું છે કે, "गुणमुख्यव्यतिक्रमे तदर्थत्वान्मुख्येन वेदसंयोगः (જૈ૦

સૂ૦ ૩,૩,૮) ઉત્પત્તિ વિનિયોગને લીધે છે, તેથી ગુણ તથા પ્રધાનનો વિરોધ હોય ત્યાં મંત્રાત્મક વેદનો મુખ્ય તથા વધારે સંબંધ અધ્વર્યુ સાથે છે. (૩૩)

શિષ્ય –શું વેદરૂપ બ્રહ્મમા ભિન્નતા શ્રુતિમાં કહેલી છે. તેથી શું વિદ્યામાં પણ ભિન્નતા ન કહેવાય ?

ગુરુ –વેદમાં ભિન્નતા નથી. કારણ જીવ તથા ઇશ્વર એક છે. માટે વિદ્યામાં પણ એકતા છે. આ જ હેતુથી ૩૪મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૨૧ મું–સૂત્ર ૩૪ મું.

## બ્રહ્મવિદ્યાની એકતા.

इयदामननात् ॥ ३४ ॥

સૂત્રાર્થ–શ્રુતિમાં વેદને અવયવપણું કહેલું છે, પણ તેમ છતા બ્રહ્મવિદ્યામાં એકતા છે (૩૪)

ટીકા–શિષ્ય –શ્રુતિમાં કહ્યું છે કે, "द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति (મુ૦૩,૧,૧) સર્વદા જોડાયલાં તથા ચિત્સ્વરૂપ હોવાથી સમાનરૂપવાળાં બે પક્ષીઓ અર્થાત્ જીવ અને ઇશ્વર એક જ વૃક્ષનો અર્થાત્ શરીરનો આશ્રય કરીને રહેલાં છે. આ પક્ષીઓ માંહેલું એક પક્ષી વડના ઝાડના સ્વાદવાળા ફળને અર્થાત્ સુખદુઃખાત્મક કર્મફળને ભોગવે છે તથા બીજું પક્ષી (ઈશ) ભક્ષણ કર્યા વિના અર્થાત્ કર્મફળ ભોગવ્યા વિના કેવળ જોયા જ કરે છે."

આ રીતનો મંત્ર આથર્વણિકો તથા શ્વેતાશ્વતરો કહે છે. વળી કઠમાં કહ્યું છે કે, "ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्धे । छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः (ક૦ ૩,૧) આ દેહમાં રહેલા તેમજ પરમ અર્થાત્ ઉત્કૃષ્ટ તથા બ્રહ્મના સ્થાનમાં અર્થાત્ હૃદયાકાશમાં રહેલી બુદ્ધિમા પ્રવેશ કરેલા જીવ તથા ઇશ્વર સાગ કર્મના સત્યને અર્થાત્ ફળને ભોગવે છે. બ્રહ્મજ્ઞાનીઓ તે બેઉને છાયા તથા તડકાની માફક ભિન્ન ભિન્ન લક્ષણવાળા કહે છે. તેમજ ગૃહસ્થાશ્રમીઓ તથા ત્રિણાચિકેતો પણ તેને અર્થાત્ આત્માને તે પ્રમાણે કહે છે." હવે આ સ્થળે મને શંકા એ થાય છે કે, વિદ્યા એક છે કે અનેક છે? હું તો એમ માનું છું કે, વિદ્યા અનેક હોવી જોઇએ.

ગુરૂ –તેમ માનવાનું શું કારણ?

શિષ્ય–વેદમાં ભિન્નતા જોવામાં આવે છે તેથી. 'બે પક્ષીઓ" ઇત્યાદિ મંત્રમાં એકનું ભોક્તાપણું તથા એકનું અભોક્તાપણું જોવામાં આવે છે. વળી "સત્યને ભોગવતા" ઇત્યાદિ મંત્રમાં બેઉનું ભોક્તાપણું જોવામાં આવે છે. માટે વેદમા ભિન્નતા હોવાથી વિદ્યામાં પણ ભેદ હોવો જોઈએ

ગુરૂ –હું કહું છું કે વિદ્યાનું એકત્વ છે.

શિષ્ય–આપ તેમ કેવી રીતે કહો છો?

ગુરૂ–આ બે મંત્રમાં દ્વૈત જણવાવાળા વેદરૂપનો અમુક આકાર જણાવ્યો છે, પણ શ્રુતિમા તેની એકતા મની છે.

શિષ્ય –પણ રૂપમાં ભેદ દર્શાવ્યો છે, તેનુ કેમ ?

ગુરૂ –રૂપમા ભેદ નથી આ બેઉ મંત્રો જીવ દ્વિતીયવાળા ઈશ્વરનુ જ પ્રતિપાદન કરે છે પણ બીજો કોઇ વિષય પ્રતિપાદન કરતા નથી सुवर्णा (બે સુદર પાખવાળા ) મા अनश्नन्न्यो अभिचाकशीति (બીજો ખાધા વગર જોયા કરે છે) એમ ક્ષુધાઆદિથી રહિત પરમાત્માનુ જ પ્રતિપાદન થાય છે તેમજ શ્રુતિના શેષમા પણ તેનુ જ પ્રતિપાદન કરેલુ જોવામા આવે છે જેમકે, " जुष्ट यदा पश्यत्यन्यमीशमस्य महिमानम् (શ્વે૦૪,૭) પણ જ્યારે તે જીવાત્મા સઘળા સાસારિક સબધથી રહિતરૂપે મહાન્ ઇશ્વરને-પરમાત્માને જુવે છે ત્યારે તે જીવાત્માના શોકની નિવૃત્તિ થાય છે" વળી કહ્યુ છે કે, ऋत पिबन्तौ(સત્યને અર્થાત્ ફળને ભોગવતા બે જણાઓ) આ સ્થળે ભોગવવુ તો જો કે જીવનુ જ છે તથા પરમાત્મા ક્ષુધા આદિથી રહિત છે, છતા તે સહચારીરૂપે હોવાથી તે ભોગવે છે, એમ કહેવાય છે જેવી રીતે છત્રવાળાનો છત્ર સાથે સહચારી સબધ હોવાથી બેઉ તાપ ભોગવે છે, એમ કહેવાય છે પણ મુખ્ય વિષય તો પરમાત્મ સબધી જ છે કહ્યુ છે કે, अन्यत्र धर्मादन्यत्र धर्मात् (ક૦૨,૧૪) ધર્મથી ભિન્ન તેમ અધર્મથી ભિન્ન આ આત્મતત્વ છે" આ સ્થળે શ્રુતિના છેવટમા કહ્યુ છે કે, " य सेतुरीजानानामक्षर ब्रह्म यत्परम् (ક૦૩,૨) આપણે બન્ને તે નચિકેતાગ્નિને જાણવા શક્તિમાન્ છીએ, કે જે વિરાગાત્મક અગ્નિ (દુખને તરવા માટે) સર્વ યજ્ઞોના સેતુરૂપે છે" વળી આનો જ વિસ્તાર "गुहां प्रविष्टावात्मानौ हि (બ્ર૦સૂ૦ ૧,૨,૧૧) ગુહામાં પ્રવેશ પામેલ જીવ તથા પરમાત્મા છે" આ સૂત્રમા કર્યો છે માટે વેદ્યમા અભેદ હોવાથી વિદ્યાની એકતા છે વળી આ ત્રણે વેદાન્તોમા પૂર્વાપર સબધનો વિચાર કરતા પરમાત્મ વિદ્યાનુ જ જ્ઞાન થાય છે વળી જીવનુ ગ્રહણ, જીવ ઇશ્વરની એકતાને લઇને છે પણ કોઈ અન્ય વિષયને લઇને નહિ વળી પરમાત્મ વિદ્યામા ભેદ કે અભેદનો વિચાર હોતો નથી, એમ આગળ કહેલુ છે માટે ભેદાભેદરૂપ આ સૂત્ર કેવળ વિસ્તાર પૂર્વક જીવ ઇશ્વરના પ્રતિપાદન માટે છે માટે બધા ધર્મોનો ઉપસહાર અક્ષર બ્રહ્મમા થાય છે (૩૪)

શિષ્ય –શ્રુતિમા પુનરૂક્તિ આવવાથી શુ વિદ્યા અનેકરૂપે ન કહેવાઈ શકે ?

ગુરુ –ભૂતસમૂહની માફક આત્મા સર્વના અતરરૂપે હોવાથી વિદ્યામા અભેદ છે આ જ હેતુથી ૩૫ મા સૂત્રમા કહ્યુ છે કે,–

## અધિકરણ ૧૫ મુ'–સૂત્ર ૩૫ મુ'
## પુનરૂક્તિથી વિદ્યામાં ભેદ

अन्तरा भूतग्रामवत् स्वात्मन ॥३५॥

સૂત્રાર્થ –આત્મા સર્વના અતરરૂપે હોવાથી જેમ પચમહાભૂતોનો સમૂહ સર્વત્ર એકરૂપે છે, તેમ વિદ્યામા એકતા છે (૩૫)

ટીકા –શિષ્ય કહ્યુ છે કે 'यत्साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वान्तर (બૃ૦ ૩,૪,૧) (૩,૫,૧) બ્રહ્મ સાક્ષાત્ તથા અપરોક્ષરૂપે

છે. તે સર્વના પ્રત્યક્ આત્મારૂપે તથા સર્વના અભ્યંતરરૂપે છે.'' "કોઇપણ રીતના વ્યવધાન વિના" એમ બે વાર બ્રહ્મનું નિરૂપણ શ્રુતિએ ઉષસ્ત તથા કહોલના પ્રશ્નના સંબંધમાં કર્યું છે. હવે આ સ્થળે શંકા એ થાય છે કે, વિદ્યા એકરૂપે છે કે અનેકરૂપે છે? હું માનું છું કે, વિદ્યા અનેકરૂપે છે. કારણ કે વારંવાર પુનરુક્તિ જોવામાં આવે છે. જો તેમ ન હોય તો ન્યૂનતાથી રહિત તથા એકતાવાળા અર્થ માં બે વાર શ્રુતિનું કહેવું ખોટું ઠરશે. માટે જેમ પુનરૂક્તિને લીધે કર્મનો ભેદ છે, તેજ પ્રમાણે પુનરૂક્તિને લીધે વિદ્યામા પણ ભેદ છે.

ગુરૂઃ–તેમ નથી. હું કહુ તે સાંભળ. આત્માને અંતરાત્મારૂપે કહેવામાં શ્રુતિમા વિરોધ નથી. માટે વિદ્યા એકરૂપે છે. સર્વાન્તરરૂપ આત્માના સબધી જ સામાન્ય રીતે બેઉ ઠેકાણે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે તથા પ્રતિ ઉત્તર આપવામાં આવ્યો છે. એક જ દેહમાં સર્વાન્તરરૂપે બે આત્માનો સંભવ હોઈ શકે નહિ માટે એકની જ સર્વાન્તરરૂપે કલ્પના કરવી યોગ્ય છે પણ બીજાનું સર્વાન્તર સ્વરૂપ પચ મહાભૂતોના સમૂહની માફક બની શકે નહિ જેમકે પંચમહાભૂતના સમૂહરૂપ દેહમાં પૃથ્વી કરતાં જળ અતર છે, જળ કરતાં તેજ અંતર છે, એમ એકની અપેક્ષાએ બીજું આંતરરૂપે છે, પણ કોઇનું મુખ્યરૂપે સર્વાતરપણું હોતું નથી. તે જ પ્રમાણે આ સ્થળે પણ જાણી લેવું. અથવા તો ભૂતસમૂહની માફક આત્મા સર્વાંતરરૂપે છે, એમ એક શ્રુતિ જણાવે છે. જેમકે, "एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा (શ્વે૦ ૬, ૧૧) આ એક દેવ સર્વ પ્રાણી માત્રમાં ગૂઢ થઇને રહેલા છે. તેઓ સર્વ વસ્તુને વ્યાપીને રહેલા છે તેઓ સર્વ ભૂતોના અંતરાત્મારૂપ છે." આ મન્ત્રમાં સમસ્ત ભૂતસમૂહ માં એક જ સર્વાંતરરૂપ આત્મા કહેવાયલો છે તે જ રીતનો આશય આ બે બ્રાહ્મણ-મન્ત્રોમા છે. વેદ એક છે, જેથી વિદ્યા પણ એક છે. (૩૫)

શિષ્ય –જો વિદ્યામાં ભેદ માનીએ તો જ શ્રુતિમા ભેદ માનવાનો વખત આવે?

ગુરૂઃ–વિદ્યામાં ભેદ નથી, તેથી શ્રુતિમાં ભેદ નથી, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે બીજા ઉપદેશમાં પણ એક જ આત્માવિશે કહેલું છે. આ જ હેતુને લઇ ૩૬મા સૂત્રમાં કહ્યું છે કે,–

## અધિકરણ ૨૨ મું–સૂત્ર ૩૬ મું.

## આત્માની એકતાથી વિદ્યાની એકતા

अन्यथा भेदानुपपत्तिरिति चेन्नोपदेशान्तरवत् ॥ ३६ ॥

સૂત્રાર્થ–જો અન્યથા અર્થાત્ વિદ્યામાં ભેદ ન માનીએ તો જ શ્રુતિમાં ભેદ થતો નથી, એમ માનવું ખોટું છે કારણ કે બીજા ઉપદેશની માફક એક જ વસ્તુનું નિરૂપણ છે. (૩૬)

ટીકા–શિષ્ય જો વિદ્યામાં ભેદ ન મા-નીએ તો શ્રુતિના ભેદની પ્રાપ્તિ થતી નથી એમ જે આપે કહ્યું, તેમાં દોષ આવે છે

## અધિકરણ ૨૪ મું-સૂત્ર ૩૮ મું.

## ગુણોનો ઉપસંહાર બ્રહ્મમાં.

सैव हि सत्यादयः ॥ ३८ ॥

સૂત્રાર્થ –સત્યાદિ ગુણોનો ઉપસંહાર સત્ય બ્રહ્મમાં જ થાય છે. માટે સત્ય વિદ્યા એકજરૂપે છે. (૩૮)

ટીકા:-શિષ્યઃ-' स यो हैत महद्यक्षं प्रथमजं वेद सत्यं ब्रह्म (બૃ૦ ૫,૪,૧) જે કોઈ એમ જાણે છે કે, સત્ય બ્રહ્મ મહાન્, પૂજનીય તથા સંસારાંકુરના કારણરૂપે છે, તે પોતાના શત્રુપર જય મેળવે છે." તેમ જ વાજસનેયીમાં નામાક્ષરની ઉપાસના વળી સત્ય વિદ્યાનું નિરૂપણ કરી કહ્યું છે કે, " तद्यत्तत्सत्यमसौ स आदित्यो य एष एतस्मिन्मण्डले पुरुषो यश्चायं दक्षिणेऽक्षन्पुरुष (બૃ૦ ૫,૫,૨) સત્ય આદિત્યરૂપે છે. આ સત્યરૂપ પુરૂષ આદિત્ય મંડળમા રહે છે. તેમ જ તે પુરૂષ દક્ષિણ ચક્ષુમાં રહે છે." હવે મને શંકા એ થાય છે કે, શું સત્ય વિદ્યા બે છે કે એક છે? મારૂં માનવું તો એમ છે કે, બ્રહ્મવિદ્યા બે છે તથા આ ભેદદ્વારા ફળનો સંયોગ થાય છે. કારણ કે, કહ્યું છે કે " जयतीमाल्लोकान् (બૃ૦ ૫,૪,૧) તે આ લોકને જિતે છે." એમ પ્રથમ કહ્યું છે તથા પાછળથી કહ્યું છે કે "हन्ति पाप्मानं जहाति च (બૃ૦ ૫,૫, ૩,૪) તે પાપનો નાશ કરે છે તથા પાપને તજે છે." ઉપાસ્ય એક હોવાથી સર્વ ગુણોનો ઉપસંહાર પ્રકૃત બ્રહ્મવિષે થાય છે

ગુરૂઃ-આ સંબન્ધી હું તને કહું, તે સાંભળ. સત્ય વિદ્યા એક જ છે.

શિષ્યઃ-તે કેમ બને?

ગુરૂ-" तद्यत्तत्सत्यम् આ જે કંઈ છે તે સત્યરૂપે છે" એમ પ્રકૃત બ્રહ્મવિષે સર્વનો ઉપસહાર થાય છે.

શિષ્ય-વિદ્યાનો ભેદ હોય, છતાં ઉપાસ્ય એક હોવાથી પ્રકૃત બ્રહ્મનેવિષે સર્વનો ઉપસંહાર થવો યોગ્ય છે.

ગુરૂ-ના, તેમ નથી. કોઈ સ્પષ્ટ ભિન્ન કારણને લીધે વિદ્યાનો ભેદ પ્રતીત થતો હોય તો જ ભેદ માની લેવાય. પણ આ સ્થળે તો બેઉ પ્રકારનો સંભવ છે. જેમકે જે કંઇ છે તે સત્યરૂપે છે. આ પ્રમાણે પ્રકૃત બ્રહ્મને વિષે ઉપસંહાર હોવાથી પૂર્વ વિદ્યામા રહેલ જે સત્ય છે, તેનો જ ઉપસંહાર ઉત્તર વિદ્યાનેવિશે થાય છે. આ પ્રમાણે એક વિદ્યાપણાનો નિશ્ચય થાય છે.

શિષ્ય-શ્રુતિમાં ભિન્ન ફળ કહેલું છે, તેથી વિદ્યા પણ ભિન્ન હોવી જોઇએ.

ગુરૂ-આ સંબન્ધી હું કહું તે સાંભળ. પરબ્રહ્મના જ રહસ્યરૂપે અહર્ તથા અહં, આ પ્રમાણે ભિન્ન અંશનો ઉપદેશ કેવળ વસ્તુને લઈને છે. માટે ભિન્ન ફળ કહેલું છે, જેથી તેમા દોષ આવતો નથી. વળી અર્થવાદને લઇને જો બે રૂપની કલ્પના કરીએ તો પછી વિદ્યા એક હોવાથી જણાવેલાં અવયવરૂપ અનેક ફળોનો ઉપસંહાર અવયવીરૂપ વિદ્યામા જ થવો યોગ્ય છે. માટે આ એક જ સત્ય વિદ્યા અમુક અમુક પ્રકારના વિશેષણવડે શ્રુતિમાં નિરૂપણ કરવામાં આવી

છે. માટે સત્યાદિ સર્વ ગુણોનો ઉપસંહાર એક બ્રહ્મનેવિષે જ કરવો જોઇએ.

શિષ્યઃ–કેટલાક જણાઓ આ સૂત્રનો દાખલો આપી એમ કહે છે કે, અક્ષિ આદિ આદિત્ય પુરૂષના વિષયવાળું જે વચન વાજસનેયીમાં છે, તે જ છાંદોગ્યમાં છે. જેમકે,"अथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते (છાં૦ ૧,૬,૬) આ આદિત્યમંડળમાં હિરણ્યમય જે પુરૂષ જોવામાં આવે છે." તેમ જ " अथ, य एषोऽक्षिणि पुरुषो दृश्यते (છાં૦ ૪,૧૫,૨) ચક્ષુમાં જે પુરૂષ દેખાય છે." એમ અક્ષિ પુરૂષવિદ્યા તથા આદિત્ય પુરૂષવિદ્યા બેઉ સ્થળે એક છે, એમ માની છાંદોગ્યોનો સત્ય આદિ ગુણોનો ઉપસંહાર વાજસનેયીઓએ કરવો યોગ્ય છે, એમ જે તેઓ માને છે તે શું યોગ્ય છે?

ગુરુઃ–હું તે ઠીક માનતો નથી. કારણ કે છાંદોગ્યમાં જ્યોતિષ્ટોમ કર્મ સંબંધી જે વિદ્યાનું નિરૂપણ કરેલું છે,તે ઉદ્ગીથના આશ્રયવાળી છે. કારણ કે આદિમાં તથા મધ્યમાં તેમ જ છેવટમાં કર્મ સંબંધી ચિહ્નો જોવામાં આવે છે જેમકે, "इयमेवर्गग्निः साम ( છાં૦ ૧,૬,૧ ) આ પૃથ્વી ઋગવેદરૂપે છે તથા અગ્નિ સામરૂપે છે." આ પ્રમાણે શરૂઆત કરી વચમાં કહ્યું છે કે, "तस्यर्क् च साम च गेष्णौ तस्मादुद्गीथ ( છાં૦ ૧,૬,૮) ઋગ્વેદ તથા સામવેદ બ્રહ્મના પર્વરૂપે છે, તેટલા માટે તે ઉદ્ગીથરૂપે છે." આમ કહી છેવટમાં કહ્યું છે કે, "य एवं विद्वान् साम गायन्ति (છાં. ૧,૭,૯) જે આ પ્રમાણે જાણી સામનું ગાન કરે છે."

પણ આ રીતે વાજસનેયીમાં કંઇ પણ કર્મ સંબંધી ચિહ્ન નથી. આ રીતે શ્રુતિના વચનની શરૂઆતમાં ભેદ દર્શાવ્યો છે, એમ માનીએ, તો પછી વિદ્યામાં ભિન્નતા પ્રાપ્ત થાય માટે ગુણોમાં વ્યવસ્થા છે, એમ માનવું યોગ્ય છે. (૩૮)

શિષ્યઃ–સત્ય કામ આદિ ગુણો એક સ્થળે કહેલા હોય, તેનો સંબંધ શું બીજે ઠેકાણે લઈ શકાય ?

ગુરુઃ–સ્થાન સમાન હોવાથી તેમાં વાંધો આવતો નથી તથા આ જ હેતુને લઇ ૩૯મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૨૫ મું–સૂત્ર ૩૯ મું.

## વિશેષણોની સર્વ સ્થળે સમાનતા.

**कामादीतरत्र तत्र चायतनादिभ्यः ॥३९॥**

સૂત્રાર્થઃ–સ્થાન આદિ એક સરખું છે, જેથી સત્ય કામ આદિ જે વિશેષણો એક સ્થળે હોય, તેનો સંબંધ અન્ય સ્થળે પણ લેઇ શકાય. (૩૯)

ટીકાઃ–શિષ્ય –"यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशः ( છાં૦ ૮,૧,૧) મનુષ્યના શરીરવિષે કમળના સરખું આકાશ છે તથા તે દહરમાં એક તીક્ષ્ણ અન્તરાકાશ છે." આ પ્રમાણે છાંદોગ્યમાં સ્તુતિ જણાવી છે. વળી કહ્યું છે કે, "एष आत्माऽ पहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः (છાં૦ ૮,૧,૫) આ દહરાકાશ આત્મારૂપે છે. તે સર્વ પ્રકારના ધર્માધર્મથી રહિત છે. તે વિજરરૂપ અર્થાત્ જીર્ણતાને ન

પ્રાપ્ત થાય એવું છે. તે અમર્ત્યરૂપે છે. તે શોકરહિત છે. તે ક્ષુધા તથા પિપાસાથી દુખને પ્રાપ્ત થતું નથી. સત્ય એ જ તેનો કામ છે. સત્ય એ જ તેનો સંકલ્પ છે.” વળી વાજસનેયીમાં કહ્યું છે કે, “स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते सर्वस्य वशी (બૃ૦ ૪,૪,૨૨) આ મહાન્ અજરૂપ આત્મા સર્વ પ્રાણીઓને વિષે વિજ્ઞાનમયરૂપે થઈને રહેલો છે. તે જ આત્મા હૃદયનેવિષે આકાશરૂપે રહેલ છે. આકાશને વિષે તે શયન કરે છે. તે સર્વને વશ કરનાર છે.” હવે વિદ્યાની એકતા છે, માટે પરસ્પર ગુણોને વિષે સંબંધ માનવો કે નહિ ?

ગુરુઃ–વિદ્યા એકત્વરૂપે છે. આ સંબંધી હું કહું, તે સાંભળ. મૂળ સૂત્રમાં જે કામાદિ શબ્દ વાપર્યો છે, તેવડે સત્ય કામાદિ ગુણો લેવા. દાખલા તરીકે જેમકે દેવદત્તને દત્ત કહેવામાં આવે છે, તથા સત્યભામને ભામ કહેવામાં આવે છે. છાંદોગ્યમાં હૃદયાકાશના સત્યકામત્વાદિ ગુણોનો જે સમૂહ જોવામાં આવે છે, તેનો સંબંધ વાજસનેયમા “स वा एष महानज आत्मा આ આત્મા મહાન્ તથા અજરૂપે છે.” આ સ્થળે પણ લેવો.

શિષ્યઃ–આ સ્થળે કેવી રીતે સંબંધ લઈ શકાય ?

ગુરુઃ–સ્થાન આદિ સમાનતા હોવાથી તે ગુણોનો સંબંધ લઈ શકાય તેમ છે. બેઉ સ્થળે સ્થાનરૂપ હૃદય સમાનરૂપે છે. વેદ્ય ઇશ્વર સમાનરૂપે છે તથા લોકને જોડવારૂપ આત્માનું પ્રયોજનરૂપ સેતુ પણ સરખો છે. આ પ્રમાણે અનેક પ્રકારની સમાનતા જોવામાં આવે છે.

શિષ્યઃ–પણ વિશેષતા સુદ્ધાં જોવામાં આવે છે. છાંદોગ્યમાં હૃદયાકાશના ગુણનો સંબંધ છે તથા વાજસનેયમાં આકાશના આશ્રયરૂપ બ્રહ્મનો સંબંધ છે.

ગુરુઃ–ના, તેમ નથી. “दहर उत्तरेभ्यः (બ્ર૦ સૂ૦ ૧,૩,૧૪) દહરાકાશ પરમેશ્વરરૂપે છે. પાછળના કારણો જેવાથી.” આ સ્થળે તેમજ છાંદોગ્યમાં આકાશ શબ્દ બ્રહ્મરૂપે છે, એમ સિદ્ધ કર્યું છે છાંદોગ્યમાં વિશેષતા એટલી છે કે, બ્રહ્મવિદ્યા સગુણરૂપે જણાવી છે. જેમકે ‘ अथ य इहात्मानमनुविद्य व्रजन्त्येतांश्च सत्यान्कामान् (છાં૦ ૮,૧,૬) આત્માને તથા તેના સત્ય સંકલ્પને નહિ જાણનાર દેહથી મુક્ત થયા પછી સર્વ લોકમાં પરાધીનતાને પામે છે.” આ પ્રમાણે આત્માની માફક કામોનું પણ વેદ્યરૂપે નિરૂપણ કરેલું છે પણ વાજસનેયીમાં તો નિર્ગુણ એવા પરબ્રહ્મનો જ ઉપદેશ જોવામાં આવે છે. જેમકે “अत ऊर्ध्वं विमोक्षाय ब्रूहि (બૃ૦ ૪,૩,૧૪) હવે મને મોક્ષ સંબંધી ઉપદેશ આપો !” તથા આના ઉત્તરમા કહેલું છે કે “असङ्गो ह्ययं पुरुषः (બૃ૦ ૪,૩,૧૫) આ પુરૂષ કોઇપણ પ્રકારના સંગથી રહિત છે.” વશીત્વાદિ ગુણોના સમૂહનું નિરૂપણ વાજસનેયીમાં સ્તુતિઅર્થ કરવામા આવ્યું છે કારણ કે તેના છેવટના ભાગમાં કહ્યું છે કે, “स एष नेति नेत्यात्मा

(બૃ૦ ૩,૯,૨૬) આ આત્મા આ પ્રકારનો નથી" આ રીતે નિર્ગુણ બ્રહ્મમા ઉપસંહાર કર્યો છે. વળી ગુણવાન્ બ્રહ્મ જો-કે એક છે, છતા તેના ગુણોનો ઉપસંહાર તેમની વિભૂતિને દર્શાવવા માટે છે, પણ ઉપાસનાને માટે નથી, એમ જાણવું. (૩૯)

શિષ્ય–જો ભોજનનો અભાવ થાય તો પ્રાણાગ્નિહોત્રનો પણ શુ અભાવ થાય ?

ગુરુ.–શ્રુતિમા અનેક પ્રમાણો છે કે, પ્રાણાગ્નિહોત્રના લોપનો અભાવ છે. આ જ બાબત ૪૦ મા સૂત્રમા જણાવી છે જેમકે,—

## અધિકરણ ૨૬ મું–સૂત્ર ૪૦ મું.

## પ્રાણાગ્નિહોત્રના લોપનો અભાવ.

नादरादलोप ॥ ४० ॥

સૂત્રાર્થ–ભોજનનો જો કે અભાવ હોય, છતા પ્રાણાગ્નિહોત્રનો લોપ થતો નથી, એમ શ્રુતિના પ્રમાણથી સિદ્ધ થાય છે. (૪૦)

ટીકા:–શિષ્ય–છાંદોગ્યમા વૈશ્વાનર વિદ્યા સબધી કહ્યું છે કે, "तयद्भक्त प्रथममागच्छेत्तद्धोमीय स या प्रथमामाहुतिं जुहुयात्ता जुहुयात्प्राणाय स्वाहा (છા૦ ૫, ૧૯, ૧) તેમા પણ જે અન્ન પ્રથમ ગ્રાસરૂપે આણવામાં આવે છે તે પ્રથમ હવિરૂપ છે. જે વિદ્વાન્ આ પ્રથમ ગ્રાસને પ્રથમની હવિરૂપે હોમે, તેણે પ્રાણાય સ્વાહા (આ પ્રાણને અર્પુ છુ) એમ કહી હોમવુ" આ રીતે પાચ પ્રાણની આહુતિઓનું વિધાન છે. આ શ્રુતિમા પાછળથી અગ્નિહોત્ર શબ્દ વાપર્યો છે જેમકે, "य एतदेव विद्वानग्निहोत्रं जुहोति (છા૦૫,૨૪,૨) જે આ પ્રમાણે જાણી અગ્નિહોત્રને હોમે છે." વળી કહ્યું છે કે, "तयेह क्षुधिता बाला मातरं पर्युपासते । एवं सर्वाणि भूतान्यग्निहोत्रमपासते (છા૦૫,૨૪,૫) જેમ સાધારણ જીવનમા ક્ષુધાર્ત બાળકો પોતાના માતાના મુખ સામુ જુવે છે અર્થાત્ તેની ઉપાસના કરે છે, તેમ જ સર્વ ભૂત માત્રો પણ અગ્નિહોત્રની ઉપાસના કરે છે" હવે આ સ્થળે વિચારવાનુ એ છે કે, જ્યારે ભોજનનો લોપ થાય છે ત્યારે શુ પ્રાણાગ્નિહોત્રનો પણ લોપ થાય છે કે નથી થતો ? હવે શ્રુતિમા કહ્યુ છે કે, "જે અન્ન પ્રથમ આણવામા આવે છે" ઇત્યાદિવડે એમ જણાય છે કે, અન્નના આણવાનો સંબધ છે માટે અન્નના આવવાથી જ ભોજનનું પ્રયોજન સિદ્ધ થાય છે હવે ભોજનનો જ્યારે લોપ થાય છે, ત્યારે પ્રાણાગ્નિહોત્રનો પણ લોપ થવો જોઇએ

ગુરૂ–હું કહું છું કે જો કે ભોજનનો લોપ થાય છે, પણ પ્રાણાગ્નિ હોત્રનો લોપ થતો નથી

શિષ્ય–આપ એમ કેમ કહો છો ?

ગુરૂ–શ્રુતિના પ્રમાણથી તેમ સિદ્ધ થાય છે. કારણ કે વૈશ્વાનર વિદ્યા સબધી જાબાલની નીચે પ્રમાણે શ્રુતિ છે– "पूर्वोऽतिथिभ्योऽश्नीयात् यथा ह वै स्वयमहुत्वाऽग्निहोत्रं परस्य जुहुयादेव तत्. અર્થ–અતિથિના કરતા પહેલા મનુષ્યે ભોજન કરવું જોઇએ જો તેમ ન કરે તો એમ થાય

કે, પોતે અગ્નિહોત્રરૂપ આહુતિ આપ્યા વિના પારકાની આહુતિ આપ્યા સમાન થાય." આ પ્રમાણે અતિથિને પ્રથમમાં ભોજન કરાવવાના સંબંધમાં નિંદા કરી છે. પોતાના આત્માને પ્રથમ ભોજન આપવાનું કહેવાવડે પ્રાણાગ્નિહોત્રના સંબંધમાં ઉત્સુકતા દર્શાવી છે. આ પ્રમાણે શ્રુતિ પ્રથમમાં અગ્નિહોત્રનો લોપ થાય છે તેનો નિષેધ કરે છે. તો પછી અગ્નિહોત્ર પ્રથમ થવો જોઈએ, તે સંબંધમાં જો બાધ આવે તો પૂછવુંજ શું ?

શિષ્યઃ–ભોજનનું પ્રયોજન અન્નના અસ્તિત્વમાં રહેલું છે. હવે જ્યારે ભોજનનો જ લોપ થાય, ત્યારે પ્રાણાગ્નિહોત્રનો લોપ થવો જ જોઇએ.

ગુરુઃ–તેમ થતું નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, અન્ન સિવાય કોઇ પણ અન્ય દ્રવ્ય હોય તો પણ ચાલે. મુખ્ય અગ્નિહોત્રમાં દૂધ આદિ દ્રવ્યનું વિધાન કરેલ છે. તે જ પ્રમાણે આ સ્થળે પણ અગ્નિહોત્ર શબ્દ વાપરવાથી +કુંડપાયીના સત્રની માફક અન્ય દ્રવ્યવિશેષની પ્રાપ્તિ થાય છે. અન્ન તથા અન્ય દ્રવ્ય આ બેમાં એકજપણાનો ગુણ વિશેષે રહેલ છે, એ દર્શાવવા શ્રુતિમાં કહ્યું છે કે "तद्यद्भक्तं અર્થાત્ જે કાંઇ અન્નરૂપે દ્રવ્ય હોય." માટે ગુણનો લોપ થાય, છતાં મુખ્ય વસ્તુનો લોપ થતો નથી. જો કે ભોજનનો લોપ હોય, છતાં પાણીનું અથવા તે સમાન કોઈ અન્ય દ્રવ્યનું પ્રતિનિધિપણું હોય છે, તો પણ પ્રાણાગ્નિહોત્રનું અનુષ્ઠાન બને છે. (૪૦)

શિષ્ય.–જ્યારે અનેક દ્રવ્ય હોય તો તેમાંથી કયું દ્રવ્ય પ્રાણાગ્નિહોત્રરૂપે વાપરવું ?

ગુરુઃ–જે દ્રવ્ય પ્રથમ ઉપસ્થિત થયું હોય, તેવડે પ્રાણાગ્નિહોત્ર કરવું, આ રીતનું શ્રુતિનું વચન છે. ૪૦ મું સૂત્ર પૂર્વ પક્ષરૂપે છે, પણ તેનો ઉપસંહાર આ ૪૧ મા સૂત્રવડે થાય છે. આ ૪૧મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૨૬ મું–સૂત્ર ૪૧ મું. પ્રાણાગ્નિ હોત્રમાં દ્રવ્યવિશેષતા.

उपस्थितेऽतस्तद्वचनात् ॥ ४१ ॥

સૂત્રાર્થઃ–ભોજન દ્રવ્યમાંથી જે દ્રવ્ય પ્રથમ ઉપસ્થિત થયું હોય, તેવડે પ્રાણાગ્નિહોત્ર કરવું. કારણ આ રીતનું શ્રુતિનું પ્રમાણ છે. (૪૧)

ટીકાઃ–ગુરુઃ–જ્યારે ભોજન પ્રાપ્ત થાય છે ત્યારે તેમાંથી જ અર્થાત્ જે ભોજનદ્રવ્ય પ્રથમ પ્રાપ્ત થયું હોય, તેવડે પ્રાણાગ્નિહોત્ર કરવું.

શિષ્યઃ–આપ એમ્ કેમ કહો છો ?

ગુરુઃ–આ રીતનું શ્રુતિનું વચન છે. જેમકે " तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयम (છાં૦૫,૧૯,૧) પ્રથમ જે અન્ન ગ્રાસરૂપે, આણવામાં આવે છે, તે પ્રથમ હવિરૂપ છે." આ રીતે શ્રુતિ સિદ્ધની માફક જણાવે છે કે, જે અન્ન આવેલ હોય છે, તેનાવડે

+કુંડપાયીનો સત્રઃ–આ અગ્નિહોત્ર સામાન્ય અગ્નિહોત્રથી ભિન્ન છે. તેમાં મહીને મહીને હોમ કરવો પડે છે. વળી સામાન્ય અગ્નિહોત્રના કરતાં ભિન્ન ધર્મની પ્રાપ્તિ થાય છે.

જ પ્રાણાગ્નિ હોત્ર કરવો. આ પ્રમાણેનો ઉપસંહાર કરવાવડે ભોજન માટે જે દ્રવ્ય હોય છે, તેવડે પ્રાણાહુતિ થઇ શકે છે.

શિષ્ય:–હવે આહુતિઓ જ્યારે પ્રયોજનથી રહિત હોય અર્થાત્ જ્યારે ભોજનનો લોપ હોય ત્યારે તેના પ્રતિનિધિ તરીકે અન્ય દ્રવ્ય કેવી રીતે આવી શકે? વળી આ સ્થળે પ્રાકૃત અગ્નિહોત્રના ધર્મની પ્રાપ્તિ થતી નથી.

ગુરુ–કુંડપાયીના સત્રમાં માસપર્યંત અગ્નિહોત્ર હોમે છે." આ રીતનો વિધિ કહેલો છે, જેથી અગ્નિહોત્ર શબ્દ વાપર્યો છે. માટે પ્રાકૃત અગ્નિહોત્રના જેવા ભાવનું વિધાન કરાવવા યોગ્ય છે, માટે અગ્નિહોત્રના ધર્મની પ્રાપ્તિ યોગ્ય છે.

શિષ્ય:–પણ આ સ્થળે તો અગ્નિહોત્ર શબ્દ અર્થવાદમાં રહેલો છે. માટે પ્રાકૃત અગ્નિહોત્ર જેવા ભાવનું વિધાન કરાવવું યોગ્ય નથી. વળી સામાન્ય અગ્નિહોત્રના ધર્મની પ્રાપ્તિ માનીએ તો અગ્નિ આણવું આદિ વિધિ પણ પ્રાપ્ત થાય. આ સ્થળે તેનો સંભવ નથી. હોત્ર કરવા માટે અગ્નિને આણવાનો છે. આ હોત્ર તો અગ્નિમાં નથી. કારણ કે ભોજનને માટે હોમ છે, એમ જે કહ્યું છે,' તેમાં વદતોવ્યાઘાત દોષ પ્રાપ્ત થશે. ભોજનને માટે આણેલા દ્રવ્યની સાથે સંબંધ હોવાથી આ હોત્ર મુખમાં જ છે. તે જ રીતે જાબાલ શ્રુતિ દર્શાવે છે કે, "पूर्वोऽतिथिभ्योऽश्नीयात् અતિથિના પહેલાં તેણે ભોજન કરવું." આથી એમ સિદ્ધ થાય છે કે, મુખના આશ્રયવાળી આ હોત્રની પ્રાપ્તિ છે. તે જ પ્રમાણે નીચેની શ્રુતિ ઉપમાવાળાં અગ્નિહોત્રનાં અંગો દર્શાવે છે:- "उर एव वेदिर्लोमानि बर्हिर्हृदयं गार्हपत्यो मनोऽन्वाहार्यपचन आस्यमाहवनीय (છા૦ ૫, ૧૮,૨) વેદિ છાતીરૂપે છે, બર્હિ કેશરૂપે છે, ગાર્હપત્યાગ્નિ અંતઃકરણરૂપે છે અન્વાહાર્યપચન મનરૂપે છે, તથા આહવનીયાગ્નિ મુખરૂપે છે." આ વેદિ સંબંધી શ્રુતિ યજ્ઞને માટે તૈયાર કરેલ ભૂમિના લક્ષણરૂપે છે. કારણ કે મુખ્ય અગ્નિહોત્રમાં વેદિનો અભાવ છે. અહીં અગ્નિહોત્રનાં અંગોની ઉપમા જણાવેલી છે. આ સ્થળે નિશ્ચિત કામવાળા ભોજનની સાથે સંબંધ છે. માટે મુખ્ય અગ્નિહોત્રના કાળનો અહીં નિયમ નથી. આ જ પ્રમાણે ઉપસ્થાન આદિ અન્ય ધર્મો પણ કંઇએક વિરોધવાળા છે. માટે ભોજનપક્ષમાં જ મંત્ર, દ્રવ્ય તથા દેવતાના સંયોગને લઇ, પ્રાણાદિ પાંચ હોમોનો સમાવેશ થાય છે. વળી શ્રુતિમાં જે આદર દર્શાવનારું વચન છે, તે ભોજનના પક્ષમાં પ્રથમપણાનું વિધાન કરવામાટે છે. આ સ્થળે વચનમાં અતિગૌરવતા નથી. તેમ જ પ્રાણાગ્નિની નિત્યતા દર્શાવી શકાતી નથી. માટે ભોજનનો લોપ થવાથી પ્રાણાગ્નિહોત્રનો લોપ છે. (૪૧)

શિષ્ય:–ઉપાસનાદિ કર્મો નિત્ય છે કે અનિત્ય છે?

ગુરુ:–ઉદ્ગીથ આદિ ઉપાસનાઓને વિષે નિત્યતાનો અભાવ છે. આ પ્રમાણે શ્રુતિ પ્રતિપાદન કરે છે. ઉપાસનાનાં ફળો ભિન્ન ભિન્ન હોય છે, જેથી ઉપાસનાના સંબંધમાં નિયમનો અભાવ છે.

## અધિકરણ ૨૭ મું-સૂત્ર ૪૨ મું.
## ઉપાસનાદિ કર્મ અનિત્ય.

तन्निर्धारणानियमस्तद्दृष्टेः पृथग् ह्यप्रतिबन्धः फलम् ॥४२॥

સૂત્રાર્થ:-શ્રુતિ એમ પ્રતિપાદન કરે છે કે, ઉદ્ગીથાદિ કર્માંગોના વાસ્તવિક સ્વરૂપમાં નિયમ હોતો નથી. આમ હોવાનું કારણ એ કે, કર્મનું ફળ ભિન્ન હોય છે, જેથી નિયમનો અભાવ છે. (૪૨)

ટીકા:-શિષ્ય:-વિજ્ઞાનો કર્મના અંગનો આશ્રય કરવાવાળાં છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत (છાં.૧.૧,૧) ઓંકાર એ ક્ષયથી રહિત હોવાથી તેમ જ ઉદ્ગીથરૂપે હોવાથી તેની ઉપાસના કરવી જોઇએ." હવે મને આ સ્થળે શંકા એ થાય છે કે, પર્ણમયીત્વ આદિની માફક કર્મોમાં નિત્યતા રહેલી છે, કે ગોદોહન આદિની માફક અનિત્યતા રહેલી છે? હું તો એમ ધારૂં છું કે, આ કર્મો નિત્ય છે.

ગુરુ:-તું એમ માને છે, તેને વિષે પ્રમાણ શું છે?

શિષ્ય-યજ્ઞના પ્રયોગવિષે કર્મનું નિરૂપણ કરવામાં આવેલું છે. માટે કર્મો નિત્ય છે. અર્થાત્ કોઇપણ રીતના પ્રકરણનો આરંભ કર્યો વિના અધ્યયન કરવામાં આવતાં આ કર્મોનો ઉદ્ગીથાદિદ્વારા પર્ણમયીત્વની માફક યજ્ઞની સાથે સંબંધ હોવાથી યજ્ઞના પ્રયોગરૂપે વચન સાથે સંબંધ છે. આ કર્મોનું પોતાના વચનવિષે જ ફળ રહેલું છે. જેમકે "आपयिता ह वै कामानां ( છાં૦ ૧,૧,૭ ) ઉદ્ગીથની ઉપાસના કરનારને કામનાની પ્રાપ્તિ થાય છે." આ પ્રમાણે વર્તમાન સ્થિતિનું નિરૂપણ હોવાથી કર્મો અર્થવાદરૂપે છે તથા નિચે જણાવેલી પાપશ્લોક આદિ શ્રુતિની માફક તે કર્મોનું ફળ પ્રધાનરૂપે નથી. આ શ્રુતિ નિચે પ્રમાણે છે:-" यस्य पर्णमयी जुहूर्भवति न स पाप श्लोकं शृणोति ॥ જે મનુષ્ય પર્ણયુક્ત મંત્રદ્વારા આહુતિ આપે છે, તેના સાંભળવામાં મંત્ર પાપવાળો લાગતો નથી." આ સ્થળે કોઇપણ પ્રકરણનું નિરૂપણ કરેલું નથી, છતાં આ વચન હોમના સંબંધમાં છે. માટે તેનું યજ્ઞ સંબંધી પ્રકરણ હોવું જોઇએ. આમ જેમ માલુમ પડે છે, તેમ ઉદ્ગીથાદિ ઉપાસનાઓ નિત્યરૂપે હોવી જોઇએ.

ગુરૂ-આ બાબતમાં હું કહું, તે સાંભળ. આ ઉપાસનાદિ કર્મોનો જ્યાં નિશ્ચય કરવામાં આવેલો છે, ત્યાં નિત્યતાના સંબંધમાં નિયમ કરેલો નથી. ઉદ્ગીથાદિ કર્મોના ગુણનું જે પ્રમાણે નિરૂપણ કરવામાં આવેલું છે, જેમકે અમુક કર્મ રસોમાં શ્રેષ્ઠ છે, અમુક કામનાઓને પૂરી પાડનાર છે, અમુક ઉપાસના મુખ્ય પ્રાણરૂપે છે તથા અમુક ઉપાસના આદિત્યરૂપે છે. આ સર્વ ઉપાસનાઓમાં નિત્યવત્ કર્મની માફક નિયમ હોતો નથી.

શિષ્ય:-આપ એમ શાથી કહો છો?

ગુરુ:-શ્રુતિએ તે પ્રમાણે પ્રતિપાદન કરેલું છે. અર્થાત્ શ્રુતિમાં નિરૂપણ કર્યું છે કે, આ રીતનાં ઉપાસનાવાળાં કર્મોમાં

નિયમ હોતો નથી. જેમકે "तेनोभौ कुरुतो यश्चैतदेव वेद यश्च न वेद (છા૦ ૧, ૧, ૧૦) આ ઓંકારવડે કુશળ તેમ જ અકુશળ બેઉ જણાઓ ક્રિયા કરે છે." આ પ્રમાણે અજ્ઞાતાને પણ ક્રિયાવિષે શ્રુતિએ આજ્ઞા દર્શાવી છે. વળી પ્રસ્તાવાદિ દેવતાના જ્ઞાનથી રહિત જે પ્રસ્તોતાદિ છે, તેના પૂજનના સંબંધમા કેમ કરવું, તેના સબંધી નિશ્ચય કરવામાં આવ્યો છે. જેમકે "प्रस्तोतर्या देवता प्रस्तावमन्वत्ता ता चेदविद्वान् प्रस्तोष्यसिः ( છાં૦ ૧, ૧૦, ૪ ) ઉષસ્તિએ કહ્યું:–હે પ્રસ્તોતાઓ ! જે દેવની તમે સ્તુતિ કરો છો, તે દેવ કોણ છે ? તેનો અધિષ્ઠાતા જાણ્યા વિના તેની સ્તુતિ કરો છો, માટે તમારા મસ્તકોનો ખચિત પાત થશે." વળી કહ્યું છે કે, " ता चेदविद्वानुद्गास्यसि ( છા૦ ૧,૧૦,૧૦ ) ता चेदविद्वान्प्रतिहरिष्यसि (છા૦ ૧,૧૦,૧૧) હે ઉદ્ગીથની સ્તુતિ કરનારા ! તમે ઉદ્ગીથ દેવની સ્તુતિના અધિષ્ઠાતા દેવને જાણ્યા વિના તેની સ્તુતિ કરો છો. હે પ્રતિહારનું ગાન કરનારાઓ ! સર્વ પ્રતિહાર દેવોના અધિષ્ઠાતા દેવને ઓળખ્યા વિના તેની સ્તુતિ કરો છો." વળી આ રીતે કર્મના આશ્રયવાળા વિજ્ઞાનનું ફળ કર્મથી ભિન્ન જ જોવામાં આવે છે, તો પછી કર્મના ફળની સિદ્ધિ નિર્વિવાદવાળી છે. તેમ જ કર્મના વધવાથી કોઇપણ રીતનું વિશેષ ફળ થાય છે. જેમકે કહ્યું છે કે, " तेनोभौ कुरुतो यश्चैतदेव वेद यश्च न वेद नाना तु विद्या चाविद्या च यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति (છાં૦૧,૧,૧૦) આ ઓંકારવડે તેમાં કુશળ તેમ જ અકુશળ બેઉ જણાઓ ક્રિયાઓ કરે છે. વિદ્યા (ઉપાસના) તથા અવિદ્યા બન્ને ભિન્ન ભિન્ન ફળ આપે છે. પણ જે ક્રિયા વિદ્યા, શ્રદ્ધા તથા ઉપનિષદવડે કરાયલી હોય છે, તે વધારે બળવાન્ કહેવાય છે." આ શ્રુતિમાં नाना तु ઇત્યાદિ શબ્દવડે ઓંકારમાં કુશળ તેમ જ અકુશળ, બેઉને છૂટા પાડવામાં આવ્યા છે તથા वीर्यवत् એમાં तर પ્રત્યય લગાડ્યો છે, તે એટલા માટે કે અકુશળ જે હોય છે તેનું કર્મ ફળવાળું તો હોય છે, પણ કુશળ કરતાં ન્યૂન હોય છે, એ રીતનું સૂચન થાય છે. વળી ઉપાસના અનિત્યરૂપે હોવાથી આમ બનવું યોગ્ય છે. જો ઉપાસના નિત્ય હોય તો વિદ્યાથી ન્યૂન કર્મ ફળયુક્ત છે, એમ વિધિવચન કહેવાની શી જરૂર પડે છે ? કારણ કે બાબત એ છે કે, સર્વ અંગોનો જ્યારે નાશ થાય છે ત્યારે કર્મ ફળયુક્ત થાય છે. તેજ પ્રમાણે લોક સંબંધી સામઆદિમાં દરેક ઉપાસનામાં શું ફળ રહેલ છે, તે કહેવામાં આવ્યું છે. જેમકે, " कल्पन्ते हास्मै लोका ऊर्ध्वाश्चावृत्ताश्च (છા૦ ૨,૨,૧૩) સામની ઉપાસના કરનારા પુરૂષને અધોલોકથી માંડી ઉર્ધ્વલોક સંબંધીનો તેમજ ઉર્ધ્વલોકથી લઈ અધોલોક સુધીનો સર્વ લોક તેને ભોગ્યરૂપ થઈ પડે છે." વળી આ ફળશ્રવણ અર્થવાદરૂપે છે, એમ માનવું યોગ્ય નથી કેમકે, તેમ થવાથી ગુણવાદનો પ્રસંગ આવી પડશે. પણ ફળના ઉપદેશમાં તો મુખ્યવાદની પ્રાપ્તિ થાય છે. દર્શપૂર્ણ માસ આદિ પ્રકરણમાં

જે પ્રયાજઆદિ કર્મ છે, તેમાં અમુક અંશ અમુક પ્રકારેજ થવું જોઇએ, આ રીતની વિધિવાળો ક્રતુ પ્રકૃતરૂપે છે. માટે ક્રતુ નામના યજ્ઞને અર્થેજ પ્રયાજઆદિ કર્મ હોવાથી અર્થવાદફળ શ્રુતિરૂપે થવો યોગ્ય છે. તેમજ પ્રકરણના આરંભમાં ફળનું અધ્યયન કરવામાં આવ્યું નથી, એવા વર્ણમયી આદિમાં પણ અર્થ વાદ ફળ શ્રુતિરૂપે છે અક્રિયાવાળા પર્ણમયીઆદિમાં આશ્રય વિના અન્ય કશો પણ ફળ સંબંધ જોવામા આવતો નથી. કારણ કે ગોદોહનઆદિમા પ્રકૃતરૂપ જળના લાવવારૂપ આશ્રયની પ્રાપ્તિ હોવાથી તેમાં ફળ વિધિ યોગ્ય છે. તેજ પ્રમાણે બૈલ્વઆદિ કર્મમાં પણ પ્રકૃત યૂપઆદિ આશ્રયનો લાભ હોવાથી ફળવિધિનો સંભવ છે. પણ પર્ણમયી આદિ કર્મમાં આ પ્રમાણેનો કોઇપણ આશ્રય ભળરૂપે રહેલો હોતો નથી પણ વચનવડે તેમાં જુહુઆદિના આશ્રયને કહેવાની ઈચ્છા રહેલી હોય છે. માટે ફળમા પણ વિધિનું નિરૂપણ કરવાની ઇચ્છાવાળાને વચનવિષે ભેદ હોવો જોઇએ. વળી ઉપાસના ક્રિયાવાળી છે માટે વિશેષ પ્રકારના વિધાનની પ્રાપ્તિ થાય છે. માટે ઉદ્ગીથઆદિ આશ્રયવાળાં ઉપાસનાઓના ફળમાં વિધાનના સંબંધમાં કોઈ રીતનો વિરોધ આવતો નથી. માટે જેવી રીતે ક્રતુના આશ્રયવાળાં ગોદોહન આદિ કર્મો ફળના સયોગને લીધે અનિત્ય છે, તેજ પ્રમાણે ઉદ્ગીથ આદિ ઉપાસનાઓ પણ અનિત્ય છે, એમ જાણવું. આ હેતુથી જ કલ્પસૂત્રકારોએ ઉપાસનાઓને ક્રતુઓને વિષે ગણી નથી (૪૨)

શિષ્ય-વાયુ તથા પ્રાણ એકરૂપે છે કે ભિન્નરૂપે છે?

ગુરૂ-વાયુ તથા પ્રાણ ભિન્નરૂપે છે. જેમ કર્મકાંડના વિષયમાં જે જે દેવોને બળિદાન આપવાનું હોય છે તેને પૃથક્રૂપે ગણવામા આવે છે, તેમ વાયુદેવ તથા પ્રાણદેવ પણ ભિન્નરૂપે સમજવા. આથી ૪૩ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૨૮ મું-સૂત્ર ૪૩ મું.

## વાયુ તથા પ્રાણની પૃથકતા.

प्रदानवदेव तदुक्तम ॥ ४३ ॥

સૂત્રાર્થઃ—પૂર્વમીમાંસામાં બળિદાન સંબંધી પૃથક્ પૃથક્ દેવ સંબંધી કહ્યુ છે, તે જ પ્રમાણે વાયુ તથા પ્રાણદેવને પૃથક્રૂપે જાણવા.

શિષ્ય-વાજસનેય બ્રાહ્મણમાં કહ્યું છે કે, 'वदिष्याम्येवाहमिति वाग्दध्रे (બૃ૦ ૧, ૫,૨૧) હુ બોલીશ, આ શબ્દોવડે વાક્ દેવતાએ પોતાનું કર્મ ગ્રહણ કર્યું." આ સ્થળે દેહના સંબધમાં શ્રુતિ વિષે કહ્યું છે કે વાક્ આદિ સર્વ ઇન્દ્રિયો કરતા પ્રાણ શ્રેષ્ઠ છે. તેજ પ્રમાણે એમ નિશ્ચય કરવામા આવ્યું છે કે, દેવતાના સંબંધમા અગ્નિ આદિ સર્વ દેવો કરતા વાયુ શ્રેષ્ઠ છે. વળી છાંદોગ્યમાં કહ્યુ છે કે, "वायुर्वाव सवर्गः (છા૦૪,૩,૧,)વાયુ ખરેખર સર્વના સંવર્ગ ( નિદાન વસ્તુ )રૂપે

છે." આ સ્થળે શ્રુતિમાં એમ નિરૂપણ કર્યું છે કે, દેવોના સંબંધમાં અગ્નિઆદિ સર્વ દેવો કરતાં વાયુ સર્વના નિદાનરૂપે છે. વળી કહ્યું છે કે "प्राणो वाव संवर्गः (છાં૦ ૪,૩,૨,) પ્રાણદેવ સર્વના નિદાનરૂપે છે." આ શ્રુતિમાં શરીરના સંબંધ વિષે વાક્‌આદિ સર્વ ઇન્દ્રિયો કરતાં પ્રાણ નિદાનરૂપે ગણ્યો છે. હવે, હે ભગવન્! મને આ સ્થળે શંકા એ થાય છે કે, આ વાયુ તથા પ્રાણને ભિન્ન સ્વરૂપે માનવા કે તે બેઉને એકજ સ્વરૂપે જાણવા? મારૂં માનવું તો એમ છે કે, બેઉ દેવ એકજ સ્વરૂપે છે. કારણ પ્રાણ તથા વાયુના તત્વ વિષે અભેદ છે. જે તત્વ ભિન્ન ન હોય તો પછી બેઉને ભિન્ન ગણવા યોગ્ય નથી. વળી શ્રુતિ પણ નિરૂપણ કરે છે કે, દેહ તેમજ દેવ સંબંધી બેઉ તત્વો વિષે અભેદ છે. જેમકે, "अग्नि र्वाग्भूत्वा मुखं प्राविशत् (ઐ૦૨,૪) અગ્નિદેવે વાણીરૂપે થઇ મુખમાં પ્રવેશ કર્યો." આ રીતે આરંભ કર્યો છે. વળી કહ્યું છે કે, "त एते सर्व एव समाः सर्वे ऽनन्ताः (બૃ૦૧,૫,૧૩) તેઓ સર્વે સમરૂપે તથા અનંતરૂપે છે." આ રીતે એમ સૂચવ્યું છે કે, આધિદૈવિક વિભૂતિ આધ્યાત્મિક પ્રાણોના આત્મારૂપે છે. તેજ પ્રમાણે અન્ય સ્થળે પણ અધ્યાત્મ તથા અધિદૈવત તત્વનો ઘણું કરી અભેદ જોવામાં આવે છે. વળી કેટલેક સ્થળે સ્પષ્ટ રીતે વાયુ તથા પ્રાણને એકરૂપે કહ્યા છે. જેમકે, "य प्राणः स वायुः જે પ્રાણ છે, તે વાયુરૂપે છે." તે જ પ્રમાણે વાજસનેયી બ્રાહ્મણનું જ્યાં દૃષ્ટાંત આપવામાં આવ્યું છે ત્યાં કહ્યું છે કે, "यतश्चोदेति सूर्यः (બૃ૦ ૧,૫,૨૩) સૂર્ય ક્યાંથી ઉદયને પામે છે." તે જ પ્રમાણે જ્યાં ઉપસંહાર કર્યો છે ત્યાં કહ્યું છે કે, "प्राणाद्वा एष उदेति प्राणेऽस्तमेति (બૃ૦ ૧,૫,૨૩) પ્રાણમાંથી આ ઉદય પામે છે તથા તેનો લય પ્રાણમાં થાય છે." આ રીતે પ્રાણની સાથે ઉપસંહારનું જ્યાં વચન છે ત્યાં પ્રાણ તથા વાયુનું એકપણું જણાવ્યું છે વળી કહ્યું છે કે, "तस्मादेकमेव व्रतं चरेत् प्राण्याच्चैवापान्याच्च (બૃ૦ ૧,૫,૨૩) માટે મનુષ્યે કેવળ એક જ વ્રતને અર્થાત્ તેણે પ્રાણના વ્યાપારને તથા અપાનના વ્યાપારને કરવો જોઇએ." આ પ્રમાણે એક પ્રાણોપાસનાવડે ઉપસંહાર કરતી વખતે વાયુ તથા પ્રાણની એકતાને દૃઢતા કરી છે. વળી છાંદોગ્યમાં પણ છેક આગલા ભાગમાં કહ્યું છે કે, "महात्मनश्चतुरो देव एकः कः स जगार भुवनस्य गोपाः (છા. ૪,૩,૬) તેણે કહ્યું કે, હે કવિશંશભૂપણ! પ્રજાપતિ જે ચાર (અગ્નિ, સૂર્ય, જળ તથા ચંદ્ર) વસ્તુઓનો ભક્ષક છે તથા પૃથ્વીનો પાલક છે" આમાં નિદાનરૂપમાં એક જ વસ્તુનું નિરૂપણ છે. પણ શ્રુતિ એમ દર્શાવતી નથી કે, અમુકનું નિદાન અમુક છે તથા અમુકોનું અમુક છે. માટે સર્વનો લય એકમાં જ છે.

ગુરુઃ—હું કહું તે સાંભળ. વાયુ તથા પ્રાણને પૃથક્‌રૂપે જ ગણવા જોઇએ.

શિષ્ય.—તે કેવી રીતે બને?

ગુરુઃ—આમ હોવાનું કારણ એ કે, ઉપદેશ કરતી વખતે બેઉનો ભિન્ન ભિન્ન ઉપદેશ છે. આ અધ્યાત્મ અને અધિદૈવના

વિભાગ સંબંધી જે ઉપદેશ છે, તે કેવળ ધ્યાનને લઈ છે. જો આ રીતના વિભાગ નહીં હતે તો ધ્યાનના સંબધમાં ભિન્નતા છે, એમ કહેવું મિથ્યા ઠરશે.

શિષ્ય:–મૂળ તત્ત્વમાં અભેદ છે, માટે ભિન્ન પ્રકારનું જે ચિંતન છે તે યોગ્ય નથી.

ગુરુઃ–આ દોષ પ્રાપ્ત થતો નથી. જો કે તત્ત્વનો અભેદ છે, છતાં અવસ્થાનો ભેદ છે, માટે ઉપદેશમાં ભેદ રહેવો જોઇએ. આમ હોવાથી ચિંતનમા પણ ભેદપ્રાપ્તિ જોવામાં આવે છે. તત્ત્વના અભેદના અભિપ્રાયવડે જ્યાં નિરૂપણ કરવામા આવ્યું છે ત્યાં મંત્રના વચન વિશે પૂર્વે કહેલ ધ્યેયના ભેદના નિરાકરણનું સામર્થ્ય જોવામાં આવતું નથી જેમકે કહ્યું છે કે, "स यथैवा प्राणाना मध्यमः प्राण एवमेतासा देवताना वायुः (બૃ૦૧,૫,૨૨) ઇન્દ્રિયોને વિષે પ્રાણ જેમ મધ્યમરૂપે છે તે જ પ્રમાણે દેવતાઓમાં વાયુ મધ્યમરૂપે છે." આ રીતે ઉપમાન તથા ઉપમેયરૂપે વચન કહેવામાં આવ્યું છે. આનાવડે ઉપાસના સંબંધીનું પણ નિરૂપણ થયલું જાણવું. જેમકે, "एकमेव व्रतम् (બૃ૦૧,૫,૨૩) એક જ દેવની ઉપાસના કરવી જોઇએ." આ શ્રુતિમાં જે एव અર્થાત્ જકાર વાપર્યો છે તે વાક્ આદિ ઉપાસનાનો નિષેધ કરી પ્રાણની ઉપાસના કરવામાટે વાપર્યો છે વાક્ આદિ દેવોની જે ઉપાસના કહેલ છે, તે ભ્રમરૂપે છે, અર્થાત્ ગૌણરૂપે છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "तानि मृत्यु श्रमो भूत्वोपयेमे (બૃ૦ ૨, ૫, ૨૧) શ્રમરૂપ મૃત્યુએ આ કર્મોને પકડી લીધાં." આ જે કહ્યું છે તે વાયુની ઉપાસનાના નિષેધને લઇને નથી. કારણ કે પ્રથમમા કહ્યું છે કે, "अथातो व्रतमीमासा (૧,૫,૨૧) હવે ઉપાસના સંબંધીના કર્મનો વિચાર કરવામાં આવે છે." આમ કહ્યા પછી વાયુ તથા પ્રાણને એક સરખા ગણ્યા છે તથા એમ સૂચન કર્યું છે કે, આ બેમાથી એકની પણ ઉપાસના નિષિદ્ધરૂપે નથી. કારણ કે કહ્યું છે કે, 'एकमेव व्रतं चरेत् (બૃ૦ ૧, ૫, ૨૩) એક જ દેવની ઉપાસના કરવી જોઇએ." આ પ્રમાણે કહ્યા પછી શ્રુતિમાં કહ્યું છે કે, "तेनो एतस्यै देवतायै सायुज्य सलोकता जयति (બૃ૦૧,૫,૨૩) આમ કરવાથી તે મનુષ્ય દેવની સાથે સાલોકયતા તથા સાયુજ્યતા મેળવે છે." આ સ્થળે વાયુની પ્રાપ્તિરૂપ ફળનું સૂચન કર્યું છે, પણ તે સ્થળે વાયુની ઉપાસનાના નિષેધમાં કશું કહ્યું નથી. દેવતા એમ જે કહ્યું છે ત્યાં વાયુને ગ્રહણ કરવો. કારણ કે આત્મામાં પરિચ્છેદનો અભાવ છે, તેમ વાયુમાં અભાવ છે. વળી એજ શ્રુતિના છેવટમાં કહ્યું છે કે, "सैषानस्तमिता देवता यद्वायुः (બૃ૦૧,૫,૨૨) જે આ વાયુ છે તે અસ્ત નહિ પામે એવો દેવ છે." તેમ જ કહ્યું છે કે, "तौ वा एतौ द्वौ सवर्गौ वायुरेव देवेषु प्राणः प्राणेषु (છાં૦૪,૩,૪) આ રીતે ખરેખર જોતાં બે સંવર્ગો છે, જેવો વાયુનો દેવો વિશે તથા પ્રાણનો પ્રાણ વિશે લય થાય છે." આ રીતે ભેદનો ઉપદેશ કહ્યો છે. વળી ઉપસંહારમાં પણ ભેદનોજ ઉપદેશ છે. જેમકે, "ते वा एते पञ्चान्ये पचान्ये दश सन्तस्तत्कृतम् (છાં૦ ૪,૩,૮)

આ બે સંવર્ગની પાંચ પાંચ સંખ્યા મળી દશ થાય છે અને તેઓ કૃતરૂપ (પૂર્ણ સંખ્યારૂપ) છે." માટે બેઉનો પૃથક્ ઉપદેશ જાણવો. આ ઉપદેશ જેમ કર્મના વિષયમાં બળિદાન સંબંધી છે તેમ છે દાખલા તરીકે ઇન્દ્રરાજાને પુરોડાશ બળિદાનરૂપે આપવો જોઇએ. વળી ઇન્દ્રિયોના રાજા તથા સ્વરાજારૂપ ઇન્દ્રને અગીઆર કપાળવાળો પુરોડાશ આપવો જોઈએ. આ પ્રમાણે પણ પુરોડાશવાળી ઇષ્ટિમાં સર્વ દેવોને એકી વખતે બળિ યાજ્ઞિકો આપે છે તથા એકી વખતે સર્વ દેવો કોઇપણ રીતના ફેરફાર વિના પોતપોતાનો ભાગ ગ્રહણ કરે છે, પણ બળિદાન નિષ્ફળ જતું નથી. હવે ઇન્દ્ર સઘળા એકરૂપે છે તેમજ આ રીતનું નિરૂપણ છે માટે સઘળાઓને એકી વખતે આપવા સંબંધી શંકા ઉત્પન્ન થાય તો તેના સંબંધમાં કહ્યું છે કે, રાજા આદિના ગુણના ભેદથી અર્થાત્ રાજ્ય, અધિરાજા તથા સ્વરાજા આદિ ગુણના ભેદવડે યાજ્યા+ તથા અનુવાક્યાનું* એક બીજા સાથે ઉલટ પુલટ વિધાન કર્યુ છે, તેથી સૂચનને અનુસરી જેમ દેવતા ભિન્ન છે તેમ તેઓનાં બળિદાન પણ ભિન્ન છે, એમ જાણવું. આ પ્રમાણે જો કે તત્વનો અભેદ છે, છતાં ધ્યેય વસ્તુમાં ભેદ હોવાથી ધ્યાનના સંબંધમાં પણ પૃથકતા છે. વળી સંકર્ષ કાંડમાં કહ્યુ છે કે, "नाना वा देवता पृथग्ज्ञानात् જ્ઞાનો પૃથક્ હોવાથી દેવતાઓ પૃથક્ છે." તેમાં જેમ દ્રવ્ય તથા દેવતાનો ભેદ હોવાથી યાગમાં ભેદ રહેલો છે તેમ વિદ્યામા ભેદ રહેલો નથી. કારણ કે ઉપક્રમ તથા ઉપસંહારવડે અધ્યાત્મ તથા અધિદૈવના ઉપદેશમા એક જ વિદ્યાનું સૂચન જોવામાં આવે છે. જો કે વિદ્યા એક છે, છતા અધ્યાત્મ તથા અધિદૈવના ભેદથી પ્રવૃત્તિને વિશે ભેદ રહેલો છે. જેમકે અગ્નિહોત્રમા સાયં તથા પ્રાતઃ એમ કાળનો ભેદ રહેલો છે. આ રીતના અભિપ્રાયને લઈ બળિદાનની માફક, એમ મૂળ સૂત્રમાં કહ્યું છે. (૪૩)

શિષ્યઃ–હે ભગવન્! આપે મને વાયુ દેવ સંબધી ઉપદેશ તો કહ્યો, પણ અગ્નિના સબંધમાં આપ ઉપદેશ કરશો ? મનવડે આરોપણ કરાયલા અગ્નિઓ અનેક છે, જેવાકે વાકનો અગ્નિ, પ્રાણનો અગ્નિ, ચક્ષુનો અગ્નિ તો પછી અગ્નિ કેવળ વિદ્યાત્મક જ છે કે અનેક ક્રિયામાં પ્રવેશ કરનાર અગ્નિ હોવાથી તે સર્વે ભિન્ન ભિન્ન જાણવા ?

ગુરુ–અનેક પ્રકરણમાં અગ્નિનું નિરૂપણ હોય તેથી અગ્નિઓ ભિન્ન જાણવા નહિ. કારણ કે પ્રકરણના કરતાં લિંગ અર્થાત્ શ્રુતિનું વચન વધારે બળવાન્ છે. વળી આ જ હેતુથી ૪૪ મા સૂત્રમા કહ્યું છે કે–

---

+ यज તુ યજ્ઞ કર, એમ અધ્વર્યું હુકમ કરે, એટલે હોતા જે મંત્ર બોલે તે યાજ્યા.

* अनुब्रूहि (અનુવાદ કર) આમ અધ્વર્યુ તરફથી હુકમ થતા, પછી હોતાવડે જે મંત્રનો ઉચ્ચાર કરવામા આવે તે અનુવાક્યા.

## અધિકરણ ૨૯ મુ-સૂત્ર ૪૪ મુ
## મનથી માનેલ અગ્નિની એકતા

लिंगभूयस्त्वात्तद्धि वलीयस्तदपि ॥४४॥

સૂત્રાર્થ -લિગ અર્થાત્ શ્રુતિવચનો પ્રકરણ કરતા વધારે બળવાન્ છે, આમ પૂર્વકાડમા પણ કહ્યુ છે તેથી શ્રુતિમા અગ્નિ સબધી ઘણા વચનો છે, છતા તે સર્વે મન કલ્પિત છે તથા અગ્નિ સ્વતત્ર અને કેવળ વિદ્યાત્મક છે (૪૪)

ટીકા -શિષ્ય -વાજસનેયીના અગ્નિ રહસ્યમા કહ્યુ છે કે, नव वा इदमग्रे सदासीत् અર્થ-ઉત્પત્તિ પૂર્વે આ સર્વ કેવળ સત્ ન હતું તેમ અસત્ પણ ન હતુ" આ બ્રાહ્મણમા મનને મુખ્ય ગણી કહેવામા આવ્યુ છે કે, "तपट् त्रिंशत्सहस्राण्यपश्य दात्मनोऽग्नीनर्कान्मनोमयान्मनश्चित अर्थ -મન વડે સપાદન કરેલા, પૂજ્ય, મનોવૃત્તિમા કલ્પેલા છત્રીશ હજાર અગ્નિઓ મને જોયા આ અગ્નિઓ મનુષ્યના આયુષ્યના સો વર્ષના છત્રીસ હજાર અહોરાત્ર જે કે ઇંટિકા તરીકે કલ્પાયલા છે તે રૂપે છે." તે જ પ્રમાણે કહ્યુ છે કે, 'वाक्चित प्राणचितश्चक्षुश्चित श्रोत्रचित' कर्मचितोऽग्नि चित અર્થ-વાણીથી સપાદન કરેલા, પ્રાણથી સપાદન કરેલા, ચક્ષુથી સપાદન કરેલા, શ્રોત્રવડે સપાદન કરેલા, કર્મવડે સપાદન કરેલા, તથા અગ્નિવડે સપાદન કરેલા આ પ્રમાણે પોતપોતાની વૃત્તિરૂપ અગ્નિઓને વાક્ પ્રાણ આદિઓએ જોયા" આ રીતે મનવડે આરોહિત થયલા અગ્નિઓને ભિન્ન ભિન્નરૂપે શ્રુતિમા ગણાવ્યા છે હવે મને આ સ્થળે શકા એ થાય છે કે, મનવડે આરોપિત કરેલા આ અગ્નિઓ ક્રિયાને વિશે પ્રવેશવાળા છે તથા ક્રિયાના કારણસ્વરૂપે છે અથવા તો શુ સ્વતત્ર કેવળ વિદ્યાત્મક છે?

ગુરુ -હવે આ સ્થળે પ્રકરણને અનુસરી આ અગ્નિઓ ક્રિયાના પ્રવેશને પ્રાપ્ત કરવાવાળા છે આથી તે સર્વે અગ્નિઓ સ્વતત્રપણાનુ સૂચન કરે છે કારણ કે શ્રુતિવચન જોતા અગ્નિના અનેક સ્વરૂપો છે આ બ્રાહ્મણ ભાગમા પુષ્ટિ આપવામા આવી છે કે, આ ઘણા સ્વરૂપો જે કે અગ્નિના છે તે કેવળ વિદ્યાત્મક છે જેમકે કહ્યુ છે કે, "तद्यत् किं चेमानि भूतानि मनसा सङ्कल्पयन्ति तेषामेव सा कृति અર્થ -આ ભૂતો મનવડે જે સકલ્પ કરે છે તે સકલ્પના સાધનરૂપ જ આ અગ્નિઓ છે' વળી કહ્યુ છે કે, "तान् हैतानवविदे सर्वदा सर्वाणि भूतानि चिन्वन्त्यपि स्वपते અર્થ -જે મનુષ્ય આ પ્રમાણે અગ્નિના સ્વરૂપને જાણે છે, તે મનુષ્ય ઉંઘતો હોય કે જાગતો હોય, છતા તેના સર્વ ભૂતો આ અગ્નિઓને સપાદન કરે છે' આ રીતે શ્રુતિમા અગ્નિના સ્વરૂપો કહ્યા છે વળી શ્રુતિનુ વચન પ્રકરણ કરતા વધારે બળવાન્ છે આ બાબત પૂર્વના કાડમા કહી છે જેમકે, "श्रुतिलिंग वाक्यप्रकरणस्थानसमाख्याना समवाये पारदौ बल्यमर्थविप्रकर्षात् (જૈ૦ સૂ૦ ૩,૩,૧૩) શ્રુતિ, લિગ, વાક્ય, પ્રકરણ, સ્થાન, તથા સમાખ્યના સમવાય સબધી ઉત્તર ઉત્તર પૂર્વ પૂર્વના કરતા વધારે દુબળ છે અર્થાત

પોતાના અર્થનો બોધ કરવામા ઉત્તર પૂર્વના કરતાં ઓછું હોય છે." (૪૪)

શિષ્યઃ-મનવડે સંપાદન કરેલ આ અગ્નિઓનું સ્વરૂપ શું ઉપર કહ્યા પ્રમાણે સ્વતંત્ર છે?

ગુરુઃ-ના, માનસ અગ્નિની માફક પ્રકરણને અનુસરી, આ આરોપિત અગ્નિઓ ક્રિયાના કારણરૂપે હોવાથી ક્રિયામય અગ્નિના ભેદસ્વરૂપે છે. આ જ પ્રમાણે ૪૫ મા સૂત્રમાં કહ્યુ છે કે;-

## અધિકરણ ૨૯ મું-સૂત્ર ૪૫ મું.

## અગ્નિ ક્રિયાના કારણરૂપે.

**પૂર્વવિકલ્પઃ પ્રકરણાત્ સ્યાત્ ક્રિયા માનસવત્ ॥૪૫॥**

સૂત્રાર્થ-મનના સંકલ્પની માફક પ્રકરણને અનુસરી આ અગ્નિઓ ક્રિયાશેષરૂપે છે. કારણ કે આ મનવડે આરોપિત થયલાં અગ્નિઓ ક્રિયામય અગ્નિના ભેદસ્વરૂપે છે. (૪૫)

ટીકા-ગુરુઃ-આ અગ્નિઓ સ્વતંત્ર તથા અન્યના કારણરૂપે છે, એમ કહેવું યુક્ત નથી. પૂર્વરૂપ તથા ક્રિયામયરૂપ અગ્નિનું તે પ્રકરણ છે. આમ હોવાથી તે અગ્નિઓ ક્રિયામય વિશેષરૂપે છે, અર્થાત્ પ્રકાર ભેદરૂપે અગ્નિઓનો આ ઉપદેશ છે. પણ સ્વતંત્રરૂપે આ અગ્નિઓ નથી.

શિષ્ય-આપે જ પૂર્વે કહ્યું છે કે, પ્રકરણના કરતાં લિંગ (સ્વરૂપો) વધારે બળવાન્ છે, તેનું કેમ?

ગુરુઃ-તારૂં તે કહેવું ખરૂં છે. પણ આ રીતનો અર્થવાદ જ્યાં હોય ત્યાં, પ્રકરણ કરતાં સ્વરૂપ ઉત્કૃષ્ટ હોતું નથી. આ સ્થળે સાધનાત્મક અગ્નિનું સૂચન નથી, પણ વિધિમુખનું સૂચન છે. આ સ્થળે મનવડે આરોપિત થયેલા અગ્નિની પ્રશંસા કરી છે. આ રીતે જો વિધિમુખનું સૂચન નહિ હોત, પણ સાધનાત્મક અગ્નિનું જ સૂચન હોત તો ગુણાનુવાદવાળું પ્રકરણ લિંગ (સ્વરૂપ) નો બાધ કરવા સમર્થ થાત નહિ માટે મનવડે સંપાદન કરેલા આ અગ્નિઓ પ્રકરણને અનુસરીને ક્રિયાનેવિશે પ્રવેશવાળા હોવા જોઇએ. જેમ માનસ શ્રુતિમાં કહ્યું છે, તે પ્રમાણે આ સ્થળે જાણવું. દાખલા તરીકે બાર દિવસવાળા સોમયાગનો પ્રથમનો દિવસ તથા છેવટનો દિવસ કાઢી નાંખતાં દશ દિવસ રહે છે. આ દશ રાત્રના દશમે દિવસે અર્થાત્ અવિવાક્યને દિવસે પૃથ્વીરૂપી પાત્રને લઇ સમુદ્રરૂપી સોમનું પ્રજાપતિરૂપ દેવતાને પાન કરાવવામાં આવે છે. આમ જ્યાં શ્રુતિમાં કહ્યું છે ત્યાં પાન, આસાદન, હવન, આહરણ, ઉપહ્વાન તથા ભક્ષણ, આ સર્વ કેવળ માનસીકરૂપે છે. વળી મનવડે કલ્પવામાં આવેલ આ ગ્રહણક્રિયાનું પ્રકરણ હોવાથી ક્રિયાના કારણરૂપે જેમ ગણવામાં આવે છે, તે જ પ્રમાણેનો આ અગ્નિનો પણ ભેદ જાણવો. (૪૫)

શિષ્ય-આમ ગણવાનું શું કારણ?

ગુરુ-ક્રિયાનો અતિદેશ હોવાથી આ

પ્રમાણે જાણવું યોગ્ય છે. આ જ હેતુથી ૪૬ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૨૯ મું–સૂત્ર ૪૬ મું.
## અગ્નિ સંબંધી નિરૂપણ.

**प्रतिदेशाच्च ॥ ४६ ॥**

સૂત્રાર્થઃ–વળી અગ્નિ ક્રિયાના પ્રવેશ-સૂચક છે, આ રીતનું પ્રમાણ છે. (૪૬)

ટીકાઃ–ગુરુઃ–આ અગ્નિઓ સંબંધી જે કાંઇ ઉપદેશ છે, તે ક્રિયાના પ્રવેશનો વધુ વિસ્તાર કરે છે. જેમકે કહ્યું છે કે, "षट्त्रिंशत्सहस्राण्यग्नयोऽर्कास्तेषामेकैक एव तावान् यावानसौ पूर्वः અર્થઃ–છત્રીશ હજાર પૂજ્ય અગ્નિઓ છે. તેમાંનો અકેક અગ્નિ જેવડો પૂર્વનો અગ્નિ હોય છે તેના જેટલો હોય છે." આ રીતની સાદૃશ્યતા હોવાથી ક્રિયાયુક્ત અગ્નિનું સૂચન છે, એમ સિદ્ધ થાય છે. આથી પૂર્વે ઇંટથી ચણવામાં આવેલ સ્થાનમાં રહેલ અગ્નિવડે એમ સિદ્ધ થાય છે કે, તે અગ્નિ ક્રિયાનેવિશે પ્રવેશવાળો છે. આથી એમ થાય છે કે, મનવડે સંપાદન કરેલ અગ્નિનુંજ સૂચન છે તથા તેમ હોવાથી આ અગ્નિ ક્રિયાના પ્રવેશનું જ સૂચન કરે છે. (૪૬)

શિષ્ય–મનવડે સંપાદન કરેલ આ અગ્નિઓ ત્યારે શું વિદ્યાત્મક નહિ ?

ગુરુ–૪૫ મા તથા ૪૬ મા સૂત્રમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે, તેનો નિષેધ કરી આ ૪૭ મા સૂત્રમા કહ્યું છે કે, આ અગ્નિઓ વિદ્યાત્મક જ છે. આ પ્રમાણેનો શ્રુતિવડે પણ નિશ્ચય કરવામાં આવ્યો છે. જેમકે;–

## અધિકરણ ૨૯ મું–સૂત્ર ૪૭ મું.
## અગ્નિનું વિદ્યાત્મક સ્વરૂપ.

**विद्यैव तु निर्धारणात् ॥४७॥**

સૂત્રાર્થ.–આ મન સંપાદિત અગ્નિઓ વિદ્યાત્મક જ છે. કારણ કે શ્રુતિવડે એ રીતનો નિશ્ચય કરવામાં આવ્યો છે. (૪૭)

ટીકાઃ–ગુરુ –મૂળ સૂત્રમાં જે तु શબ્દ વાપર્યો છે, તે પૂર્વના ૪૫મા તથા ૪૬મા સૂત્રના નિષેધ અર્થે છે. આ મનઃ સંપાદિત અગ્નિઓ સ્વતંત્રરૂપે તથા વિદ્યાત્મકસ્વરૂપે જ છે. આ અગ્નિઓ ક્રિયાના શેષ અર્થાત્ કારણરૂપે હોવા ન જોઇએ. કારણ શ્રુતિથી પણ તે જ રીતનો નિશ્ચય થાય છે. જેમકે, "ते हैते विद्याचित एव અર્થઃ–આ અગ્નિઓ વિદ્યાત્મક છે." વળી બીજી શ્રુતિમાં પણ કહ્યું છે કે, "विद्यया हैवैत एवंविदश्चिता भवन्ति અર્થઃ–આ અગ્નિઓને જેઓ આ પ્રમાણે જાણે છે, તેઓને આ અગ્નિઓ વિદ્યાવડે સંપાદન કરેલા થાય છે." (૪૭)

શિષ્ય–આ અગ્નિઓ ત્યારે શું સ્વતંત્ર છે ?

ગુરુઃ–હા, આ અગ્નિઓ સ્વતંત્ર છે, એમ સૂચન કર્યું છે. આ જ હેતુથી ૪૮મા સૂત્રમાં કહ્યું છે કે,–



## અધિકરણ ૨૯ મું–સૂત્ર ૪૮ મું. અગ્નિની સ્વતંત્રતામાં પ્રમાણ.

दर्शनाच्च ॥ ४८ ॥

સૂત્રાર્થઃ–આ મનઃકલ્પિત અગ્નિઓ સ્વતંત્ર છે તથા આ રીતે જોવામાં પણ આવે છે. (૪૮)

ટીકાઃ–ગુરુઃ–આ અગ્નિઓ સ્વતંત્ર છે, આ રીતનું પ્રમાણ જોવામાં આવે છે. પૂર્વે તે સંબંધીનું પ્રમાણ ૪૪મા સૂત્રથી આપ્યું છે. (૪૮)

શિષ્યઃ–હું તો એમ ધારૂં છું કે, જો કે અગ્નિના સંબંધે અન્ય અર્થની પ્રાપ્તિ ન હોય, જેથી કાંઇ પણ અર્થના સાધકરૂપ અગ્નિ ન હોય, છતાં લિંગના ત્યાગ કરવાવડે પ્રકરણના સામર્થ્યથી અગ્નિ ક્રિયાના કારણરૂપે થવો જોઇએ. વળી જો આ અગ્નિઓ સ્વતંત્ર હોય તો તેના સંબંધી બીજું કાંઈ પ્રમાણ છે?

ગુરુઃ–હા, શ્રુતિનું તે સંબંધી પ્રમાણ છે. આ જ કારણથી ૪૯ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૨૯ મું–સૂત્ર ૪૯ મું. શ્રુતિનું પ્રમાણ.

श्रुत्यादिबलीयस्त्वाच्च न बाधः ॥४९॥

સૂત્રાર્થઃ–પ્રકરણ તથા લિંગ કરતાં શ્રુતિનું પ્રમાણ વધારે શ્રેષ્ઠ છે. આથી અગ્નિની સ્વતંત્રતામાં બાધ આવતો નથી. (૪૯)

ટીકાઃ–ગુરુઃ–પ્રકરણના સામર્થ્યથી અગ્નિઓ ક્રિયાશેષરૂપે છે, આ રીતનો નિશ્ચય કરી તેના સ્વતંત્ર પક્ષમાં બાધ કરવો યોગ્ય નથી. કારણ કે શ્રુતિ લિંગ તથા પ્રકરણ કરતાં વધારે બળવાન્ છે. અર્થાત્ શ્રુતિલિંગ સંબંધી જે સૂત્ર છે, તેમાં કહેલું છે કે, શ્રુતિ તથા લિંગયુક્ત વચનો પ્રકરણ કરતાં વધારે બળવાન્ છે. આ શ્રુતિ તથા લિંગયુક્ત વચનોવડે અગ્નિની સ્વતંત્રતા સિદ્ધ થાય છે. આ પ્રમાણે કહેવામાં આવ્યું છે.

શિષ્યઃ–આપ આમ કહો છો, તેનું કંઇ પ્રમાણ?

ગુરુઃ–તેના સંબંધી શ્રુતિનું પ્રમાણ છે. જેમકે, 'ते हैते विद्याचित एव અર્થઃ–આ અગ્નિઓ વિદ્યાત્મક છે." તે જ પ્રમાણે લિંગ અર્થાત્ સ્વરૂપ સંબંધી પણ કહ્યું છે કે, "सर्वदा सर्वाणि भूतानि चिन्वन्त्यपि स्वपते સુતેલાને માટે પણ સઘળાં ભૂતો સર્વદા અગ્નિ પ્રાપ્તિ કરાવે છે." તે જ પ્રમાણે આ રીતનું વચન છે કે, "विद्यया हैवेत एवंविदश्चिता भवन्ति આ પ્રમાણે જે લોકો અગ્નિના સ્વરૂપને જાણે છે, તેઓ વિદ્યાવડે કરીને યુક્ત થાય છે." આ પ્રમાણે વિદ્યાયુક્તજ થાય છે. આ પ્રમાણેની નિશ્ચયયુક્ત શ્રુતિ છે, છતાં અગ્નિઓનો સ્વીકાર ક્રિયાના પ્રવેશને વિષે છે, એમ માનશું તો તે શ્રુતિને બાધ આવશે.

શિષ્યઃ–આ નિશ્ચય આન્તર સાધનના અભિપ્રાયવાળો છે, એમ માનીએ તો કેમ?

ગુરુઃ–મારૂં કહેવું એમ છે કે, તે પ્રમાણે નથી. જો તે પ્રમાણે અભિપ્રાય લઇએ તો વિદ્યાયુક્ત આ પ્રમાણેનું જે

વચન છે, તે સ્વરૂપના કહેવાવડે જ જણાઈ શકે છે. તો પછી અમુક નિશ્ચય બાંધવો, તે મિથ્યા થશે. આ અગ્નિઓનું સ્વરૂપ જ એવું છે કે, તેઓ આન્તર સાધનરૂપે છે. આ આન્તર સાધન હોવા છતાં માનસક્રિયાના સ્વીકારની માફક અગ્નિની ક્રિયાનેવિષે પ્રવેશ સંબંધી જે શંકા છે તેની નિવૃત્તિરૂપ જે ફળ, તે અગ્નિના નિશ્ચયરૂપે છે. આમ માનવાથી અગ્નિનું મિથ્યાપણુ થશે નહિ. વળી "स्वपते जाग्रते चैवंविदे सर्वदा सर्वाणि भूतान्येतानग्निंश्चिन्वन्ति જે મનુષ્ય સુષુપ્તિમાં છે અથવા જાગ્રતાવસ્થામાં છે, તે જો અગ્નિના સ્વરૂપને જાણુતો હોય છે તો સર્વદા સર્વ ભૂતો તેને આ અગ્નિઓની પ્રાપ્તિ કરાવે છે." આ પ્રમાણે અગ્નિઓમાં નિરંતર સંબંધીનો વિચાર રહેલો છે, માટે તે અગ્નિઓની સ્વતંત્રરૂપે કલ્પના થઈ શકે છે. દાખલા તરીકે મનવડે સંપાદન કરેલા વાક પ્રાણમય અગ્નિહોત્રવિષે કહ્યું છે કે, "प्राण तदा वाचि जुहोति वाच तदा प्राणे जुहोति (કૌ૦ ૨,૫) ધ્યાન સમયે પ્રાણની આહુતિ વાણીને વિષે થાય છે તથા વાણીની આહુતિ પ્રાણ વિષે થાય છે" વળી આ પ્રમાણે કહ્યું છે કે, "एते अनन्ते अमृते आहुती जाग्रच्च स्वपँश्च सतत जुहोति (કૌ૦ ૨,૫) જો કે મનુષ્ય જાગતો હોય છે તથા ઉંઘતો હોય છે, છતાં આ અનંતરૂપ તથા અમૃતરૂપ એ આહુતિઓ હમેશાં હોય છે." વળી અગ્નિનો ક્રિયાનેવિષે પ્રવેશ છે, એમ માનવામાં ક્રિયાના પ્રયોગનું અલ્પપણુ હોવાથી, અગ્નિઓનું નિરંતર સ્થાયીપણું થઇ શકતું નથી. તે જ પ્રમાણે આ અર્થવાદ પણ છે, એમ માનવું પણ યોગ્ય નથી. જ્યાં સ્પષ્ટ વિધાનવાળું લિંગાદિ જોવામાં આવે છે ત્યાં અર્થવાદપણુ માત્ર કહેવારૂપજ છે, એમ કહેવું યોગ્ય છે. પણ આ સ્થળે તો સ્પષ્ટ અન્ય વિધિ જોવામાં આવતો નથી. માટે આ અગ્નિઓના કહેવાથકી કેવળ વિજ્ઞાનનું જ વિધાન છે, એમ કલ્પના કરવી યોગ્ય છે. જે પ્રમાણેનું નિરૂપણ હોય તે જ પ્રમાણેની કલ્પના કરવી યોગ્ય છે. આ પ્રમાણેનો નિરંતર પ્રમાણવાળો વિચાર હોવાથી અગ્નિનું વિજ્ઞાનાત્મક સ્વરૂપ છે,એમ જ કલ્પના કરવી યોગ્ય છે આથી શ્રુતિ આદિના સામર્થ્યથી આ અગ્નિઓની સ્વતંત્ર સિદ્ધિ થાય છે. વળી "तद्यत्किं चेमानि भूतानि मनसा सकल्पयन्ति तेषामेव सा कृति મનવડે કરીને આ ભૂતો જે કંઇ કલ્પના કરે છે, તેમા કારણપણું આ અગ્નિઓનું છે." આ પ્રમાણે શ્રુતિમાં નિરૂપણ કરેલું છે. વળી શ્રુતિના વચનમાં 'અગ્નિના સ્વરૂપને આ પ્રમાણે જે જાણે છે, તે' આ શબ્દ જે છે તે એમ સૂચવે છે કે પુરૂષવિશેષની સાથે આ અગ્નિઓ સંબંધ ધરાવે છે. પણ ક્રતુની સાથે આ અગ્નિઓ સંબંધ રાખતા નથી, માટે આ અગ્નિઓ સ્વતંત્રરૂપે છે, એ પક્ષ માનવો, એ જ વધારે શ્રેષ્ઠ છે. (૪૯)

શિષ્ય–મનવડે આરોપણ કરેલા અગ્નિઓ સ્વતંત્રરૂપે છે, તે સંબંધી અન્ય કંઇ પ્રમાણ હોય તો કહો.

ગુરુઃ—સંબંધાદિવડે કરીને જેમ એક પ્રજ્ઞા બીજી પ્રજ્ઞાથી ભિન્ન છે, તેમ મનઃસંપાદિત અગ્નિઓ ભિન્ન છે. વળી જેમ રાજસૂય પ્રકરણમાં અવેષ્ટિ નામના યાગની ઉત્કૃષ્ટના છે, તે જ પ્રમાણે મનઃસંપાદિત અગ્નિની પણ ક્રિયા પ્રકરણ કરતાં ઉત્કૃષ્ટતા છે. આ જ બાબત સૂત્ર ૫૦ મા બતાવી છે. જેમકે;—

## અધિકરણ ૨૯ મું—સૂત્ર ૫૦ મું.

## મનઃ સંપાદિત અગ્નિની સ્વતંત્રતા.

मनुबंधादिभ्य प्रज्ञान्तरपृथक्त्ववत्
दृष्टश्च तदुक्तम् ॥५०॥

સૂત્રાર્થઃ—જેમ એક પ્રજ્ઞા બીજી પ્રજ્ઞાથી તેમ જ કર્મથી ભિન્ન છે, તેમ સંબંધાદિ કારણોને લઇ મન· સપાદિત અગ્નિઓ પણ સ્વતંત્ર છે. વળી પ્રથમ કાંડમાં કહ્યા પ્રમાણે જેમ રાજસૂય પ્રકરણ કરતાં અવેષ્ટિ નામના યાગની ઉત્કૃષ્ટતા છે તેમ ક્રિયા પ્રકરણ કરતાં મનઃસંપાદિત અગ્નિઓની ઉત્કૃષ્ટતા છે. (૫૦)

ટીકા—ગુરુઃ—વળી પ્રકરણનો નિષેધ કરીને મનસંપાદિત અગ્નિઓની સ્વતંત્રતા માનવી યોગ્ય છે. કારણ કે આ અગ્નિઓ ક્રિયાના અવયવોને મનાદિ વ્યાપાર સાથે જોડે છે. જેમકે, ' તે મન सैवाधीयन्त मनसाचीयन्त मनसैव ग्रहा अगृह्यन्त मनसाऽस्तुवन्मनसाऽशंसन्यत्किंच यज्ञे कर्म क्रियते यत्किंच यज्ञियं कर्म मनसैव तेषु तन्मनोमयेषु मनश्चित्सु मनोमयमेव क्रियते અગ્નિઓનું મનવડે આધાન કરવામાં આવે છે, મનવડે એકઠું કરવામાં આવે છે, મનવડે પાત્રોનું ગ્રહણ કરવામાં આવે છે, મનવડે ઉદ્ગાતાઓ સ્તવન કરે છે, મનવડે હોતાઓ બોલે છે, વળી યજ્ઞમાં પુરૂષાર્થરૂપ જે કંઈ કર્મ કરવામાં આવે છે તથા યજ્ઞિય કર્મ જે કંઇ થાય છે તે સર્વ મનવડે થઇ શકે છે. આથી મનોમયરૂપ મનઃસંપાદિત અગ્નિઓમાં મનોમયરૂપ જ ક્રિયા હોય છે.” બીજું આ સંબંધ સંપત્રૂપ ફળને આપવાવાળો છે. જો કે ક્રિયાના અવયવો પ્રત્યક્ષરૂપે છે, છતાં તે તેની પ્રાપ્તિ સંપત્વડે થઇ શકતી નથી. જેમ ઉદ્ગીથાદિ ઉપાસનાઓને વિષે ક્રિયાના અંગનો સબંધ હોય છે, તે પ્રમાણે આ અગ્નિઓમાં ક્રિયાના અંગનો સંબંધ હોવાથી, આ અગ્નિઓ ક્રિયાના પ્રવેશવાળા છે. આ રીતની શંકા કરવી, તે યોગ્ય નથી. કારણ કે તે રીતની શંકા કરવાથી શ્રુતિને બાધ આવશે. કોઇએક ક્રિયાના અંગને ગ્રહણ કરી તેને વિષે અમુક નામનો આશ્રય કરવો, એમ શ્રુતિ કહેતી નથી. અગ્નિઓ છત્રીસહજાર છે. વળી મનોવૃત્તિના ભેદોને ગ્રહણ કરી પુરૂષના યજ્ઞાદિની માફક તે વૃત્તિઓમાં અગ્નિપણાની તથા ગ્રહાદિની કલ્પના કરવામાં આવે છે. મનુષ્યના આયુષ્યની સંખ્યા છત્રીસ હજાર દિવસની કહેવામાં આવેલી છે. આ સંબધને લઇ મનોવૃત્તિની પણ તેટલી સંખ્યા કહેવામાં આવેલી છે, એ જાણવું જોઇએ. આ પ્રમાણે સંબંધને લઇને પણ મનઃસંપાદિત અગ્નિઓનું સ્વતંત્રપણું છે. મૂળ સૂત્રમાં જે આદિ શબ્દ મૂકવામાં આવ્યો

છે, તેવડે અતિદેશાદિ જે કંઇ યોગ્ય લાગે, તેની યોજના કરવી. જેમકે, "तेषामेकैक एव तावान्यावान् असौ पूर्वः અગ્નિઓમાંનો અકેક અગ્નિ પૂર્વના અગ્નિ જેટલો છે." આ પ્રમાણે ક્રિયામય અગ્નિનું માહાત્મ્ય એમ જણાવે છે કે, જ્ઞાનમયરૂપ અગ્નિઓનાં અકેક અગ્નિનું નિરૂપણ કરવાવડે ક્રિયાનો વિશેષ અનાદર છે. વળી જો કે ક્રિયાનો સંબંધ છે, છતાં પૂર્વવડે કરીને ઉત્તર અગ્નિઓનો વિકલ્પ છે, એમ શંકા કરવી યોગ્ય નથી. આહવનીયાગ્નિ ધારણ કરવારૂપ જે વ્યાપારવડે પૂર્વનો અગ્નિ ક્રિયાને વિષે ઉપકારકરૂપે છે, તે અગ્નિ ઉત્તરાગ્નિનો ઉપકાર કરી શકતા નથી. પૂર્વ પક્ષમાં જે એમ કહ્યું છે કે અતિદેશ ક્રિયાના પ્રવેશનું સૂચન કરે છે, તેનું નિરાકરણ આ રીતનું છે કે, અતિદેશની પ્રવૃત્તિ સાદશ્યતાના વિષયમાં હોય છે. માટે અમારા પક્ષ પ્રમાણે અગ્નિની સાદશ્યતા હોવાથી અતિદેશનો સંભવ છે. કારણ કે મનઃ સંપાદિત જે અગ્નિઓ છે, તેઓને વિષે પણ અગ્નિપણું રહેલું છે. વળી શ્રુતિ આદિના કારણોનું પણ નિરૂપણ કરવામાં આવેલું છે. આ પ્રમાણે સંબંધાદિ કારણોને લઈ મનઃ સંપાદિત અગ્નિઓનું સ્વતંત્રપણું છે. જેમ અન્ય પ્રજ્ઞાઓની ભિન્નતા છે તે પ્રમાણે. દાખલા તરીકે શાંડિલ્ય વિદ્યા આદિ ભિન્ન ભિન્ન પ્રજ્ઞાઓ પોતપોતાના સંબંધવડે કરી જોડાયલી હોય છે. છતાં કર્મથી ભિન્ન હોય છે તથા અન્ય પ્રજ્ઞાઓથી સ્વતંત્ર હોય છે, તે જ પ્રમાણે અગ્નિના સંબંધમાં પણ જાણવું. અવેષ્ટિના મનોયજ્ઞનું નિરૂપણ રાજસૂય પ્રકરણમાં કરવામાં આવ્યું છે. આ અવેષ્ટિ યજ્ઞ ત્રણે વર્ણથી થાય એમ છે તથા રાજસૂય યજ્ઞ કેવળ રાજાથી જ થઇ શકે છે. આ પ્રમાણે અવેષ્ટિ યજ્ઞની, પ્રકરણના કરતાં પણ ઉત્કૃષ્ટતા છે. વળી પ્રથમ કાંડમાં કહ્યું છે કે, "क्रत्वर्थायामिति चेन्न वर्णत्रयसंयोगात् (જૈ૦ સૂ૦ ૧૧,૪,૭) કામ્યેષ્ટિ કરતાં ક્રત્વર્થ ઇષ્ટિમાં વિલક્ષણતા છે. કારણ કે ક્રત્વર્થ ઇષ્ટિનો સંયોગ ત્રણ વર્ણની સાથે છે."તથા આ પ્રમાણે પ્રકરણ કરતાં ક્રત્વર્થ ઇષ્ટિમાં ઉત્કૃષ્ટતા છે. તે જ પ્રમાણે ક્રિયા પ્રકરણ કરતાં મનઃસંપાદિત અગ્નિઓની ઉત્કૃષ્ટતા છે. (૫૦)

શિષ્યઃ–માનસ આદિ સાદશ્યતા હોવા છતાં કેમ મનઃચિત અગ્નિઓ ક્રિયાશેષરૂપે નથી ? આનું કારણ મને સમજાવશો.

ગુરુઃ–શ્રુતિથી એમ સિદ્ધ થાય છે કે, આ અગ્નિઓ કેવળ પુરૂષને અર્થે છે. જેમ અગ્નિને મૃત્યુરૂપે તથા આદિત્ય મંડળના પુરૂષને મૃત્યુરૂપે કહેવાથી અગ્નિ તથા આદિત્યની સાદશ્યતા કહેવાતી નથી, તેમ જ લોકને અગ્નિરૂપે કહેવાથી તથા લોકાગ્નિની આદિત્ય એ સમિધ છે, એમ કહેવાથી લોક અગ્નિરૂપે કહેવાતો નથી. તે જ પ્રમાણે મનઃચિત અગ્નિઓ ક્રિયાશેષરૂપે નથી. આ જ બાબત ૫૧ મા સૂત્રમાં જણાવી છે. જેમકે;–

## અધિકરણ ૨૯ મું-સૂત્ર ૫૧ મું.

## અગ્નિઓનો ક્રિયાશેષરૂપે અભાવ

न सामान्यादप्युपलब्धेर्मृत्युवन्न हि
लोकापत्तिः ॥ ५१ ॥

સૂત્રાર્થઃ—અગ્નિઓમાં તથા ક્રિયાઓમાં સાદૃશ્યતા હોવા છતાં અગ્નિઓ ક્રિયાશેષરૂપે નથી. શ્રુતિવડે એમ સિદ્ધ થાય છે કે, આ અગ્નિઓ પુરૂષને અર્થે છે. જેમ અગ્નિ તથા આદિત્યને મૃત્યુરૂપ કહેવાથી અગ્નિ આદિત્યરૂપે નથી, તેમ જ સમિધને દ્યુલોકની સાદૃશ્યતા હોવાથી સ્વર્ગલોક અગ્નિભાવને પામતો નથી. તેમ અગ્નિઓ ક્રિયાશેષને પામતા નથી. (૫૧)

ટીકાઃ—શિષ્યઃ—માનસ આદિની સાદૃશ્યતા હોવાથી અગ્નિઓ ક્રિયાશેષરૂપે છે.

ગુરુઃ—ના, તેમ નથી. માનસરૂપી પાત્રની સાદૃશ્યતા હોવાથી મનઃચિત આદિ અગ્નિઓની ક્રિયાશેષરૂપે કલ્પના કરવી યોગ્ય નથી. પૂર્વે કહેવામાં આવેલ શ્રુતિ આદિના હેતુને લઈ આ અગ્નિઓ પુરૂષને માટે છે, એમ સૂચન થાય છે. અમુક વસ્તુની અમુક વસ્તુ સાથે કંઈ એક સાદૃશ્યતાનો સંભવ ન હોય, એમ હોતું નથી. પણ તેટલી સાદૃશ્યતાને લીધે તે બેઉ વસ્તુમાં જે પૃથક્પણું હોય છે, તેનો નાશ થતો નથી. આના સંબંધમાં મૃત્યુનો દાખલો હું આપું તે સાંભળ. જેમકે કહ્યું છે કે, "स वा एव एव मृत्युर्य एष एतस्मिन्मण्डले पुरुषः (શ૦ બ્રા૦૧૦,૫,૨૩) આદિત્ય મંડળમાં જે પુરૂષ છે તે મૃત્યુરૂપે છે." તેમ જ કહ્યું છે કે, "अग्निर्वैमृत्यु અગ્નિ મૃત્યુરૂપે છે." આ પ્રમાણે અગ્નિ તથા આદિત્ય મંડળના પુરૂષને વિશે મૃત્યુ શબ્દના પ્રયોગમાં સાદૃશ્યતા હોવા છતાં તેમાં કેવળ સાદૃશ્યતાનો અભાવ હોય છે. તેમ જ "असौ वाव लोको गौतमाग्निस्तस्यादित्य एव समित् ( છા૦ ૫,૪,૧ ) હે ગૌતમ ! ખરેખર સ્વર્ગલોક આહવનીય અગ્નિરૂપ છે. આ અગ્નિના આદિત્ય સમિધ્રૂપે છે." આ પ્રમાણે સ્વર્ગલોક તથા સમિધ્ આદિની સાદૃશ્યતા હોવા છતાં સ્વર્ગ લોક અગ્નિભાવને પામતો નથી. તે જ પ્રમાણે અગ્નિઓ ક્રિયાશેષ ભાવને પામતા નથી. (૫૧)

શિષ્યઃ—વિદ્યાનો અગ્નિ સાથે સંબંધ છે, તે સંબંધી બીજું કાંઈ પ્રમાણ હોય, તે જણાવશો.

ગુરુઃ—પૂર્વ તેમ જ ઉત્તર બ્રાહ્મણમાં વિદ્યાની પ્રાધાન્યતા છે. આમ હોવાથી બેઉ બ્રાહ્મણની વચમાં રહેલ વેદમાં વિદ્યાની પ્રાધાન્યતા હોવી જોઇએ. વળી અગ્નિના અવયવોની વિદ્યા સાથે એકતા છે. આથી વિદ્યાનો અગ્નિ સાથે સંબંધ છે. આ જ બાબત ૫૨ મા સૂત્રમાં નીચે પ્રમાણે જણાવી છે. જેમકે;—

## અધિકરણ ૨૯ મું-સૂત્ર ૫૨ મું.

## અગ્નિનો વિદ્યા સાથે સંબંધ.

परेण च शब्दस्य ताद्विध्यं भूयस्त्वा-
त्त्वनुबंधः ॥ ५२ ॥

સૂત્રાર્થઃ—પૂર્વ બ્રાહ્મણમાં કેવળ વિદ્યા વિધિનું પ્રાધાન્ય છે, તેથી શ્રુતિનો પણ તે જ હેતુ છે. વળી વિદ્યાનો અગ્નિ સાથે સંબંધ છે. કારણ કે અગ્નિના ઘણા અવયવો વિદ્યાની સાથે એકતા ધરાવે છે.(૫૨)

ટીકા:-ગુરુ:-પાછળના ભાગમાં કહ્યું છે કે, " अथ यात्र लोक एषोऽग्निश्चितः અરે-ખર આ મનવડે સંપાદન કરેલ અગ્નિ આલોકરૂપે છે." આ પછીના બ્રાહ્મણુમાં પણ કેવળ વિદ્યાનું વિધિપણું જોવામાં આવે છે. આથી શ્રુતિનું પ્રયોજન કેવળ વિદ્યારૂપે છે, એમ સિદ્ધ થાય છે. પણ શ્રુતિનું પ્રયોજન કેવળ કર્મના અંગરૂપે નથી. કારણ શ્રુતિમા કહ્યું છે કે, "विद्यया तदारोहन्ति यत्र कामाः परागता न तत्र दक्षिणा यन्ति नाविद्वांसस्तपस्विनः અર્થ:- બ્રહ્મવિદ્યાના પ્રતાપથી એક એવા સ્થાને પ્રતિ પહોંચાય છે કે જ્યાં જવા પછી સર્વ કામનાઓનો અંત આવે છે. આ સ્થાન પ્રતિ કર્મકાંડમાં કુશળ પુરૂષો જતા નથી તેમ જ તપસ્વી હોવા છતાં બ્રહ્મ-વિદ્યા રહિત હોય, તે પણ ત્યાં જઈ શકતા નથી." આ શ્લોકથી એમ સૂચન થાય છે કે, કર્મની નિંદા કરવામાં આવી છે તથા બ્રહ્મવિદ્યાની પ્રશંસા કરવામાં આવી છે. વળી પાછળના ભાગમાં કહ્યું છે કે, "यदेत न्मण्डलं तपति (શ૦ બ્રા૦ ૧૦,૫,૨,૨૩) જે આ મંડળ છે તે વિદ્યાવડે પ્રકાશે છે." આ બ્રાહ્મણમાં પણ વિદ્યાનું પ્રાધાન્ય જોવામાં આવે છે. " सोऽमृतो भवति मृत्यु र्ह्यस्यात्मा भवति બ્રહ્મવિદ્યાવાળો અમૃતરૂપે અર્થાત્ જન્મમરણના અભાવરૂપે થાય છે તેનો દેહ મરણયુક્ત અર્થાત્ નાશ પામે છે" આ સ્થળે બ્રહ્મવિદ્યાના ફળનો ઉપ-સંહાર કર્યો છે, પણ કર્મની પ્રધાનતા નથી. માટે કર્મ તથા અગ્નિમાં સાદૃશ્યતા હોવા છતાં અગ્નિ વિદ્યાત્મક જ છે. અગ્નિના ઘણા અવયવોની એકતા વિદ્યાવિશે થાય છે. માટે વિદ્યાનો જ અગ્નિ સાથે સંબંધ છે, પણ કર્મના અંગને લઇ વિદ્યાનો સંબંધ અગ્નિ સાથે નથી. માટે મનઃસં-પાદિત અગ્નિઓની પ્રાપ્તિ કેવળ વિદ્યા-ત્મકરૂપે જ છે (૫૨)

શિષ્ય:-આપે અગ્નિઓને વિદ્યાત્મક-રૂપે સિદ્ધ કર્યો તથા તે સંબંધી મારી શંકા નિવૃત્ત થઇ. પણ આ અગ્નિઓના પુરૂષવિશે આપે પરમા સૂત્રમાં કહ્યું તે પુરૂષ કોણ છે?

ગુરુ:-આ પુરૂષ કોણ છે, તે સંબંધી આ પ૩મા સૂત્રની યોજના કરી છે. જેમકે;-

## અધિકરણ ૨૯ મું-સૂત્ર ૫૩ મું. અગ્નિઓનો પુરૂષ કોણ?

एक आत्मनः शरीरे भावात् ॥५३॥

સૂત્રાર્થ:-શરીરનેવિશે આત્માનું અ-સ્તિત્વ હોવાથી કેટલાકો અર્થાત લોકા-યતિકો આત્માનો અન્ય સ્થળે અભાવ માને છે. (૫૩)

ટીકા -ગુરુ-દેહથી ભિન્ન આત્માનું અસ્તિત્વ છે, તેનો સંબંધ તથા મોક્ષના અધિકારની સિદ્ધિ માટે વિચાર કરવામાં આવે છે. જો દેહથી ભિન્ન આત્મા ન હોય તો પરલોકના ફળવાળાં વચનો શાસ્ત્રમાં હોવાં જોઇએ નહિ અથવા કોના આત્માને બ્રહ્માત્મરૂપે ઉપદેશ કરવામાં આવે?

શિષ્ય:-શાસ્ત્રના આરંભમાં જ અર્થાત પૂર્વમીમાંસાના પ્રથમ પાદમાં શાસ્ત્રમાં કહેલ ફળના ઉપયોગને યોગ્ય દેહથી

ભિન્ન આત્માના અસ્તિત્વનું નિરૂપણ કર્યું છે.

ગુરુઃ—હા, ખરૂં છે. ભાષ્યકારે તે પ્રમાણે કહેલ છે. પણ ત્યાં આત્માના અસ્તિત્વ સંબંધી કોઇ પણ સૂત્ર નથી. પણ આ સ્થળે તો સૂત્રકારે પોતે જ આક્ષેપપુરઃસર આત્માના અસ્તિત્વ સંબંધી સૂત્ર રચ્યું છે. આમાંથી સાર લઇ શબરસ્વામી નામના આચાર્યે પ્રમાણ લક્ષણમાં આત્માના અસ્તિત્વ સંબંધી વર્ણન કર્યું છે. આથી જ ભગવાન્ ઉપવર્ષે જ્યાં આત્માના અસ્તિત્વ સંબંધી વિવરણ છે. ત્યાં કહ્યું છે કે, શારીરક ભાષ્યમાં આ સંબંધી વિવેચન થશે, આ રીતે કહી છેવટ લાવ્યા છે. આ સ્થળે જ્યારે વિધિમુખ વાક્યવાળી ઉપાસનાઓનો જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે આત્માના અસ્તિત્વનો વિચાર કરવામાં આવે છે. કારણ કે આત્માના અસ્તિત્વનો વિચાર અખિલ શાસ્ત્રના શેષરૂપે છે.

શિષ્યઃ—પૂર્વના અધિકરણમાં જ્યાં પ્રકરણની ઉત્કૃષ્ટતાનો સ્વીકાર કર્યો છે ત્યાં મન સંપાદિત અગ્નિઓ પુરૂષમાટે છે, એમ વર્ણન કર્યું છે. હવે આ સ્થળે શંકા એ થાય છે કે, આ પુરૂષ કોણ છે, કે જેને માટે આ મનઃસંપાદિત અગ્નિઓ છે? જ્યારે આ રીતનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે દેહથી ભિન્ન આત્માનું અસ્તિત્વ છે, એમ કહેવાય છે. પણ આ અસ્તિત્વની શંકાને લઇ આ સૂત્રની યોજના છે. આક્ષેપયુક્ત આના પરિહાર સંબંધીનું વચન આ કહેવાયલા અર્થમાં સ્થૂણાનિખનન ન્યાયવડે* દૃઢ બુદ્ધિની ઉત્પત્તિ કરે છે. વળી લોકાયતિક મતવાળાઓ દેહને જ કેવળ આત્મારૂપે માનનારા છે. તેઓ દેહથી ભિન્ન આત્માનું અસ્તિત્વ નથી, એમ માને છે. સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ બાહ્ય પૃથ્વી આદિમાં જો કે ચૈતન્ય જોવામાં નથી આવતું, છતાં તે ચૈતન્ય સર્વ ભૂતોમાં શરીરાકારે પરિણામ પામે છે. આ પ્રમાણેની તેઓની માન્યતા છે. મદશક્તિરૂપે વિજ્ઞાન છે તથા આ શરીર ચૈતન્યવિશિષ્ટ છે. આવા ચૈતન્યયુક્ત શરીરને પુરૂષ કહેવામાં આવે છે. સ્વર્ગના ગમન માટે અથવા મોક્ષ જવા માટે દેહથી ભિન્ન આત્માનું અસ્તિત્વ નથી. જે કાંઇ કર્મ કરવામાં આવે છે, તે દેહમાં ચૈતન્ય હોવું જોઇએ. તેઓ એમ માને છે કે, દેહ જ ચેતનરૂપે તથા આત્મારૂપે છે. આના સંબંધમાં કારણ એ કહે છે કે, આ આત્માનું અસ્તિત્વ શરીરમાં છે. કારણ કે દેહના અસ્તિત્વથી આત્માનું અસ્તિત્વ છે તથા જે દેહનું અસ્તિત્વ નહિ હોવાથી જેનું અસ્તિત્વ નથી. જેમ અગ્નિના ધર્મરૂપે ઉષ્ણતા તથા પ્રકાશ છે, તેમ દેહનો તથા આત્માનો પોતપોતાના ધર્મવડે નિશ્ચય થાય છે. પ્રાણ, ચેષ્ટા, ચૈતન્ય તથા સ્મૃતિ આદિ જે ધર્મો આત્મવાદીઓને આત્મધર્મવડે અભિમત છે, તે પણ દેહની

*સ્થૂણા નિખનન ન્યાયઃ—થાભલો જમીનમાં બરોબર દટાયો છે કે નહિ, તે જોવા માટે વારંવાર હચમચાવવામા આવે છે. તે જ પ્રમાણે અમુક બાબત સિદ્ધ કરવા તેના પૂર્વાપર પક્ષનું પ્રથમ નિરૂપણ કરવામા આવે છે.

અંદર જ જોવામાં આવે છે. પણ દેહથી બહાર જોવામાં આવતા નથી. દેહથી ભિન્ન આત્માના ધર્મનું અસ્તિત્વ નહિ હોવાથી આ સર્વ દેહના ધર્મો છે, એમ કહેવાય છે. માટે દેહથી આત્માની પૃથકતાનો અભાવ છે. (૫૩)

ગુરુઃ–તારા આ રીતના માનવામાં ભૂલ છે. દેહનું અસ્તિત્વ હોય છે ત્યાં સુધી જ આત્માનું અસ્તિત્વ છે એમ નથી. દેહથી વ્યતિરિકત પણ આત્માનું અસ્તિત્વ છે. જેમ અગ્નિ પોતે પોતાને બાળી શકતો નથી, જો કે અગ્નિનો ધર્મ બાળવાનો છે છતાં તે જ પ્રમાણે ચૈતન્યનો ધર્મ પણ જડ વસ્તુના અસ્તિત્વને લઇને હોય છે. નહિ તો પોતાનો જે ધર્મ હોય, તે પોતે કેવી રીતે દર્શાવી શકે ? આ જ હેતુને લઈ ૫૪ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## આધકરણ ૩૦ મું-સૂત્ર ૫૪ મું. દેહથી વ્યતિરિક્ત આત્માનું અસ્તિત્વ.

व्यतिरेकस्तद्भावाभावित्वान्न तूपलब्धिवत् ॥५४॥

સૂત્રાર્થઃ–જો કે દેહ હોય છે, છતાં પ્રાણ આદિનું અસ્તિત્વ હોતું નથી. આથી જ્યાં સુધી દેહના ધર્મ છે ત્યાં સુધી જ આત્માનું અસ્તિત્વ છે, એમ નથી. દેહથી વ્યતિરિક્ત પણ આત્માનું અસ્તિત્વ છે. જેમ અગ્નિ આદિના ધર્મ જોવામાં આવે છે, તેમ આત્માના ધર્મ જાણવા. (૫૪)

ટીકાઃ–ગુરુઃ–દેહથી આત્મા અવ્યતિરિક્ત છે, એમ જે આગલા સૂત્રમાં કહ્યું છે, તે પ્રમાણે આત્માનું અસ્તિત્વ નથી. દેહથી વ્યતિરિક્ત આત્માનું અસ્તિત્વ હોવું જ જોઈએ. કારણ કે દેહનું અસ્તિત્વ હોવા છતાં પ્રાણ આદિનો અભાવ હોય છે. જેમકે મૃત અવસ્થામાં તે પ્રમાણે હોય છે. જો દેહનું અસ્તિત્વ હોય ત્યારે જ આત્માનું અસ્તિત્વ હોય તો આત્માના જે ધર્મો છે, તે દેહના ધર્મોરૂપે માનવા જોઈએ. માટે દેહનું અસ્તિત્વ જો કે હોય, છતાં ચૈતન્ય આદિનો અભાવ હોય છે. આથી આત્માના જે ધર્મો છે તે દેહના ધર્મો નથી, એમ કેમ કહેવાઈ ન શકે ? કારણ કે દેહના ધર્મથી આત્માના ધર્મ વિલક્ષણ છે. અર્થાત્ રૂપ આદિ જે દેહના ધર્મો છે તે જ્યાં સુધી દેહ હોય છે ત્યાં સુધી હોય છે. પણ પ્રાણ ચેષ્ટા આદિ ધર્મો જો કે દેહનું અસ્તિત્વ હોય, છતાં મૃત અવસ્થામાં હોતા નથી. વળી રૂપ આદિ દેહના ધર્મો બીજાથી જોવામાં આવે છે, પણ ચૈતન્ય સ્મૃતિ આદિ આત્માના ધર્મો જોવામાં આવતા નથી.

શિષ્યઃ–પણ દેહનું જો અસ્તિત્વ હોય, તો જ જીવન અવસ્થામાં આત્માના ધર્મનો નિશ્ચય કરવો શકય છે, પણ જો દેહનું અસ્તિત્વ ન હોય તો આત્માના ધર્મનો અભાવ હોય છે. કદાપિ આ દેહનો પાત થાય, તો પણ અન્ય દેહને વિષે સંચાર થવાથી આત્માના ધર્મોની સ્થિતિ હોય છે.

ગુરુઃ–પરપક્ષ સંશય માત્ર છે, માટે તેનો પ્રતિષેધ કરવામાં આવે છે. "આ ચૈતન્ય કેવા પ્રકારનું કહેવાય છે, કે જેથી

ા ચૈતન્યની ઉત્પત્તિ ભૂતે.માંથી થાય છે?"
? લોકાયતિક આ રીતને સ્વીકાર કરે છે,
.ને આ પૂછવું જોઇએ. કારણ કે ચાર
ાતથી ભિન્ન કોઇ પણ પ્રકારનું તત્વ
ાાકાયતિક માનતો નથી.

શિષ્યઃ-ભૂત તથા ભૌતિકોનો જે
અનુભવ છે, તે ચૈતન્યરૂપે છે.

.ગુરુ-પણ ભૂત ભૌતિકનો જે વિષય
ાય છે, તે વિષયની આત્માના ધર્મોરૂપે
દી પ્રાપ્તિ થતી નથી. કારણ કે આત્મામાં
ક્યાનો વિરોધ હોય છે. જેમકે અગ્નિ
ષ્ણરૂપે છે, છતાં તે પોતાના આત્માનું
હન કરી શકતો નથી. તેમ જ નટને
ાધપર ચઢવાનું શીખવવામાં આવેલ
ાય, છતાં તે પોતે પોતાની કાંધપર કદી
ઢી શકતો નથી. ભૂત ભૌતિક ધર્મો હોય,
ાતાં તે ભૂત ભૌતિકો ચૈતન્યના વિષયરૂપે
દી થઇ શકે નહિ. રૂપ આદિ કદી સ્વરૂ-
ાનો અથવા પરરૂપનો વિષય કરતું નથી.
ાહ્ય તથા આધ્યાત્મિકરૂપ ભૂત તથા
ૌતિકો ચૈતન્યનો વિષય કરે છે. આથી
ેવી રીતે ભૂત ભૌતિકરૂપ વિષયની પ્રા-
પ્તિનો ધર્મ જોવામાં આવે છે, તે જ
ામાણે ભૂત ભૌતિકવડે ઉપલબ્ધિનો વ્ય-
તિરેક સ્વીકારવો જોઇએ. વળી અમારા
ાત પ્રમાણે આત્મા ઉપલબ્ધિસ્વરૂપે છે.
ાાથી આત્માનું દેહથી વ્યતિરિક્તપણું
. એકરૂપતા હોવાથી ઉપલબ્ધિ નિત્ય-
વરૂપે છે. આ વસ્તુ મેં જોઇ, આ પ્રમાણે
ભિન્ન અવસ્થા હોવા છતાં ઉપલબ્ધારૂપે
નિશ્ચય થાય છે. વળી સ્મૃતિ આદિની
ાપ્તિ હોય છે. શરીરનેવિશે અસ્તિત્વ
હોવાથી શરીરના ધર્મની પ્રાપ્તિ છે, એમ
જે કહ્યું છે, તેનું નિરાકરણ ઉપર કહેવા
પ્રમાણે થયું. વળી પ્રદીપ આદિ સાધન
હોવાથી પ્રાપ્તિ થાય છે,. પણ પ્રદીપ
આદિનો અભાવ હોવાથી પ્રાપ્તિ થતી
નથી. આથી પ્રદીપ આદિનો જે ધર્મ, તે
ઉપલબ્ધિસ્વરૂપે થતો નથી. આમ દેહ
હોય ત્યારે ઉપલબ્ધિ થાય છે, પણ દેહના
અભાવથી ઉપલબ્ધિ થતી નથી. માટે તે
દેહના ધર્મરૂપે થવા યોગ્ય નથી. જેમ
પ્રદીપ આદિ સાધનરૂપે છે, તેપ્રમાણે દેહો-
પયોગની પ્રાપ્તિ છે કેવળ દેહનો ઉપયોગ
ઉપલબ્ધિમાં જોવામાં આવતો નથી. કારણ
કે સ્વપ્નમાં જ્યારે દેહ નિશ્ચેષ્ટ હોય છે
ત્યારે અનેક પ્રકારની ઉપલબ્ધિ જોવામાં
આવે છે. માટે દેહથી વ્યતિરિક્ત આત્માનું
અસ્તિત્વ ખરેખર જ છે. (૫૪)

શિષ્ય-જેમ દેહના અસ્તિત્વથી ચૈત-
ન્યનું અસ્તિત્વ છે, તેમ જ તેનું અસ્તિત્વ
હોવા છતાં ચૈતન્યનો અભાવ હોય છે.
તેમ ઉદ્ગીથ આદિના અસ્તિત્વથી ઉપા-
સનનું અસ્તિત્વ છે તથા ઉદ્ગીથ હોવા
છતાં ઉપાસનનો અભાવ હોઈ શકે કે
નહિ?

ગુરુઃ-તેમ નથી. ઉદ્ગીથ આદિ
કર્મના અંગ સાથે જોડાયલી વિદ્યાઓની
દરેક વેદમાં કેવળ પોતાની શાખા વિશે
જ વ્યવસ્થા નથી. પણ તે વિદ્યા સા-
માન્ય રૂપે જ છે. આ જ હેતુથી ૫૫મા
સૂત્રથી કહ્યું છે કેઃ-

## અધિકરણ ૩૧ મું–સૂત્ર ૫૫ મું. ઉદ્‌ગીથાદિની ઉપાસના સામાન્યરૂપે.

अंगावबद्धास्तु न शाखासु हि प्रतिवेदम् ॥५५॥

સૂત્રાર્થઃ–પણ ઉદ્‌ગીથ આદિ કર્મના અંગ સાથે જોડાયલી ઉપાસનાઓની વ્યવસ્થા દરેક વેદમાં પોતાની શાખા વિશે જ હોય, એમ નથી. પણ તે ઉપાસના દરેક શાખામાં સામાન્યરૂપે છે. (૫૫)

ટીકાઃ–ગુરુઃ–પ્રસંગને અનુસરી જે વિષય હતો તે પૂર્ણ થયો. હવે પાછું મૂળ વિષય સંબંધી જ હું તારી આગળ વિવેચન કરૂં છું.

શિષ્યઃ–કહ્યું છે કે, "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत (છાં૦ ૧, ૧, ૧) ૐ એવા ઉદ્‌ગીથરૂપ અક્ષરની ઉપાસના કરવી જોઈએ." વળી કહ્યું છે કે, "लोकेषु पञ्चविधं सामोपासीत ( છાં૦ ૨, ૨, ૧ ) પૃથ્વી આદિમાં પાંચ પ્રકારવાળા સામની અવશ્ય ઉપાસના કરવી જોઇએ." "उक्थमुक्थमिति वै प्रजा वदन्ति तदिदमेवोक्थम्। इयमेव पृथिवी। अप वाव लोकः। एषोऽग्निश्चितः अर्थः–લોકો જેને ઉકથ કરી કહે છે તે આ જ ઉકથ છે. આ લોક હાઉકારરૂપે છે અર્થાત્ હાઉકારરૂપે તેની ઉપાસના કરવી. સંપાદન કરેલ અગ્નિ આ લોકરૂપે છે." ઈત્યાદિ ઉદ્‌ગીથ કર્મના અંગ સાથે જોડાયલી ઉપાસનાઓ વિશેષરૂપે છે કે સર્વ ઉપાસનાઓ સામાન્યરૂપે છે ? આ રીતની મને શંકા થાય છે. મારૂં માનવું તો એવું છે કે, દરેક શાખામાં સ્વર આદિનો ભેદ હોય છે, માટે ઉદ્‌ગીથ આદિની ઉપાસનામાં પણ ભેદ હોવો જોઇએ.

ગુરુ–આમ કહેવાથી તું શું કહેવા ધારે છે ?

શિષ્યઃ–પોતાની શાખામાં જ રહેલ ઉદ્‌ગીથ આદિમાં ઉપાસનાનું નિરૂપણ કર્યું છે.

ગુરુ–આમ શાથી કહે છે ?

શિષ્યઃ–દરેક શાખામાં ઉદ્‌ગીથના નિરૂપણની સમીપમાં જ ઉપાસનાનું વિધાન કરેલ છે. જેમકે, "उद्गीथमुपासीत (છાં૦ ૧,૧,૧) ઉદ્‌ગીથની ઉપાસના કરવી જોઈએ." આ પ્રમાણે સામાન્ય ઉપાસનાઓનું જ્યાં નિરૂપણ કરેલ છે ત્યાં તેની જોડમાં જ વિશેષ આકાંક્ષામાં તે જ શાખામાં રહેલ વિશેષપણાથી તે આકાંક્ષાદિની નિવૃત્તિ થાય છે. તેમ જ તે શાખાનું ઉલ્લંઘન કરી બીજી શાખામાં નિરૂપણ કરેલ વિશેષ ઉપાદાનનું કારણ હોતું નથી. માટે દરેક શાખામાં વિશેષપણાની વ્યવસ્થા પોતપોતામાં રહેલ હોય છે.

ગુરુ–આના સંબંધમાં જ આ સૂત્રમાં કર્મના અંગો સાથે જોડાયલી ઉપાસના આદિનું નિરૂપણ કરેલ છે. અહીં મૂળ સૂત્રમાં જે तु શબ્દ વાપર્યો છે, તે પૂર્વ પક્ષનો નિષેધ કરે છે. આ ઉપાસનાઓની વ્યવસ્થા દરેક વેદની દરેક શાખામાં નથી. પણ સર્વ શાખામાં સામાન્ય રીતે વ્યવસ્થા રહેલ છે.

શિષ્ય–આપ એમ કેમ કહો છો ?

ગુરુઃ–ઉદ્‍ગીથ આદિ શ્રુતિ સર્વ શાખામાં સામાન્યરૂપે છે, માટે તેની ઉપાસનામાં વિશેષતા કેવી રીતે હોઇ શકે? કારણ કે જો પોતાની જ શાખામાં વ્યવસ્થા હોય તો "ઉદ્‍ગીથની ઉપાસના કરવી જોઇએ." આ રીતની જે સામાન્ય શ્રુતિ છે તેની સામાન્ય રીતે પ્રવૃત્તિ હોવાથી સમીપતાને લીધે જે કાંઈ પણ વિશેષ વ્યવસ્થા કરવામાં આવે, તેમાં દોષ આવશે. વળી આ ન્યાયયુક્ત નથી. સંનિધાન કરતાં શ્રુતિ વધારે બળવાન્ છે. વળી ઉપાસના સામાન્ય ઉદ્‍ગીથના આશ્રયવાળી નથી હોતી, એમ નથી. માટે જો કે સ્વર આદિનો ભેદ છે, છતાં ઉદ્‍ગીથ આદિ સમાન હોવાથી સઘળી શાખાઓમાં ઉદ્‍ગીથાદિ ઉપાસના આ પ્રમાણે સામાન્યરૂપે જ હોવી જોઇએ. (૫૫)

શિષ્યઃ–દરેક શાખામાં ઉપાસનાના સંબંધમાં વિરોધનો સ્વીકાર કરી, આપે તેમાં સંબંધ રહેલો છે, એમ પૂર્વના સૂત્રવડે આપે કહ્યું. પણ આ વિરોધ ખરો છે કે ખોટો છે, તે સંબંધી આપ જણાવશો.

ગુરુઃ–આ ઉપાસનાઓમાં વિરોધ જ નથી. કારણ કે આશ્રયરૂપ કર્મના અંગની સર્વત્ર પ્રવૃત્તિ છે, તેમ કર્મના અંગના આશ્રિતરૂપ ઉપાસનાની પણ સર્વત્ર પ્રવૃત્તિ હોવાથી ઉપાસનમાં જરાપણ વિરોધ નથી. આજ હેતુથી ૫૬મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩૧ મું–સૂત્ર ૫૬ મું.
## ઉપાસનામાં જ અવિરોધ.

**मंत्रादिवद्वाऽविरोधः ॥ ५६ ॥**

સૂત્રાર્થ.–મંત્ર આદિની માફક ઉપાસનામાં કોઈ રીતનો વિરોધ નથી. (૫૬)

ટીકાઃ–ગુરુઃ–એક શાખામાં રહેલ ઉદ્‍ગીથ આદિમાં તેજ શાખાએ નિરૂપણ કરેલ ઉપાસનાઓનું જ નિરૂપણ કેમ ન હોય, આ રીતે ઉપાસનાના વિરોધ સંબંધી શંકા જ કરવી યોગ્ય નથી. મંત્ર આદિ જેમ સામાન્યરૂપે છે, તેમ આ ઉપાસનાઓ સામાન્યરૂપે હોવાથી વિરોધનો અભાવ છે. જેમકે મંત્ર, કર્મ તથા ગુણની ઉત્પત્તિ ભિન્ન ભિન્ન શાખામાં હોય છે. જેમકે "कुटरुरसि તું ખાંડવા માટે પથ્થરરૂપે છે." આ રીતનો જે આયુર્વેદી શાખાવાળાનો અશ્મ ગ્રહણ કરવા સંબંધી મંત્ર છે, તે જ શાખાવાળામાં નીચે પ્રમાણેનો મંત્ર જોવામાં આવે છે. જેમકે, 'कुक्कुटोऽसि તું કુકડારૂપે છે." આમ કહી પથ્થરને ગ્રહણ કરે છે અથવા તું કુકડારૂપે છે, એમ કહી પથ્થરને લે છે. વળી જે શાખામાં સમિધ્ આદિઓને પ્રયાજરૂપે અર્થાત્ યજન કરવારૂપે ગણેલી છે, તે જ શાખામાં તેના ગુણસંબંધીનું નિરૂપણ કરેલ છે. જેમકે, "ऋतवो वै प्रयाजा समानत्र होतव्या ખરેખર ઋતુઓ પ્રયાજરૂપે છે. તેઓ સમાન કર્મના સ્થળે હોમવા જોઇએ." વળી જે શાખામાં "अजोऽग्नीषोमीय' અજ અર્થાત્ બકરો અગ્નિ તથા સોમરૂપે છે." આમ જાતિવિશેષ ઉપ-

દેશ નથી. તેમાં "छागस्य वपाया मेदसोऽनुब्रूहि અજની ચામડીની તથા ચરબીની અનુવાક્યા તું કહે." આ રીતનો મંત્રવર્ણ જોવામાં આવે છે. "अग्नेर्होत्र वेराध्वरम् દેહગણનું હોત્રકર્મ તથા અધ્વર કર્મ અગ્નિથી જ છે" ઇત્યાદિ મંત્રોનો સ્વીકાર એક વેદમાં કહેવા છતાં અન્ય વેદમાં જોવામાં આવે છે. તે જ પ્રમાણે બહ્વૃચમાં નિરૂપણ કરેલ જે "यो जात एव प्रथमो मनस्वान् (ઋ૦ સં ૨,૬,૭) જે બાળક પ્રથમજ ઉત્પન્ન થયેલ છતાં ગુણવડે શ્રેષ્ઠ તથા વિવેકવાળો છે, તે ઇન્દ્ર છે" આ જે મંત્ર છે તેનો સ્વીકાર નીચલા મંત્રમાં જોવામાં આવે છેઃ-"जनयंत्र सजनीय शस्यम् અર્થઃ- અધ્વર્યુને માટે, હે જનાગ અર્થાત્ જનો! આ ઇન્દ્ર પ્રશસ્ય છે." જે રીતે આશ્રયવાળા કર્મનાં અંગોની પ્રવૃત્તિ સર્વ સ્થળે જોવામાં આવે છે, તે જ પ્રમાણે કર્માંગને આશ્રિત ઉપાસનાઓની પ્રવૃત્તિ પણ સર્વ સ્થળે છે, આમ કહેવામાં કશો દોષ નથી. (૫૬)

શિષ્યઃ-વ્યષ્ટિરૂપ અગ્નિની ઉપાસના શ્રેષ્ઠરૂપે છે કે સમષ્ટિરૂપ અગ્નિની ઉપાસના શ્રેષ્ઠ છે, તે હે ભગવન્! મને કહેશો?

ગુરુઃ-શ્રુતિમાં કહ્યું છે કે સમષ્ટિરૂપ વૈશ્વાનર અગ્નિની ઉપાસના વ્યષ્ટિ કરતાં શ્રેષ્ઠ છે. આ જ હેતુથી ૫૭ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૩૨ મું-સૂત્ર ૫૭ મું. સમષ્ટિ વૈશ્વાનરોપાસના.

મૂળઃ भूम्नः क्रतुवज्ज्यायस्त्वं तथाहि दर्शयति ॥५७॥

સૂત્રાર્થઃ-શ્રુતિમાં કહ્યું છે કે, સમષ્ટિરૂપ વૈશ્વાનરની ઉપાસનાનું પ્રાધાન્ય છે. (૫૭)

ટીકાઃ-શિષ્ય-કહ્યું છે કે, "प्राचीनशाल औपमन्यव (છા૦૫,૧૧,૧) હે ઉપમન્યુના પુત્ર પ્રાચીનશાલ." આ શ્રુતિમાં વ્યષ્ટિરૂપ તેમ જ સમષ્ટિરૂપ વૈશ્વાનરની ઉપાસનાનું નિરૂપણ કરેલ છે. આમાં વ્યષ્ટિરૂપ ઉપાસના નીચે પ્રમાણે છેઃ- "औपमन्यव कं त्वमात्मानमुपास्स इति दिवमेव भगवो राजन्निति होवाचैष वै सुतेजा आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से (છા૦ ૫,૧૨,૧) હે ઔપમન્યવ! કયા આત્માની તમે ઉપાસના કરો છો? ઔપમન્યવે ઉત્તર દીધો કે, હે ભગવન્! હે રાજન્! હું દિવ અર્થાત્ સ્વર્ગની ઉપાસના કરું છું. ત્યારે રાજાએ કહ્યું કે, જે આત્માની તમે ઉપાસના કરો છો, તે વૈશ્વાનર આત્મા સુતેજા અર્થાત્ દીપ્તિરૂપે છે." વળી સમષ્ટિરૂપ વૈશ્વાનર ઉપાસનાના સંબંધમાં કહ્યું છે કે, "तस्य ह वा एतस्यात्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाश्चक्षुर्विश्वरूपः प्राणः पृथग् वर्त्मात्मा संदेहो बहुलो बस्तिरेव रयिः पृथिव्येव पादौ (છા૦ ૫,૧૮,૨) ખરેખર આ સર્વત્રવ્યાપક પરમાત્માનું સ્વર્ગ મસ્તકરૂપે છે, આદિત્ય ચક્ષુરૂપે છે, વાયુ પ્રાણરૂપે છે, આકાશ ઉદરરૂપે છે, જળ બસ્તિરૂપે છે, તથા પાદરૂપે પૃથિવી છે." હવે આ સ્થળે મને સંશય થાય છે કે, ઉપાસના બે પ્રકારે હોવી જોઇએ અર્થાત્ સમષ્ટિરૂપે તથા વ્યષ્ટિરૂપે હોવી જોઇએ કે કેવળ વ્યષ્ટિરૂપે હોવી જોઇએ? આ સ્થળે શું સમજવું જોઇએ? સુતેજ આદિ

દરેક અવયવવિષે "उपास्से तुं ઉપાસના કરે છે." આ રીતની ક્રિયા પણ જોવામાં આવે છે. વળી કહ્યું છે કે, " तस्मात्तव सुत प्रसुतमासुत कुले दृश्यते ( છાં૦ ૫, ૧૨, ૧ ) આથી તમારા કુળમાં સુત, પ્રસુત તથા આસુત દેખાય છે અર્થાત્ તમારા કુળમાં ઉત્પન્ન થયેલા પુરૂષો અત્યંત કર્મકાંણ્ડી છે " ઈત્યાદિ ફળના ભેદનું નિરૂપણ કર્યું છે. માટે વ્યષ્ટિરૂપ ઉપાસના હોવી જોઇએ, એમ મારૂં માનવું છે.

ગુરૂઃ–આના સંબંધી હું કહું, તે સાંભળ. ભૂમા અર્થાત્ પદાર્થના સમૂહરૂપ સમષ્ટિ વૈશ્વાનરોપાસનાનું શ્રેષ્ઠપણું અર્થાત્ પ્રાધાન્યપણુ આ વાકયમાં હોવું જોઈએ. પણ દરેક અવયવોની ઉપાસનામાં પ્રાધાન્યપણું હોવું જોઇએ નહિ. જેમકે ક્રતુમાં જોવામાં આવે છે. દાખલા તરીકે દર્શપૂર્ણ માસ આદિ ક્રતુઓમાં સમષ્ટિરૂપે કરી સાંગ પ્રધાનનો જ પ્રયોગ એકલો જોવામાં આવે છે, પણ વ્યષ્ટિરૂપ પ્રયાજ આદિનો પ્રયોગ જોવામાં આવતો નથી. અર્થાત્ પ્રધાન એક દેશના અંગવાળું હોતું નથી, પણ સમસ્ત દેશના અંગવાળું હોય છે. તે પ્રમાણે અહિં પણ જાણવું.

શિષ્ય–પણ ભૂમા જ પ્રધાનરૂપે જ છે, એમ કેવી રીતે કહેવાઈ શકે ?

ગુરુ–શ્રુતિ ભૂમાત્માનું પ્રાધાન્યપણું દર્શાવે છે. કારણ કે તેને વિષે એક વાકયતાનો નિશ્ચય થાય છે. વળી પૂર્વાપરનો સંબંધ જોતાં એમ પ્રતીત થાય છે કે, વૈશ્વાનર વિદ્યાનો વિષય એક વાકયરૂપે છે. જેમકે પ્રાચીનશાલાથી લઈ ઉદ્દાલક સૂધીના છએ ઋષિઓએ વૈશ્વાનરને વિષે શ્રેષ્ઠતા ન જોઈ તેથી તેઓ અશ્વપતિ કૈકય રાજા પાસે ગયા તથા દરેક ઋષિએ તે રાજા પાસે જઈ સ્વર્ગાદિ એકેક ઉપાસ્યદેવનું નિરૂપણ કર્યું. તે સમયે રાજાએ કહ્યું કે, "मूर्धा त्वेष आत्मन इति होवाच (છાં૦ ૫,૧૨,૨) આ આત્માનું શીર્ષ ખરેખર સ્વર્ગ છે." આ પ્રમાણે સ્વર્ગ લોકાદિને વિષે મસ્તકાદિપણાનું નિરૂપણ કરેલું છે તથા વ્યષ્ટિ ઉપાસનાની નિંદાના સંબધમાં કહ્યું છે કે, "मूर्धा ते व्यपतिष्यद्यन्मा नागमिष्यः (છાં૦ ૫,૧૨,૨) જો તમે મારી પાસે આવ્યા ન હોત તો તમારૂં માથું પડી જતે." વળી વ્યષ્ટિ ઉપાસનાનો નિષેધ કરી સમષ્ટિરૂપ ઉપાસનાના સંબંધમાં કહ્યું છે કે, " स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मस्वन्नमत्ति (છાં૦૫,૧૮,૧) તે ઉપાસક સર્વ લોકમાં, ચરાચરમાં તથા સર્વ દેહ ઇન્દ્રિય આદિમાં સ્થિતિ કરી સર્વત્ર અન્નનું સારી રીતે ભક્ષણ કરી શકે છે." આ પ્રમાણે ભૂમાત્માને આશ્રયે રહેલ ફળનું નિરૂપણ કર્યું છે. વળી સુતેજ આદિમાં દરેક ફળના ભેદનું નિરૂપણ જોવામાં આવે છે. પણ તે સર્વ અવયવોના ફળોનો ઉપસંહાર પ્રધાનને જ વિષે થાય છે, આ પ્રમાણે જાણવું જોઇએ. વળી "उपास्से તું ઉપાસના કરે છે," આ પ્રમાણે દરેક અવયવને વિષે જે ક્રિયાપદ જોવામાં આવે છે, તે કેવળ બીજા અભિપ્રાયના અનુવાદ માટે છે, પણ વ્યષ્ટિ ઉપાસનાના વિધાન માટે નથી. માટે સમષ્ટિ ઉપાસ-

નારૂપ પક્ષ જ શ્રેષ્ઠ છે. કેટલાકો આ સ્થળે જો કે સમષ્ટિ ઉપાસનાનો પક્ષ શ્રેષ્ઠ છે, એમ સ્વીકારે છે, અર્થાત્ શ્રેષ્ઠતાના વચનને માન આપે છે. છતાં વ્યષ્ટિ ઉપાસનાનો પક્ષ સૂત્રકારને અનુમત છે એમ માને છે, પણ તે ખોટું છે કારણ કે એક વાક્યતાનો જ્યાં નિશ્ચય થતો હોય ત્યાં વાક્યભેદની કલ્પના માનવી, તે ખોટી છે. વળી તેમ માનવાથી "मूर्धा ते व्यपतिष्यत તારૂં મસ્તક પડી જશે." આ પ્રમાણે નિંદાના વચનને વિરોધ આવશે. માટે ઉપસંહારમાં સમષ્ટિ ઉપાસનાનો નિશ્ચય થાય છે. તો પછી સમષ્ટિનો અભાવ પૂર્વપક્ષમાં કહેવો યોગ્ય નથી. સૂત્રમાં શ્રેષ્ઠપણાનું જે વચન કહેલું છે, તે પ્રમાણપણાના અભિપ્રાયને લઈ કહેલ છે, એમ માનવું. (૫૭)

શિષ્યઃ-ઉપાસનાઓ અનેક છે કે એકરૂપે છે?

ગુરુ-ઉપાસનાઓ અનેક છે. કારણ કે શબ્દોનેવિષે ભેદ જોવામાં આવે છે. આથી જ ૫૮મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩૩ મું–સૂત્ર ૫૮ મું.

## ઉપાસનાઓની વિવિધતા.

नाना शब्दादिभेदात् ॥ ५८ ॥

સૂત્રાર્થઃ-શબ્દાદિને વિષે ભેદ જોવામાં આવવાથી ઉપાસનાઓ અનેક છે. (૫૮)

ટીકા-ગુરુ-આગલા અધિકરણમાં કહ્યું છે કે જો કે સુતેજ આદિ ઉપાસનાઓના ફળનેવિષે ભેદ જોવામાં આવે છે છતાં સમષ્ટિ ઉપાસના શ્રેષ્ઠરૂપે છે. આથી આ રીતનો નિશ્ચય થાય છે કે, ભિન્ન ભિન્ન શ્રુતિઓમાં ભિન્ન ભિન્ન ઉપાસનાઓ કહી છે, છતાં તેનો ઉપસંહાર સમષ્ટિને વિષે થાય છે. જ્યારે વેદ્યસ્વરૂપ આત્માનો અભેદ છે તો પછી ઉપાસનાનેવિષે જાણવો એ યોગ્ય નથી. જેમ યજ્ઞનું સ્વરૂપ દ્રવ્ય તથા દેવતા છે, તેમ ઉપાસનાનું સ્વરૂપ વેદ્યરૂપ આત્મા જ છે. વેદ્યરૂપે કેવળ એક ઇશ્વર જ છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન શ્રુતિઓને વિષે નિશ્ચય થાય છે. જેમકે, "मनोमयः प्राणशरीर' (છાં૦ ૩,૧૪,૨) क ब्रह्म ख ब्रह्म (છાં૦ ૪,૧૦,૫) सत्यकाम' सत्यसङ्कल्पः (છાં૦ ૮,૧,૫) આ બ્રહ્મ મનોમયરૂપે, પ્રાણ શરીરરૂપે છે. ક બ્રહ્મરૂપે છે તથા ખ બ્રહ્મરૂપે છે. ક આનંદ તથા ખ આકાશ. તેની કામના સત્યરૂપે છે, તેનો સંકલ્પ સત્યરૂપે છે." વળી કહ્યું છે કે, "एक एव प्राणः प्राणो वाव सवर्गः (છાં૦ ૪.૩,૩), प्राणो वाव ज्येष्ठ श्च श्रेष्ठश्च (છાં૦ ૫,૧,૧), प्राणो ह पिता प्राणो माता (છાં૦ ૭,૧૫,૧) પ્રાણ એક જ છે. પ્રાણ જ સંગ્રહ કરનારરૂપે છે, પ્રાણ જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠરૂપે છે, પ્રાણ પિતા તથા માતારૂપે છે." હવે વેદ્ય એકરૂપે હોવાથી ઉપાસનાઓનું પણ એકપણું છે. વળી શ્રુતિમાં જે ભેદ જોવામાં આવે છે, તે પણ ભિન્ન ભિન્ન ગુણોને લઈને છે. માટે તે અનર્થરૂપે નથી. માટે ઉપાસના શાખારૂપે હોવાથી પોતાની શાખામાં તેમ જ અન્ય શાખામાં રહેલ એક એવા વેદ્યના આશ્રયરૂપ સર્વ વિકાર સમુહોનો ઉપસંહાર કરવો જોઈએ. આ પ્રમાણે હોવાથી ઉપાસનાઓ અનેક છે,

એ પ્રમાણે કહ્યું છે. માટે જો કે વેદ અભેદરૂપે છે, છતાં વિદ્યાઓ ભિન્ન ભિન્નરૂપે થવા યોગ્ય છે.

શિષ્ય:–એમ કેવી રીતે બને ?

ગુરુ:–શબ્દનેવિષે ભેદ જોવામા આવે છે. જેમકે, વેદ તે જાણે છે. उपासीत–તેણે ઉપાસના કરવી."स क्रतु कुर्वीत(છા૦૩,૧૪,૧) તેણે ક્રતુ કરવો જોઇએ." આ પ્રમાણે શબ્દનો ભેદ હોય છે. વળી શબ્દનો ભેદ કર્મભેદના કારણરૂપે છે, એમ કહ્યું છે. કારણ કે પૂર્વ મીમાંસામાં કહ્યું છે કે, "शब्दान्तरे कर्मभेदः कृतानुबन्धत्वात् શબ્દને વિષે ભિન્નતા હોવાથી કર્મનો પણ ભેદ છે. કારણ કે વિધિનો સંબન્ધ હોય છે." અહીં મૂળ સૂત્રમાં જે આદિ શબ્દ મૂકેલો છે તે વડે જેમ યોગ્ય લાગે તેમ ગુણાદિઓને ભેદના હેતુરૂપે માનવા.

શિષ્ય:–વેદ તે જાણે છે ઇત્યાદિઓને વિષે શબ્દના ભેદનો જ નિશ્ચય થાય છે. પણ यजति અર્થાત્ ददाति, जुहोति, આ પ્રમાણે અર્થભેદ થતો નથી. કારણ કે જ્યારે આ સર્વની મનોવૃત્તિના અર્થનો અભેદ છે, તો પછી ભિન્ન અર્થનો પણ અસંભવ છે. તો પછી શબ્દના ભેદને લીધે ઉપાસનામાં ભેદ છે, એમ કેવી રીતે કહેવાઇ શકે ?

ગુરુ:–આ દોષ નથી કારણ કે મનોવૃત્તિ એ અર્થના અભેદરૂપે છે છતા સંબન્ધના ભેદને લીધે વેધને વિષે ભેદ હોય, તો જ વિદ્યાના ભેદને વિષે પ્રાપ્તિ હોય. એક એવા ઉપાસ્યરૂપ ઇશ્વરના ભિન્ન ભિન્ન ગુણોનું દરેક પ્રકરણને વિષે નિરૂપણ કરવામાં આવેલુ છે તે જ પ્રમાણે પ્રાણ જો કે એકરૂપે છે તથા દરેક સ્થળે ઉપાસ્યનો અભેદ છે, છતા અમુક પ્રકારના ગુણની અમુક પ્રકારે ઉપાસના કરવી જોઇએ તથા અમુક ગુણની અમુક પ્રકારે. આ પ્રમાણે સંબધને વિષે ભેદ હોવાથી વેધમાં ભેદ જોવામા આવે છે તથા તેથી વિદ્યાને વિષે ભેદ કહેવાય છે. એક સ્થળે ઉપાસના વિધિરૂપે છે તથા અન્ય સ્થળે ગુણ વિધિરૂપે છે, એમ કહેવા કોઈ શક્તિમાન્ નથી કારણ કે એક એવા પક્ષના પ્રતિપાદનની યુક્તિમા કારણનો અભાવ છે. વળી દરેક પ્રકરણમા ગુણો અનેક છે. માટે પ્રાપ્ત એવી ઉપાસનાના નિરૂપણવડે ગુણોનું નિરૂપણ કહેવુ, એ અયોગ્ય છે. તે જ પ્રમાણે આ પક્ષમાં સત્યકામાદિ ગુણો સમાનરૂપે છે તથા તેનું *એકજ વાર શ્રવણ કરાવવામાં આવેલું* છે. વળી દરેક પ્રકરણમાં અમુક કામનાવડે અમુકની ઉપાસના કરવી જોઇએ તથા અમુક કામનાવાળાએ અમુકની, આ પ્રમાણે આકાક્ષાનો અભાવ થતો હોવાથી એકવાકયતા થવાનો સંભવ નથી. વૈશ્વાનર વિદ્યાની માફક વિધિવાકયો સમષ્ટિરૂપે આ સ્થળે નથી, જેથી દરેક પ્રકરણમાં રહેલ અવયવોની ઉપાસનાઓ એકવાક્યતાને પામે. વેદ એકરૂપે છે, આથી વિદ્યા પણ એકરૂપે છે. આ પ્રમાણે થવાથી સર્વ સ્થળે નિરંકુશ રીતે વિદ્યાનું એકત્વ થવાથી, સમસ્ત ગુણનો ઉપસંહાર થવો અશક્ય છે. માટે શબ્દાદિ ભેદને લીધે

ઉપાસનાઓ અનેક છે, એમ જે આ સૂત્રમાં કહેવામાં આવ્યું છે, તે યોગ્ય છે. આ અધિકરણ પ્રતિપાદન કર્યા પછી "सर्ववेदान्तप्रत्ययं (બ્ર૦સૂ૦૩,૩,૩) ઇત્યાદિ સૂત્રને વિષે વિચાર કરવો." (૫૮)

શિષ્યઃ–આપે ઉપાસનાઓ અનેક પ્રકારની કહી, તે મેં જાણ્યું. હવે મુખ્ય ઉપાસના કેટલા પ્રકારની છે, તે આપ જણાવશો ?

ગુરુઃ–ઉપાસના ત્રણ પ્રકારની છે. જેમકે અહંગ્રહ ઉપાસના, તટસ્થ ઉપાસના તથા અંગાશ્રિત ઉપાસના. આ સર્વ ઉપાસનાઓવડે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિરૂપ ફળ સમાન છે. આ રીતે ફળ સમાન હોવાથી કોઈપણ વિદ્યાને ગ્રહણ કરી, ફળની સિદ્ધિ થાય છે. આ સ્થળે પ્રથમ અહંગ્રહ ઉપાસના સંબંધી નિરૂપણ કરવામાં આવ્યું છે, તેથી ૫૯મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩૪ મું–સૂત્ર ૫૯ મું.

## અહંગ્રહ ઉપાસનાનિરૂપણ.

विकल्पोऽविशिष्टफलत्वात् ॥ ५९ ॥

સૂત્રાર્થઃ–બ્રહ્મ સાક્ષાત્કારરૂપ ફળ સર્વ ઉપાસનાઓમાં સમાન હોવાથી ઉપાસનાઓમાં વિકલ્પ છે અર્થાત્ કોઈ પણ ઉપાસના ગ્રહણ કરવી. (૫૯)

ટીકાઃ–શિષ્યઃ–ઉપાસનાઓમાં ભેદ છે, આમ આપે સિદ્ધ કરી બતાવ્યું. હવે આપ મને જણાવશો કે, આ સર્વ ઉપાસનાઓ કામનાને અનુસરી સમુચ્ચયરૂપે અથવા વિકલ્પરૂપે શું છે ? અથવા તો નિયમને અનુસરી વિકલ્પરૂપે છે ?

ગુરુઃ–ઉપાસનાઓમાં ભેદ છે, આ રીતનો નિશ્ચય પૂર્વના સૂત્રવડે કરેલો હોવાથી, ઉપાસનાઓના સમુચ્ચયના નિયમવિશે કશું કારણ નથી.

શિષ્યઃ–અગ્નિહોત્ર તથા દર્શપૂર્ણમાસ આદિ ઉપાસનાઓ ભિન્ન હોવા છતાં તેને વિશે સમુચ્ચયનો નિયમ જોવામાં આવે છે.

ગુરુઃ–આમાં દોષ નથી. શ્રુતિને વિશે નિત્યપણું છે, આ તેમાં કારણ છે. પણ ઉપાસનાઓના સંબંધમાં કોઇ નિત્યતાવાળી શ્રુતિ નથી. આમ હોવાથી સમુચ્ચયનો નિયમ ઉપાસનામાં નથી. તેમ જ ઉપાસનામાં વિકલ્પનો પણ નિયમ નથી. કારણ કે એક ઉપાસનામાં જે કહેલ હોય છે, તેનો પ્રતિષેધ બીજી ઉપાસનામાં હોતો નથી. ટુંકમાં એટલું જ કે, ઉપાસના કામનાને અનુસરી ગ્રહણ કરવામાં આવે છે.

શિષ્યઃ–આ ઉપાસનાઓનું ફળ સામાન્યરૂપે હોય છે, માટે તેઓનો વિકલ્પ હોવો, એ જ યુક્ત છે. કહ્યું છે કે, मनोमयः प्राणशरीरः (છા૦ ૩,૧૪,૨)कं ब्रह्म खं ब्रह्म ( છા૦ ૪,૧૦,૫ ), सत्यकामः सत्यसंकल्पः (છા૦ ૮, ૧, ૫) પ્રાણ શરીર મનોમય રૂપે છે. ક બ્રહ્મરૂપે છે, ખ બ્રહ્મરૂપે છે. બ્રહ્મની કામના તથા સંકલ્પ સત્યરૂપે છે." ઇત્યાદિ શ્રુતિઓથી જણાય છે કે, ઈશ્વરપ્રાપ્તિનું ફળ એક સરખું જોવામાં આવે છે.

ગુરુઃ–આ દોષ નથી. સ્વર્ગાદિના સાધનવાળાં કર્મમાં કામનાને અનુસરી

ફળની પ્રાપ્તિ હોવાથી, એમ કહેવામાં આવે છે કે, આ સર્વ ઉપાસનાઓ વિકલ્પરૂપે છે, પણ તેઓ સમચ્ચયરૂપે નથી.

શિષ્યઃ–આપ એમ કેમ માનો છો?

ગુરુઃ–આ સર્વ ઉપાસનાઓનું ફળ સામાન્ય છે. ઉપાસ્યરૂપ બ્રહ્મના વિષયનો સાક્ષાત્કાર કરવો, એ આ સર્વ ઉપાસનાઓનું સામાન્ય ફળ છે. એક ઉપાસનાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થવા પછી ઉપાસ્ય વિષયરૂપ ઈશ્વરાદિમાં બીજી ઉપાસના મિથ્યા છે. વળી સમુચ્ચય પક્ષ લઈએ તો સાક્ષાત્કારનો અસંભવ થશે. કારણ કે ઉપાસનાનો સમુચ્ચય લેવાથી ચિત્તનો વિક્ષેપ થાય છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, ઉપાસનાનું ફળ સાક્ષાત્કારના સાધ્યરૂપે છે. જેમકે, "यस्य स्यादद्धा न विचिकित्सास्ति (છા૦૩,૧૪,૪) "देवो भूत्वा देवानप्येति (બૃ૦ ૪,૧,૨) જે માણસ નિશંકપણાથી આ રીતે માને છે, તે પોતાના ધ્યાનના ફળને જરૂર મેળવશે. જે આ પ્રમાણે ઉપાસના કરે છે તે દેવરૂપે થઇ તેનો લય દેવોમાં થાય છે." વળી સ્મૃતિમાં કહ્યું છે કે, "सदा तद्भावभावितः (ભ૦ગી૦ ૮,૬) કારણ કે નિત્ય તે તે પદાર્થનો વિચાર કરવાથી તે વસ્તુની તેના મનમાં વાસના લાગી રહે છે." માટે સામાન્ય ફળવાળી ઉપાસનાઓમાંથી એક ઉપાસનાનું ગ્રહણ કરી, જ્યાંસુધી ઉપાસ્ય વિષયનો સાક્ષાત્કારરૂપ ફળ ન થાય, ત્યાં સૂધી તે ઉપાસનામાં લીન રહેવું. (૫૯)

શિષ્યઃ–આપે અહંગ્રહ ઉપાસના સંબંધી કહ્યું. આપ હવે મને તટસ્થ ઉપાસના સંબંધી જણાવશો.

ગુરુઃ–આ તટસ્થ ઉપાસના સંબંધીનું જ નિરૂપણ આ ૬૦મા સૂત્રમાં કર્યું છે. જેમકે;–

## અધિકરણ ૩૫ મું–સૂત્ર ૬૦ મું.

## તટસ્થ ઉપાસનાનું સ્વરૂપ.

**काम्यास्तु यथाकामं समुच्चीयेरन्न वा पूर्वहेत्वभावात् ॥ ६० ॥**

સૂત્રાર્થ–પૂર્વ હેતુના અભાવથી કામ્ય ઉપાસનાઓ કામનાને અનુસરી સમુચ્ચયરૂપે થાય કે ન પણ થાય. (૬૦)

ટીકાઃ–શિષ્યઃ–જેમ અહંગ્રહ ઉપાસનામા ફળ સમાનરૂપે છે, તેમ તટસ્થ ઉપાસનામાં પણ ફળ સમાનરૂપે હોવું જોઇએ.

ગુરુઃ–ના, તેમ નથી તથા તેટલા માટે નીચેની શ્રુતિમાં તેનું કારણ દર્શાવ્યું છે. જેમકે, "स य एतमेव वायुं दिशां वत्सं वेद न पुत्ररोदं रोदिति ( છા૦ ૩,૧૫,૨ ) स यो नाम ब्रह्मेत्युपास्ते यावन्नाम्नो गतं तत्रास्य यथाकामचारो भवति ( છા૦ ૭,૧,૫ ) અર્થ–પોતાની સંતતિને દીર્ઘાયુષ્ય ઇચ્છનાર જે પુરૂષ પવનને દિશાના વત્સરૂપે જાણે છે, તેને પોતાની સંતતિ માટે રૂદન કરવું પડતું નથી. નામની જે બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેને નામનો જેટલો વિષય છે તેટલા ફળની પ્રાપ્તિ થાય છે; જે નામને બ્રહ્મરૂપે માને છે તેની પોતાની ઇચ્છાને અનુસાર પ્રવૃત્તિ થાય છે." ઈત્યાદિ કામનાવાળી ઉપાસનાઓમાં ક્રિયાની માફક અદૃશ્ય સ્વરૂપ આત્માવડે આત્માનું ફળ સાધવાનું હોય છે માટે આ ઉપાસના-

ઓમાં સાક્ષાત્કારની અપેક્ષા હોતી નથી. આમ હોવાથી કામનાને અનુસરી આ ઉપાસનાઓમાં પૂર્વને વિશે કોઇ પણ હેતુ સમાયેલો હોતો નથી, જેથી તે તે ઉપાસનાઓ સમુચ્ચયરૂપે થાય કે ન પણ થાય. પૂર્વનું સામન્ય ફળ આ તટસ્થ ઉપાસનામાં હોય કે નથી પણ હોતું. આથી વિકલ્પના હેતુનો અભાવ છે. (૬૦)

શિષ્યઃ–આપે તટસ્થ ઉપાસના સંબંધી કહ્યું. હવે આપ અંગાશ્રિત ઉપાસના-સંબંધી કહેશો.

ગુરુઃ–આ અંગાશ્રિત ઉપાસના સંબંધીનું નિરૂપણ પૂર્વ પક્ષરૂપે ૬૧મા સૂત્રમાં કરવામાં આવ્યું છે. જેમકે;–

## અધિકરણ ૩૬ મું–સૂત્ર ૬૧ મું.

## અંગાશ્રિત ઉપાસનાનું સ્વરૂપ.

॥ अंगेषु यथाश्रयभावः ॥६१॥

સૂત્રાર્થઃ–કર્માંગ ઉપાસનાઓના સંબંધમાં આશ્રયને અનુસરતો ભાવ હોય છે. (૬૧)

ટીકાઃ–શિષ્યઃ–કર્મના અંગરૂપ ઉદ્ગીથ આદિ આશ્રયરૂપ ત્રણ વેદમાં રહેલી જે કાંઇ ઉપાસનાઓ છે, તેનો સંમુચ્ચય કરવો અથવા તે ઉપાસનાઓ શું કામનાને અનુસારે છે ? આ રીતનો મને સંશય થાય છે. મારૂં માનવું તો એમ છે કે, આશ્રયને અનુસરતો ઉપાસનાનો ભાવ હોવો જોઇએ. જેમ ઉપાસનાઓના આશ્રયરૂપ સ્તોત્ર આદિઓનો સમૂહ થાય છે, તેમ કર્માંગ ઉપાસનાઓના સંબંધમાં હોવું જોઇએ. કારણ કે કર્માંગ ઉપાસનાઓ આશ્રયને આધીન હોય છે. (૬૧)

શિષ્યઃ–વળી આ આશ્રિત ઉપાસનાઓનું શાસન ત્રણે વેદમાં પણ છે. તેજ પ્રમાણે ૬૨ મા સૂત્રમાં પણ કહ્યું છે કે;–

## અધિકરણ ૩૬ મું–સૂત્ર ૬૨ મું.

## આશ્રિત ઉપાસનામાટે વેદનું પ્રમાણ.

शिष्टेश्च ॥ ६२ ॥

સૂત્રાર્થઃ–શ્રુતિમાં ઉપદેશ હોવાથી આશ્રિત ઉપાસનાઓ સમુચ્ચયરૂપે છે.(૬૨)

ટીકાઃ–શિષ્યઃ–જેવી રીતે આશ્રયરૂપ સ્તોત્રાદિઓ ત્રણે વેદમાં નિરૂપિત છે, તે જ પ્રમાણે કર્માશ્રિત ઉપાસનાઓ પણ ત્રણે વેદમાં નિરૂપિત છે. અંગોનો તથા તેને આશ્રયે રહેલ ઉપાસનાઓનો કોઇપણ વિશેષ પ્રકારે ઉપદેશ કરેલો નથી. (૬૨)

ગુરુ–એક વેદાન્તમાં કહેલી ઉપાસનાનો સંબંધ અન્ય વેદાન્તમાં કહેલ ઉપાસના સાથે હોય છે. આમ હોવાથી ઉપાસનાનો ઉપસંહાર છે. આ જ હેતુથી ૬૩મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩૬ મું–સૂત્ર ૬૩ મું.

समाहारात् ॥६३॥

સૂત્રાર્થઃ–એક બીજી ઉપાસના સાથે સમતાકરણ અર્થાત્ સમાહાર સંબંધ હોવાથી, ઉપાસનાનો ઉપસંહાર જોવામાં આવે છે. (૬૩)

ટીકાઃ–ગુરુઃ–કહ્યું છે કે, "होतृषदनाद्धैवापि दुरुद्गीथमनुसमाहरति (છાં૦ ૧, ૫, ૫) તે હોતાના સ્થાનને કર્મોવડે ઉદ્ગાતાના પ્રમાદને (ભૂલોને) સુધારે છે." આ પ્રમાણે પ્રણવ તથા ઉદ્ગીથનું વિજ્ઞાન-માહાત્મ્ય એકરૂપે છે, તેથી ઉદ્ગાતાના પોતાના કર્મમાં ઉત્પન્ન થયેલ ભૂલને હોતા પોતાના કર્મવડે સુધારે છે. આ રીતે શ્રુતિમા કહ્યું છે. આથી એક વેદાંતમાં કહેવાયલી ઉપાસનાનો અન્ય વેદાંતમાં કહેવાયલા પદાર્થસાથે સંબંધ સામાન્યરૂપે હોવાથી એમ જણાય છે કે, સર્વ વેદમાં જણાવેલી ઉપાસના એકરૂપે છે. (૬૩)

શિષ્યઃ–ઉપાસનાઓનો સહભાવ સંબંધ છે, આના સંબંધમાં બીજું કાંઇ કારણ હોય તો કહો ?

ગુરુઃ–સર્વ ઉપાસનામાં ગુણ સાધારણરૂપે એક છે આ રીતનું પ્રમાણ હોવાથી તે સર્વ ઉપાસનાઓમાં સહકારી સંબધ છે આ જ હેતુથી ૬૪મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩૬ મું–સૂત્ર ૬૪ મું.

## ઉપાસનામાં ગુણની સાધારણતા

गुणसाधारण्यश्रुतेश्च ॥ ६४ ॥

સૂત્રાર્થ–સર્વ ઉપાસનાઓમાં ગુણ સાધારણરૂપે છે. આ રીતનું શ્રુતિનું પ્રમાણ હોવાથી તે સર્વ ઉપાસનાઓમાં સહકારી સંબધ છે. (૬૪)

ટીકા–ગુરુ–વળી ઉપાસનાનો ગુણ ઉપાસનાના આશ્રયરૂપે હોય છે તથા શ્રુતિમાં કહ્યું છે કે, ત્રણે વેદમાં ૐકાર એ સાધારણરૂપે છે. જેમકે, "तेनेय त्रयी विद्या वर्तत ओमित्याश्रावयत्योमिति शसत्योमित्युद्गायति (છાં૦ ૧,૧,૯) આ ૐ અક્ષરવડે ત્રણ પ્રકારના સામાન્ય કર્મની પ્રવૃત્તિ થાય છે; જેમકે, ઓમ્ એમ હોતા પ્રશંસા કરે છે તથા ઓમ અક્ષરવડે ઉદ્ગાતા ગાન કરે છે." સ્વરૂપ જોવાવડે એમ સિદ્ધ થાય છે કે, આશ્રયરૂપ વસ્તુ જો સામાન્યરૂપે છે તો આશ્રિત વસ્તુ પણ સામાન્યરૂપે હોવી જોઇએ. અથવા તો આ સૂત્રમા કહ્યું છે, તે પ્રમાણે શ્રુતિ પ્રતિપાદન કરે છે કે, આશ્રય તથા આશ્રિતના ગુણમાં સાધારણતા રહેલી છે. જો ઉદ્ગીથ આદિ કર્મના ગુણો સર્વ પ્રયોગમાં સાધારણ ન હોય તો તે ગુણોને આશ્રયે રહેલ ઉપાસનાઓવિશે સહભાવ સંબંધ રહે નહિ. પણ શ્રુતિ પ્રતિપાદન કરે છે કે, ઉદ્ગીથ આદિ ગુણો, કર્મના સર્વ અંગને વિશે રહેલ પ્રયોગના નિરૂપણથી સર્વ પ્રયોગમાં સામાન્યરૂપે છે. માટે આશ્રયમાં સહભાવ સંબધ છે. તો ઉપાસનામાં પણ તે સંબંધ હોવો જોઇએ. (૬૪)

શિષ્ય–સર્વ ઉપાસનાઓ આમ કહેવાથી એકજરૂપે કહેવાઇ શકે તથા કેટલીકવાર ઉપાસનામાં ભિન્નતા હોય છે, તેનુ કેમ ?

ગુરુ–જે ઉપાસનામાં જેની પ્રીતિ હોય છે, તે ઉપાસનાનું અનુષ્ઠાન કરે છે. વળી પ્રયોગ વિધિ કેટલીક ઉપાસનાઓ હોય છે, પણ કેટલીકે ઉપાસનાએ

કર્મના અંગથી રહિત પણ છે. માટે સર્વ ઉપાસનામાં સહભાવ નથી, એમ પણ કહી શકાય આ જ હેતુને લઈ ૬૫ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩૬ મું–સૂત્ર ૬૫ મું.

## કર્માંગ રહિત ઉપાસનાનું નિરૂપણ.

**न वा तत्सहभावाश्रुते॥६५॥**

સૂત્રાર્થઃ–અથવા તો શ્રુતિ સહભાવનું પ્રતિપાદન કરતી નથી, તેથી આશ્રિત ઉપાસના આશ્રયને અનુસરતી નથી. (૬૫)

ટીકાઃ–ગુરુઃ–મૂળ સૂત્રમાં જે न वा શબ્દો આપ્યા છે, તેથી આગલા સૂત્રમાં સિદ્ધાન્તનો નિષેધ કરે છે. આશ્રિત ઉપાસનામાં આશ્રયભાવ હોય, એ યોગ્ય નથી.

શિષ્યઃ–એમ કેમ કહો છો?

ગુરુઃ–આમ કહેવાનું કારણ એ કે, શ્રુતિ ઉપાસનાના સંબંધમાં એકાર્થતાનું પ્રતિપાદન કરતી નથી. જેમ ત્રણે વેદમાં અંગ તથા સ્તોત્ર આદિની એકાર્થતા શ્રુતિમાં કહેવાયલી છે. જેમકે, "ग्रह वा गृहीत्वा चमसं वोन्नीय स्तोत्रमुपाकरोति स्तोत्रमनुशंसति प्रस्तोतः साम गाय होतरेतद्यज" અર્થઃ–ગ્રહને ગ્રહણ કરી અથવા ચમસ નામના પાત્રને ગ્રહણ કરી અધ્વર્યુ સ્તોત્ર બોલે છે. સ્તોત્ર બોલી રહ્યા પછી તે પ્રસ્તોતાને કહે છે કે, હે પ્રસ્તોતા! તું સામનું ગાન કર તથા હે હોતા! આ મંત્રની યાજ્યા તું બોલ" તે જ પ્રમાણે ઉપાસનાના સંબંધમાં શ્રુતિમાં સહભાવ અર્થાત્ એકાર્થતા જોવામાં આવતી નથી.

શિષ્ય–જો કે સહભાવ નહિ હોય, પણ પ્રયોગનો જે વિધિ છે, તે ઉપાસનાના સંબંધમાં એકાર્થતા પ્રાપ્ત કરાવશે.

ગુરુઃ–અમે કહીએ છીએ કે, તેમ થઈ શકશે નહિ. કારણ કે ઉપાસનાના સંબંધમાં પુરૂષાર્થપણું રહેલ છે. જો કે પ્રયોગવિધિ ક્રતુ અર્થાત્ યજ્ઞને લીધે ઉદ્‌ગીથ આદિમાં એકાર્થતા પ્રાપ્ત કરાવે તથા ઉદ્‌ગીથ આદિ ઉપાસનાઓ યજ્ઞના આશ્રયવાળી છે, છતાં ગોદોહન આદિમાં જેમ પુરુષાર્થપણું રહેલ છે, તેમ ઉપાસનાના સંબંધમાં પુરૂષાર્થપણું રહેલ છે, એમ અમારૂં માનવું છે. વળી તે જ બાબત 'पृथग्घ्य प्रतिबन्धः फलम् (બ્ર૦સૂ૦ ૩, ૩, ૪૨) આ સૂત્રમાં સ્પષ્ટ રીતે નિરૂપણ કરી છે. અંગો તથા તે અંગોના આશ્રયવાળી ઉપાસનામાં ઉપદેશયુક્ત આ જ ભિન્નતા રહેલી છે કે, એકની ગણના ક્રતુને અર્થે છે તથા એકની ગણના પુરૂષને અર્થે છે. શ્રુતિ તથા ન્યાય પ્રમાણે વિરોધ આવવાથી ઉપાસનાની એકાર્થતામાં ક્રત્વર્થ તથા પુરૂષાર્થ, આમ બે પ્રકારનું નિરૂપણ હોઈ શકે નહિ. વળી દરેક પ્રયોગમાં તેના આશ્રયનો પૂર્ણપણે ઉપસંહાર કરેલો હોય છે. માટે આશ્રિતના સંબંધમાં આશ્રયથી જરાપણ ભિન્નતા હોતી નથી. આમ કહેવાનું કારણ એ કે, ઉપાસનાનો પ્રયોગ સત્વનો અભાવ હોય તો બની શકતો નથી. ઉપાસના કોઈપણ રીતના આશ્રયને અધીન છે, જેથી આશ્રયનો અભાવ હોય તો ઉપાસનાનો પણ અભાવ થવો જોઈએ. પણ આશ્રયમાં સહ

ભાવ રહેલ છે, તેથી સહભાવમાં અમુક નિયમ છે, એમ કહેવું યોગ્ય નથી કારણ કે સહભાવને માટે શ્રુતિ પ્રતિપાદન કરતી નથી. માટે જે જે પ્રમાણે યોગ્ય લાગે, તે તે પ્રમાણે ઉપાસના કરવી જોઈએ. (૬૫)

શિષ્યઃ–ઉપાસનામાં સહભાવ નથી, તેનું કાંઈ પ્રમાણ?

ગુરુ–હા, શ્રુતિ ઉપાસનાના સંબધમાં અસહભાવ દેખાડે છે, તથા આ જ હેતુ ૬૬મા સૂત્રમાં દર્શાવ્યો છે. જેમકે,–

## અધિકરણ ૩૬ મું–સૂત્ર ૬૬ મું.

## ઉપાસનામાં અસહભાવ.

दर्शनाच्च ॥ ६६ ॥

સૂત્રાર્થઃ–શ્રુતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે ઉપાસનામાં અસહભાવ છે

ટીકા. ગુરુ વળી શ્રુતિ પણ ઉપાસનાના સંબધમાં અસહભાવ દર્શાવે છે. જેમકે, "एवंविद्ध वै ब्रह्मा यज्ञं यजमानं सर्वांश्चर्त्विजोऽभिरक्षति (છા૦ ૪,૧૭,૧૦) આ રીતે સર્વ વસ્તુને સમ્યક્ રીતે જાણનાર બ્રહ્મા યજ્ઞનું, યજમાનનું તથા તેમાં રહેલ સર્વ ઋત્વિજોનું રક્ષણ કરે છે." આ પ્રમાણે સર્વ ઉપાસનાને વિશે ઉપસંહાર રહેલો હોય, તો જ સર્વ સર્વ જાણનાર થઈ શકે. માટે બ્રહ્મા જ્ઞાનયુક્ત હોય, છતાં તે અન્ય ઋત્વિજોનું પાલન કરી શકે છે, એમ બને નહિ માટે ઉપાસનાના સંબધમાં એકઠાપણું અથવા છૂટાપણું ઉપાસકની કામનાને અનુસાર છે. (૬૬)

इति श्रीमच्छंकरभगवत्पूज्यपादकृतौ शारीरकमीमांसाभाष्ये चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरगिरानुवादे तृतीयाध्यायस्य तृतीयः पादः ॥३॥



# તૃતીય અધ્યાય—ચતુર્થપાદ.

## નિર્ગુણવિદ્યાનું અંતરંગ તથા બહિરંગ સાધન.



## भूमिका.

### અધિકરણ ૧ લું—સૂત્ર ૧ લું.

### આત્મજ્ઞાનથી મોક્ષ

पुरुषार्थोऽतः शब्दादिति बादरायणः ॥१॥

સૂત્રાર્થ:—આથી અર્થાત વેદાંતમાં કહેલ આત્મજ્ઞાનથી મોક્ષ છે. શ્રુતિ આ રીતનું પ્રતિપાદન કરે છે, એમ બાદરાયણ ઋષિનો મત છે. (૧)

ટીકા:—શિષ્ય:—આપને હું પૂછું છું કે, ઉપનિષદ સંબંધી આત્મજ્ઞાન અધિકારીદ્વારા કર્મને વિષે પ્રવેશ કરે છે અથવા તો શું મોક્ષનું સાધન કાઇ સ્વતંત્ર છે? આ રીતનો મને વિચાર થાય છે.

ગુરુ:—આજ હેતુ સિદ્ધ કરવાને માટે વ્યાસ ભગવાને पुरुषार्थोऽतः આ રીતના સૂત્રની યોજના કરી છે. આથી એટલે સ્વતંત્ર રીતે વેદાંતમાં દર્શાવેલ આત્મજ્ઞાનવડે જ મોક્ષ સિદ્ધ થાય છે. આ રીતે બાદરાયણ નામના આચાર્ય માને છે.

શિષ્ય:—બાદરાયણ નામના આચાર્યે આ પ્રમાણે માને છે, તેનું શું કારણ?

ગુરુ:-તેઓ એમ કહે છે કે, શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે. જેમકે "तरति शोकमात्मवित् (છા૦ ૭,૧,૩), स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति (મુ૦ ૩,૨,૯) ब्रह्मविदाप्नोति परम् (તૈ૦ ૨,૧,૧),' आचार्यवान् पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ सपत्स्ये (છા૦ ૬, ૧૪, ૨), य आत्माऽपहतपाप्मा (છા૦ ૮,૭,૧) આત્મજ્ઞાનીના ઉપદેશથી સંસારદુઃખની નિવૃત્તિ થાય છે. જે કોઇ પરમ બ્રહ્મને જાણે છે તે અન્ય ગતિ પામતો નથી, પણ બ્રહ્મરૂપે જ થાય છે. ગુરુની કૃપાવાળો પુરૂષ બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે. અવિદ્યાના બંધનમાંથી મુક્ત આચાર્યવાન્ બ્રહ્મનિષ્ઠની સ્થિતિ, જ્યાં સુધી દેહનો નાશ થતો નથી, ત્યાં સુધી હોય છે. પણ દેહપાત થાય કે તરત વિદેહથી મુક્ત થાય છે. આ આત્મા પાપથી રહિત છે." આ રીતની શરૂઆત કરી શ્રુતિમાં કહ્યું છે કે, "सर्वांश्च लोका-

न ■ ते सर्वांश्च कामान् यस्तमात्मानमनुविद्य विजानाति (છા० ૮,૭,૧) જે આત્માનું આ રીતે જ્ઞાન મેળવી તેને ઓળખે છે, તે પોતાના સર્વ કામોને પૂરાં પાડે છે, તથા તે સર્વ લોકને મેળવેછે." "आत्मा वा अरे द्रष्टव्यः (બૃ० ૪,૫,૬) અરે! અરેખર, આત્માનો સાક્ષાત્કાર કરવો યોગ્ય છે." આ રીતે શરૂઆત કરી છેવટમાં કહ્યું છે કે, 'एतावदरे खल्वमृतत्वम् (બૃ० ૪, ૫, ૧૫) અરેખર, આટલું જ અમૃતરૂપે છે." આ રીતની શ્રુતિઓ એમ જણાવે છે કે, કેવળ બ્રહ્મજ્ઞાન મોક્ષના હેતુરૂપે છે. (૧)

શિષ્યઃ–આના સંબંધમાં બીજા ઋષિઓના જે વિરૂદ્ધ મતો હોય, તે જણાવશો.

ગુરુ–જૈમિનિ નામના આચાર્ય એમ માને છે કે, આત્મા જ સર્વ ક્રિયાનો કર્તા છે તથા મોક્ષવાળા કેવળ અર્થવાદરૂપે છે. જેમ અન્ય કર્મોમા અર્થવાદ રહેલો છે, તેમ મોક્ષના સંબંધમા અર્થવાદ છે. આ જ હેતુથી ૨ જા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૨ જું.

## મોક્ષ અર્થવાદરૂપે.

**शेषत्वात् पुरुषार्थवादो यथान्येष्विति जैमिनि ॥२॥**

સૂત્રાર્થ:–જૈમિનિ નામના આચાર્ય એમ માને છે કે, આત્મા ક્રિયાનો કર્તા હોવાથી કારણસ્વરૂપ છે. માટે જેમ અન્ય કર્મોમાં અર્થવાદ રહેલો છે, તેમ મોક્ષમાં પણ અર્થવાદ રહેલો છે.

ટીકા –શિષ્યઃ–આત્મા કર્તારૂપે છે, માટે આત્મા કર્મના કર્તારૂપે છે. જ્ઞાન પણ જેમ વ્રીહિનું પ્રોક્ષણ આદિ કર્મ છે, તેમ શ્રવણાદિ ઇન્દ્રિય વિષયદ્વારા થતું હોવાથી, કર્મની સાથે સંબંધ રાખનારૂં છે. માટે જાણવામાં આવેલ પ્રયોજનવાળા આત્મજ્ઞાનમાં જે કાંઇ ફળશ્રુતિ છે, તે કેવળ અર્થવાદવાળી છે, આમ જૈમિનિ નામના આચાર્ય માને છે. જેમકે, "यस्य पर्णमयी जुहूर्भवति न स पाप श्लोक शृणोति। यदाङ्क्ते चक्षुरेव भ्रातृव्यस्य वृङ्क्ते। यत्प्रयाजानुयाजा इज्यन्ते वर्म वा एतद्यज्ञस्य क्रियते वर्म यजमानस्य भ्रातृव्याभिभूत्यै જેની પર્ણમયી જુહૂ છે, તે કદી પાપયુક્ત મંત્ર શ્રવણ કરતો નથી. જ્યારે અંજન કરે છે ત્યારે શત્રુના નેત્રનો નાશ કરે છે. જ્યારે તે પ્રયાજ તથા અનુયાજ કરે છે ત્યારે તે યજ્ઞને વર્મ અર્થાત્ કવચરૂપે કરે છે. તેમ જ શત્રુના પરાભવ માટે યજમાનને કવચરૂપે કરે છે." આ પ્રમાણે અન્ય દ્રવ્ય તથા સંસ્કારનાં કર્મોમા જે કાંઈ ફળ શ્રુતિ કહે છે, તે અર્થવાદરૂપે છે. જેમ કર્મમાર્ગમાં આ રીતે અર્થવાદ રહેલો છે, તેમ પુરૂષાર્થમા પણ અર્થવાદ રહેલો છે.

ગુરુ –કોઇ પણ પ્રકરણના આરંભ વિના જ અધ્યયન કરેલા આત્મજ્ઞાનનો, પ્રકરણ આદિમાંના કોઇપણ હેતુને દર્શાવ્યા વિના, ક્રતુ સાથે સંબંધ છે, એમ શંકા કેવી રીતે કરી શકાય?

શિષ્ય–કર્તાદ્વારા પુરૂષાર્થ થાય છે, આ રીતનું સૂચન હોવાથી વિજ્ઞાનનો ક્રતુ સાથે સંબંધ છે

ગુરુઃ—તેમ બની શકે નહિ. આ રીતના વાક્યનું સૂચન હોવાથી જ્ઞાનનો ક્રતુ સાથે સંબંધ સંભવશે નહિ. ખરેખર કોઈપણ પ્રકરણનો આરંભ કર્યો વિના અધ્યયન કરેલા જ્ઞાનનો વાક્યના નિમિત્તરૂપે ક્રતુ સાથે સંબંધ કોઈ અવ્યભિચારી દ્વારવડે હોઇ શકે. પણ ક્રતુ તો વ્યભિચારી દ્વાર છે. કારણ કે આત્મા લૌકિક તથા વૈદિક સર્વ કર્મમાં સામાન્યરૂપે છે. માટે વ્યભિચારી દ્વારવડે આત્મજ્ઞાનનો ક્રતુ સાથે સંબંધ સિદ્ધ થતો નથી.

શિષ્યઃ—તેમ બનશે નહિ. દેહથી ભિન્ન આત્મજ્ઞાનનો ઉપયોગ વૈદિક કર્મવિના અન્ય નથી. કારણ કે દેહથી ભિન્ન આત્મજ્ઞાનનો લૌકિક કર્મમાં ઉપયોગ થતો નથી. કારણ કે પ્રયોજન જેનું જોવામાં આવે છે, તેવા કર્મની જ હમેશાં પ્રવૃત્તિ હોય છે. માટે દેહનું પતન થયા પછી થનારાં ફળવાળાં વૈદિક કર્મોમાં દેહથી ભિન્ન આત્મા છે, આ રીતના આત્મજ્ઞાનવિના પ્રવૃત્તિ થતી નથી. માટે એમ સિદ્ધ થાય છે કે, આત્મજ્ઞાનનો હેતુ એ છે કે, આત્મા દેહથી ભિન્ન છે.

ગુરુઃ—"આત્મા પાપાદિ દોષથી રહિત છે." આ રીતના વિશેષણવડે વેદાંત દર્શન સંસારી આત્મા વિષયથી રહિત છે, માટે તે પ્રવૃત્તિના કારણરૂપે થશે નહિ.

શિષ્યઃ—ના, તેમ નથી. પ્રિય આદિથી સૂચન કરાયલા સંસારી આત્માનો જ દ્રષ્ટવ્યરૂપે ઉપદેશ છે. માટે પાપ આદિથી રહિતરૂપે જે આત્માનું વિશેષણ આપેલ છે, તે સ્તુતિને અર્થે હોવું જોઇએ.

ગુરુઃ—વળી ઉપનિષદમાં અધિક એ સિદ્ધ કર્યું છે કે, અસંસારી બ્રહ્મ જગતના કારણરૂપે છે તથા તે જ બ્રહ્મને સંસારી આત્માના પારમાર્થિક સ્વરૂપે નિરૂપણ કરેલ છે. જો કે આ પ્રમાણે તે તે સ્થળે સિદ્ધ કર્યું છે, છતાં સ્થૂણા નિખનન ન્યાયની માફક દૃઢ કરવા માટે ફળદ્વારવડે આક્ષેપ તથા સમાધાન કરવામાં આવ્યાં છે. (૨)

શિષ્યઃ—આચાર કર્મનું અંગ છે. વળી બ્રહ્મવિદ્યા આચારવડે સિદ્ધ થાય છે. માટે કર્મના અંગરૂપે બ્રહ્મવિદ્યા હોવી જોઇએ. વળી તે જ બાબત ૩ જા સૂત્રમાં દર્શાવી છે. જેમકે;—

## અધિકરણ ૧ લું—સૂત્ર ૪ થું.

## બ્રહ્મવિદ્યા કર્મના અંગરૂપે.

आचारदर्शनात् ॥३॥

સૂત્રાર્થઃ—કર્મનું અનુષ્ઠાન બ્રહ્મવિદ્યામાં જોવામાં આવે છે. (૩)

ટીકાઃ—શિષ્યઃ—" जनको ह वैदेहो बहुदक्षिणेन यज्ञेनेजे ( બૃ૦ ૩,૧,૧ ) यक्ष्यमाणो वै भगवन्तोऽहमस्मि (છાં૦ ૫, ૧૧, ૫) જનક નામના વિદેહ દેશના રાજાએ બહુ દક્ષિણાવાળો યજ્ઞ કર્યો. હે ભગવન્! હું યજ્ઞ કરનાર છું." ઇત્યાદિ બ્રહ્મવિદ્યાથી ભિન્ન કર્મ સંબંધી અન્ય વચનો શ્રુતિમાં જોવામાં આવે છે. તે જ પ્રમાણે ઉદ્દાલક આદિએએ પુત્રને અનુશાસન આદિ કરેલ જોવામાં આવે છે, માટે તેમનો ગાર્હસ્થ્ય

સાથે સંબંધ છે, એમ નિશ્ચય થાય છે. જો કેવળ જ્ઞાનથી જ મોક્ષની પ્રાપ્તિ થતી હોય, તો શા માટે અનેક પ્રવૃત્તિ-વાળાં કર્મો કરવાં જોઈએ?" ન્યાયમાં કહ્યું છે કે, " अक्के चेन्मधु विन्देत किमर्थं पर्वतं व्रजेत् જો સમીપમાંજ મધ મળતું હોય તો પછી પર્વતપર શા માટે ચઢવું જોઈએ?" (૩)

શિષ્યઃ–શ્રુતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે, બ્રહ્મવિદ્યા એ કર્મના અંગરૂપે છે. આજ હેતુથી ૪થા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧લું–સૂત્ર ૪ થું.

## શ્રુતિનું પ્રમાણ.

तच्छ्रुतेः ॥ ४ ॥

સૂત્રાર્થઃ–શ્રુતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે, બ્રહ્મવિદ્યા કર્મના અંગરૂપે છે. (૪)

ટીકાઃ–શિષ્યઃ–શ્રુતિમાં કહ્યું છે કે, "यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तर भवति (છાં૦ ૧,૧,૧૦) વિદ્યા, શ્રદ્ધા તથા ઉપનિષદના યોગથી યુક્ત થઈ જે કર્મ કરે છે, તે જ કર્મ વધારે બળવાન થાય છે." આ રીતે શ્રુતિમાં બ્રહ્મવિદ્યા, કર્મના અંગરૂપે કહી છે. માટે કેવળ બ્રહ્મવિદ્યા મોક્ષના હેતુરૂપે નથી. (૪)

શિષ્યઃ–વિદ્યા તથા કર્મ પરલોકમાં જનારની પાછળ જાય છે, આ રીતની શ્રુતિ છે, માટે વિદ્યા તથા કર્મ એકબીજાનાં આશ્રયવાળાં છે. આથી જ ૫ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૫ મું.

## વિદ્યાની પરાધીનતા.

समन्वारम्भणात् ॥ ५ ॥

સૂત્રાર્થઃ–બ્રહ્મવિદ્યા તથા કર્મ બેઉ પરલોકમાં જનારની પાછળ જાય છે, તેથી બેઉ સહકારી છે. (૫)

ટીકાઃ–શિષ્યઃ–શ્રુતિમાં કહ્યું છે કે, "तं विद्याकर्मणी समन्वारभेते (બૃ૦ ૪,૪,૨) જે પરલોકમાં જાય છે, તેની પાછળ વિદ્યા–વિહિત, પ્રતિષિદ્ધ, અવિહિત તથા અપ્રતિષિદ્ધ એમ સર્વ પ્રકારની વિદ્યા; કર્મ–વિહિત,પ્રતિષિદ્ધ, અવિહિત તથા અપ્રતિષિદ્ધ, એમ સર્વ પ્રકારનાં કર્મ પાછળ જાય છે." આ પ્રમાણે વિદ્યા તથા કર્મનું ફળના આરંભમાં સહકારીપણું છે, માટે વિદ્યાનું સ્વતંત્રપણું કહી શકાય નહિ. (૫)

શિષ્યઃ–વળી વિજ્ઞાનવાનને કર્મનું વિધાન છે, માટે બ્રહ્મવિદ્યા સ્વતંત્ર કહી શકાય નહિ. આ જ બાબત ૬ ઠ્ઠા સૂત્રમાં નીચે પ્રમાણે કહી છે. જેમકે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૬ ઠું.

## જ્ઞાનવાનને કર્મનું વિધાન.

तद्वतो विधानात् ॥ ६ ॥

સૂત્રાર્થઃ–જ્ઞાનવાનને પણ કર્મનું વિધાન છે, માટે બ્રહ્મવિદ્યા સ્વતંત્ર નથી. (૬)

ટીકાઃ–શિષ્યઃ–શ્રુતિમાં કહ્યું છે કે, "आचार्यकुलाद्वेदमधीत्य यथाविधानं गुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुम्बे शुचौ देशे स्वाध्यायमधीयानः (છાં૦ ૮,૧૫,૧) ગુરુના ઘરમાં

વેદોનો અભ્યાસ કર્યા પછી તથા ગુરુને તેની દક્ષિણા આપ્યા પછી દરેકે ગૃહસ્થાશ્રમી બની પવિત્ર દેશમાં રહેવું તથા ત્યાં વેદોનું અધ્યયન કરવું." આ રીતે શ્રુતિ, જે મનુષ્ય સમસ્ત વેદાંતને જાણવાવાળો છે, તેને પણ કર્મનો અધિકાર સૂચવે છે. માટે એમ સિદ્ધ થાય છે કે, જ્ઞાનનું સ્વતંત્ર રીતે ફળના હેતુપણું નથી.

ગુરુઃ-શ્રુતિમાં અધીત્ય એવું પદ છે. આથી વેદનું અધ્યયન માત્ર દર્શાવેલું છે. પણ અર્થનું જ્ઞાન દર્શાવેલ નથી.

શિષ્યઃ-આ દોષ કાઢી શકાશે નહિ કારણ કે, પ્રયોજન જોવામાં આવેલું હોવાથી અર્થનો નિશ્ચય થવા પર્યંત જ વેદનું અધ્યયન કહેલ છે. (૬)

શિષ્યઃ-વળી નિયમથી પણ બ્રહ્મવિદ્યા કર્મના શેષરૂપે છે. આ જ બાબત ૭મા સૂત્રમાં નીચે પ્રમાણે જણાવી છે. જેમકે;-

## અધિકરણ ૧લું-સૂત્ર ૭ મું.

## બ્રહ્મવિદ્યા કર્મના શેષરૂપે.

नियमाच्च ॥ ७ ॥

સૂત્રાર્થઃ-વળી નિયમથી પણ એમ સિદ્ધ થાય છે કે, વિદ્યા કર્મના શેષરૂપે છે. (૭)

ટીકાઃ-શિષ્યઃ-"कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः। एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे (ઈ० २) આ ભૂમિ લોકમાં અગ્નિહોત્રાદિ શુભ કર્મને કરતાં મનુષ્યે સો વર્ષ જીવવાની ઈચ્છા રાખવી. આ રીતે યથોક્ત કર્મ કરવાથી નરરૂપ તારામાં અશુભ કર્મનો સંબંધ થશે નહિ. અશુભ કર્મનું નહિ લેપન થવામાં આ સાધન સિવાય અન્ય કોઈ સાધન નથી." વળી શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે, "एतद्वै जरामर्यं सत्रं यदग्निहोत्रं जरया वा ह्येवास्मान्मुच्यते मृत्युना वा (શત० બ્રા० ૧૨,૪,૧,૧) અર્થઃ-અગ્નિહોત્રરૂપી જે સત્ર છે, તે જરા મરણપર્યંત પહોંચનારું છે. આ સત્રમાંથી મનુષ્ય જરા અથવા મરણ થવા પછીજ મુક્ત થાય છે." આ રીતે શ્રુતિમાં નિયમ દર્શાવ્યો છે. માટે વિદ્યામાં કર્મનું શેષપણું રહેલ છે. (૭)

ગુરુઃ-તેં બીજા સૂત્રથી તે સાતમા સૂત્ર સુધીમાં એમ દર્શાવ્યું છે કે, બ્રહ્મવિદ્યા કર્મને અધીન છે. પણ તે તારું માનવું ખોટું છે. જીવથી અધિક પરમાત્મા વેદ્યરૂપે છે, એમ ઉપદેશ છે. આ જ બાબત ૮ મા સૂત્રમાં વ્યાસ ભગવાને જણાવી છે. જેમકે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૮ મું.

## જીવથી અધિક પરમાત્મસ્વરૂપ.

अधिकोपदेशात्तु बादरायणस्यैवं तद्दर्शनात् ॥८॥

સૂત્રાર્થઃ-શરીરથી અધિક જ્ઞેયસ્વરૂપ પરમાત્માનો ઉપદેશ છે. માટે બાદરાયણનો જે મત છે તે યોગ્ય છે. આ રીતે શ્રુતિ પણ પ્રતિપાદન કરે છે. (૮)

ટીકાઃ-ગુરુઃ-મૂળ સૂત્રમાં જે તુ શબ્દ વાપરેલો છે, તેથી પૂર્વનો સિદ્ધાંત ઉડી

જાય છે. "शेषत्वात्पुरुषार्थवाद (બ્ર૦ સૂ૦ ૩, ૪,૨) આ રીતે જે કહ્યું છે, તે યોગ્યનથી.

શિષ્યઃ—આપ એમ કેમ કહો છો કે, તે યોગ્ય નથી ?

ગુરુ—કારણ કે જીવ કરતાં પણ અધિકનો ઉપદેશ શ્રુતિમા છે. જો સંસારી આત્માનો જ શારીરરૂપે, કર્તારૂપે, ભોક્તારૂપે તથા શરીર માત્રથી ભિન્નરૂપે વેદાંતમાં ઉપદેશ કરેલ હોત તો ઉપર આગળના સૂત્રમાં કહેવા પ્રમાણે ફળશ્રુતિનું અર્થવાદપણુ થાત પણ શારીર આત્માથી અધિક અસંસારી ઇશ્વર કર્તૃત્વાદિ સંસારી ધર્મથી રહિત છે. વળી તે જ પરમાત્માનું વિશેષણ પાપાદિ દોષથી રહિતરૂપે કહેલું છે તથા વેદાતમાં તે જ પરમાત્માનો વેદ્યરૂપે ઉપદેશ કરેલો છે. વળી આ પરમાત્માનું જ્ઞાન કર્મના પ્રવર્તકરૂપે નથી. પણ કર્મોનો ઉચ્છેદ કરે છે. આ જ બાબત આગળ उपमर्द च ( બ્ર૦ સૂ૦ ૩, ૪, ૧૬ ) સૂત્રથી કહેવામાં આવશે. માટે पुरुषार्थोऽतः शब्दात् (બ્ર૦ સૂ૦ ૩,૪,૧) આ રીતનું જે ભગવાન્ બાદરાયણનું મત છે, તે જ યોગ્ય છે. આ મત શેષત્વ આદિ હેત્વાભાસોવડે ચલાયમાન થતું નથી કારણ કે શ્રુતિઓ જણાવે છે કે, શારીરથી અધિક ઇશ્વરાત્મા છે. આ શ્રુતિઓ નીચે પ્રમાણે છે— "य सर्वज्ञ सर्ववित (મુ૦ ૧,૧,૮), भीषाऽस्माद्वात. पवते ( તૈ૦ ૨,૮,૧ ), महद्भय वज्रमुद्यतम् (ક૦ ૨, ૬,૨), एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि (બૃ૦ ૩,૮,૯), तदैक्षत बहु स्यां प्रजायेयेति तत्तेजोऽसृजत (છા૦ ૬,૨,૩) અર્થ—બ્રહ્મ સામાન્યરૂપે કરી સર્વવેત્તા તથા સર્વના વિશેષરૂપે કરી જ્ઞાતા છે. વાયુ આ બ્રહ્મના ભયને લીધે વાય છે તે બ્રહ્મ ઉગામેલા વજ્રના સરખું મહાન્ ભયરૂપે છે. હે ગાર્ગિ! આ અક્ષરબ્રહ્મની આજ્ઞાવડે સૂર્ય તથા ચંદ્ર પોતપોતાના સ્થાનપ્રતિ રહેલા છે. તે પરમાત્માએ જોયું કે, હું અનેકરૂપે થાઉં તથા ઉત્પત્તિભાવને પામું. 'તેણે તેજને ઉત્પન્ન કર્યું.'' વળી પ્રિય આદિથી સૂચિત સંસારી આત્માનો જ વેદ્યરૂપે ઉપદેશ કહેલો છે. જેમકે "आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति आत्मा वा अरे द्रष्टव्यः ( બૃ૦ ૨,૪,૫), य प्राणेन प्राणिति स त आत्मा सर्वान्तरः (બૃ૦ ૩,૪,૧) य एषोऽक्षिणि पुरुषो दृश्यते (છા૦ ૮,૭,૪) एत त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि (છા૦ ૮,૯,૩) અર્થ.—આત્માની કામનાને અર્થે સર્વ પ્રિય હોય છે. આત્માનો જ સાક્ષાત્કાર થવો જોઇએ. જે આત્મા પ્રાણ વાયુરૂપે થઇ પ્રાણ વાયુને ગ્રહણ કરે છે અર્થાત્ શ્વાસ લે છે તે જ તારો આત્મા છે તથા તે જ આત્મા દરેક પ્રાણી વિશે રહેલો છે. જે આત્મા નેત્રને વિશે પુરૂષરૂપે કરી દેખાય છે, આમ શરૂઆત કરી વળી કહ્યું છે કે, આ જ આત્માનું જો કે તને પૂર્વે વ્યાખ્યાન કર્યું છે, છતાં તેનુ તને ફરી વ્યાખ્યાન કરીશ." તે સર્વ ઉપદેશ અન્ય વાક્યશેષોને લઇ અધિક વસ્તુનો ઉપદેશ કરવાની ઇચ્છાને લીધે છે. પણ જીવ તથા ઇશ્વરમાં અભેદ છે, એમ સૂચવવા માટે તે છે, માટે તેમાં વિરોધ આવતો નથી આ અન્ય વાક્ય શેષરૂપ વચનો નીચે પ્રમાણે છે. જેમકે, "अस्य महतो भूतस्य नि श्वसितमेतद्यदृग्वेद· (બૃ૦

૨, ૪, ૧૦) હે મૈત્રેયિ ! આ મહાન્ ભૂતના નિઃશ્વાસરૂપે છે, જે આ ઋગ્વેદ છે.” योऽशनायापिपासे शोक मोह जरा मृत्युमत्येति (બૃ૦ ૩ ૫,૧) पर ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभि निष्पद्यते स उत्तमः पुरुष ( છા૦ ૮,૧૨,૩ ) જે આત્માને ભુખ, તરસ, શોક, મોહ, જરા તથા મૃત્યુ હોતાં નથી. પરમ જ્યોતિની પ્રાપ્તિવડે પોતાના શરીરમાથી નીકળતો પુરુષ વાયુ આદિની માફક પોતાના મૂળરૂપને ધારણ કરે છે.” શારીરનું જે પારમાર્થિક સ્વરૂપ છે, તે જ પરમેશ્વરનું સ્વરૂપ છે. શારીરસ્વરૂપ છે તે કેવળ ઉપાધિને લઇને છે. આ જ બાબત શ્રુતિમાં કહી છે. જેમકે, “तत्त्वमसि (છા૦ ૬,૮,૭), नान्यदतोऽस्ति द्रष्ट (બૃ૦૩, ૮,૧૧) તે અર્થાત્ પરમાત્મા ત્વં અર્થાત્ જીવરૂપે છે. આ પરમાત્માથી ભિન્ન કોઈ દ્રષ્ટારૂપ નથી.” આ સર્વ બાબત અમોએ જ્યાં જ્યાં જોઇએ, ત્યાં ત્યાં સંપૂર્ણ રીતે વર્ણવી છે. (૮)

શિષ્ય–પણ આચાર જોવામાં આવે છે, માટે બ્રહ્મવિદ્યા કર્મના શેષરૂપે છે તેનુ કેમ ?

ગુરુ–બ્રહ્મવિદ્યા કોઈપણ કર્મશેષથી રહિત છે આ બાબતમા પણ આચાર એક સરખો જોવામાં આવે છે. આ જ બાબત હમા સૂત્રમાં જણાવી છે. જેમકે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૯ મું
## આચાર કર્મશેષથી રહિત

तुल्य तु दर्शनम् ॥९॥

સૂત્રાર્થ–બ્રહ્મવિદ્યા કર્મના શેષરૂપે નથી. આ બાબતમાં પણ એકસરખો આચાર જોવામાં આવે છે. (૯)

ટીકા–ગુરુ–આચાર જોવામાં આવતો હોવાથી બ્રહ્મવિદ્યા કર્મના શેષરૂપે છે, એમ જે તું કહે છે, તે સંબંધી હું કહું તે સાભળ બ્રહ્મવિદ્યા એ કર્મના શેષથી રહિત છે આ બાબતમાં પણ એકસરખો આચાર જોવામા આવે છે. જેમકે, “ एतद्ध स्म वै तद्विद्वांस आहुर्ऋषय कावषेयाः किमर्था वयमध्येष्यामहे किमर्था वय यक्ष्यामहे। एतद्ध स्म वै तत्पूर्वे विद्वांसोऽग्निहोत्र न जुहुवाचक्रिरे અર્થ–બ્રહ્મને જાણવાવાળા કવષના પુત્રો જે ઋષિઓ હતા, તેઓએ કહ્યું કે, અમારે અધ્યયન શા માટે કરવુ જોઇએ ? અમારે યજન શા માટે કરવું જોઇએ ? ખરેખર પૂર્વે પણ બ્રહ્મસાક્ષાત્કારવાળાઓએ અગ્નિહોત્રમાં હોમ કર્યો નથી.” વળી કહ્યુ છે કે, “एत वै तमात्मान विदित्वा ब्राह्मणा' पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति ( બૃ૦ ૩,૫,૧ ) જ્યારે બ્રહ્મવેત્તાઓ આ આત્માને ઓળખે છે ત્યારે પુત્રૈષણા, ધનૈષણા, તથા લોકૈષણા આ ત્રણ પ્રકારની કામનાઓને ઉલ્લંઘન કરી જવા માટે તેઓ પોતાનું જીવન પરિવ્રાજકના ધર્મવાળી ભિક્ષાવૃત્તિને વિષે ગાળે છે.” બ્રહ્મના સાક્ષાત્કારવાળા યાજ્ઞવલ્ક્ય આદિઓમાં પણ કર્મનિષ્ઠપણાથી રહિતપણું જોવામા આવે છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, “एतावदरे खल्वमृतत्वमिति होक्त्वा याज्ञवल्क्यो विजहार (બૃ૦ ૪,૫,૧૫) આ પ્રમાણેનું અમૃતત્વ છે. આ પ્રમાણે ઉપદેશ કર્યા પછી યાજ્ઞવલ્ક્ય મુનિ અરણ્યને

વિષે ચાલી નીકળ્યા." વળી વૈશ્વાનર સંબંધી શ્રુતિનું વચન જોવામાં આવે છે. જેમકે, "यक्ष्यमाणो वै भगवन्तो ऽहमस्मि (છાં૦ ૫,૧૧,૫) હે ભગવન્તો ! હું એક મહાન્ યજ્ઞનો આરંભ કરવા ઇચ્છું છું." વળી ઉપાધિયુક્ત બ્રહ્મવિદ્યામાં કર્મસાહિત્ય હોવાનો સંબંધ છે. પણ અહીં કર્મનું અંગ નથી. કારણ કે આ સ્થળે પ્રકરણ આદિનો અભાવ છે. (૯)

શિષ્ય:–પણ શ્રુતિમા બ્રહ્મવિદ્યા કર્મના અંગરૂપે છે, એમ પ્રતિપાદન કર્યું છે તેનું કેમ ?

ગુરુ:–આ બાબતનો ખુલાસો હું તને ૧૦ મા તથા ૧૧ મા સૂત્રથી કરૂં છું, તે તું સાંભળ. જેમકે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૧૦ મું.

## વિદ્યાથી ઉદ્‌ગીથવિદ્યા.

असार्वत्रिकी ॥१०॥

સૂત્રાર્થ:–વિદ્યાના સંબંધમાં જે છાંદોગ્યમાં શ્રુતિ છે, ત્યાં કોઇ વિશેષ વિદ્યાને લઇને છે. (૧૦)

ટીકા–ગુરુ–શ્રુતિમાં કહ્યું છે કે, "यदेव विद्यया करोति (છાં૦ ૧,૧,૧૦) વિદ્યાથી યુક્ત થઈ જે કંઇ કર્મ કરે છે." આ શ્રુતિમાં જે વિદ્યા શબ્દ છે, તે કોઇ અમુક વિદ્યાના સંબંધમાં છે. કોઇ પ્રકૃત વિદ્યા સાથે આ વિદ્યાનો સંબધ છે. આ પ્રકૃત વિદ્યા તે ઉદ્‌ગીથ વિદ્યા છે. જેમકે કહ્યું છે કે, "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत (છાં૦ ૧,૧,૧૧) ઓમ્ વર્ણાત્મક ઉદ્‌ગીથની ઉપાસના કરવી જોઇએ."(૧૦)

ગુરુ–જેમ સો રૂપીઆ બે જણને વહેંચવાના હોય તો એકને ૫૦ રૂપીઆ આપવા તથા બીજાને ૫૦ રૂપીઆ આપવા જોઇએ. તે જ પ્રમાણે બ્રહ્મવિદ્યા મુમુક્ષુનું મુક્ત તરીકે અનુગમન કરે છે તથા કર્મ અન્યનું એટલે સંસારીનું અનુગમન કરે છે. આ જ પ્રમાણે ૧૧મા સૂત્રમા કહ્યું છે કે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૧૧ મું.

## વિદ્યા તથા કર્મનો વિભાગ.

विभागः शतवत् ॥११॥

સૂત્રાર્થ:–જેમ શતના બે વિભાગ પાડી શકાય, તેમ વિદ્યા તથા કર્મના બે જૂદા ભાગ છે (૧૧)

ટીકા:–શિષ્ય:–શ્રુતિમાં કહ્યું છે કે, 'तं विद्याकर्मणी समन्वारभेते (બૃ૦ ૪,૪,૨) પરલોકમાં જનારની પાછળ વિદ્યા તથા કર્મ જાય છે." આ રીતે પાછળ જવા સંબધી જે વચન છે, તેથી વિદ્યાની પરાધીનતાનું નિરૂપણ છે, તેનું કેમ ?

ગુરુ–આનું નિરાકરણ હું કહું, તે સાંભળ. આ સ્થળે વિભાગ જાણવો જોઇએ. જેમકે બ્રહ્મવિદ્યા અમુક મનુષ્યની પાછળ જાય છે તથા કર્મ તેથી ભિન્ન પુરૂષની પાછળ જાય છે. સોની માફક આ વિભાગ જાણવાનો છે દૃષ્ટાંત તરીકે આ બેને સો આપો, એમ કહેવામાં જો આવે તો

એકને પચાસ આપવા જોઇએ તથા બીજાને પચાસ આપવા જોઇએ તે જ પ્રમાણે આ પણ જાણવુ જોઇએ આ પાછળ જવારૂપ વચન મુમુક્ષુની સાથે સંબધ ધરાવતું નથી. જેમકે, " इति नु कामयमान (બૃ૦ ૪,૪,૬) આ પ્રમાણે કામનાવાળો પુરુષ સસારને પામે છે." આ રીતે સસારી વિષયપણાનો ઉપસહાર કર્યો છે. વળી "अथाकामयमान (બૃ૦ ૪,૪,૬) હવે જે કામનાથી રહિત છે તે મુક્ત થાય છે." આ રીતે મુમુક્ષુના સબધમા ભિન્ન ઉપદેશ છે તેમા પણ વિદ્યા શબ્દ સામાન્યરૂપે કહી છે, તેથી સસારીના સબધમાં વિદ્યા બે પ્રકારની ગ્રહણ કરવામા આવે છે. જેવી કે, વિધાન કરવામા આવેલી તથા જેનો પ્રતિષેધ કરવામા આવેલી એવી તે જ પ્રમાણે કર્મ પણ બે પ્રકારનુ છે, જેવુ કે વિહિત તથા પ્રતિષિદ્ધ કારણ કે કર્મના સબધમા પણ એમ ઉપદેશ છે કે, જેવુ કર્મ પ્રાપ્ત થાય છે તેવુ ફળ મળે છે આ રીતે હોવાથી વિભાગ નહિ માનવા છતા પણ અનુગમનરૂપ વચનનો સભવ છે (૧૧)

શિષ્ય-પણ કહ્યુ છે કે, " तद्वतो विधानात् (બ્ર૦ સૂ૦ ૩,૪,૬) જ્ઞાનવાનને પણ કર્મનુ વિધાન છે, માટે વિદ્યા સ્વતત્ર નથી." આ પ્રમાણે જે કહ્યું છે, તેનો આપ શો પ્રતિઉત્તર આપો છો ?

ગુરુ-કર્મનું વિધાન અધ્યયન કરવા લગણુ જ છે, પણ પછી નથી આ જ બાબત ૧૨મા સૂત્રમા નીચે પ્રમાણે કહી છે. જેમકે,—

## અધિકરણ ૧ લું--સૂત્ર ૧૨ મું.

## કર્મનું વિધાન કયાં સુધી ?

अध्ययनमात्रवत ॥१२॥

સૂત્રાર્થ-અધ્યયન થવા સૂધી જ કર્મનો વિધિ છે. (૧૨)

ટીકા-ગુરુ-શ્રુતિમા કહ્યુ છે કે, " आचार्यकुलाद्वेदमधीत्य (છા૦ ૮,૧૫,૧,) આચાર્યના કુળમાથી વેદનુ અધ્યયન કર્યા પછી " આ સ્થળે કેવળ અધ્યયન માત્રનું જ નિરૂપણ કરેલ છે માટે અધ્યયન થતા સૂધી જ કર્મનો વિધિ છે, એમ અમારૂ માનવુ છે.

શિષ્ય-આમ થવાથી વિદ્યાથી રહિત હોવાને લીધે કર્મને વિશે તેનો અધિકાર પ્રાપ્ત થશે નહિ, તેનું કેમ ?

ગુરુ-આ દોષ લાગુ પડશે નહિ કારણ કે અધ્યયનથી ઉત્પન્ન થનારૂં કર્મનું જ્ઞાન અધિકારના કારણરૂપે છે, તેનો અમે નિષેધ કરતા નથી

શિષ્ય-ત્યારે આપ શાનો નિષેધ કરો છો ?

ગુરુ-અમે એમ માનીએ છીએ કે, ઉપનિષદથી ઉત્પન્ન થતા આત્મજ્ઞાનની પ્રતીતિ પ્રયોજનની માફક સ્વતંત્રરૂપે છે આ જ્ઞાન કર્મના અધિકારની કારણતાને પ્રાપ્ત થતુ નથી આ રીતે અમે પ્રતિપાદન કરીએ છીએ જેમકે એક ક્રતુનુ જ્ઞાન અન્ય ક્રતુના જ્ઞાનની અપેક્ષા રાખતુ નથી તે જ પ્રમાણે આ સ્થળે પણ જાણી લેવુ (૧૨)

શિષ્યઃ-પણ "नियमाच (બ્ર૦ સૂ૦ ૩; ૪,૭) નિયમથી એમ સિદ્ધ થાય છે કે, વિદ્યા કર્મના શેષરૂપે છે" આમ જે કહ્યું છે, તેને વિશે આપ શું ખુલાસો કરો છો?

ગુરુઃ-જે જે કાંઇ નિયમવિધિ છે, તે સામાન્ય છે, જેથી અધિકારીને કોઇ પણ પ્રકારની વિશેષતા હોતી નથી. આ જ હેતુને લઇ ૧૩મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧લું-સૂત્ર ૧૩ મું.

## નિયમ વિધિમાં વિશેષતાનો અભાવ

नाविशेषात् ॥ १३ ॥

સૂત્રાર્થઃ-નિયમનું જે વિધાન છે, તેમાં વિશેષતાનો અભાવ છે. માટે વિદ્વાનને કોઇપણ પ્રકારની વિશેષતા રહેતી નથી. (૧૩)

ટીકા-ગુરુ-શ્રુતિમાં કહ્યું છે કે, "कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् (ઈ૦ ૨) આ લોકમાં અગ્નિહોત્ર કર્મ કરતા રહીને જીવવાની ઇચ્છા રાખવી" આ શ્રુતિમાં જે નિયમનું વિધાન કરેલ છે, તેમાં વિદ્વાનના સંબંધી કાંઇ વિશેષતા કહી નથી. માટે નિયમનું જે વિધાન છે, તે કોઇપણ રીતના વિશેષભાવથી રહિત છે. (૧૩)

ગુરુઃ-અથવા તો એમ કહી શકાય કે, કર્મનું જે વિધાન કર્યું છે, તે વિદ્યાની સ્તુતિ અર્થે છે. આ જ બાબત ૧૪ મા સૂત્રમાં નીચે પ્રમાણે જણાવી છે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૧૪ મું.

## વિદ્યાની સ્તુતિ માટે કર્મનું જ્ઞાન.

स्तुतयेऽनुमतिर्वा ॥१४॥

સૂત્રાર્થ-અથવા તો વિદ્યાની સ્તુતિને માટે કર્મનું અનુજ્ઞાન છે. (૧૪)

ટીકા-ગુરુ-શ્રુતિમાં કહ્યું છે કે, "कुर्वन्नेवेह कर्माणि (ઈ૦ ૨) આ લોકને વિશે કર્મ કરતો જ". આ સ્થળે બીજું વિશેષ કહેવામાં આવ્યું છે. જો કે વિષય જોતાં અહીં વિદ્વાનને જ કર્મ કરવાનું કહ્યું છે, એમ સંબંધ છે; છતાં વિદ્યાની સ્તુતિ માટે આ કર્મનું જ્ઞાન છે, એમ જાણવું. કારણ કે આગળપર કહ્યું છે કે, "न कर्म लिप्यते नरे (ઈ૦ ૨) કર્મનું લેપન વિદ્વાનને હોતું નથી." આ સર્વનો સાર એ છે કે, જીવતાં સૂધી કર્મ કરવા છતાં વિદ્વાન્ પુરૂષને કર્મ લેપાયમાન થતું નથી કારણ કે તેનામાં વિદ્યાનું બળ હોય છે. આ રીતે વિદ્યાની સ્તુતિ કરવામા આવી છે. (૧૪)

ગુરુઃ-વળી કેટલીક શાખાવાળાઓ એમ માને છે કે, જો કે પ્રજાદિમાં પ્રયોજનનો વિદ્વાનને અભાવ છે, છતાં ઇચ્છા માત્રવડે તે કર્મ કરે છે. આ જ બાબત ૧૫ મા સૂત્રમાં નીચે પ્રમાણે કહી છે,-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૧૫ મું.

## કર્મનું પ્રયોજન ઇચ્છા.

कामकारेण चैके ॥१५॥

સૂત્રાર્થ-કેટલીક શાખાવાળાઓ એમ માને છે કે, ઇચ્છા માત્રવડે વિદ્વાન્ કર્મ કરે છે. (૧૫)

૦ ટીકા -ગુરુ -વિદ્યારૂપી ફળ જેમણે પ્રત્યક્ષ કર્યું છે, એવા કેટલાક વિદ્વાનોને બ્રહ્મવિદ્યાનો આશ્રય હોવાથી તેઓ અન્ય ફળના સાધનવાળા પ્રજા આદિમા કોઇ પણ રીતના પ્રયોજનનો અભાવ દર્શાવે છે વાજસનેયી શાખાવાળાઓ એમ કહે છે કે, ઈચ્છા માત્રવડે જ પ્રજાદિ કર્મમા પ્રયોજન હોય છે જેમકે, "एतद्ध स्म वै तत्पूर्वे विद्वास प्रजा न कामयन्ते किं प्रजया करिष्यामो येषा नोऽयमात्माऽय लोक (બૃ૦ ૪,૪,૨૨) અર્થ -કારણ એ છે કે, પૂર્વના વિદ્વાનો પ્રજાની કામના નહોતા રાખતા કારણ કે તેઓનુ વિચારવુ એમ હતુ કે, પ્રજાવડે અમે શુ કરવાના હતા? જેઓને અમારી માફક આત્મા એ જ પરમ આશ્રયરૂપ છે, તેઓ એષણાનો ત્યાગ કર્યા પછી ભિક્ષા વૃત્તિને ગ્રહણ કરે છે" વળી વિદ્યાનુ ફળ અનુભવાત્મક છે પણ કર્મના ફળની માફક અન્ય કાળે થનારૂ હોતુ નથી, એમ વાર વાર અમે કહ્યું છે આથી પણ બ્રહ્મવિદ્યાનુ કર્મશેષપણુ નથી તેમ જ બ્રહ્મવિદ્યાના સબધી ફળશ્રુતિ પ્રયોજન વિનાની છે, એમ માનવુ પણ શક્ય નથી (૧૫)

ગુરુ -હુ અમુક કર્મનો કર્તા છુ, આ રીતે જીવને જે અહકાર થાય છે, તેનો પણ બ્રહ્મવિદ્યાવડે નાશ થાય છે આ જ હેતુથી ૧૬મા સૂત્રમા કહ્યુ છે કે,-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૧૬ મું બ્રહ્મવિદ્યાથી અવિદ્યાનો નાશ

उपमर्दं च

સૂત્રાર્થ -બ્રહ્મવિદ્યાના બળથી અવિદ્યાકૃત કારક આદિનો નાશ થાય છે

ટીકા -ગુરુ -વળી શ્રુતિ એમ કહે છે કે, કર્મના અધિકારવિશે પ્રયોજનવાળા, ક્રિયા, કારક તથા ફળના લક્ષણવાળા અવિદ્યાથી થયેલ સર્વ પ્રપચનો પણ વિદ્યાના બળથી નાશ થાય છે જેમકે કહ્યુ છે કે, "यत्र वा अस्य सर्वमात्मैवाभूत्तत्केन क पश्येत्तत्केन क जिघ्रेत् (બૃ૦ ૨,૪,૧૪) અર્થ -વિદ્યાવસ્થામા તે સર્વને આત્મારૂપે જૂવે છે શાવડે શી વસ્તુને તે સમયે જૂવે? શા વડે શી વસ્તુને સુઘે?" જેને કર્મના અધિકારની સિદ્ધિની આકાક્ષા નથી, એવા મનુષ્યને વેદાતમા દર્શાવેલ આત્મજ્ઞાન પૂર્વે જ કર્મના અધિકારનો નાશ જ હોય છે આમ હોવાથી પણ બ્રહ્મવિદ્યાનુ સ્વતત્રપણુ છે (૧૬)

શિષ્ય -ત્યારે બ્રહ્મવિદ્યાની સ્થિતિ કયા આશ્રમમા રહેલી છે?

ગુરુ -બ્રહ્મવિદ્યાની સ્થિતિ સન્યસ્તાવસ્થામા દર્શાવી છે શ્રુતિમા પણ આ પ્રમાણેનુ પ્રમાણ છે આ જ હેતુથી ૧૭ મા સૂત્રમા કહ્યુ છે કે,—

## અધિકરણ ૧ લું-સૂત્ર ૧૭ મું. બ્રહ્મવિદ્યાનો અધિકારી કોણ?

ऊर्ध्वरेत सु च शब्दे हि ॥१७॥

સૂત્રાર્થ -બ્રહ્મવિદ્યાનુ નિરૂપણ સન્યસ્ત આશ્રમોમા છે. કારણ કે શ્રુતિમા આ આશ્રમમા જ બ્રહ્મવિદ્યા દર્શાવી છે (૧૭)

ટીકા -ગુરુ -શ્રુતિમા કહ્યુ છે કે, સન્યસ્ત આશ્રમોમા જ બ્રહ્મવિદ્યા રહેલી છે આ આશ્રમમા બ્રહ્મવિદ્યા, એ કર્મના અગરૂપે છે, એમ પ્રાપ્ત થતુ નથી કારણ

કે કર્મનો અભાવ છે. સંન્યસ્ત આશ્રમવાળાઓને અગ્નિહોત્રાદિ વૈદિક કર્મો હોતાં નથી.

શિષ્યઃ–સંન્યસ્તના આશ્રમોનું નિરૂપણ શ્રુતિમાં નથી.

ગુરુઃ–જો કે નિરૂપણ નથી, તેમ છતાં તેનું જ્ઞાન શ્રુતિવચનોવડે થઇ શકે છે. જેમકે, "त्रयो धर्मस्कन्धाः (છાં૦૨,૨૩,૧) ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते (છાં૦૫,૧૦,૧), तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये (મુ૦ ૧,૨,૧૧), एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति (બૃ૦૪,૪,૨૨), ब्रह्मचर्यादेव प्रव्रजेत् (જા૦ ૪) ધર્મના ત્રણ વિભાગો છે. આ જેઓ અરણ્યમાં રહી શ્રદ્ધા તથા તપની ઉપાસના કરે છે. સંન્યાસીઓ અરણ્યમાં રહી તપ તથા શ્રદ્ધાનું સેવન કરે છે. આત્મસાક્ષાત્કારની કામનાવાળા સંન્યાસીઓ સર્વ કર્મનો ત્યાગ કરે છે. બ્રહ્મચર્ય થઇ રહ્યા પછી તરત જ સંન્યસ્ત લેવું." જેઓએ ગૃહસ્થાશ્રમ પ્રાપ્ત કર્યો છે, તેમ જ જેઓએ પ્રાપ્ત નથી કર્યો, જેઓએ ત્રણ પ્રકારનાં ઋણો અદા કર્યાં છે, તેમ જ જેઓએ ત્રણ પ્રકારનાં ઋણો અદા નથી કર્યાં, આ સર્વ મનુષ્યોને સંન્યસ્તપણું શ્રુતિ તથા સ્મૃતિમાં પ્રસિદ્ધ છે. આ સર્વ કારણોથી સિદ્ધ થાય છે કે, બ્રહ્મવિદ્યા સ્વતંત્રરૂપે છે. (૧૭)

શિષ્યઃ–ત્યારે શું અન્ય આશ્રમો નકામા છે?

ગુરુઃ–ના, જૈમિનિ આચાર્ય એમ માને છે કે, દરેક આશ્રમમાં મોક્ષરૂપ અર્થથી ભિન્ન અન્ય પ્રયોજન સિદ્ધ કરવાનું તાત્પર્ય રહે છે. માટે અન્ય આશ્રમોનો સમાવેશ સંન્યસ્તાશ્રમમાં થાય છે. શ્રુતિ અન્ય આશ્રમોની નિંદા કરે છે. તેનું કારણ એ કે, મોક્ષરૂપ પ્રયોજનવાળા તે આશ્રમો નથી. આ જ હેતુથી ૧૮ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૨ જું–સૂત્ર ૧૮ મું.

## પ્રથમના ત્રણ આશ્રમની નિકૃષ્ટતા.

**परामर्शं जैमिनिरचोदना चापवदति हि ॥ १८ ॥**

સૂત્રાર્થઃ–જૈમિની નામના આચાર્ય સંન્યસ્ત આશ્રમમાં અન્ય આશ્રમોનો સમાવેશ કરે છે. શ્રુતિ અન્ય આશ્રમનો અપવાદ કરે છે, માટે તે મોક્ષાર્થરૂપ પ્રેરણાથી રહિત છે. (૧૮)

ટીકાઃ–ગુરુઃ–શ્રુતિમાં કહ્યું છે કે, "त्रयो धर्मस्कन्धाः (છાં૦ ૨,૨૩,૧) અર્થઃ– ધર્મના ત્રણ વિભાગો છે." ઇત્યાદિ સંન્યસ્ત આશ્રમોના સદ્ભાવને લઇને જે શબ્દો કહેવાયલા છે, તે શબ્દો સદ્ભાવનું પ્રતિપાદન કરી શકતા નથી. કારણ કે જૈમિનિ આચાર્ય એમ માને છે કે, આ આશ્રમમાં અન્ય આશ્રમોનો સમાવેશ છે, પણ વિધિ નથી.

શિષ્યઃ–આમ માનવાનું શું કારણ?

ગુરુઃ–આ સ્થળે શ્રુતિમાં જે, સાત લિંગો અર્થાત્ સૂચનાઓ છે, તેમાંનો એક પણ પ્રેરણા કરનારો શબ્દ અન્ય આશ્રમસંબંધી નથી. પણ દરેકમાં અન્ય અર્થનું પ્રતિપાદન કરવાનું તાત્પર્ય જોવામાં આવે છે. ધર્મના ત્રણ વિભાગો

છે, યજ્ઞ, અધ્યયન તથા દાન "વળી યજ્ઞ, અધ્યયન તથા દાન મળી પ્રથમ વિભાગ, તપ એ બીજો વિભાગ તથા બ્રહ્મચારીએ આચાર્યના ઘરમાં રહેવુ, એ તૃતીય વિભાગ છે. જેઓ આ ધર્મોને પાળે છે, તેઓ બ્રહ્મલોકને પામે છે." આ રીતે પરામર્શ કર્યું છે કે, આ આશ્રમોનું ફળ આત્યંતિક ભાવથી રહિત છે, પણ નૈષ્ઠિક બ્રહ્મચર્યપણાથી આત્યંતિક ભાવની પ્રાપ્તિ થાય છે, એમ જણાવ્યું છે. જેમકે, " ब्रह्मसंस्थोऽमृतत्वमेति (છા૦ ૨,૨૩,૧) બ્રહ્મસંસ્થ અર્થાત્ બ્રહ્મના જ પર આસ્થાવાળો કેવળ અમૃત ભાવને પામે છે"

શિષ્યઃ-જો કે આ આશ્રમોનો સન્યસ્તમાં પરામર્શ છે, છતાં તે આશ્રમો પાળવા યોગ્ય છે.

ગુરુ-હા, તે પાળવા યોગ્ય છે. તેની કોણ ના કહે છે ? પણ આ આશ્રમોનું નિરૂપણ સ્મૃતિ તથા આચાર શાસ્ત્રવડે કરેલ છે, પણ પ્રત્યક્ષ શ્રુતિવડે નહિ. આ પ્રમાણે પ્રત્યક્ષ શ્રુતિનો બાધ આવવાથી આ આશ્રમો આદરવા યોગ્ય નથી, આ રીતનો નિશ્ચય થશે અથવા તો આ આશ્રમો સત્ય પ્રયોજન વિનાના થશે.

શિષ્યઃ-ગૃહસ્થાશ્રમ ધર્મનો સમાવેશ ઉર્ધ્વરેત આશ્રમની સાથે જ કર્યો છે, જેમકે યજ્ઞ, અધ્યયન તથા દાન આ પ્રથમ વિભાગ છે.

ગુરુઃ-જો કે આમ છે ખરૂં, પણ અગ્નિહોત્રાદિ કર્મનું વિધાન ગૃહસ્થાશ્રમને લઈને છે. આ રીતનું તે આશ્રમનું અસ્તિત્વ શ્રુતિવિશે પ્રસિદ્ધ છે. માટે જે કાંઈ અન્ય આશ્રમનો ઉપસંહાર કર્યો છે, તે સ્તુતિને લીધે છે, પણ મુખ્ય પ્રેરણાને માટે અર્થાત્ આત્મસાક્ષાત્કારને માટે નહિ વળી પ્રત્યક્ષ રીતે શ્રુતિ અન્ય આશ્રમોની નિંદા કરે છે. જેમકે, "वीरहा वा एष देवाना योऽग्निमुद्वासयते, आचार्याय प्रिय धनमाहृत्य प्रजातन्तु मा व्यवच्छेत्सीः(તૈ૦૧,૧૧,૧) नापुत्रस्य लोकोऽस्तीति तत्सर्वे पशवो विदु અર્થઃ-જે અગ્નિની ઉપાસના નથી કરતો, તેનો અગ્નિ નાશ કરે છે. આચાર્યને યથેચ્છ ધન આપ. ગૃહસ્થાશ્રમ ધર્મ માંડી પ્રજાના વિસ્તારનો નાશ મા કર. પુત્ર રહિતને કોઈ લોકની પ્રાપ્તિ થતી નથી. આ બાબત સર્વ પશુઓ જાણે છે." કહ્યું છે કે, "ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते (છા૦ ૫,૧૦,૧) तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये (મુ૦ ૧,૨,૧૧) જેઓ અરણ્યવિશે શ્રદ્ધાપુરસર તપની ઉપાસના કરે છે. ભિક્ષાવૃત્તિને અનુસરનારા જે વાનપ્રસ્થાશ્રમી તથા જ્ઞાનવાન્ પુરૂષો પોતાની ઇન્દ્રિયોનું દમન કરી તપ તથા શ્રદ્ધાને અરણ્યમાં સેવે છે." આ રીતે દેવયાન માર્ગ સંબંધી ઉપદેશ છે, પણ અન્ય આશ્રમ સંબંધી ઉપદેશ નથી. વળી સંશયાત્મક અન્ય આશ્રમનું નિરૂપણ નીચલી શ્રુતિમાં છે. જેમકે, "तप एव द्वितीय (છા૦ ૨, ૨૩, ૧) તપ એ દ્વિતીય ભાગ છે." વળી કહ્યુ છે કે, 'एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति (બૃ૦ ૪,૪,૨૨) આત્મસાક્ષાત્કારની ઇચ્છાવાળા સંન્યાસીઓ સર્વ પ્રકારના કર્મનો ત્યાગ કરે છે." આ જે કહ્યું છે,

તે બ્રહ્મલોકની સ્તુતિના સંબધમાં છે, પણ સંન્યાસાશ્રમના વિધિરૂપે આ નિરૂપણ નથી.

શિષ્યઃ-"બ્રહ્મચર્યમાંથી સંન્યસ્તાશ્રમમાં જવું જોઈએ" આ રીતે સ્પષ્ટ તથા પ્રત્યક્ષ સંન્યસ્તનું વિધાન જાબાલોપનિષદમાં કહેલ છે.

ગુરુઃ-હા, તેમાં તે પ્રમાણે નિરૂપણ કરેલ છે. પણ આ શ્રુતિ મૂકી દઈને બીજી બધી શ્રુતિમાં ઉપર કહેલા પ્રમાણેનો જ વિચાર છે, એમ જાણવું. (૧૮)

ગુરુઃ-સંન્યસ્ત સિવાયના બીજા જે કાંઈ આશ્રમો છે, તે આચરવા યોગ્ય છે, આમ બાદરાયણ મુનિનું મત છે. આ જ પ્રમાણે ૧૯ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૨ જું-સૂત્ર ૧૯ મું.

## બાદરાયણ મુનિનો મત.

अनुष्ठेयं बादरायणः साम्यश्रुतेः ॥१९॥

સૂત્રાર્થઃ-સંન્યસ્ત સિવાયના અન્ય આશ્રમો આચરવા યોગ્ય છે, એમ બાદરાયણ મુનિનું માનવું થાય છે. કારણ કે શ્રુતિ તે રીતે પ્રતિપાદન કરે છે. (૧૯)

ટીકાઃ-ગુરુઃ-અન્ય આશ્રમ આચરવા યોગ્ય છે, એમ બાદરાયણ નામના આચાર્ય માને છે. કારણ કે શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે. અગ્નિહોત્રાદિ કર્મ અવશ્ય કરવા યોગ્ય છે, માટે તેથી ભિન્ન રીતે અન્ય આશ્રમ પાળવા યોગ્ય છે, આ રીતનો અધિકાર સિદ્ધ થતો નથી. આથી સર્વ વિચારનું નિવારણ થાય છે. ગૃહસ્થાશ્રમની માફક અન્ય આશ્રમની પણ જેને ઇચ્છા ન હોય, તેણે સંન્યસ્ત પાળવો, એ રીતના વિચારવડે નિરાકરણ કરવામાં આવે છે.

શિષ્યઃ-આમ કહેવાનું શું કારણ?

ગુરુઃ-આ રીતના તાત્પર્યની શ્રુતિ છે. ગૃહસ્થાશ્રમના નિરૂપણ સાથે અન્ય આશ્રમનો પણ સમાવેશ કરવાવાળી શ્રુતિ જોવામાં આવે છે. જેમકે "त्रयो धर्मस्कन्धाः (છા૦૨,૨૩,૧) ધર્મના ત્રણ વિભાગો છે." આ રીતે જેમ એક શ્રુતિમાં નિરૂપણ કરવાથી ગૃહસ્થાશ્રમનો સમાવેશ થાય છે, તે જ પ્રમાણે અન્ય આશ્રમધર્મોનો પણ સમાવેશ થાય છે, એમ જાણવું. દૃષ્ટાંત તરીકે, એક શાસ્ત્રમાં ઉપવીત સંસ્કાર વિધિનું નિરૂપણ કરેલ હોવાથી તેમાં નિવીત તથા પ્રાચીનાવીતનો *સમાવેશ થાય છે. માટે ગ્રહસ્થાશ્રમના નિરૂપણથી અન્ય આશ્રમનું વિધાન પણ જાણી લેવું. શ્રુતિમાં કહ્યું છે કે, "एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति (બૃ૦૪,૪,૨૨) આત્મલોકની ઇચ્છાવાળા સંન્યાસીઓ સર્વ કર્મનો ત્યાગ કરે છે." આ વેદના વચનવડે પરિવ્રાજકના ધર્મનું નિરૂપણ છે. વળી "येचेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते (છા૦૫,૧૦,૧) જેઓ અરણ્યમાં શ્રદ્ધાયુક્ત તપની ઉપાસના કરે છે." આમાં પંચાગ્નિ વિદ્યાવડે વાનપ્રસ્થનું વિધાન છે. વળી કહ્યું છે કે, "तप एव द्वितीयः

* ઉપવીતઃ-ડાબા ખભા પર રહેલું તથા જમણા પાસાને વ્યાપેલ જનોઇ તે ઉપવીત. નિવીત-જમણા ખભા પર રહેલ તથા ડાબા ખભાને વ્યાપેલ તે નિવીત. પ્રાચીનાવીતઃ- કેવળ કંઠમાં રહેલ જનોઇ તે પ્રાચીનાવીત

(छा०२,२३,१), तप એ ધર્મના બીજા વિભાગરૂપે છે" અહીં અન્ય આશ્રમનું નિરૂપણ સંદેહાત્મક છે, એમ જે કહ્યું છે તે દોષ નથી કારણ કે નિશ્ચયના કારણનું આમાં અસ્તિત્વ છે જેમકે "त्रयो धर्मस्कन्धा" આ શ્રુતિવડે ધર્મનો વિભાગ ત્રણરૂપે છે, એ રીતનો નિશ્ચય કર્યો છે. વળી યજ્ઞાદિ અનેક ધર્મો કે જેની ઉત્પત્તિ આ ત્રણ ધર્મવિશે નથી તથા આશ્રમ સંબંધથી જે ભિન્ન છે, તેનો સમાવેશ આ ત્રણ ધર્મવિભાગવિશે થતો નથી અહીં યજ્ઞાદિના વિધાનરૂપ ગૃહસ્થાશ્રમનું નિરૂપણ એક ધર્મસ્કંધરૂપે છે. વળી બ્રહ્મચારીરૂપ ધર્મસ્કંધ, એ તો સ્પષ્ટ આશ્રમનું વિધાન છે તો પછી તપના વિધાનવડે તપ જેમાં મુખ્ય છે, એવા આશ્રમ સિવાય કયું અન્ય તપ-વિધાન ધર્મસ્કંધરૂપે માનવું જોઇએ? "ये चेमेऽरण्ये (छा०५,१०,१) જેઓ અરણ્યમાં રહી." આમાં અરણ્યનું વિધાન હોવાથી શ્રદ્ધા તથા તપવડે કોઇ આશ્રમનો જ સ્વીકાર છે. માટે બીજા આશ્રમનો પરામર્શ થવા છતાં અન્ય આશ્રમો આચરવા યોગ્ય છે. (૧૯)

શિષ્ય–અન્ય આશ્રમોનો પરામર્શ શ્રુતિ એક બાજુએ કરે છે, તેમજ આપ કહો છો કે, અન્ય આશ્રમો અનુષ્ઠેય છે તે બેઉ બાબત એકરૂપે કેવી રીતે થઇ શકે?

ગુરુ–આમ એકવાક્યતા નહિ થવાથી અન્ય આશ્રમોના પરામર્શવાળી શ્રુતિ વિધિરૂપે છે, એમ માનવું વધારે યોગ્ય છે. જેમ પિતૃહોમમાં હવિની નીચે સમિધને લઇને જવું, આમ કહેવાથી દેવહોમમાં સરવાના દંડની ઉપર સમિધને ધારણ કરવાનો વિધિ સિદ્ધ થાય છે. તેમ આ સ્થળે પણ અન્ય આશ્રમના પરામર્શવાળી જે શ્રુતિ છે, તે વિધિરૂપે જાણવી આ જ પ્રમાણે નીચલા સૂત્રમાં કહ્યું છે કે,–

## અધિકરણ ૨ જું–સૂત્ર ૨૦ મું. પરામર્શવાળી શ્રુતિ વિધિરૂપે.

विधिर्वा धारणवत् ॥२०॥

સૂત્રાર્થ–ધારણની માફક અન્ય આશ્રમનો પરામર્શ વિધિરૂપે છે (૨૯)

ટીકા–ગુરુ–અથવા તો અન્ય આશ્રમનો વિધિ છે, પણ કેવળ પરામર્શ નથી.

શિષ્ય–વિધિ સ્વીકારવાથી શ્રુતિમાં જે એકવાક્યતા છે, તેના જ્ઞાનને બાધ આવશે વળી આ સ્થળે પુણ્ય લોકના ફળવાળા ધર્મના ત્રણ વિભાગો છે, આ રીતની એક વાક્યતાનું જ્ઞાન થાય છે તથા બ્રહ્મસંસ્થપણું અર્થાત્ બ્રહ્મનેવિશે સમ્યક્ પ્રકારે સ્થિતિ, અમૃતત્વના ફળરૂપે છે

ગુરુ–હા, તેમ છે ખરૂં. પણ એક વાક્યતાના જ્ઞાનનો ત્યાગ કરી વિધિનો જ સ્વીકાર કરવો વધારે સારો છે કારણ કે અન્ય આશ્રમોની પૂર્વસિદ્ધિ નથી, તેમ જ આ સ્થળે અન્ય વિધિ જોવામાં આવતો નથી વળી અન્ય આશ્રમોનું જ્ઞાન સ્પષ્ટ રીતે કહેલ છે આ સર્વ કારણોને લીધે ગુણાનુવાદની કલ્પનાનું અનિત્યત્વ હોવાથી એક વાક્યતાની યોજના

વિષ્ણુમિત્ર મહા બુદ્ધિમાન્ છે. માટે પ્રથમના ત્રણ આશ્રમવાળાઓ પુણ્યલોકને પામવાવાળા છે તથા પરિવ્રાજ અમૃત ભાવને પામવાવાળો છે.

શિષ્ય—બ્રહ્મસંસ્થ શબ્દની યોગમાં પ્રવૃત્તિ હોવાથી તેનો સંભવ સર્વ આશ્રમને વિશે છે, તો પછી પરિવ્રાજકમાં જ તેનો સમાવેશ કેવી રીતે થાય? વળી રૂઢિનો સ્વીકાર કરવાથી દરેક આશ્રમમાં અમૃતભાવની પ્રાપ્તિ થવાથી, જ્ઞાનના મિથ્યાપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

ગુરુ—આ સંબંધી હું કહું, તે સાંભળ. બ્રહ્મસંસ્થનો અર્થ એ થાય છે કે, બ્રહ્મમાં પરિસમાપ્તિ થવી. અર્થાત્ અન્ય કોઈપણ વસ્તુનેવિશે વ્યાપાર પ્રવૃત્તિ નહિ, પણ બ્રહ્મમાં જ સ્થિતિ, તે બ્રહ્મસંસ્થ કહેવાય. આ બ્રહ્મસંસ્થનો સંભવ પ્રથમના ત્રણ આશ્રમ વિશે હોતો નથી કારણ કે શ્રુતિમા કહ્યું છે કે, પોતપોતાના આશ્રમમાં જે જે કર્મનું વિધાન કરેલ હોય, તે ન કરવાથી બાધ આવે છે. સંન્યસ્તવાળાને સર્વ કર્મનો ત્યાગ કરવો પડે છે. આથી કર્મ ન કરવાના કારણથી કોઈ રીતનું પાપ લાગતું નથી. સંન્યાસના ધર્મરૂપે શમદમ આદિ છે. આ જ ધર્મ ધર્મસંસ્થપણાનું પોષણ કરે છે, પણ વિરોધી નથી. શમદમ આદિથી પોષણ કરાયેલ, સંન્યાસાશ્રમમાં વિધાન કરેલ જે કર્મ છે, તે બ્રહ્મનિષ્ઠત્વરૂપે છે. વળી યજ્ઞાદિ કર્મોનું વિધાન અન્ય આશ્રમવિશે છે. આ કર્મનું ઉલ્લંઘન કરવાથી તે આશ્રમને વિશે બાધ આવે છે. વળી શ્રુતિમાં કહ્યુ છે કે, "न्यास इति ब्रह्मा ब्रह्मा हि परः परो हि ब्रह्मा तानि वा एतान्यवराणि तपांसि न्यास एवात्यरेचयत् (નારા૦ ૭૮) वेदान्तविज्ञानसुनिश्चितार्थाः सन्यासयोगाद्यतयः शुद्धसत्वाः (મુ૦ ૩, ૨, ૬) (નારા૦ ૧,૨,૩) (કૈવલ્ય૦ ૩) સંન્યાસ એ બ્રહ્મારૂપે છે. કારણ કે બ્રહ્મા પરરૂપે છે. અર્થાત્ હિરણ્યગર્ભ પરરૂપે છે. આ તપરૂપ કર્મો અપકૃષ્ટ છે, પણ સર્વ કર્મનો સંન્યાસ, એ જ ઉત્કૃષ્ટ છે. વેદાન્તથી ઉત્પન્ન થયેલા વિજ્ઞાનના અર્થને જેઓએ સમ્યક્ પ્રકારે જાણ્યા છે, જેઓનું અંતઃકરણ કર્મત્યાગ તથા યોગ અર્થાત્ બ્રહ્મનિષ્ઠાવડે શુદ્ધ થયું છે, તેવા સર્વ યતિઓ અમૃતભાવને પામે છે." વળી સ્મૃતિઓમાં પણ કહ્યું છે કે, "तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणा (ગી૦ ૫,૧૭) આ પરબ્રહ્મને વિશે જેવી બુદ્ધિ છે, આ પરબ્રહ્મ જેના આત્મારૂપે છે, આ પરબ્રહ્મમાં જેની નિષ્ઠા છે તથા આ પરબ્રહ્મ જેના આશ્રયરૂપે છે, તે જ પુરૂષ મોક્ષને પામે છે." આ સર્વ શ્રુતિ તથા સ્મૃતિઓ બ્રહ્મસંસ્થવાળાને કર્મનો અભાવ દર્શાવે છે. માટે પરિવ્રાજકને પોતાના આશ્રમના અનુષ્ઠાનથી અમૃતત્વની પ્રાપ્તિ થાય છે. આથી જ્ઞાનના અનર્થ થવારૂપ દોષની તેને પ્રાપ્તિ થતી નથી. માટે અન્ય આશ્રમોનો પરામર્શ છે, છતાં સંન્યસ્તપણું એ જ બ્રહ્મસંસ્થપણાનું લક્ષણ છે, એમ સિદ્ધ થાય છે. અન્ય આશ્રમનું વિધાન કરનારી જાબાલની જે શ્રુતિ છે, તેની દરકાર રાખ્યા વિના આચાર્યે આ વિચાર પ્રવર્તાવ્યો છે. વળી અન્ય આશ્રમનું વિધાન કરનારી પણ પ્રત્યક્ષ શ્રુતિઓ છે. જેમકે,

"ब्रह्मचर्यं परिसमाप्य गृही भवेद्‌गृही भूत्वा वनी भवेद्वनीभूत्वा प्रव्रजेत्। यदि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेद् गृहाद्वा वनाद्वा ( જા૦ ૪ ) બ્રહ્મચર્ય સમાપ્ત કર્યા પછી ગૃહસ્થાશ્રમ પાળવો. ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થાશ્રમ પાળવો, વાનપ્રસ્થ પછી સંન્યસ્ત લેવું. અથવા તો બીજી રીતે બ્રહ્મચર્યમાંથી જ સંન્યસ્ત લેવું, ગૃહસ્થાશ્રમમાંથી થવું અથવા વાનપ્રસ્થમાંથી થવું." આ શ્રુતિ જે અધિકારથી રહિત છે, તેનો વિષય કરવાવાળી નથી. કારણ શ્રુતિમાં જે આ કહ્યું છે, તે સામાન્ય રીતે કહ્યું છે. પણ અધિકારથી જેઓ રહિત છે, તેઓના સંબંધમાં જૂદું વિધાન છે. જેમકે, "अथ पुनरव्रती वाऽव्रती वा स्नातको वाऽस्नातको वोत्सन्नाग्निरनग्निको वा (જા૦ ૪) વ્રતીએ, અથવા અવ્રતીએ, સ્નાતકે અથવા અસ્નાતકે, અગ્નિની ઉપાસનાવાળાએ કે અગ્નિનું નહિ સેવન કરનારાએ સંન્યસ્ત લેવું." વળી સંન્યસ્તપણું એ બ્રહ્મજ્ઞાનની પરિપકવતાનું અંગ છે. આથી જે અધિકારથી રહિત છે, તેને લાગુ પડતું નથી. વળી શ્રુતિમાં કહ્યું છે કે, "अथ परिव्राड्विवर्णवासा मुण्डोऽपरिग्रहः शुचिरद्रोही भैक्षाणो ब्रह्मभूयाय भवति (જા૦ ૫) જેનું વસ્ત્ર વિવર્ણ છે, જેણે મુંડન કરાવ્યું છે, જે પરિગ્રહણથી રહિત, પવિત્ર, દ્રોહથી રહિત તથા ભિક્ષા ગ્રહણ કરનારારો જે સંન્યાસી છે, તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. માટે બ્રહ્મચારીના આશ્રમો સિદ્ધ છે તથા બ્રહ્મવિદ્યાનું વિધાન બ્રહ્મચારીને કહેલું છે. આ સર્વ કારણથી બ્રહ્મવિદ્યા સ્વતંત્ર છે. (૨૦)

શિષ્યઃ–ઉદ્‌ગીથના અર્થવાળાં શ્રુતિવચનો સ્તુતિને અર્થે છે કે વિધિરૂપે છે? હું એમ માનું છું કે, કર્મના અંગ તરીકે આ વાક્યો હોવાથી સ્તુતિઅર્થે છે.

ગુરુઃ–ના, આ શ્રુતિવચનો પૂર્વ નહિ સિદ્ધ કરેલા અર્થનું વિધાન કરનારાં હોવાથી વિધિરૂપે છે. આ જ બાબત ૨૧ મા સૂત્રમાં નીચે પ્રમાણે દર્શાવી છે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૨૧ મું.

## ઉદ્‌ગીથવાળાં વચનો વિધિરૂપે.

**स्तुतिमात्रमुपादानादिति चेन्नापूर्वत्वात्**
**॥ २१ ॥**

સૂત્રાર્થઃ–ઉદ્‌ગીથના અર્થવાળાં શ્રુતિવચનો કર્મના અંગ તરીકે ગ્રહણ કરાયલાં હોવાથી તેઓ સ્તુતિ અર્થે છે, એમ કહેશો તો તે યોગ્ય નથી. કારણ કે પૂર્વસિદ્ધ અર્થનું તેઓ પ્રતિપાદન નહિ કરનારાં હોવાથી વિધિરૂપે છે. (૨૧)

ટીકાઃ–શિષ્યઃ–શ્રુતિમાં કહ્યું છે કે, "स एष रसाना रसतमः परमः परार्ध्योऽष्टमो यदुद्गीथः (છા૦ ૧,૧,૩) इयमेवर्गग्नि साम (છા૦ ૧, ૬,૧) अथ वाव लोक एषोऽग्निश्चितः। तदिदमेवोक्थमियमेव पृथिवी અર્થઃ–જે ઉદ્‌ગીથ છે તે આ રસોના રસમયરૂપે, પરમરૂપે, પરમાત્માના સ્થાનરૂપે તથા અષ્ટમરૂપે છે. આ જ પૃથિવી ઋક્‌રૂપે છે. ખરેખર આ લોક અગ્નિવડે થયલો છે. તે જ ઉકથ સ્વરૂપે છે. જે પૃથ્વીરૂપે છે તે જ ઉકથ સ્વરૂપે છે." ઇત્યાદિ શ્રુતિઓ ઉદ્‌ગીથાદિની સ્તુતિ માટે છે કે ઉપાસનાને લીધે

છે ? આ રીતનો મને સંશય થાય છે. મારૂં માનવું તો એવું છે કે, તે સ્તુતિ અર્થે છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, તેઓ ઉદ્દગીથાદિરૂપ કર્માંગના ગ્રહણને લીધે છે. જેમકે, 'इयमेव जुहुरादित्य' कूर्म स्वर्गो लोक आहवनीय' આ પૃથ્વી જુહુરૂપે છે, આદિત્ય કૂર્મરૂપે છે તથા સ્વર્ગલોક આહવનીયસ્વરૂપે છે." આ જેમ જુહૂ આદિની સ્તુતિ અર્થે કહેલ છે, તેમ આ સ્થળે પણ છે.

ગુરુઃ—ના, તેમ નથી આ શ્રુતિઓનું પ્રયોજન કેવળ સ્તુતિરૂપે નથી કારણ કે આ શ્રુતિઓ અપૂર્વ અર્થનું પ્રતિપાદન કરનારી છે આ શ્રુતિઓને વિધિરૂપે ગ્રહણ કરવાથી, અપૂર્વ અર્થનું પ્રતિપાદન થાય છે પણ સ્તુતિ અર્થે આ શ્રુતિઓ ગ્રહણ કરવાથી અનર્થ થશે. કારણ કે પૂર્વ મીમાંસામાં કહ્યું છે કે, વિધિયુક્ત શબ્દને વાક્યશેષરૂપે પ્રતિપાદન કરવાથી સ્તુતિનુ પ્રયોજન સિદ્ધ થાય છે. જેમ કે, "विधिना त्वेकवाक्यत्वा त्स्तुत्यर्थेन विधीना स्यु અર્થઃ—વિધિવાક્યોની સાથે વેદાંતવાક્યોની એક વાક્યતા કરવાથી વિધિવાક્યો સ્તુતિરૂપે થઇ શકે છે." એક સ્થાનવિશે વિધાન કરેલ ઉદ્દગીથ આદિની સ્તુતિ અન્ય સ્થળ વિશે કરી હોય, પણ તે સ્તુતિ વાક્ય શેષભાવનું પ્રતિપાદન નહિ કરતી હોય તો મિથ્યા થવી જોઇએ. વળી જુહૂ પૃથ્વીરૂપે છે ઇત્યાદિ તો વિધિના સમીપમાં જ કહ્યુ છે. માટે તેમાં નિયમતા છે. માટે આ શ્રુતિઓ વિધિરૂપે છે. (૨૧)

શિષ્યઃ—ઉદ્દગીથાર્થક વાક્યો વિધ્યર્થક છે, તે સંબધી બીજું પ્રમાણ હોય તો કહો ?

ગુરુઃ—આ શ્રુતિવચનો ઉપાસનાનું વિધાન કરનારી હોવાથી વિધિરૂપે છે. આ જ હેતુથી ૨૨મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૩ જું—સૂત્ર ૨૨ મું.
## ઉદ્દગીથાદિ ઉપાસનામાટે.

भावशब्दाच्च ॥२२॥

સૂત્રાર્થઃ—વળી વિધિ શબ્દ હોવાથી ઉદ્દગીથાર્થ શ્રુતિવચનો વિધ્યર્થક છે.(૨૨)

ટીકાઃ ગુરુઃ—"उद्गीथमुपासीत (છા૦ ૧,૧,૧) सामोपासीत (છા૦ ૨,૨,૧) अहमुक्थमस्मीति विद्यात् અર્થઃ—મનુષ્યે ઉદ્દગીથની ઉપાસના કરવી જોઇએ. મનુષ્યે સામની ઉપાસના કરવી જોઇએ. હું ઉકથસ્વરૂપે છું, એમ ધ્યાન કરવું જોઇએ." ઇત્યાદિ શ્રુતિનાં વચનોમાં સ્પષ્ટ રીતે વિધિનું નિરૂપણ છે. આ વચનો કેવળ સ્તુતિરૂપે હોય તો તેમાં મોટો વાધો આવશે. વળી ન્યાયવેત્તાઓ કહે છે કે, "कुर्यात् क्रियेत कर्तव्य भवेत् स्यादिति पचमम् । एतत् स्यात् सर्ववेदेषु नियत विधिलक्षणम् અર્થઃ—કરવું જોઇએ, કરવામાં આવે છે, કરાવવું જોઇએ, થવું જોઇએ, હોવું જોઇએ, આ પાંચ વિધિનાં લક્ષણો છે, એમ સર્વ વેદમાં કહેવાયલું છે" સ્મૃતિકારો એમ કહે છે કે, લિંગ આદિના આ સર્વ અર્થ વિધિરૂપે છે. વળી શ્રુતિમાં દરેક પ્રકરણમાં ફળનું પણ નિરૂપણ કરેલ છે. જેમકે, "आपयिता ह वै कामाना भवति (છા૦ ૧,૧,૭), एष ह्येव कामागा-

नस्येष्टे (છા૦ ૧, ૭, ૯), कल्पन्ते ह्यस्मै लोका ऊर्ध्वाश्चावृत्ताश्च (છા૦ ૨, ૨, ૩) તે ખચીત કામનાઓની પ્રાપ્તિ કરવાવાળો થાય છે. આને ઓળખી સામની સ્તુતિમાં ગાન કરે છે, તે સર્વ કામનાઓની સિદ્ધિ કરનાર થાય છે.” તે પુરુષને અધોલોકથી માંડી ઉર્ધ્વ લોક સૂધીનો તથા ઉર્ધ્વ લોકથી લઈ અધોલોક સૂધીનો સર્વલોક ભોગ્યરૂપે થઈ પડે છે.” માટે ઉદ્‌ગીથાદિ સ્તુતિઓ ઉપાસનાના વિધિરૂપે છે. (૨૨)

શિષ્યઃ—શ્રુતિમાં જે આખ્યાનો છે, તે પારિપ્લવને* માટે છે, એમ મારું માનવું છે. આપ આ સંબંધી શું કહો છો?

ગુરુઃ—ના, આ પારિપ્લવરૂપે યોજાયલાં છે, માટે સર્વ આખ્યાનો પારિપ્લવરૂપે નથી. આ જ હેતુને લઇ ૨૩ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૪ થું–સૂત્ર ૨૩ મું.

## વેદાંતનાં આખ્યાનો શું વિદ્યાપ્રધાનરૂપે ?

पारिप्लवार्था इति चेन्न विशेषितत्वात्॥२३॥

સૂત્રાર્થઃ—વેદાંતના આખ્યાનની શ્રુતિઓ પારિપ્લવને અર્થે નથી. અમુક આખ્યાનો જ પારિપ્લવરૂપે નિરૂપિત થયેલાં છે. (૨૩)

ટીકાઃ—શિષ્યઃ—अथ ह याज्ञवल्क्यस्य द्वे भार्ये बभूवतुर्मैत्रेयी च कात्यायनी च (બૃ૦૪,૫,૧) प्रतर्दनो ह वै दैवोदासिरिन्द्रस्य प्रियं धामोपजगाम (કૌ૦૩,૧) जानश्रुतिर्ह पौत्रायणः श्रद्धादेयो बहुदायी बहुपाक्य आस (છા૦ ૪,૧,૧) અર્થઃ—યાજ્ઞવલ્ક્ય મુનિને બે સ્ત્રીઓ હતી;—મૈત્રેયી તથા કાત્યાયની. દિવોદાસને પ્રતર્દન નામનો પુત્ર હતો. તે ઇન્દ્રના પ્રિય ધામપ્રતિ ગયો. પહેલાં ખરેખર એક જનશ્રુતિના પુત્રનો પૌત્ર જાનશ્રુતિ નામે રહેતો હતો.” વેદમાં આ રીતનાં જે આખ્યાનો કહેવાયલાં છે, તે સંબંધી મને શંકા થાય છે. શું આ આખ્યાનો પારિપ્લવના પ્રયોજનને લઇને છે કે શું બ્રહ્મવિદ્યાના પ્રતિપાદનને અર્થે છે? આખ્યાનરૂપી શ્રતિઓ પારિપ્લવને અર્થે છે, એમ મારૂં માનવું છે. કારણ કે પારિપ્લવના સરખાં શ્રતિમાં આ આખ્યાનો છે. પારિપ્લવમાં પણ આખ્યાનનું જ નિરૂપણ કરેલ છે. માટે વેદાંતનાં આ વચનો બ્રહ્મવિદ્યાના પ્રધાનરૂપે ન હોવાં જોઇએ. જેમ મંત્રમાં કોઇક પદ પ્રયોજનવાળું હોવાથી તે પ્રયોગશેષ કહેવાય છે, તેમ આ આખ્યાન પણ પ્રયોગશેષરૂપે છે.

ગુરુઃ—ના, તેમ નથી.

શિષ્યઃ—ના, કહેવાનું શું કારણ?

ગુરુઃ—પારિપ્લવનાં આખ્યાનો અમુક જ છે, એમ નિરૂપણ થયલું છે. તેમ “पारिप्लवमाचक्षीत હવે પારિપ્લવનું નિરૂપણ કરીશ,” એ રીતની શરૂઆત કરી કહ્યું છે કે, વિવસ્વાનનો પુત્ર મનુ નામે રાજા હતો. આ પ્રમાણે અમુક આખ્યાનો પારિ-

* પારિપ્લવઃ—અશ્વમેધ યાગમાં કુટુંબ સહિત રાજાને બેસાડી તેની આગળ અધ્વર્યુ વૈદિક આખ્યાનોનું નિરૂપણ કરે છે. આને પારિપ્લવ કહે છે.

પ્લવરૂપે નિરૂપિત થયેલાં છે. જો સર્વ આખ્યાન પરિપ્લવરૂપે હોત તો હું પારિપ્લવનું વ્યાખ્યાન કરીશ, એમ કહી અમુક વ્યાખ્યાન કરત નહિ માટે આખ્યાનયુક્ત શ્રુતિઓ પારિપ્લવને અર્થે નથી. (૨૩)

શિષ્યઃ-પારિપ્લવરૂપે નથી, તેના સંબંધી બીજું કારણ હોય તો કહો ?

ગુરુ-આ આખ્યાનોનો બ્રહ્મવિદ્યા સાથે સંબંધ હોવાથી તે પારિપ્લવરૂપે નથી. આ જ હેતુથી ૨૪મા સૂત્રમા કહ્યું છે કે;-

## અધિકરણ ૪ થું-સૂત્ર ૨૪ મું. આખ્યાનની બ્રહ્મવિદ્યા સાથે એકવાક્યતા.

तथा चैकवाक्यतोपबन्धात् ॥ २४ ॥

સૂત્રાર્થઃ-વળી આ આખ્યાનોનો એકવાક્યતારૂપ સંબંધ બ્રહ્મવિદ્યાસાથે છે. (૨૪)

ટીકા-ગુરુઃ આ આખ્યાનોનો પારિપ્લવેવિશે અભાવ છે, એમ સિદ્ધ થવાથી તથા આખ્યાનો બ્રહ્મવિદ્યાના સમીપમા આવેલ હોવાથી, બ્રહ્મવિદ્યાનું જ પ્રતિપાદન કરવા માટે છે, એ જ યોગ્ય છે. આ આખ્યાન તથા બ્રહ્મવિદ્યામાં એક વાક્યતારૂપી સંબંધ રહેલો છે. અર્થાત્ બ્રહ્મવિદ્યાવિશે પ્રીતિ ઉત્પન્ન થવા તેમ જ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ ઘણી સહેલાઇથી થઈ જવા માટે સમીપમાં રહેલ બ્રહ્મવિદ્યા સાથે આખ્યાનોની એકવાક્યતા જોવામાં આવે છે. જેમકે મૈત્રેયી બ્રાહ્મણમાં કહ્યુ છે કે, "आत्मा वा अरे द्रष्टव्य (બૃ૦ ૪,૫,૬) આત્માનો ખરેખર સાક્ષાત્કાર કરવો જોઇએ." ઇત્યાદિ શ્રુતિવડે બ્રહ્મવિદ્યાની આખ્યાનસાથે એકવાક્યતા જોવામાં આવે છે. જેમકે પતર્દનના સંવાદમાં પણ કહ્યું છે કે, "प्राणोऽस्मि प्रज्ञात्मा હું પ્રાણ પ્રજ્ઞાત્મારૂપે છું." જાનશ્રુતિના આખ્યાનમાં કહ્યું છે કે, 'वायुर्वाव संवर्गः (છા૦ ૪,૩,૧) વાયુ ખરેખર સર્વના નિદાનરૂપે છે." ઇત્યાદિ આખ્યાનની બ્રહ્મવિદ્યા સાથે એકવાક્યતા છે. જેમકે, "स आत्मनो वपामुदखिदत् પ્રજાપતિએ પોતાની વપાનો હોમને માટે ઉદ્ધાર કર્યો" આ આખ્યાનો કર્મકાંડવાળી શ્રુતિમાં છે તથા તે આખ્યાનો સમીપમાં રહેલ વિધિની સ્તુતિ અર્થે છે. તેની માફક આખ્યાનના ગણધમાં પણ જાણવું. માટે આ આખ્યાનનુ તાત્પર્ય પારિપ્લવને અર્થે નથી. (૨૪)

શિષ્ય-બ્રહ્મવિદ્યા પોતાનું ફળ ઉત્પન્ન કરવા માટે સહકારી તરીકે કર્મોની અપેક્ષા રાખે છે કે નહિ ?

ગુરુ-ના, બ્રહ્મવિદ્યાની નિવૃત્તિ કરનારી મુક્તિને કર્મની જરા પણ અપેક્ષા નથી. આ જ હેતુને લઇ ૨૫ મા સૂત્રમાં કહ્યુ છે કે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૨૫ મું. બ્રહ્મવિદ્યાને કર્મની અનપેક્ષા.

अत एव चाग्नीन्धनाद्यनपेक्षा ॥ २५॥

સૂત્રાર્થ-આથી જ અગ્નિને પ્રજ્વલન કરવારૂપ કર્મકાંડની બ્રહ્મવિદ્યા સાથે અનપેક્ષા છે. (૨૫)

ટીકા-–ગુરુઃ–કહ્યું છે કે, "पुरुषार्थोऽतः शब्दात् (બ્ર૦ સૂ૦ ૩,૪,૧) આ સૂત્રવડે જો કે વ્યવધાન અર્થાત્ કર્મનો વિદ્યા સાથે સંબંધી નથી, તેનો અટકાવ કરવામાં આવ્યો છે, છતા જો સભવ હોય તો તેનો પરામર્શ अत. શબ્દથી કર્યો છે. આથી અર્થાત્ બ્રહ્મવિદ્યા પુરુષાર્થના હેતુરૂપે છે તેથી અગ્નિને પ્રજ્વલ કરવા આદિ અગ્નિહોત્રવાળાં આશ્રમકર્મોની બ્રહ્મવિદ્યાની અર્થસિદ્ધિમા જરાપણ અપેક્ષા હોતી નથી. આથી અધિક કહેવાની ઇચ્છાથી આ જ અધિકરણના ફળનો હવે પછી ઉપસંહાર નીચલા સૂત્રવડે થાય છે. (૨૫)

શિષ્યઃ–આપ ઉપરના સૂત્ર કરતા અધિક શું કહેવા માગો છો ?

ગુરુઃ–બ્રહ્મવિદ્યાના ફળની સિદ્ધિ માટે આશ્રમકર્મોની અપેક્ષા નથી, પણ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સબધમા કર્મની અપેક્ષા છે. આ જ હેતુથી ૨૬મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૬ ઠ્ઠું–સૂત્ર ૨૬ મું.

## બ્રહ્મવિદ્યાને ચિત્તશુદ્ધિરૂપી અપેક્ષા

सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् ॥ २६ ॥

સૂત્રાર્થઃ–બ્રહ્મવિદ્યાને સર્વ આશ્રમકર્મની અપેક્ષા છે. જેમ અશ્વને રથ ખેચવામાં જ જોડવામાં આવે છે, તેમ શ્રુતિ યજ્ઞાદિને વિદ્યાના સાધન તરીકે દર્શાવે છે. (૨૬)

ટીકા–શિષ્ય–શુ વિદ્યાને આશ્રમ કર્મની સાથે તદ્દન જ અપેક્ષાનો અભાવ છે કે કંઇએક અપેક્ષા છે ? આ સંબંધીના વિચારમાં આપનો શું મત છે? બ્રહ્મવિદ્યાની અર્થસિદ્ધિમાં અગ્નિન્ધન આદિ આશ્રમ કર્મોની અપેક્ષાનો અભાવ છે. માટે મારૂં માનવું તો એમ છે કે કર્મોની તદ્દન અપેક્ષા બ્રહ્મવિદ્યામાં નથી.

ગુરુ –આથી જ આ સૂત્રમાં કહ્યું છે કે, સર્વ આશ્રમકર્મોની બ્રહ્મવિદ્યાને અપેક્ષા છે. અર્થાત્ બ્રહ્મવિદ્યાને સર્વ આશ્રમકર્મોની અપેક્ષા છે તદ્દન અનપેક્ષા છે, એમ નથી.

શિષ્ય –આપ એકવાર એમ કહો છો કે બ્રહ્મવિદ્યાને આશ્રમકર્મની અપેક્ષા છે તથા એકવાર ના કહો છો. આ રીતે વિરૂદ્ધ વચન બોલો છો.

ગુરુ –હું વિરૂદ્ધ વચન કહેતો નથી. જે બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થયેલી છે, તે ફળની સિદ્ધિના સંબંધમા કશાની અપેક્ષા રાખતી નથી. પણ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સંબંધમાં ફળની અપેક્ષા છે.

શિષ્ય –એમ કેવી રીતે બને ?

ગુરુ –યજ્ઞ આદિ સંબધી જે શ્રુતિ કહી છે, તેથી એમ સિદ્ધ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'तमेत वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन ( બૃ૦ ૪,૪,૨૨) વેદવચન પ્રમાણે બ્રાહ્મણો યજ્ઞવડે, દાનવડે, તપવડે તથા સર્વ કામનાઓના પરિ જય મેળવવાવડે બ્રહ્મને જાણવાની ઇચ્છા રાખે છે." આ રીતે બ્રહ્મવિદ્યાના સાધનરૂપે યજ્ઞ આદિ કર્મો દર્શાવ્યાં છે. બ્રહ્મજિજ્ઞાસાની સાથે

આ કર્મનો સંબંધ હોવાથી, કર્મ એ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સાધનરૂપે છે, એમ સિદ્ધ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'अथ यद्यज्ञ इत्याचक्षतेब्रह्मचर्यं मेवतत् (છા૦ ૮,૫, ૧) જેને યજ્ઞ કહેવામા આવે છે તે બ્રહ્મચર્યરૂપે છે." આ સ્થળે બ્રહ્મવિદ્યાના સાધનરૂપ બ્રહ્મચર્યનો યજ્ઞાદિ સાથે સંબંધ કહ્યો છે. માટે એમ સિદ્ધ થાય છે કે, યજ્ઞાદિ કર્મો બ્રહ્મવિદ્યાના સાધનરૂપે છે. વળી કહ્યું છે કે, "सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति । यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पद सग्रहेण ब्रवीमि (ક૦ ૨, ૧૫) સર્વ વેદો જે પદનું અર્થાત્ પરબ્રહ્મનું પ્રતિપાદન કરે છે, સર્વ કર્મો જે પરબ્રહ્મને ચિત્તશુદ્ધિદ્વારા મેળવાવે છે, જે બ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓ બ્રહ્મચર્ય પાળે છે, તે પરબ્રહ્માત્મક પદને હું સક્ષેપે કરી કહુ છુ." ઇત્યાદિ શ્રુતિ એમ દર્શાવે છે કે, આશ્રમકર્મો બ્રહ્મવિદ્યાના સાધનરૂપે છે. વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "कषायपक्तिः कर्माणि ज्ञान तु परमा गतिः कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रवर्तते अर्थ-કર્મો પાપના નાશરૂપે છે. વળી જ્ઞાન પરમ ગતિરૂપે છે. કર્મવડે પાપનો જ્યારે નાશ થાય છે ત્યારે જ્ઞાનની પ્રવૃત્તિ થાય છે." મૂળમાં જે अश्ववत् કહ્યું છે, તે યોગ્યતાના સૂચન માટે છે. દષ્ટાંત તરીકે યોગ્યતાના સબબે અશ્વને હળ ખેડવામા જોડવામાં આવતો નથી, પણ રથની ધુસરીમા જોડવામાં આવે છે તે જ પ્રમાણે આશ્રમકર્મોની અપેક્ષા વિદ્યા ને ફળની સિદ્ધિ માટે નથી, પણ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સંબંધમાં જ કર્મની અપેક્ષા છે. (૨૬)

શિષ્યઃ-હે ભગવન્! આ રીતે આપે મને બ્રહ્મવિદ્યાના બહિરંગ સાધનસંબંધી કહ્યું, પણ બ્રહ્મવિદ્યાનાં અંતરંગ સાધન કયા છે, તે આપ જણાવશો?

ગુરૂઃ-બ્રહ્મવિદ્યાની ઇચ્છાવાળાએ શમ દમ આદિ યુક્ત થવું જોઇએ. આનું વિધાન બ્રહ્મવિદ્યાના અંગ તરીકે છે. માટે તે શમદમ આદિ અવશ્ય અંગીકાર કરવા જોઇએ. આ જ હેતુથી ૨૭ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૬ હું-સૂત્ર ૨૭ મું.

## શમદમાદિ બ્રહ્મવિદ્યાના સાધનરૂપે.

शमदमाद्युपेतः स्यात्तथापि तु तद्विधेस्तदगतया तेषामवश्यानुष्ठेयत्वात् ॥२७॥

સૂત્રાર્થઃ-યજ્ઞવડે જાણવા ઇચ્છે છે, આ રીતની શ્રુતિ વિધિરૂપે નથી. તેમ છતાં બ્રહ્મજિજ્ઞાસુએ શમદમ આદિ યુક્ત થવું જોઇએ. તેનું વિધાન વિદ્યાના અંગ તરીકે છે. માટે શમદમાદિ અવશ્ય પાળવા જોઇએ. (૨૭)

ટીકાઃ-ગુરુ-જો કોઇ એમ ધારે કે, યજ્ઞઆદિ વિદ્યાના સાધનરૂપે છે, પણ તે યોગ્ય નથી. કારણ કે વિધિનો અભાવ છે. વળી "यज्ञेन विविदिषन्ति યજ્ઞવડે બ્રહ્મને જાણવા ઇચ્છે છે." આ શ્રુતિ કેવળ અનુવાદરૂપે છે તથા બ્રહ્મવિદ્યાની સ્તુતિ, એ જ એનુ તાત્પર્ય છે. પણ તે શ્રુતિ યજ્ઞ આદિના વિધિનું સૂચન કર

શિષ્યઃ-શું સર્વ પ્રકારના અન્નનું ભક્ષણ કરવાનો વિધિ છે? જો તેમ કહીએ તો શાસ્ત્રને બાધ આવશે, તેનું કેમ?

ગુરુઃ-પ્રાણ જવાની તૈયારી હોય, તેવેજ સમયે સર્વ પ્રકારના અન્નનું ભક્ષણ કરવાની શ્રુતિમાં સંમતિ છે. આજ હેતુથી ૨૮મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૭મું-સૂત્ર ૨૮ મું.

## શું ભક્ષ્યાભક્ષ્યનો બાધ ખરો?

**सर्वान्नानुमतिश्च प्राणात्यये तद्दर्शनात्**
**॥ २८ ॥**

સૂત્રાર્થઃ-શ્રુતિમાં નિરૂપણ હોવાથી પ્રાણ જવાના સંકટ સમયે જ સર્વ અન્ન ભક્ષ કરવાનો વિધિ છે. (૨૮)

ટીકાઃ-શિષ્યઃ-છાંદોગ્ય ઉપનિષદમાં પ્રાણસંવાદના સંબંધમાં કહ્યું છે કે, "न ह वा एवंविदि किंचनानन्नं भवति (છા૦ ૫, ૨,૧) પ્રાણનું અન્ન એવું પ્રત્યક્ષ નામ છે. જે આ પ્રમાણે જાણે છે, તેવાને અભક્ષ્ય ખોરાક કાંઇ પણ રહેતો નથી." તે જ પ્રમાણે વાજસનેયી શ્રુતિમાં કહ્યું છે કે, "न ह वा अस्यानन्नं जग्धं भवति नानन्नं प्रतिगृहीतम् (બૃ૦ ૬, ૧, ૧૪) જે કોઇ આ પ્રમાણે જાણે છે તેને કોઇ પણ પ્રકારનું અન્ન ખાય છે તે અભક્ષ્ય હોય છતાં ભક્ષ્ય થાય છે. તેમજ તે નહિ પ્રતિગ્રહણ કરવા યોગ્ય કોઇ પણ વસ્તુનો પ્રતિગ્રહ કરતો નથી." આ રીતે પ્રાણના ઓળખનારને સર્વ ભક્ષ્ય હોય છે, આ રીતનું તાત્પર્ય છે. શું સર્વ પ્રકારના અન્નનું ભક્ષણ કરવા રૂપ અનુજ્ઞાશય આદિ માફક વિદ્યાના અંગ રૂપે કહેવાયલી છે, અથવા તો શું સ્તુતિને લઇ આ કહેલું છે? આ રીતનો સંશય પ્રાપ્ત થવે મારૂં માનવું તો એમ છે કે, આ જે કહ્યું છે તે વિધિરૂપે છે. કારણ કે આ ઉપદેશ અમુક પ્રકારની પ્રવૃત્તિ કરનારો છે. માટે પ્રાણવિદ્યાનું જ્યાં નિરૂપણ છે, ત્યાંજ આ ઉપદેશ હોવાથી પ્રાણવિદ્યાના અંગ તરીકે નિયમની નિવૃત્તિનો આ ઉપદેશ છે.

ગુરુઃ-જો તું એમ માનીશ તો ભક્ષ્ય તથા અભક્ષ્યના વિભાગવાળું જે શાસ્ત્ર છે. તેને વિશે દોષપ્રાપ્તિ થશે.

શિષ્યઃ-તેમાં દોષપ્રાપ્તિ નહિ થશે. કારણ કે સામાન્ય તથા વિશેષ ભાવરૂપે બાધની પ્રાપ્તિ થશે. દૃષ્ટાંત તરીકે પ્રાણહિંસાનો પ્રતિષેધ સામાન્યરૂપે છે તથા પશુ હિંસા વિધિ વિશેષ રૂપેછે, આ રીતનો બાધ આ સ્થળે પણ હોવો જોઇએ. વળી न कांचन परिहरेत् तद्व्रतम्(છા૦૨,૧૩,૨) તેણે સમાગમની આકાંક્ષાવાળી સ્ત્રીનો કદી ત્યાગ કરવો નહિ." આ વામદેવ વિદ્યાના વિષયથી અર્થાત્ સર્વ સ્ત્રીના નહિ ત્યાગ કરવારૂપી વચન વડે સામાન્ય જે ગમ્યાગમ્ય વિભાગ શાસ્ત્ર, તેનો બાધ આવે છે.

ગુરુઃ-આ સંબંધી હું કહું તે સાંભળ. સર્વ અન્નની અનુજ્ઞાનો આ વિધિ નથી. કારણ કે આ સ્થળે વિધિવાચક કોઇ શબ્દ જોવામાં આવતો નથી. જેમકે, "न ह वा एवंविदि किंचनानन्नं भवति (છા૦ ૫, ૨,૧) આ રીતે જાણનારને અભક્ષ્ય ખોરાક કંઇ પણ રહેતો નથી." આ

રીતે વર્તમાનકાળવાળો ઉપદેશ છે. જો કે વિધિનું જ્ઞાન નથી, છતાં વિશિષ્ટ પ્રકારની પ્રવૃત્તિની પ્રાપ્તિ હોવાથી વિધિનું જ્ઞાન થવું યોગ્ય છે. વળી શ્વઆદિ પર્યન્ત પ્રાણના અન્નરૂપે છે, આમ કહ્યા પછી કહ્યું છે કે, "नैवंविदः किंचिदनन्नं भवति આ રીતે જાણનારને કોઈ પણ અભક્ષ્ય હોતું નથી." વળી શ્વ આદિ પર્યંતનું અન્ન મનુષ્યદેહે ભક્ષણ કરવું યોગ્ય નથી. પણ આ સર્વ પ્રાણના અન્નરૂપે થઈ શકે છે, એમ માનવું શક્ય છે. માટે પ્રાણાન્નવિજ્ઞાનની પ્રશંસા કરવામાટે આ અર્થવાદ છે, પણ સર્વઅન્નની અનુજ્ઞાનો આ વિધિ નથી. આના સંબધમાં શ્રુતિમાં કહ્યું છે કે, "सर्वान्नानुमतिश्च प्राणात्यये પ્રાણસંકટ સમયે સર્વ પ્રકારના અન્નના ભક્ષણવિશે સંમતિ છે." પ્રાણસંકટ સમયે અર્થાત્ મોટી આપત્તિમાં સર્વ પ્રકારના અન્નની ભક્ષ્યરૂપે અનુજ્ઞા છે. શ્રુતિમાં કહ્યું છે કે, કષ્ટકારી અવસ્થામાં ચાક્રાયણ ઋષિની પ્રવૃત્તિ અભક્ષ્ય ભક્ષણમાં હતી. જેમકે, બ્રાહ્મણ ભાગમાં કહ્યું છે કે, "मटचीहतेषु कुरुषु (છા૦ ૧,૧૦,૧) જ્યારે કરાંના વરસાદથી અન્નનો નાશ થયો ત્યારે" આ વૃત્તાંત નીચે પ્રમાણે છે:—એક સમય પર ચાક્રાયણ ઋષિને આપત્તિ આવી પડી, ત્યારે હસ્તીપાલકે અર્ધા ખાધેલા માષ તેણે પોતે ખાધા. આ ઉચ્છિષ્ટ અન્ન ખાવાના દોષના પરિહારરૂપે તેણે કહ્યું. તેણે નીચે પ્રમાણે કારણ કહ્યુ:—"હું જો નહિ ભક્ષણ કરત તો જીવત નહિ. વળી 'कामो म उदपानम् (છા૦ ૧,૧૦,૧૪) મને જળનું પાન યથેચ્છ મળે છે." ત્યાર બાદ બીજે દિવસે પોતે તેમ જ પારકાએ ઉચ્છિષ્ટ કરેલા નિંદ્ય એવા અડદના દાણા ખાધા. આ પ્રમાણે તદન ઉચ્છિષ્ટ તથા નિંદ્ય વસ્તુનું ભક્ષણને સૂચવનારી શ્રુતિના આશયથી એમ જણાય છે કે, પ્રાણસંકટ પ્રસંગે પ્રાણને ધારણ કરવા અભક્ષ્યનું પણ ભક્ષણ કરવું યોગ્ય છે. વિદ્યાયુક્ત પુરૂષે પણ સારી અવસ્થામાં અભક્ષ્યનું ભક્ષણ કરવું નહિ, એમ આ દોષ પરિહારના પ્રત્યાખ્યાનવડે સિદ્ધ થાય છે. માટે "न ह वा एवंविदि (છા૦ ૫,૨,૧,) જે આ પ્રમાણે જાણે છે તે અભક્ષ્યનું ભક્ષણ કરી શકે છે." એમ જે કહ્યું છે, તે અર્થવાદરૂપે છે. (૧૮)

ગુરુઃ—અભક્ષ્યનું ભક્ષણ કરવાનો બાધ આવે, માટે જ પ્રાણવિદ્યાના સંબંધમાં જે કહ્યું છે, તે અર્થવાદરૂપે છે. આ જ પ્રમાણે ૨૯મા સૂત્રમાં કહ્યું છે કે,—

## અધિકરણ ૭ મું—સૂત્ર ૨૯ મું.

## અભક્ષ્યની અનુજ્ઞા અર્થવાદરૂપે.

अबाधात् ॥ २९ ॥

સૂત્રાર્થઃ—ભક્ષ્યાભક્ષ્ય વિભાગવાળા શાસ્ત્રને બાધ ન આવે, માટે પ્રાણવિદ્યામાં જે કહેલ છે, તે અર્થવાદરૂપે છે. (૨૯)

ટીકા—ગુરુઃ—જો આહારની શુદ્ધિ હોય તો સત્વની શુદ્ધિ થાય છે, આ પ્રમાણે શાસ્ત્રમાં ભક્ષ્યાભક્ષ્ય વિભાગવાળા શાસ્ત્રને બાધ ન આવવા પ્રાણવિદ્યામાં કહેલ અર્થવાદરૂપે થશે. (૨૯)

ગુરુઃ-આપત્કાળમાં કાંઈ પણ અન્ન ખાવાની સ્મૃતિ હા પાડે છે. આ જ બાબત ૩૦ મા સૂત્રમાં નીચે પ્રમાણે કહી છે. જેમ કે;—

## અધિકરણ ૭ મું-સૂત્ર ૩૦ મું. અભક્ષ્ય ભક્ષણમાં સ્મૃતિનું પ્રમાણ.

अपि च स्मर्यते ॥ ३० ॥

સૂત્રાર્થ.-સ્મૃતિમા પણ આપત્ સમયે સર્વાન્ન ભક્ષણની સમ્મતિ છે. (૩૦)

ટીકાઃ-ગુરુઃ-વળી આપત્તિમા સર્વ પ્રકારના અન્નનું ભક્ષણ કરવું, એમ સ્મૃતિમાં કહ્યું છે. વિદ્વાન્ હોય, કે અવિદ્વાન્ હોય પણ પ્રાણ સંકટ સમયે ભક્ષણ કરવું. કહ્યું છે કે, "जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः । लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा અર્થઃ-જીવિતના નાશની તૈયારીવાળો ગમે તેવું અન્ન ખાવા છતાં તેને પાપ લાગતું નથી. જેમકે કમળના પત્રપર જળનું ટીપું પડયું હોય તો તે પાણીથી લેપ તું નથી." વળી અભક્ષ્યના ત્યાગ સંબંધી કહ્યું છે કે, "मद्य नित्यं ब्राह्मणः બ્રહ્મણે સર્વદા દારૂનો ત્યાગ કરવો." "सुरापस्य ब्राह्मणस्योष्णामासिञ्चेयुः મદ્ય પીનારા બ્રહ્મણના ગળામાં સુરાને તપાવી તે રેડવી." "सुरापाः कृमयो भवन्त्यभक्ष्यभक्षणात् દારૂ પીનાર અભક્ષ્યનું ભક્ષણ કરનારો હોવાથી કૃમિરૂપે થાય છે." (૩૦)

ગુરુ-અભક્ષ્યનું નહિ ભક્ષણ કરવા માટે યથેષ્ટાચરણના પ્રતિષેધવાળી શ્રુતિ છે તથા તે જ બાબત ૩૧ મા સૂત્રમાં નીચે પ્રમાણે કહી છે. જેમકે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૩૧ મું. અભક્ષ્યના પ્રતિષેધમાં શ્રુતિપ્રમાણ.

शब्दश्चातोऽकामकारे ॥ ३१ ॥

સૂત્રાર્થઃ-યથેષ્ટાચરણ નહિ કરવાના સંબંધમાં શ્રુતિ પણ પ્રમાણરૂપે છે. (૩૧)

ટીકાઃ-ગુરુ-અભક્ષ્યના નિષેધરૂપે તથા યથેષ્ટાચરણના નિષેધવાળી કઠ સંહિતામાં નીચે પ્રમાણે શ્રુતિ છેઃ-'तस्माद्ब्राह्मणः सुरां न पिबेत् મદ્ય પિનારાને પ્રાયશ્ચિત્ત કહેલું હોવાથી બ્રાહ્મણે સુરાનું પાન નહિ કરવું." માટે "न ह वा एवंविदि (છા૦ ૫,૨,૧) આ શ્રુતિને અર્થવાદરૂપે ગણવી, એ વધારે યોગ્ય છે. માટે આ રીતના અર્થવાદો આચારમાં મૂકવા યોગ્ય નથી. (૩૧)

શિષ્યઃ-આશ્રમકર્મો બ્રહ્મવિદ્યાના સાધનરૂપે છે, એ વાત તો ખરી, પણ જેને બ્રહ્મવિદ્યાની જરૂર નથી, તેને શા માટે આશ્રમકર્મો કરવાની જરૂર છે?

ગુરુ-અમુમુક્ષુને પણ આશ્રમકર્મો અવશ્ય કર્તવ્ય છે. કારણ કે શ્રુતિમાં તે પ્રમાણે કહ્યું છે. તે જ બાબત નીચેના સૂત્રમાં પણ જણાવી છે-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૩૨ મું. અમુમુક્ષુને આશ્રમકર્મનું વિધાન.

विहितत्वाच्चाश्रमकर्मापि ॥ ३२ ॥

સૂત્રાર્થઃ-આશ્રમકર્મનું વિધાન હોવાથી અમુમુક્ષુએ પણ અવશ્ય આશ્રમકર્મ કરવું. (૩૨)

ટીકા:-શિષ્ય:-सर्वापेक्षा (બ્ર૦ સૂ૦ ૩, ૪, ૨૬) ઇત્યાદિ સૂત્રથી એમ નિશ્ચય થાય છે કે, આશ્રમકર્મો વિદ્યાના સાધનરૂપે છે. પણ આ સ્થળે મને શંકા એ થાય છે કે, જે મુમુક્ષુ નથી, તથા જેને વિદ્યાની કામના નથી, તેણે પણ આશ્રમકર્મ શું પાળવાં જોઇએ ? અથવા શું તેણે ન ન પાળવાં જોઇએ ? વળી तमेत वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति (બૃ૦ ૪, ૪, ૨૨) મંત્ર બ્રહ્મણના નિત્ય અધ્યયનથી પરમ પુરૂષને બ્રાહ્મણો જાણવાની ઇચ્છા રાખે છે." ઇત્યાદિ શ્રુતિથી એમ થાય છે કે, આશ્રમકર્મો વિદ્યાના સાધનરૂપે છે. તો પછી વિદ્યાની જેને ઇચ્છા નથી, પણ જેને અન્ય ફળની ઇચ્છા છે, તેવાએ આ કર્મો કરવાની કશી જરૂર નથી. જો અમુમુક્ષુને પણ આ કર્મો કરવાની જરૂર છે, તો પછી આ કર્મો વિદ્યાના સાધનરૂપે ગણાય નહિ. કારણ કે નિત્ય તથા અનિત્યના સંયોગનો વિરોધ આવે.

ગુરુ:-આ બાબતમાં કહું તે સાંભળ. આશ્રમમાનની નિષ્ઠાવાળો તથા અમુમુક્ષુ જે હોય, તેણે પણ આ નિત્ય કર્મો અવશ્ય કરવાં જોઇએ. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "यावज्जीवमग्निहोत्रं जुहोति જીવતા સુધી અગ્નિહોત્રમાં હોમ કરવો." કારણ કે, "तमेत वेदानुवचनेन (બૃ૦ ૪,૪,૨૨) આ શ્રુતિવચન વધારે બળવાન્ નથી. (૩૨)

શિષ્ય:-કર્મો વિદ્યાનાં સહકારી છે, તેથી શું તે કર્મો બ્રહ્મવિદ્યાના ફળરૂપે બને કે નહિ ?

ગુરુ-ના, વિદ્યાનું ફળ અસાધ્ય છે. વળી કર્મનું ફળ જેમકે સ્વર્ગરૂપી ફળને દર્શપૂર્ણ માસરૂપી સહકારી સાધનની અપેક્ષા હેય છે, પણ બ્રહ્મવિદ્યા તે પ્રમાણે નથી. આથી ૩૩ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૩૩ મું.

## સહકારી કર્મનું નિરૂપણ.

सहकारित्वेन च ॥३३॥

સૂત્રાર્થ-કર્મો વિદ્યાના સહકારીપણાવડે રહેલાં છે. (૩૩)

ટીકા-ગુરુ-શ્રુતિમાં કહ્યું છે કે, "तमेत वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति (બૃ૦ ૪, ૪, ૨૨) આ ઔપનિષદ્રૂપ પુરૂષને બ્રાહ્મણો વેદના વચનની સહાયતાથી જાણવાની ઇચ્છા રાખે છે." આથી એમ થાય છે કે કર્મો બ્રહ્મવિદ્યાનાં સહકારીરૂપે હોવા જોઇએ. તેજ બાબત "सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् (બ્ર૦સૂ૦૩,૪,૨૬) ઇત્યાદિ સૂત્રથી કહી છે. આશ્રમકર્મો બ્રહ્મવિદ્યાના સહકારીરૂપે છે, એ વચનવડે એમ નહિ માનવું કે, પ્રયાજાદિની માફક આશ્રમકર્મો બ્રહ્મવિદ્યાના ફળરૂપે છે. બ્રહ્મવિદ્યાનું ફળ તો કોઇ રીતના વિધિથી રહિત છે. આ બ્રહ્મવિદ્યાનું ફળ અસાધ્ય છે. વિધિના લક્ષણવાળું સાધન દર્શપૂર્ણમાસાદિ છે, જે સ્વર્ગ ફળની સાધન ની ઇચ્છાથી સહકારી અન્ય સાધનની જ-

આજ બાબત अत एव चाग्नीन्धनाद्यनपेक्षा (બ્ર૦ સૂ૦ ૩, ૪, ૨૫) આ સૂત્રમાં કહી છે. માટે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સાધનપણામાં કર્મો સહકારી છે, એમ આ વચનની રચના છે આ સ્થળે નિત્ય તથા અનિત્યનો સંયોગ છે, આ રીતની શંકા કરવી નહિ. કારણ કે કર્મમાં અભેદતા છે, પણ સંયોગમાં ભેદ છે. યાવજ્જીવાદિ વચનથી કલ્પાયલો એક સંયોગ નિત્ય છે, પણ તેનું ફળ વિદ્યા નથી. બીજું तमेत वेदानुवचनेन (બૃ૦ ૪, ૪, ૨૨) ઇત્યાદિ વચનથી કલ્પાયલો બીજો સંયોગ અનિત્ય છે તથા તેનું ફળ વિદ્યા છે. દૃષ્ટાંત તરીકે એકજ ખદિરના નિત્ય સંયોગવડે ક્રત્વર્થ છે પણ અનિત્ય સંયોગવડે પુરૂષાર્થપણું છે. (૩૩)

શિષ્યઃ-કામ્ય કર્મો તથા નિત્ય કર્મો શું જૂદાં છે?

ગુરુઃ-કામ્ય કર્મો ગણો કે નિત્ય કર્મો ગણો, પણ તેજ યજ્ઞાદિ કર્મો આચરવા યોગ્ય છે, એમ શ્રુતિ તથા સ્મૃતિનું વિધાન છે. આજ પ્રમાણે ૩૪મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૮ મું-સૂત્ર ૩૪ મું.

## કર્મોની એકતા.

**सर्वथापि त एवोभयलिङ्गात् ॥ ३४ ॥**

સૂત્રાર્થઃ-સર્વથા અર્થાત્ કામ્ય તરીકે ગણો કે નિત્ય તરીકે ગણો, પણ તે જ યજ્ઞાદિ કર્મો અનુષ્ઠેય છે, એમ શ્રુતિ તથા સ્મૃતિના વચનથી સિદ્ધ થાય છે. (૩૪)

ટીકાઃ-શિષ્યઃ-સર્વથા અર્થાત્ આશ્રમકર્મનો પક્ષ ગણીએ તથા વિદ્યાના સહકારી રૂપ કર્મનો પક્ષ ગણીએ, પણ તે જ અગ્નિહોત્રાદિ ધર્મો આચરવા યોગ્ય છે. તે જ ધર્મો આચરવા યોગ્ય છે, એમ નિશ્ચય કરતા આચાર્ય શાની નિવૃત્તિ કરે છે?

ગુરુઃ-કર્મના ભેદની શંકાની નિવૃત્તિ કરે છે, એમ અમારૂં માનવું છે. જેમ કુંડ*પાયીના વચનમાં मासमग्निहोत्रं जुहवति માસ પર્યંત તેઓ અગ્નિ હોત્રમાં હોમ કરે છે." એમ નિત્ય સ્વરૂપ અગ્નિહોત્રથી અન્ય કર્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે. તે જ પ્રમાણે આ સ્થળે કર્મનો ભેદ નથી. આ રીતનો અર્થ છે.

શિષ્યઃ-આપ એમ કેમ કહો છો?

ગુરુઃ-બેઉમાં અર્થાત શ્રુતિ તથા સ્મૃતિમાં તે રીતનું પ્રતિપાદન છે. જેમકે, "तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति (બૃ૦ ૪,૪,૨૨) ઉપનિષદગમ્ય પુરૂષને વેદના અધ્યયનથી મનુષ્ય જાણવા ઇચ્છે છે." આ શ્રુતિવચન સિદ્ધની માફક ઉત્પન્ન સ્વરૂપવાળા યજ્ઞાદિઓનો વિનિયોગ જિજ્ઞાસાવિશે કહે છે. પણ "जुहवति તે હોમે છે." ઇત્યાદિની માફક યજ્ઞાદિનું અપૂર્વરૂપ ઉત્પન્ન કરતું નથી. સ્મૃતિનું પણ વચન છે કે, "अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः (ભ૦ ગી૦ ૬,૧) કર્મફળની ઇચ્છા રાખ્યા વિના કાર્ય તરીકે વિધાન કરાયલું કર્મ જે કરે છે તે સંન્યાસી તથા યોગી છે." આ રીતે વિદ્યાની ઉત્પતિ માટે જાણવામાં આવેલ કર્તવ્યતાવાળા કર્મનું આ સ્મૃતિ વચન

* કુંડપાયી અગ્નિહોત્રઃ-આ અગ્નિહોત્ર નિત્ય પ્રસિદ્ધ અગ્નિહોત્રથી ભિન્ન છે.

કરે છે. "જેના આ અડતાળીસ સંસ્કાર છે." ઇત્યાદિ સ્મૃતિ વચનવડે એમ પ્રથન થાય છે કે, જે કર્મોવડે સંસ્કાર પામેલો છે તેને વિદ્યાની ઉત્પત્તિ થાય છે, એમ વૈદિક કર્મોમાં સંસ્કારપણાની પ્રસિદ્ધિ છે. માટે આ કર્મના અભેદનો નિશ્ચય માનવો વધારે સારો છે. (૩૪)

શિષ્યઃ–આપે ગૃહસ્થાશ્રમી તથા વાનપ્રસ્થ સંબંધી નિરૂપણ કર્યું, પણ બ્રહ્મચર્યાશ્રમ જ્ઞાનની ઉત્પત્તિના સાધનરૂપે ખરું કે નહિ?

ગુરુ.–શ્રુતિમાં કહ્યું છે કે, જે બ્રહ્મચર્યાશ્રમવાળો છે, તેનો રાગાદિથી અભિભવ થતો નથી. આ જ હેતુથી ૩૫ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૮ મું–સૂત્ર ૩૫ મું.

## બ્રહ્મચારીને રાગાદિનો અભાવ.

अनभिमर्वं च दर्शयति ॥

સૂત્રાર્થઃ–વળી શ્રુતિ દર્શાવે છે કે, બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન પુરૂષને રાગાદિથી અભિભવ થતો નથી. (૩૫)

ટીકાઃ–ગુરુઃ–શ્રુતિનું વચન એમ જણાવે છે કે, આશ્રમકર્મો બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિમાં સહકારીરૂપે છે. વળી શ્રુતિ એમ જણાવે છે કે, બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન પુરૂષનો રાગ આદિ કલેશવડે અભિભવ થતો નથી. જેમકે, "एष ह्यात्मा न नश्यति यं ब्रह्मचर्येणानुविन्दते (છ૦, ૮,૫,૩) બ્રહ્મચર્યવડે જે આત્મજ્ઞાનને પામે છે તે નાશને પામતો નથી." માટે યજ્ઞાદિ જે આશ્રમકર્મો છે, તે વિદ્યાના સહકારીરૂપે છે, એમ નિશ્ચય થાય છે.

શિષ્ય–શું અનાશ્રમીને વિદ્યાનો અધિકાર છે કે નહિ?

ગુરુ–જે આશ્રમથી રહિત છે, તેને પણ બ્રહ્મવિદ્યાનો અધિકાર છે, એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. આથી જ ૩૬ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૯ મું–સૂત્ર ૩૬ મું.

## અનાશ્રમીને બ્રહ્મવિદ્યાનો અધિકાર.

अन्तरा चापि तु तद्दृष्टेः ॥३६॥

સૂત્રાર્થઃ–શ્રુતિ એમ પ્રતિપાદન કરે છે કે, જે આશ્રમ વિના રહેનારો છે, તેને પણ બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. (૩૬)

ટીકા–શિષ્યઃ–દ્રવ્ય આદિ સંપત્તિથી રહિત, કોઈપણ પ્રકારના આશ્રમમાં નહિ રહેનારો, અર્થાત્ વચગાળામાં રહેલા વિધુર આદિઓને શું બ્રહ્મવિદ્યામાં અધિકાર છે, કે નથી, આ રીતનો મને સંશય થાય છે. મારું માનવું તો એમ છે કે તેઓને બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી. કારણ કે આશ્રમકર્મો બ્રહ્મવિદ્યાના હેતુરૂપે છે, એમ નિશ્ચય થાય છે. કારણ કે વચગાળાના અનાશ્રમીઓને આશ્રમકર્મોનો અસંભવ છે.

ગુરુઃ–વચલી સ્થિતિવાળા અર્થાત્ અનાશ્રમીપણામાં રહેલાને પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર છે.

શિષ્યઃ–તેમ કેવી રીતે બને?

ગુરુઃ–શ્રુતિ તેમ પ્રતિપાદન કરે છે.

જેમકે, રૈકવ, વાચક્નવી અર્થાત્ ગાર્ગી આદિ જો કે અનાશ્રમી હતાં, છતાં તેઓએ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરી છે. (૩૬)

શિષ્યઃ-સ્મૃતિમાં આ સંબંધી શું કહ્યું છે ?

ગુરુઃ-સ્મૃતિ પણ પ્રતિપાદન કરે છે કે, અનાશ્રમીને બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. આજ હેતુથી ૩૭માસૂત્રમાં કહ્યું છે કેઃ-

## અધિકરણ ૯ મું-સૂત્ર ૩૭ મું.

## અનાશ્રમીના સંબંધમાં સ્મૃતિનું પ્રમાણ.

**अपि च स्मर्यते ॥ ३७॥**

સૂત્રાર્થઃ-સ્મૃતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે, અનાશ્રમીને બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. (૩૭)

ટીકાઃ-ગુરુઃ-નગ્નચર્ય આદિના યોગને લીધે કોઈપણ રીતના આશ્રમ કર્મમાં નહિ લાગેલા સંવર્ત આદિને પણ મહાયોગી-પણાની પ્રાપ્તિ થઇ છે, એમ ઇતિહાસ-રૂપે સ્મૃતિમાં કહ્યું છે. (૩૭)

શિષ્યઃ-શ્રુતિ તથા સ્મૃતિ શાસ્ત્રવિશે આ રીતનું નિરૂપણ છે, એ વાત તો ખરી, પણ અનાશ્રમીને બ્રહ્મપ્રાપ્તિ કેવી રીતે ?

ગુરુઃ-અનાશ્રમીઓને ધર્મવિશેષ આદિથી બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. આજ હેતુથી ૩૮મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૯ મું-સૂત્ર ૩૮ મું.

## અનાશ્રમીને ધર્મવિશેષ.

**विशेषानुग्रहश्च ॥ ३८ ॥**

સૂત્રાર્થઃ-વળી અનાશ્રમીને ધર્મવિશેષથી બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. (૩૮)

ટીકાઃ-ગુરુઃ-આ વિધુર આદિ અનાશ્રમીઓને પણ વિરુદ્ધ વિનાના, પુરૂષ માત્ર સંબંધવાળા, તથા જપ, ઉપવાસ, દેવતાના આરાધન આદિ ધર્મવિશેષવડે બ્રહ્મવિદ્યાનો અધિકાર સંભવે છે. વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "जप्येनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः। कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते" અર્થઃ-જપથીજ બ્રાહ્મણ સંસિદ્ધ થાય છે. એમાં કોઇ રીતનો સંશય નથી. બ્રાહ્મણ અન્ય કર્મ કરે વા ન કરે, છતાં તે દયાને પાત્ર કહેવાય છે." આથી આશ્રમકર્મનો જેને અસંભવ છે તેને પણ જપને વિશે અધિકાર છે. વળી પૂર્વ જન્મમાં કરેલ આશ્રમ કર્મવડે પણ વિદ્યાનો અધિકાર સંભવે છે. વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिं (ભ૦ગી૦ ૬, ૪૫) અનેક જન્મના સંસ્કારસમૂહથી સંન્યાસી પરમગતિને પ્રાપ્ત થાય છે." આ સ્મૃતિ એમ જણાવે છે કે, પૂર્વના અનેક જન્મોવડે એકઠા કરેલ સંસ્કારો બ્રહ્મવિદ્યામાં અનુગ્રહ કરવાવાળા છે, એમ દર્શાવે છે. દૃષ્ટ પ્રયોજનવાળી બ્રહ્મવિદ્યા અર્થીને પ્રતિષેધના અભાવવડે શ્રવણાદિમાં અધિકારી બનાવે છે. માટે વિધુર આદિ અનાશ્રમીઓનો બ્રહ્મવિદ્યાના અધિકારમાં બાધ આવતો નથી. (૩૮)

શિષ્ય–આપના કહેવા પ્રમાણે આશ્રમમાં રહેવાનું ત્યારે કાંઈ જરૂર જેવું નથી

ગુરૂ–ના, શ્રુતિના તથા સ્મૃતિના વચનથી એમ સિદ્ધ થાય છે કે, અનાશ્રમી રહેવા કરતાં આશ્રમી રહેવું તે વધારે સારૂ છે. આ જ હેતુને લઇ ૩૯ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૯ મું–સૂત્ર ૩૯ મું

## અનાશ્રમી કરતાં આશ્રમી શ્રેષ્ઠ

अतस्त्वितरज्ज्यायोलिंगाच्च ॥ ३९ ॥

સૂત્રાર્થ–શ્રુતિ તથા સ્મૃતિના વચનથી અનાશ્રમી કરતા આશ્રમી રહેવુ તે વધારે સારૂ છે. (૩૯)

ટીકા.–ગુરૂ:–વચલી સ્થિતિવાળા કરતા આશ્રમને વિશે રહેવું તે વિદ્યાના સાધનરૂપે વધારે સારૂં છે કારણ કે શ્રુતિ તથા સ્મૃતિમા તે પ્રમાણે કહેલું છે. શ્રુતિનું વચન છે કે, "तेनैति ब्रह्मवित्पुण्यकृत्तैजसश्च (બૃ૦ ૪,૪,૯) પુણ્ય કરવાવાળો તથા શુદ્ધ સત્વ બ્રહ્મજ્ઞાની આ અર્ચિરાદિ માર્ગવડે જાય છે." વળી સ્મૃતિનું વચન છે કે, 'अनाश्रमी न तिष्ठेत दिनमेकमपि द्विज । संवत्सरमनाश्रमी स्थित्वा कृच्छ्रमेकं चरेत् દ્વિજે એક દિવસ પણ અનાશ્રમી રહેવુ જોઇએ નહિ એક સંવત્સર અનાશ્રમી જે કોઇ રહે છે, તેણે કૃચ્છ્ર ચાંદ્રાયણ વ્રત કરવુ જોઇએ" (૩૯)

શિષ્ય–જેણે ઉર્ધ્વરેતભાવ પ્રાપ્ત કર્યો હોય, તેનું શું કોઇ પણ વખત તેમાથી પતન થાય કે નહિ? ને ન થવાનું શું કારણ, તે કહો?

ગુરૂ–જૈમિનિ નામના આચાર્ય એમ માને છે કે જેણે એકવાર ઉર્ધ્વરેત ભાવ પ્રાપ્ત કર્યો છે તેનુ અધોપતન થતું નથી. આને વિશે નિયમ, અતદ્રૂપત્વ તથા અભાવ કારણરૂપે છે આ જ બાબત ૪૦ મા સૂત્રમા દર્શાવી છે. જેમકે;—

## અધિકરણ ૧૦ મું–સૂત્ર ૪૦ મું.

## ઉર્ધ્વરેતને પતનનો અભાવ

तद्भूतस्य तु नातद्भावो जैमिनिरपि नियमातद्रूपाभावेभ्य ॥ ४० ॥

સૂત્રાર્થ–તદ્રૂપને અર્થાત્ બ્રહ્મસંસ્થને જે પ્રાપ્ત થયો છે તેનુ તેમાથી પતન થતું નથી, એમ જૈમિનિ નામના આચાર્ય માને છે કારણ કે નિયમવડે તેમજ પતન સબંધી શ્રુતિના અભાવથી તેમજ શિષ્ટાચારના અભાવથી પ્રત્યુનિનો અભાવ છે (૪૦)

ટીકા–શિષ્ય–ઉર્ધ્વરેતને આશ્રમો છે, એમ આપણે પૂર્વે સિદ્ધ કરી આવ્યા. હવે જે આ આશ્રમને પ્રાપ્ત થયો છે, તેનુ કોઇપણ વખતે તેમાંથી પતન થાય છે કે નથી થતું? આ રીતનો મને સંશય થાય છે. મારૂં માનવું તો એમ છે કે, પૂર્વ કર્મ ફરી કરવાની ઇચ્છાથી અથવા રાગાદિને લીધે અધ:પાત થાય. કારણ કે વિશેષનો અભાવ છે.

ગુરૂ–હું કહું તે સાભળ. જે બ્રહ્મસંસ્થ ભાવને પામેલો છે અર્થાત્ બ્રહ્મ ભાવને પામેલો છે, તે કદાપિ બ્રહ્મભાવથી

રહિત થતો નથી અર્થાત્ તેનો તેમાથી પાત થતો નથી.

શિષ્ય–એમ કેવી રીતે બને ?

ગુરૂ:–નિયમ, આરોહમાથી અભાવ હોવાને લીધે તેમજ શિષ્ટ આચારનો અભાવ હોવાને લીધે તેમાથી પાત થતો નથી. જેમકે अत्यन्तमात्मानमाचार्यकुले ऽवसादयन् (છા૦ ૨, ૨૩, ૧) अरण्यमियादिति पद ततो न पुनरेयादित्युपनिषत् । आचार्येणाभ्यनुज्ञातश्चतुर्णामेकमाश्रमम् । आविमोक्षाच्छरीरस्य सोऽनुतिष्ठेद्यथाविधि અર્થ –બ્રહ્મચારીએ આખું જીવન ગુરૂના ઘરમા ગાળવું. પરિવ્રાજનો ધર્મ પાળવો, એ શાસ્ત્રમાર્ગ છે, તેમાથી પાછા ફરવું નહિ, એ મુખ્ય રહસ્ય છે. આચાર્ય રજા આપે, એટલે વિધિપ્રમાણે ચારમાંનો એક આશ્રમ શરીરનો પાત થવા સુધી પાળવો.”

આ રીતનો નિયમ એમ દર્શાવે છે કે, અધઃપાતમાંથી તેનો અભાવ હોય છે. વળી કહ્યું છે કે, “ब्रह्मचर्यं समाप्य गृही भवेत् (જા૦ ૪) ब्रह्मचर्यादेव प्रव्रजेत् (જા૦૪) બ્રહ્મચર્ય સમાપ્ત થયા પછી ગૃહસ્થ શ્રમ પાળવો. બ્રહ્મચારીમાંથી એકદમ સંન્યસ્તઆશ્રમ પાળવો.” ઇત્યાદિ આરોહરૂપ વચનો જોવામાં આવે છે. પણ પતન સંબધીનાં વચનો જોવામાં આવતા નથી વળી આના સરખા શિષ્ટ આચારો પણ નથી. પૂર્વનાં કર્મમાં અનુષ્ઠાન કરવાની ઇચ્છાથી પાછું અવરોહણ થવું, એ ખોટું છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે, “ श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् (૩,૩૫) પરધર્મનું સારી રીતે અનુષ્ઠાન કરવા કરતા ગુણ રહિત પોતાના ધર્મને સેવવો વધારે સારો છે.” વળી ન્યાય પણ તે જ રીતનો છે. જેનું જેને માટે વિધાન કરેલું છે, તે તેનો ધર્મ છે. પણ જે ધર્મ જેનાવડે સારી રીતે અનુષ્ઠાન કરવા શક્ય હેય, તે તેનો ધર્મ નથી. કારણ કે ધર્મનું લક્ષણ ચોદના અર્થાત્ પ્રેરણા છે. રાગાદિને લીધે તેનું અવરોહણ થતું નથી કારણ કે નિયમશાસ્ત્ર વધારે બળવાન્ છે. મૂળ સૂત્રમાં “જૈમિનિ પણ” એમ પણ શબ્દ હોવાથી જૈમિનિ તથા બાદરાયણની સંમતિ છે, જેથી આ વિષયને દૃઢતા મળે છે. (૪૦)

શિષ્ય–બ્રહ્મચારી પોતાના કર્મથી જો ભ્રષ્ટ થયો તો તેને માટે શું પ્રાયશ્ચિત્ત છે ? મારૂં માનવું તો એમ છે કે, જે ઉપકુર્વાણ બ્રહ્મચારી છે તે વ્યભિચારી બ્રહ્મચારીને પ્રાયશ્ચિત્તના પશુરૂપ ગધેડો લૌકિક અગ્નિમાં હોમવાનો છે, પણ નૈષ્ઠિકને માટે પ્રાયશ્ચિત્ત જ નથી. આથી ૪૧મા સૂત્રમાં પણ કહ્યું છે કે;—

## અધિકરણ ૧૧ મું–સૂત્ર ૪૧ મું.

## નૈષ્ઠિકને પ્રાયશ્ચિત્તનો અભાવ.

न चाधिकारिकमपि पतनानुमाना-

त्तदयोगात् ॥ ४१ ॥

સૂત્રાર્થ:–અધિકારી થવા યોગ્ય પ્રાયશ્ચિત્ત નૈષ્ઠિકને નથી. કારણ સ્મૃતિમાં એવું અનુમાન છે કે, તેને માટે પ્રાયશ્ચિત્ત અયોગ્ય છે. (૪૧)

ટીકા—શિષ્ય—જો નૈષ્ઠિક બ્રહ્મચારી પ્રમાદથી વ્યભિચારી થાય તો તેને પ્રાયશ્ચિત્ત થાય કે નહિ? કારણ કે શ્રુતિમા કહ્યું છે કે, "ब्रह्मचार्यवकीर्णी नैर्ऋतं गर्दभमालभेत બ્રહ્મચારી જો વ્યભિચારી થાય તો તેણે નિર્ઋતને અર્થે ગર્દભની હિંસા કરવી" પણ મારૂં માનવું તો એવું છે કે, નૈષ્ઠિકને પ્રાયશ્ચિત્તનો અધિકાર જ નથી. કારણ કે અધિકારલક્ષણમાં કહ્યું છે કે, "अवकीर्णिपशुश्च तद्वदाधानस्याप्राप्तकालत्वात् (જૈ૦સૂ૦ ૬,૮,૨૧) વ્યભિચારીનો પશુ પણ, તેની પેઠે અર્થાત્ ઉપનયન હોમની પેઠે, લૌકિક અગ્નિમા હોમવો. આધાન કાળ પ્રાપ્ત થયલો નહિ હોવાથી તે પ્રમાણે કરવું." આ ઉપકુર્વાણકના સંબંધમાં કહ્યું છે પણ નૈષ્ઠિક બ્રહ્મચારીના સંબધમા આ યોગ્ય નથી. કોઈ કહેશે કે, કેમ યોગ્ય નથી, તો તેના સંબધમાં કહ્યું છે કે, "आरूढो नैष्ठिकं धर्मं यस्तु प्रच्यवते पुनः । प्रायश्चित्तं न पश्यामि येन शुध्येत्स आत्महा अर्थ:—નૈષ્ઠિક ધર્મમા આરૂઢ થઈ જે પાછો તેમાથી ભ્રષ્ટ થાય છે, તે આત્મઘાતીને માટે હું કશું પ્રાયશ્ચિત્ત જોતો નથી,. કે જેવડે તે શુદ્ધ થાય." આ રીતે સ્મૃતિમા નૈષ્ઠિકનું પતન એવું કહ્યું છે કે, તેને માટે કશો ઇલાજ જ, જેમ માથું કપાઈ ગયું હોય તેને જીવવાનો ઇલાજ નથી તેમ, નથી. પણ ઉપકુર્વાણનું પતન સ્મૃતિ એટલું બધું કહેતી નથી, માટે તેને પ્રાયશ્ચિત્ત યોગ્ય છે.

ગુરુ—તેં એમ કહ્યું કે, નૈષ્ઠિકને પ્રાયશ્ચિત્તનો તદન અભાવ છે, પણ કેટલાક આચાર્યોનું માનવું એવુ છે કે, આ ઉપપાતક છે તથા તેમ હોવાથી નૈષ્ઠિકને પણ અશનની માફક પ્રાયશ્ચિત્ત છે. આ રીતે પ્રમાણલક્ષણમાં પણ કહ્યુ છે. આથી જ ૪૨મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૧૧ મું—સૂત્ર ૪૨ મું.

## નૈષ્ઠિકને વ્યભિચારનું પ્રાયશ્ચિત્ત.

उपपूर्वमपि त्वेके भावमशनवत्तदुक्तम् ॥४२॥

સૂત્રાર્થઃ—વળી કેટલાક આચાર્યો આ પ્રાયશ્ચિત્તને ઉપપાતક માને છે. માટે અશનના પ્રાયશ્ચિત્તની માફક જેમ ઉપકુર્વાણને પ્રાયશ્ચિત્ત છે, તેમ નૈષ્ઠિકને પણ પ્રાયશ્ચિત્તનો ભાવ ઇચ્છે છે તથા પ્રમાણલક્ષણમાં તે પ્રમાણે કહ્યું છે. (૪૨)

ટીકાઃ—ગુરુઃ—પણ કેટલાક આચાર્યો આ વ્યભિચારના દોષને ઉપપાતકરૂપે માને છે. નૈષ્ઠિક બ્રહ્મચારીને ગુરુની પત્ની આદિ વિના અન્ય સ્થળે બ્રહ્મચર્યનો નાશ થાય તો તેની ગણના મહાપાતકમાં નથી. કારણ કે આ ગણનાનો ગુરુતલ્પ આદિ મહાપાતકની ગણનામાં અભાવ છે. માટે ઉપકુર્વાણને જેમ પ્રાયશ્ચિત્ત છે, તેમ નૈષ્ઠિકને પણ પ્રાયશ્ચિત્તનું અસ્તિત્વ છે. કારણ કે અવકીર્ણ તથા બ્રહ્મચારી બેઉમાં વધારે ફેર નથી. અશનનું પ્રાયશ્ચિત્ત જેમ બેઉને એકસરખું છે, તેમ આ વ્યભિચારનું પણ એકસરખું છે. અર્થાત્ બ્રહ્મચારીને મધુ માંસ ખાવાથી વ્રતનો લોપ થાય છે તથા ફરી સંસ્કાર કરવો પડે છે, તે જ પ્રમાણે વ્યભિચા-

रना संबंधमां पण जाणवुं. जेओ प्रायश्चित्तनो अभाव छे एम माने छे, तेओ आना संबंधमां कांई प्रमाण लवी शकता नथी. पण जेओ प्रायश्चित्तनुं अस्तित्व छे, एम माने छे, तेमने सामान्य श्रुतिनुं प्रमाण मळे छे जेमके, ब्रह्मचार्यवकीर्णी; माटे प्रायश्चित्तनुं अस्तित्व छे, ए वधारे योग्य छे. प्रमाणलक्षणमा कह्युं छे के, "समाविप्रतिपत्ति स्यात् (जै० सू० १,३,८), शास्त्रस्था वा तन्निमित्तत्वात् (जै० सू० १,३,९) अर्थः—यव शब्दनो अर्थ केटलाक दीर्घशूक करे छे तथा केटलाक प्रियंगु करे छे. हवे आ यव शब्द सामान्य होय तो त्यां बेउ अर्थनी सरखी गणना थई शके. पण धर्मना कारणरूप शास्त्र छे, माटे शास्त्रमां जे कह्युं होय, ते वधारे बळवान् गणवुं." आम होवाथी नैष्ठिकने प्रायश्चित्तना अभाववाळी जे स्मृति छे, ते यत्नवडे नैष्ठिकमां गौरव उत्पन्न करवा माटे छे, एम मानवुं. ते ज प्रमाणे भिक्षु तथा वैखानस आदिने विषे पण जे प्रायश्चित्त स्मृतिमां कह्युं छे, ते प्रमाणे जाणवुं. जेम के, " वानप्रस्थो दीक्षाभेदे कृच्छ्रं द्वादशरात्रं चरित्वा महाकक्षं वर्धयेत् । भिक्षुर्वानप्रस्थवत्सोमवल्लिवर्जं स्वशास्त्रसंस्कारश्च अर्थः—वानप्रस्थने व्रतनो लोप थाय तो तेणे बार रात्री कृच्छ्र चांद्रायण करवुं तथा बहु तृण अने काष्ठवाळा प्रदेशमां जळ आदिनी वृद्धि करवी. वळी भिक्षुए वानप्रस्थनी माफक सोम लतानो त्याग करी, बहु तृण तथा काष्ठवाळा प्रदेशमां जळआदिनी वृद्धि करवी तथा शास्त्रमा कह्या प्रमाणे ध्यान तथा प्राणायाम आदि करवां" (४२)

शिष्य—जो नैष्ठिके प्रायश्चित्त कर्युं होय तो तेनी गणना शिष्टोमां थई शके के केम ?

गुरु—नैष्ठिकनुं पतन महापातकरूपे हो, अथवा उपपातकरूपे हो, बेउ रीते जो के तेमणे प्रायश्चित्त कर्युं होय, छतां शिष्टोए तेओनो बहिष्कार करवो. आमा स्मृति तथा आचारनुं प्रमाण छे. आ ज हेतुथी ४३ मा सूत्रमां कह्युं छे के;—

## अधिकरण १२मुं—सूत्र ४३ मुं.

## पतित नैष्ठिक बहिष्कारयोग्य.

**बहिस्तूभयथापि स्मृतेराचाराच्च ॥४३॥**

सूत्रार्थः—पतित नैष्ठिक महा पातकी हो, अथवा उपपातकी हो, तथा तेमणे प्रायश्चित्त कर्युं होय, छतां स्मृति तथा आचारना प्रमाणथी शिष्टोए तेनो बहिष्कार करवो योग्य छे. (४३)

टीका-गुरु-नैष्ठिक ब्रह्मचारीने पोताना आश्रमथी भ्रष्ट थवाने लीधे महा पातक लागे, अथवा उपपातक लागे, पण बेउ रीते शिष्ट पुरुषोए तो तेनो बहिष्कार ज करवो जोईए. केमके स्मृतिमां कह्युं छे के, "आरूढो नैष्ठिकं धर्मं यस्तु प्रच्यवते पुनः । प्रायश्चित्तं न पश्यामि येन शुध्येत्स आत्महा अर्थः—जे नैष्ठिक धर्ममां आरूढ थई धर्मथी फरी भ्रष्ट थाय छे ते आत्मघाती पुरुष जेवडे शुद्ध थाय, एवुं प्रायश्चित्त हुं जोतो नथी.". "आरूढपतितं विप्रं मण्डलाच्च विनिःसृतम् । उद्बद्धं

ઋમિદં ચ સ્પૃષ્ટ્વા ચાન્દ્રાયણ ચરેત્ અર્થઃ- આશ્રમમાં આરૂઢ થઈ જે પતિત થયો હોય, જેનો મંડળમાંથી બહિષ્કાર થયો હોય, કેદખાનામાં પડયા પછી જે વિપ્ર છૂટો થયો હોય અથવા કૃમિએ જેને ડંશ કર્યો હોય, તેવા બ્રાહ્મણને સ્પર્શ થયો હોય તો તેણે એક ચાંદ્રાયણ વ્રત કરવું." આ રીતે સ્મૃતિમાં તેવાની અત્યંત નિંદા કરી છે. વળી શિષ્ટ પુરૂષનો આચાર પણ છે. કારણ કે યજ્ઞ, અધ્યયન તથા વિવાહ આદિ કાર્યો શિષ્ટ પુરૂષો તેવાની સાથે કરતા નથી. (૪૩)

શિષ્ય-જે ઋત્વિક યજમાનને અર્થે ઉપાસના કરે છે, તેમાં ફળનો ભોક્તા કોણ થાય, યજમાન કે ઋત્વિક ?

ગુરુઃ-યજમાન ફળનો ભોક્તા થાય. કારણ કે તે રીતની શ્રુતિ છે તથા અત્રિ ઋષિનું તે જ પ્રમાણે મત છે. આ જ બાબત ૪૪ મા સૂત્રમાં નીચે પ્રમાણે જણાવી છે.—

## અધિકરણ ૧૩ મું-સૂત્ર ૪૪ મું.

### ઉપાસનાનું ફળ કોને ?

स्वामिनः फलश्रुतेरित्यात्रेयः ॥ ४४ ॥

સૂત્રાર્થ -અત્રિ ઋષિનું માનવું એવું છે કે, સ્વામીને ફળની શ્રુતિ છે (૪૪)

ટીકા-શિષ્યઃ-અંગાશ્રિત ઉપાસનાઓમાં મને સંશય છે. આ કર્મો યજમાનનાં છે કે ઋત્વિકનાં આ કર્મો છે ? આ બેમાં શું ખરૂં છે ?

ગુરુ-યજમાનના કર્મો છે.

શિષ્ય-તે કેવી રીતે ?

ગુરુઃ-આ રીતની ફળશ્રુતિ છે. શ્રુતિમાં નીચે પ્રમાણે ફળ કહ્યુ છે;-"वर्षति हास्मै वर्षयति ह य एतदेव विद्वान्वृष्टौ पञ्चविध सामोप स्ते (છ ૦૨,૩,૨) આ પ્રમાણે સામની વૃષ્ટિ સાથે સાદૃશ્યતા કરી, પાંચ પ્રકારવાળા સામની જે ઉપાસના કરે છે, તે પોતાની ઇચ્છા પ્રમાણે વૃષ્ટિને પડવા હુકમ કરી શકે છે અને વૃષ્ટિ તેને માટે વરસે છે." આ ફળ સ્વામીને જ થનારૂં હોય, એ યોગ્ય છે. કારણ કે આ ફળનો અંગ સહિત પ્રયોગમાં અધિકાર કરેલો છે. આ રીતની ઉપાસનામાં જેને અધિકાર પ્રાપ્ત થયેલો છે, તેને જ અધિકારપણું છે. શ્રુતિમાં કહ્યું છે કે, ઉપાસનાઓનું ફળ કર્તાને વિશે છે. જેમકે, "वर्षत्यस्मै य उपास्ते અર્થઃ- જે ઉપાસના કરે છે, તેને માટે વરસે છે."

શિષ્યઃ-ઋત્વિકનું પણ ફળ કહેવાયલું છે. જેમકે, "आत्मने वा यजमानाय वा यं कामं कामयते तमागायति (બૃ૦ ૧,૩,૨૮) પોતાને માટે અથવા યજમાનને માટે જે કંઇ કામનાની ઇચ્છા કરે છે, તે આ ગાનવડે સાધે છે."

ગુરુ-તેમ નથી. આ કેવળ વાણીમાત્ર છે માટે ફળવાળી ઉપાસનાઓમાં સ્વામીનું જ કર્તાપણું છે, એમ આત્રેય નામના આચાર્ય માને છે. (૪૪)

શિષ્યઃ-આના સંબંધી બીજા કોઇ આચાર્યનો મત હોય, તો તે કહો ?

ગુરુ-ઔડુલોમિ નામના આચાર્યનો મત એમ છે કે, ઉપાસના એ ઋત્વિકનું કર્મ છે કારણ કે સાંગ કર્મ કરવા માટે યજમાન ઋત્વિકને દક્ષિણાવડે વિક્રય કરે છે. આથી જ ૪૫મા સૂત્રમાં કહ્યું છે કે,-

## અધિકરણ ૧૪ મું-સૂત્ર ૪૫ મું.

### ઔડુલોમિનો મત.

आर्त्विज्यमित्यौडुलोमिस्तस्मै हि परिक्रियते ॥ ४५ ॥

સૂત્રાર્થઃ-ઔડુલોમિ આચાર્ય એમ માને છે કે, ઉપાસના એ ઋત્વિકનું કર્મ છે. કારણ કે સાંગ કર્મ કરવા માટે યજમાન ઋત્વિકને નિષ્ક્રયરૂપ દક્ષિણા આપે છે. (૪૫)

ટીકાઃ-ગુરુઃ-આ ઉપાસનાઓ સ્વામીના કર્મોરૂપે નથી, પણ ઋત્વિજનાં કર્મોરૂપે છે, એમ ઔડુલોમિ નામના આચાર્ય માને છે.

શિષ્યઃ-એમ માનવાનું શું કારણ?

ગુરુઃ-સાંગ કર્મ કરવામાટે યજમાનથી ઋત્વિજનો વિક્રય થાય છે. વળી ઉદ્ગીથ આદિ ઉપાસનાઓનો આ પ્રયોગની અંદર સમાવેશ થાય છે. કારણ કે જેને અધિકાર થયલો છે, તેનો જ તેમાં અધિકાર છે, માટે ગોદોહન આદિ નિયમની માફક ઋત્વિજે જ આ ઉપાસનાઓ કરવી જોઇએ. વળી વિજ્ઞાનના કર્તારૂપે ઉદ્ગાતા છે, એમ શ્રુતિ નિરૂપણ કરે છે. જેમકે, "तं ह बको दाल्भ्यो विदांचकार स ह नैमिशीयानामुद्गाता बभूव (છાં૦ ૧, ૨,૧૩) આ રીતે દલ્ભનો પુત્ર બક પ્રાણને જાણતો હતો. તે યજ્ઞ કરનાર નૈમિષિય ઋષિઓનો ઉદ્ગાતા થયો."

શિષ્યઃ-એમ કહ્યું છે કે, કર્તાના આશ્રયરૂપ ફળ છે, એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે.

ગુરુઃ-આ દોષ નથી. કારણ કે ઉપાસના યજમાનને અર્થે હોય છે. માટે વચનથી અન્ય સ્થળવિશે ફળનો સંબંધ હોવાથી ઋત્વિજની સાથે ઉપાસનાના ફળનો સંબંધ અયોગ્ય છે. (૪૫)

ગુરુ-વળી શ્રુતિ પણ તે જ પ્રમાણે પ્રતિપાદન કરે છે. આથી ૪૬ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૩મું-સૂત્ર ૪૬મું.

### ઉપાસનાસંબંધી શ્રુતિનું પ્રમાણ.

श्रुतेश्च ॥४६॥

સૂત્રાર્થઃ-વળી શ્રુતિનું પણ પ્રમાણ છે કે, ઉપાસનાનું ફળ યજમાનને જાય છે. (૪૬)

ટીકાઃ-ગુરુઃ-"यां वै कांचन यज्ञ ऋत्विज आशिषमाशासत इति यजमानायैव तामाशासत इति होवाचेति જે કાંઇ આશિષ યજ્ઞમાં ઋત્વિજ પ્રાર્થે છે, તે યજમાનને માટે જ પ્રાર્થે છે, એમ તે કહે છે." વળી કહ્યું છે કે, "तस्मादु हैवंविदुद्गाता ब्रूयात्कं ते काममागायानि (છાં૦ ૧,૭,૮-૯) આ પ્રમાણે ઉદ્ગીથનો ઉદ્ગાતા, જે આ સર્વ જાણે છે, તે નહિ જાણનારાને કહે છે કે, તારી શી કામનાઓ છે, તે મને કહે. હું તે કામનામાટે પ્રાર્થના કરીશ." આ રીતે ઋત્વિકના કર્તાવાળું વિજ્ઞાનનું ફળ યજમાનને જનારૂં છે, એમ શ્રુતિ દર્શાવે છે. માટે અંગોપાસના ઋત્વિકના કર્મરૂપે છે, એમ સિદ્ધ થાય છે. (૪૬)

શિષ્યઃ-જેમ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સહકારીરૂપે આશ્રમનું તથા શમ આદિનું

વિધાન કર્યું છે, તેમ આ ઉત્પત્તિના સંબંધમાં ત્રીજી કઈ વસ્તુનું વિધાન છે?

ગુરુઃ-મનનશીલ થવું, તે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સંબંધમાં ત્રીજો વિધિ છે. આ જ હેતુને લઈ ૪૭મા સૂત્રમાં કહ્યું છે કેઃ-

## અધિકરણ ૧૪ મું-સૂત્ર ૪૭ મું.

## મૌન વિધિનું નિરૂપણ.

सहकार्यन्तरविधिः पक्षेण तृतीयं तद्वतो विध्यादिवत् ॥ ४७ ॥

સૂત્રાર્થઃ-બ્રહ્મવિદ્યાના સંબંધમાં અન્ય સહકારીરૂપે છે. આ વિધિ તે મૌન (મનનશીલ થવું તે) છે. શ્રવણ તથા મનનની અપેક્ષાએ આ વિધિ ત્રીજો છે. ભેદદર્શન પ્રાપ્તિવાળાનો પ્રધાનવિધિ જે રીતે છે, તે પ્રમાણે અભેદદર્શી વિદ્યાવાનનો મૌન, એ વિધિ છે. (૪૭)

ટીકાઃ-શિષ્ય-શ્રુતિમાં કહ્યું છે કે, "तस्माद्ब्राह्मणः पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेद्बाल्यं च पाण्डित्यं च निर्विद्याथ मुनिरमौनं च मौनं च निर्विद्याथ ब्राह्मणः (બૃ૦ ૩,૫,૧) માટે બ્રાહ્મણે વિવેકવડે બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થઈ બળવાન્ થવું. વિવેક તથા બળને ઓળખનાર તેમ જ અમૌન તથા મૌનને ઓળખનાર મુનિ ખરો બ્રાહ્મણ થઈ શકે છે અર્થાત્ કૃતકૃત્ય બની શકે છે." આ રીતે બૃહદારણ્યકમાં શ્રુતિ છે. આમાં મને સંશય થાય છે. બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિમાં મૌનનો વિધિ છે કે, નહિ? મારૂં માનવું તો એમ છે કે, મૌન વિધિ આ વિદ્યાની ઉત્પત્તિમાં નથી. કારણ કે "बाल्येन तिष्ठासेत् બળવાન્ થવું જોઈએ." અહિં જ વિધિની સમાપ્તિ થાય છે. વળી अथ मुनिः આ સ્થળે વિધિ દર્શાવનારી વિભક્તિ જોવામાં આવતી નથી. માટે આ સ્તુતિરૂપે છે, એમ માનવું યોગ્ય છે. કોઈ એમ પૂછે કે, એમ કેમ બને? તો તેના ઉત્તરમાં કહેવાનું કે, મુનિ તથા પંડિત શબ્દને વિશે જ જ્ઞાનાર્થકપણું છે. માટે "વિવેકને ઓળખીને" એમ જે કહ્યુ છે, તેમાં જ મૌનવિધિ પ્રાપ્ત છે. વળી "અમૌન તથા મૌનને જાણીને બ્રાહ્મણ કૃતકૃત્ય થાય છે" એમાં કાંઈ બ્રાહ્મણનું વિધાન નથી. કારણ કે બ્રાહ્મણત્વ તો પ્રથમથી જ પ્રાપ્ત છે. તેટલા માટે अथ ब्राह्मणः એ જે પદ મૂક્યું છે, તે કેવળ પ્રશંસારૂપે છે. તે જ પ્રમાણે अथ मुनिः આ પદ પણ પ્રશંસારૂપે થવું યોગ્ય છે. કારણ કે બેઉમાં એક સરખો ઉદ્દેશ છે.

ગુરૂઃ-આના સંબંધમાં હું કહું, તે સાંભળ. બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સહકારીરૂપે આ વિધિ છે. બાલ તથા પાંડિત્યની માફક બ્રહ્મવિદ્યાના સહકારીરૂપે મૌનવિધિ જાણવા યોગ્ય છે. કારણ કે પૂર્વે એ પ્રમાણે સિદ્ધ કરવામા નથી આવ્યું.

શિષ્ય-મૂળ શ્રુતિમાં જે પાંડિત્ય શબ્દ છે, તે વડે જ મૌનનું જ્ઞાનથાય છે, તો પછી મૌનવિધિ કહેવાની શી જરૂર છે?

ગુરૂઃ-ના, તે દોષ નથી. અહીં મૂળ શ્રુતિમાં જે મુનિ, શબ્દ વાપર્યો છે, તે જ્ઞાનના અતિશયપણાને લઈને છે. કારણ કે મુનિ શબ્દની વ્યુત્પત્તિ એ છે કે, જે

મનુષ્ય મનનશીલ છે તે. વળી સ્મૃતિમાં કહ્યું છે કે, "मुनीनामप्यहं व्यासः (ગી૦ ૧૦, ૩૭) મુનિઓમાં પણ હું વ્યાસરૂપે છું." આ રીતે પ્રયોગ જોવામા આવે છે.

શિષ્ય -ઉત્તમ આશ્રમના નિરૂપણરૂપે મુનિ શબ્દ શ્રુતિમાં વાપર્યો છે. જેમકે "गार्हस्थ्यमाचार्यकुलं मौनं वानप्रस्थम् અર્થાત્- ગર્હસ્થ્ય, આચાર્યકુળ, મૌન તથા વાનપ્રસ્થ છે."

ગુરુ -તેમ નથી. કેમકે "वाल्मीकिर्मुनिपुंगवः વાલ્મીકિ મુનિમા શ્રેષ્ઠ છે" આ સ્થળે તેથી ભિન્ન અર્થ જોવામાં આવે છે. બીજા આશ્રમોની સંનિધિમા મુનિ આશ્રમ કહેલો છે. માટે છેવટનો આશ્રમ જે ઉત્તમ છે, તે ગ્રહણ કરવો વધારે યોગ્ય છે. વળી જ્ઞાનની પ્રધાનતા આ ઉત્તમ આશ્રમમાં જ રહેલી છે. માટે બળવાન્ તથા વિવેકની અપેક્ષાને લઈ જ્ઞાનના અતિશયરૂપ મનન શીલરૂપ ત્રીજા વિધિનું વિધાન કરેલું છે. જો કે "બળવાન્ પણું" આ શબ્દમાંજ વિધિની પરિસમાપ્તિ થાય છે, છતાં મનનશીલતા પૂર્વસિદ્ધ નહિ હોવાથી મુનિરૂપ વિધિનો આશ્રય કર્યો છે. જેમકે, "मुनिः स्यात् બ્રહ્મણે મનનશીલ થવું જોઈએ" મનનશીલપણાનું સૂચન નિર્વેદનીયરૂપે હોવાથી બળવાન તથા વિવેકવાનની માફક આ મનનશીલ વિધિનો પણ આશ્રય કરવો જોઇએ. મનનશીલનું વિધાન અર્થાત્ વિદ્યાયુકત સંન્યાસીનું વિધાન કરવું જોઇએ.

શિષ્ય -મનનશીલનો અર્થ વિદ્યાવાન સંન્યાસી કેવી રીતે થઈ શકે?

ગુરુ:-વિદ્યાયુકત સંન્યાસીનો જ આ મનનશીલપણાનો અધિકાર છે. કારણ શ્રુતિમા કહ્યું છે કે, "आत्मानं विदित्वा पुत्रैषणाभ्यो व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति આત્માને ઓળખી, તથા પુત્ર આદિ એષણાઓનો ત્યાગ કરી, મનુષ્ય સંન્યાસને ગ્રહણ કરે છે."

શિષ્ય:-જેનામાં આત્મવિદ્યા હોય, તેનામાં જો જ્ઞાનાતિશયની પ્રાપ્તિ છે તો પછી મૌનવિધિની કશી જરૂર નથી.

ગુરુ -આથી જ મૂળ સૂત્રમાં पक्षेण આ રીતનું પદ મૂક્યું છે. આ શબ્દથી એમ જણાય છે કે, જે પક્ષમાં ભેદદર્શન પ્રબળ હોવાથી જ્ઞાનાતિશયની પ્રાપ્તિ હોતી નથી, તે પક્ષને વિષે આ મનનશીલનો વિધિ છે. "વિધિ આદિની માફક અર્થાત્ સ્વર્ગની કામનાવાળાએ દર્શ તથા પૂર્ણમાસ યાગો કરવા જોઇએ." એ રીતે વિધિ આદિમાં સહકારી તરીકે અગ્નિનું અન્વાધાન આદિ અંગસમૂહનું વિધાન થાય છે. તે જ પ્રમાણે વિધિ જેમાં પ્રધાન નથી, એવા બ્રહ્મવિદ્યાના વચનમાં મનનશીલપણું વિધિરૂપે છે. (૪૭)

શિષ્ય:-આ રીતે બાલ્ય આદિ વિશેષણવાળા સંન્યસ્તાશ્રમનું શ્રુતિ પ્રતિપાદન કરે છે, તો પછી છાંદોગ્યમાં ગૃહસ્થાશ્રમીનો ઉપસંહાર કેમ કર્યો છે? જેમકે, "अभिसमावृत्य कुटुम्बे (છાં૦ ૮,૧૫,૧) કુટુંબનેવિશે રહી અર્થાત્ ગૃહસ્થાશ્રમ ધર્મ પાળી." આ રીતનો જ્યારે ઉપસંહાર છે, તો પછી શ્રુતિ

એમ કેમ જણાવે છે કે, ગૃહસ્થાશ્રમ આદરવા યોગ્ય છે ?

ગુરુ:–આનો ઉત્તર એ છે કે, અન્ય આશ્રમમાં વિધાન કરેલ શમ આદિનો ગૃહસ્થાશ્રમમાં મુખ્યત્વે કરી સંભવ છે. માટે ગૃહસ્થાશ્રમથી ઉપસંહાર છે. આ જ બાબત ૪૮ મા સૂત્રમાં નીચે પ્રમાણે દર્શાવી છે;–

## અધિકરણ ૧૪ મું–સૂત્ર ૪૮ મું.

## ગૃહસ્થાશ્રમીથી ઉપસંહાર.

कृत्स्नभावात्तु गृहिणोपसंहारः ॥ ४८ ॥

સૂત્રાર્થ:–યજ્ઞ આદિ અથવા અન્ય આશ્રમમાં વિધાન કરેલ શમ આદિનો ગૃહસ્થાશ્રમમાં મુખ્યત્વે કરી સંભવ છે. માટે ગૃહસ્થાશ્રમથી ઉપસંહાર છે. (૪૮)

ટીકા:–ગુરુ–મૂળ સૂત્રમા तु શબ્દ વિશેષણના અર્થવાળો છે. વિશેષે કરી અખિલ ભાવોનો સંભવ ગૃહસ્થાશ્રમમાં છે. અનેક પ્રયાસવાળાં અનેક આશ્રમ-કર્મો, જેવાં કે યજ્ઞાદિ કરવા યોગ્ય છે, એમ ગૃહસ્થાશ્રમીના સંબધમાં ઉપદેશ છે, તે જ પ્રમાણે અન્ય આશ્રમમાં પાળવાનાં અહિંસા, ઇન્દ્રિયસંયમ આદિ જે કર્મો છે, તે જ ગૃહસ્થાશ્રમીએ પણ પાળવાનાં છે. આથી ગૃહસ્થાશ્રમીથી ઉપસંહાર શ્રુતિએ કર્યો છે, તેમાં બાધ આવતો નથી. (૪૮)

શિષ્ય:–આથી તો આપે સંન્યસ્ત તથા ગાર્હસ્થ્ય આ બે આશ્રમોને વિશે મનના વિધિનું નિરૂપણ કર્યું; પણ બીજા બે આશ્રમોમાં આ સંબધીનુ શું કોઈ વિધાન નથી ?

ગુરુ:–ના, મૌનવિધિની માફક વાન-પ્રસ્થ તથા બ્રહ્મચારીના સંબધમાં પણ આ ઉપદેશ છે આ જ હેતુથી ૪૯ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૪ મું–સૂત્ર ૪૯ મું.

## ચારે આશ્રમોનો સમાન ઉપદેશ

मौनवदितरेषामप्युपदेशात् ॥ ४९ ॥

સૂત્રાર્થ–સંન્યાસની માફક બાકીના બે અર્થાત્ વાનપ્રસ્થ તથા બ્રહ્મચર્યાશ્રમને વિશે પણ સમાન ઉપદેશ છે. (૪૯)

ટીકા:–ગુરુ:–જેવી રીતે સંન્યસ્ત તથા ગૃહસ્થાશ્રમ આ બે આશ્રમોનું શ્રુતિમાં નિરૂપણ છે, તે જ પ્રમાણે બાકીના વાન-પ્રસ્થ તથા બ્રહ્મચર્યાશ્રમ પણ જાણવા. શ્રુતિ પણ આગળ જતાં જણાવે છે કે, "तप एव द्वितीयो ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयः (છા૦ ૨,૨૩,૧) પરિવ્રાજ એ દ્વિતીય સ્કંધરૂપે છે તથા નૈષ્ઠિક બ્રહ્મચારી તૃતીય વિભાગરૂપે છે." તેટલા માટે ચારે આશ્રમોનો સમાનરૂપે ઉપદેશ છે. માટે વિકલ્પ તથા સમુચ્ચયવડે એક સરખી જ પ્રાપ્તિ છે. મૂળ સૂત્રમાં इतरेषा એમ આશ્રમો જો કે બે છે, છતાં બહુવચન આપ્યું છે, તે વૃત્તિભેદને લીધે અથવા અનુષ્ઠાન કરનારાના ભેદને લઈ છે, એમ જાણવું. (૪૯)

શિષ્ય–મનનશીલપણું નિદિધ્યાસ-નમાં પ્રસિદ્ધ છે. તે સંબધી આપે વિવેચન

કર્યું. હવે હું આપને પૂછું છું કે, જ્ઞાનાભ્યાસવાળાએ પોતે કેવી રીતે રહેવુ જોઇએ ?

ગુરૂઃ-જેમ બાળક પોતાની ઇંદ્રિયો તીવ્ર નહિ હોવાથી અન્ય સમીપ પોતાના આત્માને પ્રકટ કરવાની ઇચ્છા નથી રાખતો, તેમ જ્ઞાનાભ્યાસવાવાળાએ પોતાના આત્માને ગૂઢ રાખી પોતે દંભ દર્પ આદિથી રહિત થઇ, શુદ્ધ ભાવવડે રહેવુ. આ જ હેતુથી ૫૦મા સૂત્રમા કહ્યું છે કે,-

## અધિકરણ ૧૫મું-સૂત્ર ૫૦મું.

## વિદ્વાને કેવી સ્થિતિમાં રહેવું ?

अनाविष्कुर्वन्नन्वयात् ॥ ५० ॥

સૂત્રાર્થઃ-જ્ઞાનના અભ્યાસવાળાએ પોતાના ગુણોને નહિ પ્રકટ કરતા શુદ્ધ ભાવથી રહેવું. કારણ કે તેનો અન્વય જ્ઞાનાભ્યાસને વિશે છે. (૫૦)

ટીકા-શિષ્ય-શ્રુતિમાં કહ્યું છે કે, "तस्माद्ब्राह्मण पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत् (બૃ૦ ૩,૫,૧) માટે બ્રાહ્મણે આત્મવિજ્ઞાનને ઓળખી જ્ઞાનના બળભાવે રહેવું" આ શ્રુતિમાં બાલ્યનું અનુષ્ઠાન છે. આ સ્થળે બાળનો જે ભાવ અર્થાત્ કર્મ, તે બાલ્ય આ રીતે તદ્ધિત સમાસ કરવાથી બાલ ભાવનો અર્થ એ થાય કે, વયને વિશે મોટો હોય, તે પોતાની ઇચ્છા સંપાદન કરવા જેમ શક્ય હોય છે, તે પ્રમાણે પોતાની ઇચ્છાને સંપાદન કરવા બાળક અશક્ત હોય છે. આથી બાળકને મૂત્ર પુરીષ આદિ કર્મ કોઇપણ પ્રકારના નિયમથી રહિત હોય છે. આ રીતની બાળચેષ્ટા લેવાય અથવા તો અંદર રહેલી ભાવનાવિશુદ્ધિ લેવી કારણ કે બાળકની ઇન્દ્રિયો પ્રકટ થયલી નથી હોતી; તેથી બાલભાવ દંભ દર્પ આદિ ભાવથી રહિત હોય છે. આ બે રીતના ભેદોમાથી આ સ્થળે કયો ભાવ ગ્રહણ કરવો યોગ્ય છે ? મારૂં માનવુ તો એમ છે કે, ઇચ્છાનુસાર વર્તન, જેથી વદન, ભક્ષણ તથા નિયમ વિના મૂત્ર પુરીષાદિ થય છે, એ રીતનો જે બાલભાવ છે, તે ગ્રહણ કરવો યોગ્ય છે.

ગુરૂ-હવે જો તે પ્રમાણેની બાળચેષ્ટા તું લેશે, તો પતિત આદિ દોષની પ્રાપ્તિ થશે. આથી યથેષ્ટાચરણ ગ્રહણ કરવુ યોગ્ય નથી.

શિષ્ય-બ્રહ્મવિદ્યાવાળા સંન્યાસીને પોતાની વચનસિદ્ધિના પ્રભાવથી, જેમ પશુહિંસા આદિમાં દોષનિવૃત્તિ હોય છે, તેમ આ દોષની પણ નિવૃત્તિ હોય છે.

ગુરૂઃ-આ રીતનુ માનવુ યોગ્ય નથી. શ્રુતિમા જે બાલભાવ દર્શાવ્યો છે, તેનો ભાવ અન્ય રીતે થાય છે. આ સ્થળે બાલ્ય શબ્દનો વિરૂદ્ધતાથી રહિત અન્ય અર્થ લેવો યોગ્ય છે. અન્ય વિધિને બાધ આવે, એ રીતની કલ્પના લેવી આ સ્થળે યોગ્ય નથી. પ્રધાન વસ્તુને સિદ્ધ કરવા માટે મુખ્ય અંગનું વિધાન યોગ્ય છે. આ સ્થળે પ્રધાનવસ્તુ જ્ઞાનાભ્યાસ છે. માટે યતિએ તે જ્ઞાનાભ્યાસ અનુષ્ઠાન કરવા યોગ્ય છે. આ જ્ઞાનાભ્યાસનો સંભવ સર્વ પ્રકારની બાળચેષ્ટા

કરવાથી હોતો નથી. માટે આ સ્થળે બાળકનો આંતરભાવ ગ્રહણ કરવો યોગ્ય છે. પ્રકટ ઇન્દ્રિયથી રહિત બાળભાવનો આ સ્થળે આશ્રય કરવો. આથી જ મૂળ સૂત્રમાં अनाविष्कुर्वन् આ 'રીતનું' વચન કહેલું છે અર્થાત્ જ્ઞાન, અધ્યયન તથા ધાર્મિકત્વ આદિ ભાવવડે પોતાના આત્માને જે પ્રકટ નહિ કરે તથા જે દંભ દર્પ આદિ ભાવથી રહિત હોય, તેવા યતિનું આ સ્થળે ગ્રહણ છે. દૃષ્ટાંત તરીકે બાળકની પોતાની ઇન્દ્રિયો પ્રકટ હોતી નથી, જેથી તે અન્ય સમક્ષ પોતાના આત્માને પ્રકટ કરવાની ઇચ્છા રાખતો નથી. આ રીતે બાળશબ્દવડે પ્રધાનરૂપ જે જ્ઞાનાભ્યાસ, તેને સહાયકારી અર્થનું અનુસંધાન કરવું યોગ્ય છે. વળી સ્મૃતિકારોએ પણ કહ્યું છે કે, "य न सन्त न् चासन्त नाश्रुत न बहुश्रुतम् । न सुवृत्त न दुर्वृत्त वेद कश्चित्स ब्राह्मण । गूढधर्माश्रितो विद्वाज्ञातचरितं चरेत् । अन्धवज्जडवच्चापि मूकवच्च महीं चरेत् । अव्यक्तलिंगो व्यक्ताचारः અર્થ:–જે કોઈ સત્ અથવા અસતને, અશ્રુત અથવા બહુશ્રુતને, સુવૃત્તને અથવા દુર્વૃત્તને જાણતો નથી, તે ખરો બ્રહ્મસાક્ષાત્કારવાળો છે. ગૂઢ ધર્મ પાળતા વિદ્વાને પોતાનું ચરિત કોઇ જાણે નહિ તેમ આચરવું. અંધની માફક, જડની માફક તથા મૂકની માફક પૃથ્વીપર તેણે ફરવું. આવા યોગીને કોઇ ચિહ્ન વ્યક્ત હોતા નથી, તેમ જ તેનો કોઇ આચાર પણ વ્યક્ત હોતો નથી." (૫૦)

શિષ્ય:–બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સાધનભૂત ગુણોનું અનુષ્ઠાન કરવાથી બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ આ જ જન્મમાં થાય કે અન્ય જન્મમાં થાય?

ગુરુ:–જો વિદ્યાની ઉત્પત્તિને અટકાવનારાં પ્રારબ્ધ કર્મો શેષરૂપે ન હોય તો આ જન્મમાં પણ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ થઇ શકે, આ રીતનું શ્રુતિનું પ્રમાણ છે, તથા ૫૧ મા સૂત્રમાં આ જ બાબત દર્શાવી છે,–

## અધિકરણ ૧૬ મું–સૂત્ર ૫૧ મું. બ્રહ્મવિદ્યોત્પત્તિ આ જન્મમાં કે અન્ય જન્મમાં?

**ऐहिकमप्यप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात् ॥५१॥**

સૂત્રાર્થ:–શ્રુતિ આ રીતે પ્રતિપાદન કરે છે કે, પ્રસ્તુત અર્થાત્ પ્રારબ્ધકર્મનો અટકાવ ન હોય તો આ જન્મમાં પણ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ થઇ શકે. (૫૧)

ટીકા:–શિષ્ય:–"सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् (બ્ર૦સૂ૦ ૩,૪,૨૬) આ સૂત્રથી આરંભી અત્યાર સુધીમાં અનેક પ્રકારનાં વિદ્યાની ઉત્પત્તિના સાધનોનો નિશ્ચય કર્યો. આ સાધનોથી વિદ્યોત્પત્તિરૂપ ફળ સિદ્ધ થાય છે. હવે આ ફળ આ જ જન્મમાં થાય છે કે અન્ય જન્મમાં થાય છે? તે સંબંધી આપ મને કહેશો. આમાં શું જાણવું? મારૂં માનવું તો એમ છે કે, આ જ જન્મમાં વિદ્યોત્પત્તિ થાય છે.

ગુરુ–તું એમ શા કારણથી માને છે?

શિષ્ય–બ્રહ્મવિદ્યા શ્રવણાદિના સાધનવાળી છે. મને અન્ય લોકમાં બ્રહ્મવિદ્યાનો પ્રાદુર્ભાવ થાઓ, આમ માની કોઈની પણ

આ જન્મમાં શ્રવણાદિ વિશે પ્રવૃત્તિ હોઈ શકે નહિ જે જન્મમાં પ્રવૃત્તિ હોય, તે જ જન્મમા બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ થાય, આ રીતની પ્રવૃત્તિ જોવામા આવે છે. યજ્ઞ આદિ કર્મો પણ શ્રવણાદિ દ્વારવડે જ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ કરે છે. કારણ બ્રહ્મવિદ્યા, એ પ્રમાણજન્ય જ્ઞાન છે. માટે આ જ જન્મમા વિદ્યાનો જન્મ થવો જોઈએ.

ગુરુઃ-આના સંબંધમાં હું કહું, તે સાંભળ. જો આરબ્ધકર્મના અટકાવનો અભાવ હોય તો આ જન્મમાં પણ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ થઈ શકે. આનું તાત્પર્ય એ કે, જો ઉત્પન્ન થયેલા બ્રહ્મવિદ્યાના સાધનને જેનું પરિણામ સમીપ છે, એવા કોઈ અન્ય કર્મનો પ્રતિબંધ ન કરાયલો હોય તો આ જન્મના વિદ્યાની ઉત્પત્તિ થાય છે. પણ જો અન્ય કર્મનો પ્રતિબંધ હોય છે તો અન્ય લોકમાં વિદ્યાની ઉત્પત્તિ થાય છે. કર્મના પરિણામની પ્રાપ્તિ થવી, તે દેશ, કાળ તથા નિમિત્તને લઈને થાય છે. વળી એક કર્મનો વિપાક કરનારાં જે દેશ, કાળ તથા નિમિત્ત હોય છે, તે જ અન્ય કર્મનાં હોય, એ રીતનો નિયમ બાંધવો શકય નથી. કારણ કે કેટલાંક વિરૂદ્ધ ફળવાળાં કર્મો પણ હોય છે. અમુક ફળ થાય છે, એટલુંજ શાસ્ત્ર કહે છે, પણ અમુક દેશ, કાળ તથા નિમિત્તનું સૂચન કરી શકતું નથી. સાધનના વિશેષ બળને લીધે કોઈની શક્તિ ઇન્દ્રિયોનું પણ રોકાણ કરી જાય છે તથા કોઈની શક્તિ કુંઠિત થાય છે. વળી સામાન્ય રીતે વિદ્યાને વિશે અભિસંધિ નથી ઉત્પન્ન થતી, એમ નથી કારણ કે આ લોકમાં મને બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થાઓ અથવા અન્યલોકમા થાઓ. આ રીતની અભિસંધિમાં કોઈ રીતનો નિયમ હોતો નથી. શ્રવણાદિ દ્વારવડે ઉત્પન્ન થતી બ્રહ્મવિદ્યા પ્રતિબંધના નાશની અપેક્ષાવડે જ ઉત્પન્ન થાય છે. વળી શ્રુતિ જણાવે છે કે, આત્મા દુર્વિજ્ઞેય છે જેમકે, "श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो य न विद्युः । आश्चर्योऽस्य वक्ता कुशलोऽस्य लब्धाश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः (ક૦ ૧,૨,૭) જે આત્મા ઘણાવડે સાંભળવાને પણ લભ્ય નથી. વળી ઘણાઓ જે આત્મા વિશે સાંભળે છે, છતાં જાણતા નથી, તે આત્માનો વક્તા અતિ દુર્લભ છે. વળી આત્માનો જાણનાર છતાં તેને વિશે નિપુણ કોઈક જ હોય છે. આચાર્યવડે ઉપદેશ કરાયલો છતાં તેનાવિશે કુશળ અર્થાત્ સાક્ષાત્કાર કરનાર કોઈક જ હોય છે." વામદેવ ગર્ભમાં રહેલા છતાં તેને બ્રહ્મભાવની પ્રાપ્તિ થઇ હતી. આ ઇતિહાસ એમ સૂચવે છે કે, એક જન્મમાં સંચિત કરેલ સાધનવડે અન્ય જન્મમાં વિદ્યાની ઉત્પત્તિ થાય છે. આ સ્થળે જે ગર્ભમાં રહેલ છે, તેને ચાલુ જન્મમાં કોઈ સાધનનો સંભવ હોતો નથી. વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति (ગી૦ ૬,૩૭) સમ્યક્દર્શન પ્રાપ્ત કર્યા વિનાનો, હે કૃષ્ણ ! કઇ ગતિને પામે છે ?" આ રીતે અર્જુને જ્યારે પૂછયુ ત્યારે ભગવાને કહ્યું કે, "न हि कल्याणकृत् कश्चि-

दुर्गतिं तात गच्छति ( ભ૦ ગી૦ ૬, ૪૦ ) હે પ્રિય શિષ્ય ! જે પુણ્ય કર્મ કરનારો છે, તે કદી નઠારી ગતિને પામતો નથી." આ રીતે કહ્યા પછી કહ્યું છે કે, પુણ્ય કર્મ કરનારને પુણ્યલોકની પ્રાપ્તિ તથા સાધુ કુળમાં જન્મ થાય છે. ત્યાર બાદ કહ્યું છે કે, "तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ( ગી૦ ૬, ૪૩) યોગીઓના કુળમાં જન્મ થયા પછી તે પૂર્વદેહથી પ્રાપ્ત થયેલા જ્ઞાન-સંયોગની પ્રાપ્તિ કરે છે." આ જ બાબતનું નિરૂપણ નીચલા વાક્યવડે થઇ શકે છે. જેમકે, "अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिं (ગી૦ ૬,૪૫) અનેક જન્મમાં એકઠા થયેલા સંસ્કારથી સમ્યક્ જ્ઞાની થઈ તે શ્રેષ્ઠ ગતિને પામે છે." માટે પ્રતિબંધના ક્ષયને લીધે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ આ જન્મમાં કે અન્ય જન્મમાં થાય છે, આ રીતની સ્થિતિ છે. (૫૧)

શિષ્ય-જ્યારે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સંબંધમાં નિયમ નથી, તો પછી તેના ફળરૂપ મુક્તિના સંબંધમાં કેવી રીતે જાણવું ?

ગુરુ-બ્રહ્મવિદ્યાવાળાની અવસ્થાનો નિશ્ચય થઇ ચૂકેલો જ હોય છે, પણ પ્રતિબંધના યોગને લીધે મુક્તિરૂપ ફળને વિશે નિયમ હોતો નથી. આ જ હેતુથી ૫૨ મા સૂત્રમાં કહ્યું છે કે;—



## અધિકરણ ૧૭ મું-સૂત્ર ૫૨ મું. મુક્તિરૂપ ફળનો અનિયમ.

एवं मुक्तिफलानियमस्तदवस्थावधृतेस्तदवस्थावधृतेः ॥ ५२ ॥

સૂત્રાર્થ: આ રીતે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિમાં પ્રતિબંધ હોવાને લીધે તેના ફળરૂપ મુક્તિને વિષે નિયમ નથી. કારણ કે બ્રહ્મજ્ઞાનીની અવસ્થાનો નિશ્ચય થઇ ચૂકેલો હોય છે, તેની અવસ્થાનો નિશ્ચય થઈ ચૂકેલો હોય છે. (૫૨)

ટીકા:-શિષ્ય:-વિદ્યારૂપી સાધનના આશ્રયવાળા મુમુક્ષુને વધારે બળવાન્ સાધનને લીધે બ્રહ્મવિદ્યાના લક્ષણરૂપ ફળ આ જન્મમાં થાય કે અન્ય જન્મમાં થાય, આ રીતનો વિશેષ પ્રકારનો પ્રતિનિયમ જોવામાં આવ્યો. તે જ પ્રકારે ઉત્કર્ષ તથા અપકર્ષને લીધે મુક્તિના સંબંધમાં કંઇ એક પ્રતિનિયમ થવો જોઇએ. જો કોઇ નિયમ હોય તો તે કહો.

ગુરુ:-મુક્તિના ફળવિશે કોઇપણ પ્રકારનો નિયમ નથી. વળી મુક્તિના ફળ વિશે કોઇ એક પ્રકારના વિશેષ નિયમની શંકા કરવી, તે પણ ખોટી છે.

શિષ્ય-આપ એમ કેમ કહો છો ?

ગુરુ:-આનું કારણ એ કે, બ્રહ્મસાક્ષાત્કારવાળાની એક જ પ્રકારની સ્થિતિ થાય છે, એમ નિશ્ચય થઇ ચૂકેલો છે. સર્વ વેદાંતમાં નિશ્ચય થઈ ચૂકેલો છે કે, મુક્તિની સ્થિતિ એક જ સ્વરૂપવાળી હોય છે. બ્રહ્મ એ જ મુક્તિની અવસ્થા

છે. વળી, બ્રહ્મને અનેક આકારરૂપ યોગ હોતો નથી. કારણ કે તેનું એક જ સ્વરૂપ છે, એમ નીચલી શ્રુતિ પ્રતિપાદન કરે છે. "अस्थूलमनणु (બૃ० ૩,૮,૮), स एष नेति नेत्यात्मा (બૃ० ૩,૯,૨૬), यत्र नान्यत्पश्यति (છાં० ૭,૨૪,૧), ब्रह्मैवेदममृतं पुरस्तात् (મુ० ૨,૨,૧૧), इदं सर्वं यदयमात्मा (બૃ० ૨,૪,૬), स वा एष महानज आत्माजरोऽमृतोऽभयोऽब्रह्म (બૃ० ૪,૪,૨૫), यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् (બૃ० ૪, ૫, ૧૫) બ્રહ્મ સ્થૂલ નથી, તેમ અણુ નથી. આ આત્મા આવો નથી, તે આવો નથી. આ ભૂમા આત્મામાં બીજું કોઇ જોઇ શકતું નથી. મારી સમક્ષમાં સર્વ વસ્તુ અવિનાશી બ્રહ્મરૂપે છે. આ સર્વ જે દ્રષ્ટવ્ય તથા શ્રોતવ્યરૂપે છે, તે બ્રહ્મરૂપ જ છે. આ આત્મા મહાન્, જન્મભાવથી રહિત, જીર્ણભાવથી રહિત, અમૃતરૂપે, અવિનાશીરૂપે તથા અભયરૂપે અર્થાત્ અવિદ્યાના કાર્યથી રહિતરૂપે છે. જેને સર્વ આત્મસ્વરૂપે છે, તે કોને કઇ વસ્તુવડે જોઈ શકે ?" વળી વિદ્યાનું સાધન પોતાના કોઇ વિશેષ પ્રભાવને લીધે પોતાના ફળરૂપ વિદ્યાને વિશે જ કંઈ એક અતિશય આસક્ત કરે, પણ વિદ્યાનું ફળ મુક્તિનેવિશે નહિ. કારણ કે મુક્તિનું ફળ તો અસાધ્ય છે. તેનું ફળ તો નિત્યસિદ્ધ સ્વભાવવાળું છે ને તે વિદ્યાથી પ્રાપ્ત કરાય છે, એમ અમે વારંવાર કહ્યું છે. આ બ્રહ્મવિદ્યામાં ઉત્કૃષ્ટ તથા નિકૃષ્ટભાવની અતિશયતા હોતી નથી. કારણ કે નિકૃષ્ટ વિદ્યાનો અભાવ છે. ઉત્કૃષ્ટરૂપે જ બ્રહ્મવિદ્યા છે. માટે આ બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ ટુંક સમયમાં કે લાંબે સમયે થતી હોય કે થાય, પણ મુક્તિને વિશે તો કોઇપણ અતિશયતાનો સંભવ નથી. બ્રહ્મવિદ્યાના ભેદનેવિશે અભાવ હોવાથી કર્મના ફળની માફક, તેના ફળના ભેદને વિશે નિયમનો અભાવ છે. મુક્તિના સાધનરૂપ બ્રહ્મવિદ્યામાં કર્મોની માફક ભેદ હોતો નથી. સગુણવિદ્યામાં જ ભેદ હોય છે. જેમકે, "मनोमयः प्राणशरीरः (છાં० ૩,૧૪,૨) આ બ્રહ્મ મનોમયરૂપે તથા પ્રાણશરીરરૂપે છે." ઇત્યાદિ શ્રુતિઓમાં ગુણના વધારા તથા ઘટાડાને લીધે ભેદની ઉત્પત્તિ હોય છે તથા તે પ્રમાણે કર્મનાં ફળની માફક ફળમાં ભેદનો નિયમ હોય છે. વળી શ્રુતિનું પણ વચન છે કે, "तं यथा यथोपासते तदेव भवति જે જે પ્રકારે ઉપાસના કરે છે, તે તે રૂપે થાય છે." નિર્ગુણ વિદ્યામાં ગુણનો અભાવ હોય છે. માટે ફળમાં ભેદ હોતો નથી. વળી સ્મૃતિમાં કહ્યું છે કે, "न हि गतिरधिकास्ति कस्यचित्सति हि गुणे प्रवदन्त्यतुल्यताम् બ્રહ્મને વિશે અધિક સ્થિતિ હોતી નથી. કારણ કે ગુણ હોય તો જ અમુકની સાથે સાદૃશ્યતા છે, એમ કહી શકાય" "तदवस्थावधृते આ પદની પુનરાવૃત્તિ કરવાનું કારણ એ કે, આ અધ્યાયની હવે પરિસમાપ્તિ થાય છે.

इति श्रीमच्छंकरभगवत्पूज्यपादकृतौ शारीरकमीमांसाभाष्ये चंद्रशंकरात्मजछोटालालशर्मणा कृतगुर्जरगिरामापानुवादे तृतीयाध्यायस्य चतुर्थः पादः ॥ ४ ॥

॥ इति तृतीयोऽध्यायः ॥ ३ ॥

# ચતુર્થ અધ્યાય—પ્રથમપાદ.

## મોક્ષનિરૂપણ.



## भूमिका.

### જીવન્મુક્તિનિરૂપણ.

શિષ્ય—આપે ત્રીજા અધ્યાયમા બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સાધનનું નિરૂપણ કર્યું હવે આપ મને જીવન્મુક્તિ સંબંધી ઉપદેશ આપશો. હવે આત્મા શ્રવણ કરવા યોગ્ય છે, ઇત્યાદિ વચનની પ્રતીતિ એકવાર થઇ, એટલે વારવાર તેની આવૃત્તિ કરવાની શી જરૂર છે ?

ગુરૂ—બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ શ્રવણાદિની વારવાર આવૃત્તિ કરવી જોઇએ કારણ કે શ્રુતિમાં પણ વારવાર તેનો તે જ ઉપદેશ છે આ જ હેતુથી ૧ લા સૂત્રમાં કહ્યું છે કે;—

### અધિકરણ ૧ લું—સૂત્ર ૧ લું. શ્રવણાદિની વારવાર આવૃત્તિ

आवृत्तिरसकृदुपदेशात् ॥ १ ॥

સૂત્રર્થ—વારંવાર શ્રુતિનો ઉપદેશ હોવાથી સાધનરૂપ સંપત્તિનું જ્ઞાન વારંવાર મેળવવું જોઇએ. (૧)

ટીકા—શિષ્ય—આપે ત્રીજા અધ્યાયમાં પરાવિદ્યા તથા અપરાવિદ્યામાં સાધન સંબધી જે જે વિચારો છે, તેનુ આપે સારી રીતે વિવેચન કર્યું. હવે આ ચોથા અધ્યાયમા આપ ફળ સબધી વિવેચન કરશો. ફળ સંબધી બીજી પણ જે જે બાબતો હોય, તેનું પણ વિવેચન કરશો. પ્રથમ કેટલાક અધિકરણોવડે આપ સાધન સંબધી જ સામાન્ય રીતે વિચાર જણાવશો. વળી શ્રુતિમાં કહ્યુ છે કે, " आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य (બૃ૦ ૪,૫,૬) અરે મૈત્રેયિ ! આત્મા શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવા યોગ્ય છે. " " तमेव धीरो विज्ञाय प्रज्ञा कुर्वीत (બૃ૦ ૪,૪,૨૧) વિવેકી બ્રાહ્મણે તે પરમબ્રહ્મને જાણ્યા પછી કેવળ પોતાની પ્રજ્ઞા તે તરફ દોડાવવી જોઇએ." "सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्य" આ આત્મા શોધવા તથા જાણવા યોગ્ય છે." આ શ્રવણ સબંધી જે શ્રુતિઓ છે, તેને વિશે મને સંશય થાય છે. એક જ

વાર શું આ જ્ઞાન મેળવવું જોઇએ કે વારંવાર તેની આવૃત્તિ કરવી જોઇએ ? મારૂં તો એમ માનવું છે કે, જેમ પ્રયાજાદિ કર્મ એકવાર કરવાથી દર્શપૂર્ણ માસના ફળમાં ઉપકારક છે, તે જ પ્રમાણે આ શ્રવણનું જ્ઞાન પણ એકવાર થયું, એટલે બસ. કારણ કે તેટલેથી શાસ્ત્રાર્થ કૃતાર્થ થાય છે. શ્રુતિમાં આવૃત્તિ ન હોવા છતાં જો તેમ કરવામાં આવે તો અશાસ્ત્રાર્થ કરેલો ગણાય પણ श्रोतव्यो, मन्तव्यो निदिध्यासितव्यः એમ વારંવાર ઉપદેશ કરવામાં આવ્યો છે. જો કે આમ છે, છતાં શ્રુતિને અનુસરી આવૃત્તિ કરવી અર્થાત્ એકવાર શ્રવણ કરવું, એકવાર મનન કરવું તથા એકવાર નિદિધ્યાસન કરવું, પણ તેથી વધારે નહિ. એકવાર ઉપદેશ હોવો જોઇએ કારણ કે ' वेद તે જાણે છે','उपासीत તેણે ઉપાસના કરવી " ઈત્યાદિમાં આવૃત્તિનો અભાવ છે.

ગુરૂ-આના સંબધી હું કહું, તે સાંભળ. શ્રવણઆદિ પ્રતીતિની આવૃત્તિ કરવી જોઇએ.

શિષ્યઃ-આપ એમ કેમ કહો છો ?

ગુરુઃ-વારંવાર શ્રુતિમાં શ્રવણનો ઉપદેશ છે. અર્થાત્ श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः આ રીતનો વારંવારનો ઉપદેશ એમ સૂચવે છે કે, પ્રતીતિની આવૃત્તિ થવી જોઇએ.

શિષ્યઃ-કહ્યું છે કે, શ્રુતિને અનુસારે આવૃત્તિ કરવી જોઇએ, પણ વધારે નહિ.

ગુરુ'-ના, જ્યાંસૂધી આત્મસાક્ષાત્કાર નથી થયો ત્યાંસૂધી પરિસમાપ્તિ શ્રવણની થતી નથી. જ્યાંસુધી આત્મસાક્ષાત્કારરૂપ પરિણામ ન થાય, ત્યાંસુધી શ્રવણાદિનું આવર્તન છે. આમ થવાથી જ આત્મસાક્ષાત્કારરૂપ પ્રયોજન સિદ્ધ થાય છે. દૃષ્ટાંત તરીકે ડાંગેરના છોડાં નીકળી જઇને ચોખા નીકળ્યા નથી ત્યાં સૂધી ડાંગેરને ખાંડવી જોઇએ. વળી ઉપાસન તથા નિદિધ્યાસન ઈત્યાદિમાં આવૃત્તિરૂપ ગુણનો સમાવેશ થાય છે, માટે આવૃત્તિરૂપ ક્રિયાનું જ નિરૂપણ છે. દાખલા તરીકે, લૌકિક રીતિએ " गुरुमुपास्ते તે ગુરુની ઉપાસના કરે છે." " राजानमुपास्ते તે રાજાની ઉપાસના કરે છે." જે રીતે ગુરુ આદિનું અનુવર્તન થાય છે, તે જ પ્રમાણે બ્રહ્મના સંબંધમાં જાણવું. તે જ પ્રમાણે "જેનો પતિ પ્રવાસે ગયો છે એવી સ્ત્રી પોતાના સ્વામીનું ધ્યાન ધરે છે," આમ જે નિરંતર પતિનું સ્મરણ કરે છે તથા પતિ તરફ ઉત્કંઠાવાળી હોય છે તેવી સ્ત્રીને વિશે કહેવાય છે કે, તે પતિનું ધ્યાન ધરે છે. વિદ્ ધાતુ તથા ઉપાસ્ ધાતુ આ બેઉ શબ્દોનો વેદાંતને વિશે એક જ રીતનો અર્થ જોવામાં આવે છે. કેટલીકવાર વિદ્ ધાતુથી શરૂઆત કરી ઉપાસ્ ધાતુમાં ઉપસંહાર કરે છે. જેમકે, " यस्तद्वेद यत्स वेद स मयैतदुक्तः ( છાο ૪, ૧,૪) તે વેદ્યને જે જાણે છે તે તેના સરખા જ ફળને પ્રાપ્ત થાય છે. તેણે મને આ પ્રમાણે કહ્યું છે." આ રીતે શરૂઆત કરી " अनु म एता भगवो देवता

शाधि या देवतामुपास्से (છા૦ ૪, ૨, ૧) આપ જે દેવની ઉપાસના કરો છો તે દેવ વિશે, હે પ્રભુ! તમે મને ઉપદેશ કરો." આમ શ્રુતિ ઉપસંહાર કરે છે. કેટલેક સ્થળે ઉપાસથી શરૂઆત કરી વિદ્દને વિશે શ્રુતિ ઉપસંહાર કરે છે. જેમકે, "मनो ब्रह्मेत्युपासीत (છા૦ ૩.૧૮૧) મનની બ્રહ્મરૂપે ઉપાસના કરવી જોઇએ." આ રીતે શરૂઆત કરી "भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद (છા૦ ૩, ૧૮,૩) તે અગ્નિ તેજવડે પ્રકાશે છે તથા તપે છે. જે આ પ્રમાણે જાણે છે તેની કીર્તિ, યશ તથા બ્રહ્મવર્ચસથી તાપ તથા પ્રકાશ ઉત્પન્ન થાય છે." માટે એકવારના ઉપદેશમાં પણ આવૃત્તિની સિદ્ધિ છે. વળી વારંવાર ઉપદેશ એમ સૂચવે છે કે, આવૃત્તિનું નિરૂપણ છે (૧)

શિષ્ય—આ આવૃત્તિના સંબંધમાં શ્રુતિ શું કહે છે?

ગુરુ—શ્રુતિ પણ આવૃત્તિનું પ્રતિપ્રતિપાદન કરે છે. આથી જ ૨ જા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૧ લું—સૂત્ર ૨ જું.

## આવૃત્તિમાં શ્રુતિનું પ્રમાણ.

लिंगाच्च ॥ २ ॥

સૂત્રાર્થઃ—શ્રુતિનું વચન પણ એ રીતનું જ છે કે, શ્રવણના જ્ઞાનની આવૃત્તિ હોવી જોઇએ. (૨)

ટીકાઃ—ગુરુઃ—શ્રુતિનું વચન પણ આ રીતના જ્ઞાનની આવૃત્તિની પ્રતીતિ કરાવે છે. તે જ પ્રમાણે ઉદ્‌ગીથ વિજ્ઞાનની પ્રસ્તુતિમાં કહ્યું છે કે, "आदित्य उद्गीथः (છા૦ ૧,૫,૧) આદિત્ય ઉદ્‌ગીથરૂપે છે" આમ એક જ રીતે ઉદ્‌ગીથને જાણવાથી એક જ પુત્રપણાની તને પ્રાપ્તિ થઇ, પણ તેનો નિષેધ કરી કહ્યું છે કે, 'रश्मींस्त्वं पर्यावर्तयात् (છા૦ ૧,૫,૨) રશ્મિઓની તું પૃથક્ આવૃત્તિ કર." આ રીતે રશ્મિઓ અનેક છે, તેમ તને અનેક પુત્રપ્રાપ્તિ થશે," એ રીતે સિદ્ધની માફક શ્રુતિ પ્રતીતિની આવૃત્તિનું સૂચન કરે છે. માટે આની જ માફક સામાન્ય રીતે સર્વ પ્રતીતિઓમાં આવૃત્તિ થવાથી તે સિદ્ધ થાય છે.

શિષ્ય—સાધ્ય ફળવાળા જ્ઞાનમાં આવૃત્તિ ભલે થાઓ કારણ કે આવા જ્ઞાનમાં આવૃત્તિથી વસ્તુ સાધ્ય થાય છે, એમ મુખ્યત્વે કરી સંભવ છે. પણ પરબ્રહ્મનું જ્ઞાન નિત્ય, શુદ્ધ, બુદ્ધ તથા મુક્ત સ્વરૂપવાળું છે. પરબ્રહ્મનું સ્વરૂપ આ રીતનું શ્રુતિ નિરૂપણ કરે છે, તો પછી તેમાં આવૃત્તિની શી જરૂર છે? વળી આપ એમ કહો કે, એકવાર જો શ્રુતિમાં કહ્યું હોય તો બ્રહ્માત્મજ્ઞાન અયોગ્ય થાય, આથી આવૃત્તિ માની છે, તે, તે અયોગ્ય છે. કારણ કે આવૃત્તિ થયા છતાં પણ જ્ઞાનની પ્રાપ્તિનો અભાવ હોય છે. જો "तत्त्वमसि (છા૦ ૬,૮,૭) તે તું છે." આ રીતનું વચન એકવાર સાંભળવા છતાં બ્રહ્માત્મજ્ઞાનની પ્રાપ્તિ ન થાય, તો પછી વારંવાર આવૃત્તિ કરવાથી બ્રહ્માત્મજ્ઞાનની પ્રાપ્તિ થશે, એમાં શી ખાતરી? જો

એમ કહીએ કે, કેવળ વચનવડે કોઈપણ અર્થનો સાક્ષાત્કાર થઈ શકતો નથી, માટે યુક્તિયુક્ત વચનથી જ બ્રહ્માત્મભાવનો અનુભવ થઈ શકશે. એમ જો આપ માનશો તો પણ આવૃત્તિ મિથ્યા છે. કારણ કે આ યુક્તિની પણ એકવાર પ્રવૃત્તિ થઇ તો તે પોતાના પ્રયોજનનો અનુભવ કરાવશે. વળી એમ માનીએ કે, યુક્તિ તથા વચનવડે સામાન્ય વિષયવાળું વિજ્ઞાન ઉત્પન્ન થાય છે, પણ વિશેષ વિષયવાળા વિજ્ઞાનનો પ્રાદુર્ભાવ થતો નથી. જેમકે "મારા અંતઃકરણમાં શૂલ છે" આ રીતના વચનથી તથા શરીરની ધ્રુજારી આદિ ચિહ્નથી શૂલનું અસ્તિત્વ સામાન્ય રીતે છે, એમ બીજાને માલમ પડે છે, પણ આને જ શૂલ થાય છે, એ રીતનો વિશેષ અનુભવ પરને થતો નથી. વળી વિશેષ અનુભવથી અવિદ્યાનો નાશ થાય છે. તેથી વિશેષ અનુભવ થવા માટે આવૃત્તિ છે એમ જો આપ માનશો, તો તે પણ બની શકશે નહિ. કારણ કે સામાન્ય જ્ઞાનની ગમે તેટલી આવૃત્તિ થાય, છતાં વિશેષ વિજ્ઞાનની ઉત્પત્તિનો સંભવ નથી. કારણ કે યુક્તિવાળા શાસ્ત્રવડે તથા યુક્તિવડે એકવાર આવૃત્તિ કરવાથી જો વિશેષ જ્ઞાનની ઉત્પત્તિ ન થઈ તો સેંકડોવાર પ્રયુક્ત શાસ્ત્રની તથા યુક્તિની આવૃત્તિ કરો, છતાં તે સમજવું યોગ્ય નથી. માટે શાસ્ત્ર તથા યુક્તિવડે વિશેષનું કે સામાન્યનું પ્રતિપાદન કરી શકાય, તોપણ બેઉનું પ્રતિપાદન એક જ વારની આવૃત્તિથી સિદ્ધ થઇ શકે છે. માટે વારંવાર આવૃત્તિની જરૂર નથી શાસ્ત્ર તથા યુક્તિ એકવાર યોજવામાં આવાં હોય તો કોઈને પણ અનુભવ ઉત્પન્ન થતો નથી, આ રીતનો નિયમ બાધવો પણ શક્ય નથી. કારણ કે જ્ઞાનની પ્રાપ્તિ કરવાવાળાઓની બુદ્ધિ અનેક પ્રકારની હોય છે. તેમ જ અનેક અંશવાળા સામાન્ય તથા વિશેષ લૌકિક પદાર્થમાં એકના નિશ્ચયથી એક અંશનો નિશ્ચય થાય છે તથા બીજાના નિશ્ચયથી બીજા અંશનો નિશ્ચય થાય છે, આ રીતનો અભ્યાસનો ઉપયોગ, જેમ લાંબું પ્રકરણ વાંચવાના સંબંધમાં થાય છે તેમ થવો જોઇએ. પણ સામાન્ય તથા વિશેષભાવથી રહિત, નિર્વિશેષરૂપ તથા ચૈતન્યમાત્ર સ્વરૂપવાળા બ્રહ્મમાં પ્રમા ઉત્પન્ન થવામાં અભ્યાસની જરૂરીઆત હોય, એમ માનવું યોગ્ય નથી.

ગુરુ—આ સંબંધી અમે કહીએ, તે તું સાંભળ. જો "તત્વમસિ" એમ એક જ વાર કહેવાથી બ્રહ્માત્માનો અનુભવ થવો શક્ય હોય તો અભ્યાસ મિથ્યા છે, એમ બની શકે. પણ જેના સંબંધમાં એકવારથી અનુભવ આવવો શક્ય નથી, તેની આવૃત્તિ હોવી જ જોઇએ. આ જ પ્રમાણે છાંદોગ્યમાં "तत्त्वमसि श्वेतकेतो (છાં૦ ૬,૮,૭) એમ ઉપદેશ કરી "भूय एव मा भगवान् विज्ञापयतु (૬,૮,૭) ફરીથી મને ભગવાન્ સમજાવો." આ રીતે વારંવાર ગુરુને પ્રેરણા કરી છે તથા શિષ્યની શંકાના કારણનું નિરાકરણ કરવા "તત્ત્વમસિ" મહાવાક્યનો વારંવાર ઉપદેશ કર્યો છે. તે જ પ્રમાણે " श्रोतव्यो मन्तव्यो

निदिध्यासितव्य (બૃ૦ ૪,૫,૬) આત્મા શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય તથા નિદિધ્યાસન કરવા યોગ્ય છે.” ઇત્યાદિ વચનવડે અભ્યાસનું સૂચન થાય છે.

*શિષ્ય*:–એમ કહ્યુ છે કે, એકવાર “તત્ત્વમસિ” શ્રવણ કરાવવા છતાં તેનો અનુભવ થવો શકય નથી, તો પછી તેની આવૃત્તિ કરવાથી અનુભવ કેવી રીતે આવી શકે?

ગુરુઃ–આ દોષ નથી. જો એકવાર સાક્ષાત્કાર થયો હોય છે, તો પછી આવૃત્તિ કરવી યોગ્ય નથી. જે વચન સાંભળવાથી મંદ જ્ઞાન થાય છે, તે વચનનું વારંવાર આવર્તન કરવાથી સમ્યક્ પ્રકારે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. વળી “તત્ત્વમસિ” આ વચન એમ જણાવે છે કે, ત્વં પદાર્થ તત્પદાર્થરૂપે છે. અહી તત્ પદવડે જન્મ આદિના કારણસ્વરૂપ તથા જગતના દ્રષ્ટારૂપ સત્સ્વરૂપ બ્રહ્મનું પ્રતિપાદન થાય છે. જેમકે “सत्य ज्ञानमनत ब्रह्म (તૈ૦ ૨,૧,૧) બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપે છે.” “विज्ञानमानद ब्रह्म ( બૃ૦ ૩, ૯, ૨૮ ) બ્રહ્મ વિજ્ઞાનરૂપે તથા આનંદરૂપે છે.” “अदृष्ट द्रष्टृ (બૃ૦ ૩,૮,૧૧) બ્રહ્મ વ્યક્તરૂપે નથી.” “अविज्ञात विज्ञातृ (બૃ૦ ૩,૮,૧૧) વિજ્ઞાતારૂપ બ્રહ્મ અવિજ્ઞાતરૂપે છે.” “अजमजरम मरम। अस्थूलमनण्वह्रस्वमदीर्घम (બૃ૦ ૩, ૮, ૮) આત્મા ઉત્પત્તિ, જરા તથા મરણથી રહિત છે. તે સ્થૂલભાવથી રહિત, અણુભાવથી રહિત, હ્રસ્વભાવથી રહિત તથા દીર્ઘપણાથી રહિત છે.” ઇત્યાદિ બાબત શાસ્ત્રવિશે પ્રસિદ્ધ છે. આ શ્રુતિમાં જે અજ શબ્દ કહ્યો છે, તેથી એમ નિશ્ચય થાય છે કે, તેમાં જન્માદિ વિકાર નથી. અસ્થૂલાદિ શબ્દવડે સ્થૂલપણા આદિ દ્રવ્ય ધર્મો બ્રહ્મમાં નથી. વિજ્ઞાન આદિ શબ્દવડે બ્રહ્મ ચૈતન્ય તથા પ્રકાશસ્વરૂપે છે, એમ સિદ્ધ થાય છે. સર્વ પ્રકારના સંસારધર્મથી રહિત, અનુભવસ્વરૂપ તથા બ્રહ્મસંજ્ઞાવાળો તત્પદનો અર્થ છે, એમ વેદાંતદર્શનમાં પ્રસિદ્ધ છે. વળી ત્વં પદનો અર્થ પણ પ્રત્યક્ આત્મારૂપે, શ્રોતારૂપે, દરેક દેહથી ભિન્ન હોવાથી ભિન્ન સ્વરૂપે જણાતો તથા ચૈતન્યસ્વરૂપે જણાય છે. જેઓને આ બે પદના અર્થો અજ્ઞાન, સંશય અથવા તો વિપર્યયને લીધે સમજાતા નથી, તેમને “તત્ત્વમસિ” વાકય, પોતાના અર્થમાં પ્રમા ઉત્પન્ન કરી શકવા સમર્થ નથી. કારણ કે પ્રથમ પદના અર્થનું જ્ઞાન થવું જોઇએ. ત્યાર બાદ વાકયના અર્થનું જ્ઞાન થાય છે. આથી પ્રથમ પદોનું જ્ઞાન પ્રથમ ઇચ્છવા યોગ્ય છે. શાસ્ત્ર તથા યુક્તિનો અભ્યાસ પદના અર્થને સમ્યક્ પ્રકારે જાણવા માટે છે. જો કે આત્મા અંશથી રહિતરૂપે પ્રાપ્ત થવા યોગ્ય છે, છતાં દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, વિષય, વેદના આદિ લક્ષણવાળું અનેક અંશપણું આત્મામા અધ્યારોપિત છે. તેમાં એક અવધાનથી એક અંશનો નિષેધ થાય છે, બીજાવડે બીજાનો નિષેધ થાય છે. આ રીતે આત્માના સંબંધમાં ક્રમવડે જ્ઞાન થાય છે. પણ તે સર્વ આત્મસાક્ષાત્કાર થવા પહેલાં છે.

શિષ્યઃ-જેઓની બુદ્ધિ નિપુણ છે, વળી અજ્ઞાન, સંશય તથા વિપર્યયાત્મક પદના અર્થના વિષયમાં જેઓને પ્રતિબંધ નથી હોતો, તેઓ એકવાર જ 'તત્ત્વમસિ' વાક્યના અર્થનો અનુભવ કરવા શક્તિમાન્ છે. તેવાઓને આવૃત્તિનો અભાવ છે, એમ માનવું યોગ્ય છે. જો એકવાર આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે, તો અવિદ્યાનો નાશ થાય છે આથી આમાં કોઇ રીતનો પણ ક્રમ માનવો યોગ્ય નથી.

ગુરુઃ-ભાઇ! તારૂં કહેવું ખરૂં છે. જો કોઇને પણ આ રીતે આત્મપ્રાપ્તિ થાય તો તે યોગ્ય છે.

શિષ્યઃ-આત્માને દુઃખ થાય છે, આ રીતની ભાવના અત્યંત બળવાન્ હોય છે. માટે હું દુઃખી નથી, એ રીતનું કોઇને જ્ઞાન થતું નથી, એમ મારૂં માનવું છે.

ગુરુઃ-આ રીતની તારી જે શંકા છે, તે યોગ્ય નથી. કારણ કે આત્મામાં જેમ દેહાદિનું અભિમાન છે, તેમ હું દુઃખી છું, આ રીતનું જે અભિમાન થાય છે તે મિથ્યા છે, એમ માલમ પડે છે. ખરેખર જ્યારે દેહનું છેદન થાય છે, અથવા દાઝે છે ત્યારે હું છેદાઉં છું, અથવા હું દાઝું છું, આ રીતનું મિથ્યા અભિમાન પ્રત્યક્ષ જોવામા આવે છે. તે જ પ્રમાણે દેહથી ભિન્ન પુત્ર તથા મિત્ર આદિને જ્યારે દુઃખ થાય છે, ત્યારે હું જ દુઃખી થાઉં છું, આ રીતનો આરોપ જોવામાં આવે છે. તે જ પ્રમાણે હું દુઃખી છું, આ રીતનું અભિમાન પણ થવું જોઇએ. કારણ કે દેહાદિની માફક સુષુપ્તિમાં દુઃખાદિની પ્રાપ્તિ હોતી નથી, જેથી દુઃખાદિ ચૈતન્યથી ભિન્ન છે, એમ માનવામાં આવે છે. વળી શ્રુતિમા પણ કહ્યું છે કે, સુષુપ્તિમાં ચૈતન્યને જ દુઃખાદિની પ્રાપ્તિ છે. જેમકે, "यद्वै तन्न पश्यति पश्यन्वै तन्न पश्यति (બૃ० ૪,૩,૨૩) સુષુપ્તિમાં જે આત્મા કોઇને જોતો નથી, તે આત્મા દ્રષ્ટારૂપે છતાં કોઇને જોતો નથી." માટે સર્વ દુઃખથી વિમુક્ત એક ચૈતન્યસ્વરૂપ હું જ છું, એ જ આત્માનો અનુભવ છે. જેને આ રીતનો આત્મસાક્ષાત્કાર થયો છે, તેને પછી કોઇ રીતનું કૃત્ય કરવું બાકી રહેતું નથી. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે, "किं प्रजया करिष्यामो येषां नोऽयमात्मायं लोकः (બૃ० ૪,૪,૨૨) વિદ્વાનો એમ વિચારે છે કે, પ્રજાવડે અમે શું કરવાના હતા? જેઓને અમારી માફક આત્મા એ જ પરમ આશ્રયરૂપે છે, તેઓ એષણાનો ત્યાગ કરી ભિક્ષાવૃત્તિ લે છે." વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः । आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते (ભ० ગી० ૩,૧૭) જે પુરૂષને આત્માપર જ પ્રીતિ છે, જેને આત્માનંદના અનુભવથી તૃપ્ત થઈ છે, અને તેને લીધે જે આત્મરૂપથી જ સંતુષ્ટ રહે છે અર્થાત્ જે લોકેચ્છાથી રહિત છે, તે પુરૂષને જગતમાં કંઇ પણ કર્તવ્ય રહેતું નથી." જેને આ રીતનો અનુભવ

જલદીથી થતો નથી, તેને અનુભવ થવા માટે આવૃત્તિ માનવી યોગ્ય છે. તેમાં પણ "તત્ત્વમસિ" વાક્યાર્થમાંથી મુક્ત કરી મનુષ્યને આવૃત્તિમાં પ્રવૃત્ત ન કરવો. કારણ કે કાંઇ વરનો ઘાત થાય, માટે કન્યાને પરણાવતા નથી. હું આને વિશે અધિકારને પ્રાપ્ત થયો છું, હું કર્તારૂપે છું, માટે આ કરવા યોગ્ય છે, આ રીતનું જેને જ્ઞાન થયલું છે, તેને જ અવશ્ય કરી બ્રહ્મજ્ઞાનથી વિપરીત જ્ઞાન ઉત્પન્ન થાય છે. પણ જે જાતે જ મંદમતિ છે, તથા જ્ઞાન નહિ થવાથી તત્ત્વમસિ વાક્યના રહસ્યનો જે ત્યાગ કરે, તેવાને જ આ તત્ત્વમસિ વાક્યના અર્થમાં સ્થિર કરવા આવૃત્તિ આદિ રૂપ વાણીની યુક્તિવડે સ્થિર કરવો જોઇએ. માટે પરબ્રહ્મ સંબંધીના જ્ઞાનમાં ઉપાસના તરીકે આવૃત્તિથી જ સિદ્ધિ થાય છે. (૨)

શિષ્યઃ—હું બ્રહ્મરૂપે છું, એમ ધ્યાન કરવાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, એમ આપે કહ્યું. પણ જીવ તો પાપાદિ દોષવાળો છે, પણ ઇશ્વર તેવો નથી. હવે જીવ ઇશ્વરરૂપે હોય તો જગતમાં ઇશ્વરત્વનો જ અભાવ થશે, તેનું કેમ?

ગુરુ—ઇશ્વર તથા જીવમાં જે વિરૂદ્ધ ગુણો જોવામાં આવે છે તે મિથ્યા છે, એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. માટે જીવ તથા ઇશ્વર એક છે આથી જ ૩જા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૨ જું—સૂત્ર ૩ જું
## ઇશ્વર તથા જીવની એકતા.

आत्मेति तूपगच्छन्ति ग्राहयन्ति च ॥३॥

સૂત્રાર્થ—પરમેશ્વર જ આત્મસ્વરૂપે છે, એમ જાણાલો માને છે. વળી શ્રુતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે, ઇશ્વર આત્મસ્વરૂપે છે. (૩)

ટીકાઃ—શિષ્યઃ—શાસ્ત્રમાં કહેલા વિશેષણવાળો પરમાત્મા હુંરૂપે છે, એમ માનવું, કે પરમાત્મા મારાથી ભિન્નરૂપે છે, એમ માનવું? વળી શ્રુતિ એમ કહે છે કે, પ્રત્યક આત્મા જ, આત્મારૂપે છે, તો તે સંબંધી મને શંકા થાય છે. આ શંકા નીચે પ્રમાણે છેઃ—જો જીવ તથા ઇશ્વરનો અભેદ સંભવતો હોય તો આત્મા એ શબ્દ મુખ્ય છે, એમ માનવું શું યોગ્ય છે? અથવા આત્મા ગૌણ છે, એમ શું માનવું યોગ્ય છે? આ બેમાંથી શું માનવું? આત્મા બ્રહ્મ રૂપે નથી, એમ માનવુ યોગ્ય છે. આત્મા કે જેના પાપઆદિ ગુણોનો નાશ થયો છે, તે પાપઆદિ ગુણવાળો હોય, એમ માનવું શકય નથી. તે જ પ્રમાણે જે પાપઆદિ ગુણવાળો હોય, તે પાપ આદિ ગુણથી રહિત છે, એમ માનવું શકય નથી. વળી પરમેશ્વર પાપ આદિ ગુણથી રહિત છે તથા જીવ તેથી ઉલટા સ્વભાવવાળો છે. બીજું ઇશ્વર સંસારીના આત્મારૂપે છે, એમ માનવાથી ઇશ્વરનો અભાવ છે, એમ થશે. વળી આમ માનવાથી શાસ્ત્ર અનર્થ છે, એમ માનવું પડશે. વળી સંસારી

ઇશ્વરના આત્મારૂપે હોય તો અધિકારીના અભાવથી શાસ્ત્ર પણ અનર્થ થશે. તે જ પ્રમાણે પ્રત્યક્ષ જે વસ્તુ છે તેને વિરોધ આવશે. જેવી રીતે પ્રતિમા આદિમાં વિષ્ણુ આદિનું દર્શન થાય છે, તે જ રીતે જો કે ઇશ્વર જીવ ભિન્ન છે, છતાં શાસ્ત્રવડે તાદાત્મ્ય દર્શન કરવું, એમ જો આપ માનો તો મારી કાંઇ ના નથી. પણ સંસારીનો મુખ્ય આત્મા ઇશ્વર છે, એમ માનવું મને જરા પણ યોગ્ય લાગતું નથી.

ગુરુઃ—આ બાબતમાં હું કહું, તે સાંભળ. જે આત્મા છે તે જ પરમેશ્વર છે, એમ માનવું યોગ્ય છે. કારણ કે પરમેશ્વર સંબંધીના પ્રકરણમાં જાબાલ આદિ શ્રુતિઓમાં એમ કહ્યું છે કે, પરમેશ્વર એ જ આત્મારૂપે છે. જેમકે. " त्वं वा अहमस्मि भगवो देवतेऽहं वै त्वमसि देवते –અર્થ હે ભગવન્! હે દેવ ! તું હુંરૂપે છે તથા હું તું રૂપે છે." તેજ પ્રમાણે અન્ય સ્થળે પણ કહ્યું છે કે, "अहं ब्रह्मास्मि હું બ્રહ્મરૂપે છુ" વળી વેદાંતનાં પણ વચનોમા એમ કહ્યું છે કે, આત્મા એ જ ઇશ્વર છે. જેમકે, " एष त आत्मा सर्वान्तरः ( બૃ૦૩,૪,૧ ) આ તારો આત્મા સર્વના આંતરસ્વરૂપે છે." " एष त आत्मान्तर्याम्यमृतः (બૃ૦૩,૭,૩) " तत्सत्यं स आत्मा तत्त्वमसि (છાં૦૬,૮,૭) આ તારો આત્મા અંતરયામીરૂપે તથા અમૃતરૂપે છે. આ સત્યરૂપે છે, આત્મારૂપે છે. વળી તું તેરૂપે છે." જેમ વિષ્ણુની પ્રતિમા છે, એ રીતના ન્યાય વડે તાદાત્મ્ય દર્શન થશે, એમ જે તું કહે છે તે અયોગ્ય છે. કારણ તેમ માનવાથી ગૌણપણાનો પ્રસંગ આવી પડશે. તેજ પ્રમાણે શ્રુતિમાં જે વચન છે, તેને વિરોધ આવે છે. કારણ કે જ્યાં તાદાત્મ્ય દર્શનનું નિરૂપણ છે ત્યાં એકજવાર કહ્યું છે કે, " मनो ब्रह्म, મન બ્રહ્મરૂપે છે," ' आदित्यो ब्रह्म આદિત્ય બ્રહ્મરૂપે છે." વળી આ સ્થળે તો એમ કહ્યુ છે કે, તું હુંરૂપે છે તથા હું તુંરૂપે છે. આ રીતે તાદાત્મ્ય સંબધી જે શ્રુતિ છે, તેને વિરોધ આવવાથી ઇશ્વર તથા જીવની અભેદની પ્રાપ્તિ છે. વળી શ્રુતિમા પણ ભેદદૃષ્ટિનો નિષેધ કર્યો છે. જેમકે, " अथ योऽन्या देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद (બૃ૦ ૧,૪,૧૦) मृत्यो स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ( બૃ૦ ૪,૪,૧૯, કઠ૦ ૪,૧૦), सर्वं तं परादाद्योऽन्यत्रात्मनः सर्वं वेद (બૃ૦ ૪,૫,૭) તે અન્ય છે, હું અન્ય છું, આ રીતે અન્ય ફળરૂપે જે આત્માની ઉપાસના કરે છે, તે આત્માને ઓળખી શકતો નથી. જે કાંઇ તેને વિશે ભિન્નતાને જુવે છે, તે વારંવાર મૃત્યુને પામ્યા કરે છે. જે મનુષ્ય સર્વને પોતાના આત્માથી ભિન્નરૂપે માને છે, તેનો સર્વ ત્યાગ કરે છે." આ રીતની અનેક શ્રુતિઓ છે, જે ભેદદર્શનનો નિષેધ કરે છે.

શિષ્ય—પણ મારૂં કહેવું તો એમ છે કે, જે વિરૂદ્ધ સ્વભાવવાળા હોય, તે એકતાને પામી શકે, એ બનવું અશક્ય છે.

ગુરુ—આ દોષ નથી. જે ગુણોને વિશે વિરોધ જણાય છે, તે ગુણો જ મિથ્યા છે વળી તું એમ કહે છે કે, ઇશ્વરના અભાવનો પ્રસંગ આવશે, તે પણ

તારૂં માનવું ખોટું છે. કારણ કે ઈશ્વરનું અસ્તિત્વ છે, તે સંબંધી શાસ્ત્રનું પ્રમાણ છે. તેમ જ ઈશ્વરનો અભાવ સ્વીકારવો યોગ્ય નથી.

શિષ્યઃ–ઇશ્વર સંસારી આત્મારૂપે છે, આ રીતનું જે પ્રતિપાદન છે, તે અમે માનતા નથી.

ગુરુઃ–ત્યારે તારૂ માનવું કેવી રીતનું છે ?

શિષ્યઃ–સંસારીના સંસારીપણાનો જ્યારે નાશ થાય છે ત્યારે તેને વિશે ઇશ્વિરાત્મપણાની પ્રાપ્તિ છે, એમ અમે પ્રતિપાદન કરવાની ઇચ્છા રાખીએ છીએ.

ગુરુઃ–એમ જો તું માનશે તો પછી આ રીતની વ્યવસ્થા પ્રાપ્ત થશે કે, જે ઇશ્વર અદ્વૈતરૂપે છે, તે પાપાદિ દોષથી રહિત છે તથા જીવમાં જે ઇશ્વરથી ભિન્નપણાના ગુણો જોવામાં આવે છે તે મિથ્યા છે. વળી તું જે એમ માને છે કે, અધિકારીનો અભાવ છે, તથા જે પ્રત્યક્ષ વસ્તુ છે તેમાં વિરોધ આવે છે, તે પણ ખોટું છે. કારણ કે આપણને એમ સ્વીકારવું પડે છે કે, જ્ઞાન પૂર્વે આત્મા સંસારીરૂપે છે તથા તેને પ્રત્યક્ષાદિનો વ્યવહાર હોય છે. પણ જ્યારે "यत्र त्वस्य सर्वमात्मैवाभूत् तत् केन कं पश्येत् (બૃ૦ ૨,૪,૧૪) જેને સર્વ આત્મારૂપે છે તે શાવડે શાને જૂવે ?" ઇત્યાદિ શ્રુતિના વચનવડે જ્યારે જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે ત્યારે પ્રત્યક્ષાદિનો અભાવ થાય છે, એમ કહ્યું છે.

શિષ્યઃ–જ્યારે પ્રત્યક્ષ આદિનો અભાવ થાય છે, ત્યારે તો શ્રુતિનો પણ અભાવ થવો જોઇએ. પણ તેમ થતું નથી.

ગુરુઃ–આ તારૂં કહેવું યોગ્ય નથી. કારણ કે શ્રુતિમાં જ તે પ્રમાણે કહેલું છે. જેમકે, "अत्र पिताऽपिता भवति (બૃ૦ ૪,૩, ૨૨) આત્મસાક્ષાત્કાર થવા પછી પિતા અપિતારૂપે થાય છે." આ રીતની શરૂઆત કર્યા પછી શ્રુતિમાં કહ્યું છે કે, "वेदा अवेदाः (બૃ૦ ૪,૩,૨૨) વેદો અવેદરૂપે છે." આ રીતના શ્રુતિના વચનથી અમને પણ માન્ય છે કે, આત્મસાક્ષાત્કાર થવા પછી શ્રુતિનો પણ અભાવ છે.

શિષ્યઃ–ત્યારે આ અજ્ઞાન કોને પ્રાપ્ત થયેલું હોય છે ?

ગુરુ–આ રીતે જો તું મને પૂછતો હોય તો હું કહું છું કે, તે અજ્ઞાન તારૂં છે.

શિષ્યઃ–પણ શ્રુતિએ તો એમ પ્રતિપાદન કર્યું છે કે, હું જ ઈશ્વરરૂપે છું, તો પછી મારૂં અજ્ઞાન ક્યાં રહ્યું ?

ગુરુઃ–જો તું પોતે એમ જ જાણતો હોય તો પછી જરા પણ રીતની અજ્ઞાનતા તારામાં રહી નથી. વળી કેટલાક આ રીતની શંકા કરે છે કે, અવિદ્યાથી આત્મા દ્વૈતસ્વરૂપે ભાસે છે, માટે અદ્વૈતપણું મિથ્યા છે, આ રીતની જે શંકા, તે પણ ઉડી જાય છે. માટે ઇશ્વરમાં જ આત્મા છે, એ રીતે મનવિશે નિશ્ચય કરવો. ( ૩ )

શિષ્યઃ–પ્રતિમામાં આત્મા તરીકે બુદ્ધિ માનીએ તો કેમ ?

ગુરુઃ-ના, જેઓ મૂર્તિની ઉપાસના કરનાર છે, તે ઉપાસકો પ્રતિમાને આત્મા તરીકે કદી માનશે નહિ. આ જ હેતુને લઇ ૪ થા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૩ જું-સૂત્ર ૪ થું.

## ઉપાસકોની પ્રતિમામાં બુદ્ધિ.

**न प्रतीके न हि सः ॥४॥**

સૂત્રાર્થ-પ્રતિમામાં આત્મા તરીકે બુદ્ધિ કરવી નહિ કારણ કે ઉપાસકો આત્માને પ્રતિમારૂપે માનશે નહિ. (૪)

ટીકા-શિષ્ય -"मनो ब्रह्मेत्युपासीतेत्यध्यात्ममथाधिदैवतमाकाशो ब्रह्मेति(છાં૦ ૩,૧૮,૧)आदित्यो ब्रह्मेत्यादेशः (છાં૦ ૩,૧૯,૧) स यो नाम ब्रह्मेत्युपास्ते (છાં૦ ૭,૧,૫) અર્થ-મનની બ્રહ્મરૂપે ઉપાસના કરવી જોઇએ. આ અધ્યાત્મ ઉપાસના છે. હવે અધિદૈવત ઉપાસનાવિશે કહેવામાં આવે છે. તેમાં અંતરિક્ષની બ્રહ્મ તરીકે ઉપાસના કરવી જોઇએ. આદિત્ય બ્રહ્મરૂપે છે. જે નામને બ્રહ્મરૂપે માને છે તેની પોતાની ઇચ્છાને અનુસાર પ્રવૃત્તિ થાય છે" ઇત્યાદિ પ્રતિનિધિઓની જે ઉપાસના ગણાવી છે, તેને વિશે મને સંશય થાય છે. આ પ્રતિનિધિઓમાં આત્માનો સ્વીકાર માનવો કે નહિ માનવો ? આના સંબધી શું છે? મારૂં માનવું તો એમ છે કે, આત્માનું જ ગ્રહણ કરવું સારૂં છે

ગુરૂ-તું એમ સાથી માને છે ?

શિષ્યઃ-શ્રુતિઓમાં બ્રહ્મ આત્મારૂપે પ્રસિદ્ધ છે. વળી પ્રતિનિધિઓ પણ બ્રહ્મના જ વિકારો છે, માટે તે આત્મારૂપે હોવા જોઇએ.

ગુરુઃ-આના સંબંધી હું કહું, તે સાંભળ. પ્રતિકોમાં આત્મબુદ્ધિ માનવી યોગ્ય નથી જે ઉપાસકો છે, તે નાશવાન્ પ્રતિમાઓમા આત્મબુદ્ધિ કદી કરશે નહિ.

શિષ્યઃ-પ્રતિકો બ્રહ્મના વિકારરૂપે છે, માટે પ્રતિકોમા બ્રહ્મપણું છે, જેથી તે આત્મારૂપે છે.

ગુરુઃ-આમ માનવું પણ ખોટું છે. કારણ કે અમુક સમયે પ્રતિમાના અભાવનો પણ પ્રસંગ આવે છે; તથા વિકાર સ્વરૂપનો નાશ જ્યારે થાય છે ત્યારે નામાદિ સમૂહ બ્રહ્મરૂપે છે, એમ માનવું પડે છે. જ્યારે વિકારના સ્વરૂપનો નાશ થાય છે ત્યારે નામ આદિનું પ્રતિકપણું ક્યાં રહ્યું અથવા તેને આત્મારૂપે માનવાનું ક્યાં રહ્યું ? વળી બ્રહ્મ જ આત્મારૂપે છે, તેથી બ્રહ્મદષ્ટિવાચક જે ઉપદેશો છે, તેમાં આત્મદષ્ટિ કલ્પવી યોગ્ય નથી. કારણ કે કર્તૃપણા આદિનું નિરાકરણ થઈ શકે એમ નથી. જ્યારે કર્તૃત્વાદિ સર્વ સંસારધર્મનું નિરાકરણ થાય છે ત્યારે બ્રહ્મ આત્મારૂપે છે, આ રીતનો ઉપદેશ છે. જ્યારે કર્તૃત્વનું નિરાકરણ નથી હોતું ત્યારે ઉપાસનાનું વિધાન છે. માટે ઉપાસક તથા પ્રતીક એકરૂપે હોવાથી જ્યા સૂધી ઉપાસક ભાવ છે ત્યાં સૂધી આત્મભાવ માનવો યોગ્ય નથી. *રુચક નામનો અલંકાર તથા સોનાનો

*એક જાતનું સોનાનું કંઠમા પહેરવાનું ઘરેણું.

થીઓ આ બેઉ એકબીજાના સ્વરૂપે
.ી. જેમ સ્વસ્તિક તથા રુચક બેઉ
વર્ણરૂપે છે તેમ પ્રતીક તથા ઉપાસક
હ્મરૂપે છે. માટે ઉપાસક ભાવ છે ત્યાં
ધી પ્રતિમાનું અસ્તિત્વ છે, પણ ઉપા-
કપણાનો અભાવ થવાથી પ્રતિમાના
ભાવનો પ્રસંગ આવશે, એમ અત્રે
હ્યું છે. માટે ઉપાસકોથી પ્રતિમામાં
ાત્મદષ્ટિ કદી કરાતી નથી. (૪)

શિષ્ય-પ્રતિમાની જે ઉપાસના કર-
ાય છે, તે ઉપાસકોએ પ્રતિમામાં કેવા
કારની દૃષ્ટિ રાખવી?

ગુરુઃ-બ્રહ્મ સર્વ કરતાં ઉત્કૃષ્ટ હોવાથી
ર્વમાં બ્રહ્મદષ્ટિ રાખવી. આ જ હેતુથી
. મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૪ થું-સૂત્ર ૫ મું.

## આદિત્યમાં બ્રહ્મદષ્ટિ.

ब्रह्मदृष्टिरुत्कर्षात् ॥ ५ ॥

સૂત્રાર્થઃ-આદિત્ય આદિમાં બ્રહ્મદષ્ટિ રાખવી. કારણ બ્રહ્મ ઉત્કૃષ્ટરૂપે છે. (૫)

ટીકાઃ-શિષ્યઃ-આ ઉદાહરણોમાં બીજો સંશય મને થાય છે. આ સંશય એ છે કે, આદિત્ય આદિ દૃષ્ટિનો અધ્યાસ બ્રહ્મમાં કરવો અથવા તો શું બ્રહ્મદષ્ટિનો અધ્યાસ આદિત્ય આદિમાં કરવો?

ગુરુ-તને આ સંશય થવાનું શું કારણ?

શિષ્યઃ-સંશય થવાનું કારણ એ કે, પ્રતિમા તથા બ્રહ્મમાં સમાનાધિકરણ હોવાથી કારણનો નિશ્ચય થવો શક્ય નથી. આ સ્થળે બ્રહ્મ શબ્દનું સમાનાધિકરણ આદિત્ય આદિ શબ્દ સાથે થાય છે. કારણ કે આદિત્ય બ્રહ્મરૂપે છે, પ્રાણ બ્રહ્મરૂપે છે, વિદ્યુત્ બ્રહ્મરૂપે છે, આ રીતે સમાન વિભક્તિ જોવામા આવે છે. વળી આ સ્થળે ખરેખરી સમાનાધિકરણની કલ્પના થઇ શકતી નથી. કારણ કે બ્રહ્મ તથા આદિત્ય શબ્દો ભિન્ન ભિન્ન અર્થના વાચક છે. ગાય કદી અશ્વરૂપે થતો નથી. વળી જો કોઇ એમ માને કે, બ્રહ્મ તથા આદિત્ય આદિ મૂળ પ્રકૃતિના વિકારરૂપે છે; માટે જેમ મૃત્તિકાના ઘટ શરાવ આદિ હોય છે, તેમ બ્રહ્મ તથા આદિત્યમાં સમાનાધિકરણ હોવું જોઇએ. તે રીતનું માનવું પણ યોગ્ય નથી. કારણ કે વિકાર પ્રકૃતિના સમાનાધિકરણરૂપે હોવાથી વિકારનો લય થવો જોઇએ તથા તેમ થવાથી પ્રતિમાનો અભાવ થવો જોઇએ, એમ મેં પૂર્વે કહ્યું છે. આદિત્ય આદિ ઉપાસના સંબંધીનું વચન પરમાત્માને લાગુ પડવું જોઇએ તથા તેમ થવાથી ઉપાસનાના અધિકારમાં વિરોધ આવશે. વળી વિકારનું ગ્રહણ પરિમિત છે, એમ માનવું ફોકટ છે. માટે "બ્રાહ્મણ અગ્નિસ્વરૂપે તથા આદિત્યસ્વરૂપે છે" આ વચનની માફક અન્ય વસ્તુમાં અન્ય વસ્તુનો આરોપ થાય તો કોને વિશે કેવા પ્રકારની દૃષ્ટિનો અધ્યાસ કરવો? આ રીતનો મને

છે. વળી બ્રહ્મની ઉપાસના ફળવાન્ છે, એમ શાસ્ત્રની મર્યાદા છે, માટે આદિત્ય આદિમાં બ્રહ્મદષ્ટિ નથી.

ગુરુઃ-આ બાબત હું કહું, તે સાંભળ. આદિત્ય આદિમાં બ્રહ્મદષ્ટિ જ હોવી જોઇએ.

શિષ્યઃ-તે કેમ બને ?

ગુરુઃ-ઉત્કૃષ્ટતાના વિચારને લીધે તેમ માનવું જોઇએ. આ રીતે ઉત્કૃષ્ટતાને લઇ આદિત્યાદિનું જ્ઞાન થાય છે. કારણ કે આદિત્યાદિમાં ઉત્કૃષ્ટ દષ્ટિનો અધ્યાસ છે. આ બાબતમાં લૌકિક ન્યાય લાગુ પડે છે. જેમકે, નિકૃષ્ટ વસ્તુમાં ઉત્કૃષ્ટ બુદ્ધિનો અધ્યાસ કરવો યોગ્ય છે. દષ્ટાંત તરીકે, સારથિમાં રાજા તરીકેનો વિચાર થાય છે. આ રીતનો ન્યાય આ સ્થળે પણ લાગુ પડી શકે છે. કારણ કે ભિન્ન માનવાથી વિરૂદ્ધતાનો પ્રસંગ આવી પડશે. વળી સારથિ દષ્ટિથી ગ્રહણ કરાયેલો રાજા જે કે નિકૃષ્ટપણાને પામેલો છે તે કલ્યાણ કરવાવાળો નહિ થાય.

શિષ્યઃ-શાસ્ત્રનું પ્રમાણ આપીને આપે જે કાંઈ વિરોધ આવતો હોય, તે ટાળવો જોઇએ. પણ લૌકિક ન્યાયને લઈ શાસ્ત્રદષ્ટિમાં નિયમ બાંધવો યોગ્ય નથી.

ગુરૂઃ-એકવાર શાસ્ત્રના અર્થનો નિશ્ચય થઈ ચૂક્યો હોય, તો પછી લૌકિક ન્યાયને માનવાની જરૂર નથી. પણ જ્યાં સૂધી સ દેહયુક્ત હોય ત્યાં સૂધી નિર્ણય સંબંધી લૌકિક ન્યાયનો આશ્રય કરવો મિથ્યા નથી. શાસ્ત્રના અર્થનો નિશ્ચય જો ઉત્કૃષ્ટ દષ્ટિના અધ્યાસવિશે થાય, તો પછી નિકૃષ્ટ દષ્ટિનો જે અધ્યા[સ] કરનાર છે તે પ્રત્યવાયને પામે, એ ... ચ્ય જ છે. પ્રથમ આદિત્ય શબ્દો ... અર્થવાળા છે, એમ વિરોધવિના ... યોગ્ય છે. પોતાના અર્થની વૃત્તિમાં બુ... એકવાર જો રોકાઈ, તો પછી બુદ્ધ[િ] વિશે ઉદ્ભવ પામતા બ્રહ્મ શબ્દનો ... માનાધિકરણ આદિત્ય આદિ મુખ્ય વૃત્તિ સાથે થવો યોગ્ય નથી, જેથી તે સમ[ાં] બ્રહ્મદષ્ટિનું વિધાન કરવું યોગ્ય છે. વ[ળ]ી બ્રહ્મ શબ્દની પાછળ ઇતિ શબ્દની યો[જ]ના કરી છે, તેથી આ રીતનો અ[ર્થ] થવો જ યોગ્ય છે. જેમકે, "ब्रह्मेत्यादेः ब्रह्मेत्युपासीत ब्रह्मेत्युपास्ते બ્રહ્મ તરીકેનો ઉ[પ]દેશ છે, બ્રહ્મ તરીકેની ઉપાસના કરવ[ી] બ્રહ્મ તરીકે ઉપાસના કરે છે." આ સ[્]થળે બ્રહ્મ શબ્દની પાછળ ઇતિ શ[બ્દ] શ્રુતિમાં મૂક્યો છે, પણ આદિત્ય આ[દિ] શબ્દોની પાછળ ઇતિ જેવો કશો શ[બ્દ] શ્રુતિમાં મૂક્યો નથી. માટે જેવી રીતે છ[ી]પને રૂપું છે, આ પ્રમાણે પ્રતી[તિ] કરવામાં આવે છે, પણ તેમાં છીપ શબ્દ છીપ વાચક જ તથા રૂપું શબ્દ રૂપ[ું] વાચક પ્રતીતિના લક્ષણવાળો છે. કેવ[ળ] પ્રતીતિરૂપે અર્થાત આભાસરૂપે છીપ[માં] રૂપું છે, પણ છીપમા ખરૂં રૂપું નથ[ી] તે જ પ્રમાણે આ સ્થળે પણ આદિ[ત્ય] આદિની પણ બ્રહ્મરૂપે પ્રતીતિ થવી ... ઇએ, એમ નિશ્ચય થાય છે. શ્રુતિ[એ] આદિત્ય આદિ શબ્દની સાથે દ્વિતી[યા] વિભક્તિ વાપરી છે, તેથી એમ જણ[ાય] છે કે, ઉપાસનાની ક્રિયાવાળો આદિત્ય ર

મકે, "स य एतमेवं विद्वानादित्यं ब्रह्मे-
ते (છા૦ ૩,૧૯,૧૪) यो वाचं ब्रह्मेत्युपास्ते
૭,૨,૨), यः संकल्पं ब्रह्मेत्युपास्ते
૭,૪,૩) અર્થઃ-જે આ પ્રમાણે
l સૂર્યની બ્રહ્મ તરીકે ઉપાસના કરે
જે વાણીને બ્રહ્મતરીકે ઉપાસે છે,
સંકલ્પની બ્રહ્મ તરીકે ઉપાસના કરે
વળી બ્રહ્મોપાસનાનો, ફળ મેળવવા
, આદર કરવો જોઇએ, એમ જે કહ્યું
ખોટું છે. કારણ કે ઉપર કહેલા
વડે આદિત્ય આદિનો જ ઉપાસ્ય-
નિશ્ચય થાય છે. જેમ અતિથિ
દેની ઉપાસના કરવાથી ફળપ્રાપ્તિ
છે,' તેમ આદિત્ય આદિની ઉપાસના
થી બ્રહ્મ જ ફળને આપશે. કારણ કે
સર્વના અધ્યક્ષરૂપે છે. આ સંબંધી
નિરૂપણ फलमत उपपत्तेः (બ્ર૦સૂ૦ ૩,
૮) ઇત્યાદિ સૂત્રવડે થયેલું છે. જેમ
ગુ આદિનું અધ્યારોપણ પ્રતિમા
દેમાં છે, તે જ પ્રમાણે બ્રહ્મનું જ
સ્યપણું છે, જે ઉપાસ્યપણું પ્રતીકોમાં
ને દૃષ્ટિના અધ્યારોપરૂપે હોય છે.(૫)

શિષ્યઃ-શું આદિત્યમાં ઉદ્ગીથ આદિ
નું વિધાન છે કે ઉદ્ગીથ આદિમાં
દિત્ય દૃષ્ટિનું વિધાન છે?

ગુરુઃ-ઉદ્ગીથાદિમાં આદિત્યાદિનું વિ-
l છે. કારણ કે આદિત્યાદિ બુદ્ધિથી
કાર કરાતા ઉદ્ગીથાદિમાં કર્મની વૃદ્ધિ
l છે. આ જ હેતુથી છઠ્ઠા સૂત્રમાં કહ્યું
કે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૬ ઠું.
## ઉદ્‌ગીથમાં આદિત્યાદિ બુદ્ધિ.

**आदित्यादिमतयश्चांग उपपत्तेश्च ॥ ६ ॥**

સૂત્રાર્થઃ-ઉદ્ગીથ આદિમાં આદિત્ય આદિની બુદ્ધિ કરવી. કારણ કે ઉદ્ગીથ આદિ અંગમાં કર્મની પ્રાપ્તિ થાય છે.(૬)

ટીકાઃ-શિષ્યઃ-"य एवासौ तपति तमुद्गीथमुपासीत (છા૦ ૧,૩,૧), लोकेषु पंचविधं सामोपासीत (છા૦ ૨,૨,૧), वाचि सप्तविधं सामोपासीत (છા૦૨,૮,૧), य इयमेवर्गग्निः साम (છા૦૧,૬,૧) અર્થઃ-જે આ આદિત્ય તપે છે તેની ઉદ્ગીથ તરીકે ઉપાસના કરવી જોઇએ. પૃથ્વી આદિમાં પાંચ પ્રકારવાળા સામની અવશ્ય ઉપાસના કરવી જોઇએ. આ પૃથ્વી ઋક્ રૂપે છે તથા અગ્નિ સામરૂપે છે." આ પ્રમાણે ઉદ્ગીથાદિ અંગોવિશે રહેલી ઉપાસનામાં સંશય એ થાય છે કે, આદિત્યાદિમાં ઉદ્ગીથાદિ દૃષ્ટિનું નિરૂપણ છે અથવા તો શું ઉદ્ગીથ આદિમાં આદિત્યાદિ દૃષ્ટિનું વિધાન છે? તેમાં એ નક્કી થાય છે કે, નિયમના કારણનો અભાવ હોવાથી તેમાં નિયમ નથી. બ્રહ્મની માફક આ સ્થળે કોઇની પણ વધારે ઉત્કૃષ્ટતા છે, એમ કહ્યું નથી. સમસ્ત જગતના કારણસ્વરૂપે બ્રહ્મ છે, તેમ જ પાપાદિ ગુણયોગથી રહિતપણું છે, તેથી બ્રહ્મ આદિત્ય આદિથી ઉત્કૃષ્ટ છે, એમ માનવું યોગ્ય છે. વળી આદિત્ય તથા ઉદ્ગીથ આદિ સર્વમાં સામાન્ય રીતે વિકારપણું હોવાથી કોઇપણ પ્રકારની વિશેષતા માનવામાં કારણ નથી. અથવા તો ઉદ્ગીથ આદિ બુદ્ધિનો આદિત્ય આદિમાં આરોપ નિયમવડે થવો જોઇએ.

ગુરુઃ-તું એમ કેમ કહે છે?

શિષ્યઃ-ઉદ્દગીથ આદિ કર્મવાચક છે, માટે કર્મના ફળની પ્રાપ્તિ પ્રસિદ્ધ છે. ઉદ્દગીથાદિ બુદ્ધિવડે ઉપાસના પામેલા આદિત્યાદિ દેવો કર્મવાચક છે, તેથી તેઓ ફળના હેતુરૂપે થશે. વળી "इयमेवर्गग्निः साम (છા૦ ૧,૬,૧) तदेतदेतस्यामृच्यध्यूढं साम ( છા૦ ૧,૬,૧ ) આ પૃથ્વી ઋક્‌રૂપે છે તથા અગ્નિ સામરૂપે છે. આ અગ્નિ નામનું સામ પૃથ્વીરૂપ ઋક્‌ને વિશે ઉપર રહેલું છે." આ રીતે ઋક્ શબ્દવડે પૃથ્વીનો નિર્દેશ કર્યો છે તથા સામ શબ્દવડે અગ્નિનો નિર્દેશ કર્યો છે. વળી પૃથ્વી તથા અગ્નિમાં ઋક્‌દૃષ્ટિ તથા સામદૃષ્ટિ રાખવાની ઇચ્છાથી, આ કલ્પના કરી છે. પણ ઋક્ તથા સામમાં પૃથ્વી તથા અગ્નિ દૃષ્ટિ રાખવાની ઇચ્છાથી નહિ. સારથિમાં રાજદૃષ્ટિ રાખવાથી રાજા શબ્દમાં ગૌણપણાની પ્રાપ્તિ છે, પણ રાજાના અર્થમાં સારથિ શબ્દ ગૌણ થતો નથી. વળી "लोकेषु पञ्चविधं सामोपासीत ( છા૦ ૨,૨,૧ ) પૃથ્વી આદિમાં પાંચ પ્રકારના સામની ઉપાસના કરવી જોઇએ." આ રીતે અધિકરણનો નિર્દેશ હોવાથી લોકમાં સામનો અધ્યાસ કરવો યોગ્ય છે, એમ સિદ્ધ થાય છે. આ બાબત નીચેની શ્રુતિથી સિદ્ધ થાય છે. જેમકે, "एतद्गायत्रं प्राणेषु प्रोतम् ( છા૦ ૨,૧૧,૧ ) આ ગાયત્ર સામ પ્રાણોને વિશે ઓતપ્રોત છે." બીજું આદિત્ય આદિ, કે જેનું પ્રથમ નિરૂપણ કરેલું છે, તેમાં બ્રહ્મ કે જેનું નિરૂપણ પાછળથી કર્યું છે, તેનો અધ્યાસ કર્યો છે. જેમકે, "आदित्यो ब्रह्मेत्यादेशः (છા૦ ૩,૧૯,૧) આદિત્ય બ્રહ્મરૂપે છે, એમ ઉપદેશ છે." વળી પ્રથમ પૃથ્વી આદિનું નિરૂપણ છે. જેમકે "पृथिवी हिंकारः (છા૦ ૨,૨,૧) પૃથ્વી હિંકારરૂપે છે." આથી એમ જણાય છે કે, આદિત્ય જે અંગથી રહિત છે, તેમા અંગનું નિરૂપણ કર્યું છે.

ગુરુઃ-આ બાબતમાં કહું તે સાંભળ. આદિત્યાદિની બુદ્ધિ અંગરૂપ ઉદ્દગીથ આદિમાં કરવી યોગ્ય છે.

શિષ્યઃ-તે કેવી રીતે બને?

ગુરુઃ-આ પ્રમાણે શ્રુતિ પ્રતિપાદન કરે છે. કારણ કે આ રીતે પૂર્ણ સમીપતા હોવાથી આદિત્યાદિની બુદ્ધિવડે સંસ્કાર પામતા ઉદ્દગીથ આદિમાં કર્મની વૃદ્ધિ થાય છે. જેમકે, "यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति (છા૦ ૧,૧,૧૦) જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી શ્રદ્ધા રાખી તથા ચિત્તની એકાગ્રતાથી કરાયલું કર્મ વધારે પ્રબળ હોય છે." આ શ્રુતિ એમ દર્શાવે છે કે, વિદ્યા, એ કર્મની સમૃદ્ધિના કારણરૂપે છે.

શિષ્યઃ-કર્મસમૃદ્ધિ ફળવાળાં કર્મો સંબંધી ભલે તેમ હોય, પણ સ્વતંત્ર ફળવાળી ઉપાસનાઓ સંબંધી કેવી રીતનું છે? જેમકે, "य एतदेवं विद्वाल्लोकेषु पञ्चविधं सामोपास्ते (છા૦ ૨,૨,૩) જે કોઇ વિદ્વાન્ પાંચ પ્રકારવાળા સામની પાંચ પ્રકારના લોકની સાથે તુલના કરી તેની ઉપાસના કરે છે."

ગુરુઃ–સ્વતંત્ર ફળવાળી ઉપાસનાઓમાં પણ જેને અધિકાર પ્રાપ્ત થયો છે, તેનો જ અધિકાર હોય છે. તેથી ગોદોહન આદિમાં જેમ નિયમ હોય છે, તેમ અકૃત અપૂર્વની સમીપતાને લીધે ફળની કલ્પના માનવી યોગ્ય છે. વળી આદિત્યાદિની ઉપાસના ફળવાચક છે. તેથી કર્માત્મક ઉદ્‌ગીથ આદિ કરતાં તેમાં વધારે ઉત્કૃષ્ટતાની પ્રાપ્તિ છે. શ્રુતિમાં કહ્યું છે કે, આદિત્યાદિની ઉપાસનાવડે આદિત્યાદિની પ્રાપ્તિરૂપ કર્મનું ફળ થાય છે. વળી કહ્યું છે કે, "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत (છા૦ ૧,૧,૧) खल्वेतस्यैवाक्षरस्योपव्याख्यानं भवति (છા૦ ૧,૧,૧૦) ૐ એવા ઉદ્ગીથરૂપ અક્ષરની ઉપાસના કરવી જોઇએ. આ જ ૐકાર અક્ષરનું વર્ણન છે." ઇત્યાદિ શ્રુતિઓ ઉદ્ગીથ આદિનું ઉપાસ્યપણાથી નિરૂપણ કરી આદિત્યાદિ બુદ્ધિનું વિધાન કરે છે. વળી ઉદ્ગીથાદિ બુદ્ધિવડે આદિત્યાદિની ઉપાસના કરવામાં આવે છે, તો તે ઉપાસના કર્મયુક્ત થઈ ફળને ઉત્પન્ન કરશે, એમ જે પૂર્વે કહ્યું છે તે અયોગ્ય છે. કારણ કે ઉપાસના પોતે જ કર્મરૂપે થઈ ફળની ઉત્પત્તિ કરે છે. આદિત્યાદિ ભાવવડે જોવામાં આવવા છતાં ઉદ્‌ગીથાદિના કર્માત્મકપણાનો નાશ થતો નથી. વળી तदेतदेतस्यामृच्यध्यूढं साम (છા૦૧,૬,૧) આ અગ્નિરૂપ સામ ઋકને વિશે આશ્રયી છે." આ શ્રુતિથી એમ જણાય છે કે, પૃથ્વી તથા અગ્નિનો સામશબ્દરૂપે પ્રયોગ લાક્ષણિક છે. આ લક્ષણાની પ્રવૃત્તિ સંભવ પ્રમાણે સામીપ્યતાના અર્થસંબંધવડે અથવા દૂરતાના અર્થસંબંધવડે હોય છે. જો કે ઋક્ તથા સામવિશે પૃથ્વીદૃષ્ટિ તથા અગ્નિદૃષ્ટિ માનવામાં આવે છે, છતાં પ્રસિદ્ધ એવા ઋક્ તથા સામમાં ભેદ છે, એમ નિરૂપણ છે. તેમજ પૃથ્વી તથા અગ્નિનું સમીપપણું છે. આ સર્વ કારણોને લઈ તેઓને વિશે ઋક્ તથા સામ શબ્દનો પ્રયોગ ઋક્ તથા સામના સંબંધને લીધે છે, એમ નિશ્ચય થાય છે. કારણ કે સારથિ શબ્દ પણ કોઈ ગમે તે કારણથી રાજાની સમીપવર્તી છે, આનો અટકાવ જરા પણ થઈ શકશે નહિ. વળી "इयमेवर्क् (છા૦૧,૬,૧) આ પૃથ્વી ઋક્‌રૂપે છે." આ રીતે જે અક્ષરો મૂકેલા છે, તેથી એમ નિશ્ચય થાય છે કે, ઋક્ એ જ પૃથ્વીરૂપે છે. વળી પૃથ્વી ઋક્‌રૂપે છે, એમ નિશ્ચય કરાવવો હોય તો આ પૃથ્વી ઋક્ જ છે, આ રીતનો અક્ષરન્યાસ થવો જોઇએ. " य एवं विद्वान् साम गायति (છા૦ ૧,૭,૭) આ પ્રમાણે ઓળખી જે સામનું ગાન કરે છે" આ શ્રુતિ એમ ઉપસંહાર કરે છે કે, કર્માંગના આશ્રયરૂપે જ વિજ્ઞાન છે, પણ પૃથ્વીઆદિના આશ્રયરૂપે વિજ્ઞાન નથી. વળી " लोकेषु पंचविधं सामोपासीत (છા૦૨,૨,૧) પૃથ્વીઆદિમાં પાંચ પ્રકારના સામની ઉપાસના કરવી જોઇએ" આ શ્રુતિમાં લોક અર્થાત્ પૃથ્વીઆદિને સાતમી વિભક્તિ લગાડી છે, છતાં સામને વિશે તેનો અધ્યાસ કરવો યોગ્ય છે તથા સામ શબ્દની સાથે બીજી વિભક્તિ વાપરી છે, તેથી એમ નિશ્ચય થાય છે કે, તે ઉપાસ્યરૂપે છે. લોક અર્થાત્ પૃથ્વીઆદિમાં

સામનો અધ્યાસ કરવામાં આવે છે, તેથી લોકરૂપે સામની ઉપાસના કરવામાં આવે છે. નહિ તો લોકની સામરૂપે ઉપાસના થવી જોઇએ. આથી એમ થાય છે કે, "एतद्गायत्र प्राणेषु प्रोतम् ( છા૦ ૨,૧૧,૧) આ ગાયત્રરૂપ સામ પ્રાણુનેવિશે ઓતપ્રોત છે." "अथ खल्वमुमादित्य सप्तविध सामोपासीत (છા૦૨,૯,૧) ખરેખર આ આદિત્યની સાત પ્રકારના સામરૂપે ઉપાસના કરવી જોઇએ." આ સ્થળે દ્વિતીયાનું સૂચન સરખું છે, છતાં " समस्तस्य खलु साम्न उपासनं साधु (છા૦૨,૧,૧), इति तु पञ्चविधस्य (છા૦૨,૭,૨), अथ सप्तविधस्य (છા૦૨,૮,૧) ખરેખર સમગ્ર સામની જ ઉપાસના સારી છે. પાંચ પ્રકારવાળા સામનું આ રીતે વર્ણન છે. હવે સાત પ્રકારની સામની ઉપાસના વર્ણવવામાં આવે છે. " આ રીતે સામનું જ ઉપાસ્યરૂપે નિરૂપણ છે; તથા સામને વિશે જ આદિત્યાદિનો અધ્યાસ છે. આથી જ એમ નિશ્ચય થાય છે કે, સામ ઉપાસ્યરૂપે છે. વળી "पृथिवी हिंकारः (છા૦૨,૨,૧) પૃથ્વી હિંકારરૂપે છે." ઇત્યાદિ શ્રુતિમાં ભિન્ન પ્રકારનું નિરૂપણ છે, છતાં એમ જાણવું કે, હિંકારઆદિને વિશે જ પૃથ્વીઆદિ દૃષ્ટિ છે. માટે એમ સિદ્ધ થાય છે કે, કર્માંગના આશ્રયથી રહિત આદિત્યાદિ બુદ્ધિનો ઉપયોગ કર્માંગવાળા ઉદ્ગીથાદિમાં કરવો. (૬)

શિષ્યઃ-ઉપાસના કરવાનો ક્રમ કેવી રીતનો છે. બેઠાં કરવી કે ઉભાં ઉભાં કરવી ? .

ગુરુઃ-ઉપાસના બેસીને જ કરવી. આ જ બાબત ૭ મા સૂત્રમાં જણાવી છે. જેમકે;-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૭ મું.

## ઉપાસનાનો ક્રમ.

आसीन संभवात् ॥ ७ ॥

સૂત્રાર્થઃ-ઉપાસના કરવાનો ક્રમ બેઠા જ છે. કારણ કે તે જ પ્રકાર સંભવે છે. (૭)

ટીકાઃ-શિષ્યઃ-કર્માંગ સાથે જોડાયલી ઉપાસનાઓ કર્મને અધીન છે, જેથી આસનાદિનો વિચાર તેમાં હોતો નથી. તે જ પ્રમાણે સમ્યક્ પ્રકારના જ્ઞાન વિશે પણ આસનાદિનો વિચાર હોતો નથી. કારણ કે સમ્યક્ દર્શન, એ વિજ્ઞાનને અધીન છે. પણ બીજી જે ઉપાસના છે, તેમાં આસનાદિનો નિયમ શું નથી ? અર્થાત્ બેઠાં કે સૂતાં ગમે તે રીતે ઉપાસના થઇ શકે ? આ રીતનો મને સંશય છે. મારૂં માનવું તો એમ છે કે, ઉપાસના માનસરૂપે છે, જેથી તેમાં શરીરની સ્થિતિનો નિયમ હોતો નથી.

ગતિમાં હોય છે ત્યારે ચિત્તનો વિક્ષેપ હોય છે. જો કે આપણે ઉભા રહેલા હોઇએ છીએ, છતાં દેહને ઉભું રાખવા માટે આપણું મન રોકાયલું હોય છે. આથી તે મન સૂક્ષ્મ વસ્તુ જોવા માટે યોગ્ય થતું નથી. જો આપણે સૂતા હોઇએ તો તે અકસ્માત્ રીતે નિદ્રામાં ઘેરાઇ જવાય છે. જો ઉપાસના વખતે બેઠેલા હોઇએ છીએ, તો આ રીતના દોષનો અટકાવ થાય છે. માટે બેસીને જ ઉપાસના કરવી જોઇએ, આ રીતનો સંભવ છે.

શિષ્યઃ–ધ્યાનના સંબંધમાં કેવો પ્રકાર છે?

ગુરુઃ–ધ્યાન ધરવું હોય ત્યારે પણ બેસીનેજ ધરવું જોઇએ. આથી જ ૮મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૮ મું.

## ધ્યાનનો પ્રકાર.

ध्यानाच्च ॥ ८ ॥

સૂત્રાર્થ–ધ્યાનના સંબંધમાં પણ ઉપાસનાની માફક બેસીને ધ્યાન કરવું જોઇએ. (૮).

ટીકાઃ–ગુરુ–વળી એક જ પ્રકારના જ્ઞાનને વિશે મનને રોકવું, તેનું નામ ધ્યાન છે. વળી જેના અંગની ચેષ્ટાઓ શિથિલ પડેલી હોય, દૃષ્ટિ અમુક વસ્તુને વિશે સ્થિર હોય તથા એક જ વિષયને વિશે ચિત્ત રોકાયલું હોય, તેના સંબંધમાં એમ કહેવાય છે કે, તે ધ્યાન ધરે છે. જેમકે બગલો ધ્યાન ધરે છે અથવા જેનો મિત્ર પ્રવાસે ગયો છે, તે ધ્યાન ધરે છે. જે બેઠો હોય તેની ઇન્દ્રિયો કોઇ પણ રીતના પ્રયાસથી રહિત છે. આથી પણ એમ થાય છે કે, ઉપાસના એ બેઠેલાનું જ કર્મ છે. (૮)

ગુરુઃ–જે વસ્તુ સ્થિર છે, તેનાં સંબંધમા પણ એમ કહેવાય છે કે, તે ધ્યાન ધરે છે. આ જ બાબત ૯મા સૂત્રમાં નીચે પ્રમાણે જણાવી છે. જેમકે;–

## અધિકરણ ૬ઠું–સૂત્ર ૯ મું.

## ધ્યાનમાં અચળતા.

अचलत्वं चापेक्ष्य ॥ ९ ॥

સૂત્રાર્થઃ–વળી અચળપણાને લઇ પૃથ્વી આદિ ધ્યાન ધરે છે, એમ કહ્યું છે. (૨૪)

ટીકાઃ–ગુરુઃ–વળી " ध्यायतीव पृथिवी (છાં૦ ૭,૬,૧) પૃથ્વી જાણે ધ્યાન કરતી હોય." આ શ્રુતિમાં પૃથ્વી આદિ અચળ છે, તેને લીધે ધ્યાન ધરે છે, એમ કહ્યું છે. વળી ઉપાસના એ બેઠેલાનું કર્મ છે, આ રીતનું સૂચન છે. (૯)

ગુરુ–આસન એ ઉપાસનાના અંગરૂપે છે, એમ સ્મૃતિ પ્રતિપાદન કરે છે. આથી ૧૦મા સૂત્રમાં કહ્યું છે કેઃ–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૧૦ મું.

स्मरन्ति च ॥ १० ॥

સૂત્રાર્થઃ–સ્મૃતિ પણ પ્રતિપાદન કરે છે કે, આસન એ ઉપાસનાના અંગરૂપે છે.

ટીકાઃ–ગુરુ–શિષ્ટ પુરૂષો પણ એમ કહે છે કે, ઉપાસનાના અંગરૂપે આસન છે. આથી જ સ્મૃતિમાં કહ્યું છે કે,

સામનો અધ્યાસ કરવામાં આવે છે, તેથી લોકરૂપે સામની ઉપાસના કરવામાં આવે છે. નહિ તો લોકની સામરૂપે ઉપાસના થવી જોઇએ. આથી એમ થાય છે કે, "एतद्गायत्रं प्राणेषु प्रोतम् ( છા૦ ૨,૧૧,૧ ) આ ગાયત્રરૂપ સામ પ્રાણુનેવિશે ઓત પ્રોત છે." "अथ खल्वमुमादित्य सप्तविध सामोपासीत (છા૦૨,૯,૧) ખરેખર આ આદિત્યની સાત પ્રકારના સામરૂપે ઉપાસના કરવી જોઈએ." આ સ્થળે દ્વિતીયાનું સૂચન મરખું છે, છતાં " समस्तस्य खलु साम्न उपासन ,साधु (છા૦૨,૧,૧), इति तु पचविधस्य (છા૦૨,૭,૨), अथ सप्तविधस्य (છા૦૨,૮,૧) ખરેખર સમગ્ર સામની જ ઉપાસના સારી છે. પાંચ પ્રકારવાળા સામનું આ રીતે વર્ણન છે. હવે સાત પ્રકારની સામની ઉપાસના વર્ણવવામાં આવે છે. " આ રીતે સામનું જ ઉપાસ્યરૂપે નિરૂપણ છે; તથા સામને વિશે જ આદિત્યાદિનો અધ્યાસ છે. આથી જ એમ નિશ્ચય થાય છે કે, સામ ઉપાસ્યરૂપે છે. વળી "पृथिवी हिंकारः (છા૦૨,૨,૧) પૃથ્વી હિંકારરૂપે છે." ઇત્યાદિ શ્રુતિમાં ભિન્ન પ્રકારનું નિરૂપણ છે, છતાં એમ જાણવું કે, હિંકારઆદિને વિશે જ પૃથ્વીઆદિ દષ્ટિ છે. માટે એમ સિદ્ધ થાય છે કે, કર્માંગના આશ્રયથી રહિત આદિત્યાદિ બુદ્ધિનો ઉપયોગ કર્માંગવાળા ઉદ્‌ગીથાદિમાં કરવો. (૬)

શિષ્યઃ-ઉપાસના કરવાનો ક્રમ કેવી રીતનો છે. બેઠાં કરવી કે ઉભાં ઉભાં કરવી ?

ગુરુઃ-ઉપાસના બેસીને જ કરવી. આ જ બાબત ૭ મા સૂત્રમાં જણાવી છે. જેમકે;-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૭ મું.

## ઉપાસનાનો ક્રમ.

आसीनः संभवात् ॥ ७ ॥

સૂત્રાર્થઃ-ઉપાસના કરવાનો ક્રમ બેઠાં જ છે. કારણ કે તે જ પ્રકાર સંભવે છે. (૭)

ટીકાઃ-શિષ્યઃ-કર્માંગ સાથે જોડાયલી ઉપાસનાઓ કર્મને અધીન છે, જેથી આસનાદિનો વિચાર તેમાં હોતો નથી. તે જ પ્રમાણે સમ્યક્ પ્રકારના જ્ઞાન વિશે પણ આસનાદિનો વિચાર હોતો નથી. કારણ કે સમ્યક્ દર્શન, એ વિજ્ઞાનને અધીન છે. પણ બીજી જે ઉપાસના છે, તેમાં આસનાદિનો નિયમ શું નથી ? અર્થાત્ બેઠાં કે સૂતાં ગમે તે રીતે ઉપાસના થઇ શકે ? આ રીતનો મને સંશય છે. મારૂં માનવું તો એમ છે કે, ઉપાસના માનસરૂપે છે, જેથી તેમાં શરીરની સ્થિતિનો નિયમ હોતો નથી.

ગુરુ-તેમાં તારી ભૂલ છે. ઉપાસના બેસીને જ કરવી જોઇએ.

શિષ્યઃ-આપ એમ કેમ કહો છો ?

ગુરુ-બેસીને જ ઉપાસના કરવાનો સંભવ છે. ઉપાસનાનો અર્થ એમ થાય છે કે, એક સરખા પ્રકારની પ્રતીતિ થવા માટે મનને અમુક પ્રવાહને વિશે રોકવું. આ બાબત ચાલતાં અથવા દોડતાં બની શકતી નથી. કારણ કે ત્યારે ઇન્દ્રિયો

ગતિમાં હોય છે ત્યારે ચિત્તનો વિક્ષેપ હોય છે. જો કે આપણે ઉભા રહેલા હોઈએ છીએ, છતાં દેહને ઉભું રાખવા માટે આપણું મન રોકાયલું હોય છે. આથી તે મન સૂક્ષ્મ વસ્તુ જોવા માટે યોગ્ય થતું નથી. જો આપણે સૂતા હોઈએ તો તે અકસ્માત્ રીતે નિદ્રામાં ઘેરાઈ જવાય છે. જો ઉપાસના વખતે બેઠેલા હોઈએ છીએ, તો આ રીતના દોષનો અટકાવ થાય છે. માટે બેસીને જ ઉપાસના કરવી જોઈએ, આ રીતનો સંભવ છે.

શિષ્ય:–ધ્યાનના સંબંધમાં કેવો પ્રકાર છે?

ગુરુ:–ધ્યાન ધરવું હોય ત્યારે પણ બેસીનેજ ધરવું જોઈએ. આથી જ ૮મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૮ મું.

### ધ્યાનનો પ્રકાર.

ध्यानाच्च ॥ ८ ॥

સૂત્રાર્થ:–ધ્યાનના સંબંધમાં પણ ઉપાસનાની માફક બેસીને ધ્યાન કરવું જોઈએ. (૮).

ટીકા–ગુરુ–વળી એક જ પ્રકારના જ્ઞાનને વિશે મનને રોકવું, તેનું નામ ધ્યાન છે. વળી જેના અંગની ચેષ્ટાઓ શિથિલ પડેલી હોય, દૃષ્ટિ અમુક વસ્તુને વિશે સ્થિર હોય તથા એક જ વિષયને વિશે ચિત્ત રોકાયલું હોય, તેના સંબંધમાં એમ કહેવાય છે કે, તે ધ્યાન ધરે છે. જેમકે બગલો ધ્યાન ધરે છે અથવા જેનો મિત્ર પ્રવાસે ગયો છે, તે ધ્યાન ધરે છે. જે બેઠો હોય તેની ઇન્દ્રિયો કોઈ પણ રીતના પ્રયાસથી રહિત છે. આથી પણ એમ થાય છે કે, ઉપાસના એ બેઠેલાનું જ કર્મ છે. (૮)

ગુરુ:–જે વસ્તુ સ્થિર છે, તેનાં સંબંધમાં પણ એમ કહેવાય છે કે, તે ધ્યાન ધરે છે. આ જ બાબત ૯મા સૂત્રમાં નીચે પ્રમાણે જણાવી છે. જેમકે;–

## અધિકરણ ૬ઠું–સૂત્ર ૯ મું.

### ધ્યાનમાં અચળતા.

अचलत्वं चापेक्ष्य ॥ ९ ॥

સૂત્રાર્થ:–વળી અચળપણાને લઇ પૃથ્વી આદિ ધ્યાન ધરે છે, એમ કહ્યું છે. (૨૪)

ટીકા:–ગુરુ:–વળી " ध्यायतीव पृथिवी (છા૦ ૭,૬,૧) પૃથ્વી જાણે ધ્યાન કરતી હોય." આ શ્રુતિમાં પૃથ્વી આદિ અચળ છે, તેને લીધે ધ્યાન ધરે છે, એમ કહ્યું છે. વળી ઉપાસના એ બેઠેલાનું કર્મ છે, આ રીતનું સૂચન છે. (૯)

ગુરુ–આસન એ ઉપાસનાના અંગરૂપે છે, એમ સ્મૃતિ પ્રતિપાદન કરે છે. આથી ૧૦મા સૂત્રમાં કહ્યું છે કે:–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૧૦ મું.

स्मरन्ति च ॥ १० ॥

સૂત્રાર્થ:–સ્મૃતિ પણ પ્રતિપાદન કરે છે કે, આસન એ ઉપાસનાના અંગરૂપે છે.

ટીકા:–ગુરુ–શિષ્ટ પુરુષો પણ એમ કહે છે કે, ઉપાસનાના અંગરૂપે આસન છે. આથી જ સ્મૃતિમાં કહ્યું છે કે,

"शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः (ગી૦ ૬,૧૧) પવિત્ર પ્રદેશમાં સ્થિર આસન માંડીને બેસવું" આથી જ યોગશાસ્ત્રમાં ઉપદેશ છે કે, વિશેષે કરી પદ્માદિ આસન ઉપાસના માટે ધારણ કરવું (૧૦)

શિષ્યઃ-આસન કેવે સ્થળે કરવું ?

ગુરૂ-અમુક જ દિશામાં આસન કરવું, એનો નિયમ નથી. માટે જે સ્થળે ચિત્તની એકાગ્રતા થાય, તેવે સ્થળે આસન કરવું. આ જ હેતુને લઇ ૧૧ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૧૧ મું.
## ચિત્તની એકાગ્રતા.

यत्रैकाग्रता तत्राविशेषात् ॥ ११ ॥

સૂત્રાર્થ-જે સ્થળે ચિત્તની એકાગ્રતા થાય, તેવે સ્થળે આસન કરવું. આ સંબંધી બીજો નિયમ નથી. (૧૧)

ટીકા-શિષ્ય-દિશા, દેશ તથા કાળના સંબંધમાં મને સંશય થાય છે. ઉપાસના તથા ધ્યાનને માટે દિશાદિનો કાંઈ નિયમ છે કે નથી ? મુખ્યત્વે કરી વૈદિક કર્મના આરંભમાં દિશા આદિનો નિયમ જોવામાં આવે છે. તેજ પ્રમાણે ઉપાસના આદિમાં પણ દિશા આદિનો નિયમ હોવો જોઇએ.

ગુરુઃ-તને આ રીતનો જે વિચાર થાય છે, તેને માટે કહ્યું છે કે, દિશા, દેશ તથા કાળમાં અર્થનું લક્ષણ, એ જ નિયમ છે. જે દિશા, દેશ તથા કાળમાં મનુષ્યના મનની સહેલાઈથી એકાગ્રતા થાય, તેવે સ્થળે ઉપાસના કરવી જોઇએ. કારણ કે પૂર્વ દિશા, પૂર્વાહ્‌ણ કાળ અથવા પૂર્વ દિશામાં નિચલા સ્થાનમાં જેમ વૈશ્વદેવાદિ ક્રિયા કરવાનો નિયમ હોય છે, તેમ ઉપાસનાના સંબંધમાં વિશેષ નિયમ નથી. સર્વ સ્થળે સામાન્ય પ્રકાર એ હોય છે કે, ઇષ્ટ વસ્તુની એકાગ્રતા થવી જોઇએ.

શિષ્ય-કેટલીક શ્રુતિમાં વિશેષતાનું નિરૂપણ કર્યું છે. જેમકે, "समे शुचौ शर्करवह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः। मनोनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् (શ્વે૦ ૨,૧૦) અર્થઃ-કાંકરા, અગ્નિ અને રેતીથી રહિત, શબ્દ, જળ તથા આશ્રયાદિવડે મનને આનંદ પમાડે એવા, આંખને રમણીયતા પમાડે એવા, વાયુથી રહિત, ગુહાની અંદર રહેલા સમાન તથા પવિત્ર સ્થળમાં બેસી, મનુષ્યે પોતાના મનને ઈશ્વરની સાથે જોડવું જોઇએ."

ગુરૂઃ-તું કહે છે તે ખરૂં છે. આ રીતનો નિયમ છે ખરો આમ જો કે છે ખરૂં, છતા મિત્રરૂપે આચાર્ય આપણને એમ ઉપદેશ આપે છે કે, ઉપાસના આદિમાં વિશેષ કોઇ પણ રીતનો નિયમ નથી. શ્રુતિમાં કહ્યુ છે કે, "मनोऽनुकूले મનને અનુકૂલ સ્થળ જોઇએ." આ રીતે જ્યાં એકાગ્રતા થઈ શકે ત્યાં બેસવું, એટલું જ શ્રુતિ પ્રતિપાદન કરે છે. (૧૧)

શિષ્યઃ-ઉપાસના કયાં સૂધી જારી રાખવી ?

ગુરૂઃ-મરણપર્યંત ઉપાસના જારી રાખવી, એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. આથી જ ૧૨ મા સૂત્રમાં કહ્યુ છે કે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૧૨ મું.

## ઉપાસના ક્યાં સૂધી?

**आ प्रायणात् तत्रापि हि दृष्टम् ॥ १२ ॥**

સૂત્રાર્થઃ-મરણપર્યંત ઉપાસનાની આવૃત્તિ કરવી. કારણ કે શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે. (૧૨)

ટીકાઃ-શિષ્યઃ-પૂર્વના અધિકરણમાં એમ કહ્યું છે કે, સર્વ ઉપાસનાઓમાં આવૃત્તિ રાખવી જોઇએ. પણ જ્યાં સૂધી આત્માનો સાક્ષાત્કાર થયો નથી, ત્યાં સૂધી જે ઉપાસના છે, તે ઉપાસનાનો અંત, જેમ ડાંગેરના ચોખા થયા પછી તેને ખાંડવામાં આવતા નથી તેમ, કાર્ય પરિપૂર્ણ થયા પછી આવે છે. આ રીતે ઉપાસનાનો અવધિ જાણવામાં આવેલો છે. આત્મસાક્ષાત્કાર થયા પછી કોઇપણ પ્રકારનો યત્ન કરવો બાકી રહેતો નથી. કારણ કે જ્યારે અનિર્વાચ્ય બ્રહ્માત્મભાવની પ્રાપ્તિ થાય છે ત્યારે કોઇ પણ શાસ્ત્રનો વિષય રહેતો નથી. પણ જે ઉપાસનાઓનું ફળ અભ્યુદયવાળું છે, તેના સંબંધી વિચાર થાય છે કે, કેટલાક સમય સૂધી જ ઉપાસનાની આવૃત્તિ શું કરવી કે જીવતાં સૂધી આવૃત્તિ કરવી? આના સંબંધી શું નિયમ છે? મારૂં માનવું તો એમ છે કે, કેટલાક સમય સૂધી ઉપાસનાનો અભ્યાસ કરવા પછી તેનો ત્યાગ કરવો. કારણ કે આવૃત્તિવિશિષ્ટ ઉપાસના શબ્દનો અર્થ છે તથા તેમ કરવાથી અર્થયુક્ત થાય છે.

ગુરુ-આ બાબતમાં હું કહું, તે તું સાંભળ. મરણપર્યંત ઉપાસનાની આવૃત્તિ કરવી જોઇએ. અર્થાત્ અદૃષ્ટ એવા ફળની પ્રાપ્તિ મરણપર્યંત ઉપાસના કરવાથી થાય છે. અન્ય જન્મમાં ઉપભોગ કરવા યોગ્ય ફળનો આરંભ કરનારાં કર્મો પણ મરણ સમયે પોતાને અનુસરતી ભાવનારૂપ વિજ્ઞાનની ઉત્પત્તિ કરે છે. આ જ બાબત નીચેની શ્રુતિમાં દર્શાવી છે. જેમકે "स विज्ञानो भवति स विज्ञानमेवान्ववक्रामति। (બૃ૦ ૪,૪,૨) यच्चित्तस्तेनैव प्राणमायाति। प्राणस्तेजसा युक्तः सहात्मना यथासंकल्पितं लोकं नयति (પ્ર૦ ૩,૧૦) અર્થઃ-જ્ઞાનથી યુક્ત એવો તે લિંગાત્મા બહિર્ગમન કરે છે. કોઇપણ શરીરના ચિત્તવાળો જીવ, મનવડે મુખ્ય પ્રાણને પ્રાપ્ત થાય છે. પછી ભોક્તા યુક્ત તથા તેજ યુક્ત અર્થાત્ તેજરૂપ ઉદાન વાયુથી યુક્ત થયલો પ્રાણ, કર્મ જ્ઞાનાદિ સાધનવડે ઇચ્છિત ભાવી શરીરને પમાડે છે." ઇત્યાદિ શ્રુતિવડે તેમજ તૃણની જળોના+ દૃષ્ટાંતવડે એમ સિદ્ધ થાય છે કે, આ ઉપાસનાઓ પોતાના સ્વરૂપની અનુવૃત્તિ છોડી દઇ, મરણ સમયે થનારા આથી ભિન્ન કેવા પ્રકારની ભાવનારૂપ વિજ્ઞાનની અપેક્ષા રાખે? માટે પ્રાપ્ત કરવા યોગ્ય ફળની ભાવનાવાળી જે ઉપાસનાઓ છે, તેને વિશે મરણપર્યંત આવૃત્તિ થવી જોઇએ. તે જ પ્રમાણે શ્રુતિમાં પણ કહ્યું છે કે, "स यावत्क्रतुरयमस्माल्लोकात्प्रैति (શ૦બ્રા૦ ૧૦,૬,૩,૧) જેવા પ્રકારના સંકલ્પવાળો જીવ આ લોકથી પ્રયાણ કરે છે." આ શ્રુતિ એમ દર્શાવે છે કે, મરણ સમયે પણ ઉપાસનાની

+ તૃણની જળો તૃણને છેડે જઇ બીજા તૃણપર જઇને બેસે છે.

ગુરુઃ—જો બ્રહ્મજ્ઞાનીના કર્મનો ક્ષય થાય છે, એમ ન માનીએ તો કર્મનું ફળ અવશ્ય ભોગવવા યોગ્ય હોવાથી મોક્ષનો અભાવ થશે.

શિષ્યઃ—મોક્ષનો અભાવ નહિ થાય. દેશ, કાળ તથા નિમિત્તની અપેક્ષાવાળો મોક્ષ કર્મના ફળની માફક થશે. માટે મારૂં માનવું એવું છે કે, બ્રહ્મની પ્રાપ્તિ થયા છતાં પાપની નિવૃત્તિ નથી

ગુરુ—આ બાબતમાં હું કહુ તે સાંભળ. જ્યારે તેની અર્થાત્ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે ત્યારે ઉત્તર પૂર્વ પાપોનો અશ્લેષ વિનાશ થાય છે, અર્થાત્ પાછળ થનારા પાપનો સ્પર્શ થતો નથી તથા પૂર્વના પાપનો ક્ષય થાય છે.

શિષ્યઃ—તેમ કેવી રીતે બની શકે?

ગુરુઃ—શ્રુતિ તે જ પ્રમાણે બ્રહ્મવિદ્યાના પ્રકરણમાં સંબંધ થવાવાળા આગામી પાપનો સંબંધ વિદ્વાનને હોતો નથી, એમ ઉપદેશ કરે છે. જેમકે, "यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेव विदि पाप कर्म न श्लिष्यते (છા૦ ૪,૧૪,૩) કમળના પત્રપર જળનો સ્પર્શ જેમ જરા પણ થતો નથી, તેમ પાપ સ્પર્શ કરી શકતું નથી." તે જ પ્રમાણે પૂર્વનાં થયેલાં પાપનો વિનાશ થાય છે, એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. જેમકે, "तद्यथेषीका तूलमग्नौ प्रोत प्रदूयेतैव हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते (છા૦ ૫, ૨૪, ૩) જો ઇષિકાના તુલને અગ્નિમા નાખ્યું હોય તો તે જલદી બળી ભસ્મ થાય છે. તેમ જ વિદ્વાનનાં સર્વ પાપો જલદીથી બળી ભસ્મ થાય છે." કર્મના ક્ષય સંબંધી બીજી શ્રુતિમાં પણ કહ્યું છે. જેમકે, "भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः। क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे (મું૦ ૨,૨,૮) જ્યારે પરરૂપ તથા અવરરૂપ પુરૂષનું દર્શન કરવામાં આવે છે અર્થાત્ બ્રહ્મનો પૂર્ણપણે સાક્ષાત્કાર થાય છે ત્યારે મનુષ્યના અંતઃકરણનાં સર્વ બંધનોનો નાશ થાય છે, અર્થાત્ દેહાદિકમાં આત્મત્વબુદ્ધિનો નાશ થાય છે, સર્વ સંશયો જતા રહે છે તથા તેનાં સર્વ કર્મોનો અર્થાત્ સંચિત તથા આગામીરૂપ કર્મનો નાશ થઈ જાય છે."

શિષ્યઃ—કર્મનાં ફળને ભોગવ્યા વિના કર્મના ક્ષયની કલ્પના કરવાનું જે કહ્યું છે, તેથી શાસ્ત્ર મિથ્યા થવું જોઇએ.

ગુરુઃ—આ દોષ નથી. કારણ કે અમે એમ નથી કહેતા કે, કર્મને ફળ આપવાની શકિત નથી. કર્મને ફળ આપવાની શકિત તો છે જ. પણ આ શક્તિનો વિદ્યા આદિ અન્ય કારણને લીધે નાશ થાય છે, એમ અમે કહીએ છીએ. કર્મની શક્તિનું અસ્તિત્વ જ્યાંસૂધી છે, ત્યાંસૂધી શાસ્ત્રની પ્રવૃત્તિ છે. પણ પ્રતિબંધ કે અપ્રતિબંધ થવાના સંબંધમાં શાસ્ત્રની પ્રવૃત્તિ નથી. "न हि कर्म क्षीयते કર્મનો ક્ષય નથી." આ સ્મૃતિ કર્મના ઉત્સર્ગનું નિરૂપણ કરે છે. જેમકે ભોગવિના કર્મનો ક્ષય થતો નથી. કારણ કે ભોગ એ કર્મનું પ્રયોજન છે. પ્રાયશ્ચિત્ત આદિથી પાપનો ક્ષય ઇષ્ટ છે જ. જેમકે "सर्वं पाप्मानं तरति સર્વ પાપને તરી જાય છે." "तरति ब्रह्महत्या

આવૃત્તિ થવી જોઇએ. વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् । तं तमेवैति कौन्तेय सदा तद्भावभावित (ગી૦૮,૬,) प्रयाणकाले मनसा चलेन (ગી૦ ૮,૧૦) મોતની વખતે શરીર છોડતાં, જેને જેને, હે કૌન્તેય ! સંભારે છે, તેના તેના ગુણને મળતા થઇને, તેને તેને તે પામે છે મરણ વખતે મનને અડગ-જરા હાલે નહિ એવુ સ્થિર રાખીને." વળી શ્રુતિમા કહ્યું છે કે, "सोऽन्तवेलायामेतत् त्रय प्रतिपद्येत(છા૦૩,૧૭,૬) ઉપાસકે આ ત્રણ યજુર્વેદના મ ત્રનું મરણ સમયે સ્મરણ કરવું જોઇએ" આ શ્રુતિ મરણ સમયે શું કર્તવ્ય છે, તે જણાવે છે. (૧૨)

શિષ્ય-જ્યારે જ્ઞાન થાય છે ત્યારે તેનાં ભૂત કર્મનું શુ થાય છે તથા વર્તમાન કર્મોનું શુ થય છે? જો કર્મ રહેતાં હોય તો મુક્તિનો અભાવ છે

ગુરુ-આત્મસાક્ષાત્કાર થયા પછી પાછળથી થનારા પાપનો તેને સ્પર્શ થતો નથી, તેમ જ પૂર્વના પાપનો એકદમ નાશ થાય છે. આ રીતે શ્રુતિ પ્રતિપાદન કરે છે. આ જ હેતુથી ૧૩ મા સૂત્રમાં કહ્યું છે કે,-

## અધિકરણ ૯ મું-સૂત્ર ૧૩ મું.
## જીવન્મુક્તનાં પાપોનું શું ?

तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥१३॥

સૂત્રાર્થ-આત્મપ્રાપ્તિ જ્યારે થાય છે ત્યારે પાછળથી થનારા પાપોનો તેને સ્પર્શ હોતો નથી તેમ જ પૂર્વના પાપોનો નાશ થયલો હોય છે. કારણ કે શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે. (૧૩)

ટીકા-શિષ્ય-અહી સુધી તો આપે તૃતીયાધ્યાયમાં જે કાંઈ બાકી રહ્યુ હતું, તેનુ નિરૂપણ કર્યું પણ હવે આપ મને બ્રહ્મવિદ્યાનું ફળ શુ છે, તે સ બધી જણાવશો. જ્યારે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે ત્યારે ઉલટા ફળને આપવાવાળા પાપનો નાશ શુ થાય છે કે નથી થતો ? આ રીતનો મને સ શય થાય છે. આના સંબધી આપ મને સમજાવશોજી. કર્મનું પ્રયોજન ફળ છે. માટે કર્મ પોતાના ફળને આપ્યા વિના કદી નાશ પામતું નથી. શ્રુતિ પણ એમ પ્રતિપાદન કરે છે કે, કર્મની શક્તિ ફળને આપવાવાળી છે. જો ફળના ભોગ થવા વિના કર્મનો અ ત આવતો હોય તો પછી શ્રુતિ ખોટી ઠરશે. સ્મૃતિમા કહ્યુ છે કે, "न हि कर्म क्षीयते કર્મનો કદી ક્ષય થતો નથી"

ગુરુ-જો એમ હોય તો પછી શાસ્ત્રમા જે પ્રાયશ્ચિત્ત સંબધી ઉપદેશ છે, તે ખોટો ઠરશે.

શિષ્ય-આ દોષ યોગ્ય નથી ગૃહદાહ ઇષ્ટિઆદિની માફક પ્રાયશ્ચિત્ત નૈમિત્તિક છે વળી પ્રાયશ્ચિત્તનું વિધાન દોષ થવાને લીધે છે. માટે પ્રાયશ્ચિત્તનું પ્રયોજન એ છે કે, દોષનો નાશ કરવો. પણ આ રીતનુ વિધાન બ્રહ્મવિદ્યાના સંબધમા નથી.

ગુરુઃ–જો બ્રહ્મજ્ઞાનીના કર્મનો ક્ષય થાય છે, એમ ન માનીએ તો કર્મનું ફળ અવશ્ય ભોગવવા યોગ્ય હોવાથી મોક્ષનો અભાવ થશે.

શિષ્યઃ–મોક્ષનો અભાવ નહિ થાય. દેશ, કાળ તથા નિમિત્તની અપેક્ષાવાળો મોક્ષ કર્મના ફળની માફક થશે. માટે મારૂં માનવું એવું છે કે, બ્રહ્મની પ્રાપ્તિ થયા છતાં પાપની નિવૃત્તિ નથી.

ગુરુઃ–આ બાબતમા હું કહુ તે સાભળ. જ્યારે તેની અર્થાત્ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે ત્યારે ઉત્તર પૂર્વ પાપોનો અશ્લેષ વિનાશ થાય છે, અર્થાત્ પાછળ થનારા પાપનો સ્પર્શ થતો નથી તથા પૂર્વના પાપનો ક્ષય થાય છે.

શિષ્યઃ–તેમ કેવી રીતે બની શકે?

ગુરુઃ–શ્રુતિ તે જ પ્રમાણે બ્રહ્મવિદ્યાના પ્રકરણમાં સંબંધ થવાવાળા આગામી પાપનો સંબંધ વિદ્વાનને હોતો નથી, એમ ઉપદેશ કરે છે. જેમકે, 'यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पाप कर्म न श्लिष्यते (છાο ૪,૧૪,૩) કમળના પત્રપર જળનો સ્પર્શ જેમ જરા પણ થતો નથી, તેમ પાપ સ્પર્શ કરી શકતું નથી." તે જ પ્રમાણે પૂર્વનાં થયેલાં પાપનો વિનાશ થાય છે, એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. જેમકે, "तद्यथेषीकातूलमग्नौ प्रोत प्रदूयेतैव हास्य सर्वे पाप्मान. प्रदूयन्ते (છાο ૫, ૨૪, ૩) જો ઇષિકાના તુલને અગ્નિમાં નાંખ્યું હોય તો તે જલદી બળી ભસ્મ થાય છે. તેમ જ વિદ્વાનનાં સર્વ પાપો જલદીથી બળી ભસ્મ થાય છે." કર્મના ક્ષય સંબંધી બીજી શ્રુતિમાં પણ કહ્યું છે. જેમકે, " भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशया.।क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे (મું૦ ૨,૨,૮) જ્યારે પરરૂપ તથા અવરરૂપ પુરૂષનું દર્શન કરવામાં આવે છે અર્થાત્ બ્રહ્મનો પૂર્ણપણે સાક્ષાત્કાર થાય છે ત્યારે મનુષ્યના અંતઃકરણનાં સર્વ બંધનોનો નાશ થાય છે, અર્થાત્ દેહાદિકમાં આત્મત્વબુદ્ધિનો નાશ થાય છે, સર્વ સંશયો જતા રહે છે તથા તેનાં સર્વ કર્મોનો અર્થાત્ સંચિત તથા આગામીરૂપ કર્મનો નાશ થઈ જાય છે."

શિષ્યઃ–કર્મનાં ફળને ભોગવ્યા વિના કર્મના ક્ષયની કલ્પના કરવાનું જે કહ્યું છે, તેથી શાસ્ત્ર મિથ્યા થવું જોઇએ.

ગુરુઃ–આ દોષ નથી. કારણ કે અમે એમ નથી કહેતા કે, કર્મને ફળ આપવાની શક્તિ નથી. કર્મને ફળ આપવાની શક્તિ તો છે જ. પણ આ શક્તિનો વિદ્યા આદિ અન્ય કારણને લીધે નાશ થાય છે, એમ અમે કહીએ છીએ. કર્મની શક્તિનું અસ્તિત્વ જ્યાંસુધી છે, ત્યાંસુધી શાસ્ત્રની પ્રવૃત્તિ છે. પણ પ્રતિબંધ કે અપ્રતિબંધ થવાના સંબંધમાં શાસ્ત્રની પ્રવૃત્તિ નથી. "न हि कर्म क्षीयते કર્મનો ક્ષય નથી." આ સ્મૃતિ કર્મના ઉત્સર્ગનું નિરૂપણ કરે છે. જેમકે ભોગવિના કર્મનો ક્ષય થતો નથી. કારણ કે ભોગ એ કર્મનું પ્રયોજન છે. પ્રાયશ્ચિત્ત આદિથી પાપનો ક્ષય ઇષ્ટ છે જ. જેમકે " सर्वे पाप्मान तरति સર્વ પાપને તરી જાય છે." "तरति ब्रह्महत्या

ગોઽશ્વમેધેન યજતે ય ઉ ચૈનમેવ વેદ અર્થઃ—જે અશ્વમેધ યજ્ઞ કરે છે તથા જે આને જાણે છે, તે બ્રહ્મહત્યાના પાપને તરી જાય છે." ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિ એમ પ્રતિપાદન કરે છે કે, પ્રાયશ્ચિત્તથી પાપનો નાશ થાય છે.

શિષ્યઃ—પણ પ્રાયશ્ચિત્તો નૈમિત્તિકરૂપે થશે, તેનું કેમ ?

ગુરુઃ—તે માનવું ખોટું છે. કારણ કે જ્યારે દોષ ઉત્પન્ન થાય છે, તેથી શાસ્ત્રને વિશે પ્રેરણા થાય છે. આ પ્રમાણે પ્રેરણા થનારાને પોતાના દોષનો નાશ થવો, એ ફળની ઉત્પત્તિ છે, પણ બીજા કશા ફળની તેમાં ઉત્પત્તિ નથી.

શિષ્યઃ—બીજું મેં પૂર્વે આપને એમ કહ્યું છે કે, જેમ પ્રાયશ્ચિત્ત છે, તેમ પાપના નાશને માટે વિદ્યાનું વિધાન નથી, તેના સંબંધી આપ શું ખુલાસો કરો છો ?

ગુરુ—સગુણ વિદ્યાના સંબંધમાં આ રીતનું વિધાન છે. આ સગુણવિદ્યાના સંબંધમાં શ્રુતિમા એમ કહ્યું છે કે, જેને સગુણ વિદ્યા પ્રાપ્ત થયેલી છે, તેને ઐશ્વર્યની પ્રાપ્તિ થાયછે, તેમ જ તેના પાપનો નાશ થાય છે. આ રીતે એ પ્રકારના ફળની પ્રાપ્તિ થવાનું નિરૂપણ છે. માટે પાપના નાશપૂર્વક એશ્વર્યની પ્રાપ્તિ, એ સગુણ વિદ્યાનું ફળ છે, એમ નિશ્ચય થાય છે. હવે નિર્ગુણ વિદ્યા સંબંધી સાંભળ. જો કે તેના સંબંધી વિધાન નથી, છતાં આત્મા કર્તાપણાથી રહિત છે, આ રીતનું જ્ઞાન થવાથી કર્મના નાશની સિદ્ધિ થાય છે. વળી શ્રુતિ એમ દર્શાવે છે કે, બ્રહ્મજ્ઞાનીને ભવિષ્યના કર્મમાં પણ કર્તાપણાનો અભાવ છે, એ જ તેને પાપના સ્પર્શનો અભાવ છે. જો કે અતિક્રમણ કરાયલાં પાપોમાં મિથ્યાજ્ઞાનને લીધે જાણે કર્તાપણું પ્રાપ્ત થતું હોય, એવો ભ્રમ થાય છે, પણ વિદ્યાના બળને લીધે મિથ્યાજ્ઞાનની જ્યારે નિવૃત્તિ થાય છે ત્યારે તે પાપો પણ લયને પામે છે; તથા આ જ પૂર્વના પાપનો વિનાશ છે. પૂર્વે પ્રાપ્ત થયેલો તથા ભોક્તાપણાથી રહિત, તેમ જ ત્રણે કાળમાં પણ કર્તા તથા ભોક્તાપણાના સ્વરૂપથી રહિત બ્રહ્મરૂપે હું પોતે છું, આથી પહેલાં પણ હું કર્તા ભોક્તારૂપે ન હતો, વર્તમાનકાળમાં હું કર્તા ભોક્તારૂપે નથી તથા ભવિષ્યમાં હું કર્તા ભોક્તારૂપે થઈશ નહિ, આ રીતે બ્રહ્મજ્ઞાની જાણે છે. આ જ રીતે મોક્ષની પ્રાપ્તિ છે. જો તેમ ન હોય તો અનાદિ કાળથી પ્રવૃત્ત થયેલાં કર્મના નાશનો અભાવ થવાથી મોક્ષનો પણ અભાવ થવો જોઈએ. જેમ કર્મનાં ફળ હોય છે, તેની માફક દેશ તથા કાળના નિમિત્તવાળો મોક્ષ હોય, એ સંભવતું નથી. કારણ કે તેમ હોય તો મોક્ષ અનિત્ય થાય. કારણ કે જ્ઞાનનું ફળ પરોક્ષ હોય, એમ બનતું નથી, અર્થાત્ પ્રત્યક્ષ છે. માટે બ્રહ્મની પ્રાપ્તિ થવા પછી પાપનો ક્ષય થાય છે, એમ સિદ્ધ છે. (૧૩)

શિષ્યઃ—વારૂ, પાપનું જીવન્મુક્તને લેપન હોતું નથી, એમ આપે કહ્યું, પણ પુણ્યના સંબંધમાં કેમ ?

ગુરુઃ—જેમ પાપનો અસ્પર્શ તથા વિનાશ છે, તેમ બ્રહ્મજ્ઞાનીને પોતાના પુણ્યનો પણ અસ્પર્શ તથા વિનાશ છે. આ જ હેતુથી ૧૪મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૧૦ મું-સૂત્ર ૧૪ મું. જીવન્મુક્તને પુણ્યનો અભાવ.

**इतरस्याप्येवमश्लेषः पाते तु ॥ १४ ॥**

સૂત્રાર્થઃ-આ જ રીતે જીવનમુક્તાવસ્થાવાળાને પુણ્યનો પણ અસ્પર્શ તથા નાશ હોય છે. તેના દેહનો પાત થવા પછી તેને મુક્તિ જ શેષ હોય છે. (૧૪)

ટીકાઃ-શિષ્યઃ-પૂર્વના અધિકરણમાં બંધનના કારણરૂપ સ્વાભાવિક પાપનો અસ્પર્શ તથા વિનાશ, જ્ઞાનને લીધે થાય છે, એમ આપે શાસ્ત્રના વ્યપદેશવડે પ્રતિપાદન કર્યું. પણ ધર્મ તો શાસ્ત્રમાં નિરૂપણ કરેલો છે. માટે પુણ્યનો, શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા પુણ્ય સાથે, વિરોધ હોતો નથી. માટે પુણ્યના ફળનો ઉપભોગ હોવો જોઇએ તથા પાપનો ક્ષય જ્ઞાનવડે હોવો જોઇએ, એમ માનીએ તો કેમ ?

ગુરુઃ-આનું નિરાકરણ કરવા માટે જ પૂર્વના અધિકરણનો વિસ્તાર આ અધિકરણમાં કર્યો છે. પાપથી ભિન્ન પુણ્ય કર્મનો પણ પાપની માફક જ્ઞાનીને સ્પર્શ હોતો નથી તથા નાશ હોય છે.

શિષ્યઃ-તે કેવી રીતે બને ?

ગુરુ-તેમ ન હોય તો પુણ્ય પણ પોતાના ફળના હેતુરૂપે થઇ, જ્ઞાનના ફળને વિશે અટકાવ નાંખે. આથી શ્રુતિમાં કહ્યુ છે કે, " उभे उ हैवैष एते तरति (બૃ૦૪,૪,૨) બ્રહ્મવેત્તા પાપાત્મક તથા પુણ્યાત્મક સર્વ કર્મોને તરી જાય છે. " આ શ્રુતિથી એમ સિદ્ધ થાય છે કે, દુષ્કૃતની માફક પુણ્યનો પણ નાશ થાય છે, આત્મા કર્તાપણાથી રહિત છે, આ રીતનું જ્ઞાન થવા પછી કર્મનો જે ક્ષય થાય છે, તેને વિષે પુણ્ય તથા પાપ બેઉ સરખાં છે. આથી શ્રુતિમાં સામાન્ય રીતે કહ્યું છે કે, "क्षीयन्ते चास्य कर्माणि (મુ૦ ૨,૨,૮) જીવન્મુક્તનાં સર્વ કર્મોનો ક્ષય થાય છે." માટે જ્યાં કેવળ પાપ શબ્દનું નિરૂપણ છે, ત્યાં પુણ્યનું પણ નિરૂપણ છે, એમ કલ્પના કરવી. કારણ કે જ્ઞાનનું ફળ જે મોક્ષ છે, તેથી પુણ્ય પણ ઉતરતું છે. શ્રુતિમાં તો પુણ્યને વિષે પણ પાપ શબ્દ છે. જેમકે, "नैनं सेतुमहोरात्रे तरतः (છા૦ ૮,૪,૧) આ સેતુને દિવસ તેમ જ રાત્રી તરી શકવા સમર્થ નથી." આ પ્રમાણે પાપવડે પુણ્યનું પણ ગ્રહણ કર્યું છે તથા નીચેની શ્રુતિથી સામાન્યપણે પુણ્યવડે પાપ શબ્દનો પણ પ્રયોગ છે. જેમકે, "सर्वे पाप्मानोऽतो निवर्तन्ते આત્મારૂપ સેતુથી સર્વ પાપો નિવૃત્ત થાય છે." મૂળ સૂત્રમાં पातेतु એમ तु શબ્દનો પ્રયોગ નિશ્ચયના અર્થમાં છે. આ રીતે બંધના કારણરૂપ ધર્મ તથા અધર્મનો અસ્પર્શ તથા વિનાશ વિદ્યાના જોરથી થાય છે. તેથી આત્મસાક્ષાત્કારવાળાના શરીરનો જ્યારે પાત થાય છે ત્યારે તેને અવશ્ય કરી મુક્તિ થાય છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું. (૧૪)

શિષ્યઃ-જે કર્મને પુણ્ય તથા પાપરૂપ ફળ બાઝેલું છે, તેના નાશ સંબંધી આપે પૂર્વના બે અધિકરણવડે નિરૂપણ

કર્યું, પણ જે કર્મનું ફળ પાક્યું નથી, તેવા કર્મની શી ગતિ, તે આપ કહેશો.

ગુરુઃ-જ્ઞાનની પ્રાપ્તિથી અપક્વ ફળવાળાં કર્મનો પણ ક્ષય થાય છે. આ કર્મની અવધિ દેહનો પાત થવા સૂધી હોય છે. આથી જ ૧૫મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૧ મું-સૂત્ર ૧૫ મું.

## અપક્વ ફળવાળાં કર્મોનું શું ?

अनारब्धकार्ये एव तु पूर्वे तदवधे. ॥ १५ ॥

સૂત્રાર્થઃ-દેહના પતન થવા સૂધી જ કર્મ રહેલાં હોવાથી અપક્વ ફળવાળાં કર્મનો પણ જ્ઞાનના પ્રાદુર્ભાવથી નાશ થાય છે. (૧૫)

ટીકાઃ-શિષ્યઃ-પૂર્વના અધિકરણોમાં જ્ઞાનને લીધે પુણ્ય તથા પાપનો ક્ષય થાય છે, એમ આપે સમજાવ્યું. પણ પક્વ ફળવાળાં કર્મોનો તેમ જ અપક્વ ફળવાળાં કર્મોનો સામાન્ય રીતે શું ક્ષય થાય છે કે વિશેષે કરી અપક્વ ફળવાળાં કર્મનો જ ક્ષય થાય છે, તે સંબંધી આપ મને ઉપદેશ આપશો. તેમાં "उभे उ हैवैष एते तरति (બૃ૦ ૪,૪,૨૨) બ્રહ્મવેત્તા પુણ્ય તથા પાપલક્ષણવાળા કર્મોને તરે છે." ઇત્યાદિ શ્રુતિઓમાં સામાન્ય પ્રકારનું વર્ણન હોવાથી સામાન્ય રીતે જ નાશ કહ્યો છે. તે તો બધું ઠીક છે. પણ અપક્વ પુણ્યવાળા કર્મના સંબંધમાં કેવી રીતે જાણવું ? જેના ફળની પ્રવૃત્તિ થઇ નથી તથા જે પૂર્વના જન્મમાં એકઠાં થયેલાં છે, વળી આ જન્મમાં પણ જ્ઞાનની ઉત્પત્તિ થવા પહેલાં સંચિત થયેલાં છે, આવાં પુણ્ય તથા પાપો જ્ઞાનની પ્રાપ્તિથી ક્ષયને પામે છે, પણ આરબ્ધ કાર્ય, કે જેનું ફળ થોડું ઘણું ભોગવાયલું છે, તથા જે ફળવડે બ્રહ્મજ્ઞાનના આશ્રયરૂપ આ જન્મની પ્રાપ્તિ થઇ છે, તે કર્મ ક્ષીણ થતું નથી.

ગુરુઃ-આ પાપનો ક્ષય કેમ થતો નથી ? શ્રુતિમાં પણ કહ્યું છે કે, "तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये (છાં૦ ૬,૧૪,૨) આચાર્યવાન્ બ્રહ્મનિષ્ઠની સ્થિતિ જ્યાંસૂધી દેહનો નાશ નથી થતો ત્યાંસૂધી હોય છે. પણ દેહનો પાત થાય કે, તરત જ વિદેહમુક્ત થાય છે." આ રીતે ક્ષયની પ્રાપ્તિનો અવધિ શરીરના પડવા પછી છે. કારણ કે તેમ ન હોય તો જ્ઞાનવડે જ્યારે સર્વ કર્મનો ક્ષય થાય છે ત્યારે દેહની સ્થિતિના હેતુરૂપ કર્મ નહિ હોવાને લીધે જ્ઞાનપ્રાપ્તિ થવાની સાથે જ તરત મોક્ષનો ઉપભોગ કરે, પણ શરીરના પતન થવા સૂધીનો વિલંબ રહે નહિ.

શિષ્યઃ-આત્મા અકર્તા છે, આ રીતના જ્ઞાનના બળથી જ સર્વ કર્મનો જ્યારે ક્ષય થાય છે, તો પછી કેટલાંક કર્મનો ક્ષય થાય છે તથા કેટલાંકનો નથી થતો, એમ માનવું યોગ્ય નથી. જો અગ્નિ તથા બીજનો સમાગમ એક સરખો બધા સાથે હોય તો પછી કેટલાંક બીજની શક્તિ ક્ષીણ થાય તથા કેટલાંકની ન થાય, એમ માનવું શક્ય નથી.

ગુરુઃ-આના જ સંબંધમાં કહ્યું છે. આરબ્ધ કર્મવાળા કર્માશ્રયનો આશ્રય કર્યા વિના જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી.

આ રીતે કર્માશ્રયનો આશ્રય રહેલો છે, તેથી જેમ કુભારનો ચાકડો કે જેનો વેગ પ્રવૃત્તિને પામેલો છે, તેનો પ્રતિબધ વચમાં જ સભવતો નથી પણ વેગનો ક્ષય થાય ત્યા સૂધી રાહ જોવાની હોય છે આત્મા કર્તાથી રહિત છે, આ રીતનુ જ્ઞાન પણ મિથ્યા જ્ઞાનનો બાધ કરી કર્મનો નાશ કરે છે બાધ પામેલુ મિથ્યા જ્ઞાન પણ જેમ બે ચંદ્રનુ જ્ઞાન કેટલોક સમય રહે છે, તેમ કેટલાક સમય પર્યંત સસ્કારને લીધે રહે છે વળી બ્રહ્મજ્ઞાની કેટલો સમય શરીર ધારણ કરે છે કે નથી કરતો, તે સબધી વાદ કરવો યોગ્ય નથી કારણ કે એક મનુષ્યને પોતાના હૃદયને વિશે બ્રહ્મજ્ઞાનની પ્રતીતિ થાય તથા તે મનુષ્ય દેહ ધારણ કરે, તેનો અન્ય મનુષ્ય આક્ષેપ કેવી રીતે કરી શકે? સ્મૃતિ તથા શ્રુતિમા સ્થિતપ્રજ્ઞનુ જે વર્ણન આપ્યુ છે, તેથી આ જ પ્રકાર સિદ્ધ થાય છે આથી નિર્ણય થાય છે કે, આરભ નહિ કરેલા કાર્યવાળા પુણ્ય તથા પાપનો નાશ વિદ્યાના બળથી થાય છે (૧૫)

શિષ્ય –હે ભગવન્! અગ્નિહોત્રાદિ ર્મનુ પ્રયોજન સ્વર્ગ જ છે, કે બીજુ ?

ગુરુ –અગ્નિહોત્રાદિ કર્મ પણ બ્રહ્મ ાનની પ્રાપ્તિ માટે જ છે શ્રુતિ પણ । જ પ્રમાણે પ્રતિપાદન કરે છે આથી જ .૯ મા સૂત્રમા કહ્યુ છે કે,–



## અધિકરણ ૧૨ મુ–સૂત્ર ૧૬ મું.

## અગ્નિહોત્રાદિ જ્ઞાનના સાધનરૂપે.

अग्निहोत्रादि तु तत्कार्यायैव तद्दर्शनात् ॥ १६ ॥

સૂત્રાર્થ –વળી અગ્નિહોત્રાદિ પણ જ્ઞાનના કાર્ય માટે અર્થાત્ મોક્ષને માટે છે કારણ કે શ્રુતિમા તે પ્રમાણેનુ નિરૂપણ છે (૧૬)

ટીકા–શિષ્ય –પુણ્યના સ્પર્શનો અભાવ તથા નાશ થાય છે, તેની સાથે પાપની પણ તે જ સ્થિતિ થાય છે, આ રીતે કહ્યુ છે આ પ્રમાણેનુ જે વચન છે તે સઘળા પુણ્યસબધી જાણવુ કે કેમ, તે આપ મને સમજાવશો? મને શકા એ થાય છે કે, અગ્નિહોત્રાદિ પુણ્ય સબધી શી વ્યવસ્થા જાણવી?

ગુરુ –અહી મૂળ સૂત્રમા જે તુ શબ્દ વાપર્યો છે, તે શકા ટાળવા માટે જ છે વૈદિક તથા અગ્નિહોત્રાદિ જે વૈદિક કર્મ છે, તે જ્ઞાનના કાર્યને માટે જ છે અર્થાત્ જ્ઞાનનુ જે કાર્ય છે, તે જ કાર્ય અગ્નિહોત્રાદિનુ છે.

શિષ્ય –આમ કેવી રીતે થઇ શકે?

ગુરુ –શ્રુતિમા કહ્યુ છે કે, "तमेत वेदानुवचनन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानन (બૃ૦ ૪,૪,૨૨) વેદના વચન પ્રમાણે બ્રાહ્મણો યજ્ઞવડે તથા દાનવડે તેને જાણવાની ઇચ્છા રાખે છે." આ રીતે પ્રતિપાદન કર્યું છે

વવાળાં છે, એમ નિશ્ચય થાય છે. તેથી મને આ રીતની શંકા થાય છે. આમાથી કયું કર્મ એકતાને પામે છે ?

ગુરુ:-વિદ્યાયુક્ત અગ્નિહોત્રાદિ કર્મ આત્મવિદ્યાના કારણરૂપે થાય છે, પણ વિદ્યાથી રહિત કર્મ તેમ થતુ નથી કારણ કે વિદ્યાથી રહિત કર્મ કરતા વિદ્યાથી યુક્ત કર્મ વિશેષ પ્રભાવવાળું છે જેમકે "यदहरेव जुहोति तदह. पुनर्मृत्युमपजयत्येव विद्वान् (બૃ૦ ૧,૫,૨) જે મનુષ્ય આ રીતે જાણે છે, તે જે દિવસથી આ રીતે હોમ કરેછે, તે દિવસથી જ પુન: મૃત્યુનું અતિક્રમણ કરી શકશે." આ શ્રુતિવચનોથી એમ સિદ્ધ થાય છે. વળી સ્મૃતિઓમા પણ કહ્યું છે કે, "बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्ध प्रहास्यसि (ગી૦૨,૩૯) दूरेण ह्यवर कर्म बुद्धियोगाद्धनजय (ગી૦૨,૪૯) યોગ વિષય બુદ્ધિથી યુક્ત થવાથી, હે પાર્થ ! તું કર્મના બધનને તોડી શકીશ ઇશ્વરના આરાધન માટે કરવામાં આવેલું કર્મ કરતાં ફળના ઉદ્દેશે કરી કરવામાં આવતુ કર્મ ઉતરતું છે." આ રીતે હોવાથી જ એમ પ્રતિપાદન થાય છે કે, જે કાંઇ વિદ્યાયુક્ત થાય છે, તે એકતાને પામે છે આ જ ખરૂં છે કે, વિદ્યાયુક્ત અગ્નિહોત્રાદિ કર્મ, વિદ્યાવિહીન અગ્નિહોત્રાદિ કર્મ કરતાં શ્રેષ્ઠ છે. દાખલા તરીકે વિદ્યાથી રહિત બ્રાહ્મણના કરતાં વિદ્યાવાન્ શ્રેષ્ઠ છે તેમ છતાં વિદ્યારહિત અગ્નિહોત્રાદિ કર્મ તદ્દન અનપેક્ષાવાળું નથી.

શિષ્ય:-આપ આમ કેમ કહો છો ?

ગુરુ -શ્રુતિમાં સામાન્ય રીતે વિદ્યાના હેતુરૂપે અગ્નિહોત્રાદિ કહેલું છે. જેમકે, "तमेतमात्मान यज्ञेन विविदिषन्ति ઉપનિષદ-ગમ્ય આત્માને યજ્ઞવડે તે જાણવાની ઇચ્છા રાખે છે."

શિષ્ય:-વિદ્યાયુક્ત અગ્નિહોત્રાદિ કર્મ વિદ્યારહિત અગ્નિહોત્રાદિ કર્મ કરતાં શ્રેષ્ઠ છે, એમ શ્રુતિથી નિશ્ચય થાય છે. માટે વિદ્યારહિત અગ્નિહોત્રાદિ કર્મ આત્મ-વિદ્યાના હેતુરૂપે નથી, એમ થવું જોઇએ.

ગુરુ-ના, તેમ નથી. વિદ્યાના સહાયક-રૂપ અગ્નિહોત્રાદિ વિદ્યાના યોગને લીધે વધારે બળવાન્ હોયછે. માટે આત્મજ્ઞાનના કારણરૂપે થવાથી તે કર્મ કંઇએક ઉત્કૃષ્ટ થશે. પણ વિદ્યાવિહીન કર્મની કલ્પના તેવા ઉત્કૃષ્ટ પ્રકારે થશે નહિ. છતાં "यज्ञेन विविदिषन्ति યજ્ઞવડે જાણવાની ઇચ્છા રાખે છે." આ રીતે સામાન્ય રીતે આ-ત્મજ્ઞાનના કારણરૂપે અગ્નિહોત્રાદિ કર્મ કહેવાયલું છે; તેથી વિદ્યારહિત અગ્નિ-હોત્રાદિ વિદ્યાના અગરૂપે નથી, એમ કહેવું શકય નથી. વળી શ્રુતિમાં પણ કહ્યુ છે કે, "यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तर भवति (છા૦ ૧, ૧, ૧૦) વિદ્યાથી યુકત થઇ તેમ જ શ્રદ્ધા તથા યોગથી યુકત થઇ, જે કાંઈ કર્મ કરે છે તે વધારે બળવાન્ થાય છે." આ રીતે વિદ્યાયુક્ત અગ્નિહોત્રાદિ કર્મ વધારે બળવાન્ છે, એમ કહી પોતાના કાર્યપ્રતિ કંઇએક અતિશયતા દર્શાવે છે. પણ વિદ્યાથી રહિત જે કર્મ છે, તેનું પણ તે જ પ્રયોજન હોવાથી તે બળવાન્ છે, એમ શ્રુતિ દર્શાવે છે. અહીં બળવાન્‌પણું

કહેવાવડે એમ કહેવાય છે કે, તેનામાં પોતાનું પ્રયોજન સાધવાની શક્તિ છે. માટે વિદ્યાયુક્ત અગ્નિહોત્રાદિ નિત્ય કર્મ તેમ જ વિદ્યારહિત કર્મ, એમ બેઉ પ્રકારનાં કર્મ મુમુક્ષુને મોક્ષરૂપી પ્રયોજનનાં ઉદ્દેશવાળાં છે. આ કર્મ આ જન્મમાં અથવા અન્ય જન્મમાં જ્ઞાનની ઉત્પત્તિ પહેલાં કરવામાં આવેલાં હોય છે. છતાં આ સર્વ કર્મોમાં જેને વિશે જેટલું સામર્થ્ય હોય, તે પ્રમાણે બ્રહ્મજ્ઞાનને અટકાવ કરનારા પાપના નાશના કારણરૂપે થાય છે તથા આ રીતે બ્રહ્મપ્રાપ્તિના કારણરૂપે થાય છે. તેમ જ આ સર્વ કર્મો શ્રવણ, મનન, શ્રદ્ધા તથા તાત્પર્ય આદિ અંતરંગ કારણની અપેક્ષાને લઇ બ્રહ્મવિદ્યાની સાથે એક કાર્યપણાને પામે છે. (૧૮)

શિષ્યઃ—પુણ્ય તથા પાપરૂપ આરબ્ધ કાર્યનો ઉપભોગ કર્યા પછી જીવન્મુક્તને કેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે?

ગુરૂ—ઉપભોગ પછી કર્મનો ક્ષય થવે તે બ્રહ્મની સાથે એકતાને પામે છે. આ જ હેતુથી ૧૯ મા સૂત્રમાં કહ્યું છે કે,—

## અધિકરણ ૧૪ મું—સૂત્ર ૧૯ મું.

## જીવન્મુક્તને બ્રહ્મની પ્રાપ્તિ.

भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते ॥ १९ ॥

સૂત્રાર્થ—જીવન્મુક્ત આરબ્ધ કાર્યના પુણ્ય તથા પાપનો ભોગવડે નાશ કરી, બ્રહ્મસંપન્ન થાય છે. (૧૯)

ટીકા ગુરૂ—અનારબ્ધ કાર્યવાળા પુણ્ય તથા પાપનો ક્ષય વિદ્યાના યોગવડે થાય છે, એમ કહ્યું. વળી બીજાં પુણ્ય તથા પાપરૂપ આરબ્ધ કાર્યનો ઉપભોગવડે નાશ થયા પછી, જીવન્મુક્ત બ્રહ્મની સાથે જોડાય છે. જેમકે, "तस्यता वदेव चिर यावन्न विमोक्ष्येऽथ सपत्स्ये (છાં૦ ૬,૧૪,૨) ब्रह्मैव सन्ब्रह्माप्येति અર્થ—અવિદ્યાના બંધનમાંથી મુક્ત આચાર્યવાન્ બ્રહ્મનિષ્ઠની સ્થિતિ, જ્યાસૂધી દેહનો નાશ નથી થતો, ત્યાંસૂધી હોય છે પણ દેહનો પાત થાય કે, તરત વિદેહ મુક્ત થાય છે બ્રહ્મરૂપે થઇ બ્રહ્મમાં લીન પામે છે." ઇત્યાદિ શ્રુતિના વચનથી સિદ્ધ થાય છે.

શિષ્યઃ—જો કે સમ્યક્દર્શન થાય છે, પણ જેમ દેહના પાતની પૂર્વે ભેદનું દર્શન, જેમ બે ચંદ્ર જોવામા આવે છે, તે રીતે રહેલું હોય છે, તે પાછળથી પણ તેની સાથે જોડાયલું જ રહેશે.

ગુરુ—ના, કારણ કે ભેદના કારણનો અભાવ હોય છે. જેવી રીતે ઉપભોગનો ક્ષય કરવો. આ રીતે અનુવૃત્તિનું કારણ હોય છે, તેવું કારણ પાછળથી હોતું નથી.

શિષ્ય—અન્ય કર્માશય નવા ભોગને ઉત્પન્ન કરશે, તેનું કેમ?

ગુરુ—તેમ થશે નહિ કારણ કે બીજ બળી ગયું હોય, તો પછી ભોગ કયાથી થાય? મિથ્યા જ્ઞાનના આધાર વાળું અન્ય કર્મ દેહના પાતમા અન્ય ઉપભોગ ઉત્પન્ન કરે છે. પણ તે મિથ્યા જ્ઞાન તો બળી ગયું હોય છે, માટે આરબ્ધ કાર્યનો ક્ષય થવે, વિદ્વાનને મોક્ષ અવશ્ય થાય છે, એ જ યોગ્ય છે.

इति श्रीमच्छंकरभगवत्पूज्यपादकृतौ शारीरकमीमांसाभाष्ये चन्द्रशंकरात्मजछोटालालशर्मणा कृते गुर्जरगिराभाष्यानुवादे चतुर्थाध्यायस्य प्रथम. पाद. ॥ १ ॥

# ચતુર્થઅધ્યાય--દ્વિતીયપાદ.

## ઉત્ક્રાંતિ નિરૂપણ.

## भूमिका.

શિષ્ય –મનુષ્યની જ્યારે ઉત્ક્રાતિ થાય છે ત્યારે વાણીની વૃત્તિનો શાને વિશે લય થાય છે ?

ગુરુ –જ્યારે મનુષ્યનુ ઉત્ક્રમણ થાય છે ત્યારે વાણીની વૃત્તિ મનવિશે લય પામે છે આ વાત પ્રત્યક્ષ પણ છે તથા શ્રુતિ પણ તેમ જ પ્રતિપાદન કરે છે આથી જ દ્વિતીય પાદના ૧ લા સૂત્રમા કહ્યુ છે કે,–

### અધિકરણ ૧ લું–સૂત્ર ૧ લું.

### વાણીનો મનમાં લય.

वाङ्मनसि दर्शनाच्छब्दाच्च ॥ १ ॥

સૂત્રાર્થ –વાણી વૃત્તિનો મનવિશે લય થાય છે કારણ કે આ બાબત પ્રત્યક્ષ જોવામા આવે છે તથા શ્રુતિ પણ તે જ પ્રમાણે કહે છે. (૧)

ટીકા –શિષ્ય –અપરા વિદ્યામા ફળની પ્રાપ્તિ માટે દેવયાન નામના માર્ગને વિશે જવાની મનુષ્ય ઇચ્છા રાખે છે માટે શાસ્ત્રને અનુસારે ઉત્ક્રાતિનો ક્રમ જે હોય, તે મને કહેશો વળી શાસ્ત્રમા તો વિદ્વાનની તથા અવિદ્વાનની ઉત્ક્રાતિ એક સરખી કહેલી છે મરણના સબધી નીચે પ્રમાણે શ્રુતિ છે જેમકે, 'अस्य सोम्य पुरुषस्य प्रयतो वाङ् मनसि सपद्यते मन प्राणे प्राणस्तेजसि तेज परस्या देवतायाम् ॥ (છા૦ ૬,૮,૬) જ્યારે મનુષ્ય જીવિતરહિત થાય છે ત્યારે તેની વાણી મનવિશે લય પામે છે, મન પ્રાણવિશે લય પામે છે, પ્રાણ તેજમા લય પામે છે તથા તેજનો લય પરબ્રહ્મમા થાય છે" હવે મને આ સ્થળે શકા એ થાય છે કે, વૃત્તિવાળી વાણીનો જ મન વિશે લય થાય છે કે વાણીની વૃત્તિનો લય થાય છે ? મારૂ માનવુ તો એમ છે કે વાણી જ મનને વિશે લય પામે છે વળી શ્રુતિ પણ તેમ જ પ્રતિપાદન કરે છે જો તેમ ન હોય તો લક્ષણાવૃત્તિ હોવી જોઇએ જ્યા શ્રુતિ તથા લક્ષણા એનો વિષય હોય ત્યા શ્રુતિ ગ્રહણ કરવી, પણ લક્ષણા નહિ માટે વાણીનો જ મનવિશે ગલય છે

ગુરુ –આ બાબતમા હુ કહુ, તે આ ભગ વાણીની વૃત્તિનો મનનેવિશે લય થાય છે

શિષ્ય –જ્યારે આચાર્ય વ્યાસ ભગવાન્ જ वाङ् मनसि એમ કહે છે, તો પછી

વાણીની વૃત્તિનો લય છે, એમ આપ કેમ કહો છો ?

ગુરુઃ–તારૂં કહેવું ખરૂં છે. પણ તે બાબત હવે પછી "अविभागो वचनात् (બ્ર૦ સૂ૦૪,૨,૧૬) આ સૂત્રવડે કહેવામાં આવશે. માટે આ સ્થળે તો માત્ર વૃત્તિના જ લયનું નિરૂપણ છે, એમ જાણવું. અર્થાત્ જ્યારે મનોવૃત્તિની સ્થિતિ હોય છે ત્યારે પ્રથમ વાણીની વૃત્તિ ઉપસંહારને પામે છે.

શિષ્યઃ–આમ કેવી રીતે બને ?

ગુરુઃ–આ રીતે અત્યક્ષ જોવામાં આવે છે. જ્યારે મનોવૃત્તિ વિદ્યમાન હોય છે ત્યારે વાણીની વૃત્તિનો પ્રથમ ઉપસંહાર જોવામાં આવે છે. વૃત્તિવાળી વાણીનો મનનેવિશે ઉપસંહાર કોઇથી જોઇ શકાતો નથી.

શિષ્યઃ–શ્રુતિના પ્રમાણથી વાણીનો જ મનનેવિશે લય કહેવો યોગ્ય છે.

ગુરૂઃ–ના; મન વાણીની પ્રકૃતિ નથી. જેમ શરાવ અર્થાત્ કોડીઆનો લય મૃત્તિકામાં થાય છે તેમ જેની જેમાંથી ઉત્પત્તિ હોય છે, તેનો લય તેમાં થાયછે મનમાંથી વાણી ઉત્પન્ન થાય છે, એવું કેયે પ્રમાણ નથી. વળી વૃત્તિનો ઉદ્ભવ તથા અભિભવ તો અપ્રકૃત પદાર્થમાં પણ હોય છે. જેમકે, પૃથ્વી સ્વરૂપ કાષ્ઠમાંથી તેજ સ્વરૂપ અગ્નિવૃત્તિનો ઉદ્ભવ થાય છે તથા જળમાં તે અગ્નિનું ઉપશમન થાય છે.

શિષ્ય–ત્યારે વાણી મનનેવિશે લય પામે છે, એમ શ્રુતિમાં કેમ કહ્યું છે ?

ગુરૂઃ–આથી જ મૂળ સૂત્રમાં शब्दात्, એમ કહ્યું છે. (વાણીનો અર્થ કેવળ ઉક્તિ અર્થાત્ અવકાશયુક્ત થાય છે). અર્થાત્ વૃત્તિ તેમજ વૃત્તિવાળા પદાર્થમાં અભેદ હોય છે. માટે શબ્દના તાત્પર્યથી પણ વૃત્તિનું જ ગ્રહણ થઇ શકે છે. (૧)

શિષ્યઃ–વાણીની વૃત્તિ મનવિશે લય પામે છે, તેમ બીજું શું.મનવિશે લય પામે છે ?

ગુરૂ–બધી ઇન્દ્રિયો પણ મનવિશે લય પામે છે. આજ બાબત ૨ જા સૂત્રમાં કહી છે. જેમકે;–

## અધિકરણ ૧ લું–સૂત્ર ૨ જું.
## સર્વ ઇન્દ્રિયોનો મનવિશે લય.

अत एव सर्वाण्यनु ॥ २ ॥

સૂત્રાર્થઃ–આથી જ એમ કહેવાય છે કે, સર્વ ઇન્દ્રિયો મનની પાછળ જાય છે અર્થાત્ મનમાં લય પામે છે. (૨)

ટીકા–ગુરૂઃ–શ્રુતિમાં કહ્યું છે કે, "तस्मादुपशान्ततेजाः पुनर्भवमिन्द्रियैर्मनसि सपद्यमानैः (પ્રશ્ન૦૩,૯) અર્થઃ–જ્યારે ઉદાનનું તેજ શાંતિ પામે છે ત્યારે મનુષ્ય પોતાની ઇન્દ્રિયો, જેનો પ્રવેશ મનવિશે થાય છે તે સહિત, અન્ય શરીરને પ્રાપ્ત થાય છે." આ રીતે સામાન્ય રીતે શ્રુતિમાં સઘળી ઇન્દ્રિયોનો લય મનવિશે કહેલો છે. આથી જ એમ કહેવાય છે કે, જ્યારે વૃત્તિવાળા મનની સ્થિતિ હોય છે ત્યારે વાણીની માફક ચક્ષુ આદિ ઇન્દ્રિયોની વૃત્તિનો લોપ જોવામાં આવે છે; તેથી તત્ત્વના લયનો અસંભવ હોવાથી તથા

શબ્દની ઉપપત્તિ હોવાથી, વૃત્તિદ્વારા સર્વે ઇન્દ્રિયો મનની પાછળ જાય છે અર્થાત્ મનમાં લય પામે છે, એમ કહ્યું છે. સામાન્ય રીતે તો સર્વ ઇન્દ્રિયોનો મનવિશે લય થાય છે, છતાં વાણીનું પૃથક્ ગ્રહણ કરી કહ્યું છે કે, વાણી મનમાં લય પામે છે. તેમ કરવાનું કારણ એ કે, વાણીની માફક સર્વે ઇન્દ્રિયોના સંબંધમાં પણ જાણી લેવું. (૨)

શિષ્ય:-આપે સર્વ ઇન્દ્રિયોનો લય મનવિશે કહ્યો પણ મન શાનેવિશે લય પામે છે ?

ગુરુ:-મનનો લય પ્રાણવિશે થાય છે. આથી જ ત્રીજા સૂત્રમાં કહ્યું છે કે,-

## અધિકરણ ૨ જું-સૂત્ર ૩ જું.

### મનનો પ્રાણમાં લય.

तन्मनः प्राण उत्तरात् ॥३॥

સૂત્રાર્થ:-આ મનનો પ્રાણવિશે લય થાય છે, એમ પાછળના વાક્યથી સમજાય છે (૩)

ટીકા:-શિષ્ય:-"वाङ् मनसि सम्पद्यते (છાં૦ ૬,૮,૬) વાણીનો મનવિશે લય થાય છે." આ સ્થળે વૃત્તિના લયનું સૂચન છે, એમ તો મારી રીતે જાણ્યું. પણ તેની જ પાછળની શ્રુતિમાં એમ કહ્યું છે કે, "मनः प्राणे (છાં૦ ૬,૮,૬) મનનો પ્રાણવિશે લય થાય છે" આ સ્થળે વૃત્તિનો લય કહ્યો છે અથવા તો શું વૃત્તિવાળા પદાર્થનો લય સમજવો ? આ રીતનો મને સંશય થાય છે. મારું માનવું તો એમ છે કે, વૃત્તિવાળા પદાર્થનો જ લય છે. કારણ કે શ્રુતિનું પણ તે રીતનું પ્રમાણ છે તથા પ્રાણ એ મનની જ પ્રકૃતિ છે. જેમકે, "अन्नमयं हि सोम्य मन आपोमयः प्राण" (છાં૦ ૬,૫,૪) હે સોમ્ય ! મન અન્નમયરૂપે છે તથા પ્રાણ જળમયરૂપે છે." આ રીતે શ્રુતિ એમ પ્રતિપાદન કરે છે કે, મન અન્નમાંથી બનેલું છે તથા પ્રાણ જળમાંથી બનેલું છે. બીજું શ્રુતિમાં કહ્યું છે કે, "आपश्चान्नमसृजन्त જળે અન્નની ઉત્પત્તિ કરી." આથી જ જે મન પ્રાણનેવિશે લય પામે છે, તે અન્નરૂપે છે. આ અન્ન જળમાં લય પામે છે. કારણ કે અન્ન મનરૂપે છે તથા જળ પ્રાણરૂપે છે. આ રીતે પ્રકૃતિના જે કંઇ વિકારો છે, તે અભેદરૂપે છે.

ગુરુ:-આ જ બાબત હું કહું છું, તે સાંભળ. જેણે બાહ્ય ઇન્દ્રિયોની વૃત્તિ ગ્રહણ કરી છે, એવું મન જ વૃત્તિદ્વારા જ પ્રાણનેવિશે લય પામે છે. એમ શ્રુતિના પાછલા વચનથી જાણી લેવું. તે જ પ્રમાણે સુષુપ્તાવસ્થામાં તથા મૂર્છાવસ્થામાં જ્યારે પ્રાણની વૃત્તિની સ્થિતિ કેવળ ધડકવા માત્ર જ હોય છે, ત્યારે મનોવૃત્તિ શાંત થયેલી હોય છે એમ જણાય છે. વળી મનના સ્વરૂપનો લય પ્રાણમાં સંભવતો નથી. કારણ કે મન પ્રાણની પ્રકૃતિ નથી.

શિષ્ય:-મન પ્રાણની પ્રકૃતિરૂપે છે, એમ કહ્યું છે.

ગુરુ:-પણ તે ખરું નથી. આ રીતની પ્રણાલિકા હોય તો, મન પ્રાણની પ્રકૃતિ-

રૂપે થવાથી મનનો પ્રાણુનેવિશે લય થવો યોગ્ય નથી. તે પ્રમાણે પણ મનનો લય અન્નમાં થવો જોઇએ, અન્નનો જળવિશે લય થવો જોઇએ તથા જળવિશે પ્રાણુનો લય થવો જોઈએ. આ પક્ષમાં પણ પ્રાણુસ્વરૂપને પામેલા જળમાંથી મનની ઉત્પત્તિ થાય છે, આ સંબંધી કંઇ પ્રમાણુ નથી. માટે મનનો પ્રાણુવિશે સ્વરૂપલય નથી. વળી વૃત્તિ તથા વૃત્તિવાળા પદાર્થનો અભેદ દર્શાવ્યો છે, તેથી વૃત્તિનો લય થાય છે, એમ પણ શબ્દની કલ્પના થઇ શકે. (૩)

શિષ્યઃ–પ્રાણુનો લય શાનેવિશે થાય છે?

શુરુઃ–પ્રાણુનો લય જીવનેવિશે થાય છે. આ જ પ્રમાણે ૪થા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૪ થું.

## પ્રાણુનો જીવમાં લય.

सोऽध्यक्षे तदुपगमादिभ्यः ॥४॥

સૂત્રાર્થ–પ્રાણુનું જીવનેવિશે ઉપગમનાદિ થતું હોવાથી, પ્રાણુનો જીવનેવિશે લય થાય છે. (૪)

ટીકા.–શિષ્ય–આથી આપે એમ સિદ્ધ કરી બતાવ્યું કે, જેની જેમાંથી ઉત્પત્તિ નથી, તેનો તેનેવિશે વૃત્તિપ્રલય થાય છે, પણ સ્વરૂપપ્રલય થતો નથી. હવે શ્રુતિમાં કહ્યું છે કે, પ્રાણુનો લય તેજમાં થાય છે, તે સંબંધી હું આપને પૂછું છું. શું શ્રુતિમાં કહ્યા પ્રમાણે પ્રાણુનો તેજને વિશે જ વૃત્તિપ્રલય થાય છે અથવા તો શું દેહ તથા ઇન્દ્રિય સમૂહના અધ્યક્ષરૂપ જીવમાં પ્રાણુનો લય થાય છે? હવે શ્રુતિના સંબંધમાં શંકા કરવી એ યોગ્ય નહિ, માટે પ્રાણુનો તેજનેવિશે લય થવો જોઇએ. કારણ કે જે બાબત શ્રુતિમાં ન હોય, તેવી કલ્પના કરવી તે ઠીક નહિ.

શુરુ.–આ બાબતમાં હું કહું, તે સાંભળ પ્રાણુનો લય જીવનેવિશે થાય છે. આ પ્રકૃત પ્રાણુની સ્થિતિ અધ્યક્ષરૂપ, અવિદ્યા, કર્મ તથા પૂર્વ પ્રજ્ઞારૂપ ઉપાધિવાળા વિજ્ઞાનાત્મામાં છે. અધ્યક્ષના પ્રધાનવાળી પ્રાણુવૃત્તિ થાય છે.

શિષ્ય–તે કેવી રીતે?

શુરુઃ–પ્રાણુનું જીવપ્રતિ ઉપગમન આદિ થાય છે; તેથી પ્રાણુનો જીવમાં લય કહ્યો છે. "एवमेवेममात्मानमन्तकाले सर्वे प्राणा अभिसमायन्ति यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति (બૃ૦ ૪,૩,૩૮)તે જ રીતે મરણ સમયે અર્થાત્ જ્યારે છેવટનો શ્વાસ ચાલતો હોય છે ત્યારે વાગાદિ સર્વ ઇન્દ્રિયો આત્માને મળવા માટે જાય છે." તે જ પ્રમાણે અન્ય શ્રુતિઓમાં પણ કહ્યું છે કે, સર્વ પ્રાણો સામાન્ય રીતે અધ્યક્ષરૂપ જીવપ્રતિ જાય છે. વળી વિશેષમાં શ્રુતિ એમ કહે છે કે, "तमुत्क्रामन्त प्राणोऽनूत्क्रामति (બૃ૦૪,૪,૨) વિજ્ઞાનાત્મા ઉત્ક્રમણ કરે છે, એટલે તેની પાછળ પ્રાણુ પણ ઉત્ક્રમણ કરે છે." આ રીતે એમ સૂચવે છે કે, પાંચ વૃત્તિવાળો પ્રાણુ અધ્યક્ષપ્રતિ જાય છે. વળી અન્ય પ્રાણો મુખ્ય પ્રાણુની પાછળ જાય છે. આ રીતે શ્રુતિમાં કહ્યું છે કે, "प्राणमनूत्क्रामन्त सर्वे प्राणा अनूत्क्रामन्ति (બૃ૦ ૪,૪,૨) પ્રાણુસ્વરૂપ વિજ્ઞાનાત્માની પાછ

સર્વે પ્રાણો અનુગમન કરે છે.” “सविज्ञानो भवति આત્મા વિજ્ઞાનયુક્ત થાય છે.” આ રીતે જીવ આંતર વિજ્ઞાનવાળો છે, એમ કહેવાથી એમ સિદ્ધ થાય છે કે, જેનેવિશે સર્વ ઇન્દ્રિયોનો સમૂહ લય પામ્યો છે, એવા પ્રાણની સ્થિતિ જીવમાં થાય છે.

શિષ્ય–:“प्राणस्तेजसि પ્રાણનો લય તેજમાં થાય છે” આમ શ્રુતિમાં કહ્યું છે. તો પછી પ્રાણ અધ્યક્ષમાં લય પામે છે, એમ અધિક વસ્તુનું ગ્રહણ શા માટે આપ કરો છો ?

ગુરૂઃ–આ દોષ નથી. ઉત્ક્રમણઆદિ વ્યવહારમાં અધ્યક્ષ પ્રધાન છે. માટે અન્ય શ્રુતિમાં જે કાંઈ પ્રમાણ આપેલું હોય, તે પણ વિશેષે કરી ગ્રહણ કરવું યોગ્ય છે. (૪)

શિષ્યઃ–ત્યારે પ્રાણ તેજમાં લય પામે છે, એમ કેમ શ્રુતિમાં કહ્યું છે ?

ગુરૂઃ–પ્રાણ સહિત જીવનો લય પંચ ભૂતોમાં થાય છે. આ જ પ્રમાણે ૫ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૫ મું.

## પંચભૂતોમાં સર્વનો લય.

भूतेषु तच्छ्रुतेः ॥ ५ ॥

સૂત્રાર્થઃ–શ્રુતિ એમ પ્રતિપાદન કરે છે કે, પંચ ભૂતોમાં પ્રાણ સહિત જીવનો લય થાય છે.

ટીકાઃ–ગુરૂઃ–પ્રાણથી જોડાયલા આ અધ્યક્ષરૂપ જીવની સ્થિતિ તેજની સાથે રહેલા દેહના બીજરૂપ સૂક્ષ્મ ભૂતોમાં હોય છે, એમ જાણવું. કારણ કે પ્રાણ તેજમાં લય પામે છે, એ રીતની શ્રુતિ છે.

શિષ્યઃ–આ શ્રુતિ એમ દર્શાવે છે કે, પ્રાણની સ્થિતિ તેજનેવિશે છે, પણ પ્રાણથી અધ્યક્ષની સ્થિતિ તેજમાં નથી.

ગુરૂઃ–આ દોષ નથી. પ્રાણનો લય અધ્યક્ષમાં થાય છે, એમ ૪ થા સૂત્રમાં અધ્યક્ષની ગણત્રી વચમાં જ કરી છે. દાખલા તરીકે એક મનુષ્ય સુઘ્નથી મથુરા ગયો તથા મથુરાથી પાટલિપુત્ર જાય છે, એમ કહેવામાં સુઘ્નથી પાટલિપુત્ર જાય છે, એમ કહેવામાં વાંધો આવતો નથી. માટે પ્રાણનો તેજમાં લય છે, એમ કહેવાથી પ્રાણ સહિત અધ્યક્ષની સ્થિતિ તેજની સાથે રહેલ ભૂતોમાં છે. (૫).

શિષ્યઃ–તેજયુક્ત ભૂતોમાં લય થાય છે, એમ કેમ કહ્યું ? કારણ કે પ્રાણ તેજમાં લય પામે છે, એમ શ્રુતિએ કેવળ તેજનું જ પ્રતિપાદન કર્યું છે, પણ પંચ મહાભૂતોનું નહિ.

ગુરૂઃ–કેવળ તેજમાં જીવ સ્થિતિ કરતો નથી. આજ હેતુથી ૬ઠ્ઠા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૩ જું–સૂત્ર ૬ ઠું

## જીવની સ્થિતિ પંચભૂતોમાં.

नैकस्मिन्दर्शयतो हि ॥ ६ ॥

સૂત્રાર્થઃ–શ્રુતિ તથા સ્મૃતિ પ્રશ્નોત્તરરૂપે પ્રતિપાદન કરે છે કે, કેવળ તેજમાં જીવ સ્થિતિ કરતો નથી. (૬)

ટીકા.—ગુરુઃ—એક તેજમાં જ અન્ય શરીરને પ્રાપ્ત કરવાની ઇચ્છા વખતે જીવની સ્થિતિ હોતી નથી. કારણ કે કાર્યરૂપ શરીર અનેક ભૂતોનું બનેલું છે. પ્રશ્નોત્તરરૂપે આ જ અર્થનું નીચેની શ્રુતિ પ્રતિપાદન કરે છે. જેમકે, "आपः पुरुषवचनः (છાં૦ ૫,૫,૩) જળ પુરૂષવાચ્ય થાયછે." આ સંબંધીનું વ્યાખ્યાન त्र्यात्मकत्वात्तु भूयस्त्वात् ( બ્ર૦ સૂ૦ ૩,૧,૨ ) આ સૂત્રથી કરવામાં આવ્યું છે. વળી શ્રુતિ તથા સ્મૃતિમાં પણ એ જ પ્રમાણે કહેલું છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, "पृथ्वीमय आपोमयो वायुमय आकाशमयस्तेजोमयः (બૃ૦ ૪,૪,૫) આ બ્રહ્મરૂપ આત્મા પૃથ્વીમયરૂપે, જળમયરૂપે, વાયુમયરૂપે, આકાશમયરૂપે તથા તેજોમયરૂપે છે." વળી સ્મૃતિમાં કહ્યું છે કે, "अण्व्यो मात्र्याविनाशिन्यो दशार्धाना तु याः स्मृताः । ताभिः सार्धमिद सर्वं संभवत्येव पूर्वश (મનુ.૧,૩૭) વિનાશથી રહિત જે પાંચ સૂક્ષ્મ માત્રાઓ છે તેની સાથે આ સર્વ દેહાદિની ક્રમે કરી ઉત્પત્તિ થાય છે."

શિષ્યઃ—જ્યારે વાગાદિ સર્વ ઇન્દ્રિયોનો લય થઈ ગયલો હોય છે ત્યારે અન્ય શરીરને પ્રાપ્ત કરવાની ઇચ્છાના સંબંધમાં બૃહદારણ્યકમાં કહ્યું છે કે, "क्वाय तदा पुरुषो भवति ( બૃ૦ ૩, ૨, ૧૩ ) ત્યારે એ પુરૂષ ક્યાં છે અર્થાત્ કોને આશ્રયે રહે છે ?" આ રીતનો પ્રશ્ન કર્યા પછી પાછા ઉત્તરરૂપે કહ્યું છે કે, "तौ ह यदूचतुः कर्म हैव तदूचतुरथ ह यत् प्रशशंसतुः कर्म हैव तत् प्रशशंसतुः( બૃ૦૩,૨,૧૩) યાજ્ઞવલ્કય તથા આર્તભાગે એકત્ર બેસી આ સબંધી વિચાર કર્યો. ત્યાં તેઓએ જે કહ્યું, તે કર્મ હતું. ત્યાં તેઓએ જે સ્તુતિ કરી, તે પણ કર્મ જ હતું." આ રીતે શ્રુતિ, આત્મા કર્મના આશ્રયરૂપે છે, એમ કહે છે.

ગુરૂ—આ કહેવાનું કારણ એ કે, કર્મવડે જોડાયલા, ગ્રહ તથા અતિગ્રહની સંજ્ઞાવાળા, ઇન્દ્રિયો તથા તેના વિષયવાળાં બંધનસ્વરૂપ જીવની પ્રવૃત્તિ છે. આથી જ કર્માશ્રયરૂપે આત્માનું નિરૂપણ કર્યું છે. આ સ્થળે તો પંચભૂતોના ગ્રહણવડે અન્ય દેહની ઉત્પત્તિ થાય છે, આ રીતે જીવને ભૂતોનું આશ્રયપણું કહ્યું છે. શ્રુતિમાં પ્રશંસા શબ્દ વાપર્યો છે, તેથી કર્મનું માત્ર પ્રાધાન્યપણું દર્શાવ્યું છે, પણ અન્ય આશ્રયનું નિવારણ કર્યું નથી. માટે આમાં વિરોધ નથી. ( ૬ )

શિષ્યઃ—આપે ઉત્ક્રાંતિ સંબંધી વ્યવસ્થા કહી. હવે વિદ્વાન તેમ જ અવિદ્વાન્ બેઉનું ઉત્ક્રમણ થાય છે. હવે નિર્ગુણબ્રહ્મની ઉપાસનાવાળો, ઉત્ક્રાંતિને પામ્યા વિના બ્રહ્મલોકને પામે છે, એમ આપે કહ્યું. વળી આપ એમ કહો છો કે, વિદ્વાન્ ઉત્ક્રાંતિને પામી બ્રહ્મલોકપ્રતિ જાય છે. આમ વિરૂદ્ધતા આવે છે,તેનું કેમ?

ગુરૂઃ—અવિદ્યાદિ ક્લેશને પૂર્ણપણે બાળ્યા વિના કેવળ અપરા વિદ્યાના જોરથી અમૃતપણું મેળવવા ઇચ્છે છે, તેને દેવયાન માર્ગનું સેવન કરવું પડે છે, નહિ તો નહિ આથી જ આ ૭મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૪ થું–સૂત્ર ૭ મું.

## કોને દેવયાન માર્ગની પ્રાપ્તિ?

समाना चासृत्युपक्रमादमृतत्वं चानुपोष्य ॥७॥

સૂત્રાર્થ:–દેવયાન માર્ગ જતા સુધી વિદ્વાન તથા અવિદ્વાનનું ગમન એક સરખું છે. આ રીતે બ્રહ્મલોક જવારૂપી અમૃતત્વ, જે વિદ્વાને અવિદ્યારૂપી ક્લેશને બાળ્યો નથી, તેને માટે છે. (૭)

ટીકા:–શિષ્ય:–આ ઉત્ક્રાંતિ વિદ્વાન તથા અવિદ્વાનને એક સરખી છે કે ફેરફારવાળી છે? મારા મરણા સંદેહથી ગ્રસ્ત થયલાને તો એમ લાગે છે કે, આ ઉત્ક્રાંતિ ફેરફારવાળી છે. આ ઉત્ક્રાંતિ ભૂતાશ્રયવાળી છે. વળી ભૂતોનો આશ્રય ફરી ઉત્પત્તિ થવા માટે છે. બીજું વિદ્વાનનો ફરી જન્મ સંભવતો નથી. કારણ કે કહ્યું છે કે, "अमृतत्वं हि विद्वानश्नुते વિદ્વાન અમૃતભાવને પામે છે." માટે અવિદ્વાનની જ આ ઉત્ક્રાંતિ છે

ગુરુ:–વળી વિદ્યાના પ્રકરણમાં કહ્યું છે કે, વિદ્વાનની પણ ઉત્ક્રાંતિ હોવી જોઇએ.

શિષ્ય:–તેમ થાય નહિ. જેમ સુષુપ્તિ આદિ અવસ્થા બધાને પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે આ ઉત્ક્રાંતિ સામાન્ય રીતે બધાને છે. જેમકે, 'यत्रैतत्पुरुषः स्वपिति नाम । अशिशिषति नाम । पिपासति नाम (છાં૦ ૬,૮,૧) (૩,૫) જે સમયે એક પુરુષ સુષુપ્તિને પામ્યો છે, એમ કહેવાય છે, જે સમયે મનુષ્ય ભક્ષણ કરવાની ઇચ્છા કરે છે, જ્યારે મનુષ્ય જળપાનની ઇચ્છા રાખે છે." આ રીતે સર્વ પ્રાણીને સાધારણ રીતે સુષુપ્તાદિ અવસ્થાઓ કહેવાયલી છે. વિદ્યાના પ્રકરણમાં પણ ઇચ્છાવાળી વસ્તુનું પ્રતિપાદન કરવામાં સામાન્ય રીતે ઉત્ક્રાંતિનું નિરૂપણ છે, પણ વિદ્વાનને જે વિશેષતા હોય છે, તે કહ્યું નથી. આ પ્રમાણે પુરુષનું નિકળતું તેજ, જે પરદેવતામાં લેહાય છે, તે જ પરદેવતા આત્મારૂપે છે અર્થાત તું તેરૂપે છે, આ રીતનું પ્રતિપાદન કરવા માટે અનેક જનસમૂહને જે ઉત્ક્રાંતિ થાય છે, તેનું નિરૂપણ કર્યું છે. પણ વિદ્વાનને આ ઉત્ક્રાંતિનો નિષેધ છે. જેમકે કહ્યું છે કે, "न तस्य प्राणा उत्क्रामन्ति (બૃ૦ ૪,૪,૬) તેના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી." માટે અવિદ્વાનને જ ઉત્ક્રમણ છે.

ગુરુ–આ બાબતમાં હું કહું, તે સાંભળ. વાણીનો મનનેવિશે લય થાય છે, ઇત્યાદિ ઉત્ક્રમણ વિદ્વાનને તેમ જ અવિદ્વાનને દેવયાન માર્ગ જતા સૂધી એક સરખી હોય છે. કારણ કે શ્રુતિમાં જે નિરૂપણ છે, તે સામાન્ય રીતનું છે. દેહના બીજરૂપ સૂક્ષ્મ ભૂતનો આશ્રય કરી કર્મમાં પ્રયુક્ત થયલો અવિદ્વાન, દેહ ધારણનો અનુભવ કરવા સંસારમાં આવે છે. વળી વિદ્વાન જ્ઞાનથી પ્રકાશ પામેલ મોક્ષ નાડીના દ્વારને આશ્રય કરે છે. માટે જ એમ કહ્યું છે કે, દેવયાન માર્ગના આરંભ સૂધી બેઉની ગતિ એક સરખી હોય છે.

શિષ્ય:–વિદ્વાનને તો અમૃતત્વ પ્રાપ્ત થવા યોગ્ય છે. આ અમૃતત્વ

અન્ય સ્થળને આધીન નથી. માટે ભૂતનો આશ્રય લેવો અથવા દેવયાન માર્ગ સુધી જવા સંબંધી બાબત વિદ્વાનને કેવી રીતે હોઇ શકે ?

ગુરું–હું કહું, તે સાંભળ. આનું દહન કર્યા વિના અર્થાત્ અત્યંત અવિદ્યાદિ ક્લેશોને બાળ્યાવિના, વિદ્યાના બળથી અમૃતત્વ પ્રાપ્ત કરવાની જે ઇચ્છા રાખે છે, તેને દેવયાન માર્ગનો આશ્રય તેમ જ પંચભૂતોનો આશ્રય લેવો યોગ્ય છે. આશ્રયથી રહિત પ્રાણીને આ ગતિ પ્રાપ્ત થતી નથી. માટે આમા કાંઇ દોષ નથી. (૭)

શિષ્યઃ–આત્માનેવિશે તેજાદિ સૂક્ષ્મ ભૂતોનો લય આત્યંતિક થાય છે અથવા શું બીજભાવ જેમાં રહેલો હોય છે, એવો પર દેવતામા તેજનો લય થાય છે ?

ગુરુઃ–શ્રુતિમાં બીજભાવવાળાને સંસારનો ઉપદેશ છે, તેથી તેજાદિ સૂક્ષ્મ ભૂતની સ્થિતિ મોક્ષપર્યંત હોય છે. આ જ બાબત ૮મા સૂત્રમાં દર્શાવી છે. જેમકે;–

## અધિકરણ ૫ મું-સૂત્ર ૮ સું.

## ક્યાંસૂધી તેજાદિની સ્થિતિ. ?

**तदाऽपीतेः संसारव्यपदेशात् ॥ ८ ॥**

સૂત્રાર્થ.–અવિદ્યાદિ બીજવાળાને સંસાર કાયમ રહે છે, આ રીતનો શ્રુતિનો ઉપદેશ હોવાથી તેજાદિ સૂક્ષ્મ ભૂતોની સ્થિતિ મોક્ષપર્યંત હોય છે. (૮)

ટીકા–શિષ્ય-–શ્રુતિમા કહ્યું છે કે, તેજનો લય પરદેવતામા થાય છે. આ સ્થળે વિષય જોતા એમ જણાય છે કે, મરણ પામેલા મનુષ્યના પ્રાકૃત તેજનો લય, જીવ, પ્રાણ, ઇન્દ્રિયોના સમૂહ તથા અન્ય ભૂતો સહિત પરદેવતામાં થાય છે. હવે આ એકતા કેવા પ્રકારની છે,તે આપ જણાવશો ? મારૂં માનવુ તો એમ છે કે, આત્યંતિક સ્વરૂપનો લય થાય છે. કારણ કે પરદેવતારૂપ પ્રકૃતિની તેજને વિશે પ્રાપ્તિ થાય છે આ તો સિદ્ધ છે કે, જન્મવાળા સર્વ વસ્તુસમૂહનો પ્રકૃતરૂપ પરદેવતામા લય થાય છે. માટે આત્યંતિક અર્થાત્ કોઇ પણ રીતના વિભાગથી રહિત લય હોવો જોઇએ

ગુરુ.–હું કહું છું, તે સાંભળ. શ્રોત્રાદિ ઇન્દ્રિયોના આશ્રયરૂપ આ તેજ આદિ સૂક્ષ્મ ભૂતોની સ્થિતિ સંસારમાંથી જીવની મોક્ષગતિ થતી નથી ત્યાં સૂધી રહે.છે. વળી સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ, એ સંસારમાંથી મુક્ત થવાના કારણરૂપે છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે, "योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिन । स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम (કઠ ૫,૭) દેહ ધારણ કરવા અર્થે મૃત્યુ પછી કેટલાક અજ્ઞાનીઓ યોનીને પ્રવેશ કરે છે બીજા કેટલાકો અર્થાત્ અત્યંત પાપીઓ વૃક્ષાદિ સ્થાવર ભાવને પામે છે. આ લોકમાં જેવાં કર્મ કરવામાં આવે છે તથા જેવી રીતનું સારૂં યા નરસું જ્ઞાન સંપાદન કરેલું હોય છે, તેને લાયક જીવને શરીરની પ્રાપ્તિ થાય છે." આ રીતે સંસાર સબંધી શ્રુતિનો ઉપદેશ છે. નહિ તો સર્વ મનુષ્ય મરણ થાય કે તરત જ ઉપાધિનો

નાશ થવાથી અત્યંત બ્રહ્મને પામવો જોઇએ. તેમ જો થાય તો વિધિશાસ્ત્ર તથા વિદ્યાશાસ્ત્ર બેઉ મિથ્યા થાય નશ્વર્ જ્ઞાનની પ્રાપ્તિ વિના મિથ્યા જ્ઞાનના હેતુ રૂપ બંધનો નાશ થવો અશકય છે માટે જો કે પરદેવતા મૂળ સ્વરૂપે છે, છતા સુષુપ્તિમાં જેવો લય હોય છે, તે જ પ્રમાણે બીજ ભાવના કઇ એક અંશવાળી મરણ સમયની આ રીતની સાથે એકતા છે. (૮)

શિષ્ય-ભૂત સહિત તેજ, જે જીવના આશ્રયરૂપે છે, તે દેહમાથી ઉત્ક્રમણ કરતું અથવા અન્ય દેહમા સંચાર કરતુ આપ ણાથી કેમ જોવાતું નથી ? આ તેજ મહત્ હોવાથી અથવા અનેક દ્રવ્યવાળું હોવાથી રૂપવાળું થવાને લીધે પ્રાપ્ત કેમ થતું નથી અથવા અન્ય મૂર્ત પદાર્થો તેનો ઘાત કેમ કરતા નથી ?

ગુરુ-આ તેજ સ્વરૂપે કરી તથા પ્રમાણે કરી અત્યંત સૂક્ષ્મ છે. આ જ હેતુથી ૯મા સૂત્રમાં કહ્યુ છે કે,-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૯ મું
## તેજની સૂક્ષ્મ અવસ્થા.

सूक्ष्मं प्रमाणतश्च तथोपलब्धेः ॥९॥

સૂત્રાર્થ.-આ ઉક્ત તેજ સ્વરૂપમાં તથા પ્રમાણમાં સૂક્ષ્મ છે. આ રીતની પ્રાપ્તિ જોવામાં આવે છે. (૯)

ટીકા-ગુરુ-આ શરીરમાંથી નીકળતા જીવના આશ્રયવાળુ તથા અન્ય ભૂતયુક્ત તેજ, સ્વરૂપમા તથા પ્રમાણમા સૂક્ષ્મ હોય, એ યોગ્ય છે. શ્રુતિમા કહ્યુ છે કે, આ તેજનું નિષ્ક્રમણ નાડી માર્ગે થાય છે આથી આ તેજ અત્યંત સૂક્ષ્મ છે, એમ સિદ્ધ થાય છે. આ તેજ સૂક્ષ્મ હોવાથી તેનો સંચાર એક દેહમાથી બીજા દેહમાં થાય છે. વળી આ તેજ સ્વચ્છ છે, તેથી અન્ય ભૂતો તેને અટકાવી શકતા નથી આ રીતે તેજ સૂક્ષ્મ હોવાથી જો કે દેહમાંથી તે નિર્ગમન કરે છે, છતા પાસે બેસનારાઓ તે જોવામા આવતું નથી (૯)

શિષ્ય-જ્યારે શરીરનું ઉપમર્દન થાય છે, છતાં તેજનું ઉપમર્દન કેમ થતું નથી ?

ગુરુ-આ તેજ એટલું સૂક્ષ્મ છે કે, જો કે શરીરનું ઉપમર્દન થાય છે, છતાં તે તેજનું ઉપમર્દન નથી થતું. આ જ હેતુથી ૧૦મા સૂત્રમાં કહ્યુ છે કે,-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૦ મું.
## તેજના ઉપમર્દનનો અભાવ.

नोपमर्देनातः ॥१०॥

સૂત્રાર્થ-જો કે શરીરનુ ઉપમર્દન થાય છે, છતા તેજ સૂક્ષ્મ હોવાથી તેનુ ઉપમર્દન થતું નથી. (૧૦)

ટીકા-ગુરુ-આથી અર્થાત્ તેજ સૂક્ષ્મ છે, તેથી જો કે સ્થૂલ શરીરનો દાહ આદિ કારણથી નાશ થાય છે, છતા સૂક્ષ્મ શરીરનો નાશ થતો નથી (૧૦)

શિષ્ય-સૂક્ષ્મ તેજનુ અસ્તિત્વ શરીરમા છે, એમ શાથી જણાય છે ?

ગુરુ-શરીરમાં જ્યાંસુધી જીવ હોય છે ત્યાંસુધી તે શરીર ઉનું લાગે છે. કારણ ઉષ્ણતા એ તેજનો ધર્મ છે. આથી જ ૧૧મા સૂત્રમાં કહ્યું છે કે,–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૧ મું. તેજનો ધર્મ ઉષ્ણતા.

अस्यैव चोपपत्तेरेष ऊष्मा ॥११॥

સૂત્રાર્થઃ–ઉપપત્તિથી એમ જણાય છે કે, ઉષ્ણતા એ તેજના ધર્મરૂપે છે (૧૧)

ટીકાઃ–ગુરુઃ–આ સૂક્ષ્મ શરીરની ગરમી છે, જે ગરમી આ શરીરપર સ્પર્શ કરવાથી લાગે છે. તે જ પ્રમાણે જ્યારે મરણાવસ્થા પ્રાપ્ત થયેલી હોય છે ત્યારે દેહનું જો કે અસ્તિત્વ હોય છે, તેમ જ દેહના રૂપાદિ ગુણોનું અસ્તિત્વ હોય છે, છતાં ગરમી જોવામાં આવતી નથી. જ્યારે મનુષ્ય જીવતો હોય છે ત્યારે જ ગરમી માલમ પડે છે. આથી એમ સિદ્ધ થાય છે કે, પ્રસિદ્ધ શરીરથી ભિન્ન આશ્રયવાળી ઉષ્ણતા છે. તે જ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે કે, "उष्ण एव जीविष्यञ्शीतो मरिष्यन् જીવતા પ્રાણીનેવિશે ઉષ્ણતા હોય છે તથા મરેલાનું શરીર થંડું હોય છે." (૧૧)

શિષ્ય–જે નિર્ગુણ બ્રહ્મને જાણે છે તેને ઉત્ક્રાંતિ હોતી નથી, એમ આપે પૂર્વના સૂત્રવડે કહ્યું. આમ હોવાથી હું ધારું છું કે, બ્રહ્મવેત્તાના દેહમાંથી પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી.

ગુરુ–ના, તેમ નથી. શરીરમાંથી પ્રાણની ઉત્ક્રાંતિ થતી નથી, એમ નથી, પણ આ પ્રતિષેધ તો જીવમાંથી પ્રાણની ઉત્ક્રાંતિના સંબંધમાં છે. આ જ હેતુથી ૧૨મા સૂત્રમાં કહ્યું છે કે,–

## અધિકરણ ૬ ઠ્ઠું–સૂત્ર ૧૨ મું. જીવમાંથી પ્રાણની ઉત્ક્રાંતિનો અભાવ.

प्रतिषेधादिति चेन्न शारीरात् ॥१२॥

સૂત્રાર્થ–શાસ્ત્રમાં નિર્ગુણ બ્રહ્મવેત્તાને ઉત્ક્રાંતિનો પ્રતિષેધ કહ્યો છે, તેથી તેને ઉત્ક્રાંતિ નથી, એમ કહેશો તો તે યુક્ત નથી કારણ કે પ્રાણની ઉત્ક્રાંતિનો આ પ્રતિષેધ છે. (૧૨)

ટીકા–શિષ્યઃ–" अमृतत्व चानुपोष्य અખિલ ક્લેશસમૂહ બાળ્યાવિના અમૃતત્વ આપેક્ષિક છે " આ વિશેષણથી એમ પ્રતિપાદન થાય છે કે, જેને આત્યંતિક અમૃતત્વ પ્રાપ્ત થાય છે, તેને ગતિ તથા ઉત્ક્રાંતિનો અભાવ છે તેમ છતાં કોઈએક કારણને લઈ ઉત્ક્રાંતિના સંબંધમા શંકા આણી શ્રુતિમાં પ્રતિષેધ કર્યો છે જેમકે "अथाकामयमानो योऽकामो निष्काम आप्तकाम आत्मकामो भवति न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन्ब्रह्माप्येति (બૃ૦ ૪,૪,૬) આ પ્રમાણે જેને કામના છે, તે આ લોકમાંથી અન્ય લોકમાં, એમ ભટક્યા કરે છે. જે કામના કરતો નથી, જે અકામ છે, જે નિષ્કામ છે અર્થાત્ કામનાનું ઉલ્લંઘન કરે છે, જે આપ્તકામ છે અર્થાત્ જેની કામનાઓ તૃપ્ત થઈ છે, જેની કામના આત્મારૂપે છે, તેના પ્રાણો શરીરમાંથી ઉત્ક્રમણ કરી શકતા નથી અને

તે બ્રહ્મરૂપે થઈ બ્રહ્મને પ્રાપ્ત થાય છે." આથી પરવિદ્યાના સંબધમાં ઉત્ક્રાંતિનો નિષેધ હોવાથી એમ સિદ્ધ થાય છે કે, જે પરબ્રહ્મનો જ્ઞાતા છે, તેના દેહમાંથી પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી.

ગુરુઃ-ના, આ તારૂં માનવું ખોટું છે. શારીર આત્મામાંથી પ્રાણની ઉત્ક્રાંતિનો પ્રતિષેધ છે, પણ શરીરમાંથી પ્રાણની ઉત્ક્રાંતિનો પ્રતિષેધ નથી.

શિષ્યઃ-આપને આમ જાણવામાં કારણ શું છે?

ગુરુઃ-શ્રુતિમાં કહ્યું છે કે, "न तस्मात्प्राणा उत्क्रामन्ति તેમાંથી પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી." આ રીતે અન્ય શાખામાં પાંચમી વિભક્તિ વાપરી છે. સામાન્ય રીતે સંબધ બતાવનારી પછી વિભક્તિ છે. હવે બીજી શાખામાં જે પાંચમી વિભકિત વાપરી છે, તે કરતાં છઠ્ઠી વધારે સંબંધ દર્શાવે છે. વળી तस्मात् અર્થાત્ પ્રાધાન્યમાંથી, એમ કહેવાવડે અભ્યુદય તથા નિઃશ્રેયસવાળા દેહીનો પ્રાણ સાથે સંબંધ છે, પણ દેહનો નથી. માટે ઉત્ક્રમણ કરવાની ઇચ્છાવાળા જીવમાંથી પ્રાણો જતા રહેતા નથી, પણ જીવની સાથે જ પ્રાણો રહે છે. (૧૨)

શિષ્યઃ-શું પ્રાણ સહિત પ્રવાસ કરનારા દેહીની ઉત્ક્રાંતિ દેહમાંથી થાય છે.

ગુરુ-ના, કેટલીક શાખામાં સ્પષ્ટ કહ્યું છે કે, જે પરબ્રહ્મનો જ્ઞાતા છે, તેના પ્રાણની દેહમાંથી ઉત્ક્રાંતિ નથી, પણ તે પરમાત્મામાં લય પામે છે. આ જ બાબત ૧૩ મા સૂત્રમાં દર્શાવી છે. જેમકે;-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૩ સું.

## પ્રાણોનો પરમાત્મામાં લય.

**स्पष्टो ह्येकेषाम् ॥१३॥**

સૂત્રાર્થઃ-કાણ્વ શાખામાં સ્પષ્ટ જણાય છે કે, બ્રહ્મજ્ઞાનીના પ્રાણોની દેહમાંથી ઉત્ક્રાંતિ થતી નથી, પણ પરમાત્મામાં તેનો લય થાય છે. (૧૩)

ટીકાઃ-ગુરુઃ-પરબ્રહ્મના વેત્તાને દેહમાંથી ઉત્ક્રાંતિ છે. કારણ કે ઉત્ક્રાંતિના પ્રતિષેધમાં દેહી અપાદાનરૂપે છે, એમ જે કહ્યું છે તે યોગ્ય નથી. કારણ કે કેટલીક શાખામાં સ્પષ્ટ જણાય છે કે, ઉત્ક્રાંતિનો પ્રતિષેધ દેહરૂપ અપાદાનમાં છે. આર્તભાગે પ્રશ્ન કર્યો કે, "यत्राय पुरुषो म्रियत उदस्मात्प्राणाः क्रामन्त्याहो नेति (બૃ૦૩,૨,૧૧) હે યાજ્ઞવલ્કય! જ્યારે આ પુરૂષ મૃત્યુને પામે છે ત્યારે શું પ્રાણો તેનામાંથી નિકળી જાય છે કે નથી નીકળી જતા?" આના સંબંધમાં યાજ્ઞવલ્કયે કહ્યું કે, "नेति होवाच याज्ञवल्क्यः યાજ્ઞવલ્કયે કહ્યું કે, પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી." આ રીતે પ્રાણો ઉત્ક્રમણ નથી થતા, આ રીતનો પક્ષ યાજ્ઞવલ્કયે ગ્રહણ કર્યો. ત્યારે તે શું મરતો નથી, આ રીતની શંકા થતાં કહ્યું છે કે, પરઆત્મામાં પ્રાણો એકતા પામે છે. આ રીતે પ્રાણોના લયની પ્રતિજ્ઞા કર્યા પછી તેના પ્રતિપાદનના સંબંધમાં કહ્યું છે કે, स उच्छ्वयत्याध्मायत्याध्मातो मृतः शेते ( બૃ૦ ૩, ૨, ૧૧ ) તે સૂજેલાપણાને પામે છે. જ્યારે તે શ્વાસ લે છે ત્યારે બહારના વાયુવડે તે પૂર્ણ

થાય છે. તે મરણ પામી રહે છે." આ રીતે જેનું स શબ્દથી નિરૂપણ કરેલ છે, એવા પ્રકૃતની જ્યાં સુધી ઉત્ક્રાંતિ નથી થયલી હોતી, ત્યા સુધી મુઝવા આદિ ક્રિયાઓ થાય છે. આ સર્વ વિકારો દેહને થવા જોઈએ, પણ દેહીને નહિ. આ રીતે શ્રુતિની સાથે એક વાક્યતા હોવાથી કહ્યુ છે કે,"न तस्मात्प्राणा उत्क्रामन्त्यत्रैव समवनीयन्ते તેમાંથી પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી, પણ તેને વિશે જ-પરમાત્મામાં એક થાય છે" આ રીતે અભેદતાના સૂચનવડે અપાદાન રૂપ દેહમાંથી પ્રાણના ઉત્ક્રમણનો પ્રતિષેધ છે. જેઓ પંચમીનો પાઠ સ્વીકારે છે, તેઓના મત પ્રમાણે દેહી પ્રાધાન્યરૂપે છે, છતાં પણ ઉપર પ્રમાણે જ જાણવું. પણ જે શાખામાં છઠ્ઠી વિભક્તિનો પાઠ છે, તેઓના મત પ્રમાણે વિદ્વાનના સંબંધવાળી ઉત્ક્રાંતિનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. આ રીતે શ્રુતિના વચનમાં ઉત્ક્રાંતિના પ્રતિષેધ સંબંધી જે નિરૂપણ છે, તેથી અપાદાનરૂપ દેહમાથી પ્રાણની ઉત્ક્રાંતિનો પ્રતિષેધ છે. અર્થાત્ દેહમાંથી પ્રાણની ઉત્ક્રાંતિ પ્રાપ્ત થાય છે, પણ દેહીમાંથી નહિ. વળી "चक्षुष्टो वा मूर्ध्नो वाऽन्येभ्यो वा शरीरदेशेभ्यस्तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति (બૃ૦ ૪, ૪, ૨) વિજ્ઞાનમય આત્મા ચક્ષુના માર્ગે કરી બહાર નીકળે છે, મસ્તકના માર્ગે કરી અથવા તો શરીરના બીજા પ્રદેશોવડે બહાર ગમન કરે છે. જ્યારે આ વિજ્ઞાનમય આત્મા જતો રહે છે ત્યારે મુખ્ય પ્રાણ પણ તેની સાથે બહાર નીકળી જાય છે તથા મુખ્ય પ્રાણ જેવો બહાર નીકળે છે કે તેની સાથે સર્વે પ્રાણો બહાર નીકળી જાય છે" આ રીતે અવિદ્વાનના સંબંધી વિસ્તારપૂર્વ ઉત્ક્રમણ તથા પાછું સંસારમા આવવુ દર્શાવ્યું છે તથા કહ્યું છે કે, "इति नु कामयमान (બૃ૦ ૪, ૪, ૬) જેને કામના હોય છે તેને ભટકવું થાય છે." આ રીતનો ઉપસંહાર કરી વિદ્વાનની સ્થિતિ વર્ણવી છે. ત્યાર બાદ "अथाकामयमानः (બૃ૦ ૪,૪,૬) જે કામનાથી રહિત છે." આ રીતે ઉપદેશ કરી વિદ્વાનને પણ જો ઉત્ક્રાંતિ થતી હોય, તો પછી વિદ્વાનના સંબંધી જે કાંઈ ઉપદેશ કર્યો છે, તે, ખોટો ઠરશે. માટે અવિદ્વાનના સંબંધમાં ગતિ તથા ઉત્ક્રાંતિ છે, પણ વિદ્વાનના સંબંધમાં પ્રતિષેધ છે, આમ કહેવાથી જ જે ઉપદેશ આપ્યો છે, તે હેતુવાળો થઈ શકે. સર્વમાં રહેલા બ્રહ્માત્મરૂપે જે થયો છે એવા બ્રહ્મજ્ઞાનીના કામનાયુક્ત કર્મનો ક્ષય થયલો હોય છે. માટે તેને ઉત્ક્રાંતિ તથા ગતિ સંભવતી નથી. કારણ કે ઉત્ક્રાંતિના હેતુનો અભાવ હોય છે. વળી "अत्र ब्रह्म समश्नुते (બૃ૦ ૪,૪,૭) તે બ્રહ્મને પ્રાપ્ત કરે છે." આ રીતની શ્રુતિઓ બ્રહ્મજ્ઞાનીને ગતિ તથા ઉત્ક્રાંતિનો અભાવ દર્શાવે છે (૧૩)

શિષ્ય:-વિદ્વાનની ગતિ નથી, તેના સંબંધી કાંઈ સ્મૃતિનું પ્રમાણ છે?

ગુરુ-સ્મૃતિમાં પણ કહ્યું છે કે, વિદ્વાનને ગતિ નથી. આ જ હેતુથી ૧૪મા સૂત્રમા કહ્યું છે કે;-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૪ મું. ઉત્ક્રાંતિના અભાવમાં સ્મૃતિ પ્રમાણ.

स्मर्यते च ॥१४॥

સૂત્રાર્થઃ-વળી સ્મૃતિના પ્રમાણથી સિદ્ધ થાય છે કે, વિદ્વાનને ઉત્ક્રાંતિ નથી. (૧૪)

ટીકાઃ-ગુરૂ-મહાભારતઆદિ સ્મૃતિમાં પણ વિદ્વાનને ગતિ તથા ઉત્ક્રાંતિ નથી, એમ કહ્યુ છે.જેમકે 'सर्वे भूतात्मभूतस्य सम्यग्भूतानि पश्यत । देवा अपि मार्गे मुह्यन्त्यपदस्य पदैषिण અર્થઃ-જે સર્વ ભૂતોના આત્મરૂપે થયલો છે જેને સર્વ ભૂતોનું આત્મભાવે કરી જ્ઞાન છે, એવા પદરહિત બ્રહ્મજ્ઞાનીના પદની ઈચ્છા કરવાવાળા દેવો પણ માર્ગમા મોહ પામી જાય છે"

શિષ્ય-સર્વમા રહેલ બ્રહ્માત્મારૂપવાળા બ્રહ્મજ્ઞાનીની ગતિ સ્મૃતિમા કહી છે તેનુ કેમ ? જેમકે, 'शुकः किल वैयासकिर्मुमुक्षुरादित्यमण्डलमभिप्रतस्थे । पित्रा चानुगम्याहूतो भो इति प्रतिशुश्राव કહ્યુ છે કે વ્યાસનો પુત્ર શુક મોક્ષ મેળવવા માટે આદિત્ય મંડળ તરફ ગયો અને તેની પાછળ જઈ પિતાએ તેને બોલાવ્યો ત્યારે "ઓ' એમ જવાબ દીધો."

ગુરુ-ના, તેમ નથી યોગબળવડે યોગી શરીરયુક્ત અમુક સ્થાન પ્રતિ ગયા પછી તે શરીરનો ત્યાગ કરે છે, એમ જાણવું. સર્વ પ્રાણી માત્રમાં જોવામાં આવે, તેટલા માટે શરીર સહિત જવાનુ હોય છે. જો શરીર વિના જાય છે તો સર્વ પ્રાણી માત્રો તેને જોવા શકિતમાન થતા નથી. તે જ પ્રમાણે ત્યાં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ- शुकस्तु मारुताच्छीघ्रां गतिं कृत्वान्तरिक्षगः । दर्शयित्वा प्रभावं स्वं सर्वभूतगतोऽभवत् અંતરિક્ષમાં જઈ પવનથી વધારે ઝડપવાળી ગતિ કરી પોતાનો પ્રભાવ દર્શાવી શુક મુનિ સર્વ પ્રાણી માત્રને દશ્યરૂપે થયા." આથી પરબ્રહ્મવેત્તાને ગતિ તથા ઉત્ક્રાંતિનો અભાવ છે. ગતિ દર્શાવનારી શ્રુતિના સંબંધમાં આગળ વ્યાખ્યાન હું તને કહીશ (૧૪)

શિષ્ય-વિદ્વાનની પ્રાણ આદિ ઈન્દ્રિયોનો લય શામા થાય છે?

ગુરુ-શ્રુતિએ કહ્યું છે કે, વિદ્વાનની પ્રાણાદિ સર્વ ઇન્દ્રિયોનો પરબ્રહ્મમાં જ લય થાય છે. આથી જ ૧૫મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૧૫ મું. વિદ્વાનની ઇન્દ્રિયો કયાં જાય છે?

तानि परे तथा ह्याह ॥१५॥

સૂત્રાર્થઃ-શ્રુતિ એમ કહે છે કે, વિદ્વાનની પ્રાણ નામની ઇન્દ્રિયોનો પરબ્રહ્મમાં લય થાય છે. (૧૫)

ટીકાઃ-ગુરુઃ-બ્રહ્મજ્ઞાનીની પ્રાણ શબ્દવડે ઓળખાતી ઈન્દ્રિયો તથા ભૂતોનો લય પરબ્રહ્મમા થાય છે.

શિષ્ય-આપ એમ કેમ કહો છો ?

ગુરુ-આ રીતની શ્રુતિ છે. જેમકે एवमेवास्य परिद्रष्टुरिमाः षोडश कलाः पुरुषायणाः

पुरुष प्राप्यास्तं गच्छन्ति ( પ્ર૦ ૬, ૫ )' આ પ્રમાણે અર્થાત્ જેમ નદીઓ સમુદ્રની સમીપ જાય છે, તેજ પ્રમાણે પરમાત્માની સન્નિધિમાં પહોંચનાર સાક્ષી આત્માની સોળ કળાઓ જ્યારે પુરૂષની સમીપ જઇ પહોચે છે ત્યારે તેઓનો નાશ થાય છે."

શિષ્યઃ–શ્રુતિમાં કહ્યું છે કે, " गताः कलाः पञ्चदश प्रतिष्ठाः (મુ૦ ૩,૨,૭) વિદ્વાનની મુક્તાવસ્થાને સમયે તેની પંદર કળાઓ પોતપોતાના કારણમાં લય પામે છે" આ રીતે વિદ્વાનના સંબંધમાં બીજી શ્રુતિ પર આત્માથી ભિન્ન સ્થળે કળાઓનો લય કહે છે, તેનું કેમ ?

ગુરુઃ–તેમ નથી. આ કેવળ વ્યવહારને લઇ કહેવાયલું છે. જેમકે, પાર્થિવ આદિ કળાઓનો લય પૃથ્વી આદિ મૂળ પ્રકૃતિમાં થાય છે. બીજી જે શ્રુતિ છે, તે ખાસ વિદ્વાનના સંબંધી છે. પણ બ્રહ્મજ્ઞાનીનો સંપૂર્ણ કળાસમૂહ બ્રહ્મમાં જ લય પામે છે. માટે દોષનો આમાં અભાવ છે. (૧૫)

શિષ્યઃ–વિદ્વાનની પંદર કળાઓનો લય શું અવશેષવાળો થાય છે અથવા શું અવશેષથી રહિત એવો લય થાય છે?

ગુરુઃ–વિદ્વાનની પંદર કળાઓનો લય કાંઇપણ પ્રકારના વિભાગથી રહિતવાળો થાય છે. આ જ હેતુને લઇ ૧૬મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૮ મું-સૂત્ર ૧૬ મું.

## કળાઓનો આત્યંતિક લય.

अविभागो वचनात् ॥१६॥

સૂત્રાર્થઃ–વિદ્વાનની કળાઓનો લય અવિભાગરૂપે અર્થાત્ આત્યંતિક છે. કારણ કે શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે (૧૬)

ટીકાઃ–શિષ્યઃ–વિદ્વાનની કળાનો લય બીજાઓની માફક અવશેષવાળો હોય છે કે અવશેષથી રહિત હોય છે ? અહીં પ્રલયનું સામાન્ય રીતે સૂચન છે, માટે અવશેષવાળો પ્રલય થાય છે, એમ મારૂં તો માનવું છે.

ગુરુઃ–કોઇપણ પ્રકારના વિભાગથી રહિત લય થાય છે.

શિષ્યઃ–આપ એમ કેમ કહો છો ?

ગુરુઃ–શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે. કારણ કે કળાનો લય કહ્યા પછી કહ્યું છે કે, "भिद्येते तासां नामरूपे पुरुष इत्येवं प्रोच्यते स एषोऽकलोऽमृतो भवति (પ્ર૦ ૬,૫) તેઓનાં નામ તથા રૂપોનો નાશ થાય છે. માત્ર પરમાત્મ પુરૂષનું નામ જ રહી જાય છે. આ સમયે તે કળારહિત થઇ રહે છે તથા અમૃતરૂપ થાય છે." અવિદ્યાના કારણને લીધે અવશેષવાળી કળાઓની જે પ્રાપ્તિ કહી છે, તે અવશેષ પણ વિદ્યાવાળાની કળાના સંબંધમાં હોય, તે યોગ્ય નથી માટે વિદ્વાનની કળાઓનો બ્રહ્મની સાથે અવિભાગ અર્થાત્ આત્યંતિક લય છે. (૧૬)

શિષ્યઃ–અવિદ્વાનના જીવનું નિષ્ક્રમણ ક્યાંથી થાય છે, તેમ જ વિદ્વાનના જીવનું નિષ્ક્રમણ ક્યાંથી થાય છે ?

ગુરુઃ-જીવ જ્યારે ઉત્ક્રમણ કરે છે ત્યારે હૃદયમાં પ્રકાશ થાય છે. આ પ્રકાશથી વિદ્વાન્ તેમ જ અવિદ્વાનનાં ઇન્દ્રિયોના સર્વ દ્વારો પ્રકાશને.પામે છે. અવિદ્વાનનો જીવ કોઈ અન્ય સ્થાનમાથી નિષ્ક્રમણ કરે છે, પણ વિદ્વાનનો જીવ તો એકસોને એકમી નાડીથી જાય છે. આ જ પ્રમાણે ૧૭મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૯મું-સૂત્ર ૧૭ મું.

## વિદ્વાનના જીવને નિકળવાનું દ્વાર.

**तदोकोग्रज्वलनं तत्प्रकाशितद्वारो विद्यासामर्थ्यात् तच्छेषगत्यनुस्मृतियोगाच्च हार्दानुगृहीत शताधिकया ॥१७॥**

સૂત્રાર્થઃ-ઉત્ક્રમણ કરનારા જીવના હૃદયનો અગ્ર ભાગ પ્રકાશને પામે છે. આ પ્રકાશથી વિદ્વાન્ તેમ જ અવિદ્વાનનાં ઇન્દ્રિયોનાં દ્વારો પ્રકાશને પામે છે. અવિદ્વાનના જીવનું નિષ્ક્રમણ અન્ય કોઈ સ્થાનમાંથી થાય છે, પણ વિદ્વાનના જીવનું નિષ્ક્રમણ વિદ્યાના બળને લીધે, તેમ જ સગુણવિદ્યાની શેષરૂપે રહેલી ગતિના ધ્યાનનું વિધાન હોવાથી હૃદયમાં રહેલ બ્રહ્મથી અનુગ્રહિત થઈ, એકસોને એકમી નાડીથી થાય છે. (૧૭)

ટીકાઃ-શિષ્યઃ-આપે પ્રસંગને અનુસરી પરવિદ્યા સંબંધી નિરૂપણ કર્યું. હવે અપરવિદ્યા સંબંધી આપ મારી જે શંકા હોય, તે ટાળશો. આપે પૂર્વ કહ્યુ હતું કે, અવિદ્વાન્ તથા વિદ્વાનની ઉત્ક્રાંતિ દેવયાન માર્ગના ઉપક્રમ સુધી સરખી છે. આપ હવે દેવયાન માર્ગનું નિરૂપણ કરશો. વાક્આદિ સમૂહ જેનો નાશ પામ્યો છે, તથા જે ઉર્ધ્વ ગતિને પામવાની ઇચ્છાવાળો છે એવા સગુણોપાસનાવાળા વિજ્ઞાનાત્માનું હૃદય એ સ્થાન છે, શ્રુતિમાં કહ્યું છે કે, "स एतास्तेजोमात्रा समभ्याददानो हृदयमेवान्ववक्रामति (બૃ૦૪,૪,૧) તેજવડે પૂર્ણ રીતે પ્રકાશતા પ્રાણોને સમ્યક્ પ્રકારે ગ્રહણ કરી લઇ, આ આત્મા હૃદયનેવિશે પ્રવેશ કરે છે." હૃદયના અગ્ર ભાગમાં પ્રકાશવાળી તથા ચક્ષુઆદિ સ્થાનના અવધિવાળી ઉત્ક્રાંતિ શ્રુતિમાં કહી છે. જેમકે, "तस्य हैतस्ये हृदयस्याग्र प्रद्योतते तेन प्रद्योतेनैप आत्मा निष्क्रामति चक्षुष्टो वा मूर्ध्नो वान्येभ्यो वा शरीरदेशेभ्य (બૃ૦૪,૪,૨) હૃદયાકાશના પ્રવેશદ્વારવિશે અર્થાત્ નિર્ગમનદ્વારનેવિશે પ્રકાશ થાય છે. આ રીતે આત્મજ્યોતિ પ્રકાશદ્વારા વિજ્ઞાનમય આત્મા, કાં તો ચક્ષુના માર્ગે કરી બહાર નીકળે છે, મસ્તકના માર્ગે કરી અથવા તો શરીરના બીજા અવયવોએ કરી બહાર ગમન કરે છે." હું આપને પૂછું છું કે, વિદ્વાન્ તથા અવિદ્વાનની આ ઉત્ક્રાંતિ નિયમ વિનાની છે, અથવા તો શું તેના સંબંધમાં કાંઇ નિયમ છે? આ પ્રમાણેની મારી જે શંકા છે, તેમાં મારૂં માનવું તો એમ છે કે, શ્રુતિમાં સામાન્યપણે નિરૂપણ હોવાથી નિયમનો અભાવ છે.

ગુરુઃ-આ સંબંધી કહું તે સાંભળ. વિદ્વાન્ તથા અવિદ્વાનના હૃદયના અગ્ર ભાગનેવિશે પ્રકાશ એક સરખો છે.

તેમજ તે પ્રકાશવડે પ્રકાશને પામેલું દ્વાર પણ સમાન જ છે, છતા મસ્તક પ્રદેશમાંથી જ વિદ્વાન્ નિષ્ક્રમણ કરે છે તથા અવિદ્વાન્ બીજા સ્થાનોમાંથી નિષ્ક્રમણ કરે છે.

શિષ્ય-આમ થવાનું શું કારણ ?

ગુરુ-સગુણ વિદ્યાના બળને લીધે આ પ્રમાણે થાય છે. જો અવિદ્વાનની માફક વિદ્વાન્ પણ દેહના કોઈ ગમે તે સ્થાનમાંથી નિષ્ક્રમણ કરે તો તે ઉત્કૃષ્ટ લોકને મેળવે નહિ. વળી તેમ થવાથી વિદ્યા પણ મિથ્યા થાય. વળી સગુણ વિદ્યાના અંગરૂપ ધ્યાનના વિધાનને લીધે પણ વિદ્વાનની ઉત્ક્રાંતિ આ પ્રમાણે થાય છે. સુષુમ્ણા નાડીને વિશે રહેલી સગુણ વિદ્યાના અંગરૂપ આ ધ્યાન કરવું જોઇએ. આ પ્રમાણે સગુણ વિદ્યાના સબંધમાં કહ્યું છે. આ નાડીનો અભ્યાસ કરવામા આવે છે ત્યારે તે નાડીદ્વારા વિદ્વાન્ ઉત્ક્રમણ કરી શકે છે, એ યોગ્ય છે. માટે સારી રીતે ઉપાસના કરેલા તથા હૃદયને વિષે રહેલા બ્રહ્મવડે વિદ્વાન્ જ્યારે અનુગ્રહ પામે છે ત્યારે તે બ્રહ્મભાવને પામે છે. તેમ થવાથી તે વિદ્વાન્ સોથી અધિક અર્થાત્ એકસોને એકમી નાડીવડે બહાર નિર્ગમન કરે છે તથા બીજાઓ બીજા દ્વારવડે નિર્ગમન કરે છે. વળી હૃદય સબધીના પ્રકરણમા શ્રુતિ વિશે કહ્યુ છે કે, 'शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका । तयोर्ध्वमायतममृतत्वमेति विष्वङ्ङन्या उत्क્रमणे भवन्ति (છા૦ ૮,૬,૬) અત કરણમાંથી નિકળતી મુખ્ય એકસોને એક નાડીઓ છે. આમાંની એક તો મસ્તકવિશે પ્રવેશ કરે છે. આ એક નાડીમાંથી જે ઉર્ધ્વગમન કરે છે, તે અમૃતત્વને પ્રાપ્ત થાય છે. અન્ય નાડીમાંથી જે ગમન કરે છે, તે ભિન્નભિન્ન સ્થાનો પ્રતિ જાય છે, અર્થાત્ સસારની પ્રાપ્તિ કરાવે છે." (૧૮)

શિષ્ય-સૂર્યના રશ્મિને અનુસરી ઉર્ધ્વ ગમન કરે છે હવે રાત્રિમાંરશ્મિનો અભાવ છે. માટે જે રાતમાં મરે છે, તેને રશ્મિની પ્રાપ્તિ માટે સુર્યોદય થવા સૂધીનો વિલંબ લાગવો જોઇએ.

ગુરુ-ના, તેમ નથી સામાન્ય રીતે સૂર્યના રશ્મિને અનુસરી વિદ્વાન્ આદિત્યમંડળનેવિશે જાય છે. આ જ હેતુથી ૧૮ મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૦મું-સૂત્ર ૧૮મું.

## આદિત્યમંડળમાં ગમન.

रश्म्यनुसारी ॥ १८ ॥

સૂત્રાર્થ.-સૂર્યના રશ્મિને અનુસરી વિદ્વાન્ આદિત્યમંડળને પહોંચે છે. (૧૮)

ટીકા -ગુરુઃ-હૃદય સંબંધી પ્રકરણમાં કહ્યું છે કે, " अथ यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म ( છા૦ ૮,૧,૧ ) મનુષ્યના શરીરમા કમળના સરખું આકાશ છે. " આમ કહ્યા પછી તે જ પ્રકરણમાં આગળ જતા કહ્યુ છે કે, "अथ या एता हृदयस्य नाड्यः (છા૦૮,૬,૧) હૃદયકમળની નીચે પ્રમાણે નાડીઓ છે." આ રીતે કહ્યા પછી નાડી તથા રશ્મિનો સંબંધ કહ્યો છે તથા કહ્યું છે કે, " अथ यत्रैतदस्माच्छरीरादुत्क्रामत्यथैतैरेव रश्मिभिरूर्ध्वमाक्रमते ( છા૦૮,૬,૫

પ્રારબ્ધ કર્મનો ક્ષય થયા પછી જ્યારે આ શરીરમાંથી ઉત્ક્રમણુ થાય છે, ત્યારે તે નાડીઓમાં રહેલ આદિત્યની રશ્મિઓની સહાયતાથી ઉર્ધ્વ ગમન કરે છે." વળી કહ્યું છે કે, तयोर्ध्वमायनममृतत्वमेति (છા૦ ૮, ૬, ૬) આ એક નાડીમાંથી જે ઉર્ધ્વ ગમન કરે છે, તે અમૃતત્વને પ્રાપ્ત થાય છે." આથી નિશ્ચય થાય છે કે, જે એકસોને એકમી નાડીવડે નિષ્ક્રમણુ કરે છે, તે સૂર્યમંડળના રશ્મિને અનુસરી આગળ જાય છે.

શિષ્યઃ-હવે આ સ્થળે મને શંકા એ થાય છે કે, સામાન્ય રીતે દિવસે અથવા રાત્રિનેવિશે મરનાર રશ્મિને અનુસરનારો થાય છે અથવા તો શું દિવસનો જે મરનાર છે, તે જ રશ્મિને અનુસરે છે?

ગુરુઃ-શ્રુતિમાં સામાન્ય રીતે કહ્યું છે, તેથી કોઇ પણ રીતના વિશેષ ભાવથી રહિત રશ્મિને અનુસરનારો થાય છે, એમ સિદ્ધ થાય છે. (૧૮)

શિષ્યઃ-રાત્રે મરણ પામેલો રશ્મિને અનુસરનારો થતો નથી, એમ મારૂં માનવું છે.

ગુરુઃ-ના, દિવસ તથા રાત્રિનો સંબંધ દેહની સ્થિતિપર્યંત છે. માટે દિવસ તેમ જ રાત્રીનો મરનાર રશ્મિને અનુસરનાર થાય છે. આ જ હેતુથી ૧૯મા સૂત્રમાં કહ્યું છે કે;-



## અધિકરણુ ૧૦ મું-સૂત્ર ૧૯ મું. ઉત્ક્રાંતિવાળાને કાળવિશેષનો અભાવ.

**निशि नेति चेन्न संबंधस्य यावद्देहभावित्वाद्दर्शयति च ॥१९॥**

સૂત્રાર્થઃ-રાત્રિમાં મરણુ પામેલો રશ્મિનો અનુસારી નથી, એમ કહેવું યોગ્ય નથી. કારણુ કે જ્યાંસૂધી દેહ છે ત્યાંસૂધી રાત્રિનો સંબંધ છે. વળી શ્રુતિમાં પણુ તે જ રીતનું પ્રમાણુ છે. (૧૯)

ટીકાઃ-શિષ્ય-નાડી તથા રશ્મિનો સંબંધ દિવસમાં હોય છે, માટે દિવસમાં મરણુ પામેલાને રશ્મિને અનુસારીપણું હોવું જોઇએ, પણુ રાત્રિમાં મરણુ પામેલાને નહિ. કારણુ કે નાડી તથા રશ્મિનો સંબંધ હોતો નથી.

ગુરુ-આ કહેવું ખોટું છે. જ્યાંસૂધી દેહ છે ત્યાંસૂધી નાડી તથા રશ્મિનો સંબંધ છે. અર્થાત્ જ્યાંસૂધી દેહ છે ત્યાંસૂધી શિરા તથા કિરણુનો સંબંધ રહેલો છે. આ જ પ્રમાણે શ્રુતિમાં પણુ કહ્યું છે કે, "अमुष्मादादित्यात्प्रतायन्ते ता आसु नाडीषु सृप्ता आभ्यो नाडीभ्य प्रतायन्ते तेऽमुष्मिन्नादित्ये सृताः (છા૦ ૮,૬,૨) આ આદિત્યમાંથી તે રશ્મિઓ વિસ્તારને પ્રાપ્ત થાય છે. તે રશ્મિઓ આ નાડીઓ વિશે પ્રવેશ કરે છે. ત્યાંથી તેઓ વિસ્તારને પામે છે તથા તેઓ ફરી આદિત્યમાં પ્રવેશ કરે છે." ઉનાળાના વખતમાં રાત્રિમાં પણુ કિરણોનું અસ્તિત્વ જોવામાં આવે છે. જેમકે શિશિર ઋતુમાં વાદળાં હોય છે તેમ અન્ય ઋતુની

રાત્રીમાં તાપનું અલ્પપણું હોવાથી કિરણો જોવામાં આવતાં નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "अहरेवैतद्रात्रौ दधाति सविता રાત્રિને વિશે દિવસરૂપે થાય છે." વળી જ્યારે રાત્રિમાં મરણ પામેલો રશ્મિના અનુસારવિના ઉર્ધ્વગતિ કરે તો પછી રશ્મિને અનુસરવાપણું નિરર્થક થાય. બીજું જે દિવસમાં મરે છે, તે રશ્મિની સહાયતાથી ઉર્ધ્વગમન કરે છે તથા જે રાત્રિમાં મરે છે તે રશ્મિની સહાયતા વિના ઉર્ધ્વગમન કરે છે. વિદ્વાન્ પણ જો રાત્રિમાં મરવાના અપરાધને લીધે ઉર્ધ્વગમન નહિ કરી શકે તો પછી બ્રહ્મવિદ્યા પાક્ષિક ફળવાળી થાય, અર્થાત્ રાત્રિમાં મરનારને બ્રહ્મવિદ્યામાં પ્રવૃત્તિનો અભાવ થવો જોઇએ. કારણ મૃત્યુના કાળનો નિયમ નથી. વળી રાત્રિમાં મરણ પામેલો દિવસ થવાની વાટ જૂવે તો દિવસ થતા સુધીમાં કદાપિ તેનું શરીર અગ્નિ આદિના સંબંધને લીધે રશ્મિના સંબંધને યોગ્ય ન પણ રહે. વળી નીચલી શ્રુતિ દર્શાવે છે કે, કોઈ રીતે દિવસ આદિનો વિલંબ હોતો નથી. જેમકે, "स यावत्क्षिप्येन्मनस्तावदादित्यं गच्छति (છાં૦ ૮,૬,૫) જેટલા સમયમાં તે મનને પ્રેરે છે, તેટલા સમયમાં આદિત્યને તે પહોંચે છે." માટે કોઇપણ રીતના વિશેષથી રહિત રાત્રિ તથા દિવસમાં રશ્મિને અનુસરવાપણું હોય છે. (૧૯)

શિષ્યઃ–વિદ્યાનું ફળ નિત્ય છે ત્યારે જે માણસ દક્ષિણાયનમાં મરણ પામે છે તે વિદ્યાના ફળને પામે છે કે નહિ?

ગુરુઃ–દક્ષિણાયનમાં પણ મરણ પામેલો વિદ્વાન્ વિદ્યાના ફળને મેળવે છે. આ જ હેતુથી ૨૦મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૧૧ મું–સૂત્ર ૨૦ મું.

## દક્ષિણાયનમાં મરનારની સ્થિતિ.

अतश्चायनेऽपि दक्षिणे ॥ २० ॥

સૂત્રાર્થઃ–વિદ્યાનું ફળ નિત્ય હોવાથી જ દક્ષિણાયનમાં મરણ પામેલો વિદ્વાન્ વિદ્યાફળ પ્રાપ્ત કરે છે જ. (૨૦)

ટીકાઃ–ગુરુઃ–આ જ કારણથી અર્થાત્ વિલંબનું પ્રમાણ નહિ હોવાથી, બ્રહ્મવિદ્યાનું ફળ પાક્ષિક નહિ હોવાથી, તેમજ મૃત્યુના કાળનો નિયમ નહિ હોવાથી જે વિદ્વાન્ દક્ષિણાયનમાં મરણ પામે છે, તે પણ વિદ્યાના ફળને મેળવે છે. ઉત્તરાયણમાં મરણ થાય તો પ્રશસ્ય છે, એમ હોવાથી ભીષ્મપિતામહે પોતાને મરવામાં વિલંબ કર્યો હતો. કહ્યું છે કે, "आपूर्यमाणपक्षाद्यान्षडुदङ्ङेति मासांस्तान् (છાં૦ ૪,૧૫,૫) ત્યાંથી તે પણમાસ કે જેટલા સમયમાં સૂર્યભગવાન્ વિષુવવૃત્તથી ઉત્તર તરફ જાય છે, તે સ્થાનને પામે છે." આ શ્રુતિથી ઉત્તરાયણમાં મરવું જોઇએ. આ રીતની જે શંકા થાય છે, તેનું નિરાકરણ આ સૂત્ર કરે છે. જે અવિદ્વાન્ હોય છે, તેને ઉત્તરાયણ સંબંધી સમય પ્રશસ્ય છે. ભીષ્મનું કાળમાં જે વિલંબપણું હતું, તે આચારના રક્ષણ અર્થે હતું. વળી પિતાના અનુગ્રહને લીધે તેનું સ્વછંદ મૃત્યુ હતું. આ દર્શાવવા ઉત્તરાયણ સુધી તેમણે વાટ જોઈ હતી. બાકી શ્રુતિનું નિરાકરણ તો નીચેનું સૂત્ર કરે છેઃ–" आतिवाहिकास्तल्लिङ्गात्

(બ્ર૦ સૂ૦ ૪,૩,૪) જે હવે પછી કહેવાશે. (૨૦)

શિષ્યઃ-ભગવદ્ગીતામાં કહ્યું છે કે, "यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः। प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ (ભ૦ગી૦૮,૨,૩) જે કાળમાં મરણ પામેલા યોગીઓ અપુનર્જન્મ તથા પુનર્જન્મ પામ્યા છે તે કાળનું, હે અર્જુન ! હું વર્ણન કરીશ." આ પ્રમાણે કાળની પ્રાધાન્યતાનું નિરૂપણ જ્યાં છે, ત્યાં દિવસ આદિ કાળ વિશેષમાં મરણ થવાથી અપુનર્જન્મ થાય છે, એમ કહ્યું છે; તો પછી રાત્રિમાં દક્ષિણાયન કાળે જે મરણ પામેલો હોય, તે અપુનર્ગમનને કેવી રીતે પામી શકે ?

ગુરુઃ-યોગીના સંબંધમાં દિવસ આદિનો વિનિયોગ સ્મૃતિમાં છે. વળી યોગ તથા સાંખ્ય સ્મૃતિનાં પણ પ્રમાણ છે. આ જ દર્શાવવા ૨૧મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧૧ મું-સૂત્ર ૨૧ મું.

## યોગીને દિવસનો વિનિયોગ.

योगिनः प्रति च स्मर्यते स्मार्ते चैते ॥ २१ ॥

સૂત્રાર્થઃ-યોગીના સંબંધમાં દિવસ આદિનો વિનિયોગ સ્મૃતિમાં છે. વળી યોગ તથા સાંખ્ય સ્મૃતિના વચનનું પણ પ્રમાણ છે. (૨૧)

ટીકાઃ-ગુરુઃ-સ્મૃતિમાં કહ્યું છે કે, યોગીઓના સંબંધમાં દિવસ આદિ કાળનો વિનિયોગ અપુનર્ભવને માટે છે. યોગ તથા સાંખ્ય દર્શનમાં પણ તેનું પ્રમાણ છે. પણ શ્રુતિમાં નથી. આથી વિષયનો ભેદ હોવાથી તેમ જ શ્રુતિનું પ્રમાણ વધારે બળવાન્ હોવાથી, કાળનો જે વિનિયોગ દર્શાવ્યો છે, તે શ્રુતિના વિજ્ઞાનમાં સાનુકૂલ નથી..

શિષ્યઃ-કહ્યું છે કે, " अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् । धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ( ગી૦ ૮, ૨૪, ૨૫ ) અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ, છ માસ, ઉત્તરાયણ, ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, તથા છ માસ દક્ષિણાયન." આ રીતે શ્રુતિમાં જેમ છે, તેમ સ્મૃતિમાં પણ દેવયાન તથા પિતૃયાનનું નિરૂપણ છે.

ગુરુઃ-હું કહું તે સાંભળ. સ્મૃતિમાં પણ કાળની પ્રતિજ્ઞા કરી છે. જેમકે, "तं कालं वक्ष्यामि (ગી૦ ૮,૨૩) હું તે કાળ તને કહીશ." આથી જે વિરોધની આશંકા થાય છે, તેનો પરિહાર કર્યો છે. વળી સ્મૃતિમાં અગ્નિ આદિ દેવોને દોરવનાર તરીકે ગ્રહણ કર્યાં છે, માટે સ્મૃતિમાં તે સંબંધી વિરોધ નથી. (૨૧)

इति श्रीमच्छंकरभगवत्पूज्यपादकृतौ शारीरकमीमांसाभाष्ये चंद्रशंकरात्मजछोटालालशर्मणा कृतगुर्जरगिरानुवादे चतुर्थाध्यायस्य द्वितीयः पादः ॥२॥

# ચતુર્થ અધ્યાય—તૃતીયપાદ.

## ઉત્તર માર્ગનિરૂપણ.

## ભૂમિકા.

શિષ્ય –ઉપાસનાઓ ભિન્ન હોવાથી ધ્યાન કરવા યોગ્ય માર્ગો પણ ભિન્ન છે. જો માર્ગો ભિન્ન હોય તો એક માર્ગવડે જલદીથી પહોંચાય તથા બીજાવડે મોડા પહોંચાય. માટે આના સંબંધી આપ શું કહો છો. ?

ગુરુ.–પિતૃયાન માર્ગથી ભિન્ન એક જ માર્ગ છે તથા તે અર્ચિરાદિ માર્ગ છે. આ જ હેતુથી ૧લા સૂત્રમા કહ્યું છે કે,

### અધિકરણ ૧ લું–સૂત્ર ૧ લું.

### અર્ચિરાદિ માર્ગ નિરૂપણ.

अर्चिरादिना तत्प्रथितेः ॥ १ ॥

સૂત્રાર્થઃ–બ્રહ્મલોક જેને પ્રાપ્ત કરવાની ઇચ્છા છે, તે સર્વ અર્ચિરાદિ માર્ગવડે જાય છે. આ રીતે શ્રુતિમા પ્રસિદ્ધ છે. (૧)

ટીકાઃ–શિષ્યઃ–દેવયાન માર્ગના ક્રમ સૂધી એમ કહેવાવડે વિદ્વાનને તેમ જ અવિદ્વાનને ઉત્ક્રાંતિ એક સરખી જ છે, એમ આપે કહી સંભળાવ્યું. પણ માર્ગના સંબધમાં શ્રુતિઓ અનેક પ્રકારે કહે છે. નાડી તથા રશ્મિના સંબધને લીધે માર્ગ અનેક પ્રકારના છે. કહ્યું છે કે, "अथैतैरेव रश्मिभिरूर्ध्व आक्रमते (છા૦૮,૬,૫) નાડીઓમા રહેલ આદિત્યની રશ્મિઓની સહાયતાથી ઉર્ધ્વ ગમન કરે છે." એક શ્રુતિ અર્ચિરાદિ માર્ગનું નિરૂપણ કરે છે. જેમકે, "तेऽर्चिषमभिसंभवन्त्यर्चिषोऽह (બૃ૦ ૬,૨,૧૫) તેઓ અર્ચિરૂપે થાય છે તથા અર્ચિમાંથી દિવસરૂપે થાય છે." વળી એક શ્રુતિમાં કહ્યુ છે કે, "स एतं देवयानं पन्थानमासाद्याग्निलोकमागच्छति (કૌ૦૧, ૩) તે દેવયાન માર્ગ પ્રાપ્ત કરી અગ્નિ લોકમા આવે છે" વળી એક શ્રુતિમા કહ્યું છે કે, "यदा वै पुरुषोऽस्माल्लोकात्प्रैति स वायुमागच्छति (બૃ૦ ૫, ૧૦, ૧) જ્યારે પુરૂપ આ લોકમાથી બીજા લોકમાં જાય છે, ત્યારે તે વાયુની સમીપ જાય છે" વળી એક શ્રુતિમાં કહ્યુ છે કે, "सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति (મુ૦ ૧, ૨, ૧૧) તે પાપોથી મુક્ત થઇ સૂર્યોપલક્ષિત ઉત્તરાયણ માર્ગે કરી બ્રહ્મલોક પ્રતિ જાય છે." આ સર્વ

શ્રુતિઓથી મને સંશય એ થાય છે કે, આ સર્વ માર્ગો પરસ્પર ભિન્ન છે અથવા તો શું એક જ માર્ગનાં અનેક વિશેષણો આપ્યાં છે ? મારૂં માનવું તો એમ છે કે, આ બધા માર્ગ ભિન્ન છે. કારણ કે ભિન્ન ભિન્ન પ્રકરણોમાં આ માર્ગો દર્શાવ્યા છે. વળી તેઓની ઉપાસનાઓમાં પણ ભેદ છે. વળી "अथैतैरेव रश्मिभि (છા૦ ૮,૬,૫) આ રશ્મિઓની સહાયતાથી" આ રીતના કહેવાવડે અર્ચિરાદિ જે માર્ગ છે, તેને બાધ આવશે. વળી ત્વરાને માટે જે વચન છે, તેને પણ બાધ આવશે. જેમકે, "स याव-क्षिप्येन्मनस्तावदादित्यं गच्छति (છા૦ ૮,૬,૫) તે જેવા મનને પ્રેરે છે કે લાગલો જ આદિત્યને પામે છે." આ રીતે એકબીજાથી ભિન્ન માર્ગો છે.

ગુરુઃ-માર્ગો ભિન્ન નથી. તે સંબંધી કહું તે સાંભળ. સર્વ બ્રહ્મની લાલસાવાળા અર્ચિરાદિ માર્ગવડે ગમન કરે છે. અર્થાત્ જેને બ્રહ્મલોકની ઇચ્છા હોય છે, તે સર્વ અર્ચિરાદિ માર્ગવડે જાય છે, એમ અમે નિશ્ચયપૂર્વક કહીએ છીએ.

શિષ્યઃ-આપ એમ કેમ કહો છો?

ગુરૂ-આ અર્ચિરાદિ માર્ગ પ્રસિદ્ધ છે. સર્વ વિદ્વાનોને આ માર્ગ પ્રસિદ્ધ છે. વળી પંચાગ્નિ વિદ્યા પ્રકરણમાં કહ્યું છે કે, "येचामी अरण्ये श्रद्धा सत्यमुपासते (બૃ૦ ૬,૨,૧૫) જેઓ અરણ્યનેવિશે શ્રદ્ધાવડે સત્યની ઉપાસના કરે છે." આ રીતે અન્ય વિદ્યાની જે ઉપાસના કરે છે, તેઓને પણ અર્ચિરાદિ માર્ગની પ્રાપ્તિ થાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે.

શિષ્યઃ-જે વિદ્યાઓમાં કોઇ ગતિ કહેવાયલી નથી, તે વિદ્યાઓવડે અર્ચિરાદિ માર્ગ ભલે પ્રાપ્ત થાય. પણ જે વિદ્યાવડે અન્ય માર્ગ શ્રુતિમાં કહ્યા છે, તે વિદ્યાવડે શા માટે અર્ચિરાદિ માર્ગનો આશ્રય કરવો જોઈએ ?

ગુરૂઃ-હું કહું તે સાંભળ. જો અત્યંત ભિન્ન માર્ગો હોય તો તું કહે છે તેમ થાય. અનેક વિશેષણવાળો આ એક જ માર્ગ છે. આ માર્ગ બ્રહ્મલોકને પ્રાપ્ત કરવાવાળો છે તથા કેટલેક સ્થળે અમુક પ્રકારના વિશેષણથી નિરૂપિત કરાયલો છે, એમ અમારૂં માનવું છે. સર્વ સ્થળે એક જ સ્થળનું જ્ઞાન થાય છે. આથી ભિન્ન ભિન્ન વિશેષણ વિશેષ્ય ભાવની પ્રાપ્તિ થાય છે. જો કે પ્રકરણનો ભેદ હોય, છતાં જો વિદ્યા એક હોય તો જેમ ભિન્ન ભિન્ન વિશેષણનો ઉપસંહાર થાય છે, તેની માફક ગતિના વિશેષણનો પણ ઉપસંહાર થાય છે. જો વિદ્યા ભિન્ન હોય, તોપણ એકદેશપ્રતિ ગતિનો ઉદ્દેશ છે તેથી, તેમજ જે સ્થળ જવા યોગ્ય છે તેનો અભેદ હોવાથી, ગતિનો અભેદ છે. આ જ પ્રમાણે કહ્યું છે કે, "ते तेषु ब्रह्मलोकेषु पराः परावतो वसन्ति (બૃ૦૬,૨,૧૫) तस्मिन्वसन्ति शाश्वतीः समाः (બૃ૦૫,૧૦,૧) सा या ब्रह्मणो जितिर्या व्युष्टिस्ता जितिं जयति ता व्युष्टिं व्यश्नुते (કૌ૦ ૧, ૪) तद्य एवैतं ब्रह्मलोकं ब्रह्मचर्येणानु-विन्दति (છા૦૮,૪,૩) આ શ્રેષ્ઠ બ્રહ્મલોકને વિશે તેઓ અનંત વર્ષો સુધી રહે છે. ત્યાં તે બ્રહ્માના અનેક કલ્પો સુધી રહે છે. બ્રહ્મનો જે જય તથા વ્યાપકપણું છે તે

જયને તથા વ્યાપકતાને તે મેળવે છે. તેઓ બ્રહ્મચર્યવડે આ બ્રહ્મલોકની પ્રાપ્તિ કરે છે." આ દરેકમા બ્રહ્મલોકની પ્રાપ્તિને દર્શાવનારૂં એક જ ફળ જોવામાં આવે છે.

-શિષ્ય –જો અર્ચિરાદિનો આશ્રય હોય તો આ રશ્મિઓવડે જ ઉર્ધ્વગમન કરે છે, એમ કહેલું જોઈએ નહિ.

ગુરૂઃ–આ દોષ નથી. કારણ કે અર્ચિરાદિનો જે આશ્રય, તે જ રશ્મિની પ્રાપ્તિરૂપે છે. એક एव શબ્દ રશ્મિની પ્રાપ્તિ કરાવે તથા અર્ચિરાદિની નિવૃત્તિ કરાવે, એ યોગ્ય નથી. માટે એમ જ જાણવું જોઈએ કે, રશ્મિનો જે સંબંધ છે, જે ત્વરાનું વચન છે તે વડે જવા યોગ્ય અન્ય સ્થળ છે, એમ માનવા કરતાં અર્ચિરાદિ જવા સંબંધી શીઘ્રતા દર્શાવે છે, એમ માનવામાં વિરોધ આવશે નહિ. દાખલા તરીકે કોઈ જતો હોય તેને કહીએ કે તું પલકારામાં આવજે. વળી "अथैतयोः पथोर्न कतरेण च न (છા૦૫,૧૦,૮) જેઓ આ બે માર્ગમાંના કોઈપણ માર્ગને પ્રાપ્ત થતા નથી." આ રીતે આ બે માર્ગમાંથી ભ્રષ્ટ થયલાને કષ્ટકારક ત્રીજું સ્થાન્ દર્શાવનારી શ્રુતિ પિતૃયાન માર્ગથી ભિન્ન દેવયાન માર્ગ કે, જેનો આર્ચિરાદિ વિભાગ છે, તેનું જ નિરૂપણ કરે છે. અર્ચિરાદિ માર્ગમાં અનેક માર્ગના વિભાગો છે બીજા માર્ગમાં થોડા છે. અનેક વિભાગવાળા માર્ગે થઈ જવા કરતાં થોડા વિભાગવાળા માર્ગે થઇ જવું, એ વધારે સારૂં છે. માટે અર્ચિરાદિ માર્ગ જ પ્રસિદ્ધ છે. (૧)

શિષ્યઃ–શુ વાયુની પ્રાપ્તિ અર્ચિઃસ્વરૂપ અગ્નિની પછી છે કે સંવત્સરની પછી છે ?

ગુરૂઃ–સામાન્ય રીતે તેમ જ વિશેષ રીતે વાયુની પ્રાપ્તિ સંવત્સરની પછી તથા આદિત્યની પહેલાં છે. આ જ પ્રમાણે ૨જા સૂત્રમાં કહ્યુ છે કે;–

## અધિકરણ ૨ જું–સૂત્ર ૨ જું.

## બ્રહ્મલોક પહેલાં વાયુની પ્રાપ્તિ.

वायुमब्दादविशेषविशेषाभ्याम् ॥२॥

સૂત્રાર્થ–સામાન્ય તેમ જ વિશેષ રીતે સંવત્સર પછી તથા આદિત્યની પહેલાં વાયુની પ્રાપ્તિ બ્રહ્મલોકમાં જનારાને થાય છે. (૨)

ટીકાઃ–શિષ્યઃ–કયા વિશિષ્ટ પ્રકારના પ્રવેશને લઇ ગતિ વિશેષણોનો એકબીજા સાથે વિશેષણ વિશેષ્ય ભાવ છે, તેનું મિત્રરૂપે થઈ આપ આચાર્ય ભગવાન્ મને નિરૂપણ કરશો. શ્રુતિમાં કહ્યું છે કે, "स एत देवयान पन्थानमापद्याग्निलोकमागच्छति स वायुलोक स वरुणलोक स इन्द्रलोक स प्रजापतिलोक स ब्रह्मलोक (કૌ૦ ૧, ૩) આ દેવયાન માર્ગને પ્રાપ્ત કરી તે અગ્નિલોક પ્રતિ જાય છે, ત્યાંથી વાયુલોકમાં જાય છે, ત્યાંથી વરૂણલોકમાં, ત્યાંથી ઇન્દ્રલોકમા, ત્યાથી પ્રજાપતિલોકમાં તથા ત્યાંથી બ્રહ્મલોકપ્રતિ જાય છે." આ રીતે કૌષીતકી ઉપનિષદમાં દેવયાન માર્ગ સંબધી નિરૂપણ કર્યું છે. અહી અર્ચિલોક તથા અગ્નિલોક આ બે શબ્દો એક અર્થવાળા છે. બેઉ શબ્દ પ્રકાશવાચક છે. માટે તેમાં પ્રવેશનો

ગમન કરનારાના નેતાઓરૂપે છે? મારું માનવું તો એમ છે કે, આ અર્ચિરાદિઓ માર્ગનાં ચિહ્નોરૂપે છે. દૃષ્ટાંત તરીકે, લોકને વિશે કોઇએક ગામ અથવા નગર પ્રતિ જનારાને કહેવામાં આવે છે કે, તું અમુક પર્વત ઓળંગજે, અમુક ન્યગ્રોધ વૃક્ષ આગળ જજે, તથા અમુક નદી ઓળંગજે. ત્યાર પછી તું અમુક ગ્રામ અથવા નગરમાં પહોંચીશ. તે જ પ્રમાણે આ સ્થળે પણ અર્ચિષમાંથી દિવસ, તથા દિવસમાંથી શુક્લપક્ષ, આ રીતે સ્થાનનું નિરૂપણ કર્યું છે. અથવા તો આ સર્વ ભોગની ભૂમિઓ પણ હોય. કારણ કે લોક શબ્દ અગ્નિ આદિ સાથે જોડવામાં આવે છે. જેમકે "अग्निलोकमागच्छति (કૌ० ૧,૩) તે અગ્નિ લોકમાં આવે છે." પ્રાણીઓનાં ભોગનાં સ્થળોને લોક શબ્દ કહેવામાં આવે છે. જેમકે, "मनुष्यलोक पितृलोकोः देवलोकः (બુ० ૧,૫,૧૬) મનુષ્યલોક, પિતૃલોક તથા દેવલોક." તેમ જ બ્રાહ્મણ ભાગમા કહ્યુ છે કે, "अहोरात्रेषु ते लोकेषु सज्जन्ते દિવસ તથા રાત્રિરૂપ ભોગનાં સ્થાનોમા જ્ઞાનીઓ ભોગનો અનુભવ કરે છે" માટે આ અર્ચિરાદિઓ નેતાઓરૂપે નથી આ અર્ચિરાદિઓ અચેતન સ્વરૂપે હોવાથી નેતારૂપે તેની પ્રાપ્તિ યોગ્ય નથી. જેમકે રાજાએ નીમેલા ચેતનરૂપ પુરુષો ખરાબ માર્ગમાં જનારાઓને દોરવી લઇ જાય છે

ગુરુઃ-હું કહું, તે સાંભળ. આ સર્વ લોકો નેતાઓરૂપે થવા યોગ્ય છે.

શિષ્યઃ-તે કેવી રીતે બને?

ગુરુઃ-શ્રુતિનું તે પ્રમાણે વચન છે. જેમકે, "चंद्रमसो विद्युत तत्पुरुषोऽमानवः स एतान्ब्रह्म गमयति (છા० ૪,૧૫,૪) ત્યાંથી તેઓ ચંદ્રલોક પ્રતિ જાય છે તથા ત્યાંથી વિદ્યુલ્લોકને પ્રાપ્ત થાય છે. ત્યાર પછી ત્યાં રહી અમાનવ પુરુષ બ્રહ્મલોકમાં આવી, બ્રહ્મને પ્રાપ્ત કરાવે છે." આ રીતે શ્રુતિ ગમન કરાવનારને સિદ્ધની માફક દર્શાવે છે.

શિષ્યઃ-શ્રુતિનું વચન જે બાબત દર્શાવે છે, તેમાં પોતાની જ વિરૂદ્ધતા છે.

ગુરુઃ-પોતે પોતાના કહેવામાં શ્રુતિ ખોટી ઠરતી નથી. પ્રાપ્ત થયેલ મનુષ્યપણાની નિવૃત્તિ, એ અમાનવ કહેવાનું તાત્પર્ય છે. જો અર્ચિરાદિમાં દોરવનારા પુરુષો હોય તથા તે મનુષ્યો હોય, પણ વિદ્યુલ્લોક પછી માનવ નહિ હોય તો તેની નિવૃત્તિને અર્થે અમાનવ વિશેષણ યોગ્ય છે. (૪)

શિષ્યઃ-શ્રુતિનું વચન લાગુ પડે એમ નથી. કારણ કે તે ન્યાયપુરઃસર નથી. કારણ કે આપ કહો છો કે, જેઓની સર્વ ઇન્દ્રિયો જતી રહેલી હોય છે, એવા સૂક્ષ્મ દેહ ધારણ કરનારને કોઇ દોરવનાર હોવો જોઇએ. હવે જો દોવનાર ચેતનરૂપે હોય તો તે કેવી રીતે દોરવી શકે?

ગુરુઃ-ના, માર્ગ તથા માર્ગમાં જનાર બેઉ અજ્ઞાન હોય તો ઉર્ધ્વ ગતિ થશે નહિ. અર્થાત્ અપ્રયત્નશીલ પુરુષ બીજા ચેતનથી દોરવાવો યુક્ત છે. માટે નેતાપણું સિદ્ધ થાય છે. આ જ હેતુથી પમા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૪ મું-સૂત્ર ૫ મું.
## નેતાપણાની સિદ્ધિ.

उभयव्यामोहात् तत्सिद्धेः ॥५॥

સૂત્રાર્થઃ-માર્ગ તથા માર્ગમાં જનાર, આ બેઉના અજ્ઞાનથી ઉર્ધ્વગમન થઈ શકે નહિ, માટે નેતાપણું સિદ્ધ થાય છે. (૫)

ટીકાઃ-શિષ્યઃ-અર્ચિરાદિ માર્ગે જેઓ જનારાછે, તેઓને સ્થૂલ દેહ હોતું નથી, તથા ઇન્દ્રિયસમૂહોનો અભાવ હોય છે. આમ હોવાથી તેઓ પરતંત્ર છે. તેમ જ અર્ચિરાદિ માર્ગો પણ અચેતનરૂપે છે. આથી માર્ગો પણ પરતંત્ર છે. તો પછી ઉર્ધ્વગમન કેવી રીતે થઈ શકે ?

ગુરુઃ-આ સ્થળે અર્ચિરાદિના અભિમાનવાળા, ચેતનસ્વરૂપવાળા વિશિષ્ટ દેવતા જાણવા, કે જેઓ આ યાત્રાને માટે નિમાયલા હોય છે, એમ સિદ્ધ થાય છે. આપણે લોકમાં પણ જોઇએ છેએ કે, જે મનુષ્યો મત્ત હોય, અથવા મૂર્છિત હોય, તેમજ ઇન્દ્રિયો પોતાનું કાર્ય નહિ કરતી હોય તેવા મનુષ્યને દોરવનાર અન્ય મનુષ્યો હોય છે. અર્ચિરાદિનું અસ્તિત્વ સર્વદા વિદ્યમાન નથી. કારણ રાત્રિમાં તેજ હોતું નથી, માટે અર્ચિરાદિ માર્ગવાચક શબ્દ થઈ શકે નહિ. રાત્રિમાં મરણ પામેલાને દિવસના સ્વરૂપનો સંભવ હોતો નથી. તેમ જ પૂર્વે કહ્યું છે કે, દિવસની વાટ જોવામાં આવતી નથી. દેવતાસ્વરૂપ ધ્રુવ હોવાથી આ દોષ હોતો નથી. અર્ચિરાદિના અભિમાનથી આ જનારાઓને અર્ચિરાદિપણું પ્રાપ્ત થાય છે. જેમકે "अर्चिषोऽहः(છા૦૪,૧૫,૫) અર્ચિપ્માંથી દિવસને પ્રાપ્ત કરે છે." આ રીતે નેતા હોય, છતાં અર્ચિરાદિના સૂચનમાં વિરોધ આવતો નથી. કારણ કે અર્ચિ હેતુવડે તેઓ દિવસને પ્રાપ્ત કરે છે. તેમ જ દિવસના હેતુવડે શુક્લપક્ષને પ્રાપ્ત કરે છે. જેમકે લોકમાં પણ પ્રસિદ્ધ નેતા હોય, છતાં ઉપદેશ આપવામાં આવે છે કે, તું અહીંથી બલવર્મા પાસે જા, ત્યાંથી તું જયસિંહ પાસે જા તથા ત્યાંથી કૃષ્ણગુપ્ત પાસે જજે. વળી ઉપક્રમમાં "तेऽर्चिरभिसंभवन्ति (બૃ૦૬, ૨,૧૫) તેઓ અર્ચિને પ્રાપ્ત કરે છે." આ રીતે સામાન્ય સંબંધ માત્ર કહ્યો છે, પણ વિશેષ પ્રકારનો સંબંધ દર્શાવ્યો નથી. પણ છેવટમાં તો "स एतान् ब्रह्म गमयति (છા૦ ૪,૧૫,૬) તે નેતા તેઓને બ્રહ્મપ્રતિ પહોંચાડે છે," દોરવવાયોગ્ય માણસ તથા દોરવનાર લક્ષણવાળો વિશેષ પ્રકારનો સંબંધ દર્શાવ્યો છે, તેથી ઉપક્રમમાં પણ તે જ છે, એમ નિશ્ચય થાય છે. જનારાઓને ઇન્દ્રિયોનો અભાવ હોવાથી ત્યાં ભોગનો અસંભવ હોય છે. ગમન કરનારાઓ ભોગ નહી લઇ શકતા હોય, છતા જે લોક શબ્દ છે, તે પ્રતિ તેઓ જઈ શકે છે. કારણ કે તે લોકમા રહેનારાઓને તે ભૂમિ ભોગવવા અર્થે હોય છે. માટે અગ્નિ અભિમાની લોકને પ્રાપ્ત થાય છે અર્થાત્ અગ્નિ તેને દોરવે છે તેમ જ વાયુના અભિમાની લોકને પામે છે, એટલે વાયુવડે તે દોરવાય છે. આ રીતની અહી યોજના કરવી. (૫)

શિષ્યઃ-અતિવાહિકરૂપ પક્ષને ગ્રહણ કરીએ તો વરૂણાદિમાં તેઓનો સંભવ છે. હવે વિદ્યુત્ લોકની ઉપર વરૂણાદિ લોકો આવેલા છે. વિદ્યતલોકથી ઉપરના લોકને વિશે અમાનવ પુરૂષ ગમન કરાવનારરૂપે છે, આ રીતનું શ્રુતિનું વચન છે.

ગુરુઃ-આનું સમાધાન નીચે પ્રમાણે છે. વિદ્યુત્ લોકમાં ગયા પછી ત્યાંનો અભિમાની અમાનવ પુરૂષ જ તેને વરૂણ લોક પ્રતિ લઈ જાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે. આ જ હેતુથી ૬ઠ્ઠા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૪ થું-સૂત્ર ૬ઠ્ઠું.

## વિદ્યુતમાંથી વરૂણલોકપ્રાપ્તિ.

वैद्युतेनैवं ततस्तच्छ्रुतेः ॥६॥

સૂત્રાર્થઃ-શ્રુતિમાં એમ કહ્યું છે કે, વિદ્યુત્ લોકમાં ગયા પછી ત્યાંનો અભિમાની અમાનવ પુરુષ તેને વરૂણ લોકમાં લઈ જાય છે. આ રીતે તે બ્રહ્મ લોકપ્રતિ પહોંચે છે. (૬)

ટીકાઃ-ગુરૂઃ-વિદ્યુત્ લોકની પ્રાપ્તિ થયા પછી વિદ્યુત્ લોકને વિશે રહેલો અમાનવ પુરૂષ તેઓને વરૂણાદિ લોકમાં લઈ જાય છે. આ રીતે આગળ જતાં તેઓ બ્રહ્મલોકપ્રતિ જાય છે, એમ જાણવું. કહ્યું છે કે, " तान्वैद्युतात्पुरुषोऽमानवः स एव ब्रह्मलोकं गमयति અર્થઃ-આ વિદ્યુત-લોકમાં રહેલ અમાનવ પુરૂષ ત્યાં આવી તેને બ્રહ્મલોક પ્રતિ લઇ જાય છે." આ રીતે અમાનવ પુરૂષ દોરવનારરૂપે છે, એમ શ્રુતિમાં કહ્યું છે. વળી એમ માનવું કે, વરૂણ આદિઓ કોઈપણ રીતે અટકાવ કરનારા હોતા નથી પણ સહાયકરૂપે હોય છે. આ રીતે તેઓ દોરવનારા થાય છે. આ રીતે દેવતાત્મારૂપ અર્ચિરાદિઓ નેતાઓરૂપે છે, એમ જે કહ્યું છે તે યોગ્ય છે. (૬)

શિષ્યઃ-બ્રહ્મ ગંતવ્યરૂપે છે. આથી તે કાર્યરૂપે થવા જોઈએ.

ગુરુઃ-આ રીતનો બાદરિ આચાર્યનો મત છે. આ સ્થિતપક્ષ છે. વળી ૯મા સૂત્રથી પક્ષાંતરરૂપે નિરૂપણ આવશે. આ રીતે ૭મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૫ મું-સૂત્ર ૭ મું.

## બાદરિનો મત.

कार्यं बादरिरस्य गत्युपपत्तेः ॥७॥

સૂત્રાર્થઃ-બ્રહ્મ કાર્યરૂપે છે, એમ બાદરિ માને છે. કારણ કે બ્રહ્મ ગંતવ્યરૂપે છે, એમ જણાય છે. (૭)

ટીકાઃ-શિષ્યઃ-" स एनान् ब्रह्म गमयति (છાં૦ ૪,૧૫,૫) તે તેઓને બ્રહ્મપ્રતિ લઈ જાય છે." હવે આ સ્થળે શંકા એ થાય છે કે, કાર્યસ્વરૂપ અપર બ્રહ્મમાં પ્રાપ્તિ થાય છે અથવા તો શું અવિકારી મુખ્ય બ્રહ્મનેવિશે પ્રાપ્તિ થાય છે ?

ગુરુઃ-બ્રહ્મ શબ્દનો પ્રયોગછે, તેમ જ શ્રુતિમાં કહ્યું છે કે બ્રહ્મમાં ગતિ થાય છે. આથી કાર્યરૂપ, સગુણસ્વરૂપ તથા અપર સ્વરૂપ બ્રહ્મપ્રતિ આ ઉપાસકોને અમાનવ પુરૂષ પહોંચાડે છે. આ રીતનો બાદરિ નામના આચાર્યનો મત છે.

શિષ્યઃ–તેમ કેવી રીતે બને ?

ગુરૂઃ–બ્રહ્મને વિશે ગતિ કહી છે. પ્રદેશપણું હોય, એમ સૂચન થવાથી ગંતવ્યરૂપે કાર્ય બ્રહ્મ જ છે, એમ સિદ્ધ થાય છે. પરબ્રહ્મમાં ગંતાપણું, ગંતવ્ય અથવા ગતિની કલ્પના થઇ શકે નહિ. કારણ બ્રહ્મ સર્વવ્યાપકસ્વરૂપે છે, તથા ગંતાઓ પ્રત્યક્ આત્મસ્વરૂપે છે. (૭)

શિષ્યઃ–બ્રહ્મ કાર્યરૂપે છે, તે સંબંધી બીજું કારણ હોય તે કહો ?

ગુરૂઃ–પ્રાપ્યબ્રહ્મનું જે વિશેષણ આપ્યું છે, તેથી પણ બ્રહ્મ કાર્યરૂપે છે, એમ સિદ્ધ થાય છે. આથી જ ૮ મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૫ મું–સૂત્ર ૮ મું.

### બ્રહ્મ કાર્યરૂપે.

विशेषितत्वाच्च ॥ ८ ॥

સૂત્રાર્થઃ–બ્રહ્મશબ્દને બહુવચનયુક્ત વિશેષણ યોજવામાં આવ્યું છે. આથી બ્રહ્મ કાર્યરૂપે છે, એમ સિદ્ધ થાય છે.(૮)

ટીકાઃ–ગુરૂઃ–શ્રુતિમાં કહ્યું છે કે, "ब्रह्मलोकान्गमयति ते तेषु ब्रह्मलोकेषु पराः परावतो वसन्ति ( બૃ૦ ૬,૨,૧૫ ) બ્રહ્મલોકમાં તેઓને લઇ જાય છે. આ શ્રેષ્ઠ બ્રહ્મલોકોમાં તેઓ અનંત વર્ષો સુધી રહે છે. તેઓનું આ લોકપ્રતિ પાછું ફરવું થતું નથી." આ રીતે બીજી શ્રુતિમાં બ્રહ્મનું વિશેષણ આપેલું છે, તેથી કાર્ય બ્રહ્મ છે, એમ જણાય છે. વળી બ્રહ્મ કાર્યરૂપે હોય તો જ તેને વિશે ગતિ હોવી જોઇએ. જો પરબ્રહ્મ હોય તો બહુવચનવાળા વચનની કલ્પના થઇ શકે નહિ. કાર્યમાં જ અવસ્થાભેદની પ્રાપ્તિ હોય છે, જેથી કાર્યમાં જ બહુવચનનો સંભવ થઇ શકે છે. લોકાત્મક શ્રુતિ વિકારવાળી તથા સંનિવેશાત્મક ભોગવવાની ભૂમિમાં જ બંધબેસતી હોય છે. અન્ય સ્થળે આ શ્રુતિ ગૌણ છે. જેમકે, "ब्रह्मैष लोक एष सम्राट् હે સમ્રાટ ! આ બ્રહ્મલોક જ છે." આશ્રય તથા આશ્રય કરવો યોગ વસ્તુનું સૂચન પરબ્રહ્મમાં યોગ્ય રીતે હોવું જોઇએ નહિ. માટે કાર્યાત્મક જ બ્રહ્મમાં આ લઇ જવાનું હોય છે. (૮)

શિષ્ય–બ્રહ્મ શબ્દ કાર્યવાચક હોય, એ યોગ્ય નથી. કારણ કે શ્રુતિના વચનમાં બ્રહ્મ સમસ્ત જગતના જન્માદિ કારણરૂપે છે.

ગુરૂઃ–કાર્ય બ્રહ્મ કારણ બ્રહ્મની સમીપમાં છે, તેથી આ રીતનો ઉપદેશ છે. આ જ હેતુથી ૯ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૯ મું.

### કારણબ્રહ્મની સમીપ કાર્ય બ્રહ્મ.

सामीप्यात्तु तद्व्यपदेशः ॥ ९ ॥

સૂત્રાર્થ–કારણ બ્રહ્મની સમીપ કાર્ય બ્રહ્મ હોવાથી આ રીતનો કાર્ય બ્રહ્મમાં જવા સંબંધી ઉપદેશ છે. (૯)

ટીકા–ગુરૂઃ–तु શબ્દ આશંકાની નિવૃત્તિને માટે છે. અપર બ્રહ્મની સમીપ પરબ્રહ્મ હોવાથી બ્રહ્મ શબ્દના પ્રયોગમાં વિરોધ આવતો નથી. પરબ્રહ્મનું જ વિશુદ્ધ

ઉપાધિના સંબંધવાળા અપરબ્રહ્મરૂપે નિરૂપણ કર્યું છે. આ ઉપદેશ કંઈક વિકારવાચક મનોમયત્વાદિ ધર્મવડે અપર બ્રહ્મની ઉપાસના કરવા માટે આપ્યોછે. (૯)

શિષ્ય-જો કાર્યબ્રહ્મમાં પ્રાપ્તિ થતી હોય તો પછી અપુનર્જન્મ કહેવો યોગ્ય નથી. પરબ્રહ્મથી ભિન્ન કશામાં નિત્યતાનો સંભવ નથી. વળી શ્રુતિ એમ જણાવે છે કે, દેવયાન માર્ગે જનારાને પુનર્જન્મ હોતો નથી. જેમકે, "एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्तं नावर्तन्ते (છા૦ ૪,૧૫,૬) જેઓ આ પરબ્રહ્મને પામ્યા હોય છે, તેનું માનવરૂપ આવર્તન ફરી હોતું નથી." બ્રહ્મમાં જનારાને ફરી આવૃત્તિ હોતી નથી. કહ્યું છે કે, तयोर्ध्वमायन्नमृतत्वमेति (છા૦ ૮,૬,૬) આ એક નાડીમાંથી જે ઉર્ધ્વગમન કરે છે, તે અમૃતત્વને પ્રાપ્ત થાય છે."

ગુરૂઃ-શ્રુતિમાં કહ્યું છે કે, કાર્ય બ્રહ્મનો નાશ થવાથી હિરણ્યગર્ભની સાથે કાર્ય બ્રહ્મમાંથી પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. આ જ હેતુથી ૧૦મા સૂત્રમા કહ્યુ છે કે,-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૦ મું

## વિષ્ણુપદની પ્રાપ્તિ

**कार्यात्यये तदध्यक्षेण सहातः परम मिधानात् ॥१०॥**

સૂત્રાર્થ.-કાર્ય બ્રહ્મનો નાશ થવા પછી તેના અધ્યક્ષરૂપ હિરણ્યગર્ભ સાથે પરબ્રહ્મને પામે છે. આ રીતે શ્રુતિનું વચન છે. (૧૦)

ટીકા-ગુરૂ-જ્યારે કાર્યરૂપ બ્રહ્મલોકનો પ્રલય થાય છે ત્યારે ત્યાં જ તેઓને આત્મસાક્ષાત્કાર થાય છે. ત્યાર બાદ અધ્યક્ષરૂપ હિરણ્યગર્ભની સાથે કાર્ય બ્રહ્મથી પર શુદ્ધ વિષ્ણુના પરમપદને તેઓ પ્રાપ્ત કરે છે. આ અનાવૃત્તિ આદિ શ્રુતિના નિરૂપણવડે આ રીતની ક્રમમુક્તિ માનવી. વળી ગતિવાચક પર બ્રહ્મમાં પ્રાપ્તિ યોગ્ય નથી, એમ સિદ્ધ થાય છે. (૧૦)

શિષ્યઃ-આમાં બીજું કાંઇ પ્રમાણ છે?

ગુરૂઃ-સ્મૃતિનું પણ તે રીતે પ્રમાણ છે. આથી જ ૧૧મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૧ મું.

## વિષ્ણુ પદ સંબંધી સ્મૃતિપ્રમાણ.

**स्मृतेश्च ॥११॥**

સૂત્રાર્થ-વળી સ્મૃતિમાં પણ તે જ પ્રમાણે કહ્યું છે. (૧૧)

ટીકાઃ-ગુરૂ.-સ્મૃતિ પણ આ જ અર્થનું અનુમોદન આપે છે. કહ્યુ છે કે, 'ब्रह्मणा सह ते सर्व संप्राप्ते प्रतिसंचरे। परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम्' અર્થ-જ્યારે મહા પ્રલય પ્રાપ્ત થાય છે તથા જ્યારે હિરણ્યગર્ભનો અંત આવે છે ત્યારે શુદ્ધ બુદ્ધિવાળા તેઓ બ્રહ્મની સાથે પર સ્થાનમા પ્રવેશ કરે છે." માટે કાર્ય બ્રહ્મના વિષયવાળી ગતિનું નિરૂપણ છે, એમ સિદ્ધ થાય છે. (૧૧)

શિષ્ય-જ્યારે આ પ્રમાણે હતું તો કોનો પૂર્વ પક્ષ કરી कार्यं वादरि. (બ્ર૦સૂ૦

૪,૩,૭) આ રીતના સૂત્રનો સિદ્ધાંત સ્થાપન કર્યો/વાડું ?

ગુરુ–આ જ બાબત ૧૨મા સૂત્રમાં જણાવી છે. જૈમિનિ એમ માને છે કે, પરબ્રહ્મ પાસે જ અમાનવ લઇ જાય છે કારણ પરબ્રહ્મજ મુખ્ય છે. આથી કહ્યુ છે કે;–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૨ મું.

### જૈમિનિનો મત.

परं जैमिनिर्मुख्यत्वात् ॥१२॥

સૂત્રાર્થઃ–અમાનવ પુરુષ પરબ્રહ્મમાં લઇ જાય છે, એમ જૈમિનિ માને છે. જેમકે, "स एतान् ब्रह्म गमयति (છાં૦ ૪,૧૫,૬) તે તેઓને બ્રહ્મપ્રતિ પહોંચાડે છે.

શિષ્યઃ–આમ કહેવાનું શું કારણ ?

ગુરુઃ–પરબ્રહ્મ મુખ્ય છે. પરબ્રહ્મ બ્રહ્મ શબ્દના મુખ્ય આશ્રયરૂપે છે તથા અપર બ્રહ્મ ગૌણરૂપે છે. મુખ્ય તથા ગૌણ આ બેમાંથી મુખ્યમાં ગમન હોય છે. (૧૨)

શિષ્યઃ–આના સંબંધમાં બીજું કાંઇ પ્રમાણ છે ?

ગુરુઃ–શ્રુતિમાં તે જ પ્રમાણે જણાવવામાં આવ્યું છે. આ જ હેતુને લઇ ૧૩મા સૂત્રમાં કહ્યું છે કે,–

## અધિકરણ ૫ મું–સૂત્ર ૧૩ મું.

### શ્રુતિનું પ્રમાણ.

दर्शनाच्च ॥१३॥

સૂત્રાર્થઃ–પરબ્રહ્મમાં જ ગમન થાય છે, આમ શ્રુતિમાં જણાવવામાં આવ્યું છે. (૧૩)

ટીકા–ગુરુ–કહ્યું છે કે, "तयोर्ध्वमायन्नमृतत्वमेति (છાં૦ ૮,૬,૬) આ નાડીથી ઉર્ધ્વ આક્રમણ કરી અમૃતત્વને પામે છે." આમ ગતિપૂર્વક અમૃતત્વની પ્રાપ્તિ પરબ્રહ્મમાં જ હોય છે. પણ કાર્યબ્રહ્મમાં હોતી નથી. કારણ કે તેનામાં વિનાશીપણું છે. વળી કહ્યું છે કે, " अथ यत्रान्यत्पश्यति तदल्प तन्मर्त्यम् (છાં૦ ૭,૨૪,૧) જે અવિદ્યા વિષયમાં અન્ય અન્યવડે જૂવે છે, તે અલ્પરૂપે છે તથા મર્ત્યરૂપે છે.'' માટે પરબ્રહ્મમાં જ આ ગતિ કઠવલ્લીમાં કહી છે. કેમકે તેમાં અન્ય વિદ્યાનું પ્રકરણ નથી. કારણ કે, "अन्यत्र धर्मादन्यत्राधर्मात् (ક૦ ૨,૧૪) ધર્મથી ભિન્ન તેમ જ અધર્મથી ભિન્ન જેને આપ જૂવો છો, તે આત્મતત્વ મને કહો." આ રીતે તેમાં પરબ્રહ્મ સંબંધી જ વાત છે.(૧૩)

શિષ્ય–કાર્યબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી, તેના સંબંધી બીજું પ્રમાણ હોય તો તે કહો.

ગુરુ–બ્રહ્મપ્રાપ્તિનો સંબંધ કાર્યબ્રહ્મમાં હોઇ શકે નહિ. આ જ હેતુથી ૧૪મા સૂત્રમાં કહ્યું છે કે,–

## અધિકરણ ૫મું–સૂત્ર ૧૪ મું.

### કારણબ્રહ્મ પ્રાપ્તિનિરૂપણ.

न च कार्ये प्रतिपत्त्यभिसंधिः ॥१४॥

સૂત્રાર્થ–પ્રાપ્તિનો સંબંધ કદી કાર્યબ્રહ્મમાં હોઇ શકે નહિ

ટીકાઃ–ગુરુ–વળી શ્રુતિમાં કહ્યું છે કે, "प्रजापतेः सभा वेश्म प्रपद्ये ( છાં૦ ૮, ૧૪, ૧ )

હું પ્રજાપતિની સભારૂપ ઘરમાં જાઉં છું." કાર્યબ્રહ્મમાં આ પ્રાપ્તિનો સંબંધ નથી. વળી કહ્યું છે કે, "नामरूपयोर्निर्वहिता । ते यदन्तरा तद्ब्रह्म (છા૦ ૮,૧૪,૧) જે નામ તથા રૂપથી રહિત છે, તે બ્રહ્મ છે." આ રીતે કાર્યબ્રહ્મથી વિલક્ષણ પરબ્રહ્મનું નિરૂપણ છે વળી કહ્યું છે કે, यशोऽहं भवामि ब्राह्मणानाम् (છા૦ ૮,૧૪,૧) હું બ્રાહ્મણોના યશરૂપને પ્રાપ્ત થઈશ" આ રીતે પરબ્રહ્મનું સર્વાત્મભાવે નિરૂપણ છે. "न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यश (શ્વે૦ ૪,૧૯) જે પરમાત્માનું નામ અનંત યશરૂપે છે, તેની સાદૃશ્યતા કોઈપણ વસ્તુની સાથે થઈ શકે એમ નથી." આ રીતે પરબ્રહ્મનું નિરૂપણ યશરૂપે પ્રસિદ્ધ છે. વળી હાર્દવિદ્યામાં ગતિવાચક ગૃહપ્રાપ્તિનું નિરૂપણ કરેલું છે. જેમકે, " तदपराजिता पूर्वब्रह्मणः प्रभुविमितं हिरण्मयम् (છા૦ ૮,૫,૩) તેમ જ ત્યાં એક અપરાજિતા નામની બ્રહ્માની પુરી છે. તેમ જ ત્યાં બ્રહ્માએ રચેલ સુવર્ણનો મંડપ પોતાનો છે." વળી પ્રપદ્યે મા જે પદ ધાતુ છે, તે ગતિવાચક છે. આથી માર્ગનો સંભવ બની શકે છે. માટે ગતિવાચક શ્રુતિઓ પરબ્રહ્મના વિષયવાળી છે, આ રીતનો બીજો પક્ષ છે. આ બેઉ પક્ષોનું આચાર્યે નિરૂપણ કર્યું છે. એક પક્ષ ગતિવાચક છે તથા બીજો પક્ષ મુખ્યરૂપે કહ્યો છે. તેમાં ગતિવાચક શ્રુતિઓનો પ્રભાવ એટલો છે કે, મુખ્યત્વાદિ શ્રુતિઓ આભાસરૂપ માનવી પડે છે પણ મુખ્યત્વાદિ શ્રુતિઓ ગતિવાચક શ્રુતિઓને આભાસરૂપે મનાવી શકતી નથી. માટે પૂર્વપક્ષ સિદ્ધાંતરૂપે છે તથા બીજો પક્ષ પૂર્વપક્ષરૂપે છે. જો કે મુખ્ય શ્રુતિનો સંભવ ન હોય, છતાં મુખ્ય શ્રુતિનો અર્થ ગ્રહણ કરવો સારો છે, આ રીતનો ઉપદેશ કરનાર કોઈ નથી. પરવિદ્યાના નિરૂપણમાં પણ પરવિદ્યાની સ્તુતિ માટે અન્ય વિદ્યાના આશ્રયરૂપ ગતિનું નિરૂપણ છે. જેમકે, 'विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति (છા૦ ૮,૬,૬) ભિન્ન ભિન્ન ગતિવાળી નાડીઓ છે." વળી "प्रजापतेः सभं वेश्म प्रपद्ये (છા૦ ૮,૧૪,૧) હું પ્રજાપતિના સભાગૃહને પ્રાપ્ત થઈશ." આ સ્થળે પૂર્વપક્ષનો નાશ કરી કાર્યરૂપ બ્રહ્માને વિશે પ્રાપ્તિનો જે સંબંધ કહ્યો છે, તેમાં વિરોધ આવતો નથી. સગુણ બ્રહ્મની પણ, "બ્રહ્મ સર્વના કર્મરૂપે છે તથા સર્વ કામનારૂપે છે," એમ સર્વાત્મરૂપે કલ્પના કરી છે. માટે ગતિવાચક શ્રુતિઓ અપરવિદ્યાના વિષયવાળી છે. વળી કેટલાકો પૂર્વ સૂત્રોને પૂર્વ પક્ષરૂપે માને છે તથા ઉત્તર સૂત્રો સિદ્ધાંત સૂત્રોરૂપે માને છે. આ રીતના સિદ્ધાંતને અનુસરી ગતિવાચક શ્રુતિઓ પરબ્રહ્મવાચક છે, એમ સિદ્ધ કરે છે, તે અયોગ્ય છે. કારણ કે બ્રહ્મને વિશે ગતિ હોઈ શકે નહિ. કારણ કે સર્વવ્યાપક, સર્વાન્તરરૂપે તથા સર્વાત્મકરૂપે પરબ્રહ્મ છે. જેમકે, "आकाशवत्सर्वगतश्च नित्य यत्साक्षादपरोक्षाद्ब्रह्म (બૃ૦ ૩,૪,૧) य आत्मा सर्वान्तरः (બૃ૦ ૩,૪,૧) आत्मैवेदं सर्वम् (છા૦ ૭,૨૫,૨ ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् (મુ૦ ૨,થ,૧૧) બ્રહ્મ આકાશની માફક સર્વ વ્યાપક તથા નિત્ય છે. જે બ્રહ્મ સાક્ષાત્ તથા કોઈ પણ

દ્રષ્ટાથી અપરોક્ષ હોવાથી મુખ્ય છે. આ સર્વ જગત્ આત્મારૂપે છે. આ દૃશ્યમાન સર્વ બ્રહ્મરૂપે છે તથા આ બ્રહ્મ સર્વથી શ્રેષ્ઠરૂપે છે," ઇત્યાદિ શ્રુતિવડે જે બ્રહ્મનો ગંતવ્યરૂપે નિશ્ચય થાય છે, તે બ્રહ્મમાં ગંતવ્યપણું બંધ બેસતું નથી. જેને વિશે ગમન થયલું છે, તેને વિશે ગમનપણું હોઈ શકે નહિ એક પુરૂષ પોતાથી ભિન્ન વસ્તુ પ્રતિ ગમન કરી શકે છે, આ બાબત પ્રસિદ્ધ છે.

શિષ્યઃ-લોકમાં જોયું છે કે, જેણે ગમન કરેલું હોય છે, તેને બીજા અન્ય સ્થાનપ્રતિ ગમન કરવાનું હોય છે. દૃષ્ટાંત તરીકે પૃથ્વી પર રહેલો એક પુરૂષ અન્ય સ્થાન પ્રતિ જવાના નિમિત્તવડે પૃથ્વીપર ગમન કરે છે. તે જ પ્રમાણે એક બાળક જો કે તેનો તે જ હોયછે, છતાં કેટલોક સમય ગયાકડે તેને વૃદ્ધપણુ પ્રાપ્ત થાય છે. આ રીતે પોતાના આત્મા વિશે જ ગમન કરવાનું જોવામાં આવે છે. તે જ પ્રમાણે બ્રહ્મ પણ સર્વ શક્તિ યુક્ત હોવાથી તેમાં કોઇ પણ રીતે ગંતવ્યપણું હોવું જોઈએ.

ગુરૂઃ-તેમ બને નહિ બ્રહ્મને વિશે સર્વ પ્રકારના વિશેષનો અભાવ છે. જેમકે, "निष्कल निष्क्रिय शान्त निरवद्यम् निरंजनम् (શ્વેત૦ ૬,૧૯), अस्थूलमनण्वह्रस्वमदीर्घम् (બૃ૦ ૩,૮,૮), स बाह्याभ्यन्तरो ह्यजः (મુ૦૨,૧,૨), स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म (બૃ૦ ૪,૪,૨૫), स एष नेति नेत्यात्मा (બૃ૦૩, ૯,૨૬) અર્થઃ-બ્રહ્મ કળાથી રહિત, ક્રિયાથી રહિત, શાંતરૂપે, અગર્હણીય તથા શુદ્ધ સ્વરૂપે છે. તે સ્થૂલ, અણુ, હ્રસ્વ તથા દીર્ઘભાવથી રહિત છે. તે બાહ્ય તથા અંદર સર્વત્ર છે. વળી તે જન્મથી રહિત છે. આ જ બ્રહ્મ મહાનરૂપે, જન્મથી રહિતરૂપે તથા આત્મારૂપે છે. તે જરા તથા મરણથી રહિત છે. તે અવિનાશી તથા ભયથી રહિતરૂપે છે. આ જ આત્મા નેતિનેતિરૂપે છે." આ શ્રુતિ તથા સ્મૃતિના ન્યાયવડે દેશ તથા કાળ આદિ વિશેષ યોગ પરમાત્મામાં કલ્પવો યોગ્ય નથી, કે જેથી ભૂમિના પ્રદેશની માફક તેમ જ વયની અવસ્થા માફક બ્રહ્મમાં ગંતવ્યપણું થાય. પ્રદેશ તથા અવસ્થાદિના યોગને લીધે ભૂમિ તથા વયનેવિશે દેશ તથા કાળવાળું ગંતવ્યપણું થઇ શકે છે.

શિષ્યઃ-જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણને લીધે બ્રહ્મમાં *અનેક પ્રકારની શક્તિ રહેલી છે*, એમ માનીએ તો કેમ ?

ગુરુ-તેમ બને નહિ. જે શ્રુતિઓ બ્રહ્મમાં વિશેષતા દર્શાવે છે તે પણ ભિન્ન અર્થનું પ્રતિપાદન કરતી નથી.

શિષ્યઃ-ઉત્પત્તિ આદિ શ્રુતિઓ પણ ભિન્ન અર્થનું પ્રતિપાદન કરતી નથી, માટે સરખી છે. ગુરૂઃ-તેમ બનશે નહિ. આ સર્વ શ્રુતિઓ એકત્વનું જ પ્રતિપાદન કરવાવાળી છે. મૃત્તિકા આદિનું જે દૃષ્ટાંત છે, તેવડે એક તથા સત્ સ્વરૂપ બ્રહ્મ સત્યરૂપે છે તથા વિકાર મિથ્યા છે. આ રીતનું પ્રતિપાદન કરવાવાળું જે શાસ્ત્ર છે, તે ઉત્પત્તિ આદિને પ્રતિપાદન કરવાવાળું હોઈ શકે નહિ

શિષ્યઃ-ઉત્પત્તિ આદિનું નિરાકરણ કરનારી શ્રુતિઓ બ્રહ્મના વિશેષનું નિરાકરણ કરનારી શ્રુતિના શેષરૂપે છે, પણ વિશેષનું નિરાકરણ કરનારી શ્રુતિઓ ઉત્પત્તિ આદિ કહેનારી શ્રુતિના શેષરૂપે નથી; તેનું શું કારણ ?

ગુરુઃ-વિશેષનું નિરાકરણ કરનારી શ્રુતિઓનું તાત્પર્ય કોઇ પણ રીતની આકાંક્ષાથી રહિત છે. આત્મા એક રૂપે, નિત્યરૂપે તથા શુદ્ધરૂપે છે, આ રીતનું જ્યારે જ્ઞાન થાય છે ત્યારે કોઇ પણ રીતની આકાંક્ષાનો અભાવ હોય છે. કારણ પુરુષાર્થની સમાપ્તિ થઇ, આ રીતે તેની બુદ્ધિ થાય છે. જેમકે કહ્યું છે કે, "तत्र को मोहः क शोक एकत्वमनुपश्यतः(४०७) अभयं वै जनक प्राप्तोऽसि (બૃ૦૪,૨,૪), विद्वान्न बिभेति कुतश्चन। एतं ह वाव न तपति किमहं साधु नाकरवम् किमहं पापमकरवम् ( તૈ૦ ૨,૯,૧ ) જ્યારે તે આત્માની એકતાનો નિશ્ચય કરે છે ત્યારે તેને શોક કે મોહ રહેતો નથી. હે જનક ! તું ભયથી રહિતપણાને પામેલો છે. જેને આત્મસાક્ષાત્કાર થાય છે, તેને કોઇ પણ વસ્તુથી ભય રહેતો નથી. જે સારૂં કર્મ છે, તેનો મેં શા-માટે ત્યાગ કીધો તથા મેં શા માટે પાપ કર્મ કર્યું, આ પ્રમાણેના વિચારનું બ્રહ્મ-વેત્તાને ખરેખર દુઃખ લાગતું નથી." તે જ પ્રમાણે વિદ્વાનને તુષ્ટિનો અનુભવ આદિ જોવામાં આવે છે, તથા શ્રુતિ વિકાર કે જે અનૃતરૂપે છે, તેની નિંદા કરે છે. જેમકે " मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति જે આ સ્થળે ભિન્નતાને જૂવે છે, તે એક મૃત્યુ પછી બીજા મૃત્યુને પામે છે." માટે વિશેષનું નિરાકરણ કરવાવાળી શ્રુતિઓ અન્ય શ્રુતિના શેષરૂપે છે, એમ કહેવું યોગ્ય નથી. તે જ પ્રમાણે ઉત્પત્તિ આદિનું નિરાકરણ કરનારી શ્રુતિઓમાં આકાંક્ષાના અભાવવાળું પ્રયોજન પ્રતિપાદન કરવામાં સામર્થ્ય નથી. આ શ્રુતિઓના ભિન્ન અર્થ છે, એમ જણાય છે. કેમકે, तत्रैतच्छुङ्गमुत्पतितं सोम्य विजानीहि नेदममूलं भविष्यति (છા૦ ૬,૮,૩) માટે આ શરીર કાર્યરૂપે ઉત્પન્ન થયેલ છે, એમ તું જાણ. હે પુત્ર! તારે એમ ન જાણવું કે, તે કારણ રહિત હશે." આ રીતે સૂચન કર્યા પછી છેવટે કહ્યું છે કે, સતરૂપ, એકરૂપ તથા જગતના કારણરૂપ બ્રહ્મ જ વિજ્ઞેયરૂપે છે. આથી જ કહ્યું છે કે, "यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म (તૈ૦ ૩,૧,૧) જેનામાંથી આ સર્વ પ્રાણી માત્રોની ઉત્પત્તિ થાય છે, જેનાવડે ઉત્પત્તિને પામેલાં પ્રાણીઓ જીવે છે, મરણ પ્રાપ્ત થયા પછી જેને વિશે પ્રાણીઓ પ્રવેશ કરે છે તે જ બ્રહ્મ છે." આ રીતે ઉત્પત્તિ આદિનું નિરૂપણ કરનારી શ્રુતિઓ આત્મા એક છે, એ રીતનું નિરૂપણ કરે છે. માટે બ્રહ્મ અનેક શક્તિવાળો છે, એમ કહેવું યોગ્ય નથી. માટે બ્રહ્મમાં ગંતવ્યની પ્રાપ્તિ નથી. વળી કહ્યું છે કે, "न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन् ब्रह्माप्येति ( બૃ૦૪,૪,૬ ) તેના પ્રાણ શરીરમાંથી ઉત્ક્રમણ કરી શકતા નથી. તે બ્રહ્મરૂપે થઇ બ્રહ્મને પ્રાપ્ત થાય છે." આ શ્રુતિ પરબ્રહ્મને વિશે ગતિનું નિવારણ કરે છે. આનું જ વ્યાખ્યાન स्पष्टो ह्येकेषाम् (બ્ર૦ સૂ૦

૪,૨,૧૩) આ સૂત્રવડે કર્યું છે. જો ગતિની કલ્પના કરીએ છીએ તો ગંતારૂપ જીવ ગંતવ્ય બ્રહ્મના અવયવરૂપે, વિકારરૂપે, અથવા કોઇ અન્યરૂપે થવો જોઇએ. જીવ તથા બ્રહ્મને વિશે અત્યંત તાદાત્મ્યપણું છે, માટે ગમનનો અસંભવ છે.

શિષ્યઃ–જ્યારે એમ કહો છો ત્યારે જીવની શી ગતિ થાય છે, તે તો કહો?

ગુરૂઃ–જો જીવ બ્રહ્મના એક દેશરૂપે હોય તો બ્રહ્મ જે એક દેશી છે, તે નિત્ય પ્રાપ્ત હોવાથી ફરી બ્રહ્મને વિશે ગમન થવું યુક્ત નથી. વળી એકદેશ તથા એકદેશીની કલ્પના બ્રહ્મને વિશે યોગ્ય નથી કારણ કે બ્રહ્મ નિરવયવ છે. જીવ બ્રહ્મના વિકારરૂપે છે, એમ માનવાથી પણ તે જ પ્રમાણેનો દોષ પ્રાપ્ત થશે. કારણ કે વિકારવડે વિકારી નિત્યપ્રાપ્ત છે. જેમકે ઘટ મૃત્તિકાનો ત્યાગ કરી રહેતો નથી. કારણ કે મૃત્તિકાના સ્વરૂપનો ત્યાગ થવે ઘટનો પણ અભાવ થાય છે. વળી વિકાર તથા અવયવ પક્ષમાં પણ, બ્રહ્મ વિકારવાન્ તથા અવયવવાન્, આમ બે રીતે જો અચળ થશે તો પછી બ્રહ્મને સંસારની પ્રાપ્તિ માનવી અયોગ્ય છે.

શિષ્યઃ–જીવ બ્રહ્મથી ભિન્ન છે.

ગુરુ.–તેમ માનવાથી જીવ અણુરૂપે, વ્યાપીરૂપે અથવા મધ્યમ પરિણામવાળો થઇ શકે. જો જીવ વ્યાપીરૂપે હોય તો પછી તેનામા ગમનપણુ હોઇ શકે નહિ. જો જીવ મધ્યમ પરિમાણવાળો હોય તો તે અનિત્ય હોવો જોઇએ. જો જીવ અણુ હોય તો આખા શરીરને વેદના થવી જોઇએ નહિ. આ અણુત્વ તથા મધ્યમ પરિમાણનો પ્રતિષેધ આગળ ઉપર વિસ્તારથી કરવામાં આવશે. જીવ જો પરબ્રહ્મથી ભિન્ન કહીએ તો तत्त्वमसि આદિ શાસ્ત્રને બાધ આવશે. વળી વિકાર તથા અવયવ પક્ષને વિશે પણ આ દોષ સમાન છે.

શિષ્યઃ–વિકાર તથા અવયવના પક્ષમાં બ્રહ્મ વિકારવાન્ તથા અવયવવાન્ થવાથી, જીવ તથા બ્રહ્મની ભિન્નતામાં અભાવ થશે, જેથી કોઇ રીતનો દોષ પ્રાપ્ત થશે નહિ.

ગુરુ.–તેમ થશે નહિ. બ્રહ્મ જે મુખ્ય તથા એકરૂપે છે, તેનો અભાવ થશે. આ સર્વ પક્ષમાં અનિર્મોક્ષનો પ્રસંગ આવી પડશે. કારણ કે જીવના સંસારી સ્વરૂપની નિવૃત્તિ થશે નહિ. અથવા જીવભાવની નિવૃત્તિ થાય તો સ્વરૂપના નાશનો પ્રસંગ આવે. વળી બ્રહ્મ આત્મારૂપે છે, આ રીતે સ્વીકારી શકાશે નહિ.

શિષ્ય.–મારૂં કહેવું એમ છે કે, નિત્ય તથા નૈમિત્તિક કર્મો પ્રત્યવાયની ઉત્પત્તિનો અભાવ થવા માટે કરવામાં આવે છે વળી સ્વર્ગ તથા નરકની પ્રાપ્તિનો અભાવ થાય, માટે કામ્ય તથા પ્રતિષિદ્ધ કર્મનો ત્યાગ કરવામા આવે છે. તેમ જ વર્તમાનકાળે દેહને ઉપભોગ કરવા ગોગ્ય કર્મોનો ઉપભોગ કરવાથી ક્ષય થાય છે. આથી વર્તમાન દેહનો પાત થવા પછી અન્ય દેહની પ્રાપ્તિના કારણનો અભાવ થશે. માટે આ પ્રકારને પામેલ જે મનુષ્ય હોય, તેને બ્રહ્માત્મપણું પ્રાપ્ત થયા વિના સ્વરૂપાવસ્થાવાળા કૈવલ્યની પ્રાપ્તિ થશે. આમ માનીએ તો કેમ ?

ગુરુ–આ પણ ખોટું છે. કારણ કે પ્રમાણનો અભાવ છે. અર્થાત્ મોક્ષાર્થીએ આ રીતે આચરણ રાખવું જોઇએ, એમ કોઇ પણ શાસ્ત્ર પ્રતિપાદન કરતું નથી. પોતાની ઇચ્છા પ્રમાણેનો આ તર્ક છે કે, સંસાર કર્મના કારણરૂપે છે. માટે કારણનો અભાવ થવાથી સંસાર રહેશે નહિ. વળી નિમિત્તના અભાવનું દુર્જ્ઞેયપણુ છે, માટે આ રીતનો તર્ક કરવો પણ યોગ્ય નથી. દરેક પ્રાણીને અનેક જન્મમાં એકઠાં થયલા તથા સુખ અને દુખના પરિમાણવાળા અનેક કર્મોનો સંભવ હોય છે. આ વિરૂદ્ધ ફળવાળા કર્મોનો ઉપભોગ એકી વખતે થતો નથી માટે કેટલાંક કર્મોનો સમય થઇ રહેલો હોય છે, જે આ જન્મને નિર્માણ કરે છે. વળી કેટલાક કર્મો દેશ, કાળ તથા નિમિત્તને લીધે વિલંબવાળાં હોય છે. તેથી આ અવશેષવાળાં કર્મોનો વર્તમાનકાળમા ઉપભોગ થવાવડે નાશના સંભવનો અભાવ છે તથા તેમ થવાથી ઉપર વર્ણવ્યા પ્રમાણેના આચરણવાળો જે મનુષ્ય હોય, તેનો વર્તમાન દેહ પડવા પછી અન્ય દેહના નિમિત્તના અભાવનો નિશ્ચય કરવો શક્ય નથી.

શિષ્ય:–શેષ કર્મના અસ્તિત્વની સિદ્ધિ તો "तयइहरमणीयचरणास्तत शेषेण તેટલા માટે અહીં જેઓ રમણીય આચરણવાળા છે." ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિવડે, થઇ ચૂકી છે. વળી આ સ્થળે શંકા એ થાય છે કે, તેઓનાં નિત્યે તથા નૈમિત્તિક કર્મોનો નાશ થશે કે નહિ?

ગુરુ:–વિરોધનો અભાવ હોવાથી તેમ થશે નહિ કારણ કે જ્યાં વિરોધ હોય છે, ત્યાં જ *ક્ષેપ્ય ક્ષેપકભાવ હોય છે. જે સુકૃતો અન્ય જન્મમાં એકઠાં કરાયલાં છે, તેનો વિરોધ નિત્ય તથા નૈમિત્તિક સાથે હોતો નથી. કારણ કે બેઉમાં શુદ્ધપણું સમાન છે. પાપયુક્ત કર્મો અશુદ્ધરૂપે છે, માટે વિરોધ થવાથી નાશ ભલે થાય. પણ તેથી અન્ય દેહના અભાવની સિદ્ધિ થઇ શકતી નથી. કારણ કે સુકૃતરૂપ નિમિત્ત રહેલાં હોય છે, તેમ જ અશેષ પાપો નાશ પામ્યા છે, આ રીતનો નિશ્ચય હોતો નથી. વળી નિત્ય તથા નૈમિત્તિક કર્મો કરવાથી અટકાવની ઉત્પિત્તિનો અભાવ થયો, તેમ જ અન્ય ફળની ઉત્પત્તિ ન થવી, આ બાબતમાં કશું પ્રમાણ હોતું નથી. કારણ કે કર્મ કર્યાં પછી અન્ય ફળની ઉત્પતિનો સંભવ હોય છે. આ જ પ્રમાણે આપસ્તંબ સ્મૃતિમાં કહ્યું છે કે, " तद्यथाम्रे फलार्थे निर्मिते छायागन्धावनूत्पद्येते एवं धर्मं चर्यमाणमर्था अनूत्पद्यन्ते ફળને માટે આમ્રવૃક્ષ ઉછેરવામાં આવ્યું હોય તો તેની પાછળ છાયા તથા ગંધની ઉત્પત્તિ થાય છે. તે જ પ્રમાણે ધર્મનું આચરણ કરવામા આવ્યુ હોય તો પછી વિષયોની ઉત્પત્તિ થાયછે. વળી સર્વાત્મભાવવડે જ્યાંસુધી આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થયલી હોતી નથી, ત્યાંસુધી જન્મ તથા મરણના વચગાળામાં કોઇ પણ મનુષ્ય પ્રતિષિદ્ધ કામ્ય કર્મનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લઇ શકતો નથી. જેઓ સમ્યક્ પ્રકારે વિવેકાદિમાં કુશળ હોય છે, તેઓનેવિશે પણ સૂક્ષ્મ અપરાધ જોવામાં આવે છે. જો કે આ સંશય કરવા યોગ્ય છે, છતાં નિમિત્તનો

* ક્ષેપ્ય–નાશ કરાય એવુ. ક્ષેપક–નાશ કરનાર.

અભાવ જાણવો અશક્ય છે. જ્ઞાનવડે ગમ્ય એવો બ્રહ્માત્મભાવ જ્યાંસૂધી પ્રાપ્ત થયો નથી, ત્યાંસૂધી કર્તૃત્વ ભોક્તૃત્વ સ્વભાવવાળા આત્માને કૈવલ્યની આશા રાખવી ફોકટ છે.

શિષ્યઃ—જેમ અગ્નિમાં ઉષ્ણતાનો ત્યાગ થઇ શકતો નથી, તે જ પ્રમાણે આત્મા જ્ઞાનસ્વરૂપે છે, તેથી જ્ઞાનનો અભાવ થવો અશક્ય છે. વળી કર્તૃત્વ ભોક્તૃત્વ કાર્ય અનર્થ છે, પણ કાર્યની શક્તિ અનર્થ નથી. માટે શક્તિનું અસ્તિત્વ છતાં કાર્યનો ત્યાગ થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે.

ગુરુઃ—તેમ પણ બને નહિ. કારણ કે જ્યાંસૂધી શક્તિનું અસ્તિત્વ છે ત્યાંસૂધી કાર્યની ઉત્પત્તિનો અભાવ થવો અશક્યછે.

શિષ્યઃ—અન્ય નિમિત્તની અપેક્ષા વિના કેવળ શક્તિ કાર્યનો આરંભ કરી શકતી નથી. માટે શક્તિ રહેલી હોય, છતાં એકલી હોવાથી કોઇપણ અપરાધ કરતી નથી.

ગુરુઃ—તેમ પણ બનવું અશક્ય છે. શક્તિવાચક સંબંધવડે નિમિત્ત કાર્યો પણ નિત્ય સંબંધરૂપે છે. માટે જ્યાંસૂધી આત્મામાં કર્તૃત્વ ભોક્તૃત્વ સ્વભાવ રહેલો હોય છે તથા જ્યાંસૂધી વિદ્યાવડે પ્રાપ્ત થવા યોગ્ય બ્રહ્માત્મભાવ પ્રાપ્ત થયો નથી, ત્યાંસૂધી કોઇપણ પ્રકારે મોક્ષની આશા રાખવી મિથ્યા છે. શ્રુતિમાં પણ કહ્યુ છે કે, "नान्यः पन्था वियतेऽयनाय (શ્વે૦ ૩ ૮,) મોક્ષને માટે અન્ય કોઇપણ માર્ગ નથી." આ રીતે શ્રુતિ એમ કહે છે કે, જ્ઞાનથી ભિન્ન બીજો મોક્ષમાર્ગ નથી.

શિષ્યઃ—જીવ પરબ્રહ્મથી ભિન્ન નથી, એમ માનવાથી સર્વ વ્યવહારના નાશનો પ્રસંગ આવશે. કારણ કે પ્રત્યક્ષાદિ પ્રમાણનો અભાવ થશે.

ગુરુઃ—આ માનવું ખોટું છે. જાગતાં પહેલાં જેમ સ્વપ્નનો વ્યવહાર હોય છે, તે જ પ્રમાણે સર્વ વ્યવહારની પ્રાપ્તિ હોય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, "यत्र हि द्वैतमिव भवति तदितर इतर पश्यति (બૃ૦ ૨, ૪, ૧૪) જ્યાં સૂધી જેનેવિશે દ્વૈતભાવ રહેલો હોય છે, ત્યાં સૂધી અન્ય જીવ અન્ય વસ્તુનું દર્શન કરે છે." આ પ્રમાણે જ્યાં સૂધી જ્ઞાનની ઉત્પત્તિ નથી થઇ, ત્યાં સૂધી પ્રત્યક્ષાદિ વ્યવહાર કહેવાયલો છે, પણ જ્યારે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે "यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् (બૃ૦૨,૪,૧૪) જ્યાં સર્વાત્મભાવની પ્રાપ્તિ થઇ હોય છે ત્યાં કોણ કઇ વસ્તુને જૂવે?" આ રીતે શ્રુતિ સર્વ વ્યવહારનો અભાવ દર્શાવે છે.

શિષ્યઃ—આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનીને ગંતવ્યાદિ જ્ઞાનનો અભાવ છે, માટે કોઇ પણ રીતે ગતિને પ્રતિપાદન કરવી શક્ય નથી, એમ જો આપ કહેશો તો ગતિવાચક શ્રુતિઓ શા માટે આપી હશે?

ગુરુઃ—કહ્યું છે કે, ગતિવાચક શ્રુતિઓ સગુણવિદ્યાના વિષયવાળી હોવી જોઇએ. દૃષ્ટાંત તરીકે કેટલીક શ્રુતિ પંચાગ્નિવિદ્યાનું નિરૂપણ કરી ગતિ સૂચવે છે, કેટલીક પર્યંક વિદ્યાનું નિરૂપણ કરી તથા કેટલીક શ્રુતિ વૈશ્વાનર વિદ્યાનું નિરૂપણ કરી ગતિ સૂચવે છે. વળી કેટલેક સ્થળે બ્રહ્મને મુખ્ય ગણી ગતિનું નિરૂપણ કર્યું છે.જેમકે,

"प्राणो ब्रह्म कं ब्रह्म खं ब्रह्म (છા૦ ૪,૧૦,૫) પ્રાણુ બ્રહ્મરૂપે છે, આનંદબ્રહ્મરૂપે છે તથા આકાશ બ્રહ્મરૂપે છે." अथ यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुंडरीकं वेश्म (છા૦ ૮,૧,૧) બ્રહ્મપુર વિશે કમળના સરખું આકાશ છે." આ સ્થળે અલ્પાદિ તથા સત્યકામ આદિ ગુણવડે સગુણ બ્રહ્મ ઉપાસ્યરૂપે હોવાથી ગતિનો સંભવ છે. કોઇપણ સ્થળે શ્રુતિમાં પરબ્રહ્મ વિશે ગતિ કહી નથી. શ્રુતિમાં ગતિનો પ્રતિષેધ નીચેની શ્રુતિવડે કર્યો છેઃ– "न तस्य प्राणा उत्क्रामन्ति (બૃ૦ ૪,૪,૬) ब्रह्मविदाप्नोति परम् (તૈ૦ ૨,૧,૧) તેના પ્રાણો ઉત્ક્રમણ કરી શકતા નથી. બ્રહ્મજ્ઞાની પર બ્રહ્મને પામે છે." ઇત્યાદિમાં આપ્ ધાતુ ગતિવાચક છે તથા આ સ્થળે દેશાંતર પ્રાપ્તિનો અસંભવ હોવાથી અવિદ્યાવડે આરોપિત થયેલા નામ તથા રૂપનો નાશ થવાવડે સ્વસ્વરૂપની પ્રાપ્તિરૂપ નિરૂપણ છે. "ब्रह्मैव सन्ब्रह्माप्येति (બૃ૦૪,૪,૬) બ્રહ્મરૂપે થઇ બ્રહ્મમાં લય પામે છે." આ રીતે સ્વસ્વરૂપની પ્રાપ્તિ છે.

શિષ્યઃ–પરબ્રહ્મના વિષયવાળી શ્રુતિમાં ગતિનું જે નિરૂપણ છે, તે પ્રીતિને અર્થે અથવા અનુચિંતને અર્થે શું જાણવું?

ગુરુઃ–બ્રહ્મવેત્તાને ગતિનું નિરૂપણ કરી પ્રીતિ ઉત્પન્ન કરી શકાતી નથી. કારણ કે વ્યવધાનથી રહિત તથા પોતાની મેળેજ જ્ઞેયરૂપ વિદ્યાથી ઉત્પન્ન થયેલ સ્વાસ્થ્યપણાથી આત્મસાક્ષાત્કાર થાય છે. વળી નિત્યસિદ્ધ તથા મોક્ષરૂપ પરિણામવાળા અસાધ્યફળવાળા વિજ્ઞાનને ગતિના વિચાર સંબંધી જરા પણ અપેક્ષા હોતી નથી. માટે અપરબ્રહ્મના વિષયવાળી ગતિ છે. પર તથા અપરબ્રહ્મના વિવેકનો નિશ્ચય હોતો નથી. આથી પરબ્રહ્મનું નિરૂપણ કરનારી ગતિવાચક શ્રુતિઓનો અધ્યારોપ પરબ્રહ્મને વિશે કરવામાં આવે છે.

શિષ્યઃ–શું પર તથા અપર, એમ બે પ્રકારના બ્રહ્મો છે?

ગુરુઃ–હા, બે પ્રકારના છે. જેમકે કહ્યું છે કે, "एतद्वै सत्यकाम परं चापर च ब्रह्म यदोंकारः (પ્ર૦૫,૨) સગુણ તેમ જ નિર્ગુણ બ્રહ્મ બેઉ ૐકારરૂપ છે."

શિષ્યઃ–પરબ્રહ્મરૂપે શું છે તથા અપરબ્રહ્મરૂપે શું છે?

ગુરુઃ–અવિદ્યાથી કરેલા નામ તથા રૂપાદિવિશેષનો પ્રતિષેધ થવા પછી અસ્થૂલઆદિ શબ્દવડે જે બ્રહ્મનું નિરૂપણ કરવામાં આવે છે, તે પર બ્રહ્મ છે. વળી નામ તથા રૂપઆદિ વિશેષવાળા જે વિશિષ્ટનું "मनोमयः प्राणशरीरो भारूपः (છા૦૩,૧૪,૧૨) મનોમયરૂપ, પ્રાણ શરીરરૂપ તથા દીપ્તિરૂપ જે ચૈતન્ય છે તે." આ શબ્દવડે જે નિરૂપણ કરાય છે, તે અપરબ્રહ્મ.

શિષ્યઃ–જો આમ હોય તો તો પછી અદ્વૈતવાળી શ્રુતિને બાધ આવશે.

ગુરુઃ–તેમાં બાધ આવશે નહિ. કારણ કે અવિદ્યાથી કરાયેલ નામ તથા રૂપ ઉપાધિરૂપે હોવાથી તેનો નાશ અદ્વૈત શ્રુતિમાં કરવામાં આવે છે. શ્રુતિમાં અપરબ્રહ્મની ઉપાસનાનું ફળ નીચે પ્રમાણે કહ્યું છે. જેમકે, "स यदि पितृलोककामो भवति(છા૦૮,૨,૧) તે જ્યારે પિતૃલોકની કામનાવાળો થાય

છે." આ રીતે જગતના ઐશ્વર્યના લક્ષણવાળું સંસારસંબંધી ફળ હોય છે. કારણ કે અપરબ્રહ્મમાં અવિદ્યાની નિવૃત્તિ હોતી નથી. સંસારસંબંધી ફળ દેશવિશેષની સાથે સંબંધ રાખતું હોવાથી તેમાં ગતિ કહેવી, તે ખોટી નથી. આકાશ સર્વગત છે, છતાં તેનું ગમન ઘટ આદિને વિશે કહેવાય છે. તે જ પ્રમાણે આત્મા સર્વગત છે, છતાં બુદ્ધિ આદિ ઉપાધિને વિશે તેનું ગમન પ્રસિદ્ધ છે. આ જ બાબત तद्गुणसारत्वात् (બ્ર૦સૂ૦ ૨,૩,૨૯) માં નિરૂપણ કરી છે. માટે कार्यं बादरिः (બ્ર૦ સૂ૦ ૪, ૩, ૭) આ સિદ્ધાંત પક્ષ છે. परं जैमिनिः (બ્ર૦સૂ૦ ૪,૩,૧૨) આ અન્ય પક્ષનું નિરૂપણ છે તથા તે કેવળ બુદ્ધિનો વિકાસ કરવા માટે છે, એમ જાણવું. (૧૪)

શિષ્યઃ–વિકારને આલંબન કરનારા સર્વેને સામાન્ય રીતે શું અમાનવ પુરૂષ બ્રહ્મલોક પ્રતિ લઇ જાય છે કે કેટલાએકને જ ?

ગુરૂઃ–પ્રતીકનું આલંબન કરનારાઓનો ત્યાગ કરી સર્વેને અમાનવ પુરૂષ બ્રહ્મલોકપ્રતિ લઇ જાય છે. આ જ હેતુથી ૧૫ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૬ ઠું–સૂત્ર ૧૫ મું.

## કોની કાર્યબ્રહ્મમાં ગતિ ?

अप्रतीकालंबनान्नयतीति बादरायण उभयथाऽदोषात् तत्क्रतुश्च ॥ १५ ॥

સૂત્રાર્થઃ–પ્રતીકનું આલંબન કરનારા શિવાયના બધાઓને અમાનવ પુરૂષ બ્રહ્મ લોકપ્રતિ લઇ જાય છે, એમ બાદરાયણ આચાર્ય માને છે. બેઉ પ્રકારે હોય, એમાં દોષ નથી. કારણ કે કાર્યની ઉપાસના કરનાર હેતુરૂપે છે.

ટીકાઃ–શિષ્યઃ–આપે સિદ્ધ કર્યું કે, કાર્ય બ્રહ્મના વિષયવાળી ગતિ નથી. હવે મને સંદેહ એ થાય છે કે, વિકારનો આશ્રય કરનારા સર્વેને સામાન્ય રીતે શું અમાનવ પુરૂષ બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવે છે અથવા તો કેટલાકને જ બ્રહ્મપ્રાપ્તિ કરાવે છે ? મારૂં માનવું તો એમ છે કે, પરબ્રહ્મથી ભિન્ન અપરબ્રહ્મના સર્વઉપાસકોને બ્રહ્મને વિશે ગતિ હોવી જોઇએ. તેજ પ્રમાણે "अनियमः सर्वासाम् (બ્ર૦સૂ૦ ૩, ૩,૩૧) આ સૂત્રથી સામાન્ય રીતે ભિન્ન વિદ્યાવાળા સર્વેની બ્રહ્મને વિશે ગતિ છે.

ગુરૂઃ–આ બાબત કહું, તે સાંભળ. પ્રતીકનું આલંબન કરનાર સિવાયના સર્વેને, *પ્રતીકની ઉપાસના જે કરનારા છે તેનો ત્યાગ કરી, વિકારની ઉપાસના કરવાવાળા સર્વેને બ્રહ્મલોકપ્રતિ અમાનવ પુરૂષ લઇ જાય છે, એમ બાદરાયણ આચાર્ય માને છે. પ્રતીકની ઉપાસનાવાળાને નથી લઇ જતો તથા વિકારોપાસનાવાળાને લઇ જાય છે, એમ બેઉ પ્રકારનો ભાવ સ્વીકારવામાં કોઇ દોષ નથી. પ્રતીકથી ભિન્ન ઉપાસનાઓમાં અનિયમની રીતિ પ્રાપ્ત થાય છે. બેઉ પ્રકારની ઉપાસનામાં કાર્યબ્રહ્મની ઉપાસના કરનાર મુખ્ય કારણરૂપે છે. ખરેખર જે બ્રહ્મની ઉપાસના કરે છે, તે બ્રહ્મના

* પ્રતીક=જેઓ નામ આદિને ધ્યેયરૂપે અર્થાત્ પ્રધાનરૂપે માને છે તથા બ્રહ્મને ગૌણરૂપે માને છે. આવાને બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. પણ વિદ્યુત્ લોક પર્યંત જ જઇ શકે છે.

ઐશ્વર્યને પ્રાપ્ત કરે છે, એ યોગ્ય છે જેમકે કહ્યું છે કે "तं यथा यथोपासते तदेव भवति જેની જે પ્રકારે ઉપાસના કરે છે, તેઓ તેરૂપે થાય છે" આ રીતની શ્રુતિ છે. પ્રતીકની ઉપાસનામાં કાર્ય-સ્વરૂપ બ્રહ્મની ઉપાસના નથી. આ ઉપાસનામા પ્રતીક અર્થાત્ નામની પ્રાધાન્યતા છે.

શિષ્ય -જે બ્રહ્મની ઉપાસના નથી કરતો, તે પણ બ્રહ્મને પ્રાપ્ત કરે છે, આ રીતની શ્રુતિ છે જેમકે, પંચાગ્નિ વિદ્યામાં કહ્યુ છે કે, "स एनान् ब्रह्म गमयति (છા૦૪,૧૫,૫) તે તે ઉપાસકોને બ્રહ્મ પ્રતિ પહોચાડે છે.

ગુરુ -જ્યાં આ રીતનો પ્રત્યક્ષવાદ જોવામાં આવે છે, ત્યાં ભલે તે પ્રમાણે હોય. પણ જ્યા પ્રત્યક્ષ વાદનો અભાવ છે, ત્યાં જેની જે ઉપાસના કરે છે, તેને તે પ્રાપ્ત થાય છે, આ રીતે કાર્યબ્રહ્મના ન્યાયવડે કાર્યબ્રહ્મની ઉપાસનાવાળાને જ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, પણ બીજાને નહિ, એમ સમજવું (૧૫)

શિષ્ય -પ્રતીકોપાસનાવાળાને શા ફળની પ્રાપ્તિ થાય છે ?

ગુરૂઃ-જે નામ રૂપાદિ પ્રતીકની ઉપાસના કરનાર છે, તેને અનેક પ્રકારના ફળની પ્રાપ્તિ થાય છે, એમ શ્રુતિ જણાવે છે. આ જ હેતુથી ૧૬મા સૂત્રમા કહ્યું છે કે,-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૬મું.

## પ્રતિકોપાસનાનું ફળ.

विशेषं च दर्शयति ॥ १६ ॥

સૂત્રાર્થઃ-પ્રતીકોપાસનાવાળાને વિશેષ ફળની પ્રાપ્તિ થાય છે, એમ શ્રુતિ જણાવે છે. (૧૬)

ટીકા -ગુરૂ -નામાદિ પ્રતીક ઉપાસનાવાળાને પૂર્વ પૂર્વ ફળના કરતાં ઉત્તરોત્તર વિશેષ ફળની પ્રાપ્તિ શ્રુતિમાં જણાવી છે. જેમકે, " यावन्नाम्नो गतं तत्रास्य यथाकामचारो भवति (છા૦ ૭,૧,૫) નામની બ્રહ્મ રૂપે જે ઉપાસના કરે છે, તેને નામનો જેટલો વિષય છે તેટલા ફળની પ્રાપ્તિ થાય છે." "वाग्वाव नाम्नो भूयसी (૭,૨,૧) નામ કરતાં વાક્ શ્રેષ્ઠ છે." "यावद्वाचो गतं तत्रास्य यथाकामचारो भवति (છા૦૭,૨,૨) તેને વાણીનો જેટલો વિષય છે તેટલા ફળની પ્રાપ્તિ થાયછે."मनो वाव वाचो भूय (છા૦૭,૩,૧) મન વાણી કરતાં અધિકછે "પ્રતીકને અધીન હોવાથી આ પ્રમાણે ઉપાસનાના ફળ વિશેષની પ્રાપ્તિ થાય છે બ્રહ્મને અધીન હોય તો બ્રહ્મ સામાન્યરૂપે થવાથી કેવી રીતે ફળવિશેષ થવુ જોઇએ. માટે પ્રતીકની ઉપાસનાવાળાઓને બીજી ઉપાસનાના જેટલુ ફળ મળતું નથી. (૧૬)

इति श्रीमच्छंकरभगवत्पूज्यपादकृतो शारीरकमीमांसाभाष्ये चंद्रशंकरात्मजछोटालालशर्मणा कृतगुर्जरगिरानुवादे चतुर्थाध्यायस्य तृतीयः पादः ॥३॥

# ભૂમિકા.

## બ્રહ્મલોક સ્થિતિનિરૂપણ.

શિષ્યઃ—જેને પરબ્રહ્મનો, સાક્ષાત્કાર થયો છે, તે બ્રહ્મલોકમાં સ્વસ્વરૂપે શું રહે છે અથવા જેમ કોઇ અતિથિ રહે તેમ રહે છે ?

ગુરુ—બ્રહ્મલોકમાં આત્માનો સાક્ષાત્ અનુભવ કરી તે સ્વસ્વરૂપે કરી રહે છે. આ જ હેતુથી ૧ લા સૂત્રમાં કહ્યું છે કે;—

### અધિકરણ ૧ લું-સૂત્ર ૧ લું.

### આત્માનો સ્વાત્મસ્વરૂપે આવિર્ભાવ.

**संपद्याविर्भावः स्वेन शब्दात् ॥ १ ॥**

સૂત્રાર્થ.—સ્વપ્રકાશ આત્માનો સાક્ષાત્ અનુભવ કરી આત્મ માત્રે કરી વિદ્વાનનો આવિર્ભાવ થાય છે. કારણ શ્રુતિમાં સ્વશબ્દ વાપરવાથી તે જ પ્રમાણે થાય છે. (૧)

ટીકા.—શિષ્યઃ—શ્રુતિમાં કહ્યું છે કે, "एवमेवैष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते (છા૦૮, ૧૨,૩) પરમજ્યોતિની પ્રાપ્તિવડે પોતાના શરીરમાંથી નિકળતો પુરૂષ વાયુ આદિની માફક પોતાના મૂળ રૂપને ધારણ કરે છે." હવે આ સ્થળે મને સંશય થાય છે. જેમ દેવલોક આદિ ઉપભોગનાં સ્થાનો છે, તે પ્રમાણે કોઈ વિશિષ્ટ અતિથિરૂપે કરી રહે છે અથવા તો આત્મમાત્રવડે રહે છે ? આ બેમાંથી ખરૂં શું ? મારૂં માનવું તો એમ છે કે, જેમ અ હોય છે, તેમ બ્રહ્મલોકમાં કે સ્વરૂપે કરી રહેવો જોઇએ. કારણ મોક્ષ છે, તે પણ એક પ્રકારના ફળરૂપે છે. મૂળ શ્રુતિમાં अभिनिष्पद्यते ધાતુ ઉત્પત્તિવાચક છે. જો સ્વરૂપ માત્રે કરી હોય તો પૂર્વ અવસ્થામાં પણ સ્વરૂપનો નાશ નહિ હોવાથી ઉત્પત્તિનો વિચાર કરવો જોઇએ. માટે કોઈપણ વિશેષ પ્રકારે પ્રાપ્તિ થાય છે.

ગુરુ—આ બાબત હું કહું, તે સાંભળ. કેવળ આત્માવડે આવિર્ભાવ થાય છે, પણ કોઈ અન્ય ધર્મવડે નહિ.

શિષ્યઃ—એમ કેવી રીતે બને ?

ગુરુઃ—મૂળમાં સ્વશબ્દ હોવાથી સ્વ-સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. જો તેમ ન હોય તો સ્વશબ્દ વિશેષણ યોગ્ય થાય નહિ.

શિષ્ય—આત્મીયના અભિપ્રાયવાળો સ્વશબ્દ હોવો જોઇએ.

ગુરુ—ના, તેમ નથી. કારણ કે આત્મા અનિર્વચનીયરૂપે છે. જો તેની આત્મીય પ્રાપ્તિ કોઇએક પ્રકારના રૂપથી યુક્ત હોય તો स्वेन એવું જે વિશેષણ છે, તે મિથ્યા થવું જોઇએ. પણ આત્મરૂપે કહેવાથી અર્થવાળું થશે. કેવળ આત્મારૂપે પ્રાપ્તિ થાય છે. પણ કોઈ આગંતુક અપરરૂપવડે પ્રાપ્તિ થતી નથી. (૧)

શિષ્ય-સ્વરૂપના લયનો અભાવ એક સરખો હોવાથી પૂર્વની અવસ્થા તથા આ અવસ્થામાં શો ભેદ છે ?

ગુરૂ-જે બ્રહ્મભાવને પામેલ છે, તે સંસારના સર્વ અનર્થસમૂહથી મુક્ત થઇ રહે છે. કારણ આ પ્રમાણેનું શ્રુતિમા વ્યાખ્યાન છે. આથી જ ૨ જા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૨ જું

## પૂર્વોત્તર અવસ્થામાં ભેદ.

मुक्त: प्रतिज्ञानात् ॥२॥

સૂત્રાર્થઃ-શ્રુતિવડે આત્માને ઓળખવાથી એમ કહેવાય છે કે, તે સંસારના સર્વ અનર્થસમૂહથી મુક્ત થઇ રહે છે.(૨)

ટીકાઃ-ગુરુઃ-બ્રહ્મભાવને પામ્યો છે, એમ જેના સંબંધમાં કહેવાય છે, તે સર્વ બંધનથી મુક્ત હોય છે તથા શુદ્ધ આત્મસ્વરૂપે કરી તે રહે છે. વળી પૂર્વ અવસ્થામાં જાણે તે અંધરૂપે હોય, જાણે રડતો હોય, જાણે વિનાશમાં લીન થયો હોય, આમ ત્રણ અવસ્થાવડે દૂષિત આત્માવાળો હોય છે. આ રીતની વિશેષતા છે.

શિષ્ય-આ હવે મુક્ત થયલો છે, તે કેવી રીતે જણાય છે ?

ગુરૂઃ-આત્માને ઓળખવાથી તેમ થાય છે. જેમકે, "एतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि (છા૦ ૮,૯,૩) હું તને ફરી આત્મા-વિશે વ્યાખ્યાન કરીશ" આ રીતે ત્રણ પ્રકારની અવસ્થાના દોષથી રહિત આત્મા નિરૂપણ કરવા યોગ્ય છે, એમ જાણી, "अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः (છા૦ ૮,૧૨,૧) શરીરથી રહિત આત્માને પ્રિય તથા અપ્રિય સ્પર્શ કરતાં નથી." આ રીતે આત્માના સ્વરૂપનો નિશ્ચય કરવો પછી "स्वेन रूपेणाभिनिष्पद्यते स उत्तमः पुरुषः (છા. ૮,૧૨,૩) જે આત્મા સ્વસ્વરૂપે કરી રહે છે, તેજ ઉત્તમ પુરૂષ છે." આ રીતે શ્રુતિ ઉપસંહાર કરે છે. તેજ પ્રમાણે આખ્યાયિકાના ક્રમમાં પણ "आत्माऽपहतपाप्मा આત્મા પાપના દોષથી રહિત છે." આ રીતે મુક્ત આત્માના સંબંધી જ્ઞાન છે વળી મોક્ષરૂપ ફળ પ્રસિદ્ધ છે. આ મોક્ષ બંધની નિવૃત્તિરૂપે છે, પણ આ મોક્ષ અપૂર્વ એવી વૃદ્ધિની અપેક્ષાવાળો નથી. જો કે निष्पद्यतेનો અર્થ ઉત્પત્તિવાચક છે, છતાં પૂર્વની અવસ્થાને લઇને છે. જેમકે રોગથી નિવૃત્તિ થયે અરોગપણાની પ્રાપ્તિ થાય છે. માટે તેમાં દોષ આવતો નથી.(૨)

શિષ્ય-આત્માનું સ્વરૂપ કેવું છે ?

ગુરૂ-આત્મા જ્યોતિસ્વરૂપે છે. આ જ હેતુથી ૩જા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૧ લું-સૂત્ર ૩ જું.

## આત્માનું સ્વરૂપ.

आत्मा प्रकरणात् ॥३॥

સૂત્રાર્થઃ-આત્મા જ્યોતિસ્વરૂપે છે શ્રુતિમાં એ રીતે કહેલું છે. (૩)

ટીકા-શિષ્ય-વળી આ મનુષ્ય મુક્ત થયો છે, એમ કેવી રીતે કહેવાય? કારણકે શ્રુતિમાં કહ્યું છે કે, "परं ज्योतिरुपसंपद्य (છા૦ ૮,૧૨,૩) પરજ્યોતિ પ્રાપ્ત કરી" આ રીતે કાર્યના વિષયરૂપે મુક્તનું નિરૂપણ કરે છે. કારણકે જ્યોતિ શબ્દની

સ્વસ્વરૂપે થાય છે." આ રીતે મુકતના સ્વરૂપનું સૂચન કરનારાં વાકયોમાંથી એમ જણાય છે કે, આત્મા અવિભાગરૂપે રહે છે. આના દૃષ્ટાંત તરીકે નદી તથા સમુદ્ર છે. ભેદનો નિર્દેશ પણ અભેદસ્વરૂપનું સૂચન કરે છે. જેમકે "स भगवः कस्मिन्प्रतिष्ठित इति स्वे महिम्नि (છા૦ ૭,૨૪,૧) હે ભગવન્! આત્મા શાને વિશે સ્થિતિ કરે છે? તે પોતાના મહિમાવિશે રહે છે." વળી કહ્યું છે કે "आत्मरतिरात्मक्रीडः (છા૦ ૭,૨૫,૨) જેનું રમણ આત્મા છે તથા જેની ક્રીડા આત્મામાં છે." આ રીતે શ્રુતિમાં નિરૂપણ છે. (૪)

શિષ્યઃ–શું આ મુકત સર્વજ્ઞત્વાદિ ધર્મથી યુકત છે કે કેવળ ચિન્માત્રસ્વરૂપે કરી રહે છે?

ગુરુઃ–શ્રુતિમાં જે આત્મા સંબંધી સૂચન આદિ આપેલાં છે, તેથી એમ જણાય છે કે, તે આત્મા બ્રહ્મની સાથે આવિર્ભાવ પામે છે. આ રીતનો જૈમિનિનો મત છે. આ રીતે ૫ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩ જું–સૂત્ર ૫ મું. જૈમિનિનો મત.

ब्राह्मेण जैमिनिरुपन्यासादिभ्यः ॥५॥

સૂત્રાર્થઃ–શ્રુતિમાં જે કહેલું છે, તેથી એમ જણાય છે કે, આત્મા બ્રહ્મરૂપે કરી આવિર્ભાવ પામે છે. આ રીતનો જૈમિનિ નામના આચાર્યનો મત છે. (૫)

ટીકાઃ–ગુરુઃ–"स्वेन रूपेण(છા૦ ૮,૩,૪) સ્વસ્વરૂપે પ્રાપ્ત થાય છે." આ રીતે આત્મસ્વરૂપે કરી આવિર્ભાવ પામે છે. પણ અતિથિરૂપ અપરરૂપે કરી નહિ, એમ સિદ્ધ થયું છે. હવે આ સંબંધી વિશેષ જાણવાની ઈચ્છાથી કહેવામાં આવે છે કે, આ મુક્તનું રૂપ બ્રહ્મરૂપે થાય છે હવે બ્રહ્મનું સ્વરૂપ પાપ આદિ દોષથી રહિત, સત્ય સંકલ્પવાળું, સર્વજ્ઞરૂપે તથ સર્વેશ્વરરૂપે છે. આ સ્વરૂપને મુક્ત પામે છે, એમ જૈમિનિ નામના આચાર્ય માને છે

શિષ્યઃ–આમ કેવી રીતે માની શકાય?

ગુરુઃ–શ્રુતિમાં આત્મા સંબંધી જે સમજાવવામાં આવ્યું છે, તેથી તે પ્રમાણે કહેવાય છે. જેમકે, "य आत्माऽपहतपाप्मा (છા૦૮,૭,૧),सत्यकामः सत्यसंकल्पः (છા૦૮,૭,૧) આત્મા પાપ આદિ દોષથી રહિત છે: આ આત્મા સત્ય કામનાવાળો તથા સત્ય સંકલ્પરૂપે છે." આ રીતે આત્માના સંબંધમાં કહેવાથી આત્મા તેવા સ્વરૂપે છે. વળી "स तत्र पर्येति जक्षन्क्रीडन्रममाणः (છા૦ ૮, ૧૨, ૩) આ જીવ આત્મામાં ગમન કરે છે. કેટલીકવાર ભક્ષણ કરે છે, કેટલીકવાર ક્રીડા કરે છે, તથા કેટલીકવાર રમણ કરે છે." આ રીતે શ્રુતિ આત્માના ઐશ્વર્યનું નિરૂપણ કરે છે. "तस्य सर्वेषु लोकेषु कामचारो भवति (છા૦ ૭,૨૫,૨) સર્વ લોકનેવિશે તે જેની સ્પૃહા કરે છે, તે મેળવવા શક્તિમાન્ થાય છે." "सर्वज्ञः सर्वेश्वरः આત્મા સર્વજ્ઞરૂપે તથા સર્વેશ્વરરૂપે છે." આ રીતના ઉપદેશથી મુકત તેવા પ્રકારનો થવો જોઈએ. (૫)

શિષ્યઃ–બીજા કોઈ ઋષિનો જે મત હોય, તે કહો.

ગુરુઃ–ઔડુલોમિ નામના આચાર્યનો મત એ છે કે, મુક્ત ચિત્સ્વરૂપે થાય છે. કારણ કે આત્માનું ચિત્સ્વરૂપ છે આ જ હેતુથી ૬ ઠા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૩ જું—સૂત્ર ૬ ઠું.

### ઔડુલોમિનો મત.

चिति तन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः ॥६॥

સૂત્રાર્થ—આત્માનું સ્વરૂપ ચૈતન્યરૂપે હોવાથી મુક્ત ચૈતન્ય સ્વરૂપને પામે છે, એમ ઔડુલોમિ આચાર્યનો મત છે (૬)

ટીકા—ગુરુઃ—જો કે ભેદને લઇ પાપાદિ દોષથી રહિતપણાના ધર્મો આત્માના સંબંધમાં કહેવાય છે, છતાં આ ધર્મો શબ્દના વિકલ્પથી ઉત્પન્ન થાય છે. આથી એમ જણાય છે કે, આત્મામાં પાપાદિની નિવૃત્તિ છે. આત્માનું સ્વરૂપ ચૈતન્યરૂપે છે. આ રીતે ચૈતન્ય સ્વરૂપે કરી આવિર્ભાવ યોગ્ય છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, " एवं वा अरेऽयमात्मानन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एव (બૃ૦૪,૫,૧૩) તે જ રીતે અરે! આ મહાન્ આત્મા અંતરપણાથી રહિત, બાહ્યથી રહિત, કૃત્સ્નરૂપે તથા પ્રજ્ઞાનઘનરૂપે છે." આ રીતની શ્રુતિ બરોબર લાગુ પડશે. જો કે સત્યકામત્વઆદિ વસ્તુ સ્વરૂપે કરી ધર્મોરૂપે કહેવાય છે, છતાં ઉપાધિસંબંધને અધીન હોવાથી આ ધર્મોને ચૈતન્ય સ્વરૂપનો સંબંધ નથી. સત્ય કામના જેને હોય, તે સત્યકામ કહેવાય. આથી તે ધર્મોરૂપે છે. બ્રહ્મનેવિશે અનેક આકારનો પ્રતિષેધ છે. નીચેના સૂત્રવડે બ્રહ્મના અનેક આકારનું પ્રતિષેધપણું છે. જેમકે, न स्थानतोऽपि परस्योभयलिङ्गम् (બ્ર૦ સૂ૦૩,૨,૧૧). આથી જ ભક્ષણઆદિનું જે વચન છે, તે આત્મક્રીડાનું જેમ નિરૂપણ છે, તેમ સ્તુતિને અર્થે છે. આત્મામાં રતિ, ક્રીડા તથા મૈથુનનું મુખ્યરૂપે વર્ણન કરવું શક્ય નથી. કારણ આ સર્વ ધર્મો દ્વૈતભાવના વિષયરૂપે છે. માટે ઔડુલોમિ આચાર્યનું માનવું એ છે કે, અશેષ પ્રપંચથી રહિત પ્રસન્ન સ્વરૂપે તેમજ અનિર્વચનીય બોધસ્વરૂપે મુક્તની પ્રાપ્તિ થાય છે, એમ ઔડુલોમિ નામના આચાર્ય માને છે. (૬)

શિષ્ય—બીજા કોઇનો જે મત હોય, તે કહેશો?

ગુરુઃ—બાદરાયણ નામના આચાર્ય એમ માને છે કે, પ્રથમ બ્રહ્મનું સ્વરૂપ વ્યવહારને લીધે ઐશ્વર્યાદિ ધર્મવાળું હોય છે. આથી બ્રહ્મના સ્વરૂપની સાથે કોઇ રીતનો વિરોધ નથી. આ જ હેતુથી ૭મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૪ થું—સૂત્ર ૭ મું.

### બાદરાયણનો મત.

एवमप्युपन्यासात्पूर्वभावादविरोधं बादरायणः ॥ ७ ॥

સૂત્રાર્થઃ—જો કે મુક્ત સ્વસ્વરૂપે થાય છે, છતાં શ્રુતિમાં જે ધર્માદિનું નિરૂપણ છે, તેમાં વિરોધ આવતો નથી. કારણ કે વ્યવહારને લઈ આ નિરૂપણ છે, એમ બાદરાયણ નામના આચાર્ય માને છે (૭)

ટીકા—ગુરુ—આમ છતાં અર્થાત્ પારમાર્થિક ચૈતન્યમાત્ર સ્વરૂપે કરી મુક્ત પ્રાપ્ત થાય છે, છતાં વ્યવહારની અપેક્ષાને લઇ પૂર્વના બ્રહ્મનું જ્ઞાન સત્યવાતા ધર્મોવડે થાય છે. માટે બ્રહ્મના ઐશ્વર્ય સ્વરૂપનું જે નિરૂપણ છે, તેમાં વિરોધ આવતો નથી (૭)

શિષ્ય:–વિદ્વાનને વિભૂતિ શું પ્રાપ્ત થાય છે ?

ગુરૂ:–સંકલ્પથી વિદ્વાનને વિભૂતિ આદિ પ્રાપ્ત થાય છે. આ જ હેતુથી ૮મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૪ થું–સૂત્ર ૮ મું

## વિદ્વાનની સંકલ્પસિદ્ધિ.

संकल्पादेव तु तच्छ्रुतेः ॥ ८ ॥

સૂત્રાર્થ:–વિદ્વાન્ કેવળ સંકલ્પમાત્ર કરે છે, એટલે તેને પિત્રાદિ વિભૂતિ પ્રાપ્ત થાય છે. આ રીતની શ્રુતિ છે. (૮)

ટીકા:–શિષ્ય–હાર્દ વિદ્યામાં શ્રુતિ વિશે કહ્યું છે કે, "स यदि पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति (છા૦ ૮,૨,૧) જો જ્ઞાની પિતૃલોકની ઇચ્છા કરે છે તો તે સંકલ્પથી તે મહિમા સાથે પ્રાપ્ત થાય છે." હવે આ સ્થળે મને શંકા થાય છે કે, કેવળ સંકલ્પ જ પિત્રાદિની પ્રાપ્તિમાં હેતુરૂપે છે કે અન્ય કોઇ નિમિત્તને લઇ સંકલ્પ હેતુરૂપે થાય છે ? જો કે મૂળ શ્રુતિમાં એમ કહ્યું છે કે, કેવળ સંકલ્પથી પ્રાપ્તિ થાય છે, પણ કોઇ નિમિત્ત હોવું જોઇએ. જેમ લોકમાં આપણો તેમ જ અન્યનો સંકલ્પ થવા છતાં, ગમનાદિ હેતુ હોય છે તો પિત્રાદિની પ્રાપ્તિ થાય છે, તેમ મુક્તને પણ હોવું જોઇએ. આ રીતે જે વસ્તુ વિપરીત જોવામાં આવે, તે કલ્પનામાં કદી આવી શકે નહિ. જેમ રાજાના સંકલ્પિત વિષયની સિદ્ધિ કરવા માટે કોઇ અન્ય સાધન સુલભ સામગ્રીરૂપે હોય છે તથા તે કારણથી રાજાનો સંકલ્પ કહેવાય છે, તે જ પ્રમાણે આ મુક્તનો સંકલ્પ છે સંકલ્પમાત્રથી ઉત્પન્ન થયલા પિત્ર દિઓ મનોરથના આવિર્ભાવની માફક ચંચળ છે. આથી પુષ્કળ ભોગ આપવા તેઓ શક્તિમાન્ થતા નથી.

ગુરૂ–આ બાબતમાં હું કહું, તે સાંભળ. કેવળ સંકલ્પથી જ પિતૃ આદિની પ્રાપ્તિ થાય છે.

શિષ્ય:–તે કેવી રીતે બને ?

ગુરૂ:–આ રીતની શ્રુતિ છે. જેમકે "सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति(છા૦૮,૨,૧) સંકલ્પથી જ આને પિતરો આત્મસંબંધી થાય છે." આ શ્રુતિને અન્ય નિમિત્તની જો અપેક્ષા હોય તો બાધ આવે. જો સંકલ્પને અનુસરી થતું હોય તો કોઇ નિમિત્ત હોવું જોઇએ, પણ આ સ્થળે તો ભિન્ન પ્રયત્નથી સંપાદન કરવા યોગ્ય કોઇ અન્ય નિમિત્તની અપેક્ષા હોતી નથી. કારણ કે પ્રાપ્તિ થવા પહેલાં જ સંકલ્પ મિથ્યારૂપે થવાનો પ્રસંગ આવે છે. વળી શ્રુતિના અર્થના નિશ્ચયમાં લોકમાં જે સામાન્યરીતે જોવામા આવે છે, તે રીતનો ક્રમ હોતો નથી સંકલ્પના બળથી મુક્તોને જે પ્રયોજન હોય છે, તે સ્થિરપણાની પ્રાપ્તિ છે. માટે મુક્તનો સંકલ્પ પ્રાકૃતનો જે સંકલ્પ છે, તેથી વિલક્ષણ છે. (૮)

શિષ્ય–સંકલ્પ માત્રથી ભોગસિદ્ધિ કેવી રીતે થાય છે ?

ગુરુ–ઇશ્વરધર્મ જ આત્મસાક્ષાત્કારવાળામાં હોય છે. આથી તેનો સંકલ્પ થતો નથી. આ જ હેતુથી ૯મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૪ થું–સૂત્ર ૯ મું.

## વિદ્વાનનો સંકલ્પ અવિનાશી.

अत एव चानन्याधिपतिः ॥ ९ ॥

સૂત્રાર્થઃ–આથી અર્થાત્ વિદ્વાનનો સંકલ્પ અવિનાશી છે. તેથી વિદ્વાનનો કોઇ અધિપતિ નથી. (૯)

ટીકાઃ–ગુરુઃ–આથી જ અર્થાત્ વિદ્વાનનો સંકલ્પ અતથ્ય હોવાથી વિદ્વાન્ કોઈપણ રીતના અધિપતિથી રહિત હોય છે. કોઇ પ્રાકૃત મનુષ્ય પણ જે સંકલ્પ કરે છે, તેને પોતાને ગતિ હોવા છતા તે એમ સંકલ્પ નથી કરતો કે, મને અન્ય સ્વામી હોય. શ્રુતિમાં પણ કહ્યું છે કે, "अथ य इहात्मानमनुविद्य व्रजन्त्येतांश्च सत्यान्कामांस्तेषां सर्वेषु लोकेषु कामचारो भवति (છા૦ ૮,૧,૬) જે આત્માને તથા તેના સત્ય સંકલ્પને જાણી દેહ છોડે છે તે સર્વ લોકવિશે સ્વતંત્ર થાય છે." (૯)

શિષ્યઃ–વિદ્વાનને શરીરનો અભાવ હોય તો પછી મનનો અભાવ થવાથી સંકલ્પનો પણ અભાવ હોવો જોઇએ.

ગુરુઃ–આ જ હેતુથી શ્રુતિમાં કહેવા પ્રમાણે બાદરિ નામના આચાર્ય એમ માને છે કે, વિદ્વાનને શરીરનો અભાવ છે. આ જ કારણથી ૧૦ મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૫મું–સૂત્ર ૧૦ મું.

## મુક્તને શરીરનો અભાવ.

अभावं बादरिराह ह्येवम् ॥१०॥

સૂત્રાર્થઃ–શ્રુતિમાં કહ્યું છે કે, વિદ્વાનને શરીરનો અભાવ છે. આથી બાદરિ નામના આચાર્ય મુક્તને શરીરનો અભાવ માને છે. (૧૦)

ટીકાઃ–શિષ્ય–શ્રુતિમાં કહ્યું છે કે, "संकल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति (છા૦૮,૨,૧) જે ક્ષણે વિદ્વાન્ સંકલ્પ કરે છે, તે જ ક્ષણે તેના પિતરો તેની પાસે આવે છે." આ રીતની શ્રુતિ છે. હવે સંકલ્પનું સાધન મન છે. જેણે ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું છે, એવા મુક્તને શરીર તથા ઇન્દ્રિયો છે કે નથી, તે જોવાનું છે.

ગુરુઃ–આ બાબતમાં બાદરિ નામના આચાર્ય એમ માને છે કે, મહિમાવાળા વિદ્વાનને શરીર તથા ઇન્દ્રિયોનો અભાવ હોય છે.

શિષ્યઃ–તે કેવી રીતે બને ?

ગુરુઃ–આ રીતે શ્રુતિ નિવેદન કરે છે. જેમકે, "मनसैवान् कामान्पश्यन्रमते ( છા૦ ૮, ૧૨,૫), य एते ब्रह्मलोके (૮,૧૩,૧) મનરૂપી દૈવી ચક્ષુથી આત્મા સર્વ વસ્તુનો ઉપભોગ લે છે. બ્રહ્મલોકમા જે આ સંકલ્પ માત્રો છે." જો મન તથા શરીરવડે મુક્ત વિહાર કરતો હોય તો मनसा એવું શ્રુતિમાં વિશેષણ આપત નહિ માટે મોક્ષમાં શરીર તથા ઇન્દ્રિયોનો અભાવ છે. (૧૦)

શિષ્યઃ–બીજા આચાર્યનો શો મત છે તે જણાવશો ?

ગુરુ–જૈમિનિ નામના આચાર્ય એમ માને છે કે, શ્રુતિમાં વિકલ્પ હોવાથી મુક્તને શરીરનું અસ્તિત્વ છે. આ જ હેતુથી ૧૧મા સૂત્રમાં કહ્યું છે કે;–



શિષ્ય-વિદ્વાનને વિભૂતિ શું પ્રાપ્ત થાય છે ?

ગુરૂ-સંકલ્પથી વિદ્વાનને વિભૂતિ આદિ પ્રાપ્ત થાય છે. આ જ હેતુથી ૮મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૪ થું-સૂત્ર ૮ મું

### વિદ્વાનની સંકલ્પસિદ્ધિ.

संकल्पादेव तु तच्छ्रुतेः ॥ ८ ॥

સૂત્રાર્થઃ-વિદ્વાન્ કેવળ સંકલ્પમાત્ર કરે છે, એટલે તેને પિત્રાદિ વિભૂતિ પ્રાપ્ત થાય છે. આ રીતની શ્રુતિ છે. (૮)

ટીકા-શિષ્ય-હાર્દ વિદ્યામાં શ્રુતિ વિશે કહ્યું છે કે, "स यदि पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति (છા૦ ૮,૨,૧) જો જ્ઞાની પિતૃલોકની ઇચ્છા કરે છે તો તે સંકલ્પથી તે મહિમા સાથે પ્રાપ્ત થાય છે." હવે આ સ્થળે મને શંકા થાય છે કે, કેવળ સંકલ્પ જ પિત્રાદિની પ્રાપ્તિમાં હેતુરૂપે છે કે અન્ય કોઇ નિમિત્તને લઇ સંકલ્પ હેતુરૂપે થાય છે ? જો કે મૂળ શ્રુતિમાં એમ કહ્યું છે કે, કેવળ સંકલ્પથી પ્રાપ્તિ થાય છે, પણ કોઇ નિમિત્ત હોવું જોઇએ. જેમ લોકમાં આપણો તેમ જ અન્યનો સંકલ્પ થવા છતાં, ગમનાદિ હેતુ હોય છે તો પિત્રાદિની પ્રાપ્તિ થાય છે, તેમ મુક્તને પણ હોવું જોઇએ. આ રીતે જે વસ્તુ વિપરીત જોવામાં આવે, તે કલ્પનામાં કદી આવી શકે નહિ જેમ રાજાના સંકલ્પિત વિષયની સિદ્ધિ કરવા માટે કોઇ અન્ય સાધન સુલભ સામગ્રીરૂપે હોય છે તથા તે કારણથી રાજાનો સંકલ્પ કહેવાય છે, તે જ પ્રમાણે આ મુક્તનો સંકલ્પ છે. સંકલ્પમાત્રથી ઉત્પન્ન થયેલા પિત્ર દિઓ મનોરથના આવિર્ભાવની માફક ચંચળ છે આથી પુષ્કળ ભોગ આપવા તેઓ શક્તિમાન્ થતા નથી.

ગુરૂ-આ બાબતમાં હું કહું, તે સાંભળ. કેવળ સંકલ્પથી જ પિતૃ આદિની પ્રાપ્તિ થાય છે

શિષ્ય-તે કેવી રીતે બને ?

ગુરુઃ-આ રીતની શ્રુતિ છે. જેમકે "सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति(છા૦૮,૨,૧) સંકલ્પથી જ આને પિતરો આત્મસંબંધી થાય છે." આ શ્રુતિને અન્ય નિમિત્તની જો અપેક્ષા હોય તો બાધ આવે. જો સંકલ્પને અનુસરી થતું હોય તો કોઇ નિમિત્ત હોવું જોઇએ, પણ આ સ્થળે તો ભિન્ન પ્રયત્નથી સંપાદન કરવા યોગ્ય કોઇ અન્ય નિમિત્તની અપેક્ષા હોતી નથી. કારણ કે પ્રાપ્તિ થવા પહેલાં જ સંકલ્પ મિથ્યારૂપે થવાનો પ્રસંગ આવે છે. વળી શ્રુતિના અર્થના નિશ્ચયમાં લોકમાં જે સામાન્ય રીતે જોવામાં આવે છે, તે રીતનો ક્રમ હોતો નથી સંકલ્પના બળથી મુક્તોને જે પ્રયોજન હોય છે, તે સ્થિરપણાની પ્રાપ્તિ છે. માટે મુક્તનો સંકલ્પ પ્રાકૃતનો જે સંકલ્પ છે, તેથી વિલક્ષણ છે. (૮)

શિષ્ય-સંકલ્પ માત્રથી ભોગસિદ્ધિ કેવી રીતે થાય છે ?

ગુરુ-ઇશ્વરધર્મ જ આત્મસાક્ષાત્કારવાળામાં હોય છે. આથી તેનો સંકલ્પ થતો નથી. આ જ હેતુથી ૯મા સૂત્રમાં કહ્યું છે કે;—

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૪ મું.

## મુક્તનો જાગ્રતપેઠે ભોગ.

भावे जाग्रद्वत् ॥ १४ ॥

સૂત્રાર્થઃ-શરીર હોય ત્યારે પિતૃ આદિ કામો જેમ જાગ્રતાવસ્થામાં વિદ્યમાન તેમ મુક્તને પણ છે. (૧૪)

ટીકાઃ-ગુરુઃ-જ્યારે શરીરનું અસ્તિત્વ હોય ત્યારે જાગ્રતાવસ્થામાં જેમ પિત્રાદિ કામો વિદ્યમાન હોય છે, તે જ પ્રમાણે મુક્તને પણ થાય છે. (૧૪)

શિષ્યઃ-આત્મરહિત શરીરો શું લાકડાના યંત્રની માફક મુક્તથી સર્જાય અથવા આપણા શરીરોની માફક આત્મસહિત શરીરો સર્જાય છે?

ગુરુઃ-મુક્તનો પ્રવેશ દીપકની માફક કારણ કે શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે. આથી જ ૧૫મા સૂત્રમાં કહ્યું છે કે;-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૫ મું.

## મુક્તની સ્થિતિ પ્રદીપ સરખી.

प्रदीपवदावेशस्तथाहि दर्शयति ॥ १५ ॥

સૂત્રાર્થઃ-મુક્તનો દેહોમાં પ્રવેશ દીપકની માફક છે. શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે.

ટીકાઃ-શિષ્યઃ-" भावं जैमिनिर्विकल्पाम- नात् (બ્ર૦ સૂ૦ ૪,૪,૧૧) આ સૂત્રમાં એમ કહ્યું છે કે, મુક્ત શરીરયુક્ત છે. આમાં ત્રિધા આદિ અનેક શરીરની ઉત્પત્તિમાં લાકડાના યંત્રની માફક આત્માથી રહિત શરીરો મુક્તથી શું સર્જાય છે અથવા તો શું આપણા શરીરોની માફક આત્માયુક્ત શરીરો સર્જાય છે? મારૂં માનવું તો એમ છે કે, આત્મા તથા મનનો ભેદ નહિ હોવાથી એક શરીર સાથે તેનો યોગ હોય છે. આથી તે નિરાત્મક અન્ય શરીરો ઉત્પન્ન કરે છે.

ગુરુઃ-મુક્તનો પ્રવેશ પ્રદીપની માફક છે. જેમ એક પ્રદીપ અનેક પ્રદીપને વિકાર શક્તિના યોગથી ઉત્પન્ન કરે છે, તે જ પ્રમાણે વિદ્વાન્ એક છતાં ઐશ્વર્યના યોગથી અનેક ભાવને પ્રાપ્ત કરી, અનેક શરીરોમાં પ્રવેશ કરે છે.

શિષ્યઃ-તે કેવી રીતે બને?

ગુરુઃ-શાસ્ત્ર એકના અનેક ભાવરૂપે નિરૂપણ કરે છે. જેમકે, "स एकधा भवति त्रिधा भवति पञ्चधा सप्तधा नवधा (છા૦૭,૨૬,૨) આ એકધા, ત્રિધા, પંચધા, સપ્તધા તથા નવધારૂપે થાય છે." લાકડાના યંત્રની ઉપમા સ્વીકારવાથી અથવા અન્ય જીવમાં પ્રવેશ કરવાથી તે પ્રમાણે સંભવતું નથી. તે જ પ્રમાણે નિરાત્મક શરીરોમાં પ્રવૃત્તિનો સંભવ નથી.

શિષ્યઃ-આત્મા તથા મનના ભેદનો અભાવ હોવાથી અનેક શરીરના યોગનો અસંભવ છે.

ગુરુઃ-આ દોષ નથી. સત્ય સંકલ્પવ એક મનને અનુસરતાં મનવાળાં અન્ય શરીરોને તે સરજી શકશે. આ રીતે અન્ય શરીર સરજ્યા પછી, ઉપાધિના ભેદને લઈ, આત્માના ભેદવડે અધિષ્ઠાતા યોજશે. યોગશાસ્ત્રમાં યોગીઓને અનેક શરીરના યોગની પ્રક્રિયા આ રીતે હોય છે. (૧૫)

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૧ મું.
## જૈમિનિનો મત.

भावं जैमिनिर्विकल्पामननात् ॥ ११ ॥

સૂત્રાર્થઃ-શ્રુતિમાં વિકલ્પ હોવાથી જૈમિનિ નામના આચાર્ય એમ માને છે કે, મુકતને શરીરનું અસ્તિત્વ છે. (૧૧)

ટીકાઃ-ગુરુઃ-જૈમિનિ નામના આચાર્ય એમ માને છે કે, મનની માફક ઇન્દ્રિય યુકત શરીરનું અસ્તિત્વ પણ મુકતને હોવું જોઇએ. કારણ કે, "स एकधा भवति त्रिधा भवति (છાં૦૭,૨૬,૨) તે સૃષ્ટિના પહેલાં એકરૂપે હોય છે, તે ત્રણરૂપે થાય છે." આ રીતે અનેક પ્રકારના ભાવ-વિકલ્પો શ્રુતિ કહે છે. શરીર ભેદ વિના આ અનેક પ્રકાર થવા યોગ્ય નથી. જો કે નિર્ગુણ ભૂમા સંબંધી વિદ્યામાં અનેક પ્રકારના ભાવનો વિકલ્પ કહેવાયલો છે, છતાં સગુણ અવસ્થામાં રહેલ જે ઐશ્વર્ય છે, તે ભૂમાવિદ્યાની સ્તુતિ માટે કહેવાયલું છે. આથી સગુણવિદ્યાના ફળના અભાવવડે આ સ્થિતિ છે. (૧૧)

શિષ્યઃ-આમ જૂદા જૂદા મતથી મુખ્ય નિયમ શો ?

ગુરુઃ-આ સર્વનો ઉપસંહાર ૧૨મા, ૧૩મા તથા ૧૪મા સૂત્રથી થાય છે. જેમકે;-

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૨ મું.
## બાદરાયણનો મત.

द्वादशाहवदुभयविधं बादरायणोऽतः ॥१२॥

સૂત્રાર્થઃ-બે પ્રકારનાં સૂચનવાળી શ્રુતિ હોવાથી બાદરાયણ આચાર્ય એમ માને છે કે, મુકત દ્વાદશાહ સત્રની માફક ઉભય પ્રકારે છે. (૧૨)

ટીકાઃ-ગુરુઃ-બાદરાયણ નામના આચાર્ય આથી અર્થાત્ બેઉ પ્રકારના નિયમ વાળી શ્રુતિ હોવાથી બેઉ પ્રકારે હોય એમ માને છે. જ્યારે મુકત શરીરયુકત થવાનો સંકલ્પ કરે છે ત્યારે તે શરીર યુકત થાય છે તથા જ્યારે શરીરથી રહિતપણાનો સંકલ્પ કરે છે ત્યારે શરીરથી રહિત થાય છે. કારણ કે તેને સંકલ્પ સત્ય છે તથા તેના સંકલ્પનું વિચિત્રપણું દ્વાદશાહ નામના સત્રની માફક છે. જેમકે *દ્વાદશાહ સત્રરૂપે છે તેમ જ અહીન પણ છે. આ રીતે ઉભય પ્રકારે નિરૂપણ શ્રુતિમાં હોવાથી આ રીતે જાણવું જોઇએ. (૧૨)

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૩ મું.
## મુક્તનો સ્વપ્નપેઠે ભોગ.

तन्वभावे संध्यवदुपपत्तेः ॥ १३ ॥

સૂત્રાર્થઃ-ઇન્દ્રિયયુકત શરીરના અભાવ સમયે સ્વપ્નની માફક ભોગ છે, આ રીતની પ્રાપ્તિ છે. (૧૩)

ટીકાઃ-ગુરુઃ-જ્યારે તનુનો અર્થાત ઇન્દ્રિયયુકત શરીરનો અભાવ હોય છે ત્યારે જેવી રીતે સ્વપ્નની સ્થિતિમાં શરીર, ઇન્દ્રિયો તથા વિષયો હોતા નથી, છતાં પિતૃ આદિ કાર્યો જોવામાં આવે છે, તેમ મોક્ષના સંબંધમાં છે. આ રીતે મુકતને પ્રાપ્ત થાય છે. (૧૩)

* દ્વાદશાહઃ-द्वादशाहेन प्रजाकाम याजयेत આમાં યજતિની પ્રેરણા છે તથા કર્તા જણાય છે, માટે તે અહીનરૂપે કહેવાય છે. વળી ઘણુ યજમાન હોવાથી તેમ જ આસન તથા ઉપાયનને લીધે દ્વાદશાહ સત્રરૂપે પણ છે. એમ અહીન તથા સત્ર બેઉ પ્રકારે દ્વાદશાહ કહેવાય છે. અહીન સત્રની સમાપ્તિ ત્રીજથી ૪૦ દિવસની અંદર થાય છે.

## અધિકરણ ૫ મું-સૂત્ર ૧૪ મું.

## મુક્તનો જાગ્રતપેઠે ભોગ.

भावे जाग्रद्वत् ॥ १४ ॥

સૂત્રાર્થઃ–શરીર હોય ત્યારે પિતૃ આ-નાં કામો જેમ જાગ્રતાવસ્થામાં વિદ્યમાન, તેમ મુક્તને પણ છે. (૧૪)

ટીકાઃ–ગુરુ –જ્યારે શરીરનું અસ્તિત્વ હોય ત્યારે જાગ્રતાવસ્થામાં જેમ પિત્રાદિ લોકો વિદ્યમાન હોય છે, તે જ પ્રમાણે મુક્તને પણ થાય છે. (૧૪)

શિષ્યઃ–આત્મરહિત શરીરો શું લાકડાના યંત્રની માફક મુક્તથી સર્જાય અથવા આપણા શરીરોની માફક આત્મસહિત શરીરો સર્જાય છે?

ગુરુઃ–મુક્તનો પ્રવેશ દીપકની માફક. કારણ કે શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે. આથી જ ૧૫મા સૂત્રમાં કહ્યું છે કે;–

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૫ મું.

## મુક્તની સ્થિતિ પ્રદીપ સરખી.

प्रदीपवदावेशस्तथाहि दर्शयति ॥ १५ ॥

સૂત્રાર્થ –મુક્તનો દેહોમાં પ્રવેશ દીપકની માફક છે. શ્રુતિ તે પ્રમાણે પ્રતિપાદન કરે છે

ટીકાઃ–શિષ્યઃ–" भाव जैमिनिर्विकल्पामनात् (બ્ર૦ સૂ૦ ૪,૪,૧૧) આ સૂત્રમાં એમ કહ્યું છે કે, મુક્ત શરીરયુક્ત છે. આમાં બધા આદિ અનેક શરીરની ઉત્પત્તિમાં લાકડાના યંત્રની માફક આત્માથી રહિત શરીરો મુક્તથી શું સર્જાય છે અથવા તો શું આપણા શરીરોની માફક આત્માયુક્ત શરીરો સર્જાય છે? મારું માનવું તો એમ છે કે, આત્મા તથા મનનો ભેદ નહિ હોવાથી એક શરીર સાથે તેનો યોગ હોય છે. આથી તે નિરાત્મક અન્ય શરીરો ઉત્પન્ન કરે છે

ગુરુ –મુક્તનો પ્રવેશ પ્રદીપની માફક છે. જેમ એક પ્રદીપ અનેક પ્રદીપને વિકાર શક્તિના યોગથી ઉત્પન્ન કરે છે, તે જ પ્રમાણે વિદ્વાન એક છતાં ઐશ્વર્યના યોગથી અનેક ભાવને પ્રાપ્ત કરી, અનેક શરીરોમાં પ્રવેશ કરે છે.

શિષ્યઃ–તે કેવી રીતે બને?

ગુરુ–શાસ્ત્ર એકના અનેક ભાવરૂપે નિરૂપણ કરે છે. જેમકે, "स एकधा भवति त्रिधा भवति पञ्चधा सप्तधा नवधा (છા૦ ૭,૨૬,૨) આ એકધા, ત્રિધા, પંચધા, સપ્તધા તથા નવધારૂપે થાય છે." લાકડાના યંત્રની ઉપમા સ્વીકારવાથી અથવા અન્ય જીવમાં પ્રવેશ કરવાથી તે પ્રમાણે સંભવતું નથી તે જ પ્રમાણે નિરાત્મક શરીરોમાં પ્રવૃત્તિનો સંભવ નથી.

શિષ્ય–આત્મા તથા મનના ભેદનો અભાવ હોવાથી અનેક શરીરના યોગનો અસંભવ છે.

ગુરુ–આ દોષ નથી. સત્ય સંકલ્પવાળું એક મનને અનુસરતા મનવાળાં અનેક શરીરોને તે સર્જી શકશે આ રીતે અથ શરીર સરજ્યા પછી, ઉપાધિના ભેદને લઈ, આત્માના ભેદવડે અધિષ્ઠાતાપણું યોજાશે. યોગશાસ્ત્રમાં યોગીઓને અનેક શરીરના યોગની પ્રક્રિયા આ રીતે હોય છે. (૧૫)

શિષ્યઃ-મુક્તનું અનેક શરીરોમા આવેશ આદિરૂપ ઐશ્વર્ય કેવી રીતે સ્વી કારાય છે ? કેમકે, "तत्केन कं विजानीयात् (બૃ૦ ૪,૫,૧૫) માટે શાવડે શું જાણે ?" "न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यद्विजानीयात् (બૃ૦ ૪,૩,૩૦) આ અવસ્થામા કેતલ ય હોતો નથી. જેણાથી વિભક્ત કાંઇ દ્વિતીય હોતું નથી, કે જે તે જાણી શકે" "सलिल एको द्रष्टाऽद्वैतो भवति (બૃ૦૪,૩,૩૨) સલિલના જેવો એક દ્રષ્ટા છે, જે અદ્વૈતરૂપે છે" આ શ્રુતિઓ વિશેષ પ્રકારના વિજ્ઞાનનુ નિવારણ કરે છે.

ગુરુ-સુષુપ્તિ તથા મુક્તિ આ બે માથી એકની અપેક્ષા, વિશેષ જ્ઞાનના અભાવવાળી શ્રુતિને હોય છે. આથી જ ૧૬મા સૂત્રમાં કહ્યુ છે કે;-

## અધિકરણ ૬ ઠું-સૂત્ર ૧૬ મુ
## વિશેષ-જ્ઞાનનો અભાવ ક્યારે ?

स्वाप्ययसपत्त्योरन्यतरापेक्षमाविष्कृतं हि ॥१६॥

સૂત્રાર્થ.-સુષુપ્તિ તથા મુક્તિ આ બે અવસ્થામાથી એક અવસ્થાની અપેક્ષા વિશેષ જ્ઞાનના અભાવવાળી શ્રુતિના સબંધમાં છે કારણ કે શ્રુતિમાના પ્રકરણવડે એ રીતે સ્પષ્ટ સમજાય છે (૧૬)

ટીકા-ગુરુ-સ્વાપ્યયનો અર્થ સુષુપ્તિ શ્રુતિમાં કહ્યુ છે કે, 'स्वमपीतो भवति त स्वपितीत्याचक्षते (છાં૦ ૬, ૮, ૧) પોતાના સદ્રૂપ અર્થાત્ પરમાર્થ સત્ય સ્વરૂપમાં લીન થાય છે, તેથી લોકો એમ કહે છે કે, તે સુષુપ્તિમા છે" સપત્તિનો અર્થ કૈવલ્ય મોક્ષ છે "ब्रह्मैव सन् ब्रह्माप्येति (બૃ૦ ૪,૪,૬) બ્રહ્મરૂપે થઇ બ્રહ્મમાં લીન થાય છે." આ બેમાની એક અવસ્થાની અપેક્ષાને લઇ બ્રહ્મના સંબંધમાં વિશેષ સજ્ઞાના અભાવનું નિરૂપણ છે. કેટલીક શ્રુતિ સુષુપ્તિની અપેક્ષાને લઇ કહે છે તથા કેટલીક કૈવલ્ય અવસ્થાની અપેક્ષાએ નિરૂપણ કરે છે

શિષ્ય-આ કેવી રીતે સમજાય છે ?

ગુરુ-શ્રુતિમા જ મુક્તના અધિકારને લીધે આ રીતે કહેલુ છે. શ્રુતિમાં કહ્યુ છે કે, 'एतेभ्यो भूतेभ्य समुत्थाय तान्येवानु विनश्यति न प्रेत्य सज्ञाऽस्तीति (બૃ૦૨,૪,૧૨) यत्र त्वस्य सर्वमात्मैवाभूत् (બૃ૦૨,૪,૧૪) यत्र सुप्तो न कचन काम कामयते न कचन स्वप्न पश्यति(બૃ૦૪,૩,૧૯) આ ભૂતોમાંથી ઉત્પન્ન થઈ તેને વિશે પાછો વિનાશ થાય છે. જેનેવિશે આ સર્વ આત્મારૂપે છે. જેનેવિશે સૂતેલો કોઇ મનોરથની કામના કરતો નથી તથા કોઇ સ્વપ્ન જોતો નથી.' જે શ્રુતિમાં ઐશ્વર્ય વર્ણન કરવામાં આવ્યુ છે, તે સ્વર્ગ આદિની માફક ભિન્ન અવસ્થાને લઇને છે તથા તે સગુણવિદ્યાના પરિણામની અવસ્થારૂપે છે. માટે તેમાં કોઇ રીતનો દોષ નથી. (૧૬)

શિષ્ય-જેઓ સગુણ બ્રહ્મની ઉપાસનાથી મનની સાથે ઇશ્વરના સાયુજ્યને પામે છે, તેમનુ ઐશ્વર્ય શુ નિરંકુશ છે કે અંકુશવાળું છે ?

ગુરુ-જગતની ઉત્પત્તિઆદિ વ્યાપાર શિવાય મુક્તનું ઐશ્વર્ય છે આથી મુક્તનુ ઐશ્વર્ય અંકુશવાળું છે જગતનો વ્યાપાર નો ઇશ્વરનો જ છે. આ જ હેતુથી ૧૭ મા સૂત્રમા કહ્યુ છે કે,-

## અધિકરણ ૭ મું-સૂત્ર ૧૭ મું.

## ઉત્પત્તિ આદિ વ્યાપાર કોનો ?

जगद्व्यापारवर्ज प्रकरणादसंनिहि-
तत्वाच्च ॥ १७ ॥

સૂત્રાર્થ—જગતની ઉત્પત્તિ આદિ વ્યવહાર ઇશ્વરને આધીન છે. આ રીતનુ વિવેચન હોવાથી તેમ જ મુક્તને ઇશ્વરના સામીપ્યનો અભાવ હોવાથી, જગતના વ્યાપાર વિના મુકતનુ ઐશ્વર્ય છે અર્થાત્ મુકતનું ઐશ્વર્ય અંકુશવાળુ છે (૧૭)

ટીકા—શિષ્ય—સગુણ બ્રહ્મની ઉપાસનાવડે મનસહિત જેઓ ઇશ્વરના સાયુજ્યને પામે છે, તેઓ કોઇપણ પ્રકારના અંકુશથી રહિત ઐશ્વર્યને શુ પામે છે અથવા તો અંકુશવાળા ઐશ્વર્યને પામે છે ? આ રીતનો મને સશય થાય છે આ બેમાથી કેવી રીતે થાય છે. મારૂં માનવુ તો એમ છે કે, અંકુશથી રહિત તે ઐશ્વર્યને મુક્ત પામવો જોઇએ કારણ કે શ્રુતિઓમા કહ્યુ છે કે, "आप्नोति स्वाराज्यम (તૈ૦ ૧,૬,૨) सच्र्वस्मै देवा बलिमावहन्ति (તૈ૦ ૧,૫ ૩) तेषां सर्वेषु लोकेषु कामचारो भवति ( છાં૦ ૭, ૨૫, ૨ ) તે સ્વારાજ્યને પામે છે સર્વે દેવો એ મુકતને બળિ આપે છે તે સર્વ લોકમા યથેચ્છ વિચરવાવાળો થાય છે"

ગુરુ—હું કહું, તે સાભળ જગતના ઉત્પત્તિ આદિ વ્યાપારથી રહિત તે ઐશ્વર્યને પામે છે. જગતના ઉત્પત્તિ આદિ વ્યાપારનો ત્યાગ કરી અણિમાદિ અન્ય ઐશ્વર્ય મુકતોને પ્રાપ્ત થવુ જોઇએ જગતનુ વ્યાપાર આદિ કાર્ય તો નિત્યસિદ્ધ એવા ઇશ્વરનુ જ છે.

શિષ્ય—એમ કેવી રીતે બને ?

ગુરુ—આ બાબતમા ઇશ્વરનું પ્રાધાન્ય શ્રુતિમા ગણ્યુ છે તેમ જ મુકતોના સમીપપણાનો અભાવ છે. જગતનો વ્યાપાર રચવાનો અધિકાર ઇશ્વરનો છે ઇશ્વરને પ્રાધાન્ય ગણી જગતની ઉત્પત્તિ આદિનો ઉપદેશ છે. વળી ઇશ્વર નિત્યસિદ્ધ છે, તેમ જ શ્રુતિથી ગમ્ય છે. બ્રહ્મને શોધવા તથા તેના જ્ઞાનની ઇચ્છાપૂર્વક ઐશ્વર્ય, મુક્ત પુરૂષોનુ છે, એમ શ્રુતિમા કહ્યુ છે. માટે જગતના વ્યાપારમા તેઓ સમીપવર્તી નથી વળી આ મુકતો મનયુકત હોવાથી તેઓનામાં અનેક મતો છે આથી કોઇ મુકતનો સ્થિતિનેવિશે અભિપ્રાય હોય છે તથા કોઇનો સંહારનેવિશે અભિપ્રાય હોય છે આ રીતે કોઇવાર વિરોધ પણ હોવો જોઇએ વળી અમુકના સંકલ્પને અનુસરતો બીજાનો સકલ્પ હોય, આ રીતે વીરોધનો અભાવ માનવામા આવે તો પરમેશ્વરના અભિપ્રાયને અધીન જ મુકતોની સ્થિતિ છે, એ રીતે બની શકે (૧૭)

શિષ્ય—શ્રુતિમા પ્રત્યક્ષ ઉપદેશ છે કે, વિદ્વાનનુ ઐશ્વર્ય નિરંકુશ છે, તો પણ અંકુશયુકત કેવી રીતે ?

ગુરૂ—આ તારૂં કહેલુ યોગ્ય નથી કારણ કે આદિત્યમંડળને અધિકારમાં મૂકનાર મંડલસ્થ પુરૂષ પ્રાપ્ત થવા યોગ્ય છે, આ રીતનો શ્રુતિનો ઉપદેશ છે આ જ બાબત ૧૮ મા સૂત્રમા નીચે પ્રમાણે કહી છે જેમકે,—

